# भारतनां स्त्रीरत्नो

## ग्रंथ त्रीजो

(હાલનાં તથા અગાઉનાં ૧૭૧ રત્નો)

प्रयोजकः शिवप्रसाद् दलपतराम पंडित
मुकाम, कोटा (राजपूताना)

सस्तुं साहित्य वर्धक कार्यालय तरफथी
સંપાદક અને પ્રકાશક. ભિક્ષુ-અખંડાનંદ
સ્થળઃ અમદાવાદ અને મુંબાઈ.

આવૃત્તિ બીજી, પૃષ્ઠ ૭૪૦, પ્રત ૩૩૦૦, સં. ૧૯૮૧, કુલપ્રત ૫૬૦૦
પ્રત્યેક ગ્રંથના રૂ.૨॥, ત્રણે ગ્રંથના રૂ.૬, પો. જુદું
બહાર ગામના લેનાર ખર્ચ જોગુ વધુ બેસે.

# प्रकाशकना बे बोल

"ભારતના સ્ત્રીરત્નો" નો આ ત્રીજો ગ્રથ (બીજી આવૃત્તિરૂપે) વાચક ભાઇ-બહેનોના કરકમળમા મૂકતા આનદ થાય છે. આ ગ્રથની યોજનાવિષે પ્રયોજક બધુએ આ પછીના પૃષ્ઠોમા પોતાની પ્રસ્તાવનામા જણાવ્યુ છેજ.

પહેલી આવૃત્તિના ત્રણે ગ્રથોમા મળીને રત્નોની સખ્યા ૪૩૭ ની અને પૃષ્ઠ-સખ્યા ૧૯૨૮ ની હતી એમાથી હયાત સ્ત્રીઓના તેમજ બીજા ઓછી અગત્યનાં ૬૯ રત્નો (એકદરે પૃષ્ઠ ૧૭૩ ના કદના) આ આવૃત્તિમા નથી લેવાયા તે બાદ જતા, તેમજ નવા દાખલ થએલા ૧૬૦ રત્નો ઉમેરી લેતા આ આવૃત્તિના ત્રણે ગ્રથોમા મળીને એકદરે રત્નસખ્યા ૫૨૮ ની થઇ છે, તેમજ પૃષ્ઠસખ્યા પણ વધીને લગભગ ૨૧૦૦ જેટલી થઇ છે

પૃષ્ઠસખ્યાના એ વધારા ઉપરાત આ આવૃત્તિમા પૃષ્ઠનુ કદ પણ મોટુ તથા પ્રેસ ઘરનુ હોવાથી પ્રત્યેક પૃષ્ઠમા દોઢુ લખાણ સમાયલુ છે, અને એ રીતે આ આવૃત્તિ પહેલી આવૃત્તિ કરતા દોઢથી પોણાબેગણી મોટી થઇ છે

પરતુ લેખક બધુનો પરિશ્રમ તો એથી પણ વધારે છે નવા ઉમેરાયલા રત્નો તૈયાર કરવા ઉપરાત કાયમ રહેલા રત્નોમા પણ તેમણે અનેક સ્થળે છૂટથી સુધારો વધારો કર્યો છે; અને કેટલાક રત્ન તો નવેસરથીજ લખ્યા છે. એ રીતે આ આવૃત્તિ તૈયાર કરવા પાછળ એકદરે તેમને આગલી આવૃત્તિના જેટલોજ બોજો પરિશ્રમ કરવો પડયો છે કેટલાક ચરિત્રો શોધી કહાડવા તથા યોજવા માટે તો તેમને હજારો પાનાના મૂળ પુસ્તકો ધ્યાનપૂર્વક વાચી જવા પડયા છે આવી રીતે લેખક બધુની ઉંડી સેવાવૃત્તિ અને કાળજીભર્યા પરિશ્રમને પરિણામે આ આવૃત્તિની ઉપ-કારકતા અને વિસ્તારમા સગીન વધારો થઇ તેને લગભગ નવુજ સ્વરૂપ પ્રાપ્ત થયુ છે, જે બદલ તેમનો જેટલો પણ આભાર માનીએ તેટલો ઓછો છે વળી આ સર્વ પરિશ્રમ તેમણે અન્ય ભાષા બોલનારા પ્રાતમા રહીને તેમજ કોટા રાજ્યની નોકરીનો બોજો ઉઠાવતા રહીને કરેલો હોઇ તે બદલ સસ્થા પાસેથી કાંઇપણ પુરસ્કાર લેવાની પ્રથમથીજ ના પાડી છે આવી નિષ્કામ કર્તવ્યબુદ્ધિ ધરાવવામાટે એ બધુને મુબા-રકબાદી આપી ઇચ્છીશુ કે નિષ્કામ પુરુષો યથાક્રમે જે અનુપમ પૂર્ણત્વને પ્રાપ્ત થઇ કૃતકૃત્ય બને છે, તે સ્થિતિને પામવા તેઓ સત્વર લાયક થાઓ

સ્ત્રીરત્નોના આ ત્રીજા ગ્રથના પૃષ્ઠાક, બીજા ગ્રથના અનુસધાનમા ૬૦૫ થી ૧૨૨૩ સુધી ના આવ્યા પછી જૈન સ્ત્રીરત્નો ઉપર ૬૬૧ થી ૭૬૮ સુધીના પૃષ્ઠાક બીજીવાર આવ્યા છે પહેલા ગ્રથમાજ આ રત્નો આપવાની ગણતરીપર તેના અનુસધા-નમા એ પૃષ્ઠાક અને તેની બાજુપર "ગ્રથ પહેલો" એમ છપાયલુ, પરતુ એ ગ્રથનું દળ વધી જતું જણાયાથી એ રત્નો આ ત્રીજા ગ્રંથની છેવટે જોડયા છે એમાં છેલ્લા પાચરત્નોના અક ૧૪૯ થી ૧૫૩ છે, તે સુધારીને ૩૬ થી ૪૦ કરી લેવા.

સં. ૧૯૮૧—માઘ માસ ભિક્ષુ-અખંડાનંદ

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના

પરમાત્માની કૃપાથી આજના શુભ દિને ભારતનાં સ્ત્રીરત્નોનો ત્રીજો ગ્રંથ ( બીજી આવૃત્તિરૂપે ) સહૃદય વાચકોની સેવામાં સમર્પિત કરવાનુ સૌભાગ્ય મને પ્રાપ્ત થાય છે

પહેલો ગ્રંથ વધારે દળદાર થઈ પડ્યાથી એમાથી જૂદાં કાઢી લીધેલાં જૈન ચરિત્રોનો આ ગ્રંથમા સમાવેશ કરવામાં આવ્યો છે તે ઉપરાંત મરાઠા યુગના કેટલાક ચરિત્રો તથા વર્તમાન સમયના અનેક ચરિત્રો આ ગ્રંથમાં આપવામાં આવ્યાં છે અગિયાર વર્ષ પૂર્વે આ ગ્રંથની પ્રથમાવૃત્તિ લખાઇ ત્યાર પછીના સમયમાં ભારતની સ્ત્રીઓની દશામા સદ્ભાગ્યે ઘણુ પરિવર્તન થયુ છે અગાઉ સ્થપાઇ ચૂકેલાં સેવાસદન, વનિતાવિશ્રામ આદિ સંસ્થાઓ વધારે દૃઢ પાયા ઉપર આવતી જાય છે અને ગુજરાતનાં ભિન્ન ભિન્ન સ્થળોએ મહિલામંડળો આદિ સ્ત્રીઉપયોગી સંસ્થાઓ સ્થપાતી જાય છે. દેશહિતના કાર્યોમા સ્ત્રીઓ જાહેરરીતે આગળ પડતો ભાગ લેવા લાગી છે. શ્રીમતી એની બીસાંટ જેવાં એક વિદુષી નારીના હાથમા રાષ્ટ્રીય મહાસભાનુ સુકાન પણુ એક વખત મૂકાઇ ચૂકાયુ છે રાજનીતિ ઉપરાંત ધર્મ, સમાજસેવા અને સાહિત્યના ક્ષેત્રમા પણુ સન્નારીઓ કાર્ય કરી રહી છે ઉચ્ચ કેળવણીમા પણુ અનેક કન્યાઓ પોતાની પ્રખર બુદ્ધિનો પરિચય આપી રહી છે એવા સંયોગોમા એ સન્નારીઓમાંથી અમુકનાં ચરિત્રો અપાય અને બીજાના મૂકી દેવામા આવે તો અન્યાય થાય, એ ભયથી આ આવૃત્તિમા વિદ્યમાન સન્નારીઓનાં ચરિત્રો આપવામાં નથી આવ્યા ઇશ્વરેચ્છા હશે તો દેશની ભિન્નભિન્ન પ્રકારે સેવા કરનારી વર્તમાનકાળની ઉન્નતચરિત્રા ભારતભગિનીઓના ચરિત્ર તથા વિચારોનો પરિચય ભવિષ્યમાં જૂદાજ ગ્રંથદ્વારા આપવા લેખકનો અભિલાષ છે

આ ગ્રંથમા થોડાક ચરિત્રો અન્ય વિદ્વાનોના લખેલા લેખમાંથી ઉતારવામાં આવ્યાં છે તેમના લેખકો તથા પ્રકાશકોનો હુ ખરા અંતઃકરણપૂર્વક આભાર માનુ છું.

પ્રથમાવૃત્તિ કરતા આ બીજી આવૃત્તિ કદ તથા ચરિત્રોની સંખ્યામા ઘણી મોટી થઇ છે એને વિશેષ આકર્ષક તથા ઉપયોગી બનાવવા માટે મે મારાથી બનતો શ્રમ કર્યો છે, છતા પણુ તેમા અનેક અપૂર્ણતાઓ રહી ગઇ છે એ મારી જાણુ બહાર નથી. ગુજરાતની બહાર પુસ્તકાલયનો છેકજ અભાવ એવા સ્થાનમા રહીં આવુ પુસ્તક લખવા બેસતાં સાધનોની ખોટ મને ઘણી વાર સાલી છે, છતાં ઇતિહાસ, પુરાણુ, જીવનચરિત્રો, લોકકથાઓ, માસિકોનાં જૂના દફતરો વગેરે જે જે સામગ્રી પ્રાપ્ત થઇ તેનો યથાશક્તિ અને યથામતિ ઉપયોગ કરી આ ચરિત્રો લખવાનો પ્રયાસ કર્યો છે ઉદાર ચિત્તના વાચકો મારી ન્યુનતાઓ અને દોષો માટે ક્ષમા આપી ભવિષ્યને માટે સૂચનાઓ કરશે તો હુ તેમનો આભારી થઇશ.

આ ત્રણે ગ્રંથના અવલોકનથી ખાત્રી થશે કે ભારતવાસીઓનુ માતૃકુલ ગૌરવભર્યું છે દરેક સદ્ગુણુમા બીજા કોઇ પણુ દેશની સ્ત્રીઓ કરતા શ્રેષ્ઠતા ભોગવે

એવી અનેક સન્નારીઓએ ભારતમાં જન્મ લીધો છે. એ સન્નારીઓની સંખ્યા એટલી બધી વિશાળ છે કે એમાના શતાંશનો પણ પરિચય હુ આ ગ્રંથમાં આપી નથી શક્યો ભારતવર્ષનાં ગામડાઓમા સતીના પાળીઆ અને દેવીઓના મંદિરો આદિની પાછળ આદર્શ સતીઓના ગૌરવમય ઇતિહાસનો અખૂટ ભંડાર રહેલો છે એ ઇતિહાસની તપાસ આપણા યુવકોએ ગામડાઓમાં જઇને કરવી ઘટે છે દંતકથાઓ, લોકગીતો આદિમા સચવાઈ રહેલી સતીગાથાઓ ઉતારીને વાચકો મારા ઉપર મોકલાવી આપશે તો હુ તેમનો ઋણી થઇશ અને એ સામગ્રીનો ઉપયોગ ત્રીજી આવૃત્તિમા ઉપકારસહિત કરીશ.

ભારતના સ્ત્રીરત્નોના આ ત્રણે ગ્રંથો વાંચીને ગુર્જરબહેનો પોતાના જીવનને ઉન્નત બનાવે, ગૃહને સુખધામ બનાવે તથા પતિની યોગ્ય સહધર્મચારિણી અને સંતાનોની આદર્શ માતા બની ગુજરાતનુ મુખ ઉજ્જવળ કરે એજ મારી સવિનય પ્રાર્થના છે.

આ ત્રણે ગ્રંથ ધીરજથી વાચવા જેટલો અવકાશ કાઢીને જે સુસંસ્કારી બહેનોએ મારા ઉપર ઉપકાર કર્યો છે, તેમની વિદાય લેતાં આચાર્ય કેશવચંદ્ર સેનના શબ્દોમા પ્રાર્થના કરૂ છુ કે—"જ્ઞાન પામવાની સાથે સાથે ચરિત્ર વિશુદ્ધ કરવાનો પ્રયત્ન કરશો જેનું ચરિત્ર સારૂં નથી તેને માટે અતિ સૂક્ષ્મ અને તીવ્ર બુદ્ધિ પણ વૃથાજ છે ધર્મની સાથે રહેવાથીજ વિદ્યાની શોભા અને સૌંદર્ય છે ધર્મના દાસ થવામાંજ જ્ઞાનનું ગૌરવ છે મનની સર્વ પ્રવૃત્તિને સંયમમાં રાખી પાપવિચાર, પાપવચન અને પાપકર્મોથી દૂર રહેશો જૂદી જૂદી જાતના સદુપાય ગ્રહણ કરી સાધુગુણસંપન્ના અને સદાચારી થજો મન, વચન અને કર્મથી સર્વને વિશુદ્ધ કરવાનો પ્રયત્ન કરશો સમાહિત અને શાંત ચિત્ત તેમજ સંયતેન્દ્રિય થજો સંસારનાં દુ:ખ કે વિપદમા મનને ચલાયમાન કે દિલગીર થવા દેશો નહિ + + સત્ય વાત કહેજો તેમજ મૃદુભાષિણી બનજો × × કડવી વાત, પરનિંદા વગેરેથી તમારી કોમળ જીભને કલંક લગાડશો નહિ પ્રિયવચનથી શત્રુની પણ પ્રીતિ મેળવી શકાય છે ક્રોધ અને હિંસા એ ભયાનક રિપુ છે એમને સર્વદા દૂર રાખશો. * * બીજાનો દોષ જણાતા શાંતભાવથી અને ઉદાર હૃદયથી ક્ષમા કરશો ક્ષમા એ આત્માનુ પરમ ભૂષણ છે પરહિંસા એ અતિ નીચ પ્રકૃતિનુ લક્ષણ છે. એ કુટીલ ભાવથી તમારા હૃદયને દૂષિત થવા દેશો નહિ બીજાનાં સુંદર વસ્ત્ર કે અલંકાર જોઇ કદિ પણ દ્વેષ કરશો નહિ. પોતાનુ જે હોય તેમાજ સંતોષ રાખજો પરમેશ્વરે જેમ અનેક સ્ત્રીઓને તમારા કરતાં વધારે સુખી અને સૌભાગ્યવાળી કરી છે તેમ વળી હજારો સ્ત્રીઓને તમારા કરતાં ઘણું અસહ્ય દુ:ખ પણ સહન કરવુ પડે છે સુંદર વસ્ત્રો કે સુવર્ણનાં ઘરેણાંથી સુશોભિત થઇ સર્વ કરતાં શ્રેષ્ઠ થવું તેમા શી મોટાઇ છે ? જ્ઞાનચારિત્રમા શ્રેષ્ઠ થવું એમાજ ખરૂં ગૌરવ છે અને એજ વખાણ કરવા લાયક છે. મનના સૌંદર્યની સાથે શું બહારના રૂપની તુલના કદિ પણ થાય ? કેવી રીતે

સર્વ કરતાં અધિક પુણ્યવતી અને જ્ઞાનવતી થવાય, એજ તમારૂં લક્ષ્ય થાઓ ! દ્વેષ, હિંસા વગેરે સર્વ નીચ લક્ષણોનો ત્યાગ કરજો. પરસુખે સુખી અને પરદુઃખે દુઃખી થઇ સર્વપ્રત્યે સદ્ભાવ પ્રકાશ કરજો. ધનને સારા માર્ગમાં વાપરજો. ખોટો ખર્ચ કરશો નહિ. × × સુશીલા અને લજ્જાવતી થજો પરમેશ્વરે સ્ત્રીજાતિને કોમળ સ્વભાવવાળી બનાવી છે, તેથી તમારા એવા સ્વભાવને કદિ બગાડશો નહિ તેમાંજ તમારૂં સૌંદર્ય છે વિનય અને સુશીલતા એજ નારીનું ભૂષણ છે + + જ્ઞાનચારિત્રમાં તમારી જે કંઇ ઉન્નતિ થાય તેની સાથે સાથે તેજ પ્રમાણે વિનય અને લજ્જા પણ વધવા જોઇએ અને એમ થવાથીજ તમારી ઉન્નતિ સ્વાભાવિક અને તમારી પ્રકૃતિઅનુસાર થઇને તમારા અને તમારા પરિવારના મંગળનું કારણ થશે [1]

ગુજરાતી બહેનો ! તમારા સદ્ગુણોને સારી રીતે પીછાણનાર, ગુજરાતનો મહિમા વધે અને ગુજરાત તથા ગુજરાતદ્વારા મનુષ્યજાતિની સાચી સેવા થાય એવો અભિલાષ રાખનાર મારા સ્નેહી સ્વર્ગસ્થ રા રા રણજીતરામ તમને સંવત ૧૯૭૨ માં નીચે આપેલો જે ઉપદેશ આપી ગયા છે તેનું કદિ વિસ્મરણ ન કરશો

"જે માબાપ જન્મ આપે તેમની, તેમના કુળની અને તેમની નાતની આબરૂ તમારાથી વધે તો તમારૂં જીવતર લેખે ગણાતું, પણ હવે સાથે સાથે જે દેશમાં તમારો જન્મ થયો હોય તેની આબરૂ વધારવાનો ધર્મ પણ ઉત્પન્ન થયો છે તમારા જન્મ પૂર્વે તમારા દેશની–તમારા ગુજરાતની જેવી સ્થિતિ હતી તેવી ને તેવીજ સ્થિતિ તમારા દેહ પડયા પછી પણ રહે તો તમારો ભવ એળે ગયો છે આ ભવમાં સારાં કર્મો કરવાથી આવતો ભવ સારો મળતો હોય, તો દેશની આંતરડી ઠારવાનાં, દેશની હાલત સુધારવાનાં, દેશને વધારે સુખી, ઉદાર, સબળ અને તવંગર કરવાનાં સુકૃત્યો તમારો આવતો જન્મ જરૂર સુધાર્યા વિના રહેશે નહિ આથી વિપરીત તમારાં કર્મ હશે તો. દેહ પડયા પછી દુઃખ પણ તમારે સહેવું પડશે આપણા દેશની બુરી હાલત કરવાના પાપનું પ્રાયશ્ચિત્ત કોઇ પણ દાનથી, વ્રતથી કે ભક્તિથી થઇ શકતું નથી એજ દેશમાં જન્મ મેળવી તેની સેવા કરવાથીજ એ પાપમાંથી મુક્તિ છે"

"દેશસેવા એ કળજુગનો મોટામાં મોટો ધર્મ છે એ ધર્મ પાળતાં થયેલી ચૂકની સજા ભયંકર છે, એટલે એ ધર્મ યથાર્થ સમજવાનો અને પાળવાનો સંકલ્પ આજના મંગળ દિવસે કરો અને એ સંકલ્પ પાર પાડવા પાછળ તમારી સર્વ શક્તિઓ વાપરો."

કોટા–રાજપૂતાના, મકરસંક્રાન્તિ
સંવત ૧૯૮૧ તા ૧૩,–૧–૨૫

શિવપ્રસાદ દલપતરામ પંડિત

૧ શ્રી. કેશવચંદ્રસેનના સ્વપ્નની મળેલા ઉપદેશના શ્રી મણિલાલ પારેખકૃત અનુવાદ ઉપરથી.

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના

'ભારતનાં સ્ત્રીરત્નો' ના પ્રથમ બે ભાગમા "સમાવેશ કરવા યોગ્ય પરંતુ સ્થળ સંકોચને લીધે રહી ગયેલાં ચરિત્રો તથા કેટલીક આધુનિક સમયની ભારતવાસી સન્નારીઓના જીવનનો યત્કિંચિત પરિચય આપવાનો આ ત્રીજા ગ્રંથમાં પ્રયાસ કરવામાં આવ્યો છે. જે જે ગ્રંથો અને લેખોની સહાયથી, અનુવાદ, સાર કે અક્ષરશઃ ઉતારારૂપે આ પુસ્તકમાંનાં ચરિત્રો લખવામાં આવ્યાં છે તે સર્વના લેખકો અને પ્રકાશકોનો ખરા અંતઃકરણપૂર્વક ઉપકૃત છું. પત્રદ્વારા તથા રૂબરૂમાં કેટલીક અગત્યની સૂચનાઓ તથા પ્રોત્સાહન આપવા માટે મારા વિદ્વાન સ્નેહીઓ રા. રા. રણજીતરામ વાવાભાઇ મહેતા તથા રા. રા. રામમોહનરાય જસવંતરાય દેસાઇનો પણ આભાર માનું છું.

હિંદુ, બ્રાહ્મ, શીખ, પારસી, મુસલમાન, ખ્રિસ્તી આદિ વિવિધ કોમની જે જે ભારતલલનાઓના ચરિત્રમાં કાંઇક વિશેષતા દીઠામાં આવી તેમનો પરિચય જાતિ, ધર્મ કે સંપ્રદાયનો ભેદભાવ રાખ્યા વગર અત્રે કરાવવામાં આવ્યો છે. આપણા દેશમાં જીવનચરિત્રના સાહિત્યની ન્યૂનતાને લીધે આ ગ્રંથમાંના ઘણાંખરાં ચરિત્રો અપૂર્ણ જેવાં છે. એ ન્યૂનતા મને પણ સાલે છે. આ પુસ્તકોને માર્ગદર્શક ગણી એ સન્નારીઓનાં ચરિત્રને લગતી અધિક માહિતી મેળવીને જનસમાજને તેનો લાભ આપવાને અન્ય વિદ્વાન લેખકો બહાર આવશે તો મારો પ્રયત્ન કેટલેક અંશે સફળ થયો એમ હું માનીશ.

આશા છે કે આ પુસ્તકના વાચન અને અધ્યયનથી વિવિધ પ્રાંતવાસી અને વિવિધ ધર્માવલંબી ભારતદુહિતાઓમાં પરસ્પર ભગિનિભાવ વૃદ્ધિ પામશે અને અન્યોન્યના અધિક સમાગમમાં આવીને એકબીજામાં રહેલા સદ્‌ગુણો ગ્રહણ કરીને તથા દોષોનો ત્યાગ કરીને તેઓ ભારતમૈયાનું મુખ ઉજ્જ્વલ કરે એવાં અનેક સત્કાર્યો કરવા ભાગ્યશાળી નિવડશે.

માતૃભૂમિ ગુજરાતની બહાર અને તે પણ ગ્રંથો, માસિકો, પુસ્તકસમાગમ આદિ જ્ઞાનવૃદ્ધિનાં સાધનો સહેલાઇથી પ્રાપ્ત ન થઈ શકે એવા સ્થાનમાં વસીને માતૃભાષાની સેવા કરવાનું કાર્ય સુગમ નહિ હોવાથી મારા ગ્રંથોમાં અશુદ્ધિ અને અપૂર્ણતારૂપી દોષો, અનિચ્છાએ પણ સ્થળે સ્થળે આવી ગયા હશે. સહૃદય વાચકો અને વિદ્વાન સમાલોચકો મિત્રભાવથી, ખાનગી પત્રોદ્વારા કે જાહેર સમાલોચનાદ્વારા એ દોષો જણાવવા તસ્દી લેશે તો હું તેમનો ચિરકૃતજ્ઞ થઇશ.

બારાં—કોટા રાજ્ય (રાજપૂતાના).
તા.૨-૧૨-૧૩. માગશર સુદિ ૫ મી સં. ૧૯૭૦ } શિવપ્રસાદ દલપતરામ પંડિત.

# आभारस्वीकार–पहेली आवृत्तिसंबंधी

આ ગ્રંથ રચવામાં નીચે લખેલા ગ્રંથો તથા માસિકોની મદદ લેવામા આવી છે, જેને માટે તેમના લેખકો અને પ્રકાશકોનો ખરા અંત:કરણપૂર્વક ઉપકાર માનવામાં આવે છે.

૧ મહિલા મૃદુવાણી. (હિ) લે૦ મુનશી દેવીપ્રસાદજી.
૨ મશાહિર ઇ. નિસ્વાન. (ઉ) લે૦ મોલવી મહમદ અબ્બાસ
૩ હિરોઇન્સ ઑાફ ઇન્ડિયા. (અ ) લે૦ સ્વ. શ્રીયુત મન્મથનાથ દત્ત એમ એ
૪ આર્યનારી બીજો ભાગ (બં) લે૦ શ્રી કાલિપ્રસન્ન ગુપ્ત અને શ્રી દક્ષિણા-રંજન મજુમદાર.
૫ આર્યકીર્તિ (બં) લે૦ શ્રીયુત રજનીકાન્ત ગુપ્ત.
૬ ભગવતી દેવી (બં) લે૦ શ્રી પ્રિયદર્શન હાલદાર.
૭ સતીચરિત્ર સંગ્રહ ભા. ૧ લો } (હિ) લે૦ શ્રીયુત રામજીવનજી.
૮ ,, ,, ,, ભા. ૨ જો }
૯ ઐતિહાસિક રાણિયાં (હિ) લે૦ બાબુ કાશીનાથ ખત્રી
૧૦ મહારાણી સ્વર્ણમયી (બ ) લે૦ બિહારીલાલ સરકાર.
૧૧. આદર્શ રમણી (ઉ) લે૦ મોલવી શેખ અબ્દુલ જબ્બર
૧૨ સાક્ષરમાળા (ગુજરાતી) લે૦ રા. રા. જયસુખરાય પુરુષોત્તમરાય જોશીપુરા એમ.એ.
૧૩ થેરીગાથા (બં) લે૦ શ્રી વિજયચંદ્ર મજુમદાર.
૧૪ સામ્સ ઑાફ ધી સિસ્ટર્સ (અ) લે૦ મિસિસ રીસડેવિડ્સ

સરસ્વતી, પ્રવાસી, ભારતમહિલા, ઈંડિયન લેડીઝ મેગેઝીન, ઇન્ડિયન સોશિયલ રિફોર્મર, મેન એન્ડ વિમેન ઑાફ ઇન્ડિયા, સુંદરી સુબોધ અને સ્ત્રીબોધ આદિ માસિકો.

# સંસારમાં સ્ત્રીનો દરજ્જો

સ્ત્રીજાતિવિષે પુરુષવર્ગમાં તેમજ ખુદ સ્ત્રીવર્ગમાં પણ પેસી ગએલા અજ્ઞાનમૂલક હલકા વિચારો દૂર થઇ સુયોગ્ય સ્ત્રીનો દરજ્જો ધ્યાનપર આવે, તેટલા માટે અનેક પ્રમાણભૂત ગ્રંથો અને સમર્થ વિદ્વાનોના ઉતારા સુપ્રસિદ્ધ હિન્દી "સરસ્વતી"ના જાનેવારી ૧૯૨૫ ના અંકમાં તેમજ અમદાવાદમાં પ્રસિદ્ધ થતા "સ્ત્રીબોધ" ના અંકમા પ્રસિદ્ધ થયા હતા સ્ત્રીરત્નોના વાચકવર્ગ માટે ઉપયોગી લાગવાથી મોટે ભાગે એમાંના તેમજ થોડે ભાગે બીજા ઉતારા આ નીચે આપવામાં આવ્યા છે, જેને માટે તેના લેખક તેમજ પ્રકાશક મહાશયોનો આભાર માનીએ છીએ.

ઋગ્વેદ—" હે સ્ત્રી ! તું ઘરની માલિક થઇને જા, અને ત્યાં જેટલા પુરુષો હોય તેમની સાથે રાણીઓની પેઠે વાતચીત કર. "

રામાયણ—" સ્ત્રી વનને પણ રાજમહેલો કરતાં સુંદર બનાવી દે છે. "

મનુસ્મૃતિ—" જે પિતા, ભાઇ, પતિ અને દીયર પોતાનું કલ્યાણ ઇચ્છે, તેમણે પોતાની પુત્રી, બ્હેન, સ્ત્રી અને ભાભીનું કદિ પણ અપમાન કરવું જોઇએ નહિ. + + જ્યાં સ્ત્રીઓનું પૂજન થાય છે ત્યાં દેવતાઓ નિવાસ કરે છે અને જ્યાં તેમનું પૂજન નથી થતું ત્યા બધી જાતના ઉત્તમ કર્મ પણ નિષ્ફળ થઇ જાય છે + + જે ગૃહમાં સ્ત્રી પુરુષથી અને પુરુષ સ્ત્રીથી સંતુષ્ટ રહે છે, ત્યા નિશ્ચય નિત્ય કલ્યાણ થાય છે "

મહાભારત—" સ્ત્રી એ પુરુષની અર્ધાંગના છે, તેનો સૌથી મહાન મિત્ર છે, ધર્મ, અર્થ અને કામનું મૂળ છે જે તેનું અપમાન કરે છે, તેનો કાળ નાશ કરે છે. સ્ત્રી એ ઘરનું ધન અને ઘરની શોભા છે, માટે સદા તેની રક્ષા કરવી જોઇએ. મહાભાગ્યવતી અને પુણ્યવાળી સ્ત્રી પૂજનીય છે "

હજરત મહમ્મદ સાહેબ—" તારૂં સ્વર્ગ તારી માતાના ચરણો નીચે છે. "

સ્વામી દયાનંદ—" ભારતવર્ષનો ધર્મ ભારતવષના પુત્રોથી નહિ પણ પુત્રીઓના પ્રતાપે સ્થિર છે ભારતીય સ્ત્રીઓએ પોતાનો ધર્મ છોડયો હોત તો ભારતવર્ષ ક્યારનોયે નષ્ટપ્રાય થયો હોત "

સ્વામી વિવેકાનંદ— 'મૈત્રેયી અને ગાર્ગી જેવી પ્રાતઃસ્મરણીય સ્ત્રીઓએ બ્રહ્મચર્યામાં સારા સારા ઋષિઓના અધિકારને પણ શોભાવ્યો હતો. હજારો વેદજ્ઞ બ્રાહ્મણોની સભામાં ગાર્ગીએ ગર્વપૂર્વક યાજ્ઞવલ્કયને બ્રહ્મચર્યાનું આવાહન (ચેલેંજ) આપ્યું હતું, + + + જો એ સર્વ આદર્શરૂપ સ્ત્રીઓને અધ્યાત્મજ્ઞાનનો અધિકાર હતો, તોપછી અત્યારે તેમને એવો અધિકાર નથી એમ કેમ કહી શકાય ? "

" અત્યારે પણ આ દેશની કન્યાઓમાં અને સ્ત્રીઓમાં જેવું સદ્વર્તન, સેવાભાવ, સ્નેહ, દયા, સંતોષ તથા પતિભક્તિ જોવામા આવે છે, તેવું પૃથ્વીના બીજા કોઇ ભાગમાં મેં જોયું નથી. "

"એક માત્ર ભારતવર્ષની કન્યાઓને જોવાથીજ આંખો ઠરે છે તેમનામાં લજ્જા-વિનય આદિ સદ્‌ગુણો હજી પણ જેવાને તેવા રહી શક્યા છે આવાં સરસ સાધનો હોવા છતાં તમે સ્ત્રીજાતિની ઉન્નતિ કરી શકતા નથી !!"

"જે દેશમાં-જે પ્રજામાં નારીપૂજા નથી, તે દેશ-તે પ્રજા કોઇ કાળે મહાન કે ઉન્નત થઇ શકે નહિ નારીરૂપી શક્તિ-મૂર્તિની અવગણના કરવાથીજ આજે તમારૂં અધઃપતન થયું છે. + + + + જે ઠેકાણે સ્ત્રીઓનો આદર ન હોય અને સ્ત્રીઓ જ્યાં ગમગીનીમાંજ સમય પસાર કરતી હોય, તે સંસારની કે તે દેશની ઉન્નતિની આશા રાખવી નિષ્ફળ છે. એટલાજ માટે પ્રથમ સ્ત્રીઓને જાગૃત કરવી જોઇએ, અને તે ઉદ્દેશ સિદ્ધ કરવા એક આદર્શ મઠની સ્થાપના કરવી જોઇએ. * * * * મહામાયાની સાક્ષાત્ પ્રતિમા જેવી સ્ત્રીજાતિનો તમે ઉદ્ધાર નહિ કરો ત્યાંસુધી તમારા દેશનો ઉદ્ધાર થનાર નથી."

સ્વામી રામતીર્થ-'હિંદમાં સ્ત્રીશિક્ષણ બંધ કરી દેવામાં આવ્યું તેની સજા હિંદ સારી પેઠે ભોગવી રહ્યું છે. + + + સ્ત્રીશિક્ષણનો પ્રચાર કરો તમારા પૂર્વજો સ્ત્રીશિક્ષણના પક્ષપાતી હતા તમે કેમ વિરોધી બનીને તમારે હાથેજ તમારા પગ ઉપર કુહાડો મારો છો ? જે બીજાની સ્ત્રી તરફ પાપદૃષ્ટિથી જુએ છે, તે પરમાત્માના ક્રોધને જાગૃત કરે છે અને પોતાને માટે નરકનો રસ્તો સાફ કરે છે"

શ્રી દાદાભાઈ નવરોજજી-"મારી માતાએ મારી ઉપર નજર રાખીને મને મારા સહચરોના બૂરા પ્રભાવથી બચાવ્યો"

મહાત્મા ગાંધી-"કોઇ પણ સ્ત્રીનું સ્ત્રીત્વ ભંગ કરતાં પહેલાં મરી જવું એજ ઉત્તમકર્મ છે કોઈ પણ સ્ત્રીને પાપકર્મમાંથી બચાવી લેવી એ સૌથી મહાન તીર્થ છે."

બંકિમચંદ્ર-"સ્ત્રીઓ એ સાક્ષાત્ ક્ષમા, દયા અને સ્નેહની દૈવી મૂર્તિઓ છે."

પોપ-"કેટલાક મંદબુદ્ધિ કવિઓએ સ્ત્રીને ઉતારી પાડી છે તેઓ કહે છે કે સ્ત્રી એ એક મોંઘી વિપત્તિ છે, જાતેજ ખરીદેલો રોગ છે સાપની પેઠે ઝેરથી ભરેલી છે; અને ઘરને દુઃખમય બનાવી દેનાર કાળી રાત્રિ છે; પરંતુ આ બધા નાશવંત કવિતાના ખોટા કટાક્ષ છે. આ અસાર સંસારમાં બીજા બધા પદાર્થો તો મહેનત કરવાથી મળે છે; પરંતુ સુલક્ષણા સ્ત્રી તો માત્ર પ્રભુની કૃપાથીજ મળી આવે છે. જેની પાસે એવી સ્ત્રી હોય, તે કદિ દુઃખને દુઃખ નહિ માને મને તો વિશ્વાસ છે કે જો સંસાર સ્ત્રીઓના કહ્યા પ્રમાણે ચાલે તો દુનિયા સ્વર્ગપુરી બની જાય."

યંગ-"સુપાત્ર સ્ત્રી પાળેલા કૂતરાથીએ વધુ નિમકહલાલ, હોડીના સુકાનથીએ વધુ પકકી, અને મહેલના સ્થંભોથી પણ વધુ મજબૂત છે. વમળમાં મૃત્યુનાં ડુબકાં ખાનાર માણસને કિનારો જેટલો વહાલો લાગે છે, તેનાથી પણ સુયોગ્ય સ્ત્રી વધુ વહાલી છે. વૃદ્ધ પિતાની આંખે નાનો પુત્ર જેટલો સુંદર દેખાય છે તેનાથી પણ સ્ત્રી સુંદર છે. કાળી રાત્રિ પછીના મંગળમય પ્રભાત કરતાંયે સ્ત્રી વધુ તેજસ્વી છે અને રણમાં તરસથી વ્યાકુળ થયેલા મનુષ્યને પાણી જેટલું મીઠું લાગે છે, તેનાથીયે

૧૨૦૬૯



ઓ ઘણી વધારે મીઠી છે. "

લૉંગફેલો–"વિધાતાએ સ્ત્રીને સુંદર બનાવી છે એટલા માટે તેને હુ મહત્ત્વવાળી નથી ગણતો, તેમજ તેને પ્રેમને ખાતર બનાવવામા આવી છે એટલા માટે હુ તેના ઉપર પ્રેમ નથી રાખતો. પરંતુ તેને હુ એટલાજ માટે પૂજનીય માનુ છુ કે મનુષ્યનું મનુષ્યત્વ માત્ર તેનેજ આભારી છે "

શેક્સપીઅર–"સૌન્દર્યથી સ્ત્રી અભિમાની બને છે, ઉત્તમ ગુણોથી તેની પ્રશંસા થાય છે અને લજ્જાવતી થઇને તે દેવી બની રહે છે "

હંટ–" સુશીલા અને પુણ્યાત્મા સ્ત્રી જેવુ દુનીઆમાં કાંઈ પણ સુંદર નથી "

હારગ્રેવ–" તારાઓ આકાશની કવિતા છે, તો સ્ત્રીઓ પૃથ્વીની કવિતા છે. દુનીઆના ભાગ્યની રક્ષા તેમનાજ હાથમાં છે."

સૅાદે–" કવિઓએ સ્ત્રીના ક્રોધની ઇશ્વરના ક્રોધ સાથે તુલના કરી છે, પરંતુ મને મારી સ્ત્રીના ક્રોધમાં એવું જોર કદિ દેખાયુ નથી તે ક્રોધમાં હોય છે ત્યારે તે મારા તરફ જોતી નથી; કેમકે તેને વિશ્વાસ છે કે મારા તરફ દેખતાજ તેનો ક્રોધાગ્નિ પ્રેમજળ થઇને વહી જશે "

રૂસો–" સ્ત્રીનુ પુસ્તક તો સંસાર છે તે સંસારમાંથી જેટલું શીખે છે તેટલું પુસ્તકોમાંથી નથી શીખતી "

ઓસ્કર વાઇલ્ડ–" સ્ત્રી, એ પરમાત્માનું સૌથી મહાન જાદુ છે.

શિલ્લર–" સ્ત્રીને પુરુષની સાથી થવાને સૃજવામાં આવી છે પ્રકૃતિ એમ ઇચ્છે છે અને પ્રાકૃત નિયમો પાળતી સ્ત્રી ઇશ્વરી આજ્ઞાનુ પાલન કરે છે "

એલન કનિંગહામ–"આવ મારી વહાલી ! આવ મારી પાસે બેસ રાત વીતી ગઇ છે અને ચારે બાજુ અજવાળુ થઇ રહ્યુ છે; પરંતુ તારા વિના મારાથી પ્રાર્થનાના શબ્દો બોલાતા નથી. આવ, મારી પાસે બેસ. તું પ્રભુને મારે માટે પ્રાર્થના કરજે, હુ તારે માટે કરીશ. "

આટ્વે–" હે સુકુમારી ! વિધાતાએ તને પુરુષોને ઠેકાણે લાવવા માટે બનાવી છે. તું ન હોત તો અમે પશુ જેવા હોત, સ્વર્ગમાં પણ એવુ શુ છે કે જે તારામાં નથી? અદ્ભુત તેજ, પવિત્રતા, સત્ય, અનંત આનંદ અને અમર પ્રેમ, સર્વ કંઇ તારામા છે. "

એડિસન–" વિશ્વાસ રાખો કે જે પવિત્ર પ્રેમથી પિતા પોતાની પુત્રીપ્રત્યે જુએ છે, તે રીતે બીજો કોઇ તેના પ્રત્યે જોઇ શકતો નથી. પત્નીપ્રત્યેના પ્રેમમાં કામના છુપાઇરહેલી હોય છે અને પુત્ર પ્રત્યેના પ્રેમમાં લોભ હેતુરૂપ હોય છે; પણ જે પવિત્ર વહાલ મને મારી પુત્રી ઉપર આવે છે,તેવું બીજા કોઇની ઉપર નથી આવતુ. "

જૉન્સન–"મારા સૂક્ષ્મ વિચારોનુ મૂળ મારી જનનીનાં પ્રેમભર્યાં હાલરડાંમાં છે "

શોપનહૉર–"મનુષ્યને દૂરદર્શિતા માતાથી અને વીરતા પિતાથી વારસામાં મળે છે."

અબ્રાહમ લિંકન—"હું જે કાંઇ કરૂ છુ અને થઇ શકુ છું, તે દૈવી પ્રકૃતિવાળી મારી માતાની પ્રસાદી છે"

સર એડમંડ વરટી—"દરેક દેશમા, દરેક જાતિમા અને દરેક ધર્મમા મનુષ્યને તેની માતા જેવો બનાવે છે તેવોજ તે થાય છે"

જૉર્જ હર્બર્ટ—"એક આદર્શ જનની સો ઉસ્તાદો કરતા પણ શ્રેષ્ઠ છે"

નેપોલિયન—" ફ્રાન્સનો વૈભવ તેની માતાઓપર રહેલો છે. + + કોઈ પણ બાળકની ભાવી ઉન્નતિ અથવા અવનતિનો આધાર તેની માતા ઉપરજ છે + + હુ મારી કર્તવ્યનિષ્ઠા અને ધૈર્ય મારી માતાની ગોદમાથી શીખ્યો છુ"

લા. ડ. વર્લે—" પુરુષની ઉન્નતિ કે અવનતિ સ્ત્રી ઉપર આધાર રાખે છે જો એ સુશિક્ષિત હોય તો પતિની ઉન્નતિનુ કારણ બને છે અને જો મૂર્ખ હોય તો પુરુષની અવનતિનું કારણ બને છે"

મિશલેટ—" જો કે આજે મારી માતાને પરલોકગમન કર્યાને લગભગ ત્રીસ વર્ષ થઇ ગયા છે, પરંતુ તે હજુસુધી મારા વિચારોમાં તથા શબ્દોમા જીવતી છે + + + + + હુ મારી તમામ ઉન્નતિઓ અને વિજયોમાં મારી માતાનો દેવાદાર છુ"

ગેરીબાલ્ડિ—" મને મારા દેશપ્રત્યે જે શુદ્ધ પ્રેમ છે અને જેણે મને મારા અભાગી સ્વદેશબંધુઓના આત્મારૂપ બનાવ્યો છે, તેનો પ્રારંભ જ્યારે હુ મારી માતાને દીનો પ્રત્યે સહાનુભૂતિ કરતી અને દુખીઆં લોકોપર દયા કરતી જોતો ત્યારથી થયો છે"

ગોલ્ડસ્મિથ—"જે સ્ત્રી પોતાના પતિ તથા બાળકોને નિરંતર આનંદમાં રાખે છે, તેની પાસે આખા જગતની સમ્રાજ્ઞીનો વૈભવ તુચ્છ છે"

બુલ્વર—" હે સ્ત્રી ! તુ અમો પુરુષોને સાક્ષાત્ માનવજાતિની થઇને મુશ્કેલીના પ્રસંગોમા માર્ગદર્શક થવાવાળી સિદ્ધિકર દેવી છે તારામા ઇશ્વરી અંશ છે"

ફ્રેડરિક હેરસ્ટન—"જ્યા માતાપિતા અને વિશેષે કરીને માતા બુદ્ધિમતી હોય છે, એ ગૃહ મનુષ્યત્વ અને સભ્યતાનુ મહાવિદ્યાલય છે ઘરમાજ મહત્ત્વપૂર્ણ અને અત્યંત અગત્યના પાઠોનુ શિક્ષણ મળે છે માટે મહાન પુરુષો ઉત્પન્ન કરવા માટે અમારે એવી માતાઓની અગત્ય છે કે જે પોતાનો પૂર્ણ સમય કઠિન કાર્યો કરવામાં ગાળવાની યોગ્યતા રાખતી હોય અને સાથે અમને એવી જનનીઓની અગત્ય છે કે જેનુ હૃદય અને મસ્તિષ્ક સંપૂર્ણરીતે વિશુદ્ધ હોય."

# स्वपत्नी–व्यभिचार

લગભગ બધાય પુરુષોનો એવો ખ્યાલ છે કે પોતાની વિવાહિતા સ્ત્રી સાથે મરજી પડે તેટલીવાર અને મરજી પડે તેવી રીતે ઇન્દ્રિયોની વિષય-વાસના તૃપ્ત કરવામાં આવે તો તેમા કંઈ ખોટું નથી, પરન્તુ ધર્મશાસ્ત્ર, સમાજશાસ્ત્ર અને આરોગ્યશાસ્ત્રની મર્યાદા પ્રમાણે આવું કૃત્ય એ મહાપાપ છે. ધર્મશાસ્ત્રની મર્યાદા એ છે કે ઋતુકાળની ૧૬ રાત્રિદરમ્યાનજ અને આઠ રાત્રિજ અને ગર્ભાધાનબુદ્ધિથીજ સ્ત્રીપ્રસંગ કરવો, અને ગર્ભ રહી ચૂકયા પછી તથા પ્રસવ થયા પછી પાચ વર્ષસુધી બ્રહ્મચર્યનું પાલન કરવું ઉપલી આજ્ઞાનું પાલન થાય તો આરોગ્ય, બુદ્ધિ અને જીવન સચવાઈ રહે છે અને સંતાન ધર્માત્મા ઉત્પન્ન થાય છે.

પરન્તુ દુરાચારી અને ઇન્દ્રિયોના ગુલામ એવા પુરુષોએ પવિત્ર વૈવાહિક શય્યાને વ્યભિચારબુદ્ધિની દુર્ગંધથી સર્વથા ભરી મૂકી છે. પોતાની સ્ત્રી વ્યભિચારને માટે સૌથી વધારે સુગમ અને સસ્તી વસ્તુ મનાય છે. હજારો પિતાઓને એકત્ર કરી તેમના પુત્રના સોગન દઇ પૂછવામા આવે કે તેમનો આ પુત્ર શું ધર્મપુત્ર છે ? શું પુત્રપ્રાપ્તિની ધાર્મિક ફરજ અદા કરવાને, ઋતુકાળના નિયમ પ્રમાણે શુદ્ધ મનથી તેમણે સ્ત્રીગમન કરેલુ હતું ? તો પ્રત્યેકની પાસેથી એકજ સાચો ઉત્તર મળશે કે કેવળ વિષયવાસના તૃપ્ત કરવા માટેજ સ્ત્રીગમન થયું હતુ; અને ગર્ભ તો અચાનકજ–દૈવયોગથીજ રહેલ હતો એટલુંજ નહિ પણ ગર્ભ રહ્યા પછી પણ એ પ્રવૃત્તિ જેમની તેમ અને જેવીને તેવી જારી રહી હતી અને છતા ગર્ભનો જન્મ સહીસલામતરીતે થયો તે પણ દૈવયોગથીજ. આવા પ્રકારના પુરુષોને હાલમા પિતાનું પવિત્ર અને ગૌરવવાળુ પદ મળે છે ! !

આવા ઘરના વ્યભિચારનું પરિણામ પુરુષો કરતા સ્ત્રીઓ ઉપર અને સંતાનો ઉપર વધારે ભયંકર આવે છે. સમય, કસમય, અનેક વખતે સ્ત્રીની સહવાસની ઇચ્છા નથી હોતી છતાં પણ પુરુષ પોતાની આ બૂરી લોલુપતા તૃપ્ત કરે છે. ગર્ભાવસ્થામાં તો સ્ત્રીને પુરુષસંગની બીલકુલ કામના હોતી નથી છતાં એ અવસ્થામાં પણ તે બચવા પામતીનથી. ધર્મશાસ્ત્ર પ્રમાણે આવું દરેક કૃત્ય મહાપાપ છે અને આવી રીતે ઉત્પન્ન થએલ સંતતિ ધર્માત્મા નથી પરન્તુ કામાત્મા છે. અફસોસની વાત તો એ છે કે રૂઢિ પણ આ ધર્માજ્ઞાનો ભંગ કરાવવામાં સામેલ છે અને તેથી આવું કૃત્ય પાપી કૃત્યમાં ગણાતું

નથી. પરન્તુ ગર્ભિણી સ્ત્રી સાથે સંગ કરવો એ મહાપાપ છે, એવું જો પુરુષો સમજતા થાય તો અવશ્ય આવા પ્રકારનો વ્યભિચાર બંધ થાય.

ગર્ભાધાનમાં વીર્યની મારફતે જીવ ગર્ભમાં પ્રવેશ કરે છે. શરીરનો ધર્મ છે કે કોઈ મુડદાલ વસ્તુ શરીરમાં રહેવા ન પામે, અને જો રહે તો સડવા માંડે. વીર્યરજથી મળીને પિંડ અને શરીરના અવયવો બનવામાં પાંચ માસની મુદત લે છે. પાંચ મહિનામાં ગર્ભના અવયવો તૈયાર થાય છે. ગર્ભિણી માટે આ સમયને દોહૃદ—એટલે બે હૃદયવાળો—એક ગર્ભિણીનું પોતાનું અને એક ગર્ભનું—દોહૃદ કહેવાય છે. આ સમયમાં ગર્ભિણી અનેક પ્રકારની ખાવાની ઇચ્છા કરે છે આ ઇચ્છા ગર્ભસ્થ જીવની હોય છે. આ ઇચ્છાની અસર ગર્ભ ઉપર મહાન થાય છે આ વખતના ગર્ભિણીના આચારવિચાર, ખાવુંપીવું, હરવુંફરવું એ તમામ ક્રિયાનો બળવાન પ્રભાવ ગર્ભસ્થ બચ્ચા ઉપર પડે છે. આપણા ધર્મશાસ્ત્રોએ આ અતિ ઉપયોગી સમયમાં ખાસ પવિત્ર રહેવા માટે ગર્ભિણીના નાના પ્રકારના નિયમો ગોઠવેલા છે તેને અત્યારે આપણે નેવે મૂક્યા છે આ સમય દરમ્યાન જો વિષયમાટે સ્ત્રીસંગ કરાય તો વિષયાનંદને પણ ગર્ભમાં રહેલ બાળક ગ્રહણ કરી લે છે વળી એક વિચારવા જેવી બીજી વાત છે. જો ગર્ભમાં રહેલ બાળક પુત્રી હોય તો તેને પોતાના પિતાનોજ આ વિષયાનંદ પ્રાપ્ત કરવો પડે છે અને જો ઉંડુ વિચારીએ તો આ એક પ્રકારનું પુત્રી-વ્યભિચારનું પાપકૃત્યજ ગણાય, છતાં આવાં કૃત્ય સંકોચવિના ઘેર ઘેર વગર-વિચારે થઈ રહ્યા છે છોકરાછોકરીઓ ઘણી નાની ઉંમરમાંથીજ વિષયાનંદની ગંદી ચેષ્ટાઓ કરતા માલુમ પડે છે, તેનું કારણ શું ? લોકો કહે છે કે કલજુગ આવ્યો છે, પરન્તુ ખરૂં કારણ તો તેમના માબાપ છે. નાના છોકરાઓ આવી અજુગતી ચેષ્ટાઓ, તેઓ જ્યારે ગર્ભમાં હતા ત્યારે તેમના માબાપના વ્યભિચારના પ્રભાવથી તેમની પ્રકૃતિમાં જે લંપટતા અને વ્યભિચારની રુચિ ઉત્પન્ન થઈ, તેને લીધે કરે છે અનેક મૂર્ખ માબાપો એક બે વર્ષના બાળક સન્મુખ કુચેષ્ટાઓ કરે છે આટલા નાના બાળકો કંઈ સમજતા નથી એવું ધારીને તેમનો પડદો રાખતા નથી, તે એક ભયંકર ભૂલ છે હરેક કુચેષ્ટાનો પ્રભાવ બાળક ઉપર તો પૂરેપૂરો પડે છે. એ બધું સમજી જાય છે. માત્ર અશક્ત હોવાથી નકલ કરી શકતું નથી, પરન્તુ ઉંમર વધતાં જેવું બાળક સશક્ત થાય છે કે તરતજ તેવી ચેષ્ટા તરફ લોભાય છે. નકલ કરવી એ બાળકનો સ્વભાવ છે. અનેક પ્રયોગથી માલમ પડી ચુકયું છે કે નાના બાળક સન્મુખ જેવા ચાળા કરવામાં આવે છે તેવા ચાળાનું અનુકરણ ત્રણ ચાર વર્ષ પછી

સમર્થ થતાં તે કરવા માટે છે.

ખુદ સ્ત્રી ઉપરની અસર પણ અજબ થાય છે. પરણતી વખતની પુષ્ટ ખીલેલા પુષ્પ સમાન કન્યા ચાર પાચ વર્ષમા રોગિણી અને મુડદાલ સરખી બની જાય છે. અનેક સ્ત્રીઓને છાતીના રોગ અથવા પ્રસુતિની કસુવાવડ થાય છે. અનેકના ચાર પાચ વર્ષમા મૃત્યુ થાય છે. સ્ત્રીજાતિનો સ્વભાવસહનશીલ હોવાથી અનેક વ્યાધિઓ જીર્ણ થઇ ક્ષયનું સ્વરૂપ પકડે ત્યાસુધી તે કષ્ટ પ્રકટ કરતી નથી. કેટલીક નાજુક સ્ત્રીઓનું શરીર પુરુષોની મૂર્ખતાને લીધે તૂટી જાય છે; ગર્ભાશય અને ગુહ્ય અવયવો શિથિલ થઇ જઇ સ્થાનભ્રષ્ટ થઇ જાય છે, અને સ્ત્રી રકતપ્રદર, શ્વેતપ્રદર વગેરે રોગોનું બલિદાન બને છે સરખીરીતે તેની સુવાવડ ઉતરી શકતી નથી, ગર્ભાશયમા હાથ નાખી, બાળકને કાપી નાખી પ્રસવ કરાવવાના અને દાખલા વધતા જાય છે; અને આ ક્રિયામા અનેક સ્ત્રીઓના પ્રાણ જાય છે.

આ તો સરખી અથવા સુજોડ ઉમરના પતિવાળી પત્નીની વાત થઇ; પરતુ ત્રીજી અને ચોથી વારના લગ્નવાળા પુરુષની સ્ત્રીની વાત તો આથી પણ ભયાનક છે. આવા લગ્ન કરનારા પુરુષો મોટે ભાગે વ્યભિચારી હોય છે તેમની ઉમર ૪૦ થી ૬૦ વર્ષની હોય છે કન્યા મુગ્ધા અને વિષયસુખથી અપરિચિત હોય છે, પરતુ તેનો પતિ રીઢો થઇ ગએલો હોય છે. એક તો આવા પતિના સહવાસમા કન્યાને ઉમંગ કે ઉત્સાહ હોતો નથી. મોટે ભાગે તે શરમીલી અને ડરેલી રહે છે બાર વર્ષની કન્યા ૪૦ વર્ષના પતિનું ભારે શરીર સહન કરી શકતી નથી. તેનાથી તે નીચોવાઇ જાય છે. અનેક દાખલામા ગર્ભાશય અવળુ થઇ જાય છે અને તે અનેક રોગોનાં કષ્ટ ભોગવતી થઇ જાય છે. આથી ઉલટુ આવા દાખલામા કેટલાએક પતિ શકિતહીન હોય છે. વ્યભિચારની લોલુપતા તો તેમની સળગેલીજ હોય છે; પરન્તુ પુરુષત્વ વગરના હોય છે.આવા પુરુષથી જોબનવંતી સ્ત્રીની કામેચ્છા સદાય અસંતુષ્ટજ રહે છે.આવા પતિ તરફ તેને તિરસ્કાર, વિરકિત અને ક્રોધ ઉત્પન્ન થાય છે. સ્ત્રી નિષ્ઠુર બનતી જાય છે આમાંથી અનેક પ્રકારના નિન્દિત પરિણામ આવે છે. કડક કુળમર્યાદાવાળાં ઘરોમાં આમાથી સ્ત્રીને હીસ્ટીરીઆ જેવા સ્નાયુમંડલના વ્યાધિઓ થાય છે; અથવા કુળ કલંકિત થાય છે. સંયમી જીવનને ઉત્તેજન મળે માટે શાસ્ત્રોકત ગર્ભાધાન, પુંસવન અને સીમંતોન્નયનના સંસ્કારનો તેના રહસ્ય સાથે પુનરુદ્ધાર થવાની જરૂર છે.

(લખનાર "ઔદીચ્ય"ચિત્રમય જગતના અકટોબર ૧૯૨૪ માંથી સાભાર ઉદ્ધૃત. )

# શુદ્ધિપત્ર

## ખાસ સુધારી લેવા યોગ્ય અશુદ્ધિઓ

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬૬૨ | ૧૧ | સામતિ | સમિતિ |
| ૬૬૨ | ૧૧ | ઇર્યા સમિતિ | (૧) ઇર્યાસમિતિ |
| ૬૬૨ | ૧૫ | ભાષાસમિતિ | (૨) ભાષા સમિતિ |
| ૬૭૫ | ૧૨ | વળી રાજા | વળી |
| ૬૭૬ | ૯ | બધા અને | બધા |
| ૬૭૬ | ૧૦ | પદાર્થ | પદાર્થ અને |
| ૬૭૯ | ૨૩ | થોડા થોડા | થોડા |
| ૬૯૫ | ૯ | શકુ છું ? | શકુ ? છુ |
| ૭૩૧ | ૧ | ૩૦ મુ | ૩૧ મુ |
| ૭૩૩ | ૧ | ૩૧ મુ | ૩૨ મુ |
| ૭૪૦ | ૮ | સુતાસાને | સુલસાને |
| ૭૬૨ | ૨ | સુત્ર | સુપ |
| ૭૬૭ | ૧૬ | तिष्टामिना । | तिष्ठामि नारद ॥ |
| ૬૧૬ | ૩૧ | યવોનોએ | યવનોએ |
| ૬૪૮ | ૧ | રત્ન–૨૪૯ | રત્ન–૨૪૮ |
| ૬૬૩ | ૧૧ | પડે | પડે ? |
| ૬૬૬ | ૨૬ | પકડયો | પકડાયો |
| ૬૬૯ | ૧ | રત્ન–૨૪૫ | રત્ન–૨૫૭ |
| ૬૭૮ | ૨ | એ એ | એ |
| ૭૧૨ | ૯ | હ્યુક | કહ્યુ. |
| ૭૨૬ | ૧૪ | અચાર વિચાર | આચારવિચાર |
| ૮૦૨ | ૧૮ | રાધીમાઇ | રાધીબાયા |
| ૮૧૯ | ૩૧ | સદ્ગુઅનો | સદ્ગુઆનો |
| ૮૨૫ | ૨૬ | કો | કે |
| ૮૩૫ | ૮ | કાળાટીલી | કાળી ટીલી |
| ૮૪૭ | ૨ | જેવાનદાસને | જેવનદાસને |
| ૮૪૭ | ૩૧ | પ્રયત્ય | પ્રયત્ન |
| ૮૬૬ | ૧૦ | મર્યો | માર્યો |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮૮૮ | ૭ | મુથીભર | મુઠ્ઠીભર |
| ૯૩૧ | ૬ | સર્વોઉત્તમ | સર્વોત્તમ |
| ૧૦૦૪ | ૫ | વેશ | વાસ |
| ૧૦૦૪ | ૧૬ | ને | તે |
| ૧૦૧૭ | ૨૧ | એનો જોઇ તો | એનો જોઇતો |
| ૧૦૨૦ | ૮ | સીડીએ એ | સીડીએ |
| ૧૦૩૩ | ૨૮ | થોબર્નનની | થોબર્નની |
| ૧૦૪૫ | ૧૫ | વિદ્યાર્થિથીઓને | વિદ્યાર્થિનીઓને |

છપાતાં રસ્વદીર્ઘ, ઇઉ રેફ, માત્રાઇત્યાદિના ભાગવાથી થયેલી અશુદ્ધિઓ

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬૭૪ | ૨૪ | સાન્દર્ય | સૌન્દર્ય |
| ૬૮૫ | ૯ | કયો | કર્યો |
| ૭૦૨ | ૨૫ | આચાયે | આચાર્યે |
| ૭૪૦ | ૧૭ | કયો | કર્યો |
| ૭૪૯ | ૧૭ | કયો | કર્યો |
| ૬૪૮ | ૬ | વખ | વખત |
| ૬૬૮ | ૭ | ખબ | ખૂબ |
| ૬૯૮ | ૧૨ | વધવ્ય | વૈધવ્ય |
| ૬૯૦ | ૨૯ | ગા | ગો |
| ૬૯૮ | ૧૪ | ગારાંગદેવને | ગોરાંગદેવને |
| ૬૯૯ | ૨૩ | ગારાંગ | ગોરાંગ |
| ૬૯૯ | ૨૫ | પુત્રવધ | પુત્રવધૂ |
| ૭૦૦ | ૩ | ગારાંગ દેવે | ગોરાંગ દેવે |
| ૭૦૧ | ૨૮ | ગારાંગનો | ગૌરાંગનો |
| ૭૦૩ | ૯ | ગારાંગનો વરાગ્ય | ગૌરાંગનો વૈરાગ્ય |
| ૭૫૧ | ૨૪ | રિત્ર | ચરિત્ર |
| ૭૫૨ | ૨૧ | પુણ્યકીતિ | પુણ્યકીર્તિ |
| ૭૬૪ | ૨૩ | જન | જૈન |
| ૮૯૨ | ૧૫ | વધવ્ય | વૈધવ્ય |
| ૭૯૯ | ૯ | કયો | કર્યો |
| ૮૦૧ | ૨૨ | અવધત | અવધૂત |
| ૮૧૨ | ૯ | કાયો | કાર્યો |
| ૮૧૯ | ૨૦ | કયો | કર્યો |
| ૮૨૫ | ૩૧ | ગુરુને | ગુરુનો |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮૩૭ | ૧૧ | વત્યો | વર્ત્યો |
| ૮૪૮ | ૧૬ | અશ્ર | અશ્રુ |
| ૮૪૯ | ૧૯ | અશ્ર | અશ્રુ |
| ૮૯૩ | ૧૧ | દવાનગીરી | દિવાનગીરી |
| ૯૨૧ | ૨૪ | વવાહ | વિવાહ |
| ૯૨૧ | ૨૮ | બજાબાઇ | બૈજાબાઇ |
| ૯૨૮ | ૧૦ | આવિભાવ | આવિર્ભાવ |
| ૯૫૫ | ૧૭ | હદ્દ હ | હદ્દ હદ્દ |
| ૯૬૦ | ૨૬ | સોદર્ય | સૌંદર્ય |
| ૯૮૦ | ૪ | પધાયા | પધાર્યા |
| ૯૮૪ | ૩૧ | કયા | કર્યા |
| ૯૮૮ | ૩૧ | વઆ | વઓ |
| ૯૯૩ | ૨૧ | ખટી | ખૂટી |
| ૯૯૩ | ૨૧ | ખટી | ખૂટી |
| ૯૯૮ | ૧૪ | એને | અને |
| ૧૦૦૦ | ૧૧ | ગારીમાતા | ગૌરીમાતા |
| ૧૦૦૦ | ૩૧ | હ | હૈ |
| ૧૦૦૧ | ૩ | જસા | જૈસા |
| ૧૦૦૭ | ૨૦ | એરગઝેબ | ઔરંગઝેબ |
| ૧૦૧૬ | ૨ | ઉ`શ | ઉદ્દેશ |
| ૧૦૨૬ | ૨૮ | બાદ્ધ | બૌદ્ધ |
| ૧૦૪૨ | ૧૨ | અશ્ર | અશ્રુ |
| ૧૦૬૫ | ૪ | અશ્રની | અશ્રુની |
| ૧૦૮૦ | ૧૦ | મનાબાઇ | મૈનાબાઇ |
| ૧૦૮૬ | ૨ | ગારવ | ગૌરવ |
| ૧૦૮૮ | ૧૧ | અશ્રપૂર્ણ | અશ્રુપૂર્ણ |
| ૧૧૦૩ | ૬ | શાય | શૌર્ય |
| ૧૧૧૨ | ૨૪ | પાત | પતિ |
| ૧૧૧૮ | ૧૩ | કાદ | કદિ |
| ૧૧૨૭ | ૯ | શુશ્રષા | શુશ્રૂષા |
| ૧૧૩૧ | ૧૭ | ધોઇના | ધોઇ નાખી |

જૈનસ્ત્રીરત્નોવાળાં સર્વ પૃષ્ઠોની ઉપર ગ્રંથ પહેલાને બદલે ગ્રંથ ત્રીજો કરવું

| | | | |
|---|---|---|---|
| ૧૧૮૪ | ૧૦ | ખસ્યે | ખસ્યો |

# अनुक्रमणिका

## ગ્રંથની છેવટે આપેલાં જૈનરત્નો

# कक्कावार अनुक्रमाणिका

## ગ્રંથની છેવટે આપેલાં જૈનરત્નોની કક્કાવાર અનુક્રમણિકા

# भारतनां स्त्रीरत्नो

## ग्रंथ त्रीजो

### रत्न २४५ मुं–राजमाता जीजाबाइ



મોગલ સામ્રાજ્ય જ્યારે ઉન્નતિની ટોચે પહોચ્યું હતું ઔરંગઝેબના કઠોર રાજ્યને લીધે જ્યારે ભારતવર્ષમાં ચારે દિશાના લોકોના હૃદયમા ભય અને ત્રાસ વ્યાપી ગયો હતો, સ્વાધીનતાના પ્રધાન ઉપાસક, તેજસ્વિતાના અદ્વિતીય અવલંબન અને સાહસના એકમાત્ર આશ્રય-રૂપ રાજપૂતો જ્યારે મોગલ બાદશાહને શરણે ગયા હતા, ત્યારે ભારતના દક્ષિણ ભાગમાં પશ્ચિમી પર્વતોથી ઘેરાયલા પ્રદેશમા, એક મહાશક્તિ ધીમે ધીમે બધાના હૃદયમા ઉંડો વિસ્મય ઉત્પન્ન કરી રહી હતી. ધીમે ધીમે એ મહા પ્રતાપી પુરુષના પરાક્રમથી મોગલ બાદશાહ કંપી ઉઠયા, અને તેના એકલાનાજ ઉત્સાહ અને તેજસ્વિતાનો સ્રોત આખા આર્યાવર્તમા વ્યાપી ગયો એ મહાશક્તિ કોણ તે ઓળખાવવાની જરૂર છે કે? વીરત્વની પ્રદીપ્ત મૂર્તિ, સ્વતંત્રતાના અદ્વિતીય આશ્રયસ્તંભ, છત્રપતિ મહારાજા શિવાજીના નામથી આપણા દેશમા કોઇ બાળક પણ અજાણ્યો છે કે?

એ વીર પુરુષ, એ સ્વદેશઉદ્ધારક મહાત્માને જન્મ આપનાર રાજમાતા જીજાબાઈ હતા.

સંતાનને મા જેવું સારૂં શિક્ષણ આપી શકે છે, મા જેવી રીતે તેને સારે રસ્તે ચડાવી શકે છે, તેવું બીજા કોઇથી થઇ શકતું નથી. જે મનુષ્યમાં મહાન થવાની શક્તિ અને ઇચ્છા છે, તે મનુષ્યને માતાના શિક્ષણ અને માતાના ઉત્સાહથી જેટલી હિંમત મળે છે, તેટલી બીજા કશાથી મળતી નથી. માતા હસતે મોંએ ઉત્સાહ અને આશીર્વાદ આપતી સામે ઉભી હોય તેવે સમયે*

* સા. શ્રી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના 'ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો' માંથી ઉપકારસહિત ઉદ્ધૃત.

મનુષ્ય જેવો સાહસ કરીને વિપત્તિની સામે ઝંપલાવે છે, તેવો બીજી કોઈ વખતે ઝંપલાવતો નથી પરાધીનતા, કાયરપણું વગેરે દોષો માટે ઘેર આવતા માતા પાસેથી જેને ઠપકો મળે, તેના જેવો ભય, કાયરતા અને હીનતા માટે બીજા કોઇને રહેતો નથી

ધર્મનિષ્ઠા, મહત્ત્વ અને તેજસ્વિતામાં જીજાબાઈ એક આદર્શ રમણી હતી. પોતાનો પુત્ર વીરત્વ, મહત્ત્વ અને ધર્મનિષ્ઠામા આદર્શ પુરુષ નીવડે અને હિન્દુઓની ખોવાયલી પ્રતિષ્ઠા પાછી આણે એટલા માટે પુત્રને શિક્ષણ અને ઉત્સાહ આપવામા તેમણે બાકી રાખી નહોતી, અને તેને લીધેજ શિવાજી 'શિવાજી' બનવા પામ્યા હતા.

દક્ષિણ ભારત કદિ એકીવખતે દિલ્હીના શહેનશાહના તાબામા રહ્યું નથી. જ્યારે પઠાણ રાજાઓ દિલ્હીમા રાજ્ય કરતા હતા, ત્યારે દક્ષિણમાં બે મુખ્ય રાજ્ય હતા. એક હિન્દુનું અને બીજુ મુસલમાનોનું.

હિન્દુ રાજ્યનુ નામ વિજયનગર અને મુસલમાની રાજ્યનું નામ બ્રાહ્મણી રાજ્ય

ધીમે ધીમે બ્રાહ્મણી રાજ્યના પાચ ભાગ થઇ ગયા એ પાંચ રાજ્યના મુસલમાન રાજાઓએ મળીને વિજયનગરના હિન્દુ રાજ્યનો નાશ કર્યો. ત્યાર પછી એ પાચ રાજ્યમાથી બેનો લોપ થઇને ત્રણ બાકી રહ્યા. એ ત્રણનાં નામ અહમદનગર, બિજાપુર અને ગોવલકોંડા.

હિન્દુ રાજ્યનો નાશ થયા છતા પણ હિન્દુની શક્તિ એકદમ નાશ પામી નહિ મુસલમાન રાજાઓના તાબામા સેંકડો નાના નાના જમીનદારો, જાગીરદારો અને કિલ્લેદારો પોતપોતાની હદમાં રાજ્ય કરતા હતા એ હિન્દુ જાગીરદાર વગેરેજ યુદ્ધ અને રાજ્યશાસનમા અહમદનગર, બિજાપુર અને ગોવલકોંડાના મુસલમાન રાજાઓના મુખ્ય મદદગાર હતા.

આટલી શક્તિ હોવા છતાં પણ એ હિન્દુઓ મુસલમાનોને તાબે હતા, તેનું કારણ એ કે એ બધા હિન્દુ જાગીરદારો સાથે મળીને કદિ સંપ કરી શકતા નહિ; અથવા તેમાનો કોઇ એવો મોટો નીકળતો નહિ કે જે બધાને પોતાના તાબામા રાખીને એક વિશાળ હિન્દુ રાજ્યની સ્થાપના કરે.

દાક્ષિણાત્યના પશ્ચિમ ભાગમાં મરાઠા દેશ છે. એ દેશમા પણ અનેક મરાઠા જાગીરદાર અને કિલ્લેદારોમાંથી પણ કોઈ અહમદનગર તો કોઈ બિજાપુર અને કોઈ ગોવલકોંડાના સુલતાનના તાબામાં કામ કરતા. શિવાજીએ

સૌથી પહેલાં પોતાની શક્તિના બળે આખી મરાઠા જાતિને પોતાના વાવટા-તળે આણીને એક નૂતન શક્તિવડે, હિન્દુ પ્રજાના જીવનમાં એક નૂતન ભાવનો સંચાર કર્યો. આ પ્રચંડ શક્તિના આઘાતથી ફક્ત દક્ષિણનીજ નહિ પણ આખા ભારતવર્ષની મુસલમાન શક્તિ તૂટી ગઈ.

એ મહાશક્તિની જનની, એ નવગંગા પ્રવાહની પુણ્ય પવિત્ર ગોમુખી જીજાબાઈ શિંદખેડના દેશમુખ, લુકજી જાધવરાવ નામના કોઈ મરાઠા જાગીર-દારની કન્યા હતી

"લુકજી જાધવરાવ દેવગિરિના યાદવોનો વંશજ અને શિંદખેડનો દેશમુખ હતો. અહમદનગરની નિઝામશાહીમા તેને બાર હજાર ઘોડેસવારની મનસબદારી મળી હતી. એ લશ્કરના ખર્ચ સારૂ તેને નિઝામ સરકાર તરફથી મોટી જાગીર મળી હતી. સરકારમા તેમનું ઘણુ માન હતું. એટલુંજ નહિ પણ તેમના જેવા બળવાન અને શૂરા સરદાર નિઝામશાહીમા ઘણાજ થોડા હતા"* એ શૂરા સરદારની હાથ નીચે માલોજી ભોસલે નામનો એક નાનો પણ ખાનદાન મરાઠા જમીનદાર કામ કરતો હતો. એમ કહેવાય છે કે અલ્લા-ઉદીને જ્યારે ચિતોડ જીતી લીધું ત્યારે ઉદેપુરના રાણા વંશનો એક રાજપૂત મરાઠાઓના દેશમા નાસી આવ્યો હતો. એજ રાજપૂતના વંશમા માલોજી-નો જન્મ થયો હતો. માલોજીની પત્ની દિપાબાઈને ઘણાં વર્ષો સુધી સં-તતિ નહિ થવાથી તેમણે અનેક આખાઆખડી રાખી હતી. છેવટે તેમણે પોતાના નગરના પીર શાહ શરીફની બાધા રાખી અને દર ગુરૂવારે ફકીરોને દાન ધર્મ કરવા માંડયું. સદ્ભાગ્યે છ માસમા દિપાબાઈ ગર્ભવતી થઈ અને ઇ૦ સ૦ ૧૫૯૪ માં તેના ગર્ભથી પુત્રરત્નનો પ્રસવ થયો. પીરની કૃપાથી પુત્ર પ્રાપ્ત થયો હતો એમ માનીને માલોજીએ તેનુ નામ શાહજી પાડયું. ત્યારપછીના બીજા પુત્રનુ નામ શરીફજી પાડયું હતું જે શિવાજીએ પાછ-ળથી મુસલમાની સત્તા સામે પ્રબળ વિરોધ મચાવ્યો, તેજ શિવાજીના પિતાના જન્મ સમયે હિન્દુઓના હૃદયરાજ્ય ઉપર પણ મુસલમાન સાધુ-સન્તોએ કેટલી અસર જમાવી હતી તે દર્શાવવા સારૂજ અમે એ બીનાનો અત્રે ઉલ્લેખ કર્યો છે.

શાહજી સુંદર, બુદ્ધિમાન, અને કાર્યકુશળ હતો. તેની વાણી મધુર અને વર્તણુક મોહક હતી. જાધવરાવ તેના ઉપર ઘણા પ્રસન્ન રહેતા. જાધવ-

* સસ્તું સાહિત્યનું 'શિવાજી છત્રપતિ' ચરિત્ર.

રાવને એક પુત્રી હતી તેનુ નામ જીજાઉ અથવા જીજાબાઇ હતું એની તથા શાહજી વચ્ચે મૈત્રી બધાઇ શાહજી એ સમયે પાચ વર્ષનો હતો અને જીજા ત્રણ વર્ષની હતી. બન્ને ઘણીવાર સાથે રમતા અને નિર્દોષ વિનોદ કરતાં. એક સમયે રગપંચમીને દિવસે જાધવરાવને ઘેર મોટો સમારભ હતો. અનેક સદ્‌ગૃહસ્થોને આમત્રણ હતું માલોજી પણ શાહજીની સાથે ત્યા ગયો હતો. જાધવરાવે શાહજીને પ્રેમપૂર્વક પોતાના ખોળામા બેસાડયો એટલામાં જીજા પણ દોડતી આવીને પિતાના ખોળામા શાહજીની પાસે બેસી ગઈ. બન્ને સમાન વયના બાળકોને જોઇને જાધવરાવે લાડમા તથા મશ્કરીમાં પૂછયું કેમ જીજા, આ છોકરા જોડે પરણીશ ? આ વર તને ગમે છે ? જીજાએ કહ્યુ ' હા, પરણીશ. એ મારા વર ' એમ કહેતામાં બન્ને બાળકો એક-બીજા ઉપર પાસેની રકાબીમાંથી રગ અને ગુલાલ છાંટવા લાગ્યા. હાજર રહેલા પરોણાઓ એ સુંદર દશ્ય જોઇને હસવા લાગ્યા, અને કહેવા લાગ્યા ' કેવું સરસ જોડુ છે ! '

માલોજીનુ કુળ ગમે તેટલુ ઉચું હશે પણ માનમરતબો અને ધનવૈભવમા એ લુકજી કરતા ઘણો ઉતરતો હતો. લુકજીએ જાધવરાવની કન્યા સાથે પોતાના પુત્રનુ સગપણ થાય એવી આશા રાખવી તેને માટે મિથ્યા હતી, પરન્તુ આવો સરસ લાગ મળ્યાથી એણે ત્યા બેઠેલા બધાને કહ્યુ, આપ સર્વે સાક્ષી છો જીજા આજથી મારી પુત્રવધ થઈ. લુકજી મારા વેવાઈ થયા.

બીજે દિવસે ભોજનનું નિમત્રણ આવ્યુ, ત્યારે માલોજીએ લુકજીને કહેવરાવી મોકલ્યું, કે શાહજીની સાથે જીજાનો વિવાહ કરવાનુ કબૂલ કરશે તો હુ લુકજીને ઘેર જમવા આવીશ, નહિ તો નહિ

માલોજી મૂળે તો ગરીબ હતો, તેમા વળી હાલ તો લુકજીના હાથ નીચે નોકર હતો તેની તરફથી આવી બરોબરીઆના જેવી માગણી આવ્યાથી, લુકજીની સ્ત્રીનો પિત્તો ઉકળી આવ્યો અને તેણે માલોજીને ખબ ગાળો ભાડી આ અપમાન અસહ્ય થયાથી માલોજી તેમનીં નોકરી છોડી દઇને ખેતીનુ કામ કરવા લાગ્યો.

થોડા સમય પછી માલોજીનું નસીબ ફર્યું, અને તેને જમીનમાં દાટેલા સોનામહોરોના સાત ચરૂ મળી આવ્યા એ સંબધમાં દંતકથા એવી છે કે:—

એક દિવસ માલોજીએ સ્વપ્ન જોયું કે સાક્ષાત્ દેવી ભગવતી તેની સન્મુખ આવી ઉભાં છે, અને કહે છે કે માલોજી ! હું તારા ઉપર પ્રસન્ન

થઈ છું. તારા વંશજો રાજા થઈને ધર્મનું ગૌરવ સાચવશે. અહિંયા સાત કળશ સોના મહોરના દાટેલા છે. તે તું ખોદી લે અને એ ધનથી ભવિષ્યના રાજ્યની તૈયારી કર.

આ પ્રમાણે કહીને દેવી અદૃશ્ય થઈ ગયા. માલોજીએ બીજે દિવસે સવારે દેવીએ બતાવેલે સ્થાને ખોદ્યુ અને સોનાના સાત ચરૂ કઢાવ્યા. આ પ્રમાણે અઢળક ધન મળ્યાથી માલોજીએ ઘણા સવારોનુ સૈન્ય એકઠું કર્યું.

તેના સાહસ અને બળની વાત હવે ચારે તરફ ફેલાઈ. ધીમે ધીમે અહમદનગરના રાજ્યમા તેને મોટો અધિકાર મળ્યો

લુકજીએ હવે ઈ૦ સ૦ ૧૬૦૪ના માર્ચમા પોતાની કન્યા જીજાબાઈનો શાહજી સાથે વિવાહ કરી દીધો.

કેટલાક વર્ષ વીતી ગયા. શાહજી હવે બાળક નથી, હવે તો એ પણ સાહસી, પરાક્રમી અને બળવાન યુવક થયો છે અહમદનગરનું રાજ્ય દિવસે દિવસે નબળુ પડતુ જતું હોવાથી શાહજી દીલ્હીના શહેનશાહ પાસે નોકરી માગવા ગયો. તેના ગુણોના વખાણ શાહજહાન બાદશાહ અગાઉથી સાભળી ચુક્યો હતો. એટલે એણે આ ગુણવાન વીર યુવકને છ હજાર ઘોડેસવારનો નાયક નીમીને બે લાખ રૂપિયા ઈનામ આપ્યુ.

થોડા સમય પછી અહમદનગરના રાજા બહાદુરશાહનું મૃત્યુ થયું. રાજ્યમા ઘણી ગડબડ મચી. શાહજી બચપણથીજ અહમદનગર રાજ્યમા ઉછર્યો હતો. આગલી વયમા એ રાજ્યનીજ તેણે નોકરી કરી એ રાજ્ય ઉપર આજે રાજાના મૃત્યુથી આફત આવી છે એ જોઈને તેનાથી બેસી રહેવાયુ નહિ. એ દીલ્હીમા પોતાની નોકરીનું રાજીનામું આપીને તરતજ અહમદનગર પહોચ્યો. બહાદુરશાહની બેગમ શાહજીના આવ્યાની ખબર સાભળીને ચિન્તામાથી મુક્ત થઈ. થોડા વખત પછી તેણે શાહજીને પોતાના રાજ્યનો કારભારી નીમ્યો અને બાળક પુત્રોના રક્ષણનો ભાર પણ તેને સોપ્યો.

વૃદ્ધ લુકજી હજુ પણ અહમદનગરના રાજ્યમા પોતાની આગલી નોકરી ઉપર હતો જે માલોજી એક દિવસ પોતાનાજ હાથ નીચે સાધારણ કારકુન હતો, તેનોજ છોકરો આજે રાજ્યમાં કરતો કારવતો થઇ પડયો. જમાઈ હોવા છતાં પણ તેની આટલી બધી ઉન્નતિ લુકજીથી સહન થઇ શકી નહિ. એણે દીલ્હીના બાદશાહ શાહજહાં સાથે મસલહત ચલાવી અને પોતે સહાય કરવાનું વચન આપીને તેને અહમદનગર ઉપર ચડાઈ કરવાને આગ્રહ કર્યો.

દીલ્હીના બાદશાહો ઘણા સમયથી અહમદનગર જીતવાને યત્ન કરતા હતા. હવે એ રાજ્યનાજ એક માણસે ઘરભેદુ થઇને મદદ કરવાનું વચન આપ્યું, એટલે શાહજહાને સેનાપતિ મીરજુમ્લાને અહમદનગર ઉપર ચડાઇ કરવા મોકલ્યો

શાહજી પરાજીત થયો. અહમદનગરની પડતી આવી. શાહજીએ જોયું કે હું રાજ્યનો મુખ્ય અમલદાર છુ એટલા માટે અદેખાઇને લીધે સસરાએ આ આપત્તિ આણી છે હું પોતે રાજકામ છોડી દઈશ તો રાજ્યનુ રક્ષણ થશે; એવું વિચારીને એણે બિજાપુર રાજ્યમા નોકરી સ્વીકારીને સપરિવાર અહમદનગરનો ત્યાગ કર્યો.

જીજાબાઇ આ સમયે તેમની સાથે હતા. તેમનો મોટો પુત્ર સભાજી આ સમયે ત્રણચાર વર્ષનો હતો અને તે પણ માતાપિતાની સાથેજ હતો. અધુરામા પૂરૂ જીજાબાઇ આ આપત્તિને સમયે સગર્ભા હતા શત્રુઓ પાછળ આવતા હોવાથી તેમને વેગપૂર્વક ઘોડો દોડાવતા નાસવુ પડયુ હતુ કેટલાક ગાઉ જતા તેમના પેટમા એકદમ એવો દુ:ખાવો થયો કે એક ડગલું પણ આગળ ચાલવું અસહ્ય થઈ પડયુ. આવી સ્થિતિમા પત્નીને કોઇ સુરક્ષિત સ્થાનમા મૂકવાનો શાહજીએ વિચાર કર્યો. જુન્નરનો થાણેદાર શ્રીનિવાસરાવ એમનો મિત્ર હતો. જીજાબાઇને કેટલાક નોકરોસહિત તેના આશ્રયમા શિવનેરીના કિલ્લામા મૂકીને શાહજી નિરુપાયે આગળ ચાલ્યા. એમણે ધાર્યું હતુ કે લુકજી પાછળ આવે છે એના હાથમા જીજાબાઇ આવશે તો લાખ તોયે એની છોકરી હોવાથી એ એને દુ:ખ નહિ દે. થયુ પણ એમજ શાહજી રાજા શિવનેરીના કિલ્લાથી થોડા ગાઉ આગળ પહોચ્યા હશે એટલામા જાધવરાવ કિલ્લામા પહોંચ્યા. લોકોએ તેમને સમજાવ્યા કે "શાહજી રાજા સાથે તમારે શત્રુતા છે પુત્રી જીજાએ તમારો કાઇ અપરાધ કર્યો નથી એના રક્ષણનો પૂરતો બદોબસ્ત કરવો એ તમારી ફરજ છે. મોગલો પાછળ આવી રહ્યા છે. ન કરે નારાયણ અને જીજાબાઇ એમના હાથમા સપડાશે તો એથી તમારી આબરૂ પણ ધૂળમા મળી જશે, માટે જમાઇની શત્રુતાનો વિચાર આ સમયે ન આણતા છોકરીના રક્ષણનો વિચાર કરો." હિતસ્વીઓની આ વ્યાજબી સલાહ જાધવરાવને ગળે ઉતરી, તેમનું હૃદય પીગળ્યુ અને તે પુત્રી જીજાબાઇને મળવા ગયો. જીજાબાઇએ પિતાને ઘણો ઠપકો આપ્યો અને કહ્યુ કે "મારા પતિને બદલે હું તમારા હાથમાં આવી

છું, જે કાંઈ સજા કરવી હોય તે મને કરો." જાધવરાવે સ્નેહપૂર્વક પુત્રીને માથે હાથ ફેરવ્યો અને કહ્યું "જેવી બુદ્ધિ સૂઝવાની હતી તે સૂઝી, અને વૈરભાવ બંધાયો. હવે તેનો કાંઈ ઉપાય નથી. તારે ક્યાં જવું છે તે મને કહે. તારે સિંદખેડા જવું હોય તો હું તને સુરક્ષિતપણે ત્યાં પહોંચાડવાની વ્યવસ્થા કરૂં" જીજાબાઈએ ઉત્તર આપ્યો "મારા સ્વામી મને જ્યાં મૂકી ગયા છે ત્યાંજ હું રહેવા માગું છું. મારે પિયેર નથી આવવું." પુત્રીનો એવો નિશ્ચય જોઈને જાધવરાવે તેના રક્ષણ માટે ત્યાં વધારાનાં કેટલાંક માણસ રાખ્યાં. એ પ્રમાણે પતિવ્રતા જીજાબાઈ પતિની ઇચ્છાને માન આપીને એમણે નક્કી કરેલે સ્થાનેજ રહી પોતાના પતિ સાથે જીજાબાઈના પિતાએ વેર બાંધ્યું હતું એ એને જરાપણ પસંદ નહોતું. પતિનું અપમાન કરનાર પિતાની છાયામાં એ સુરક્ષિત રહેવા કરતાં જોખમ વેઠીને પતિના મિત્રના શરણમાં રહેવુંજ તેણે યોગ્ય વિચાર્યું એમ પણ કહેવાય છે કે ત્યાર પછી એ કદી પિયેર ગયાં નહોતાં.

દેવસેવા અને ધર્મમાં મૂળથીજ જીજાની ગાઢી ભક્તિ હતી. સ્વામી એકલી છોડીને ગયા હતા. પિતાએ પણ શત્રુની સ્ત્રી ગણીને તેને નજરકેદ કરી રાખી હતી, સંસારમાં હવે જીજાને માટે બીજું કંઈ કામ રહ્યું નહોતું. એકાગ્રચિત્તે જીજાએ દુર્ગની અધિષ્ઠાત્રી દેવી શિવાઈ માતાની આરાધના તનમનધનથી કરવા માંડી

પરન્તુ સંસારનું સઘળું સુખ જતું રહે તોપણ સંતાન પ્રત્યેની મમતા સ્ત્રીના હૃદયમાંથી ઓછી થતી નથી. કેદીની દશામાં જીજાને સંસારનું બીજું કાંઈ બંધન નહોતું એ વાત ખરી પણ ગર્ભમાંના બાળક પ્રત્યેનો પ્રેમ સદા તેનું ધ્યાન એ તરફ ખેંચી રાખતો.

સાંસારિક સુખની કોઈ લાલસા અને સ્વાર્થી લાલસા તેને નહોતી. ઘર માંડીને સાંસારિક વૈભવથી સુખી થાઉં એ ઇચ્છા તેણે કોઈ દિવસ મનમાં આણી નથી. એના મનમાં કેવળ એજ વિચાર આવતો કે હિન્દુ ધર્મ અને હિન્દુ જાતિનો દિવસે દિવસે ભારતવર્ષમાંથી નાશ થતો જાય છે, માટે હું એક એવા વીર અને ધાર્મિક પુત્રને જન્મ આપું કે, એ પુત્ર ફરીથી ભારતની પ્રતિષ્ઠા અને ગૌરવ વધારે એ ઉચ્ચ કામના, સુખ અને વૈભવની ઇચ્છાઓને દૂર કરીને, ઉદાર ચરિત જીજાના હૃદયમાં ઉભરાવા લાગી. એજ કામનાથી જીજાબાઈ હંમેશાં એકાગ્રચિત્તે શિવાઈ દેવની પૂજા અને પ્રાર્થના કરતી હતી.

દેવીના મંદિરમાં બેસીને બે હાથ જોડીને જીજા કહેતી હતી કે "મા ! સંસારમા મારે કાંઇ સુખ નથી કોઇ સુખની હું આકાક્ષા પણ રાખતી નથી. ગર્ભમા જે બાળક છે તે બાળક તમારો થાઓ. તમારી દયા અને તમારે પ્રતાપે એ તમારી શકિત લઇને દુનિયામાં અવતરજો એ પુત્ર પાસેથી હું કાંઇ મારા અંગત ફાયદાની આશા રાખતી નથી. પુત્ર પોતાના સુખવૈભવની કે વિલાસની પણ હું વાસના કરતી નથી. ઇચ્છા માત્ર એટલીજ છે કે એ પુત્ર સદા તારોજ દાસ થઇને રહે અને તારી સેવા કરીને માનવજીવનનું સાર્થક કરે. મા ! હું તમારી રોજ જે ભકિત અને પૂજા કરૂ છુ, તે ભકિત તમારી કૃપાથી મારા ગર્ભમા રહેલા બાળકના હૃદયમા સંચાર પામો ! એ ભકિતના આશીર્વાદરૂપે તમારી વિશ્વપાલક શકિતથી તેનું હૃદય પૂર્ણ થાઓ અને એ શકિતથી ભારતમા ધર્મરાજ્યની સ્થાપના થાઓ મારી બીજી કોઇ કામના નથી બીજી કોઈ પ્રાર્થના નથી તમારી દાસી નિત્ય એકજ વાસના, અને એકજ પ્રાર્થના માટે તમારે બારણે આવીને પુકારે છે. માજી ! દાસીની એ પ્રાર્થના સાભળો, અને દાસીની એ ઇચ્છા પૂર્ણ કરો "

' મા ! વીરપુત્ર, ધાર્મિક પુત્ર, જે પુત્રને હાથે દેવતાના તથા ધર્મના ગૌરવનુ રક્ષણ થાય, એવા પુત્રને જન્મ આપવામાજ નારીજીવનની સાર્થકતા છે. મે ઘણુ દુ ખ વેઠયુ છે ઘણુ દુ ખ પડયા છતા પણ એ દુઃખના નિવારણ માટે તમારી પાસે પ્રાર્થના કરી નથી. તમારી શક્તિ, તમારો મહિમા, જગત્મા સ્થાપી શકે, એવો ધાર્મિક પુત્ર આપીને માતાજી, મારૂ નારીજીવન સાર્થક કરો. '

આપણા દેશના તેમજ પશ્ચિમના વિદ્વાનોનુ માનવું છે, કે ગર્ભાવસ્થામા માતાની જેવી ભાવનાઓ, જેવા વિચારો અને જેવી ઇચ્છાઓ હોય છે, તેવાજ સંસ્કાર પુત્ર ઉપર પડે છે ગર્ભની સૂચના થઈ ત્યારથી યુદ્ધનો ભારે ગડબડાટ મચી રહ્યો હતો, પરન્તુ એ વીરાંગના જીજાનુ વીર હૃદય એ યુદ્ધકોલાહલમા પણ ભયથી જરાએ ચમકયુ. નહોતુ તેના હૃદયમા ઉત્સાહ સિવાય બીજો કોઇ ભાવ ઉત્પન્ન થયો નહોતો યુદ્ધ થઇ રહ્યા પછી બાકીના મહિના જીજાએ એકાગ્રચિત્તે શક્તિસ્વરૂપ જગન્માતાની અર્ચના કરવામાં અને દેવીની પાસે વીર અને ધાર્મિક પુત્ર માગવામા ગાળ્યા હતા, એટલે પુત્રના મનમા સ્વાભાવિક રીતેજ વીરત્વ અને ધર્મનો ભાવ પ્રબળ થાય તો એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇજ નથી. આવી પુણ્યમય સાધનાના ફળરૂપે ઇ૦

સ૦ ૧૬૨૭ની ૧૦મી એપ્રિલે જીજાબાઇએ એજ શિવનારી દુર્ગમા, ઇચ્છાનુસાર દુર્લભ પુત્રરત્નને જન્મ આપ્યો. શિવાઇદેવીના વરદાનથી શિવાઇદેવીના સેવકરૂપ પુત્ર જન્મ્યો એમ ધારીને જીજાએ પુત્રનું નામ ‘ શિવાજી ’ પાડ્યું.

શિવનેરીના કિલ્લામા જીજાબાઇ ત્રણ વર્ષ રહ્યા. ત્યાર પછી શાહજી રાજા તેમને બાયજાપુર લઈ ગયા. એ બાયજાપુરમા વસતા હતા તે સમયે મોગલ સરદારે નિઝામશાહી રાજ્ય ઉપર હુમલો કર્યો હતો, અને બાયજાપુરના કિલ્લેદારને કહ્યું હતુ કે “શાહજીની પત્ની બાયજાપુરમા છે તેને પકડીને મારે સ્વાધીન કર તેમ કર્યાથી બાદશાહ તને મોટુ ઇનામ આપશે.” ઇનામની લાલચે એ વિશ્વાસઘાતી કિલ્લેદાર પ્રપચથી જીજાબાઇને પકડીને મોગલોની છાવણીમા લઇ ગયો. એ સમયે જાધવરાવનો ભાઈ મોગલોની સેનામા નોકર હતો. તેને એથી ઘણુ ખોટુ લાગ્યુ, પણ એ વખતે બળથી કામ ચાલે એમ નહોતુ. તેથી તેણે મહોબતખાનની પાસે જઇને યુક્તિપૂર્વક કહ્યુ કે “ શાહજી અને અમારા કુટુબ વચ્ચે કુસપ છે એ આપને ખબરજ છે. એ કજીઆને લીધે તેણે જીજાબાઈ અને તેના પુત્રોને ત્યજી દીધા છે અને તુકાબાઇ નામની બીજી સ્ત્રી સાથે વિવાહ કર્યો છે. બીજીવાર લગ્ન કર્યાથી જીજાબાઈ અને તેની વચ્ચે અણબનાવ છે. જીજાબાઇને આપ કેદ કરશો તેથી શાહજીને તો જરા પણ ખોટું નથી લાગવાનુ, પણ અમારા કુટુંબની આબરૂ તો અવશ્ય જશે અમે આપના નીમકહલાલ નોકર છીએ, માટે અમારી કીર્તિને કલક લાગે એવું કૃત્ય આપને હાથે ન થવુ જોઇએ.” એ વાત મહોબતખાનને ગળે ઉતરી અને તેણે જીજાબાઈને જાધવરાવને સોપી દીધી. જાધવરાવે જીજાબાઇને શાહજી રાજાના તાબાના કોડાણાના કિલ્લામા એને સુરક્ષિતપણે પહોચાડી દીધા. આ પ્રમાણે એમના ઉપર આવેલી એક મહા આપત્તિ ટળી ગઈ.

શિવાજીના જન્મ પછીના દશ વર્ષ જીજાબાઈએ ઘણી ચિન્તામા ગાળ્યા, “ શત્રુઓના ભયથી તેમને એક કિલ્લામાંથી બીજા કિલ્લામા નાશ ભાગ કરવી પડતી. શત્રુઓ ક્યારે આવીને પોતાના પ્રિય પુત્રનો તથા પોતાનો સંહાર કરશે એ ચિન્તા એમને રાતદિવસ રહેતી હતી. વળી શાહજી રાજાએ મોગલો જેવા પ્રબળ શત્રુ સાથે ઘોર સગ્રામ મચાવ્યો છે તેનું પરિણામ અંતે શું આવે છે, એ ચિન્તામાં તેમને ચિંતાજ્વર લાગુ પડયો હતો; પરંતુ જીજાબાઇએ અત્યત સ્વાભિમાની અને પતિવ્રતા હોવાથી ધૈર્ય-

પૂર્વક અને દૃઢ નિશ્ચયપૂર્વક દશ વર્ષ વીતાડયા. '

( કેળુસ્કરકૃત શિવાજી ચરિત્ર )

મહારાજા શિવાજીના બાળ શિક્ષણનો આરંભ માતા જીજાબાઇને હાથે જ થયો. આપત્તિના સમયમાં એનું બધું ધ્યાન એજ તરફ લાગ્યું હતું સાધનાબળે ગર્ભાવસ્થામા પુત્રના હૃદયમા તેણે જે મહત્ત્વનું બીજારોપણ કર્યું હતું, તે મહત્ત્વ, યોગ્ય શિક્ષણ અને પોતાની વર્તણુકના દાખલાથી અંકુરિત થઇને ખીલી નીકળે એટલા માટે જીજાબાઈ ઘણીજ મહેનત અને કાળજીથી પુત્રને ઉછેરવા લાગી જે કામનાથી 'શિવાઇ' દેવી પાસે પુત્ર માગ્યો હતો, તે કામના પુત્રને મહાન ગુણોથી વિભૂષિત કરીને પૂર્ણ કરવી, એ જીજાના જીવનનું એક માત્ર વ્રત બન્યું ભવાનીના વરદાનથી પુત્ર મળ્યો. હવે એ પુત્ર ભવાનીના ચરણકમળમા આત્મદાન કરીને ભવાનીના આશીર્વાદથી, ભવાનીનીજ શક્તિથી પ્રેરિત થઇને, ભારતવર્ષમા હિન્દુનું ધર્મરાજ્ય સ્થાપી શકે, એજ જીજાબાઇની સર્વોચ્ચ આકાક્ષા હતી એજ વિચારથી એણે પુત્રને દીક્ષિત કર્યો અને તેને ઉપયોગી શિક્ષણ આપવાનો પણ આરંભ કર્યો

શિવાજીમા જ્ઞાનનો ઉદય થતાવારજ તેણે પુત્રને કહ્યુ કે 'શિવા! ભવાની દેવીની પૂજા કરીને તેમના વર અને આશીર્વાદથી તું જન્મ્યો છે. તું મારા સુખને માટે અવતર્યો નથી. તારા પિતાજીના કે અન્ય કોઇના સુખને માટે પણ નહિ માતા ભવાનીએ તેમના પોતાના કાર્યને માટે આ દાસીના ગર્ભમા તને જન્મ આપ્યો છે. તુ મારો નથી,ભવાનીનો છે. તું તેમનુ ધન છે. તેમનુ કાર્ય તને સોપી દેવા સારૂ તેમણે તને મારા હાથમા સોપ્યો છે. એજ તારી મા છે, એજ તારી ઇષ્ટદેવી છે. તેના ચરણકમળમા મન અને પ્રાણને મૂકી દઇને, એ જે માર્ગે ચલાવે ત્યા નિર્ભયપણે જજે, એ તને શક્તિ આપશે. તારો ભય દૂર કરશે અને બધી વિપત્તિઓમાથી તારૂ રક્ષણ કરશે. નિર્ભયપણે તનમનધન લગાડીને પાપમા ડુબતા ભારતમા પાછું ભવાની માતાનુ ધર્મરાજ્ય સ્થાપ. પ્રાચીન સમયમાં જે મહાપુરુષો, જે મહાવીરો ભારતવર્ષમા જન્મ ગ્રહણ કરીને દેવતા અને ધર્મનો મહિમા વધારી ગયા છે, તેમના ગુણ, મહત્ત્વ અને કીર્તિનુ સદા સ્મરણ કરજે. તેમના જેવો થઇને આ હતભાગ્ય દેશ પાછો ગૌરવમય થઈ શકે એવો પ્રયત્ન ખરા મનથી કરજે લક્ષ્મણ અને અર્જુનની પેઠે વીરત્વમા, ધર્મમાં, અને પ્રતિજ્ઞા-

માં અટળ રહેજે રામ અને યુધિષ્ઠિરની પેઠે ધર્મરાજ્યનો રાજેશ્વર બનજે, અને પ્રજાના કલ્યાણને માટેજ રાજધર્મનું પાલન કરજે. મારી એજ ઈચ્છા છે, એજ આશીર્વાદ છે. મારો આ ઉપદેશ સદા મનમાં યાદ રાખજે. આ ધર્મ, આવ્રત ગ્રહણ કરીને તારા જીવનને ધન્ય કરજે, અને મારૂં 'મા' નામ સાર્થક કરજે.'

પ્રારંભના એ દસ વર્ષમાં જીજાબાઈએ શિવાજીને કયી કયી વિદ્યાઓ શીખવી તેના સત્તાવાર ઉલ્લેખ મળતો નથી, પણ એટલું તો જણાયું છે, કે એ લઘુ વયમાં માતાની દેખરેખ નીચે એ ઘોડેસ્વાર થતા, તીર ચલાવતા, બંદૂક મારતા, પટા ખેલતા અને થોડુંક લખતાવાચતા શીખ્યા હતા, તથા અનેક ઉચ્ચ ભાવોથી પ્રેરાયા હતા.

પ્રારંભના એ દશ વર્ષમાં જીજાબાઈની અસર શિવાજી મહારાજના ચરિત્ર ઉપર કેવી થઈ, એ સંબંધી છત્રપતિનું ચરિત્ર લખનાર નીચેના શબ્દોમાં લખે છે "તેમના પ્રથમના દશ વર્ષ માતા જીજાબાઈની સાથેજ વીત્યા હતા મનુષ્યના મન ઉપર ઇષ્ટ અનિષ્ટ સંસ્કાર પાડવાને માટે એ વય અતિશય મહત્ત્વની હોય છે એ વયમાં સદ્ અસદ્વૃત્તિનાં જે બીજારોપણ થાય છે તે આગળ જતા અનુકૂળ સંસ્કારોથી વિકસિત થવાનો દૃઢ સંભવ હોય છે. વૃત્તિવિકાસનું કાર્ય અત્યંત કોમળ હોય છે, અને તે મુખ્ય કરીને માતાપિતાના આચરણ ઉપર અવલંબન કરે છે; તેમા વળી માતૃશિક્ષણનો પ્રભાવ વિશેષ હોય છે. માતાનો સ્વભાવ અને આચરણ જેવા હોય છે, તેવા તેની સંતતિમા ઉતરવાનો ઘણો સંભવ હોય છે. ગર્ભધારણ સમયથીજ એ શિક્ષણનો પ્રારંભ થાય છે એમ કેટલાક શાસ્ત્રજ્ઞનું કહેવું છે. તે સત્ય માનીએ તો જીજાબાઈ સગર્ભાવસ્થામા હતી ત્યારથી કેવી સંકટાવસ્થામા હતી અને તે અવસ્થામા તેમના મનની વૃત્તિ કેવી હોવી જોઇયે, તે કોઇને પણ કહેવું પડશે નહિ ! શિવાજી મહારાજના હૃદયમા અતિ બાળવયથીજ યવનદ્વેષ એટલો બધો વિકાસ પામ્યો હતો તેનું કારણ તપાસવા જતાં તેમની માતાનીજ મનોવૃત્તિ દ્વેષપૂર્ણ થઇ હતી એમ જણાય છે. બાળરાજાનાં પ્રથમનાં દશ વર્ષ તો કેવળ ઘોર સંકટમાંજ વીત્યાં, જે યવનો તરફથી તેમને એવી સંકટમય સ્થિતિ પ્રાપ્ત થઈ,તે યવનોસંબંધી તેમના હૃદયમાં દ્વેષ અને તિરસ્કારવૃત્તિ સંપૂર્ણ રીતે વિકાસ પામે તેમાં આશ્ચર્ય પણ શું ? તેમા વળી જીજાબાઈ જેવી અત્યંત સ્વાભિ-

માની, મહત્ત્વાકાંક્ષી, બુદ્ધિમતી અને અહર્નિશ પુત્રને એ સબંધીજ બોધ કરનાર માતા સર્વદા સન્નિધ રહ્યા પછી, તેમનો વૃત્તિવિકાસ જોઇયે તેવો થાય તેમા પણ આશ્ચર્ય શું ?

જીજાબાઇનો જન્મ જે કુળમા થયો હતો તે એક સમય દેવગિરીનો રાજવૈભવ ભોગવતું હતું તેમનો રાજવૈભવ યવનોએ હરણ કરી લીધો ત્યારથી તે કુળને દરિદ્રતા અને પરવશતા પ્રાપ્ત થઇ હતી તે કુળના મનુષ્યો પોતાને વિતેલી દુઃખદ વાર્તા સહસા ભૂલે નહિ અને જીજાબાઇ જેવી સ્વાભિમાની સ્રીને તો કદિ પણ વિસ્મૃતિ થાયજ નહિ એ સ્વાભાવિક છે નિઝામશાહે વિશ્વાસઘાત કરી તેના પિતા અને બંધુનો વધ કર્યો હતો, તેથી યવનોપર તેને ક્રોધ થયો હતો. તેજ પ્રમાણે ભોસલેના કુળનો રાજવૈભવ યવનોના પગ-તળે નષ્ટ થઇ, તે કુળના પુરુષોને નાસી જવું પડયુ અને કેવળ કંગાલ સ્થિતિમા સમય વ્યતીત કરવો પડયો, તે પણ જીજાબાઇ કદિ ભૂલી નહોતી આગળ જતા શાહજીરાજાએ સ્વબાહુબળવડે યવનો સાથે કેટલોક સમય યુદ્ધ કરી પોતાના શરીરનું અપ્રતિમ ક્ષાત્રતેજ અને વિલક્ષણ શૌર્ય બતાવી તેમને ચકિત કરી દીધા હતા, પરંતુ યવનોનું સૈન્યબળ પ્રચંડ હોવાથી શાહ-જીરાજાએ પરાજય પામી કેવળ નિરુપાયે પુનરપિ યવનોની તાબેદારી સ્વી-કારી હતી સ્વપતિનું એવું અલૌકિક પરાક્રમ જોઈને અને થોડો વખત સમર વિજયી થઇને એક યવનની પાદશાહી રાજાના તાબામા આવ્યા છતા, અંતે તેમનો પરાજય થયો, એ સબંધી વિચાર કરતા જીજાબાઈના હૃદયમા કેવી તીક્ષ્ણ વૃત્તિ ઉદ્ભવી હશે વારૂ ? "ભોસલેના કુળમા શક પ્રવર્તક પુરુષ ઉત્પન્ન થઇ યવનોના ત્રાસમાથી સર્વ હિંદુઓને મુક્ત કરશે " એવું ભવાની દેવીએ તેને જે વરદાન આપ્યું હતુ, તે વરદાન હવે સત્વર ખરૂ પડશે એ આશા જીજાબાઇના હૃદયમા કેટલીક વખત સ્ફુરણ થવા જેવી કૃતિ શાહજી રાજાને હાથે બનતી હતી, પરંતુ તેની ગતિ બીજેજ રસ્તે વળતા પુનરપિ તેમને યવનોની તાબેદારી સ્વીકારવી પડી એ જોતા તેને કેટલી નિરાશા થઇ હશે અને કેટલું કષ્ટ થયું હશે તે કહેવાની આવશ્યકતા નથી.

એ શ્રદ્ધાળુ સ્રીને સર્વદા એવો ભાસ થતો કે પૂર્વજોનો ગત વૈભવ પોતાને પુનઃ પ્રાપ્ત થશે અને પોતાના કુળમા શકકર્તા પુરુષ અવશ્ય ઉત્પન્ન થશે શાહજીરાજાએ કરેલા પરાક્રમોપરથી તે એમ બનવુ અસંભવિત સમ-જતી નહોતી, યવોનોએ ઉભય કુળનો રાજવૈભવ હરણ કર્યાથી પોતાને કેવી

હીન સ્થિતિ પ્રાપ્ત થઇ છે, તે જીજાબાઈ પોતાના પુત્રને વખતો વખત કહેતાં હતા અને શાહજી રાજાએ તે સમયે જે પરાક્રમ બતાવ્યું હતું તેનું પુન. પુનઃ વર્ણન કરીને જીજાબાઈ શિવાજીના હૃદયમા તેવુંજ પરાક્રમ કરવાની ઇચ્છા જાગૃત કરવાનો પ્રયત્ન કરતા હતા, હિંદુધર્મપર દ્વેષ રાખી, તે ધર્મને માન- નાર પ્રજાને ત્રાસ આપનાર, ક્રૂર અને વિશ્વાસઘાતી યવનોની સેવા કરી સંપત્તિવૈભવ ભોગવીને આનંદ કરવો એ નિંદ્ય અને વિપત્તિજનક છે, એવુ જીજાબાઇ પુત્ર શિવાજીને અહર્નિશ કહેતાં હતાં. જીજાબાઈ દૃઢ ધર્મ- શીલ હોવાથી ઘરમા હમેશા ધર્મશાસ્ત્રના પુસ્તકો વાચતા હતા. શિવાજી મહારાજને પણ બાલ્યાવસ્થાથીજ કથા સાભળવાનો શોખ લાગ્યો હતો. રામ, રાવણ, પાડવ, કૌરવ, વગેરેના યુદ્ધના વર્ણનો સાભળતાજ તેમનું શરીર કપાયમાન થતું હતું અને સ્વમાતાના મુખથી પોતાના પૂર્વજોનું પરા- ક્રમ પુનઃ પુનઃ સાભળવાથી તેજ પ્રમાણે વર્તન કરી, સ્વજીવનનું સાર્થક કરવુ, એવી મહેચ્છા શિવાજી મહારાજ સમજણા થયા ત્યારથી તેમના હૃદ- યમા ઉત્પન્ન થઇ દિવસે દિવસે વૃદ્ધિ પામવા લાગી હતી.

શિવાજી મહારાજ નાનપણથીજ બુદ્ધિમાન અને ચપળ હોવાથી તેમને જે કહેવામાં આવતું તે તેઓ સારી પેઠે સમજીને યાદ રાખતા. જીજાબાઇનો સ્વભાવ ઘણો ધીર, ગંભીર અને અભિમાની હતો. શિવાજી મહારાજમાં માતાના સહવાસથી અને બોધથી માતાના ગુણ સંપૂર્ણ રીતે આવ્યા હતા. મહારાજ ઉત્તમ આચરણવાળા થાય, કુસંગતિમા પડે નહિ, તેમ કોઇ દુર્વ્ય- સન કે એશઆરામ તેમને ઘેરે નહિ એ સંબંધી જીજાબાઈએ ઘણીજ કાળજી રાખતા. જીજાબાઇએ મહારાજને બાલ્યાવસ્થાથીજ યુદ્ધોપયોગી કળા શીખ- વવાની વ્યવસ્થા કરી રાખી હતી. જીજાબાઈના એવા સુશિક્ષણથી મહારાજ- ના શરીરમા સાહસ, શૌર્ય, વીર્ય, ધૈર્ય, સદાચારપ્રીતિ, સ્વધર્મનિષ્ઠા વગેરે સદ્ગુણોનો વિકાસ ઉત્તમ રીતે થયો હતો, પરન્તુ મહારાજના હૃદય- મા એ સર્વ વૃત્તિ કરતા એક વિશેષ મહત્ત્વની વૃત્તિ પ્રેમાળ માતાના બોધ- વડે ઉત્પન્ન થઇ ઉત્તરોત્તર વિકસિત થતી ગઇ, અને તેના પ્રભાવવડે મહા- રાજનું નામ જગતના ઇતિહાસમા અજરામર થઇ રહ્યું છે. એ વૃત્તિનું નામ 'સ્વાતંત્ર્યપ્રીતિ' છે. મુસલમાનોના તાબેદાર થઇ પરતંત્રતામાં આયુષ્ય વ્યતીત કરી તેમનાપર વિશ્વાસ રાખી એકનિષ્ઠાવડે અને પ્રમાણિકપણે ગમે તેટલી તેમની સેવા કરવામા આવશે તોપણ તેની કાંઈ પણ કદર

થવાની નથી અને ખરૂં સુખ મળવાનુ નથી એવા વિચારની ગળથુથી માતા જીજાબાઇએ શિવાજી મહારાજને સુવાવડમાંથીજ પાઇ હતી, તેથી પરંતત્રતાથી કેટલું નુકશાન થાય છે, કેટલો ત્રાસ અને વિપત્તિઓ ભોગવવી પડે છે, અને જીવનરક્ષણ કરવામા કેટલી અડચણો વેઠવી પડે છે તેનો પ્રત્યક્ષ અનુભવ શિવાજી મહારાજને બાળપણથીજ સારી પેઠે સમજાયો હતો. × × શિવાજી મહારાજ જેવા પરમ માતૃભક્ત અને અત્યંત બુદ્ધિમાન પુરુષને પણ સદ્ભાગ્યે જીજાબાઇ જેવાં પરમ સાત્ત્વિક, ભાવિક, સ્વાભિમાની અને સ્વોત્કર્ષપ્રિય માતા પ્રાપ્ત થવાથીજ તેમના અતિ પ્રેમાળ બોધની અસર પુત્ર શિવાજીના મન ઉપર ઉત્કૃષ્ટ રીતે થઇ અને તેમને હાથે સર્વ જગતને ચકિત કરી નાખે એવા અને હિન્દુ પ્રજાને મુસલમાનોના ત્રાસમાથી મુક્ત કરાવે એવા પરાક્રમો થયા. ” (શ્રી શિવાજી છત્રપતિ ચરિત્ર)

એ અરસામા એટલે ઇ૦ સ૦ ૧૬૩૭ મા આદિલશાહી રાજ્યમા આશ્રય મળવાથી શાહજીએ જીજાબાઇને પુત્રસહિત પોતાની પાસે બોલાવી મંગાવ્યા પરન્તુ પતિપત્ની ઝાઝો વખત સાથે રહેવા પામ્યા નહિ શાહજીને પણ રુલ્લાખાન સાથે કર્ણાટક જવુ પડ્યું એટલે તેમણે બિજાપુર સરકાર પાસેથી મળેલી જાગીરની વ્યવસ્થા દાદાજી કોડદેવ નામના એક વિશ્વાસુ નોકરને સોપી, જીજાબાઇ અને પુત્ર શિવાજીને પણ તેનાજ રક્ષણમા સોપ્યા દાદાજી કોડદેવે બંનેને પુનામા લાવી રાખ્યા.

જીજાબાઇએ શિવાજી મહારાજને જે પ્રકારનુ શિક્ષણ આપવાનુ શરૂ કર્યું હતુ તે દાદાજીએ લક્ષપૂર્વક આગળ ચાલુ રાખ્યું, બલ્કે એમા પોતાના અનુભવ પ્રમાણે વધારો કર્યો અક્ષરબોધ તો માતા પાસેથીજ એમને થયો હતો પુને ગયા પછી ઉર્દૂ તથા ફારસી ભાષા પણ એમને ભણાવવામા આવી થોડુંક સંસ્કૃત પણ શીખ્યા શિવાજી મહારાજે કેટલાક પદ અને આરતિ રચ્યા છે, તેમા ઉર્દૂ ભાષાના શબ્દો આવે છે. વાચક બેનો ! તમારા કોલેજમા ભણેલા પતિ કે પુત્ર તમને કહે કે શિવાજી તો એક નિરક્ષર લૂટારો હતો, તો તમે એમના કથનને કદિ સત્ય ન માનશો. ગ્રાન્ટ ડફ આદિ ઈતિહાસકારોના મતને અનુસરી અંગ્રેજ લેખકો અને શિક્ષકો એજ મત દર્શાવતા રહ્યા છે. અંગ્રેજ લોકોના એ મતનું પુષ્કળ ખંડન થઇ ચૂક્યું છે. શિવાજીની સાક્ષરતા વિદ્વાનોએ સારી પેઠે સાબિત કરી આપી છે. શિવાજી મહારાજ લૂટારા પણ નહોતા, પરન્તુ ભારતમા સ્વતંત્ર હિન્દુ

રાજ્ય સ્થાપવાનો ભગીરથ પ્રયત્ન કરનાર મહાન વીર રાજા હતા. એ વાત પણ તમારે સ્મરણમાં રાખવી ઘટે છે.

માતા અને દાદાજીના શિક્ષણથી શિવાજીના હૃદયમાં ધર્મ ઉપર દૃઢ પ્રેમ ઉત્પન્ન થયો, અને ધર્મના રક્ષણ સારૂ તથા તેની પુનઃ સ્થાપના સારૂ વીરતા અને દૃઢ પ્રતિજ્ઞાના ગુણોનો પણ વિકાસ થવા લાગ્યો માતા જીજાબાઈની સાધના સફળ થવાના ચિન્હ જણાવા લાગ્યા.

શિવાજી જેમ જેમ મોટા થયા તેમ તેમ તેમની ખાત્રી થતી ગઈ કે ભારતમાં સ્વતંત્ર હિન્દુ રાજ્ય સ્થાપ્યા વગર હિન્દુ ધર્મ અને હિન્દુ પ્રજાનું ગૌરવ સાચવી રાખવાનો બીજો કોઇ ઉપાય નથી ધીમે ધીમે પોતાના તાબાના જાગીરદારો પાસેથી ધન અને માણસો લઇને એ કામને માટે ઉપયોગી સામગ્રી એકઠી કરવા લાગ્યા શાહજી બિજાપુર રાજ્યની નોકરી અર્થે દૂર કર્ણાટક પ્રાન્તમાં રહેતો હતો. દાદાજી અને શિવાજીના હાથમાં બાપદાદાની જાગીરનો સંપૂર્ણ કારભાર હતો. એટલે જીવનનું વ્રત સાધવાને શિવાજીને કોઈ જાતની અડચણ કે વિઘ્ન નડયા નહિ

સાંસારિક સુખભોગમાં જીજાની આસક્તિ નહોતી. જે મહાન્ વ્રતમાં એણે પુત્રને દીક્ષિત કર્યો હતો, તે મહા વ્રતનું પાલન કરવામાં પુત્રને મદદ આપવી એ તેને મનથી જીવનનો મુખ્ય ધર્મ હતો. એટલે એ ઘણો વખત પુત્રની પાસેજ રહેતી. સંસારમાં પતિની સેવા કરવી એ સ્ત્રીનો ધર્મ છે, પણ તેના કરતાં પણ માતૃધર્મને મહત્–વ્રત–પરાયણ જીજા વધારે અગત્યનો ગણતી એ જાણતી હતી કે એના વગર સ્વામીને કોઇ પણ જાતની અડચણ પડવાની નથી, કારણ કે એની સપત્ની તુકાબાઈ સ્વામીની સાથેજ હતી તુકાબાઇના હાથમાં સ્વામીસેવા અને સ્વામીના ઘરસંસારનો ભાર સંતુષ્ટ-ચિત્તે સોંપી દઇને મહાપ્રાણ જીજાબાઈ પુત્રના ઘરના વહીવટ ઉપર દેખરેખ રાખવા લાગી.

શિવાજી જ્યારે વીસ વર્ષનો થયો, ત્યારે દાદાજી ઘણો માંદો પડયો. દાદાજીને લીધે શિવાજીને કેટલી બધી મદદ મળી હતી દાદાજી નહિ હોય તો તેની ખોટ કોઇનાથી પણ પૂરાય એમ નથી, એ બધું જીજા જાણતી હતી. એટલા માટે પુત્ર અને પુત્રવધૂને લઇને જીજાબાઇ રાતદિવસ તેની સેવાચાકરી જાતે કરવા લાગી.

પરન્તુ વૃદ્ધ અને જીર્ણ શરીર રોગના સખ્ત હુમલા આગળ ટકી શક્યું

નહિ. દાદાજી સમજ્યો કે મૃત્યુ પાસે આવ્યું છે. તેણે રાજ્યસ્થાપન, રાજ્યપાલન, રાજધર્મ અને પ્રજાધર્મસંબંધી શિવાજીને ઘણો ઉપદેશ આપ્યો અને કહ્યુ 'શિવાજી ! હું જાઉં છું. માટે દુઃખી અને નિરાશ થઇશ નહિ. બચપણથી મે તને જે ઉપદેશ આપ્યા છે, તથા અત્યારે જે કાંઈ કહુ છું, તે બધુ યાદ રાખીશ અને તે પ્રમાણે મન, વચન અને કર્મથી ચાલીશ તો હું મરી ગયા છતા પણ તારી નિકટજ છુ. વળી તારી માતુશ્રી જીવે છે. એ કાંઈ મારા કરતા ઓછી મદદ નહિ આપે. એ ઘરકામમા, ધર્મકાર્યમા અને રાજકાર્યમાં એમને ઈશ્વર જેવા ગણજે. એમના આશીર્વાદ અને દેવી ભવાનીની કૃપાથી તારૂં કદિ અશુભ થશે નહિ.'

થોડા દિવસ પછી દાદાજીનુ મૃત્યુ થયુ. મરતે મરતે પણ એ શિવાજીને ઘણો ઉપદેશ આપતો ગયો કહેવાય છે કે, સ્વામીનુ મૃત્યુ થયાથી દાદાજીની સ્ત્રી એકદમ મૂર્છિત થઇ ગઈ અને એ મૂર્છામાજ એના પ્રાણ ગયા.

દાદાજીના મૃત્યુ પછી જમીનદારી અને જાગીરનો કારભાર શિવાજીના હાથમા આવ્યો ઉંમરે પહોંચેલા પુત્રના હાથમા પૈતૃક સંપત્તિનો વહીવટ સોંપીને શાહજી બિજાપુર રાજ્યની નોકરીમા કર્ણાટક નગરમાજ રહ્યો

દાદાજી હવે રહ્યા નહોતા, એટલે શિવાજીને કર્તવ્ય પક્ષમા ચલાવનાર જીજાબાઈજ હતી. માતાના ઉપદેશ અને સલાહ મુજબ શિવાજીએ હવે સ્વતંત્ર હિંદુ રાજ્ય સ્થાપવાની તૈયારીઓ કરવાનો આરંભ કર્યો માતાના ઉપર શિવાજીને એટલી બધી ભક્તિ હતી, તથા એની સૂક્ષ્મ બુદ્ધિ, પ્રવીણતા, અને રાજદ્વારી બાબતોની માહિતી ઉપર તેમને એટલી બધી આસ્થા હતી કે, એ દિવસોમા રાજ્યની સ્થાપનાની તૈયારીઓ કરવા માડી ત્યારથી લઇને તે પોતાનું રાજ્ય સ્થપાઇ ગયુ અને પોતે રાજા બની ચૂકયો ત્યાસુધી, જેટલા દિવસ જીજાબાઇ જીવતી રહી, તેટલા દિવસ માતાનો ઉપદેશ અને આશીર્વાદ લીધા વગર શિવાજી કોઈ કામમા માથુ મારતા નહિ લડાઈ અથવા બીજા કોઇ કામ પ્રસંગે શિવાજી બહાર ગામ જતા તો જીજાબાઈ તેમના પ્રતિનિધિતરિકે નવા રાજ્યનો વહીવટ ચલાવતી.

દક્ષિણમા મવાલી નામના એક હલકી જાતના લોક હોય છે. એ મવાલી લોકો ઘણાજ દૃઢ, બળવાન, અને સહનશીલ હોય છે. એ લોકોની સાથે માયાળુપણે વર્તીને શિવાજીએ પહેલેથી એમનું એક સાહસી અને વિશ્વાસુ લશ્કર એકઠુ કર્યું હતું સ્વતંત્ર હિંદુ રાજ્યની સ્થાપનામાં એ લોકો સહા-

થતા કરશે એમ પોતાના સરદારોને ખાત્રી આપીને, મવાળીઓને તેમના હાથમાં સોંપીને, પોતે ચારે તરફ રાજ્યનો વિસ્તાર કરવા અને કિલ્લાઓ ફતેહ કરવા નીકળી ગયા.

આથી બિજાપુરના સુલતાનના તાબાના કેટલાક જાગીરદારો અને કિલ્લેદારો સાથે તેમને પહેલા લડવું પડયું. ધીમે ધીમે એ વાત બાદશાહને કાને પણ પહોંચી. જોતજોતામા શિવાજીએ કલ્યાણ અને કોકણ પ્રાન્ત પોતાના કબજામા લીધો.

સુલતાને જોયું કે પોતાના રાજ્યમાથી શિવાજીએ એટલા બધા મુલક ઉપર કાબૂ મેળવ્યો છે, કે થોડા વખતમા એનું સૈન્ય દક્ષિણ હિંદુસ્તાનમાથી મુસલમાનોનો એકદમ સહાર કરી નાખશે. ક્રોધ અને ભયને લીધે એનો કાંઇક ઉપાય કરવાનો બાદશાહે શાહજીને હુકમ આપ્યો.

શાહજી પોતે પણ પુત્રની શક્તિનો આટલો બધો વિકાસ જોઇને વિસ્મય પામી ગયો હતો એણે વિચાર્યું, કે પુત્ર પોતાની પ્રતિભાના બળવડે જે કાર્ય કરી રહ્યો છે તેમાથી તેને રોકવાની શક્તિ પોતાનામા નથી તેમજ તેની એવી ઇચ્છા પણ નહોતી; પરંતુ એ બાદશાહનો નોકર હતો. બાદશાહ ગુસ્સે થાય તો એને પાયમાલ કરી શકે, એ વિચારથી એને જરા બીક લાગી. સુલતાનને એણે જણાવ્યું કે 'જહાંપનાહ ! શિવાજી હવે સ્વતત્ર થયો છે મારી વડિલોપાર્જીત મિલકત બધી એના હાથમા છે, અને હવે એ મારૂં કહ્યુ માનતો નથી.' વાત પણ ખરી હતી. શિવાજીએ આ બધી યોજનાઓમા પિતાનો મત કોઇ દિવસ પૂછયો નહોતો.

પણ શાહજીની વાત ઉપર બાદશાહને વિશ્વાસ બેઠો નહિ. તેણે યુક્તિ પૂર્વક શાહજીને કેદ કર્યો અને પછી ઢઢેરો પીટાવ્યો કે શિવાજી જો સત્વર પોતે જીતેલુ રાજ્ય બિજાપુરને પાછુ આપી દેશે નહિ તો બાદશાહ શાહજીને કેદખાનાની અધારી ઓરડીમા પૂરી રાખીને, આહાર અને હવા બધ કરીને, ગુગળાવી ગુગળાવીને મારી નાખશે.

આ દારુણ સમાચાર સાંભળીને શિવાજી સકડામણમા આવી પડયા. એક તરફ શત્રુને હાથે પિતાજીને આ પ્રમાણે રીબાઇ રીબાઇને મરવાનો ભય હતો, બીજી તરફ હિન્દુ રાજ્ય સ્થાપન કરવાના જીવનવ્રતનો ત્યાગ કરવો એ શોક હતો. કોઇ પણ ઉપાય એ નક્કી કરી શકયા નહિ. આ સમાચાર સાંભળીને માતા જીજાબાઈ જયી તેમ ધારીને શિવાજીએ એ બાબતમા

માતાની સલાહ ન લેતા પોતાની સ્ત્રીની સલાહ લીધી. શિવાજીની સુશ પત્ની સર્વ પ્રકારે એ મહાપુરુષની સહધર્મિણી થવાને યોગ્યજ હતી. એણે કહ્યું 'તમારે ગમે તે ઉપાય કરીને પિતાજીનુ રક્ષણ કરવું જોઇએ, પણ બીજી તરફ એ વાત પણ ધ્યાનમા રાખવી જોઈએ કે હિન્દુધર્મ અને હિન્દુ રાજ્યની પુન. સ્થાપના કરવાનું જે પવિત્ર વ્રત આપે લીધુ છે તેમા કોઈ પણ પ્રકારે વિઘ્ન ન આવે. જો વિષયભોગને માટેજ તમે રાજ્ય જીત્યું હોત તો તો હમણા ને હમણા એ રાજ્ય પાછું આપી દઈને સસરાજીને છોડાવી લાવવાને હું સલાહ આપત, પણ આ રાજ્ય આપણા પોતાના સુખવૈભવને માટે તમે મેળવ્યુ નથી એ તો દેવતા, ગૌ-બ્રાહ્મણ અને ધર્મના રક્ષણને સારૂ છે સગાવહાલાના રક્ષણનુ કર્તવ્ય ગમે તેટલું મોટુ ગણાતુ હશે પણ ધર્મ કરતા એ વધારે નથી વડિલના રક્ષણ સારૂ આ રાજ્યનો ત્યાગ કરવાનો તમને અધિકાર નથી હુ વધારે શુ કહુ ? વિચાર કરો, અને કોઈ યુક્તિથી બાદશાહને છેતરીને, કે સપડાવીને, પિતાજીનો ઉદ્ધાર કરો. એમા ભય રાખવાનું કામ નથી માતા ભવાની તમારી મદદે છે, તમારા હાથમા એમણે પોતાનું ધર્મરાજ્ય સોંપ્યુ છે આ વિપત્તિને સમયે એજ તમને રસ્તો સૂઝાડશે'

ધીમે ધીમે જીજાને કાને પણ આ સમાચાર પહોચ્યા જીજાએ પણ વહુની સલાહને ટેકો આપ્યો

ચતુર શિવાજીએ ઘણો વિચાર કરીને એક યુક્તિ શોધી કહાડી અને એ યુક્તિથી શાહજીનો ઘણી સહેલાઇથી છુટકારો થયો

ભારતના નાનામોટા રાજાઓ અને બાદશાહો દિલ્હીના શહેનશાહને ભારતવર્ષમા સૌથી મોટા રાજા ગણીને તેમનાથી બીતા રહેતા, તથા હમેશા તેમનું માન રાખતા. બીજી તરફ દિલ્હીના બાદશાહ પણ એજ ચાહતા હતા કે દક્ષિણ ભારતના સ્વતત્ર રાજ્યો પોતાનું ઉપરિપણું સ્વીકારે, એટલે એક તરફ બિજાપુરનો સુલતાન પણ દિલ્હીના શહેનશાહને સહજ વાતમા નારાજ કરવા ચાહતો નહોતો, અને બીજી તરફ દિલ્હીનો શહેનશાહ ગમે તે વાતમા બિજાપુરનો પક્ષ લે એ પણ સભવિત નહોતું, કારણ કે એ તો એને દબાવી રાખવા માગતો હતો. ચતુર રાજનીતિજ્ઞ શિવાજી આ સ્થિતિ સારી પેઠે સમજી ગયા હતા. એમણે શાહજહાને વિનયપૂર્વક એક પત્ર લખ્યો. શાહજી એક સમયે શહેનશાહને ત્યાં સેનાપતિ હતો, અને શહેનશાહ પણ તેના ઉપર સ્નેહ રાખતા હતા. એ બધી વાતનું વર્ણન કરીને તથા પોતે પણ

શહેનશાહનો સેવકજ છે એવું જણાવીને પિતાજીને છોડાવવા માટે શિવાજીએ દિલ્હીશ્વરને વિનતિ કરી. ઉદાર હૃદયના શહેનશાહે શિવાજી ઉપર અત્યંત પ્રસન્ન થઇને શાહજીને છોડી દેવા બિજાપુરના રાજાને હુકમ મોકલ્યો.

એ હુકમનું ઉલ્લંઘન કરવાનું સાહસ બિજાપુરનો સુલતાન કરી શક્યો નહિ. શાહજી બંદીખાનામાથી મુક્ત થઇને પાછો નોકરીએ ચડયો. બાકીના જીવનમા શાહજી બિજાપુરના સુલતાનના તાબામા કર્ણાટક પ્રાંતના સેનાપતિ અને શાસનકર્તાના કામ ઉપર નીમાયો હતો. પોતાના સ્વાર્થને માટે એણે પુત્રના રાજ્યવિસ્તારમા કોઇ દિવસ વિક્ષેપ કર્યો નહિ. સુલ્તાને પણ એ દિવસથી શાહજીને પીડવાને કોઇ પ્રયત્ન કર્યો નહિ, કારણ કે ઘણા દાખલાઓથી તેની ખાત્રી થઇ હતી કે, શિવાજી સાથે પોતાનો આટલો વિરોધ હોવા છતા પણ શાહજી ઘણીજ વફાદારીથી બિજાપુર રાજ્યની નોકરી કરે છે.

શાહજીની વર્તણુક ખરેખર ઘણીજ વિસ્મયજનક હતી. પુત્ર ઉપર તેનો ઘણોજ પ્રેમ હતો, પુત્ર પણ તેમના ઉપર પૂજ્યભાવ રાખતો હતો. આખી જીંદગી સુધી એણે પોતાના પુત્રના શત્રુના રાજ્યમા સેનાપતિપણું કર્યું, પણ પુત્રની સાથે કદિ દુશ્મની કરી નહિ, તેમજ ગુપ્ત રીતે પુત્રની સાથે મળી જઇને પોતાના માલીકને પણ કદિ નુકસાન પહોચાડયું નહિ. પુત્રના રાજ્ય તરફ તથા તેના રાજ્યના દિનપ્રતિદિન વધતા જતા વિસ્તાર તરફ એણે બિલકુલ બેપરવાઇ બતાવી. જેવી રીતે પાછલા જીવનમા પણ આરામ ભોગવવા માટે એ પુત્રને આધારે રહ્યો નહિ, તેવીજ રીતે પુત્રના રાજ્યમા હકુમત કરવાની પણ એણે કોઇ દિવસ ઇચ્છા જણાવી નહિ. આવા ત્યાગ, સ્વામીભક્તિ અને ઉદાસીનતા કાઇ ઓછા મહત્ત્વના લક્ષણ નથી.

બિજાપુરની સાથે શિવાજીનો વિરોધ વધવા લાગ્યો. શિવાજીની શક્તિ વધી પડવાથી તથા તેનું રાજ્ય વધતુ જતુ હોવાથી બિજાપુરના રાજ્યને ઘણુ નુકશાન થયું અને શિવાજી સદાને માટે તેમને મોટા ભયનું કારણ થઈ પડયો. એવામા સુલતાનનું મૃત્યુ થયુ અને તેનો બાળક પુત્ર ગાદીએ બેઠો. બાળકની માતાએ મુખ્ય સેનાપતિ અને કારભારી તરીકે અફજલખા નામના કોઇ સારા કુટુંબના મુસલમાનની નિમણુંક કરી અને તેના હાથમા રાજ્યનો કારભાર સોપ્યો. શિવાજીએ પોતાના રાજ્યની જે જમીન દબાવી હતી તેનો બદલો લેવા માટે મોટુ સૈન્ય લઇને અફજલખાએ શિવાજીના રાજ્ય ઉપર ચડાઈ કરી. રસ્તામા એણે તુળજાપુર નામના એક તીર્થસ્થાનમા ભવાનીના

મંદિરમા પેસી જઇને મૂર્તિ તોડી નાખી તથા ઘણા યાત્રાળુને મારી નાખ્યા. ત્યાથી પંઢરપુર તીર્થમા જઇને ઘણા દેવમંદિરો તોડી નાખ્યા.

શિવાજીને કાને આ ખબર પહોચી. ભગવતી ભવાની એમની ઇષ્ટદેવી હતી. હિન્દુઓના દેવદેવીઓ તથા ધર્મના રક્ષણને સારૂ સ્વતંત્ર હિન્દુ રાજ્ય સ્થાપવાનું એમણે વ્રત લીધું હતું. આજ વિધર્મી શત્રુને હાથે ઇષ્ટદેવીના મંદિરનો નાશ થયો, હિન્દુના દેવતા અને ધર્મનું આ પ્રમાણે અપમાન થયું, એ વિચાર હજાર વીંછીઓના ડંખની પેઠે તેમના મર્મને વીંધી નાખવા લાગ્યો. દેશમા હિન્દુઓ જીવતા છતા હિન્દુઓના આગેવાનતરીકે ભવાનીનો વરપુત્ર—ભવાનીના ચરણમા વેચાયલો દાસ પોતે જીવતાં છતાં આજ ભવાની દેવીનું આટલું બધું અપમાન! ધિક્કાર છે એ જીવનને! ધિક્કાર છે હિન્દુઓના ધર્માભિમાનને!! આ અપમાનનો બદલો લેવા માટે હજારો હિન્દુઓએ પ્રાણ આપવા ન જોઇએ? હિન્દુઓના હૃદયના ઉકળતા લોહીથી તર્પણ કર્યા વગર અપમાન પામેલા દેવતાઓનો ગુસ્સો, બીજા કશાથી શમી શકે? આવા આવા વિચારના તરંગોથી શિવાજીના હૃદયમા મહાપ્રલયનો કાલાગ્નિ સળગી ઉઠયો એ અગ્નિની ઝાળ તેના સાથીઓ અને સૈનિકોના હૃદયને પણ અડકી, અને વેરનો એક પ્રચંડ અગ્નિ સળગવા લાગ્યો.

આ વૈરાગ્નિને છાતીમા રાખીને બધા યુદ્ધ કરવા તૈયાર થયા જતી વખતે શિવાજીએ જનની જીજાબાઈની પાસે જઇને તેમને પગે લાગીને આશીર્વાદ માગ્યો.

જીજાએ કહ્યું 'જાઓ બેટા! તુ ભવાનીનો પુત્ર છે ભવાનીની ચરણસેવાની તે દીક્ષા લીધી છે ભવાનીની ઇચ્છાથી, અને ભવાનીના આશીર્વાદથી હિન્દુ દેવતા અને હિન્દુ ધર્મની રક્ષા કરવાનું તે વ્રત લીધુ છે. તારી સમક્ષ તારા શત્રુઓએ ભવાની દેવીનું અને હિન્દુ ધર્મનું એટલુ બધું અપમાન કર્યું છે કે તુ તેનો બદલો નહિ લઇ શકે અને દેવતા તથા ધર્મની પુન. પ્રતિષ્ઠા નહિ કરી શકે તો મારી સાધના વૃથા, તારૂ જીવનવ્રત વૃથા, તારી શિક્ષા અને દીક્ષા વૃથા, અને તારો રાજધર્મ વૃથા છે. જાઓ! શિવા! ભવાનીનો સેવક હોય તો જા અને ખરા દીલથી લડ. પોતાનુ લોહી આપીને, સર્વસ્વનો ત્યાગ કરીને ભવાનીનું માન સાચવવા ખરેખર તૈયાર થઇશ તો ભવાનીના આશીર્વાદથી આ ધર્મયુદ્ધમા જરૂર તારો વિજય થશે. જા બેટા!

ભવાનીને પગે લાગીને વીરરંગમાં નાચતો નાચતો રણક્ષેત્રમાં જા, દાનવોનું દલન કરનારી, ત્રૈલોકયને ત્રાસ આપનારી ભવાનીની શકિત તારા અને તારા સાથીઓના શસ્ત્રોમા સંચારિત થશે.'

શિવાજી યુદ્ધમા ગયા.

શિવાજીની યુક્તિથી અફજલખા માર્યો ગયો અને તેના સૈન્યનો પણ નાશ થયો.

વિજયના ગૌરવ સાથે વીર શિવાજી માતાના ચરણમા પડયા. હર્ષના આંસુ સાથે જીજાબાઇએ વિજયી પુત્રને તથા તેના સાથીઓને પોતે વિજય-માળા પહેરાવીને શાબાશી આપી

શિવાજીના વિજય તથા તેના રાજ્યના વિસ્તારની બધી વાત શાહજીએ સાભળી હતી. એને ઘણી ઇચ્છા હતી કે કુળના ગૌરવરૂપ, જાતિના ગૌરવરૂપ કે આખા દેશના ગૌરવસ્વરૂપ પુત્રને એક વાર નજરે જોઉં અને ભેટું, પણ ઘણા વિચાર કરીને એ ઇરાદો એને ઘણા વખત સુધી માંડી વાળવો પડયો હતો. બિજાપુરની નોકરી છોડી દઇને એ પુત્રની પાસે જવા માગતો નહોતો, કારણ કે એ જાણતો હતો કે એના ગયાથી શિવાજીની સ્વતંત્રતામા ફેર પડશે. તેમજ બિજાપુરની નોકરીમા રહીને બીજાપુર રાજ્યના શત્રુરૂપ પુત્રને મળવા જવું, મળવાનું તો કોરાણે રહ્યુ, તેની સાથે કોઇ પણ જાતનો સંબંધ રાખવો એ રાજાના મનમા સંદેહ ઉત્પન્ન કરવા બરોબર હતું એટલે શાહજી એ બાબતમા ઘણુ ચેતીને ચાલતો. ઉદારચરિત શાહજી એવી વિશ્વાસુ રીતે રાજ-કાર્ય ચલાવતો કે, બિજાપુરના રાજાએ એના ઉપર કોઇ પણ જાતનો સંદેહ ન આણતા પાછલા વખતમા ઘણા વર્ષો સુધી કર્ણાટકનો શાસનકર્તા અને સેનાપતિ નિમ્યો હતો.

હવે શાહજીની મનોવાસના સિદ્ધ થવાનો પ્રસંગ આવી પહોચ્યો. બિજાપુરના સુલ્તાન શિવાજીની સાથે યુદ્ધ કરીને થાકી ગયા હતા. તેમની ઇચ્છાથી સંધિ કરવાનો પ્રસ્તાવ લઇને શાહજી શિવાજી પાસે ગયો.

ઘણા ઠાઠ સાથે શિવાજીએ પિતાનો આદરસત્કાર કર્યો બિજાપુરની નોકરી છોડી દઈને પોતે મેળવેલા રાજ્યના રાજ્યેશ્વર થઇને અહિં જ રહે-વાનો તેણે પિતાને ઘણો આગ્રહ કર્યો, પરંતુ શાહજીએ એમ કરવાનું કબૂલ કર્યું નહિ અને કહ્યુ કે ' સ્વતંત્ર હિંદુ રાજ્ય સ્થાપન કરવુ એ જે મહાવ્રત તે લીધુ છે, તેને યોગ્ય તુ જ છે, હું નથી. ' થોડા દિવસ પુત્ર તથા પત્નીની

સાથે રહીને આખરે બિજાપુરની સાથે હવેથી શત્રુતા ન રાખવાનો પુત્રને આગ્રહ કરીને એ પોતાની નોકરીએ બિજાપુર ગયો. પિતાનો આગ્રહ માનીને શિવાજીએ બિજાપુર રાજ્ય સાથે સંધિ કરી.

શાહજીને પ્રતાપે દુર્બળ બિજાપુરની સાથે શિવાજીનો વિવાદ મટી ગયો, પણ પ્રબળ મોગલ બાદશાહ સાથે હવે એનો ભીષણ અને લાંબો વિગ્રહ શરૂ થયો.

એ વખતે દિલ્હીના તખ્ત ઉપર ઓરંગઝેબ બિરાજતો હતો. શિવાજીને દબાવી દેવા માટે એણે શાયસ્તખા નામના સરદારને દક્ષિણમા મોકલ્યો, પણ શિવાજીની યુક્તિ અને બહાદુરીથી શાયસ્તખા બિલકુલ પરાજય પામીને મહા મુશ્કેલીએ પાછો નાસી ગયો

આ ઘટના પછી થોડા સમયમા શાહજીનુ મૃત્યુ થયું. સ્વામીના મૃત્યુ-સમાચાર સાભળીને જીજાબાઈ સતી થવા તૈયાર થઈ, પણ સ્વામીની હયાતીમાજ પુત્રની ખાતર જે સ્વામીથી વિખૂટી રહી હતી, જેણે મહાન કર્તવ્યને માટે સ્ત્રીઓને માટે અસાધ્ય કઠોર ત્યાગ બતાવ્યો હતો, તેજ સ્રી આજે પતિના મૃત્યુસમાચાર સાભળી શોકવિહ્વલ થઇ પોતાના કર્તવ્યોનુ બલિદાન આપવા તૈયાર થઇ પણ તેના જેવી ધર્મશીલ અને ત્યાગી સ્રીએ આ સંસારમા સાધવાનુ ઉપયોગી કાર્ય સાધ્યા વગર પતિની સાથે બળી મરવું વ્યાજબી હતુ ? પુત્રને હાથે ધર્મરાજ્ય સ્થપાવવુ અને એ ધર્મરાજ્યના રક્ષણમા તેને મદદ કરવી એ તેના જીવનની એકમાત્ર સાધના હતી, એકમાત્ર વ્રત હતુ આજ સ્વામીના શોકથી બેબાકળી થઇને જો એ પવિત્ર વ્રત અને સાધનાનો ત્યાગ કરે તો પછી આટલા વર્ષની એની કઠોર તપસ્યાનું સાર્થક શુ ? જે શક્તિને પ્રતાપે શિવાજીએ એટલું બધુ મહત્ત્વ પ્રાપ્ત કર્યું હતુ તે શક્તિના મૂળરૂપ જીજાબાઇ હતી. એ શક્તિ ચાલી જાય તો શિવાજી કોને આધારે મોગલોના પ્રબળ સામર્થ્ય આગળ ટકી શકે ? શિવાજીએ તેમજ બીજા બધાઓએ જીજાબાઇને એ પ્રમાણે સમજાવી. ઘણો વિચાર કર્યો પછી જીજાને ગળે પણ એ વાત ઉતરી એણે સતી થવાનો સંકલ્પ છોડી દીધો અને જીદગીપર્યંત બ્રહ્મચારિણી વિધવા તરીકે રહીને પુત્રના વીરધર્મ અને રાજધર્મમા સહાયતા આપવાનો નિશ્ચય કર્યો.

શિવાજીએ રાજ્યો જીતીને એક સ્વતંત્ર રાજ્યની સ્થાપના કરી હતી. એ રાજાની માફક પ્રજાના ઉપર શાસન ચલાવતા હતા પણ હજીસુધી એમણે

'રાજા' નામ ધારણ કર્યું નહોતું, કારણ કે પિતા શાહજી જીવતા હતા, અને એ રાજ્ય સ્વીકારીને રાજા થવાને નાખુશ હતા; એટલે પિતાની હયાતીમા પુત્ર રાજાની ઉપાધિ કેવી રીતે ધારણ કરી શકે ? શિવાજી જેવા મહાપુરુષ પિતાનુ એવું અપમાન કરી શકયા નહિ. હવે પિતા સ્વર્ગવાસી થયા હતા. રાજ્યના લોકો પણ શિવાજીને રાજા કહેવા સારૂ ઘણા આતુર થઈ રહ્યા હતા. એટલે રાયગઢના કિલ્લામા ઈ૦ સ૦ ૧૬૭૪ ના જુનની ૧૯ મીને દિને શિવાજી મહારાજ મોટા સમારભ સાથે રાજ્ય સિંહાસનઉપર બિરાજયા. એજ દિવસથી એ મહારાજા છત્રપતિ શિવાજી કહેવાવા લાગ્યા. તેમના નામના સિક્કા પણ ટકશાળમાં પડવા લાગ્યા.

મોગલોની સાથે યુદ્ધ ચાલી રહ્યુ હતુ. શિવાજીએ વારંવાર એના રાજ્ય ઉપર ચડાઈ કરીને સુરત વગેરે શહેરો લૂટયા. ઔરંગઝેબે અંબરાધીશ જયસિંહ અને દિલેરખા નામના બે મુખ્ય સેનાપતિઓને શિવાજીની વિરુદ્ધ લડવા માટે મોકલ્યા.

હજાર તોએ જયસિંહ હિન્દુ રાજપૂત હતો. શિવાજીની વીરતા જોઈને એ મુગ્ધ થઇ ગયો અને એક હિન્દુ રાજાનુ ગૌરવ જોઇને એ પોતાને ગૌરવાન્વિત સમજવા લાગ્યો થોડો વખત યુદ્ધ થયા પછી તેના પ્રયત્નથી શિવાજીએ જીતેલો મુલક મોગલોને પાછો આપી દીધો અને ઔરંગઝેબ સાથે સંધિ કરવા તૈયાર થયા. એ પણ નક્કી થયુ કે થોડા વખત પછી શિવાજીએ દિલ્હી જઈને ઔરંગઝેબની મુલાકાત લેવી.

પુત્ર સંભાજીને સાથે લઈને શિવાજી મહારાજ દિલ્હી પધાર્યા. તેમની ગેરહાજરીના સમયમા રાજ્યનુ કામ રાજમાતા જીજાબાઈના હાથમા સોંપવામા આવ્યું. કેટલાક વિશ્વાસુ અને પ્રવીણ અમલદારો તેના હાથ નીચે નીમવામા આવ્યા.

દિલ્હી પહોચીને શિવાજીએ મોગલ દરબારમા ઔરંગઝેબની મુલાકાત લીધી. ઔરંગઝેબે તેમનો બરોબર આદરસત્કાર કર્યો નહિ. ત્રીજા વર્ગના ઉમરાવોમા શિવાજીને બેસવાનું આસન આપ્યુ. એ અપમાનથી દરબારમાથી ઉઠીને શિવાજી ઘેર આવ્યા બાદશાહના હુકમથી એ ઘરની ચારે તરફ મોગલ સિપાહીઓનો પેરો બેસી ગયો. મોગલોની વિશ્વાસઘાતકતાથી શિવાજી કેદ પકડાયા.

આ દારુણ સમાચાર સાંભળીને મરાઠાઓ સ્તંભિત થઇ ગયા. જીજા-

બાઈએ ઇષ્ટદેવી ભવાનીની આરાધના કરીને કહ્યું 'મા ! તમારી ઇચ્છા. તમે જાણો. શિવાજી મારો નથી, તમારો છે. એ ગમે તેવી વિપત્તિમા આવી પડે, પણ તમારે જો તમારા દાસની સેવાની જરૂર હશે, તો તમે ગમે ત્યાથી એને છોડાવશો, પણ મા હુ દુર્બળ સ્ત્રી છુ શિવાજી મારા જીવનનુ સર્વસ્વ છે. આ ઘોર સ કટ સહન કરવાનુ તમે આ દાસીને બળ આપો શિવાજી મારા હાથમાં એના ધર્મરાજ્યનો કારભાર સોપી ગયો છે. મને શકિત આપો, કે જેથી હુ એની રાજ્યશકિત સાચવી રાખુ. તમારી કૃપાથી શિવાજી જ્યારે પાછો આવે ત્યારે એ જોઇ શકે કે એના ઉપર આફત આવી પડવાથી, એના રાજ્યને કાંઈ અનિષ્ટ થયુ નથી.

દેવીના ધ્યાન અને આરાધનાથી જીજાના હૃદયમા એક અપૂર્વ શક્તિનો સંચાર થયો. ધીરજ અને શાતિથી એણે રાજ્યના અમલદારોને બોલાવ્યા અને તેમને ઉત્સાહ તથા ઉત્તેજન આપીને તેમના મનમાથી ભય અને ખેદ કહાડી નાખ્યા, અને રાજ્ય ઉપર આવી પડેલી આ આફતના સમયમા, મહારાજા શિવાજીની ગેરહાજરીને લીધે, રાજ્યને કોઇ રીતે નુકશાન ન થાય તેનો ઘણો સારો બ દોબસ્ત કરી દીધો.

પણે શિવાજી દિલ્હીમા કેદી હતા. એમણે જોયુ કે કોઈ છળકપટ કર્યા વગર મોગલોના હાથમાથી છૂટાય એમ નથી થોડા દિવસ એ એવી શાતિથી રહ્યા કે, જાણે કેદખાનામા એમને ઘણું સુખ છે, અને એ દશામા એમને એટલો સંતોષ છે કે છૂટવાનો કાંઈ વિશેષ આગ્રહ નથી ત્યાર પછી થોડે દિવસે સખ્ત મ દવાડનો ઢોગ કર્યો, અને એ પીડા મટવા માટે બ્રાહ્મણોને ઘેર અને મ દિરોમા મોટી છાબડીઓ ભરી ભરીને મીઠાઇ મોકલવી શરૂ કરી દરરોજ એવી કેટલીએ છાબડીઓ બહાર જતી, પહેરેગીરો ધીમે ધીમે બેદરકાર થઈ ગયા, અને મીઠાઈની ટોપલીઓ તપાસવી મૂકી દીધી આખરે એક દિવસે શિવાજીએ પુત્ર સ ભાજીને એક ટોપલીમા બેસાડયો અને બીજી ટોપલીમા પોતે બેઠા. પછી એ ટોપલીઓને ઉપર ઉપર મીઠાઈથી ઢાકી દીધી. નોકરો એ ટોપલીઓને લઇને દિલ્હીની બહાર નીકળી ગયા. સ ન્યાસીને વેશે શિવાજી અને સ ભાજી બ ને નોકરો સાથે મથુરા આદિ તીર્થયાત્રા કરતા કરતા પાછા રાયગઢ પહોંચ્યા

રાજ્યના નોકરો સ ન્યાસી વેશધારી શિવાજી અને સ ભાજી તથા તેમના અનુચરોને ઓળખી શકયા નહિ સ ન્યાસીઓ અહિ શા માટે આવ્યા છે

એમ પૂછવામા આવ્યુ તેના જવાબમાં શિવાજીએ કહ્યું કે 'અમે શિવાજીના જનની, આ કિલ્લાનાં શાસનકર્તા જીજાબાઇને મળવા માગીએ છીએ અમારી ઇચ્છા અમે એમની આગળજ જાહેર કરીશું.'

જીજાએ સંન્યાસીઓને અંતઃપુરમા લાવવાનો હુકમ આપ્યો. સંન્યાસીને આવતા જોઇ જીજાબાઇ તેમને પ્રણામ કરવા ઉઠી. એટલામા સંન્યાસી રૂપધારી શિવાજીએ તેમના ચરણમા પડી જઇને પ્રણામ કર્યા. જીજાબાઈ આશ્ચર્ય પામીને બોલી ઉઠી 'મહારાજ! મહારાજ! આ શું? આપ સન્યાસી છો, મને શામાટે દોષમા નાખો છો? મારા જીવનનું સર્વસ્વ શિવાજી હાલ કેદખાનામા બંદીવાન છે. તેમા વળી આપ મારૂ વધારે અમંગળ શામાટે કરો છો?'

સંન્યાસીએ હસીને કહ્યું 'મા! મને ઓળખ્યો નહિ? હું જ તારો શિવા પાછો તારા ખોળામા આવી પહોંચ્યો.'

વિસ્મયચકિત નેત્રે જીજા સંન્યાસીની તરફ જોઇ રહી. ખરેખાત આ સંન્યાસી તો એનો શિવાજીજ છે! આટલા બધા દિવસથી આતુરચિત્તે એ જે પ્રાર્થના કરી રહી હતી તે આમ એકદમ સફળ થઇ ગઈ, તેથી જીજાની આખમા હર્ષના આસુ આવ્યા એણે પુત્રને છાતી સરસો ચાંપ્યો. માતા અને પુત્રના આનંદાશ્રુ મળી ગયા. બંને થોડી વાર સુધી નિર્વાક્ અને નિઃશબ્દ અવસ્થામા પરસ્પર દૃઢ આલિંગનમાં બંધાઇ રહ્યા. પછી શિવાજીએ ફરીથી માતાના ચરણને પ્રણામ કરીને પોતાના નાસી આવવાની વાત સવિસ્તર કહી સંભળાવી.

આખા રાજ્યમા શિવાજીના નાસી આવ્યાના સમાચાર ફેલાઈ ગયા. ઘેર ઘેર આનંદઉત્સવ શરૂ થયો.

શિવાજીના નાસી આવ્યા પછી ઔરંગઝેબે તેનું દમન કરવા સારૂ પોતાના અનેક પ્રસિદ્ધ સેનાપતિઓને દક્ષિણમા મોકલ્યા, પણ કોઇનાથી શિવાજીના રાજ્યને જીતી શકાયું નહિ. ઉલટા શિવાજી મહારાજ નવા નવા કિલ્લાઓ સર કરીને પોતાનું રાજ્ય વધારવા લાગ્યા. કેટલોક સમય પછી ગર્ગભટ્ટ નામના એક પ્રસિદ્ધ કાશીનિવાસી સુયોગ્ય બ્રાહ્મણ પંડિત શિવાજીને મળવા આવ્યા. શિવાજીએ રાજાની ઉપાધિ ધારણ કરીને રાજ્ય કરવું શરૂ કરી દીધું હતું એ વાત ખરી, પણ હજુસુધી શાસ્ત્રની વિધિ પ્રમાણે તેનો અભિષેક થયો નહોતો. ગર્ગભટે તેમને અભિષેક કરાવવાનો ઉપદેશ આપ્યો.

એ ઉપદેશ અનુસાર શિવાજીએ માતાની સલાહ લઇને, મોટા સમારંભ સાથે અભિષેકની ક્રિયા કરાવી. ધર્મ અને શાસ્ત્રની વિધિ અનુસાર શિવાજી રાજા બનવાથી જીજાબાઇના જીવનની સાધના આજ પૂર્ણ થઇ. તેના જીવનનું લક્ષ્ય આજ સધાઇ ચૂક્યું. આ પ્રમાણે આ જીંદગીની સઘળી વાઞ્છનાઓ પૂર્ણ કરીને, થોડા દિવસ પછી વૃદ્ધ વયે પુત્રપૌત્રાદિકની સમક્ષ પુણ્યમયી, પ્રાતઃસ્મરણીય, રત્નપ્રસવિની જીજાબાઇએ સ્વર્ગારોહણ કર્યું. શિવાજીના શોકનો પાર રહ્યો નહિ. લાખો રૂપિઆ ખર્ચીને તેમણે માતાની ઉત્તરક્રિયા કરી, તથા ચાર મહીના રાયગઢમા રહીને શોક પાળ્યો, અને એટલા દિવસ સિંહાસન ઉપર બેઠા નહિ.

જનનીની સાધનાથી ઘડાયેલા શિવાજી મહારાજના હૃદયમા જીજાબાઇને લીધે કેટલુ મહત્ત્વ આવ્યુ હતું, તથા જીજાબાઇ કેટલી ધીરજ અને કર્તવ્ય બુદ્ધિશાળી સ્ત્રી હતી, તે બતાવવા બે એક ઉદાહરણ આપીને અમે આ સંક્ષિપ્ત આખ્યાન સમાપ્ત કરીશું

શિવાજી મહારાજની આગેવાની નીચે જ્યારે મરાઠા જાતિનો અભ્યુદય થયો, ત્યારે દેશમા અનેક સંસારત્યાગી સાધુ પુરુષોનો આવિર્ભાવ થયો હતો. હિન્દુઓમા જાતીય શક્તિનો સંચાર થાય, એજ ઉદ્દેશથી હિંદુઓને જાગૃત કરવાનું મહાવ્રત કેટલાક સંન્યાસીઓએ લીધુ હતું. મહાત્મા રામદાસ સ્વામી એ સમયના સંન્યાસીઓમા અગ્રગણ્ય હતા. શિવાજીએ એમનીજ પાસે મંત્રદીક્ષા લીધી

સંન્યાસીના જીવનનિર્વાહનું સાધન ભિક્ષા હોય છે એ તો સૌ કોઇ જાણે છે શિષ્ય રાજા હોય તોપણ ખરા સંન્યાસીઓ તેની પાસેથી કોઇ કિંમતી ભેટ કે દક્ષિણા લેતા નથી. ભિક્ષા માગતા માગતા એક સમયે રામદાસ સ્વામી શિવાજીની રાજધાનીમા આવી પહોચ્યા દીક્ષાગુરુ ભિક્ષાર્થીરૂપે ઉભા છે એ જોઇ શિવાજી મહારાજે એમનું આખુ રાજ્ય સ્વામીજીને ભિક્ષા-તરીકે અર્પણ કરી દીધું સ્વામીએ કહ્યુ 'શિવા ! ! આ શુ કરે છે ? રાજ્યને લઇ હુ શુ કરૂં ? તારૂં રાજ્ય તું પાછુ લે. હું તો સંન્યાસી છુ, રોજનું અન્ન રોજ ભિક્ષા માગીને ખાઉ છુ આજનું કાલ સંઘરી રાખવાનો અમારો ધર્મ નહિ, માટે તું તો મને આજનુ ભોજનમાત્ર આપ.'

શિવાજીએ સમર્પણ કરી ચૂકેલું રાજ્ય પાછું લેવાનું મંજુર કર્યું નહિ. બલ્કે સંસારનો ત્યાગ કરીને સ્વામીના શિષ્ય થવાની ઇચ્છા જણાવી. હિન્દુ

ઓમાં સ્વતંત્ર રાજ્ય સ્થપાય એ રામદાસના સંન્યાસી જીવનનું મુખ્ય વ્રત હતું. એ જાતીય ભાવ જાગૃત થયો હતો. શિવાજી એના અધિષ્ઠાતા હતા, પણ શિવાજી પોતેજ એ સંસારનો ત્યાગ કરીને સંન્યાસી થઇ જાય તો એ નવી શક્તિ બિલકુલ છિન્નભિન્ન થઈ જાય.

આ તરફ શિવાજી મહારાજને સંકલ્પમાંથી ડગાવવા એ પણ સહેલું કામ નહોતું. ઘણો વિચાર કરીને રામદાસ સ્વામીએ કહ્યું ‘ ઘણું સારૂં, શિવા ! તારૂં રાજ્ય મેં સ્વીકાર્યું. તું મારો શિષ્ય છે, હું તને આજ્ઞા આપું છું કે મારા કારભારી તરીકે તું આ રાજ્ય ચલાવ. ’

હવે શિવાજીથી કાંઇ વાંધો લેવાયો નહિ. ભોગલાલસાનો બિલકુલ ત્યાગ કરીને, એ નિષ્કામ ગૃહસ્થ અને રાજાની પેઠે ઘરસંસાર અને રાજ્ય ચલાવવા લાગ્યા.

વળી તુકારામ નામના એક બીજા પ્રખ્યાત ધર્માત્મા ભક્ત સાધુ પુરુષનો એ સમયમાં મરાઠા દેશમાં આવિર્ભાવ થયો. એમનામાં કવિત્વ શક્તિ પણ ઘણી પ્રબળ હતી. પોતાના રચેલા અનેક ભજનકીર્તનો એ ગદ્‌ગદ્ સ્વરે ગાતા. એ સાંભળીને ઘણા લોકો મુગ્ધ થઇ જઇને તેમના શિષ્ય બનતા.

તુકારામની ઘણી પ્રશંસા સાંભળીને શિવાજીએ તેમને રાજધાનીમાં બોલાવ્યા, પણ સાધુ પુરુષે પોતાનો એકાંત આશ્રમ છોડીને ત્યાં જવાની ના કહી. શિવાજી જાતે એમની કુટીરમાં પહોંચ્યા. તુકારામનાં ભજનકીર્તન તથા ધર્મોપદેશથી શિવાજીને સંસાર ઉપર એટલો બધો વૈરાગ્ય ઉપજ્યો, કે પોતે ઘેર પાછા ન ફરતાં વનમાંજ ધર્મનું ચિંતવન કરવામાં લીન થઈ ગયા. આ ખબર મળતાંવાર જીજાબાઈ તુકારામની કુટીરમાં પહોંચી અને કહ્યું ‘ મહારાજ ! તમે આ શું કર્યું ? સંન્યાસ એજ કાંઈ મનુષ્યના જીવનનું એકમાત્ર વ્રત નથી. ભગવાનની ઈચ્છા પણ એવી નથી સંસારનો રચનાર એજ છે. દુનિયાના રક્ષણ સારૂ રાજાના રાજ્યધર્મનું વિધાન પણ એણેજ કર્યું છે. તેની આજ્ઞાથી હિન્દુઓના દેવતા અને ધર્મના રક્ષણ સારૂ શિવાજીએ રાજધર્મ સ્વીકાર્યો છે. એ રાજ્ય ચલાવવા માટે ભગવાનેજ એને શક્તિ, પ્રવૃત્તિ તથા દીક્ષા આપી છે. આજ એ રાજ્યધર્મથી ભ્રષ્ટ કરીને એને સંન્યાસમાં પ્રવૃત્ત કરાવવામાં તમે ભગવાનના નિયમનું ઉલ્લંઘન નથી કરતા ? તમારા આ કાર્યને પરિણામે હિન્દુજાતિ અને હિન્દુધર્મનું અનિષ્ટ થશે, તો તમે ઈશ્વર આગળ જવાબદાર નહિ ગણાઓ ? મહારાજ ! હું

તમને હાથ જોડીને વિનતિ કરૂ છુ, કે એને સંન્યાસી થતા રોકો. હિન્દુ રાજાને તેના રાજ્યનું પાલન કરવા પાછો મોકલો. કર્મયોગી શિવાજીને તેના કર્મમા પ્રવૃત્ત કરો. જે ઇશ્વરની ભક્તિ તમે સાધો છો તેજ ઇશ્વરનું કર્મ શિવાજી સાધે છે. તમે ભક્ત થઈને એના કર્મમા અડચણ ન નાખો, સાધુ થઇને પાપના ભાગી ન થાઓ.

તુકારામે જીજાની વાત માની શિવાજીને બોલાવીને સંન્યાસનો ત્યાગ કરીને રાજધર્મમા મન લગાડવાનો હુકમ આપ્યો.

રાજમાતા જીજાબાઇ કર્મયોગી પુત્ર શિવાજીને લઇને રાજધાનીમા પાછી આવી.

આ સંક્ષિપ્ત જીવનચરિત્ર ઉપરથી વાચક ભગિનીઓની ખાત્રી થઇ ગઈ હશે કે જીજાબાઇ એક ઉત્તમ રાજમાતા હતી. તેના ચરિત્રમા જોવામા આવતા નિશ્ચય, સ્વાભિમાન, કર્તવ્યનિષ્ઠા આદિ ઘણી થોડી ઐતિહાસિક સ્ત્રીઓમા જોવામા આવે છે

---

# रत्न २४६ मुं–मराठा वीरांगना ताराबाइ (२)

શિવાજીનું મૃત્યુ થયા પછી ઔરંગઝેબે પોતાના વિસ્તીર્ણ મોગલ રાજ્યના જૂદા જૂદા પ્રાંતોમાથી બની શકે એટલું લશ્કર એકઠું કરીને, તથા મુખ્ય મુખ્ય સેનાપતિઓને સાથે લઇને, જાતે દક્ષિણ હિંદુસ્તાન ઉપર હુમલો કરવાની તૈયારી કરી

દક્ષિણ ભારતમા ફક્ત અહમદનગર શાહજહા બાદશાહના સમયમાં દિલ્હીના તાબામા આવ્યું હતું બિજાપુર અને ગોવલકોંડાના રાજ્ય હજુ સુધી સ્વતંત્ર હતા. એ ઉપરાંત શિવાજીએ સ્થાપેલું મરાઠા રાજ્ય પણ ધીમે ધીમે પ્રબળ થતુ જતું હતું

એ ત્રણે રાજ્યને ફતેહ કરીને આખો દક્ષિણ દેશ પોતાના રાજ્યમા મેળવી દેવાની ઔરંગઝેબની ઇચ્છા હતી

શિવાજી જાણતા હતા કે, ઔરંગઝેબ પોતાની બધી શક્તિ વાપરીને દક્ષિણની સ્વતંત્રતાનો લોપ કરવા યત્ન કરશે. એટલા માટે પોતાની પાછલી જીંદગીમા એમણે પોતાની સ્વતંત્રતા કાયમ રાખવા માટે ચારે તરફથી પોતાની શક્તિ મજબૂત કરવાનો યત્ન કર્યો હતો. ઘણી સૂક્ષ્મ રાજનૈતિક

વિચક્ષણતાને લીધે શિવાજી મહારાજ એ પણ સમજી ગયા હતા, કે જાતિગત કે ધર્મગત દ્વેષ અને વિરોધ ભૂલી જઇને બિજાપુર અને ગોવલકાંડાનાં રાજ્યો સાથે ઘાડી દોસ્તી બાંધવાની જરૂર છે. એ બંને રાજ્યો મુસલમાન હોવા છતા પણ ઔરંગઝેબને તેમની સાથે દોસ્તી નહોતી. હિંદુ શિવાજીની પેઠે એમનું રાજ્ય પણ પડાવી લેવાની એની ઇચ્છા હતી. એટલે ઔરંગઝેબનો ડર શિવાજી મહારાજ જેટલોજ આ રાજ્યોને પણ હતો. દુશ્મનનો દુશ્મન પણ દોસ્ત ગણાય છે. એ ન્યાયે ગોવલકાંડા અને બિજાપુરના રાજાઓ આ સામાન્ય આફતમા સંપ અને પરસ્પર મદદ કરવાથી શું લાભ થશે તે સમજી શકયા. આગલી દુશ્મનાઈ ભૂલી જઇને તેમણે શિવાજી સાથે સંપ કર્યો. બધી જાતનાં યુદ્ધ અને વિગ્રહમા એ ત્રણે રાજ્યોએ એક બીજાને મદદ કરવી એ સરતે શિવાજી સાથે ગોવલકાંડા અને બિજાપુરના રાજાઓની સંધિ થઈ.

પણ એવામા એકાએક શિવાજીનું મૃત્યુ થયું. રાજ્યના રક્ષણની બધી વ્યવસ્થા અધૂરી રહી. એટલુંજ નહિ પણ આવા અણીને વખતે મરાઠા જાતિના નાયકના પદ ઉપર કોણ બિરાજશે, તેનો પણ કોઈ પાકો બંદોબસ્ત તેઓ કરી શકયા નહિ.

શિવાજીના વડા દીકરા સંભાજીમા સાહસ અને રણકૌશલ્ય સિવાય પિતાનો એક પણ સદ્ગુણ આવ્યો નહોતો. પિતાના રાજ્યમા પિતાએ એક વખત ઘણો ધમકાવ્યાથી એ મોગલ સેનાપતિ દીલેરખાની સાથે મળી ગયો હતો. પાછળથી એ ત્યાથી નાસી આવીને પિતાને પગે પડયો હતો. પિતાએ એક વાર માફી આપ્યા છતા પણ સંભાજીની ચાલચલણ સુધરી નહિ. આખરે શિવાજીએ લાચાર થઈને કેટલાક સમય સુધી પુત્રને કેદમા રાખ્યો. શિવાજીના મૃત્યુ સમયે પણ સંભાજી બંદીવાનની અવસ્થામાં હતો.

અસ્તુ ! મૃત્યુકાળે શિવાજી કહેતા ગયા, કે રાજ્યના બે ભાગ કરીને દક્ષિણ ભાગ સંભાજીને અને ઉત્તર ભાગ પોતાના બીજા છોકરા રાજારામને આપવા; પરંતુ સંભાજી પોતાની આ વ્યવસ્થા માન્ય નહિ રાખે અને તેની દુશ્ચરિતતાને લીધે રાજ્યના ઉપર કોઈ દિવસ મોટી આફત આવી પડશે એ પણ શિવાજી મહારાજ સારી પેઠે જાણતા હતા. તેમણે એ પણ કહ્યું હતું કે સંભાજી અને ઔરંગઝેબ એ બન્ને મરાઠા રાજ્યને માટે એકસરખા શત્રુ છે. માટે મંત્રીઓ અને સેનાપતિ એકસંપ કરીને જીવસટે પણ રાજ્યનું

રક્ષણ કરવાની ચેષ્ટા કરશે તો રાજ્ય બધી વિપત્તિઓમા બચી શકશે.

શિવાજીના મૃત્યુ પછી મંત્રીઓએ વિચાર કરી જોયો કે, સંભાજી તો પોતાની ખરાબ ચાલચલણને લીધે રાજ્યનું રક્ષણ કરવા સંપૂર્ણ રીતે અયોગ્ય છે. રાજ્યના ભાગ કરી આપીશું તોપણ વિરોધ ઉભો થશે. વિરોધનું અવશ્ય એ ફળ મળવાનું કે રાજ્ય છિન્નભિન્ન થઈ જઈને આખરે નાશ પામશે. બીજી તરફ રાજારામ હજુ બાળક હતો. એટલે મંત્રીઓએ કેટલોક વખત સુધી રાજ્યની લગામ પોતાનાજ હાથમા રાખવાનું વ્યાજબી વિચાર્યું. તેમણે એ પણ વિચાર્યું હતું કે રાજારામને પોતાની દેખરેખ નીચે ઉછેરીને, તેને ઉંચા પ્રકારની રાજનીતિ શિખવીને પુખ્ત ઉમરે રાયગઢના સિંહાસન ઉપર બેસાડીશું.

પણ તેમણે એક ભૂલ કરી સેનાપતિને એમણે પોતાની સંતલસમા સામિલ કર્યો નહોતો. એટલે સંભાજી કોઇ પણ પ્રપંચથી કારાગારમાથી મુકત થઇને સૌથી પહેલો સેનાપતિને મળ્યો સેનાપતિની સહાયતાથી રાયગઢનો કિલ્લો સત્વર તેના તાબામા આવ્યો, અને તેની વિરુદ્ધપક્ષના મંત્રીઓમાંથી કોઇને મારી નાખવામા આવ્યા તો કોઇને કેદ કરવામા આવ્યા.

સંભાજીની ઓરમાન માતા, રાજારામની જનની મંત્રીઓની સાથે ખટપટમા સામિલ હતી. લખતાં ઘણી શરમ આવે છે કે, મહાપુરુષ ભુવનવિખ્યાત શિવાજી મહારાજના કુલાગાર પુત્ર નિષ્ઠુર સંભાજીએ શિવાજી મહારાજની એ રાણીને, પોતાની વીરમાતાને કારાગારમા બંધી કરીને, અન્નપાણી વગર રીબાવીને મારી નાખી. બાળક રાજારામને પણ કેદ કરવામા આવ્યો.

ભવિષ્યમા જે સ્ત્રી રાજારામની સહધર્મિણી થઈ તે આપણા આ ચરિત્રની નાયિકા—તારાબાઇ.

સાહસ, વીરતા, રાજનીતિ, અને પવિત્ર ચરિત્ર તથા માનસિક શકિતમા તારાબાઈના જેવી સ્ત્રીઓ એ સમયમા મહારાષ્ટ્રમા ઘણી થોડી હતી. યુદ્ધમા તેમજ જીવનની બીજી અનેક આપત્તિમા, પોતાના બળની રક્ષા કરીને રાજ્ય ચલાવવામા ભારતવર્ષની સ્ત્રીઓ કેટલી પ્રવીણ હતી તેનું તારાબાઇ એક ઉત્તમ ઉદાહરણરૂપ છે.

ઓરંગઝેબ તેનું વિશાળ સૈન્ય લઇને દક્ષિણ ભારતમા આવ્યો હતો. એ વખતે સંભાજીના જુલમને લીધે મહારાષ્ટ્રની રાજ્યશૃંખલા ઢીલી પડી

ગઈ હતી. રાજા સંભાજી પોતે ખરાબ ચાલનો હતો. ખરાબ સોબતીઓને લઈને એ રાતદિવસ ભોગવિલાસમા પડયો રહેતો હતો. ઔરંગઝેબની ચડાઈ વખતે પણ એ પોતાની મોજમજાહમાં એટલો બધો મશગુલ હતો કે પ્રધાનોની સલાહ અને ઉપદેશને તેણે જરાપણ ગણકાર્યાં નહિ.

એ વખતે સંભાજી કરતા બિજાપુર અને ગોવલકોંડાના રાજાઓ ઔરંગઝેબના વધારે પ્રબળ શત્રુઓ હતા. ઔરંગઝેબે પહેલાં મહારાષ્ટ્ર ઉપર ચઢાઈ ન કરતા, એમનીજ સાથે યુદ્ધ શરૂ કર્યું. ત્રણ વર્ષની અંદર એ બંને રાજ્યનો નાશ થયો. શિવાજીની સંધિ મુજબ સંભાજીએ એમને કાંઈ પણ મદદ આપી નહિ. દક્ષિણ ભારતના મોટા ભાગ ઉપર મોગલોનું રાજ્ય સ્થપાયું.

હવે ઔરંગઝેબે મહારાષ્ટ્ર ઉપર આક્રમણ કર્યું. અવ્યવસ્થિત દુર્બળ મરાઠા રાજ્યના કિલ્લાઓ ઉપર કિલ્લાઓ ઔરંગઝેબના હાથમા આવતા ગયા, અને આખરે દુર્ભાગી સંભાજી પણ સહકુટુંબ ઔરંગઝેબના હાથમાં કેદ પકડાયો.

ઔરંગઝેબે સંભાજીને મુસલમાન ધર્મ સ્વીકારવાનો આગ્રહ કર્યો. સંભવ છે કે એ વખતે સંભાજી મુસલમાન થઈ જાત તો ઔરંગઝેબ તેને પોતાના રાજ્યમા કોઈ મોટી જાગીર કે ઉંચી નોકરી આપત, અને શંભાજી પહેલાની પેઠેજ મોજમજાહમાં પોતાનું જીવન ગાળતા, પણ હજાર તોએ શિવાજીના બીજથીજ તે જન્મ્યો હતો રાજપુત્ર અને રાજા સંભાજી સ્વતંત્ર અવસ્થામા જે મહત્ત્વ દેખાડી શકયો નહોતો, તે મહત્ત્વ આજ રાજપાટ ખોઇને કેદી બનેલા સંભાજીએ બતાવ્યું. ઘણીજ નિર્દયતાપૂર્વક પોતાને મારી નાખવામા આવશે એ જાણવા છતા પણ સંભાજીએ ઘણીજ ઘૃણા અને તિરસ્કાર સાથે ઔરંગઝેબને કહી દીધુ કે તમારાથી થાય તે કરી નાખો, પણ હું કદિ મુસલમાન થવાનો નથી.

તરતજ ઔરંગઝેબે સંભાજીનો વધ કરવાની આજ્ઞા આપી.

જલ્લાદોએ તપાવેલા લોઢાના સળીઆથી તેની આંખો વિંધી નાખી; તેની જીભ કાપી નાખી, અને એ પ્રમાણે અત્યંત રાક્ષસી રીતે એ વીર પુત્રનો જીવ લીધો. વીર સંભાજીએ ચૂપચાપ આ બધી નિર્દયતા સહન કરી, આખી જીંદગીના પાપનું આવું સખ્ત પ્રાયશ્ચિત્ત કરીને સંભાજી પરલોકમાં પિતાજીની પાસે ચાલ્યો ગયો.

સંભાજીના પુત્રને ઔરંગઝેબ પોતાની પાસે રાખીને ઘણા લાડથી ઉછેરવા લાગ્યો. એ બાળકનું નામ એણેજ 'શાહુ' પાડયું.

મરાઠા રાજ્ય પડું પડું થઇ રહ્યું હતું નૂતન જીવન અને નૂતન બળથી જાગૃત થયેલી મરાઠા જાતિનું પાછું હમેશાને માટે અધ:પતન થવાનાં ચિન્હ જણાવા લાગ્યા. જીજાબાઇ અને શિવાજીની બધી સાધના શું નિષ્ફળ જશે ? પણ એ સાધના જો નિષ્ફળ જાય તો પછી આ જગત્મા સાધનાની સાર્થકતાજ શી રહે ! શિવાજી મહારાજે મરાઠાઓમા જે જીવન આણ્યુ હતું, તે મહાન્ શક્તિપૂર્ણ જીવન, હજારો વંટોળીઆથી સહજમા ઉખડી જાય એવું નહોતુ. સંભાજીના પાપને લીધે બેશક મરાઠાજાતિને ઘણુ ખમવું પડયું પરંતુ સંભાજીના પ્રાયશ્ચિત્તની સાથે જાણે એનાં પાપ ધોવાઇ ગયા, અને તેમના મૃત્યુ પછી મરાઠાઓમા હજારગણુ બળ આવી ગયું.

શિવાજીએ ઉસ્કેરેલા હજારો બહાદુર યોદ્ધાઓ હજુ જીવતા હતા શિવાજીએ પોતાને હાથે કેળવેલા મરાઠા સૈનિકોના હૃદયમા શિવાજીએ સંચારિત કરેલા સાહસ, વીરતા અને રણકૌશલ્યના ગુણો હજુ જાગૃત હતા. મહારાષ્ટ્ર દેશમા હવે આગ સળગી ઉઠી એ આગ ધીમે ધીમે આખા ભારતવર્ષમા ફેલાઇ અને તેમા વિશાળ મોગલ સામ્રાજ્ય ભસ્મીભૂત થઇ ગયુ

રાજારામ આ વખતે ત્રીસ વર્ષનો યુવક હતો તે ઘણો સદ્ગુણી હતો, અને શિવાજી જેવા પિતાનો યોગ્ય પુત્ર હતો તેજસ્વી તારાબાઈ તેની સ્ત્રી હતી. મરાઠા વીરો એ વીરયુવક અને વીરાંગનાની આસપાસ આવીને ઉભા

મહારાષ્ટ્રના ઉત્તર ભાગમા મોગલોએ પડાવ નાખ્યો હતો. રાજધાના રાયગઢમા મોગલોનો વાવટો ઉડતો હતો. મરાઠા વીરો રાજારામને લઇને દક્ષિણમા શાહજીની જાગીરના તાંજોર પ્રાંતમા જીંજીના કિલ્લામા ગયા. ધર્મ અને ન્યાય પ્રમાણે ઔરંગઝેબની પાસે નજરકેદમા પડેલો સંભાજીનો બાળક પુત્ર શાહુ મહારાષ્ટ્રની ગાદીનો વારસ હતો. એટલે ધર્માત્મા રાજારામે પોતે રાજ્યાસન ગ્રહણ કર્યું નહિ. શાહુના પ્રતિનિધિતરીકે પોતે આફતમા આવી પડેલી મરાઠાજાતિનો આગેવાન બન્યો.

રાજારામ અને બીજા મરાઠા આગેવાનોએ જીંજીના દુર્ગમા આશ્રય તો લીધો, પણ ત્યા રહીને પોતાની જાતનું રક્ષણ કરવા ઉપરાંત બીજુ કાંઈ તેમનાથી બની શકે એમ નહોતું.

પોતાનું રાજ્ય શત્રુએ જીતી લીધેલું હોવાથી તેઓ રાજધાની છોડીને

ઘણે દૂર જીંજીના કિલ્લામા આવી વસ્યા હતા, તેમની પાસે પૈસો નહોતો, કેળવાયલુ લશ્કર નહોતું, રાજ્યનો વેરો ઉઘરાવવાનો કોઇ ઉપાય પણ નહોતો; પરંતુ મરાઠાઓના આગેવાનોમાં અદમ્ય ઉત્સાહ અને શક્તિ હતા, મરાઠા જાતિમા હજુ પ્રાણુ હતો, એટલે એમના બધા અભાવ ધીમે ધીમે પૂર્ણ થયા.

મહારાષ્ટ્રનો નાશ કરીને, વિશાળ મોગલ સામ્રાજ્યનું સૈન્ય અને સેનાપતિને લઇને ઔરંગઝેબ પોતે મહારાષ્ટ્રમા પડયો હતો; પરંતુ એવા સમયે પણ મરાઠા આગેવાનો આખા દેશમાથી થોડું થોડુ લશ્કર એકઠું કરી શકયા. એ મરાઠા સૈનિકો ઘણાજ ઠીંગણા, પણ મજબૂત કસાયલા બાંધાના, સાહસી, કઠ્ઠાગરા અને કષ્ટ સહન કરી શકે એવા હતા. તેમને માટે તંબુઓ ઉભા કરવાની જરૂર નહોતી પડતી. તેમને રસદની કે પલંગોની કે વાસણકુસણોની જરૂર પડતી નહિ ઘોડેસ્વાર થતી વખતે તેમને જીન સુદ્ધાતની પણ જરૂર પડતી નહિ. એ લોકો પોતાનાજ જેવા મજબૂત ઠીંગણા ઘોડાઓ ઉપર વગર જીનેજ સવાર થતા, અને રાતના ઝાડની નીચે ઘોડો બાંધીને પોતે પણ ત્યાજ સૂઇ રહેતા. બીજી તરફ મોગલ સેના જ્યાં છાવણી નાખતી ત્યા એક નવી રાજધાની વસી જતી. રાજધાનીમા શાન્તિના સમયમા સૈનિકો અને સેનાપતિઓ જેટલા ભોગવિલાસ કરતા, તેટલાજ ભોગવિલાસની ગોઠવણ છાવણીમા પણ કરવામા આવી હતી. તંબુઓમાજ ખૂબ સ્વાદિષ્ટ ભોજનો બનતા. છાવણીની સાથે સાથે ગાડીઓ ભરીને રસદ ચાલતું વિલાસની સામગ્રી વેચનારા વણિકોની અસંખ્ય દુકાનો મંડાતી. તે ઉપરાંત ગાનારા, વાજીંત્ર વગાડનારા અને નાચનારી વારાંગનાઓના દળ પણ સાથે રહેતા. ઇતિહાસલેખકો કહે છે કે મોગલોની છાવણીમા લશ્કર કરતા લશ્કરના સેવકોની સંખ્યા ચારગણી હતી. આ ઉપરથી સમજી શકાશે કે એ લોકોને માટે એક જગ્યાએથી છાવણી ઉપાડીને બીજે મુકામે પડાવ નાખવામા કેટલો વિલંબ થતો હશે ? તથા કેટલો ખટરાગ કરવો પડતો હશે ? પરંતુ એમ છતા પણ આવા જંગી સૈન્યની સામસામા આવી જઇને લડવા જેટલી શક્તિ મરાઠા લશ્કરની નહોતી. મરાઠાઓ પોતાની સ્થિતિ સારી પેઠે સમજતા હતા. તેઓ સામા આવીને કદિ યુદ્ધ કરતા નહિ. આખા દેશમા તેઓ ફેલાઈ જતા અને લાગ મળતા વારજ મોગલસેના ઉપર છાપો મારીને તેને હેરાન કરતા. કોઇ વખત તેમની ખોરાકી લૂટી લેતા, તો કોઇ

વખત તેમને મારીને ઠાર પણ કરી નાખતા, અને પછી એવા પોબારા ગણી જતા કે એમનો પત્તો પણ મોગલોને લાગતો નહિ. મોગલોનો પ્રયત્ન એ હતો કે કોઇ પણ પ્રકારે એમને એક જગ્યાએ ઘેરી લેવા અને પછીથી એમનો સામટો કચ્ચરઘાણ વાળવો. જો એ લોકો પકડાઈ જાય તો જરૂર એમનો કચ્ચરઘાણ નીકળી પણ જાય, એમા કાંઈ સંદેહ નહોતો. ઔરંગઝેબ પોતાના વિશાળ લશ્કર સાથે એમને પકડવા માટે ઠેકાણે ઠેકાણે ભટકતો, અને મરાઠાઓ છુટાછવાયા તેના લશ્કર ઉપર છાપો મારીને તેને ખૂબ હેરાન કરતા. આ પ્રમાણે યુદ્ધ ચાલવા લાગ્યું. ઔરંગઝેબ કંટાળી ગયો. જે મરાઠાઓને અત્યાર સુધી તેઓ સહજમા મારતા આવ્યા હતા, તેજ મરાઠા લશ્કરનુ રણકૌશલ તથા છાપા મારવાની એ નોખી રીત જોઇને મોગલ સૈન્ય ભયભીત થઇ ગયું

બીજી તરફ સેનાપતિ જુલફિકારખાએ જીજીને ઘેરો ઘાલ્યો હતો, પણ રાજારામ અને તેના વીર સાક્ષીઓએ સાત વર્ષ સુધી અતુલ પરાક્રમ પૂર્વક, એનો બચાવ કર્યો. ઔરંગઝેબ પોતે મરાઠાઓને જીતવાને માટે એવો રોકાયલો હતો, કે જુલફિકારખાની મદદમા તે વધારે સૈન્ય મોકલી શકયો નહિ. સાત વર્ષ પછી જીજીનો કિલ્લો મુસલમાનોના હાથમા આવ્યો, પણ તે પહેલાજ રાજારામ અને તેના વીર સાક્ષીઓ કિલ્લામાથી પલાયન કરી ગયા હતા ખાલી કિલ્લા ઉપર મોગલોએ પોતાનો અધિકાર જમાવ્યો.

રાજારામ તેના સાથીઓ સાથે મહારાષ્ટ્રમા પાછો આવ્યો, અને જે નાના નાના મરાઠી સૈન્યો મોગલોને હંફાવી રહ્યા હતા તેનો પોતે નાયક બન્યો. ખુદ રાજારામની સહાયતા મળવાથી એ બધા સૈનિકોમા બમણો ઉત્સાહ આવી ગયો, અને તેઓ અદ્‌ભુત પરાક્રમથી યુદ્ધ કરીને મોગલોને ત્રાસ આપવા લાગ્યા

દશબાર વર્ષ સુધી આ પ્રમાણે યુદ્ધ ચાલ્યા પછી એકાએક રાજારામનું અકાળ મૃત્યુ થયું. મંત્રીઓએ રાજારામના બાળક પુત્ર, બીજા શિવાજીને ગાદીએ બેસાડીને, રાજ્યનો કારભાર તેની માતા તારાબાઇના હાથમા સોંપ્યો.

આજ મહારાષ્ટ્રની ગાદીએ એક બાળક બેઠો હતો. પ્રબળ શત્રુઓ આજે મહારાષ્ટ્રને પોતાના અધિકારમાં લાવવાને સતત યત્ન કરી રહ્યા હતા. એ શત્રુઓને દેશમાથી કાઢી મૂકીને મરાઠાજાતિની સ્વતંત્રાનું રક્ષણ કરવાની અઘરી અને ગંભીર ફરજ તારાબાઇના ઉપર આવી પડી; પણ તારા-

બાઇ તેથી ગભરાઇ ગઈ નહિ; તેણે મોગલોનું શરણ લીધું નહિ, પણ દૃઢતા પૂર્વક તેમની સામે ટકી રહી.

અબળા હોવા છતાં પણ અને ભરજોબનમાં રાજારામ જેવો સ્વામી ખોયા છતાં પણ તારાબાઇ પોતાના ગંભીર કર્તવ્યમાંથી ચલિત થઇ નહિ. પોતાનું બધું દુઃખ હૃદયમાંજ શમાવી દઇને આ મહા આપત્તિને સમયે તેણે મહા રાષ્ટ્રવીરોની આગેવાની લીધી. મંત્રીઓ અને સેનાપતિઓ આ તીક્ષ્ણબુદ્ધિ અને પુરૂષાતનવાળી તેજસ્વી વીરાંગનાની સરદારી તળે પહેલાંની પેઠેજ યુદ્ધ ચલાવવા લાગ્યા. તારાબાઇની અપૂર્વ શક્તિને લીધે રાજારામનો અભાવ કોઇને જણાયો નહિ.

લગભગ બીજાં દશ વર્ષ પણ લાગલાગટ યુદ્ધ કરવામાં વીતી ગયાં. લગભગ વીશ વર્ષ સુધી ઔરંગઝેબ પોતે વિશાળ સૈન્ય લઇને મહારાષ્ટ્રમાં પડયો રહ્યો તોપણ તે મરાઠાઓનું દમન કરી શકયો નહિ આખરે મરાઠાઓના સાહસ, ચતુરતા, અને છાપો નાખવાની અસાધારણ કળાથી ત્રાસ પામી જઇને એ પોતાના સૈન્ય સાથે અહમદનગર પાછો આવ્યો, અને આખરે નિરાશ અને નાહિંમત થઈને એ મરણ પામ્યો.

ઔરંગઝેબના મૃત્યુ પછી તેની ગાદી માટે તેના પુત્રોમાં કજીઓ ઉભો થયો. બીજા ભાઇઓને હરાવીને તથા તેમને સહકુટુંબ મારી નખાવીને, તેનો મોટો દીકરો મોઆઝીમ, બહાદૂરશાહ નામથી દિલ્હીનો બાદશાહ થયો

મરાઠા યુદ્ધ બિલકુલ બંધ થયું નહિ; પરંતુ મોગલોની શક્તિ હવે ઢીલી પડી જવાથી, મરાઠાઓ પાછા ધીમે ધીમે પોતાની સત્તા દૃઢ કરતા ગયા

શાહુ આટલા દિવસ સુધી મોગલોના તંબુમાંજ ઉછર્યો હતો તે હવે પુખ્ત ઉંમરનો યુવક હતો. એ સારા કુટુંબની મરાઠા કન્યાઓ સાથે ઔરંગઝેબે તેના લગ્ન કરી દીધા હતાં.

બચપણથીજ શાહુ મોગલતંબુમાં ભોગવિલાસમાં ઉછર્યો હતો, એટલે રણુસંગ્રામના આવશ્યક ગુણો તેનામાં ખીલી શકયા નહોતા. એ ઘણો વિલાસી યુવક થયો હતો. તે ઉપરાંત ઔરંગઝેબે સ્નેહ અને યત્નપૂર્વક તેનું પાલનપોષણ કર્યું હતું, એટલે મોગલો પ્રતિ તેને શ્રદ્ધા તથા પ્રેમ હતો. એ લોકો પોતાની જાતિના અને દેશના શત્રુ છે એમ ધારીને મોગલો ઉપર કોઇ પણ પ્રકારનો દ્વેષભાવ રાખતા એ શીખ્યો નહોતો.

બહાદૂરશાહે જોયું કે, યુદ્ધમાં મરાઠાઓને હરાવવા અસંભવિત છે. માટે

શાહુજીને બંદીખાનામાંથી છોડી દઇને મરાઠાઓનો રાજા બનાવવામાં આવે, તો તે સહજમા મોગલોને તાબે થશે, અને કોઇ પણ જાતની શત્રુતા રાખશે નહિ. બધા મરાઠાઓ મોગલોના તાબામા રહેવાનું પસદ નથી કરતા તોપણ ઘણા લોકો શાહુના પક્ષમા રહેશે, અને આખરે એ લોકોમા માહોમાહી કલહ ઉત્પન્ન થશે, તથા અ તરવિગ્રહને પરિણામે તેઓ દુર્બળ થઇ જઇને આખરે મોગલોને વશ થશે.

બહાદૂરશાહે શાહુને મુક્તિ આપી. તેનો ઉદ્દેશ પણ સફળ થયો. શાહુ શિવાજીના જ્યેષ્ઠ પુત્ર સભાજીનો પુત્ર હોવાથી ન્યાય અને ધર્મ અનુસાર મરાઠા રાજ્યનો ખરો અધિકારી હતો તેનો એ અધિકાર સ્વીકારીનેજ રાજારામે પોતે કોઇ દિવસ રાજાની ઉપાધિ સ્વીકારી નહોતી હવે મરાઠા આગેવાનોમાથી કેટલાક તારાબાઇનો પક્ષ છોડી દઇને શાહુના પક્ષમા ગયા.

એમા બાલાજી વિશ્વનાથ નામનો એક બ્રાહ્મણ મુખ્ય હતો.

શાહુ મોગલોના તબુમા કેદ હતો, તે અરસામા રાજારામે પોતાની શક્તિથી મહારાષ્ટ્રનું રક્ષણ કર્યું હતું. રાજારામના અનેક ઉપકારોનુ સ્મરણ કરીને, મરાઠા આગેવાનોએ તેના પુત્રને રાજા બનાવ્યો હતો. પુત્રની તરફથી આટલા દિવસ સુધી ઘણા વિઘ્નોમાથી જે મરાઠા રાજ્યનું સરક્ષણ કર્યું હતું, જે રાજ્યની હજી પણ તે આગેવાન હતી, રાજ્ય મોગલોને હાથે ઉછરેલા, મોગલો ઉપર સ્નેહ રાખનારા. તથા જાતીય-ગૌરવના વિચાર વગરના, નાજુક, ભોગવિલાસમા મશગુલ થયેલ શાહુના હાથમા સોપી દેવુ તારાબાઇને વ્યાજબી ન લાગ્યું શાહુના હાથમા રાજ્ય સોપવું અને મોગલોના હાથમા સોપવું એ તારાબાઇને એકસરખુ લાગ્યુ એ વિચારથી તારાબાઇ પોતાના સ્વદેશાભિમાનમા દૃઢ થઇને બેસી રહી

તારાબાઈ જાણતી હતી કે બાલાજી વિશ્વનાથ ઘણો વગવસીલાવાળો પુરુષ છે શાહુને જો બાલાજી વિશ્વનાથ પોતાના કાબુમા રાખી શકે તો મરાઠાઓનુ રાજ્ય મોગલોના હાથમા ન પણ જાય, બાલાજી વિશ્વનાથના પોતાના હાથમા જાય તો ભલે જાય શાહુના રાજા થયાથી દેશ કા તો મોગલોના કે કા તો પેશ્વાના હાથમા જશે શિવાજીએ સ્થાપેલા અને શિવાજીના પુત્ર-પોતાના સ્વામીએ રક્ષણ કરેલા રાજ્ય ઉપર શિવાજીના વશજોનો કોઇ અધિકાર રહેશે નહિ શિવાજી મહારાજની પુત્રવધૂ, રાજારામની સહધર્મિણી અને મહારાષ્ટ્રના વર્તમાન રાજાની વાલી, તારાબાઇ અશક્ત શાહુના હાથમા

પોતાના સસરાનુ રાજ્ય કેવી રીતે સોંપે ? તારાબાઈ પોતાનો પક્ષ મજબૂત કરીને દૃઢતાથી શાહુ અને બાલાજી વિશ્વનાથની વિરુદ્ધમાં ઉભી રહી.

શાહુએ સતારામા રાજધાની રાખી અને બીજા શિવાજીને લઈને તારાબાઈએ કોલ્હાપુરમા રાજધાની સ્થાપી.

બાલાજી વિશ્વનાથના પ્રપંચને લીધે મરાઠા આગેવાનો એકે એકે તારાબાઈના પક્ષમાથી ખસી જઈને શાહુના પક્ષમા જવા લાગ્યા. આ પ્રમાણે પોતાનુ બળ ઘણું ઓછું થઈ જવા છતાં પણ અર્ધા મહારાષ્ટ્ર ઉપર તો તારાબાઈએ પોતાની સત્તા સાચવી રાખી; પરન્તુ એવામા તેના પુત્ર, બીજા શિવાજીનું મૃત્યુ થયુ. મંત્રીઓએ રાજારામની બીજી રાણીના પુત્રને કોલ્હાપુરની ગાદીએ બેસાડયો.

રાજમાતાતરીકે તારાબાઈને જે સત્તા હતી, મરાઠા રાજ્ય ઉપર જે અધિકાર હતો, તે ચાલ્યો ગયો. શાહુના પેશ્વા બાલાજી વિશ્વનાથની વિરુદ્ધમા પોતાનુ બળ ટકાવી રાખવું એ હવે તેને માટે અસાધ્ય હતું. કોલ્હાપુરની શક્તિ ક્ષીણ થઈ ગઈ. મહારાષ્ટ્રમા સતારાનુ રાજ્ય મુખ્ય ગણાવા લાગ્યું.

બધી શકિત ગુમાવીને તારાબાઈ પોતાની દુ:ખી જીંદગી પૂરી કરવા લાગી.

પેશ્વાના હાથમા બધો રાજકારભાર સોંપી દઈને શાહુ નિશ્ચિન્ત અને આમોદ-પ્રમોદમા પોતાનો વખત ગાળતો હતો. તારાબાઈની શંકા ખરી પડી. ધીમે ધીમે પેશ્વાજ મરાઠા રાજ્યના કરતાકારવતા થઈ પડયા.

બાલાજી વિશ્વનાથના મૃત્યુ પછી તેનો પુત્ર બાજીરાવ પેશ્વા થયો શિવાજી મહારાજના પાછી બાજીરાવ જેવો પ્રતાપી અને પ્રતિભાશાળી પુરુષ મહારાષ્ટ્રમા બીજો કોઈ થયો નથી શિવાજીએ મરાઠાઓની શકિતનો સંચય કરીને મરાઠા રાજ્યની સ્થાપના કરી, રાજારામ તથા તેના સાથીઓએ મોગલોની સાથે લડીને મરાઠા રાજ્યનું રક્ષણ કર્યું, પરંતુ આખા ભારતવર્ષમા મરાઠા રાજ્યનો અધિકાર જમાવવાનો સૂત્રપાત બાજીરાવ પેશ્વાએ કર્યો.

મોગલોની એ વખતે પડતી દશા આવતી જતી હતી. બાજીરાવ સમજ્યો હતો, કે હિંદુ રાજ્ય સ્થાપવાનો સારો લાગ હમણાંજ છે. ગુજરાત અને માળવાથી લઈને પૂર્વમા લગભગ ઓડિસ્સા સુધી મરાઠા રાજ્ય વિસ્તાર પામ્યું. દક્ષિણ ભારતમા નિઝામનુ રાજ્ય અને ઉત્તર હિંદુસ્તાનના ઘણા રાજાઓ મરાઠાઓને ખંડણી આપવા તૈયાર થયા. બાજીરાવ કેવળ ૪૨ વર્ષ સુધી જીવ્યો, પણ એટલા અલ્પ સમયમાં અસાધારણ પ્રતિભાના બળને

લીધે તેણે ભારતમાં ઘણી જગ્યાએ મરાઠાઓની સત્તા જમાવી.

બાજીરાવના મૃત્યુ પછી તેનો પુત્ર બાલાજી બાજીરાવ પેશ્વા થયો. શાહુ હવે વૃદ્ધ થયો હતો અને એને છોકરું છૈયું નહિ હોવાથી દત્તક પુત્ર લેવાની તેને જરૂર પડી હતી; પરંતુ રાજાનો દત્તક પુત્ર એના વંશનો હોવો જોઇએ. કોલ્હાપુરનો એ વખતનો રાજા શાહુનો ઘણો નજીકનો સગો હતો. એટલે શાહુની સ્ત્રી સાવિત્રીબાઇની ઇચ્છા એનેજ દત્તક પુત્ર બનાવવાની થઇ.

પરન્તુ પેશ્વાની ઇચ્છા એથી વિરુદ્ધ હતી. રાજ્યમા પેશ્વાનું આટલું બધું ચલણ થયું હતું, એ સાવિત્રીબાઈને પસંદ નહોતું. રાજા પેશ્વાને વશ ન થતા, પેશ્વાને ઉલટા પોતાના કાબુમા રાખે, તેને માટે એણે આખી જીંદગી સુધી પ્રયત્ન કર્યો હતો, પરન્તુ શાહુની દુર્બળતાને લીધે એ બધી ચેષ્ટા નિષ્ફળ નીવડી હતી. પેશ્વાને પણ સાવિત્રીબાઈની વિરૂદ્ધતાની ખબર હતી. એણે મનમા વિચાર્યું કે જો સાવિત્રીબાઈની ઇચ્છા પ્રમાણે કોલ્હાપુરનો રાજા શાહુનો દત્તકપુત્ર અને ગાદીવારસ થશે, તો એ રાજા સાવિત્રીની મરજી મુજબ ચાલશે અને પોતાની મોટાઇ બધી ચાલી જશે.

વૃદ્ધ તારાબાઈ આ વખતે જીવતી હતી. વૃદ્ધાવસ્થામા પણ તેનામાં તેજસ્વિતા અને દૃઢતા પહેલાની પેઠેજ પ્રબળ હતા શિવાજીના રાજ્યમા શિવાજીના વંશજોનું રાજ્ય નષ્ટ પામ્યુ અને હજાર પ્રયત્ન છતા પણ પોતે તેનું રક્ષણ કરી શકી નહિ, એ દારુણ ચિંતામા, પાંજરામા પૂરેલા સિંહની માફક એ વીર નારી પોતાનું જીવન ગાળતી હતી. સાવિત્રીબાઈની વિરુદ્ધતાની સામે થઇને પોતાનો અધિકાર સાચવી રાખવા માટે, આ વખતે ચાલાક બાલાજી બાજીરાવે તારાબાઇનું રક્ષણ લીધું.

રાજારામ નામનો તારાબાઇનો એક પૌત્ર હજુ જીવતો હતો. પેશ્વાએ ગુપ્ત રીતે એવી સૂચના કરી કે, શાહુએ એને પોતાના ગાદીવારસ તરીકે દત્તક લેવો, અને લખી આપવુ કે શાહુના મૃત્યુ પછી એ રાજા કહેવાશે અને રાજાતરીકેનુ બધું માન એને મળશે, પણ રાજ્યનો બધો કારભાર પેશ્વાના હાથમા રહેશે

પેશ્વાના હાથમા પુતળારૂપ બનેલા શાહુએ તરતજ આ સૂચના મંજુર કરી તારાબાઇએ જોયુ કે પેશ્વાનું દમન કરીને શિવાજીના વંશજના હાથમાં રાજ્યનો કારભાર આવવાનો આ સારો લાગ છે. એકવાર પોતાનાજ હાથમાં ઉછરેલો અને પોતાનીજ આજ્ઞામાં રહેલો પૌત્ર રાજારામ જો રાજ્યનો રાજા

થાય તો પછી પેશ્વાની મગદૂર નથી કે આખું મરાઠા રાજ્ય એમના પોતાના કાબૂમા રાખી શકે. પેશ્વાને એમની પોતાનીજ રચેલી જાળમા ફસાવવાના ઇરાદાથી તારાબાઇએ એ સૂચના માન્ય રાખી.

શાહુનું મૃત્યુ થયું. શાહુના વસીયતનામાની રૂએ તારાબાઇની દેખરેખ નીચે રાજારામ સતારાનો રાજા થયો. પેશ્વાએ સતારા છોડી દઇને પુનામા પોતાની શક્તિનુ કેન્દ્ર સ્થાપ્યુ. તે સમજી ગયા હતા, કે રાજ્યનું કેન્દ્ર સતારામા હશે તો તેજસ્વી તારાબાઇની ઊંડી રાજનીતિ અને કુશળતા આગળ પોતાનું કાંઈ ચાલશે નહિ.

થોડા સમય પછી પેશ્વા કોઈ યુદ્ધમા ગયો. આવો લાગ ફરીથી નહિ મળે એમ વિચારીને તારાબાઇએ તરતજ વડોદરાના દામાજી ગાયકવાડને પોતાના પક્ષમા લીધા.

આ પ્રમાણે એક બહાદુર સેનાપતિની મદદ મળી ચૂકયા પછી એણે રાજારામને કહ્યુ ' રાજારામ ! મહાપુરુષ શિવાજીના રાજ્ય ઉપર શિવાજીના વંશજનો કોઇ અધિકાર નથી. શાહુની દુર્બળતાને લીધે પેશ્વાજ આખા રાજ્યના કરતા કારવતા છે. શિવાજીના વંશજોનો અધિકાર લોપ કરીને પેશ્વા એ રાજ્યને પચાવી ન પડે, તેટલા માટે મે આખી જીંદગી સુધી પ્રયત્ન કર્યો છે, પરન્તુ તેમા હુ સફળ થઇ નથી. આજ ભવાની દેવીની કૃપાથી આટલે વર્ષે લાગ આવ્યો છે ! આખી જીંદગી સુધી મારા હૃદયમા જે આગ સળગ્યા કરતી હતી, તે હોલાવાનો વખત હવે વૃદ્ધાવસ્થામા આવ્યો હોય એમ લાગે છે. પેશ્વા પોતાનું સૈન્ય લઇને બીજે કઇં લડવા ગયો છે. મહાવીર દામાજી ગાયકવાડ તારી મદદે છે. આવો લાગ ખોતો નહિ. રાજસિંહાસન ઉપર ખાલી રાજાનું નામ ધારણ કરીને પુતળા પેઠે બેસી રહીશ નહિ. શિવાજીના પ્રપૌત્ર, રાજારામના પૌત્રને છાજે એ પ્રમાણે રાજસત્તા તુ તારા હાથમા લે. આજ ઢંઢેરો પીટાવ કે, પેશ્વા કોઇ ગણત્રીમા નથી, એ તો તારી ઇચ્છા પ્રમાણે ચાલનારા તારા નોકરો છે. રાજા તુંજ છે. આજથી રાજ્યનો બધો વહીવટ તારેજ હાથે થશે.'

પરન્તુ બીકણ અને કોમળ સ્વભાવના રાજારામની હિંમત દાદીની સલાહ પ્રમાણે કરવાની ચાલી નહિ. ક્રોધને લીધે લાલચોળ થઈ જઇને તારાબાઈએ કહ્યુ ' બાયલા ! કુલાંગાર ! શિવાજી અને રાજારામના સાહસ, પરાક્રમ અને તેજસ્વિતાનો તારામા જરા પણ અંશ નથી તો તેં નાહક શિવાજીના વંશજ

તરીકે નામ ધરાવ્યું છે. હુ તને આજથી મારા પૌત્ર તરીકે ગણીશ નહિ. આજથી હું તને રાજાતરીકે રાજ્યાસન ઉપર બેસવા દઇશ નહિ શિવાજીની પુત્રવધૂ હું હજુ જીવું છું રાજારામની સહધર્મિણી તરીકે આજ હું આ રાજ્યની રાણી છુ આજથી આ રાજ્યનો વહીવટ હું પોતાના હાથમાં લઇશ કુલાગાર ! બાયલા ! આ વીર વશમા તું કલકરૂપ નીકળ્યો છુ આજથી મારા હુકમ પ્રમાણે તને કેદખાનામા રાખવામા આવશે '

રાજારામને કેદખાનામા કેદ કરીને તેજસ્વી તારાબાઇએ બધો કારભાર પોતાના હાથમા લીધો.

આ ખબર પડતાવારજ પેશ્વા પાછો આવ્યો તારાબાઈની સહાયમા એકલા દામાજી ગાયકવાડ હતા, પણ ચતુર પેશ્વાની યુક્તિથી દામાજી કેદ પકડાયા તેમના સૈન્યનો નાશ થયો પેશ્વાની વિરુદ્ધમા પોતાની શક્તિનો બચાવ કરવાની હવે કોઇ સગવડ તારાબાઈ પાસે રહી નહિ પેશ્વાના હાથમા રાજ્યસત્તા સોપવાની તેને ફરજ પડી.

પેશ્વાએ રાજારામને કેદખાનામાથી છોડવીને તેને સતારાનો નામનો રાજા બનાવ્યો. પુનામા રાજધાની સ્થાપીને પોતે સ્વતત્રપણે મહારાષ્ટ્ર ઉપર રાજ્ય ચલાવવા લાગ્યો.

તારાબાઇની આ પ્રમાણે પડતી આવવાથી, પેશ્વાની વિરુદ્ધ હવે કોઇ રહ્યુ નહિ, તારાબાઇના જીવનચરિત્રમા શિખવાનુ માત્ર એજ છે કે, પોતાના કુળને માટે એને કેટલુ બધુ અભિમાન હતું સ્વતત્રતા માટે તેને કેટલો બધો શોખ હતો અને એ સ્વતત્રતા નિભાવવા માટે પોતાથી બની શકયુ ત્યાસુધી એણે કેટલો પરિશ્રમ કર્યો હતો. જય પરાજય ઇશ્વરના હાથમાં છે કર્તવ્ય કરવું એજ મનુષ્યનું કામ છે.

---

## रत्न २४७ मुं—मलबाई देसाण



હારાજા શિવાજીનું લક્ષ્ય એ હતું કે આખો મરાઠાદેશ એક હિદુરાજાના હાથમા રહીને એકજ શાસનપદ્ધિત પ્રમાણે ચાલે, કારણ કે એમ ન થાય ત્યાંસુધી આખા મહારાષ્ટ્રમાં વસનારાઓ એક પ્રજાત્વના દૃઢ બંધનથી બધાઈ શકે નહિ. વિચક્ષણ અને દૂરઅંદેશ શિવાજી

મહારાજ આ લક્ષ્ય સ્થિર કરીને મરાઠાજાતિનું બંધારણ બાંધી રહ્યા હતા. આ ઉદ્દેશ પૂરો પાડવા માટે એમને મહારાષ્ટ્રમા ઘણા નાના નાના હિન્દુ કિલ્લેદારો અને રાજાઓને જીતીને તેમને પોતાને આધીન કરી લેવા પડતા; પરન્તુ એ કાર્યને માટે કોઇપણ પ્રકારનો અન્યાય કરતા નહિ. એ કિલ્લેદાર કે રાજા એમનું ઉપરિપણું સ્વીકારી લે તો એને યોગ્ય સન્માન આપીને પોતાના રાજ્યમા સારો હોદ્દો આપતા.

એ વખતના કિલ્લાઓમા બહ્લારીગઢ ઘણો પ્રખ્યાત હતો. એ ગઢમાં બેસીને બલ્લારીરાજ સુખેથી પોતાના નાના સરખા રાજ્ય ઉપર અમલ ચલાવતો. રાજાનું મૃત્યુ થયું અને તેની વિધવા રાણી મલબાઇ દેસાણ એ કિલ્લાની અને એ રાજ્યની રાણી થઇ.

બીજા ઘણા દુર્ગોને ફતેહ કરીને શિવાજી મોટી સેના સાથે બલ્લારી દુર્ગ ઉપર ચડી આવ્યા. મલબાઇ ક્ષત્રીય વીરાગના હતી. શિવાજીનો રાજનૈતિક હેતુ ગમે તેટલો ઉંચો હશે, જે ઉદ્દેશ સાધવા માટે તેમણે બલ્લારી દુર્ગ ઉપર આક્રમણ કર્યું હતું તે ઉદ્દેશ ગમે તેટલો મહાન્ હશે, પણ ક્ષત્રીયવીરાગના પોતાની હયાતીમા વગરયુદ્ધે શત્રુના હાથમા પોતાની સ્વતંત્રતા સોંપી દે; પોતાના તાબાનુ રાજ્ય આપી દે એ કદી સભવિત નહોતું. વળી મલબાઈ શિવાજી મહારાજને મહારાષ્ટ્રના ઉદ્ધારકતરીકે, કે એક પ્રજાત્વની ભાવનાસ્થાપક તરીકે, જોતી નહોતી. એની આગળ તો શિવાજી તેના રાજ્ય ઉપર હુમલો કરનાર, તેની સ્વતંત્રતા છીનવી લેવાનો પ્રયત્ન કરનાર પ્રબળ શત્રુ હતા. શત્રુ પ્રબળ હતા, વિજયની આશા ઘણીજ થોડી હતી, પણ સ્વતત્રતા એ પણ એક અમૂલ્ય વસ્તુ છે. એ સ્વતત્રતા માટે મરાઠા વીરાગના પોતાનું સર્વસ્વ અર્પણ કરીને યુદ્ધ કરવા તૈયાર થઇ ભયભીત થઈ ગયેલા પોતાના સૈન્યને ઉત્સાહિત કરીને તેણે કહ્યુ ‘ સિપાહીઓ ! તમે મારા પુત્ર સમાન છો, પણ તમારી અને મારી સ્વતત્રતા માટે આ ભીષણ સંગ્રામમા તમારૂ બલિદાન આપવા હું તૈયાર થઇ છુ. મનુષ્ય જન્મતી વખતે રૂવે છે. સસારમા અનેક પ્રકારના દુઃખો તેને રોવડાવે છે. મૃત્યુ સમયે પણ રડતો રડતો મરે છે. આ જીવન એવું દુઃખદાયી છે. એમા કોઇપણ સુખકારક વસ્તુ હોય તો તે સ્વાધીનતા છે. તો એ સ્વતત્રતા માટે તમારા તુચ્છ દેહનો ત્યાગ કરવા તમે તૈયાર નહિ થાઓ ? આજ તમારી સ્વતત્રતા છીનવી લેવા માટે પ્રબળ શત્રુ તમારે બારણે આવી ઉભો છે. તમે મનુષ્ય છો, મનુષ્યોમા પણ

વીર ક્ષત્રીઓ છો, અસાર જીવનના મોહમા ફસાઈને તમે સ્વતંત્રતા ખોઈ બેસશો ? બીજાઓને શરણે જશો ? દુઃખી જીંદગીને વધારે દુઃખી બનાવશો ? ભય પામતા નહિ. હાઓ વિચાર કરશો નહિ મૃત્યુ વહેલુ મોડુ જરૂર આવવાનું છે સ્વતંત્રતાને માટે શત્રુઓને મારતા મારતા,જે કોઈ શત્રુને હાથે હણાય છે, તેનુ મરણ સાર્થક થાય છે. એવી રીતે મરનાર આ દુનિયામા અનંત કીર્તિ મેળવીને પરલોકમાં અક્ષય સ્વર્ગમા વસે છે. હુ તમારી માતાસ્વરૂપ છુ, તમારી રાણી છું. તલવાર લઈને હું જાતે શત્રુઓની સાથે લડવા તમારી સાથે આવીશ. જો તમે માતૃભક્ત હો, રાજભક્ત હો તો મારૂં માન રાખવા, દેશનુ માન રાખવા, વીરતાથી મારી સાથે યુદ્ધ કરવા ચાલો અને નાના સરખા બલ્લારીના વીરત્વથી મરાઠારાજ શિવાજીને સ્તંભિત કરો.'

રાણીના વીરતાભર્યા વચનોથી સૈનિકોમા અત્યંત ઉત્સાહ વ્યાપી ગયો. રણમદથી ઉશ્કેરાઈને તેઓ રાણીની સરદારી હેઠળ મરણીઆ થઈને યુદ્ધ કરવા તૈયાર થયા. રાણીએ પોતે લશ્કરની સરદારી લીધી અને શિવાજી સાથે લાગલાગટ સત્તાવીસ દિવસ યુદ્ધ કરીને, શિવાજીના સૈન્યને હરાવીને પોતાના કિલ્લાની રક્ષા કરી, પણ હવે તેની શક્તિ ખુટી ગઈ. જે શિવાજીના બળ આગળ મોટા મોગલ બાદશાહની ફોજના હાજા ગગડી જતા હતા તે ફોજ સાથે લડવાનુ બલ્લારીની નાની સરખી ફોજનું શું ગજુ ! આટલા દિવસ એ યુદ્ધને ટકાવી શકી એજ તેને માટે તો ઘણુ બહાદુરીનુ કામ હતું તેના રણકૌશલ્યનો પરિચય તો એટલામાથીજ સારી પેઠે મળી ચૂક્યો હતો. છેલ્લે દિવસે મરાઠા સૈનિકોના પ્રબળ હુમલાથી બલ્લારી દુર્ગના કોટની એક ભીંત જરાક તૂટી પડી. એ ભાગેલી ભીંતમાથી શિવાજીના સૈનિકો બલ્લારી દુર્ગમા ઘુસી ગયા કિલ્લો શિવાજીના તાબામા આવ્યો. મલબાઈએ નિરુપાય થઈને શિવાજીનુ શરણુ લીધુ, કારણ કે એ જાણતી હતી કે શિવાજી જેવા ધર્માત્મા હિંદુ આગળ તેના સ્ત્રીધર્મનુ અપમાન થવાનો જરા પણ સંભવ નથી.

મલબાઈની આટલી બધી વીરતાથી શિવાજી મહારાજ મુગ્ધ થઈ ગયા હતા એ વીરાંગના તરફની ભક્તિ અને શ્રદ્ધાથી તેમનુ હૃદય તેના તરફ સન્માનથી ખેંચાયું હતુ મલબાઈને જ્યારે તેમની સન્મુખ આણવામા આવી, ત્યારે તેમણે ઉભા થઈને તેનો ઘણો સત્કાર કર્યો. મલબાઈએ કહ્યું 'મરાઠારાજ ! આપ રાજા છો, હુ પણ રાણી છુ. આપ સ્વતંત્રપણે આપનું રાજ્ય ચલાવો છો હું પણ આટલા દિવસ સ્વતંત્રપણે મારા રાજ્યમા શાસન

કરતી હતી. આપની શક્તિ પ્રબળ છે, એ પ્રબળ શક્તિને લીધે મારા જેવી દુર્બળ અબળાનો ગ્રાસ કરવા આપ પધાર્યા છો. એ ગ્રાસ થતા બચવાને માટે મેં મારી સ્વલ્પ શક્તિ પ્રમાણે બન્યો તેટલો પ્રયત્ન કર્યો છે. હવે વધારે લડી નહિ શકાયાથી આપને શરણે આવવાની ફરજ પડી છે. આપ રાજા છો, રાજધર્મ સારી પેઠે જાણો છો આપની સાથે યુદ્ધ કરવામા મેં રાજધર્મનુંજ પાલન કર્યું છે હવે મારે વિશેષ કાંઇ કહેવાનું નથી. હું આપની પાસે કોઇ પણ જાતની પ્રાર્થના કરવા નથી આવી. મને આપે જે સજા કરવી હોય તે સુખેથી કરો.'

શિવાજી બોલ્યા 'મા ! તમે રાણી છો. રાણી થવાને યોગ્ય છો અને રાણીપદ ઉપરજ બિરાજ્યા રહેશો. મારા માતુશ્રી જીજાબાઈ સિવાય બીજી કોઈ તમારા જેવી તેજસ્વી, અને વીર સ્ત્રી મે દીઠી નથી. જીજાબાઇના ગર્ભમા હું જન્મ્યો છુ આપના જેવાં વીરાંગના બાઈનુ સન્માન કેવી રીતે સાચવવું એ મને આવડે છે. આજથી તમે મારા માતુશ્રી સમાન છો. બહારી દુર્ગ અને બહારી રાજ્ય પહેલાની માફક હાલ પણ સ્વતંત્રપણે આપનાજ તાબામા રહેશે જીવતાં સુધી હું આપના રાજ્યની સ્વતત્રતામા હસ્તક્ષેપ કરીશ નહિ. હુ આપના સ તાનસ્વરૂપ છું. મારા બધા અપરાધ ક્ષમા કરીને મને આશીર્વાદ આપો '

મલબાઇએ કહ્યું 'મહારાજ ! હિન્દુઓમા ખરા રાજા આપજ છો. હું આપને આશીર્વાદ દઉં છું કે આપનો સર્વત્ર જય થાઓ અને આપ ભારતમા હિંદુ રાજ્યની સ્થાપના કરો. આપે મારી સ્વતંત્રતા છીનવી લીધી નથી, તેથી આપનો મારા ઉપર એટલો બધો ઉપકાર થયો છે કે એનો બદલો કોઇ પણ રીતે મારાથી વાળી શકાય એમ નથી. સ્વતત્રતા અમૂલ્ય હક્ક છે. એની કિંમત કોઈ દિવસ થઇ શકતી નથી. આપને હું ખાત્રી આપુ છુ કે બલ્લારી રાજ્યની ક્ષુદ્ર શક્તિ હમેશા આપની મદદમા તૈયાર રહેશે.

શિવાજીની વિજયપતાકા બલ્લારી દુર્ગ ઉપર ઉડી નહિ. મલબાઈ દેસાણુ પહેલાની પેઠેજ બલ્લારી દુર્ગની રાણી રહી, પણ હવે એ શિવાજીની શત્રુ નહોતી, પણ મિત્ર હતી. વસ્તુતઃ બલ્લારીમા શિવાજીનો પોતાનો દુર્ગજ હોય તે પ્રમાણેજ બન્યું. એ નાના સરખા રાજ્ય તરફથી પોતાને ઉપદ્રવ થવાનો શિવાજીને જરાપણ સ ભવ રહ્યો નહિ; પરન્તુ મલબાઇના અપૂર્વ પરાક્રમને લીધે બલ્લારી રાજ્યની પ્રજા પોતાનીજ રાણીના તાબામા રહેવાને ભાગ્યશાળી નીવડી.

# रत्न २४१ मुं—जमालखातुन



એ હઝરત મિયા મીર લાહોરી નામના એક સાધુની બેન હતી. પોતે પણ સાધ્વી અને ઇશ્વરપરાયણ રમણી હતી તેણે પોતાની સાધનાદ્વારા ભક્તસમાજને ઘણા ચમત્કાર કરી બતાવ્યા હતા એમ કહેવાય છે 'સફીનત્-ઉલ-ઓલિયા' નામના પુસ્તકમા લખ્યું છે કે એણે એક વખ એક વાસણમાં બે મણ ઘઉં ભરી રાખ્યા હતા, અને એ પાત્રમાથી ગરીબોને ઘઉં આપ્યા કરતી હતી ઇશ્વરકૃપાથી એ પાત્ર અક્ષય-પાત્ર થઇ ગયુ અને સાધ્વી જમાલખાતુન લાગલગાટ બે વર્ષ સુધી અનાથો અને સાધુઓને એમાથી અન્નદાન કરતી ગઇ તોપણ ઘઉં ખુટ્યા નહિ એવા બીજા પણ અને ચમત્કારો તેણે કરેલા કહેવાય છે હિજરી સન ૧૦૪૯ માં એ મરણ પામી હતી

---

# रत्न २४१ मुं—सरयूबाळा



શિવાજી મહારાજે જ્યારે તોરણાનો કિલ્લો સર કર્યો ત્યારે ત્યા એમણે દુર્ગાદેવીનું એક મદિર બધાવ્યુ અને જનાર્દન દેવ નામના એક બ્રાહ્મણને એ મંદિરનો પૂજારી બનાવ્યો. કેટલાક લેખકોના કહેવા પ્રમાણે સરયૂબાળાની જન્મભૂમિ રાજપૂતાનામા હતી, પરન્તુ બાલ્યાવસ્થામાજ તેના માતપિતા ગુજરી જવાથી જનાર્દન દેવે પોતાનીજ કન્યાપેઠે તેનું પાલનપોષણ કર્યું હતું જનાર્દનને કાઇ સતાન નહોતુ એટલે એનો તથા એની સ્ત્રીનો સઘળો પ્રેમ એ બાલિકા ઉપર હતો થોડા વખત પછી જનાર્દન દેવની પત્ની પણ મરી ગઇ અને સરયૂ એ વૃદ્ધ બ્રાહ્મણના એક માત્ર આધારરૂપ બની સરયૂ પણ પોતાના પાલક પિતાની સેવાચાકરી કરવામા કાઇ મણા રાખતી નહિ દુર્ગાદેવીના મદિરની આસપાસ એક નાનો સરખો સુંદર બગીચો હતો સરયૂ એ બગીચામા રમતી અને પિતાજી માટે પુષ્પો વીણી લાવતી.

સરયૂ ઘણી સુંદર હતી કહે છે કે એ સમયમા આખા રાજસ્થાનમાં એના જેવી સુદર કન્યા કોઈ નહોતી. એનો ચહેરો સદા પ્રસન્ન રહેતો હતો.

એ ઘણી સમજુ, જ્ઞાની, વીર અને ચતુર હતી. એને જોનારાઓ બધા એના સૌન્દર્યથી આશ્ચર્ય પામી જતા.

સરયૂની ઉંમર દશબાર વર્ષની થઈ. ઉમરની સાથે તેનું સૌન્દર્ય પણ વધતું ગયું.

એક દિવસ સરયૂ મંદિરના બગિચામાથી ફૂલ વીણતી હતી. એટલામાં એ બગિચામા એક પત્થર ઉપર સુંદર લશ્કરી પોશાકમા સજ્જ થઈને બેઠેલા એક સુંદર યુવક તરફ તેની દૃષ્ટિ ગઈ. એ યુવક શિવાજીની સેનાનો રાજપૂત હવાલદાર રઘુનાથ હતો. શિવાજી મહારાજ મુસલમાનો સાથે યુદ્ધમા ઉતરવા માગતા હતા; એ યુદ્ધ કરવાની દેવીની ઇચ્છા છે કે નહિ તે જાણવા સારૂ તેમણે રઘુનાથ હવાલદારને જનાર્દન દેવ પાસે મોકલ્યો હતો. રઘુનાથનો લશ્કરી પોશાક, એનું સૌન્દર્ય, એના ચહેરા ઉપર જણાઈ આવતી બહાદુરી એ બધા ગુણો સરયૂની આખમાં ખુપી ગયા. તેના હૃદયમા રઘુનાથ માટે પ્રેમ ઉત્પન્ન થયો. વીર અને સાહસી યોદ્ધા તરફ રાજપૂત કન્યાનો પ્રેમ થવો સ્વાભાવિક છે.

રઘુનાથ મંદિરમા જઈને જનાર્દન પંડિતને મળ્યો. તેને શિવાજી મહારાજનો સંદેશો કહ્યો. રાત ઘણી વીતી ગઈ હતી, એટલે લાચારીએ રઘુનાથ જનાર્દન પંડિતને ઘેરજ રહી ગયો. જનાર્દનની આજ્ઞાથી સરયૂએ રસોઈ કરી અને રઘુનાથને ઘણાજ સત્કારપૂર્વક ભોજન કરાવ્યુ. ભોજન સમયે સરયૂબાળાના અલૌકિક સૌન્દર્યથી રઘુનાથ મુગ્ધ થઈ ગયો.

ભોજન કરીને રઘુનાથ સુઇ ગયો, પણ તેને નિદ્રા આવી નહિ. ચિત્તની વ્યગ્રતા દૂર કરવા સારૂ એ બગીચામા જઈ ફરવા લાગ્યો. સંયોગવશ ત્યા એક મોતીની માળા ઉપર તેની દૃષ્ટિ પડી. રઘુનાથે એ માળા ઉપાડી લીધી અને બીજે દિવસે રૂબરૂ મળીને એ માળા સરયૂને હાથોહાથ આપવાનો તેણે વિચાર કર્યો. બીજે દિવસે સરયૂ બગિચામા પુષ્પ વીણવા ગઇ તે સમયે રઘુનાથ પણ ત્યા ગયો અને વિવેકપુરઃસર મોતીની માળા સરયૂના હાથમા આપી. સરયૂ શરમાઇ ગઈ. તેના મો ઉપર પરસેવો છુટ્યો, નીચી નજરે તેણે મધુર સ્વરે રઘુનાથને કહ્યું ' આપે મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે. આપ પાછા આ કિલ્લામા ક્યારે પધારશો ? તમે આ કિલ્લામાં પધારો ત્યારે મંદિરમા આવવાનું ભૂલશો નહિ.'

રઘુનાથે જવાબ દીધો ' હું પારકો નોકર છું. હું મારૂ માથુ હથેળીમાં

લઇને ફરૂં છું. લડાઈ એ મારો ધંધો છે. જ્યાં શિવાજી મહારાજની આજ્ઞા થાય છે ત્યાં હું જાઉં છું એટલા માટે તારૂં દર્શન કરવાને હું ફરીથી ક્યારે ભાગ્યશાળી થઈશ તે મારાથી કહી શકાતું નથી, પણ એ તો નક્કી સમજજે કે તારા અતિથિસત્કારનું સ્મરણ મને હમેશાં થયા કરશે અને હું તને કોઇ દિવસ નહિ વિસરી જાઉં તું પણ મારા ઉપર કૃપા રાખજે."

સરયૂ પ્રત્યુત્તર વાળી શકી નહિ. એના નેત્રમાંથી મોતી જેવાં બે અશ્રુબિંદુ ટપક્યાં. રઘુનાથ વિદાય માગીને ચાલ્યો ગયો. જ્યાંસુધી તેનો ઘોડો દેખાતો રહ્યો ત્યાંસુધી સરયૂ આતુર નયનોથી તેની તરફ જોતી રહી મનમાં ને મનમાં એ એના ગુણોએ વખાણ કરવા લાગી. 'અહા ! કેવો સુંદર જુવાન છે ! એના પ્રત્યેક અંગમાં વીરતા ઝળકી રહી છે એની વાતો કેવી મીઠી લાગે છે! કોણ જાણે ક્યારે પાછો એનો મેળાપ થશે. ' આવા વિચારોના તરંગથી એનું હૈયું ભરાઈ આવ્યું. ઉદાસ ચિત્તે એ મંદિરમાં ગઇ અને ત્યાં દેવી આગળ પોતાનું હૈયું ખાલી કર્યા પછી સ્વસ્થ થઇને ઘેર ગઇ

સરયૂ ઘણીજ ગંભીર સ્વભાવની કન્યા હતી જો કે એ શોક અને ચિન્તામાં ગ્રસ્ત હતી તોપણ એણે પોતાના મનની વેદના કોઇને જાણવા દીધી નહિ વિરહ અને પ્રેમની આગ અંદર ને અંદરજ સળગે છે એ આગને ધૂમાડાએ નથી હોતો તેમજ એને ઝાળ પણ નથી હોતી. છતાં પણ એ શરીરના લોહી અને પાંસળાં બધાને બાળીને ભસ્મ કરી નાખે છે.

ઘણા દિવસો સુધી પુત્રીની શોકમગ્ન અવસ્થા જોઇને જનાર્દનને પણ સંદેહ થયો. તેણે કહ્યું 'સરયૂ ! તારી આ દશા જોઇને મારી છાતી ફાટી જાય છે સરયૂ બિચારી શો ઉત્તર આપે ? તેના નેત્રોમાં આંસુ ભરાઈ આવ્યાં. એક હિન્દી કવિ વ્યાજબી કહે છે કે –

પ્રેમ છિપાયા ના છિપે, જા ઘટ પરગટ હોય,
જોપૈ મુખ બોલે નહિ, નયન દેત હે રોય

બંને જણા રોવા લાગ્યા રોવાથી હૃદયનો ભાર કાંઈક હલકો થયો એટલે સરયૂએ શિર નમાવીને લજ્જાપૂર્વક કહ્યું હું ઈશ્વર પાસે પ્રાર્થના કર્યા કરૂં છું, કે એ રઘુનાથને આ યુદ્ધમાં ફતેહમંદ કરે એ સિવાય મારી બીજી કોઇ ઇચ્છા નથી.' આટલું કહીને સરયૂ પિતાની પાસેથી શરમાઇને ચાલી ગઈ

જનાર્દનની પાસેથી વિદાય લઇને રઘુનાથ શિવાજી મહારાજની પાસે ગયો હતો. દિલ્હીના શહેનશાહે એ સમયે રાજા જયસિંહને શિવાજીની સાથે

લડવા માટે મોકલ્યો હતો. પંડિત જનાર્દનને રાજા શિવાજીએ મળવા બોલા-વ્યો હતો. સરયૂ પણ સાથે હતી. આ યાત્રાથી સરયૂને ઘણો લાભ થયો.કારણ કે આ પ્રસંગે રઘુનાથને મળવાનો તેને લાગ મળ્યો હતો. સરયૂને પ્રસન્ન જોઇને જનાર્દન પણ પ્રસન્ન થયો. એ સમજ્યો કે હવાનો ફેરબદલ થવાથી સરયૂની તબિયત સુધરી ગઈ છે.

અહિંયા અમે સરયૂનો વૃત્તાંત થોડીવાર સુધી પડતો મૂકીને રઘુનાથનો થોડો ઘણો પરિચય વાચકોને કરાવીશું

મારવાડના પ્રસિદ્ધ રાજા જસવંતસિંહનો સેનાપતિ ગજપતસિંહ એક ખરો રજપૂત હતો. એ ગજપતસિંહે ચંદ્રરાવ નામના એક અનાથ રાજપુત્રને પાળીપોષીને મોટો કર્યો હતો. જ્યારે એ છોકરો મોટો થયો ત્યારે ગજપતસિંહે એને સેનામા દાખલ કરાવી દીધો. એણે ઘણી વાર પોતાનું પરાક્રમ બતાવ્યું. ગજપતસિંહ એક દિવસ એની વીરતાથી એટલા બધા પ્રસન્ન થયા કે એકદમ એમના મોમાથી નીકળી ગયું કે 'આજ તારે જે ઈનામ માગવું હોય તે માગ. આજ તું માગીશ તે હું આપીશ.' ગજપતસિંહના મનમા એમજ હતુ કે ધન, દોલત, અલંકાર કે જમીન માગશે, પણ ચન્દ્રરાવનું ધ્યાન બીજીજ તરફ હતું. એણે ધાર્યું કે આવો લાગ ફરી ફરીને મળવાનો નથી. એટલે એણે વિનયપૂર્વક ગજપતસિંહને કહ્યું 'આપ ખરેખર મારા ઉપર પ્રસન્ન થઈને મને ઇનામ આપવા માગતા હો તો કૃપા કરીને લક્ષ્મી-બાઈ મને આપી દો. લક્ષ્મીબાઈ ગજપતસિંહની રૂપવતી કન્યા હતી ગજ-પતસિંહને આ વિનતિ ઘણી ગેરવ્યાજબી લાગી. કારણ કે પોતાની લાડવાઇ કન્યાને એક અનાથ સાથે પરણાવવાનું તેમને પસંદ નહોતું. છતા પણ એ વખતે તો એ ખામોશ રહ્યો; પરન્તુ એના મૌનસાધનથી ઉલટુ ખરાબ પરિણામ આવ્યુ. ચન્દ્રરાવના મનમા અનેક પ્રકારની ચિન્તાઓ ઉત્પન્ન થવા લાગી અને એ ગુપ્ત રીતે ગજપતસિંહને મારી નાખવાનો પ્રપંચ રચવા લાગ્યો. આ દુષ્ટ ઇરાદાથી ચન્દ્રરાવ ઔરંગઝેબ સાથે મળી ગયો, અને તેને ઉશ્કેરીને જસવંતસિંહના રાજ્ય ઉપર ચઢાઇ કરાવી. આ લડાઈમા ઔરંગ-ઝેબનો વિજય થયો અને ચન્દ્રરાવે લાગ જોઇને ગજપતસિંહને મારી નાખ્યો પણ આ નીચ કામ એણે એવી ચાલાકી અને સફાઈથી કર્યું કે એક બે માણસ સિવાય બીજા કોઈને એની ખબર પણ પડી નહિ.

જસવન્તસિંહ લડાઇમાંથી હારીને પાછો આવ્યો ત્યારે એની રાણીએ કિલ્લાના દરવાજા બંધ કરાવ્યા અને કહ્યું કે જસવંતસિંહ ક્ષત્રીય ધર્મથી પતિત થયા છે. હવે એમણે મારી આગળ ન આવવું જોઇએ. ઘાયલ રાજા ઘણા દિવસ સુધી ટાઢ, તડકો વેઠીને બહાર પડયો રહ્યો. આ અરસામા ચન્દ્ર-રાવ ગજપતસિંહના બાળકોનો વાલી નિમાયો. ગજપતસિંહને લક્ષ્મીબાઇ નામની એક પુત્રી હતી તથા રઘુનાથસિંહ નામનો એક પુત્ર હતો. રઘુનાથ-ની વય એ વખતે બાર વર્ષની હતી, લક્ષ્મી કેવળ નવ વર્ષની હતી. ત્યાર પછી થોડા સમયમા પોતાના દેશમા જવાને બહાને ચન્દ્રરાવ એ બને બાળ-ળકોને લઈને બહાર નીકળ્યો થોડે દૂર જઇને એણે રઘુનાથના નોકરોને ઠાર કર્યા રઘુનાથને એ ખબર નહોતી કે પાપી ચન્દ્રરાવ તેના પિતાનો ઘાતક છે, પરન્તુ એ ચતુર હતો.ચન્દ્રરાવની વ્યાકુળતા તથા રસ્તામા પોતાના વિ-શ્વાસુ નોકરોનો વધ જોઇને એ ચેતી ગયો કે ચન્દ્રરાવ મારો શત્રુ છે.તેથી તે ત્યાંથી છાનોમાનો નાસી ગયો લક્ષ્મી ચન્દ્રરાવની સાથેજ રહી, અને પાછળ-થી ચન્દ્રરાવે તેની સાથે વિવાહ કરી દીધો. ચન્દ્રરાવે થોડા સમયમા શિવાજી મહારાજની સેનામા દાખલ થઇને જમાદારની પદવી મેળવી.

એ વખતે શિવાજી મહારાજને પોતાનું સૈન્ય વધારવાની ઘણી ઇચ્છા હતી. તેથી એ ચાલાક અને બળવાન યુવકોને જલ્દી પોતાની નોકરીમા રાખી લેતા દૈવસયેગે રઘુનાથ પણ ફરતો ફરતો શિવાજીની પાસે આવ્યો અને સિપાહી તરીકે નોકર થઈ ગયો. આ વખતે રઘુનાથની ઉમર અઢાર વર્ષની હતી. અહિયા ચન્દ્રરાવ અને રઘુનાથને પાછા મળવાનો સંયોગ ઉ-ત્પન્ન થયો રઘુનાથના મનમા કાંઇ ઇર્ષ્યા કે દ્વેષ નહોતો પણ પાપી ચન્દ્રરાવના મનમા હમેશા બીક રહેતી હતી કે, રખેને રઘુનાથને એના પિતાના વધની ખબર પડી જાય અને એ મારા ઉપર બદલો લે એટલા માટે એ નરાધમ રઘુનાથના પણ ઘાટ ઘડવાની તજવીજમા રહેવા લાગ્યો. રઘુનાથસિંહમા એના પિતાની વીરતાનો ગુણ પૂર્ણપણે આવ્યો હતો, એટલે એ લશ્કરમાં ઘણો પ્રિય થઇ પડયો પુનાના યુદ્ધમા એણે શિવાજીનો પ્રાણ બચાવ્યો હતો તેથી સૌ કોઇ એનું ઘણું માન રાખતા હતા. એક વાર એવો સંયોગ બન્યો કે રુદ્રમહળના કિલ્લામા શિવાજી ઘેરાઇ ગયા હતા, અને શત્રુઓ તેમને મારી નાખવાની યુક્તિ રચી રહ્યા હતા. એટલામા રઘુનાથને એ વાતની ખબર પડી એટલે એણે પાછળથી હુમલો કરીને શત્રુઓને મારીને નસાડી મૂકયા અને

શિવાજી મહારાજનો જયજયકાર કર્યો. આ વીરતાથી શિવાજી ઘણાજ પ્રસન્ન થયા અને તેનું ઘણું સન્માન કરવા લાગ્યા; પરંતુ એની પ્રતિષ્ઠા વધતી જોઈને ચન્દ્રરાવ અદેખાઈથી બળવા લાગ્યો અને એને મારી નાખવાની ખટપટમા રહેવા લાગ્યો. એક દિવસ રઘુનાથ સરયૂને મળવાની ઈચ્છાથી કિલ્લાની બહાર ચાલ્યો આવ્યો અને જ્યારે પાછો કિલ્લામા જવા લાગ્યો ત્યારે રાજાની આજ્ઞાથી કેદ પકડવામા આવ્યો. એણે ઘણુએ કહ્યું કે હું નિર્દોષ છું, પરંતુ તેના ઉપર કાંઈ પણ ધ્યાન આપવામા ન આવ્યું. ચન્દ્રરાવે કિલ્લેદારના કાન ભંભેરવા માંડયા, અને રઘુનાથની વિરુદ્ધ ઘણી જૂઠી જૂઠી વાતો કહી નિર્દોષ રઘુનાથને શિવાજીની રૂબરૂ રજુ કરવામા આવ્યો એ વખતે શિવાજીની આંખો અંગારા જેવી લાલચોળ હતી એમણે રઘુનાથને જોતાવારજ પ્રશ્ન કર્યો 'હે યુવાન ! તેં સૈનિક નિયમની વિરુદ્ધ આચરણ કેમ કર્યું ? તું ખરેખરૂં કારણ કહી દે ? શુ તુ ખરેખર નિમકહરામ થઈ ગયો ?'

'નિમકહરામ' શબ્દ રઘુનાથના કાનોમાં તોપના ગોળા પેઠે પેસી ગયો. તેણે માથું ઉંચુ કરીને કહ્યુ 'નિમકહરામ નથી '

શિવાજી —તું નિમકહરામ નથી તેનો શો પૂરાવો ?

રઘુનાથ —મારી પાછલી સેવા.

શિવાજી—મનુષ્યની મતિ હરેક ક્ષણે બદલાયા કરે છે

રઘુનાથ:—ખરી વાત છે, પણ રાજપૂત નિમકહરામ નથી હોતા.

શિવાજી:—ખરી વાત પણ એનો નિશ્ચય કરવો એ ઘણું અઘરૂં કામ છે.

રઘુનાથ:—હું સાચો રાજપૂત છું

શિવાજી:—એની ખાત્રી શી ?

રઘુનાથ મૌન રહ્યો. સરયૂના પ્રેમને લીધે એ કિલ્લા બહાર ગયો હતો એ વાત એનાથી કહેવાય એમ નહોતી. શરમાઈને એણે નીચું જોયું. શિવાજીએ ક્રોધાવેશમાં આવી જઈને કહ્યુ–'તેં એક વખત ઘણી સરસ સેવા બજાવી છે એટલે તને દેહાતદંડમાથી મારી બક્ષું છુ; પણ આજથી તું તારૂં કાળું મો મને બતાવીશ નહિ. જે ક્ષત્રીમા સ્વામીભક્તિ નથી હોતી તે દેશ અને જાતિનો રક્ષક બનવાને અયોગ્ય છે. એ મહાપાપી છે. શિવાજીના હાથનો સંકેત થતાંવારજ પ્રણામ કરીને રઘુનાથ ત્યાંથી ચાલ્યો ગયો. લક્ષ્મીએ આ

સમાચાર સાંભળ્યા એને પણ ઘણો શોક થયો. પોતાનો ભાઈ બહાદુર ગજપતસિંહનો પુત્ર નિમકહરામ નીવડે એ વાત એ કદાપિ માની શકી નહિ. એ મનમાં ને મનમાં ઘણીજ દુઃખી થઈ. ચન્દ્રરાવ ઘણો પ્રસન્ન થયો; કારણ કે એની મનોવાન્છના પૂર્ણ થઈ.

તોરણાના કિલ્લાની ચારે તરફ ઘાડું વન હતું આવા અપમાન પછી સરયૂને મળવાનું રઘુનાથે વ્યાજબી ધાર્યું નહિ. એ જંગલમાં પહાડ ઉપર એક દેવીના મંદિરમાં જઈને રહેવા લાગ્યો. અહિંયા મનુષ્યોની કે પશુઓની આવરજાવર નહોતી, મંદિરની તળે એક પહાડી નદી જોરથી વહેતી હતી. રઘુનાથે ત્યાં આગળ એક કુટીર બંધાવી દીધી અને સરયૂને પ્રાપ્ત કરવાની આશા છોડી દઈને સાધુના વેશમાં ત્યાં રહેવા લાગ્યો હવે એના માથાના કેશ વધી ગયા હતા. નખ પણ લાંબા થઈ ગયા હતા. આખા શરીરે ભસ્મ ચોળી હતી. હવે એણે પોતાનું નામ પણ બદલી સીતાપતિ રાખ્યું હતું. રાતદિવસ વેદમંત્ર ભણવામાં અને ઈશ્વરની ભક્તિ કરવામાં તેનો સમય વ્યતીત થતો હતો.

સરયૂને હમેશાં રઘુનાથનું સ્મરણ થયા કરતું હતું. રઘુનાથને મળવાની ચિન્તા એને સદા થયા કરતી હતી. એટલામાં કોઈએ આવીને ખબર આપી કે રઘુનાથ નિમકહરામ નીવડયો. એ શિવાજીના શત્રુઓ સાથે મળી ગયો હતો, એટલા માટે શિવાજીએ તેને પોતાના સૈન્યમાંથી કહાડી મૂક્યો. આ સમાચાર સરયૂના જેવી અબળાને માટે વજ્રઘાત સમાન હતા એ ગાંડા જેવી થઈ ગઈ પોતાનો હૃદયેશ્વર રઘુનાથ શત્રુઓની સાથે મળી જઈને સ્વામીનું અનિષ્ટ ઈચ્છે, એ વાત એને કદિ સંભવિત લાગી નહિ એને ખાત્રી હતી કે કહેનારાઓ જૂઠા છે એ લોકોને રઘુનાથની વીરતા અને ધર્મનિષ્ઠતાની ખબર નથી આ સમાચારથી જનાર્દન પંડિતની આંખોમાં પણ આંસુ ભરાઈ આવ્યાં. તેમણે સરયૂને કહ્યું 'બેટા! તું હવે રઘુનાથનું ધ્યાન બિલકુલ ભૂલી જા. જાતિદ્રોહી પુરુષ કદિ તારો પતિ થવાને યોગ્ય નથી. એ પોતાના હિન્દુ ધર્મનો કાંઈ પણ વિચાર કર્યા વગર દુશ્મનોમાં મળી ગયો છે' સરયૂ મૌનતા અને ગંભીરતાપૂર્વક પિતાની આજ્ઞા સાંભળી રહી. દિનપ્રતિદિન એ વધારે દુઃખી અને ચિંતાતુર દેખાવા લાગી. એને તો ખાત્રી હતી કે રઘુનાથ નિર્દોષ છે, પણ બીજા બધાને એને માટે વહેમ હતો એટલે એ ચૂપચાપ બેસી રહી.

એક દિવસ ચિત્ત ઘણું જ વ્યાકુળ થઈ આવ્યું એટલે એ દેવીના મંદિરમાં

જવા સારૂ નીકળી. એને ખબર નહોતી કે એજ મંદિરમાં રઘુનાથ છે. જ્યારે એ મંદિરની પાસે પહોચી ત્યારે એક કુટીરમાં તેણે એક સાધુને દેખ્યો. સરયૂના હૃદયમાં શ્રદ્ધા ઉત્પન્ન થઇ અને એ સાધુની પાસે જઇને કહેવા લાગી 'મહારાજ ! હું દુર્બળ અને અનાથ બાલિકા છુ. આપની મદદ માગવા આવી છું. આપ મને મારી મૂર્ખતા માટે ક્ષમા કરશો.'

બાવાજીએ ગંભીરતાપૂર્વક ઉત્તર આપ્યો 'તું જે ઉદ્દેશથી અહિં આવી છું તે હું જાણુ છું. તું કોઇ નવયુવક યોદ્ધાના ખબર પૂછવા માગે છે.' આ ઉત્તરથી તો એ સાધુ ઉપર સરયૂનો વિશ્વાસ ઘણો બેસી ગયો. એના ચરણમાં માથુ મૂકીને એ બોલી કે મહારાજ ! એના સંબધમા જે બધું કહેવાય છે એ વાત ખરી છે ?'

સાધુઃ—દુનિયા એને નીમકહરામ કહે છે

સરયૂ:—આપ પણ એવુંજ ધારો છો ?

સાધુઃ—શિવાજી મહારાજે એને નીમકહરામ ગણીને પોતાના લશ્કરમાંથી કહાડી મૂકયો છે.

આટલુ સાંભળતાજ સરયૂનું મુખ ક્રોધથી લાલચોળ થઇ ગયું. એણે નીચી નજરે કહ્યું 'મહારાજ ! કોઇ કહે કે સાધુ કપટી થાય છે તો એ હું માની લઇશ; પરન્તુ રઘુનાથસિંહ નીમકહરામ છે એ હું કદિ માનીશ નહિ. માફ કરજો, હું જાઉં છું.'

સાધુની આંખોમા આસુ ભરાઇ આવ્યા. એને ખાત્રી થઇ કે આખી દુનિયામા કોઇ નહિ તોપણ એક તો એવી વ્યક્તિ છે કે જે ખરા અંતઃકરણથી એને નિર્દોષ ગણે છે. એણે નમ્રતા અને પ્રીતિપૂર્વક કહ્યુ 'તેં હજી મારી વાત તો સાંભળી નથી '

સરયૂ:—ત્યારે એ પણ કહી દો.

સાધુઃ—સંસાર કેવળ બહારની વાતોને જાણે છે. વીર અને સાહસી પુરુષોના હૃદયમાં શું શું છે તેની ખબર તો કેવળ પ્રેમીઓનેજ પડી શકે છે. શાસ્ત્ર કહે છે કે પ્રેમ એક એવી અદ્ભુત શક્તિ છે, કે જે બે હૃદયોને પરસ્પર ખેંચીને એક બનાવી દે છે એક હૃદયનું બીજા હૃદય ઉપર પ્રતિબિંબ પડે છે અને પછી એ એક થઈ જાય છે. રઘુનાથની ખરી ખબર જાણવી હોય તો એવી વ્યક્તિ પાસે જા, કે જેનો એના ઉપર પૂરેપૂરો પ્રેમ હોય. એ તને એના હૃદયની ખરી વાત કહી દેશે. એ વ્યક્તિ રઘુનાથથી ગમે તેટલી દૂર હશે તો-

પણ તેના હૃદયનું સૂત્ર રઘુનાથના હૃદયની સાથે મળેલું હશે, અને એનું હૃદય કોઈ દિવસ લોકવાયકાના ખોટા ભ્રમમા નહિ પડે. હે સુન્દરિ ! તું મારી વાતને મિથ્યા ન સમજીશ હું ખરૂં કહું છું, કે સાચી વાત પ્રેમીનેજ જણાય છે. પ્રેમી પોતાના પ્રીતમનો સાક્ષાત્કાર કરી શકે છે પ્રેમી પોતાનું સર્વસ્વ પ્રીતમ ઉપર નોછાવર કરી શકે છે, લોક એને ગાડો, ખૂની વગેરે નામોથી પુકારે છે, પરન્તુ એ તો પોતાના પ્રીતમના હૃદયમા સુખે વાસ કરતો હોય છે. પ્રેમીના હૃદયમા પવિત્રતા આવે છે, પ્રેમ એ સાચી કસોટી છે, પ્રેમની દૃષ્ટિ ગમે તેવા પડદાને ફાડી નાખીને યથાર્થતાનું દર્શન કરે છે.

સરયૂને સાધુની વાતથી કાંઇક હિંમત આવી. એણે આકાશની તરફ માથું ઉંચુ કરીને કહ્યું ' પ્રભુ ! તને ધન્ય છે ' હું આ મંદિરમા શાન્તિ માટે આવી હતી અને તે શાન્તિ આપી સંસાર કેવી મોટી ભૂલમા ગોથા ખાય છે. દુનિયા રઘુનાથને નીમકહરામી ગણે છે, પણ મારૂં હૃદય એને નિર્દોષ માને છે આકાશ અને પાતાળ એક થઈ જાય, પણ મારા રઘુનાથને હું કદિ પાપી અને નીમકહરામી નહિ કહું એના ઉપર આફત આવી પડી છે તેથીજ એ મને મળવા નથી આવ્યો નહિ તો મને મળ્યા વગર કદિ રહેજ નહિ હું સદા એનાજ ગુણ ગાતી રહીશ.'

સરયૂનો પ્રેમ જોઇને સાધુ પોતાના હૃદયના વેગને રોકી શકયો નહિ એણે કહ્યું ' સુન્દરિ ' તું એ રઘુનાથની ખરી પ્રેમિકા હોય એમ જણાય છે. રઘુનાથનો પણ તારા ઉપર પૂર્ણ પ્રેમ છે હું હમેશા ભ્રમણ કરતો રહું છું. મેં સાભળ્યુ છે કે એ આ દશામા પણ સદા તારૂ સ્મરણ કર્યા કરે છે. જેવી રીતે સાધુઓ પરમાત્માના ધ્યાનમા મગ્ન રહે છે તેવી રીતે રઘુનાથ તારા ધ્યાનમા નિમગ્ન રહે છે તમે બને એક બીજાને મળશો એમા જરા પણ સંદેહ નથી. તું સંતોષ રાખજે કે જરૂર એક દિવસ એવો આવશે કે એનું કલંક ધોવાઈ જશે અને જગત્ એને ખરો સ્વામીભક્ત ગણશે.'

સરયૂએ આશ્ચર્યની દૃષ્ટિથી સાધુની તરફ જોયુ તેણે કહ્યુ ' ભગવાન ! મે આપને કહી જોયા હોય એમ લાગે છે.'

સાધુએ કહ્યુ ' સંભવ છે. સાધુઓ હમેશાં ફરતા રહે છે. મેં રઘુનાથને પણ જોયો છે, અને એની વાતો પણ સાભળી છે. એ તારા સિવાય બીજી કશી વાત કરતો નથી અને એણે પ્રતિજ્ઞા લીધી છે કે સરયૂ સિવાય હું બીજી કોઇ વસ્તુનું ધ્યાન નહિ ધરૂ. સરયૂ કદાચ તારૂંજ નામ હશે '

સરયૂ વધારે આશ્ચર્ય પામી. તેણે કહ્યું 'હા. હુંજ અભાગણી સરયૂ છું. એ મળે તો એમને કહેજો કે તમારા વગર સરયૂ જળ વગરની માછલીની પેઠે તરફડે છે '

સરયૂનો પ્રેમ જોઇએ સાધુનું હૃદય પણ તરફડી ઉઠયું. એ ઘણી મુશ્કેલીથી હૃદયનો વેગ રોકીને કહેવા લાગ્યો ' હે સુંદરિ ! સત્યનો સદા જય થાય છે. અસત્યનું રાજ્ય ઘણા દહાડા રહેતું નથી. રઘુનાથ રાજપૂત છે. અસલી રાજપૂત છે. નિમકહરામી નથી કરતો. આજકાલ એનો અવળો દહાડો છે અને શરમ અને શોકને લીધે એ સતાઇને બેઠો છે.

સરયૂએ પોતાની આંખોમાના આંસુ લોહી નાખીને કહ્યું 'મહારાજ ! આપ જ્યારે એમને પાછા મળો ત્યારે કહેજો કે તમારી સરયૂએ સંદેશો કહાવ્યો છે કે આળસુ અને નિરાશ થઇને કદિ બેસી ન રહેશો. રાજપૂત દુનિયામાં કાંઈ ને કાંઇ પરાક્રમ કરી બતાવવા માટેજ જન્મ લે છે. આળસ છોડી દઇને કાંઈ પણ ઉપાય કરો. લાગેલુ ખોટુ કલક ધોઇ નાખો, અને સૂર્યની પેઠે કીર્તિરશ્મિ ચારે તરફ ફેલાવો સરયૂની તરફથી ખાત્રી રાખજો કે એ મરતાં સુધી પણ આપને વિસરશે નહિ. મરતે મરતે પણ તેની જીભ ઉપર તમારૂ જ નામ રહેશે. '

સાધુઃ—ધન્ય છે અબળા ! જ્યાં આવો પ્રેમ છે ત્યાંજ જીવનની ખરી મજાહ છે; પણ તુ એક વાત કહે, તને પૂરી ખાત્રી છે કે એ નિમકહરામ નથી ?

સરયૂ --હુ રાજપૂતની છોકરી છું રાજપુતાણીઓ અવિશ્વાસી નથી હોતી.

સાધુ--બસ, હવે મારે વધારે પૂછવાની જરૂર નથી. હું આજેજ અહિંથી રઘુનાથની શોધમા જાઉ છુ. તેને હું તારો સદેશો સંભળાવીશ.

રઘુનાથ હવે શિવાજી પાસે જઇ પોતાના ઉપરનું કલક દૂર કરાવવા માટે ત્યાથી નીકળ્યો; પરન્તુ ઘણા સમય સુધી એને શિવાજીને મળવાનો લાગ મળ્યો નહિ. થોડા સમય પછી સાભળવામા આવ્યું કે શિવાજી દિલ્હી ચાલ્યા ગયા છે. એ પણ લાબી મજલ કાપીને ત્યા જઇ પહોચ્યો ઔરંગઝેબે લાગ જોઇને પ્રપંચથી શિવાજીને કેદ કરી લીધા હતા. રઘુનાથ આ સમાચાર સાભળીને ઘણો દીલગીર થયો. કોઇ પણ પ્રકારે મહારાષ્ટ્રના એ સિંહને કેદખાનામાથી છોડાવવાનો એ પ્રયત્ન કરવા લાગ્યો. એટલા માટે એ વેશ બદલીને મહેલની આસપાસ આટા મારવા લાગ્યો. બીજા લોકોને મળીને એણે બધી બાતમી મેળવી લીધી. ઇશ્વરકૃપાએ શિવાજી મહારાજ પોતાની યુક્તિથી મીઠાઇના ટોપલામાં બેસીને બહાર નીકળી આવ્યા; પરન્તુ ત્યાંથી

નાસી જવા માટે કાંઇ વાહન એમની પાસે નહોતું.પગે ચાલીને જવાથી પાછા પકડાઇ જવાનો સંભવ હતો. એ વખતે રઘુનાથ એક કસેલા ઘોડા સાથે ત્યાં તૈયાર ઉભો હતો. એણે એ ઘોડો શિવાજી મહારાજને સોંપી દઇને કહ્યું 'મહારાજ ! સવાર થઇ જાઓ.'

શિવાજીએ જ્યારે રઘુનાથને ઓળખ્યો ત્યારે એ વિસ્મયચકિત થઇ ગયા. એમણે કહ્યુ 'રઘુનાથ ! તું અહીં ક્યાંથી ?'

રઘુનાથે કહ્યુ—"મહારાજ ! આ વાર્તાલાપ કરવાનો સમય નથી.આપ ઘોડા ઉપર બેસીને દિલ્હીમાંથી ચાલ્યા જાઓ."

બન્ને જણા સાધુના વેશમા મથુરા અને જગન્નાથ થઇને મહારાષ્ટ્રમા પહોચ્યા ત્યાર પછી રઘુનાથે શિવાજીની સાથે રહીને બીજા કિલ્લાઓ સર કરવામા ઘણું પરાક્રમ બતાવ્યું તેની વીરતા અને સ્વામીભક્તિથી પ્રસન્ન થઇને શિવાજીએ તેને કિલ્લેદાર બનાવ્યો

આ અરસામાં શિવાજીને ચન્દ્રરાવના કુકૃત્યોની ખાત્રી થઇ ગઇ હતી, તેમણે તેને ફાસીની સજાનો હુકમ આપ્યો; પણ ઉદારચરિત રઘુનાથે શિવાજી મહારાજને પગે પડીને કહ્યુ કે 'આખર પણ એ મારો બનેવી છે મારી બેનના સૌભાગ્ય ખાતર એને આપ ક્ષમા કરો ' શિવાજીએ રઘુનાથની ઉદારતાથી વિસ્મય પામીને ચંદ્રરાવને ક્ષમા આપીને પોતાના રાજ્યમાથી કહાડી મૂક્યો

હવે આટલા સમયમા સરયૂની શી દશા થઈ હતી, તે આપણે જોઇએ રઘુનાથ નિમકહરામ ઠરેલો હોવાથી સરયૂ બાળાને બીજા કોઇ યુવક સાથે સાથે પરણાવવાનો જનાર્દન દેવે નિશ્ચય કર્યો, પરન્તુ સરયૂએ કહ્યુ કે હુ તો રઘુનાથસિંહ વગર બીજા કોઇને પરણવાની નથી,પરન્તુ જનાર્દનદેવે તેની વિનતિ ઉપર ધ્યાન ન આપ્યું અને પરાણે લગ્ન કરી દેવાનો નિશ્ચય કર્યો,ત્યારે સરયૂબાળાએ તેમના ઘરમાથી નાસી જઇને એક જમીનદારના ઘરમા આશ્રય લીધો, અને ત્યા રહી રાતદિવસ રઘુનાથનું ધ્યાન ધરવા લાગી. ત્યાર પછી થોડા સમયમા રઘુનાથસિંહની નિર્દોષતા સિદ્ધ થઇ ગઈ. શિવાજીના રાજ્યમા એને સારો હોદ્દો પણ મળ્યો. એ સમાચાર સાંભળતાવારજ સરયૂના હર્ષનો પાર રહ્યો નહિ. જનાર્દનદેવે પણ પોતાની ભૂલ માટે પશ્ચાત્તાપ કર્યો, અને પુત્રીને પાછી બોલાવીને ઘણા ઠાઠ સાથે રઘુનાથસિંહ સાથે તેનું લગ્ન કરાવી દીધું. રઘુનાથસિંહ અને સરયૂબાળા ઘણા વર્ષો સુધી પરમ સુખમાં રહ્યાં.

---

# रत्न २५० मुं–दाउदखांनी पत्नी



ગુજરાતનો સુબો દાઉદખા ઘણો વીરપુરુષ હતો. પોતાની વીરતા પ્રગટ કરવામાં એ સદા તલ્લીન રહેતો હતો. એક સમયે હિજરી સન ૧૧૩૦ મા એ અમીર ઉલઉમરા હુસેનઅલીખાંના સૈન્ય સાથે યુદ્ધ કરતા માર્યો ગયો. એની સ્ત્રી ઘણી પતિવ્રતા હતી. પતિના મરી ગયા પછી જીવતા રહેવું એ તેને માટે અસહ્ય થઇ પડયુ. દાઉદખાના મૃત્યુ સમયે એ સન્નારી સગર્ભા હતી. પતિનો ઉત્તરાધિકારી બાળક–સાત માસનો ગર્ભ તેના ઉદરમાં હતો, છતા પણ એ સ્ત્રીએ પોતાના સંકલ્પને પાર ઉતારવા એક યુક્તિ શોધી કાઢી પતિએ સ્નેહના ચિન્હ તરીકે આપેલા એક તીક્ષ્ણ છુરાવડે પેટ ફાડીને બાળકને સહીસલામત બહાર કાઢીને સગાસંબંધીઓને સ્વાધીન કર્યું, તથા પોતે એ ક્ષણે પતિનુ અનુગમન કર્યું.

# रत्न २५१ मुं–वृजदासी राणी बांकावतजी



એ જયપુર રાજ્યમાં લિવાણુ ગામના કછવાહા રાજા આનંદરામજી ઉદેરામોતની પુત્રી હતી. તેનું નામ વ્રજકુંવરબાઇ હતું અને સાસરામા એટલે કે કિશનગઢ રાજ્યમા એ બાંકાવતજી નામથી ઓળખાતી હતી, કારણ કે લિવાણુના રાજા આમેરના સુપ્રસિદ્ધ મહારાજા માનસિંહજીના કાકા ભગવાનદાસજીના વંશજ છે. અકબર બાદશાહ રાજા ભગવાનદાસજીને બાંકા કચવાહા કહીને બોલાવતા હતા. તે ઉપરથી તેમના વંશજો બાંકાવત કહેવાય છે, અને એ કુટુંબની છોકરીઓ સાસરે ગયા પછી બાંકાવતજીના નામથી ઓળખાય છે.

બાંકાવત વ્રજકુંવરીનો વિવાહ વૈશાખ સુદી ૧૧ સંવત ૧૭૭૯ ને દિને કિશનગઢના મહારાજા રાજસિંહજી સાથે વૃન્દાવનમાં થયો હતો. મથુરાથી જાન ગઇ હતી. વ્રજકુંવરી રાજસિંહની બીજી વારની રાણી હતી; પણ પહેલી રાણી ચાવડાવતજી તેનું લગ્ન થતાં પહેલા એક વર્ષે અગાઉથી મરી ગઇ હતી, એટલે તેનો આદરસત્કાર પટ્ટરાણી જેવોજ થયો. બાંકાવતજીને બે સંતાન થયાં હતાં. એક મહારાજ કુમાર વીરસિંહ અને બીજા સુંદરકુંવરીબાઇ.

વીરસિંહજીને જાગીરમા રલાવતા ગામ મળ્યુ હતું, જ્યાં એમના વંશજ હજુ રાજ્ય કરે છે, અને સુંદરકુંવરબાઇનો વિવાહ કોટડાના મહારાજા ખીચી બલવંતસિંહજી સાથે થયો હતો.

મહારાણી બાંકાવતજીને કવિતાનો ઘણો શોખ હતો. પોતે પણ કવિતા બનાવતી હતી અને કવિતામા પોતાનું ઉપનામ 'વ્રજદાસી' લખતી હતી. કૃષ્ણ ભગવાન ઉપર એની ઘણી ભક્તિ હતી એ ભક્તિને લીધે એણે શ્રીમદ્‌ભાગવતનું છંદોબદ્ધ ભાષાંતર હિન્દી ભાષામા કર્યું હતું, જે વ્રજદાસી ભાગવતના નામથી પ્રસિદ્ધ છે અને ભક્ત લોકો તેનો નિત્ય પાઠ કરે છે જોધપુરમા એ ગ્રંથ રામસ્નેહી સાધુ આરતરામજીના પુસ્તકાલયમા છે

એનો સમય સંવત ૧૭૭૬ નો ગણાય છે.

## रत्न २५२ मुं—रूपमंजरी



બંગાળાના વર્ધમાન જીલ્લામા કલાઈઝુંટી નામક ગામમાં ઈ૦ સ૦ ૧૭૭૪ મા આ સન્નારીનો જન્મ થયો હતો. તેના પિતાનુ નામ નારણદાસ અને માતાનુ નામ સુધામુખી હતું નારાયણદાસ ઘણો વિદ્વાન પુરુષ હતો એને કોઈ પુત્ર નહોતો તેથી રૂપમંજરીનેજ પુત્ર પ્રમાણે લાડ લડાવ્યાં હતા.

બાલ્યાવસ્થાથીજ પોતાની એકની એક કન્યાને ભણાવવા ગણાવવાનું નારાયણદાસે શરૂ કરી દીધું હતું રૂપમંજરીની બુદ્ધિ પણ પિતાની પેઠે ઘણી તીવ્ર હતી. થોડાજ સમયમા એ વાચતા લખતા શિખી ગઇ. જેટલા ટુંકા સમયમા રૂપમંજરી વાચતાલખતા શિખી ગઈ તેટલા સમયમા ઘણાં થોડા બાળકો એટલો અભ્યાસ કરે છે. તેની તીવ્ર બુદ્ધિ જોઈને લોકોએ તેને વ્યાકરણ ભણાવવાનો આગ્રહ કર્યો. નારાયણદાસે લોકોની સલાહ મુજબ તેને વ્યાકરણ ભણાવવુ શરૂ કર્યું થોડા દિવસમા તેને વ્યાકરણ શાસ્રનો પણ સારો અભ્યાસ થઈ ગયો.

બહાદુરપુરમા વદનચંદ્ર તર્કાલંકાર નામનો એક સારો વિદ્વાન રહેતો હતો નારાયણદાસે રૂપમંજરીને તેની પાસે શબ્દશાસ્રનો અભ્યાસ કરવા મોકલી ત્યા એ વિદ્યાભ્યાસ કરી રહી હતી, એવામા તેના પિતા નારાયણદાસનો દેહાન્ત થઇ ગયો, એટલે રૂપમંજરીને અભ્યાસ છોડી દઇને પોતાને

ગામ આવવું પડયું. ઘર આગળ પિતાની યથાવિધિ ઉત્તરક્રિયા કર્યા પછી, એ પખસર ગામ ગઇ અને ત્યાં પંડિત ગોલાનન્દ તર્કાલંકાર પાસે કાવ્ય ભણવા લાગી. કાવ્યમાં તેણે ઘણી સારી પ્રવીણતા મેળવી. ત્યાર પછી વૈદક વિદ્યા તરફ તેની દૃષ્ટિ ગઈ. એ શાસ્ત્રનો પણ થોડો ઘણો અભ્યાસ કર્યો.

રૂપમંજરીની બુદ્ધિ બચપણથીજ ઘણી તીવ્ર હતી. આગળ ઉપર એ ઘણી બુદ્ધિમતી અને વિદુષી નારી નીવડી, વ્યાપારી અને વ્યવહારસબંધી હિસાબ કિતાબ પણ એ સારી પેઠે જાણતી હતી. લોકો એને વિદ્યાલંકાર અને તર્કાલંકાર નામથી બોલાવતા હતા.

એ ઘણી સુશીલ, સરલ, નમ્ર અને નીતિવાળી હતી તેનો ધર્મ વૈષ્ણવ ધર્મ હતો. શરીરની આકૃતિ મધ્યમ હતી, વિવાહના બંધનમા પડવું તેણે યોગ્ય નહોતુ ધાર્યું. આખી જીંદગી સુધી એ કુમારીજ રહી હતી, અને બ્રહ્મચારિણીના ધર્મનું તેણે પૂરેપૂરૂ પાલન કર્યું હતું. પોશાક પણ તે પુરુષના જેવો પહેરતી હતી, ધોતીઉં તથા પહેરણ પહેરતી અને માથું મુંડાવેલું રાખતી. બહાર જતી વખતે માથા ઉપર દુપટો બાધતી હતી.

તેનું આખુ જીવન વિદ્યાભ્યાસમાંજ વ્યતીત થયુ હતુ. ઘણા લોકોએ તેની પાસે વ્યાકરણ, ચરક, નિદાન અને કાવ્યશાસ્ત્ર આદિ અઘરા વિષયોનો અભ્યાસ કર્યો હતો. માનક ગામના કવિરાજ ભોલાનાથે વૈદકનું શિક્ષણ તેનીજ પાસેથી લીધું હતું. તેના હસ્તાક્ષર ઘણાજ સુંદર અને ઘાટદાર હતા. વિદ્યાર્થીઓને ભણાવીને તથા વૈદકનો ધધો ચલાવીને એ પોતાનુ ગુજરાન કરતી. એ પ્રાતમાં એ બધા શાસ્ત્રોમા અદ્વિતીય ગણાતી હતી.

વિદ્યા સપાદન કરવામાં એની જેટલી રુચિ હતી તેટલીજ પુણ્યકાર્ય તરફ હતી. ૯૨ થી ૯૬ વર્ષની પાકી વયે તેણે કાશી, ગયા, પ્રયાગ, મથુરા, વૃન્દાવન આદિ તીર્થોની યાત્રા કરી હતી. પૂરૂં ૧૦૨ વર્ષનું આયુષ્ય ભોગવીને ઇ૦ સં૦ ૧૮૭૬ મા એ સ્વર્ગવાસ પામી હતી. સ્ત્રીઓમાં એના જેવી વિદુષી અને દીર્ઘજીવી ઘણી થોડી થઈ ગઈ છે.



# रत्न २५२ मुं—साहेबकुंवरी



પંજાબમા પતિયાલા નામનું એક રાજ્ય છે. પંજાબ
જમ્બૂ અને કાશ્મીરથી ઉતરતો નંબર એ રાજ્યનો
એ ઘણું મોટું રાજ્ય છે અને એના રાજાને ૧૭ તોપો
સલામીનું માન છે. પંજાબના રાજા મહારાજાઓ
દરબારમાં તેમની બીજી બેઠક છે.

એ રાજ્યમાં સાહેબસિંહ નામના એક રાજા થઇ ગયા છે. તેમના રાજ્ય ચલાવવાની યોગ્યતા નહોતી, પરંતુ એમની બેન સાહેબકુંવરી ઘણ જ યોગ્ય અને ચતુર હતી. પોતાના ભાઇને રાજ્યનો કારોબાર ચલાવ માટે અયોગ્ય જોઇને બાઇ સાહેબકુંવરી પોતાના પતિની આજ્ઞાથી પ યાલામા રહીને રાજ્યનો વહિવટ પોતે ચલાવવા લાગી. રાણી સાહેબકુ રીના સુપ્રબંધથી રાજ્યની દશા ઘણી સુધરી ગઈ સર્વ પ્રકારે રાજ્ય ઉન્નતિ થઇ અને પ્રજા પણ સુખશાન્તિમા રહેવા લાગી.

કોઈ પણ ગુણમા સાહેબકુંવરી પુરુષો કરતા ઉતરે એવી નહોતી. મનામા રાજ્યનો પ્રબંધ કરવાની જેવી યોગ્યતા હતી તેટલીજ યુદ્ધકુશળ અને વીરતા પણ હતી. એક વાર પોતાના પતિ સરદાર જયમલસિં એમના કાકાના છોકરા ફતેહસિંહે કેદ કર્યા અને તેમના રાજ્યને પોત કબજામા લઈ લીધું રાણી સાહેબકુંવરીને કાને આ વાત પહોચી એટલે તરત ફોજ લઇને ફતેહગઢ પહોચી અને સરદાર ફતેહસિંહને હરાવીને ર કેદમાથી પતિને છોડાવ્યા તથા એમનું રાજ્ય એમને પાછું અપાવ્યું.

સંવત ૧૭૯૪ મા મરાઠાઓની સેનાએ પતિયાલા ઉપર ચડાઈ કેટલાએક શિખ સરદારોને એ લોકોએ પોતાને સ્વાધીન કર્યા હતા ગ હવે પતિયાલાને પણ શરણે આવવાની ખબર મોકલી હતી. મરાઠા જાણતા હતા કે પતિયાલાનો રાજ્યપ્રબંધ એક સ્ત્રીના હાથમા છે એ એને વશ કરવામા શી વાર લાગવાની છે ? પણ પતિયાલાની સ્થિતિ જૂદાજ પ્રકારની હતી. પરતંત્ર થવાના સમાચાર સાભળતાંવારજ ર સાહેબકુંવરીનું હૃદય ક્રોધથી બળી જવા લાગ્યું. તેણે તરતજ યુદ્ધની તૈય કરી અને સાત હજાર સૈનિકોને મરાઠાઓની સાથે લડવા માટે મોક

અંબાલાની પાસે મરદાનપુરના મેદાનમા યુદ્ધ થયું. એ સમયે મરાઠાઓ પણ વીરતા, પરાક્રમ અને યુદ્ધનિપુણતામાં એક્કાજ હતા. પતિયાલાની શિખ-સેના એ વખતે યુદ્ધકળાથી અજાણી હતી, એટલે પ્રવીણ મરાઠાઓ આગળ ટકી રહેવું તેમને માટે અઘરૂં થઈ પડયું. રાણીને કાને આ સમાચાર ગયા એટલે પોતે તરત યુદ્ધક્ષેત્રમાં આવી. પતિયાલાની સેના પીઠ દેખાડવાની તૈયારીમાં હતી એટલામા રાણી હાથમા તલવાર લઇને રથમાથી કુદી પડીને પોતાના સૈનિકોને કહેવા લાગી 'પતિયાલાના યોદ્ધાઓ! યુદ્ધમા પીઠ બતાવવી એ મોટી નામર્દાઈ છે એવી નામર્દાઈ કરતાં તો લડાઇમાં યુદ્ધ કરતા કરતા મરવું એજ વધારે સારૂં છે. યુદ્ધમા મરી જવાના ભયથી આજે તમે નાસી જશો પણ પછીથી કોઇ દિવસ મરવું નહિ પડે. મરવું તો એક દિવસ જરૂર છે તો પછી વીર પુરુષોની પેઠે લડીને રણભૂમિમાં શામાટે નથી મરતા કે મર્યા પછી પણ તમારા વખાણ થાય. આ શરીરમા પ્રાણ છે ત્યાસુધી હું યુદ્ધ કરવાને તૈયાર છુ. યુદ્ધભૂમિમાથી હું એક ડગલું પણ પાછી નહિ હઠું. તમે બધા નાસી જશો અને હું મરી જઇશ તોપણ તમે શું મોં દેખાડશો? હું તમારા રાજાની બેન છુ એટલે તમારી પણ બેન છું. ચાલો ભાઇઓ, બેનની વારે ધાઓ.'

રાણીનું આ ઉશ્કેરનારૂં ભાષણ સાભળીને પ્રત્યેક સૈનિકે દૃઢ પ્રતિજ્ઞા કરી કે 'મરી જઇશું તોપણ આ યુદ્ધભૂમિમાથી પાછો નહિ હઠું.' ઘોર યુદ્ધ થયું, શિખોની સેના ઘણી મરી ગઈ તોપણ જે થોડા યોદ્ધાઓ હતા તે વીરતાથી લડતા રહ્યા. રાણીની દૃઢતા જોઇને કોઈ યુદ્ધમાથી પાછું હઠયું નહિ. જ્યારે રાત પડી ત્યારે કેટલાક લોકોએ સલાહ આપી કે હવે સેના થોડી રહી ગઇ છે અને એટલી થોડી સેનાથી જીત થવાનો સંભવ બિલકુલ નથી; માટે પતિયાલા પાછા જઇને નવા સિપાઈઓ લાવવાનો બંદોબસ્ત કરો. રાણીએ એ લોકોની સલાહ ન માની અને કહ્યું કે આજ રાતેજ મરાઠાઓ ઉપર હુમલો કરો અને જીવસટે લડો. આખરે એજ પ્રમાણે શિખ લોકોએ પ્રબળ વેગથી મરાઠાઓ ઉપર આક્રમણ કર્યું અને તેમને હરાવીને જીત મેળવી.

ઇ૦ સ૦ ૧૭૯૬ માં રાજા નાહનની પ્રજાએ બળવો કર્યો. રાણી પોતાની થોડી સેના લઇને નાહન પહોંચી અને ત્રણ મહિના ત્યાં રહીને બળવાખોરો-ને ઠેકાણે આણ્યા. નાહનના રાજાએ પણ રાણીની વીરતાની પ્રશંસા કરી,

અને વિદાય થતી વખતે ઘણી કિંમતી ભેટ આપી.

ઈ૰સ૰ ૧૭૯૮મા જયોર્જ ટોમ્સ નામનો ફ્રેંચ અમલદાર હાંસી હિસાર ઉપર કબજો કરતો કરતો ઘણી મોટી પાયદળ સેના, એક હજાર ઘોડેસ્વાર તથા ૫૦ તોપો લઇને શિખોના રાજ્ય તરફ આવ્યો. એણે ઝીંદ રાજ્યને ઘેરો ઘાલ્યો. બધા શિખ સરદારોની ફોજો ટોમ્સની સેના સાથે લડી પણ એમને ફતેહ મળી નહિ. આખરે રાણી સાહેબકુંવરી પોતાના વીર સૈનિકો સાથે યુદ્ધભૂમિમાં પહોચી એને વિકટ યુદ્ધ કરીને ટોમ્સની સેનાને એવી હઠાવી મૂકી કે તેને લાચાર થઇને ઝેલમની તરફ હઠવું પડયું. બીજી શિખ સેનાએ તેમને પાછા હઠતા જોઇને તેમના ઉપર હુમલો કર્યો; પણ ટોમ્સની સેનાએ પાછા વળીને શિખ સેના ઉપર તોપોની એવી વૃષ્ટિ કરી કે તેમને ગભરાઇને આમ તેમ નાસી જવું પડયુ, આ પરાજયથી સાહસ હીન થઇને શિખ લોકોને ટોમ્સ સાથે સધિ કરવી પડી યાદ રાખવું જોઇએ કે આ નાસી જનારી સેનામા રાણી સાહેબકુવરીના સિપાઇઓ સામિલ નહોતા.

આ યુદ્ધ કરીને રાણી પતિયાલા પાછી ગઈ હવે રાજ્યને કોઈ બહારના શત્રુનો ભય ન રહ્યો ત્યારે રાજા સાહેબસિહના સ્વાર્થી સલાહકારોએ રાજાને ભભેર્યો અને રાણીની વિરુદ્ધ રાજાના મનમા એવા વિચાર ઠસાવી દીધા કે એ બેવકુફ રાજા પોતાની બેનના બધા ઉપકાર વિસરી ગયો અને તેના ઉપર ખોટો આરોપ મૂકીને જાહેર કર્યું કે મને સાહેબકુંવરી તરફથી મારા પ્રાણનો ભય છે

રાણી સાહેબકુંવરી ભાઇની દાનત ફરી ગએલી જોઇને પતિયાલા છોડીને પોતાની જાગીરમા જઇને રહેવા લાગી. ત્યા આગળ તેણે એક મજબૂત કિલ્લો બધાવ્યો રાજાએ ત્યા પણ રાણીને ન રહેવા દીધી. હુકમ મોકલ્યો કે કિલ્લો ખાલી કરીને પતિના રાજ્યમા ચાલી જા. રાણી પતિની પાસે જવામા તો ઘણી ખુશ હતી પણ અપ્રતિષ્ઠા સાથે જવું તેને ઘણું કારમુ લાગ્યું તેણે પતિયાલા જવાનો વિચાર કર્યો રસ્તામા એક વિશ્વાસપાત્ર પુરુષે તેને સમજાવી કે રાજાનુ ચિત્ત ચગડોળે ચડયુ છે, એવી દશામા પતિયાલા જવું એ વ્યાજબી નથી. રાણી પાછી પોતાના કિલ્લામા આવી. રાજાએ ગુસ્સે થઇને પોતાની બેન સાથે લડવાની તૈયારી કરી પણ મંત્રીઓએ સલાહ આપી કે સાહેબકુવરીબાઇએ મોટા જબરદસ્ત મરાઠાઓ અને ફીરગીઓને હઠાવ્યા છે તો તમે શી ગણત્રીમા છો ? રાજાએ એમની

સલાહ માનીને બેનની જોડે સંપ કર્યો અને કહ્યું કે પતિયાલામા પહેલાની માફકજ તમારૂં માન સાચવવામાં આવશે. રાણી ભાઇની વાત ખરી માનીને ત્યાં ગઇ એટલે ભાઇએ તેને ઢોક્રોધનના કિલ્લામા કેદ કરી દીધી. ત્યાં ઘણો વખત કેદ રહ્યા પછી એ પોતાના નોકરના વેશમા બહાર નીકળી ગઇ અને બેરથાંમા જઇને રહેવા લાગી. ત્યાં આગળ રાણીના શુભચિંતક નોકરોથી ડરી જઇને રાજાએ તેને હેરાન કરી નહિ.

જ્યાંસુધી જીવતી રહી ત્યાંસુધી રાણીએ પોતાની જાગીરનો બંદોબસ્ત ઘણી સારી રીતે કર્યો અને પતિયાલા રાજ્ય સાથે જરા પણ સંબંધ ન રાખ્યો. રાણી ઘણી પતિપરાયણા હતી, પરંતુ રાજકાજને માટે ઘણું પતિયાલામાં રહેવું પડયું તેથી પતિપત્ની ઘણા થોડા દિવસ ભેગા રહ્યા. ઇ૦ સ૦ ૧૭૯૯ મા રાણી સાહેબકુંવરીનું મૃત્યુ થયું એમ કહેવાય છે. ભાઇની કૃતઘ્નતાને લીધે એના ચિત્તને એવો ઉંડો ઘા લાગ્યો હતો કે એ ચિંતામા ને ચિંતામાંજ એ મરી ગઇ. બેનના મરી ગયા પછી પતિયાલાના રાજાને પણ પોતાના પાછલા અન્યાયને માટે ઘણોજ પશ્ચાત્તાપ થયો, પણ પાછળથી પસ્તાયે શું થાય ?

# रत्न २५४ मुं–ताइबाइ

થોડાં વર્ષ પહેલા મુંબઇ ઇલાકામાં કરાડપ્રાંત ભવાનરાવ પન્ત પ્રતિનિધિના તાબામા હતો. ભવાનરાવના મૃત્યુ પછી એ પ્રાંત તેમના પુત્ર પરશુરામ પન્તના હાથમા આવ્યો. પરશુરામ પન્તને ત્રણ સ્ત્રીઓ હતી. તેમાની એક જાતની ઘાંચણ હતી; પણ એ સૌથી વધારે પતિવ્રતા અને સદ્ગુણી હતી. તેનું નામ તાઇબાઇ હતું. પિતાના મૃત્યુ પછી રાજ્યનો કારભાર પરશુરામ પન્તના હાથમાં આવ્યો, ત્યારે રાણીઓ ઘણી પ્રસન્ન થઇ અને પરશુરામ પન્ત પોતે પણ ઘણા ફુલાઇ ગયા. શામાટે ન ફૂલાય ? સાધારણ મનુષ્યને પોતાના ઘરનો અધિકાર મળી જાય છે તો એ ખુશ થઈ જાય છે તો પરશુરામ પન્તને તો આખા પ્રાંતનો અધિકાર મળ્યો હતો, પરંતુ પોતાને મળેલા કામને પૂર્ણપણે નિભાવવાની અને ચલાવવાની મનુષ્યમાં શક્તિ હોય છે ત્યારેજ તેનું પૂર્ણ સુખ અનુભવાય છે. રાજ્યકારભાર ચલાવવો એ કાંઇ સહેલુ કામ નથી. એને માટે તો ઘણી વિદ્વત્તા અને

ચતુરાઇની જરૂર પડે છે. પરશુરામ પન્તમાં રાજ્ય ચલાવવાની કોઈ યોગ્યતા નહોતી. એ ઘણોજ દુરાચારી હતો, તેથી લોકો તેની ઘણી ધૃણા કરતા હતા. તાઇબાઇ પતિના બધા દોષો જાણતી હતી અને તેથી રાજ્યની લગામ પોતાના હાથમા રહે એ તેને પસંદ નહોતું જે દિવસે ભવાનરાવ પન્તનો સ્વર્ગવાસ થયો તે દિવસે બીજી બે રાણીઓ તો પોતાના પતિના હાથમા રાજ્ય આવ્યાથી ઘણી ખુશ થઈ, પણ તાઇબાઇના મનમા તો નવો ભય ઉત્પન્ન થયો કે રખેને પતિની અશક્તિને લીધે રાજ્યમા કોઇ જાતનો ઉપદ્રવ મચે.

પોતાથી બનતુ ત્યા સુધી તાઇબાઇ પતિને ઘણું સમજાવતી અને દુઃખી પ્રજા ઉપર દયા અને ન્યાય કરવાની શિખામણ આપતી રહેતી, પરંતુ પરશુરામ પન્ત એ સોના જેવી શિખામણોને એક કાનેથી સાંભળીને બીજે કાનેથી કાઢી નાખતા. જ્યાસુધી એ તાઇબાઈની પાસે રહેતો ત્યાસુધી તો એના આચરણ ઠીક રહેતા, પણ તેનાથી દૂર જતાવારજ એ પાછો જેવોને તેવો તોફાની અને દુષ્ટ બની જતો.

આ પ્રમાણે ઘણો જુલમ વેઠવાથી પ્રજા પરશુરામ પન્ત ઉપર ઘણીજ નાખુશ થઈ ગઈ, અને તાઇબાઇએ ઘણુએ સમજાવ્યા છતા પણ તે શાન્ત થઈ નહિ, અને પરશુરામના ઉપર ચઢાઈ કરવા તૈયાર થઈ. પરશુરામની માતાએ જ્યારે આ દશા જોઇ, ત્યારે એમણે રાજ્યનો વહીવટ પોતાના હાથમા લેવાનો નિશ્ચય કર્યો,પરંતુ પરશુરામે એમ કરવા દીધું નહિ. લાચારીએ માતાએ બાજીરાવ પેશ્વાની મદદ લીધી

હવે રાજ્યનો વહીવટ માતાના હાથમા આવી ગયો, અને પરશુરામ મો તાકતો રહી ગયો; પણ આટલાથી એ સંતોષ પકડીને બેસી રહ્યો નહિ. એણે સતારાના રાજાની મદદથી બાજીરાવ પેશ્વા ઉપર ચઢાઇ કરી. પણ પરિણામ એ આવ્યું કે રાજ્ય ઉપર પોતાનો કબજો કરવાને બદલે, પોતેજ પેશ્વાના કબજામા સપડાઇને કેદ પકડયો.

આ અરસામા તાઇબાઈએ થોડુંક લશ્કર એકઠું કર્યું અને મસુરના કિલ્લા ઉપર હુમલો કરીને પતિને પેશ્વાના પ્રતિનિધિ બાપુ ગોખલેના હાથમાથી છોડાવી દીધો. એટલેથી એ સંતોષ પામીને બેસી ન રહી. એ જાણતી હતી કે પેશ્વા જેવી જબરદસ્ત સત્તા સાથે યુદ્ધ કરવાથી પોતાનું કાંઈ વળવાનું નથી, પણ પરતંત્ર અવસ્થામા રહીને, પેશ્વાએ આપેલું અન્ન ખાવું,

એ તેના જેવી વીર સ્ત્રીથી કેવી રીતે સહન થાય ? એટલા માટે એણે બાસોટાનો કિલ્લો પોતાના કબજામાં લઇ લીધો.

એક સ્ત્રીને હાથે હાર ખાધાથી બાપુ ગોખલે ઘણો શરમાઇ ગયો. એ કલંક ધોઈ નાખવા માટે તેણે સૈન્ય સાથે બાસોટાના કિલ્લા ઉપર છાપો માર્યો. છાપો તો માર્યો પણ કિલ્લાની અંદર પેસવાનો લાગ મળ્યો નહિ. જે બાપુ ગોખલેએ ટીપુ અને હેદર જેવા શૂરવીરોને દબાવી દીધા હતા તેજ બાપુ ગોખલે એક સ્ત્રીથી રક્ષિત થયેલા બાસોટાના કિલ્લાની બહાર આઠ મહિના સુધી તંબુ ઠોકીને પડયો રહ્યો, પરંતુ ઘણાએ પ્રયત્ન કર્યા છતા એ કિલ્લાને તોડી શકયો નહિ. આ વખતે બાપુ ગોખલેને ઘણીજ શરમ આવતી હતી. લોકો એની પાર વિનાની નિંદા કરતા હતા, અને જ્યા એ જતો ત્યાં નાના નાના છોકરાઓ પણ તાળીઓ પાડીને તેની મશ્કરી કરતા, કે 'ગોખલે સાહેબ આવે છે. ભેળો ભાઇઓ કહીં આપણને પકડી ન જાય. આઠ આઠ મહિના થયા તાઇબાઇને પકડી નથી શકયા તેનો બદલો કંઇ આપણા ઉપર ન લે.'

આ પ્રમાણે રોજ ગોખલેને બાળકોના મેણા સાંખવાં પડતા; આથી બળતામાં ઘી હોમાતું પણ એ લાચાર હતો. તાઇબાઇની બહાદુરી અને કાર્યકુશળતા આગળ એનું કાંઇ ચાલતું નહિ. તાઇબાઇ કિલ્લાની અંદર પોતાના લશ્કરને સદા તૈયાર રાખતી અને લડાઈની વાટ જોયા કરતી. એ પોતાના સીપાઈઓ સાથે ઘણી માયાળુપણે વર્તતી. તેઓ પણ એને પોતાની માતાની સમાન ગણતા અને એનો હુકમ મળતાની વારજ પોતાના પ્રાણની જરાપણ પરવા ન કરતાં સળગતી આગમાં પણ પડવા તૈયાર થતા. મનુષ્યના ક્રોધ આગળ તો મનુષ્ય પોતાનું રક્ષણ કરી શકે છે; પણ દૈવી કોપ આગળ કોઈનું કાંઈ ચાલતું નથી. બિચારી તાઇબાઇને એ ખબર નહોતી કે કિલ્લામાં પોતે સુરક્ષિત છે તોપણ વગર લડાઇએ, યુદ્ધમા હાર્યા વગર શત્રુના હાથમા સપડાવું પડશે; પરંતુ જ્યારે મનુષ્યની પડતી આવે છે ત્યારે અણધારી આફતો ગમે ત્યાંથી આવી પડે છે. તાઇબાઇના જીવનમાં પણ એજ પ્રમાણે બન્યું. જે ખાઇ મનુષ્યોના પ્રાણ બચાવવાને માટે ખરવામા આવી હતી તેજ ખાઈ મનુષ્યોનો સંહાર કરનારી થઇ પડી. દૈવકોપથી અનાજની ભરેલી એ ખાઈમાં કોઇ પ્રકારે આગ લાગી અને બધું અનાજ બળીને રાખ થઇ ગયું. જે અન્ન ખાઇને આઠ મહિના સુધી જરા પણ ગભ-

રાયા વગર તાઇબાઇનું લશ્કર દુશ્મનોની સામે ટકી શકયુ હતુ, તે અન્ન આમ એકાએક બળી જવાથી તાઇબાઇના લશ્કરના દુ:ખનો પાર રહ્યો નહિ ભૂખને લીધે તેઓ નિર્બળ થઇ ગયા. બહાર ગોખલેને એ વાતની ખબર પડી એટલે એણે દુશ્મનોની નબળાઇનો લાભ લઇને કિલ્લા ઉપર ચડાઈ કરી. ચાર દિવસથી બિલકુલ ભૂખ્યા હોવા છતા પણ તાઇબાઇના સિપાઇઓ ખબ લડયા અને પેશ્વાના અનેક સિપાઇઓને ભોંયભેગા કરી દીધા, પરંતુ આખરે ભૂખને લીધે એમનુ કાંઇ ચાલ્યુ નહિ પેશ્વાના સૈનિકો તાઇબાઇને કેદ પકડીને બાપુ ગોખલેની પાસે લઇ ગયા બાપુ ગોખલેએ તેને બાજીરાવ-ની પાસે રજુ કરી.બાજીરાવે એ સન્નારીની ઘણી પ્રશંસા કરી અને તેને એક જૂદા સ્થાનમા આબરૂભેર રાખીને તેના ખાવાપીવાનો બંદોબસ્ત કરી આપ્યો.

આ ચરિત્રમા તાઈબાઇની પતિભક્તિ તથા તેની બહાદુરી વખાણવા લાયક છે.

---

## रत्न २५५ मुं–उघमबाइ

ઉધમબાઇ મહમદશાહ બાદશાહની રાણી હતી. એનો જન્મ સન ૧૧૪૦ હિજરીમા થયો હતો અહમદશાહ ભારતવર્ષનો બાદશાહ થયો તે વખતે તેણે પોતાની બુદ્ધિમાન માતાને નવાબબાઇની ઉપાધિથી વિભૂષિત કરી હતી તેની ભલામણ ઉપરથી જાવેદખા ખ્વાજાસરાહને નવાબ બહાદુરનો ખિતાબ આપવામા આવ્યો હતો ઉધમબાઇ ઘણી સદાચારી અને પરોપકારી રમણી હતી પાછલી વયમા તે નવાબ કુદસિયા સાહેબા-ઝમાનીના નામથી પ્રસિદ્ધ થઇ છે. તેણે હિજરી સન ૧૧૬૪ મા કિલ્લા શાહજહાંબાદની પાસે એક સુદર મસ્જીદ બધાવી હતી, જે સોનેરી મસ્જીદ નામથી વિખ્યાત છે

---

## रत्न २५६ मुं–वीरां



રાના બનાવેલા પદ જોધપુરના પુસ્તકાલયમા એકજ પદસંગ્રહમા જોધપુરના મહારાજા શ્રીવખતસિંહજીના પદોની સાથે મળી આવે છે. એ મહારાજા સાથે એને કોઈ જાતનો સંબધ હતો કે નહિ તે નિશ્ચયપૂર્વક કહી

શકાતું નથી. એનાં પદ પણ મહારાજાના પદની પેઠે કૃષ્ણભક્તિથી પરિપૂર્ણ છે. વીરાં સંવત ૧૮૦૦ મા, સતી થઈ હતી.

# रत्न २५७ मुं—चौबे लोकनाथजीनां पत्नी



બૂંદીના રાવરાજા શ્રીબુધસિંહજીના દરબારમા કવિરાજ લોકનાથજી બિરાજતા હતા. રાવરાજા બુધસિંહજી સંવત ૧૭૫૨ થી સંવત ૧૮૦૫ સુધી વિદ્યમાન હતા. તેમના કવિરાજ લોકનાથજી ન્યાતે ચોબે બ્રાહ્મણ હતા અને કવિતા સારી લખતા હતા. તેમની ધર્મપત્ની પણ પતિના સહવાસથી કવિતા કરતા શિખી ગઈ હતી. એની કવિતા ઘણી સુંદર, સરળ અને સરસ થતી હતી.

એક સમયે કવિરાજ લોકનાથજી રાવરાજા બુધસિંહની સાથે દિલ્હી ગયા હતા. પાછળથી તેમની પત્નીને સમાચાર મળ્યા કે દિલ્હીના બાદશાહે રાવરાજાજીને અટક પાર જવાનો હુકમ આપ્યો છે; અને કવિરાજજી પણ સાથે જશે. અટક નદીની પાર જવાથી ધર્મભ્રષ્ટ થવાય છે એવું એ સમયના લોકોનું માનવું હતું. એટલે કવિરાજની પત્નીએ કવિરાજને એક પત્ર લખી મોકલ્યો. એમા જે કવિત લખ્યું હતું તે રાવરાજાજીને પણ ઘણું પસંદ આવ્યું.

કવિત

મૈં તો યહ જાનીહી કિ લોકનાથ પાય પતિ,
સંગહી રહોંગી અરધંગ જૈસે ગિરિજા,
એ તે પૈ વિલક્ષન હ્વૈ ઉત્તરગમન કીનો,
કૈસે કૈ મિટત યે વિયોગ બિધિસિરિજા.
અબ તો જરૂર તુમ્હે અરજ કરૈહી બને;
વેહુ દ્વિજ જાનિ ફરમાય હૈ કિ ફિરિજા,
જો પૈં તુમ સ્વામી આજ અટક ઉલ્લંઘ જૈહો;
પાવી માહિ કૈસે લિખું મિશ્ર મીરમિરિજા. ૧

# रत्न २५८ मुं–आनंदमयी


આનંદમયી દેવી બંગાળા પ્રાંતમા ફરિદપુર જીલ્લામાં જપસા ગામના રહેવાસી પ્રસિદ્ધ કવિ અને સાધક લાલા રામગતિરાયની કન્યા તથા પયગ્રામના પંડિત કવીન્દ્ર અયોધ્યારામની પત્ની હતી. તેનો જન્મ ઇ૦ સ૦ ૧૭૫૨ મા થયો હતો.

આનંદમયીએ પિતાની પાસે સંસ્કૃત અને બંગાળી ભાષાનો અભ્યાસ કર્યો હતો, અને ધર્મશાસ્ત્રમા વિશેષ પ્રવીણતા મેળવી હતી. એક વિદુષી સ્ત્રીતરીકે તેણે ઘણી સારી ખ્યાતિ મેળવી હતી.

આનંદમયીની વિદ્વત્તાસંબંધી બેએક કથા પ્રચલિત છે રાજનગરવાસી સુપ્રસિદ્ધ કૃષ્ણદેવ વિદ્યાવાગીશના પુત્ર હરિ વિદ્યાલંકારે આનંદમયીને એક શિવપૂજા પદ્ધતિ લખી આપી હતી, વિદ્યાલંકાર મહાશયની રચનામા ભૂલ હતી. આનંદમયીએ બધી ભૂલો જોઈને વિદ્યાલંકારના પિતા વિદ્યાવાગીશ મહાશયને ઠપકા સાથે લખી મોકલ્યુ કે પુત્રના વિદ્યાભ્યાસ ઉપર તમે બિલકુલ કાળજી રાખતા નથી સંસ્કૃત ભાષામા વિશેષ પ્રવીણતા ન હોત તો એવા વિદ્વાનની રચનામા તેણી એ ભૂલો બતાવી શકત નહિ. એક સમયે રાજા રાજવલ્લભે પંડિત રામગતિ પાસે ‘ અગ્નિષ્ટોમ ’ યજ્ઞનું પ્રમાણ તથા એ યજ્ઞકુંડની આકૃતિનું વર્ણન પૂછાવ્યુ રામગતિ ( આનંદમયીના પિતા, એ વખતે પુરશ્ચરણ કરી રહ્યા હતા, એટલે એ નવા કામમા હાથ ઘાલી શક્યા નહિ. કન્યાની પારદર્શિતા સંબંધે એમને પૂરી ખાત્રી હતી એટલે એમણે એ કામ એને સોંપ્યુ. એ વખતે આનંદમયીએ યજ્ઞનું પ્રમાણ વગેરે લખી આપીને રાજાને મોકલી દીધું. રામગતિ એ વખતના ઘણા મોટા પંડિત હતા. તેમણે નિર્ણય કરેલુ અગ્નિષ્ટોમ યજ્ઞનું પ્રમાણ વગેરે સૌથી શુદ્ધ હશે, એમ ધારીને તેની પાસે ખાસ માણસ મોકલ્યુ હતું, પણ તેમણે તો એ કામ પોતે ન કરતા પોતાની કન્યા પાસે કરાવ્યુ, પરંતુ એની ગણત્રી એટલી ખરી હતી કે રાજાની સભાના બધા પંડિતોએ, જરા પણ વાંધો કાઢ્યા વગર તેનો સ્વીકાર કર્યો. એ ઉપરથી જણાઈ આવે છે કે આનંદમયીનું શાસ્ત્રજ્ઞાન તેના પિતા કરતાં કોઇ રીતે ઓછું નહોતું; તથા એના જ્ઞાન વિષે રાજસભાના કોઇ પંડિતને પણ તેની વિદ્વત્તા માટે સંશય નહોતો.

આનંદમયી ફક્ત લખતાં વાંચતાં શિખીને બેશી રહી નહોતી; એ નાના પ્રકારનાં ખંડ કાવ્ય રચીને પોતાની માતૃભાષાને અલંકૃત કરી ગઈ છે. તેના એક પિતરાઈ કાકા લાલા જયનારાયણ કવિ હતા. એમ કહેવાય છે કે એમણે રચેલા 'હરિલીલા' ગ્રંથમા આનંદમયીની ઘણી રચના સામીલ છે. આનંદમયીની રચનામાં ઠેકાણે ઠેકાણે ઘણુ પાંડિત્ય અને આડંબર જણાઈ આવે છે. સંસ્કૃત ભાષામા એ વિશેષ પ્રવીણ હતી એ તેની રચનામાં કરેલી સંસ્કૃત શબ્દોની પસંદગી ઉપરથી સારી પેઠે સમજી શકાય છે. 'હરિલીલા' ઉપરાંત જયનારાયણ રચિત ચંડીકાવ્યમા પણ આનંદમયીની રચનાને ઘણુ સ્થાન મળ્યું છે. આનંદમયીએ કવિતામાં રચેલો 'ઉમાનો વિવાહ' ઘણો પ્રસિદ્ધ છે. હજુ પણ ઘણી સ્ત્રીઓ તેને કંઠસ્થ કરી રાખે છે.

આનંદમયીના પિતા પચાસ વર્ષની વય પછી પ્રથમ કાલીઘાટ અને પાછળથી કાશી તીર્થમાં વાસ કરીને ઈશ્વરભજનમા સમય ગાળતા હતા. નેવું વર્ષની વયે કાશી ધામમા તેમનો સ્વર્ગવાસ થયો હતો. એ વખતે તેમની સ્ત્રી, આનંદમયીની માતા કાત્યાયની દેવી પતિની સાથે સતી થઈ ગઈ હતી.

ઇ૦ સ૦ ૧૭૬૧ માં અયોધ્યારામ નામના એક ગૃહસ્થ સાથે આનંદમયીનું લગ્ન થયુ હતું. અયોધ્યારામ એક હોશિયાર વૈદ્ય તથા ફારસી અને સંસ્કૃત ભાષાના વિદ્વાન્ હતા.

આનંદમયી ઘણીજ વિનયશીલ અને ધર્મપરાયણા સ્ત્રી હતી. પતિ ઉપર તેની અચળ ભક્તિ હતી પતિના મૃત્યુ સમયે એ પિયરમા હતી. ખબર મળતા વારજ એણે પતિની પાવડીઓ હૃદય ઉપર ધારણ કરી, અને જનની કાત્યાયની દેવીની પેઠે સળગતી ચિતામા પડીને સતી થઈ ગઈ

આનંદમયીને ચાર પુત્ર અને એક કન્યા, સંતાન હતા. તેના ત્રીજા પુત્ર, ગિરીશચંદ્ર સેનના દૌહિત્ર શ્રી પંચાનનરાય કવિચિંતામણિ હાલ ભવાનીપુરમા વૈદનો ધંધો કરે છે.

# रत्न २५९ मुं—गंगामणि



આ નદમયીદેવીની ફોઈની છોકરીનું નામ ગંગામણિ હતું. એ પણ વિદુષી હતી નાની નાની કવિતાઓ તથા વિવાહ વખતે ગાવાલાયક ગીત એણે ઘણા રચ્યાં છે. એ સુંદર ગીતો આજદિન સુધી બંગાળી મહિલાઓ વિવાહ પ્રસંગે ગાતી હતી તેણે રચેલો 'સીતાજીનો વિવાહ' ઘણો પ્રસિદ્ધ છે તેના પિતાનું નામ લાલા રામપ્રસાદ રાય હતું. પયગ્રામનિવાસી પ્રભાકરવંશી પ્રાણકૃષ્ણ સેન સાથે તેનું લગ્ન થયું હતું. ગંગામણિના ગર્ભમા ત્રણ પુત્ર અને ત્રણ કન્યાએ જન્મ ધારણ કર્યો હતો તેની વચલી કન્યાનું લગ્ન રાજા રાજવલ્લભના પૌત્ર રામકાનાઈ સાથે થયુ હતુ ગંગામણિનો વંશ હવે લોપ થયો છે, પણ તેના કાવ્યોએ હજીસુધી તેનું નામ અમર રાખ્યુ છે

# रत्न २६० मुं—नूर—उन्—निसा

મોગલ વંશની પડતી દશા આવી ત્યારે એમનું શૂરાતન, ગૌરવ, બહાદુરી બધુ ઘટી ગયું હતું, બલ્કે લુપ્ત થઇ ગયું હતું, એમ કહીએ તો ચાલે, પણ એ વખતમાયે એમના જમાનામા વિદુષી મહિલાઓની ખોટ નહોતી પડી પહેલા બહાદુરશાહની પત્ની નૂર–ઉન્–નિસા એમાની એક હતી. એ મિરઝા સંજર નઝમ સોનીની કન્યા હતી. ઘણી. વિદુષી હતી ખાફીખા લખી ગયો છે કે નૂર–ઉન્–નિસા હિન્દી ભાષામા સુંદર કવિતા રચતી.

બહાદુરશાહ ઇ૦ સ૦ ૧૭૦૭ મા ગાદીએ આવીને ૧૭૧૨ મા મરણ પામ્યો હતો. એની વિદુષી પત્નીના જન્મમરણની સાલ અમને મળી નથી.

# रत्न २६१ मुं–गौरीबाइ



જે સન્નારીનું ચરિત્ર અમે આપવા માગીએ છીએ તે આપણા ગુજરાતના રત્ન ભંડારમાનું એક અમૂલ્ય રત્ન હતું ગૌરીબાઈનો જન્મ ગીરપુર અથવા ડુંગરપુર નામના શહેરમા સંવત ૧૮૧૫ મા નાગર જ્ઞાતમા થયો હતો બચપણથીજ એ ઘણી શાણી છોકરી હતી વારે ઘડીએ રોઈને તથા તોફાન કરીને માતપિતાને કષ્ટ આપતી નહોતી

ગૌરીબાઈની ઉમર પાચ છ વર્ષની થઇ ત્યારે તેના પિતાએ તેનું લગ્ન કરી દીધુ પાચ વર્ષની બાલિકા લગ્નમા શુ સમજે, પરન્તુ બાળલગ્નના દુષ્ટ રિવાજે નાગર જેવી ચતુર અને ધર્મશાસ્ત્રનું રહસ્ય સમજનારી જ્ઞાતિમા પણ પૂરેપૂરો પગપેસારો કર્યો હતો. નિર્દોષ બાલિકા ગૌરીબાઈને પણ બાળલગ્નના ભોગ થવું પડયુ. લગ્ન થઇ ગયા પછી આઠજ દિવસમા તેના પતિનો દેહાન્ત થઈ ગયો. હાય દૈવ ! કેવું કષ્ટ ! પાચ વર્ષની બાલિકા ઉપર કેટલો બધો કોપ ! સુકુમાર પુષ્પ ઉપર કેવો સખ્ત વજ્રાઘાત ! !

પાચ વર્ષની વય સુધી તો ગૌરીએ રમતગમતમા પોતાનો સમય ગાળ્યો હતો. હવે પતિના મૃત્યુથી એ બધી નિર્દોષ રમતગમતનો પણ અંત આવ્યો. એ કોમળ કન્યાને સમજાવવામા આવ્યુ કે તારા સંસારસુખનો સૂર્ય સદાને માટે અસ્ત પામી ગયો છે. રમતગમત, હસવું, કૂદવું, સારૂ ખાવુ-પીવું એ બધું તારે માટે નિષિદ્ધ છે જે રંગબેરંગી સાળુઓ તુ તારી બીજી બેનપણીઓને પહેરતા જોઈશ તે પહેરવાનો અધિકાર તને હવે રહ્યો નથી નાપિતનો કઠોર હાથ કુદરતે આપેલા સુંદર લાબા કેશને પણ તારા મસ્તક ઉપર નહિ રહેવા દે જે મંગળ અનુષ્ઠાનોમા અત્યાર સુધી કુમારિકાતરીકે તારો પ્રથમ આદરસત્કાર થતો હતો તેજ મંગળ અનુષ્ઠાનોમાં તારૂં દર્શન પણ અપશુકનસૂચક મનાશે.

પાંચ વર્ષની ગૌરી આ બધો ઉપદેશ સમજી શકી હશે કે કેમ ? એ તો પ્રભુ જાણે, પરંતુ તેના હૃદયમાં એટલી તો ખાત્રી થઇ ગઇ કે મારા જીવનમા કોઇ અદ્ભુત ફેરફાર થઇ ગયો છે. પોતાની ચારે તરફ તેને શૂન્યતા દેખાવા લાગી. તેના સુંદર મુખકમળ ઉપરનું હાસ્ય સદાને માટે ચાલ્યું ગયું. પાચ

વર્ષની બાલિકા સંસારમા પ્રવેશ કરવા પામ્યા પહેલાજ સંસારથી વિરક્ત બની ગઇ.

ગૌરીબાઇનો પિતા ઘણો સમજુ અને વિદ્વાન હતો. તેણે ગૌરીબાઇને વિદ્યાભ્યાસ કરાવવો શરૂ કર્યો લખતાવાચતા શિખવ્યા પછી તેણે ગૌરીબાઇને ગીતા આદિ ધર્મગ્રન્થોનો પાઠ કરતા શિખવ્યું. ગૌરીબાઇને પણ વાચવા લખવાનો ઘણોજ શોખ ઉત્પન્ન થયો ૧૩ વર્ષની વયે તો એણે ઘરની બહાર જવુ પણ છોડી દીધુ. ઘરના ખુણામા એ એકાન્તવાસ સેવવા લાગી, વયની સાથે તેના સદ્‌ગુણોનો વિકાસ પણ થવા લાગ્યો ધીમે ધીમે તેની વિદ્વત્તા અને સદ્‌ગુણોની પ્રશંસા આખા શહેરમા ફેલાઇ ગઇ અને ગામની અન્ય સ્ત્રીઓ તેના દર્શન કરવા સારૂ આવવા લાગી

તેર વર્ષની ઉંમરમા ગૌરીબાઇએ યોગાભ્યાસમા પોતાનું ચિત્ત પરોવ્યુ હતું એ વિષયમા તેનો અભ્યાસ એટલો બધો વધી ગયો હતો કે તે સમાધિ લગાડી શકતી હતી. તેના જ્ઞાન તથા યોગની સિદ્ધિઓથી બધા આશ્ચર્યચકિત થઈ જવા લાગ્યાં સૂર્યનો તીવ્ર પ્રકાશ જેમ વાદળાથી છુપાયેલો રહી શકતો નથી, તેમ ગૌરીબાઈના સદ્‌ગુણોની પ્રશંસા પણ તેના ઘરના ખુણામાં બેસી રહ્યાથી બંધ ન રહી તેના સદ્‌ગુણોની પ્રશંસા આખરે એ ગામના રાજાના કાન સુધી પહોચી. એ પોતે તેના દર્શન કરવા સારૂ તેને ઘેર પહોચ્યા તેના ચમત્કાર, તેની તીવ્ર બુદ્ધિ, તેની સમાધિ, તેનો સરળ સ્વભાવ તથા તેના અમૂલ્ય ઉપદેશથી રાજા શિવસિંહ ઘણોજ પ્રસન્ન થઇ ગયો અને મુક્તકંઠથી ગૌરીબાઇની સ્તુતિ કરવા લાગ્યો, એટલુજ નહિ પણ તેણે ગૌરીબાઇને માટે હજારો રૂપિયાનું ખર્ચ કરીને એક મોટુ મંદિર અને તળાવ બંધાવી આપ્યા, તથા એ બંને વાના ગૌરીબાઇને સમર્પણ કરીને એમા રહેવાની પ્રાર્થના કરી

માઘ સુદી ૬ ને સં૦ ૧૮૩૮ને દિને ગૌરીબાઇએ એ મંદિરમાં પોતાના ઈષ્ટદેવની સ્થાપના કરી અને ૨૩ વર્ષની વયથી ઘરબાર છોડીને એ મંદિર માજ રહેવા લાગી. તેના ઉપદેશથી રાજાએ મંદિરની પાસે એક ધર્મશાળા બંધાવી આપી તથા સદાવ્રતનો પણ પૂરેપૂરો બંદોબસ્ત કર્યો. હવે સેંકડો સાધુસંત તથા વટેમાર્ગુઓ ત્યા આવીને આશ્રય લેવા લાગ્યા. દૂર દેશાવરથી હવે લોકો ગૌરીબાઈના દર્શન કરવા આવવા લાગ્યા અને ત્યા મોટી ભીડ જામવા લાગી. બધા યાત્રાળુઓ ગૌરીબાઇનો મધુર ઉપદેશ સાંભળીને કૃતાર્થ

થઇને ઘેર પાછા જતા. એ હમેશાં એક એકાન્ત ઓરડીમા બેસીને પ્રભુનાં ચરણકમળોનું ધ્યાન તથા તેમના ગુણાનુવાદ ગાયા કરતી હતી.

ગૌરીબાઇનો ઉપદેશ એવો દાખલાદલીલ સાથે થતો હતો, તથા એની વાણી એવી મધુર અને સરળ હતી કે મૂર્ખ મનુષ્યો પણ તેના ઉપદેશથી અલભ્ય જ્ઞાન મેળવીને જીવન સફળ કરતા હતા.

એક દિવસ સાધુઓની એક મોટી જમાત આવીને એ ધર્મશાળામા ઉતરી. એ જમાતમા એક સાધુ ઘણો વિદ્વાન અને યોગી હતો. ગૌરીબાઇને જોઇને એ પ્રસન્ન થઇને બોલ્યો "બેટા ! હું તારાથી ઘણો પ્રસન્ન થયો છું. તુ મીરાબાઈનો અવતાર છે. એ જન્મમા જ્ઞાનની થોડીક કસર રહી ગઇ હતી તે પૂરી કરવા તારે ફરીથી આ અવતાર લેવો પડયો છે.

એટલુ કહીને સાધુ મહાશય બાઇને એકાન્ત સ્થાનમાં લઈ ગયા અને બ્રહ્મજ્ઞાન, આત્મજ્ઞાન તથા યોગવિદ્યાનો પૂરો ઉપદેશ આપીને બોલ્યા-'બસ, હવે વધારે વિલબ નથી, તું હવે જ્ઞાન અને યોગમાર્ગમા પ્રવીણ થઈ ગઈ છુ ' સાધુએ ગૌરીબાઈને બાલમુકુન્દજીની મૂર્તિ આપી તથા તેના માથા ઉપર હાથ મૂકીને આશીર્વાદ દઇને અન્તર્ધાન થઇ ગયા. લોકોને એથી ઘણો વિસ્મય ઉપજ્યો અને તેઓ ગૌરીબાઇની પ્રશંસા કરવા લાગ્યા.

એ દિવસથી ગૌરીબાઈ સમાધિમા વધારે લીન રહેવા લાગી. એમ કહેવાય છે કે ધીમે ધીમે એને સમાધિનો એટલો બધો અભ્યાસ થઇ ગયો કે એ પદર દિવસ સુધી ખાવું પીવુ છોડી દઈને શ્વાસ રૂંધીને સમાધિમાં બેસી રહેતી. જ્યારે એ સમાધિમા બેસતી હતી ત્યારે લોકો એને એક ઓરડીમા કુશાસનપર બિરાજેલી છોડી જઇને બહારથી તાળું વાસી દેતા કોઇ મનુષ્ય એની પાસે જઈ શકતું નહિ સમાધિ છુટયા પછી બધા સેવકો તેને બહાર લાવતા અને ગરમ પાણીથી સ્નાન કરાવીને પૂજન કરતા. થોડાકજ દિવસોમા ગૌરીબાઈને વચનસિદ્ધિ પ્રાપ્ત થઇ ગઇ, અર્થાત્ કે એના મોમાંથી જે શબ્દો નીકળતા તે સત્ય નીવડતા. લોકોની ભક્તિ તેના ઉપર ઘણીજ વધી ગઇ અને બધા તેને સાક્ષાત માતા ભગવતીના જેવી ગણવા લાગ્યા. સમાધિ કરવાનો અભ્યાસ કરવા માડયો ત્યારથી એ કેવળ અચ્છેર દૂધ ઉપરજ રહેતી હતી.

સંવત ૧૮૬૦ સુધી આ પ્રમાણે થતું રહ્યું. આખરે તેણે જોયું કે દર્શન કરવા સારૂ લોકોના આવ્યા ગયાથી ઘણી ભીડભાડ રહે છે અને દૈનિક કર્મ

કરવામા અડચણ પડે છે તેથી યાત્રા કરવા જવાનો સકલ્પ કર્યો અને ડુગરપુરમાથી પ્રયાણ કર્યું. રસ્તામા એ જયપુર શહેરમા ઉતરી. ત્યાના રાજાએ તેનો ઘણો આદરસત્કાર કર્યો તથા પાચ મહોરો ભેટ કરી અને જયપુરમાંજ વસવાની પ્રાર્થના કરી, પરન્તુ ગૌરીબાઇએ તેમની એ પ્રાર્થનાનો સ્વીકાર ન કર્યો તથા એ સોનામહોરો પણ પાછી આપી. જયપુર મહારાજના ઘણાજ આગ્રહને વશ થઇને એ પાચ મહોરો તો એને સ્વીકારવીજ પડી, પણ એમાંથી એક પૈસો પણ એણે પોતાના ઉપયોગમા લીધો નહિ. બધા પૈસા બ્રાહ્મણોમા વહેંચી દીધા. ત્યાથી એ મથુરા, વૃન્દાવન આદિ તીર્થોમા ફરતી ફરતી કાશીમા જઈ પહોચી અને ગ ગાના કિનારે એક ઝુ પડી બાધીને ત્યા રહેવા લાગી.

બનારસના રાજા સુન્દરસિહ ઘણા ધાર્મિક અને સાધુસ તોના ભક્ત હતા ગૌરીબાઇના કાશીમા પધાર્યાના સમાચાર સાભળતાવારજ એ ત્યા પહોચ્યા અને પચાસ હજાર રૂપિયા ગૌરીબાઇને ભેટ કર્યા તથા તેની ઘણી સ્તુતિ કરી.

ગૌરીબાઇ ત્યાથી ચાલીને ગયા જગન્નાથપુરી અને રામેશ્વરની યાત્રા કરતી કરતી પાછી બનારસ પહોચી અને થોડા દિવસ ત્યાજ રહી. એ અરસામા પણ એ દરરોજ સમાધિ કરતી હતી.

ગૌરીબાઈની પૂરી કૃપા તેના એક ભાણેજની કન્યા ચતુરીબાઇ ઉપર હતી. ચતુરીબાઇને ગૌરીબાઇનો સત્સગ પૂરો લાગ્યો હતો. તેની વૃત્તિ સાસારિક કામો ઉપરથી બિલકુલ ઉઠી ગઇ હતી. તે ગૌરીબાઇના ચરિત્રનું ધ્યાનપૂર્વક અવલોકન કરતી હતી અને તેનેજ પગલે ચાલતી હતી. મૃત્યુ કાળ પાસે આવ્યો ત્યારે ગૌરીબાઇને એ વાતની ખબર યોગબળથી પહેલેથીજ પડી ગઇ હતી. ગૌરીબાઈના સદુપદેશથી ચતુરીબાઇનુ હૃદય એટલુ બધુ દઢ થઈ ગયુ હતું કે એ સાસારિક સુખવૈભવોને તુચ્છ ગણીને ધિક્કારતી હતી ઘરબાર, માતપિતા, ભાઇ બેન વગેરે સૌ કોઇને તિલાજલિ આપીને ગૌરીબાઈના પવિત્ર માર્ગ ઉપર ચાલવાનોજ તેણે નિશ્ચય કર્યો હતો. ગૌરીબાઇએ તેને યોગમાર્ગમા પ્રવીણ બનાવી દીધી હતી.

સાધુ પાસેથી પોતાને મળેલી મૂર્તિ પણ ગૌરીબાઇએ અંત સમયે ચતુરબાઇને આપી હતી અને તેની અંતઃકરણપૂર્વક સેવા કરવાનો ઉપદેશ આપ્યો હતો.

ચૈત્ર સુદી ૯ ને સવંત ૧૮૬૫ ને દિને મધ્યાહ્ન કાળે રઘુપતિરામના જન્મોત્સવની આખા શહેરમા ધામધૂમ થઇ રહી હતી, એ સમયે ગૌરીબાઇએ નશ્વર દેહનો ત્યાગ કર્યો મૃત્યુસમયે તેની વય પૂરા પચાસ વર્ષની હતી.

ગૌરીબાઇને કવિતા રચવાનો સારો અભ્યાસ હતો. "એના ૬૫૨ પદોની હસ્તલિખિત પ્રત છે, પણ તેમાના જુજ છપાયેલાં છે કૃષ્ણ બાળલીલા અને શિવ સ્તુતિના કેટલાક પદ છે અને ઘણાક તો બ્રહ્મજ્ઞાનના છે. પ્રાચીન ગુજરાતીમાં વેદાંતિ કવિ અખો શ્રેષ્ઠ છે. તેના કાવ્યો પેઠેજ ગૌરીબાઇનાં બ્રહ્મજ્ઞાનના કાવ્યોનો અર્થ સરળતાથી સમજી શકાય તેવો નથી. શુદ્ધ બ્રહ્મ જ્ઞાનના પદમા કવિતાની ઉર્મિ કાઇક ઓછી છે અદ્વૈત મતનુ પ્રતિપાદન કરેલુ છે અને ઉપદેશ પણ છે. બીજા કાવ્યોમા તેની ભાષા સંસ્કારી છે, અને કેટલાક કવિતામય સુદર વાકયો એવા છે કે બીજી સ્રી કવિઓમા નજરે પડતા નથી. 'વનેશ્વર વિશ્વમા વિલાસ્યા, જેમ ફુલનમે બાસ.' 'ચદમેં તું ચતન્ય, સૂરજમેં તુ તેજ.' ' ગવરી ભેટી બ્રહ્મસનાતન, જેમ સાગરમાં ગગ' વગેરે એના કાવ્યના ઉદાહરણ તરીકે એક લઈએ.

હરિનામ બિના રે ઓર બોલના કયા,
હરિકથા બિના ઓર સુનના કયા,
સુખસાગર સામગીઓ ત્યાગી,
કૂપ ઠાબમેં ડોલના કયા.
ઘટ ગિરધર ગિરધારી પાયા,
બાહેર દ્રિગ અબ ખોલના કયા,
આત્મા અખડ આવે ન જાવે,
જન્મ નહિ તો ફિર મરના કયા.
ગવરી બ્રહ્મ સકલ મે જાન્યા,
જાન્યા તો જડ બોલના કયા.

બાળપણમા વૈધવ્ય પ્રાપ્ત થયું તથાપિ ગૌરીબાઈએ પોતાનું જીવન એળે ન ગાળતા તેનું સાર્થક કર્યું છે, અને પોતાનુ નામ કરી ગઇ છે. ગુજરાતી સ્રી કવિઓમા એ સર્વથી સસ્કારી હતી, અને તેનુ જ્ઞાન પણ સર્વથી ચઢીયાતું હતું. ×

×અ. સૌ. વિદ્યા રમણભાઇ નીલકંઠ રચિત ગુજરાતની સ્રી કવિઓ વિષયક નિબંધ.

# रत्न २६२ मुं—दाइ कोयल




એ હિજરી સન ૧૧૭૯ માં મરણુ પામેલા બંગાળાના સુબેદાર સૌલતજંગના પુત્ર શૌકતજંગની દાઈ હતી. એ ઘણીજ બુદ્ધિ માન અને રાજનીતિમા પ્રવીણુ સ્ત્રી હતી. તેની અપૂર્વ બુદ્ધિને લીધે સૌલતજંગે તેને 'દાના અનકા' (બુદ્ધિમાન ધાત્રી) નો ખિતાબ આપ્યો હતો. સૌલતજંગના મૃત્યુ પછી તેનો પુત્ર શૌકતજંગ ગાદી ઉપર બેઠો; પણુ તેનામા રાજ્ય કરવા જેટલી હોશિયારી નહોતી એના વખતમા રાજ્યની વ્યવસ્થા ઘણી બગડી ગઇ, અને તેની પૂરી બરબાદી થવાના ચિન્હ જણુાવા લાગ્યા. પણુ આ આપત્તિની સમયે ધાત્રી કોયલે પુત્ર સમાન શૌકતજંગને ઘણી અમૂલ્ય મદદ આપી, ઇતિહાસકાર લખે છે કે દાઈ કોયલના બુદ્ધિચાતુર્યને લીધેજ એ રાજ્ય કાયમ રહ્યુ હતું

# रत्न २६३ मुं—नीरकी कुमारी




રવાડના રાજા જસવતસિંહનો પુત્ર અજીતસિંહ હતો અજીતસિંહનો પુત્ર રાજા રામસિંહ હતો. એક વખત રામસિંહને પોતાના કાકા ભક્તસિંહ સાથે તુમુલ યુદ્ધ ઉપસ્થિત થયું મારવાડના સરદારોમાથી કેટલાક રામસિંહના પક્ષમા અને કેટલાક ભક્તસિંહના પક્ષમા જતા રહ્યા.

મેહત્રીનો સરદાર રાજાના પક્ષમા હતો. એ સરદારને એક મહાવીર તેજસ્વી પુત્ર હતો. યુદ્ધનુ તેડુ આવતાવારજ મેહત્રી સરદાર પોતાના અનુચરો અને સૈનિકોને એકઠા કરીને યુદ્ધયાત્રાની તૈયારી કરવા લાગ્યો. પણુ તેનો વીર પુત્ર એ વખતે ત્યા હાજર નહોતો એ નીરકીના સરદારની કન્યાને પરણુવા માટે ત્યા ગયો હતો

વરકન્યા ચોરીમા બેઠા હતાં. પુરોહિત વરકન્યાને હસ્તમેળાપ કરાવીને મંત્રો ભણી રહ્યો હતો, એજ વખતે યુદ્ધનું આમંત્રણુ નીરકી પહોચ્યું.

વિદ્રોહી કાકાએ પોતાના રાજાની વિરુદ્ધ યુદ્ધ આરંભ્યુ છે, અને રાજભક્ત સરદારો રામસિંહને મદદ કરવા સારૂ વગરવિલંબે યુદ્ધક્ષેત્રમાં જશે, એ ખબર તેને એ વખતે પહોંચ્યા.

યુદ્ધ ઉપસ્થિત છે, વિપત્તિમા આવી પડેલો રાજા સરદારોની મદદ માગે છે. વીર મેહત્રીકુમાર ઘણોજ અધીરો થઈ ગયો. વીર યુવક વિવાહના આસન ઉપર બિરાજ્યો હતો, સામેજ તરતની પરણેલી સ્ત્રી હતી; પરંતુ વીર યુવકનું ધ્યાન તે તરફ નહોતું. યુદ્ધ ઉપસ્થિત છે, રાજાનું આમંત્રણ છે, પિતાજી તથા બીજાં સગાસંબધીઓ રાજાની મદદે જાય છે એટલે હું વિવાહના આનંદમા નિશ્ચિંત કેવી રીતે બેસી રહું ? બધા બખ્તર પહેરીને ઢાલ તલવાર બાંધીને, ઘોડેસ્વાર થઈને યુદ્ધમા જઈ રહ્યા છે, અને હું કોમળ વરરાજાના વેશમા વરાસન ઉપર કોમળ રમણીનો હાથ પકડીને કેવી રીતે બેસી રહું ? એવા એવા વિચારો એના મનમા આવવા લાગ્યા. વિવાહની ક્રિયા સમાપ્ત થઈ રહ્યા પછી તેણે પોતાનો ઘોડો મંગાવ્યો અને વિવાહની ચોરીમાંથી વરરાજાના વેશમા એ પાધરો પિતાના સૈન્યને જઈ મળવા માટે ઘોડેસ્વાર થઈને ચાલ્યો.

સસરાએ, ગોરે, તથા બીજા સંબંધીઓએ નવી પત્નીની ખાતર એક દિવસ રોકાઇને જવાનો ઘણો આગ્રહ કર્યો. પણ એણે જરા પણ વિલંબ કરવાનું યોગ્ય ધાર્યું નહિ. જતી વખતે તરુણ પત્નીના સામુ જોઈને કહ્યું ‘ વહાલી ! તારી સાથે નામનોજ વિવાહ થયો. પત્નીતરીકે તારી સાથે એકવાર પણ વાતચીત કરવાનો પ્રસંગ મળ્યો નહિ. હું રાજપૂત વીર છું, પત્નીની સાથે વાતચીત કરવાના લોભમાં ક્ષણભરને માટે પણ લડાઇમા જવાનુ મુલતવી રાખી શકુ એમ નથી. ઈશ્વરેચ્છા હશે તો આ જીવનમા મળીશું. તું રાજપૂત બાળા છે. જરાપણ ખોટુ લગાડીશ નહિ. ઉદાર મનથી મને વિદાય આપ. કદાચ મારૂં મોત પણ થાય, આ જીવનમા આપણે એકબીજાને જોવા ન પણ પામીએ તો તેથી દિલગીર થતી નહિ. બીજા જન્મમાં આપણે પાછાં જરૂર મળીશું. આપણુ આ લગ્ન આ જન્મને માટે નથી, પણ આવતા જન્મને માટે છે એમ ધારજે. ’

કુમારીએ કહ્યું “ તમે રાજપૂત વીર છો તેમ હું પણ રાજપૂતનીજ કન્યા છું અને તમારા જેવા વીર રાજપૂતની સહધર્મિણી થઇ છું. વીરધર્મ શો છે ? તે હું સારી પેઠે સમજું છું. પાર્થિવ સુખોને માટે વીર ધર્મની વિરુદ્ધ આચ-

રણુ હું કહિ નહિ કરૂ તમે બેલાશક જાઓ. મારો વિચાર આણુશો નહિ. મારી કાંઇ પણ ચિંતા કર્યા વગર મુક્તહસ્તે દુશ્મનોના શિર કાપી નાખજો. આજના આ બનાવથી નિરાશ થવાનુ કાંઇ પણ પ્રયોજન નથી. કદાચ ભવિષ્યમા આપની સાથે મેળાપ નહિ પણ થાય તો એ દુ:ખ હું આપના વીરત્વ અને આપના ત્યાગનુ સ્મરણ કરીને, સહેલાઇથી સહન કરીશ તમારી અનુગામિની થઈને પરલોકમા હું તમને આવી મળીશ.

મેહત્રીકુમારે તરતજ ઘોડો મારી મૂકયો, તેના પિતા પોતાના સૈન્ય સાથે યુદ્ધમા જવાને તૈયાર થઈને બેઠા હતા તે જગ્યા ત્યાંથી એંશી ગાઉ દૂર હતી બે રાત અને એક દિવસમા એંશી ગાઉનો રસ્તો કાપીને વીરયુવક યુદ્ધમા સામીલ થયો. વરરાજાના વેશમા તેને યુદ્ધક્ષેત્રમા આવેલો જોઈ એ બધા આશ્ચર્ય પામી ગયા કાનમા ઉજ્જવળ મોતી, ગળામા સુવર્ણનો હાર, એવા વેશમા એંશી કોસ રસ્તો કાપીને આવવા માટે ભાટ કવિએ તેનાં ઘણા વખાણ કર્યાં.

સ્વામીના ચાલી આવ્યા પછી નીરકીકુમારી પણ પિયરમા રહી શકી નહિ. તરતજ તેણે પોતાને સાસરે વળાવવાનો માતપિતાને આગ્રહ કર્યો.

યુદ્ધનુ શું પરિણામ આવ્યુ છે તે જાણ્યા વગર, એવા લાબા રસ્તે કન્યાને મોકલવાની તેના માતપિતાને ઇચ્છા નહોતી. માતાએ તેને ઘણું સમજાવી. પણ તેણે માતાને જવાબ આપ્યો કે ‘ મા ! હવે મારાથી અહિંયા કેવી રીતે રહેવાય ? સ્વામી તો યુદ્ધમા ગયા છે અને હુ નિશ્ચિંત કેવી રીતે બેસી રહુ ? હુ તો જવાની. જો એક દિવસ પણ તેમને જીવતા જોઈશ, તો મારો આ જન્મારો સાર્થક થશે કદાપિ તેમનું મૃત્યુ થશે તોપણ ત્યા હોવાથી હું એકજ ચિતામા તેમની સાથે બળી શકીશ આ જીવનમા ફક્ત એટલાજ સુખની આશા બાકી છે. મને અહિંયા રાખી મેલીને મારી એટલી આશા પણ પૂર્ણ નહિ થવા દો ? ’

માતાએ હવે આનાકાની કરી નહિ નીરકી સરદારે વગરવિલંબે કન્યાને સાસરે વળાવી નીરકી કન્યાએ સાસરે પહોચતાવારજ શું જોયું ? જોયુ કે ચિતા તૈયાર છે. અને તેના ઉપર સ્વામીનો મૃતદેહ સુવાડવામાં આવ્યો છે. એક વાર પણ સ્વામીને જીવતા જોવાની આશામા બિચારી અહિં સુધી આવી હતી, પણ ક્રૂર કાળે તેની એ આશા પણ સફળ થવા દીધી નહિ, ક્ષણભરને માટે પતિને જોયા હોત, તો એ આ જીવનનું સાર્થક સમ-

જત, પણ વિધાતાએ તેને એટલા જરા સરખા સુખથી પણ વંચિત રાખી. નીરકી કુમારીએ એ વખતે સ્વામીના મૃત દેહની તરફ જોઇને કહ્યું 'પ્રભુ! આ જીવનમાં તો તમને મળી શકી નહિ. પરલોક સન્મુખ છે. ત્યા આપણને મળતા કોણ રોકી શકનાર છે ?'

એમ કહીને મુરબ્બીઓના ચરણની રજ લઇને નવવધૂ નીરકીકુમારી સ્વામીને આલિંગન દઇને સળગતી ચિતામાં સ્વામીની સાથેજ સુઇ ગઇ.

આસુભરી આખે સગાંઓએ ચિતામા આગ મૂકી.

વર–વહુનું પ્રથમ આણું ચિતામાજ થયું. અગ્નિદેવે એ શય્યામાંજ વરવહુના પવિત્ર દેહને ભસ્મરૂપ બનાવી દીધો.

---

# रत्न २६४ मुं–श्रेष्ठिकन्या असामान्या



આ કુલીન યુવતીનો જન્મ બંગાળા પ્રાંતમા એક શ્રીમંત જગતશેઠના ઘરમા થયો હતો એ વખતે નવાબ સુરાજ-ઉદ્દૌલાનુ રાજ્ય હતું. એ વીસ વર્ષનો તરુણ હતો. એના પહેલા એનો દાદો અલીવર્દીખાન રાજ્ય કરતો હતો. અલીવર્દીખાને પૌત્રને પુષ્કળ લાડમાં ઉછેર્યો હતો, અને એ લાડને લીધે બાળક સુરાજઉદ્દૌલા ઘણોજ બગડી ગયો હતો. ગાદી ઉપર બેઠા પછી એ પોતાના દુર્વ્યસની સોબતીઓની સંગતમાં ઘણી જાતના કુકૃત્યો કરવા લાગ્યો. એ બદમાશો પોળોમાં ફરતા અને કુલીન સ્ત્રીઓનુ પાતિવ્રત્ય ભ્રષ્ટ કરતા. કુંવારી કન્યાઓનુ તેમના માબાપના દેખતા હરણ કરી જતા. વિવાહિતા યુવતીઓની તેમના પતિઓના દેખતા લાજ લૂટતા અને આ પ્રમાણે અનેક પ્રકારનો અત્યાચાર કરતા. આથી પ્રજામા ઘણો ગભરાટ ફેલાયો. બંગાળાના રાજ્યમા બધે અંધેર ફેલાયું; પણ સુરાજ-ઉદ્દૌલાએ પોતાની કુટેવ છોડી નહિ.હવે તો એણે પોતાના અમીરઉમરાવો-ની સ્ત્રીઓની પણ જબરદસ્તીથી આબરૂ લેવાનું કામ શરૂ કર્યું.

એ વખતમાં મુર્શિદાબાદમા ઘણા મોટા મોટા શાહુકારો રહેતા હતા. એ લોકો જગતશેઠ કહેવાતા. હાલના સમયના રોકફેલર તથા રોથચાઇલ્ડ અને એન્ડ્રુ કાર્નેગી માફક એ લોકો દેશદેશાવરમાં ગંજાવર વેપાર ચલા-

વતા અને કરોડો રૂપિયાનું સ્વામિત્વ ભોગવતા. મોટા મોટા રાજાઓ અને જમીનદારો પણ તેમની પાસેથી કરજ લેતા. નાના મોટા રાજાઓ તેમના કરજદાર હોય એમાં તો નવાઇ શી, પણ ખુદ દીલ્હીનો બાદશાહ પણ રૂપિયા ઉધાર લેવાને માટે તેમને બારણે આવીને ઉભો રહેતો. તેમના આ અઢળક ધનને લીધે રાજદરબારમા જગતશેઠનું ઘણું માન હતું.

સુરાજઉદ્દૌલ્લાના રાજ્યમા મુર્શિદાબાદ નગરમા મહેતાબચંદ નામનો એક પ્રસિદ્ધ શેઠ રહેતો હતો. તેને અસામાન્યા નામની એક ઘણીજ સુદર કન્યા હતી. એનું સૌંદર્ય અનુપમ હતુ દુર્ભાગ્યે નવાબ સુરાજઉદ્દૌલ્લાની પાપી દૃષ્ટિ તેના ઉપર પડી. તેના સૌંદર્યથી એ તરતજ મુગ્ધ થઈ ગયો, પણ મહેતાબચંદ આખા હિન્દુસ્તાનમા એક પ્રતિષ્ઠિત અને વગવસીલાવાળો શાહુકાર હતો, એટલે ખુલ્લી રીતે તેનું હરણ કરવાની સુરાજઉદ્દૌલ્લાની હિમત ચાલી નહિ, પરંતુ સ્ત્રીના સૌંદર્યમા મુગ્ધ થઇ ગયા પછી કામી મનુષ્યને હાથે કેવા કેવા હાસ્યાસ્પદ કૃત્યો થઇ શકે છે તેનું ઠેકાણું નથી. અસામાન્યાનું સૌંદર્ય જોયાથી નવાબ એટલો બધો અધીરો થઇ ગયો કે, એણે એક દિવસે સ્ત્રીનો વેશ લીધો અને એ વેશમા જે મહેલમા અસામાન્યા રહેતી હતી ત્યાં પ્રવેશ કર્યો. તેણે સ્ત્રીવેશ ધારણ કરેલો હોવાથી ઠેઠ અ તઃ પુરમા જતા તેને કાઇ અડચણ પડી નહિ. પહેલા તો અસામાન્યાનું સૌંદર્ય જોઇનેજ સ તોષ માનવાનો તેનો કદિ વિચાર હશે, પણ જ્યારે એ પાસે ગયો, અને તેના મનોહારી રૂપનું પ્રત્યક્ષ અવલોકન કર્યું, ત્યારે તેને ભાન રહ્યું નહિ પોતે જગતશેઠના ઘરમાં છે એ વાત એ બિલકુલ વિસરી ગયો અને અસામાન્યાને આલિંગન આપવા તૈયાર થયો. એને પોતાની સામો ધસી આવતો જોઇનેજ અસામાન્યા ગભરાઈ ગઈ અને પોતાના પતિ પાસે જઇને એ ભયકર બનાવની ખબર આપી એ ખબર સાભળતાજ તેના પતિના ગુસ્સાનો પાર રહ્યો નહિ તે તરત એ સ્ત્રીવેશધારી નવાબને પકડવા દોડયો નવાબ એને જોઈને નાઠો પણ અસામાન્યાના પતિએ તેને પકડી પાડીને જોડાનો ખુબ માર માર્યો નવાબને એ જાનથીજ મારી નાખત, પણ મહા મહેનતે નવાબ તેના હાથમાથી છટકીને જીવ લઈને નાસી ગયો; પરતુ એ વણિકને હાથે પોતાનું જે અત્યત અપમાન થયું હતું, તેનો ઘા તેના હૃદયમા કદી રૂઝાયો નહિ

એ સદા અસામાન્યાના પતિનો ઘાટ ઘડવાના પ્રપંચમાં રહેવા લાગ્યો.

કેટલાક દિવસ પછી એક હહાડો લાગ સાધીને ખુલ્લા રસ્તામાં તેનું ખુન કરાવ્યું. એ નિર્દય નવાબ પોતાના શત્રુનું કેવળ ખુન કરાવીનેજ બેસી રહ્યો નહિ, પણ એણે પોતાના સીપાઈઓને એવો હુકમ આપ્યો કે અસામાન્યાના પતિનું માથુ એના ધડથી જુદું કરીને, એક ચાંદીના ટાટમા મૂકીને અસામાન્યા પાસે ભેટતરીકે મોકલવું. ખુનીએ નવાબની આજ્ઞા પ્રમાણે તરતજ અમલ કર્યો. આ વખતે અસામાન્યાના હૃદયની શી અવસ્થા થઈ હશે, તેનું વર્ણન કરવું ઘણુંજ અઘરૂં છે. ભય, ક્રોધ અને તિરસ્કાર આદિ મનોવિકારોને લીધે તેનું અંતઃકરણ ઘણું મુંઝાવા લાગ્યું. પોતાના પ્રિયપતિનું શિર ધડથી વેગળુ થએલું જોતાવારજ તે અભાગી અબળા મૂર્ચ્છિત થઇ ગઇ અને દિનપ્રતિદિન તેનો શોક વધતો જવાથી તેનામા ઉન્માદ અને બુદ્ધિભ્રંશના લક્ષણ જણાવા લાગ્યા.

રૈયત, જાગીરદારો અને શેઠશાહુકારો સાથે આ પ્રમાણે જુલમ અને અનાચાર કરીને સુરાજઉદ્દોલ્લા લાંબો કાળ સુધી બંગાળાની ગાદીએ ટકી રહે એ અસંભવિત હતું. સુરાજઉદ્દોલ્લા પોતાના દુરાચારનું ફળ ઘણુ જલ્દી ભોગવવા લાગ્યો. બંગાળામા સરદારોનું પ્રાબલ્ય મૂળથીજ ઘણું અધિક હતું. જ્યારે એમણે પોતાના નવાબની મતિ આટલી બધી ભ્રષ્ટ થએલી જોઇ ત્યારે એમણે એના જુલમથી ત્રાસ પામીને અંગ્રેજ લોકોની મદદ માગી અને તેમની સહાયતાથી સુરાજઉદ્દોલ્લાને પદભ્રષ્ટ કરીને તેની જગ્યાએ મીરજાફરને ગાદીએ બેસાડવાનો નિશ્ચય કર્યો. પ્લાસીની લડાઇમાં પરાજય પામીને સુરાજઉદ્દોલ્લાએ ત્યાથી નાસી જવાનો પ્રયત્ન કર્યો, પણ મીરજાફરના લોકોએ તેને રાજમહેલ આગળ પકડયો અને મુર્શિદાબાદ આણ્યો. ત્યાં આગળ મીરજાફરના પુત્ર મિરાનના હુકમથી મહમદ બેગ નામના સૈનિકે તેનો શિરચ્છેદ કર્યો. તેનુ છિન્નવિચ્છિન્ન થઇ ગયેલું શરીર એક હાથી ઉપર મૂકીને એક ઘોર અપરાધી મનુષ્યની પેઠે દફનાવવા માટે શ્મશાનમાં મોકલી દેવામા આવ્યું.

આ બધો સમય જગતશેઠની કન્યા અસામાન્યા ભ્રમિષ્ટ સ્થિતિમા હતી. એ કદિ બહેરા માણસની પેઠે, તો કદિ મુંગા માણસની પેઠે, તો કદિ નાના બાળકની પેઠે ચાળા કરતી. ઘણી વાર તે ઝનુનમા આવી જતી. ટુંકામા તેની ઘેલછા ઘણી વધતી જતી હતી. તેના પિતાએ તેને સાજી કરવા માટે ઘણા વૈદ્યોના અને હકીમોના ઉપચાર કર્યા, ભુવા જતિઓને બોલાવીને

ઘણાએ જ ત્રમ ત્ર કરાવ્યા કે ભૂતપિશાચ વળગ્યું હોય તો ચાલ્યું જાય, પણ બધું ફોગટ નીવડયું સુરાજઉદ્દૌલાનુ ખુન થયાના સમાચાર જ્યારે જાણુ વામાં આવ્યા ત્યારે તેની દફનક્રિયા જોવાને માટે અસામાન્યાને મોકલવી એવી સૂચના કેટલાક ગૃહસ્થોએ તેના પિતાને કરી. એમણે એમ ધાર્યું હતું કે પોતાના પ્રિય પતિના ખુની નરાધમ નવાબ સુરાજઉદ્દૌલ્લાની આવી દુર્દશા જોયાથી કદાચ તેના મનનુ સમાધાન થશે એ સૂચના પ્રમાણે એનો પિતા એ ભય કર દેખાવ દેખાડવા તેને કબરસ્તાનમા લઈ ગયો ચમત્કાર એવો બન્યો કે એ દેખાવ જોતા વારજ લગભગ અઢી વર્ષથી ચિત્તભ્રમના રોગથી પીડાતી અસામાન્યા એકદમ શુદ્ધિમા આવી ગઈ. તે ઘણી વાર સુધી એ લોહીલ વાણુ થયેલા નવાબના શબ તરફ એકીનજરે જોતી રહી, અને ત્યાર પછી પોતાની દાસીના સામુ જોઇને પૂછવા લાગી ' આ કોણ છે ? શા અપરાધ-ને માટે એનું શરીર આ પ્રમાણે છિન્નવિચ્છિન્ન કરી નાખવામા આવ્યું છે ? ' દાસીએ ઉત્તર આપ્યો ' બાઈસાહેબ ! એ તો આપના પ્રિયપતિનું ખુન કરનાર દુષ્ટ નવાબ સુરાજઉદ્દૌલ્લાનુ શબ અહિંયા દફનાવવા માટે આણવામા આવ્યું છે. જેણે આપને માટે પોતાના ચિત્તમા દુષ્ટ વિચાર રાખ્યો હતો તે નવાબ સુરાજઉદ્દૌલાને પરમેશ્વરે તેના પાપોની યોગ્ય સજા ભોગવવા આ શ્મશાનમા આણ્યો છે ' દાસીનો કહેવાનો મતલબ એ એક-દમ સમજી નહિ પણ થોડીવાર પછી તેના અ ત.કરણમા એકદમ કોઇ એવો પ્રકાશ પડયો કે તે જોરથી બોલી ઉઠી ' ઠીક ! ઠીક ! ! ઘણુ સારૂ થયુ ! હવે મને ઘેર પાછી લઇ જા '

અસામાન્યાની આજ્ઞા પ્રમાણે સેવકો તેને ઘેર પાછી લઇ ગયા તેની વૃત્તિમા હવે જમીન આસમાનનો ફેરફાર જણાવા લાગ્યો તેની પહેલાની ઘેલછા બિલકુલ ચાલી ગઇ, અને એનો જીવ ઘણો આન દમા રહેવા લાગ્યો, પર તુ એ મનમા ને મનમા કાઇ વિચાર કર્યા કરતી. ઘણી વાર એ કહેતી કે ' મારે જે કરવાનુ હતું તે પરમેશ્વરે કર્યું . મારૂં કર્તવ્ય એમણે બજાવ્યું; એટલા માટે પરમેશ્વરનુ જે કર્તવ્ય હતું તે મારે કરવું જોઇએ ' તેના આ શબ્દોનો ભાવાર્થ કોઈ કળી શકયુ નહિ, અને જ્યારે એ લોકો એનો ભાવાર્થ સમજી શકયા ત્યારે એ બધુ નિરર્થક હતું, કારણ કે ઘરના બધાં માણસોની નજરને ચૂકવીને અસામાન્યા કોણ જાણે કયાંની કયાં નાસી ગઈ હતી.

એની પછાડી ઘણા લોકો ગયા પણ કોઇને તેનો પત્તો લાગ્યો નહિ એ મધ્ય રાત્રિએ ઘરમાંથી નીકળીને નાસી ગઈ હતી, પોતે કયા જાય છે તેની એને પોતાનેજ ખબર નહોતી. તેના મનમા એવો વિચાર આવ્યો હતો કે ‘ મારા પતિનુ ખુન કરનાર નવાબને મારે હાથે સજા થવી જોઈતી હતી. તેના દુરાચારનો બદલો મારે લેવો જોઇતો હતો, તેના પાપી દેહને મારે ઘાયલ કરવો જોઇતો હતો; પરન્તુ એ બધી વાત મારે બદલે પરમેશ્વરે પોતે કરી વસ્તુતઃ પરમ દયાસાગર પરમેશ્વરની ફરજ તો તેનું રક્ષણ કરવાની હતી; કારણ કે એ દુરાચારી અને મૂઢ હોવાથી પ્રભુએ તેના ઉપર દયા લાવીને તેનુ ભલું કરવુ જોઇતું હતુ પરન્તુ જ્યારે પ્રભુએ એ કામ કર્યું નથી, ત્યારે મારે એમજ સમજવું જોઇએ કે એમણે એ કામ મારે સારૂ રાખી મૂક્યું છે બસ એજ ખરી વાત છે હવે હું એ કામ કરવા તૈયાર થઇશ. ’ આવો વિચાર આણીને અસામાન્યા એકદમ ઘર છોડીને ચાલી ગઈ, પણ વાચકોને વિચાર આવશે કે, એ તો સુરાજઉદ્દોલ્લાનુ હવે શું ભલું કરવાની હતી એ તો હવે મરી જઈને કબરસ્તાનમા સુતો છે, તેનો દેહ તો હવે માટીમા મળી જવા માંડયો છે, તો અસામાન્યા હવે કોનું કલ્યાણ કરવાની હતી,પરંતુ એણે વિચાર્યું હતું કે જેમનું કલ્યાણ કર્યાથી સુરાજઉદ્દોલ્લાનુંજ કલ્યાણ કર્યા બરોબર ગણાય એવા મનુષ્યો જરૂર જગત્મા હશે માટે એવા મનુષ્યોને ખોળી કાઢીને તેમનુ પોતાનાથી બને તેટલુ ભલું કરવાનો અસા-માન્યાએ નિશ્ચય કર્યો.

એ પહેલાં તો ભાગળગલા ગઈ. ત્યા ગયા પછી તેણે જે હકીકત સાભળી તેથી એને આનદ થયો. સુરાજઉદ્દોલ્લા જે વખતે મુર્શિદાબાદ છોડીને નાસી ગયો હતો, તે વખતે તેના હજારો સેવકો અને મિત્રોમાથી ફક્ત એકજ પ્રાણી તેની દુઃખી દશાનુ ભાગી બન્યુ હતું. એ પ્રાણી બીજુ કોઇજ નહિ પણ સુરાજે પોતાની આખી જીંદગીમા તિરસ્કાર કરેલી તેની સહધર્મિણી બેગમ મહેરૂન્નિસા હતી. સુરાજે તેનુ નામ ‘ ગુલ ’ પાડયું હતું. એ દુષ્ટે પોતાના દુરાચારને લીધે એ બિચારીને ઘણીજ તરછોડી કાઢી હતી, પરન્તુ ગુલે આખર સુધી તેનો સાથ છોડયો નહિ. એ આ વખતે કેવળ સોળ વર્ષની તરુણી હતી અને આજ સુધી દુઃખ એ શું તે એણે જાણ્યું નહોતું, પણ પતિના સંકટ સમયે એ એની સાથે પહાડો અને કોતરોમા નાસતી ફરવાને તૈયાર થઈ. અધરામાં પૂરૂં આ વખતે એ સગર્ભાવસ્થામા હતી, પણ

એણે પતિભક્તિની ખાતર કોઈ પણ જાતની હાડમારીનો વિચાર કર્યો નહિ ભાગબંગલા આગળ આવતા તેને પ્રસવ થયો અને તેણે એક સુંદર કન્યા-રત્નને જન્મ આપ્યો. એ પ્રસંગે સુરાજઉદ્દૌલ્લાને ત્યાં આગળ થોડા દિવસ રહેવું પડયુ, ત્યા આગળજ શત્રુઓએ તેને પકડી પાડયો, અને ત્યાજ તેનુ મૃત્યુ થયું. એ નરાધમને તો એની યોગ્ય સજા મળી પણ ગરીબ બિચારી ગુલની દશા કેવી કરુણાજનક ! એક વખતે જે સુંદરી આખા બંગાળ, બિહાર અને ઉડિસાના નવાબની બેગમ તરીકે રાજમહેલોમા અત્યત સુખ અને વૈભવમા નિવાસ કરતી હતી તેને આજે એક ગરીબ સ્ત્રીનુ શરણ લેવુ પડયુ ! એ ગરીબ સ્ત્રીને ત્યા એ દોઢેક મહિના સુધી રહી. પેલી તરફ અસામાન્યાને જ્યારે ખબર પડી કે સુરાજનુ મૃત્યુ થયુ છે અને ગુલ બેગમ નિરાધાર છે ત્યારે એ તેની શોધમા લાગી, અને શોધતા શોધતા ગુલ જે સ્ત્રીને ત્યા રહેતી હતી ત્યા આવી પહોચી. ગુલને જ્યારે ખબર પડી કે કોઈ સ્ત્રી એની શોધ કરે છે ત્યારે એને વહેમ પડયો કે રખે આ પણ એના દુશ્મનોનુ કઇ તરકટ હોય અને તેઓ વિશ્વાસઘાત કરીને એની એકની એક બાળકીનો પણ પ્રાણ લઈ લે આટલા સારૂ એ અસામાન્યાને મળ્યા વગર છાનીમાની દીલ્હી તરફ જવા નાસી આવી. તેનો વિચાર એવો હતો કે દિલ્હી જઇને મહાન્ મોગલ શહેનશાહના ચરણોમા આ બાળકીને મૂકવી અને તેના પાલનપોષણને માટે કાંઈક બંદોબસ્ત કરાવવો

અડધી ગાડા જેવી, જગશેઠની કન્યા અસામાન્યા, પોતાની ધુનમા ને ધુનમાજ ગુલબેગમની પછાડી ચાલી ગુલને ખબર પડી કે કોઇ એની પાછળ પડયુ છે એ બિચારીને શી ખબર છે કે અસામાન્યાનો ઉદ્દેશ કેવો ઉત્તમ હતો ? આખરે નાસતા નાસતા એ ગંગા નદીને કિનારે આવી પહોચી અને ત્યા અસામાન્યાએ તેને પકડી પાડી આજ એના પતિના મૃત્યુને ત્રણ વર્ષ થયા હતા. આ ત્રણ વર્ષ સુધી એ પોતાને અસામાન્યાથી બચાવવાને માટે છાનીમાની ગામેગામ નાસ્યા કરતી હતી. અસામાન્યા તેના પગલાં જોતી જોતી એની પછાડી જતી આજે ત્રણ વર્ષે એ તેની પાસે આવી પહોચી આજે ઘણુ તોફાન હતુ પુષ્કળ વંટોળીઓ ચાલી રહ્યો હતો. મોટા મોટા વૃક્ષો થડસહિત ઉખડીને ઉડી જતા હતા અને ઘરના ઘર ઉડી જતા હતા. ગંગા નદીનો પ્રવાહ પૂર્ણ વેગમા ખળખળ કરતો વહેતો હતો. જે સમયે માણસો અને પશુઓ આ વંટોળીઆ અને તોફાનમાંથી બચી જવાને યત્ન

કરી રહ્યા હતા, તે સમયે ગુલ નદીના કિનારા તરફ ધસી જતી હતી. ગાંડી અસામાન્યા એનાથી ઘણે દૂર નહોતી. એ એની તરફ દોડી આવતી અને મોટે અવાજે કહેતી કે ' બેન ! ઉભી રહે ' પણ આવા ગભીર તોફાન આડે એનો સ્વર ગભરાયલી ગુલના સાંભળવામા આવ્યો નહિ.

નદીકિનારે આવતા તેણે એક હોડી જોઇ. પોતાના હાથમાથી એક કિમતી વીટી એ નાવિકને આપીને ગગાપાર જવાની ગુલે ગોઠવણ કરી. પેલી તરફ અસામાન્યાએ જોયું કે આવા તોફાનમા ગુલ પોતાની કન્યા સાથે, હોડીમા બેસીને ચાલી જાય છે, થોડીવારમા તો હોડી તેની દૃષ્ટિમાથી દેખાતી બધ પડી જેનું કલ્યાણ કરવાના ઉદ્દેશથી એ આટલા વર્ષ સુધી ગમે તેટલુ દુઃખ વેઠીને રખડતી રહી, તે આખરે હોડીમાં બેસીને ચાલી ગઈ. થોડીવારમાં તેણે એક ચીચીયારી સાંભળી, અને અસામાન્યાની ખાત્રી થઇ કે હોડી ડૂબી ગઇ છે અને આ ચીસ તે ગુલ બેગમની ડૂબતી વખતની ચીસ છે. તરતજ એ નદીમા કૂદી પડી, અને તરતી તરતી જે સ્થળે નૌકા ડૂબી ગઈ હતી ત્યા પહોચી ગઈ એણે ગુલના વાળ પાણીમા જોયા એટલે એ ચોટલો જોરથી ખેચીને ગુલબેગમને બહાર ખેચી કાઢી. બાળકી હજુ ગુલની સોડમાજ હતી. એણે એની પાસેથી બાળકીને પોતાના હાથમા લેવાનો પ્રયત્ન કર્યો પણ એ દશામા પણ ગુલ પોતાની પ્રાણાધાર કન્યાથી છૂટી પડી નહિ. અસામાન્યા તરવામા ઘણીજ કુશળ હતી એટલે એ મા-દીકરી બનેને લઇને સહિસલામત કિનારે આવી પહોચી. એમને કિનારે પહોચતા ત્રણ કલાક થયા. ગુલ તે વખતે અધમુઈ થઇ ગઇ હતી. અસામાન્યા તેને એક ઝુંપડામા લઈ ગઈ અને તેને બચાવવા ઘણોએ પ્રયત્ન કર્યો, પણ અફસોસ કે નવાબ સુરાજઉદ્દોલ્લાની પવિત્ર અને પતિવ્રતા બેગમ એ ઘાતમાથી બચવા પામી નહિ. ઘણી મુશ્કેલીએ અસામાન્યા ગુલની કન્યાનો પ્રાણ બચાવી શકી, પણ એની બોલવાની શક્તિ ચાલી ગઈ.

અસામાન્યાનુ પાછળનુ વૃત્તાત જાણવામા નથી આવ્યું. સભવ છે કે એ ઘણું મનોરંજક પણ નહિ હોય. પોતાના શત્રુની કન્યાને લઇને તે પૂર્વ બંગાળાના કોઇ ભાગમાં ઘણો વખત સુધી રહી હતી. એ ભાગના લાખો લોકો હજુ પણ તેને એક દેવીતરીકે પૂજે છે.

૬૯ નિશ્ચયનું ફળ એવું હોય છે. અસામાન્યાનો નિશ્ચય હતો કે સુરાજ-ઉદ્દોલ્લાના કુટુંબનું કલ્યાણ કરવું તો આખરે એને એવો પ્રસંગ મળી

આવ્યો અને એ સ્વર્ગસ્થ નવાબની એકમાત્ર કન્યાને પોતાનાજ બાળકની પેઠે ઉછેરીને કેળવવાને એ ભાગ્યશાળી થઇ.

# रत्न २६५ मुं—विद्यावती



એમનો જન્મ દક્ષિણ ભારતમા બ્રાહ્મણ કુટુબમા થયો હતો ત્યાના વિજનામના નિવાસી નૃસિહધર નામના એક વિખ્યાત ધનવાન જમીનદાર સાથે એમનુ લગ્ન થયુ હતુ. દયા, સૌજન્ય અને પરોપકાર એ એમના સ્વભાવના ખાસ લક્ષણ હતા.

વિદ્યાવતી પણ પતિના જેવાજ સદ્ગુણ ધરાવતી આદર્શ નારી હતી એમની બુદ્ધિ ઘણી વિલક્ષણ હતી, અને પરમ ધાર્મિકતા એમની નસેનસમા ભરેલી હતી.ધનવાન જમીનદારની પત્ની હોવા છતા અભિમાનનો છાટો લવ લેશ એમના સ્વભાવમા ન હતો એમની સરળતા,મધુરતા તથા સ્નેહથી એમના સમાગમમા આવનાર બધા પ્રસન્ન અને મુગ્ધ થઈ જતા. ઘરસસારનુ ઘણું ખરૂ કામ પોતાને હાથે કરતા. દાસદાસીઓને કોઈ દિવસ કડવા વચન કહેતા નહિ, બલ્કે એમને પોતાના સતાનસમા ગણીને વર્તતા. સાસારિક કાર્યોમા ગુથાયલા રહેવા છતા પણ ધર્માનુષ્ઠાન નિયમિત રીતે કરતાં પતિ ભકિત એમના જીવનનું મુખ્ય કર્તવ્ય હતું. તેમના શરીરનું લાવણ્ય અને માધુર્ય જોતા એમને દેવી કહેવાનુ મન થતું તેમની દૃષ્ટિમાથી એક સ્વર્ગીય તેજનો સચાર થતો એ દરરોજ શિવપૂજા કરતા અને પૂજા કર્યા વગર પાણી સુદ્ધાત પીતા નહોતા એકાગ્રચિત્તે હાથ જોડીને જ્યારે એ પૂજા કરતા અને સ્તવનો ગાતા ત્યારે એમના હૃદયમા એટલી ભકિત ઉત્પન્ન થતી કે નયનમાથી દડદડ અશ્રુધારા પડતી પૂજા સમયે તેમના મુખની પ્રભા વધારે ઉજ્જવળ થતી.

એ સદાચારી, ભકિતપરાયણ અને વિદુષી માતાના ગર્ભમાં ભારત વર્ષના પ્રસિદ્ધ સાધુ શ્રી તૈલગ સ્વામીનો જન્મ થયો હતો.

તૈલગધરની બુદ્ધિ ઘણી તીવ્ર હતી, અને સ્મરણશકિત તો એવી અસાધારણ હતી કે એકવાર સાભળ્યાથીજ પાઠ કઠસ્થ થઇ જતો.

કિશોરાવસ્થા પાર કરીને યૌવનમાં પગ મૂકતા તૈલંગધરના સ્વભાવમાં

ફરક પડ્યો. યૌવનસુલભ ચંચળતા આવવાને બદલે એમનામાં ગંભીરતા અને ઉદાસીનતા આવવા લાગ્યા.પુત્રની આ દશા જોઇને પિતાને ચિંતા થઇ. તેના જીવનમાં પ્રફુલ્લતા આણવા સારૂ તેમણે તેનું લગ્ન કરી દેવાનો વિચાર કર્યો; પરંતુ તૈલંગધરે પરણવાની સાફ ના કહી. નૃસિંહધરે તેને વારંવાર આગ્રહ કર્યો ત્યારે તેણે એક દિવસ સ્પષ્ટ જણાવ્યું કે, 'આ ક્ષણભંગુર નશ્વર જીવનનીજ જ્યારે સ્થિરતા નથી તો પછી નાહકનો એ જીવને માયાજાળમાં નાખવાની શી જરૂર છે ? જે અવિનશ્વર અને ચિરસ્થાયી છે તેનીજ શોધમાં રહેવું જોઇએ; અને હું તેનીજ શોધમાં છું ' નૃસિંહધરે પુત્રનો વિચાર બદલવાનો ઘણો પ્રયત્ન કર્યો, પણ એમાં સફળતા ન મળી,એથી એમને ઘણી ચિંતા થઇ; પરંતુ વિદુષી વિદ્યાવતી ઘણી બુદ્ધિમતી હતી. એનો પુત્રસ્નેહ અંધ ન હતો પુત્રને માટે શ્રેય શું છે અને પ્રેય શું છે એ તે સારી પેઠે જાણતી હતી. પુત્રનો માનસિક ભાવ એ બારીકાઇથી અવલોકી રહી હતી. એ જાણી ગઇ હતી કે તૈલંગ ધર્મના માર્ગમાં આગળ વધી રહ્યો છે. એ સંસારના માયામોહમાં ફસાવાને નારાજ છે,પરંતુ એથી જરા પણ દુઃખી થવાને બદલે વિદ્યાવતી ઉલટી વધારે પ્રસન્ન થઇ. તેણે સ્વામીને ઉદાસ જોઇને એક દિવસ એકાન્તમાં કહ્યું કે, " તૈલંગ વિવાહ કરવાની ના કહે છે તેમાં તમે આટલા બધા નિરાશ શા સારૂ થઇ ગયા છો ? વિવાહનો ખરો ઉદ્દેશ શો છે ? જો વંશ ચલાવવો એજ લગ્નનો ઉદ્દેશ હોય તો *શ્રીધરના લગ્નથી એ ઉદ્દેશ પાર પડશે. તૈલંગની ઇચ્છાજ લગ્ન કરવાની નથી તો પરાણે એને પરણાવવાથી એનું મન કદિ પણ પ્રફુલ્લ નહિ રહે,એથી તો ઉલટું પરિણામ આવવાની શંકા રહે છે. વળી જે માર્ગે તે જઇ રહ્યો છે, તેમાં એને સફળતા મળશે તો કેવળ આપના કુળનુંજ નહિ પણ આખા ભારતનું મુખ ઉજ્જ્વળ થશે. માતાપિતાને માટે એ શું ઓછા ગૌરવની વાત છે ? માટે એના કોઇ પણ કાર્યમાં જરા પણ વિઘ્ન આવે એવું એક પણ કામ આપની તરફથી ન થવું જોઇએ; બલ્કે જેથી કરીને એ ધીમે ધીમે એ માર્ગમાં અગ્રેસર થાય અને પોતાના ઉદ્દેશમાં સફળ થાય એવા ઉપાય યોજવા એ આપણું કર્તવ્ય છે " ગુણવંતી સ્ત્રીએ એ પ્રમાણે પતિને સમજાવીને તૈલંગધરના વિવાહનો વિચાર માંડી વળાવ્યો. નૃસિંહધરને પણ પત્નીના આવા ઉદાર વિચાર જાણીને ઘણોજ આનંદ થયો. એમણે તૈલંગધરના લગ્નનો વિચાર છોડી દીધો, અને બીજા

* શ્રીધર વિદ્યાવતીની શોક્યનો પુત્ર હતો.

પુત્ર શ્રીધરનો લગ્નોત્સવ ઘણી ધામધૂમથી કર્યો. વિદ્યાવતીએ એ સાવકા છોકરાના લગ્નમા ઘણા હર્ષપૂર્વક ભાગ લીધો અને ઘણો આનંદ અનુભવ્યો.

વયોવૃદ્ધિની સાથે સાથે તૈલંગધરની ધર્મભાવના વધવા લાગી. વિદ્યાવતીએ જોયું કે તૈલંગધરનો પ્રાણ ધર્મને માટે વ્યાકુળ થઈ રહ્યો છે, ત્યારે તેણે તેને યોગ્ય ઉપદેશ આપવા માંડયો. વિદ્યાવતીના ઉપદેશવચનો પુત્રના કાનમાં સુધા વરસાવવા લાગ્યા. માતાના ઉપદેશ પ્રમાણે ચાલ્યાથી એમના હૃદયમા નવોજ પ્રકાશ રેડાયો. તેમની મનોવૃત્તિઓ ઉચ્ચમાર્ગે જવા લાગી. ધીમે ધીમે ભગવત્પ્રેમના મોજા તૈલંગધરના હૃદયમા ઉછળવા લાગ્યા.

ત્યારપછી થોડા સમયમા વિદ્યાવતીના પતિનો સ્વર્ગવાસ થયો.

પતિના મૃત્યુ પછી વિદ્યાવતીએ બધો સમય એકાગ્રચિત્તે પુત્રની સાથે ભગવાનની ચર્ચા અને ચિંતવન કરવામા ગાળ્યો. બાર વરસ સુધી વૈધવ્ય ભોગવીને એ ભક્તિમતી દેવી આ નશ્વર સંસારનો ત્યાગ કરીને પરલોકમાં સીધાવ્યા

ઈ૦ સ૦ ૧૫૮૧ મા તેમનો દેહ છૂટયો તે સમયે તૈલંગધરની વય બાવન વર્ષની હતી. તૈલંગ સ્વામીએ અસાધારણ લાબું આયુષ્ય ભોગવ્યું હતું એમ કહેવાય છે કે કાશીમાં એમણે દેહત્યાગ કર્યો તે સમયે એમનું વય ૨૮૦ વર્ષનુ હતું.

## रत्न २६६ मुं–देशप्रेमी हीरादेवी



જે સમયે ગુજરાતમા કરણ વાઘેલો રાજ્ય કરતો હતો તે સમયમાં મારવાડમા ઝાલોર નામના નગરમા સોનગીરા ચોહાણ વંશના કાન્હડદે રાજાનુ શાસન હતું.

દેશદ્રોહી નાગરપ્રધાન માધવકરણનું વેર લેવા સારૂ બાદશાહ અલ્લાઉદ્દીનના લશ્કરને ગુજરાત તેડી લાવતો હતો,તે સમયે ઝાલોર રસ્તામા પડ્યું સેનાધિપતિઓએ કાન્હડદેને માર્ગ આપવા કહ્યુ; પણ ક્ષત્રીનો ખરો ધર્મ જાણનાર એ રાજાએ કહ્યુ, " તમારા બાદશાહને જઈને કહેજો કે એક હિન્દુ રાજાને જીતવા તમે જાઓ છો, એમા મદદ આપવી એ મારો ધર્મ નથી. ગામો લૂંટાય, અબળાઓના શિયળ ઉપર હાથ નંખાય, ગા

બ્રાહ્મણને પીડા થાય એવા કામમા કોઈ સાચો હિંદુ રાજા મદદ આપી ન શકે." સુલતાનને આથી ઘણુ ખોટુ લાગ્યુ. એ વખતે તો તેણે અલફખાનની સાથે બીજે માર્ગે ગુજરાત ઉપર ચઢાઈ કરી, પરંતુ ગુજરાતનો વિજય કરીને પાછા ફરતી વખતે પોતાનું અપમાન કરનાર કાન્હડદેનો બદલો વાળવા સારૂ લશ્કરને ઝાલોરને માર્ગે વાળ્યું. એ સમયે રાજપૂતો સાથે બાદશાહના સૈન્યને ભયંકર યુદ્ધ થયું. વીર રાજપૂતોએ ઘણી બહાદુરીથી લડીને મુસલમાન સેનાનો પરાજય કર્યો. બાર બાર વર્ષ સુધી યુદ્ધ ચાલ્યું. મુસલમાનોએ ઘણાએ હલ્લા કર્યા પણ કાન્હડદે ઉપર જીત મેળવી શકાઈ નહિ. એક તરફ રાજા માલદેવ અને બીજી તરફ કાન્હડદેવ બેની વચમા મુસલમાનો હેરાન થઇ ગયા. અહી આવો રંગ જામી રહ્યો હતો ત્યા એક બહુજ શરમભર્યો બનાવ બન્યો. ભારતના દુર્ભાગ્યે સ્વાર્થની ખાતર દેશનો દ્રોહ કરનાર અધમ ચંડાળો નીકળતાજ આવ્યા છે. હાલ પણ ભારતમાતાની કુખે એવાં પ્રાણીઓ ઉત્પન્ન થતા બંધ પડયા નથી એ સમયમા ઝાલોર રાજ્યની સેવામા વીકા સેજવાલ નામનો એક રાજપૂત હતો એની બુદ્ધિ બગડી અને સ્વાર્થની લાલચે પોતાના સ્વામીને દગો દેવાનો વિચાર એને સૂઝયો. અડધી રાત્રે એ દુષ્ટ સંતાતો છુપાતો શત્રુના સરદારને મળવા ગયો અને કહ્યું કે, "બાદશાહ મને ગઢ આપી દે તો હું છુપો રસ્તો બતાવું." સરદારે વચન આપ્યું અને વીકા સેજવાલે લોભને લીધે વિશ્વાસઘાત કર્યો.મલિકે રાતોરાત લશ્કર એકઠું કર્યું અને ગઢ ઉપર ચઢાઇ કરી.

વીકો હર્ષભેર ઘેર ગયો અને પત્નીને પ્રેમપૂર્વક જણાવવા લાગ્યો 'વહાલી ! આપણા દુઃખનો અંત આવી ગયો. કાલે હું રાજા બનીશ અને તું રાણી બની પૂર્ણ વૈભવમા જીવન ગાળીશ." પતિને મુખે એની અધમ યોજનાની વિગતવાર વાત સાભળતા દેવી હીરાને ઘણોજ ક્રોધ ઉત્પન્ન થયો; એ શૂરી ક્ષત્રાણીનું લોહી ઉકળી આવ્યું. પતિમાટે એના હૃદયમાં લેશમાત્ર પણ સન્માન રહ્યું નહિ.ઉશ્કેરાઈ જઇને એણે કહ્યું, " દુષ્ટ ! નરાધમ ચંડાળ ! તેં આ શું કર્યું ? તેં તારા લોભની લાલચમા સ્વામીદ્રોહ કર્યો ! પોતાના પાળનારનું પીવાનું દૂધ તું બિલાડીને પાય છે,જેના પ્રતાપથી સોનારૂપાં, ગામગરાસ વગેરે ભોગવીએ છીએ તેનુંજ તે દાટ વાળ્યું ! ધિક્કાર છે તને !" એમ કહીને ગુસ્સાના આવેશમાં એણે પાસે પડેલું ત્રાબાનું વાસણ પતિને છૂટું માર્યું. પ્રહેજવાર તરફડીને ભોય ઉપર પડીને એ મરણ પામ્યો.હીરાદેવી તરતજ રાજા

પાસે ગઈ અને પોતાના સ્વામીએ કરેલી નિમકહરામી તથા એના પાપે દેશ ઉપર આવેલી આફત જાહેર કરી, પણ થવાનું હતું તે થઇ ચુકયુ. ગુપ્તમાર્ગ જાહેર થઇ જવાથી મુસલમાનોને ઘણી મોટી સગવડ મળી ગઇ, અને ભયંકર યુદ્ધમા એમને સફળતાજ મળી. આગળના ઈતિહાસ સાથે આપણે સંબધ નથી. આપણે તો હીરાદેવીને ધન્યવાદ આપ્યા વગર રહી શકીએ એમ નથી. સ્ત્રીને મનથી પતિ એ દેવસ્વરૂપ હોવા છતા પણ એ દેવ મટી દાનવનુ કૃત્ય કરવા તૈયાર થાય ત્યારે એણે પોતાના પ્રેમને તિલાજલિ આપી દેશની ખાતર તેનો પણ નાશ કરતા સંકોચાવુ ઘટતું નથી. એવી ઉદાર ભાવનાવાળી સ્ત્રીઓ મધ્યકાળમા આપણા દેશમા થઇ ગઇ છે એ વિચાર આપણને ગૌરવ ઉપજાવે છે.

સંભવ છે કે પતિભકિતને એકમાત્ર સદ્ગુણ માનનારાઓ હીરાદેવીના આ કામને વખોડી કહાડશે, પણ એના પતિનુ કામ કોઇ પણ સમજુ મનુષ્યના હૃદયમાં અસાધારણ ક્રોધ અને તિરસ્કાર ઉત્પન્ન કરે એવુ હતુ, અને ત્રાંબાનુ વાસણ ફેંકવામા હીરાદેવીનો ઉદ્દેશ પતિની હત્યા કરવાનો નહિ પણ એના અધમ કૃત્ય માટે તિરસ્કાર દર્શાવવાનો હતો, એ વિચારથી તેઓ પણ એને ક્ષમા કરશે ×

# रत्न २६७ मुं–सोन कंसारी



એ નો જન્મ વિક્રમની તેરમી સદીમાં શંખોદ્ધાર બેટમા દૃઢનશી વાઘેલ નામના રાજાને ત્યા સોઢી રાણીના પેટે થયો હતો એ કન્યાનો જન્મ થતા એક જ્યોતિષિએ ભવિષ્ય ભાખ્યું હતું કે આ બાલિકાને વૈધવ્ય યોગ છે. રાજાને એ જોશી ઉપર વિશ્વાસ હોવાથી એવી કમભાગ્ય કન્યાને ઘરમાં ન રાખવાના ઉદ્દેશથી એક પેટીમા મુકીને સમુદ્રમા તરતી મૂકી એ પેટીની બે બાજુ દૂધનાં બે પાત્ર ગોઠવી તેમા રૂના કાકડાવાટે કે નળીઓવાટે એ દૂધ બાળકીના મુખમાં જાય એવી વ્યવસ્થા કરી હતી.

×મુરબ્બી રા૦ રા૦ ડાહ્યાભાઇ દેરાસરી સંપાદિત 'કાન્હડદે પ્રબન્ધ'ની પ્રસ્તાવનામાંથી ઉપકારસહિત આ ચિત્ર લેવામાં આવ્યુ છે.

એ પેટી તરતી તરતી મિયાણી બંદર જઈ પહોંચી અને ત્યાં આગળ એક કંસારાને હાથ લાગી કંસારાને છોકરૂં નહિ હોવાથી તેણે એ બાળકીને પોતાને ઘેર લઈ જઇને પોતાની કન્યાતરીકે ઉછેરી. એ કન્યા મોટી થઇ ત્યારે તેના સૌન્દર્યે અલૌકિક છટા ધારણ કરી. રાજતેજ તે કાંઇ છાનું રહે !

મિયાણીનો રાજા પ્રભાતસિંહ તેને જોઇને મોહ પામી ગયો, અને એનું લગ્ન પોતાની સાથે કરવા સારૂ કંસારાને ત્યાં માગું મોકલ્યું કંસારો ગભરાયો અને રાજાના જુલમની બીકથી કન્યાને લઇને પોતાની પત્નીસહિત ગામ અને ઘરબાર છોડી પોતાને સાસરે ઘુમલી જવા નીકળ્યો

ઘુમલી બરડા પર્વતની ખીણમા વસેલું એક સુન્દર નગર હતું ત્યા જેઠવા વંશના રાજાઓ રાજ્ય કરતા હતા. કંસારો ત્યા પહોંચ્યો તે સમયે ત્યા ભાણજી નામનો રાણો રાજ્ય કરતો હતો. રાણાની રાણીનું નામ સૂરજદેવી હતું. એનો એક ભાઈ રાખાપત નામનો હતો. એ ઘણો સુન્દર, તેજસ્વી અને વીર હતો. માતપિતાએ લાડ લડાવેલા હોવાથી રીસાળ, ઉચ્છૃંખલ અને સ્વેચ્છાચારી પણ હતો. ઘેર લડાઇ થવાથી એ ઘુમલીમા બેનને ત્યાં આવી રહ્યો હતો.

એક દિવસ રાખાપત વરસાદની ઋતુમા બહાર ફરવા ગયો હતો. ત્યા ગાજવીજનું ઘણું તોફાન થવાથી તેણે ઝવેર કંસારાના ઘરમા આશ્રય લીધો. એ પ્રસંગે એને યુવતી સોનને જોવાનો પ્રસંગ મળ્યો. એનું અસામાન્ય સૌન્દર્ય જોઇને એ મુગ્ધ થઈ ગયો. સોને પણ તેની તરફ પ્રેમભરી દૃષ્ટિએ જોયું.

થોડીવાર પછી રાખાપતે ત્યાથી વિદાય લીધી; પણ ચિત્ત એનું કંસારાની કન્યા પાસેજ રહ્યું. સોન પણ પોતાનુ હૃદય ખોઇ બેઠી હતી

સોનને પ્રાપ્ત કર્યા વગરનુ જીવન રાખાપતને નિરસ લાગવા માડયું. તેનું શરીર દિનપ્રતિદિન લેવાતું ગયુ, એથી એની બેન સૂરજદે તથા રાણાને ઘણી ચિન્તા થઈ. બન્નેએ મળીને રાખાપતની ચિન્તાનું કારણ જાણવાને પ્રયત્ન કર્યો, અને એ યુવક કંસારાની પુત્રીના પ્રેમપાશમા ફસાયો છે એવુ જાણતા, એવા અસવર્ણ લગ્નનો વિચાર માડી વાળવા એને ઘણુ સમજાવ્યો, પણ એ એકનો બે ન થયો સોનને પ્રાપ્ત નહિ કરે તો પોતાના ભાઇનું આરોગ્ય બગડશે એ આશંકાથી રાણી સૂરજદેવીએ કંસારાને ત્યાં સોનનુ માગું મોકલ્યું. કંસારાએ રાજાના ભયથી માગું સ્વીકાર્યું, અને લગ્નનું મુહૂર્ત બનેની સગવડ પ્રમાણે નક્કી થયું. મંડપો બધાયા અને વરકન્યાને પીઠી પણ ચઢી ચૂકી.

વરકન્યા માડવામાં આવ્યાં. બ્રાહ્મણો વેદમંત્રોસહિત લગ્નવિધિ કરા-

વવા લાગ્યા. મંગળ ફેરામાંથી ત્રણ ફેરા પણ વરકન્યા ફરી ચૂક્યાં, એવામાં દૈવગતિથી એક વિઘ્ન આવ્યું.

લગ્નમંડપની પાસેજ ‘મારો, ધાજો’ ના શબ્દો જોરથી સંભળાવા લાગ્યા. વીર રાખાપતે મંડપમાં બેઠે બેઠેજ પૂછ્યું, ‘શું છે ?’ એવામાં એક ડોસાએ ધ્રૂજતે ધ્રૂજતે જણાવ્યું, “મારૂં રક્ષણ કરો. ચોરો મારી ગાયો લઈ જાય છે.”

વસ્તુસ્થિતિ એવી હતી કે પોતાનો ભાઇ સોન કંસારી સાથે પરણવાનો છે એ સમાચાર એના ભાઇઓને પહોંચ્યા હતા. એ લગ્નથી પોતાના કુળને કલંક લાગશે એમ ધારીને એ લગ્નમાં વિઘ્ન નાખવાના ઈરાદાથીજ તેમણે આ પ્રપંચ રચ્યો હતો.

ગાયના ઉપર અત્યાચાર થતો સાંભળીને ક્ષત્રી કેવી રીતે શાન્ત રહી શકે? મંગળફેરા ફરવાનું માંડીવાળી રાખાપત ઉઠ્યો અને ઘોડા ઉપર બેસીને શત્રુની સામે ગયો સાસુસસરાએ તેમજ બ્રાહ્મણોએ લગ્ન સમાપ્ત થતા લગી થોભવાને ઘણીએ વિનતિ કરી પણ એ તો કોઈનું કહ્યુ માન્યા વગર, ઘોડો દોડાવતો ચાલ્યો ગયો

પતિને રણમા સીધાવતો જોઈને સોનના મનમાં અનેક પ્રકારની શંકાઓ થવા લાગી અશ્રુપૂર્ણ નયને એ બોલી:—

‘કોઇ ઝાલે ઘોડાની વાઘ, અમે વહુવારૂએ વળગાય નહિ;
સૂરજ પૂરજે શાખ, રક્ષા કરજે રાખાપતની.’

રાખાપતે શત્રુઓનો પરાજય કરીને ગાયોનું રક્ષણ કર્યું. વિજયના ઉત્સાહમાં અશ્વ દોડાવતો એ ઘેર પાછો આવતો હતો, એટલામાં દુર્ભાગ્યે ઘોડાએ તોફાન કર્યું, અને રાખાપતનુ માથું ભાણવડ પાસેના ભૂતવડની ડાળીમા ભરાઈ ગયુ અને ધડ લટકી રહ્યુ !

આ લાગ જોઇને શત્રુઓ ધસી આવ્યા અને ભાલાથી એ વીર યુવકના શરીરને વીંધી નાખ્યુ

સ્વામીની મંગળકામના કરતી સોન હજુ ચોરીમાંજ બેઠી હતી, એટલામા રાખાપતની સહાય અર્થે ગયેલા લોકો પાછા આવ્યા, પણ એમની સાથે પતિને નહિ જોતા એ સમજી ગઇ કે મારૂં ભાગ્ય ફૂટી ગયું છે. જરૂર કાંઈ દુર્ઘટના બની છે એ વિચાર આવતાજ એ મૂર્છિત થઈને ચોરીમા પડી ગઈ ભાન આવતા એ બોલી ઉઠી –

ચોરી ચિત્રાવેલ જેહ, બાબરિયા ! બાખી રહી;

અમે કેમ જમીએ કંસાર, બાળકુંવારા બાબરિયા!

પોતાના હાથ સામું જોતા હાથમાં વિવાહ પ્રસંગે પહેરેલો રાતોચોળ ચૂડો જોઈ તેને વધારે શોક થયો, અને તે બોલી:—

ચૂડો કંકાવેલ ચોળ, સેંથો લાલગુલાલ આ;
રંગમાં થયો રગદોળ, રાખાપત રણમા રહ્યા.

એટલું કહીને શોકના આવેગમા એ મીંઢળવાળા હાથમાંનો ચૂડો ભોંયપર પછાડયો, અને તેના ચાર કકડા થયા તે હાથમાં લઈ ડૂસકા ભરી બોલી:-

ચૂડી કકડા ચાર,તેને સરીઓ કોઈ સાધે નહિ,
જડધોને જરાર, કરમે કંસારી ભણે.

છેવટે 'જે અંબે'ની ગર્જના કરી તે સતી થવા ગઈ. રસ્તામા વરઘોડી-આને પોખવાના દરવાજાવાળી રામાપોળ આવી, ત્યા આગળ એક ઢાલીને જોઇ તે વિલાપ કરવા લાગી:-

રૂડી રામાપોળ પ્રીતે પોખાણું નહિ!
સ્વારીનો તંબોલ લખિયો પણ લાધ્યો નહિ,
ધ્રુસકે વાગે ઢાલ (મારૂ)પડ પોખાણુ નહિ;
તેની હામ હૈયામાહ્ય,રહી ગઈ ઘટ રાખાપતિ.

આગળ ચાલતા મહાદેવનું મંદિર આવ્યું. ત્યાં બળતો ઘીનો દીવો જો-ઈને પણ એણે એવાજ પ્રકારનો વિલાપ કર્યો, કે હાય અમે બન્ને જણ આ દીવાને સજોડે પગે લાગવા આવી શક્યાં નહિ,એજ દુઃખ મારાં હૈયાને સાલે છે.

પછી તે સ્વામીના શબ આગળ ગઈ, અને તેના પીઠીવાળા સુન્દર શરીર-ને ચિતા ઉપર સુવાડી, પોતે પણ એમાં જીવતી બળવા તૈયાર થઈ અત્યાર સુધી બધાં એને કંસારાની પુત્રી સમજતા હતા એટલે એને રાજપૂતની સાથે સતી થવાનો નિષેધ કર્યો, એથી એણે ગુસ્સે થઇને પોતાનો પરિચય આપતા કહ્યું:—

હાકોર મા કરો ઠેકડી, અમે વાઘેલા વિયા,*
લખત અમારાં લઇ ગયાં, અમે કરમે કંસારી થિયાં.
કહનસી વાઘેલની દીકરી, અમે કહનસી દીઠેલ નહિ;
ભોળો મા થાજે ભાણ, અમે કરમે કંસારાં થયા.
ઉજડ હોજો આવાસ, ચારે છેલાવડ તણા;

* સતાન.

સતીઓ કેરો શાપ, વાસો કોઈ વસશે નહિ.

એ પ્રમાણે શાપ દઈ તે ચિતાપર ચઢી અને જોતજોતામા તેનો દેહ પતિના શબની સાથેજ પંચમહાભૂતમાં મળી ગયો.

એ નગરના ધાર્મિક રાજાએ આ પવિત્ર સતીનુ નામ રાખવાને તે સતી થઇ ત્યા આગળ દહેરા અને તળાવ બંધાવ્યા. આજે પણ તે દહેરા અને તળાવ પ્રાચીન ઘુમલીના સ્થળની ઉત્તરે બરડાના વેણુ શિખરની પાસે 'કંસારીના દહેરા' ને 'કંસારીતળાવ' ને નામે પ્રખ્યાત છે.*

## रत्न २६८ मुं–विष्णुप्रिया



બંગાળના સુપ્રસિદ્ધ ભકત-શ્રીકૃષ્ણના અવતારરૂપ મનાતા શ્રી ગૌરાંગ મહાપ્રભુ-ચૈતન્યદેવનાં એ ધર્મપત્ની થાય.

બંગાળામા નદિયા (નવદ્વીપ) નામનુ નગર સંસ્કૃત ભાષા અને ન્યાયશાસ્ત્રના અભ્યાસ માટે ઘણુ પ્રસિદ્ધ છે. ત્યાં આગળ શ્રી સનાતન મિશ્ર નામનો એક વૈદિક બ્રાહ્મણ વસતો હતો લોકો એમને રાજપંડિત કહેતા. નવદ્વીપમા એમની સારી વિખ્યાતિ હતી. એ એક પ્રતિષ્ઠિત પુરુષ ગણાતા હતા એમના પત્નીનું નામ મહામાયાદેવી હતું એ પણ સારા સ્વભાવની અને કુટુંબવત્સલ સ્ત્રી હતી. પોતાની વિધવા દેરાણી વિધુમુખીનુ એણે પુત્રીની પેઠે પાલન કર્યું હતું, એ માતાના ગર્ભમા આશરે શકે ૧૪૧૫ કે ૧૪૧૬ મા નવદ્વીપ ધામમાં શ્રી વિષ્ણુપ્રિયાનો જન્મ થયો હતો જન્મ સમયેજ એ બાળા ઘણી સુંદર હતી. કવિશ્રી લોચનદાસ ઠાકુર લખે છે કે, "વિષ્ણુપ્રિયાનુ અંગ તપાવેલા સોના જેવું હતુ; અને જાણે વિજળીની પ્રતિમા ઝગઝગાટ કરી રહી હોય એમ લાગતુ" શ્રી સનાતન મિશ્ર પ્રસૂતિગૃહમા ગયા તો કન્યાનુ સંપૂર્ણ સૌન્દર્ય જોઇને તેમના હર્ષનો પાર રહ્યો નહિ એમના નેત્રમાથી પ્રેમાશ્રુ વહેવા લાગ્યાં

* રા રા જગજીવન કાલિદાસ પાઠક સં ૧૯૭૦ ના ગુજરાતીના દીવાળીના અંકમાં લખેલી એક ઐતિહાસિક વાર્તા ઉપરથી સારરૂપે આ ચરિત્ર લખવામાં આવ્યું છે ઘણી જગ્યાએ એમનાજ શબ્દોનો ઉપયોગ કરવામાં આવ્યો છે આ સ્થળે એ સ્નેહી ભાઇનો ખરા અંતઃકરણપૂર્વક આભાર માનવામા આવે છે.

અને આવી કન્યા પોતાને ઘેર આપવા માટે પ્રભુને ધન્યવાદ દેવા લાગ્યા. દંતકથા એવી છે કે એ સમયે શ્રી સનાતન મિશ્રે દેવવાણી સાંભળી કે 'મિશ્ર ! તું આ કન્યાને ઓળખી શક્યો નથી. એ તારા આરાધ્ય–દેવ શ્રીવિષ્ણુની પ્રિયતમા વિષ્ણુપ્રિયા છે જગન્નાથ પંડિતને ઘેર નારાયણનો અવતાર થયો. આજ તારે ઘેર લક્ષ્મીજીનો આવિર્ભાવ થયો " એ દિવસથી પતિપત્ની એ બાલિકાને લક્ષ્મીસ્વરૂપ માનીને તેનું લાલનપાલન કરવા લાગ્યા. શુક્લપક્ષ-ની ચન્દ્રકળાની પેઠે એ દિનપ્રતિદિન વધવા લાગી. વિષ્ણુભક્ત સનાતન મિશ્રે તેનું નામ વિષ્ણુપ્રિયાજ પાડયું.

ધીમે ધીમે વિષ્ણુપ્રિયાએ આઠમા વર્ષમા પ્રવેશ કર્યો. સુંદર વસ્ત્રાભૂષણ પહેરીને એ પિતાના ઘરમા રમતી. જનનીની સાથે દરરોજ ગંગાસ્નાન કરવા જતી તેનો સ્વભાવ ઘણોજ નમ્ર અને ધૈર્યવાળો હતો. ઉંચુ મુખ કરીને કોઈની સાથે બોલતી નહિ તેના સુંદર મુખકમળ ઉપર વિશ્વપ્રેમની જ્યોતિ ચમકી રહી હતી. દયા, માયા, સ્નેહ અને લાગણીથી બાલિકાનુ હૃદય ભર-પૂર હતું. દીન, દુઃખી,પતિત અને અધમ પ્રત્યે એ વિશેષ લાગણી બતાવતી. રાજપંડિત સનાતન મિશ્રના ઘરમા કોઈ વસ્તુની ખોટ નહોતી. બાલિકા વિષ્ણુપ્રિયા મોકળે હાથે ઘરમાથી લાવીને ગરીબોને અન્નવસ્ત્ર આપતી. એ લોકોને મન તો એ સાક્ષાત અન્નપૂર્ણા હતી. ગંગા ઉપર તેની અચળ અને અગાધ ભક્તિ હતી. દરરોજ ત્રણ વાર સ્નાન કરવા જતી, માતાપિતા ઉપર પણ તેની પ્રગાઢ શ્રદ્ધા હતી. બાલ્યાવસ્થાથીજ તે વિષ્ણુભક્તિપરાયણ હતી. નવદ્વીપના એ ગંગાઘાટ ઉપર સ્નાન કરવા સારૂ શ્રી ચૈતન્યદેવના માતુશ્રી શચીદેવી પણ પ્રતિદિન જતાં. ઘાટ ઉપર વિષ્ણુપ્રિયાની માતા સાથે એમના બહેનપણાં બંધાયા. બાલિકા વિષ્ણુપ્રિયાને જોઇને એમને ઘણો આનંદ થતો, અને એ એને પ્રેમથી રમાડતા. વિષ્ણુપ્રિયા પણ એમને ઘણું ચાહતી શચી-દેવી જ્યારે જ્યારે એ બાલિકાને જોતાં ત્યારે એમના મનમા એજ વિચાર આવતો કે આ છોકરી મારા પુત્રને લાયક છે. શ્રી ચૈતન્ય ભાગવતમાં લખ્યું છે કે માતા શચીદેવી દરરોજ ગંગાસ્નાન કરવા જતા ત્યારે બાલિકા વિષ્ણુ-પ્રિયા તેમની પાસે આવીને નમ્રતાપૂર્વક પ્રણામ કરતી. શચીમાતા પણ મહા પ્રેમપૂર્વક તેને આશીર્વાદ આપતાં કે "કૃષ્ણ ભગવાન તને યોગ્ય પતિ આપ-જો." ગંગાસ્નાન કરીને મનમાં એવો અભિલાષ કરતાં કે "આ કન્યા મારા પુત્રની વહુ બનજો."

શચીદેવીને એ પ્રમાણે પ્રાર્થના કરવાનું ખાસ કારણ હતું. શ્રી ગૌરાંગદેવનાં પ્રથમ પત્ની લક્ષ્મીદેવીએ સ્વર્ગવાસ કર્યાથી એમનું ઘર સૂનું થઈ પડ્યું હતું. કોઈ કામમા એમનુ ચિત્ત લાગતું નહિ ઘરમા જરાયે ગોઠતું નહિ. ક્યારે મારા ગૌરાંગનો ફરીથી વિવાહ થાય એ ચિન્તામાં એ રાતદિવસ રહેતા હતા. પુત્રની અવસ્થા નાની હતી, પણ સસાર ઉપર એને આસક્તિ નહોતી. એના મોટા ભાઈ વિશ્વરૂપે સન્યાસ લીધો હતો, એટલે શચીદેવીને શકા હતી કે ગૌરાંગને લગ્નની બેડીથી બાધવામા નહિ આવે તો એ પણ ઘરબાર તજીને ચાલ્યો જશે, અને એવું થાય તો પછી આ વિશાળ સસારમા એમને કોનો આશરો! વિષ્ણુપ્રિયા એમની આખમા ખુપી ગઈ હતી, પણ એના પિતા સનાતન મિશ્ર રાજપડિત હતા. એવા મોટા માણસની કન્યા એક ગરીબ વિધવાના પુત્રને અને તે પણ બીજવરને પરણે એ આશા એમને મનથી મિથ્યા હતી. એ વિચારથી શચીદેવી ઘણી વાર નિરાશ થઈ જતાં. પેલી તરફ સનાતન મિશ્રની અવસ્થા જૂદા પ્રકારની હતી. એ ગૌરાંગદેવને પોતાના જમાઈ બનાવવા માગતા હતા, પણ આખા બંગાળામા પ્રસિદ્ધ થઈ પડેલા એ વિદ્વાન પડિત પોતાની કન્યાનું માગુ સ્વીકારશે કે કેમ એ બાબત એમને શકા રહેતી હતી, અને માગુ મોકલતા સંકોચાતા હતા.

શ્રી ગૌરાંગદેવની વય એ સમયે ત્રીશ વર્ષથી કાંઈક ઓછી હતી. વિદ્યામાં નવદ્વીપ નગરમા એ સૌથી મુખ્ય પડિત મનાતા હતા. એમણે સ્થાપેલ વિદ્યાલયમા એ સમયે હજારો વિદ્યાર્થી અધ્યયન કરતા હતા. એવા અગ્રગણ્ય પડિતની આગળ પોતાની કન્યાનુ માગુ લઈ જવાનુ સાહસ સનાતન મિશ્ર ન કરી શકે એ સ્વાભાવિક હતુ, પરતુ ગૌરાંગદેવમા તો વિદ્વતાની સાથે નમ્રતા, ગર્વશૂન્યતા અને વિનય એટલા બધા હતાં કે રાજપડિતની શંકા બધી નિર્મૂળ હતી

શચીદેવીએ પોતે એક પાડોશી બ્રાહ્મણદ્વારા ડરતા ડરતા શ્રીગૌરાંગનો વિવાહ વિષ્ણુપ્રિયા સાથે કરવાનો પ્રસ્તાવ સનાતન મિશ્ર આગળ રજુ કર્યો. સનાતન મિશ્ર અને તેમના પત્નીના હર્ષનો પાર રહ્યો નહિ. તેમણે કહ્યું, "અમને આશા નહોતી કે શ્રી ગૌરાંગ અમારા જમાઈ થવાનું સ્વીકારશે. આજ અમારી અભિલાષા પાર પડી છે." ગૌરાંગદેવને અત્યારલગી આ વાતની ખબર નહોતી, પણ જ્યારે એમણે માતાની ઈચ્છા જાણી ત્યારે વગર આનાકાનીએ લગ્ન સ્વીકારી લીધુ.

લગ્નનો શુભ દિવસ પણ નક્કી થયો. બંને પક્ષ તરફથી ભારે તૈયારીઓ થવા લાગી. સનાતન મિશ્ર તો રાજપંડિત હતા એટલે એમને ત્યાં કોઈ વસ્તુની ખોટ નહોતી. જમાઈ પંડિત શ્રી ગૌરાંગ ગરીબ હતા, પરંતુ તેમના ગામમાં બુદ્ધિમંત ખાન નામનો એક જમીનદાર રાજા હતો. તે ગૌરાંગદેવનો પરમ ભક્ત હતો તેણે તથા મુકુન્દ સંજય નામના એક ધનવાન બ્રાહ્મણે ગૌરાંગ પ્રભુના લગ્નનું બધું ખર્ચ પોતાને માથે લીધું હતું, એટલે પૂર્ણ ઠાઠ સહિત શ્રી ગૌરાંગદેવનું લગ્ન વિષ્ણુપ્રિયા સાથે થયું. આખા નદીઆ નગરમાં એ દિવસે આનંદ વ્યાપી ગયો. શચીદેવીની તો એક મોટી અભિલાષા પાર પડી, એટલે તેમના હર્ષનો પાર ન રહ્યો.

વિવાહના થોડા દિવસ પછી વિષ્ણુપ્રિયા સાસરે ગયાં. દેવી વિષ્ણુપ્રિયાના ગુણોની જેટલી પ્રશંસા કરવામાં આવે તેટલી થોડી હતી. એક પતિપરાયણા વિદુષી અને આજ્ઞાકારિણી સ્ત્રીમાં જેટલા ગુણ હોવા જોઈએ તેટલા બધા એમનામાં હતા. એ ગુણોથી એમણે સાસુનેજ નહિ પરંતુ પાડપડોશની સ્ત્રીઓને પણ મુગ્ધ કરી દીધી. ઘરનું બધું કામકાજ એમણે પોતાને માથે ઉપાડી લીધું. સાસુને એ માતા કરતાં પણ અધિક પ્રિય ગણીને પુષ્કળ કાળજીથી તેની સેવા કરતાં હતાં.

લગ્ન થયા પછી થોડા દિવસ બાદ સનાતન મિશ્ર શચીદેવીને ઘેર જઈને પુત્રી વિષ્ણુપ્રિયા તથા જમાઈને પોતાને ઘેર તેડી ગયા. પુત્રવધૂને વિદાય કરતાં શચીદેવીનાં નેત્રમાં આંસુ આવી ગયાં અને તેમણે એને ખોળામાં બેસાડીને કહ્યું, "મા ! તું મારા ઘરમાં અંધારૂં કરીને ચાલી જાય છે ! જલદી પાછી આવજે. તારા વગર મારાથી રહેવાશે નહિ."

ગૌરાંગ પ્રભુ થોડાક દિવસ સાસરે રહીને ઘેર પાછા આવ્યા. વિષ્ણુપ્રિયા પિયરજ રહ્યાં. શચીદેવીનો એમના પ્રત્યે એટલો બધો પ્રેમ હતો કે દરરોજ ગંગાસ્નાન કરવા જતી વખતે વેવાઈને ઘેર જઇ પુત્રવધૂ વિષ્ણુપ્રિયાને મળી આવતાં. થોડા દિવસ પછી શચીદેવીના આગ્રહથી વિષ્ણુપ્રિયાનું આણું વળાવવામાં આવ્યું. આ વખતે એમની વય તેર વર્ષની હતી. નવયૌવનના અંકુર પ્રત્યેક અંગમાં જણાઈ આવતાં હતાં. તેમના રૂપલાવણ્યનો પાર નહોતો. એ વયમાં તેમણે સાસુ અને પતિની સેવા કરવામાં જરા પણ કચાશ ન રાખી. સાસુ ગંગાસ્નાન કરવા જાય ત્યારે છાયાની પેઠે એમની સાથે સાથે જતી. ગામમાં પિયર હોવા છતાં સાસુની રજા વગર બારોબાર પિયર જતી નહિ.

શ્રી ગૌરાંગ પ્રભુનો ઘણો ખરો સમય વિદ્યાર્થીઓને ભણાવવામાં જતો હતો. એક દિવસ વિષ્ણુપ્રિયા પતિને જમાડતાં હતાં તે સમયે ગૌરાંગદેવે માતુશ્રીને જણાવ્યું કે મારી ઇચ્છા પિતૃશ્રાદ્ધ કરવા ગયાજી ધામ જવાની છે. શચીદેવી સાંભળીને ઘણી ચિન્તામાં પડયાં.તેમણે કહ્યું,"બેટા નિમાઈ ! તું તો મુજ આંધળીનો ટેકો છે. મારા નયનનો તારો છે. તને જોયા વગર એક ઘડી મારાથી રહેવાતું નથી.તું પિતૃકર્મ કરવા જાય છે એટલે વધારે તો શું કહું,પણ જીવતી જનનીના નામનો પણ પિંડ દેતો આવજે; કેમકે તારા વગર મારાથી જીવાવાનું નથી." આર્યસંતાનનું કર્તવ્ય છે કે પોતાના પૂર્વજોને પિંડદાન કરે. એ વાત સારી પેઠે સમજાવીને ગૌરાંગદેવે માતાને શાંત કર્યાં. માતાએ ચંદ્રશેખર આચાર્યને સાથે મોકલ્યા. બીજા કેટલાક વિદ્યાર્થીઓ પણ સાથે ગયા એ સમયમાં પગરસ્તે કલકત્તાથી ગયા જવું એ પણ લાંબી અને જોખમભરેલી મુસાફરી ગણાતી હતી.

વિષ્ણુપ્રિયાએ પતિના પ્રવાસની બધી વાત સાંભળી હતી એના જીવનમાં પ્રાણવલ્લભના વિયોગનો આ પ્રથમ પ્રસંગ હતો. વિરહના વિચારથી એ અધીરી બની ગઇ, પણ કરે શું ! સાસુજીએ હૃદય કઠણ કરીને રજા આપી તો પોતે પતિને પિતૃકૃત્ય કરવા જતા કેવી રીતે રોકી શકે ! ગયા જતાં પહેલાં ગૌરાંગદેવ ઘરમાં પત્નીની વિદાય લેવા ગયા હતા અને કહ્યું હતું કે 'આ શિયાળામાં પાછો આવીશ, ઘેર રહી માતાની સેવા કરજે.' શ્રીમતી વિષ્ણુપ્રિયા એકીટશે પતિના મુખ સામું જોઇ રહ્યાં એક શબ્દ એમના મુખમાંથી નીકળ્યો નહિ મસ્તક નીચું નમાવીને પતિદેવતાના ચરણ તરફ તાકી રહ્યાં. એમના નેત્રોમાંથી અશ્રુબિન્દુ સરવા લાગ્યાં શ્રી ગૌરાંગ એ જોઇને ખેદ પામ્યા. તેમણે પ્રિયાને વક્ષસ્થળમાં ધારણ કરીને છાનાં રાખ્યાં વિષ્ણુપ્રિયાને મનથી એ સુખની અમૂલ્ય ક્ષણ હતી. થોડીવાર પછી તેમણે કહ્યું, "હૃદયેશ્વર ! તમારા વગર હું કોઇને ઓળખતી નથી. કયા દોષની ખાતર મને છોડીને જાઓ છો ?" પ્રભુ કાંઇ બોલ્યા નહિ પ્રેમાલિંગનદ્વારા પત્નીને શાંત કરી એ વિદાય થયા માતા શચીદેવી તેમને વળાવવા નદી સુધી ગયાં.

સ્વામીના ગયા પછી થોડી વાર સુધી તો વિષ્ણુપ્રિયા પતિની પથારીમાં ઓશીકામાં મોઢું સંતાડીને ખૂબ રોયાં. ત્યાર પછી દેવસેવાની ઓરડીમાં જઇ ઠાકોરજીને પ્રાર્થના કરવા લાગ્યાં: "મારા પ્રાણવલ્લભ વિદેશ સીધાવે છે, તેમને કોઇપણ જાતની અડચણ ન પડે અને એ સાજાતાજા પાછા આવે

એવું કરજો. ”

પતિના વિયોગનો સમય વિષ્ણુપ્રિયાએ સાસુની સેવામાં ગાળ્યો.

ગયામાં જઇને શ્રીગૌરાંગ ભગવત્પ્રેમમાં મગ્ન થઇ ગયા. ગયામાં વિષ્ણુપદના દર્શન કરતા કરતાં એમના નેત્રમાંથી ગદ્ગદ્ અશ્રુધારા વહેવા લાગી. એમને પોતાના શરીરનું પણ ભાન ન રહ્યું. ‘ કૃષ્ણ ! પ્રભો ! ’ કહેતા કહેતા એ ગળગળા થઇ ગયા. એજ સમયમાં એમને ઇશ્વરપુરી નામના એક સંન્યાસી મળ્યા. એમણે શ્રીગૌરાંગને શિષ્ય બનાવ્યા. હવે ગૌરાંગની દશા વિલક્ષણ થઇ ગઇ એમની સાથેનાં માણસો એમની એવી દશા જોઇને ગભરાયા મહા મહેનતે તેઓ એમને નવદ્વીપ પાછા લાવ્યા. ઘેર જઇને ગૌરાંગે શચીદેવીને પ્રણામ કર્યા.પતિને જોઇને વિષ્ણુપ્રિયાને ઘણો આનંદ થયો; પરન્તુ બધાએ જોયુ, કે ગૌરાંગદેવના સ્વભાવમાં ઘણો ફેરફાર થયો છે ગયા જતા પહેલા એમની જે દશા હતી તે હવે નથી રહી, મુખ ઉપર હાસ્ય નથી, ઉત્સાહ નથી શચીદેવી કાંઇપણ ન સમજી શકયા, એમણે ધાર્યું કે પુત્ર ઘણા દિવસ યાત્રામાં રહી આવ્યો છે, અનેક પ્રકારના કષ્ટ વેઠવા પડયા હશે, પગે ચાલવું પડયું હશે, તેથીજ આવી દશા થઇ ગઇ છે; પરંતુ પુત્રનું ઉતરી ગએલું મુખ જોઇને માતાનુ મન વ્યાકુળ થઇ ગયું. તરતજ સ્નાન તથા ભોજનની વ્યવસ્થા કરી. ભોજન કરીને શ્રીગૌરાંગદેવ ભકતો એકઠા કરીને ગયાજીની વાતો કહેવા લાગ્યા. કૃષ્ણકથા કહેતાં કહેતાં એમના નયનમાં આંસુ ભરાઇ આવ્યાં. એ વાત આગળ ચલાવી ન શકયા. ભગવાનના પ્રેમને લીધે એમનું હૃદય ઉન્મત્ત થઇ ગયું. ‘ શ્રીકૃષ્ણ ’ ‘ ભગવન્ ’ કહેતા કહેતા એ ગાંડા થઇ જતા હતા. શચીદેવી અને વિષ્ણુપ્રિયાએ પણ એ જોયુ. પતિની આવી દશા વિષ્ણુપ્રિયાએ પહેલા કદિપણ જોઇ નહોતી.એના હૃદયમાં ભય ઉત્પન્ન થવા લાગ્યો. પતિ આમ શા સારૂ કરતા હશે ? ‘ એમને આ શું થઇ ગયું ’ ? જાત્રા કરવા તો ઘણાએ જાય છે પણ આવું તો કોઇને થતું નથી.એવી ચિન્તાઓથી વિષ્ણુપ્રિયાના બાલહૃદયના ચુરેચુરા થવા લાગ્યા. શરમની મારી કોઇની આગળ એ પોતાની મુંઝવણ જણાવી નહોતી શકતી, તેથી એનું દુઃખ વધારે તીવ્ર થઇ પડયું. એ લોકો ચિન્તા કરતાં ગયાં, પણ ગૌરાંગનો ભગવત્પ્રેમ વધતો ગયો. શચીદેવીને પુત્રનો એ ભાવ સારો ન લાગ્યો. શ્રીકૃષ્ણના પ્રેમમાં મુગ્ધ થઇ જઇને એ આંસુની ધારા પાડી રહ્યા હતા ત્યારે શચીદેવીએ પૂછયું ‘બેટા શું રડે છે શા સારૂ ? તને શું દુઃખ છે ?’ શ્રીગૌરાંગે કાંઇ ઉત્તર ન આપ્યો.‘શ્રી-

કૃષ્ણ ' ' શ્રીકૃષ્ણ ' કહેતા કહેતા વધારે રોવા લાગ્યા. વિષ્ણુપ્રિયા એમની એ દશા જોઇને ઘણીજ દુઃખી થઇ. ઘણે દિવસે સ્વામી ઘેર આવ્યા છે, બિચારી મન મૂકીને બે ઘડી એમની સાથે વાતચીત પણ નથી કરવા પામી. આટલા દિવસ મનમાં જે આશાઓ બાંધી રાખી હતી, તે ઉપર પાણી ફરી વળ્યું. હૃદયમા ઉંડો ઘા લાગ્યો. એ વિચારવા લાગી; ' એમને કાંઇ રોગ થયો હશે ?' આખરે એક દિવસ કઠણ હૈયું કરીને શરમ મૂકીને સાસુને કહેવા લાગીઃ 'મા ! એમને શું થઇ ગયું છે ? વૈદને બોલાવીને એમની દવા કરાવોને ? બાલિકા પુત્રવધૂની વાત સાંભળીને શચીદેવી રોઈ પડયા. એ વધારે ન ગભરાય એટલા સારૂ મનની વાત મનમા રાખીને બોલ્યા. “ બેટા ! બહુ ચિન્તા ન કરીશ. નારાયણ મારા દિકરાના બધા રોગ મટાડી દેશે. તું આજે પૂજાની સામગ્રી બરાબર તૈયાર કર. ” સાસુના મીઠા વચનોથી વિષ્ણુપ્રિયાને શાન્તિ થઇ. ઘણી હોશથી એ દિવસે નારાયણની પૂજાની તૈયારી કરવા લાગી. યથાસમયે કુલપુરોહિતે આવીને ગૃહદેવતા શ્રી લક્ષ્મીનારાયણની યથાવિધિ પૂજા અને અભિષેક કરીને શ્રીગૌરાંગના નામથી મહાસ્વસ્ત્યયનનો આરંભ કર્યો. વિષ્ણુપ્રિયા અને શચીદેવી મંદિરના ઉંમરા આગળ બેસીને હાથ જોડીને નારાયણને કેટલીએ વિનતિ કરી રહ્યા હતાં કેટલીએ બાધા આખડી રાખી રહ્યાં હતા ! પૂજા થઇ રહ્યા પછી શચીદેવીએ નારાયણનો પ્રસાદ ગૌરાંગને આપ્યો. પુરોહિતે શાન્તિનું જળ એમના ઉપર છાંટયું શ્રીગૌરાંગ ચુપચાપ બેસી રહ્યા હતા. કોણ જાણે શું વિચારી રહ્યા હતા આંખોમાથી દડદડ્ આંસુ ટપકતા હતા કૃષ્ણપ્રેમને લીધે એમને કાંઇ વાતનું ભાન નહોતું. પૂજા સમાપ્ત થયા પછી બધાએ મળીને ઠાકોરજીને પ્રણામ કર્યા. સ્વામીભક્ત વિષ્ણુપ્રિયાએ મનમા ને મનમાં પ્રાર્થના કરી, ' હે મધુસૂદન ! હે વિપદ્‌ભંજન નારાયણ ! હે લક્ષ્મીકાન્ત ! મારા પ્રાણવલ્લભની મતિ ઠેકાણે આણો. મારા પ્રાણનાથને પહેલાના જેવા કરી આપો. ' ગૌરાંગનો પ્રણામ કરવાનો વારો આવ્યો ત્યારે એ સાષ્ટાંગ દંડવત્ કરીને પ્રાર્થના કરવા લાગ્યા કે,'દીનબન્ધુ ! હે કૃષ્ણ ! એકવાર દર્શન આપો.તમારા વિરહને હું સહન નથી કરી શકતો. તમે મારા જીવનનું સર્વસ્વ છો. તમારા સિવાય મારે કાંઇ નહિ જોઇએ ધન, જન, સુન્દરી, કવિતા આદિ કાંઇપણ મારે નહિ જોઇએ. મને તો તમે તમારી નિઃસ્વાર્થ ભક્તિ પ્રદાન કરો.” એ પ્રાર્થના બધાએ સાંભળી. વિષ્ણુપ્રિયાના મનમાં એથી તો વધારે ઉચાટ થયો. શચીદેવીના મનમાં પણ સંદેહ

ઉત્પન્ન થયો, પણ મનનો ભાવ છુપાવીને વહુને કહેવા લાગ્યા: "ચાલો,આજે પુરોહિતજી અહિંજ ભોજન કરવાના છે. તેમને સારૂ તૈયારી કરો."

શ્રીગૌરાંગદેવ મંદિર આગળજ બેસી રહ્યા અને એકીટશે દેવતાના સામું જોવા અને રોવા લાગ્યા.

શચીદેવીના મનમાં આનંદ નથી, વિષ્ણુપ્રિયાના મુખ ઉપર પણ હાસ્ય નથી. શ્રીગૌરાગ આમ પ્રભુપ્રેમમા ઘેલા ન થઈ જાય અને સંસારમાં આસક્તિ રાખે એ વિષે બને જણીઓ ઘણો વિચાર કરવા લાગ્યા. પેલી તરફ ગારાંગનો વૈરાગ્ય દિનપ્રતિદિન વધતોજ જતો હતો. ઈશ્વરપ્રેમના આવેશમા એકદમ વિહ્વળ થઇ જતાં ભણાવવાના કાર્ય ઉપર એમનું ચિત્ત ચોંટતું નહિ. ભણાવતાં ભણાવતા એમને મૂર્ચ્છા આવી જતી. કોઈક વાર દીન બની વિદ્યાર્થીઓની માફી માગવા બેસી જતા.

શચીદેવીને આ બધુ જોઇને ઘણું લાગી આવતું.પુત્રનું ચિત્ત સંસારમા ચોંટે એટલા સારૂ એ વિષ્ણુપ્રિયાને શણગાર સજાવીને પુત્રની પાસે મોકલતાં, પણ ગૌરાગ તેમના સામુ બરોબર જોતા પણ નહિ, ઉલટુ રુદન કરવા લાગતા અને મોટે સ્વરે હાય કૃષ્ણ ! હાય પ્રાણેશ્વર ! કયા ગયા, એમ બોલતા. બાલિકા વિષ્ણુપ્રિયા એ દેખાવ જોઇને ગભરાઇને નાસી આવતી. એને બીક લાગી હતી કે પતિ જુવાન છે, બળવાન છે, છતાં દુર્બળ બાળકની પેઠે રડે છે શા સારૂ ? એકવાર એમણે સાસુને જગાડયા. શચીદેવીએ રડતા પુત્રની પાસે જઇને એમ કરવાનું કારણ પૂછયું,પણ કાંઈ ઉત્તર ન મળ્યો. શ્રીગૌરાગે તો ઉત્તરમા કેવળ કૃષ્ણકથા કહેવા માંડી.એમાંજ રાત વીતી ગઇ. ત્યાર પછી શ્રીગૌરાંગદેવે નવદ્વીપના બીજા ભગવદ્ભક્તોની સાથે મળીને એક કીર્તનસમાજ સ્થાપી. એ સમાજમા બધા સભાસદો એકઠા મળીને ભગવાનના ગુણાનુવાદ ગાતા હતા.રાતદિવસ કીર્તન થતું હતુ. હવે તો ગૌરાગે ઘેર આવવું પણ છોડી દીધુ. મહિનામા એક બેવાર ભાગ્યેજ ઘેર સુઈ રહેતા. દુઃખી વિષ્ણુપ્રિયાની ચિન્તાનો પાર રહ્યો નહોતો.

એજ સમયમાં શ્રીગૌરાંગદેવે ગામેગામ ભજન કરીને અનેક ભજનમંડળીઓ સ્થાપી. અનેક ચોર,લૂંટારા, પાપી અને પાખંડીને સદાચારી બનાવ્યા. ધર્મનું નામ નિશાન ન જાણનારા હજારો માણસોને ઈશ્વરભક્ત બનાવ્યા. અનેક હિન્દુ, મુસલમાન, ઉચ્ચ તથા નીચ જાતિનાં મનુષ્યો .એમની કૃપાથી કૃષ્ણભક્ત બન્યાં.એમની અસર એટલી બધી ફેલાઇ કે એ સમયનો નવદ્વીપ-

નો કાજી ચાંદખા એમની સોબતમા રહીને કૃષ્ણભકત બન્યો હતો. એ દિવસોમા કેશવભારતી નામના એક માધ્વ સપ્રદાયના સંન્યાસી નવદ્વીપમાં આવ્યા શ્રીગૌરાગની સાથે એમને ઓળખાણ થયુ. એમની પાસે સન્યાસ લેવાની ગૌરાગને ઇચ્છા થઇ, અને એમને એ પોતાને ઘેર તેડી ગયા. સન્યાસીને જોતાવારજ શચીદેવીનો જીવ ઉડી ગયો, કેમકે એમનો મોટો છોકરો એવી રીતે સન્યાસી થઇ ગયો હતો. શચીદેવીએ ગૌરાગને સન્યાસીને બોલાવવાનુ કારણ સ્પષ્ટ રીતે પૂછ્યુ ગૌરાગે ધીમે રહીને કહ્યું: "મા હુ સન્યાસી સાથે શ્રીકૃષ્ણકથા કહી રહ્યો હતો. એ ઘણા સારા ભકત છે હુ તમારી રજા વગર કાઇ કામ કરતો નથી, ભગવાન કૃષ્ણ મને ગમે ત્યા લઈ જશે તોપણ હુ તમારી રજા વગર નહિ જાઉં" એ જવાબથી શચીદેવીનુ મન કાઈક શાન્ત થયુ. વિષ્ણુપ્રિયા એ સમયે પિયર હતા એટલે સન્યાસીના આવ્યા ગયાની ખબર એને પડી નહિ

શ્રી ગૌરાગદેવે દૃઢ સકલ્પ કર્યો હતો કે હવે ઘરમા ન રહેવું. સંન્યાસાશ્રમમા જવાનો એમણે પકકો વિચાર કરી લીધો હતો કેશવભારતીની સાથે થએલી વાતચીતનું એ પરિણામ હતું એમના એ વિચારની બધાને ખબર પડતા વાર ન લાગી આખા નવદ્વીપમાં એની ચર્ચા થવા લાગી શચીદેવીએ જ્યારે એ સમાચાર સાભળ્યા ત્યારે એમના ઉપર દુઃખનો ડુગર તૂટી પડયો એ વૃદ્ધ ડોશી મૂર્ચ્છા ખાઇને પડયા ગૌરાગના ભકતોએ વિષ્ણુપ્રિયાને કાને પણ વાત પહોચાડી, એમનું ધારવું હતું કે વિષ્ણુપ્રિયા સિવાય બીજુ કોઇ એમને સસારમા રાખી શકે એમ નથી. વિષ્ણુપ્રિયાએ પિયરમા એ સમાચાર સાભળતાવારજ સાસુને દાસી સાથે ગુપ્ત રીતે કહેવરાવ્યું કે મને તેડવા સારૂ માણસ મોકલો. વિષ્ણુપ્રિયાની ઉમર એ સમયે કેવળ ચૌદ વર્ષની હતી.સાસરેથી તેડું આવતાવારજ શુકન કે મુહૂર્ત જોવાની પણ વાટ જોયા વગર માતાપિતાની રજા લઇ ચિન્તાતુર વદને વિષ્ણુપ્રિયા સાસરે આવ્યા એમના નેત્રમાથી આંસુ વહેતા હતાં, દુઃખમાં કોઈ પોતાનાજ સમાન દુ.ખીઆને જોતા હૃદયને કાઇક શાન્તિ મળે છે. શચીદેવીએ પોતાના દુઃખને શમાવીને પુત્રવધૂને આશ્વાસન આપ્યું કે, "મારો ગૌરાગ મને પૂછ્યા વગર કયાંઇ જનાર નથી. એણે મને ખાત્રી આપી છે." પ્રભુએ બે નારીઓનું ક્રન્દન સાભળ્યું. શ્રી ગૌરાંગ બપોરેજ ભોજન કરવા ઘેર આવ્યા. વિષ્ણુપ્રિયાને પિયરથી ત્યાં આવેલી જોઈને એમને આશ્ચર્ય થયુ. દેવીએ પતિને

માટે સ્વાદીષ્ટ ભોજન રાધીને પ્રેમથી પીરસવા માંડયું. માતા શચીદેવીએ લાગ જોઇને પુત્રને બે શબ્દ કહ્યા 'દીકરા ! તું મને છોડીને ચાલ્યો જઇશ ? તું પણ તારા મોટાભાઈની પેઠે મને દુઃખસાગરમાં ડુબાડીશ ? મેં સાંભળ્યું છે કે તું જગતના જીવોને ધર્મનું શિક્ષણ આપવા સારૂ સંન્યાસ લેવાનો છે, પણ વૃદ્ધ માતાનો વધ કરીને તું ધર્મકાર્ય કેવી રીતે કરી શકીશ ? પોતે અધર્મી થઈ બીજાઓને તું શો ધર્મ શીખવીશ ? ' માતાની એ હૃદયવિદારક વાણી શ્રીગૌરાંગ નીચે મુખે સાંભળી રહ્યા માતાએ છેવટના જે શબ્દો કહ્યા તે તો એમના હૃદયને પીગળાવી નાખવાને માટે પૂરતા હતા. 'હાય ! નિમાઇ ! લોકો તને ભગવાન કહે છે જીવમાત્ર પ્રત્યે તારી દયા છે. શું કેવળ આ ચિર-દુઃખીની અભાગિણી જનેતાની સાથેજ તું નિર્દય થઇશ ? ' ત્યાર પછી પોતાની વાત પડતી મૂકીને એમના ગયાથી એમના ભક્તોની શી દશા થશે તે તરફ ધ્યાન ખેંચ્યું, કેમકે એ જાણતા હતા કે ભક્તો ઉપર ગૌરાંગદેવનો ઘણો પ્રેમ છે; અને છેવટે માતાએ કહ્યું 'ખાત્રી રાખજે કે તું સંન્યાસ લઇશ તે પહેલાં તો મરીશ હું અને પછી મરશે વિષ્ણુપ્રિયા.' પત્નીનું નામ સાંભળતાં ગૌરાંગદેવનું શરીર કંપી ઉઠયું. છેવટે શચીદેવીએ ધર્મશાસ્ત્રનું શરણ લઇ પુત્રને કર્તવ્ય સમજાવવા માંડયું. " દીકરા ! તેં હજી ગૃહસ્થાશ્રમ પૂરો ભોગવ્યો નથી, સંતાન ઉત્પન્ન કરી પિતૃઋણ ચૂકવ્યું નથી વળી ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે તરુણાવસ્થા એ સંન્યાસધર્મના પાલનના માટે યોગ્ય વય નથી. કામ, ક્રોધ, લોભ, મોહ એ યૌવનમાં પ્રબળ હોય છે. એ વયમાં તારો સંન્યાસ સફળ કેવી રીતે થશે ? કલિયુગમાં મનને અંકુશમાં રાખી શકાતું નથી મનમાં ચંચળતા આવવાથી ધર્મનો ક્ષય થાય છે. આ કલિયુગમાં તો ગૃહસ્થાશ્રમમાજ રહીને લોકો ધર્મનું પાલન કરી શકે છે."ગૌરાંગદેવ અત્યારલગી ચૂપચાપ બેસી રહ્યા હતા. કાંઈ પણ ઉત્તર આપતા નહોતા, પણ હવે માતાને મુખેથી ધર્મતત્ત્વની સૂક્ષ્મ વાતો સાંભળ્યા પછી તેમનાથી શાંત બેસી રહેવાયું નહિ ! એમના પાંડિત્યસંબંધી અભિમાનને આઘાત લાગ્યો. ગંભીર ભાવ ધારણ કરીને ધર્મની દૃષ્ટિએજ તેમણે માતાને ઉપદેશ દેવા માંડયો: " કોણ તારો પુત્ર અને કોણ તારો બાપ ? તું મારૂં તારૂં કરે છે એ મિથ્યા છે. આ જગતમાં કોણ કોઈનો પુરુષ છે અને કોણ કોઇની પત્ની છે ? શ્રીકૃષ્ણચરણ વિના જીવોની અન્ય ગતિજ નથી. એજ માતા, પિતા, બંધુ, કર્તાહર્તા અને ધન છે, એના વિના બધું મિથ્યા છે. વિષ્ણુમાયાના બંધથી

આખુ જગત ચાલી રહ્યુ છે. પોતાના મદ અને અહંકારથી તો લોકો ઉલટી પીડા પામે છે મનુષ્ય પોતાને માટે જે કર્મને લાભકારી ગણે છે તેજ કર્મ પરફળમા તેને બંધનરૂપ થઇ પડે છે. ચૌદલોકમાં આ મનુષ્ય જન્મ દુર્લભ છે. વળી એ ક્ષણભંગુર છે માટે એનો સદુપયોગ કરીને કૃષ્ણભકિત કર્યાથીજ જીવાત્મા બધા બંધનોમાથી મુકત થાય છે. જેટલા ભાવથી તમે મારા પ્રત્યે પુત્રસ્નેહ દાખવી રહ્યા છો તેટલાજ ભાવથી શ્રીકૃષ્ણચરણમા ચિત્ત પરોવો તો જીવન સફળ થઇ જશે." આ ઉપરાત અનેક રીતે સંસારની નશ્વરતા તથા પ્રભુભકિતનું મહત્ત્વ સમજાવીને પોતાને સંન્યાસ લેવાની શામાટે આવશ્યકતા છે તે માતાને સમજાવ્યું.

ખરી વાત એ છે કે મહાપુરુષોનો આવિર્ભાવ કોઈ ખાસ ઉદ્દેશ પાર પાડવા સારૂજ થાય છે શ્રી ચૈતન્યદેવના જન્મનો જે ઉદ્દેશ હતો તે એમના સંન્યાસ લીધા વગર પાર પડે એમ ન હતો. એક તો એ પોતે ભગવદ્ભક્તિમા મસ્ત હોઈ ઘરમા રહેવાનુ પસંદ કરતા નહોતા, બીજુ એમનો ઉદ્દેશ ધર્મપ્રચાર કરવાનો હતો સંસારમા રહ્યાથી એ હેતુ પાર પડે એમ નહોતું ભારતવર્ષમા એ સમય ધર્મની દૃષ્ટિએ દયાજનક હતો. હિંદુઓમા ધાર્મિક સ્વતંત્રતાનુ નામ નહોતુ. બ્રાહ્મણો બીજી વર્ણો ઉપર પોતાની સત્તા જમાવીને એટલા બધા દુરાચારી બની ગયા હતા કે કેટલાકને 'પાપમૂર્તિ' કહીએ તોપણ ચાલી શકે મુસલમાનો જોરજુલમથી હિંદુઓને વટલાવતા હતા. કેટલાક હિંદુઓ પણ અરધા મુસલમાન થઈ ગયા હતા. ભગવદ્ભકિત અને સદાચારનુ નામ રહ્યું નહોતું બંગાળાના શાકતોએ દુરાચારનો એવો પ્રવાહ વહેવરાવ્યો હતો કે શ્રી ગૌરાંગદેવનો જન્મ ન થયો હોત અને સંન્યાસી બનીને શુદ્ધ તથા પવિત્ર ધર્મનો એમણે પ્રચાર ન કર્યો હોત તો કેવળ બંગાળાજ નહિ પણ આખુ ભારતવર્ષ પાપ—ભૂમિ બની ગયું હોત. વામમાર્ગીઓના પંચમકારથી બંગાળા ગભરાઈ રહ્યુ હતુ શ્રી ગૌરાંગે એ બધી વાત માતાને સમજાવી એટલે ગમે તેટલો સ્નેહ હોવા છતા માતા એમને સંન્યાસ લેતા નિષેધ ન કરી શકયાં. એમને ખબર પડી કે પુત્ર ઉપર મારી એકલીનોજ અધિકાર નથી, એના ઉપર આખા જગતનો અધિકાર છે. આખરે એમના મુખમાથી નીકળીજ ગયું: "પુત્ર ! તું પુરુષોમાં રત્ન છે. તું આજથી સ્વતંત્ર છે. મારા ભાગ્યમા તારૂં આટલુંજ સુખ લખ્યું હશે. જા હવે તું સુખે સંન્યાસ લે અને તારા જીવનનો મહાન ઉદ્દેશ પાર પાડ."

શચીદેવી વાત્સલ્યપૂર્ણ હતા. સ્ત્રીજાતિમા એમનો જન્મ થયો હતો. પુત્રને સંન્યાસી થવાની આજ્ઞા આપી તો ખરી પણ એથી એમને ઘણું દુઃખ થયુ. એ સ્નેહમયી જનની પુષ્કળ રડવા લાગ્યા. ગૌરાગે એમને ધીરજ આપીને કહ્યું: "મા ! હું હજુ થોડા દિવસ ઘેર રહીશ. તમે રડશો નહિ જતી વખતે તમારી રજા લઈને જઈશ." ગૌરાગે વિચાર્યું કે માતાની રજા તો મળી ગઈ પણ હજુ એક એવી બીજી વ્યકિતની રજા બાકી છે, કે જેનો અધિકાર ઓછો નથી. એ વ્યકિત હતી દુખી વિષ્ણુપ્રિયા !

શ્રી ગૌરાગ એ રાત્રે ઘરમા શયન કરી રહ્યા હતા. નિદ્રા આવી હતી કે નહિ એ તો એ પોતેજ જાણે. રાત વધારે ગઈ નહોતી, ભોજન કરીને વિષ્ણુપ્રિયા એમની પાસે ગઈ. પતિને ઉઘતા જોઈને એમના ચરણ આગળ બેસી ગઈ.સજળ,આતુર નેત્રથી એ ગૌરાગના મુખને જોવા લાગી ગૌરાગને જગાડવાનું સાહસ એને ન થયુ, કેમકે એવી નિશ્ચિત ઘોર નિદ્રા લેતા એણે પતિને કદિ જોયા નહોતા. ભગવાનનું કીર્તન કરવામા ગૌરાગ આખી રાત જાગરણ કરતા હતા. આજ તેમને સૂતેલા જગાડવાનું વિષ્ણુપ્રિયાને યોગ્ય ન લાગ્યું. શ્રી ગૌરાગના દર્શનથીજ વિષ્ણુપ્રિયાને સુખ છે. વિષ્ણુપ્રિયાના ચિત્તમા ઉંડી ચિંતા હતી, કેમકે એમણે સાભળી રાખ્યુ હતું કે પતિ ઘર છોડીને ચાલ્યા જવાના છે. એ દારુણ સમાચારનુ સ્મરણ કરતાંવારજ એના કોમળ હૃદયને વજાઘાત થયો. એના નેત્રોમાથી આસુનો વરસાદ વરસવા લાગ્યો. એ આસુથી શ્રી ગૌરાગના ચરણ ભીના થયા; અને એ જાગી ઉઠયા તથા કહેવા લાગ્યા: 'તું રડે છે શામાટે ? હુ તો તારી પાસેજ છું.' એટલું સાભળતાવાર તો વિષ્ણુપ્રિયાની આખોમાથી અશ્રુધારા વધારે જોરથી વહેવા લાગી. શ્રી ગૌરાગે તેને રોકવાનો ઘણોએ પ્રયત્ન કર્યો પણ એ આસુ ખાળી ન શકાયા.શ્રી ગૌરાગને વ્યસ્ત જોઇને વિષ્ણુપ્રિયા કહેવા લાગ્યાં: "નાથ ! શું એ સાચી વાત છે કે તમે મને છોડીને ઘરમાથી ચાલ્યા જશો, સંન્યાસી થઈ જશો ? એ ખબર સાભળીને મારૂં હૃદય ચીરાઈ જાય છે. તમે મને છોડીને જવાના હો તો પછી આ જીવનની આવશ્યકતાજ શી છે ? હુ જીવીને શું કરીશ ? હુ એમ ધારતી હતી કે મારા જેવી ભાગ્યવતી કોઈ નથી, કેમકે તમે મારા પ્રિય પ્રાણનાથ છો ! મને મોટી આશા હતી કે આ યૌવન, આ તન અને મન તમને સમર્પણ કરીને તમારો સંસાર સુખી કરીશ ! હાય ! મને મારા પોતાના સુખની કાંઇ પરવા નથી. ગૃહત્યાગથી તમને સુખ થવાનું

હોત તોપણ ધીરજ ધરત, પરંતુ સંન્યાસી થઈને તમે ક્યાં ફરતા ફરશો, કાંટા કાંકરા આ કોમળ પગને વીંધી નાખશે. તમે દુઃખ ક્યે દિવસે જોયું છે વરસાદની ઝડીમાં, જેઠવૈશાખના ઉગ્ર તાપમાં, કકડતી ટાઢમાં તમે એકલા ગામે ગામ અને અરણ્યે અરણ્ય કેવી રીતે વિચરશો ? તમારા ચરણ સિવાય મારી ગતિ નથી. મને ઠેસ મારીને તમે ચાલ્યા જશો ? તમને ધર્મ-ભય પણ નથી ? વૃદ્ધ માતા શચીદેવી તમારા જવાની વાત સાંભળીનેજ અધમુવા થઈ ગયાં છે, તેમની શી દશા થશે ? તમારા ભક્ત મુકુન્દ દત્ત, શ્રીનિવાસ અને હરિદાસનું શું થશે ? શું તમે એ બધાને છોડી દઈને સંન્યાસ લેશો એમ કર્યાથી લોકોમાં તમારો અપયશ થશે મારાથી તમારી નિંદા કેમ સાંભળી શકાશે." થોડી વાર ચૂપ રહ્યા પછી તેમને એક બીજો વિચાર સૂઝ્યો પતિના બે ચરણ પકડીને રોતાં રોતાં કહેવા લાગ્યાઃ " પ્રાણેશ્વર ! હૃદયવલ્લભ ! મારે લીધેજ તમે સંસારી છો, ગૃહસ્થાશ્રમી છો આ સંસારમાં જંજાળરૂપ કોઈ હોય તો હુંજ છું આ અભાગણીની ખાતરજ તમે સંસાર ત્યાગ કરવા તૈયાર થયા છો. હુંજ તમારા ધર્મજીવનમાં પરમશત્રુ બની છું મારે લીધેજ તમે નિશ્ચિંત થઈને ભજનકીર્તન કરી શકતા નથી. સ્ત્રીનું કર્તવ્ય છે કે પતિના ધર્મકાર્યમાં આડખીલી ન થવું. મારૂં જીવન તમને વિઘ્નરૂપ થઈ પડ્યું હોય તો ધૂળ પડી એ જીવતરમાં. હું આ જીવનને વધારે દિવસ ટકાવી રાખીશ નહિ હું ઝેર ખાઈને મરીશ. એથી સુખે તમે ઘરમાં રહીનેજ ધર્મકર્મ કરજો. ગૃહત્યાગ કરવાની આવશ્યકતા પછી રહેશે નહિ હે નાથ ! તમારા સાધનપથનો કાંટો, તમારા ધર્મજીવનની શત્રુ-આ હતભાગિનીને વિદાય આપો."

શ્રીમતીના હૃદયમાં આજે વિષમ વેદના હતી મનમાં દારુણ વ્યથા હતી આજ એમનાથી બહુ બોલી પણ શકાતું નહોતું એમનાં બંને કમળલોચનમાંથી અવિરલ અશ્રુધારા વહેતી હતી.

શ્રીગૌરાંગ આટલી વાર પત્નીનો મર્મભેદી, હૃદયવિદારક, વિષાદપૂર્ણ વિલાપ સાંભળતા હતા એમનો દરેક શબ્દ એમના હૃદયને બાણની પેઠે વીંધવા લાગ્યો શ્રીગૌરાંગના હૃદયમાં પત્નીનો વિલાપ સાંભળીને દારુણ વેદના થઈ ! મનના ભાવને છુપાવીને ગૌરાંગ પત્નીને પ્રેમપૂર્વક લાડ લડાવવા લાગ્યા. પત્નીને સેંકડો વાર તેમણે સ્નેહસૂચક ચુંબન કર્યું. તેમની એ પ્રેમચેષ્ટાઓ જોઈને વિષ્ણુપ્રિયા મનમાં વિચારવા લાગ્યાં, 'ખરેખર ! શું આ

સ્વામી મને છોડીને ચાલ્યા જશે ?" એટલામાજ એમનો મનોભાવ સમજી જઇને ગૌરાંગ બોલ્યા: "પ્રાણાધિકે ! પ્રિયતમે ! તને કોણે કહ્યુ કે હું તને છોડીને ગૃહત્યાગ કરવાનો છુ ? તું નકામી શોક કરી રહી છે અને તારા મન તથા શરીરને પીડા પમાડી રહી છે હું તને કહ્યા વગર કદિ જનાર નથી, એ ખાત્રી રાખજે અને નાહક દુ:ખી થઇશ નહિ "પતિના આ આશ્વાસન વાકયોથી વિષ્ણુપ્રિયા પ્રેમસાગરમા ડૂબી ગયા તેમનુ બધુ દુ:ખ દૂર થઈ ગયું. દુ:ખની એક પણ વાત એ વખતે તેમને સાભરી નહિ. પતિસુખમાં એ નવયુવતીએ આખી રાત ગાળી. દુ:ખમય સસાર અત્યારે તો એમને સુખનો ભડાર જણાયો, પરતુ એ સુખમા પણ વિષ્ણુપ્રિયાને વિષમ દુ:ખનું ચિન્હ જણાયુ. પ્રાણવલ્લભના મુખ સામું નીરખતા એ મલિન જણાયું. પતિની આખોમા આસુ હતા, એમના હૃદયમા કાંઇ ગુપ્ત ભાવ છુપાયલો જણાતો હતો. આ બધી પ્રેમચેષ્ટા ઉપરની હતી એમ લાગતું હતું. એ વિચાર ઉત્પન્ન થતાજ વિષ્ણુપ્રિયાને ફરીથી શકાઓ ઉત્પન્ન થઇ પતિના બને હાથ પકડીને પોતાના વક્ષસ્થળ ઉપર ધારણ કરીને એમ કહેવા લાગ્યા."હૃદયવલ્લભ ! મને લાગે છે કે તમે મારી સાથે છળકપટ કરી રહ્યા છો. તમારૂ મુખ જોતા એમ લાગે છે કે તમારા હૈયામા મેલ છે મને છેતરવા માટે આ બહારથી પ્રેમ દાખવી રહ્યા છો નાથ ! હૃદય સર્વસ્વ ! મારી છાતી ઉપર હાથ મૂકીને સોગદ ખાઓ કે આ અભાગિણીને છોડીને કંઇ પણ નહિ જાઓ. હું તમારા વગર બીજા કોઇને ઓળખતી નથી. તમારાં ચરણો સિવાય મારી ગતિ નથી વગરવાકે મારા ગળા ઉપર છુરી ચલાવશો નહિ. પ્રભુ ! તમે મારા સ્વામી છો, હું તમારી દાસી છુ, તમે પુરુષ છો હું પરવશ અબળા છું. હું તમારી યુકિત કેવી રીતે જાણી શકું ? તમારો ચહેરો જોતા મને સંદેહ ઉપજે છે કે તમે મને છોડીને ચાલ્યા જશો. જોજો કઈ સ્ત્રીહત્યાના પાપના ભાગી ન બનો."

શ્રીગૌરાગ સ્થિર અને ગંભીરભાવે પત્નીની બધી વાત સાભળી રહ્યા હતા હવે એમણે મનની વાત છુપાવવાનો પ્રયત્ન કર્યો નહિ. એ છેવટની દારુણ કથા, એ પ્રાણઘાતક વાણી ' હું સંન્યાસ ગ્રહણ કરીશ ' પત્નીને સભળાવવાનો સમય આવી પહોચ્યો છે. શ્રીમતીના વક્ષમા એ તીક્ષ્ણ છરી ભોકવાનો સમય આવી પહોંચ્યો છે. હવે ગૌરાગથી ઝાઝીવાર મૌન બેસી રહેવાયું નહિ એમણે મુખ મલકાવીને પ્રિયાને ધર્મ અને કલ્યાણની વાતો

સમજાવવા માડી: "પ્રિયતમે ! આ બધો સંસાર મિથ્યા છે. એ સંસાર નહિ, પણ અસાર છે માતા, પિતા, પતિ, પુત્ર, ભાઇ, બન્ધુ કોઇ કોઇનું નથી. કૃષ્ણભજન એજ જીવનનો એકમાત્ર ઉદ્દેશ છે. એને સારૂજ મનુષ્યનો જન્મ છે આ દુર્લભ માનવજન્મ ધારણ કરીને કોઈ કૃષ્ણભજન ન કરે તો એનો જન્મ ફોકટ છે, માન, અભિમાન, એ બધુ એકદમ તજવાલાયક છે, સંસારની માયામા ફસાઇને લોકો કૃષ્ણભજનને ભૂલી જાય છે, એથીજ એમને નરક વેદના ભોગવવી પડે છે જો સંસારરૂપી દાવાનળમાથી રક્ષણ મેળવવુ હોય તો શ્રીકૃષ્ણનું ભજન કરો.તમારૂં નામ વિષ્ણુપ્રિયા છે ! પ્રિયે ! તમારે એ નામ સાર્થક કરવુ જોઇએ.મિથ્યા શોક કરશો નહિ,બીજી બધી ચિન્તા દૂર કરીને શ્રીકૃષ્ણનુ ભજન કરો." પરંતુ આ ઉપદેશ સાભળવા છતા પણ પત્નીના મનમાનો વિષાદ દૂર થએલો ન જણાયો,ત્યારે ગૌરાગે આશ્વાસન આપ્યું કે, 'પ્રિયતમે ! તને છોડીને હુ કયા જવાનો છું ? જ્યારે જઇશ ત્યારે તને કહીને જઇશ હજુ તો તારી સાથે થોડા દિવસ રહીને સંસાર ચલાવીશ તારા જેવી પત્ની મને મોટા ભાગ્યથી મળી છે' પતિના એ વચનો સાભળ્યાથી વિષ્ણુપ્રિયાને કાંઇક આશ્વાસન મળ્યુ, છતા 'તારી સાથે થોડા દિવસ રહીને સંસાર ચલાવીશ' એ શબ્દોને લીધે તેમના મનનો સંદેહ બિલકુલ દૂર થઇ ગયો નહિ. તેમણે પતિ પાસે એ શબ્દોનો સ્પષ્ટ ખુલાસો માગ્યો આખરે નિરુપાય થઇને ગૌરાગને પત્નીને જણાવવુંજ પડયું કે ' "પ્રિયતમે ! તારાથી હુ કોઈ વાત છુપાવવાનો નથી આ જીવનમાં હું દુઃખ ભોગવવાજ આવ્યો છુ દુખ મારા જીવનનો સંગી છે. હુ ઘણું રોયો પણ જીવો કૃષ્ણનામ લેતા નથી. તુ અને વૃદ્ધમાતા રડશો ત્યારે લોકોનાં હૃદય પીગળશે અને તેઓ પણ હરિ નામ લેતાં શીખશે, એટલા માટેજ મે ઘર છોડવાનો સંકલ્પ કર્યો છે. તારા રોયાથી જીવોના પાપ ધોવાઇ જશે. મારા ધર્મકાર્યમા હુ તારી સહાયતા ચાહુ છુ સંસારના બધા સુખ છોડીને, તારા જેવી તરુણ, પતિવ્રતા, સુન્દર પત્નીને છોડીને, વૃદ્ધ અને પુત્રવત્સલ માતાને છોડીને, પ્રાણથી પણ અધિક વહાલા ભકતોને છોડીને, કૌપીન ધારણ કરીને, સન્યાસી વેશમા દીનદરિદ્રની પેઠે ગામે ગામ અને પોળે પોળ ફરીને લોકોને હરિનામ દેવાનો ઉપદેશ નહિ દઉં, ત્યાંલગી જીવોના ઉદ્ધારનું કાર્ય સફળ થશે નહિ. પ્રિયે ! હવે મેં તને મારા જીવનનો ઉદ્દેશ સ્પષ્ટ જણાવી દીધો. મારા શુભ કાર્યમા અડચણરૂપ થઇશ નહિ. માએ રજા આપી છે. તુ પણ રજા આપ અને તારૂં

વિષ્ણુપ્રિયા નામ સાર્થક કર. ”

એમ છતા પત્નીને રડતી જોઇને શ્રીગૌરાંગે કહ્યું: ‘ વિષ્ણુપ્રિયા ! તું રડીશ નહિ. ભગવાન તને બળ આપો તારા આ ક્રન્દનથી જીવોનો ઉદ્ધાર થશે.ભગવાન તારૂ કલ્યાણ કરશે. જીવોના દુ:ખ જોઇને મારાથી સ્થિર બેસી રહેવાતુ નથી. તું મારી સહધર્મિણી છે, મારા આ ધર્મકાર્યમાં સહાયતા આપ. ’

શ્રીમતીએ ગદ્‌ગદ્ કંઠે કહ્યુ: “પ્રાણવલ્લભ ! હુ તમારી દાસી હોવા છતા તમારા પવિત્ર ચરણની અધિકારી નહિ બનુ, એ દુ:ખ મરતાં સુધી મારાથી નહિ ભૂલાય તમારી દાસી બનવામાજ મારૂં અહોભાગ્ય છે. ક્યા પાપને લીધે મારી આવી અધોગતિ કરો છો ?”

ગૌરાંગે કહ્યુ: ‘તુ મને ખરોખર સમજી નથી,તારી સાથેનો મારો સઘળો સંબધ તૂટવાનો નથી.કેવળ બહારનો શારીરિક સબધ છે તેજ બધ પડશે, બાકી બધા સબંધ કાયમ રહેશે. મારા અતરમા તુ સદા બિરાજમાન રહેશે. હું પણ તારા અંતરમાથી ખસવાનો નથી. કેવળ લોકશિક્ષાને સારૂ મારો આ સન્યાસ છે.તારા ઉપર મારો જે પ્રેમ છે તે અવિચ્છિન્ન રહેશે,તારી આંખથી આઘો થતાવારજ તારા પ્રત્યેનો મારો પ્રેમ સોગણો વધી પડશે. એ સુખ વિરહજન્ય સુખ હશે, એ પ્રીતિ ખરી પ્રીતિ હશે, તું મને વિસરી નહિ શકે એ હું સારી પેઠે જાણું છુ.’

આટલાથી પણ વિષ્ણુપ્રિયાને સતોષ ન થયો.તેમણે કહ્યું: “તમે સંન્યાસી થઇને ઘરબાર છોડો એ મને પસદ નથી. હાલ સસારમા ચિત્ત ન ચોટતું હોય તો ભલે તીર્થયાત્રા નિમિત્તે બહાર જઈ લોકોનુ કલ્યાણ કરી આવો, પરતુ તમે સંન્યાસી થશો તો લોકોમા મારી નિદા થશે. સતીસાધ્વિ સ્ત્રીઓ ટીકા કરશે કે મારી ખાતરજ સ્વામીએ ઘરબાર છોડીને સન્યાસ લીધો. મારાથી એ અપવાદ સહન નહિ થાય. ”

શ્રીગૌરાંગની વ્યવહારબુદ્ધિનો લોપ થયો નહોતો. એમને લાગ્યું કે, દેવીની એ દલીલ બહુ સાચી છે. એમણે પત્ની આગળ પોતાનો પરાજય તો સ્વીકાર્યો પણ જ્ઞાન આપવું ન છોડયુ. હવે એમણે પ્રભુની સહાયતા માગીને પત્નીને દિવ્ય જ્ઞાન આપ્યું શ્રીચૈતન્યને વિષ્ણુના અવતાર માનનારા ભક્તો એમ પણ માને છે કે શ્રીગૌરાંગે પત્નીને દિવ્ય ચક્ષુ આપ્યા, જેથી થોડીવારમાં એમણે જોયું કે તેમના સ્વામીને બદલે શંખ, ચક્ર, ગદા પદ્મધારી ચતુર્ભુજ વિષ્ણુની મૂર્તિ સાક્ષાત ઉભી છે.

શ્રીમતી વિષ્ણુપ્રિયાએ એ મૂર્તિના દર્શન કરીને કહ્યું:"પ્રભુ! તમારૂં આ ચતુર્ભુજ સ્વરૂપ સમેટી લ્યો. તમારૂ આ રૂપ મને સારૂ લાગતુ નથી, મારે ઐશ્વર્ય જોઈતુ નથી, હું અબલા રમણી છુ, સ્વામીજ મારા પરમ દેવતા છે, મારે સ્વામી સિવાય બીજુ કાઇજ જોઈતું નથી. મારા સ્વામીનાથ કયા ગયા? તમને પગે પડુ છું, મારા સ્વામી મને પાછા આણી આપો." એટલું કહીને દેવી પ્રભુના ચરણમા પડીને રોવા લાગ્યા ગૌરાગે પોતાનુ એ રૂપ સંવરણ કરી લીધું. દેવીએ જોયુ કે પતિ પોતાને ખોળામા લઇને લાડ લડાવી રહ્યા છે. ગૌરાગે પોતાનો પરાજય સ્વીકારીને કહ્યું: "પ્રિયતમે! તું ખરેખરી સાધ્વી છે તે મારી ચતુર્ભુજ નારાયણ મૂર્તિની પણ અપેક્ષા કરી છે તારી પતિભક્તિ,તારો પતિપ્રેમ જોઈને હું મુગ્ધ થઇ ગયો છુ તને છોડીને હું કયાય જઇ શકુ? મારા આ હૃદયમા તું સદાને માટે બિરાજીશ લોકો તો સમજશે કે મેં તારો ત્યાગ કર્યો છે, પણ તુ સદાને માટે મારા હૃદયની અધિષ્ઠાત્રી દેવી થઈને રહીશ. જે સમયે તુ વિરહાતુર થઈને મારૂં સ્મરણ કરીશ તે સમયે હું તને મળવા હાજર થઇશ. હું જ્યાં જઇશ ત્યા તને વિસરીશ નહિ આ વાત તું સાચીજ માનજે."

પતિવ્રતા શ્રીમતી વિષ્ણુપ્રિયા દેવીએ હવે સ્વામીના આદેશને માથે ચઢાવ્યો અને નીચુ મુખ કરીને અશ્રુભીના નયને કહ્યુ: 'પ્રાણેશ્વર! હૃદયકાન્ત! તમે આજથી સ્વતત્ર છો! તમને જેમા સુખ તથા હિત જણાય, તે કાર્ય કુશળતાપૂર્વક કરો હું એમા અડચણ નાખનાર કોણ? તમારા સુખમાજ મારૂ સુખ છે આ જન્મમા રડતી આવી છું. રડીનેજ શેષ જીવન ગાળીશ, પણ તમારૂં એથી કલ્યાણ થતું હોય તો એ બધુ સુખેથી કરીશ ઘણા પુણ્યના બળવડે તો તમારી દાસી બની છુ એ ઉચ્ચપદ, એ મહાન સંપત્તિ, પ્રભુ છીનવી લેતા નહિ. દુઃખી દાસી ગણીને શ્રીચરણમા સ્થાન આપજો.એજ મારી છેવટની વિનતિ છે

આત્મોત્સર્ગનું કેવું ઉજ્જવલ દૃષ્ટાન્ત છે! મનુષ્ય ધન, જીવન અને પુત્રનો ત્યાગ કરી શકે છે, પણ પતિવ્રતા પતિ-ભક્ત સ્રી પોતાના પતિને કદિ છોડી શકતી નથી. પરોપકારની ખાતર વિષ્ણુપ્રિયા દેવી પોતાના પતિને સન્યાસી બનાવવા તૈયાર થઇ ગયા, પોતાનું જીવન પતિવગર કેવું કષ્ટમય થશે તેનો વિચાર છોડી દીધો, પોતાના સુખની પરવા ન કરતા બીજાઓનુંજ કલ્યાણ થાય એને એમણે શ્રેષ્ઠ ગણ્યું. વિષ્ણુપ્રિયાનો આ સ્વાર્થત્યાગ ખરે-

ખર જગતમા અતુલનીય હતો !

માતા તથા પત્નીને આપેલા વચન પ્રમાણે ગૌરાગ થોડા દિવસ ઘરમા રહ્યા. એટલા દિવસ એમણે ઘરકાર્યમા સારી રીતે ધ્યાન આપ્યું.દેવી વિષ્ણુપ્રિયાની સાથે રસવાર્તાઓ કરી. શચીદેવીને એથી ઘણો આનંદ થતો.એ પ્રમાણે સુખ અને આનંદમા છ માસ વીતી ગયા. માઘ માસની ઉત્તરાયણ સંક્રાન્તિ આવી પહોચી એ દિવસે ગૌરાગદેવે ગૃહત્યાગ કરવાનો સ કલ્પ કરી રાખ્યો હતો.એ દિવસે એમણે માતાને કહ્યું "મા ! આજ ઉત્તમ દિવસ છે,બ્રાહ્મણોને તથા વૈષ્ણવોને સારી પેઠે જમાડવા જોઈએ 'શચીદેવી હોશપૂર્વક રાધવાના કામમા ગુથાયા વિષ્ણુપ્રિયા સાસુને ઉપર સામગ્રી આપવામા રોકાયાં. એ દિવસે અનેક ભકતોએ તેમને ઘેર ભોજન કર્યું. ભોજન કર્યા પછી આખા નદિયાનગરમા ઘેરે ઘેર ફરીને ભકતો સાથે પુષ્કળ વાતો કરી. પહોર રાત ગંગાતટે ભજનોમા ગાળીને ઘેર પાછા આવ્યા વાળુ કરીને માતા સાથે ઘરસ સારની અનેક વાતો કરીને શયનગૃહમા ગયા.વિષ્ણુપ્રિયા દેવીએ પાનની પેટી, ચન્દન, ફૂલની માળા આદિ લઈને સહાસ્ય વદને ત્યા પ્રવેશ કર્યો શ્રીગૌરાગે મૃદુ હાસ્યપૂર્વક તેમને આલિગન આપ્યું. એ રાત્રિએ દ પતિએ ઘણી પ્રેમલીલા કરી. વિષ્ણુપ્રિયાને તો કાંઈ ભાન નહોતું,પણ ગૌરાગ તો જાણતા હતા કે આ મારા છેલ્લા લાડ છે થોડીવાર પછી વિષ્ણુપ્રિયા દેવીને ગાઢ નિદ્રા આવી ગઈ. ગૌરાગ એ લાગ જોઈને ધીમે ધીમે ઉઠયા,સૂતેલી પ્રિયાનું સૌન્દર્યમય મુખ અનિમિષ નેત્રે એકવાર જોયુ તેના વદન ઉપર ધીમેથી શેષ ચુંબન કર્યું અને એકદમ કોઈ જાણવા ન પામે એવી રીતે શયનગૃહમાથી બહાર નીકળી પડયા. ત્યાથી નીકળી આંગણામા સૂતેલા માતાને હાથ જોડીને પ્રણામ કર્યા અને જન્મભૂમિને છેલ્લા નમસ્કાર કરી નદીયામાથી વિદાય થયા, અને ગગાનદીમા તરીને સામે પાર પહોંચ્યા.

થોડીવાર પછી વિષ્ણુપ્રિયાની આખ ઉઘડી. એમણે જોયું કે ગૌરાંગદેવ પોતાની પાસે નથી. અંધારામાં વધારે ન દેખાયું, પણ જોયું કે કમાડ ઉઘાડાં હતાં. એ એકદમ રોવા લાગ્યા વળી વિચાર આવ્યો કે મશ્કરીમા મને ગભરાવવા સારૂ કાંઇ સંતાઇ ગયા હશે. ઘરના ચારે ખુણામાં જોયું, પણ પત્તો લાગ્યો નહિ. હવે એ દુઃખમા મગ્ન થઈને સાસુની પાસે ગઈ. સાસુના ઉપર તો એ સમાચાર સાંભળતાંવાર જાણે વજ્ર તૂટી પડયું. બ ને જણા હાથમાં દીવો લઈને ખોળવા લાગ્યા, અને કયાય પણ પત્તો ન લાગતાં રોકકળ મચા-

વી. પાડાપડોસી જાગીને દોડી આવ્યાં. વિષ્ણુપ્રિયા એ સમયે મૂર્છા ખાઇને ભૂમિ ઉપર પડયાં હતાં.

થોડીવારમા આખા નગરમાં એ સમાચાર ફેલાઇ ગયા સાભળનાર બધાં-ને દુ:ખ થયુ. તેમણે આવીને સાસુવહુને દિલાસો આપવા માડયો. વિષ્ણુ પ્રિયાની અવસ્થામા જોઇને બધાને એમ લાગ્યુ કે આ દશા રહી તો એમના દેહમા પ્રાણ નહિ રહે.

શચીદેવીના બનેવી ચન્દ્રશેખર અને શ્રીગૌરાગના શિષ્યો એમની શોધમા ચારે તરફ નીકળી પડયા.

હવે ગૌરાગદેવની ખબર લઈએ. શિયાળાની એ રાતે નીકળીને, ટાઢની જરા પણ પરવા ન કરતા, ગ ગાજીને પાર કરીને કટવા ગામ પહોચ્યા. ત્યા એમણે કેશવભારતી પાસે સ ન્યાસ લીધો. સ ન્યાસ લીધા પછી એ વૃન્દાવન જવા નીકળ્યા, પણ માર્ગ ભુલી જવાથી શાન્તિપુર પહોચ્યા, અને પોતાના વૃદ્ધ શિષ્ય અદ્વૈતાચાર્યને ઘેર ઉતર્યા. એમની શોધમા નીકળેલા માણસોને એમના સ ન્યાસની ખબર પડી, અને એમણે એ સમાચાર જઇને શચીદેવી તથા વિષ્ણુપ્રિયાને જણાવ્યા. એ વૃત્તાત સાભળતાં બન્નેની જે દશા થઈ તે વર્ણવી શકાય એમ નથી વિષ્ણુપ્રિયા વિલાપ કરવા લાગ્યા. "હાય નાથ ! આ અભાગિનીને અનાથ બનાવવા માટેજ તમે સ ન્યાસ લીધો. તમે શા સારૂ ઘર છોડીને ચાલ્યા ગયા ? તમારા મીઠા વચનો સાભળ્યા વગર હુ કેવી રીતે જીવી શકીશ ? હાય ! આ કઠણુ હૈયામાથી પ્રાણ કેમ નથી નીકળતો ? ચિતા સળગાવો, હુ હમણાજ બળી મરૂ છુ સારા માણસો તો કોઇના જીવને સતા-વતા નથી તો પછી તમે આટલા બધા મનુષ્યોના જીવ શા સારૂ બાળ્યા ? તમે તો ધર્મપ્રચારક છો છતા તમને ધર્મનો ભય કેમ નથી ? મા અને સ્રીને માર્યાથી તમારૂ શું કલ્યાણ થશે ? હાય ! મારો આ પ્રાણ કેમ નથી નીકળી પડતો ?" એટલું કહેતા કહેતા એ પૃથ્વી ઉપર ઢળી પડીને રોવા લાગ્યા. એટ-લામા શ્રીગૌરાગદેવના સાથી નિત્યાનદ ત્યા આવ્યા અને શચીદેવીને જણાવ્યુ કે શ્રીગૌરાગ અદ્વૈતાચાર્યને ઘેર શાન્તિપુરમા છે તમારી ઇચ્છા હોય તો એક-વાર જઇને એમને મળી આવો, પણ વિષ્ણુપ્રિયાને સાથે ન લઇ જતા. એમ-ણે મના કરી છે સ ન્યાસીને પત્નીનુ મુખ જોવાથી પાપ લાગે છે. શચીદે-વીને એ સાભળીને જરાક શાન્તિ થઇ, પણ વિષ્ણુપ્રિયા કહેવા લાગ્યાં: "હાય! મારૂ કેવું દુર્ભાગ્ય કે એમના દર્શન પણ નથી કરી શકતી ? હાય ! મે અભા-

ગણીએ એમની સ્ત્રી થઇને શા સારૂ જન્મ ગ્રહણ કર્યો ? હું એમની પત્ની ના હોત તો એમના પવિત્ર દર્શનથી વંચિત થાત નહિ. તેમણે આખા નદિયાના લોકોને શાન્તિપુર જવાની રજા આપી છે. નકાર કર્યો છે મુજ હતભાગિનીને. હાય ! મે એમનો એવો તે શો ગંભીર અપરાધ કર્યો છે, કે એમણે દર્શન-સુખથી પણ મને વંચિત કરી ? ”

વિષ્ણુપ્રિયાની અનેક સખીઓએ તેમનો આ વિલાપ સાભળ્યો, પણ એ બિચારીઓ શો ઉત્તર આપે ? એમણે તો સખીના અશ્રુ ભેગા પોતાના અશ્રુ ભેળવીને સહાનુભૂતિ દર્શાવી.

શચીદેવી પુત્રના દર્શન કરવા શાન્તિપુર ગયા. વિષ્ણુપ્રિયાનો આશા પ્રદીપ હજુ હોલવાયો નહોતો એમણે આશા બાધી કે માતા પુત્ર પાસે જઇ સમજાવીપટાવીને પાછા લાવશે. નાથ ઘરમા નહિ રહે તો પરવા નહિ દૂરથી પણ એમના દર્શન તો હું કરી શકીશ. મા જરૂર છોકરાને પાછો આણશે. જો એમ નહિ થાય તો હું નદીમા ડૂબી મરીશ કે વિષપાન કરીશ. આ પ્રમાણે મહા ઉદ્વેગમા સમય ગાળવા લાગ્યાં.

શચીદેવી શાન્તિપુર જઇને શ્રીગૌરાગને મળી આવ્યાં. થોડા દિવસ એ દુ:ખને વિસરી ગયા.

પરન્તુ શચીદેવી જ્યારે એકલાજ ઘેર પાછાં આવ્યાં ત્યારે વિષ્ણુપ્રિયાની બધી આશાઓ ધૂળમાં મળી ગઇ. પુત્રને સંસારમાં પાછો આણવાથી એના ધર્મનો નાશ થશે એ શંકાથી શચીદેવી એમને ઘેર પાછા લાવ્યા નહોતા.

શ્રીગૌરાગદેવ માતાની રજા લઇ ધર્મપ્રચાર કરવા સારૂ બહાર નીકળી પડયા. પહેલા જગન્નનાથપુરી ગયા અને ત્યાથી દક્ષિણમા નીલગિરિ સુધી જઈને વૃન્દાવન આવ્યા.આખા ભારતવર્ષમા એમણે શિષ્યોદ્વારા ધર્મોપદેશ કર્યો. વૃન્દાવનથી કાશી અને પ્રયાગ થઇને જગન્નાથપુરી પાછા આવ્યા. એ યાત્રાઓમા એમણે ભક્તિ અને પ્રેમનો પ્રવાહ વહેવરાવ્યો. લાખો દુરાચારી-ઓને સદાચારી અને પરમ ભક્ત બનાવ્યા. બંગાળાના શાક્તધર્મીઓમાં પંચ મકારનો પ્રચાર વધી પડયો હતો તે દૂર કર્યો અને પોતાના પવિત્ર ચારિત્ર્યથી ભારતવર્ષના હિન્દુ, મુસલમાન, ઉચ્ચ-નીચ સર્વને ભગવદ્ભક્ત બનાવી દીધા.

નવદ્વીપમાં વિષ્ણુપ્રિયાની દશા ઘણી શોકજનક હતી. એ સર્વદા સાસુની પાસે રહેતા. રખે સાસુને ઓછું આવે, પુત્રવિરહનું દુઃખ સાલી આવે એ

શંકાથી એ કદિ મોટે સાદે વિલાપ કરતાં નહિ, પરન્તુ મનની અંદર જરા-પણ શાન્તિ નહોતી ગૌરાંગના વિરહથી એમનું હૃદય ધગધગ બળતું હતું. એ અગ્નિ કદાપિ શાન્ત થવાનો નહોતો હવે એમણે કઠોર બ્રહ્મચર્ય વ્રત પાળવા માડયુ હતુ. સ્વામીના સન્યાસી વેશનુ સ્મરણ કરીને એ ઘણીવાર અશ્રુધારા પાડતા અને સ્વામી એ આશ્રમમા કેવું સાદુ, સાત્ત્વિક અને તપ શ્ચર્યામય જીવન ગાળતા હશે તેની કલ્પના કરીને પોતે પણ એવુજ જીવન ગાળતા. એક દિવસ તો એમણે શરીર ઉપરના બધા અલકાર કહાડી નાખ્યા અગ ઉપર ભસ્મ ચોળી, સૌભાગ્યની નિશાનીરૂપ બે કકણ કેવળ રાખ્યા. સાડી બદલીને ગેરવા વસ્ત્ર ધારણ કર્યાં એ પ્રમાણે સન્યાસી ગૌરાગદેવના પત્ની ઘરમા રહ્યા છતા પણ સન્યાસિની બન્યા એમ પણ કહેવાય છે કે સતીએ પતિને પત્રદ્વારા પૂછાવ્યુ હતુ કે, "આવી અવસ્થામા મારૂં શું કર્તવ્ય છે? મારે શુ ખાવું જોઇએ? શુ પીવું જોઇએ વગેરે જણાવજો."એ પત્રનો શો ઉત્તર મળ્યો તે જાણ્યામા નથી, પણ વિષ્ણુપ્રિયાનુ સાદુ, સયમી જીવન કાયમ રહ્યુ એ તો નિર્વિવાદ છે દેવી એ સમયે પૂર્ણ યૌવનમા હતા એ વાતનું સ્મરણ કરતા એમના ત્યાગ અને તપનું મૂલ્ય વધી પડે છે

પાચ વર્ષ વીતી ગયા સંન્યાસીઓનો નિયમ છે કે એમને એકવાર પોતાની જન્મભૂમિનુ દર્શન કરવા પાછુ જવું પડે છે શ્રીગૌરાગદેવને પણ એટલા સારૂ એકવાર નવદ્વીપ જવું પડયુ ધર્મ અને સદાચારનો પ્રચાર કરવા સારૂ ગૌરાગે સંન્યાસ લીધો હતો. એ જ્યા જ્યા ધર્મોપદેશ કરવા જતા ત્યા હજારો માણસોની ભીડ થતી, તો પછી એ મહાત્મા સ્વદેશમા પધારે તે દિવસે ભીડનું ઠેકાણું શુ હોય? શચીદેવી અને વિષ્ણુપ્રિયા પણ એ ભીડમા ગૌરાંગનાં દર્શન કરવા જઇ રહ્યા હતા બન્નેના હર્ષનો પાર નહોતો આટલા બધા લોકો પોતાના પ્રાણવલ્લભના દર્શન સારૂ જઈ રહ્યા છે એ વિચારથી વિષ્ણુપ્રિયાના ગર્વનો પણ પાર નહોતો એ ભીડમા પતિને જોતાવારજ તેમના ચરણમા પડીને દેવી રોતે રોતે કહેવા લાગ્યા, "હે નાથ! તમે દીનવત્સલ છો! હુ તમારી દુખી ભાર્યા છું. ઘણી અધીરી થઇ ગઈ છુ. મને દુખસાગરમા ધકેલીને ગૃહત્યાગ કરવો એ તમને છાજતુ નથી. તમારી પ્રતિજ્ઞા છે કે જે કોઈ તમારૂ ભજન કરે તેનો તમે ત્યાગ કરતા નથી, એ પ્રતિજ્ઞાનુ સ્મરણ કરીને આ દાસીને ત્યાગ કરી ચાલ્યા જશો નહિ એકવાર જે તમારે શરણે આવે છે,એને તમે સદાને માટે અભયદાન આપો છો તોપછી આ દાસી-

નો ત્યાગ શા સારૂ કર્યો ? તમેજ લોકોને ઉપદેશ આપો છો કે સ્ત્રીની સહિત ધર્માચરણ કરવું જોઇએ, સેંકડો ઉપાયોવડે પણ ભાર્યાનું ભરણપોષણ કરવું જોઇએ, તો પછી એ બધાં શાસ્ત્રવાક્યો દાસીના પ્રસંગમાજ ઉલટા શા સારૂ થયા ? પ્રાણવલ્લભ આ અભાગણીને સાથે લઈ જાઓ. આ સૂના ઘરમા સહચારિણી ભાર્યાને છોડીને કયાં જશો ? જે અંગને હું અગરૂ ચન્દન વગેરે સુગંધી પદાર્થના લેપ કરતી હતી તે આજે ધૂળમા રગદોળાયુ છે. તમે યોગીજનોમા પણ દુર્લભ છે આ દાસી કેટલા બધા પુણ્યના પ્રતાપે તમને પામી છે. મેં પિતાજી તથા વેદ જાણનારા બ્રાહ્મણોને મુખે સાભળ્યુ છે, કે જે સ્ત્રી સ્વામીને પ્રિય છે તે સ્વર્ગમા પણ બધાને પ્રિય થઈ પડે છે સાધ્વી સ્ત્રીઓને પતિજ પરમ દેવતા છે, અને ઐહિક તથા પારલૌકિક બાબતોમા એકમાત્ર ગુરુ છે દુષ્ટ સ્વભાવવાળી અસતી સ્ત્રીઓ એ તત્ત્વને જાણી શકતી નથી. સ્વામીની ચરણસેવા સિવાય સ્ત્રીઓને બીજો કોઇ ધર્મ નથી, કર્મ નથી, યાગ, યજ્ઞ, શ્રાદ્ધ, ક્રિયા, ઉપવાસ વગેરે કાંઈ નથી સ્વામીસેવાજ તેમનો પરમ ધર્મ છે. પતિસેવા વગર બીજી કોઇ તપસ્યા નથી. સાવિત્રી અને અરુન્ધતી નારીઓમા શ્રેષ્ઠ હોવા છતા પણ પતિને દેવતા સમજ્યાથીજ સ્વર્ગસુખને પામી છે ચન્દ્રપત્ની રોહિણી ચન્દ્ર વગર એક ક્ષણ પણ રહી શકતી નથી, જનકનન્દિની સીતા પતિની સાથે વનમા ગઈ હતી. રામચન્દ્ર તેમને સાથે લઇને વનમા ગયા હતા જે સ્ત્રીનો પતિ ત્યાગ કરે તેના બધા સુખનો નાશ થઈ જાય છે તેના જેવી અભાગણી સ્ત્રી ત્રણે લોકમા કોઇ નથી. પતિજ સ્ત્રીની એકમાત્ર ગતિ છે નાથ ! મારી શી ગતિ થશે ? મારો ત્યાગ કરશો તો હું આ જીવન ટકાવીશ નહિ. ”

શ્રીગૌરાંગે ઉત્તર આપ્યો: “ પ્રિયતમા વિષ્ણુપ્રિયા ! હુ તારોજ છુ. આ જગત્મા જે વિષ્ણુને પ્રિય છે તેજ મને પણ પ્રિય છે. તુ તો સાક્ષાત્ વિષ્ણુપ્રિયા છે. તું ખાત્રી રાખજે કે તારામાં અને મારામા જરાયે ભેદ નથી. આગ અને અંગારો જેમ એકજ છે, તેમ તારામાં અને મારામાં પણ અભેદભાવ છે કેવળ લોકશિક્ષાની ખાતરજ મે સંન્યાસ લીધો છે, એ વાત ખરી સમજજે. તું નિશ્ચય જાણજે કે નવદ્વીપનો ત્યાગ કરીને હું ક્યાય જનાર નથી, સર્વદા તારી પાસેજ રહીશ. જેવી રીતે વૃન્દાવન ધામનો પરિત્યાગ કરીને શ્રીકૃષ્ણ ક્યાંય પણ જતા નથી, તેવીજ રીતે હુ પ્રતિજ્ઞાપૂર્વક કહુ છુ કે નવદ્વીપ છોડીને હુ ક્યાંય જઈશ નહિ; પ્રેમપૂર્વક જે સમયે તું મને બોલાવીશ, તેજ સમયે

હું તને દેખાવ દઇશ. વિષ્ણુપ્રિયા! તારી પતિભક્તિથી પ્રસન્ન થઇ હું તને મારી પાવડીઓ પ્રેમપૂર્વક ભેટ આપું છું. તુ એનાવડે મારા વિરહનું દુઃખ ભૂલી જજે. તું મારી મૂર્તિ બનાવીને નવદ્વીપમા સ્થાપીને એની પૂજા તથા સેવા કરજે એથી તને આનંદ થશે."

શ્રીમતી વિષ્ણુપ્રિયાએ પતિએ આપેલી પાદુકાઓને ઘણા આદરસહિત ભક્તિપૂર્વક પ્રથમ પોતાના મસ્તક ઉપર ધારણ કરી પછી મસ્તક ઉપરથી ઉતારી છાતીસરસી ચાપી અને છેવટે એને સેંકડો ચુંબન કરીને કૃતાર્થતા અનુભવી

પુણ્યાત્મા દંપતિનો આ છેલ્લો મેળાપ હતો. નિમાઇ ગૌરાંગ વિદાય થયા દેવી વિષ્ણુપ્રિયા પતિની પાદુકાથી પ્રસન્ન થઇ એનીજ પૂજામા નિમગ્ન થયા.

પતિના વિદાય થયા પછી વિષ્ણુપ્રિયા દેવીએ જે તપસ્યા આરંભી તે ખરેખર આપણા હૃદયમાં તેમને માટે ભક્તિ ઉત્પન્ન કરે એવી હતી એમનો આહાર નામમાત્રનો થઈ ગયો હતો. એ સવારના પહોરમાં થોડાક ચોખાની ઢગલી કરી રાખતાં અને પછી નાહી ધોઇને માળા લઈને ભજન કરવા બેસતા. બત્રીસ અક્ષરનો ભગવાનના નામનો જપ સોળ વાર જપીને ચોખાનો એક દાણો ઢગલીમાથી આઘો મૂકતાં. એ પ્રમાણે સાંજ સુધી જપ કરતા જેટલા ચોખા એકઠા થાય તેને રાંધીને શાલીગ્રામને નૈવેદ્ય ધરાવીને આસપાસના ગરીબોને એમાથી જમાડીને પછી જે બચતું તે પોતે ખાતા. મૂળ તો ચોખા ઘણા થોડા એકઠા થતા, તેમાથી પ્રસાદ બીજાઓને વહેચવામા આવતો. એમનો પ્રસાદ લેવાને ઘણા ભક્તો આતુર રહેતા એમને વહેંચતા બચેલા નામમાત્રના આહારથીજ એમના ક્ષીણ દેહનું પોષણ થતું. તેમની આ કઠોર તપસ્યા જોઈને ભક્તોને ઘણું લાગી આવતું અને ભક્તજનોની પત્નીઓ એમની પાસે આવીને એમની તીવ્ર તપસ્યા જોઈ દયા આણતી, પણ દેવીને તો પતિના નામની આરાધના કરીને સાદુ જીવન ગાળવામાજ આનંદ આવતો હતો રાતદિવસ એમને પતિના વૈરાગ્યની અને અરણ્યવાસમા એમને વેઠવા પડતાં દુઃખની કલ્પના આવતી. અબળા હોવાથી પોતે ઘરબાર છોડીને વનમા વસી શકે એમ ન હતું, એટલે પતિના દુઃખનું સ્મરણ કરી ઘરમાંજ પોતે અરણ્યવાસીઓ જેવું કઠોર જીવન ગાળતા અને ભજન કરતા. એમના ભજનમંદિરમાં જવાનો કોઇને અધિકાર નહોતો. પતિની કીર્તિની એ સદા ખબર રાખતાં અને સખીઓને મુખેથી તેનું શ્રવણ કરવામા એમને વિશેષ આનંદ આવતો. દેવી હવે ખરેખરા સંન્યાસિની-પૂર્ણ યોગિની બન્યાં હતાં. પ્રેમભક્તિને

માટે એ આદર્શરૂપ બન્યા હતાં. અનેક ભક્તો તેમના પ્રતિદિન દર્શન કરીને કૃતાર્થ થતા.

એક દિવસ શ્રી વિષ્ણુપ્રિયા દેવી અત્યંત વિરહાતુર થઇને પતિની મૂર્તિની પાસે બેસીને રડતા હતાં, અને પ્રાર્થના કરતાં હતા કે, "પ્રભુના ચરણમાં મને શરણ મળજો." એ રાત્રે સ્વપ્નમાં એમને ગૌરાંગપ્રભુના દર્શન થયાં અને એમણે કહ્યું: "એક બ્રાહ્મણકુમાર તમારાં દર્શન કરવા નદીયા આવી રહ્યો છે, તેના ઉપર કૃપા દર્શાવજો. એ તમારૂં આ સંસારમાં છેલ્લું કાર્ય છે." ત્યાર પછી થોડે દિવસે શ્રીનિવાસ આચાર્ય નવદ્વીપમાં જઇ પહોંચ્યા, દેવીએ તેમની સાથે કૃપાપૂર્વક ધર્મનો વાર્તાલાપ કર્યો. ત્યાર પછી તેમની તબિયત બગડી. ભૂખતૃષાથી પીડિત એમનું ક્ષીણ તપસ્યામય શરીર વધારે ક્ષીણ બની ગયું અને એ પુણ્યાત્માના નિવાસને માટે અશક્ત બન્યું એમનો પ્રાણ એ પવિત્ર દેહનો ત્યાગ કરીને ચાલ્યો ગયો આખું નવદ્વીપ નગર એ દિવસે શોકસાગરમા નિમગ્ન થઇ ગયું.+

---

# रत्न २६१ मुं—बहुबेगम



એ મહમદશાહ બાદશાહની પુત્રી અને અવધના બાદશાહ સુજાઉદ્દૌલાની પત્ની હતી. સુજાઉદ્દૌલા તેનું ઘણું માન રાખતો હતો. સુજાઉદ્દૌલા ઘણો ઉડાઉ રાજા હતો. એક વખતે તેને નાણાંની ભીડ પડી ત્યારે બેગમ પાસે મદદ માગી. બેગમે એ વખતે ૩૪ લાખ રૂપિયા રોકડા અને ૩૬ લાખના કિંમતી દાગીના પોતાના સંગ્રહમાથી આપ્યા. એ વૈભવના દિવસોમાં દશહજાર પ્યાદા અને સવાર તથા સેંકડો હાથીઘોડા બેગમના તાબામાં રહેતા હતા. એક લાખ કરતા વધારે મનુષ્યોનું બેગમદ્વારા પાલનપોષણ થતું હતું. બેગમ પોતાના સર્વ નોકરો ઉપર માતા જેવો સ્નેહ રાખતી હતી. સુજાઉદ્દૌલાના મૃત્યુ પછી બહુબેગમનો પુત્ર આસફુદ્દૌલા ગાદીએ બેઠો; પરંતુ તેનો રાજ્યપ્રબંધ સારો નહોતો. અમલદારો મરજી માફક વર્તીને

---

+ શ્રી હરિદાસ ગોસ્વામી રચિત શ્રીવિષ્ણુપ્રિયા ચરિત્રગ્રન્થ ઉપરથી સારરૂપે આ ચરિત્ર લખવામાં આવ્યું છે.

લોકોમા ત્રાસ ફેલાવતા હતા આસફઉદ્દૌલાનું મૃત્યુ થયા પછી બહુબેગમે રાજ્યની લગામ પોતાના હાથમા લીધી અને પોતાના વિશ્વાસુ અમલદાર દારાબઅલીખાની મદદથી રાજ્યમા સુખશાન્તિ પ્રસરાવી બહુબેગમને શકા હતી કે તેનો સાવકો પુત્ર યમીનઉદ્દૌલા તેના મૃત્યુ પછી કાંઇ ઉપદ્રવ મચાવશે તેટલા સારૂ તેણે એક વસીયતનામુ કરીને અગ્રેજ સરકારને સોંપ્યું હતુ. એ વસિયતનામામા તેણે ત્રણ લાખ રૂપિયા એક કબર બધાવા સારૂ તથા એક લાખ રૂપિયા ધાર્મિક ક્રિયાઓ સારૂ જૂદા કહાડયા હતા, તથા બાર હજાર રૂપિયાની વાર્ષિક આવકવાળી જાગીર પોતાની કબરે કુરાન શરીફ વાચનારાઓને માટે આપતી ગઈ હતી એ મકબરો તેના મૃત્યુ પછી દારાબઅલીખાએ બંધાવવો શરૂ કર્યો હતો પણ હજીસુધી પૂરો થવા પામ્યો નથી તેની અતિમ ઇચ્છા પ્રમાણે એ મકબરો બાધવામા આવ્યો હોત તો હિદુસ્તાનમા જોવાલાયક સ્થાનોમા એક સુદર સ્થાનની વૃદ્ધિ થાત

# रत्न २७० मुं–अहल्याबाइ



મરાઠા રાજ્યમા જ્યારે પેશ્વાઓ શક્તિશાળી થયા હતા, ત્યારે ગુજરાતથી ઓડિસ્સાપર્યન્ત સમસ્ત મધ્યભારતમા મરાઠા રાજ્ય વિસ્તાર પામ્યુ હતું એ વાત અમે આગળ જણાવી ગયા છીએ. એ રાજ્યની પશ્ચિમ સીમામા આપણા ગુજરાત પ્રાતમા વડોદરામાં પિલાજી ગાયકવાડે અને પૂર્વ દિશામા મધ્ય પ્રાન્તમા આવેલા નાગપુર જીલ્લામા રાઘોજી ભોસલેએ પોતપોતાના જુદા રાજ્ય સ્થાપ્યા હતા એ બે પ્રબળ મરાઠા સરદારો પ્રથમ તો પેશ્વાના હરીફ હતા, પણ પછીથી એમને પેશ્વાનું ઉપરિપણું સ્વીકારવુ પડ્યું હતુ.

વડોદરા અને નાગપુરની વચમાના પ્રદેશમા બીજો પેશ્વા બાજીરાવ રાજ્ય કરતો હતો મલ્હારરાવ હોલ્કર અને રાણોજી સિંધિયા નામના તેના બે વિશ્વાસુ સેનાપતિ હતા. બાજીરાવે પોતાના અધિકારમાના વિશાળ રાજ્યમાનો પશ્ચિમભાગ ઇન્દોરનો પ્રદેશ મલ્હારરાવ હોલ્કરને અને પૂર્વભાગ ગ્વાલિયરનો પ્રદેશ રાણોજી સિન્ધિયાને બક્ષિસ આપ્યો. બાજીરાવના તાબામા રહીને એ બે સરદારો પોતપોતાના પ્રદેશ ઉપર રાજ્ય કરવા લાગ્યા અને એ રાજ્યની આવકમાથીજ પોતાના સૈન્યનુ ખર્ચ નીભાવવા લાગ્યા.

એટલે હવે મરાઠા રાજ્યના પાચ ભાગ થઇ ગયા. દક્ષિણ ભારતના પશ્ચિમી અખાતવાળો આદિ મરાઠા દેશ પેશ્વાના હાથમા રહ્યો, કેવળ કોલ્હાપુર અને સતારા શિવાજી મહારાજના બે વશજોના હાથમાં હતા. ગુજરાતથી ઉડિસા સુધીનો મુલક વડોદરા, ઇંદોર, ગ્વાલિયર અને નાગપુર એ પ્રમાણે ચાર રાજ્યમા વહેચાઇ ગયો.

પેશ્વા બાજીરાવ અને બાલાજી બાજીરાવના રાજ્યમા વડોદરામાં દામાજીરાવ ગાયકવાડ, ઇંદોરમાં મલ્હારરાવ હોલ્કર, ગ્વાલિયરમા રાણોજી સિધિયા અને નાગપુરમાં રાઘોજી ભોસલે રાજ્ય કરતા હતા. એ સઘળા પેશ્વાને સર્વોપરિ રાજા માનતા હતા ખરા, પણ પોતાના રાજ્યમા સ્વતત્ર રાજા પેઠે રાજ્ય કરતા. બધાની પાસે જંગી સૈન્ય હતુ. એ સૈન્ય લઇને બધા પોતપોતાની મરજી પ્રમાણે યુદ્ધ કરતા

મોગલ સામ્રાજ્ય શક્તિહીન થતું જતુ હતુ. એ જીર્ણ સામ્રાજ્યને તોડી નાખીને તેને સ્થાને ભારતવર્ષમા મરાઠા રાજ્યની સ્થાપના કરવાનો ઉચ્ચ સકલ્પ બાજીરાવના મનમા ઉત્પન્ન થયો. એ સકલ્પની સિદ્ધિને માટે તેમણે પણ પોતાના સેનાપતિઓને ચારે તરફ વિજય કરવા માટે મોકલવાનો આરભ કર્યો. મધ્યભારત મરાઠાઓના કબજામા આવ્યું અને ઉત્તર ભારતના ઘણા રાજાઓ મરાઠાને ખડણી આપવા લાગ્યા બાજીરાવના મૃત્યુ પછી તેનો પુત્ર ત્રીજો પેશ્વા બાલાજી બાજીરાવ પણ પિતાના બતાવેલા માર્ગે ચાલ્યો. મરાઠા રાજાઓ અને સેનાપતિઓ આખા ઉત્તર ભારતમા ફેલાઈ ગયા પેશ્વાના ભાઈ રાઘોજીએ એક વખત દીલ્હી સુધી પોતાનો અધિકાર જમાવીને બાદશાહને પોતાની ઇચ્છા મુજબ રાજ્ય કરવાની ફરજ પાડી અને પંજાબ જીતી લઇને ત્યા એક મરાઠા શાસનકર્તા નિમ્યો.

આ બે વર્ષમા પેશ્વાના પિતરાઇ ભાઇ અને મુખ્ય સેનાપતિ, સદાશિવરાવ ભાઉએ પેશ્વાના પુત્ર વિશ્વાસરાવને લઇને દીલ્હી ઉપર કબજો કર્યો તથા એ શહેરને લૂંટયું. વિશ્વાસરાવને ભારતના શહેનશાહ બનાવવાનો તેણે મનમા વિચાર કર્યો હતો; પણ તેની વિરુદ્ધમા એક પ્રબળ શત્રુ હતો. એ શત્રુનું દમન કર્યા વગર એને રાજાતરીકે બહાર પાડવાનું કામ એણે મુલ્તવી રાખ્યું.

એ પ્રબળ શત્રુ બીજો કોઈ નહિ પણ અફ્ગાનરાજ અહમદશાહ દુરાની હતો. એ અતિશય પરાક્રમી હતો અને છ વખત હિદુસ્તાન ઉપર ચડાઇ કરીને તેણે દીલ્હી અને આસપાસનો પ્રદેશ લૂટયો હતો. મરાઠાઓની સાથે

પણ કદિ કદિ એને ખટપટ થતી.

મોગલ સામ્રાજ્યમાં તો એ વખતે કાંઇ પાણી નહોતું, એમ કહીએ ત
ચાલે. તેના તાબાના જૂદા જૂદા પ્રાંતના સુબાઓ પોતપોતાના પ્રાન્તન
રાજા થઇ પડયા હતા. હિંદુસ્તાનના મુસલમાન સુબાઓ અને રાજાઓ મર
ઠાના ભયથી અત્યંત બીતા હતા. એ લોકો જોતા હતા કે ભારતમા મુસલ
માન મોગલોના રાજ્યને ઠેકાણે મરાઠાઓનું રાજ્ય સ્થપાતું જાય છે.

હમણા તો તેઓ મરાઠાઓને ફક્ત ખંડણીજ ભરતા હતા, પણ તેઓ
જો દીલ્હીનું સામ્રાજ્ય પોતાના હાથમાં લે તો પછી એ લોકોને સર્વ પ્રકા
એમના તાબેદાર થઇને રહેવું પડશે એ ભયથી, મરાઠાઓની શક્તિ તોડ
પાડવા માટે,એ લોકો બધા સંપ કરીને પરાક્રમી અફગાનશાહ અહમદશાહ
દુરાનીની સાથે મળી ગયા.

ઇ૦ સ૦ ૧૭૫૧ મા દીલ્હીની પાસે પાણીપતના મેદાનમા મરાઠા અને
મુસલમાન વચ્ચે ભયંકર યુદ્ધ થયુ મરાઠાઓની હાર થઈ. સદાશિવ અને
વિશ્વાસરાવ માર્યા ગયા.

ત્યાર પછી મરાઠાઓની શક્તિ ઘણી દુર્બળ થઇ ગઇ પેશ્વા બાલાજી
બાજીરાવે નિરાશ હૃદયે પ્રાણત્યાગ કર્યો. બીજા મરાઠા રાજાઓ ઉપર પેશ્વાનુ
ઉપરિપણુ નામનુંજ રહી ગયુ. મરાઠા સામ્રાજય પાચ જૂદા જૂદા રાજ્યમા
વહેંચાઈ ગયુ.

એ યુદ્ધ પછી મુસલમાનોનો સંપ પણ પાછો ઢીલો થઇ પડી ગયો ઉત્તર
હિન્દુસ્તાનમા પણ ભિન્ન ભિન્ન રાજ્ય સ્થપાયા. દીલ્હીના બાદશાહનું ઉપરિ
પણું ફક્ત નામનુંજ રહી ગયુ

ઇન્દોરના રાજા મલ્હારરાવ હોલ્કરની કથા અમે આગળ કહી ગયા છીએ
એ પ્રથમ હોલ નામના એક નાના ગામના સાધારણ ભરવાડ હતા હોલ
ગામના નામ ઉપરથી એ હોલ્કર કહેવાય છે.

મલ્હારરાવની ચાર પાચ વર્ષની ઉંમરમાં એમના પિતા કુન્દજીનું મૃત્યુ
થયું.એમના મૃત્યુ પછી એમના સગાવહાલાંઓએ એમની નિરાધાર વિધવા
ને ઘણું દુઃખ દેવા માડયું, એટલે એ એકલી પોતાના બાળકને લઇને પો
તાના ભાઇ નારાયણજીની પાસે ચાલી ગઇ. એ વખતે નારાયણજી ખાનદેશમા
ટાલાન્દા નામના એક ગામમાં રહેતા હતા. ત્યા એમની થોડીક જમીન હતી
અને કોઇ મરાઠા સરદારને ત્યાં ઘોડેસ્વારોના નાયકનું કામ કરતા હતા. પો

તાની જાતિના રિવાજ મુજબ એમણે ભાણેજને પશુઓને ચરાવવાના કામમાં નિયુક્ત કર્યો. દંતકથા એવી છે કે, એક સમયે બાળક મલ્હારરાવ એક વૃક્ષની નીચે સુઈ રહ્યા હતા, સૂર્યનાં કિરણો તેના ઉપર પ્રકાશ નાખી રહ્યાં હતાં, એવામાં એક ઝેરી સાપ ત્યાં આવ્યો અને પોતાની ફેણની છાયા બાળકના મોં ઉપર કરવા લાગ્યો. મલ્હારરાવની આંખ ઉઘડી એટલે એ સાપ કાંઈ પણ અનિષ્ટ કર્યા વગર ત્યાંથી ચાલ્યો ગયો.આ વાત ધીમે ધીમે તેના મામા નારાયણજીને કાને પહોંચી,એટલે એમણે બાળકને ભાગ્યશાળી ગણીને ઢોર ચરાવવાના કામમાંથી એને છોડાવીને પોતાની સાથે સવારોમાં દાખલ કરાવ્યો. મામાની સાથે રહ્યા પછી થોડાજ સમયમા આ ભાગ્યશાળી બાળકના ભાગ્યરૂપી સૂર્યના કિરણો રોજ નવીન પ્રકાશથી પ્રકાશવા લાગ્યા.મલ્હારરાવ રોજ નવીન ઉત્સાહ અને ખંતથી પોતાનુ કામ કરવા લાગ્યા અને સહનશીલતા, શૌર્ય આદિ ગુણોનો પણ એમનામા સચાર થયો. એમના આ લક્ષણો જોઇને મામાને ખાત્રી થઈ કે આ બાળક ભવિષ્યમા જરૂર નામ કહાડશે, તેથી એ મલ્હારરાવની ઉન્નતિને માટે યથાસાધ્ય પ્રયત્ન કરવા લાગ્યા. એ વખતે ભારતવર્ષમાં આજકાલની પેઠે શાન્તિનું રાજ્ય નહોતું. હમેશા કઇને કંઈ લડાઇ થયા કરતી હતી અને તેને લીધે બળવાન અને યુદ્ધકુશળ પુરુષોની સદા જરૂર રહેતી હતી. કોઈ એક યુદ્ધમાં મલ્હારરાવે નિઝામ–ઉલ–મુલ્કના સુપ્રસિદ્ધ સેનાપતિ વીર અને રાજનીતિ કુશળ નાગર બ્રાહ્મણ ગિરધર બહાદુરને રણમા હરાવીને ઠાર કર્યો, તેથી એમની વીરતાની કીર્તિ ચારે તરફ ફેલાઈ ગઈ. મરાઠાઓમા પોતાના સગા ભાણેજને પોતાની કન્યા પરણાવવાનો ચાલ છે એ ચાલ મુજબ નારાયણદાસે પોતાની કન્યાનું લગ્ન મલ્હારરાવ સાથે કરી દીધું અને પોતાની મિલકતના વારસ પણ એમને બનાવ્યા. એમની બહાદુરીની પ્રશંસા સાભળીને બાજીરાવ પેશ્વાએ તેમને ઘણા આદરસત્કાર સાથે પોતાને ત્યા બોલાવ્યા અને પાંચસો સવારોના નાયકની જગ્યા ઉપર તેમની નિમણુક કરી. પછી તો દિનપ્રતિદિન બળ,છળ અને રાજનીતિની ચતુરાઇ બતાવીને મલ્હારરાવ ઉંચા ને ઉંચા હોદ્દા પામતા ગયા.ઈ૦સ૦૧૭૨૮-માં પેશ્વાએ નર્મદાના ઉત્તર કિનારાનાં બાર ગામ મલ્હારરાવને આપી દીધા અને પછી ઈ૦સ૦ ૧૭૩૧ મા બીજાં પણ સિત્તેર ગામ આપ્યા. એ સમયમાં માળવામાં મરાઠા અને મુસલમાનો વચ્ચે ઝગડો ચાલી રહ્યો હતો. એ યુદ્ધમા મલ્હારરાવે એવું યુદ્ધકૌશલ્ય બતાવ્યું કે પેશ્વાએ તેમને માળવા પ્રાન્તના

પૂર્ણ અધિકારી બનાવી દીધા. મુસલમાનો ઉપર વિજય મેળવ્યા પછી પેશ્વા બાજીરાવે સૈનિકખર્ચના નિર્વાહને સારૂ મલ્હારરાવને ઇંદોરનું રાજ્ય જાગીરમા આપ્યું; ત્યારથીજ ઇંદોર હોલ્કરની રાજધાની બન્યું.

જે બાળક એક સમયે બકરામેઢા ચરાવતો હતો અને જેઠના તાપ તથા શ્રાવણભાદરવાના મુસળધાર વરસાદને પોતાના માથા ઉપર ઝીલતો હતો, તેજ બાળકના મસ્તક ઉપર આજ રાજછત્ર અને ચામર ઢોળાવા લાગ્યા. ઇશ્વર ! તારો મહિમા અપરપાર છે ! તું ચાહે તો પરમાણુનો પર્વત અને પર્વતનો પરમાણુ બનાવી શકે છે

ઘણા ગરીબ અને સામાન્ય કુટુબમા જન્મ લેવા છતા પણ પોતાના ભુજાબળને પ્રતાપે મલ્હારરાવે ભારતવર્ષના મુખ્ય વીરપુરુષોમા પોતાની ગણત્રી કરાવીને, પૂર્ણ રાજ્યસુખ ભોગવીને, ૭૬ વર્ષની ઉંમરમા આ સસાર છોડીને પરલોક યાત્રા કરી મલ્હારરાવની વાર્ષિક આવક ૭૬ લાખ રૂપિયાની હતી તથા ૭૬ કરોડ રૂપિયા એમના મૃત્યુ સમયે ખજાનામા રોકડા હતા

મલ્હારરાવની સ્ત્રીનું નામ ગૌતમાબાઇ હતું. એ ગૌતમાબાઇને પેટે મલ્હારરાવના પુત્ર ખંડેરાવનો જન્મ ( ઇ૦ સ૦ ૧૭૨૫ મા) થયો હતો.

પાચ વર્ષની ઉંમરથીજ ખડેરાવનો સ્વભાવ ઘણો ચીડીયો અને હઠીલો જણાયો હતો રમતગમત સિવાય બીજી કોઈ સારી વાતમા એનું ચિત્ત ચોંટતુ નહોતુ.મલ્હારરાવે એને ભણાવવાના ઘણાયે ઉપાય કર્યા પણ કાઇ વળ્યું નહિ મેટી વયના થયા પછી પણ કુમાર ખંડેરાવની રુચિ નાચતમાશા તથા દુર્વ્યસન તરફ વધારે જોવામા આવતી.આથી એના પિતાનો જીવ ઘણો ચિન્તાતુર રહેતો. એને સુધારવાના અનેક ઉપાય નિષ્ફળ નિવડયા ત્યારે મલ્હારરાવે એવો વિચાર કર્યો કે એને કોઇ સુશીલ કન્યા સાથે પરણાવી દેવામા આવે, તો સભવ છે કે એની સોબતથી એ સુધરશે. એ વિચારથી એ કન્યાની શોધ કરવા લાગ્યા.

માળવા અને ગુજરાત પ્રાન્તમા બળવા સમાવીને મલ્હારરાવ વિજયી સૈન્ય સાથે પોતાના સ્વામી પેશ્વાને મળવા જતા હતા. એવામા માર્ગમાં તેમને સમાચાર મળ્યા કે ઔરગાબાદ જીલ્લાના બીડ તાલુકામા ચોંટ નામના ગામમા માનકોજી સિદે નામના ગૃહસ્થને ત્યા અહલ્યા નામની એક સુયોગ્ય કન્યા છે એ કન્યાના જન્મસંબધી એવી દંતકથા ચાલતી હતી કે માનકોજીને ઘણા દિવસ સુધી કોઇ સતાન નહોતું. આખરે સતાનની ઇચ્છાથી

એ કોલ્હાપુર ગયા અને જગદંબાની આરાધના કરી. જગદંબાએ સ્વપ્નમાં તેમને દર્શન દઈને કહ્યું કે, હું તારે ઘેર કન્યા થઈને જન્મીશ. માનકોજીની પત્નીએ પણ સ્વપ્ન જોયું કે કોઈ દેવીએ તેના કપાળમાં સિંદુરનો ચાલ્લો કરીને તેના ખોળામા એક કન્યા આપી. ત્યારપછી અહલ્યાનો જન્મ થયો. અહલ્યા એ ગામમા ભગવતીના અંશરૂપજ મનાતી.

અહલ્યાબાઈનો જન્મ ઈ૦ સ૦ ૧૭૨૩ માં થયો હતો. રૂપમા એ ઘણી સુંદર નહોતી એના શરીરનો રંગ શામળો અને કદ મધ્યમ હતું; પરન્તુ શરીર ઘાટદાર હતું અને એમના કમળસદૃશ મુખ ઉપર એક એવી તેજોમય જ્યોતિ ઝગમગતી કે એ ઉપરથી એના હૃદયના ઉચ્ચ ગુણોનો પરિચય જોનારને મળતો એ સમયમા મહારાષ્ટ્રમા ઝાઝું ભણવાનો રિવાજ નહોતો, છતા અહલ્યાબાઈના પિતાએ એને ભણાવી હતી. બાલ્યાવસ્થાથીજ એ પાપથી બીતી અને પુણ્યમા મનને પરોવતી હતી. એની નાની વયમા એનામા એક બીજો ગુણ એ હતો કે પૂજા અને પુરાણ શ્રવણ કર્યા વગર એ કદિ ભોજન કરતી નહોતી.

મલ્હારરાવે બાલિકા અહલ્યાને જોઈ અને તેમની ખાત્રી થઇ કે પોતાની પુત્રવધૂ થવાને એજ કન્યા યોગ્ય છે એમણે અહલ્યાના પિતા સાથે સગાઈની વાતચીત કરી અને ઈ૦સ૦ ૧૭૩૫ મા ઘણી ધામધૂમસહિત અહલ્યાનું લગ્ન ખંડેરાવ સાથે થઇ ગયું

અહલ્યાબાઈ સાસરે ગઇ ત્યારે તેના મિષ્ટ ભાષણ, આચારવિચાર અને ધર્મપરાયણતા જોઈને તેની સાસુ ગૌતમાબાઈ તથા સસરા મલ્હારરાવ ઘણા જ પ્રસન્ન થયા અને બાલ-વધૂ ઉપર તેમનો પ્રેમ દિનપ્રતિદિન વધવા લાગ્યો અહલ્યાને પણ એમની કૃપા જોઇને ઘણો આનંદ થયો. એ પ્રસન્ન ચિત્તથી એમની સેવા કરવા લાગી તથા તેમના પ્રત્યે ભક્તિ દર્શાવવા લાગી.ઘરનું કામકાજ એ ઘણી ચતુરાઇ અને સુઘડતાથી ચિત્ત પરોવીને કરતીહતી.ખંડેરાવનો સ્વભાવ ઉગ્ર અને હઠીલો તો પહેલેથીજ હતો. વળી હાલમા એ ઘણો ઉડાઉ થઇ ગયો હતો. સ્વામીના સ્વભાવની એવી દશા જોઇને અહલ્યાબાઇ મનમા ને મનમા ઘણો સંતાપ કરતી, પણ એની પતિભક્તિમા એથી જરા પણ ફેરફાર પડયો નહોતો. સ્વામીને ઘણી શ્રદ્ધા, આદર, પ્રેમ તથા પૂજ્ય ભક્તિ ભાવથી જોતી

મલ્હારરાવનો પણ પુત્રવધૂ ઉપર એટલો બધો વાત્સલ્યભાવ હતો કે,

ગમે તેટલા રાજકાજમા ગુથાયલા હોય અને ગમે તેટલા ગુસ્સે થયેલા હોય, ભલભલા સરદારો અને અમલદારો પણ જે સમયે એમની સમક્ષ જવાની હિંમત ન ધરતા હોય તે સમયે પણ અહલ્યાબાઈ કાઈ સદેશો કહાવે તો તરતજ મલ્હારરાવ એનુ કામ પ્રસન્નચિત્તે કરતા. અહલ્યાબાઈ આખો દિવસ અને પહોર રાતસુધી સાસુસસરાની સેવા અને ઘરકામની દેખરેખમા ગાળીને રાત્રે શયનગૃહમા પતિસેવામા દ્રઢચિત્ત થતી. પ્રાત:કાળે પોહ ફાટતાજ શય્યામાથી ઉઠીને, શૌચાદિ નિત્યકૃત્યથી પરવારીને ઇશ્વરપૂજનમાં પ્રવૃત્ત થતી. ત્યાર પછી કથા સાભળીને દાનધર્મ કરતી અને પાછી ઘરકામમા ગુથાતી. એણે પોતાના યૌવનકાળને ભોગવિલાસમા કદિ પણ ગુમાવ્યો નહોતો. પરમાત્માની કૃપાથી ઈ૦ સ૦ ૧૭૪૫ મા દેપાલપુર ગામમા દેવી અહલ્યાને એક પુત્ર અવતર્યો. એનું નામ માલેરાવ પાડયું. ત્રણ વર્ષ પછી એમને એક પુત્રી સાપડી, જેનું નામ મુક્તાબાઈ હતું.

મલ્હારરાવે જ્યારે જોયું કે પુત્ર-વધૂએ પોતાના કુળના અચારવિચાર બરોબર ગ્રહણ કરી લીધા છે અને ઘર સ સારનું બધુ કામકાજ ઉમ ગથી દક્ષતા પૂર્વક કરી રહી છે, ત્યારે એમના ચિત્ત ઉપર ઘણી સારી અસર થઇ અને તેઓ પણ પ્રસન્નતાપૂર્વક રાજમહેલના અનેક કાર્યો એમને સોપવા લાગ્યા. પત્નીની સેવા, પ્રેમ તથા ગૃહ-કાર્યકુશળતા જોઇને ખ ડેરાવ પણ ઘણો પ્રસન્ન થયો અને પત્નીને માટે તેને લાગણી તથા સન્માન વૃત્તિ ઉત્પન્ન થઇ. અહલ્યાબાઇએ એ અનુકૂળતાનો લાભ લઇને પતિને પુરાણની કથાઓ તથા લૌકિક દષ્ટાન્તોદ્વારા નીતિની વાતો સમજાવવાનું શરૂ કર્યું. એનો પ્રભાવ ધીમે ધીમે એવો પડયો કે, ખંડેરાવના અનેક દુર્ગુણ ચાલ્યા ગયા અને એ પોતાના પૂજય પિતાની આજ્ઞાપાલનમા દ્રઢતા બતાવવા લાગ્યો. એણે ધીમે ધીમે રાજકાજમાં પણ ભાગ લેવા માડયો. મલ્હારરાવને લાગ્યુ કે પુત્રને અહલ્યા સાથે પરણાવવાનો પોતાનો શુભ ઉદ્દેશ આજે સફળ થયો છે. એ અહલ્યાબાઇની ઘણીજ પ્રશ સા કરવા લાગ્યા, તથા એને સૂચવ્યું કે ખ ડેરાવ રાજકાજમા તો ધ્યાન આપતો થઇ ગયો છે પણ હવે યુદ્ધકળામા પણ રસ લે તો અમે બ ને જણા આ પ્રાન્તની ઉન્નતિ કરવાનું અને રાજ્યનો વિસ્તાર કરવાનું કામ હાથમા લઈએ. અહલ્યાબાઇએ વિનયપૂર્વક પતિને સસરાની ઇચ્છા જણાવી. પરિણામ એ આવ્યું કે ખડેરાવે યુદ્ધકળા શીખવાનું શરૂ કર્યું અને થોડા સમયમા સારી યોગ્યતા પ્રાપ્ત કરી લીધી. ફુરસદના વખતમાં

પિતાની સાથે યુદ્ધમાં જવાનું પણ શરૂ કરી દીધુ.

મલ્હારરાવે જોયું કે પુત્ર યુદ્ધવિદ્યામાં અને પુત્રવધૂ રાજ-કાર્યમાં નિપુણ થઈ ગયાં છે, ત્યારે એમણે યુદ્ધમાં પુત્રને સાથે લઇ જવાનો અને પોતાની ગેરહાજરીમા રાજનો બધો કારભાર અહલ્યાને સોપવાનો નિયમ કર્યો. અહલ્યાબાઈએ રાજપ્રબંધનું કામ પણ કુશળતાથી ચલાવ્યું. એ સબંધમા સર જોન માલકમ નામના ઇતિહાસલેખક લખે છે કે, "જૂના દફતરો તપાસતાં એ વાત સ્પષ્ટ રીતે જણાઈ આવે છે કે, મલ્હારરાવ જ્યારે જ્યારે પોતાના રાજ્યથી દૂર જતા ત્યારે રાજ્યકાર્યનો સંપૂર્ણ ભાર પોતાની પુત્રવધૂ અહલ્યાબાઇને સોપી જતા હતા. ખરૂં જોતા અહલ્યાબાઈએ રાજકાજને સારી રીતે ચલાવવાનો અનુભવ એવા પ્રસંગોથીજ પ્રાપ્ત કર્યો હતો."

અમે ઉપર જણાવી ગયા છીએ તેમ પુરાણકથા આદિ શ્રવણ કરવામાં અહલ્યાબાઇની અધિક રુચિ હતી. રામાયણ અને મહાભારતની કથાઓ એ ઘણીજ શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરતાં. અને એમાં સ્ત્રીજાતિના તથા રાજપરિવારની મહિલાઓનાં જે કર્તવ્ય કહ્યાં છે તેનું યથાવિધિ પાલન કરતાં, વિદ્વાન બ્રાહ્મણોને હાથે પુણ્યકર્મ પણ કરાવતાં. ભગવદ્ભક્તિ તથા શાસ્ત્રના શ્રવણને લીધે એમનું ચિત્ત સદા નિર્મળ રહેતું હતું એજ ગુણોને લીધે એક વિશાળ રાજ્યનો પ્રબંધ એમણે ઘણી યોગ્યતાપૂર્વક ચલાવીને લોકોમા વિખ્યાતિ મેળવી હતી.

સંસારમા સુખ અનિત્ય છે. સુખ પછી દુ.ખ અને દુઃખ પછી સુખ એમ ચક્ર ફર્યા કરે છે. દેવી અહલ્યાબાઈનું સુખ પણ અલ્પ કાળનુંજ નિવડ્યું. ઈ૦ સ૦ ૧૭૭૪મા મલ્હારરાવ પુત્રને સાથે લઈને રાજપૂતાનાના રાજ્યોમા ચોથ ઉઘરાવવા ગયા, અને ભરતપુર રાજ્યના ડીગની પાસે કુંભેરના કિલ્લા ઉપર ચઢાઈ કરી. તે યુદ્ધમાં વીર ખંડેરાવનું મૃત્યુ થયુ. અહલ્યાબાઈની વય એ સમયે કેવળ ૧૮ વર્ષની હતી. સ્વામીના મૃત્યુના સમાચાર તેના કાનોમાં પહોચ્યા ત્યારે એને વજ્રાઘાત થયો હોય એમ લાગ્યું. પતિએ પ્રાણનો પરિત્યાગ કર્યો તો હવે પોતાને જીવન ધારણ કરવાનું કાંઈ પણ પ્રયોજન નથી એવો વિચાર કરીને તેણે ચિતામાં આત્મવિસર્જન કરીને પતિની પાછળ જવાનો નિશ્ચય કર્યો.

પણ મલ્હારરાવે બાળકની માફક અહલ્યાબાઇના ખોળામાં માથુ મૂકીને કહ્યું કે,'બેટા ! તું મારી છોકરી છે.મને મૂકીને ક્યાં જાય છે ? મારો ખંડુ ચાલ્યો ગયો, હવે તું એની જગ્યાએ છે. મારે મનથી તો તું એના કરતાં કોઈ રીતે

ઓછી નથી. આજ તારા સામું જોઈને હું ખંડુનું દુઃખ વિસરી જઈશ. ખંડુ તો ચાલ્યો ગયો પણ મારા સૂના ઘરની લક્ષ્મીસ્વરૂપ તને મૂકતો ગયો છે. મારા ઘરની કર્તાહર્તા તુંજ છે. તુંજ મને રાજ્ય કરવામાં મદદ આપ. આ દુઃખસાગરમા મને એકલો મૂકીને તુ ચાલી જઈશ નહિ.'

સસરાનો આ પ્રમાણેનો દયા ઉપજાવે એવો વિલાપ સાભળીને અહલ્યાબાઈ જેવી કુળવ તેમની અવગણના કરી શકી નહિ સસરાને પ્રણામ કરીને તેણે કહ્યું, 'આપ મારા ઇષ્ટદેવતાસ્વરૂપ છો.આપની ખાતર જીંદગી સુધી વૈધવ્યનું દુ.ખ સહન કરીશ,પણ આપની આજ્ઞાનું અપમાન કરીશ નહિ સ્વામીસેવાથી હું વ ચિત થઇ છુ, પણ હવે આપની અને સાસુજીની સેવા કરીને વૈધવ્ય જીવનનું સાર્થક કરીશ.'

અહલ્યાબાઈએ પતિની પાછળ સતી થવાનો વિચાર છોડી દીધો.સ્વામીની પુણ્યસ્મૃતિ હૃદયમા કાયમ રાખીને સ સારનો કાર્યભાર માથે ઉઠાવવાનો તણે સ કલ્પ કર્યો. સસરાએ પણ પોતાનું વચન રાખ્યુ. રાજકાજમા એ અહલ્યાની સલાહ લેવા લાગ્યા ઉમરલાયક રાજકુમારને જેમ રાજા હમેશા સાથે રાખે છે તેમ અહલ્યાને સદા પોતાની સાથે રાખીને રાજના કામકાજની કેળવણી આપવા લાગ્યા રાજ્યના આવક-ખર્ચની વ્યવસ્થા તથા બીજી કેટલીક આતરિક વ્યવસ્થા તેમણે અહલ્યાબાઈના હાથમા સોપી અહલ્યાબાઇએવી દક્ષતાપૂર્વક કામ ચલાવવા લાગીકે,અહલ્યાબાઇની રાજનીતિકુશળતા તથા રાજ્યશાસન-શક્તિ માટે મલ્હારરાવની ખાત્રી થઈ ગઇ પોતે જ્યારે પાણીપતનાયુદ્ધમા ગયા ત્યારે રાજ્યનો સ પૂર્ણ કારભાર અહલ્યાબાઈને સોપી ગયા હતા, પાછા આવીને તેમણે જોયું કે એવા સ કટના સમયમા પણ અહલ્યાબાઇએ રાજ્ય એવી સારી રીતે ચલાવ્યુ હતુ કે મલ્હારરાવના પોતાનાથી એવો બ દોબસ્ત રાખી શકાત કે નહિ એ સ દેહ છે. અહલ્યાબાઇને લીધે ખરેખર ખ ડેરાવની ખોટ મલ્હારરાવને પૂરી પડી.

ત્યાર પછી ચાર પાચ વર્ષ મલ્હારરાવ જીવતા રહ્યા.અહલ્યાબાઇના ઉપદેશ અને સલાહ વગર એ કોઇ કામ કરતા નહિ. મલ્હારરાવ ઘણા મિજાજી અને ક્રોધી સ્વભાવના હતા,પણ અહલ્યાબાઇ ઉપર તેમને એટલી બધી શ્રદ્ધા હતી કે કોઇના ઉપર ગમે તેટલા ગુસ્સે થયા હોય પણ અહલ્યાબાઈ જરા સમજાવે એટલે તરત શાન્ત થઇ જતા મલ્હારરાવના જીવનના છેલ્લા ભાગમાં રાજ્યની અ દરખાનાની વ્યવસ્થા બધી અહલ્યાબાઈનાજ હાથમાં આવી હતી.

ઈ૦ સ૦ ૧૭૬૫ મા મલ્હારરાવનું મૃત્યુ થયા પછી અહલ્યાબાઇનો પુત્ર

માલેરાવ ગાદીનો વારસ થયો. માલેરાવ ઘણોજ ઉચ્છૃંખળ સ્વભાવનો યુવક હતો. તેની ઉચ્છૃંખળતા અને દુશ્ચરિત્રતા એટલાં બધા વધારે હતા કે એના તોફાનની સંપૂર્ણ વાત સાંભળ્યા પછી એને મનુષ્ય નહિ પણ પશુ કહેવાનું મન થાય. વળી તેને દારૂ પીવાની લત લાગેલી હોવાથી હિતાહિતનું જ્ઞાન મુદ્દલ નહોતું.

મદ્ય પીને એ મોટા અમલદારને સોટીએ સોટીએ મારતો. કોઈ સગું વહાલું તેને સારી સલાહ આપવા જાય તો ચાકરો પાસે તેને ધક્કા મરાવીને કઢાવી મૂકતો. દેવસેવા અને બ્રાહ્મણસેવા અહલ્યાબાઇનાં મુખ્ય કર્મ હતા; પણ માલેરાવ એ નિમંત્રિત બ્રાહ્મણોને ઘણા તિરસ્કારપૂર્વક, બહુજ ઘાતકી વર્તણૂક ચલાવીને પાછા મોકલતો. તેમના વસ્ત્રોમા તથા જોડાઓમા વીંછીઓ મૂકી દઇને એ વસ્ત્રો તથા જોડાઓનું બ્રાહ્મણોને દાન કરતો. કોઈ કોઈ વખત એક મોટા કળશમા ઝેરી સાપ ભરીને એમાથી મરજીમા આવે એટલા રૂપિયા કહાડી લેવા બ્રાહ્મણોને કહેતો, અને જ્યારે એમને એ ઝેરી જાનવરો ડંખ દેતા ત્યારે પોતે ઘણુ મલકાતો આવો એ નિર્દય નિવડયો.

સસરાના વખતમાં અહલ્યાબાઈએ જેટલા સુખ અને આનંદમા દિવસ ગાળ્યા હતા તેટલાજ દુઃખમા હવે એનું આયુષ્ય વીતવા લાગ્યું. પુત્ર રાજ્યનો માલિક હતો એને રોકવાનો હવે તેનો કોઈ અધિકાર નહોતો. હવે શું કરવું ? આવો ઘાતકી પુત્ર મરી જાય તોપણ સારૂં એમ તેને થવા લાગ્યું.

માલેરાવનો પાપનો ઘડો પણ ભરાઇ ચૂકયો હતો. ખોટો શક લાવીને રાજમહેલના એક કારીગરને તેણે મારી નાખ્યો. પછી જ્યારે એને ખબર પડી કે એ નિર્દોષ હતો ત્યારે એના હૃદયમા અત્યંત પશ્ચાતાપ થવા લાગ્યો. માલેરાવ જેવા માણસને નરહત્યા માટે આટલો પશ્ચાતાપ થવો એ ઘણુ જ આશ્ચર્યકારક હતું, પણ વિધાતાની ઇચ્છા શી હશે તે મનુષ્યથી કળી શકાતું નથી. એ પશ્ચાતાપને લીધે માલેરાવને સદા એવો ભ્રમ થયા કરતો કે, એ મરી ગયેલા કારીગરનો પ્રેતાત્મા તેને મારવા આવે છે. એ ભ્રમને લીધે માલેરાવ જે કાંઇ બોલતો તે તેના શરીરમાં આવેલો પ્રેતાત્મા બોલે છે એમ બધાને લાગતું.

પુત્ર ગમે તેવો દુષ્ટ, અકર્મી કે ઘાતકી હોય પણ માતા બિલકુલ સ્નેહશૂન્ય થઇ શકતી નથી. પુત્રનાં રાક્ષસી કામો જોઇને અહલ્યાબાઇને કેટલીક વખત એમ થઇ આવતું કે આના કરતા તો એ મરી જાય તોપણ સારૂં,પરંતુ

પુત્રની વેદના પોતાની આંખે જોયા પછી અહલ્યાબાઇથી એ દુઃખ સહન થઇ શક્યું નહિ. રાતદિવસ એ પુત્રની પથારી આગળ બેસીને દેવીની માનતા માન્યા કરતી અને બ્રાહ્મણો પાસે ઘણી જાતના ધર્મનાં અનુષ્ઠાન કરાવ્યા કરતી, તથા એ પ્રેતાત્માને સંતુષ્ટ કરવા માટે ઘણી માનતાઓ માનતી પણ કશાથી કાંઇ વળ્યું નહિ. માલેરાવની પીડા દિનપ્રતિદિન વધતીજ ગઈ અને આખરે તેનું મૃત્યુ થયું. સિંહાસનપર બેઠા પછી કેવળ છ મહિના સુધી માલેરાવ જીવ્યો.

સહૃદય વાચક! એકના એક પુત્રના મૃત્યુથી અહલ્યાબાઇને કેટલું દુઃખ થયું હશે તેની કલ્પના તમે પોતેજ કરી શકશો. પ્રથમ તો પતિ ખંડેરાવના મૃત્યુથીજ તેનું મન સાંસારિક સુખથી વિરક્ત થઇ ગયું હતું, તેમાં વળી સસરા મલ્હારરાવના મૃત્યુથી એ વધારે નિરાધાર બની ગઇ હતી. કેવળ એક પુત્રનો આધાર હતો તે પણ કપુત નીકળીને અકાળ મોતે મર્યો. આ બધા ઉપરાઉપરિ બનેલા બનાવોએ અનાથ અબળા અહલ્યાબાઈના હૃદયને ઘણોજ મોટો ઘા પહોંચાડયો. સંસારમાં સ્ત્રીઓને માટે પુત્રવિયોગનું દુઃખ સૌથી મોટું છે. એ શોક ભલભલા જ્ઞાની માણુસોના હૃદયને પણ બાળી નાખે છે, પરંતુ ધન્ય છે અહલ્યાબાઇને! રાજ્ય અને પ્રજાના હિતની ખાતર પોતાનું સર્વ દુઃખ વિસારે પાડીને તેણે રાજકાર્યમાં પોતાનું મન પરોવ્યું.

માલેરાવના મૃત્યુ પછી મલ્હારરાવની ગાદીનો કોઇ વારસ ન રહ્યો, એટલે લાચાર થઇને ઈ૦ સ૦ ૧૭૬૬ માં અહલ્યાબાઇએ રાજ્યનો સઘળો કારોબાર પોતાના હાથમાં લીધો.

મલ્હારરાવ હોલ્કર યુદ્ધવિગ્રહને લીધે ઘણું ખરૂં બહાર રહેતા હતા, તેથી તેમણે બાજીરાવ પેશ્વાની સિફારસથી ગંગાધર જસવન્ત નામના એક ગૃહસ્થને પોતાનો દિવાન બનાવ્યો હતો. ગંગાધર ઘણોજ સ્વાર્થી અને કુટિલ સ્વભાવનો મનુષ્ય હતો એણે વિચાર્યું કે, અહલ્યાબાઈ જેવી ચતુર અને રાજનીતિમાં નિપુણ સ્ત્રી રાજ્યનો બધો કારોબાર પોતાના હાથમાં રાખશે, તો મારો સ્વાર્થ સાધવામાં મોટી આડખીલીરૂપ થઇ પડશે અને તેની આગળ મારી એક પણ યુક્તિ નહિ ચાલે. એણે વિચાર્યું કે અહલ્યાબાઇ જો કોઇ નાહાન બાળકને દત્તક લે તો રાજ્યની સઘળી લગામ પાછી પોતાના હાથમાં રહે. આવા ઈરાદાથી એણે અહલ્યાબાઇને સમજાવ્યું કે, આપ સ્ત્રી છો. આપને રાજ્યકાજની જાતે સંભાળ રાખવા જતાં ઘણી અડ-

ચણુ નડશે. વળી એથી કરીને આપની પાઠપૂજા અને ઇશ્વરભજનમા પણ વિઘ્ન પડશે; માટે આપ આપના કુટુંબમાંથી કોઈ છોકરાને ખોળે લઈ લો તો ઘણું સારૂં.પછી રાજ્ય સંભાળવાની ફિકર રહી,પણ એ તો હું કરીજ રહ્યો છું. આપ આ પ્રમાણે નહિ કરો તો મલ્હારરાવે ખરા પરસેવાથી મેળવેલું આ રાજ્ય સચવાવું ઘણું મુશ્કેલ થઈ પડશે. ચારે તરફથી શત્રુઓ ઉભા થશે અને પાછલું વેર લેવામા કસર નહિ રાખે. આ પ્રમાણે ઘણી યુકિત વાપરીને સંતાન દત્તક લેવાનો આગ્રહ કર્યો.

રાજનીતિમા પ્રવીણ અહલ્યાબાઇ એની કુટિલતાની મતલબ સમજી ગઇ, તેથી તેણે વિનયપૂર્વક ઉત્તર આપ્યો: ' હું પણ એક રાજાની સ્ત્રી છું, અને બીજા રાજાની માતા છું તો પછી મારી હયાતીમાં ત્રીજા કોને ગાદી ઉપર બેસાડું ? હું પોતેજ ગાદી ઉપર બેસીશ. '

એ સમયે પેશ્વાની ગાદી ઉપર માધવરાવ નામનો યુવક હતો. એ પોતે તો ઘણો ધર્મપરાયણ હતો, પણ એના વખતમાં એના કાકા રઘુનાથરાવનું ઘણું ચાલતું હતું. એ ઘણો દુષ્ટ સ્વભાવનો મનુષ્ય હતો. તેની દુરાકાક્ષા પાર વગરની હતી. પોતાની દુષ્ટ વાસના પાર પાડવાને માટે એ કોઈ પણ પ્રકારનું પાપ કરતા ચૂકે એમ નહોતો. ગંગાધર યશવન્તે આ રઘુનાથરાવને ખાનગી રીતે કહેવરાવી મોકલ્યું કે,તમારે સૈન્ય લઈને ઇંદોર ઉપર ચડી આવવું અને અહલ્યાબાઇને પદભ્રષ્ટ કરીને હોલ્કર વંશના કોઈ બાળકને ગાદી અપાવવી.

રઘુનાથરાવે મનમા વિચાર કર્યો ' વાત તો ખરી છે. મલ્હારરાવ કે તેનો પુત્ર હવે હયાત નથી. અહલ્યાબાઇ અબળા છે. આવો સરસ લાગ ફરીફરીને નહિ મળે હમણાં ઘણી સ્હેલાઇથી ઇન્દોર જીતી શકાશે.'આવા વિચારથી એણે ગંગાધર યશવન્તની સલાહ માન્ય રાખી.

અહલ્યાબાઈને પોતાના ગુપ્તચરોદ્વારા ગંગાધરના એ પ્રપંચની ખબર પડી ત્યારે તેણે રાઘોબા દાદાને પત્ર લખ્યો કે ' આ આખું રાજ્ય મારા સસરાજીનું સ્થાપેલું છે. એમના પછી એ રાજ્યના અધિકારી મારા પતિ હતા, પણ એ તો પિતાની પૂર્વેજ સ્વર્ગવાસી થયા ત્યાર પછી મારો પુત્ર ગાદીનો હકદાર હતો. એ પણ સ્વર્ગવાસી થયો. હવે એ રાજ્ય ઉપર મારો સંપુર્ણ અધિકાર છે. કોઇ યોગ્ય બાળકને , દત્તક લેવો કે ન લેવો એ મારી મરજીની વાત છે. આપ બુદ્ધિમાન છો, આપની ફરજ છે કે મુજ અબળા ઉપર કોઇ પણ પ્રકારનો અન્યાય ન કરવો અને નાહક મને દબાવવી નહિ.

આપ વિચારવાન છો. આ રાજ્ય આપનું જ આપેલું છે, પણ એને પાછું લેવાથી આપના ગૌરવમા ખામી આવશે. સંભવ છે કે આપની દ્વારા ચઢાઇ કરાવીને કોઇ લોભી અને પ્રપંચી માણસે પોતાનો સ્વાર્થ સાધવાની આ યુક્તિ રચી હશે; પરન્તુ એવા પ્રપંચો ઉપર ધ્યાન ન આપવું એજ આપને માટે લાભકારક છે એમ છતા જો આપ નીતિને તિલાજલિ આપીને અન્યાયી પક્ષનો સ્વીકાર કરવા તૈયાર થશો તો એનું ઉચિત ફળ ભોગવ્યા વગર રહેશો નહિ."

પેલી તરફ ગંગાધરરાવે અહલ્યાબાઇ ઉપર એવો પણ અપવાદ મૂક્યો કે રાજ્યલોભને વશ થઇને અહલ્યાબાઇએ પોતેજ પુત્ર માલેરાવનો વધ કરાવ્યો છે. એ દુષ્ટે અહલ્યાબાઈ જેવી પરમ પવિત્ર અને નિષ્કલંક સન્નારી ઉપર દોષારોપણ કરતા જરાયે સંકોચ ન આણ્યો. અહલ્યાબાઇ જેવી ન્યાયપરાયણા અને પુત્રવત્સલ નારીને એ અધમ આરોપની વાત સાભળીને ઘણુંજ ખોટું લાગ્યું એમની આખમાથી ચોધાર આસુ નીકળી પડયા. એ વિચારવા લાગ્યા, શુ પુરુષો આટલા બધા સ્વાર્થી, જૂઠા, અને અધમ હશે ? આખરે ધૈર્ય અને સાહસ ધરીને એમણે ઇશ્વરનું ધ્યાન ધર્યું, અને પોતાને માથે આવી પડેલું રાજકારભારનું કામ પૂર્ણ દક્ષતાથી કરવામા દત્તચિત્ત થયાં.

અહલ્યાબાઈ દોષીત હતા કે નિર્દોષ એ સબંધમા ઇતિહાસવેત્તા માલકમ સાહેબનો અભિપ્રાય વાચ્યાથી ખાત્રી થશે. એ વિદ્વાન ગ્રંથકાર લખે છે કે "માલેરાવના મૃત્યુના સમાચાર કેટલાક યૂરોપિયન ગૃહસ્થોને પણ મળ્યા હતા અને તેમને એમ લાગ્યું હતું કે માલેરાવના મૃત્યુનું ખરૂં કારણ અહલ્યાબાઇ પોતેજ હતી, પરન્તુ એ બધી વાતોને અહલ્યાબાઈની કીર્તિની સાથે ઘાડો સબંધ હોવાથી મેં જાતે જઇને એની પૂરેપૂરી તપાસ કરી. મારીએ તપાસનું છેવટનુ પરિણામ એ નિવડયું કે અહલ્યાબાઇ પૂર્ણ રીતે નિર્દોષ સાબિત થઈ"

માલેરાવના મૃત્યુ પછી રાજ્યમા ચોર, લૂટારા, અને ધાડપાડુઓએ પ્રજાને અનેક રીતે પીડવાનુ શરૂ કર્યું, જેથી અહલ્યાબાઇને ઘણુ દુઃખ થયુ અને એ દુષ્ટોને દબાવવા માટે તેમણે અનેક પ્રયત્ન કર્યા. યશવતરાવ નામના એક વીર મરાઠા યુવકને પોતાની પુત્રી આપીને તેની સહાયતાથી એમણે એ અત્યાચારીની જડ પોતાના રાજ્યમાથી ઉખાડી નાખી હતી.

એ કાર્ય પૂરૂં થયું એટલામા રઘુનાથ દાદાસાહેબ સૈન્ય લઈને ઇન્દોર

તરફ ચાલ્યા. જાહેર તો એમણે એવું કર્યું કે, મલ્હારરાવની પુત્રવધૂ અમારા કહ્યા પ્રમાણે ગંગાધરરાવની સલાહ અનુસાર દત્તકપુત્ર લેવાનું કબૂલ નથી કરતી માટે એને ઠેકાણે આણવા સારૂ હું માળવા જાઉં છું. પણ અંદરખાનેથી એની દાનત ઈન્દોરનું રાજ્ય સ્વાહા કરી જવાની હતી પેશ્વા સરકાર એના ભત્રીજા હતા, એમને એ કાર્ય પસંદ નહોતુ. એમણે રઘુનાથદાદાને ચઢાઈ કરવાની સંમતિ આપી નહિ; એટલુંજ નહિ પણ સ્પષ્ટ જણાવ્યુ કે, ' તમે આ મોટી ભૂલ કરી રહ્યા છો તમારે આ કામમાં જરા પણ માથુ મારવું જોઇએ નહિ '

અહલ્યાબાઈને આ પ્રપંચની ખબર પડી. તેજસ્વી રાણીએ તુરતજ પોતાના મુખ્ય અમલદારોને બોલાવીને કહ્યું, "આ રાજ્ય મારા સસરાજીએ પોતાની શક્તિથી મેળવ્યું છે, અને પોતાનાજ બાહુબળથી તેનુ રક્ષણ કર્યું છે. પેશ્વાએ, કોઇ વગર મહેનતે બ્રાહ્મણને દાન આપી દે તેમ કાંઈ મારા સસરાને આ રાજ્ય દાન આપ્યુ નથી મારા સસરા પેશ્વાને પોતાના માલિક માનતા અને હુ પણ તેમને એવુજ માન આપવા તૈયાર છુ, પણ એટલા સારૂ કાંઇ મારા હાથમાથી આ રાજ્ય છીનવી લેવાનો અધિકાર તેમને નથી. હું દુર્બળ સ્ત્રી છુ, એમ ધારીને મારા પ્રપંચી, કૃતઘ્ની નોકરની મદદથી રઘુનાથરાવ મારૂં રાજ્ય છીનવી લેવાની ઇચ્છા રાખે છે, પણ એમણે પોતાના મનમાં સારી પેઠે સમજી રાખવું જોઈએ કે અહલ્યાબાઈ કોઇ સાધારણ સ્ત્રી નથી હું મલ્હારરાવની પુત્રવધૂ અને ઈન્દોરની રાણી છુ. પોતાની શક્તિથી ઇન્દોરના રાજ્યનું રક્ષણ ન કરી શકુ, તો મલ્હારરાવ જેવા પ્રવીણ રાજા પાસે રાજ્યશાસનનું જે શિક્ષણ મેં મેળવ્યું છે તે મિથ્યા જાય. એમના આ રાજ્યસિંહાસન ઉપર મારૂ બેસવુ મિથ્યા જાય. આ રાજ્યનુ રક્ષણ કરવુ એ તો ઘણી સહેલી વાત છે. હુ હાથમા હથિયાર લઇને યુદ્ધ કરવા નીકળીશ તો પેશ્વાના રાજ્યસિંહાસનને પણ કંપાવી નાખીશ. તમે લોકો આવા પ્રપંચથી જરા પણ બીશો નહિ. સાહસ અને ઉત્સાહપૂર્વક બધા મને મદદ કરજો. ખુદ બાજીરાવ મહારાજ પણ ઈન્દોરનું અપમાન નહોતા કરી શકતા તો આ રઘુનાથરાવ તે શા હિસાબમા ? "

અમલદારોએ એકવાક્યે પ્રતિજ્ઞા લીધી કે અમે તમારા તરફથી પેશ્વાની સામે લડીશું.

પરંતુ બુદ્ધિમતી અહલ્યા ફક્ત પોતાના સૈન્યને ભરોસેજ રહી નહિ. એણે

વડોદરાના ગાયકવાડ, નાગપુરના ભોસલા, અને બીજા મરાઠા સામન્તો તથા સરદારોની પાસે મદદ માગી. તેમના ઉપર તેણે પત્ર લખ્યો:–

" પેશ્વાની સાથે આપણા બધાનો એકસરખો સંબંધ છે, આપણે તેમને તાબે છીએ ખરા, પણ અન્યાયપૂર્વક આપણું રાજ્ય છીનવી લેવાનો તેમને અધિકાર નથી. આજે મારા ઉપર જે આફત આવી પડી છે તે કાલે તમારા પર પણ આવી પડે. આવે પ્રસંગે પરસ્પર સહાય કરીને આપણો વ્યાજબી હક્ક સાચવી રાખવો એ આપણી બધાની ફરજ છે. આશા છે કે આ બાબત લક્ષ્યમાં લઈને આપ આ વિપત્તિના પ્રસંગમાં મને સહાયતા આપવાને ચૂકશો નહિ. "

અહલ્યાબાઈની દલીલની સાર્થકતા સમજીને તથા મલ્હારરાવનો ઉપકાર સંભારીને બધા અહલ્યાબાઈની મદદ માટે સૈન્ય લઈને ઇન્દોર તરફ ચાલ્યા.

હવે અહલ્યાબાઈને પોતાના સૈન્યને માટે એક કાબેલ સેનાપતિની જરૂર હતી. તુકોજી હોલ્કર નામનો એક સરદાર મલ્હારરાવનો પાસેનો સગો હતો. અહલ્યાબાઈએ તેને બોલાવીને શાસ્ત્રવિધિ પ્રમાણે પોતાના સૈન્યનો સેનાપતિ અને મુખ્ય અમલદાર નિમ્યો. તુકોજી પણ એ દિવસથી અહલ્યાબાઈને મા કહીને સંબોધવા લાગ્યો.

રાજ્યના રક્ષણને માટે જેટલી તૈયારી અહલ્યાબાઈએ કરી હતી, તે જોતા બધાને દૃઢ વિશ્વાસ હતો કે, જય એનોજ થશે, પણ કોમળ હૃદયની અહલ્યાબાઈ મૂળથીજ નકામું લોહી વરસાવવાની વિરુદ્ધ હતી. રકતપાત કર્યા વગર રાજ્યનું રક્ષણ થાય તો ઘણું સારૂં યુદ્ધ કરવાની તેની ઇચ્છા નહોતી એ જાણતી હતી કે પેશ્વા માધવરાવ ધર્મપરાયણ યુવક છે. તેમની મરજીથી અને તેમની મંજુરીથી રઘુનાથરાવ ચડી આવતો હોય એ બનવાજોગ નથી. એ બધો વિચાર કરીને એણે પેશ્વાને એક પત્ર લખ્યો.

એ સાથે રઘુનાથરાવને પણ પત્ર લખ્યો કે, ' આપ મારૂં રાજ્ય છીનવી લેવા આવો છો હું પણ રાજ્યનું રક્ષણ કરવા માટે યુદ્ધની તૈયારી કરૂં છું. આપનો વંશ મૂળથીજ અમારે માટે પૂજ્ય છે, પણ આપ હથિયાર ધારણ કરીને મારા રાજ્યમા આવશો તો હથિયારથીજ આપનો સત્કાર કરવામાં આવશે, છતાં પણ એક વાતનુ આપને સ્મરણ કરાવવા માગું છું. આપ વીર પુરુષ છો, હું અબળા છુ. યુદ્ધમાં હારી જઈશ તોપણ મારૂં અપમાન થવાનું નથી; પરંતુ આપ તો જીતશો તો એ ગૌરવની વાત નથી; અને હારશો તો શરમ

અને અપમાન જરૂર ભોગવવાં પડશે. એવી અવસ્થામા આપને યુદ્ધ કરવામાં શો લાભ છે ? તે હું જાણુતી નથી. ટુંકામાં એજ કે પૂરો વિચાર કરીને આગળ વધજો.'

કામ પડે પોતાના બરાબરીઆ અથવા પોતાનાથી વધારે બળવાન શત્રુ સાથે લડવા જેટલી તૈયારી કરી રાખવી, છતા પણ બને ત્યાસુધી યુદ્ધ રોકવાનો યત્ન કરવો એજ ઉંચા પ્રકારની રાજનીતિ–કુશળતા છે. પશ્ચિમની સભ્ય અને બળવાન પ્રજાઓ આજે એ યુક્તિને લીધે ઘણીવાર માંહોમાંહી લોહીની નદીઓ વહેવરાવતા રોકે છે. આપણા દેશમાં, ઘણાં વર્ષો પૂર્વે રાજનીતિજ્ઞ અહલ્યાબાઇએ એજ યુક્તિ વાપરીને હજારો સૈનિકોના પ્રાણ બચાવ્યા હતા.

અહલ્યાબાઇ પત્ર મોકલીને વાટ જોવા લાગી. એ જાણતી હતી કે રઘુનાથરાવ એવો દુષ્ટ છે કે જ્યાં સુધી એની ખાત્રી નહિ થાય કે સામા પક્ષના લશ્કરની સંખ્યા આગળ આપણું કાઇ વળે એમ નથી, ત્યાં સુધી એ પોતાનો મનસૂબો ફેરવશે નહિ. અહલ્યાબાઈ પણ ઘણા ઉત્સાહપૂર્વક લશ્કર એકઠું કરવા લાગી.

થોડા દિવસ પછી પેશ્વાનો જવાબ આવ્યો કે,"રઘુનાથરાવના આ ગેરવ્યાજબી યુદ્ધમાં અમારી મ જુરીનથી. અહલ્યાબાઇએ મલ્હારરાવની ગાદી સંભાળી લીધી છે, તેમા અમારે કોઈ જાતનો વાધો નથી, એ ટલે અમે કદિ પણ અહલ્યાબાઇનુ રાજય છીનવી લેવાનો વિચાર રાખતા નથી. જે કોઈ અન્યાયપૂર્વક અહલ્યાબાઇનુ રાજ્ય છીનવી લેવા તૈયાર થાય તેને અહલ્યાબાઇ મરજી મુજબ સજા કરી શકે એમ છે. પેશ્વાને એથી જરા પણ માઠું લાગશે નહિ."

પેશ્વાની તરફથી આવો ઉત્તર આવ્યાથી અહલ્યાબાઇનો ઉત્સાહ સોગણો વધી ગયો. અમલદારો પણ સમજ્યા કે આ યુદ્ધમા પેશ્વા મહારાજનો બિલકુલ હાથ નથી, એટલે તેઓ પણ વગરસંકોચે, સંપૂર્ણ ઇચ્છાથી અહલ્યાબાઈને મદદ કરવા તૈયાર થયા.

તુકોજીની સરદારી નીચે અહલ્યાબાઈનું સઘળું લશ્કર સજ્જ થઈ ગયું. અહલ્યાબાઇ પોતે પણ યુદ્ધનો પોશાક સજીને, કોમળ કરકમળમાં તલવાર લઇને, હાથી ઉપર સવાર થઇ અને સૈન્યની સાથે ચાલી.

સૈન્ય સાથે અહલ્યાબાઈ અને તુકોજીએ સિપ્રા નદીની પાસે આવીનેછાવણી નાખી. અહલ્યાબાઇને મદદ કરવા સારૂ બીજા રાજાઓ પણ પોતપોતાનાં લશ્કરને લઇને આવ્યા.

રઘુનાથરાવ સિપ્રા નદીને સામે કિનારે, અહલ્યાબાઇની યુદ્ધ માટેની આવી ગંજાવર તૈયારી જોઇને સ્તંભિત થઇ ગયો. અત્યાર સુધી તો એ અહલ્યાબાઇના પત્રને ખાલી આડંબર અને ધમકીરૂપ સમજતો હતો. આટલા થોડા સમયમાં આટલા બધા લશ્કર સાથે અહલ્યાબાઈ એની સાથે લડવા આવશે, એવો એને સ્વપ્ને પણ વિચાર નહોતો આવ્યો

પરાજયની શંકામા તેને પોતાની સઘળી દુરાશાઓ છોડી દેવાની ફરજ પડી. તુકોજીને તેણે ખબર મોકલ્યા કે," હું યુદ્ધ કરવા માટે આવ્યો નથી. પુત્રશોકાતુર અહલ્યાબાઇને દિલાસો આપવા આવ્યો છુ તમે આટલું બધું સૈન્ય શું કામ સજાવી રાખ્યુ છે ?"

તુકોજીએ ઉત્તર મોકલ્યો "માતાજીપ્રત્યે આપની આટલી બધી કૃપા છે તેને માટે અમે ઉપકૃત છીએ, પણ દિલાસો આપવા આપ પધાર્યા છો તો સાથે આટલું સૈન્ય લાવવાની શી જરૂર હતી ? "

પોતાના સૈન્ય સામ તેને ઉજ્જન શહેરમા રવાના કરી દઇને દશબાર નોકરો સાથે રઘુનાથરાવ તુકોજીના તબુમા ગયા. તુકોજીએ પણ તેમને માન-પૂર્વક પ્રણામ કરીને, યોગ્ય રીતે આદરસત્કાર કર્યો

અહલ્યાબાઈના પુત્ર માલેરાવની વાત કહાડીને રઘુનાથરાવ ઘણુ રોયો. સાથે સાથે તુકોજીએ પણ આસુ પાડયા

પેશ્વાના કાકા રઘુનાથરાવને પરમ સન્માનયોગ્ય અતિથિ ગણીને અહલ્યાબાઇ આદરપૂર્વક નિમત્રણ આપીને ઇન્દોર લઈ આવી.રાજમહેલની પાસે સુસજ્જીત મહેલમા તેને ઉતારો આપ્યો એક મહિના સુધી રજવાડી ઠાઠ સાથે અહલ્યાબાઇએ તેનો ઘણોજ આદરસત્કાર કર્યો જે લોકો પોતાની મદદે આવ્યા હતા, તેમને વિનયપૂર્વક ઉપકાર માનીને તથા કિમતી ભેટો આપીને અહલ્યાબાઇએ વિદાય કર્યા

બળથી તો રઘુનાથરાવ અહલ્યાબાઇનુ રાજ્ય લઈ શકયો નહિ. હવે એ છળપ્રપચ અજમાવવા લાગ્યો

પેશ્વા તરફ પેશ્વાના તાબાના રાજ્યોની શી ફરજ છે તે તેણે સમજાવી, પણ એ કોઈ પણ દલીલથી અહલ્યાબાઈની ખાત્રી કરી શકયો નહિ કે, સપૂર્ણરૂપે પેશ્વાને તાબે રહીને એ નચાવે એમ નાચવું ધર્મસગત છે.

હવે એણે અહલ્યાબાઇને દત્તકપુત્ર લેવાની સલાહ આપી, પણ અહલ્યાબાઈએ તેની સઘળી દલીલોનુ ખંડન કરીને કહ્યુ, ' મારા પુત્ર માલેરાવને કોઇ

બાળકપુત્ર હોત તો એજ રાજ્યનો રાજા થાત એમા તો કાંઈ સંદેહ છેજ નહિ, પણ કોઇ નવા બાળકને દત્તક બનાવ્યાથી એ મોટો થયા પછી કેવી ચાલચલણનો નિવડે તે કહી શકાય નહિ, એટલા માટે દત્તક લઇને ભવિષ્યમા રાજ્યને માથે હું શું કામ આપદા વહોરી લઉ ? એના કરતા તો મારા મૃત્યુ સમયે હોલકર વંશના કોઇ યોગ્ય પુરુષના હાથમા રાજ્ય સોપી જઈશ એજ સારૂ છે એવા કોઈ માણસને પસંદ કરીને રાજકાજમા મારી સાથે રાખીને એને કેળવવાની મારી ઇચ્છા છે અને હું ધારૂ છું કે રાજ્યના ભવિષ્યના કલ્યાણને માટે એજ શ્રેષ્ઠ ઉપાય છે ”

રઘુનાથરાવ સમજી ગયો કે અહલ્યાબાઇ આપણાથી છેતરાય એમ નથી. એ ખામોશ ખાઈ ગયો

અહલ્યાબાઇએ અગાઉથીજ પોતાનો ભવિષ્યનો વારસ પસંદ કરી રાખ્યો હતો. તુકોજી તેના સસરાનો પાસેનો સગો અને રાજ્ય ચલાવવાને સર્વ રીતે યોગ્ય હતો

યુદ્ધની અગાઉથીજ તુકોજી અહલ્યાબાઇના પુત્ર સમાન થઇ રહ્યો હતો. હવે અહલ્યાબાઈએ એને પોતાના ભવિષ્યના ઉત્તરાધિકારીતરીકે રાજ્યશાસનમા પોતાનો સાથી બનાવ્યો અને ગંગાધર યશવંતને પણ માફી બક્ષીને, પરમ ક્ષમાશીલ અહલ્યાબાઈએ ફરીથી કોઇ સારા હોદ્દા ઉપર નીમ્યો.

આ બનાવથી રાજસ્થાન અને ભારતવર્ષના બીજા બધા રાજાઓ સમજી ગયા કે અહલ્યાબાઇ કેટલી ઉત્તમ રાજનીતિ જાણનારી છે અહલ્યાબાઈ ઉપર બધાની શ્રદ્ધા વધી ગઈ, ઘણા તેની સાથે મિત્રતા બાંધવા તત્પર થયા અને ઘણાઓએ તેણે રાજ્ય પોતાના અધિકારમા લીધું તે નિમિત્તે પ્રસન્ન થઇને કિંમતી ભેટસાથે પોતાના રાજદૂત મોકલ્યા અહલ્યાબાઇએ ઘણાજ વિનયપૂર્વક એ રાજદૂતોનો સત્કાર કર્યો, અને તેમનો ઉપકાર માનીને એ સર્વે રાજાઓ ઉપર મૂલ્યવાન ઉપહાર મોકલ્યા આ પ્રમાણે ભારતવર્ષમા ચારે તરફ અહલ્યાબાઇની કીર્તિ ફેલાવા લાગી.

રાજ્યગાદીએ બેસીને રાજ્ય ચલાવવાનું ગૌરવ પ્રાપ્ત કરવાનો લોભ બધાને થાય છે. એ લોભને વશ થઇને કેટલાએ રાજાઓએ કેટલા બધા ખુન, કેટલી વિશ્વાસઘાતકતા અને કેટલા બધા અનાચારોથી પૃથ્વીને કલંકિત કરી છે, તેનું ઠેકાણું નથી, પણ રાજ્યગાદીએ બેઠેલી અહલ્યાબાઈ કોઇ દિવસ એવા લોભને વશ થઈ નથી. હિન્દુ રમણીતરીકે પૂજા-અર્ચના, અતિથિ અને

બ્રાહ્મણસેવા, પ્રજાને ધર્મ સાધવામા સહાયતા, દુઃખીઓના દુઃખમોચન આદિ પરોપકારી કાર્યો કરવાં, તથા રાણીતરીકે પ્રજાના અભાવ દૂર કરવા અને સર્વ પ્રકારે તેમને સુખશાંતિમાં રાખીને તેની ઉન્નતિ કરવી, એજ દેવી સ્વરૂપ અહલ્યાબાઈના હૃદયની મુખ્ય ઈચ્છા હતી. રાજ્યના કલ્યાણને માટે તથા પોતાના કુળનો માનમરતબો સાચવવા માટે, રાજ્ય ચલાવવામા જેટલી ખટપટ કરવી પડતી, તેથી વધારે ખટપટમાં એ કદિ પડતી નહિ.

નારીતરીકે તથા રાણીતરીકે જે જે કામો તેને કરવાયોગ્ય લાગ્યાં હતાં, તે તે કામો પાર પાડવાને માટે તેને વધારે ફુરસદની જરૂર હતી જ્યારે એમની ખાત્રી થઇ કે તુકોજી રાજ્ય કામનો ઘણો બોજો ઉપાડી લેવાને યોગ્ય અને વિશ્વાસપાત્ર છે, ત્યારે તેના હાથમા યુદ્ધવિગ્રહ અને રાજ્યની અ દરની વ્યવસ્થાનું કામ સોપ્યું.

અહલ્યાબાઈએ બતાવેલી રાજ–નીતિ પ્રમાણે તથા તેના હુકમ મુજબ, તેના પ્રતિનિધિતરીકે તુકોજી, રાજ્યની વ્યવસ્થા કરવા લાગ્યો એક અમેરિકન સન્નારીના શબ્દોમા કહીએ તો ' અહલ્યાબાઇ વિચારશીલ મગજરૂપ હતી અને તુકોજી સેવાપરાયણ હસ્તરૂપ હતા '

એ સમયે સંપૂર્ણ રાજ્યના ત્રણ ભાગ પાડવામા આવ્યા હતા. પહેલો ભાગ સાતપુડાની પેલી પાર દક્ષિણ તરફ, બીજો સાતપુડાની ઉત્તર તરફ અને ત્રીજો મહેશ્વરની પેલી તરફ રાજપૂતાના સુધી હતો એ ત્રીજા ભાગમા હોલકર સરકારને ચોથ ભરનારા રાજ્યો હતા. જે સમયે તુકોજી દક્ષિણ ભાગની વ્યવસ્થા કરતો તે સમયે અહલ્યાબાઇ ઉત્તરની વ્યવસ્થા ઉપર દેખરેખ રાખતા અને એ જ્યારે ઉત્તરની વ્યવસ્થા કરતો ત્યારે પોતે દક્ષિણનો પ્રબન્ધ પોતાના હાથમા પ્રત્યક્ષરૂપે લેતા.

આખા રાજ્યના ખજાનાની વ્યવસ્થા તેમણે પોતાનાજ હાથમા રાખી હતી. આવકખર્ચનો હિસાબ બહુ સારી રીતે રાખતા હતાં એમનો પ્રભાવ રાજ્યના અમલદારો ઉપર બહુ સારો પડચો હતો. એમની આગળ હસીને બોલવાની કે અસત્ય ભાષણ કરવાની હિંમત કોઈની ચાલતી નહિ. તુકોજીરાવ ઉપર અહલ્યાબાઇની અધિક શ્રદ્ધા અને પ્રીતિ જોઇને સ્વાર્થી લોકોએ બાઇના કાન ભભેરીને બંનેનાં મન ઉંચાં કરવા ઘણો પ્રયત્ન કર્યો હતો, પણ બાઇ કાનના કાચા નહિ હોવાથી એ લોકોને સફળતા મળતી નહિ.

તુકોજીરાવ યુદ્ધવિદ્યામાં ઘણા કુશળ અને સાહસી હતા, પણ રાજકાર્યો-

માં એ એટલા નિપુણ નહોતા એથી કરીને રાજકાજમાં અહલ્યાબાઇ એમને ઉપદેશ આપતા હતાં. તુકોજીરાવે એમની પાસેથી એવી રીતે ઘણો અનુભવ પ્રાપ્ત કર્યો હતો. તુકોજીરાવ પણ અહલ્યાબાઇના આજ્ઞાકારી સાચા સેવક હતા. ઉંમરમા અહલ્યાબાઇથી મોટા હોવા છતા સદાએ એમને માતુશ્રી કહીને સંબોધન કરતા. તુકોજીરાવ જેમજેમ રાજકાર્યમા પાવરધા થતા ગયા તેમતેમ અહલ્યાબાઇ તેમને વધારે અધિકાર સોંપતાં ગયાં.

અહલ્યાબાઈ સાધારણ રીતે તુકોજીના કામ ઉપર દેખરેખ રાખતા અને બાકીનો વખત ધર્માનુષ્ઠાન અને પ્રજાને સુખ તથા શાન્તિ આપે એવા ઉપાયો યોજવામા ગાળતા ૩૦ વર્ષ સુધી અહલ્યાબાઈએ રાજ્ય કર્યું. એ ત્રીસ વર્ષના અરસામાં કદિ રાજગૌરવથી ગૌરવાન્વિત થયેલી શક્તિશાળી તેજસ્વી રાણી રૂપે, તો કદિ પ્રજાની સ્નેહાળ માતા અને કરુણામયી દેવીરૂપે; તો કદિ વિપુલ ઐશ્વર્યની અધિકારિણી ધર્મપરાયણા હિન્દુ રમણીતરીકે, અને એ બધી અવસ્થામા એ બધા ભિન્ન ભિન્ન કર્તવ્યોમા કઠોર વ્રતધારિણી હિન્દુ વિધવા-રૂપે તેણે જે મહત્ત્વ બતાવ્યું છે તેનું વિસ્તારપૂર્વક વર્ણન આ ટુકા લેખમાં થઈ શકે એમ નથી.

સ્રીઓમા દુર્લભ એવા અસંખ્ય ગુણોને લીધે અહલ્યાબાઇ ભારતવર્ષમા યશસ્વિની અને ભારતના હિન્દુમુસલમાન રાજાઓની ખાસ શ્રદ્ધાને પાત્ર બન્યા હતા. એ વખતે રાજાઓમા હમેશા પરસ્પર લડાઇઓ ચાલ્યા કરતી; પરન્તુ અહલ્યાબાઇના ઉપર સર્વ રાજાઓની એટલી બધી ભક્તિ હતી કે એના એવડા મોટા રાજ્ય ઉપર કોઇએ ચડાઇ કરી નહિ ઉલટું બીજા શત્રુઓ-થી તેનો બચાવ કરવાને સૌ કોઇ તૈયાર રહેતા. અહલ્યાબાઇ તરફનો પોતાનો બન્ધુભાવ પ્રગટ કરવાનો પ્રસંગ મળતો ત્યારે બધા પોતાને ધન્ય ધન્ય સમ-જતા. બધાના મનમા અહલ્યાબાઈના કલ્યાણની તથા તેના લાબા આયુષ્યની ઇચ્છા રહતી.

ભારતવર્ષમા એ વખતે સુલેહશાન્તિનો જમાનો નહોતો. વારંવાર થતા યુદ્ધવિગ્રહને લીધે કોઇ પણ રાજ્યની શાન્તિ સચવાતી નહિ; અને શાન્તિના અભાવે લૂંટારાનો ઉપદ્રવ, અમલદારોનો ત્રાસ, રાજાઓને પોતાના રાજ્યના રક્ષણને માટે એઇતી ફુરસદનો અભાવ વગેરે કારણોને લીધે પ્રજા પણ ઘણોજ ત્રાસ પામતી. એ વખતમાં બધાં રાજ્યો ઉન્નતિ કરવાને બદલે ઉલટાં અધો-દશાને પામતાં જતાં હતાં; પણ અહલ્યાબાઇની રાજનીતિને લીધે, પ્રજા ઉપર

માતાના જેવા સ્નેહને લીધે તથા પ્રજાના કલ્યાણને માટે તેણે કરેલાં અનેક સારાં કામોને લીધે, ચારે તરફ અ ધાધુની હોવા છતા પણ અહલ્યાબાઈના રાજ્યમા સુખશાન્તિ અને સમૃદ્ધિની રેલમછેલ હતી. એટલા માટેજ આદર્શ રાણી અને આદર્શ હિન્દુ સ્ત્રી અહલ્યાબાઇ અપૂર્વ મહત્ત્વવાળી દેવીરૂપે ભારતવર્ષમાં પૂજાઇ છે, હજુ પણ પૂજાય છે અને અનંતકાળ સુધી પૂજાશે

અહલ્યાબાઇ જરા પણ સમય નકામા ટોળટપ્પામા ગુમાવતા નહિ દરરોજનું કામ એ નિયમપૂર્વક કરતા. ત્રીશ વર્ષ સુધી એણે પોતે નક્કી કરેલા નિયમ પ્રમાણે રાજ્ય ચલાવ્યુ હતું સૂર્યોદય થતા પહેલા તારાઓ છતાં એ ઉઠીને સ્નાનસ ધ્યા કરીને રામાયણ અને મહાભારતની કથા સાભળતાં ત્યાર પછી એ પોતાને હાથે ભિક્ષુકોને ભિક્ષા આપતા. ત્યાર પછી બ્રાહ્મણો, પ ડિતો અને અતિથિઓને પોતાની સામે બેસાડીને જમાડતા અને ત્યાર પછી પોતે ઘણું સાદું ભોજન કરતા, ત્યાર પછી થોડોક સમય વિશ્રામ લઈને રાજસભામા જતાં સ ધ્યાકાળ સુધી ત્યા બેસીને પ્રજાની અરજીઓ સાભળતા, મુકદ્દમાના ફેસલા કરતા, અને રાજકારભારને લગતા બીજા કામકાજ કરતા. આવે વખતે ગરીબ નિરાધાર રૈયત પણ તેમની આગળ આવીને રૂબરૂ પોતાના દુ ખ રડતી.

સ ધ્યાકાળે સભા બરખાસ્ત થયા પછી ત્રણ કલાક સુધી અહલ્યાબાઇ પૂજાપાઠ કરતા. ત્યાર બાદ રાજ્યને લગતાં જરૂરનાં કામોનો વિચાર કરતા. આ પ્રમાણે તેમનો દિવસ પૂરો થતો. મોડી રાત્રે એ શયન કરવા જતા.

ઘણાઓ એમ કહે છે કે રાજાઓ પૂજાપાઠ અને ધર્મના કામકાજમાં વધારે ધ્યાન આપે તો રાજ્ય ચલાવવામા વિઘ્ન આવે, પણ અહલ્યાબાઇના પ્રસ ગમા એવુ બન્યુ નથી. દરરોજ સવારસાજ મળીને છ કલાક એ ધાર્મિક અનુષ્ઠાનમા ગાળતા, આઠ નવ કલાક કામ કરતા, અને બાકીનો સમય ભોજન તથા વિશ્રામમા ગાળતા.

જેમને ખ તપૂર્વક કામ કરવાની ટેવ છે, જે લોકો નિયમપૂર્વક કામ કરી શકે છે તેમના જીવનના બધાં કામો સારી રીતે થઇ શકે છે. આ બાબતમા અહલ્યાબાઈનું જીવનચરિત્ર આપણુ સર્વને માટે અનુકરણ કરવા યોગ્ય છે.

પ્રજા તરફ રાજાનો જે ધર્મ છે તેનાં બે મુખ્ય અંગ દયા તથા ન્યાય છે આદર્શરમણી અહલ્યાબાઇમાં આ બ ને સદ્ગુણો પૂર્ણપણે હતા. તે હમેશાં કહ્યા કરતી કે, ' દેવતાએ મારા હાથમાં જે રાજસત્તા આપી છે, તે સત્તાનો ઉપયોગ પ્રજાના કલ્યાણને માટે કરવાને હું પ્રભુ આગળ બંધાયલી છું. '

પ્રજા તરફની જવાબદારીનો આ ભાવ તેના દરેક કાર્યમા પ્રત્યક્ષ જણાઇ આવે છે.

એ દેશમા મરાઠાઓનું રાજ્ય થયે ઝાઝો સમય થયો નહોતો. જમીનની માપણી કે જમાબદીના નિયમો નક્કી કરવાની ફુરસદ આગલા રાજાઓને મળી નહોતી, એથી પ્રજાને ઘણું દુઃખ પડતું, અહલ્યાબાઇએ રાણી થયાપછી થોડા વખતમાજ રાજ્યની માપણી કરાવી અને જમાબદીના ઉત્તમ નિયમો બાંધીને પ્રજાના હક્કનું પણ સારી રીતે રક્ષણ કર્યું. નિયમિત રીતે વેરો ઉઘરાવવાની ગોઠવણ કર્યા પછી પ્રજા સુખી રહે, પ્રજા ધનવાન અને વૈભવશાળી બને, તેમના ઉપર કોઇ અમલદાર જુલમ ન કરે એ બાબતો ઉપર અહલ્યાબાઇનું ધ્યાન ઘણું રહેતું પ્રજા તરફથી વેરો ઉઘરાવવામા એક અમલદાર ઘણો જુલમ કરે છે એવી ખબર મળતા તેણે લખ્યું કે, ‘ તમે મહેસુલ વધારી નહિ શકો તેની ફિકર નહિ, પણ તમારા હાથ નીચેની રૈયત સુખી અને સંતુષ્ટ છે એ જાણી હું ઘણી પ્રસન્ન થઇશ. ’

પ્રજાનું પાલન કરતી વખતે દયા, ન્યાય, અને ધર્મ તરફ તેનું કેટલું ધ્યાન રહેતું તે નીચેના બનાવો ઉપરથી જણાઇ આવશે.

એક વખત એક ધનવાન શાહુકારનું મૃત્યુ થયુ. તેને કોઇ સંતાન નહોતુ તુકોજીએ એની બધી મિલ્કત રાજ્યમા લઇ લેવાનો વિચાર કર્યો. નાવારસી માલમિલ્કત રાજ્યમા જવાનો રિવાજ કાઇ એ વખતે નવો નહોતો, પણ એ શાહુકારની સ્ત્રીએ અહલ્યાબાઈ પાસે જઇને પતિની મિલ્કત પોતાને મળવા માટે પ્રાર્થના કરી એની પ્રાર્થના કાંઇ ગેરવ્યાજબી નહોતી, તેમજ તુકોજીની વર્તણુક પણ એ વખતના રિવાજ મુજબ ગેરવ્યાજબી નહોતી, તોપણ શાસ્ત્રોમા કહેલા રાજધર્મની તો વિરુદ્ધજ હતી, એટલા માટે અહલ્યાબાઇએ તુકોજીને લખી દીધું કે, ‘ આવી નિર્દયતા અને કઠોરતાને મારા રાજ્યમા સ્થાન મળવું ન જોઈએ. ’ આ આજ્ઞા મળતાંવારજ તુકોજીએ લાચાર થઇને શાહુકારની મિલ્કત તેની સ્ત્રીના કબજામા સોપી અહલ્યાબાઇના આ ઉદાર વ્યવહારથી ઇન્દોરથી બધી પ્રજા એમને ધન્યવાદ આપવા લાગી.

એક સમયે તેના રાજ્યમા બે ઘણા ધનવાન શેઠ મરી ગયા. તે... વિધવાઓ સિવાય બીજું કોઇ વારસ નહોતું. એ વિધવાઓને કો... પુત્ર લેવાની ઇચ્છા પણ નહોતી. તેમની ઇચ્છા પોતાની બધી સંપત્તિ અહલ્યાબાઇને સોપી દેવાની હતી. એ સંપત્તિ સ્વીકાર કરવાથી અહલ્યાબાઇ

હાથમાં પડે એમ નહોતું, પણ એણે એ ધન સ્વીકારવાની સાફ ના પાડીને કહ્યું કે, 'તમારા સ્વામીની મિલ્કત છે. તમે ભોગવો હું એને લઇને શું કરૂં ?' વિધવાઓએ કહ્યું, 'માજી ! અમે વિધવા છીએ. અમારી ભોગવિલાસની ઇચ્છા નષ્ટ થઈ ગઇ છે. સ્વામી છતા ઘણુંએ સુખ ભોગવ્યું. હવે અમારે તે મોજ-શોખ શા ? આ મિલ્કત લઇને હમે શું કરીશું ? પારકા છોકરાઓને દત્તક લઇશું તો તેઓ આ સકમાઈની દોલતને ગમે તેમ ઉડાવી દેશે, એટલા માટે કોઇને દત્તક લેવાની અમારી ઇચ્છા નથી. આપ રાણી છો, આપને હાથે ઘણાં સત્કર્મો થાય છે માટે આ મિલ્કત લઇને તેનો કોઇ પણ સારા કામમા ઉપયોગ કરજો.'

અહલ્યાબાઈએ ઉત્તર આપ્યો: 'હું રાણી છુ એટલે આખા રાજ્યમા સત્કાર્ય અને પુણ્યદાન કરવાની હું એકલીજ અધિકારી છુ, એવુ તો નથી; તમે પણ ઘણા સત્કાર્યો કરી શકો છો મારે પોતાને પુણ્ય કરવા માટે મારી પાસે પુષ્કળ ધન છે તમારૂં ધન મારે શામાટે લેવુ જોઇએ? તમારા સ્વામીના મરણ નીપજ્યાથી એ સ પત્તિ ઉપર હવે તમારો અધિકાર છે તમારે મોજ-મઝા અને ભોગવિલાસ નથી કરવા એ ઘણી સારી વાત છે તમે સારા પરો-પકારના કામોમા આ ધનને ખરચી નાખો અને એમ કરીને તમારા પૈસાથી તમે પુણ્ય મેળવો '

અહલ્યાબાઇનો ઉપદેશ માનીને એ બે સ્રીઓએ ઘણી જાતના પરોપકા-રમા પોતાનો પૈસો ખરચ્યો

એવીજ રીતે એક બીજો ધનવાન નિઃસ તાન મરી ગયો. તેની વિધવાએ દત્તકપુત્ર લેવાની રજા માગી અને એના બદલામા રાજ્યને ઘણું નજરાણું આપવાનું કહ્યું. પ્રધાને સલાહ આપી કે એવું નજરાણું લેવામા કાઇ પાપ નથી, પણ અહલ્યાબાઈએ ઉત્તર આપ્યો કે 'શાસ્ત્ર પ્રમાણે એ વિધવાને દત્તકપુત્ર લેવાનો પુરો અધિકાર છે એ પોતાનો વ્યાજબી અધિકાર ભોગવે તેમાં મારી મ જુરીની શી જરૂર છે ? અને મ જુરીની પણ જરૂર હોય તોપણ તેને માટે નજરાણુ લેવાને મને કોઇ હક્ક નથી વિધવા એની મરજીમાં આવે તેને દત્તક લે હું બિલકુલ નજરાણુ લઈશ નહિ '

હાય ! અહલ્યાબાઇ જેવી ન્યાયપરાયણા રાણીઓ કેટલી થોડી થઈ છે !

રાજ્યની ઉન્નતિને માટે, લોકોની સગવડને માટે, દીનદુ:ખીઓના સ કટ નિવારણ કરવા માટે, અને દેવસેવામા કેટલું બધું ધન ખરચ્યું હતું તથા

કેટલા બધા સારા નિયમો બાંધ્યા હતા તેની ગણત્રી આ ટુંકા લેખમાં થાય એમ નથી.

રાજ્યમાં ઘણી જગ્યાએ તેણે નવા કિલ્લા બંધાવ્યા હતા. લોકોના અવર-જવરમાં સગવડ કરવા સારૂ ઘણી સડકો બંધાવી હતી તથા નદીઓ ઉપર સુંદર ઘાટ બંધાવ્યા હતા. ઉંચા વિંધ્યાચળ ઉપર ચડીને લોકોને જવું ઘણું અઘરૂં લાગતું હતું, તેટલા માટે લાખો રૂપિયાનો ખર્ચ કરીને પર્વત ઉપર એક સારો રસ્તો બનાવ્યો. લોકોનું પાણીનું કષ્ટ નિવારણ કરવા સારૂ રાજ્યમાં હજારો તળાવ તથા કૂવા ખોદાવ્યા. વટેમાર્ગુઓનું દુઃખ નિવારણ કરવા સારૂ રસ્તામાં વિસામા બનાવ્યા. પક્ષીઓ માળા બાંધીને સુખેથી રહે, તથા વટે-માર્ગુઓ છાયામાં બેસીને થાક ઉતારે, અને ફળ ખાય એટલા સારૂ રસ્તાની બે બાજુએ ફળના ઝાડ રોપાવ્યાં. દેવસેવાને માટે દેશમાં ઠેકાણે ઠેકાણે મંદિ-રોની સ્થાપના કરી. ગરમીની મોસમમાં, રસ્તાઓ ઉપર તથા ખેતરોની પાસે તૃષાતુર મુસાફરો અને ખેડુતોને માટે પાણીની પરબો બેસાડી.દુકાળના સમયમાં દેશપરદેશમાં અન્નક્ષેત્ર ઉઘાડયાં. દયામયી અહલ્યાબાઇનું દિલ કેવળ મનુષ્યોના દુઃખથીજ કાંપતું નહિ, પશુપક્ષીઓનું દુઃખ જોઇને પણ તેનું હૃદય ખેદ- પા-મતું. ઉનાળાના દહાડામાં, ખેતરોમાં ચરતા પશુઓને પાણી પીવરાવવા સારૂ અહલ્યાબાઇના માણસો પાણીના ઘડા લઇને ખેતરોમાં ફરતા. માછલાંઓને ખાવા માટે નર્મદાનદીમાં લોટની ગોળીઓ નખાવતી.પંખીઓને ખાવા માટે અનાજના અમુક ખેતરો જુદા રાખ્યા હતાં. થાકયો પાકયો માણસ, પશુપ-ક્ષી, માછલા બધા અહલ્યાબાઇના દાનથી તૃપ્ત થતા. બધાનો જીવ તૃપ્ત થયાથી તેઓ પણ ખરા અંતઃકરણથી અહલ્યાબાઇના આલોક અને પરલોકના કલ્યાણ માટે ભગવાન પાસે પ્રાર્થના કરતા.

અહલ્યાબાઇનું દાન કેવળ પોતાના રાજ્યની સીમામાજ બંધાઇ રહ્યું હતું એમ નહોતું. ભારતવર્ષમાં એવું કોઇ તીર્થ નથી કે જ્યાં દેવસેવા માટે અહલ્યાબા-ઇએ કોઇ નવું મંદિર ન બંધાવ્યું હોય અથવા કોઈ જુના મંદિરનો પુનરુદ્ધાર ન કર્યો હોય, અથવા તો એકાદ અન્નક્ષેત્ર કે જળાશય ન બંધાવ્યું હોય ! ધર્મને માટે તો એ વગર સંકોચે ધન ખર્ચતી. દક્ષિણભારતમાં ઘણા તીર્થોમાં તો દરરોજ મંદિર ધોવા માટે અને દેવમૂર્તિને સ્નાન કરાવવા માટે, સેંકડો ગાઉથી અહલ્યાબાઈના માણસો ગંગાજળ લઇ જતા. ગયાનું વિષ્ણુપદ મંદિર તથા કાશીનું વિશ્વેશ્વરનું મંદિર એ બે અહલ્યાબાઇએ સુધરાવ્યાં છે.અ-

હલ્યાબાઈનો બંધાવેલો એક ઘાટ પણ કાશીમા છે. હિમાલયમા દુર્ગમ કેદારનાથ તીર્થમાં તેણે એક ધર્મશાળા બનાવી છે તથા એક કુંડ ખોદાવ્યો છે. અહલ્યાબાઇની કીર્તિ હજુ પણ ઘણા તીર્થોમા જોવામા આવે છે. અહલ્યાબાઇનું નામ સાંભળ્યું ન હોય તથા અહલ્યાબાઈના કીર્તિસ્વરૂપ કામોને કોઈને કોઈ તીર્થમાં દેખ્યાં ન હોય એવો ભાગ્યેજ કોઇ હિંદુ યાત્રાળુ હશે.

ઘેર પણ નિત્ય દેવસેવા, અતિથિસત્કાર, બ્રાહ્મણો અને કંગાલોને ભોજન તથા દાન આદિ ધર્મના કાર્યો સદા તેઓ કરતા હતા.હિન્દુ સ્ત્રીઓએ કરવા યોગ્ય બધા વ્રત અને ઉપવાસ એ કરતા એ વ્રતના દિવસોએ હજારો ગરીબોને ભોજન તથા દાનથી સંતુષ્ટ કરવામા આવતા.

ધર્મ તરફ તેમનો પ્રેમ બેશુમાર હતો. ધર્મના કામોમા એ વગરસંકોચે ખર્ચ કરતા પણ ધર્મસંબધમા તેમના વિચારો સાંકડા થઇ ગયા નહોતા. પ્રજાને પોતાની મરજી મુજબ ધર્મ માનવામા એ કોઇ પણ પ્રકારનો વાધો લેતા નહિ. બધા ધર્મના લોકો, કોઈ પણ જાતની પીડા કે ત્રાસ ભોગવ્યા વગર, સમાન સુખથી તેના રાજ્યમા રહીને પોતપોતાનો ધર્મ પાળતા હતા.

અહલ્યાબાઇ જાતે ઘણાં સાદાં હતાં તેમના જીવનમાં કોઇ પ્રકારનો આડંબર નહોતો. તેમને કોઇ જાતના ભોગવિલાસની લાલસા નહોતી. વિધવા થયા પછી કઠણ બ્રહ્મચર્યવ્રત પાળતા કોઈ મીઠાઇ એમણે કદિ ખાધી નથી. રાજદરબારના કામ સિવાય કોઇ દિવસ કિંમતી વસ્ત્રાલંકાર પહેરતા નહિ. સારા બીછાના ઉપર કદી સૂતા નહિ અને વિલાસની કોઈ પણ વસ્તુને સ્પર્શ કરતા નહિ.

તે એટલાં બધા વિનયી તથા નિરભિમાની હતા કે, પોતાના વખાણ એમને કદિ ગમતા નહિ. પોતાની ખુશામત કરનારાઓને એ કદિ આશ્રય આપતા નહિ. એ સંબંધે એક સુંદર બે દંતકથાઓ પ્રચલિત છે.

કોઈ બ્રાહ્મણે દક્ષિણાની લાલચમા અહલ્યાબાઇની સ્તુતિમા એક પુસ્તક લખ્યુ. એ પુસ્તકમા ઠેકાણે ઠેકાણે અહલ્યાબાઇના વખાણ હતા. બ્રાહ્મણ એ પુસ્તક અહલ્યાબાઇને વાચી સંભળાવવા આવ્યો હતો. અહલ્યાએ ઘણા કષ્ટપૂર્વક એ પુસ્તક સાંભળ્યા પછી બ્રાહ્મણને કહ્યુંઃ 'આપે નાહક આટલોબધો પરિશ્રમ કર્યો. હું તો ઘણી પાપી છું. આપના આ બધા વખાણ મને છાજતાં નથી ' એમ કહીને અહલ્યાબાઇએ એ પુસ્તકને નર્મદામા ફેંકાવી દીધું અને બ્રાહ્મણને કાંઈ પણ દક્ષિણા આપ્યા વગર વિદાય કર્યો.

રાજાઓએ જેવી રીતે દયા અને ન્યાયપૂર્વક પ્રજાનું પાલન કરવું જોઈ-

એ, તેવીજ રીતે રુદ્રરૂપ ધારણ કરીને દુષ્ટોનું દમન કરવું જોઈએ, અને એ પ્રમાણે પાપી અને અત્યારીઓને સજા પમાડીને પ્રજામાં શાંતિ ફેલાવવી જોઇએ. પ્રાચીન ધર્મશાસ્ત્રકારોએ ખરા રાજાના એજ લક્ષણો કહ્યાં છે. અહલ્યાબાઇમા આ બંને ગુણો પૂર્ણરૂપે હતા.

અહલ્યાબાઈ કેટલી કોમળ પ્રકૃતિની સ્ત્રી હતી તેનો પરિચય વાચકોને આગળ મળી ચૂક્યો છે.જે પ્રમાણે એ માતાના જેવા સ્નેહથી પ્રજાનું રક્ષણ કરતી હતી, તેમના વ્યાજબી હક્ક સાચવતી હતી, તેજ પ્રમાણે દુષ્ટોનું દમન કરવાનો પ્રસંગ આવતાં તેજસ્વિતા અને દૃઢતાનો પરિચય આપતા એ ચૂકતી નહિ

મધ્ય હિંદુસ્તાન અને રાજપૂતાનામા ભીલ નામની અસભ્ય જંગલીપહાડી જાતિ છે. એ લોકો ઘણા તોફાની હોય છે. એ લોકોને પોતાના કાબુ તળે લાવવા એ ઘણું મુશ્કેલ કામ છે. ભીલ લોકોના ગામમાથી જે લોકો આવજા કરે તેમની પાસેથી તેઓ એક વેરો ઉઘરાવતા હતા. એને ‘ભીલકોડી’ કહેતા ઘણા વર્ષોથી ભીલકોડીનો રિવાજ ચાલ્યો આવતો હતો, એટલે અહલ્યાબાઈએ એમાં કાંઈ વાંધો લીધો નહિ; પણ ભીલો આ મનમાન્યો વેરો ઉઘરાવીને બેસી રહેતા નહિ.તેઓ મુસાફરોને લૂટી લેતા,અને ગરીબ નિર્દોષ રૈયતને ઘણું સતાવતા.આ બધો અત્યાચાર અહલ્યાબાઇથી સહન થયો નહિ. ભીલોને હરાવીને પ્રજાનું સંરક્ષણ કરવાનો તેણે દૃઢ સંકલ્પ કર્યો. પહેલાં તો એણે દયા આણીને, સ્નેહપુર્વક તેમને સમજાવીને ઠેકાણે લાવવા માટે ઘણોએ પ્રયત્ન કર્યો, પણ કાંઇ વળ્યુ નહિ, એટલે અહલ્યાબાઈએ એ ભીલ લોકોને સખ્ત સજા કરીને શાન્ત કરવાનો ઉપાય અજમાવ્યો. ઘણા ભીલોને દેહાતદંડની સજા થઇ. ભીલોના ગામો ઉજડ કરી નખાવ્યા, એટલે ભીલલોકો નરમ પડયા અને અહલ્યાબાઇ પાસે માફી માગવા લાગ્યા. અહલ્યાબાઇએ કાયદો કર્યો કે ભીલ લોકોએ જૂના આપણા રિવાજ પ્રમાણે ‘ભીલકોડી’ ઉઘરાવવી પણ લૂટફાટ ન કરવી, ખેતી અને મજુરી કરીને પોતાનો નિર્વાહ કરવો. એણે ભીલ લોકોને એ પણ કહી દીધું કે તમારા ગામમાં કોઈ મુસાફર લૂંટાશે તો તેની જવાબદારી તમારે માથે છે.ભીલ લોકો ત્યારથી અહલ્યાબાઇના તાબેદાર થઇને રહ્યા.

અહલ્યાબાઇ નારી હોવા છતા પણ, અત્યાચારી અમલદારોને વ્યાજબી સજા કરતાં જરા પણ બીતી નહિ. જે શક્તિશાળી મોટા અમલદારો તેને

રાજ્યના કામમાં મદદ આપતા તેમના ઉપર એ પ્રસન્ન રહેતી; પરંતુ તેમને હાથે પણ જો કોઇ જુલમ થાય તો એમને સજા કરતા ચૂકતી નહિ; એટલે સુધી કે તુકોજી કે જે તેમને પુત્રસમાન પ્રિય હતો અને જે તેની ગાદીનો ભવિષ્યનો વારસ હતો, તેના તરફથી પણ કોઇ કાયદાનું ઉલ્લંઘન થાય તો અહલ્યાબાઈ તે સહન કરી શકતી નહિ.

શિવાજી ગોપાળ નામનો એક અમલદાર અહલ્યાબાઇની તરફથી પેશ્વાના દરબારમા એલચી તરીકે રહેતો હતો. તેના ગુણ અને કામકાજથી પ્રસન્ન થઇને પેશ્વાએ તેને પોતાની નોકરીમા રાખવા માગ્યો. તુકોજીએ પણ એ વાતને ટેકો આપ્યો પણ એમાથી કોઇએ અહલ્યાબાઇને એ બાબતની ખબર આપી નહિ.અહલ્યાબાઇનો હુકમ મેળવ્યા વગર શિવાજી ગોપાળ અહલ્યાબાઇનું કામ છોડી દઇને પેશ્વાની નોકરીમાજોડાયો અહલ્યાબાઇએ આ ખબર સાભળતાવારજ તુકોજીને બોલાવીને ખૂબ ધમકાવ્યો. તુકોજીએ અહલ્યાબાઇને પગે પડીને ક્ષમા માગી, ત્યાર પછી કોઇ દિવસ એ અહલ્યાબાઈની સલાહ વગર મોટુ કામ કરવાનુ સાહસ કરતો નહિ.

રાજાતરીકેની પોતાની પ્રતિષ્ઠા સબધી આટલી કાળજી ન હોય તો અમલદારોની રાજા ઉપરની ભકિત તથા રાજાનો ડર ઓછા થઇ જાય છે; અને આ પ્રમાણે ભય તથા ભકિત ઓછી થઇ જવાથી ધીમે ધીમે અમલદારો સ્વેચ્છાચારી થઈ જાય છે, એથી રાજ્યનો પ્રબધ બગડે છે અને પ્રજાની સુખશાતિમા ઘણી ખલેલ પહોચે છે.

સૂક્ષ્મ રાજનીતિ જાણનારી અહલ્યાબાઈ આ બધુ સારી પેઠે સમજતી હતી એટલા માટેજ પોતાનુ રાજગૌરવ સાચવી રાખવા એ હમેશા પ્રયત્ન કરતી. બીજા રાજાઓ આગળ પોતાના રાજ્યનો મોભો સાચવી રાખવાને માટે પણ એવોજ પ્રયત્ન કરતી. એવે પ્રસગે એનામા તેજસ્વિતા વધારે જણાઈ આવતી.

પોતાના રાજ્યના પ્રથમ ભાગમા રઘુનાથરાવ ચડી આવ્યો તે વખતે અહલ્યાબાઇએ કેવી નિર્ભયતા અને ઉડી બુદ્ધિ બતાવી હતી તે આપણે જોઈ ગયા છીએ.પાછલી વયમા પોતાના રાજ્યના છેલ્લા અરસામા એક યુદ્ધમાં તેણે એવું પરાક્રમ બતાવ્યું હતું કે તેને લીધે તે બધા રાજાઓની શ્રદ્ધા અને ભકિતને પાત્ર બની હતી.

રાજપૂતાનામાં જેપુરના રાજા પહેલા મલ્હારરાવને અને પછીથી અહ-

લ્યાબાઇને ખંડણી આપતા હતા. અહલ્યાબાઇના રાજ્યના પાછલા ભાગમાં ચારપાંચ લાખ રૂપિયા ખંડણીના બાકી નીકળતા હતા. તુકોજીએ જ્યારે એ રૂપિઆમાટે ઉઘરાણી કરી, ત્યારે તુકોજીના શત્રુ સિંધયાના સેનાપતિએ છાનામાના જઇને જેપુરના રાજાને ખંડણી ન આપવાની સલાહ આપી અને કહ્યું કે ખંડણીને માટે યુદ્ધ થશે તો હું તમને મદદ કરીશ. એની સલાહ મુજબ જેપુરના મહારાજાએ તુકોજીને કહેવરાવ્યું કે,'આપની માફક સિંધિયા મહારાજાની ખંડણી પણ અમારે આપવી બાકી છે, તેઓ પણ ઉતાવળ કરી રહ્યા છે; માટે તમારા બેમાથી જે વધારે જોરાવર હશે તેને હું ખંડણી આપીશ. '

જેપુરના મહારાજાનો આ ઉત્તર સાંભળીને તુકોજીએ યુદ્ધની તૈયારી કરી; પણ એવામાં સિંધિયાના સેનાપતિએ ઓચિંતો હુમલો કર્યાથી તુકોજીની હાર થઇ. તુકોજી એક ગઢમાં ભરાઇ ગયા અને વધારે ધન અને સૈન્ય મોકલવા માટે અહલ્યાબાઇને સમાચાર મોકલ્યા.

તુકોજીના પરાજયના સમાચાર સાંભળીને ક્રોધ અને ક્ષોભપૂર્વક અહલ્યાબાઇએ કહ્યું 'ધિક્કાર છે ! વીરપુરુષ થઇને તુકોજીએ હોલકરના રાજ્યને કલંક લગાડયું. તુકોજી મને પુત્રસમાન વહાલો છે, પણ આજ તેના પરાજયના સમાચાર સાભળ્યા તેના કરતા યુદ્ધમા તેના મૃત્યુના ખબર સાભળ્યા હોત તો હું વધારે ખુશી થાત. ' તેણે શાન્ત થઇને તુકોજીને કહેવરાવ્યું કે, 'હશે, થનાર હતું તે તો થઇ ચુકયું. તું ડરી જઇને નિરાશ થઇશ નહિ. જેટલું ખર્ચ થાય તેટલું કરજે, પણ હોલકરનું નામ રાખજે. હવે તું વૃદ્ધ થતો જાય છે. તારામાં જો યુદ્ધ કરવાની શક્તિ ન હોય તો મને લખજે હું વગર વિલંબે હથિયાર સજીને યુદ્ધમાં જઇશ. હું પણ વૃદ્ધ થઇ ગઇ છું, એ વાત ખરી, પણ હજુએ મારામા શક્તિ છે શક્તિ હોવાથીજ હજુ પણ રાજ્ય ચલાવું છું. ' એમણે તુકોજીની મદદે ૧૮૦૦ સૈનિકો મોકલ્યા. એ સેનાની મદદથી તુકોજીરાવે ફરીથી યુદ્ધ જાહેર કર્યું

અહલ્યાના ઉત્તેજનથી તથા અહલ્યાબાઇએ મોકલેલા સૈન્યની મદદથી તુકોજીએ સિંધિયાના લશ્કરને હરાવ્યું. જેપુરના રાજાએ ખંડણી આપવામાં આનાકાની કરી નહિ.અહલ્યાબાઇનું રાજ્યગૌરવ અખંડિત રહ્યું.વિજયી તુકોજીએ આવીને અહલ્યાબાઇને પ્રણામ કર્યા.

અહલ્યાબાઇની રાજનૈતિક ચતુરતા અને કુશળતાસંબંધી પણ એક

સુંદર વાત કહેવાય છે. ઇન્દોરના ખજાનામાં મલ્હારરાવના સમયથી ઘણું ધન સંઘરી રાખવામા આવ્યુ હતુ. એ સંચિત ધનને અહલ્યાબાઇએ દેવસેવા અને પરોપકારના કામમા ખર્ચવાનો સંકલ્પ કરી રાખ્યો હતો. રઘુનાથરાવ અહલ્યાબાઇ પાસેથી રાજ્ય છીનવી લેવામા કેવી રીતે નિષ્ફળ નિવડયો, એ તો વાચકો ઉપર જોઇ ગયા છે. હવે અહલ્યાબાઇના સંચિત ખજાનાની વાત સાભળીને ફરીથી રઘુનાથરાવને લોભ થયો. કોઇ એક યુદ્ધના ખર્ચ નિમિત્તે રઘુનાથરાવે અહલ્યાબાઇ પાસેથી નાણા માગ્યાં. ઇન્દોર પેશ્વાના તાબાનું રાજ્ય હોવાથી રઘુનાથરાવનો આ દાવો કાંઇ ગેરવ્યાજબી પણ નહોતો.

પણ દેવસેવા અને લોકસેવાને માટે સમર્પણ કરી દીધેલા ધનમાથી રઘુનાથરાવના સ્વેચ્છાચારી યુદ્ધ માટે કાંઈ પણ આપવાની અહલ્યાબાઇને ઇચ્છા થઇ નહિ તેણે કહેવરાવી દીધુ કે, 'ખજાનામાનું બધું ધન દાન-ધર્મને માટે સમર્પણ કરી ચૂકી છુ. આપને જો પૈસાની તાણ હોય તો આપ પણ બ્રાહ્મણ છો, યથાવિધિ તુલસીપત્ર અને ગંગાજળ મૂકીને, મંત્ર ભણીને આપને જોઇએ એટલા ધનનું દાન કરવા હું તૈયાર છું'

રઘુનાથરાવને ઘણો ગુસ્સો થયો.ઈન્દોરની રાણી અહલ્યાબાઈ પેશ્વાને તાબે હતી, એ હકકને લીધે એણે નાણાં માગ્યાં હતા. પેશ્વા બ્રાહ્મણ હતા એ વાત ખરી પણ એ કાંઇ ભિક્ષુક બ્રાહ્મણ નહોતા.ભિક્ષુકતરીકે શૂદ્રાણી અહલ્યાબાઇ પાસેથી રઘુનાથરાવ દાન ગ્રહણ કરે? તેણે યુદ્ધને માટે તૈયાર થવાનું અહલ્યાબાઇને કહેવરાવી દીધુ અહલ્યાબાઈએ પણ જવાબ મોકલ્યો કે,'યુદ્ધમા પ્રાણ જાય, રાજ્ય જાય, સર્વસ્વ જાય તો ભલે એ બધુ ભોગવવા હુ તૈયાર છુ, પણ ઇચ્છા કરીને પોતાને હાથે દેવસેવા અને પરોપકારને માટે સંઘરી રાખેલા ધનમાથી એક કોડી નહિ આપુ.'

યુદ્ધ કર્યા વગર કાર્ય સિદ્ધ થતું હોય ત્યાસુધી નકામી લોહીની નદીઓ વહેવરાવવી નહિ એવી અહલ્યાબાઇની મૂળથીજ નીતિ હતી. આ વખતે પણ કુશળતા વાપરીને યુદ્ધ રોકવાની તેણે યુક્તિ રચી. રઘુનાથરાવ સૈન્ય સાથે આવી પહોચ્યો અહલ્યાબાઈ પણ વીરવેશમા સજ્જીત થઇને ઘોડા ઉપર બેઠી સાથે પાચસો દાસીઓને પણ ઘોડેસ્વાર બનાવી. આ પ્રમાણે એ બધી વીર નારીઓ યુદ્ધક્ષેત્રમા આવી પહોચી, પરંતુ રઘુનાથરાવનો હુકમ મળ્યા છતા પણ મરાઠા સરદારોએ સ્ત્રીઓની સાથે યુદ્ધ કરવાની ના કહી. અહલ્યાબાઇ જાણતી હતી કે એવું થવાનું છે,અને તેટલા સારૂજ એણે આવો ભાવ ભજ-

ચ્યો હતો. રઘુનાથરાવે ગુસ્સે થઈને અહલ્યાબાઈને પૂછ્યું ' તમારૂં લશ્કર ક્યાં છે ? '

અહલ્યાબાઈએ જવાબ આપ્યો, 'પેશ્વા સરકાર મારા માલિક છે. તેમની સાથે યુદ્ધ કરીને હું રાજદ્રોહી થવા માગતી નથી; પણ હોલ્કરના ખજાનામાં ધર્મના કામો માટે જે ધન સંઘરી રાખવામાં આવ્યું છે તે હું આપી શકું એમ નથી. કોઈ લેવા આવશે તો જીવસટ્ટે પણ તેનું રક્ષણ કરીશ. આપની એ ધન લેવાની ઈચ્છા હોય તો મારી અને આ દાસીઓની હત્યા કરીને સુખેથી ધન લઈ જાઓ.'

રઘુનાથરાવ લાચાર બનીને થોડીવાર સુધી ચૂપચાપ ઉભો રહ્યો. પછીથી એ મનમાં સમજી ગયો કે અહલ્યાબાઈની યુક્તિ આગળ તેનું કાંઈ ચાલે તેમ નથી આખરે પોતાના કામ માટે પસ્તાવો કરીને તથા મીઠા વચનોથી અહલ્યાબાઈને સંતોષ આપીને એ પાછો ફર્યો.

હવે અમે અહલ્યાબાઈનાં સ્વરૂપ તથા તેમની દિનચર્યાનું થોડુંક વિવેચન કરીશું.

ઉંચાઈમા મધ્યમ અને દેહ સાધારણ બહુ પાતળો પણ નહિ અને બહુ સ્થુલ પણ નહિ એવો હતો. રંગ શામળો હોવા છતા પણ મુખ ઉપર એક એવી તેજસ્વી પ્રભા વિરાજી રહી હતી કે એમના મુખ સામું એકીટશે જોઈ શકાતું નહિ.

એમનો પહેરવેશ ઉત્તમ, સાદો અને ધોળા રંગનો હતો. વિધવા થયાં ત્યારથી જ એમણે રંગબેરંગી વસ્ત્ર પહેરવાં છોડી દીધા હતા, અલંકારમા ફક્ત એક માળાજ ધારણ કરતાં. મરાઠાઓમાં મદ્યમાંસનો નિષેધ નથી છતા રાણી અહલ્યાબાઈએ એવા પદાર્થોનો સદાને માટે ત્યાગ કર્યો હતો. એમના ભોજનમા સાત્વિક પદાર્થો અધિકભાગે જોવામા આવતા. રાજસી અને તામસી વિચાર ઉત્પન્ન કરે એવા પદાર્થ તરફ એમને બહુ ઓછી રુચિ થતી. જૂઠું બોલવાથી એ તરતજ અસંતુષ્ટ થતા. એમનું ચિત્ત સદા શાન્ત અને પ્રફુલ્લિત રહેતું. પોતાના શરીરને વસ્ત્રાભૂષણથી અલંકૃત કરવાને બદલે પોતાના અંતઃકરણને વિવેક, વિચાર અને ઉદાર રાજનીતિથી વિભૂષિત રાખતાં.

અહલ્યાબાઈના ધર્માત્મા હોવાની સાક્ષી તો એમણે બંધાવેલાં અનેક મંદિરો તથા ધર્મશાળાઓ ભારતવર્ષના ચારે ખુણામાં પૂરી રહ્યાં છે. તુકોજીએ એકવાર આગ્રહ કરીને જેપુરના કારીગર પાસે અહલ્યાબાઈની મૂર્તિઓ

બનાવી હતી. એ સંબંધમાં માલકમ સાહેબ લખે છે:—"પ્રાચીન કાળની ઐતિહાસિક સ્ત્રીઓની પેઠે અહલ્યાબાઇમાં પણ અદ્વિતીય અને ઉત્તમ ગુણો વિદ્યમાન હતા. ઈંદોર,હિમાલય, સેતુબંધ રામેશ્વર, ગયા, કાશી આદિ સ્થાનોમાં વિશાળ અને અનુપમ દેવસ્થાનો બનાવી એમણે પોતાનું નામ અમર કર્યું છે. નાથમંદિર અને ગયાજીનું દેવાલય જે વિષ્ણુપદના નામથી પ્રખ્યાત છે,તેનું શિલ્પકાર્ય એવું સુંદર અને રમણીય છે કે જોતા જોતા આંખ ધરાતીજ નથી. અહિંયા શ્રીરામચન્દ્ર અને જાનકીજીની સુંદર મૂર્તિઓ પધરાવેલી છે અને સામે સાચી ભક્ત અહલ્યાબાઇની મૂર્તિ ઉભી છે. જાણે કે સાક્ષાત્ બાઇજી ભગવાનનું પૂજન ન કરતા હોય ! ગયાજીમાં એ મૂર્તિ જોઇને હિન્દુ યાત્રાળુઓના અંતઃકરણમાં એકદમ ભક્તિ અને પૂજ્યભાવ ઉત્પન્ન થાય છે."

મહેશ્વર દરબારના દફતરમાથી એમનાસંબંધી અનેક પત્ર મળી આવ્યા છે. એ ઉપરથી એમના સંયમ તથા દયાધર્મનો વિશેષ વૃત્તાંત મળી આવે છે. થોડાક નમુના નીચે આપીએ છીએ.

"આજ પ્રાતઃકાળથી બાઇને ઝાડાનો ઉપદ્રવ થયો છે. દિવસમા ત્રીશ ચાલીશ વાર શૌચ જવું પડયું, પરન્તુ અમાવાસ્યા હોવાથી દવા નજ પીધી."

"અહિંયા આજકાલ શ્રાવણ માસનો ઉત્સવ છે. દરરોજ અઢીથી ત્રણ હજાર બ્રાહ્મણો ભોજન કરે છે. × × × × ભોજન પછી દરરોજ એમને બબ્બે ત્રણ ત્રણ પૈસા દક્ષિણા આપવામા આવે છે, અને જન્માષ્ટમીને દિવસે પ્રત્યેક બ્રાહ્મણને એક એક રૂપિયો આપવામા આવે છે. લિંગ ઉપર અનુષ્ઠાન કરનારા બ્રાહ્મણને રોજના આઠ રૂપિયા, જપ કરનારાને પાંચ પાંચ રૂપિયા, કવચ ભણનારાને આઠ નવ રૂપિયા અને નમસ્કાર ભણનારાને નવ દશ રૂપિયા આપવાનો રિવાજ છે. બ્રાહ્મણોને ભોજન કરાવ્યા પછી ચાર ઘડી દિવસ બાકી રહે ત્યારે બાઇ સ્નાન કરીને ભોજન કરે છે."

"૬૯ વર્ષની વય સુધી બાઇનો પૂજાપાઠ, તથા વ્રત નિયમાદિ ઠીક ચાલ્યા હતા. શકુનની વિદ્યામા પણ એ વિશેષ પ્રવીણ હતા. દરેક કામ શકુન જોઈને કરતા."

અહલ્યાબાઇએ જે જે ધર્માદા સંસ્થાઓ સ્થાપી,જે જે મંદિરો બંધાવ્યા તેની પૂરી યાદી ઈંદોર રાજ્યના દફતરમાંથી પણ મળી આવતી નથી. એનું

એક કારણ એ છે કે એ સંસ્થાના નિભાવ અર્થે તેમણે દૂર દેશાવરના એ સ્થાનોની આસપાસની જમીન તથા ગામ વગેરે ખરીદીને દાન કર્યા છે. એ સંસ્થાઓના વ્યવસ્થાપકોને ઇંદોર સુધી ખર્ચની રકમ લેવા આવવું પડે એવું રાખ્યુંજ નથી.

મલ્હારરાવના મૃત્યુ પછી દેવી અહલ્યાબાઇએ મહેશ્વર સ્થાનને પોતાનું મુખ્ય મથક બનાવ્યું હતું. એ ગામ નર્મદા નદીને કિનારે વસ્યું છે અને ત્યાં મોટા પ્રચંડ ઘાટ છે. બાઇનો મહેલ નદીને કિનારેજ હતો. મહેશ્વરની ઉન્નતિ સારૂ બાઇએ તનમનધનથી પ્રયત્ન કર્યો હતો. ઘાટની પાસે બાઇની એક અતિ ઉત્તમ અને જોવાલાયક છત્રી છે, એમાં એક શિવલિંગ અને સામે અહલ્યાબાઇની મૂર્તિ સ્થાપિત છે એ ઘાટ અને છત્રી અહલ્યાબાઇના સ્મરણાર્થે યશવંતરાવ હોલ્કરે બંધાવેલા છે. એને બંધાતા ૩૪ વર્ષ લાગ્યા હતા, અને એમા લગભગ દોઢ કરોડ રૂપિયા ખર્ચ થયુ છે. એ છત્રીને કેટલાક લોકો મધ્યહિન્દુસ્તાનના તાજમહેલની ઉપમા આપે છે.

મહામહોપાધ્યાય હરપ્રસાદ શાસ્ત્રી પોતાના ઇતિહાસમા લખે છે કે, "અહલ્યાબાઇએ કાશીમા વિશ્વેશ્વર અને ગયામા વિષ્ણુપદના મંદિરોનો જીર્ણોદ્ધાર કર્યો હતો અને કલકત્તાથી કાશી સુધી એક ઉત્તમ સડક બંધાવી હતી. એ ઉપરાત ગ્રીષ્મ ઋતુમા ઠેકાણે ઠેકાણે પરબો મંડાતી અને શિયાળામા અનાથોને કાબળીઓ વહેંચવામા આવતી."

અહલ્યાબાઈની કીર્તિ એટલી બધી હતી કે એમના સમકાલીન હૈદર, ટીપુ, નિઝામ, અયોધ્યાના નવાબ, વગેરે મુસલમાનો પણ એમની ઘણી ઈજ્જત કરતા.

અહલ્યાબાઇના જીવનનું અવલોકન કરતાં સર જોન માલ્કમ લખે છે:"એ ચિત્ર અત્યંત અલૌકિક છે. સ્ત્રી હોવા છતા પણ બાઇને લેશમાત્ર અભિમાન નહોતું. એમને ધર્મની વિલક્ષણ ધુન હતી અને એમ છતાં પણ પરધર્મ તરફ સહિષ્ણુતા પણ પુષ્કળ હતી. એમનું શરીર વૃદ્ધ થઈ ગયું હતુ, પણ પોતાની પ્રજા અને આશ્રિતોને કેવી રીતે સુખ મળે, એમનો વૈભવ વધે એ સિવાય બીજા વિચારજ એમને નહોતા આવતા. બાઇએ પોતાને મળેલી સ્વતંત્ર સત્તાનો ઉપયોગ દક્ષતા અને વિચારપૂર્વક કર્યો હતો, એથી એમના મનની વૃત્તિ સ્થિર થઈ ગઇ હતી અને એમના નોકરો તથા પ્રજાએ બનતાં સુધી તન, મનથી એમની આજ્ઞાનું પાલન કર્યું હતું."

ધીમે ધીમે મહાન્ રાણી અહલ્યાબાઇનું આયુષ્ય ખુટવા લાગ્યું. આદર્શ રમણી અને આદર્શ રાણી હોવા છતા પણ અહલ્યાબાઈનું સાંસારિક જીવન ઘણું સુખી નીવડયુ નહોતુ. એક પુત્ર અને એક કન્યાને જન્મ આપ્યા પછી અઢાર વર્ષની કુમળી વયે વિધવા થયા હતા. પુત્ર માલેરાવ કેવો દુષ્ટ નીકળ્યો હતો તે આપણે જોયું. એવા ગાંડાઘેલા પુત્રના અકસ્માત અકાલ મૃત્યુથી પણ તેને બેહદ દુઃખ પહોચ્યુ હતુ. કન્યા મુકતાબાઇને એક પુત્ર હતો. એ દૌહિત્રને પોતાની પાસે રાખીને અહલ્યાબાઈ પાલનપોષણ કરવા લાગ્યા.

પરંતુ સંસારનુ આટલું સુખ પણ તેમને છાજ્યુ નહિ, સસારમા સ્નેહના મુખ્ય બંધનરૂપ એ એકનો એક દૌહિત્ર પણ અહલ્યાને મૂકીને આ દુનિયામાંથી ચાલ્યો ગયો. એના મૃત્યુ પછી એક વર્ષે મુકતાબાઇ વિધવા થઇને સતી થઇ

શોક, દુઃખ અને રાજકારભારના કામના બોજાને લીધે તથા કઠોર વ્રત અને ઉપવાસોને લીધે ધીમે ધીમે અહલ્યાબાઇનુ શરીર ભાગી ગયુ.

મૃત્યુ પાસે આવતું જોઇને એમણે દરરોજ એક હજાર બ્રાહ્મણોને ભોજન કરાવવાની તથા ગરીબ, દુઃખી અને આંધળા પાંગળાને અન્નવસ્ત્ર આપવાની વ્યવસ્થા કરી. મૃત્યુને દિવસે બાર હજાર બ્રાહ્મણોને ભોજન કરાવવાનો હુકમ આપ્યો. સસારમા પોતાને માટે નિર્માણ થયેલુ કાર્ય સફળતા પૂર્વક કરીને સંવત ૧૮૫૩ (ઈ૦ સ૦ ૧૭૮૬ ) મા દેવી અહલ્યાબાઇએ ૭૦ વર્ષની વયે સ્વર્ગવાસ કર્યો. એમના સત્કૃત્યોને લીધે આખા ભારતવર્ષમા એમના મૃત્યુ સમાચાર શોક પૂર્વક ફેલાયા, લોકો એમની પુણ્યકીર્તિ ગાઇને એમના આત્માની શાન્તિ અર્થે પ્રાર્થના કરવા લાગ્યા. એક અગ્રેજ કવયિત્રીના કથનનો સારાશ કહીએ તો કે, "એના ત્રીસ વર્ષના શાન્તિમય રાજ્યમા દેશમા સુખસમૃદ્ધિ વધ્યા હતાં; અને આબાલ વૃદ્ધ, કઠોર અને કોમળ દરેકના મુખમાથી તેને માટે આશીર્વચન નીકળતાં હતા, પર્વતોમા ટેકરીઓ ઉપર કે સમતલ ભૂમિમા પ્રવાસી અનેક સ્થળે શોકપૂર્વક ઉભો રહીને કહેછે કે 'હાય! આ ઇમારત અહલ્યાબાઈની બનાવેલી છે!' ભૂત અને ભવિષ્યનો વિચાર કરતા વિદ્વાન સાધુના મનમા અનેક વિચારો ઉદ્ભવે છે અને તે મનમાંજ કહે છે કે, 'હાય! આપણા ચટપટીઆ 'રાજાઓ એ વીર નારીની પેઠે એમના રાજ્ય ઉપર શાસન ચલાવતા હોય તો કેવું સારૂં!'

અહલ્યાબાઈએ સાહિત્યમાં પણ પોતાની પાછળ એક સ્મારક મૂક્યું છે; તેનું નામ 'અહલ્યાબાઇ કામધેનુ' છે.

એમણે એમના રાજ્યમા વસનારા તથા બહારથી આવેલા વિદ્વાન પંડિતોને એકઠા કરીને આજ્ઞા આપી હતી કે, તમે લોકો સભા મેળવીને ધર્મશાસ્ત્રનો એક મોટો ગ્રંથ શોધખોળ કરીને લખો. એ ગ્રંથ સારૂ એમણે દેશદેશાવરમા તપાસ કરાવીને કિંમતી પુસ્તકો મંગાવ્યા હતા, એ પુસ્તકોને આધારે પંડિતોએ'અહલ્યા કામધેનુ' નામનો એક મોટો ગ્રન્થ રચ્યો તેમા ધર્મશાસ્ત્રની મુખ્ય મુખ્ય વાતો બધી સમાવવામા આવી છે. એ ગ્રંથથી અહલ્યાબાઇનુ નામ સંસ્કૃત સાહિત્યમા અમર થઇ ગયું છે.

## અહલ્યા—ઉત્સવ

આપણા મહાન પૂર્વજોની જયંતી ઉજવવાની પ્રથા વીસમી સદીમા પાછી તાજી થઇ છે,એ આપણા સદ્ભાગ્યની વાત છે.અહલ્યાબાઈનું સ્મરણ તાજું રાખવા થોડાક વર્ષથી ઇન્દોર રાજ્યમા'અહલ્યા ઉત્સવ' ઉજવાય છે.આખા શહેરના લોકો એમા ભાગ લે છે,ગરીબો અને ફકીરોને ભોજન વહેંચવામા આવે છે,એ દિવસે મહારાણી અહલ્યાબાઈની સવારી ઘણી ધામધૂમ અને આનંદથી કાઢવામા આવે છે, એ દિવસે આખા શહેરમા ઉમંગ વ્યાપી રહે છે, ફૂલોથી શણગારેલી પાલખીમા એમની છબીના દર્શન કરીને બધાં પોતાના જન્મનું સાર્થક સમજે છે.

એમની પાલખીની આગળ ૩૦ સ્ત્રીઓ નાગી તલવાર લઇને ઘોડેસ્વાર થઇને ચાલે છે પાછળ પણ હથિયારબંધ સ્ત્રીઓનું એક એવુંજ લશ્કર હોય છે. ગંગાધરરાવ દીવાનની શિખવણીથી રાઘોબાદાદાએ એમના રાજ્ય ઉપર ચઢાઇ કરી હતી તે વખતે દેવી અહલ્યાબાઈ ૫૦૦ સ્ત્રી સૈનિકોને સાથે લઇને તેની સામે લડવા ગઇ હતી. એ સ્ત્રીઓને લીધેજ રાણી અહલ્યાબાઈની લાજ રહી હતી.એ ઐતિહાસિક પ્રસંગની યાદગારમાં ઇન્દોરની પ્રતિષ્ઠિત કુટુંબની સન્નારીઓ એ ઉત્સવમા વીરાંગનાઓના વેશમા અહલ્યાબાઇની પાલખીની સાથે નીકળે છે અને પુણ્યશીલા દેવી અહલ્યાબાઇ તથા નારીજાતિના ગૌરવનું સ્મરણ કરાવે છે.

દેવી અહલ્યાબાઇનુંજ સ્મરણ કરાવે એવી ધર્માત્મા,દાનશીલા,ન્યાયી અને રાજનીતિકુશલ રાણી આપણા ગુજરાતમાં, સિદ્ધરાજની માતા મયણલ્લા થઈ

ગઈ છે; જેમનું સંક્ષિપ્ત ચરિત્ર બીજા ભાગમાં અમે આપી ગયા છીએ. રોચક નવલકથા લખવાના શોખમાં એ પવિત્ર સન્નારીના નામને લગાડવામાં આવેલું કલંક અમારા મિત્ર રા૦રા૦ નારાયણદાસ ઠક્કરે ધોઇ નાખ્યું છે, એ જોઈ અમને હર્ષ થાય છે.

ઈન્દોરવાસીઓ જે પ્રમાણે અહલ્યાઉત્સવ ઉજવે છે, તે પ્રમાણે પાટણ અને અમદાવાદમાં 'મયણલ્લા–ઉત્સવ' ઉજવવાનો પ્રયાસ થવો ઉચિત છે.

## रत्न २७१ मुं–मुक्ताबाइ



એ સન્નારી પુણ્યશ્લોકા મહારાણી અહલ્યાબાઈની પુત્રી હતી. અહલ્યાબાઇનો પુત્ર માલેરાવ જેટલો દુરાચારી અને ઉદ્ધત હતો, તેટલીજ બાળા મુક્તા સુશીલા, વિદુષી અને ચતુર હતી. માતાએ તેને સારી કેળવણી આપી હતી તથા ગૃહકાર્યમાં નિપુણ બનાવી હતી. બાલ્યાવસ્થાથીજ એ માતાના દુ:ખમાં ભાગ પડાવતા શીખી હતી. માલેરાવના મંદવાડ વખતે એણે માતાની પડખે ઉભા રહીને ભાઇની સેવાશુશ્રૂષા ઘણી કરી હતી માલેરાવનું મૃત્યુ થયું ત્યારે દેવી અહલ્યાબાઈને આ નાની સરખી બાળાએ આશ્વાસન આપ્યું હતું. એ શોકાતુર વિધવાના આંસુ તેના માયાળુ કરકમળે લૂછયા હતાં. મુકતાબાઈ જેવી સ્નેહશીલા કન્યાને જોઈને માતાએ પુત્રશોકને વિસારે પાડયો હતો.

એવી કન્યાને માટે યોગ્ય વર શોધવાની ચિન્તામાં દેવી અહલ્યાબાઈ રાતદિવસ રહેતા હતા, પરંતુ ત્યાર પછી એવા સંયોગો ઉત્પન્ન થયા કે જેથી એક નવીજ રીતે મુકતાબાઇનું કન્યાદાન થયું.

રાજકુમાર માલેરાવના મૃત્યુ પછી અહલ્યાબાઈને અબળા સમજીને રાજ્યમાં ચોર, લૂંટારાઓએ ત્રાસ વરતાવવા માંડયા. અહલ્યાબાઈએ પોતાની પ્યારી પ્રજાને એ દુષ્ટોના અત્યાચારથી બચાવવા સારૂ સરદારો તથા પ્રતિષ્ઠિત મનુષ્યોની એક સભા ભરી અને જણાવ્યું કે જે કોઈ મારી, પ્રાણથી પણ અધિક પ્રિય પ્રજાને આ કષ્ટોથી છોડાવવાનો ઉત્તમ પ્રબન્ધ કરશે, તથા મારી એ રાંક પ્રજા સુખચેનપૂર્વક જીવન ગાળે એવો બંદોબસ્ત કરશે, તે વીરને

હું મારી એકની એક લાડકી કન્યાનું દાન કરીશ. એ પ્રસ્તાવ સાભળતાં થોડી વાર સુધી તો આખા દરબારમાં સ્તબ્ધતા છવાઈ ગઈ. આખરે દરબારીઓમાંથી એક નવયુવક મરાઠા વીર ઉભો થઇને સામે આવ્યો, અને વિનયપૂર્વક બોલ્યો 'માતુશ્રીની કૃપા અને પ્રભુના આશીર્વાદથી હું એ કાર્ય સાધવાનું બીડું ઝડપું છું. હું પૂરૂં ધ્યાન દઇને ચોરલૂંટારાઓને દબાવી દઈશ તથા ઈન્દોર રાજ્યની પ્રજાને સુખ અને શાન્તિમય જીવન ગાળવાની સગવડ કરી આપીશ. એ કામ સારૂ રાજ્ય તરફથી દ્રવ્ય તથા સિપાહીઓની મદદ મને મળવી જોઇએ.'

યુવકના એ ઉમંગભર્યાં વચનો સાભળીને અહલ્યાબાઇ ઘણાં પ્રસન્ન થયા. એના આખા શરીર ઉપર વીરતા ઝળકી રહી હતી એ સાહસી વીર પોતાનીજ જાતિનો છે એ જાણતાં એમના હર્ષમાં વધારો થયો એમના અંતઃકરણે સાક્ષી પૂરી કે આ મરાઠા યુવક મુક્તાબાઇને યોગ્ય વર છે. એમણે તરતજ પોતાના અમલદારોને આજ્ઞા આપી કે આ યુવકને ખજાનામાંથી જેટલું ધન જોઇએ તેટલું આપો સેનાધ્યક્ષને આજ્ઞા આપી કે એને જેટલા સિપાહીઓની જરૂર પડે તેટલા સિપાઇઓ તરતજ આપવા દરબાર સમાપ્ત થયો. આવેલા સરદારો અને મહેમાનોને રાણીએ ભોજન કરાવીને વિદાય કર્યા પેલા મરાઠા યુવકનું નામ યશવંતરાવ ફાણશે હતું રાણીએ એક દિવસ તેને પોતાની પાસે રાખી એના કાર્યને લગતી સૂચનાઓ આપી હર્ષપૂર્વક વિદાય કર્યો.

યશવંતરાવે બે વર્ષમા રાજયમા એવો બંદોબસ્ત કર્યો કે પ્રજાનાં દુઃખ દૂર થઈ ગયાં. ચોરલૂંટારા કાબુમા આવ્યા અને લોકો સુખશાન્તિમાં જીવન ગાળવા લાગ્યા. અહલ્યાબાઇને ખાત્રી થઈ ગઈ કે યશવંતરાવે પોતાની પ્રતિજ્ઞાનું પાલન કર્યું છે. હવે એમણે એની સાથે પુત્રી મુક્તાબાઇનું લગ્ન કરવાની તૈયારી કરવા માંડી.

રાજ્યના સરદારો, શેઠસાહુકારો અને સામન્તોને આમંત્રણ મોકલવામાં આવ્યા, અને ઘણા ઠાઠથી મુક્તાબાઈનું લગ્ન વીર યશવંતરાવની સાથે કરવામાં આવ્યું. આખા રાજ્યના બ્રાહ્મણોને એ શુભ પ્રસંગે ભોજન કરાવવામાં આવ્યુ તથા વસ્ત્રનું દાન કરવામાં આવ્યું. જમાઇ તથા તેનાં સગાંઓને પુષ્કળ પહેરામણી આપી. પુત્રીને પણ કિંમતી 'દહેજ' તથા તરાણા પરગણું કન્યાદાનમાં આપ્યું.

જમાઇ તથા કન્યાને વળાવતી વખતે દેવી અહલ્યાબાઈનું હૈયું ભરાઈ આ-

ર્યું અને તે ગદ્ગદ્ કંઠે કહેવા લાગ્યા:"બેટા યશવંતરાવ! હવે તમે ગૃહસ્થાશ્રમમા પ્રવેશ કરો છો. એ સંસાર ઘણો વસમો છે.બહુ સાવચેતીથી ચાલજો અને તમારે આશ્રયે આવેલી આ કોમળ મંજરીનું સદા રક્ષણ કરજો. પડછાયાની પેઠે એને સદા તમારી સાથેજ રાખજો. વિધાતાએ ઉત્પન્ન કરેલી સુંદરતાના નમુનારૂપ ગણીને એને ચાહજો ઘરસંસારની આંટીઘુંટી એ હજુ જાણતી નથી હજુ એ હલેતી છે, તમે વ્યવહારકુશળ છો. એને એવું શિક્ષણ આપજો કે જેથી ભવિષ્યમા એ સ્ત્રીસમાજની શિરોમણિ ગણાય અને બધા એને આદરની દૃષ્ટિથી જુએ. મારી આ સલાહને મંત્રરૂપ ગણીને સદા સ્મરણમાં રાખજો. એ ઉપદેશનુ પાલન કર્યાથી તમને જીંદગી સુધી સુખ મળશે"

"સ્ત્રીને સદા સુખી રાખવી તથા સન્માર્ગે ચલાવવી એ પતિનાજ હાથમા છે. સ્વામીના ગુણોને જોઈને સ્ત્રી પણ ગુણવાન બને છે. સ્ત્રીજાતિ સ્વામીના મનના વિચાર જાણવામા કુશળ હોય છે ઘોડા પોતાના સ્વારની રાગને ઓળખી જાય છે અને તે કાચોપાકો હોય તો એને પાડી નાખવા પ્રયત્ન કરે છે, અને સવારને સ્વારીમા કુશળ અને પક્કો જુએ છે તો એના કહ્યા પ્રમાણે ચાલે છે. સ્ત્રી પણ એવીજ રીતે પતિની રહેણીકરણી જોઈને પોતાના જીવનને ઘડે છે અને સદા એને પ્રસન્ન રાખવા પ્રયત્ન કરે છે. કોઈ રીતે મારી મુક્તાની સાથે ક્રૂરતાનો વ્યવહાર ન કરશો. એનો જીવ દુભાય એવું આચરણ ભૂલમાયે ન કરશો. ક્રોધ આવે તોપણ એને મનમાં શમાવજો. અપ્રસન્ન થઈને ક્રોધ કરીને ચમેલીસમ સુકુમારી મારી મુક્તાને કરમાવશો નહિ. સ્ત્રી જાતિનુ ગૌરવ શાસ્ત્રોમાં ઘણુ ગાયુ છે તે સદા ધ્યાનમા રાખજો. યાદ રાખજો કે સ્ત્રી એ પતિની અમોઘ શક્તિ છે, શાન્તિની ખાણ છે, સુખ અને આનંદની મૂર્તિ છે. બહાર તમને ગમે તેટલું દુઃખ પડયું હોય પણ ઘેર આવતાવાર પત્ની હસતે મુખે કુશળ વાર્તા પૂછે, મીઠી વાતો કરે તો બધું દુ.ખ વિસરી જશો સ્ત્રીઓજ ગૃહને નંદનવન બનાવી દે છે. પ્રિય પુત્ર! તને વધારે શું કહું તું પોતે સમજુ છે. મારી મુક્તાના ગુણોથી તું જાણીતો છે એની પૂરેપૂરી કદર કરી, મારા દુ.ખી જીવનમા શાન્તિ રેડજે. ઈશ્વર તારૂં કલ્યાણ કરો; તમે ફાલો, ફુલો અને સુખી થઈને દીર્ઘાયુષ્ય ભોગવો, એજ મારો આશીર્વાદ છે"

જમાઈને ઉપદેશ આપ્યા પછી પુત્રી મુક્તાબાઈને શિખામણ આપી કે,

"પ્રાણાધાર મુક્તા ! આજ આ અભાગણીને તને વિદાય કરતાં ઘણુ દુ:ખ થાય છે.તારા ગયાથી મને મહેલમાં સૂનુ સૂનું લાગશે,પણ તારા હિતની ખાતર એ હું શાન્તિથી સહન કરીશ. વિદાય વખતે હું તને જે શિખામણ આપું છું તે ગાંઠે બાંધજે. તું હવે છેક હલેતી નથી; પરમાત્માએ તને સારૂંખોટું સમજવા જેટલી બુદ્ધિ આપી છે. મેં તને ઉચ્ચ પ્રકારનું શિક્ષણ પણ અપાવ્યું છે, એનો સદુપયોગ કરજે. સ્વામીનેજ પોતાનો આરાધ્ય દેવ માનજે. સર્વદા એનો આદરસત્કાર તથા સેવાશુશ્રૂષા કરજે. સ્ત્રીને માટે સ્વામી ઇશ્વરસમાન છે, માટે એની મરજીવિરુદ્ધ કોઇ કાર્ય ન કરીશ, સદા એને પ્રસન્ન રાખવા પ્રયત્ન કરજે. ભોગવિલાસની ઈચ્છા ન કરતી, ધર્મનો ભય રાખીને ઈશ્વરભક્તિમા લીન રહીને સદા પતિસેવામાં જીવન ગાળજે. પતિ ઘેર આવે ત્યારે એની સાથે હસીને વાત કરજે પતિથી કોઇ વાત છુપાવીશ નહિ એની આગળ કદિ જૂઠું તો બોલીશજ નહિ ભૂલ થઈ જાય તો કારણ બતાવી તરતજ ક્ષમા માગજે અને ફરીથી એવી ભૂલ ન થાય તેને માટે સાવધાન રહેજે"

"પતિવ્રતાનો ધર્મ પાળવામા સાવિત્રી, દમયન્તી અને સીતાજીનું અનુકરણ કરજે.બહારથી જોતાં તમે બંને જૂદા જણાઓ છો,પણ આ લગ્ને તમને એક બનાવ્યા છે. હવે બંને એક તન, મન અને પ્રાણ બની જશો; કલહને કદિ તારા ઘરમાં પ્રવેશ પણ ન પામવા દેતી. કજીઆ એ સર્વ દુ:ખનું મૂળ છે. શાન્તિનો તો એના પગલાં થતાંજ નાશ પામે છે, માટે સર્વદા તમે બન્ને પરસ્પર પ્રેમથી વર્તજો,અને અખંડ સુખ ભોગવજો." એમ કહીને પ્રેમપૂર્વક પુત્રીને છાતી સરસી ચાંપીને આશીર્વાદ દઈને વરકન્યાને વિદાય કર્યાં.

યશવતરાવ અને મુક્તાબાઇનો સંસાર સુખમય નિવડ્યો. બનેનો એકબીજા ઉપર અસીમ પ્રેમ હતો. એ પ્રેમબંધનને દૃઢ કરનાર એક સુંદર પુત્ર પણ મુકતાબાઇને જન્મ્યો. લાડમાં એ છોકરાનું નામ નત્થોબા પાડવામાં આવ્યું.અહલ્યાબાઈનો એ બાળક ઉપર વિશેષ સ્નેહ હતો.એને એ પોતાનાજ પુત્રસમાન ગણીને લાડમાં ઉછેરતા હતા. છોકરો ઘણું ખરૂં ઇંદોર રહેતો હતો અને વચમાં થોડો વખત મહેશ્વરમા માતપિતાને મળવા જઇ આવતો હતો. એ પ્રમાણે એક સમયે મુકતાબાઇએ પુત્રને ઇંદોરથી બોલાવી મગાવ્યો હતો. થોડા દિવસ એ આનંદમાં માતપિતાની સાથે રહ્યો. ત્યાજ એને તાવ આવ્યો અને એમાથી મુંઝારો થતાં એ યુવક ૧૮ વર્ષની કુમળી વયે સંસાર ત્યજીને પરલોકચાલ્યો ગયો. એકદમ પુત્રનું ભરયુવાવસ્થાના આરંભમાં

મૃત્યુ થવાથી મુક્તાબાઈ તથા યશવંતરાવના શોકનો પાર રહ્યો નહિ. બંનેએ હૃદય ચીરી નાખે એવો વિલાપ કર્યો. અહલ્યાબાઈએ એ શોકસમાચાર સાંભળ્યા ત્યારે એમના દુઃખનો પણ પાર રહ્યો નહિ. વીર યશવંતરાવના હૃદય ઉપર પુત્રવિયોગનો ઘા બહુજ સખ્ત વાગ્યો. સંસાર એમને દુઃખરૂપ લાગ્યો. રાતદિવસ શોકમાંજ ગાળવા લાગ્યા. એથી એમનું શરીર લથડ્યું; અને ઈ૦ સ૦ ૧૭૯૧ માં એમણે પણ પુત્રની પાછળ પ્રાણ આપ્યો. પતિના મંદવાડમાં મુક્તાબાઈએ તેની ઘણી સેવાચાકરી કરી પણ વિધાતાએ સહાયતા ન આપી. એ પતિપરાયણા સાધ્વીની સેવા સફળ ન થઈ. પતિનો દેહત્યાગ થતાંજ એની આંખોમાંથી અશ્રુની ધારા વહેવા લાગી અને છાતી ફાડી નાખે એવા સાદે એ વિલાપ કરવા લાગી. "પ્રાણેશ્વર! જન્મજન્માન્તરની મારી તપસ્યાના ફળરૂપ તમે હતા! શું ખરેખર તમે મને એકલી મૂકીને સ્વર્ગે સીધાવ્યા? તમે તો ઘડીભર મને વીલી મૂકતા નહોતા, આજ આટલા નિર્દય કેમ થયા? તમારી નિરાધાર પત્નીને એકલા મૂકીને ચાલ્યા જવું તમને ઠીક લાગ્યું?' વગેરે વગેરે હૃદયદ્રાવક શબ્દોમાં મુક્તાબાઈએ ઘણો વિલાપ કર્યો. ત્યાર પછી અત્યંત પ્રેમવશ થઈને એણે પતિના દેહની સાથે સતી થવાનો નિશ્ચય કર્યો. એની વૃદ્ધ દુઃખી માતા ત્યાંજ હતી. એની પાસે રજા માગી. અહલ્યાબાઈને સંતાનમાં માત્ર એક પુત્રી હતી. પતિ, પુત્ર, સસરા બધાં મરી પરવાર્યાં હતા, આ સંસારમાં જેને પોતાનું કહી શકાય એવું કોઈ સગું એમને નહોતું રહ્યું. જીવનનો એકમાત્ર આધાર, સુખદુઃખનો વિસામો–પુત્રી મુક્તાબાઈ પતિની સાથે સતી થઈ પરલોક સીધાવે તો પછી એમના દુઃખનો પાર ન રહે એ વિચારથી એમણે પુત્રીને સતી થતાં રોકવાનો ઘણોએ પ્રયત્ન કર્યો પ્રેમપૂર્વક સમજાવ્યું કે, "દીકરિ! મારા ઘડપણ સામું જો. તારી જરા પણ ભક્તિ મારા ઉપર હોય તો આ ભવસાગરમાં મને એકલી નિરાધાર અને દુઃખી છોડી ન દે.તારા વગર મારાથી સંસારમાં ક્ષણભર રહેવાવાનું નથી."

મુક્તાબાઈએ માતાનો ઉપદેશ ધ્યાનપૂર્વક સાંભળ્યો. પિતાના મૃત્યુ સમયે માતાને પણ એવોજ પ્રસંગ પ્રાપ્ત થયો હતો, પણ મલ્હારરાવના આગ્રહથી, સગીર બાળકના વાલીતરીકે રાજ્યનો ભાર ઉપાડી લેવા ખાતર એને સતી થવાનો વિચાર માંડી વાળવો પડયો હતો પણ મુક્તાબાઈ કોની ખાતર જીવન ધારણ કરે? એનો તો પુત્ર પણ આગળ ચાલ્યો ગયો હતો. દેવતુલ્ય પતિના દેહની સાથે સતી થવાથી સ્વર્ગલોકમાં એનો મેળાપ

થશે એવો એનો હિન્દુબાળાતરીકે વિશ્વાસ હતો. આ સંસારમા થોડાં વરસ જીવવાની લાલચે શા સારૂ એ સુખને તિલાંજલિ આપે ! તેણે સતી થવાનોજ નિશ્ચય કરીને માતાને જણાવ્યું: "મા ! મારે હવે આ સંસારમાં રહેવું યોગ્ય નથી. જેના દર્શન વગર હું પળભર પણ રહી શકતી નહોતી, તે સ્વર્ગમા મારી રાહ જોતા હશે. મારૂં શરીર અહિયા છે, પણ મારો જીવ એમની પાસે છે. તમે મારા આ શુભ સંકલ્પમા વિઘ્ન ન નાખો. તમે જલદીથી મારે સતી થવાની તૈયારી કરો. "

આ હૃદયદ્રાવક શબ્દો સાભળતાં અહલ્યાબાઇ ગાંડા જેવી થઇ ગઈ. થોડીવાર પછી માતા અને મહારાણી બંને સબંધથી એને સમજાવવા માંડયુ: "મુક્તા ! તું મને છોડીને સતી ન થા, તું તો રહી જા મારા ઉપર કેટલા બધા ઘા પડયા છે ? એ બધા ઘા મારાથી કેમ સહન થશે ? દીકરિ ! મારૂં કહ્યુ માન અને સતી થવાનો વિચાર માડી વાળ."

એ સાભળીને મુક્તાબાઇએ કહ્યું: "મા ! તમારી વૃદ્ધાવસ્થા થઇ ચૂકી છે. દુઃખના ડુંગર તમારા ઉપર તૂટી પડયા છે એમા શક નહિ, અને એ દુઃખને લીધે થોડાજ સમયમાં તમે સ્વર્ગે સીધાવશો. એ વખતે હું નિરાધાર વિધવા કોનું શરણ લઇશ, કોના આધારે મારૂં જીવન ધારણ કરીશ ? મને આ જગતમા જવાની ક્યાય પણ જગ્યા નહિ મળે. અત્યારે તો પ્રાણનાથની સાથે જઇશ તો મારા જીવનનું સાર્થક થશે; પછી મરીશ તો મારી અવગતિ થશે. આ જગતની માયાજાળમા વ્યર્થ ફસાઇને અધિક દુઃખ ન કરવું જોઇએ. માણસ જેટલો સ્નેહ વધારે છે તેટલો વધે છે, માટે બહુ મમતા ન રાખવી જોઇએ. જન્મ્યાં છે તે એક દિવસ જરૂર મરવાના છે, માટે મોહજાળને કાપીને મારા કલ્યાણની ખાતર મને સતી થવાની રજા આપો કે જેથી હું ચિરકાળને માટે સતી—લોકમા જઇને વસું."

અહલ્યાબાઇએ જ્યારે જોયું કે મુક્તા કોઈ પણ રીતે પોતાની પ્રતિજ્ઞાથી વિચલિત નથી થવાની, ત્યારે એમણે લાચાર થઇને કઠણ હૃદય કરીને પુત્રીને સતી થવાની રજા આપી. આજ્ઞા મળતાંજ બધી સામગ્રી તૈયાર થવા લાગી. યશવંતરાવની અંત્યેષ્ટિક્રિયાનું વર્ણન એક અમેરિકન મહિલાએ અસરકારક શબ્દોમાં કર્યું છે, તેનો હિન્દી અનુવાદ અમે નીચે ઉતારીએ છીએ.

ડંકા સંગ નિશાન, દુઃખકી ધ્વજા ઉડાવત;
ત્યાંહી વાદ્ય અનેક, શોકભરી ગુણગાન ગાવત.

પૂજ્ય વિપ્ર વર વૃન્દ, દુઃખસે ભરે લખાતે;
નૈન નવાએ ચલે, ખિન્ન મારગમેં જાતે.
તિન પાછે સરદાર, સકલ આતંક ગવાઁ એ;
રાજપુરુષ મતિમાન, ચલત હૈ શોક સમાએ
ઔર હુ સેવક શૂર, ભૂમિપે દીઠિ ગવાઁએ
ઈનકે પાછે લખહુ ભવ્ય અર્થી* હુ આવનિ +

યશવંતરાવની એ શબવાહિનીની પાછળ તરુણ વિધવા ચાલી રહી હતી. તેને જોઇને પથ્થરના હૃદય પણ ફાટી જતા હતા. હાય ! આજ આ કુસુમ-કળી ભસ્મમા બળીને રાખ થઇ જશે ! એની પછાડી ઈંદોરની વૃદ્ધ મહારાણી અહલ્યાબાઇ પોતે આ હૃદયવિદારક દૃશ્ય નિહાળવા આવી રહ્યા હતાં. એમને જોતાવાર તો દર્શકોની કરુણાનો સમુદ્ર ઉભરાઈ આવતો. અનેક બ્રાહ્મણો તેમની સાથે હતા. દર્શકોની તો એટલી બધી ભીડ હતી કે ઈન્દોરનું શ્મશાન એક ઉભરાયલા શોકસમુદ્રસમું થઈ પડ્યુ હતું દર્શકો ચારે તરફથી કરુણાજનક વિલાપ કરી રહ્યા હતા રાજવંશીનો અગ્નિસંસ્કાર હોવાથી અનેક વાજીંત્ર પણ શોકધ્વનિ કાઢી રહ્યા હતા.

અંતે જ્યારે એ લોકો શ્મશાનભૂમિમા પહોચ્યા ત્યારે એક ઉંડી અને ગંભિર શાન્તિ છવાઈ ગઇ. અહિંયા અહલ્યાબાઇએ પુત્રી સાથે છેલ્લો મેળાપ કરી લીધો. હાય ! એ મેળાપને લેખક કયા શબ્દમા વર્ણવે ! માતા-પુત્રીને એકબીજાને વિદાય માગવાના ઘણાયે પ્રસંગો આવે છે અને એ દરેક પ્રસંગે શોક તો થાય છેજ, પણ આજની આ અંતિમ વિદાય તો હૃદય-દ્રાવકજ હતી.

વાકો અંતિમ મિલન, કહો કૈસે દરસાઉં,
શોકસિન્ધુ કી થાહ, કહા કર સો સમઝાઉં.
હૈ યહ નહિ સો વિદા,સુતા જબ પતિ ઘર જાતી;
અંક ભરત હી જબે, માતુકી ભરતી છાતી.
હૈ યહ એસી વિદા, ફેરિ મિલનો નહિ હવે હૈ;
કાલસિંધુમેં બૂડિ, ફેરિ કો ઉપર એહૈ.
પરમ કઠિન યહ દૃશ્ય, પહુંચ બાનીકી નાહીં;

*અર્થી—શબવાહિની. + આ તથા બીજા કવિતાનાં અવતરણો શ્રી રાધાકૃષ્ણ જાયસવાલના હિન્દી અનુવાદમાંથી ઉતારવામાં આવ્યાં છે.

એ તુમ સોં બનિ પરે, કરો અનુભવ મનમાંહી.

હાય! આ તો છેવટની વિદાય છે કે હવે પછી માતાપુત્રી કદિ મળનાર નથી. પુત્રી કાળસમુદ્રમા ડૂબી જનાર છે, જ્યાથી કોઇ પાછું ફરતું નથી.

ત્યારપછી વિધવા મુક્તાબાઇએ પતિના દેહને હૃદય સાથે ચાંપીને ભયભીત અને કાંપતા હાથે પોતાના ખોળામા મૂક્યો અને પોતે ચિતા ઉપર બિરાજમાન થઇ.પછી અત્યંત સુવાસિત સામગ્રીઓથી રચાયલી એ ચિતામાં સળગતી આગ મૂકવામા આવી. જોતજોતામા યશવંતરાવનો મૃતદેહ તથા દેવી મુક્તાનો સજીવ દેહ ભસ્મીભૂત થઇ ગયો.

બ્રાહ્મણોએ પકડી રાખેલા અહલ્યાબાઇ એમના હાથમાથી છૂટીને છાતી માથાં કુટી રહ્યાં હતા. ઘણીવાર તો એમણે સળગતી ચિતામાં કૂદવાનો પ્રયત્ન કર્યો, પણ બ્રાહ્મણોએ પકડી લઇને જીવ બચાવ્યો.બેહોશ અવસ્થામા એમને ઘેર પાછા લઇ જવામા આવ્યા.

અહલ્યાબાઇએ પુત્રી તથા જમાઇના પુણ્યાર્થે એક સુંદર સ્મારક બંધાવ્યું.

# रत्न २७२ मुं–सती भगवती




બિહાર પ્રાન્તના એક જમીનદાર ઠાકુર રાજા હોરિલ-સિંહની નાની બહેન હતી. કન્યા પરમ સુંદરી સુશીલ અને તેજસ્વિની હતી. ગંગાના ઘાટ ઉપર એના ભાઇનું જમીનદારીનું ગામ હતું. એક દિવસ એ ગંગાના ઘાટ ઉપર સ્નાન કરી રહી હતી એવામા એ જીલ્લાના મુસલમાન શાસક મિરઝા સાહેબની કિસ્તી ત્યાં થઇને નીકળી. હિન્દુબાલાનું અપૂર્વ સૌન્દર્ય જોઇને એ મોહ પામી ગયો. મિયાં સાહેબના મહેલમા અનેક બેગમો હતી, પણ ભગવતીના અલૌકિક રૂપથી એ એવો મુગ્ધ થઇ ગયો કે એને પોતાના અંતઃપુરમાં લઇ જવાની ઇચ્છા તેમના પાપી હૃદયમાં ઉત્પન્ન થઇ. કામદેવનો વેગ પ્રબળ થઇ ગયો અને ગમે તે પ્રકારે એને પ્રાપ્ત કરવી એવો મિયાએ નિશ્ચય કર્યો. બાળા તો સ્નાનથી પરવારી સૂર્યનારાયણને નમસ્કાર કરી ત્યાથી વિનયપૂર્વક ઘેર ચાલી ગઇ; પણ મિયાં મિરઝાનું ચિત્ત તેનામાંજ ચોંટી રહ્યું. તેણે પાણી ભરવા આવેલી સ્ત્રીઓને એનો પરિચય પૂછયો, તો જણાયું કે એ આ ગામના ઠાકુરની બહેન છે અને એનું નામ ભગવતી છે.

મિરઝાએ સિપાહી મોકલીને ભગવતીના ભાઇ હોરિલસિંહને બોલાવી મંગાવ્યો; અને સમજાવીને તથા ધનની લાલચ બતાવીને દમ ભીડયો કે, "સાંભળો ઠાકુર સાહેબ ! તમારી બહેન ઉપર મારૂં ચિત્ત ચોંટયું છે એના જેવી સુંદર સ્ત્રી મેં આજપર્યન્ત જોઇ નથી. કાળા નાગ જેવા એના અંબોડાએ મને એની તરફ એટલો બધો આકર્ષ્યો છે કે એને પ્રાપ્ત નહિ કરૂં ત્યાં લગી મને શાન્તિ વળવાની નથી. તમે એ સુંદરી મને સોંપી દેશો તો મારી અભિલાષા પૂર્ણ થશે હું તમને પાંચહજાર અશરફીઓ આપવા તૈયાર છું. વળી એ કૃપાને લીધે હું જીંદગીસુધી તમારો ઓશી ગણુ રહીશ."

હોરિલસિંહ ક્ષત્રિય વીર હતો એક વિધર્મીને મુખે એવી વાત સાંભળતાં એની આંખમાંથી ક્રોધાગ્નિ વરસવા લાગ્યો. તેણે રાતાપીળા થઇ જઇને જવાબ આપ્યો: "મિયાં ! શું બકો છો ! તમારી સોનાની કોથળીઓ ઉપર લાત મારનાર હું ક્ષત્રિય છું. ખબરદાર ! ફરીથી એવી અધમ વાત મુખમાંથી કાઢી છે તો !"

મિયાંએ પણ હવે ગુસ્સે થઇને પ્રત્યુત્તર આપ્યો."ખબરદાર હરામખોર ! તું સીધી રીતે માનતો નથી તો હવે તારી બૂરી વલે કરવામાં આવશે." એમ કહીને એણે પોતાના સિપાહીઓને આજ્ઞા આપી કે આ રાજપૂતને મુસ્કેટાટ બાંધો આજ્ઞાનો તરતજ અમલ થયો અને ઠાકુર કેદ પકડાયા. એ સમાચાર ઠાકુરની રાણીને કાને પહોંચ્યા, ત્યારે એના શોકનો પાર ન રહ્યો. પોતાના ઉપર આવી પડેલી મહાભારે વિપત્તિનું એકમાત્ર કારણ નણંદને ગણીને એ એનેજ મેણાં મારવા લાગી: "ધિક્કાર છે તારી ખૂબસુરતીને ! તારી ખાતર તારા દેવસમાન ભાઇ કેદ પકડાયા. મિરઝાની સત્તા આજકાલ ચાલે છે. એ ધારશે તો આપણને ધૂળ ભેગા કરી નાખશે. જોત જોતામાં આપણે રસ્તામાંના ભિખારી બની જઇશું. હાય ! મારા જીવન-સર્વસ્વની શી વલે થતી હશે !" પોતાનેજ લીધે ભાઇની દુર્દશા થઇ, ભાભી શોકગ્રસ્ત થઇ, એ વિચારથી ભગવતીને ઘણોજ સંતાપ થયો, એણે કહ્યું:"ભાભી ! તમે ચિન્તા ન કરશો, ગભરાવાનું જરાયે કારણ નથી, હું મોટાભાઇને હમણાંજ છોડાવી લાવું છું. મિરઝા સાહેબને મનાવવા એમાં તે શી મોટી વાત છે !" એટલું કહીને એ ઝટ ઘરમાંથી નીકળી પડી, સ્વાર્થમાં અંધ થયેલી ભાભીને વિચાર સરખોયે ન આવ્યો, કે કુમારિકા યુવતીને એકલી મિરઝા સાહેબની પાસે મોકલવામાં કેટલું મોટું જોખમ સમાએલું છે ! ભગવતીએ ઘાટ ઉપર

જઇને જોયુ તો મિરઝા સાહેબની હોડી ઉભી છે, તેણે નીચા વળીને મિરઝાને સલામ કરીને કહ્યુ: " દાસી હાજર છે ! આપ શામાટે આટલા બધા નારાજ થાઓ છો ! હું હજૂરપર કુરબાન છું. મારા મોટાભાઇને છોડી મૂકો. મારાં એવાં સદ્ભાગ્ય કયાથી કે હું હજૂરની બેગમ બનું. ઘણા પુણ્ય કર્યાં હોય તેને એવી ઉચ્ચ પદવી પ્રાપ્ત થાયછે મારી એક પ્રાર્થના છે તે સ્વીકારો.હુ રાજપૂતની કન્યા છું. એકાદ વાત આપે મારી પણ માનવી જોઇએ. મારી એવી ઇચ્છા છે કે આપ મારે સારૂ લાલરંગની ચુદડી રગાવો; તથા પગથી માથા સુધીના ઘરેણાં મગાવો. પછી ભોઇને બોલાવીને અતલસના પડદાવાળી પાલખી મંગાવો; કે જેથી જોતાવારજ બધાં સમજે, કે બેગમસાહિબા જઇ રહ્યા છે." આ વચનો સાભળતાં મિરઝાના હર્ષનો પાર રહ્યા નહિ. એણે હર્ષભેર કહ્યું: "મેરી જાન ! હુકમ દેનેકી દેર હે ફોરન સબ સામાન તેયાર હોતા હૈ " મિરઝાએ તરતજ લાલ કસુંબી,રંગની ચુંદડી મગાવી. ભગવતીએ રોતે રોતે એ ધારણ કરી મિરઝાએ મગાવેલા કિમતી અલંકારો પણ એણે એટલાજ ખેદસહિત ધારણ કર્યા.મિરઝાએ પ્રસન્નવદને પાલખી મગાવીને શણગારી.ખિન્નચિત્તે ભગવતી એમાં બેઠી. એની પાલખી ત્યાથી રવાના થઇને બે ત્રણ ગાઉ ગઇ.રસ્તામા એક સુદર તળાવ આવ્યું.એના નિર્મળ જળમા કમળ ખીલી રહ્યા હતા.લોકોને નહાવા સારૂ સુંદર ઘાટ હતા;તળાવની ત્રણ તરફ બુરજ બંધાવેલા હતા.રાજકુમારી ભગવતીએ એ તળાવ જોઇને ભોઇઓને કહ્યું: "ભાઇ ! મને તરશ લાગી છે.પાલખીને થોડીવાર અહીંજ ઉતારો."એની ઇચ્છા સાભળતાવારજ મિરઝા ઘણી ખુશીથી લોટો લઇને પાણી ભરવા દોડયો. ભગવતીએ કહ્યુ: "તમારે ઘેર ગયા પછી તો એજ લોટાથી મારે જળ પીવાનું છે. આ તળાવ મારા પિતાજીએ ઘણી હોશથી બધાવ્યું હતું.દરેક પવિત્ર નદીમાનું જળ મંગાવીને એમા નખાવ્યું હતું બાલ્યાવસ્થામા એ તળાવમા હું ઘણું રમી છું. આજ છેલ્લીવાર એ તળાવમાંથી બે ખોબા પાણી પી લઉં. તમારે ઘેર ગયા પછી મને એનાં દર્શન કરવાનો પ્રસગ થોડોજ મળવાનો છે ? "

એમ કહીને એ ઉત્તરનીએ વાટ ન જોતાં ઝટ પગથીઆં ઉતરીને તળાવમાં પહોચી.ત્યાં એના મનમાં એક સંકલ્પ ઉઠયો.માતા દુર્ગાનું સ્મરણ કર્યું અને બોલી,"માતા આ કન્યા આજે તમારે શરણે આવે છે.ક્ષત્રીકુળની લાજ સદા તમારા હાથમાં છે. હું મન, વચન, કર્મથી પવિત્ર છું. મારી ખાતર મારા કુટુંબ ઉપર આપત્તિ આવી પડી છે. આ દુષ્ટ મારી પવિત્રતાને કલંક લગા-

ડવા તૈયાર થયો છે. હું કદિ એમ બનવા દેનાર નથી. મારા પ્રાણને આ પવિત્ર સરોવરમા વિસર્જન કરીને મારી પોતાની તેમજ મારા કુળની કીર્તિને નિષ્કલંક રાખીશ " એમ કહીને બે આચમન કરીને તે બુરજ ઉપર ચડી; અને ' જય દુર્ગા ' કહીને ઉંડા પાણીમા ભૂસકો માર્યો. સતી ભગવતીની યુક્તિ કામાન્ધ મિરઝાની સમજમા ન આવી ઇન્દ્રિયોના દાસ કામાન્ધ પુરુષ સતી–ધર્મને શું જાણે ! ભગવતીને તળાવપર ગયે ઘણીવાર થઈ ત્યારે એ પોતે તળાવ ઉપર ગયો અને સમજી ગયો કે સતી આર્યબાળાએ મને છેતરીને આપઘાત કર્યો છે. એને પોતાની બેવકુફી ઉપર ઘણો પસ્તાવો થયો માછીઓને બોલાવીને તળાવમાં જાળ નખાવી, પણ કાંઇ પત્તો ન લાગ્યો. એ સમાચાર ગામમાં પણ પહોચ્યા અને રાજા હોરિલ ત્યાં આવ્યા. તેમણે પણ પોતાના માણસોદ્વારા જાળ નખાવી. એક જાળમા ભગવતી ખેચાઇ આવી, પણ તપાસ કરતા માલૂમ પડયુ, કે એના દેહમા પ્રાણ નહોતો. એના સુંદર મુખકમળ ઉપર એવીને એવીજ જ્યોતિ પ્રગટી રહી હતી. હોરિલસિંહ બોલી ઉઠયો: ' ધન્ય ! ધન્ય ! બહેન ! તને હજારોવાર ધન્ય છે ! તેં અમારી સાત પેઢીઓ તારી છે. તુંજ સાચી રાજકુમારી છે. " *

## रत्न २७३ मुं–सांइ नेहडी



સૌરાષ્ટ્ર દેશમા ગોહિલવાડના રમણીય પ્રાન્તની પૂર્વ બાજુએ ખંભાતના અખાતને કાંઠે તળાજા શહેર વસેલું છે. હાલ એ શહેર ભાવનગર રાજ્યમા આવેલુ છે, પણ પહેલાં ત્યા 'વાળા' જાતિના રાજપૂતોનું રાજ્ય હતું. ત્યા આગળ ઘણાં વર્ષ પૂર્વે એભલવાળો રાજ્ય કરતો હતો. એ રાજા શિવધર્મી હતો અને મહાદેવ ઉપર એને પૂર્ણ આસ્થા હતી.એક જૈન જતિએ તેને જૈન બનાવવાને ઘણો પ્રયત્ન કર્યો, પણ નિષ્ફળ નિવડતા એણે મંત્રબળવડે વર-

* બિહારી ભાષાના એક લોકગીતામાં આ સુંદર ચરિત્ર છે પ્રસિદ્ધ કવિ સર એડવિન આરનોલ્ડે એ ગીતનો અંગ્રેજીમાં અનુવાદ કર્યો છે શ્રી અવધવાસી સીતારામજી બી એ. એમણે એ કાવ્યની છાયા લઇને 'માધુરી'માં એક કવિતા લખી હતી, તેનેજ આધારે આ ચરિત્ર લખાયુ છે.

સાહને બાખી દીધો. તેણે એક કાળા હરણને શીંગડે એક મંત્રેલી ચીઠ્ઠી બાંધીને એને છૂટો મૂકી દીધો.

દૈવસંયોગ એવો થયો કે એ વર્ષે ચોમાસાનો સમય વીત્યા છતા વરસાદ થયો નહિ. રૈયત ગભરાવા લાગી, ઢોર મરવા માંડ્યા. એ રાજાને પણ ઘણી ચિંતા ઉત્પન્ન થઇ. એક દિવસ તે પોતાના સાથીઓસહિત શિકાર ખેલવા ગયો હતો. ત્યા એણે પેલા ચીઠ્ઠી બાધેલા કાળા હરણને જોયું. તે જ્યા ચરતું હતું, ત્યાં લીલું ઘાસ ઉગેલું હતું. બીજાં પ્રાણી દુબળા હતા, ત્યારે આ પ્રાણી મદમસ્ત હતું. રાજાએ તેનો શિકાર કર્યો અને તેને શીંગડે બાધેલી ચીઠ્ઠી વાંચી. એમા લખ્યું હતું કે, આ ચીઠ્ઠી પાણીમા બોળ્યાથી વરસાદ વરસશે રાજા પ્રસન્ન થયો અને એ પરીક્ષા કરવા સારૂ એ ચીઠ્ઠીને પાણીમા બોળાવી. તરતજ આકાશમા ગડગડાટ થયો, વાદળાઓ ઘેરાઈ આવ્યા અને વરસાદની તૈયારી સ્પષ્ટ જણાઇ. રાજા અને તેનો સાથી ઘર તરફ પાછા ફર્યા, એટલામા તો મુસળધાર વરસાદ વરસ્યો. રાજા એના સાથીથી છૂટો પડી ગયો. પાણીથી પલળીને ટાઢથી રાજા અકડાઇ ગયો હતો. હવે આગળ જવું અસંભવિત હતું. જંગલમા કોઇ ઝુંપડીમા આશ્રય લેવાનો તેણે વિચાર કર્યો.

એ વનમા એક નાની પણ સ્વચ્છ ઝુંપડીમા સાઇ નેહડી રહેતી હતી.

ચારણોના ઝુંપડાના સમૂહને 'નેહ' કહે છે.વળી ચારણોમાની એક જાતનું નામ નેહડા ચારણ છે.એવા નેહડા ચારણની સ્ત્રી હોવાથી તે નેહડી કહેવાઈ. સાઈ તેનું નામ હતું.એ સન્નારી ઘણી સુશીલ, પરગજુ અને પતિવ્રતા હતી. એનો પતિ બીજા પડોશી સ્વજાતીય પુરુષોની સાથે ઘોડા વેચવા સારૂ પરદેશ ગયો હતો. પતિને ગયે ઘણા દિવસ થયેલા હોવાથી સ્નેહાળ પત્ની તેના પાછા ફર્યાની વાટ જોતી હતી અને મનમાંજ કહેતી હતી કેઃ—

રે ! હાય આ સમય વલ્લભ ક્યાં વિરાજે,છે વિફર્યા અરર તત્વજ આ બધાંએ,
વહાલા ! અરે જરી ન ત્યા ઉર શાંતિ કોની,હું હા-અહા-અરરર ! નાથ ન પાસ કોઈ.

આવા શીળા હિમ હિમભર્યા વાયરા અંગ વીંધે,
આ આભે શી જલ જલ વહી ધાર ધ્રૂજાવી દેયે;
રે આ છૂટે હડુડુડુ થતા ગર્જનો આભ ઉરે—
મારા વાલા હૃદય થથરે કોણ આભાર ઝીલે !

( શા. શા. હરગોવિંદ પ્રેમશંકર ત્રિવેદી )

આ પ્રમાણે પ્રિયતમના વિચારમાં એ યુવતી નિમગ્ન થઇ હતી.તે સમયે

ઘોડા ઉપર ઠુંઠવાઇ ગયેલા એભલવાળાને પોતાની ઝુંપડી સમીપ આવતા તેણે જોયો.એ સમજી ગઇ કે આ તોફાની અંધારી રાતે કોઇ વટેમાર્ગુ વખાનો માર્યો આશ્રય લેવા અહિં આવી રહ્યો છે. પોતે એકલી હતી. યુવાન હતી. પરપુરુષને પોતાના ઘરમાં રાખવાથી લોકો શું કહેશે વગેરે અનેક વિચારોના તર ઓએ તેનું ચિત્ત ચડયું.

આ આગણે કો મહેમાન આવ્યો, છે ધર્મ એને પણ રક્ષવાનો,
છે અન્ય એ પુરુષ, હું યુવામા, રે લોકની જીભજ ઝેરી એમાં.
તોય શું ? સત્ય પેખે છે,સર્વ વ્યાપક તે પ્રભુ;
ન્યાય તો તેજ દેવાનો, લોકને અહીં ના ગણું.

એટલામાં તો ઘોડેસવાર એભલ ત્યા આવી પહોંચ્યો. બાળાએ ઘોડાની લગામ પોતાના સુકુમાર હસ્તવડે પકડી, જુએ છે તો ઘોડેસવાર બેહોશ હતો. એણે ધીમે રહીને એ પુરુષને નીચે ઉતાર્યો. ઘરમા લઇ જઇને તેના ટાઢથી ઠરી ગએલા અંગને શેક કરવા માંડયો; પણ એને શુદ્ધિ ન આવી. કામળીમાં એના શરીરને ઢાકી રાખ્યુ અને ઘડી ઘડી તેના નેત્ર સામું જોવા લાગી, કે કેમે કર્યો આ સવાર ચેતનમા આવે છે, પરન્તુ એનો પ્રયાસ સફળ થતો દેખાયો નહિ. એને એથી ઘણી ચિન્તા થઈ પુરુષની મુખમુદ્રા તથા પહેરવેશ ઉપરથી એ કોઈ ઉચ્ચકુળનો હોય એવું સ્પષ્ટ જણાતું હતું એના સુખસમૃદ્ધિની કલ્પના કરી એની હાલની દયાજનક સ્થિતિ જોતા એ તરુણીના હૃદયમાથી અનેક શોકોદ્‌ગાર નીકળવા લાગ્યા.

તારે હોશે અતિ ચતુર શું ચાકરો તુજ પાસે ?
તારે પંથી ! જરી નહિ હશે ખોટ વસ્ત્રો તણીએ.
તારે માટે પલપલ થવી હોય અંગિઠડીએ,
રે આ મારી નિરધન અહીં ઝુંપડીમા ન એ એ.
તારે માટે શયન ઢળવા રૂડલા ને મૃદુલાં,
તારી વાલી ઘડી ઘડી તને તો હશે રજતી ત્યાં.
તે બિચારી જરી ન સમજે આમ તું આહી સૂતો,
રે આ મારી નિરધન અરે ઝુંપડી વાસ તારો.

આવા આવા વિચારો આવતાં એ નિરાધાર પથિક માટે એને વધારેને વધારે દયા ઉપજી. શેક તથા ગરમ કપડામા લપેટવાથી પણ જ્યારે એનામાં ચૈતન્ય ન આવ્યુ ત્યારે એના કોમળ હૃદયને નવોજ ઉપાય સૂઝયો. એણે

વિચાર્યું: 'હું શુદ્ધ હૃદયની પવિત્ર ચારણકન્યા છું, મારે આંગણે આવેલા આ મનુષ્યને મરવા તો નહિજ દઉં. પ્રભુને સાક્ષી રાખીને આ એક ભયાનક ઈલાજ કરૂં છું. માતાજી મારો પ્રયાસ સફળ કરજો તથા મારી લાજ રાખજો.' એણે જે ઉપાય યોજ્યો હતો તે ખરેખર એને માટે સાહસરૂપજ હતો. એણે પોતાના દેહની ગરમીવડે એ પુરુષમા ચેતન લાવવાનો સંકલ્પ કર્યો હતો. આજ સુધી એણે પરપુરુષને સ્પર્શ કર્યો નહોતો. એને ખાત્રી હતી કે નિંદાખોર લોકો મારી નિંદા કરવામાં બાકી નહિ રાખે; પરન્તુ શું લોકોની ટીકાના ભયથી પ્રભુના સંતાન—માનવબન્ધુને કયીતે મરવા દેવાય! દૃઢતાથી એણે પોતાના મનને કહ્યું:—

છો લોક બોલે બહુ પાપ આમાં, સ્પર્શીય જો અન્ય પુરુષ હાવા;
આપું હુ ઉષ્મા મમ ઉર કેરી, એમા ન થાશે પ્રભુ આખ ઝેરી."

સતીએ પોતાના વસ્ત્રો ઉતાર્યા, જે પથારીમા એ રાજપૂત સૂતો હતો ત્યા પોતે પણ એને દૃઢાલિંગન દઇને સૂતી. એનો આ ઉપાય સફળ થયો. જીવતા માનવદેહની હુંફથી એ વીરના શરીરમા ધીમે ધીમે ગરમી આવવા લાગી. નાડી અને છાતીમા રકતનો સચાર થવા લાગ્યો. એના દેહમા જીવનનો જરા સંચાર જણાતા એ બાળા શરમાઈ જઇને તરતજ ત્યાથી ઉભી થઇ અને ઝટ વસ્ત્ર પહેરી લીધાં, તથા દૂર જઈ બેઠી.

ક્ષત્રી વીર એભલવાળાને ભાન આવ્યું, ત્યારે એણે પોતાને એ ઝુપડીમાં સતી ચારણીની સન્મુખ શય્યામાં પડેલો જોયો. એણે એ સતીને પોતાની પ્રાણરક્ષકતરીકે ઓળખીને તેના ચરણમા સાષ્ટાંગ પ્રણામ કર્યા તથા હાથ જોડીને કહ્યું:—

'દાતા અહો જીવનની મમ વાલી બેની,
દેજે ક્ષમા તુજ શિરે પીડ આમ નાખી.
સંભારજે અધમ એભલ રંકને તું,
તું આપજે કદિક દર્શન તુજ રૂડું.'

સતીએ વિનયપૂર્વક કહ્યું: 'ભાઈ! મેં એવું તે શું મોટું કામ કર્યું છે.? મે તો મનુષ્યતરીકેની મારી સાધારણ ફરજ અદા કરી છે. માનવબન્ધુને મદદ કરવી એ તો પ્રભુએ સ્ત્રીજાતિને બક્ષેલો મહાન્ અધિકાર છે. મારા દેહમાં જીવ છતાં હું અતિથિને શામાટે મરવા દઉં?'

એ પ્રમાણે મીઠા શબ્દોથી પવિત્ર ચારણીએ એભલના જીવનમાં નવો-

જ ઉત્સાહ ભર્યો. રાજા એભલ અને સાંઇ એ દિવસથી ભાઈબેન બન્યાં. બેનની રજા લઇને એભલ ઘેર ગયો.

અદેખી આંખોએ આ બનાવ જોયો, અને એમના પાપી હૃદયોએ નિર્દોષ બાળાના પરોપકારમાંયે પાપ દીઠું. તેમણે એની વિરુદ્ધ ગમેતેવા આક્ષેપો મૂકવા માંડયા.

થોડા દિવસ પછી ચારણો પરદેશથી પાછા આવ્યા. તેમની સાથે સાંઇનો પતિ પણ ઘેર પાછો આવ્યો. ઘેર આવતાંજ એના પાડોશીએ ચાડી ખાધી કે 'તારી ગેરહાજરીમા તારી બૈરીએ કોઈ ફાંકડા રાજપૂતને ઘરમાં ઘાલ્યો હતો.'

આટલું સાંભળતા તો સાંઈના પતિની રગેરગમા ઝેર વ્યાપી ગયું. પત્નીને તેણે ઘણા કટાક્ષબાણ માર્યા. એક દિવસ તો કાંઈ નજીવા વાંકનું બહાનું કાઢીને એણે એ સતી સ્ત્રીને માર પણ માર્યો. સતી સાંઈને પોતાના ઉપર મૂકાતા જૂઠા આળ સારૂ ઘણું લાગી આવતું હતું. એક દિવસ સૂર્યનારાયણની સન્મુખ તેણે હાથ જોડીને પ્રાર્થના કરી કે:-

'પિતા તુ જાણે છે હૃદયમહિં ભાવો મુજ અહિં.
મને કા તો દે સખત પતનું શાસન પિતા?
અને આ સામાના હૃદય શીખજો સત્યજ સદા.'

સતીના ઉપર આવેલા આળથી દુ ખી થઇને સૂર્યનારાયણે શાપ દીધો અને તેના પતિને કોઢનો રોગ થયો.

સતીને એથી નવી ચિન્તા ઉત્પન્ન થઈ. પતિવ્રતા નારી પતિનું દુ.ખ કેવી રીતે જોઈ શકે; એણે સ્વામીના દુર્ગંધમય શરીરની ઘણી ચાકરી કરી. આખરે એક દિવસ પતિને એક કડિયામા રૂ પાથરીને સુવાડી, એ કડીયાને માથે મૂકી સતી સાંઈ તળાજા પહોચી.

રાજા એભલવાળાના મહેલ આગળ જઇને ખબર કહાવી કે, 'તમારી દુ:ખી બેન આવી છે.' બેનનું નામ સાંભળતાવારજ એભલ દોડતો બહાર આવ્યો અને ઘણો આદરસત્કાર કરીને એને રાજમહેલમા લઈ ગયો, અને પૂછવા લાગ્યો: 'વહાલાં બેન! તમે આમ છેક ઉદાસ કેમ જણાઓ છો? તમારૂ શરીર આવું દુબળુ કેમ થઈ ગયું છે? તમને કોઇએ દુભાવ્યા છે? બેન! મને સાચુ કહી દો. એભલવાળાની બેનને દુ:ખ દેવાની મગદૂર કોની છે?'

સાંઇ નેહડીએ લોકોએ પોતાના ઉપર આળ ચઢાવ્યાં તથા એને લીધે અકળાઈને સૂર્યનારાયણની પ્રાર્થના કરી તેનું આ ઉલટું પરિણામ આવ્યું

વગેરે વૃત્તાંત વિસ્તારથી કહી સંભળાવ્યો.

એભલવાળાએ કહ્યું: 'બેન! મારાથી કોઈ રીતે તમને મદદ થઈ શકે એમ હોય તો જણાવો. હું તન, મન, ધનથી મદદ કરવા તૈયાર છું. તમારા પતિને ગમે તે પ્રકારે આરામ થાય એવા ઉપાય તમે આદરો.'

સાંઈએ કહ્યુ: 'ભાઈ! હું બધા ઉપાય અજમાવી ચૂકી, પથ્થર એટલા દેવ કરી ચૂકી. આખરે એક સિદ્ધે એ પાપના પ્રાયશ્ચિત્તરૂપે એક ઉપાય સૂચવ્યો છે, પણ એ ઉપાય ઘણો રાક્ષસી છે.'

એભલે પૂછ્યુ: 'એવો તે શો ઉપાય છે?'

સાંઈ:–બત્રીસ લક્ષણા પુરુષના લોહીથી એમને નવરાવીએ તો એમને કોઢ મટે

એભલ –એવો કોઈ નર તમારી જાણમા છે?

સાંઈ —છે તો ખરો, પણ નામ દેતા જીભ ઉપડતી નથી.

રાજાએ કહ્યુ:—વગર સંકોચે જણાવો કે એ નર ક્યાં છે.

સાંઈ.–ભાઇ! એ આટલામાજ છે.

આ વાર્તાલાપ ચાલી રહ્યો હતો એવામા એભલનો રાજકુમાર અણો ત્યા આવી ચઢયો સાંઇ નેહડીએ તેના દુખણા લીધા. કુમાર તેને પગે લાગ્યો. કે ઇએ–સાંઇએ આશીર્વાદ દીધો અને એભલને કહ્યુ: 'ભાઈ! ભગવાને આપને બત્રીસલક્ષણો પુત્ર આપ્યો છે આપ ભાગ્યશાળી છો. પ્રભુ! એ દીકરાને સુખી રાખે.'

એભલ સમજી ગયો કે પોતાના પુત્રના લોહીની માગણી કરવા સાંઇ આવી છે. રાજાએ પુત્રને એ સંબધી પૂછી જોયું. રાજકુમારે કહ્યું: 'એમાં તે શી મોટી વાત છે આ દેહ તો નાશવત છે એક દિવસ તો પડવાનો છે, તો પછી એ દેહવડે કોઇનું કલ્યાણ થતું હોય તો એના કરતા વધારે સફળા-ચની વાત બીજી કયી?'

એભલે પુત્રને ધન્યવાદ આપ્યો અને જોતજોતામા પોતાની તલવારવડે તેનો શિરચ્છેદ કર્યો તેના લોહીમાં સાંઇ નેહડીના પતિને સ્નાન કરાવ્યું. સાંઈનો પતિ સાજો થયો.

ચારણી સાંઇ પરમ દયાળુ સતી હતી. એક મનુષ્યનો પ્રાણ બચાવવા ખાતર તો એણે પોતાના શિયળને કલંક લાગવા દીધું હતું, તો શું આજ એનું હૃદય એવું કઠોર બની ગયું કે પોતાના સ્વાર્થ ખાતર બત્રીસલક્ષણા

સુકુમાર યુવરાજનો પ્રાણ લીધો ! એણે ભગવાનની ખરા અંતઃકરણ-પૂર્વક પ્રાર્થના કરીને બાળકને ગળે હાથ ફેરવ્યો જોતજોતામાં એ બાળક હતો એવોને એવો થઇને હસતે મુખે ઉભો થયો. આ ચમત્કારમાં કેટલું સત્ય છે તે અમે કહી શકતા નથી. કાઠીયાવાડમા ભાટ ચારણો હજી પણ એ કથા ગાય છે અને એભલવાળા તથા તેના પુત્રની મહત્તાવિષે પૂછે છે કે:-

સોરઠા કરો વિચાર, બે વાળામા કિયો ભલો;
શિરનો સોંપણહાર, કે વઢાવણહાર વખાણીયે ?

અમે તો બન્નેને વખાણીએ છીએ;સતી સાંઇ ચારણીના પાતિવ્રત્યનો મહિમા વધારવા ખાતર એના હાથના સ્પર્શથી મરેલો બાળક સજીવન થયો, એવી દંતકથા પ્રચલિત થઇ હોય તો અસંભવિત નથી, કેમકે ભારતવાસીઓ સતી-મા અસીમ શકિત હોવાનું માને છે.

એભલને આપેલી સહાયતાનો બદલો વાળવા એ રાજા શું કરવા તૈયાર છે તેની કસોટી કસવા ચારણીએ એવી માગણી કરી હોય અને રાજા પુત્રનો વધ કરવા તત્પર થયો હોય તે સમયે તેને બાળહત્યાથી રોકયો હોય, તો તે પણ સંભવિત છે,પણ એ બધી કલ્પનાના પ્રદેશમા અમે ઉતરવા નથી માગતા. દંતકથાએ સાંઇ નેહડીની દયા તથા સહાનુભૂતિનો જે પરિચય કરાવ્યો છે, તે એને માટે સન્માન ઉત્પન્ન કરે એવોજ છે ×

## रत्न २७४ मुं–सती विकोइ



એ કાઠીયાવાડના એક ગરાસીયા કમાની પત્ની હતી. કમાને કાળો ઝાલ નામનો એક યુવાન અને સુંદર મિત્ર હતો. બંનેની મિત્રતા ઘણી ગાઢી હતી

એક સમયે કાળો ઝાલ મિત્રને મળવા ગયો. કમો ઘરમાં ન હોવાથી કમાની પત્નીએ ઉત્તર વાળ્યો કે, એ ઘરમા નથી. કાળો ઝાલ પાછો ગયો, પણ એનું સૌન્દર્ય એ સમયે વિકોઈએ બારીકીથી

× જુઓ સં૦૧૯૭૦ ના 'ગુજરાતી'ના દીવાળીના અંકમાં 'તળાજાની ટેકરી અને એભલવાળો' નામનો રા રા. દેવશંકર વૈકુંઠજી ભટ્ટનો લેખ. સૌરાષ્ટ્રની રસધાર તથા રા. રા.હરગોવિંદ પ્રેમશંકરની 'એભલવાળો અને સાંઇ!' નામની કવિતા. આ ચરિત્રમાં કવિતાઓ એ કાવ્યમાંથી ઉતારવામા આવી છે.

નિહાળ્યું.વિકોઇ શુદ્ધ હૃદયની સતી હતી. એના અંતઃકરણમાં કોઇ જાતનો વિકાર થયો નહિ; પરંતુ સૌન્દર્ય પણ પ્રભુની એક અમૂલ્ય બક્ષિસ છે, એમ જાણીને તે કાળા ગાલના અદ્દભુત સૌન્દર્યને નિરખીને એણે નિર્દોષ આનંદ અનુભવ્યો.

એક રાતે વિકોઇને સ્વપ્ન આવ્યું અને તેમા કાળા ગાલને બજારમા ઘોડે-સવાર થઇને ફરતો જોયો. સ્વપ્નમાં એના મુખમાથી કાળા ગાલને ઉદ્દેશીને કાંઇક નિર્દોષ ઉદ્દગાર પણ નીકળી ગયા. એનો પતિ જે પાસેજ સૂતો હતો તેને કાને એ શબ્દો પડયા અને તેને સંશય ઉત્પન્ન થયો કે વિકોઇનું હૃદય કાળા ગાલે ચોરી લીધુ છે અને એ બેની વચ્ચે આડો સંબધ છે.પતિના મનમાં પત્નીના ચારિત્ર્યમાટે સંશય ઉત્પન્ન થયો એટલે બાકી શું રહે! ગૃહ-સુખમા એ સમયેજ આગ લાગી જાય. કમાએ પત્નીને સત્વર જગાડી ને ઘર-માથી ચાલ્યા જવાનો આદેશ કર્યો. વિકોઇને ઘણુ આશ્ચર્ય થયું કે, એકદમ સ્વામી આટલા બધા ક્રોધે કેમ ભરાયા! મેં એમની સેવામાં કદિ ઉણપ આવવા દીધી નથી. પતિ સિવાય કોઇના ઉપર પ્રેમ દાખવ્યો નથી. કારણ પૂછતા કમાએ પોતાનો સંશય જણાવ્યો. પોતાના શિયળ ઉપર આરોપ મૂકાતો જોઇ એ સચ્ચરિત્રા સ્ત્રીને ઘણુજ લાગી આવ્યું નમ્રતાપણે એણે પોતાની નિર્દોષતા પતિને જણાવી, પણ વહેમે ભરાયેલા પુરુષના ધ્યાનમાં એની એક પણ દલીલ ઉતરી નહિ વિકોઇ કોઇ પણ રીતે પતિને છોડીને જવા તૈયાર ન થઇ ત્યારે એણે તેને ધકકો મારીને ઓસરીમાં કાઢી મૂકી.વિકોઇ રોવા લાગી અને પ્રેમપૂર્ણ ભાષામાં પતિને આજીજી કરવા લાગી; પણ પતિએ તો તેને મેણા માર્યા કે, જા હવે તને મારી શી પરવા છે. હવે આ ઘરમાં તારૂં સ્થાન નથી. કાળા ગાલ ઉપર તારૂં મન મોહી ગયું છે તો જા એને ઘેર. એજ તને સુખી કરશે. મારી સાથે તને ગોઠયું નથી તો પછી શું કામ અહિં રહેવાના વલખાં મારીને ખાલી ઢોંગ કરે છે.

આ શબ્દોએ તો વિકોઇને વધારે મનોવેદના ઉત્પન્ન કરી. એણે ગદ્દગદ્દ સ્વરે કહ્યું:—

'સારૂં સારડીએ, પાંજર મારૂં પિંગળાં;
ફતુર કુહડીએ, ન જડું કાળા ગાલશું.'

અર્થાત્ઃ 'મારા સુકુમાર શરીરને કુહડીની પેઠે ફેરવીને સારડીવડે વીંઝી નાખો પણ કાળા ગાલ પાસે તો હું કદિ પણ જનાર નથી. હે કમા! આ

સંસારમા રૂપ હમેશા દુઃખના કારણરૂપ છે જરા પણ સૌન્દર્ય હોતાં સ્ત્રી-જાતિના ઉપર મિથ્યા કલંક મૂકવામા કામી અને નિંદાખોર લોકો મજાહ માને છે. તમારી સાથે રહેતા મને વરસો વીતી ગયા, છતા તમે મારા પ્રેમને નજ પારખ્યો લાબા વખતના પ્રેમને આમ ખાલી વહેમમા પડીને તરછોડશો નહિ. હું તમારા જોડાની સગતળી છુ મને તમારી દાસી ગણીને ઘરમા શરણ આપો મને પત્ની ગણીને ભલે પ્રેમ ન દાખવશો હું ઘરમા રહી તમારી ગુલામી કરીશ. તમને સુખી જોઈને હુ સુખ માનીશ મને તમારી નજરથી આઘી તો નજ ખસેડો, પણ કમાના હૃદય ઉપર એની કશી પણ અસર ન થઈ. વિકોઈએ પતિને ફરીથી વિનવ્યુ કે, 'કમા! બધી સ્ત્રીઓ તો બેડુ માથે લઇને પાણી ભરે છે, પણ હું તો મારા ઉપર આવતા આળ માટે કહો તો મારી છાતી ઉપર બેડુ મૂકીને તમારે સારૂ પાણી ભરીશ, પણ મને કાઢી તો નજ મૂકશો. હુ તમારી સર્વ પ્રકારે સેવા કરીશ મને નાહક શા સારૂ કાઢી મૂકો છો? ઝ.ઝવાના પાણી પીવા શા સારૂ તૈયાર થાઓ છો? હજુ વિચારી જુઓ. નાહકનુ પરણેતરને દુ ખ ન દેશો' પરતુ કમાએ તેના વિલાપ પ્રત્યે જરા પણ ધ્યાન ન આપતા ધક્કો મારીને તેને ઘર બહાર કાઢી મૂકી અને પોતે કમાડ બધ કરીને ઘરમા બેઠો સતી વિકોઇ આક્રન્દ કરતી ઘર બહાર નીકળી. પાડોશીઓને પણ તેની સ્થિતિ જોઇ દયા આવી.

પતિવ્રતા વિકોઇ ઘેરથી નીકળીને કાળા ઝાલને ત્યા ગઈ કાળો ઝાલ ભેસ દોહી રહ્યો હતો, મિત્રપત્નીને પોતાને ઘેર આવેલી જોઇને તે આશ્ચર્ય પામ્યો અને પૂછવા લાગ્યો 'બહેન! આજે અહિ યા કેમ આવ્યા?' વિકોઇ શો ઉત્તર દે! એણે રડી દીધુ કાળા ઝાલના વિસ્મયનો પાર રહ્યો નહિ. એણે આગ્રહપૂર્વક કારણ પૂછ્યુ સતીએ પોતાના વીતકણા કહી સભળાવ્યા.

કાળા ઝાલને મિત્ર કમાની ટુકી દષ્ટિ અને વિચારશૂન્યતા ઉપર તિરસ્કાર છૂટયો એણે વિકોઇને દિલાસો આપ્યો 'બહેન! એ કમાની મૂર્ખતા છે. તમારા કે મારા મનમા જરાયે વિકાર ઉત્પન્ન થયો નથી અને થવાનો નથી. તમે મારા સગા બેન છો જીવો ત્યાસુધી આ ભાઇના ઘરમા સુખેથી રહો. કોઈપણ જાતનો સકોચ આણશો નહિ.' સતી ત્યાજ રહી કાળા ઝાલને ઘરના કામકાજમા મદદ આપવા લાગી એના પતિએ એનો ત્યાગ કર્યો હતો પણ એ પતિને કદિ વિસરી નહોતી.

આ પ્રમાણે અનેક દિવસ વીતી ગયા એક દિવસ કમો ફરતો ફરતો નદી-

કિનારે જઇ ચઢયો. વિકોઈ થોડી વાર પહેલાજ ત્યાથી સ્નાન કરીને ગઇ હતી. ત્યાં આગળ વિકોઇનું નામ સાભળતાં એને પત્નીનું સ્મરણ થઇ આવ્યું. ઘાટ ઉપર સ્નાન કરનારાઓને મુખે વિકોઇના ચરિત્રની ઉજ્જ્વળતાની વાતો સાંભળી તથા એ પણ જાણ્યુ કે, વિકોઇને કાળા ઝાલે બહેન કરીને રાખી છે. એ ખબરો સાભળતા કમાને પોતાની ભૂલને માટે પસ્તાવો થયો. પત્નીનો પ્રેમ સાભરી આવ્યો વિકોઈ થોડીજ વાર પહેલા નાહીને ગઇ હતી, એટલે દૂર દૃષ્ટિ નાખતા તેણે તેને જતી જોઈ. પત્નીને સબોધીને તેણે કહ્યું:–

વિકોઇ વહે ઉતાવળી, નદીએ અહોળા નીર;
ચાળો લગાડયો છીપરે, વિકોઇ ધોઇ ગઇ ચીર.
હોળી હૈયા માય, મે ખાતથી ખહકાવીયું;
પરજળી તે પ ડ માહ્ય, વરાળુ થઇ વિકોઇને.
ભાળી તારી પીંડીયુ, નમણા તારા નેણ;
પ્રીત્યું તૂટે ન પામીએ, વિકોઈ સરખા સેણ.

આટલો વિલાપ કર્યા પછી એને વિચાર આવ્યો કે વિકોઈ મને સંભારતી હશે કે નહિ પરીક્ષા કરવા સારૂ તેણે એક માણસદ્વારા પત્ર મોકલ્યો. એ પત્રમા એણે જણાવ્યું હતું, કે કમો ગુજરી ગયો છે વિકોઇને એ કાગળ મળ્યો ત્યારે એ વલોણું કરતી હતી પતિના મૃત્યુસમાચાર કાને પડતાવારજ એ મૂર્છા ખાઇને પડી ગઈ કાળો ઝાલ ત્યા આવી પહોચ્યો તેણે 'બહેન'ના ઘણાએ ઈલાજ કર્યા,પણ સતીનો પ્રાણ તો પતિના અવસાનનો શબ્દ કાને પડતાંજ દેહ ત્યજીને ચાલ્યો ગયો.

કાળા ઝાલે બહેનનો અગ્નિસસ્કાર કર્યો.

મૂર્ખ કમાએ જયારે એ સમાચાર સાભળ્યા ત્યારે એને કેટલો પશ્ચાત્તાપ થયો હશે તે તો કલ્પના કરવાનુ જ રહ્યું !+

---

+૧૯૭૦ના 'ગુજરાતી'ના દિવાળીના અંકમાં છપાયલા રા. રા. છેલશંકર શુક્લના લેખ ઉપરથી ઉપકાર સાથે ઉદ્ધૃત.

# रत्न २७५ मुं—भीमाबाइ होल्कर



હોલ્કર કુટુંબનો મૂળ પુરુષ મલ્હારરાવ હતો, એ આપણે અહલ્યાબાઇના ચરિત્રમા જોઇ ગયા છીએ એ ઘણો શૂરવીર રાજા હતો. ઇ૦સ૦ ૧૭૬૫ મા ૭૬ વર્ષની વયે તેનું મૃત્યુ થયું હતું એને ખંડેરાવ નામનો એક પુત્ર હતો, પરન્તુ તે પિતાની હયાતીમાજ ગુજરી ગયો હતો. એટલે મલ્હારરાવની પછી ખંડેરાવની સ્ત્રી અહલ્યાબાઇ અને તેનો પુત્ર માલેરાવ ગાદીના માલિક બન્યા. માલેરાવ પણ થોડા સમયમાજ ગુજરી ગયો અને રાજ્યનો સઘળો કારભાર અહલ્યાબાઇના હાથમા આવ્યો તેણે રાજ્યનો પ્રબંધ કેવી રીતે ચલાવ્યો હતો, તથા ન્યાય, નીતિ, સદાચાર અને સુશીલતા આદિ ગુણોને લીધે પ્રજાની કેટલી ભકિત સંપાદન કરી હતી, તે પણ આપણે અહલ્યાબાઇના ચરિત્રમા જોઈ ગયા છીએ અહલ્યાબાઇના મૃત્યુ પછી તેના રાજ્યનો બધો કારભાર તેના દત્તકપુત્ર તુકોજીરાવના હાથમા ગયો. તુકોજીરાવ હોલ્કર પણ ઘણો પરાક્રમી હતો એ ઇ૦ સ૦ ૧૭૯૭ મા મરણ પામ્યો તેને ચાર છોકરા હતા તેમાનો યશવંતરાવ હોલ્કર પાછળથી ઘણો પ્રસિદ્ધિ પામ્યો આપણી ચરિત્ર નાયિકા ભીમાબાઈ એ યશવંતરાવની પુત્રી હતી. તુકોજીના મરણ પછી ગાદીસંબંધી ટંટો ઉભો થયો હતો, પણ આખરે યશવંતરાવજ ગાદી ઉપર બિરાજવા ભાગ્યશાળી નિવડયો હતો યશવંતરાવે સિંધિયા, પેશ્વા અને અંગ્રેજોની સાથે અનેકવાર યુદ્ધ કર્યાં હતા. ઈ૦ સ૦ ૧૮૦૪મા ચંબલ નદીની પાસે કોટા રાજ્યમા આવેલા દરા સ્ટેશનની પાસેના, મુકન્દ્રાના પહાડ આગળ તેણે અંગ્રેજ સરદાર કર્નલ મોન્સુન સાથે ઘણી વીરતાથી યુદ્ધ કર્યું હતું અને એ યુદ્ધમા મોન્સુન સાહેબને એવી સખત હાર ખાવી પડી હતી કે, ‘ કર્નલ મોન્સુન ઘેડા ઉપર જીન અને હાથી ઉપર અંબાડી મૂકીને નાસી છૂટ્યો ’ સારાંશ એ કે કર્નલ સાહેબ એ વખતે એવા ગભરાઈ ગયા હતા કે તેમને જીવ લઇને નાસવું પડયુ હતુ, પરન્તુ યશવન્તરાવનો પ્રતાપરૂપી સૂર્ય થોડા સમયમાજ મદિરારાહુથી ગ્રસિત થઇને નિસ્તેજ થવા લાગ્યો. એ દશામાજ તેનો દુ:ખદાયક અંત પણ આવ્યો. યશવંતરાવ ઘણો મજબૂત મનનો મનુષ્ય હતો. સમયને અનુકૂળ થઇને કામ કેવી રીતે

સાધી લેવું એ તેને ઘણીજ ઉત્તમ રીતે આવડતું હતું.

યશવંતરાવે પોતાની કન્યા ભીમાબાઇને પણ સારૂં શિક્ષણ આપ્યું હતું. પિતાના વીરતા, સાહસ અને સમયસૂચકતા આદિ ગુણો ભીમાબાઇને પૂર્ણ-રૂપે વારસામા મળ્યા હતા.

યશવંતરાવને મરાઠી અને ફારસી ભાષા આવડતી હતી અને પિતાના સંગથી કન્યામા પણ બોલવાચાલવાની ઘણી ઉત્તમ છટા આવી હતી.'

યશવંતરાવના મૃત્યુ પછી તેની દાસી તુલસીબાઇ કારભાર કરવા લાગી. તુલસીબાઈએ મલ્હારરાવ નામના બાળકને દત્તક લીધો હતો. તુલસીબાઈ એક ઉત્તમ ગાનારી, ઘણી ખુબસુરત અને મનમોહક સ્ત્રી હતી, એટલે તેની આગળ બીજા કોઈનું કાંઈ ચાલતું નહિ તેણે બાવરામ શેઠ નામના યશવંત-રાવના એક પ્રમાણિક દીવાનને કહાડી મૂકીને ઠાર મરાવી નાખ્યો હતો. આ પ્રમાણે રાજ્યમાં ઘણી અવ્યવસ્થા ફેલાઈ ગઇ. આખરે ૧૮૦૭ મા તેને લૂંટારાઓએ મારી નાખીને ક્ષિપ્રા નદીમા ફેંકી દીધી એ ઘોડા ઉપર બેસવા-મા ઘણી હોશિયાર હતી. પોતાના માનકરીની સ્ત્રીઓને સાથે લઇને જ્યારે એ ખુલ્લે મોએ ઘોડેસ્વાર થઇને ફરવા જતી ત્યારે એ દૃશ્ય ઘણું જોવાલાયક થતું'

એ વખતે ભીમાબાઇ કયા હતી અને શું કરતી એ જાણ્યામા આવ્યું નથી, પણ ઇ૦ સ૦ ૧૮૧૦ મા મહિદપુરની લડાઇની થોડીક પૂર્વે કર્નલ માલ્કમની અને તેની મુલાકાત થઇ હતી. એ વખતે ભીમાબાઇએ ઘણી અસરકારક રીતે જણાવ્યુ હતુ કે, 'હોલ્કર કુટુંબનો અને હોલ્કરના રાજ્ય-નો અંત આવવાનો સમય આવી પહોચ્યો છે. અત્યારે એ કુટુંબનું ગૌરવ સાચવી શકે એવું મારા સિવાય બીજું કોઈ નથી હું નિરાધાર વિધવા છું. મારે પુત્ર પણ નથી મારે તો નિવૃત્ત થઇને ઇશ્વરનું ભજન કરવાનો સમય છે; પણ આવી અણીને વખતે મારા કુટુંબની આબરૂ સાચવવા ખાતર તથા રાજ્યનું સંરક્ષણ કરવા સારૂ મારે રાજકારભાર હાથમા લેવો પડશે.'

ભીમાબાઈ ઘોડેસવાર થવામા ઘણી હોશિયાર હતી. ભાલો ફેરવવાની તેની ચતુરાઇ એવી હતી કે ઘણા થોડા લોકો એવી સરસ રીતે ભાલો ચલા-વતાં જાણતા હશે. એ ઘણી સુંદર નહોતી તોપણ તેના મુખ ઉપર ગંભીરતા, તેજસ્વિતા અને હોશિયારીનાં ચિન્હ સ્પષ્ટ જણાઈ આવતાં હતાં. મરાઠા સ્ત્રીઓએ જ્યારે જ્યારે પ્રસંગ આવ્યો છે ત્યારે ત્યારે કાર્યદક્ષતા અને ધૈર્યનો પૂરો પરિચય આપ્યો છે. જીજાબાઈ, અહલ્યાબાઇ, તારાબાઈ, આદિનો

પરિચય અમે આ પુસ્તકમા અમારી ભગિનીઓને કરાવ્યો છે સુપ્રસિદ્ધ મરાઠા વીરાગનાઓમા ભીમાબાઇની પણ ગણત્રી થાય છે. ઈ૦ સ૦ ૧૮૧૭ મા મહિદપુરની લડાઇ સમાપ્ત થઇ અને હોલ્કરના સૈન્યનો પૂર્ણ પરાજય થયો. ભીમાબાઇ જેવી વીર સ્ત્રીથી આ અપમાન સહન થયુ નહિ તેણે તરતજ થોડુ ક સૈન્ય એકઠુ કરીને આખા દેશને લૂટવાનુ કામ શરૂ કર્યું એ કામ ઘણા દિવસ ચાલ્યુ .એક દિવસ સર જોન માલ્કમ ઘણા મોટા સન્ય સાથે જઈ રહ્યો હતો, એવામા તેણે ભીમાબાઇને પોતાની પાસે થઇને જતી જોઇ એ વખતે તેની પાસે કેવળ એક સિપાઇ હતો. ભીમાબાઈને પકડી લેવાના ઈરાદાથી માલ્કમ સાહેબે તેની આસપાસ ઘેરો ઘાલવાનો પોતાના સિપાઈઓને હુકમ આપ્યો એ વખતે ઘેરો ઘાલતા પહેલાજ ભીમાબાઇનો સિપાઈ તો યુક્તિથી નાસી ગયો; પરન્તુ ભીમાબાઈએ નાસી જવાનો પ્રયત્ન કર્યો નહિ. માલ્કમના સૈન્યને ખાત્રી થઇ કે હવે ભીમાબાઇ જરૂર પોતાના હાથમાં આવશે, પરંતુ ભીમાબાઇ ઘણીજ ચાલાક સ્ત્રી હતી, માલ્કમના સિપાઈઓને ભૂલથાપ ખવરાવીને તેણે ઘોડાને એવો પૂરપાટ મારી મૂકયો કે માલ્કમનુ સૈન્ય તેને પકડી શકયુ નહિ ભીમાબાઇનુ ધૈર્ય અને સાહસ આટલા ઉપરથી જણાઇ આવે છે ભીમાબાઈસબધી આથી વધારે વૃત્તાત જાણવામાં આવ્યો નથી

## रत्न २७६ मुं–कमळादेवी




પરમસાધ્વી સ્ત્રીના પતિનું નામ જગન્નાથ ભટ્ટાચાર્ય હતું. તે મુર્શિદાબાદનો નિવાસી હતો કમળાદેવી જેવી સુંદર અને મોહક હતી તેવાજ તેના ગુણ પણ પવિત્ર અને ચિત્તાકર્ષક હતા શાન્ત, સુશીલ કમળાદેવીને એના સદ્ગુણોને લીધે લોકો શ્રીવિષ્ણુ ભગવાનની અર્ધાંગિની કમળાની સમાન પરમસાધ્વી ગણીને એની પૂરી ભક્તિ કરતા જેને એકવાર પણ તેના દર્શન કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત થતુ, તે આખા જન્મ સુધી તેને કદિ ભૂલી જતો નહિ.

જગન્નાથ ભટ્ટાચાર્યના પૂર્વજોને થોડીક જમીન દાનમા મળી હતી.તેની આવકમાથી એ પોતાની સતી સ્ત્રી અને ત્રણ પુત્રોસહિત સુખે ગુજરાન ચ-

લાવતો હતો. આખા શહેરમા બધાં લોકો એને જાણતા હતા અને તેની ઘણી પ્રતિષ્ઠા કરતા હતા,પરન્તુ સ્થિતિ હમેશાં એકસરખી રહેતી નથી સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ એ સંસારનો નિયમ છે.

કાળની વિચિત્ર ગતિથી બંગાળા પ્રાન્ત ઈસ્ટ ઇંડિયા કંપનીના હાથમાં આવ્યો. એ કંપનીના અમલદારો જમીનનો વેરો ઉઘરાવવામા પ્રજા ઉપર ઘણોજ અત્યાચાર કરવા લાગ્યા, કારણ કે એ લોકો વિલાયતથી તાજા આવેલા હતા.આ દેશની રાજપ્રણાલિની એમને શી ખબર ! છતા પણ એ અંગ્રેજોનાં હૃદયમા તો કાંઇક પણ સ્વાભાવિક દયા હતી,પરન્તુ તેમના હાથ નીચેના ખુશામતી દેશી અમલદારો, ઉપરિસાહેબોના કાન ભંભેરીને પોતાના સ્વદેશી નિરાધાર ગરીબ બન્ધુઓને ત્રાસ આપવાનું ચૂકતા નહિ. એ વખતે કંપની સરકાર તરફથી જમીનવેરો વસુલ કરવા ઉપર જે દેશીઓને નોકર રાખવામા આવ્યા હતા, તેમા ગંગાગોવિંદસિંહ નામનો એક અમલદાર ઘણોજ ક્રૂર અને નિર્દય હતો ને ગમે તે પ્રકારે ગરીબ ખેડુતો પાસેથી કંપનીના નાણાં ઉઘરાવતો, એટલુંજ નહિ પણ પોતાનું પેટ પણ સારી પેઠે ભરતો.

દેશના દુર્ભાગ્યથી અનાવૃષ્ટિને લીધે એક વર્ષ બંગાળામા ભારે દુકાળ પડયો. અન્ન બિલકુલ ઉત્પન્ન થયું નહિ, પરન્તુ એ વખતે પણ ગંગાગોવિંદસિંહે પોતાના કામમા જરાપણ દયા ન આણી. તેણે લોકોના ઘરબાર હરાજ કરીને પણ જમીનવેરો ઉઘરાવવા માડયો. આટલા દિવસ સુધી જગન્નાથની જમીન ઉપર વિઘોટી લાગી નહોતી, કારણ કે એની ભૂમિ દાનભૂમિ હોવાથી સઘળા સરકારી કરોમાથી મુક્ત હતી, પરન્તુ દુષ્ટ ગંગાગોવિંદસિંહે એની જમીન ઉપર પણ કર ચોટાડીજ દીધો. જ્યારે જગન્નાથે કર આપવાની ના કહી ત્યારે ગંગાગોવિંદસિંહે બિચારા બ્રાહ્મણનું ઘરબાર લૂટી લીધું અને તેને માટે કાઇ પણ રાખ્યું નહિ. તેનું કુટુંબ ઘણી ગરીબ અવસ્થામા આવી ગયુ. ત્રણ દિવસમા એક મુઠ્ઠી અનાજ મળવું પણ મુશ્કેલ થઇ ગયુ. તેનાં બાળકો ભૂખને લીધે વ્યાકુળ થઇને રોવા લાગ્યાં. એ દુષ્ટ ગંગાગોવિંદસિંહે સતી કમળાનો પહેરવાનો સાલ્લો પણ હરાજ કરાવી દીધો હતો એ ફક્ત કપડાનો એક કકડો કમરે વીટીને લાજ રાખતી હતી. કમરની ઉપરનો ભાગ તો ખુલ્લોજ રહેતો હતો અને તેને લીધે શરમની મારી એ આખો દિવસ અંધારી ઓરડીમાજ બેસી રહેતી. જ્યારે રાત પડતી ત્યારે બહાર નીકળતી અને નગર દૂર જઇને થોડાંક કંદમૂળ અને વૃક્ષનાં પાંદડાં લઈ આવ-

તી એ કંદમૂળ તથા પાદડાંને ઉકાળીને ત્રણ પુત્ર તથા પતિનું પેટ ભરતી અને એમાંથી કાંઈ બચતુ તો પોતે ખાતી.

આટલુ બધુ અપમાન અને દુઃખ વેઠયાથી જગન્નાથ ગાંડા જેવો થઈ ગયો. ઘણીવાર તો આત્મહત્યા કરવાનો પ્રયત્ન કરતો, પણ કમળા તેને ઘણો બોધ આપીને આવુ અધર્મ અને નિંદનીય કામ કરતા રોકતી અને ઘરની બહાર જવા ન દેતી. અકસ્માત એક દિવસ જગન્નાથ કમળાની આખ ચોરાવીને ઘરમાથી જતો રહ્યો અને ગળામા ફાંસો નાખીને આ સંસારમા ત્રણ પુત્ર અને એક સતી સ્ત્રીને નિરાધાર છોડીને પરલોકમા ચાલ્યો ગયો કમળાના દુઃખનો તો હવે પારજ રહ્યો નહિ. તે આકાશભેદી રુદન કરવા લાગી. તેના વિલાપનુ વર્ણન કરવાની શકિત અમારી લેખિનીમા નથી વારવાર એ રોતી રોતી પથ્થરની સાથે પોતાનું માથું કૂટતી પણ પાછી બાળકોની દશા સંભારીને એ પોતાનુ બધુ દુ.ખ વિસરી જતી અને તેમને ખોળામા લઈને આશ્વાસન આપતી.

એક દિવસ તેના મોટા પુત્ર ક્ષેત્રનાથે ધંધાર્થે પરદેશ જવાની રજા માગી, પરન્તુ એની વય કેવળ બાર વર્ષની હતી, એટલે માતાએ તેને જવાની રજા ન આપી બાળક ક્ષેત્રનાથ વગર રજાએ, એક રાતે છાનોમાનો ચાલ્યો ગયો

હવે કમળા ઉપર ઉપરાઉપરિ દુઃખ પડવા લાગ્યું. એક તો પ્રાણ કરતાં પણ અધિક પ્યારા પતિનો વિયોગ, બીજુ પુત્રનું ચાલ્યા જવુ, ત્રીજુ નિર્ધનતા, ઘરમા ખાવાનો એક દાણો નહિ હોવા છતા બે બાળકોનું પોષણ કરવાની જવાબદારી. બધા દુ.ખ એક અબળાને માટે ઘણાજ અસહ્ય છે એવા સમયમા મોટા મોટા ધીરજવાળા સમર્થ પુરુષો પણ ધીરજ છોડીને ગાડા જેવા થઈ જાય છે, પણ પરમ ધૈર્યવતી કમળાએ આ અણીને વખતે પણ પોતાની સ્વાભાવિક શાન્તિ છોડી નહિ એને પણ ઘણીવાર આત્મહત્યાનો વિચાર આવતો પણ બે નિરાધાર બાળકોનો વિચાર કરતા, તથા શાસ્ત્રમાં આત્મહત્યાને ઘણું નિષિદ્ધ કર્મ ગણ્યું છે તે યાદ આવતા, એ પોતાનો એવો દુષ્ટ વિચાર છોડી દેતી. દેવીઆપત્તિ ઉપરાત ગામના દુષ્ટ લોકો પણ તેને ઘણું સતાવતા, પણ એ બધુ સહન કરતી આખરે ભૂખને લીધે એના બે બાળકો પણ મૃત્યુને વશ થયા અને કમળા એકલી રહી ગઈ. મનુષ્યના ઉપર જેમ જેમ દુ ખ પડે છે તેમ તેમ એનું હૈયું પણ કઠણ થતું જાય છે. મૃત બાળકોની લાશ

લઈને કમળા ગંગાગોવિંદસિંહની પાસે ગઈ અને બોલી: 'હે દુષ્ટ અધર્મી ! તને ભગવાનનો જરા પણ ભય છે કે નહિ ? લે, તારાં કર્મોનું આ ફળ, લે.' એમ કહી એક ગુપ્ત છરી કહાડીને તેને મારવા દોડી પણ સિપાઈઓએ તેને પકડી લીધી અને ગાંડી સમજીને ત્યાંથી કહાડી મૂકી.

ગંગાગોવિંદસિંહ તો દુષ્ટ હતોજ પણ તેનો સાથી દેવીસિંહ દુષ્ટતામાં એના કરતા પણ ચડે એવો હતો દયાનો તો એને સ્પર્શ પણ થયો ન હતો. એ ઘણોજ નરાધમ હતો. મોટા મોટા જમીનદારો વગેરેની સુંદર સ્ત્રીઓને એ પકડી લાવતો અને પોતાના અંગ્રેજ અમલદારોને ખુશ રાખવા માટે એ સ્ત્રીને તેમની પાસે મોકલતો કમળા નિરાધાર થઈને પોતાનું પેટ ભરવા માટે આમ તેમ ભિખ માગ્યા કરતી હતી, એવામાં દુષ્ટ દેવીસિંહની તેના ઉપર દૃષ્ટિ પડી. તેની સુંદરતા જોઈને એ મુગ્ધ થઈ ગયો. એજ વખતે એણે એને પકડીને કેદખાનામા મોકલી આપી. ઘણા દિવસ સુધી તો એ નિરાહાર રહી, પણ દેવીસિંહને જ્યારે એ વાતની ખબર પડી ત્યારે એણે તેને બળપૂર્વક ભોજન કરાવ્યું, કારણ કે એ જાણતો હતો કે કમળા જો ભૂખે મરી જશે તો હાથ આવેલો શિકાર ચાલ્યો જશે

એક દિવસ દેવીસિંહે કપટ કરીને કમળાને કોઈ અંગ્રેજની પાસે મોકલી દીધી. સાહેબે પોતાનો હાથ લંબાવ્યો એટલે તરતજ કમળાએ પોતાની છરી કહાડીને સાહેબનુ નાક કાપી નાખ્યું.બસ એજ દિવસથી એને સાહેબ-ની પાસે મોકલવાનું બંધ કર્યું અને એ કેદખાનામા બીજી સ્ત્રીઓની સાથે રહેવા લાગી.

કમળા જેલખાનામા રહેવા લાગી. ત્યા કેટલી તો એવી એવી સુંદર સ્ત્રીઓ પૂરી રાખવામા આવી હતી કે જેમણે પુખ્ત ઉંમરની થયા પછી પતિનું દર્શન પણ કર્યું નહોતું. કમળા કેદખાનામા એ સ્ત્રીઓને ધર્મ અને નીતિનો ઉપદેશ આપ્યા કરતી હતી. એક દિવસ રાતને વખતે એને બધી સ્ત્રીઓને એકઠી કરીને પતિવ્રતાના ધર્મસબંધી ઘણોજ સરસ અને અસરકારક ઉપદેશ આપ્યો અને છેવટે કહ્યું કે આપણે સર્વેએ પાતિવ્રત્યના રક્ષણને માટે, આ દુષ્ટ દેવીસિંહના પંજામાથી છૂટવા માટે પ્રયત્ન કરવો જોઈએ આપણી બધીઓની દૃઢ ઇચ્છા હશે તો આ કેદખાનાની પાકી દિવાલો તથા ઉઘાડી તલવાર સાથે પહેરા ભરનાર સંત્રીઓ હોવા છતાં પણ આપણે અહિંથી નાસી જવાને શક્તિવાન થઈશું. તમારામાથી જેને પતિદેવનું દર્શન કરીને

તથા તેમની સેવાચાકરી કરીને પતિલોકમા જવાની ઈચ્છા હોય, જેમને સ્ત્રીઓના પરમ ધન-શિયળનું રક્ષણ કરવાની ઈચ્છા હોય અને આ દુષ્ટ નરાધમ પોતાની લાજ ન લૂટે એવી અભિલાષા હોય, તેમણે મારી આજ્ઞા પ્રમાણે ચાલવા તૈયાર થવુ હું પ્રતિજ્ઞા કરૂ છુ કે હુ તમને બધીઓને અહિં-થી સહિસલામત બહાર ર્હાડી શકીશ. બસ ચાલો વિલબ ન કરો. મારી પાછળ પાછળ આવો અને હું કરૂં તેમ તમે પણ કરો.

બસ કમળાના મુખમાથી આવા ઉત્તેજનના શબ્દો નીકળતાવારજ બન્દી-ગૃહમાની બધી સ્રીઓ ઉભી થઈ અને કમળાની યુક્તિથી એક વિકટ ઉચી દિવાલ ઉપરથી કૂદીને બહાર નીકળી ગઈ

ધન્ય છે કમળાદેવીને કે જેણે પોતાનું શિયળ સાચવવા ઉપરાત આ-ટલી બધી સ્રીઓના સતીત્વનુ પણ રક્ષણ કર્યું.

# रत्न २७७ मुं-सत्यवती



બંગાળ પ્રાતમા માલદા જીલ્લામા ગૌડ ગામમા રામાનંદ ગોસ્વામી નામનો એક મોટો ભક્ત વૈષ્ણવ વસતો હતો. એને કેટલાક વીઘા જમીન ધર્માદા ખાતામાં મળી હતી. એના ઉપર એને વેરો ભરવો નહોતો પડતો એ જમીન માફીમા હતી રામાનદ ઈશ્વરનો મહાન્ ભક્ત હતો. દરરોજ ગરીબોને વસ્ત્ર અને ભોજન આપ્યા પછી તો તે ભોજન કરતો એની સ્રી સુનીતિ ઘણી પતિવ્રતા હતી એ સદા પોતાના નોકરો મારફતે પોતાના ગામથી બબ્બે ગાઉ દૂર સુધી ગરીબોને ભોજન મોકલાવતી અને પોતાનો વખત ભજનમા ગાળતી હતી તેને પ્રેમાનદ નામનો એક પુત્ર હતો અને પ્રભાવતી નામની એક કન્યા હતી પ્રેમાનદ ઘણો વિદ્વાન્ અને પ્રવીણ હતો. પ્રેમાનદના વિવાહ સત્યવતી નામની એક સ્રી સાથે થયો હતો. સત્યવતી ઘણીજ પતિવ્રતા હતી અને પતિપત્નીનો પરસ્પર પુષ્કળ પ્રેમ હતો. ગામમા પણ એમની ઘણી સારી પ્રતિષ્ઠા હતી, પણ મનુષ્યનો વખત બદલાતા વાર લા-ગતી નથી થોડા વખતમા આપત્તિનું ચક્ર એ સુખી કુટુંબ ઉપર પણ ફરી વળ્યું.

એ વખતે બગાળામા ઇસ્ટ ઇંડિયા કંપનીનું રાજ્ય હતું. ત્યાંની જમીન

એ વખતમા ઘણી ઉપજાઉ નહોતી અને પાણીની તંગીને લીધે ઘણા વર્ષોથી એ દેશની અવસ્થા શોચનીય થઈ ગઇ હતી. જમીનદારો કરજદાર થઇ ગયા હતા. કંપની સરકાર તરફથી જમીનવેરો વસુલ કરવાના કામ ઉપર દેવીસિંહ નામના એક અત્યાચારી અને નિર્દયી મનુષ્યને નિમવામા આવ્યો હતો. એ પ્રજાને ઘણુ જ દુઃખ દેતો હતો. રૈયત પાસે પેટ ભરીને ખાવાનુ ન હોય તો-પણ એમને જોડા અને ચાબુકના માર મારીને, ઘરબાર વેચીને પણ કંપની સરકારના નાણા વસુલ કરતો હતો એ એટલો બધો અન્યાયી અને દુષ્ટ હતો કે કોઇની પ્રતિષ્ઠા અને આબરૂ બગાડતા તો એને કાંઈ પણ વાર લાગતી નહિ. જે કોઇ વેરો ભરી શકતું નહિ, તેનું ઘરબાર છીનવી લેતો, સરસામાન હરાજ કરાવતો અને ઘરની સ્ત્રીઓને ભર્યા દરબારમા નાગી કરાવતો. એ વિલાપ કરતી સ્ત્રીઓની દુર્દશા જોઇને તેના હૃદયમા જરાપણ દયા ન આવતી.

ગોસ્વામી રામાનંદની ભૂમિ ઉપર આજ સુધી કદિ કર નાખવામા આવ્યો નહોતો, પણ દેવીસિંહે તેને પણ ન છોડયો. બિચારા ગોસ્વામીએ રાજશાહીની રાણી ભવાની દેવી પાસેથી પચાસ હજાર રૂપિયા કરજે લઇને એને આપ્યા પણ એથી એ દુષ્ટ ધરાયો નહિ અને વધારે રૂપિયા માગવા લાગ્યો. જ્યારે ગોસ્વામી વધારે નાણા આપવાને માટે અશક્ત થયો ત્યારે તેણે તેની માલમતા લૂટી લીધી અને તેના આખા કુટુંબને પકડીને કેદ કરવાની આજ્ઞા આપી. હવે પ્રેમાનંદ ઘણો ગભરાયો ઘરની આબરૂ જવાના ભયથી એ રોવા અને કાપવા લાગ્યો. આખરે એણે પોતાની સ્ત્રી અને બહેનને લઇ જઇને કોઈ શિષ્યને ત્યા સંતાઈ રહેવાની પિતાને સલાહ આપી, અને પોતે દેવીસિંહની પાસે ગયો અને પોતાનુ રક્ષણ કરવાની પ્રાર્થના કરી, પરન્તુ એ નિર્દયને જરા પણ દયા ન આવી એણે પ્રેમાનંદને કેદ કર્યો તથા એના માતાપિતા અને સ્ત્રીબહેનને પકડી આણવા માટે માણસો મોકલ્યા.

જે સમયે પ્રેમાનંદ કચેરીમા ઉભો હતો તે વખતે દેવીસિંહ કેટલીક અબળાઓની લાજ લૂંટવાને માટે તૈયાર થઇ ગયો હતો. એ દુષ્ટની આજ્ઞાથી એ નિરાધાર અબળાઓની લાજ લૂટવાનો વખત આવ્યો તે વખતે કેટલીકે તો આત્મહત્યા કરીને પ્રાણ ત્યજી દીધા અને ઘાયલ થઇને ભૂમિ ઉપર બેશુદ્ધ પડી ગઇ.આવો અન્યાય જોઇ ખરેખરા પુરુષના હૃદયમાં લોહી ઉકળી આવ્યા વગર રહેતું નથી.સ્ત્રીઓની આવી દુર્દશાનું દ્રશ્ય પ્રેમાનંદથી ન જોઇ શકાયું. એ તરત બોલી ઉઠયો: 'અરે અધમ ! દુષ્ટ ! તને ઇશ્વરનો ભય છે કે નહિ ?

લે તારા દુષ્ટ કર્મોનું ફળ' એમ કહી હાથમાં છરી લઇને દેવીસિંહની તરફ એ ધસ્યો પણ સિપાઇઓએ તેને પકડીને કેદખાનામાં મોકલ્યો કેદખાનામાં પણ કેદીઓને દુ ખ દેવામા કસર રાખવામા નહોતી આવતી.જે વખતે પ્રેમાનદ ત્યા ગયો તે વખતે ખીલાવાળા મગદળોના મારથી રીબાઇ રીબાઇને મરી ગયેલા દશબાર મનુષ્યોની લાશો ત્યાં પડી હતી. પોતાના પતિની પણ એવીજ દશા થઈ છે એવી ખોટી ખબર જાણીને સતી સત્યવતી વિલાપ કરવા લાગી એજ સમયથી એણે બધા શૃગાર છોડી દીધા અને વિધવાનો વેશ ધારણ કરીને, રગપુર શહેરમા તેના સસરાના એક શિષ્યને ત્યા ગુપ્ત રીતે રહેવા લાગી. તેનો સસરો પણ તેના રક્ષણને સારૂ સાથેજ હતો સત્યવતીની ઉમર એ વખતે પચીસ વર્ષની હતી, પરન્તુ એ પદર સોળ વર્ષની યુવતી જેવી દેખાતી હતી પતિવિયોગથી દુઃખી થઇને એણે ઘણીવાર આત્મહત્યા કરવાનો યત્ન કર્યો, પણ દુ'ખીઓને મોત પણ ક્યાથી આવે ? એ એકેવાર પોતાની યુક્તિમા સફળ ન થઈ.

જ્યારે દેવીસિહનાં માણસોને ખબર પડી કે, સત્યવતી એના સસરા સાથે રગપુરમા સંતાઈ ગઈ છે,ત્યારે એમણે ત્યા પણ એનો પીછો ન છોડયો. સત્યવતીને એ વાતની ખબર પડવાથી એ સસરા સાથે ત્યાથી પણ નાઠી અને દીનાજપુરના એક જ ગલમા રહેવા લાગી,પણ એ જ્યા જ્યા નાસતી ત્યા ત્યા દેવીસિંહના માણસો તેને પકડવા સારૂ જતા. આખરે પોતાને લીધે પોતાનાં વૃદ્ધ સાસુસસરાને પણ દુઃખ થાય છે. એમ ધારીને સત્યવતી પુરુષનો વેશ ધારણ કરીને એ વૃદ્ધ જૂના નોકરોને સાથે લઇને ઘર બહાર નીકળી પડી. થોડા દિવસોમા તેના વૃદ્ધ સસરા રામાનંદને પણ એ દુષ્ટ સિપાઇઓ પકડીને જેલમા લઇ ગયા

પુરુષના વેશમા સત્યવતી પોતાના સાથીઓની સાથે જેલખાનામાં ગઇ અને રામાનદને છોડાવવાનો ઉપાય વિચારવા લાગી. સત્યનો સદા જય થાય છે અને ધર્મને ભગવાન તરફથી સદા મદદ મળે છે. જેલમા બધા સિપાઈઓ દુષ્ટ અને અધર્મી હતા, પણ સત્યવતીના સદ્ભાગ્યે એમનામાથી પણ એક ભલો માણસ નીકળી આવ્યો. સત્યવતી તેને મળી અને બીજી આડીઅવળી વાતો કર્યા પછી કહ્યું કે મારે નોકરી કરવાની ઇચ્છા છે. સિપાઈ પૂરા ભ ગીદાસ હતા એટલે સત્યવતીને એની મારફત પોતાનું કામ પાર પાડવાનો લાગ મળ્યો. સત્યવતી નજીવા પગારમાં ત્યાં નોકર રહી ગઇ.તેને આઠ-

ગાનનો સારો અભ્યાસ હતો, એટલે તેના મધુર ગાયનથી બધા સિપાઈઓ મુગ્ધ થઈ જતા. તેઓ તો એમજ ધારતા હતા કે આ કોઈ જુવાન છોકરો છે. તેઓ એના ગાનતાનથી પ્રસન્ન થઈને એના ઉપર ઘણી મહેરબાની રાખતા અને સારા સારાં મિષ્ટાન્ન ખાવા માટે આપતા. એક દિવસ સિપાઈઓ ખુબ ભાગ પીને નીશામા ચકચૂર થઈને સૂઈ ગયા. સત્યવતીને તો એટલુ જ જોઈતું હતું. એ યુવકના વેષમાં કેદખાનામાં પહોચી અને પોતાના બે સેવકોની સહાયતાથી રામાનંદને શોધી કહાડીને કેદખાનામાથી બહાર લઈ આવી. એ સિપાઇઓદ્વારા એને એ પણ ખબર પડી હતી કે એનો પતિ પ્રેમાનંદ મરી નથી ગયો પણ કલકત્તાના કેદખાનામા કેદ થયેલો છે, એટલે એણે પોતાના સસરા રામાનદને તો વનમા એક મહાદેવજીના મંદિરમા પહોચાડયા અને એક સેવકને તેમની સેવા માટે મૂકીને, પોતે બીજા સેવકને સાથે લઈને કલકત્તા તરફ રવાના થઇ. ત્યાનું કેદખાનું ઘણું મજબૂત અને બદોબસ્તવાળું હતું. ત્યાં આગળ પૈસાનું પાણી કર્યા વગર પહોચાય એમ નહોતું. નિર્ધન સત્યવતી એટલા પૈસા કયાંથી લાવે ? એ ચિન્તામા ને ચિન્તામા એક વૃક્ષ તળે જઇને બેસી ગઇ. ઘણા દિવસ એ પ્રમાણે વીતી ગયા, પણ પોતાના પતિના છૂટકારાનો કોઇ ઉપાય ન જડવાથી એ દુ:ખી થઈને ઘણુ રોવા લાગી અને પોતાના જીવતરને લાખોવાર ધિક્કારવા લાગી, એટલામા ઇશ્વરકૃપાથી એક ભલો માણસ એ રસ્તે થઇને નીકળ્યો. એ એવા સપાટામા ચાલ્યો જતો હતો કે એના હાથમાથી એક જરૂરી કાગળ પડી ગયો. એને તો એ વાતનું કાંઇ ભાન રહ્યું નહિ, પણ સત્યવતીએ એ કાગળ ઉપાડી લઇને પોતાના સેવકની સાથે એની પાસે મોકલી દીધો. એ કાગળ એટલો બધો જરૂરી હતો કે એના ખોવાઈ જવાથી એ મનુષ્યને ઘણી હાનિ થવાનો સંભવ હતો; એટલે એ કાગળ મળતાવારજ ઘણો ખુશ થઈ ગયો અને સત્યવતીના માણુસને કહ્યું: ‘ આપ ઘણા ભલા માણુસ દેખાઓ છો. આપે મારા ઉપર ઘણી મોટી મહેરબાની કરી. આ કાગળ ન જડત તો મને ઘણુંજ નુકશાન થાત. હું આપના આ ઉપકારનો બદલો કેવી રીતે વાળી શકું ? ’

તેણે હાથ જોડીને પોતાનો સવિસ્તર વૃત્તાંત કહી સંભળાવ્યો. એ સાંભળીને એ મનુષ્યના હૃદયમા પણ દયા આવી અને એણે પ્રેમાનંદને છોડાવી આપવાની કબૂલાત આપી. એણે સત્યવતી અને તેના સેવકને રસ્તાંમાંથી પોતાને ત્યાં બોલાવી લીધાં તથા એમના ખાવાપીવાનો સારો બંદોબસ્ત

ફરી આવ્યો અને પોતે પ્રેમાનંદની મદદ માટે બહાર ગયો.ઘણું દ્રવ્ય ખરચ્યા પછી અને ઘણોજ પરિશ્રમ કર્યા પછી એ પ્રેમાનંદનો છૂટકારો કરવામા સફળ થયો.

પ્રેમાન દ એ ગૃહસ્થને ત્યાં બે મહેમાનોને જોઈને ચકિત થઇ ગયો. પોતાના સેવકને તો એણે થોડી વારમા ઓળખી લીધો પણ નવયુવક પુરુષના વેશમા સજેલી સત્યવતીને એ ઓળખી શકયો નહિ; કારણ કે પતિવિયોગ-થી એ ઘણીજ દુર્બળ અને કાન્તિહીન થઈ ગઈ હતી પ્રિયપતિના મરી ગયાના સમાચાર શત્રુઓએ કહ્યા હતા અને જેને લીધે પોતે એક વખત વૈધવ્ય વેશ ધારણ કરી ચૂકી હતી,તે પતિનું મુખ જોઇને તેનું હૃદય ઘણુ પ્રફુ-લ્લિત થયું તેના આનંદનો પાર રહ્યો નહિ હૃદયના આન દના વેગને એ રોકી શકી નહિ અને પ્રિયપતિને ઘણે દિવસે દૃઢ આલિ ગન દઇ સુખદુઃખની વાતો કરવા લાગી

ત્રણે જણા ત્યાથી રજા લઈને એક મહાદેવના મ દિરમા ગયા અને ત્યાં આન દપૂર્વક રહેવા લાગ્યા.

સત્યવતીની બધાએ ઘણી પ્રશ સા કરી ખરેખર એ પ્રશ સાને પાત્રજ હતી. સત્યવતી વીરતાની મૂર્તિ અને પાતિવ્રત્યની જનની હતી. એવીજ સ્ત્રી-ઓ દેશના ગૌરવ રૂપ છે.

---

# रत्न २७८ मुं—देवी चौधराणी




રતખ ડમા અ ગ્રેજોનું રાજ્ય થયા પછી પહેલો ગવર્નર જનરલ લોર્ડ હેસ્ટિ ગ્સ નિમાયો હતો. તેના વખતમા બંગાળાની સ્થિતિ ઘણી વિલક્ષણ હતી. બ ગાળાનો નવાબ વાર્ષિક પેન્શન ખાઇને સ્વસ્થ બેઠો હતા. લશ્કર અને નાણા અ ગ્રેજોએ પોતાના કબજામા લીધા હતા, અને અગાઉની જાગીર-દારી પદ્ધતિનો બિલકુલ નાશ થઇ ગયો હતો બ ગાળાના જમીનદારોને અં-ગ્રેજો પોતાનુ મહેસુલ ઉઘરાવી આપનાર અમલદાર જેવા ગણતા. અંગ્રેજોએ ચલાવેલી આ નવી રાજનીતિને લીધે ઘણા જમીનદારો નાખુશ થયા; ઘણા લોકોએ તો અંગ્રેજોની તાબેદારી સ્વીકારવાની ના કહી અને ઘણાઓએ ખુલ્લી રીતે બ ડ મચાવ્યું,પણ અ ગ્રેજોના તોપખાના આગળ કોઇ ટકી શક્યું

નહિ. ઠેકાણે ઠેકાણે તેમનો પરાજય થયો,અને તેમને તેમના કિલ્લાઓમાથી હાંકી કહાડવામા આવ્યા. ઘણાઓની જાગીર અંગ્રેજોએ છીનવી લીધી અને ઘણાઓને કેદખાનામાં નાખ્યા. એ વખતે અંગ્રેજ અંમલદારોમા લાંચનું બજાર તેજીમાં હતું, એટલે જે લોકો કલકત્તાના ઉપરી અંગ્રેજ અમલદારોને સારી લાંચ આપી શકયા, તેજ લોકો ફકત કેદખાનાના જુલમ અને ત્રાસ, તથા મૃત્યુથી બચી શકયા.

આ પ્રમાણે આખા દેશ ઉપર આપત્તિના વાદળ ઘેરાઇ આવ્યાં હતાં.

આખા પ્રાન્તમાં અંધેર મચી ગયું. અધિકારથી ભ્રષ્ટ થયેલા જમીનદારો બહારવટે નીકળ્યા. તેમણે દેશને ઉજડ કર્યો શહેરોને લૂંટીને પાયમાલ કર્યા. દુર્બળ નગરવાસીઓને ત્રાસ આપવામા કચાશ રાખી નહિ. એવે સમયે ગરીબનો બેલી કોઇ નહોતું. નવાબશાહીનો તો અંતજ આવી ગયો હતો. અંગ્રેજોએ પોતાની સત્તા જમાવી હતી, પણ રાજ્યમા સારો પ્રબંધ કરવાની એમને એ વખતે પરવા નહોતી.એ વખતે એમનો ઉદ્દેશ આ સુવર્ણભૂમિમાથી પુષ્કળ ધન સંપાદન કરીને સ્વદેશમા ચાલ્યા જવાનો હતો સદાનો શાન્ત અને સુખી બંગાળા પ્રાન્ત મોટી વિપત્તિમા આવી પડયો.

વીરભૂમિથી લઇને ગંગાના કિનારા સુધીના આખા પશ્ચિમ બંગાળામાં લૂટારાઓની એક જબરદસ્ત ટોળીએ લોકોને ત્રાહે ત્રાહે પોકરાવી હતી. એ લોકો ધોળે દહાડે શહેરો ઉપર ધાડ પાડતા અને ધનવાનોની ધનદોલત લૂંટી લેતા. અંગ્રેજોની સત્તાને તેઓ હસી કહાડતા અને ગરીબ બિચારા નવાબો તો તેમની ગણત્રીમાજ નહોતા; પણ વિશેષ આશ્ચર્યની વાત તો એ હતી કે એ લૂટનારાઓની ટોળીની નાયક એક સ્ત્રી હતી એ નાયક સ્ત્રીનું નામ શું હતું તે કોઇને ખબર નથી, કોઇ તેને રાણીમા કહેતા, કોઇ ગોરીમા કહેતા, અને કોઇ દેવી ચૌધરાણી કહેતા. તેની ટોળીમાના માણસોમાથી પણ ભાગ્યેજ કોઇએ તેને જોઇ હશે. તે કોણ છે અને કયા રહે છે તેની ખબર પણ કોઇને નહોતી.તે સૌભાગ્યવતી છે કે વિધવા તેનો પણ કાંઇ પત્તો ન હતો;તેમજ એવી એક અબળા લૂટારાઓના ટોળામા શા માટે ભળી હશે તે કળી શકાતું પણ નહોતું; પરન્તુ તેનું નામ સાંભળતાવારજ આખા પશ્ચિમ બંગાળામાં ત્રાસ ફેલાઇ જતો. સ્ત્રીઓ પોતાનાં રોતા બાળકોને છાના રાખવા માટે એ અબળાનું નામ લેતી. મોટા મોટા જમીનદારો પણ તેના નામથી થરથર કંપતા.

ઉપર જણાવ્યા પ્રમાણે નવાબોને તે બંડ સમાવી દેવાનો અધિકાર રહ્યા

નહોતો અને અંગ્રેજોને દ્રવ્ય સંપાદન કરવા સિવાય બીજી કોઇ વાતની ગરજ નહોતી એટલે દેવી ચૌધરાણી અને તેના સોબતીઓને ધાડ અને લૂંટફાટ કરવાનું ખૂબ ફાવે એમાં નવાઇજ શી ! ! દિવસે દિવસે તેનો પ્રભાવ વધતો ગયો અને હવે તેણે પોતાની ઉપાધિ પણ બદલી નાખી હવે એ 'રાણી' ચૌધરાણી બની બંગાળાની રાણીતરીકે એણે પોતાનું નામ પ્રગટ કર્યું. એણે પોતાની સાથે સારા સારા લૂટારાઓ અને ચોરોને રાખ્યા હતા એટલુંજ નહિ પણ એક પ્રબળ સૈન્ય એકઠું કર્યું હતું. વળી બંગાળાના કેટલાક સરદારો પણ તેને શરણે આવ્યા હતા, એટલે તેને રાણીનો આડંબર કરવામાં કાંઈ વિઘ્ન નડયું નહિ એણે હવે તો પોતાનો ઉદ્દેશ પણ સ્પષ્ટ રીતે જાહેર કર્યો. એણે જણાવ્યું કે મારો ઉદ્દેશ અંગ્રેજો અને મુસલમાનોને બંગાળામાંથી કહાડી મૂકીને દેશને સ્વતંત્ર બનાવવાનો છે

આ હકીકત સઘળે ફેલાઈ ગઈ, પણ હજી સુધી તેના લશ્કરમાંના માણસોમાંથી કોઇ તેના દર્શન કરવા નહોતું પામ્યું તથા તેનું મુખ્ય રહેઠાણ કયી જગ્યાએ છે તેની કોઇને માહિતી નહોતી, પરન્તુ બંગાળાની રાણી તરીકે તેને ઘણા લોકો માનવા લાગ્યા હતા એ વાત તો નિર્વિવાદ છે કેટલાક રાજાઓ અને જમીનદારો તો તેને ખંડણી પણ ભરવા લાગ્યા હતા

ધીમે ધીમે આ સમાચાર કલકત્તા પહોંચ્યા પ્રથમ તો અંગ્રેજ અમલદારો એ સાંભળીને પુષ્કળ હસ્યા એક સ્ત્રીની આગેવાની નીચે લૂટફાટ ચલાવનારી દુર્બળ બંગાળીઓની ટોળી બહાદૂર અંગ્રેજોનો શો વાંકો વાળ કરી શકવાની હતી ? જયારે એ લૂટારાની ટોળીએ કરેલા જુલમની ખબર વૉર્ન હેસ્ટિંગ્સને પહોચાડવામાં આવી ત્યારે તેણે પણ કહ્યું કે – 'એક લૂટારી સ્ત્રીની પૂઠ લેવા કરતા બીજાં ઘણા ઉપયોગના કામો ઉપર મારે ધ્યાન આપવાનું છે '

આ પ્રમાણે કોઇનો પણ અંકુશ નહિ રહેવાથી દેવી ચૌધરાણી અધિક પ્રબળ થતી ગઇ તેણે મોટા યુદ્ધની તૈયારી કરી અત્યાર સુધી તેની ટોળીના લોકો અમુક હદની અંદરજ લૂટફાટ કરતા હતા, પણ હવે તો તેણે હુકમ કહાડયો કે અંગ્રેજોનો ખજાનો લૂટવો તથા તેમને ઘર બહાર કહાડી મૂકવા. ઉપરાઉપરિ જીલ્લાઓની તીજોરીઓ લૂંટાવા લાગી. એક પછી એક અંગ્રેજ અમલદારો આ બંડની ખબર કહેવા કલકત્તે જવા માંડયા. એક દવસે એ લુટારાઓએ ઠેઠ કલકત્તા પહોચીને ત્યાંના શેઠનું ઘર લૂંટયું. અં-

ગ્રેજ સિપાહીઓ તેનો બચાવ કરવા દોડી આવ્યા પણ તેઓ તેના ઘર આગળ આવી પહોચે તે પહેલા તો રાણી ચૌધરાણી પોતાનાં માણસો સાથે અદૃશ્ય થઈ ગઇ.

હવે ગવર્નર જનરલ સાહેબ વોર્ન હેસ્ટિંગ્સની ખાત્રી થઈ કે, આ લૂંટારી સ્ત્રીના બંડને શમાવવાનું કામ, ચૈતસિંહનો ખજાનો લૂંટવા કરતાં કે નંદકુમારને ફાસી દેવા કરતાં કાંઇ ઓછી અગત્યનું નથી. આખા બંગાળામાં તેનો ત્રાસ વ્યાપી ગયેલો હોવાથી અંગ્રેજ લોકો ડરી ગયા. એ લોકો કહેવા લાગ્યા કે આ લૂટારી ટોળીને દબાવી દેવામા નહિ આવે તો બંગાળાના લોકો ઘણા સમયથી પહેરેલી પરતંત્રતાની બેડી તોડી નાખશે એ લોકો તો એમજ માનતા હતા કે દેવી ચૌધરાણી એ તો કલ્પિત નામ છે. બળવાખોર લોકોએ પોતાનું નામ છુપાવા માટે તથા અમને શરમાવવા માટે એક અબળાનું જૂઠું નામ પોતાના સરદારતરીકે બહાર પાડયું છે. હિંદુસ્તાનના ધાર્મિક લોકોમા દેવીના નામથી શ્રદ્ધા ઉત્પન્ન કરવાને માટે તેમણે સ્ત્રીનું નામ આગળ આણ્યું છે. આવી આવી કલ્પના હોવા છતા પણ, આ ત્રાસદાયક લૂટારાઓના દળને વગર વિલંબે શમાવી દેવાને માટે એક મોટુ સૈન્ય તૈયાર કરવાની તેમણે ગવર્નર જનરલને આગ્રહપૂર્વક વિનતિ કરી.

તરતજ બળવાખોર લોકો ઉપર એક લશ્કર મોકલવામા આવ્યુ. એની પ્રત્યેક વિગતનું વર્ણન કરવાની કાંઇ જરૂર નથી.અંગ્રેજોના વિશાળ સૈન્ય આગળ લૂટારાઓ કેટલીવાર ટકી શકે ? ઠેકાણે ઠેકાણે તેમનો પરાજય થયો. તેઓ ત્યાંથી પાછા હઠયા અને અંગ્રેજો તેમને પાછળજ હાંકતા ગયા. તેઓ જે જે જંગલોમાં અને કિલ્લાઓમા નાઠા ત્યા અંગ્રેજોએ તેમની પૂઠ પકડી—આખરે દેવી ચૌધરાણીએ જોયું કે આમ નાસાનાસ કરે કામ નહિ ચાલે.હવે તો ખુલ્લમખુલ્લા બન્ને પક્ષ વચ્ચે યુદ્ધ થયું. લૂંટારાઓ રાક્ષસોની પેઠ લડયા, આ લડાઇમા અંગ્રેજોને ખબર પડી કે તેમને કોઇ બહાદૂર સૈન્ય સાથે કામ પડયું છે. એક તસુ આગળ વધતા અંગ્રેજોને ત્રાહે પોકારવી પડતી; પણ પ્રતાપી અંગ્રેજી શહેનાશાહત કયાં અને એક લૂટારી સ્ત્રીની ટોળી કયા ? લૂંટારાઓ વીરતાથી લડયા અને તેમનામાના ઘણા વીરતાથી રણભૂમિમાં મૃત્યુવશ થયા. ઘણું નુકશાન વેઠયા પછી અંગ્રેજો તેમને જીતી શકયા પણ જીવતા રહેલા લૂંટારાઓએ નાસી જઇને એક કિલ્લામાં આશ્રય લીધો.

અંગ્રેજોએ તેમનો પીછો છોડયો નહિ. તેઓ એ કિલ્લા તરફ ધસ્યા પણ

રસ્તામાજ લૂટારાઓએ તેમના ઉપર ગોળીઓ અને તીરનો વરસાદ વરસાવ્યો. વળી એટલામા એક બીજી તરફથી લૂંટારાની એક ટોળીએ આવીને અંગ્રેજી સૈન્ય ઉપર એક હલ્લો કર્યો. લગભગ ત્રણ કલાક સુધી યુદ્ધ ચાલ્યુ અને અગ્રેજો ભૂમિશાયી થવા લાગ્યા. કિલ્લા ઉપરથી તેઓ એક તોપ ફોડતા અને હજારો અગ્રેજોના પ્રાણ જતા અગ્રેજ સેનાપતિએ તોપ બધ કરવાનો નિશ્ચય કર્યો. તેણે સ્વયસેવકોને બોલાવ્યા અને તેમની મદદથી તોપનું મોં બધ કરવા માટે ધસ્યો. તોપ આગળ ભયકર યુદ્ધ થયુ. લૂટારાઓ તોપની આસપાસ આવીને ઉભા રહ્યા અને તેમનામાનો પ્રત્યેક બહુકથી માર્યો ગયો ત્યાસુધી એમણે એ તોપનું રક્ષણ કર્યું, પણ હજુ લૂટારાઓમાથી એક મનુષ્ય જીવતો હતો. અગ્રેજોના સૈન્યમાંથી એક રાજપૂત સિપાહી એની તરફ ધસ્યો અને તેને કાપી નાખવા માટે પોતાની તલવાર ઉગામી બળવાખોર વીર વ્યક્તિએ ઘણી સફાઇથી તેનો ઘા ચુકાવી દીધો. બને જણા તલવારથી ખેલવા લાગ્યા અને જયારે બને જણા થાકી ગયા ત્યારે પાછળથી એક અગ્રેજ સિપાહીએ આવીને એ લૂટારાના શરીરમા સગીન ખોસી દઈને તેનો પ્રાણ લીધો.

વાચક !તમે અનુમાન કરી શકો છો કે આટલી બહાદુરીથી જાનના જોખમે તોપનું સરક્ષણ કરનાર વીર કોણ હતો ? પાછળથી અગ્રેજોને ખબર પડી કે એ વીર પુરુષ નહિ પણ સ્ત્રી હતી. લોકોનુ કહેવું છે કે એજ દેવી ચોધરાણી હતી કેટલાકનુ એવું કહેવુ છે કે એ દેવી ચોધરાણી નહોતી. દેવી ચોધરાણી શત્રુઓને હાથે મરણ પામી નહોતી, પણ યોગબળવડે અતરિક્ષમા અતર્ધાન થઈ ગઈ હતી અસ્તુ ! એ વાત તો નિર્વિવાદ છે કે વીર રમણીએ અગ્રેજોને ઘણા હફાવ્યા હતા અને તેનુ નામ હજુસુધી આખા બગાળ પ્રાન્તમા પૂજાય છે

પ્રસિદ્ધ નવલકથાકાર બકિમે આ વીરનારીના ચરિત્રને આધારે એક સુદર નવલકથા લખી છે

---

# रत्न २७९ मुं–रत्न कुंवरी बीबी




વિદુષી કુલાંગના મુર્શિદાબાદના જગતશેઠના કુટુંબમાં ઉત્પન્ન થઇ હતી.તેની કવિતા ઘણી રુચિકર અને રસવાળી છે. તેણે પ્રેમરત્ન નામનો એક ગ્રંથ સંવત ૧૮૪૪ માં બનાવ્યો હતો ભગવદ્ભકતોમાં એ ગ્રંથનો બહુ પ્રચાર છે, કારણ કે એમા શ્રીકૃષ્ણની લીલાઓનો ઉલ્લેખ પરમ-પ્રેમપૂર્વક કરવામાં આવ્યો છે. ભારત ગવર્નમેન્ટના કેળવણી ખાતાના મોટા અમલદાર, હિન્દી ભાષાના સુવિખ્યાત ગ્રંથકાર રાજા શિવપ્રસાદ સિતારે–હિંદ રત્નકુંવરીના પૌત્ર હતા. એમણે પ્રેમરત્ન ગ્રન્થની પ્રસ્તાવનામા પોતાની દાદીના ગુણોનુ નીચે પ્રમાણે વર્ણન કર્યું છે.

“ એ સંસ્કૃતમા ઘણી પંડિતા હતી. છએ શાસ્ત્રની વેત્તા હતી. ફારસી ભાષા પણ જાણતી હતી. મૌલાના રૂમની મસ્નવી અને દિવાન શમ્સતબ્રેજ જ્યારે મારા પિતા વાચી સંભળાવતા ત્યારે એ તેનો આશય સંપૂર્ણ રીતે સમજી જતી. ગાવાબજાવવામા અત્યંત નિપુણ હતી અને યુનાની તથા આયુર્વેદિક બંને પ્રકારની ચિકિત્સા જાણતી હતી. યોગાભ્યાસમાં પરિપકવ હતી તથા એમના યમનિયમ અને વ્રત ઋષિઓના જેવા હતા. સીત્તેર વર્ષની અવસ્થામાંપણ તેના વાળ કાળા હતા અને આંખોની જ્યોતિ બાળકોના જેવી તેજ હતી, એ અમારી દાદી હતી, એટલે એની વધારે પ્રશંસા લખતાં અમને શરમ આવે છે; પણ એમને ઓળખનારા જે સાધુસંત અને પંડિતો હજીસુધી કાશીમાં વર્તમાન છે તેઓ એના ગુણ હજી પણ સ્મરણ કરે છે.

---

# रत्न २८० मुं–सुंदरकुंवरीबाई




સન્નારી રૂપનગર તથા કૃષ્ણગઢના રાઠોડવંશી રાજા રાજસિંહની પુત્રી હતી. તેનો જન્મ મહારાણી બાંકાવતજીને પેટે દિલ્હીમાં વિ૦ સં૦ ૧૭૯૧ મા કાર્તિક સુદી ૯ ને દિવસે થયો હતો. રાજકન્યા સુંદર કુંવરીની તરુણાવસ્થામા કૃષ્ણગઢની રાજ્યગાદી માટે કુટુંબમા ઘણા લાંબા સમય સુધી વિદ્રોહ

ચાલતો રહ્યો, જેને લીધે ૩૧ વર્ષની યુવાન અવસ્થા સુધી તેને કુંવારી રહેવું પડયું. આખરે મહારાજા સરદારસિંહજીના સમયમાં તેનું લગ્ન રાઘોગઢના ખીચી મહારાજા બળભદ્રસિંહના કુંવર બલવંતસિંહ સાથે સં૦ ૧૮૨૨ ના વૈશાખ સુદી ૧૪ ને દિને થઇ ગયું. સુંદરકુંવરી પતિની સાથે રાઘોગઢ ગઇ તો ત્યાં પણ તે નિશ્ચિન્ત ન રહી. એ સમયમાં ગ્વાલિયરના સિંધિયા અને ઇન્દોરના હોલકર આસપાસના રાજાઓને ઘણું સતાવતા હતા. તેમણે અનેકવાર રાઘોગઢ ઉપર ચડાઈ કરી રાઘોગઢના રાજા પાસેથી ખંડણી વસુલ કરી તથા એકાદ વખત સિંધિયાએ રાઘોગઢને પોતાના રાજ્યમાં ખાલસા પણ કરી લીધું, જે આખરે અંગ્રેજ સરકારના હુકમથી મહારાજા દૌલતરાવ સિંધિયાએ રાઘોગઢના રાજાને પાછું આપ્યું.

રાઘોગઢના ઉપર આવી પડેલી આ આપત્તિના સમયમાં સુંદરકુંવરી કયાં રહી હતી તે જણાયું નથી, પણ સંભવ છે કે એ રૂપનગઢ, કૃષ્ણગઢ કે સલેમાબાદમાં રહી હશે. સુંદરબાઇ નિમ્બાર્ક સંપ્રદાય પાળતી હતી અને સલેમાબાદ (રૂપનગઢથી ૬ ગાઉ દક્ષિણમાં આવેલું ગામ)માં તેના ગુરુ વૃંદાવનદાસજી રહેતા હતા.

સુંદરકુંવરીબાઇનું મૃત્યુ કયાં અને કયારે થયું તેનો પણ ઠીક નિર્ણય થયો નથી, પરન્તુ તેના અન્તિમ ગ્રંથની રચના સંવત ૧૮૫૩ ની સાલમાં થઇ હતી. એ વખતે એની અવસ્થા ૬૩ વર્ષની હતી, એટલે એ મહારાજા પ્રતાપસિંહના સમયમાં અમરધામમાં પધારી હોય એમ મનાય છે. સુંદરકુંવરીને કોઇ ઓરસ પુત્ર થયો ન હતો. રાઘોગઢનો રાજા જયસિંહ ખીચી તેનો ઓરમાન છોકરો હતો.

સુંદરકુંવરીબાઈ એક સારી કવિ હતી. કવિતા રચવાનો ગુણ તેને વંશપરંપરા પ્રાપ્ત થયો હતો. જે રાજકુટુંબમાં તેનો જન્મ થયો હતો તે કુટુંબમાં ઘણા રાજાઓ કવિતારસિક અને કવિઓના આશ્રયદાતાતરીકે પ્રસિદ્ધ થયા છે.

તેના પિતા રાજસિંહ, દાદા માનસિંહ, વડદાદા રૂપસિંહજી (જેમણે રૂપનગઢ વસાવ્યું) એ બધા ઘણી સારી કવિતા લખતા. સુંદરકુંવરીના ભાઇ નાગરીદાસજી અને બહાદુરસિંહજી તથા ભત્રીજા બિરદસિંહજી પણ કવિ હતા. સુંદરકુંવરીની માતા બ્રજદાસી રાણી બાંકાવતજી પણ ઘણી સારી કવિ હતી. તેમનો વૃત્તાંત અમે આગળ જણાવી ગયા છીએ. તેમણે રચેલું બ્રજદાસી ભાગવત આજદિન સુધી ભગવદ્ભક્તોમાં ઘણા પ્રેમથી વંચાય છે. સુંદરકુંવરીની

ભત્રીજી છત્રકુંવરીબાઇ પણ પદયોજનામા ઘણી કુશળ હતી. એ રાજકુટુંબની રાણીઓ અને કન્યાઓ તો સારી કવિ હતીજ પણ તેમની દાસીઓ પણ કવિતા રચતી હતી. નાગરીદાસજીની ખવાસણ રંગીચંગી પણ રસિકબિહારી નામથી ઘણા રસીલા પદ અને ભજનો બનાવતી હતી; તો પછી એવા વિદ્યાના રસિક ઉચ્ચ કુળમા જન્મ પામેલી સુંદરકુંવરી કાવ્યકળાથી શુન્ય રહે એ સંભવેજ કેમ ? સુંદરકુવરીએ તો ભક્તિમયી લલિત કવિતા બનાવવામાં એ કુટુંબની સર્વ સ્ત્રીઓ કરતા વિશેષ નિપુણતા મેળવી હતી. તેનાં રચેલાં કવિતાનાં પુસ્તકો ઉપરથી તેની વાણીની મધુરતા સ્પષ્ટ જણાઇ આવે છે.

તેના રચેલા ૧૧ મધુર ગ્રંથોનો એક મોટો સંગ્રહ કૃષ્ણગઢના મહારાજા પ્રતાપસિંહની રાજકુમારીની પાસે હતો. જ્યારે એ રાજકુમારીનું લગ્ન બુંદીના રાવ રાજા વિષ્ણુસિંહજી સાથે થયુ ત્યારે એ પુસ્તકનો સંગ્રહ પણ તેની સાથે બુંદી ગયો. એ સંગ્રહ એમણે પોતાના પુત્ર રાજા રામસિંહને આપ્યો. રાજા રામસિંહજીએ એ અમૂલ્ય સંગ્રહ પોતાની મહારાણી પડિહારજીને બક્ષિસ આપ્યો. ત્યાર પછી એ સંગ્રહ બુંદીના વર્તમાન મહારાજા શ્રીરઘુવીરસિંહજી બહાદૂરના માજી સાહેબને પ્રાપ્ત થયો. તેમણે 'વસુધરારત્ન' ચન્દ્રકળાબાઈની પ્રાર્થનાથી એ ગ્રંથ છપાવીને વગરમૂલ્યે વહેંચ્યો છે.

સુંદરકુંવરીના ગ્રંથોમા કૃષ્ણલીલા અને ભક્તિનું વર્ણન નિમ્બાર્ક સંપ્રદાયના મત પ્રમાણે ઘણા પ્રેમપૂર્વક કરવામા આવ્યુ છે.

સુંદરકુંવરીબાઈએ રચેલા ગુઢ વિષયના ગ્રંથોની યાદી અમે નીચે આપીશું.

૧. નેહનિધિ, સં૦૧૮૧૭મા ભાદરવા સુદિ૧૩ ને રવિવારે રૂપનગઢમાં રચ્યો.

૨. વૃન્દાવનગોપીમાહાત્મ્ય, સં૦ ૧૮૨૩, શાકે ૧૬૮૯ વૈશાખ સુદી ૧૩ ને ગુરૂવાર.

૩. સંકેત યુગલ, સં૦૧૮૩૦, શાકે ૧૬૯૫ મહા વદી ૮ સોમવાર કૃષ્ણગઢમાં.

૪. રસપુંજ, સં૦૧૮૩૪, શાકે ૧૬૯૯ ફાગણ વદી ૫ ચંદ્રવાર રાઘોગઢમા.

૫. પ્રેમસંપુટ, સં૦ ૧૮૪૫, શાકે ૧૭૧૦ વૈશાખ સુદી ૧૫ સોમવાર.

૬. સારસંગ્રહ, સં૦૧૮૪૫, શાકે ૧૭૧૦ કાર્તિક સુદી ૯ ચંદ્રવાર.

૭. રંગઝર, સં૦ ૧૮૪૫, શાકે ૧૭૧૦ માગશર સુદી ૧૦ ચંદ્રવાર.

૮. ગોપીમાહાત્મ્ય, સં૦ ૧૮૪૬, શાકે ૧૭૧૧ માઘ વદી ૧૧ બુધવાર.

૯. ભાવનાપ્રકાશ, સં૦ ૧૮૪૯, શાકે ૧૭૧૪ માઘસુદી ૫ બુધવાર.

૧૦ રામરહસ્ય, સં૦ ૧૮૫૩, શાકે ૧૭૧૮, કાર્તિક સુદી ૯ ગુરૂવાર.

૧૧ પદ તથા પરચુરણ કવિત.

# रत्न २८१ मुं–दीवाळीबाई




જરાતની આ સ્ત્રીકવિ ડભોઇના એક બ્રાહ્મણની કન્યા હતી. સંવત ૧૮૪૭ માં જ્યારે સુડતાળો કાળ પડ્યો ત્યારે દીવાળીના બાપથી પોતાનું તથા દીકરીનું પોષણ થઈ શક્યું નહિ, તેથી એક વૃદ્ધ સાધુને તે છોકરી સોંપી તીર્થયાત્રાનિમિત્તે કંઇ જતો રહ્યો વૃદ્ધ સાધુ રામભક્ત હતો તેથી તેણે દીવાળીને વાચતાલખતા શિખવીને રામભક્તિ ઉપર દૃઢતા કરાવી. તે સાધુને તુલસીકૃત રામાયણ સારૂં આવડતુ હતુ, તેથી તે પણ દીવાળીને ભણાવ્યું દીવાળીબાઈ તુલસીકૃત રામાયણ વાચતી અને રામભક્તિમા નિરંતર નિમગ્ન રહેતી. સાધુની સાથે બેત્રણવાર અયોધ્યાજી પણ જઈ આવી હતી. એ બાઇ સ્વભાવે સાલસ અને ગરીબ હતી ડભોઈથી ગોરવા ગામ જઇને વસી હતી અને ત્યાથી વડોદરે આવી રહી હતી. ત્યા કોઇ શ્રદ્ધાળુ ભકતે તેને રામમંદિર બંધાવી આપ્યું હતું ત્યા રહેતા પણ અનેક ઉપાધિઓ થતા તે સાધુઓ સાથે અયોધ્યા જતી રહી અને ત્યાજ મરણ પામી હશે એના જન્મમરણની સાલ મળી નથી. તેને વૈધવ્ય પ્રાપ્ત થએલુ એવું તેના કાવ્યોમા તેણે લખ્યું છે. સાધુ પાસે રહ્યા પછી પરણી હોય એવુ માલૂમ પડતું નથી, તેથી છેક બાળપણમા વૈધવ્યદશા પામેલી, એમ અનુમાન થાય છે તેણે રામાયણસંબંધીજ કવિતા રચી છે. રામજન્મ, રામબાળલીલા, રામવિવાહ અને રામરાજ્યાભિષેક એ ચાર પ્રસંગો માટે તેણે ગરબીઓ તથા ધોળ લખ્યાં છે લગભગ પાંચસે ગરબીઓ અને ધોળ તેણે રચેલાં છે. તુલસીકૃત રામાયણના શ્રવણ તથા અભ્યાસપરથી એણે રામચરિત્ર વર્ણવ્યું છે, પરન્તુ એની કવિતામાં શુદ્ધ ગુજરાતી ભાષા છે. કોઇ પણ હિંદી શબ્દ કે વાક્યરચના હિંદી નથી. એની કવિતા ઘણીજ સરળ હોઇ સર્વ કોઇ સમજી શકે એવી છે માત્ર રામના ગુણ ગાવા, એ તેની કવિતાનો મુખ્ય હેતુ છે. તેનું જ્ઞાન પણ પરિમિત જણાય છે રામનામ ગાવાની મનની ઉર્મિના પરિણામે તેણે કવિત્વ શકિતનો ઉપયોગ કર્યો છે. તેમાં ઉછળતો મનોવેગ નથી, પરન્તુ કલ્પનાશકિત ઘણી છે. રામાયણની ટુંકી હકીકતોને સ્વકલ્પનાથી વિસ્તારી વર્ણવી છે. એ કલ્પનાશકિત પણ સામાન્ય પંકિતની છે, પરન્તુ સર્વત્ર છે.

રામના ગુણ ગાવાથી રામભકતો તર્યા છે અને દીવાળીને પણ રામચંદ્રે

સહાયતા કરી છે, એમ ઠામઠામ એ લખે છે. રામને નીતિ વહાલી છે.

"એને જોઈએ નીતિવાન, સંતો રામના રે;
એને જોઈએ નહિ નાત કે જાત, સંતો રામના રે;
એને જોઈએ નહિ ફૂલ કે પાન, સંતો રામના રે;
એને જોઈએ નહિ દખણા દાન, સંતો રામના રે;
એને જોઈએ એક ભજન, સંતો રામના રે."

રામપરનો એનો ભક્તિભાવ આવા વાક્યો દર્શાવે છે. ઉંચનીચ, વિધવા-સધવા, સૌ એને સરખાં છે. એને ધનનું કામ નથી, એવાં વચન અનેક ઠેકાણે છે. ઈશ્વરના ખરા ભક્તો તુલસીદાસ સરખા અથવા પછી તેને કૃષ્ણરૂપે પૂજનાર નરસિંહ મહેતા સરખા અથવા રામરૂપે ભજનાર ઇશ્વરને આ સકળ જગતનો ત્રાતા માનનાર સર્વ ભક્તોની જેવી વૃત્તિ થાય છે, તેવીજ વૃત્તિ આ દીવાળીબાઈની છે. ઇશ્વરને સકળ પ્રજા સરખી છે, તે માત્ર ભક્તિનો ભૂખ્યો છે, એને બીજું કાંઈ જોઇતું નથી, તે ભક્તને પાર ઉતારનાર છે, એવી ભાવના શુદ્ધ ભક્તિમાનના હૃદયમા સહજે ઉત્પન્ન થાય છે. એવા ભક્ત રામના કે કૃષ્ણના ભક્ત નહિ, પણ તેની પાર જનારા સાક્ષાત્ ઈશ્વરના ગુણને સમજનારા થઇ ગયા છે અને તેમના જીવન ધન્ય થયાં છે, એ સર્વને જાણીતી વાત છે સામાન્ય સમુદાયમા પ્રચલિત કૃષ્ણભક્તિ કે રામભક્તિથી આ ઉંચા પ્રકારની ભક્તિ છે, એ નિઃસંદેહ છે. ઇશ્વરપરની એની શ્રદ્ધા અપ્રતિમ છે. તે કહે છે કેઃ—

"મટે ભવોભવનાં દુઃખ, રામજી કહીએ રે;
આજ તમ પામ્યા સુખ, રામજી કહીએ રે;
થઈ વિધવા પામ્યાં ભજન, રામજી કહીએ રે;
એવાં વિધવા જુગોજુગ, રામજી કહીએ રે;
દીવાળી કરીએ તમારૂં ભજન, રામજી કહીએ રે."

વૈધવ્યમાં રામનામ ગાવાની અનુકૂળતા મળી ગઇ માટે ભલે એવું વિધવાપણું જન્મોજન્મ આવે તો ફીકર નહિ. એ સ્થિતિમાં રામનું ભજન ગવાશે, એથી મોટું સુખ શું? એમ માનનારને પ્રાપ્ત સ્થિતિનો સંતોષ કેટલો હોવો જોઈએ? નરસિંહ મહેતાના 'ભલું થયું ભાગી જંજાળ સુખે ભજીશું શ્રી ગોપાળ' એ વાક્ય જેવોજ આ ઉદ્ગાર છે.

સ્ત્રીના હૃદયની લાગણી દીવાળીબાઈએ ઠામઠામ કુશળતાથી ચિતરી છે. કવિ પોતે સ્ત્રી છે એ વાતનું વાચનારને સ્પષ્ટતાથી ભાન થાય છે. તેણે સર-

સ્વતી પાસે વિદ્યારૂપી કાપડીની યાચના કરી છે. ગુરુએ વિદ્યાકાપડી આપી છે. 'પહેરી જ્ઞાન કાપડી' એમ ઘણે ઠેકાણે લખ્યું છે. રામનો રાજ્યાભિષેક કરવાની ધારણા હતી, તેની આગલી રાતે સીતાના મુખમા કવિએ જે ઉક્તિ મૂકી છે તે એક સ્ત્રીનીજ કલ્પનામા આવે સીતા રામને કહે છે'–

'કાલે પેરૂ કેઇ સાડી રે, અતિ આનંદ થાય,
જુઓ કાળી ના પેરાયે, મુને લાલ ન ગમે રાય,
ત્યમ લીલી ના પેરાયે, મુને પીળી ન ગમે રાય રે,
હું તો પેરીશ ગુલાબી સ્વામી,તમને કહું છું મસ્તક નામી રે;
પેરૂં દાગીના જોઇ જોઇ, દીવાળી રેવા દેઉ ના કોઇ રે.'

તેજ પ્રમાણે રામ પણ કેવો વાઘો ને કેવી પાઘ પહેરશે, તે પૂછી તેનો જવાબ મળે છે ત્યારે સીતા જંપે છે એવુ વર્ણવ્યુ છે.

દીવાળીબાઈની કવિતા સાદી અને જીવનની શુદ્ધતાથી ભરેલી છે, એવુંજ સાદું, શુદ્ધ અને સૌમ્ય જીવન કવિનુ પોતાનુ પણ હતું *

# रत्न २८२ मुं–ममोला बीबी



એ ભોપાળના રાજા નવાબ ફૈઝ મહમદખાની સાવકી મા હતી નવાબની બાલ્યાવસ્થામા રાજ્યનો બધો પ્રબંધ તેણેજ કર્યો હતો અને તેના પ્રબંધને લીધેજ ભોપાળનુ રાજ્ય મરાઠાઓના હાથમા જતું બચ્યું હતું મમોલા બીબી મરાઠાઓનો સ્વભાવ સારી પેઠે જાણતી હતી એ જાણતી હતી કે એ લોકો જરૂર ભોપાળને સર કરી લેશે એમની સાથે લડાઇ કરવામા રાજ્ય ખોવા સિવાય બીજુ કાઇ લહાણુ કહાડવાનુ નથી,એવું સમજીને એ દૂરઅ દેશ બાઇએ તેમને સાત પ્રગણા આપીને બાકીનુ રાજ્ય બચા વી લીધુ એ ઘણીજ ઉદાર અને ન્યાયી હતી નવાબ ફૈઝ મહમદ પછી નવાબ હયાતમહમદના સમયમાં તેનીજ સલાહથી કામ થતુ હતુ, એટલે સુધી કે વજીરની નિમણુક સુદ્ધાં તેનાજ હુકમથી થતી હતી તેણે ભોપાળમા એક આલિશાન મસ્જીદ બંધાવી હતી તે ૮૦ વર્ષની વયે ઇ૦ સ૦ ૧૭૯૪ મા મરણ પામી

* અ૦ સૌ૦ બ્હેન વિદ્યાગૌરીના લેખમાંથી ઉધ્ધૃત.

# रत्न २८३ मुं—राणी केतूबाइ



એ બુંદીના રાવ નારાયણદાસ હાડાની રાણી હતી. રાવ નારાયણદાસ ઘણા વીર, પરાક્રમી અને બળવાન હતા. એમના વીરત્વ, બળ અને પરાક્રમની ઘણી વાતો રાજપુતાનામા પ્રચલિત છે, પરન્તુ એટલા બધા સારા ગુણોની સાથે એમનામાં એક મોટો દોષ પણ હતો. એ મોટા અફીણી હતા. એમ કહેવાય છે કે એ રોજ સાત પૈસાભાર અફીણ ખાતા હતા.

સંવત્ ૧૮૫૧ મા માંડુના પઠાણોએ ચિતોડના રાણા રાયમલ ઉપર ચઢાઈ કરી. એ વખત રાણાએ રાવ નારાયણદાસને પોતાની મદદે બોલાવ્યા. નારાયણદાસ પાંચસે હાડાવીરોને સાથે લઇને ચિતોડ ગયા. એક મજલ ગયા પછી એક ગામની પાસે કૂવા આગળ અમલપાણી કરીને સૂઇ ગયા. મુસાફરીનો થાક હોવાથી ઉંઘ પણ સારી આવી ગઇ. તેમનુ મોં ઉઘાડું હતું, તેમા માખીઓ ભરાઇ ગઇ, એક ઘાંચણ એ વખતે પાણી ભરવા માટે ત્યાં આવી હતી; તેણે જ્યારે ચિતોડનું રક્ષણ કરવા જનાર રાવ નારાયણદાસની આ દશા જોઇ ત્યારે નીચેના કટાક્ષ કર્યા; અમારા રાણાજીને મદદને માટે આના વગર બીજું કોઇ ન મળ્યુ ? એને પોતાના શરીરનું તો ભાન નથી, તો રાણાજીનું શું દળદર ફેડશે ? અફીણીની શ્રવણશક્તિ પ્રબળ હોય છે ઘાંચણના શબ્દો સાભળીને આંખો ચોળતા ચોળતા રાવજી ઉભા થયા અને તેની સામે જઇને કહ્યું ' રાંડ શું કહે છે ? જરા ફરીથી તો બોલ ? ' ઘાંચણ બીકની મારી ફરીથી ન બોલી શકી અને રાજાની પાસે ક્ષમા માગવા લાગી. એ યુવતીના હાથમા એક લોઢાનો લઠ્ઠ હતો. એ લઠ્ઠને પોતાના હાથથી વાળી દઇને હાંસડી બનાવીને રાવજીએ ઘાંચણના ગળામા પહેરાવીને કહ્યું: ' જ્યાંસુધી રાણાજીને મદદ કરીને હુ પાછો ન આવું ત્યાંસુધી આ પહેરી રાખજે અને જો મારા પાછા આવતા પહેલાં કોઇ એવો બળવાન આવે કે આ હાંસડીને સીધી કરી શકે, તો એને હાથે સીધી કરાવીને ગળામાથી કહાડી નાખજે.'

જે સમયે હાડારાવ ચિતોડ પહોંચ્યા તે સમયે એમણે જોયું કે ચિતોડને ચારે તરફથી શત્રુઓએ ઘેરી રાખ્યું છે. એકદમ તેમણે સિંહની માફક તેમના ઉપર હુમલો કર્યો. હાડાઓની તલવાર આગળ મુસલમાનો ટકી શક્યા નહિ. અનેક મુસલમાનો ત્યાંજ ઠાર થઇ ગયા અને અનેક અગીઆરા ગણી ગયા;

એટલે રાવ નારાયણદાસના વિજયનું નગારૂં જોરથી વાગવા લાગ્યુ. જ્યારે રાણા રાયમલજીએ સાંભળ્યુ કે શત્રુઓ બુંદીના રાવજીના ભીષણ પરાક્રમથી ચિતોડ છોડીને નાસી ગયા છે અને રાવજી પાસે આવી પહોંચ્યા છે, ત્યારે એ પોતાના સરદારો સાથે એમનો સત્કાર કરવા ગયા અને ગઢની બહારથી એમનો સત્કાર કરીને મહેલમા લઇ આવ્યા. ચિતોડમા પ્રવેશ કરતી વખતે ત્યાની સ્ત્રીઓએ ગીત ગાઇને તેમના ઉપર પુષ્પની વૃષ્ટિ કરી.

હાડારાવની અપ્રતિમ વીરતાનું વૃત્તાત સાંભળીને રાજકુમારી કેતુબાઇ તેમના ગુણો ઉપર એવી મોહિત થઇ ગઇ કે એમની સાથે વિવાહ કરવાનો એણે દૃઢ સંકલ્પ કર્યો

એ રાજકુમારી રાણાજીની ભત્રીજી હતી. રાણાજીએ જ્યારે એનો મનોભાવ જાણ્યો ત્યારે ઘણી ખુશીથી તેનું લગ્ન હાડારાવ સાથે કરી દીધુ

વિવાહ થઇ ગયા પછી હાડારાવ રાજા પોતાની નવોઢા પત્ની સાથે આનંદપૂર્વક બુંદી પાછા આવ્યા. રસ્તામા પેલી ધાયણના ગળામાની હાંસડી પણ ઉતારતા ગયા.

કેતુબાઇની પતિભક્તિ અને પતિ-પ્રેમ અસાધારણ હતા. એક રાતે એવું બન્યુ કે રાજાજી અફીણના ઘેનમા ને ઘેનમાં રાણીના મોને પોતાનું મોં સમજીને ખણતા રહ્યા. ખણતે ખણતે એમણે રાણીના કોમળ મુખારવિન્દને લોહી લવાણ કરી દીધું પણ ધૈર્યવતી રાણીએ પતિને એમ કરતા રોકવામાં એમનું અપમાન ગણ્યું, તેથી એ ચુપચાપ સૂઇ રહી. સવારે રાણીનું મોં લોહીવાળું જોઇને તથા બધી વાત સાભળીને રાજાજી ઘણા શરમાઇ ગયા અને અફીણની દાબડી રાણીના હાથમા આપીને કહ્યુ : ' આજથી તુ જોઇએ તેટલી માત્રામાજ અફીણ આપ્યા કરજે. '

એમા પતિનું હિત સમાએલુ હોવાથી રાણીએ એનો સહર્ષ સ્વીકાર કર્યો. રાણી રોજ ઘણી સાવધાનીથી વખતસર સ્વામીને અફીણ આપ્યા કરતી અને રોજ ખડીના લિસોટા જેટલું ઓછું પણ કરતી હતી.

આ પ્રમાણે નિયમસર અફીણ ખાવાનું મળતું હોવાથી રાવ રાજાજીને અડચણ તો ઘણી પડતી હતી, પણ એ આપદા પોતે પોતાની મેળે વહોરી લીધેલી હોવાથી વચન ઉપર દૃઢ રહ્યા. ચતુર રાણીએ ધીમે ધીમે અફીણની ટેવ સમૂળગી છોડાવી દીધી.

રાવ નારાયણદાસ અને કેતુબાઇનો સંસાર ઘણા આનંદપૂર્વક ચાલવા

લાગ્યો. યથાસમયે એમને ત્યા એક પુત્રનો પણ જન્મ થયો. એનું નામ સૂરજમલ્લ પાડયું. મોટો થયો એટલે સૂરજમલ્લ પણ બાપનાજ જેવો પરાક્રમી નિવડયો. તેના હાથ ઢીંચણ સુધી પહોચે એટલા લાંબા હતા. એ પણ ચિતોડમા પરણ્યા હતા અને તેમની બેન સૂજાબાઈ ચિતોડના રાણાને પરણી હતી. એક દિવસ સૂરજમલ્લ ચિતોડના દરબારમાં બેઠા બેઠા ઉંઘી ગયા હતા, એવામા એક પુરબીઆ સરદારે મશ્કરીની ખાતર ઘાસનું એક તરખલું એમના નાકમાં ખોસી દીધું. ટોડ સાહેબ લખે છે કે.– 'એ બેવકૂફ સરદાર સૂરજમલ્લને છેડવા કરતાં કોઇ સિંહને છેડત તો વધારે સારૂ થાત.' સૂરજમલ્લના નાકમાં તરખલુ પેસતા વારજ તેમણે એ પુરબીઆ ઉપર તલવારનો એવો ઘા કર્યો કે એ તત્કાળ મરી જઇને ગાલીચા ઉપર પડયો.

પુરબીઆ સરદારનો છોકરો બાપનો બદલો લેવાનો લાગ શોધવા લાગ્યો. એણે ચાલાકીથી રાણાજીને એવું પણ સમજાવી દીધું કે સૂરજમલ્લ અહિયાં ફક્ત બેનને મળવા માટેજ નથી આવતો, પણ એની બીજી કાંઈ મતલબ છે. એક દિવસ એવું બન્યું કે રાણાજી અને સૂરજમલ્લ એક થાળીમા ભોજન કરી રહ્યા હતા અને સૂજાબાઈ બેઠી બેઠી પંખો કરી રહી હતી વાતવાતમા એના મોમાંથી એવું નીકળી ગયું કે આજે ભાઇ તો સિંહની માફક જમ્યા છે અને તમે તો બાળકના જેવું જમ્યા છો. આથી રાણાને ઘણો ગુસ્સો ચઢયો, પણ પોતાનેજ ઘેર પોતાનાજ બનેવીનો વધ કરવો એ વ્યાજબી ન ધાર્યું. રાણાએ વિદાય થતી વખતે સૂરજમલ્લને કહ્યું 'હું વસંતઋતુમા બુંદીમા શિકાર ખેલવા આવીશ.'

વસંત ઋતુ આવી પહોચી એટલે વસંતી વસ્ત્ર ધારણ કરીને રાણા પોતાના સરદારોની સાથે બુંદી પહોંચ્યા. રાણા અને રાવ મૃગયાને માટે જંગલમાં પહોંચ્યા ત્યારે રાણાના સંકેત મુજબ પુરબીઆ સરદારે રાવ સૂરજમલ્લની તરફ એક તીર ચલાવ્યું. સૂરજમલ્લે એ જોઇ લીધું અને તરતજ પોતાની કમાનથી એને બીજી તરફ ફેંકી દીધું. રાણાના ખવાસ ભાઇએ એક બીજું તીર ચલાવ્યું તે પણ રાણાએ પાછુ કહાડયું. હવે એને રાણાજી ઉપર શક ગયો. એટલામાજ રાણા ઘોડા ઉપર બેસીને ત્યાં આવ્યા અને સૂરજમલ્લ ઉપર તલવારનો પ્રહાર કર્યો. રાવ સૂરજમલ્લ જમીન ઉપર પડી ગયા પણ એક રૂમાલથી ઘા બાંધી લઇને ઉભા થઇને બોલ્યા: 'હુંતો તમે તો નાસી જશો પણ મેવાડનું નામ તમે કલંકિત કર્યું છે.' પેલા પુરબીઆએ રાણાજીને કહ્યું કે'

'ઘા પૂરો નથી લાગ્યો' એ સાંભળીને કાયર રાણા પાછા ગયા અને ઘાયલ થએલા રાવ સૂરજમલ્લ ઉપર ફરીથી હુમલો કર્યો રાણાએ શસ્ત્ર મારવા માટે હાથ ઉગામ્યો તે વખતે બહાદુર સૂરજમલ્લે સિંહની માફક ક્રોધાવેશમા આવી જઇને એક હાથે તો તેમનું વસ્ત્ર ખેંચીને તેમને ઘોડા ઉપરથી નીચે પાડ્યા અને બીજે હાથે તેમની છાતીમા તલવાર ખોસી દીધી. શૂરવીર રાવ પોતાના વધકર્તાને પગ નીચે મરતો જોઇને સંતુષ્ટ થયા અને થોડાજ સમયમા પોતે પણ સુરલોકમા સીધાવ્યા.

ટૉડ સાહેબ લખે છે કે, 'જ્યારે રાવ સૂરજમલ્લની માતા પાસે સમાચાર પહોંચ્યા કે એનો પુત્ર શિકારમા માર્યો ગયો ત્યારે એણે કહ્યું ' શું સૂરજમલ્લ ઘાયલ થયો ? અને તે પણ એકલો ! ! જે પુત્રે મારી છાતીમાંનુ દૂધ પીધુ છે તે એકલો મરે એ કદિ બનવાજોગ નથી એ જરૂર શત્રુને પણ સાથે લઇને મર્યો હશે. ' એ વાકય એના મોંમાથી પૂરૂ નીકળ્યું પણ નહોતુ એટલામા તેના સ્તનમાથી માતૃસ્નેહના આવેશને લીધે, દૂધધારા એટલા જોરથી વહેવા લાગી કે જે પથ્થર ઉપર એ દૂધ પડયુ તે પથ્થરની છાટ પણ તૂટી ગઈ.'

રાણીના આ વચનો સાભળીને દૂતે ખબર આપી કે, 'રાવ પોતાના દુશ્મન રાણાને અપૂર્વ સાહસપૂર્વક મારીને પછી મર્યા છે ' વીર માતાને આ સમાચાર સાભળીને ઘણો સંતોષ થયો.

રાવ અને રાણાનું જ્યા મૃત્યુ થયું હતું ત્યા બંને રાણીઓ સતી થવા ગઇ પોતે વગરવિચાર્યે બોલેલા શબ્દોનું કેટલુ ગંભીર પરિણામ આવ્યું તે જોઇને રાણી સૂજાબાઇ ઘણો પશ્ચાત્તાપ કરતી અગ્નિમા ભસ્મીભૂત થઈ ગઈ. રાણાની બહેન પણ પોતાના વીરપતિ સૂરજમલ્લની સાથે સતી થઇ ગઈ. એ બન્ને સતીઓની છત્રીઓ હજુ પણ એ જંગલમાં બનેલા અવિચારી અને અન્યાયી બનાવનું સ્મરણ કરાવે છે

## रत्न २८४ मुं—सावंतवाडीनी राणी लक्ष्मीबाई



ઈ સ૦ ૧૮૦૩ મા સાવંતવાડીનો રાજા બીજો ખેમ સાવંત મરણ પામ્યો તેને ચાર રાણીઓ હતી. દેવીબાઇના પુત્રને ગાદી મળી. એ બાળક બાલ્યાવસ્થામા હોવાથી રાજા ખેમ સાવંતની વડી રાણી લક્ષ્મીબાઇ તેની સંરક્ષક અને શિક્ષક નિમાઇ. રાજ્યનો વિસ્તાર ૯૦૦ ચોરસ માઇલનો હતો અને ૧૯૦૮૧૪ માણસની

વસ્તી હતી. એ નાનકડા રાજ્યનો વહિવટ લક્ષ્મીબાઇએ સારી રીતે ચલાવ્યો. એ રાણીના સમયમા કોલ્હાપુરના રાજાએ સાવંતવાડીના રાજ્ય ઉપર ચઢાઈ કરીને કિલ્લો પોતાના સ્વાધીનમા લીધો; પરન્તુ રાણી લક્ષ્મીબાઇએ વિશ્વાસરાવ ઘાટકે અને આપા દેસાઇની મદદથી તેને કહાડી મૂક્યો.

## रत्न २८५ मुं—चंदा




સ્ત્રી હૈદ્રાબાદ દક્ષિણની નિવાસી હતી અને ઉર્દૂ ભાષામાં કવિતા રચનાર સ્ત્રીઓમાં એ સૌથી પહેલી હતી. તેણે પોતાના કાવ્યોનો એક મોટો સંગ્રહ-દીવાન તૈયાર કર્યો હતો. એ સંગ્રહ લંડનના સંગ્રહસ્થાનમા હાલ મોજૂદ છે. મોગલ બાદશાહ આલમગીર બીજાના સમયમા એ વિદ્યમાન હતી. એ એટલી બધી ધનવાન હતી કે તેની સેવામાં પાચસો સિપાહીઓ હાજર હતા. કસરત અને કુસ્તીનો તેને ઘણો શોખ હતો ઘોડા ઉપર બેસવામા એ એવી હોશિયાર હતી કે સદા આસન જમાવીને બેસતી તીરદાજીમા પણ એ અતિ પ્રવીણ હતી. સન ૧૭૯૯ મા તેણે પોતાનો ‘ દીવાન ’ ( કાવ્યસંગ્રહ ) કોઈ અંગ્રેજને અર્પણ કર્યો હતો. એ સાહેબે એ અમૂલ્ય પુસ્તક પોતાના દેશના મોટા પુસ્તકાલયને સમર્પણ કરીને ત્યાના જ્ઞાનભંડારમાં વૃદ્ધિ કરી.

ચંદા ઘણી વખત પુરુષનો વેશ સજીને હથિયાર સાથે ઘોડેસવાર થઇને ફરવા નીકળી પડતી, એ વખતે એના અંગરક્ષક સિપાહીઓ સાથે રહેતા.

ચંદા પોતે સારી કવિતા લખી શકતી, તેવીજ રીતે સારા કવિઓની યોગ્ય કદર પણ કરી શકતી. એણે પોતાના ધનનો સદ્વ્યય પણ કર્યો હતો. તેણે એક મસ્જીદ બંધાવી હતી. એ કાર્યની પ્રશંસામાં એક કવિએ કવિતા રચીને તેને સંભળાવી. ચંદાએ પ્રસન્ન થઇને તેની ઘણી પ્રશંસા કરી તથા ઉત્તેજનરૂપે એક હજાર રૂપિયાનું ઇનામ આપ્યું.

નિઝામ-ઉલ-મુલ્કના પુત્ર નવાબ નિઝામ અલીખાના સમયમાં એ મરણ પામી હતી. મૃત્યુ સમયે એ પુષ્કળ દોલત મૂકી ગઇ હતી. તેના ઘરમાંથી કેટલાએ મણ સોનું, ચાંદી અને બેશુમાર કિંમતી રત્નાલંકાર નીકળ્યાં હતાં.

ઉર્દૂની આદિસ્ત્રીકવિ ચંદાનાં કાવ્યોનો સંગ્રહ ભારતવર્ષમાં મળી નથી આવતો, એ શોકની વાત છે.

# रत्न २८६ मुं—नवाब बेगम (सदरून्निसा)



આ રમણીનુ ખરૂં નામ સદરૂન્નિસા બેગમ હતું. એ નવાબ બુરહાન-ઉલમુલ્ક સાઅદતખાંની સાૈથી મોટી પુત્રી હતી એ ઘણીજ પતિવ્રતા, શરમાળ અને ઉદાર સ્વભાવની સ્રી હતી, પરંતુ સ્રીઓને ઉચિત કોમળતા સાથે તનામા અપૂર્વ વીરતા અને સાહસના સદ્‌ગુણ પણ હતા જે વખતમા નાદિરશાહના આવવાથી હિંદુસ્તાનમા ત્રાહે ત્રાહે મચી રહી હતી તથા સઅદતખાના મૃત્યુથી ગામે ગામમા કલહ અને ક્લેશની આગ સળગી ઉઠી, તથા અમેઠી ( જીલ્લા લખનૌ ) ના શેખોએ બળવો મચાવ્યો અને એક લાખ ગામડીઆ તેમની સાથે બળવામા સામીલ થયા. હુસનપુર, તિલોલી અને બીજા ગામના રહેવાસીઓ તથા જગદીશપુરના મુસલમાન ધર્મમા નવા વટલેલા અફઘાનો પણ બળવાખોરોને મળી ગયા સફદરજગ કાંઇ ડરકણુ મનુષ્ય નહોતો વળી તેની પાસે મોગલોનુ તોપખાનુ પણ હતું, તોપણ એણે એમની સાથે યુદ્ધ કરવાનું યોગ્ય ન વિચાર્યું એણે ધાર્યું કે એક તો એ નીચ લોકો છે અને બીજું સખ્યામા ઝાઝા છે. એમને જીતવામા કાઇ આબરૂ વધવાની નથી અને હારીશું તો નીચુ જરૂર જોવુ પડશે આવા વિચારોથી એ યુદ્ધ કરવા ગયો નહિ નવાબ બેગમને આ વાતની ખબર પડી ત્યારે તેણે સફદરજગને હિમત આપીને યુદ્ધ કરવાને ઉશ્કેર્યો અને શહેરની બહાર છાવણી નાખવાનો હુકમ આપ્યો. શહેરની બહાર તબુ તણાયા એટલે બળવાખોરો નાસી ગયા. એજ પ્રમાણે એક સ્થળે લખ્યુ છે કે.—સફદરજંગ દિલ્હીનો વઝીર હતો, ત્યારે બાદશાહે તેને બગશ અફઘાનોને વશ કરવા સારૂ ફરૂખાબાદ મોકલ્યો હતો. સફદરજગ એ અફઘાનોને વશ ન કરી શક્યો અને વીલે મોએ પાછો આવ્યો. આથી દરબારમા તેની આબરૂ કોડીની થઇ ગઈ નવાબ બેગમે સફદરજગને સલાહ આપી કે આ વખતે મરાઠાઓ પાસે મદદ માગો. તેણે એજ પ્રમાણે કર્યું. એટલે બગશ અફઘાનો પાયમાલ થઇ ગયા. એની પાસે ધનનો સચય પણ ઘણો હતો લાખો રૂપિયા સદા તેની પાસે મોજૂદ રહેતા. નવાબ સુજાઉદ્દોલા આ નવાબ બેગમનો પુત્ર થતો હતો. એ નવાબે અગ્રેજોને વાયદો કર્યો હતો કે નવાબ થયા પછી હું તમને ચાળીશ લાખ રૂપિયા નઝર કરીશ, પણ એ રૂપિયાનો સગવડ નહિ થયાથી નવ મહિનાથી એ નાસી ગયો હતો.

આખરે દરબારના મોટા મોટા અમીરો પાસેથી એ નાણું વસુલ કરવામાં આવ્યું; પરન્તુ એમ છતા પણ અરધીજ રકમ વસુલ થઇ. નવાબ બેગમને એ વાતની ખબર પડી ત્યારે તેણે એકસામટા વીસ લાખ રૂપિયા અંગ્રેજોને આપી દીધા. સુજા ઉદ્દૌલાને એ વાતની ખબર પડી ત્યારે તેણે નવાબ બેગમનો ઘણો ઉપકાર માન્યો. તેણે નવાબ બેગમનું બધું દેવું ચૂકવી આપ્યું; એટલુંજ નહિ પણ આવકમાથી જેટલી બચત થતી તેટલી બધી તેને આપી દેતો હતો. નવાબ બેગમ હિજરી ૧૨૧૦મા સ્વર્ગવાસી થઇ અને સુજાઉદ્દૌલાની કબરની પાસે ગુલાબવાડીમાં દફન થઇ. એ એવી ધાર્મિક હતી કે વર્ષમા ત્રણ માસ રોઝા રાખતી હતી. ( અપવાસ કરતી હતી ) ફૈઝાબાદની મસ્જીદ અને મોતીબાગની પાછળનો ઇમામવાડો એ તેમના બંધાવેલાં મકાન છે

## रत्न २८७ मुं—मल्ली



એ પણ દક્ષિણ દેશવાસી સ્ત્રી હતી. રાજા કૃષ્ણદેવના સમયમાં એણે સાહિત્યક્ષેત્રમા યશ મેળવ્યો હતો. મલ્લી એક કુંભારની કન્યા હતી, છતાં પણ વિદ્યાભ્યાસ તરફ તેને અત્યંત અનુરાગ હતો. તે કવિતા રચી શકતી, તેની રચના મૌલિકતા અને પ્રતિભાપૂર્ણ હતી. એમ કહેવાય છે કે સ્નાન કર્યા પછી વાળ સૂકવતી વખતે એ લખવા બેસતી અને એ પ્રમાણે એણે એક રામાયણ રચ્યું છે. તેના રામાયણે એટલી બધી પ્રસિદ્ધિ મેળવી છે કે પંડિતોએ તેને વિદ્યાલયોમાં પાઠ્ય પુસ્તકતરીકે પસંદ કર્યું છે.

## रत्न २८८ मुं—राधाबाइ



આ સ્ત્રીકવિ વડોદરાની દક્ષિણી બ્રાહ્મણ હતી અને કોઇ અવધૂતનાથ નામના સાધુની સાથે હમેશાં રહેતી હતી. તે તેમને પૂજ્ય ગુરુ માની તેમની સેવા કરતી અને પોતાનાં કાવ્યોમાં હમેશાં તેનું નામ લખતી.તે રાધાકૃષ્ણની અચળ ભક્તિ કરતી. તેણે અવધૂતનાથ સાથે ઉત્તરમાં તેમજ દ્વારકાની યાત્રા કરી હતી. રામનાથના મંદિરમાં તેનો વાસ હતો. તેના

જીવનનો પૂર્વવૃત્તાત જાણવામા આવ્યો નથી સંવત્ ૧૮૯૦ મા અવધૂતનાથની એ શિષ્યા થઈ ત્યારથી એની હકીકત જણાએલી છે.એને જોએલી એવા ઘણા મનુષ્યો વડોદરામા છે, એમ પ્રાચીન કાવ્યમાળાના પ્રસિદ્ધિકાર કહે છે. તેણે ગુરુ પાસે પુરાણકથાઓ સાભળેલી. પોતે ભજન બનાવી સાજ સાથે સુંદર રીતે ગાતી ત્યારે લોકો મોહ પામતા.

એ બાઈની કવિતા ગુજરાતી કહી શકાય તેવી નથી, કેમકે તેમા હિંદી, મરાઠી અને ગુજરાતીનુ એવુ મિશ્રણ છેકે તે બધી ભાષા જાણનારાજ સમજી શકે એમ છે. ભાગવતના પ્રસંગોપર તેની કવિતાઓ છે. તે સિવાય ઘણાં નામાકિત ભક્તોના ચરિત્ર પણ કાવ્યરૂપે તેણે વર્ણવ્યા છે. વળી પોતે યાત્રાઓ કરેલી તે યાત્રાના સ્થાનને ઉદ્દેશીને પણ કાવ્યો લખ્યા છે એ રીતે આ પુસ્તકમા આવેલી ગુજરાતી કવયિત્રીઓ કરતા એના કાવ્યોમા વિષયોની વિવિધતા વધારે છે એનું જ્ઞાન વિશાળ અને કવિત્વશક્તિ સામાન્ય કરતા ચઢિયાતા પ્રકારની છે દીવાળીબાઈની પેઠે એના કાવ્યો વર્ણનાત્મક વધારે છે બધી ગરબીઓની ચાલ ગુજરાતીમા પ્રચલિત લીધી છે એની કવિતામા ભાષા કેવી ભેળાઈ છે તેના ઉદાહરણતરીકે જોઇએ:—

ધન્ય ધન્ય કૃષ્ણા થોર રે, સુણો જગત જનાચા સોર રે,
દેવા કરે સેવા રાધીબાઈ રે, માતા યશોદાતણે કૃષ્ણ રાયા રે,
જગમે કો હોય તેરા સાયા રે.

× × ×

તુકારામ બડા સારા ભક્ત, થઇ ગયા બડા સશક્ત,
જાકુ જાણે સઘળા જક્ત જે ઈંદુબા મે હે રક્ત. વગેરે.

રા. રા. કૃષ્ણલાલ ઝવેરી લખે છે કે-"એની કવિતામા જો કે સૌમ્ય નથી પરન્તુ તેમા જોમ અને સરળતા છે." એનું મૃત્યુ ઇ૦સ૦ ૧૮૫૭માં થયું હોય એમ અનુમાન થાય છે.

# रत्न २८९ मुं—राणी गौरीलक्ष्मीबाइ



રાજ્યની સારી પેઠે વ્યવસ્થા ચલાવવી તેના જેવું કઠિન કામ બીજુ કોઈ નથી રાજ્યશાસન કરવા માટે જે કર્તવ્યનિષ્ઠા, કર્મદક્ષતા, ધર્મબુદ્ધિ અને વિચારશક્તિ આદિ ગુણોની જરૂર પડે છે, તે ગુણો ઘણાં થોડા સ્રીપુરુષોમા હોય છે. કોઈ સ્રી જ્યારે રાજસિંહાસન ઉપર બિરાજમાન થાય છે ત્યારે તેને માટે રાજ્ય ચલાવવું વધારે અઘરૂં થઇ પડે છે, કારણ કે માનવસમાજે સ્રીજાતિને અનેક પ્રકારે પરવશ અવસ્થામા રહેવા દીધી છે તેની ઉન્નતિના માર્ગમા અસંખ્ય વિઘ્નો ઉત્પન્ન કર્યાં છે, પરન્તુ એમ છતા એ જ્યારે જ્યારે સ્રીઓને રાજ્ય ચલાવવાનો પ્રસગ પ્રાપ્ત થયો છે, ત્યારે ત્યારે તેમણે એ કઠિન કર્તવ્ય ઘણીજ યોગ્યતા અને કુશળતાપૂર્વક પાર ઉતાર્યું છે. પ્રાચીન ભારતમા અનેક ભારતીય સન્નારીઓએ રાજકર્ત્રી તરીકે ઉત્તમ ખ્યાતિ મેળવી છે. વર્તમાન સમયમા ભારતીય સ્રીઓની દશા ઉન્નત સ્થિતિમા રહી નથી. તેમની માનસિક શક્તિઓનો પૂર્ણ વિકાસ થવાનો અવકાશ તેમને આપવામા આવ્યો નથી છતાં એ યુગમા પણ બે ચાર મનસ્વી ભારતનારીઓ રાજ્યશાસનમા જે આશ્ચર્યકારક શક્તિનો પરિચય આપી ગઈ છે તે જોઈને આપણા ચિત્તને આનદ થયા વગર રહેતો નથી. એવી સન્નારીઓ હમેશા જગતની આગળ નારીજાતિની શક્તિની ઘોષણા કરતી રહેશે

ભારતના દક્ષિણ—પશ્ચિમ ઉપસાગરમાં મલબાર પ્રદેશ આવેલો છે. એ દેશના રહેવાસી માલિયાલી કહેવાય છે. મલબાર કાંઠા ઉપર કોચીન અને ત્રાવણકોર નામનાં બે દેશી રાજ્ય આવેલા છે. ત્રાવણકોરનું દેશી રાજ્ય ઘણું મોટું અને સમૃદ્ધિશાળી છે. દક્ષિણ હિન્દુસ્તાનમાં અગ્રેજ સરકારનું ઉપરિ-પણું સ્થાપવામા તથા મૈસુરમાથી મુસલમાનનું રાજ્ય કહાડી નાખવામાં એ રાજ્યે વિશેષ સહાય કરી છે

ત્રાવણકોરના રાજ્યમાં સ્રીઓ હજુ પણ ઘણી સ્વતંત્ર છે. ઉત્તર મદ્રાસના અશિક્ષિત જનસમાજનું એવું માનવુ છે કે, મલબારમાં પુરુષોની સંખ્યા થોડી છે. સ્રીઓજ બધું કામકાજ કરે છે. વારસામાં સ્રીઓનો હક્ક મુખ્ય ગણાય છે. વિવાહમાં વરને પસંદ કરવાની તેને સ્વતંત્રતા છે. એવા એવા કેટલાક રિવાજોને લીધે તેમની એવી ભૂલભરેલી ધારણા થઇ ગઇ છે, કે મલ-

બારમા બૈરીઓજ બૈરીઓ હશે. અહીંઆં મલબારસંબંધી બેએક વાતો ટુંકમા કહીશું.

મલબારના હિંદુઓમા હિંદુશાસ્ત્રસંમત વિવાહપદ્ધતિ પ્રચલિત નથી. નામ્બુન્દ્રી બ્રાહ્મણોમા સૌથી મોટો દીકરોજ લગ્ન કરી શકે છે. બીજા નાના પુત્રો શૂદ્ર જાતિની સ્ત્રીઓ સાથે પતિપત્નીતરીકે વાસ કરે છે. સ્ત્રીપુરુષ એક-બીજાને પસંદ કરીને સગાસબંધીઓની સમક્ષ પોતાનો સબધ પ્રકટ કરે છે, પરન્તુ એ પ્રસગે કાંઇ શાસ્ત્રાનુસાર સસ્કાર કરવા પડતા નથી. નાયર રમણીઓ પોતાનું ઘર છોડી દઈને પતિને ઘેર જતી નથી સાધારણરીતે પુરુષો પણ પોતાના પિતાને ઘેર વાસ કરે છે. પત્નીનું અડકેલું પાણી પણ સ્વામી ગ્રહણ કરતો નથી. તેને ઘેર જઇને જમવાની વાત તો દૂરજ રહી. સ્વામી પત્નીને ઘેર રાતવાસો કરવા જાય છે અને સવાર થતા પાછો પોતાને ઘેર જાય છે. આ કારણને લીધે સતાન સાથે તેમના પિતાનો ઘણો થોડા સબધં હોય છે માતાજ તેમને ઉછેરે છે અને મોસાળમાજ તેઓ પાલન પોષણ પામે છે.મલબારી કુટુબોમા સ્ત્રીનું પ્રધાનત્વ હોય છે કોઇ પણ પુરુષના ધનનો વારસ તેનો પુત્ર નથી ગણાતો પણ તેનો ભાણેજ ગણાય છે એ રિવાજને મુજબ ઓગણીશમી સદીના પ્રારંભમા ત્રાવણકોર રાજ્યના રાજા વાચી બલરામ શર્માના ગુજરી ગયા પછી ગૌરીલક્ષ્મીબાઇ રાજસિંહાસનની અધિકારિણી બની હતી. મહારાજા બલરામ શર્મા ઘણો અયોગ્ય રાજા હતો તેના વખતમા રાજ્યનો બધો કારભાર અમલદારોના હાથમા હતો એ બધા અમલદારોએ રાજ્યની એટલી બધી દુર્દશા કરી હતી, કે ઈસ્ટ ઇંડિયા કપનીએ રાજાને જણાવી દીધું હતુ કે છ મહિનાની અદર આ અધાધુધી અને ખરાબ પ્રબધ દૂર નહિ થાય તો રાજ્યના સરક્ષણને સારૂ તેનો વહિવટ અમારા હાથમા લેવાની ફરજ પડશે કપનીનો આ અભિપ્રાય જાણ્યા પછી થોડા સમયમાજ મહારાજા બલરામ શર્માનુ મૃત્યુ થયુ તેમનો કોઇ ભાણેજ જીવતો નહોતો, પરન્તુ તેમની બેનની બે પુત્રીઓ હયાત હતી. એમના નામ ગૌરીલક્ષ્મીબાઇ અને પાર્વતીબાઇ હતા મોટી ભાણેજ ગૌરીલક્ષ્મીબાઇને બળરામના રાજ્યની ગાદી મળી. એ વખતે એવો નિર્ણય કરવામાં આવ્યો હતો, કે ગૌરીલક્ષ્મી-બાઈને પુત્રસતાન જન્મશે ત્યારે એ સતાનને રાજ્યગાદીએ બેસાડીને ગૌરી-લક્ષ્મી રાજકાજથી ફારેગ થશે.

ગૌરીલક્ષ્મીબાઈ અને પાર્વતીબાઈ બને બહેનો વિદુષી, બુદ્ધિમતી અને

શિલ્પકળામા નિપુણ હતી. બન્ને બ્હેનો તેમના સદ્ગુણોને લીધે પ્રખ્યાત હતી. સિંહાસન ઉપર બેસતી વખતે ગૌરી લક્ષ્મીબાઇની વય વીશ વર્ષના હતી; પરન્તુ એ વયમા તેણે જેટલી ન્યાયબુદ્ધિ અને દૂરઅંદેશીનો પરિચય આપ્યો હતો, તેટલી ન્યાયબુદ્ધિ અને દૂરઅંદેશી ઘણા થોડા મનુષ્યોમા દીઠામા આવે છે. તેના એ બધા સદ્ગુણો જોઈને એ વખતનો ત્રાવણકોરનો રેસિડેન્ટ કર્નલ મૅકોલે તેનો પક્ષપાતી થયો હતો. રાજ્યકુટુંબના ઘણા લોકો ગૌરીલક્ષ્મી-બાઈના વિરોધી હતા, કારણ કે એક સ્ત્રીના હાથમા રાજ્ય આવે એ તેમનાથી ખમાતું નહોતું. તેમણે તેની વિરુદ્ધમાં ઘણા દાવા માંડયા હતા; પણ ઈસ્ટ ઈંડિયા કંપનીએ કર્નલ મૅકોલેની સલાહ માનીને રાણી ગૌરીલક્ષ્મીબાઈનો હક્ક કાયમ રાખ્યો હતો. ગાદીના અધિકારસંબંધી બધા ટંટાઓનો નિવેડો આવી ગયા પછી એક દિવસ શુભ મુહૂર્તમાં મોટો સમારંભ રચીને ઘણા ઠાઠપૂર્વક રાણી ગૌરીલક્ષ્મીબાઈના રાજ્યાભિષેકની ક્રિયા થઈ. અભિષેકને દિવસે એક વિશાળ સુસજ્જીત મંડપમા રાજ્યના મુખ્ય મુખ્ય અમલદારો તથા અંગ્રેજ અધિકારીઓ બિરાજ્યા હતા. કર્નલ મૅકોલે સાહેબે એક છટા-દાર ભાષણ કરીને ગૌરીલક્ષ્મીબાઇના સદ્ગુણોની ઘણી પ્રશંસા કરી તથા તેને રાજ્યસિંહાસન ઉપર બેસવાની વિનતિ કરી તેમજ 'ધર્મવર્ધિની' અને 'રાજરાજેશ્વરી' એવી બે ઉપાધિઓથી તેને વિભૂષિત કરી. એ બે ઉપાધિઓ ત્રાવણકોર રાજ્યમા વંશપરંપરાથી ચાલી આવે છે. એમાંની પહેલી ઉપાધિનો એક ઇતિહાસ પણ છે.

ત્રાવણકોરની રાજધાનીનું નામ 'ત્રિવેન્દ્રમ' અથવા 'અનન્તશયન' છે. અનન્તશયન એટલે કે જે સ્થાને અનન્ત અર્થાત્ વિષ્ણુ શયન કરે છે તે. એ અનન્તને ત્રાવણકોર રાજ્યમા અનન્તપદ્મનાભ નામથી ભજે છે. એમની 'આદિશેષ' નામની મૂર્તિ મહાનાગના મસ્તક ઉપર બિરાજેલી છે. એ અનન્ત પદ્મનાભ ત્રાવણકોર રાજ્યના કુળદેવતા છે. ત્રાવકોરના રાજા માર્તંડવર્માએ એ કુળદેવતાના ચરણમાં ઉત્સર્ગ કર્યો હતો ત્યારથી ત્રાવણકોરના રાજાઓ પોતાને પદ્મનાભ ભગવાનના દાસાનુદાસ ગણે છે. એ દિવસથી તેમણે 'ધર્મવર્ધન'-ની ઉપાધિ ધારણ કરી છે એ ઉપાધિ રાણી ગૌરીલક્ષ્મીબાઇને પણ ગાદી ઉપર બેસતાંવારજ મળી. ઉપાધિ સાથે તેનું આખું નામ નીચે પ્રમાણે છે.

"શ્રી પદ્મનાભસેવિની વાંચી ધર્મવર્ધિની રાજરાજેશ્વરી રાણી ગૌરી-લક્ષ્મીબાઈ." સિંહાસન ઉપર બિરાજ્યા પછી વિદુષી રાણી ગૌરીલક્ષ્મીબાઇ-

એ મલિયાલી ભાષામા મધુરે સ્વરે નીચેનુ ભાષણ આપ્યું.

“ મારા પૂર્વજોના આ રાજ્ય ઉપર શાસન ચલાવવાને માટે મને આ મંત્રણ કરવામા આવશે, એવી કલ્પના પણ મારા મનમા કદિ ઉત્પન્ન થઇ નથી. મારા મામાજીનું વય ફક્ત ૨૯ વર્ષનું હતુ. એ વયમા ભગવાને અકાળમૃત્યુ-દ્વારા તેમને આ પૃથ્વીમાથી લઇ લીધા છે. મારા મામાજી તેમના મામાજીની માફક લાબા સમય સુધી રાજ્ય ચલાવવા ભાગ્યશાળી નિવડયા નથી. એ કારણને લીધે ભગવાન પદ્મનાભની આજ્ઞા મારે મસ્તક નમાવીને સ્વીકારવી પડી છે આપ સર્વેએ સ્મરણ રાખવું જોઇએ કે હું કેવળ સ્ત્રી છું એટલુ જ નહિ પણ મારી ઉંમર પણ ઘણી નાની છે. રાજકારભારના કર્તવ્ય તથા તેની જવાબદારીઓનું મને કાંઇ જ્ઞાન નથી. એક માત્ર ઇસ્ટ ઇંડિયા કંપની સિવાય મારા એવા કોઇ બન્ધુ પણ નથી કે જેમના ઉપર હુ વિશ્વાસ મૂકી શકુ, એટલા માટે કર્નલ મેકોલેને મારા ભાઇતરીકે ગણીને મારા કર્તવ્યનો ઘણો ભાર હુ મુખ્યત્વે કરીને તેમના ખભા ઉપર મૂકીશ. ”

એવું કહેવાય છે કે એ વખતે હાજર રહેલા સરદારો અને અમલદારો રાણી ગૌરીલક્ષ્મીબાઇની વાણીની મીઠાશ, સ્વભાવની નિર્ભયતા અને વિવેચન-શક્તિની ગંભીરતા જોઈને મુગ્ધ થઇ ગયા હતા. રાણીનુ એ પ્રથમ વ્યાખ્યાન સાભળતાવારજ તેમની ખાત્રી થઇ ગઇ હતી કે આ સન્નારીના સમયમા ત્રાવણકોરના રાજ્યનો વહિવટ ઘણોજ સંતોષકારક રીતે ચાલશે તથા પાછલા જમાનાની બધી અંધાધુધી દૂર થઇ જશે

કર્નલ મેકોલે સાહેબ પણ એ ભાષણથી ઘણા સંતુષ્ટ થયા હતા અને રાણી ગૌરીલક્ષ્મીબાઇને રાજવહિવટમા સર્વ પ્રકારની મદદ આપવાનું વચન આપ્યું હતુ

રાજ્યગાદી ઉપર બિરાજ્યા પછી જરા પણ વિલબવગર ગૌરીલક્ષ્મી-બાઇએ રાજકાર્યમા મન પરોવી દીધું અને રાજ્યના નાના મોટા દરેક વિષય-ની તપાસ કરીને તેની ખરી સ્થિતિનું જ્ઞાન મેળવવા માડયું. રાજ્ય તેની અધ પતિત દશામાથી ઉન્નત થઇને સારી સ્થિતિમા આવે તેટલા સારૂ તેણે ઘણા યત્નો કર્યા હતા એ અનુભવવગરની સ્ત્રી હતી છતા પણ અમલદારોની વાત ઉપર અંધશ્રદ્ધા રાખીને ચાલતી નહિ. દરેક વિષયમાં જાતે તપાસ કરીને કામ કરતી. પોતાની તપાસ ઉપરથી સ્વતંત્ર વિચાર કરીને અભિપ્રાય બાધતી અને એ અભિપ્રાય મુજબ કાર્ય કરતી. કર્નલ મેકોલે તેનો મુખ્ય સલાહકાર

હતો, પરંતુ નવા કાયદા રચવાના કામમાં તથા જૂના કાયદા સુધારવાના કામમાં કર્નલ મેકોલેને રાણી ગૌરીલક્ષ્મીબાઈ તરફથી ઘણી મદદ મળતી હતી. રાજ્યનીઉન્નતિને લગતા ઘણા ઉપયોગી કાયદાઓ તો રાણી ગૌરીલક્ષ્મીબાઇના મગજમાથીજ ઉત્પન્ન થયેલા હતા.

એ વખતમાં રાજ્યની અધમ અવસ્થા શા કારણથી થઈ હતી, તેના કારણોની તપાસ કરતા ગૌરી લક્ષ્મીબાઇને જણાયું કે દિવાન ઉમાનિખામ્બિની ભૂલોને લીધેજ એ બધી અવ્યવસ્થા ઉત્પન્ન થઇ છે. તેણે તરતજ દિવાનને નોકરી ઉપરથી કહાડી મૂકયો. જૂના વખતનો નોકર છે, એને કેમ કહાડી મૂકાય, એવી શકા આણીને તેને નોકરી ઉપર રહેવા દીધો નહિ

ત્યાર પછી કોઇ યોગ્ય દીવાન ન મળવાથી રેસિડેન્ટ મેકોલે સાહેબનેજ પોતાના કામ ઉપરાંત દિવાનનુ કામ કરવાનો આગ્રહ કર્યો. કર્નલ મેકોલે સાહેબે રાણીનો આગ્રહ માન્ય રાખ્યો અને દિવાનનું કામ પોતાના હાથમા લીધુ. ગૌરીલક્ષ્મીબાઇએ મેકોલે સાહેબને તેમના કર્તવ્યકર્મસબંધી નીચે મુજબ સૂચના લખી મોકલી.

'પહેલા તો તમે તપાસ કરજો કે અમલદાર લોકો તેમનું કામ યોગ્ય રીતે કરે છે કે નહિ. બધા અમલદારો કાયદાઓનુ પૂર્ણરૂપે પાલન કરે છે કે નહિ અને તેમના હાથ નીચેના નોકરો ઉપરિઓની આજ્ઞા પ્રમાણે વર્તે છે કે નહિ? બીજું શાસન અને ન્યાયખાતામાં એ ખાતાઓના અમલદારો પ્રચલિત કાયદા પ્રમાણે અમલ કરી રહ્યા છે કે નહિ, તેની તપાસ કરજો. ત્રીજુ એ કે કોઈ અમલદાર કે કારકુનનો અપરાધ સાબિત થાય તો પહેલા તેને સાવધાન કરી દેજો અને તેમ છતા એની ચાલચલણ સુધરે નહિ તો એને થોડી સજા કરજો. એ વાત હમેશાં ધ્યાનમા રાખજો કે સજા કરવાનો ઉદ્દેશ અપરાધીને સુધારવાનો છે, અપરાધીનું અનિષ્ટ કરવાનો નથી. ચોથું, હાલનું અને પહેલાનુ રાજ્યનું જે લહેણું બાકી છે તે વસુલ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ.' મુખ્ય પ્રધાનને રાણીએ જે ઉત્તમ ઉપદેશો આપ્યા હતા, તે ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે કે રાણી ગૌરીલક્ષ્મીબાઈમાં કેટલુ બધું પાણી હતું. નાની ઉંમરની સ્ત્રી હોવા છતા પણ કર્નલ મેકોલે જેવા અગ્રેજ અમલદારને ઉપદેશ આપવો એ સાધારણ હિંમતનુ કામ નથી. બીજી કોઇ કાચીપોચી સ્ત્રી હોત તો રેસિડેન્ટ સાહેબના હાથમાં પુતળું થઇને રહેત; પણ રાણી ગૌરી-લક્ષ્મીબાઇ ઘણી સ્વતંત્ર પ્રકૃતિની સ્ત્રી હતી. માન અને મર્યાદા કેમ સાચવી

રાખવા એ તેને સારી પેઠે આવડતું હતું

કર્નલ મેકૉલે પણ રાણીના વિશ્વાસને પાત્ર અમલદાર હતો તેણે પણ રાણીની આજ્ઞા મુજબ અમલ કરવાને પોતાનાથી બનતો યત્ન કર્યો હતો. રાજ્યનો કારભાર ચલાવવા માટે અમુક નિયમો બાંધી દીધા પછી એ નિયમો પ્રમાણે અમલ થાય છે કે નહિ, તે જોવા માટે રાણી જાતે આખા રાજ્યમાં પ્રવાસ કરતી. આગલા દિવાનની નબળાઈને લીધે અમલદારો સ્વેચ્છાચારી થઇ ગયા હતા. વારેઘડીએ સાવધાન કર્યા છતા પણ તેઓ કાયદાનો ભંગ કરીને પોતાનું કામ કર્યે જતા હતા એ બધા અમલદારોને કહાડી મૂકીને રાજ્યને સુવ્યવસ્થિત કરવાનો મેકૉલે સાહેબે આરંભ કર્યો.

રાણી ગૌરીલક્ષ્મીબાઇનો આગલો દિવાન ઉમાનિબામ્બિ નોકરી ઉપરથી બરતરફ થયા પછી મેકૉલે સાહેબ ઉપર ઘણી દાઝ રાખવા લાગ્યો અને તેમને નુકસાન પહોંચાડવાનો યત્ન કરવા લાગ્યો. આખરે એ દુષ્ટે ગુપ્ત રીતે મેકૉલે સાહેબને ઝેર આપવાનો પણ યત્ન કર્યો, પરન્તુ એ પ્રયત્નમા એ સફળ થયો નહિ ન્યાયપરાયણ રાણી ગૌરીલક્ષ્મીબાઇએ એ મુકદ્દમાની જાતે તપાસ કરી અને જૂના દીવાનને જીદગી સુધી કેદની સજા કરી

ત્યાર પછી રાણી ગૌરીલક્ષ્મીબાઇએ રાજ્યની આર્થિક સ્થિતિ સુધારવા ઉપર ધ્યાન આપ્યુ. એ વખતે હિસાબના કાગળપત્ર એવા ગુંચવાડાભરેલા અને અધુરા હતા કે રાજ્યની આવક, ખર્ચ અને બચતનો કાંઇ પત્તો લાગતો નહોતો રાજ્યનું લહેણું અને દેવું કેટલું છે, તે તો દેવને ખબર ! ! એ બધો હિસાબ શોધાવ્યો તો માલૂમ પડ્યુ કે ઇસ્ટ ઇંડિયા કંપનીની મુંબઇ, કોચીન અને તિન્નિવલીની કોઠીઓનું રાજ્ય ઉપર ઘણું લહેણું નીકળે છે. એ લહેણુ પણ નાનુસૂનું નહોતું એટલુ મોટુ દેવું કેવી રીતે ભરી દેવાશે, એ બાબતની રાણીને ઘણી મોટી ચિંતા ઉભી થઇ. બીજો કાંઇ ઉપાય નહિ સૂઝવાથી રાણી ગૌરીલક્ષ્મીબાઇએ એક નવો ઉપાય શોધી કહાડયો પદ્મનાભના મંદિરમાં તથા બીજા કેટલાક સંપત્તિવાન મંદિરોમા ઘણુ ધન તીજોરીઓમા એકઠું થઇને પડ્યું રહ્યું હતું. એ ધન કશા કામમાં આવતું નહોતું અને મંદિરોનો વહીવટ પણ સારી રીતે ચાલતો ન હતો રાણીએ પોતાના અમલદારોના હાથમા મંદિરનો વહીવટ સોંપીને અમુક વ્યાજ ઉપર મંદિરમાથી નાણા કરજે લેવાની સૂચના કરી. રાણીની બુદ્ધિમત્તા જોઇને કર્નલ મેકૉલે ઘણાજ ખુશ થયા. રાજ્યના મુખ્ય અમલદારો પણ એ

સૂચનાની ઉપયોગિતા સમજી શકયા. બધાની સહાનુભૂતિ મળવાથી રાણી ગૌરીલક્ષ્મીબાઈએ બધા મંદિરોના ટ્રસ્ટીઓની એક સભા બોલાવી અને સુલલિત ભાષામા દાખલાદલીલોસહિત તેમની આગળ પોતાનો અભિપ્રાય પ્રગટ કર્યો. ટ્રસ્ટીઓના ધ્યાનમા રાણીની વાત ઉતરી ગઇ ને તેમની ખાત્રી થઈ ગઇ કે રાણીની સૂચનાનુસાર ચાલ્યાથી રાજ્યને લાભ થશે; એટલુ જ નહિ પણ મંદિરની ઉપજમાં પણ વધારો થશે ટ્રસ્ટીઓએ આનંદપૂર્વક રાણીની સૂચના માન્ય રાખી એને મંદિરોનો વહીવટ રાજ્યના અમલદારોના હાથમા સોંપી દીધો રાણીએ થોડાજ વખતમા એક નવીન જગ્યા ઉભી કરી અને તે પદ ઉપર વ્યંકટરાવ નામક એક પુરુષને મંદિરોના સુપરિન્ટેન્ડન્ટ (દેખરેખ રાખનાર) તરીકે નિમ્યો. એ અમલદાર ઘણો હોશિયાર અને પ્રમાણિક હતો. તેના પરિશ્રમથી રાજ્ય થોડા સમયમાજ ઋણમુક્ત થયું.

ત્યાર પછી રાણીએ ન્યાયખાતા તરફ પોતાનુ લક્ષ ખેંચ્યુ. જાતે સંસ્કૃત ભાષામાં પારદર્શી હતી. મનુસંહિતા, પરાશરસંહિતા વગેરે વ્યવસ્થાના ગ્રંથો તથા ઇસ્ટ ઈંડિયા કંપનીના કાયદાઓ અને આધુનિક કાયદાના બીજાં પુસ્તકોના આધાર ઉપરથી તેણે પોતાના રાજ્યને સારૂ એક નવું કાયદાનું પુસ્તક રચવાનો સંકલ્પ કર્યો; પણ પાછળથી તેને માલુમ પડયું કે એકલે હાથે એવું મોટુ કામ પાર ઉતારવુ ઘણુ કઠણ છે. એ સમયે રાણી વિવાહ કરવા યોગ્ય વયની થઈ હતી. તેનું લગ્ન કરવા સારૂ પ્રયત્ન પણ થઈ રહ્યા હતા. શોધતાં શોધતા એક ગામડા ગામમા કોઇ બ્રાહ્મણરાજવર્મા રાણી ગૌરીલક્ષ્મીને યોગ્ય વર મળી આવ્યો. એ ઘણો વિદ્વાન, સુશીલ અને સદાચારી હોવાથી રાણીએ તેને પતિતરીકે પસંદ કર્યો. એ ન્યાયશાસ્ત્રમા ઘણો વિદ્વાન હતો, ધર્મશાસ્ત્રમા પણ તેને ઘણી અભિજ્ઞતા હતી, એટલે રાણીને કાયદાનુ પુસ્તક રચવાની ઘણા દિવસથી જે ઈચ્છા હતી, તે ઇચ્છા પૂર્ણ થવાનો સંભવ જણાયો.

રાણી ગૌરીલક્ષ્મીબાઇ સાથે એ યુવકનાં યથાવિધિ લગ્ન થઇ ગયાં. રાજકુટુંબની સ્ત્રીઓ સાથે જે પુરુષ લગ્ન કરે તે મલબારમા 'કયેલ ખામ્બુરાન'ની ઉપાધિ પ્રાપ્ત કરે છે. એ 'કયેલ ખામ્બુરાન' (અર્થાત્ રાણીનો સ્વામી)ની સાહાય્યથી રાણીએ કાયદાનું પુસ્તક રચવાનું કામ આરંભ કર્યું અને ઘણો સખ્ત પરિશ્રમ કરીને 'સત્યવર્ધક' નામનું એક પુસ્તક પ્રગટ કર્યું. ઈ૦ સ૦ ૧૮૧૨ થી ત્રાવણકોર રાજ્યમા તેના રચેલા પુસ્તક પ્રમાણે ન્યાયખાતાનું કામ ચાલવા લાગ્યું. લોકોને ન્યાય મેળવવાની સગવડ વધે એટલા

સારૂ નવી નવી અદાલતો સ્થાપવામા આવી.ધીમેધીમે અંગ્રેજી, સંસ્કૃત અને મલબારી ભાષા સારી રીતે જાણતા હોય એવા હોશિયાર લોકોને ન્યાયાધીશ નિમવામા આવ્યા. રમણ મેનન નામના એક કોચીનવાસી વિદ્વાનને રાજ્યના મુખ્ય ન્યાયાધીશ પદ ઉપર નિમ્યો. રાજ્યમા ગુલામગીરીનો રિવાજ હતો તે રાણીએ નવો કાયદો રચીને બિલકુલ બંધ કરી દીધો. બીજા ઘણા કષ્ટદાયક વેરાઓ ઓછા કરી દીધા અને મીઠાના વેપારમા ઘણી સગવડ કરી દીધી.

રાણી ગૌરીલક્ષ્મીબાઇ ઘણીજ ધર્મપરાયણ હતી. પદ્મનાભ દેવતા ઉપર તેની અગાધ ભક્તિ હતી. તેના પૂર્વજોએ સ્થાપેલાં દાન વગેરે ધર્મકાર્યો તેણે ચાલુ રાખ્યા હતાં તે ઉપરાત તેણે પોતે દાનને માટે ઘણો સારો સ્થાયી પ્રબંધ કર્યો હતો. 'ધર્મવર્ધિની' ઉપાધિનું સાર્થક કરવાનો તેણે ઘણો પ્રયત્ન કર્યો હતો, પરન્તુ કર્નલ મેકૉલે પાશ્ચાત્ય મનુષ્ય હતા. બ્રાહ્મણભોજન માં તથા અન્નસત્રોની સ્થાપનામા ધન ખરચવુ એ ધનનો મિથ્યા વ્યય કરવા બરોબર છે, એમ એ સાહેબને લાગતું હતું. એવી બાબતમા કોઇ તેમની આગળ ફરિયાદ કરવા આવતુ તો મેકૉલે સાહેબ તેની અરજી ઉપર ધ્યાન આપતા નહિ રાણી ગૌરીલક્ષ્મીબાઇને કાને આ વાત પહોચી એટલે તેણે ઘણી દીલગીર થઇને સાહેબને પત્ર લખ્યો કે, 'અમારા દેશના પ્રાચીન ગૌરવ અને રીતરિવાજસંબંધી આપને કાંઇક લખી જણાવવુ મારે માટે આવશ્યક છે પ્રાચીન પુરુષોએ સ્થાપેલા દાનાદિ અનુષ્ઠાન તેમના ધર્મવિશ્વાસને અનુસરતા હતા અને તેદ્વારા તેમનુ આ લોકમા અને પરલોકમા કલ્યાણ થતું; એટલા સારૂ મારો આપને ખાસ આગ્રહ છે કે દાન વગેરે કાર્યોને નિયમપૂર્વક ચાલુ રહેવા દેવા જોઇએ. મારા જાણવામા આવ્યું છે કે, રામેશ્વરના તીર્થયાત્રીઓ તરફ પૂરતું ધ્યાન આપવામા આવતુ નથી. હુ આશા રાખું છુ કે, બીજા વિષયોની પેઠે આ વિષયમા પણ આપ ખાસ ધ્યાન આપશો. કાગળપત્રદ્વારાજ આપ ઘણું કામ કરી શકો એમ છો. આશા છે કે મારી સૂચના ઉપર આપ ઘટતું ધ્યાન આપશો. હું એક સ્ત્રી છુ. રાજ્યનો બધો કારભાર આપના હાથમા મે સોપ્યો છે, એટલે આશા રાખું છું કે આપ દાન વગેરે કાર્યોને યોગ્ય રીતે ચલાવીને રાજ્યનું કલ્યાણ સાધશો.'

રાણી કેટલી દૃઢતાથી રાજ્ય ચલાવતી હતી તેનો પરિચય આ કાગળ વાચ્યાથી મળી આવે છે. યૂરોપિયન અમલદારના કામમા ખામી હોય, તો એ ખામી બતાવતા રાણીને સંકોચ થતો નહિ.

ઇ૦ સ૦ ૧૮૧૩ માં રાણીને એક પુત્ર જન્મ્યો. આખા રાજ્યમાં આનંદોત્સવ મચી રહ્યો. એ બાળકનું નામ રામવર્મા પાડવામાં આવ્યું. ઇ૦ સ૦ ૧૮૧૪માં શાસ્ત્રાનુસાર શુભ દિવસે રામવર્માનો ત્રાવણકોરના રાજાતરીકે અભિષેક થયો. અભિષેકને દિવસે એક દરબાર ભરવામા આવ્યો. સુસજ્જિત રાજકુમારને ખોળામાં લઇને રાણી રાજસભામાં ઉપસ્થિત થઇ. એ વખતે સભામા એકઠા થયેલા દરબારીઓએ તેને યથાયોગ્ય માન આપ્યા પછી રાણીએ નીચે લખેલું ભાષણ આપ્યું.

'નામદાર ઇસ્ટ ઇંડિયા કંપની ન્યાયધર્મનુ રક્ષણ કરીને દેશ ઉપર રાજ્ય ચલાવે છે, એટલા સારૂ ભગવાન પદ્મનાભ તેમની બધી ઇચ્છાઓ પૂર્ણ કરશે. પ્રભુ પદ્મનાભની કૃપાથી મે જે પુત્ર પ્રાપ્ત કર્યો છે તે પુત્રને આજે ઇસ્ટ ઇંડિયા કંપનીના હસ્તમાં સમર્પણ કરૂં છું. તેનું રાજ્યોચિત રીતે પાલન અને શિક્ષણ કરવાનુ કામ હું ઇસ્ટ ઇંડિયા કંપનીને સોંપુ છુ, એથી વધારે મારે કાંઇ કહેવાનું નથી '

એટલું કહીને તેણે બાળકપુત્રને કર્નલ મેકૉલેના હાથમા મૂક્યો. મેકૉલે સાહેબે ઉભા થઇને જાહેર કર્યું કે 'આજથી રામવર્મા ત્રાવણકોર રાજ્યના મહારાજા થયા છે અને જ્યાસુધી એ બાળક પુખ્ત ઉમરનો નહિ થાય ત્યાંસુધી રાણી ગૌરીલક્ષ્મીબાઇજ પહેલાની માફક રાજમાતાતરીકે રાજ્ય ચલાવશે.'

ત્યાર પછી કર્નલ મેકૉલે સાહેબે દિવાનપદનો ત્યાગ કર્યો.

એક વર્ષ પછી રાણી ગૌરીલક્ષ્મીબાઇને એક બીજું સંતાન ઉત્પન્ન થયું; પણ એ સંતાનના જન્મ પછી તેની તબિયત બગડી ગઇ. તેનો અંતકાળ સમીપ આવી પહોંચ્યો. મૃત્યુસમયે તેણે પોતાના સ્વામીને અને બહેન પાર્વતીબાઇને પાસે બોલાવ્યાં તથા કહ્યું કે, 'હું મારા પ્રાણસમાન આ બે બાળકોને તમારા હાથમા મૂકી જાઉં છું. તમે પ્રતિજ્ઞા કરો કે એ બે બાળકોને અમે પૂરતી કાળજીથી ઉછેરીશું અને પાર્વતીબાઇ મારી જગ્યાએ રાજ્યનો કારભાર ચલાવશે. તમે એવી પ્રતિજ્ઞા કરશો એટલે હું શાન્તિથી મરી શકીશ'. પાર્વતીબાઇને તેણે કહ્યું:—' પાર્વતી, તારે આ રાજ્યનો કારભાર ચલાવવો પડશે. આ બન્ને બાળકોની મા થઇને તારે રહેવું પડશે. મારે માટે શોક કરીશ નહિ.'

ગૌરીલક્ષ્મીબાઇએ ચાર વર્ષ સુધી રાજ્ય કર્યું. એ અલ્પસમયમાં પણ તેના ચરિત્રમાં અપૂર્વ સદ્ગુણોનો પરિચય મળી આવ્યો હતો અને તેણે

આખી પ્રજાની ખરા અંતઃકરણની પ્રીતિ સંપાદન કરી હતી

ઘણા લોકો એમ માને છે કે સ્ત્રીઓ તો ઘરધંધા સિવાયના બીજા કામ કરીજ ન શકે, બહારનાં કામ કરવા જેટલી બુદ્ધિ અને શક્તિ તેમનામા હોયજ નહિ, પરન્તુ રાણી ગૌરીલક્ષ્મીબાઈનું ચરિત્ર એ દલીલના ખંડનરૂપે પ્રત્યક્ષ પ્રમાણ છે તેમને પોતાની સ્વાભાવિક ઈશ્વરદત્ત શક્તિઓને વિકાસ કરવાનો પ્રસંગ મળે તો તેઓ કોઈ પણ વિષયમાં પુરુષોથી પછાત રહે એમ નથી. તેમને બુદ્ધિનો વિકાસ કરવાનો અવકાશ અને અનુકૂળતા તથા કાર્યક્ષેત્રમાં ઉતરવાનો પ્રસંગ આપો અને પછી જુઓ કે તેઓ કેવાં કેવા ઉત્તમ કાર્યો કરી શકે છે.

## रत्न २९० मुं—लक्ष्मीदेवी




મિથિલારાજ ચન્દ્રસિંહની રાણી હતી લછિયા નામથી એ પરિચિત છે એને વિદ્યાનો ઘણોજ શોખ હતો. એટલા માટે પોતે મિથિલાદેશના ઘણા પંડિતોનું પ્રતિપાલન કરતી હતી. વિવાદચન્દ્ર વગેરે ગ્રંથકારો તથા મિસરુમિશ્ર અને મિતાક્ષરા ટીકાના રચનાર બાલભટ્ટ એનાજ આશ્રિત હતા અને એને લીધેજ એમણે પ્રતિષ્ઠા મેળવી હતી. દર્શનશાસ્ત્રમા લક્ષ્મીદેવી ઘણીજ પ્રવીણ હતી. દર્શનશાસ્ત્રસંબંધી કૂટ પ્રશ્નોનો વાદવિવાદ એ પંડિતો સાથે ઘણીજ દક્ષતાપૂર્વક કરતી. એણે પોતે 'મિતાક્ષરાવ્યાખ્યાન' નામની પ્રસિદ્ધ ટીકા મિતાક્ષરા ગ્રંથ ઉપર લખી છે એ ગ્રંથમાથી તેની વિદ્યા તથા બુદ્ધિનો વિલક્ષણ પરિચય મળી આવે છે.

## रत्न २९१ मुं—मधुरवाणी




જોરના અધિપતિ રઘુનાથ રાજા ઘણા વિદ્યાનુરાગી હતા. અસંખ્ય પંડિતોને લઈને એ રાજસભામા બેસતા અને તેમની સાથે ધર્મ અને કાવ્યની ચર્ચા કરતા. પંડિતો રોજ રોજ નવાં નવા કાવ્યો રચીને રાજાને સંભળાવતા. આ સભા

પંડિતોની સાથે અનેક વિદુષીઓ પણ રાજસભામાં બિરાજીને તેમની શોભામાં વધારો કરતી હતી. એ વિદુષીઓ પણ પંડિતોની સાથે ધર્મ અને કાવ્યની ચર્ચામાં સામિલ થતી અને મહારાજને રોજ નવાં નવા કાવ્યો સંભળાવતી એ બધી વિદુષી રમણીઓમાથી મધુરવાણીએ વિશેષ ખ્યાતિ મેળવી છે. મહારાજા બધા સભાપંડિતો કરતા એનું વધારે માન રાખતા તથા એની રચનાથી મુગ્ધ થઈ જતા.

એક દિવસ મહારાજા સેંકડો વિદુષી રમણીઓની વચમા એ રાજસભામાં બેઠા હતા.કોઇ રમણી એમને રામાયણ સંભળાવતી હતી અને કોઈ ધર્મસંગીત સંભળાવતી હતી. એક વિદુષી એ દિવસે મહારાજાને ઉદ્દેશીને કવિતા રચી લાવી હતી. એમા શ્રી રામચન્દ્રજીના ઉપર મહારાજની કેવી અચળ ભકિત છે, તેનું વર્ણન કરવામાં આવ્યું હતું કવિતામા જ્યા જ્યાં રામચન્દ્રજીની સ્તુતિ હતી, રામચંદ્રજીના ચરિત્રનું વ્યાખ્યાન હતું, તેટલો તેટલો અંશ સાંભળતા રાજા તન્મય થઈ ગયા. કવિતા પૂરી થઇ રહ્યા પછી એ બોલ્યા 'મેં આટલી બધી વાર રામચરિત્ર સાભળ્યું છે, પણ એ સાભળ્યાથી હું કોઇ દિવસ ધરાતો નથી. જેટલી વાર સાભળુ છુ તેટલી વાર એ નવુ જ લાગે છે અને તેટલીજ વાર પુષ્કળ આનંદ મેળવું છું. મારી સભાના પંડિતો અને વિદુષી મહિલાઓએ ઘણી વાર રામનામનું ગાન વિવિધ છંદોમા રચીને મને સંભળાવ્યું છે, પણ તેમની રચનામા જાણે એક જાતની ન્યૂનતા જણાય છે. જાણે કે એમાં કાંઈક રહી ગયું હોય એમ લાગે છે. રામચન્દ્રજીનું ગુણકીર્તન પૂર્ણરૂપે થયું હોય એમ જણાતું નથી. મારી ઇચ્છા છે કે કોઈ એવું રામ–ચરિત્ર લખે કે એમાં એ અભાવ ન જણાય '

રઘુનાથે સભા બોલાવીને એ કાર્ય કોઈને સોંપવાનો વિચાર કર્યો; પણ કોઈ સ્ત્રી કે પુરુષે એ મહાભારત કામ પોતાને માથે લેવાનુ સાહસ કર્યું નહિ. મહારાજે ઉદાસ મને એ દિવસે સભા બરખાસ્ત કરી.

એ રાત્રે મહારાજે સ્વપ્ન જોયું કે સાક્ષાત્ રામચંદ્રજી તેના ઓશિકા આગળ બેસીને કહી રહ્યા છે: 'નરપતિ ! ઉદાસ ન થઇશ. સરસ્વતીસમાન મધુરવાણી તારી સભામાં છે, તેના ગાનથી હું પણ સંતુષ્ટ છું. તેનેજ તું રામાયણ રચવાનું કામ સોંપ. એજ સ્ત્રી એ કાર્યને માટે લાયક છે. '

બીજે દિવસે સવારે મહારાજે મધુરવાણીને સ્વપ્નની વાત કહી.મધુરવાણીએ

એ સાંભળીને કહ્યું 'રાજાધિરાજ! શ્રીરામચંદ્રજીની આજ્ઞા મારે શિરોધાર્ય છે. એમનીજ સહાય છે તો આ કાર્ય કરવામા મારે કાંઇ વાંધો નથી. મારી બધી ત્રુટીઓને એ અન્તર્યામી ક્ષમા કરશે.'

મધુરવાણીનું રચેલું એ રામાયણ તાલપત્ર ઉપર, બેંગલોરમાં માલેશ્વર વેદવેદાન્તમંદિરના પુસ્તકાલયમા સાચવી રાખવામાં આવ્યું છે. એનો સંપૂર્ણ અંશ મળી આવતો નથી. જેટલો ભાગ મળી આવ્યો છે તેટલામાં ચૌદ સર્ગ સુધી છે. એ ચૌદ સર્ગમાં નાના પ્રકારના છંદોમા દોઢહજાર શ્લોક છે. પ્રારંભમા ગ્રંથકર્તા દેવતાઓ પાસે તથા તાંજોરના રાજા રઘુનાથ પાસે આશીર્વાદ માગે છે, ત્યાર પછી વાલ્મીક, વ્યાસ, કાલિદાસ,બાણભટ્ટ, માઘ વગેરે મહાકવિઓ માટેની પોતાની સન્માનવૃત્તિ પ્રગટ કરી છે ત્યાર પછી સુલલિત ભાષામાં રઘુનાથ રાજાની રાજસભાનું વર્ણન છે. એ વર્ણન ઉપરથી જણાય છે કે સેંકડો વિદુષી રમણીઓ રઘુનાથની રાજસભાને અલંકૃત કરતી હતી. અહીંઆ પ્રથમ સર્ગ સમાપ્ત થાય છે. ત્યાર પછી મૂળ રામાયણનો આરંભ થાય છે. એમા રામાયણનું ક્રમપુરઃસર વર્ણન છે.

મધુરવાણી ઘણીજ ગુણવતી સ્ત્રી હતી. એ 'ચમત્કારવીણા' નામનુ વાજીંત્ર વગાડી શકતી તેની વીણાનો આલાપ સાંભળતા મનમા એવો વિચાર આવતો કે જાણે સ્વર્ગમાંથી સરસ્વતી દેવી પધારીને વીણાનો ઝંકાર કરી રહ્યા છે. એ તેલગી અને સંસ્કૃત બંને ભાષામા વિશેષ પ્રવીણ હતી એમ કહેવાય છે કે શ્લોક રચવાનો તેને એટલો બધો અભ્યાસ હતો કે બાર મિનિટમા તે એક શ્લોક રચતી હતી. તેણે નૈષધકાવ્ય અને કુમારસંભવ પણ રચ્યાં છે. મધુરવાણી સંબંધી બીજી વધારે હકિકત મળી આવતી નથી. એ સત્તરમી શતાબ્દીમાં જીવિત હતી

## रत्न २९२ मुं–मोहनांगिनी



એ દક્ષિણ દેશના કૃષ્ણરયાલુ નામના રાજાની કન્યા હતી. બાલ્યકાળમા પિતાની પાસેથી એણે ઘણું સારૂં શિક્ષણ મેળવ્યુ હતું. રાજા રામરયાલુની સાથે એનું લગ્ન થયું હતું. પરણ્યા પછી પણ એ પોતાનો ઘણો સમય ગ્રંથો વાંચવામાં અને ભાષા શિ-

ખવામાં આવતી. બાલ્યકાળથીજ તે કવિતા રચતી હતી; પણ યૌવનાવસ્થામાં એ કાવ્યરચનાને માટે યશસ્વી થઈ. એણે 'મરીચિપરિણય' નામનું એક કાવ્ય રચ્યું છે. એ ગ્રંથે પંડિતસમાજમા સારી પ્રતિષ્ઠા મેળવી છે. કહેવાય છે કે પિતાની રાજસભામાં એ પોતાની રચના વાંચીને સભાપંડિતોને મુગ્ધ કરતી હતી.

મોહનાંગિની પૂર્ણ યૌવનાવસ્થામાં વિધવા થઇ અને સ્વામીની સાથેજ તેણે ચિતામા પ્રાણ વિસર્જન કર્યો.

# रत्न २९३ मुं—खगनियाँ



વધપ્રાન્તમાં ઉન્નાવ જીલ્લામાં 'રઘુજીતપુરવા' નામનું એક ગામ છે. ત્યા ખગનિયાં રહેતી હતી. એના બાપનું નામ વાસુ હતું. એ ન્યાતની ઘાંચણ હતી. એ કાંઈ વધારે ભણી ગણી નહોતી પણ સમસ્યાઓ સારી બનાવી જાણતી હતી. તેની કેટલીક સમસ્યાઓ એવી ઉત્તમ બનતી હતી કે સારા સારા કવિઓ પણ તેને પસંદ કરીને લખી જતા હતા.

જગતમાં ઘાંચણો તો ઘણીએ થઇ ગઇ છે અને થશે, પણ એમાથી એક ખગનિયાંનું નામજ ચિરકાળપર્યંત રહેશે. તેણે ઘણી સમસ્યાઓમા પોતાના પિતાનો ઉલ્લેખ કરી તેનું નામ પણ અમર કર્યું છે

વિદ્યાને લીધે ગમે તેવી હલકી જાતની સ્ત્રી પણ અક્ષય કીર્તિ મેળવી શકે છે.

# रत्न २९४ मुं—अभयार



એ દાક્ષિણાત્ય બ્રાહ્મણ ભગવાન નામના એક પુરુષની કન્યા હતી. એ કેટલી બધી વિદુષી હતી, તે તેના ચરિત્રસંબંધી નીચેની કથા ઉપરથી સમજી શકાય છે. લોકો તેને દેવી સરસ્વતીની કન્યા કહેતા હતા.

અભયારનાં ભાઇબહેન બધાંએ સાહિત્યજગતમા નામ કહાડયું હતું. તેના બધા ભાઇઓ પ્રતિભાશાળી કવિતરીકે પ્રખ્યાત થયા હતા તથા તેની

બહેનોની પણ એ વિષયમા ઓછી ખ્યાતિ નહોતી; પરન્તુ એ બધામાં શ્રેષ્ઠ સ્થાન અભયારને મળ્યુ હતુ. જ્યોતિષવિજ્ઞાન, આયુર્વેદ અને ભૂગોળમાં તેનું જ્ઞાન અસીમ હતુ. તેણે ભૂગોળસંબધી એક ઉત્કૃષ્ટ ગ્રથ કવિતામા રચ્યો હતો. જ્યોતિષ અને વિજ્ઞાનસબધી પણ કેટલાક પુસ્તક રચ્યા હતા. એ જીંદગીપર્યન્ત કુંવારી રહી હતી અને દેશના બધા પડિતો તેનો યશ ગાતા હતા

તેને ઉપાગ્ગા નામની એક ભગિની હતી તેણે પણ "નીલિપાટલ" નામનો એક ગ્રથ રચ્યો છે અને ભલ્લી અને મુગેરા નામની બીજી બે બહેનો ખડ-કાવ્ય અને કવિતારચના કરીને યશસ્વી થઈ ગઈ છે.

## રત્ન ૨૧૫ મું–નાચી



દક્ષિણ દેશમા એલેશ્વર ઉપાધ્યાય નામનો એક મહાપડિત હતો દર્શનશાસ્ત્ર, વિજ્ઞાન, આયુર્વેદ અને જ્યોતિષમા તેનું અસીમ જ્ઞાન હતુ. તેને નાચી નામની એક કન્યા હતી નાચી અલ્પ વયમા વિધવા થઈ હતી. ઉપાધ્યાય મહાશય એક શાળા કહાડીને દેશદેશાવરના વિદ્યાર્થીઓને ભણાવતા હતા. કન્યા નાચી જ્યારે વિધવા થઇ ત્યારે તેમણે વિદ્યાર્થીઓની સાથે એને પણ ભણાવવુ શરૂ કર્યું. નાચી એટલી બધી તેજ બુદ્ધિની નહોતી કોઇ વિષય સહેલાઇથી શિખી જતી નહિ, એટલા માટે તેના પિતા મનમા ને મનમા ઘણા દુ:ખી થતા. ઉપાધ્યાય મહાશયના ઘણા શિષ્યો પણ નાચીના જેવી મદબુદ્ધિવાળા હતા તેમની બુદ્ધિ પ્રખર અને સ્મરણશક્તિ પ્રબળ કરવા માટે એલેશ્વર આયુર્વેદશાસ્ત્રનું મથન કરવા લાગ્યા તેમણે જ્યોતિષ્મતી નામની એક વેલ ખોળી કહાડી. એ લતાના રસનુ સેવન કરવાથી બુદ્ધિ તથા સ્મરણશક્તિ તીવ્ર થાય છે, એમ એમનું માનવું હતું. કહેવાય છે કે એલેશ્વર પડિતે એ જ્યોતિષ્મતી–રસનું સેવન કરાવીને ઘણા વિદ્યાર્થીઓને બુદ્ધિવાન બનાવ્યા હતા. વધારે બુદ્ધિશાળી થવાની ઇચ્છાથી નાચીએ એક વખત છાનામાના ઘણા મોટા પ્રમાણમાં એ રસ પી લીધો એ રસ મોટી માત્રામા પીધાથી વિષતુલ્ય પરિણામ આવતું હતુ. નાચીના દેહમાં અસહ્ય બળતરા થવા લાગી અને એ બળતરા સહન ન થવાથી એ એક કૂવામાં કૂદી

પડી. એ મરણી બેભાન અવસ્થામા એ કૂવામા આઠ કલાક સુધી પડી રહી. તેના પિતાને આ બનાવની ખબર નહોતી. તેમણે ચારે તરફ કન્યાની શોધ કરાવી અને ક્યાંય પત્તો ન લાગ્યો ત્યારે 'નાચી, નાચી' કહીને રોવા લાગ્યો. આટલીવાર પાણીમાં ડૂબી રહેવાથી નાચીનું વિષ ઉતરી ગયું હતું. તેણે પિતાનો સ્વર સાભળીને કૂવામાંથી જવાબ આપ્યો પિતાએ આવીને તેને કૂવામાંથી બહાર કહાડી. ત્યાર પછી નાચીની મેધાશક્તિ ઘણીજ તીવ્ર થઇ ગઇ. થોડા દિવસોમાં તેણે બધાં શાસ્ત્રોનો અભ્યાસ કરી લીધો.

એ વખતે નાચીએ પોતે કવિતા રચવાનો આરંભ કર્યો; તેની કવિતાઓ ભાવ, માધુર્ય અને ભાષાચાતુર્યમા ઉંચા પ્રકારની હતી. ત્યાર પછી તેણે 'નાચી નાટક' નામનું એક પોતાનુ જીવનચરિત્ર કાવ્યમાં લખ્યું. તેમાં તેના દુઃખી વૈધવ્ય જીવનનું કરુણામય વર્ણન છે

વૃદ્ધાવસ્થામા નાચીએ તીર્થયાત્રા કરી હતી એ વખતે અનેક શહેરોમાં પંડિતો સાથેના શાસ્ત્રાર્થમાં દિગ્વિજય કરીને એ પિતાને ઘેર પાછી આવી હતી.

## रत्न २९६ मुं–गिरधर कविरायनी स्त्री



કવિરાય ગિરધર હિન્દી ભાષાનો જૂનો અને પ્રખ્યાત કવિ છે. તેના કુંડલિયા ઘણાજ પ્રસિદ્ધ છે. એ કવિરાયની સ્ત્રી પણ ઘણી ભણીગણી હતી. પતિના સહવાસથી એને પણ કવિતા બનાવવાનો શોખ લાગ્યો હતો. પતિનીજ શૈલી ઉપર એ પણ કુંડલિયા બનાવતી હતી. ગિરધર કવિના કુંડલિયા સાથે એના કુંડલિયા પણ મળી ગયા છે. જે કુંડલિયાના આરંભમા 'સાંઇ' શબ્દ આવે છે તે બધા એના છે. કેટલાકનું એવું માનવું છે કે કવિરાય ગિરધરે જેટલા કુંડલિયા બનાવવાનો સંકલ્પ કર્યો હતો તેટલા બનાવ્યા પહેલાં જ કરાલકાળને વશ થયા, તેથી એમની સ્ત્રીએ બાકીના કુંડલિયા બનાવીને પતિનો મનોરથ પૂરો કર્યો. ધન્ય છે એવી સ્વામીપરાયણા સ્ત્રીને !

## रत्न २९७ मुं—माघवी




ધવી નીલાચળની રહેવાસી હતી. મહાપ્રભુ ચૈતન્યદેવ દક્ષિણમા પ્રવાસ કરીને જ્યારે નીલાચળમા આવી પહોંચ્યા, ત્યારે માધવીએ તેમના દર્શન કર્યા અને એ દિવસથીજ તેના મનમા ભગવત્પ્રેમનો ઉદય થયો. ત્યારથી એ ઘણી ભક્ત બની ચૈતન્યદેવ સન્યાસ લીધા પછી સ્ત્રીઓનુ મોં જોતા નહિં, એટલે માધવી તેમની સન્મુખ જઈ શકતી નહિ એ સંતાઇ રહીને કૃષ્ણપ્રેમમા તલ્લીન થઇ ગયેલા ચૈતન્યદેવની મૂર્તિ જોતી તથા પોતે પણ ભગવદ્ભક્તિમા લીન થઇ જતી. ચૈતન્યદેવની પાસે જવાની રજા નહિ હોવાથી એને ઘણોજ ખેદ થતો. એ ખેદ એણે કાવ્યદ્વારા પ્રગટ કર્યો છે.

'કલ્પતરુ' નામના ગ્રંથમા માધવીદેવીના અનેક પદ મળી આવે છે એ પદની ભાષા તથા ભાવ ઘણા સુદર છે

માધવીદેવીનાં પદ ઐતિહાસિક તત્ત્વોથી પૂર્ણ છે નિત્યાનદ મહાપ્રભુનો દાત તૂટી જવાની વાત, જગદાનદની નવદ્વીપયાત્રા, 'દોલલીલા વખતે શ્રી-ગૌરાગનું કીર્તન વગેરે વિષયો તેના પદોમા મળી આવે છે.

જગન્નાથજીના મદિરનું દૈનિક વિવરણ લખી રાખવા માટે એક લેખકની જરૂર હતી. માધવીના હસ્તાક્ષર ઘણા સુદર હોવાથી તથા તેની રચના, ચાતુર્ય અને પાડિત્યથી મુગ્ધ થઇને રાજા પ્રતાપચન્દ્રે સ્ત્રી હોવા છતા પણ તેનીજ નિમણૂક કરી. આ સન્માનજનક પદ તેણે સારી રીતે નિભાવ્યું હતુ.

---

## रत्न २९८ मुं—सदुबा




સતી ગુજરાતનું એક રત્ન હતુ. ફૉર્બ્સ સાહેબે રચેલા અને આપણા સુપ્રસિદ્ધ સ્વ૦ સાક્ષર રા. રા. રણછોડભાઇ ઉદયરામે ભાષાન્તર કરેલા 'રાસમાળા' નામના ગ્રથને આધારે અમે એ સન્નારીનો વૃત્તાત સંક્ષિપ્તમા ઉતારીએ છીએ.

અસાઈની જીતમાં નેપોલિયન બાદશાહની સત્તા નરમ કરી નાખવામાં આવી ત્યાર પછીના વર્ષમાં અમદાવાદ શહેરમાં પેશ્વા અને ગાયકવાડ બન્નેની

સત્તા ચાલતી હતી; અને તેઓની કચેરીઓ ભદ્રમા અને હવેલીમા હતી. એ સમયમા ઘણા લોકોએ ચાડી ખાઇને ઉદરનિર્વાહ કરવાનો ધ ધો માંડયો હતો. લોકો તેમને ઘણાજ ધિક્કારતા અને તેઓ ચાડિયાના દૂષિત નામથી ઓળખતા. એ ચાડિયાઓ સારા માણસોની વિરુદ્ધ સરકારમા ખોટી ખોટી વાતો કહી આવતા અને સરકાર એમનુ કહ્યું માની એ સારા માણસોની આબરૂ બગાડતી. એ વખતની સરકારનો ઉદ્દેશ લોકોનુ સ રક્ષણ કરવાનો તથા તેમને ન્યાય આપવાનો નહોતો; પણ ગમે તે પ્રકારે પોતાના ભ ડાર ભરવાનો હતો.

એ વખતમા ઉત્તમ નામનો એક ચાડિયો ઘણો ફાવી ગયો હતો. રાજદરબારમા તેનું ઘણું માન હતું અને તેની વાત ઉપર સરકાર ઘણો વિશ્વાસ રાખતી. એ ઉત્તમ જાતનો વાણિયો હતો અને શાહપુરમા રહેતો હતો.

આપણી આ ચરિત્રનાયિકા શ્રીરત્ન સદુબા બારોટકુળમા જન્મી હતી તેના પતિનું નામ હરિસિંહ હતું. સદુબા ઘણી સ્વરૂપવાન સ્ત્રી હતી એક દિવસ ઉત્તમચંદ ચાડિયાની નજર સદુબાના ઉપર પડી ગઈ અને એ તેનું સોન્દર્ય જોઇને મુગ્ધ થઇ ગયો. તેણે સદુબાનુ શિયળ ભંગ કરવાની ઇચ્છાથી તેને ઘણીએ લાલચો આપી, પણ સદુબા સાચી પતિવ્રતા સ્ત્રી હતી ધનવૈભવની તેણે જરા પણ પરવા કરી નહિ અને એવો દુષ્ટ વિચાર રાખવા માટે ઉત્તમચદને ઘણો ઠપકો આપ્યો. પોતાની કામવાસના તૃપ્ત ન થવાથી ઉત્તમ ચાડિયાએ તેનું વેર લેવાનો સંકલ્પ કર્યો. તેણે સતી સદુબાના ઉપર વ્યભિચારનું જૂઠું આળ મૂક્યુ. તેની વાત ઉપર વિશ્વાસ મૂકીને પોલીસના સિપાઈઓ સદુબાને પકડવા સારૂ આવ્યા. સદુબાએ જણાવ્યું કે, 'હું નિર્દોષ છુ. આ બધા કારસ્તાન ચાડિયા ઉત્તમના છે,' પણ તેનું કહ્યું કોઈએ માન્યું નહિ પોલિસના માણસો તેને સરકારની કચેરીમાં લઇ જવા લાગ્યા. આ પ્રમાણે સરકારી સિપાઇઓને હાથે પોતાનું અપમાન થતું જોઇને સદુબાએ પોતાના સ્વામીને કહ્યું: 'તમે જોઈ શું રહ્યા છો. આ વખતે ત્રાગુ કરીને મારી આબરૂ સાચવો.' ભાટચારણો ત્રાગું કરવામા અને ધરણું ધરવામાં ઘણા કુશળ અને નીડર હોય છે. હરિસિંહે પોતાના એક કુમળા બાળકને મારી નાખ્યું અને ભાટવાડામા એક આંબાના ઝાડની ડાળીએ લટકાવ્યું; પરન્તુ પાષાણ હૃદયના ઉત્તમને આ નિર્દોષ બાળકના મૃત્યુથી પણ દયા ઉપજી નહિ. એ દુષ્ટે તો સદુબા ઉપરનો બળાત્કાર ચાલુજ રાખ્યો. સદુબાનો

બાંધીને લઇ જવાનો તેણે સિપાઇઓને હુકમ આપ્યો. આથી સદુબાને ઘણો-જ ક્રોધ ઉપજ્યો. ક્રોધના આવેશમા તેણે પોતાના ધણીને કહ્યુ કે, ' મારા માથા ઉપર તલવાર ફેરવી દો. ' તરતજ તેના પતિએ તેની વિનતિને અમલ-મા મૂકી. જોતજોતામા સદુબાનુ માથું ધડથી જૂદુ પડ્યુ.

આ પ્રમાણે સદુબા ભાટણે પોતાના સુંદર દેહનો ભોગ આપીને શિયળ-નું રક્ષણ કર્યું. સદુબાના આ આત્મબલિદાનથી તેના આડોશીપાડોશી અને જ્ઞાતિજનો ઉપર ઘણી સારી અસર થઈ. સદુબાના ઉપર થયેલા અત્યાચાર-નો બદલો લેવા સારૂ બધા ભાટ લોકો હથિયાર લઇને બહાર નીકળી પડયા ઉત્તમચંદ ચાડિયો તો તેમનાથી ડરી જઇને અગિયારાજ ગણી ગયો, પર-ન્તુ સરકારને આખરે ઉત્તમને પકડી બહાર આણવો પડયો સરકારે ઉત્ત-મને ગધેડા ઉપર બેસાડીને ગામમા ફેરવવાની આજ્ઞા આપી, પણ ભાટ લોકોને એટલેથી સંતોષ થયો નહિ. તેમણે તેને ગધેડા ઉપરથી ઉતારી પા ડીને પથરે પથરે એવો માર્યો કે ત્યાને ત્યાંજ તેનું મરણ નિપજ્યુ.

જે સ્થળે સદુબા ભાટણ મરણ પામી હતી તે સ્થળે ભાટ લોકોએ દહેરૂ ચણાવીને તેમા સદુબાદેવીની સ્થાપના કરી ખરેખર ! સતીત્વની ખાતર આત્મબલિદાન આપનાર સ્ત્રી સર્વકોઈની શ્રદ્ધાને પાત્રજ છે

## रत्न २९१ मुं–राणी राजबाई



કાઠિયાવાડમા વઢવાણ નામનું એક દેશી રાજ્ય છે એ રાજ્યની સઘળી વ્યવસ્થા આશરે અરધા સૈકા પહેલાં, એક મહાપરાક્રમી અને હોશિયાર સ્ત્રીના હાથમા હતી. એ સ્ત્રીનુ નામ મહારાણી રાજબાઇ હતું એ વીર રાણીએ પોતાની સીત્તેર વર્ષની વયે યુદ્ધ કરીને શત્રુઓ-ને મારી નાખીને રાજ્યનો ઉદ્ધાર કર્યો હતો. તેનું સંક્ષિપ્ત ચરિત્ર નીચે આપવામા આવે છે.

ઇ૦ સ૦ ૧૮૩૭ ના સુમારમા વઢવાણ રાજ્યનો કારભાર રાજબાઇને મળ્યો હતો. પ્રજા ઉપર રાજ્ય ચલાવવાયોગ્ય સઘળા ગુણોથી રાજબાઇ અલંકૃત હતી. તેના શરીર ઉપર જેવી રીતે તેજસ્વિતા જણાઇ આવતી હતી, તેવીજ રીતે તેના સ્વભાવમાં સૌમ્યતા, દઢતા અને રાજ્યકુશળતાના

ગુણો પણ સ્પષ્ટ જણાઇ આવતા તે અબળાના હૃદયમાં જેવી રીતે કોમળતા હતી તેવીજ રીતે કઠોરતા અને કષ્ટસહિષ્ણુતા આદિ પુરુષોચિત ગુણો પણ પુષ્કળ હતા. અસાધારણ ધનસંપત્તિની માલિક હોવા છતા પણ એ સુખવૈભવ અને ભોગવિલાસથી દૂર રહેતી. પોતે ઘણી સાદાઇથી રહીને પ્રજાનું પાલન કરતી. અબળા નામથી ઓળખાતી હોવા છતાં પણ, આત્મબળનો પરિચય આપીને, તેણે જનસમાજને વિસ્મિત કરી દીધો હતો. એ વખતની લોકવાયકા એ બિચારીના ચરિત્ર ઉપર અનેક દોષારોપણ કરતી હતી. એ સ્વામી, પુત્ર કે કોઇની પ્રિય થઇ પડી નહોતી; કારણ કે રાજ્યના વહિવટમા એ કોઇને માથું મારવા દેતી નહિ. એ પોતાની મરજી પ્રમાણે રાજ્ય ચલાવતી. સર્વની આગળ એ પોતાની શ્રેષ્ઠતા સાબિત કરી આપતી અને કામ પડયે તલવાર ખેંચતા પણ સંકોચ કરતી નહિ. અસ્તુ ! આ સર્વ દંતકથાઓ ખરી હોય કે ખોટી પણ એટલી વાત તો નિર્વિવાદ છે કે રાજબાઈ રાજ્યનો પ્રબંધ કરવાને સંપૂર્ણ રીતે યોગ્ય હતી. બીજા કોઇનું કહ્યું માનીને રાજ્યનું અમંગળ કરવા એ કદિ તત્પર થતી નહિ. તેનું રાજ્ય સુશાસિત, નિયમબદ્ધ અને સુબુદ્ધિશાળી ગણાતું હતું. બ્રિટિશ અમલદારોએ પણ વઢવાણના સુપ્રબંધને માટે રાજબાઇની બુદ્ધિના ઘણાં વખાણ કર્યા છે.

ધીમે ધીમે રાજબાઇ વૃદ્ધાવસ્થાને પામી. તેની વય ૭૦ વર્ષની થઇ. આ જરાવસ્થામા પુણ્યસંચય કરવા સારૂ એને તીર્થયાત્રા કરવાનું મન થયું. રાજબાઇએ પોતાના સગીર વયના પૌત્રને રાજ્યનો અધિકારી નિમ્યો અને તેની માતા ગોવલબાઇના હાથમા રાજ્યનો કારભાર સોંપીને પોતે તીર્થયાત્રા કરવા નીકળી. ગોવલબાઇ દેખીતીરીતે રાજ્યકારભારને યોગ્ય સ્રી હતી.

ઘણા દિવસ વીતી ગયા. ધીમે ધીમે ગોવલબાઇને રાજ્યલોભ વધતો ગયો. એને પણ ઇચ્છા થઇ કે જેવી રીતે રાજબાઇ સ્વતંત્રપણે રાજ્ય ચલાવતાં હતાં તેવી રીતે હું ચલાવું ખરે ! રાજ્યલોભ ઘણો ખરાબ લોભ છે. તેણે નિશ્ચય કર્યો કે રાજબાઇને એનુ રાજ્ય પાછું ન આપતાં પોતાનાજ કબજામાં રાખવું.

ઘણે દિવસે રાજબાઇ નોકરચાકરો સાથે યાત્રા કરીને પાછી આવી; પણ નગરના રક્ષકસિપાઇઓએ ગોવલબાઇના હુકમથી તેને અંદર જવા ન દીધી. નગરમાં પ્રવેશ કરવાના બધા દરવાજા બંધ કરવામાં આવ્યા. રાજબાઇ રાજનગરમાં પ્રવેશ કરવાની ઇચ્છા રાખતી હતી; પણ ગોવલબાઇએ કહેવરાવ્યું કે,

તમે હવે વૃદ્ધ થયા છો. તમારૂં મોત હવે પાસે આવતું જાય છે. હવે તો સંસારમાંથી મુક્ત થઇને ધર્મનું ચિંતવન કરો, એજ આપનું કર્તવ્ય છે, પરંતુ આ વાત તેજસ્વી રાજબાઇના ધ્યાનમા ઉતરી નહિ રાજબાઇ રાજકોટ પહોચી અને ત્યાના અંગ્રેજ સરકારના રેસિડેન્ટને સઘળી હકિકત કહી સંભળાવી. એ વખતે સર બિલોગ્વી પોલિટિકલ એજંટ હતા. તેમણે રાજબાઇની બધી વાત સાભળી, પરન્તુ રાજબાઇને અનુકૂળ કોઇ કલમ એમને નહિ જણાયાથી, એમણે રાજબાઇની અરજી મંજુર ન રાખી.રાજબાઇ નિરાશ થઇને પાછી આવી.

બ્રિટિશ અમલદારોને હાથે પોતાનો મનોરથ સિદ્ધ થવાના કાંઈ પણ ચિન્હ ન જણાયા, ત્યારે રાજબાઇ પોતાના બાહુબળથી વઢવાણ પોતાને તાબે કરવાને તૈયાર થઇ. વૃદ્ધાવસ્થાને લીધે તેની ચામડી ઉપર કરચલીઓ વળી ગઇ હતી, યૌવનનું સૌન્દર્ય તેના ચહેરા ઉપરથી બિલકુલ જતું રહ્યું હતું, પરન્તુ આ ઉંમરે પણ તેના મુખકમળ ઉપર એક પ્રકારની તેજસ્વિતા અને દૃઢતા જણાઇ આવતી હતી રાજબાઇએ લશ્કર એકઠું કર્યું. ધીમે ધીમે એક હજાર સૈનિકો તેને શરણે આવ્યા અને તેની આજ્ઞા મુજબ ચાલવા તૈયાર થયા. રાજબાઇએ યુદ્ધનો પોશાક પહેર્યો. તેના ઉપર મજબૂત બખ્તર ધારણ કર્યું. તીક્ષ્ણ તલવાર તેના હાથને શોભા આપવા લાગી. સીત્તેર વર્ષની ડોશી ઘોડા ઉપર સવાર થઇને, સૈનિકોના લશ્કર સાથે વઢવાણ ઉપર ચઢાઇ કરવા નીકળી.

આ પ્રમાણે યુદ્ધ–વેષમા રાજબાઇ નગરના દ્વાર આગળ પહોચી આ વખતે પણ દ્વારપાળોએ તેને અંદર જવા દીધી નહિ. તેઓએ રાજબાઇના લશ્કર ઉપર બંદુકની ગોળીઓ છોડવા માડી. એ ગોળીથી રાજબાઇનો એક મુખ્ય સિપાઇ ઘાયલ થઇને મરણ પામ્યો, પણ આથી રાજબાઈ નિરાશ થઇ નહિ સામા પક્ષવાળાઓ તેના સૈન્ય ઉપર ગોળીનો ખુબ વરસાદ વરસાવતા હતા જોતજોતામા તેનો એક બીજો સેનાનાયક તેના પગ આગળ મરણતોલ થઇને પડયો. વૃદ્ધ વીરાંગનાએ આટલાથી પણ હિંમત છોડી દીધી નહિ તેનું સાહસ ઉલટુ વધી ગયું. યૌવનનું પરાક્રમ આજે ફરીથી એના શરીરમાં સંચાર પામ્યું આ ઉત્સાહથી તેજસ્વી રાજબાઇના આખા શરીરમાં અપૂર્વ બળ વ્યાપી ગયું. ઘોડા ઉપર દૃઢતાથી બેસી રહીને હાથમાની તલવાર ફેરવતી ફેરવતી રાજબાઇ પોતાના સૈનિકોને જોસભેર ઉપદેશ આપીને ઉશ્કેરવા લાગી નગરરક્ષકો આ બુઢ્ઢી રાણીનુ પરાક્રમ જોઇને સ્તંભિત થઇ ગયા. હવે એને રોકવાની હિંમત ચાલી શકી નહિ. તેમણે દરવાજા ખુલ્લા મૂકી

દીધા.રાજબાઈએ નગરમા પ્રવેશ કર્યો તેની અસામાન્ય તેજસ્વિતાથી એક ક્ષણું-ભરમા આખું વહવાણુ રાજ્ય તેના તાબામા આવ્યું. તેની શત્રુએ પલાયન કર્યું. રાજબાઈએ ફરીથી વઢવાણુની સ્વતત્ર અધીશ્વરીતરીકે રાજ્ય કરવું શરૂ કર્યું.

આ પ્રમાણે ભારતવર્ષમા છેક ઓગણીશમા સૈકામા એક વીરરમણીએ સીત્તેર વર્ષની વયે અપૂર્વ પરાહમ બતાવ્યું હતું જે વયે મનુષ્યમા હાલવા ચાલવાની પણ શકિત હોતી નથી, તે વયે વીરરમણી રાજબાઈએ અતુલ્ય પરાક્રમવડે ખોયેલા રાજ્યને પાછું મેળવ્યું. સિપાઈઓના બળવાના સમય સુધી રાજબાઈએ ત્રીશ વર્ષ સુધી પરાક્રમ અને દક્ષતાપૂર્વક રાજ્ય કર્યું હતું. બ્રિટિશ સરકારે પણ તેનાં ઘણા વખાણુ કર્યાં છે

# रत्न ३०० मुं—उमाबाई दाभाडे




ર અને માનવંત સ્રીઓની કક્ષામાં ઉમાબાઈ દાભાડેને મૂકવા યોગ્ય છે. ક્ષત્રીકુલતિલક શિવાજી મહારાજ તો સર્વ જગત્‌ને પરિચિત છેજ. એઓ મોટા ગુણુગ્રાહક અને સદ્‌ગુણુના પરીક્ષક હતા. સદ્‌ગુણી મનુષ્યની કીર્તિ સાંભળી તેમને અતિ આનદ થતો અને તેના પ્રતિ તેઓ આદરદ્દષ્ટિથી જોતા શુકલપક્ષમાં આકાશ તરફ દૃષ્ટિ ફેંકતા અસંખ્ય નક્ષત્રસમૂહમાં પ્રકાશ-યુક્ત ચંદ્ર અથવા દિવસે ત્યા દૃષ્ટિ ફેંકતા તેજસ્વી સૂર્ય જે પ્રમાણે એકદમ દૃષ્ટિસન્મુખ આવે છે, તે પ્રમાણે અસખ્ય લોકોના સમુદાયમા કયો મનુષ્ય સદ્‌ગુણી છે અને કયો દુર્ગુણી છે, તે શિવાજી મહારાજની તીવ્ર દૃષ્ટિને ત્વરિત સમજાતું આ તીવ્ર અને સદ્‌ગુણુપરીક્ષક દૃષ્ટિથી શિવાજી મહારાજે દાભાડેનું ઉપનામ ધરાવનાર મરાઠા જાતિના યેસુ·પાટીલ દાભાડેને ચુંટી કાઢયો હતો. હવે અમારે યેસુ પાટીલના અંગના ગુણોનું વિશેષ વર્ણન કરવાની આવશ્યકતા નથી. એટલુંજ લખવું પૂરતું થઇ પડશે કે દાભાડે કુળવત મરાઠો હતો. તે ભાનુવંશનો હતો. યેસુને મહારાજે પોતાનો હજુરીઓ કર્યો હતો. તે અત્યંત શૂર અને પ્રમાણિક હતો. શિવાજી મહારાજને તે અત્યંત પ્રિય હતો અને તેઓ વારંવાર તેની પ્રશંસા કરતા હતા અને એ કારણુથી યેસુ પાટીલ પણુ અતિ સંતુષ્ટ થઇ પોતાનું કર્તવ્ય બજાવતો હતો; પરંતુ આવા સ્વામિભક્ત સેવકનો મહારાજની કારકીર્દિમાં ઉદય થાય એવો ઇશ્વરીસકેત ન હોવાને

લીધે તેના દુર્દૈવથી મહારાજનો સત્વર કાળ થયો.

શિવાજી મહારાજની પછી સંભાજી રાજા ગાદીપર અધિષ્ઠિત થયા; પરંતુ તેમણે ગાદીનો ઉપભોગ ઘણાજ થોડા વર્ષો સુધી કર્યો. યેસુ પાટિલ થોડા વખત તેનો પણ હજુરીઓ થયો. સંભાજીના પછી તેનો નાનો બંધુ રાજારામ ગાદીપર બેઠો. તે વખતે યેસુ તેનો પણ હજુરીઓ થયો. સદ્ગુણી મનુષ્ય ગમે ત્યાં હોય તો તેના સદ્ગુણનો બદલો તેને મળ્યા વિના રહેતો નથી. રાજારામ મહારાજ પણ આ પ્રમાણિક સેવકપર અતિ સંતુષ્ટ થયા જે વખતે રાજારામ મહારાજ ગાદીપર આરૂઢ થયા તે વખતે મહારાષ્ટ્રપર "न भूतो न भविष्यति" એવો ઘોર પ્રસંગ આવ્યો હતો મરાઠાઓમાં પરસ્પર કલહ ચાલતો હોવાથી તેમનું રાજ્ય ડુબાવવાના હેતુથી તેમના જૂના વૈરી આલમગીરે (ઔરંગઝેબે) તેમનાપર પ્રચંડ સ્વારી કરી, પરંતુ પાદશાહની આ સ્વારીનું પરિણામ ઘણું કષ્ટમય આવ્યું. મરાઠા વીરોએ પાદશાહના સૈન્યને તોબા તોબા પોકરાવી. આ પ્રસંગેજ દાભાડેની ખરી સ્વામીભક્તિ વ્યક્ત થઇ. મોગલોના હાથમાથી બચવાને માટે રાજારામ મહારાજને પોતાનો મુકામ વારવાર બદલવો પડતો હતો. મોગલોએ રાયગઢનો કિલ્લો લીધો. ત્યાર પછી રાજારામને તેના સરદારોએ ચંદીચંદાવર (જીંજી તંજાવર)મા જઇ રહેવાની સલાહ આપી. આ વખતે રાજારામની સાથે પ્રલ્હાદ નિરાજી, સંતાજી ઘોરપડે, દાભાડે, ધનાજી જાધવ, ખંડો બલ્લાળ વગેરે વીશ માણસો હતા આ પ્રસંગ અત્યંત અણીનો હતો. રાજારામની ત્રણ સ્ત્રીઓ અને ઇતર માણસો તેમની સાથેજ હતાં. યેસુ દાભાડેની સ્ત્રી પણ તેમની સાથેજ હતી આ સર્વ માણસોનો સમુદાય આ સંકટમાથી સુરક્ષિત રહે, એ અતિ દુર્ઘટ હતું. આ કટોકટીના પ્રસંગે રાજનિષ્ઠ યેસુ પાટીલની પ્રશંસનીય સ્વામિભક્તિ વ્યક્ત થઇ. તે વીરપુરુષે "રાજસ્ત્રીઓને સંભાળવાનું કાર્ય કઠિન થઇ પડે" નહિ, એટલા માટે કેસરીઆ કરવા નીકળનાર વીર રાજપૂતોની પેઠે તે બહાદુર પુરુષે સ્વહસ્તે સ્વપત્નીનો વધ કર્યો! યેસુ પાટીલના જેવી સ્વામીભક્તિ અને રાજનિષ્ઠતા ક્વચિત્જ ઉપલબ્ધ થશે

યેસુ દાભાડેને ખંડાજી અને શિવબા નામના બે પુત્રો હતા. તેઓ પણ આ વખતે તેની સાથેજ હતા, પરંતુ તેઓ મોટા હોવાથી તેમને મારવાનું ધૈર્ય તેનામા રહ્યું નહિ આ પ્રસંગે તેના પુત્રોએ પણ સ્વામિભક્તિની પરાકાષ્ઠા બતાવી આ પરથી શુદ્ધ બીજમાથી શુદ્ધ ફળ ઉત્પન્ન થાય છે, એ વાત શું

સિદ્ધ નથી થતી ? આ વીરપુત્રો રાજારામની સ્ત્રીઓને પોતાની પીઠ ઉપર બેસાડી અનેક ગાઉ સુધી લઇ ગયા. શિવબાએ તો તેમાં અવધિજ કરી ! તે તો કેટલીક વખત રાજારામને પોતાની પીઠપર બેસાડી એક નહિ, બે નહિ પણ પચીશ પચીશ કોસ સુધી એકસરખી રીતે દોડી જતો હતો; પરંતુ આખરે આથી તેનું હૃદય ફાટી ગયું અને તેને લોહીના કોગળા પડવાથી તે મૃત્યુ પામ્યો. આ વર્તમાન સાંભળી રાજારામને પરાકાષ્ઠાનું દુઃખ થયું અને ચેસુ પાટિલનું દુઃખ તો કોણ વર્ણવી શકે એમ છે ? પુત્રના ચિરવિયોગથી તેને જે દુઃખ થયું હશે તે તો તેજ બિચારાને વિદિત ! અસ્તુ ! આ પ્રકારે રાજારામના સર્વ માણસો તેના સ્વામિનિષ્ઠ સેવકોનાં કર્તૃત્વને લીધે ઇચ્છિત સ્થળે સુખસ્વરૂપે પહોંચી ગયા. પછી રાજારામે દાભાડેના ઉપકારનો બદલો વાળવાને માટે તેના પુત્ર ખંડોજીને સેનાપતિ કર્યો, પરંતુ આ વખતે ચેસુ દાભાડે જીવંત નહોતો. આપણી કથાનાયિકા તે ખંડોજીનીજ પત્ની થાય.

ખંડેરાવે શાહુ મહારાજની કારકીર્દિમાં બાગલાણ અને ગુજરાતમાં મરાઠાની સત્તા પ્રસ્થાપિત કરી અને મોગલોની સાથે ઘણા વિકટ યુદ્ધો કરી જય મેળવ્યો. જ્યારે ખંડેરાવ અન્ય પ્રદેશોમાં યુદ્ધ કરવામાં રોકાયો હતો, ત્યારે એક વખત શાહુ રાજાએ સેનાપતિની પદવીપર માનસિંગ મોરેને નિમ્યો હતો, પરંતુ તે નાલાયક ઠર્યો અને આખરે તે પદપર પુનઃ દાભાડેજ નિયુક્ત થયો. દાભાડેના મૃત્યુ પશ્ચાત્ તેના પુત્ર ત્રિંબકરાવને માનસહિત સેનાપતિનો અધિકાર સુપ્રત કરવામાં આવ્યો. ખંડેરાવ દાભાડેની પત્ની ઉમાબાઇ દાભાડે ઘણી શાણી સ્ત્રી હતી. પોતાની મિલ્કત તથા સરકાર તરફથી તેના પતિને મળેલી જાગીરની વ્યવસ્થા રાખવાનો અધિકાર સરકારે તેને બક્ષ્યો હતો. આ ઉપરથી ઉમાબાઇ દાભાડેની યોગ્યતા કેટલી બધી હતી, તે સિદ્ધ થાય છે.

આ વખતે પેશ્વા 'બાજીરાવ' હતો. શાહુ મહારાજ અને બાજીરાવ વચ્ચે ગાઢો સ્નેહ હતો. શાહુ મહારાજની તેનાપર અત્યંત કૃપા હતી. આ પેશ્વા અને દાભાડે કુટુંબ વચ્ચે એક કારણસર વેર થયું. તે કારણ એ હતું કે માળવા પ્રાંતમાં સરદેશમુખીનો હક્ક દાભાડેનો હતો; પરંતુ પેશ્વાએ તે પ્રાંતપર સ્વારી કરી. આ વાત દાભાડેને રુચી નહિ. આથી દાભાડેએ બાજીરાવને એમ લખી મોકલ્યું કે તમારે અમારા દેશમાં આવવું નહિ; પરંતુ તેમનું આ લખવું વ્યર્થ ગયું. બાજીરાવને પરાજિત કરવાની નિઝામને પણ ઇચ્છા હતી; આથી તેણે દાભાડેને સહાય કરવાનું જણાવ્યું. આખરે યુદ્ધને

પ્રસંગ ઉપસ્થિત થયો અને ઉક્ત ઉભય પક્ષ વચ્ચે 'ડભોઇ' આગળ યુદ્ધ થયું. આ યુદ્ધ ત્રણ પ્રહરપર્યંત ચાલ્યું. બન્ને પક્ષના નામાંકિત યોદ્ધાઓ રણમાં પડયા. ત્રિંબકરાવે આ પ્રસંગે ઘણું શૌર્ય બતાવ્યું. તે પોતાના વીર મંડળને ઉદ્દેશીને બોલ્યો: "હે વીરજનો ! પેશ્વાએ મરાઠાનો અધિકાર હસ્તગત કરવાને માટે ખટપટ કરવા માંડી છે, પરંતુ ખરા મરાઠા આ કૃત્ય જોઈ ન શકવાથી આ યુદ્ધપ્રસંગ ઉપસ્થિત થયો છે, માટે તમે આજે તમારૂં ક્ષાત્રતેજ તેમને બતાવી આપો." આવા આવા ઉપદેશથી તેણે મરાઠા વીરોને શૂર ચઢાવ્યું, પરંતુ દુર્દૈવવશાત્ તેનો હેતુ પૂર્ણ થયો નહિ દાભાડેનો પરાજય થયો અને ત્રિંબકરાવ જેવો રણશૂર રણમાં પડયો

ઉપર્યુક્ત પરાજય અને પુત્રવિરહના દુ:ખથી ઉમાબાઇ વ્યાકુળ બની ગઇ. પોતાના પ્રિયપુત્રની આ દશા થયેલી જોઇને ઉમાબાઇને અત્યંત ક્રોધ ચઢયો. ત્રિંબકરાવને યશવંતરાવ નામનો પુત્ર હતો તેણે પણ બાજીરાવપર વેર લેવાનો દઢ નિશ્ચય કર્યો અને તેનાપર હુમલો કરવાની તૈયારી કરવા માંડી. શૂર ઉમા અને તેનો વીરપુત્ર યશવંતરાવ એ ઉભય બાજીરાવનું રક્ત પીવાને તત્પર થઇને નીકળ્યા. તેમનો તે વખતનો નિશ્ચય દુ:શાસનનો વધ કરનાર ભીમના જેવો અડગ હતો. જો શાહુ મહારાજ વચમાં પડયા ન હોત તો બાજીરાવપર કેવો પ્રસંગ ગુજર્યો હોત તે અમારાથી કહી શકાતું નથી.

શાહુ મહારાજને આ વાત વિદિત થતાંની સાથેજ તેમણે વિચાર કર્યો કે, "આ બન્ને સરદારો મારા છે હવે એ બેની વચ્ચે વિગ્રહ થયો તો આપણે એનું સમાધાન કરવું જોઈએ" શાહુ મહારાજે ઉમાબાઇ અને યશવંતરાવને મળી અનેક પ્રકારે તેના મનનું સાંત્વન કર્યું અને તેમને પોતાની સાથે સતારે લઇ ગયા અને પોતાના મંત્રી બાજીરાવને પણ તેડાવી મંગાવ્યો. પછી બાજીરાવે ઉમાબાઈને કહ્યું: "ખંડેરાવ દાભાડે અને બાલાજી વિશ્વનાથ વચ્ચે ઘણો ગાઢો સ્નેહ હતો, માટે બાલાજીનો પુત્ર બાજીરાવ એ પણ તમારોજ પુત્ર છે, એમ સમજો" ઉમાબાઈ શાહુ મહારાજની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકી નહિ. તેણે ઉદાર મનથી બાજીરાવનો અપરાધ ક્ષમા કર્યો. પછી બન્ને પક્ષ વચ્ચે એવો કરાર કરવામાં આવ્યો કે કોઈએ પરસ્પર વિગ્રહ ન કરતાં સરકારની સેવા કરવી. યશવંતરાવને માન સહિત સેનાપતિ પદનાં વસ્ત્રો અર્પણ કરવામાં આવ્યાં. પછી તેઓ શાહુ મહારાજની રજા લઈ પોતાને ઘેર ગયા. ઉમાબાઇની ઉપર્યુક્ત ઉદારતાનું વર્ણન જેટલું કરીએ તેટલું થોડું છે.

ત્યાર પછી થોડા દિવસમાંજ ઉમાબાઇનુ અપરિચિત શૌર્ય દૃષ્ટિગોચર થયુ. શાહુ મહારાજે સેનાપતિ યશવંતરાવપર અમદાવાદનુ થાણું કબજે કરવાને માટે હુકમ મોકલ્યો. સેનાપતિની વય નાની હતી તોપણ તેની તેજસ્વિતા રાજાને વિદિત હોવાથીજ તેણે તેને તેવો હુકમ કર્યો હતો. અમદાવાદમા તે વખતે જોરાવર ખાબાળી નામનો થાણુદાર હતો આ હુકમ પહોંચતાની સાથેજ દાભાડે પોતાનું સૈન્ય લઇને નીકળ્યો. તેની સાથે ઉમાબાઇ પણ તૈયાર થઇ અને પોતાના નાના પુત્રને પણ સાથે લીધો. આ બન્ને તરુણો ઘણા તેજસ્વી હતા. વીર શ્રી ઉમાબાઈની સત્કીર્તિ દશે દિશામા વ્યાપ્ત હતી. યશવંતરાવ અને ઉમાબાઇ સૈન્ય લઇને આવે છે, એ વાત સાંભળતાની સાથેજ ખાનસાહેબના દીલમા ફાળ પડી,પંરતુ 'મીયા પડયા પણ ટંગડી ખડી' એ ન્યાયે તેણે તેમને ડર આપી પોતાનો બચાવ કરવાના આશયનો આ પ્રમાણે પત્ર લખી મોકલ્યો: "તું ગમે તેવી પણ વિધવા, તારા પુત્રો નાના, તેના અંગમા તે શક્તિ ક્યાથી હોય ? માટે ભારબોજમા સૈન્ય લઈને ચાલી જા, નહિ તો આ શૂરવીરનો બચ્ચો જોરાવરખા છે, એ વાત પક્કી લક્ષમા રાખજે." ખાનસાહેબનો વિનાશકાળ આવ્યો હતો, તેથીજ તેને આવી બુદ્ધિ સૂઝી. એ શબ્દો વાચતાની સાથેજ ઉમાબાઇના હૃદયમા અનિવાર્ય ક્રોધાગ્નિ પ્રજ્વલિત થયો. છેડાયેલી વાઘણની પેઠે તેણે પોતાના દાંત કચકચાવ્યા અને પ્રતિજ્ઞા કરી કે, "જો હું આ કૃત્યનુ બરાબર વેર ન લઉં તો મારૂં નામ ઉમાબાઇ નહિ." પછી તે પોતાના યોદ્ધાઓની સમક્ષ કરકંકણો અને કુમકુમ મૂકી તે પ્રતિ આગળી કરીને બોલી. "થાણુદારે પત્ર લખીને મારૂં જે અપમાન કર્યું છે તેનું પૂરૂ વૈર જ્યારે હુ લઈશ ત્યારેજ હું અન્ન ગ્રહણ કરીશ,એવી હું પ્રતિજ્ઞા કરૂં છુ. તમે મારા સરદારો જો ખાધેલુ નિમક હલાલ કરવા માટે ઈચ્છતા હો તો ખાનની સામે ધસો અથવા જો પાછી પીઠ કરવી હોય તો તમારા હાથમાં સર્વની સમક્ષ આ કંકણ પહેરો અને લલાટે કુમકુમરેખા કાઢો અને બાયડી બની ઘરમા બેસો." ઉમાબાઇનું આ ભાષણ સાંભળી સર્વે જણે મરણપર્યંત યુદ્ધ કરવાના શપથ લીધા પછી તેમણે વિદ્યુદ્વેગે ખાનપર હલ્લો કર્યો.

આ તરફ ખાન પણ દશ હજાર માણસનું સૈન્ય લઈને લડાઈ કરવાને તત્પરજ હતો. હવે યુદ્ધનો પ્રારંભ થયો, પરંતુ ઉમાબાઇની કાળિકામૂર્તિ જોઈ ખાન તો અમદાવાદના દુર્ગમાં ભરાઇ જઈ દ્વાર બંધ કરીને કાયરની પેઠે લપાઈ બેઠો. ઉમાબાઇએ વીરગર્જના કરી તેની પૂંઠ પકડી, તે વખતનો

તેનો વીર વેશ અતિશય જોવાલાયક હતો. તેનું શૌર્ય જોઇ શત્રુઓ દિઙ્મૂઢ બની ગયા. ઉમાબાઈએ દુર્ગના દ્વાર તોડી કિલ્લામાં પ્રવેશી ખાનને બરાબર હરાવ્યો. આ પ્રકારે આ શૂર મરાઠા ક્ષત્રિય સ્ત્રીએ પોતાની ભીષણ પ્રતિજ્ઞા પાળી. જોરાવરખાનનુ સૈન્ય છિન્નવિચ્છિન્ન થઇ દશે દિશામાં નાસી ગયું. દાભાડેના સૂર્ય વંશને શોભા આપનાર ઉમાબાઇની શૌર્યકીર્તિનું સ્મરણ થતા એમજ લાગે છે કેઃ–

સુરતસે કીરત બડી, બિન પંખ ઉડ જાય;
સુરત તો જાતી રહે, કીરત કબહુ ન જાય.

# रत्न २०१ मुं–राणी पींगळा



રાજા હુન ચંદ્રાવતીના પરમાર વંશનો છેલ્લો રાજા હતો. એક દિવસ રાજા હુન જંગલમા શિકારે ગયો હતો. ત્યાં એક પારધી શિકારમાટે ભોંયપર પડયો હતો એવામાં એક કાળા નાગે તે પારધીને ડંખ માર્યો તેનું ઝેર સર્વત્ર વ્યાપી ગયું ને આખરે પારધી મરણ પામ્યો. રાજા આ સઘળું જોયા કરતો હતો. થોડીવારે તે પારધીની સ્ત્રી પોતાના પતિને શોધતી એ પારધીના શબ પાસે આવી પહોચી. પારધીને મુએલો જોઇને તે સ્ત્રી છાતીફાટ રોવા લાગી થોડીવાર પછી પોતાના પતિના શબને અગ્નિદાહ કરવાને લાકડાં એકઠા કર્યા ને ચિતા ગોઠવી ચિતાપર શબને ગોઠવ્યું ને અગ્નિસંસ્કાર કર્યો. પછી તે બળતી ચિતામા પોતાના શરીરપરથી માંસ કાઢી કાઢીને નાખવા લાગી અને આખરે તે ચિતાપર ચઢીને તેના સ્વામીના બળતા શબને બાઝીને સતી થઇ. રાજાએ આ સઘળુ જોયું અને આ પારધી સ્ત્રીનો પતિભાવ જોઇને તે ઘણોજ અચંબો પામ્યો. ઘેર આવી પોતાની રાણી પીંગળા જે રાજા સોમચંદ્ર-ની પુત્રી હતી તેને રાજાએ જે બન્યુ હતું તે આ પ્રમાણે વર્ણવીને કહ્યું:–

"આ પારધીપત્ની જેવી સતી સ્ત્રી મે કદિ જોઈ પણ નથી તેમજએવી સ્ત્રી વિષે સાંભળ્યું પણ નથી" રાણી પીંગળા બોલી ઉઠી: "અરે! એ સ્ત્રી તો સતીના નામને જરાએ યોગ્ય નથી જે સ્ત્રી આ પ્રમાણે પોતાના પતિની પાછળ જીવ આપે તે તો ફકત બહાદુર સ્ત્રી કહેવાય, પણ ખરી સતી તો એજ કે જેવી પતિના મૃત્યુની ખબર મળે કે તરતજ સ્નાન કરીને ખોળામાં પત્તિના માથાનો મુકુટ

થઇ એવો તો ઉંડો નિશ્વાસ મૂકે કે માથાનું તાળકું ફાટી જીવ તે રસ્તે બહાર ચાલ્યો જાય. ” રાજા બોલ્યો: “ ખરેખર એવી જો કોઇ પણ સતી હોય તો રાણી પીંગળાજ હોવી જોઈએ. ” આ ઉપરથી રાણીએ મનમા ધાર્યું કે કોઇક દિવસ રાજા તેના સતીત્વની કસોટી કરશે.

થોડા દહાડા વીત્યા બાદ એક વખત રાણીના ધર્મ ગુરુ ગુરુ દત્તાત્રય ત્યા આવી પહોચ્યા. રાણી પીંગળાએ ઘટતો આદરસત્કાર કર્યો ને પ્રાર્થના કરીને બોલી.—“ હે મહાગુરુ ! મને એવું કઇક જ્ઞાન આપો કે જેથી કરીને મારા પતિનુ મૃત્યુ, જો કે ચંદ્રાવતીથી દૂર થાય, તોપણ મને અહીં બેઠા બેઠાં ખબર પડે.” ગુરુએ તેની વિનતિ સાંભળી એક આસોપાલવનું બી આપ્યું ને કહ્યું “ તારા ચોકમા આ બી વાવજે અને થોડા દિવસમા એક નાનો છોડવો તૈયાર થશે. પછી જ્યારે તારો પતિ મરી ગયો છે કે જીવે છે તે જાણવાની ઇચ્છા થાય ત્યારે સ્નાન કરી તે છોડવા પાસે જજે ને છોડને પૂછજે. જો તારો પતિ જીવતો હશે તો પાદડામાથી પાણીનાં ટીપા પડશે ને જો તે મરણ પામ્યો હશે તો પાદડાં કરમાઇને ખરી પડશે.” રાણી પીંગળાએ મહાગુરુનો ઉપકાર માન્યો અને તે બી પોતાના ચોકમાં વાવ્યુ.

થોડા માસ પછી રાજા હુન મહેવાસી ગામડાના લૂંટારૂઓને તાબે કરવાને બહાને ચંદ્રાવતી છોડીને ગયો અને ત્યાથી રાણીના સતીત્વની કસોટી કરવાને સંદેશો મોકલવાનો ઠરાવ કર્યો. રાજાએ બધા સરદારોને બોલાવ્યા ને આ સંદેશો લઇ જવાને ફરમાવ્યુ, પણ કોઇએ એ કામ કરવા માથે લેવાને મરજી દેખાડી નહિ. આ કાળું કર્મ કરતા કોઈનો જીવ ના ચાલ્યો. આખરે એક રબારીએ આ કામ કરવાનુ માથે લીધું. રાજાએ પોતાના મરણનો સંદેશો કહાવ્યો તે સાથે પોતાનો મુકુટ મોકલ્યો, પણ કહ્યું કે છેલ્લી ઘડીએ રાણીને કહેજે કે આ સંદેશો ખોટો છે. રબારી સાંઢણીપર સ્વારી કરી પૂરવેગે ચાલ્યો. હાથમાં રાજાનો મુકુટ લઇ ચંદ્રાવતી આવી પહોચ્યો. આ વખતે મહેલના ઝરૂખામા રાણી પીંગળા તેની દાસીઓ સાથે વાર્તાવિનોદ કરતી હતી. દૂરથી સાંઢણી આવતી જોઇને રાણી સમજી કે હવે મોત પાસે આવે છે ને તરતજ તે બોલી ઉઠી: “ બહેનો ! હવે મારૂં મૃત્યુ આવી પહોંચ્યું છે.” દાસીઓ તેને આશ્વાસન આપવા લાગી પણ પાસે આવતી સાંઢણી તરફ આંગળી કરી તે બોલી: “ અરે ! પેલો કાસદીઓ અશુભ સમાચાર લઇ આવે છે. ” જેવો રબારી મહેલ આગાડી આવી પહોંચ્યો કે તરતજ પોક મૂકી રોવા લાગ્યો ને

બોલ્યો. "હાય ! હાય રે ! રાય હુન મરાયા." ને એક હજુરીબાને રાણીને આપવા મુકુટ આપ્યો. રાણીને તે તરતજ પહોચાડવામા આવ્યો. રાણી આ સમાચાર સાભળી છાતીફાટ રુદન કરવા લાગી. પછી સ્નાન કરી આસોપાલવના વૃક્ષ પાસે ગઇ ને તે વૃક્ષને સવાલ કર્યો કે, હે વૃક્ષ ! મારો પતિ જીવે છે કે મરાયો ? તરતજ ઝાડના પાદડામાથી પાણીના ટીપા ટપકવા માડયા ! તેથી રાણીને ખાત્રી થઈ કે રાજાજી હજુ જીવે છે, પણ મનમા વિચાર કરવા લાગી કે જો હું નહિ મરૂ તો મારા પતિનો પ્રેમ ઓછો થશે, પણ જો હુ સતી થઈશ તો તેની સાથે સ્વર્ગમા રાજ્ય કરીશ; એટલુંજ નહિ પણ બીજે જન્મે પણ આ પૃથ્વીપર એજ પતિ સાથે મારો સંબંધ બંધાશે વળી જો ન મરી જાઉં તો મારા પિતાશ્રી રાજા સોમચદ્રના કુળને લાંછન લાગે. એમ વિચાર કરી રાણીએ વૃક્ષને કહ્યુ:-

" આસુપ ન દીય ત મરણ, વણુમુઆ કેમ લાભત પ્રેમલુ,
અવસાન આવે નવ મરૂ, તો લાજે રાજા સોમચદરૂં "

હે આસોપાલવ ! તું મને મરવા ના પાડે છે, પણ મર્યા વગર મારા પ્રીતમ ને શી રીતે મળાય ? જો અવસર આવે ના મરૂં તો રાજા સોમચદ્રના કુળને ડાઘ લાગે.

એમ વિચાર કરી રાણી પીંગળાએ મરવાનો ઠરાવ કર્યો ખોળામા રાજાનો મુકુટ મૂકયો ને તેને બાઝીને એવો ઉડો નિશ્વાસ મૂકયો કે એક ક્ષણમાજ રાણીના મસ્તકનું તાળવુ ફાટયુ ને તે રસ્તે તેનો જીવ નીકળી ગયો. રાણીનો આવો પતિભાવ જોઇને રબારી બોલી ઉઠયો:"હે રાણિ ! આ ખબર તો ખોટી છે,રાજાજી તો જીવે છે !" પણ અફસોસ ! આ અવાજ નીકળતાં પહેલા તો રાણીએ દેહ છોડી દીધો. દાસીઓએ રાણી પીગળાના શબને રાજાના મુકુટ સાથેજ એક સુદર ચિતાપર ગોઠવ્યુ ને અગ્નિદાહ કર્યો.

રબારીના ગયા પછી થોડીવારે રાજા હુનને પોતાના આવા કામને માટે દિલગીરી થવા લાગી અને તેથી તરતજ ઘણા સરસ ઝડપી ઘોડાઓ તૈયાર કરાવ્યા ને ચદ્રાવતી તરફ કુચ કરી. જેમ જેમ ગામ આવતું ગયુ તેમ તેમ રાજાને ચિતા વધવા લાગી. ગામ અગાડી આવી પહોચ્યો તો શ્મશાનભૂમિમાં ધુમાડાના ગોટેગોટ નીકળતા દેખાયા. રસ્તામા એક સ્ત્રી રાજાને મળી. રાજાએ તે સુદરીને પુછયુ કે આ ધુમાડા શેના છે ? તે બોલી કે:-

" સોના વરણી ચેહ બળે, રૂપાવર્ણો ધુ હું,
નાવલીયા તારી નારી જળે, જાંહાં ઘર જાતા તું."

ચિતાના ભડકા તો સોનેરી છે ને ધુમાડો રૂપેરી છે. પતિ ! તું જેને ઘેર જતો હતો તે તારી પત્ની બળે છે.

આવા અણધાર્યાં અને હૃદયવેધક સમાચાર સાંભળી રાજા ઘણોજ દિલગીર થયો ને ઘોડેથી ઉતરી ચિતાની આસપાસ ફરવા લાગ્યો. તેના કારભારીઓ તથા ઉમરાવો તેને દિલાસો આપવા લાગ્યા પણ તેની કાંઈ પણ અસર તેના મનપર થઈ નહિ. રાજા હુને ઘણા દિવસો આ સ્થિતિમા ગાળ્યા. એક દિવસ ગુરુ ગોરખનાથ ત્યાં શ્મશાનમા આવી પહોંચ્યા ને રાજાને જોઇને પૂછ્યું: "હે રાજન ! આ શ્મશાનમા કેમ ભટકો છો ? " રાજાએ જવાબ આપ્યો: " હે મહારાજ ! મારી પ્રેમપત્ની રાણી પીંગળા બળી મૂઈ છે. " એટલામાં ગુરુ ગોરખનાથના હાથમાથી એક માટીનો ઘડો ભોંયપર પડયો ને તેના કકડે કકડા થઇ ગયા. તેથી ગુરુ પોકેપોક મૂકી રોવા લાગ્યા અને તે ઘડાની આસપાસ રોતા રોતા ફરવા લાગ્યા. આવા મહાન પુરુષને આવી નજીવી ચીજને માટે રોતા જોઇને રાજાને ઘણોજ અચબો થયો ને બોલ્યો: " હે મહારાજ ! મારી રાણી પીંગળા જેવી પત્ની મળવી દુર્લભ છે ને તેથી તેના મોતથી હું અહીં ભટકુ છું; પણ તમારો તો ફક્ત માટીનો ઘડો ભાગી ગયો છે ને એવો એક શું પણ હજાર ઘડા હું લાવી આપુ " ત્યારે ગુરુ બોલ્યા, "અરે રાજન્ ! તારી મરી ગયેલી રાણીને પણ હું તને પાછી લાવી આપુ " રાજાને આ સાભળી ઘણો હર્ષ થયો ને ગુરુને તેમ કરવા વિનવ્યું. ગુરુએ તે રાણીની રાખપર પાણી છાટયું ને તરતજ પચીશ સ્ત્રીઓ રાખમાથી ઉભી થઇ અને તે સઘળી રાણી પીંગળાના જેવીજ હતી. ગુરુએ કહ્યું, " હે રાજન્ ! તારી પીંગળાને ઓળખીને ઘેર લઇ જા. " પણ રાજા રાણી પીંગળાને ઓળખી શક્યો નહિ. ગુરુએ ફરીથી તે સ્ત્રીઓપર પાણી છાટયું ત્યારે ખરી પીંગળા સિવાયની બીજી સ્ત્રીઓ અદૃશ્ય થઇ ગઈ. આ જોઈ રાજા બોલ્યો, "હે મહારાજ! હવે મારે આ સંસારમા ફરીથી પડવા વિચાર નથી. મને તો તમારો શિષ્ય કરી રાખો. " ગુરુ ગોરખનાથે સાધુઓની જંગલની સ્થિતિ ને રાજમહેલના સુખભોગની સરખામણી કરી, રાજાને રાજમહેલમાં પાછા ફરવા સમજાવ્યું; પણ સઘળું વ્યર્થ. આખરે ગુરુએ રાણી પીંગળાપર પાણી છાંટયું ને રાણી રાજા તરફ ઠપકાની નજરે જોતાં અદૃશ્ય થઇ ગઈ અને રાજા ગુરુ ગોરખનાથનો શિષ્ય થઇને ગુરુ સાથે ફરવા લાગ્યો. #

રાજા હુન પછી પરમારવંશનો અંત આવ્યો. રાજાના ગયા પછી રાજ્યમાં

અંધકાર વ્યાપી રહ્યો આખરે શેશમલજી ચોહાણે ચંદ્રાવતીપર ચઢાઈ કરીને તે શહેર કબજે કર્યું ને પરમારરાજ્યને પોતાના માલવદેશ સાથે જોડી દીધું.*

# रत्न ३०२ मुंज-राणी टुंक याने सती मारू×



આરવલ્લીના ડુંગરોમાં સુરખકરી નામે એક ટેકરી છે, ને તે ટેકરીના પશ્ચિમ છેડે એક રાણીટુંક નામે શિખર છે. આ શિખર પાલનપુર તાબેના હાતીવાડા ગામથી દોઢેક માઇલ દૂર છે. એ શિખરની તળેટીમાં ધારાપુર શહેર અને ધારાસર તળાવ આવેલા છે આ તળાવ તથા શિખરન માટે નીચેની વાત લોકોમાં ચાલે છે

નગરપારકરનો સરદાર ચાડાણુ સોઢા એક દિવસે રણને એક છેડે આવેલા ગામડામાં શિકારે ગયો અને ગામડાની સીમમાં એક જંગલી ભૂંડ જોયું. તરતજ સોઢા તેની પૂંઠે નીકળ્યો. આગળ ભૂંડ ને પાછળ સોઢા, એમ દોડતા દોડતા રાત પડી ગઇ, પણ પૂર્ણિમાનો દિવસ હોવાથી ચાડાણુ હઠયો નહિ ને પાછળ ને પાછળ ગયો ચાડાણુનો ઘોડો પણ ઘણો હુશીઆર હતો. આખરે તેઓ દોડતા દોડતા રણ ચીરીને રણની બીજી બાજુએ વાગર આવી પહોચ્યા. ચાડાણુ સોઢાએ હજુ પણ પૂઠ છોડી નહિ અને પ્હો ફાટવાનો વખત થયો એટલામાં તેણે ભૂંડને પકડી પાડયુ ને તેને ભાલાવતી મારી નાખ્યું. આ બનાવ કેયાકોટની સીમમા બન્યો. અહીંઆ લાખાફુલાણી નામે મહાન્ રાજા રાજ્ય કરતો હતો.

દુહો

લાખા પુત સમુદ્રકા ફૂલઘરે અવતાર, પારેવા મોતી ચગે લાખરે દરબાર;
પલાણી હીરે જડી સુરત પચાણી, પશ્ચિમ હિંદો પાદશા લાખો ફૂલાણી.

લાખાનું વર્ણન કરતા લખવામા આવ્યું છે કે સમુદ્રના પુત્ર લાખાએ

* "ઇંડિયન એન્ટીક્વરી" ના ૪૦ સ૦ ૧૮૭૩ ના ઑગસ્ટ માસના અંકમા મેજર જોન ડબલ્યુ. વોટસનના લેખપરથી શ્રીયુત મોતીલાલ અમુલખરાય દેસાઇએ લખેલા અને બુદ્ધિપ્રકાશના માર્ચ ૧૯૧૩ ના અંકમા છપાયલા લેખનો અક્ષરશઃ ઉતારો.

×રા૦ રા૦ મોતીલાલ અમુલખરાય દેસાઈ બી. એ. એમણે બુદ્ધિપ્રકાશમાં લખેલું આ ચરિત્ર અક્ષરશઃ ઉતારવામા આવ્યુ છે અને તે માટે એ બન્ધુનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

ફૂલવંશમાં અવતાર લીધો છે. એ લાખા ! તારા દરબારમા કબુતરા મોતીનો ચારો ચરે છે. એ બુદ્ધિશાળી પુરુષ તારા ઘોડાના પલાણુ ઉપર હીરા જડેલા છે. લાખા ફૂલાણી ! તું તો પશ્ચિમનો હિંદુ પાદશાહ છે.

ચાંડણુ સોઢાએ આ રાજાના રાજ્યની હદમા શિકાર કર્યો. શિકારની વાત એક ગામડીઆએ લાખાને જણાવી. પોતાના રાજ્યમા વગરરજાએ શિકાર કરેલો જાણી લાખો ગુસ્સે થયો ને ઘોડે ચઢી, સ્વારો સાથે લઇ ચાડણુ સોઢાની પાસે આવ્યો. ચાંડણુ સોઢાએ આમ ધસી આવવાનું કારણુ પૂછ્યુ. લાખાએ ભૂંડને મારવા બદલ તેને ઠપકો આપ્યો. ચાંડણુ સોઢાએ કહ્યું, "આ ભૂંડ તમારૂં ન હોય. એ તો રણુની પેલીમેરના મારા ખેતરોમાનું છે ને તેની પૂંઠેજ હું આવ્યો છું," પણુ છેટુ બહુજ હોવાથી આ વાત માની નહિ ને લાખાએ ચાડણુને મારી નાખવાની ધમકી આપી.ત્યારે ચાડણે કહ્યું કે:—"જો તમે આ વાત ન માનતા હો તો આપણે આ ભૂંડનું પેટ ચીરીએ જો તેમાથી બાજરીના કણુસલા તથા તડબૂચાંના બીઆ મળી આવે તો તે મારા રાજ્યમાથી આવેલું હોવું જોઇએ અને જો તેમાથી શેરડી કે કઠોળ નીકળે તો તે તમારા રાજ્યનું હોવું જોઇએ." લાખાએ કહ્યું, "પણુ જો તે ભૂંડ મારૂં નીકળે તો પછી શું?" ચાંડણે જવાબ આપ્યો, "પણુ જો મારૂં નીકળે તો શું ?" પછી એમ સરત કરવામા આવી કે જો તે ભૂંડ લાખાનું નીકળે તો ચાડણુ સોઢાએ લાખાની મરજીમા આવે ત્યાસુધી કેદખાનામા રહેવું ને તેની મરજી પ્રમાણે દંડ આપી છૂટકારો મેળવવો, પણુ જો ચાડણુનું નીકળે તો લાખા ફૂલાણીએ પોતાની કુંવરી ફૂલમતીને ચાંડણુ સાથે પરણાવવી. આ સરતો બન્નેએ કબૂલ કરી ને ભૂંડનું પેટ ચીરવામાં આવ્યુ ને તેમાથી બાજરી તથા તડબૂચાંના બીઆ નીકળ્યાં તેથી સાબિત થયું કે તે ભૂંડ ચાડણુ સોઢાના રાજ્યનું હતું ને ચાંડણે લાખાને વચન પાળવા જણાવ્યુ. લાખાએ દરબાર ભરી ચાંડણુ સોઢા સાથે પોતાની કુંવરી ફૂલમતીનો વિવાહ કર્યો ને ચાડણુ સોઢાને સંદેશો મળ્યે લગ્ન કરવા આવવાનું જણાવી વિદાય કર્યો.સોઢાના ગયા પછી રાણી તથા દરબારીઓએ આ લગ્ન કરવામા વાધો લીધો; કેમકે લાખાની સાથે સરખાવતાં ચાંડણુનું રાજ્ય ઘણુંજ નાનું હતું અને તેથી આવા નાના રાજ્યના ઠાકોર સાથે લાખા જેવા મહાન રાજાની કુંવરીનાં લગ્ન થાય તો લાખાના કુળને લાંછન લાગે, તેથી રાણી તથા દરબારીઓએ તે લગ્ન ન કરવા લાખાને સમજાવ્યું; પણુ લાખો એકવચની હતો તે લગારે ડગ્યો નહિ. આખરે એક ડાહ્યા સરદારે

રસ્તો શોધી કાઢ્યો, કે જેથી તેના વચનનો ભંગ પણ ન થાય અને ફૂલમતીને ચાડણ સોઢા સાથે પરણાવાય પણ નહિ. તે એવો રસ્તો હતો કે લગ્નનો દિવસ નક્કી કરવો ને ચાડણને એવી રીતે કંકોતરી મોકલવી કે લગ્નને આગલેજ દિવસે તે પહોચે; કે જેથી ચાડણ સોઢાનો મુલક ચોવીશ કલાકમા ન પહોચી શકાય એટલે દૂર હોવાથી લાખો પણ તેના વચનના બંધનથી છૂટશે.

આ પ્રમાણે યુક્તિ કરવામા આવી ને લગ્ન વૈશાખ સુદ ૧૩ સંવત ૧૧૧૬ ના રોજ નકકી કર્યાં અને બ્રાહ્મણને કંકોતરી બારસેજ આપે એમ કહી મોકલ્યો. તેજ પ્રમાણે વૈશાખ સુદ બારસે જઇ ચાડણને કકોતરી આપી. ચાંડણ સોઢા આ લુચ્ચાઈ જાણી ગયો ને મનમા ઘણોજ દિલગીર થયો. આખા નગરપારકર રાજ્યમાં ચોવીશ કલાકમા કેયાકોટ પહોચાડે એવા ઘોડા કે ઉંટની તપાસ કરાવી પણ કંઇ મળ્યુ નહિ. આખરે ચાડણ ત્યા જવાની આશા છોડવાની તૈયારીમા હતો એટલામા ધારા નામે સુથારે આવી તેને કહ્યુ, "મારી પાસે બે સુદર નીલધાઇ બળદો છે. તેઓ એક દિવસમા ત્રણસો માઇલ કાપે છે ને તે હું તમને આપીશ" ચાડણે સુથારનો ઉપકાર માન્યો ને તે બળદોને જોડવાને હુકમ કર્યો સુથારે બળદો જોડયા ને ચાડણે માથે લગ્નમુગટ (ખુપ) મૂક્યો ને સુથારે ગાડી ચલાવી, પ્હો ફાટતાંજ તેઓ કેયાકોટ આવી પહોંચ્યા ને લાખા ફૂલાણીને સદેશો મોકલ્યો કે ચાડણ સોઢા પરણવા આવી પહોચ્યો છે ચાડણ વખતસર આવેલો હોવાથી લાખાએ પોતાની પુત્રી પરણાવવાનો ઠરાવ કર્યો ને લગ્નની તૈયારીઓ થવા માડી ને પૂરબપકાથી ચાડણ સોઢા અને ફૂલમતીના લગ્ન થયા. સોઢા તથા નવી સોઢારાણીને માટે એક સરસ સુદર મહેલ આપવામા આવ્યો. લાખાએ સુથારને પણ સારો ઉતારો આપ્યો હતો અને તેના નીલધાઇ બળદોને સારૂ પણ સુંદર તબેલો કાઢી આપ્યો.

થોડા દિવસ તેઓ લાખાના રાજ્યમા રહ્યાં. એક દિવસે લાખો ચાડણને મળવા સોઢાને ઉતારે આવ્યો ને વાતમાને વાતમા પૂછી જોયુ કે આટલે બધે દૂરથી તે ચોવીશ કલાકમા શી રીતે આવ્યો. ચાડણે સુથારના નીલધાઇ બળદોની વાત કહી. લાખા ફુલાણીએ ગમે તે રસ્તે આ નીલધાઈ બળદો મેળવવાનો મનમા વિચાર કર્યો સુથારે તો તે વેચવાની ના પાડી. હવે એમ બન્યું કે લાખાની ઓરમાન મા રાણી જલકુના મહેલની નીચે સુથારનો ઉતારો હતો. રાણી જલકુ લાખાના પિતા જાડેજા ફુલાની સાથે તેના મરણ

પહેલાં થોડાં વર્ષોપરજ પરણી હતી તેથી તે હજુ જુવાન તથા ઘણીજ ખુબ-સુરત હતી અને તેથી લાખાએ આ સુથારપર રાણી જલકુ સાથે તેને આડો વ્યવહાર છે,એમ તહોમત મૂકયું ને સુથારને કેદ કર્યો. લાખાએ એક બે મહિના પછી એ નીલધાઈ બળદો કબજે કરવાનો ઠરાવ કર્યો, કેમકે ત્યાર સોરા બધા ભૂલી પણ જશે કે તે બળદો કોના છે? રાણી જલકુના પર આવું ખોટું આળ મૂકાવાથી તે ઘણીજ નારાજ થઇ અને વિચાર કર્યો કે જો કે આળ ખોટું છે, તોપણ લોકો તો તે માનશે અને હમેશને માટે મને કાળાટીલી ચોટશે; માટે તે ખોટું આળ દૂર કરવાને સુથારની સાથેજ નાસી જવાનો તેણે નિશ્ચય કર્યો. રાણી પાસે મૂળી નામે એક ગુલામડી હતી તેને રાણીએ ધારા સુથાર કને મોકલી કહાવ્યુ : “ મને લઇ ચાલ. હું તારી સાથે આવવા તૈયાર છુ. હું મારી સાથે પુષ્કળ પૈસાટકા લેતી આવીશ, તેથી તને લગાર પણ ફીકર રહેશે નહિ.” ધારા સુથારે કહાવ્યુ કે “ હું તો કેદમાં છુ ને ત્યાથી શી રીતે તમને લઇ જાઉ ?” રાણીએ જવાબ મોકલ્યો કે, “જો તું મને કેયાકોટેથી લઈ જવા બધાતો હોય તો તને કેદખાનામાથી છૂટો કરવાને યુક્તિ કરૂં.” ધારાએ કબુલ કર્યું. રાણી જલકુએ સુથારને છોડવાને પહેરેગીરોને લાંચ આપી. રાણીએ પોતે એક સરસ બખ્તર પહેર્યું અને પોતાની ત્રણ વર્ષની કુંવરી મારુ તથા મૂળી ગુલામડીને લઇ ધારા સુથારની રાહ જોતી શહેરના દરવાજા બહાર ઉભી રહી. ધારાસુથારે છૂટીને પોતાના નીલધાઈ બળદો જોડયા ને કોઈ જાણે નહિ તેમ ગામ બહાર આવી રાણીને મળ્યો રાણીએ મૂળીને રજા આપી ને મારુને લઇ ગાડીમા બેઠી ને ધારાએ બળદો હકારી મૂકયા. તેઓએ સં-ધ્યાકાળે કેયાકોટ છોડયું પણ નીલધાઇઓ એટલી ઝડપથી ચાલ્યા કે તેઓ સવારમા ધાનેરા પરગણાના સોળકી રાજના શીઆગામ ગામે આવી પહોં-ચ્યા. તેઓએ ઝાડ નીચે ગામ બહાર કુવા અગાડી મુકામ કર્યો. ત્યાં કેટલાક છોકરા રમતા રમતા આવી પહોંચ્યા. આમાથી બે છોકરાને પોતાની સાથે આવવા તેઓએ લલચાવ્યા. એકનુ નામ વીરમજી હતું, જે જેઠમલજી સોળં-કીનો પુત્ર હતો અને બીજો દેવરાજ રબારીનો પુત્ર હતો. શીઆગામ છોડતી વખતે આ બન્ને છોકરાઓને પોતાની સાથે લીધા અને પછી તેઓએ જાસોર અથવા જયરાજની ટેકરી પાસે મુકામ કર્યો; અને ત્યાં ધારા સુથારે એક ગામ વસાવ્યું તથા તળાવ ખોદાવ્યું. ગામનું નામ ધારાપુર ને તળાવનું નામ ધા-રાસર પાડયું. રાણી જલકુને પૈસે મોટાં મોટાં મકાનો બંધાવ્યા ને સારા ખેડુતો

પણ ધારાપુર આવી વસ્યા. અહીં દશ વર્ષ સુધી તેઓ સુખે રહ્યા ને ગામ પણ આબાદ થવા લાગ્યું. હવે રાજકન્યા મારુ ઉંમરલાયક થઈ અને તે ઘણીજ ખૂબસુરત હતી. વીરામજી સોળકી તથા દેવરાજ રબારી બન્ને જણા તેનાથી મોહિત થયા હતા, પણ મારુ વીરામને ચાહતી હતી જો કે મારુ રાજકન્યા હતી અને રાણી જલકુ સુથાર સાથે નાસી આવેલી તેથી રાણીને ભય હતો કે કોઈ રાજવંશી સાથે તેની પુત્રી પરણી શકશે નહિ, એટલે રાણીએ મારુને વીરામજી સોળકી સાથે પરણાવી. આથી દેવરાજ રબારીને ઘણું લાગી આવ્યું, કારણ કે તે પણ મારુને ચહાતો હતો. તેથી જે દિવસે વીરામજીના લગ્ન મારુ સાથે થયાં તેજ દિવસે ગુસ્સામાને ગુસ્સામાં ધારાપુર છોડયું અને ઠેઠ અમરકોટ કે જ્યા સોઢા સુમરા રાજ્ય કરતો હતો ત્યાં આવી પહોચ્યો. જ્યારે સોઢાએ દરબાર ભર્યો ત્યારે દેવરાજ આવી સલામ ભરીને બોલ્યો: "હે સુમરા રાજા! તમારે લાયક ઘણીજ ખૂબસુરત સુંદરી છે ને તે સુંદરીના વખાણ કરતા તે નીચેનો દુહો બોલ્યો

દુહો

જણ સચે મારુ ઘડી, કોઇ ઘડયો નહિ સંસાર,
કે ઓ સચો ગળ ગયો, કે ભૂલ્યો કરતાર

"જે બીબે મારુને ઘડી તે બીબે બીજા કોઈને ઘડવામા આવી નથી. આ બીબુંભાગી ગયું છે કે કરતાર એવું બીજુ બીબું બનાવવાનું ભૂલી ગયો છે?"

આ પ્રમાણે વીરામજી સોળકીના તરફ અદેખાઈને લીધે દેવરાજે કહ્યુ. મારુના આવા વખાણ સાભળી રાજા સુમરાએ તે રબારીને કહ્યુ. "જા મારા રાજ્યમાં ફરને મારુ સાથે સરખાવી શકાય એવી કોઈ પણ સુંદરી શોધી કાઢ. ઘણી શોધ પછી તે રબારીએ એક સ્વરૂપવાન લુહારણ શોધી કાઢી. દેવરાજે સુમરાની પાસે આવી કહ્યુ:—

સોઢા તારા શહેરમે લજે ઢીલ લુહાર,
ઢીલે કંકણ ઢળકતી ઓ મારૂ અણીહાર.

"હે સોઢા! તારા શહેરમા આ ખૂબસુરત લુહારણ છે તેના હાથે કંકણ ઢળકી રહે છે, અર્થાત્ તેના શરીરનો ઘાટ ઘણોજ સરસ છે પણ એ સહેજ મારૂજેવી છે સોઢાએ તરતજ તે લુહારણને બોલાવી અને તેના સ્વરૂપથી એટલો બધો મોહિત થયો કે તરતજ તેને પરણ્યો તોપણ દેવરાજના બોલવાથી તેને લાગ્યુ કે મારૂ તો આથી પણ વધારે સ્વરૂપવાન છે તેથી તેના ભાઇ

હમીર સોઢાને ૫૦૦ ઘોડેસ્વારો લઈને ધારાપુરથી મારુને લઈ આવવા મોકલ્યો ને દેવરાજને પણ તેની સાથે મોકલ્યો. તેઓ ધારાપુર આવી ધારાસર તળાવની ઝાડીમાં સંતાયા. દેવરાજે હમીરને કહ્યું કે, " મારુ અહીં દરરોજ કૂવે પાણી ભરવા આવે છે ને તેથી તે અહીં આવશે કે તરતજ આપણે તેને ઉપાડી લઇ જઇશું ,"પણ તે રાત્રે વરસાદ પુષ્કળ પડયો તેથી લોકોએ પાણીનાં વાસણો ભરી લીધા, તેથી કોઇ પણ પાણી ભરવા આવ્યું નહિ. મારુ પણ આવી નહિ. ત્યારે હમીર બોલ્યો:—

મેહા તેં મોસુ કરી એ કુડી મતી કરી,
સરવર નાવી મારૂઇ ગઈ છીલરે ભરી.

" હે મેહુલ: ! જેમ તું મારી સાથે વર્ત્યો છે તેમ બીજા સાથે ના વર્તતો. મારુ આજે સરોવરે પાણી ભરવા ના આવી ને ઘોધે પાણી ભર્યાં."

હમીરે દેવરાજને પૂછયું " હવે શું કરવું ? " દેવરાજે કહ્યુ " રાણી જલકુ અને મારુ તેમના ચોકમાં છાશ વલોવે છે ને ત્યા અગાડી કોઈ પણ ચાકરબાકર નથી માટે ચાલો " એમ કહી તે બન્ને બે ઘોડા તથા એક ઉંટ લઇ ત્યા ગયા, ત્યારે તો માદીકરી છાસ વલોવતા હતાં મારુનું ઓઢણું મારુના ખભાપર એવી રીતે પડયું હતું કે મારુનું સુંદર મુખ દેખાતું નહોતું; તોપણ મારુએ વલોવવાનું જારી રાખ્યુ ને પગની લચકવતી ઓઢણું ઠીક કર્યું. આ ચતુરાઈ જોઈ દેવરાજ બોલ્યો:—

દુહો

ઊભી વલોણે નેત્રો ઝાલી મારુઇ;
તાણી તેહે મેલી લંક ઝળંકો લોવડી.

અર્થાત્ મારુએ હાથમા વલોવવાનું દોરડું ઝાલ્યુ છે તેણે તેના પગની ચાલાકીથી પોતાનું લુગડુ ઠીક કર્યું છે.

હમીરે તેનો ચહેરો જોયો તથા તેની ચાલાકી જોઇને દેવરાજના દુહાથી સમજ્યો કે એજ મારુ હોવી જોઇએ તરતજ મારુને પકડી હમીર ઘોડે ચડયો. આગળ જઇ ઊંટપર સ્વારી કરીને તેને લઈ અમરકોટ આવી પહોંચ્યા. અહીં મારુને એક સુંદર મહેલમાં ઉતારો આપ્યો ને બીજે દિવસે સુમરા સોઢાએ મળવા જવાનું કહેણુ મોકલ્યું. ત્યારે મારુએ જવાબ મોકલ્યો કે, " મેં તો ઉંટીયું વ્રત લીધું છે તેથી છ મહિના સુધી તો મહેલમાંજ રહીશ ને કોઈ પણ પુરુષથી મળાશે નહિ. છ મહિના પૂરા થયા બાદ એક સાચ્ચ ઉંટપર સ્વારી

કરવી પડશે, ત્યારે તે વ્રત પૂરૂં થશે ને ત્યાર પછી સુમરા સોઢાને મળી શકાશે. આ છ મહિનામાંથી એક મહિનો તો વીતી ગયો છે" સુમરા સોઢાએ તેની માગણી કબુલ કરી ને ત્યાંસુધી મુલાકાત ન કરવા બંધાયો. રાણી મારુએ વીરામજી સોળંકીને એક પત્ર ખાનગી રીતે ધારાપુર મોકલ્યો. તેમાં લખ્યું કે, "પાંચ માસ સુધી મારા વ્રતને લીધે મારૂં રક્ષણ થશે. એક સુંદર ઉંટ લઈને જલદી આવી અમરકોટ રહો. હું તમને મળવાની યુક્તિ કરીશ ને પછી આપણે નાસી છૂટીશું. જો વખતસર નહિ આવો તો હું પ્રાણત્યાગ કરીશ, પણ કદિપણ રાજાને મારા પતિતરીકે સ્વીકારીશ નહિ" આ કાગળ મળતાં વીરામજીએ ખેમાતના જતી લેમડા પાસેથી રૂ ૨૦૦ નું એક સરસ ઉંટ ખરીદ્યું

દુહો

માથો ટામક જેહો બાહુ ડંડ પ્રચંડ,
દીઓ ના ઢાવોત લેમડે ઘર કરવત ઘરમંડ

પાણીના ઘડા જેવા માથાવાળું, ડંડ જેવા પગવાળું, દુનિયાના કરવતરૂપ ને (વીરામજી જેવાનું) ઘર મંડાવનારૂ ઉંટ લેમડાએ આપ્યું.

વીરામજી ઉંટ લઈ અમરકોટ આવી રહ્યો. છાની રીતે મારુ સાથે સંદેશા ચલાવવા માંડયા. એક દિવસે સુમરા સોઢાની એક રાણી કે જેનું નામ સોહેની રાણી હતું, તે મારુને મળવા આવી ને કહ્યું. "ચાલો મારુ! આપણે મઝા ઉડાવીએ શરાબ પી આનંદ કરીએ" મારુએ જવાબ આપ્યો "મારા પતિ ધારાપુર છે ને તે એકલા છે તેથી હું શી રીતે દારૂ પી શકું?" ત્યારે સોહની રાણી બોલી:—

"ધારાપરથી ચલ આઇ, આવી રાએ ઘેર,
ધાબરીઆરા કંથરો, મારુ શોક કશો કરે"

"ધારાપરથી આવીને તમે તો રાજમહેલમાં આવ્યા છો ઓ મારુ તમે ધાબળી ઓઢનારા તમારા કંથ માટે હવે શાને શોક કરો છો?"

મારુએ જવાબ આપ્યો:—

"પટોળું પાંચે મળે લોઢી લાખ વકાએ,
તો મન સોઢા સુમરો મો મન વીરમ રાએ."

"પટોળું પાંચ રૂપીએ મળી શકે છે, પણ લોઢી(શાલ)એક લાખ રૂપીઆની કિંમતની પણ હોઇ શકે છે. તારૂં મન સોઢા સુમરામાં છે પણ મારૂં

મન વીરામ રાયમા છે. ”

અને તેથી મારુએ દારૂ પીવાની ના પાડી. આખરે તેના વ્રતના છ મહિના પૂરા થયા. મારુએ સુમરાને કહાવ્યુ : “ હવે વ્રત પૂરું થયું છે માટે સારામાં સારૂં ઉંટ મંગાવે ને વ્રતની પૂર્ણાહુતિ કરો કે પછી મળી શકાય. ” રાજાએ શહેરનાં બધાં ઉંટો એકઠાં કર્યા ને મારુએ વીરામજીનું ઉંટ પસંદ કર્યું ને બીજા બધાને રજા આપી. હવે મારુએ વીરામજી સાથે ઉંટપર સ્વારી કરી. આ વખત બીજી રાણીઓ તથા વીરામજી સિવાય કોઈ નહોતું. મારુએ મોઢે બુરખો નાખ્યો. ફક્ત શહેરના કોટમાજ ફરવાનુ કહી ઉંટ ચલાવવા હુકમ કર્યો. આમ કહી જેવા તેઓ રાણીઓથી જોવાય નહિ એવી જગ્યાએ આવ્યા કે તરતજ વીરામજીએ ધારાપુરનો રસ્તો લીધો. રસ્તામાં એક ચારણ મળ્યો. ચારણે દક્ષણા માગી. તેઓની પાસે કાંઈ પણ પૈસા નહોતા તેથી મારુએ પોતાનો સોનાનો હાર ચારણને આપ્યો ને કહ્યું: “ સુમરા સોઢાને ત્યાં જજે ને મારા ઉંટનાં વખાણ કવિતામા કરજે. ” મારુના ગુમ થયાની ખબર સોઢે સાંભળી. લશ્કર લઇ તેની પૂંઠે નીકળ્યો.રસ્તામા તેઓને પેલો ચારણ મળ્યો. ચારણે જાણ્યું કે આજ સુમરા સોઢા છે તેથી મારુનો સંદેશો કહ્યો.

“ કરહે કે થળ લાઘીઆ ડોરા ઘાટ દરંગ,
આવી સુમરને કહીઓ તું કયું મારે તરંગ.”

“ અરે સુમરા ! ઉંટ તો (રેતીના) થાળો તથા અઘરા ઘાટો ઓળગી ક્યાએ ચાલી ગયું છે ! હવે શામાટે તું તારા ઘોડાને થકવે છે ? ”

સુમરા સોઢાએ જાણ્યું કે ઉંટ તો પકડી શકાય એમ નથી, તેથી તે પાછો અમરકોટ આવ્યો ને લશ્કર લઈ ધારાપુરપર ચઢાઈ કરી. લશ્કરને આવતું જોઈ ધારા સુથાર, વીરામજી સોળંકી, બે રાણીઓ જલકુ. તથા મારુ સુરખક રીના ડુંગરાઓમા ગયાં.ત્યા એક મોટું યુદ્ધ થયુ તેમા ધારો તથા વીરામજી ને તેમના માણસો મરાયાં. હવે જલકુ અને મારુએ પણ દુશ્મનને હાથે લાજ લુંટાવવા કરતાં મોત પસંદ કર્યું ને તેથી સુરખકરીના ડુંગરોની એક છેડાની ટુંકપરથી તેઓએ ફૂદકો માર્યો અને શરીરના ચૂરેચૂરા ઉડી ગયા. આ લોકની યાદમાં આ શિખર, રાણી ટુંકના નામથી ઓળખાય છે.

## रत्न ३०३ मुं-कृष्णाकुमारी




ચકો ! હવે આપણે ઓગણીશમા સૈકાના પ્રારંભમાં આવી પહોચ્યા છીએ. સમયની બલિહારી ઓરજ છે. આજ નથી રહ્યું પહેલાનું ગૌરવવાળું મેવાડ કે પ્રભાશાળી દિલ્હી. બારમા સૈકાથી લાગલાગટ પાચસે છસે વર્ષ સુધી પઠાણો અને મોગલો સાથે યુદ્ધ કર્યાથી મેવાડ આજે જીર્ણ અને દુર્બળ થઇ ગયું હતું. દીવો બુઝાઇ જતા પહેલા એક વખત ઘણો ઉજ્જવળ પ્રકાશ પાડતો જાય છે, મરતાં પહેલા જીવમા એક વખત પ્રબળ વિકાસના લક્ષણ દીઠામા આવે છે, તેમ રાજસિંહના સમયમા મેવાડે અસાધારણ વીરતા બતાવીને આખા ભારતવર્ષને સ્તંભિત કરી દીધુ હતું, પરન્તુ ત્યાર પછી વીર મેવાડનું જાણે એકદમ અધ:પતન થયું રાજપૂતો પણ શિથિલ થઇ ગયા

રાજપૂતોની પડતી આવી તે વખતે ભારતવર્ષમા મરાઠાઓનો ચડતો દહાડો હતો. તેમણે ભારતવર્ષના હિંદુ અને મુસલમાન રાજાઓને ત્રાહે ત્રાહે પોકારાવીને પોતાનું રાજ્ય ભારતવર્ષના મોટા ભાગ ઉપર સ્થાપ્યું હતું.

ભારત મૂળથીજ હતભાગી છે એકપ્રજાત્વની ભાવનાનો અનુભવ ભારતે કોઇ દહાડો કર્યોજ નથી. પ્રાચીન ભારતમા કૌરવોનું રાજ્ય હતું, પાડવોનું રાજ્ય હતું, કાશીમા રાજ્ય હતું અને કૌશલ વગેરે હજારો સ્થળોએ નાનામોટા રાજ્યો હતા, પરન્તુ એમણે સમસ્ત હિન્દુરાજ્યની સ્થાપના કદિ કરી નહોતી. હિન્દુઓના વિરોધી મુસલમાનોએ પરદેશથી આવીને હિંદુસ્તાન ઉપર અધિકાર જમાવ્યો. એ વખતના વીર ભારત વાસીઓએ તેમને સુખે ઝંપીને બેસવા દીધા નહિ એ વાત ખરી, તેમની વિરુદ્ધ કદિ રાજપૂતો, તો કદિ મરાઠાઓ, કદિ શીખો તો કદી બીજી નાની નાની વીર જાતિઓએ ઉઠીને પોતપોતાની સ્વતંત્રતા માટે યત્ન કર્યો એ વાત પણ ખરી, પરન્તુ એ બધાએ મળીને આખા ભારતવર્ષમાં એકસંપી હિંદુસામ્રાજ્યની સ્થાપના કરી નહિ. રાજપૂત પોતાના અભિમાનમા તણાયા જતા હતા, મરાઠાઓ પોતાના રણકૌશલ્યમાં મસ્ત હતા, શીખો પોતાનુંજ ગૌરવ ગાયા કરતા હતા, પણ રાજપૂત, મરાઠા અને શીખ કદિ એકત્રિત થયા નહિ. ભારતવર્ષના હિંદુતરીકે તેમણે એકબીજાને કદિ આલિંગન દીધું નહિ. પરસ્પર વિરોધ અને વિચ્છેદથી-દુર્બળ થઇને

એ લોકો આખરે પાયમાલ થઇ ગયા. એ આપણા મોટા સદ્ભાગ્યની વાત છે કે એમની પડતી દશા આવી તે સમયે ભારતમાં એક ન્યાયપરાયણ પ્રજાના પગલાં થયા. આજ પ્રતાપી અગ્રેજ સરકારના છત્રતળે ભારતવર્ષ પૂર્ણ સુખશાન્તિમા જીવન ગાળે છે અને જે એકપ્રજાત્વની ભાવનાના અભાવને આપણે શોક કરીએ છીએ, તે પવિત્ર ભાવના ભારતવાસી બંધુ-ઓના હૃદયમા જાગૃત થતી આપણે જોઇએ છીએ. એ ઘણાં સારા ચિન્હો છે. હિંદુ, મુસલમાન, શીખ, યાહુદી, પારસી અને ખ્રિસ્તી આદિ ભિન્ન જાતિઓને એકત્ર થઇને દેશની ઉન્નતિને માટે પ્રયત્ન કરવાનો પ્રસગ મળ્યો હોય તો તે પ્રતાપી બ્રિટિશ રાજ્યમા મળ્યો છે.

મુસલમાનોના વારવાર થયેલા હુમલાઓને લીધે રાજપૂતો જે વખતે શક્તિહીન થઇ ગયા તે વખતે મરાઠાઓએ તેમને પોતાના ભાઇ ગણીને મદદ આપી હોત,' પોતાની નવયૌવનની શક્તિનો વૃદ્ધ રાજપૂત જાતિના દેહ માં સંચાર કર્યો હોત, શિખ લોકોએ ઉત્તરમાથી આવીને મદદને માટે પોતાનો હાથ લંબાવ્યો હોત, તો એ ત્રણે જાતિઓના સગમથી ભારત-વર્ષમા એક અપૂર્વ ત્રિવેણીસગમ રચાત અને હિંદુઓની શક્તિ અચળ થઇને આજે દુનિયામાં હિંદુઓનું ગૌરવ વધારત, પરન્તુ વિધાતાની ઇચ્છા બીજાજ પ્રકારની હતી. એ ત્રણે ભાઇઓ કોઇ દિવસ મળ્યા નહિ. શીખો પોતાનાજ ઘરમા બેસી રહ્યા, મરાઠાઓએ રાજપૂત જાતિને પડયા ઉપર પાટુ મારવામાજ પોતાનું ગૌરવ માન્યું. રાજપૂતો એ ઘા સહન કરી શક્યા નહિ અને પરિણામ શું થયું ત આપણે સર્વ અનુભવીએ છીએ.

રાજપૂતજાતિની આ હીનતા, દુર્બળતા અને વિડબનાના સમયમા એક રાજપૂત યુવતી, અપૂર્વ આત્મવિસર્જન કરીને રાજપૂતોના મહત્ત્વનું છેવટ-નું દૃષ્ટાન્ત બતાવીને આ ક્ષણભંગુર સસારમાથી વિદાય થઇ ગઇ છે. એ યુવતી મેવાડના રાણા ભીમસિંહની કન્યા કૃષ્ણાકુમારી. કૃષ્ણાકુમારીની માતા આપણા અણહિલવાડના પ્રાચીન ચાવડાવશની કન્યા હતી. કૃષ્ણાકુમારીનો જન્મ સં૦ ૧૮૫૦ મા થયો હતો.

રાણો ભીમસિંહ સં૦ ૧૮૩૪ (ઇ૦ સ૦ ૧૭૭૮) માં આઠ વર્ષની કુમળી વયે મેવાડની ગાદી ઉપર બેઠો હતો. એણે ૪૦ વર્ષ સુધી રાજ્ય કર્યું હતું; પરન્તુ એના રાજ્યનો ઇતિહાસ તે રાજસ્થાનના દુર્દૈવનો ઇતિહાસ છે. રાણા ભીમસિંહમા તેના પૂર્વજોના જેટલી તેજસ્વિતા અને દૃઢતા નહોતી.

મેવાડમા એ સમયે ઘરમાજ કુસંપ વ્યાપી રહ્યો હતો. વળી મરાઠાઓ મહારાણાને હેરાન કરી રહ્યા હતા. મેવાડમા એક પક્ષ ચૂડાવત સરદારોનો અને બીજો સક્તાવત જાગીરદારોનો હતો. ચૂડાવતોનો આગેવાન સલૂમરનો રાવત ભીમસિંહ અને સક્તાવતોનો આગેવાન ભાડરનો મહારાજ મોહકમસિંહ હતો બંને પક્ષ એકબીજાને દબાવવા માટે અને જડમૂળથી ઉખાડી નાખવા માટે લડતા અને મથતા હતા. હારેલો પક્ષ મરાઠાઓની મદદ લઇને શત્રુઓને નીચું જોવડાવતો હતો મરાઠાઓને માટે પોતાના રાજ્યનો વિસ્તાર કરવાને આ ઘણો સારો લાગ હતો મહાદજી સિંધિયા અને તુકોજી હોલ્કરની ફોજ મેવાડને લૂટવાને માટે સદા પડી રહેતી હતી અને ત્યાના સરદારોના કુસંપથી પૂરો ફાયદો ઉઠાવતી હતી. મહારાણા દુર્બળ હતા એમણે એવો નિયમ કરી રાખ્યો હતો, કે જે પક્ષ બીજા પક્ષને દબાવીને ઉપર આવે તેની તરફ પોતે થઇ જતા અને હારેલા પક્ષનો સાથ છોડી દેતા બંને પક્ષને દબાવીને સ્વતંત્રપણે રાજ્ય ચલાવવા જેટલી શક્તિ એમનામા નહોતી

મેવાડમા સક્તાવત અને ચૂડાવત સરદારોનું જોર જૂના વખતથી ચાલ્યું આવે છે જ્યારે એ લોકોમાં સંપ હતો, જ્યારે એ લોકો જનની જન્મભૂમિ મેવાડને માટે શિર અર્પણ કરવા તત્પર હતા ત્યારે મહારાણા પ્રતાપસિંહે બાદશાહો સામે ટક્કર ઝીલી હતી, પરન્તુ લાગલાગટ વિપત્તિઓ આવી પડવાથી એ સરદારો હિંમત હારી ગયા અને લડવામા પાછી પાની કરવા લાગ્યા, ત્યારે મહારાણા અમરસિંહે લાચારીએ બાદશાહ જહાંગીરનું શરણુ લીધુ. શાહજાદા ખુર્રમે મહારાણાને બાદશાહી ખિલત પહેરાવીને ઘણું સન્માન આપ્યુ. એ સમયે મહારાણા પ્રતાપના પુત્ર અમરસિંહને પોતાની સ્વતંત્રતાનો ભોગ અપાયાથી ઘણુ લાગી આવ્યુ, તેનું હૃદય ભરાઇ આવ્યું અને તેણે કહ્યુ હતું કે આ ખિલત હું નથી પહેરતો, ચૂડાવત અને સક્તાવત સરદારો પહેરે છે! ચૂડાવત અને સક્તાવત સરદારોની સહાયતા અથવા વૈમનસ્ય ઉપર મેવાડની ઉન્નતિઅવનતિનો કેટલો મોટો આધાર હતો, તે બતાવવા સારૂજ અમે આટલો ઉલ્લેખ કર્યો છે

એજ સરદારો મૂર્ખતા અને લોભને વશ થઇ રાજ્યમા પોતાની સત્તા વધારવા સારૂ માહોમાહે લડવા લાગ્યા, ત્યારે મેવાડ ક્ષેમકુશળ કેવી રીતે રહી શકે?પરિણામ એ આવ્યુ કે આખો દેશ ઉજ્જડ થઇગયો.મહારાણાના ખજાનામાં કાંઇ ન રહ્યુ અને એ પોતે જાતજાતની આફતોમા ફસાયા.

સંવત ૧૮૫૩માં રાવત ભીમસિંહ નામનો સરદાર સિંધિયાના સરદાર અંબાજી ઇંગલિયાને દશ લાખ રૂપિયા લાચ આપીને પોતાના શત્રુઓ કરતા પ્રબળ થઇ ગયો અને મહારાણાએ તેને મુસાહિબ અર્થાત્ રાજ્યના મુખ્ય સલાહકારનો અધિકાર સોંપ્યો. રાવત ભીમસિંહેજ હવે પોતાના શત્રુઓને વધારે દબાવવાને તથા અંબાજીની ફોજ, કે જેનાથી મેવાડની રૈયત ઘણી દુ:ખી થઇ ગઈ હતી, તેને કાઢી મૂકવાને બીજી યુક્તિ શોધી કાઢી. એણે જોધપુરના મહારાજા ભીમસિંહને પોતાના પક્ષમા લેવાનો સંકલ્પ કર્યો અને એટલા સારૂ મેવાડની રાજકુમારી કૃષ્ણાબાઇની સગાઈનું માગું તેમની પાસે મોકલ્યું.

કૃષ્ણાકુમારી એ સમયે પાચ વર્ષની બાલિકા હતી; પરંતુ એ પરમ રૂપવતી હતી. તેના સૌન્દર્યને લીધે લોકો તેને રાજસ્થાન-કુસુમ કહેતા. રાજપૂતકન્યાઓના લગ્ન એટલી બાળ વયમા થતાં નહોતા, પણ રાજદ્વારી હેતુ પાર પાડવા મેવાડના સરદારોએ બત્રીશ વર્ષના મારવાડાધીશ સાથે તેનું લગ્ન કરવાનો વિચાર કર્યો, ત્રણે ભીમસિંહ (મારવાડનો રાજા ભીમસિંહ, મેવાડના મહારાણા ભીમસિંહ અને તેના મુખ્ય પ્રધાન અને સલાહકાર સરદાર રાવત ભીમસિંહ) ના સ્વાર્થસાધનમા કૃષ્ણાકુમારીનું બલિદાન અપાવાનું વિધાતાએ નિર્માણ કર્યું હતું.

જે જોધપુરના રાજા ભીમસિંહ સાથે કૃષ્ણાકુમારીનો વિવાહ કરવાનો હતો તેની વય ૩૨ વર્ષની હોવા ઉપરાત એને કેટલીક રાણીઓ અને ખવાસણો હતી.

સં૦ ૧૮૫૮ માં મહારાજા જસવંતરાવ હોલ્કરે નાથદ્વારા લૂંટ્યુ. ગોસાઇજી તો મૂર્તિઓને લઇને ઉદયપુર નાસી ગયા અને હોલ્કરે નાથદ્વારા લૂટીને ભાડર ઉપર ચઢાઈ કરી. પેલી તરફ અંબાજી સરદારના ભાઈ બાલારાવને મહારાણા સાહેબે બેઅદબી અને સાસું બોલ્યાના વાક માટે કેદ કર્યો. એને છોડાવવા સારૂ કોટાના કામદાર જાલિમસિંહ ઝાલાએ ફોજ લઇને ઉદેપુર ઉપર ચઢાઈ કરી. ચૂડાવત એમની સામે લડયા અને હારીને નાસી ગયા. મહારાણાને તો મૂળથીજ હારેલાનો પક્ષ છોડી દેવાની ટેવ હતી. આ વખતે પણ તેમણે જાલિમસિંહને માનપૂર્વક ઉદેપુર બોલાવીને બાલારાવને છોડી દીધો.

ત્યાર પછી મહારાજા હોલ્કર અંગ્રેજોની સાથે લડવાને સારૂ દિલ્હી તરફ ચાલ્યા ગયા અને જોધપુરના મહારાજા ભીમસિંહનું મૃત્યુ થયું. મહારાજા

માનસિંહ એની જગ્યાએ બેઠો. મહારાણા ભીમસિંહને એવી અવળી બુદ્ધિ સૂઝી કે જે કૃષ્ણાકુમારીનું સગપણ જોધપુરાધીશ ભીમસિંહની સાથે થયું હતું તે સગપણ હવે જયપુરના મહારાજા જગતસિંહ સાથે કરી દીધું અને જોધપુરના પોકરણના જાગીરદાર ઠાકુર સવાઇસિંહ ચાંપાવતે પણ પોતાની પૌત્રીનું સગપણ મહારાજા જગતસિંહ સાથે નક્કી કર્યું. મહારાજા માનસિંહે તેને કહાવ્યું કે છોકરીને સામી જયપુર લઈ જઈને પરણાવ્યાથી રાઠોડોની આબરૂ જશે. પેલા જાગીરદારે જવાબ દીધો કે મારા ભાઈ ઉમેદસિંહનું ઘર જયપુરમાં છે. ત્યાં, જઇને વિવાહ કર્યાથી રાઠોડોની આબરૂ જનાર નથી, રાઠોડોની બેઆબરૂ તો એમાં છે કે જે કન્યાનું સગપણ મહારાજા ભીમસિંહની સાથે થયું હતું તેનું લગ્ન હવે જયપુરના મહારાજા સાથે થવાનું છે

એટલું મેણું સાંભળતાવારજ માનસિંહને આગ લાગી ગઈ. તેણે મેવાડના મહારાણાને કહાવ્યું કે કૃષ્ણાકુમારીની સગાઇ જોધપુરના રાજા સાથે થઈ ચૂકી છે, ભીમસિંહ મરી ગયા તો હું જોધપુરનો રાજા છું. મારી સાથે તેનું લગ્ન થવું જોઇએ, પરંતુ મહારાણા તરફથી એનો સંતોષકારક જવાબ ન મળ્યો, એટલે માનસિંહે ઉદેપુર ઉપર ચઢાઇ કરી. ગ્વાલિયરના સિંધિયાને જયપુરના રાજા સાથે શત્રુતા હતી. પોતાનો શત્રુ રાજસ્થાન-કુસુમને વરી જશે, એ વિચાર એને અસહ્ય થઈ પડયો તેણે માનસિંહ-ને મદદ આપી અને મહારાણાને કહેવરાવ્યું કે, તમે તમારી કન્યા માનસિંહ-ને નહિ પરણાવો તો હું પણ તમારી ખબર લઇ લઈશ. મહારાણામાં સિંધિયા સરકારની સામે ટક્કર ઝીલવા જેટલું સાહસ નહોતું એમના પગ ઢીલા થઈ ગયા અને જયપુર સંદેશો કહાવ્યો કે જોધપુરની ગાદી સાથે કુમારી કૃષ્ણાનું સગપણ થયેલું હોવાથી અમે માનસિંહ સાથેજ એનું લગ્ન કરીશું.

એ જવાબને મહારાજા જગતસિંહે તેમજ જયપુરના બધા સરદારોએ પોતાનું મોટું અપમાન ગણ્યું બીકાનેરના મહારાજા સુરતસિંહ તથા નવાબ અમીરખાએ પણ તેમને મદદ આપવાનું વચન આપ્યું, એટલે એ બધાની સહાયતાથી જગતસિંહે મેવાડ ઉપર ચડાઇ કરી પુષ્કરની પાસે ગીંગોલી મુકામે જોધપુર અને જયપુરની સેનાઓ મળી અને બન્ને વચ્ચે ખૂબ યુદ્ધ થયું. મહારાજા માનસિંહ હારીને જોધપુર ગયા. જયપુરની સેનાએ એમની પૂંઠ લીધી અને જોધપુરના કિલ્લાને ઘેરો ઘાલ્યો, પરન્તુ ટોંકનો નવાબ અમીરખાં લણો કપટી

અને દગાબાજ હતો. એણે જયપુરનો પક્ષ છોડી દઇને જોધપુરનો પક્ષ લીધો. એની મદદથી જયપુરની સેનાને જોધપુરનો ઘેરો ઉઠાવીને નાસવું પડયું. માનસિંહે તેનો ઘણો ઉપકાર માન્યો અને વિનતિ કરી કે તમે મારા ઉપર આટલી બધી કૃપા કરી છે તો એક વિશેષ કૃપા કરો. હવે તો કાં તો કૃષ્ણાકુમારીનું લગ્ન મારી સાથે કરાવો, કા તો તેને મારીજ નખાવો. એ જીવશે અને જગતસિંહને વરશે તો સંસારમા હું શું મુખ દેખાડીશ ?

અમીરખા કેવી પ્રકૃતિનો મનુષ્ય હતો, તે દર્શાવતાં કર્નલ ટોડ લખે છે કે:—"ભારતવર્ષમા જે ક્રૂર અને ઘાતકી મુસલમાનો થઇ ગયા છે, જે મુસલમાનોની ઘૃણિત નામાવલીએ ભારતવર્ષના ઈતિહાસને કલંકિત કર્યો છે તે સર્વમાં અમીરખા શિરોમણિ હતો. પરમ સુંદર રાજપૂત બાળા કૃષ્ણા કુમારીના પ્રાણ રૂપી પવિત્ર દીપકને તેણેજ બુઝાવી નાખ્યો હતો. હતભાગી રાણો ભીમ અમીરખાના હાથમાં કાષ્ઠની પુતળી સમાન હતો. તેનામા કિંચિત પણ સામર્થ્ય નહોતું. તેણે પવિત્ર સીસોદીઆ કુળમા જન્મ લઇને તેને કલંક લગાડયું હતું. આ સર્વોત્તમ કુળમા જન્મ લીધા છતા પણ તે અત્યંત દુર્બળ અને કાયર હતો. જો તે બીકણ ન હોત તો પોતાના હૃદય ઉપર પાષાણ મૂકીને તે નિરપરાધી સરલા કૃષ્ણાકુમારીના પ્રાણનો નાશ કરવામાં સંમતિ કેમ આપત ! ભીમસિંહ સીસોદીઆ કુળનું અયોગ્ય સંતાન, બાપ્પા રાવળનો અયોગ્ય વંશજ અને રાજપૂતોનો અયોગ્ય રાજા હતો, એમાં કિંચિત પણ શંકા નથી."

દુષ્ટ અમીરખા ઉદેપુર આવ્યો અને મહારાણા ભીમસિંહને કહેવરાવ્યું, કે રાજકુમારી કૃષ્ણાકુમારીનું લગ્ન કા તો માનસિંહની સાથે કરો, કા તો એને મારી નાખો. જો તેમ નહિ કરો તો હું તમને ધૂળ ભેગા કરી દઇશ. મહારાણા ઘણા ઉંડા વિચારમાં પડયા. પ્રાણથી પણ અધિક પ્રિય પુત્રીની એવી દુર્દશા કરતાં, એના સુકુમાર દેહનો અન્ત આણવાનો વિચાર સરખો યે કેમ કરાય! માનસિંહની સાથે લગ્ન નથી કરતા તો અમીરખાં સત્યાનાશ વાળી દેશે. એ મેવાડના રાજકુટુંબ અને રૈયત બંનેને પીડવામાં બાકી રાખશે નહિ. એની વાત સ્વીકારીએ છીએ તો જયપુરના રાજા સાથે જીંદગી સુધીની શત્રુતા થાય છે. મહારાણા મોટા ધર્મસંકટમાં પડયા, વીરતા કે મુત્સદ્દીપણું હોત તો સરસ રીતે એ મુંઝવણનો તોડ કાઢી શકત; પરન્તુ એ બન્ને ગુણોનો એમનામાં અભાવ હતો! સરદારોમાં

આગળ જણાવ્યા મુજબ કુસંપ હતો, એટલે સારી સલાહ પણ કોણ આપે ! મહારાણા નિરાશ થયા, કોમળ અને કઠોર વૃત્તિઓનું એમના હૃદયમાં મ થન થવા લાગ્યુ. કોમળભાવ વધારે વાર ટકી શકયો નહિ, એમનુ હૃદય વધારે ને વધારે કઠોર બનતું ગયું કૃષ્ણાકુમારીના રક્ષણનો કાંઈ ઉપાય ન સૂઝતા એમણે એને મારી નખાવવાનોજ વિચાર કર્યો. હાય ! આજ પાપની હદ આવી રહી છે ! આજ પ્રકૃતિ પણ પોતાના નિયમનુ ઉલ્લંઘન કરી રહી છે. દુર્બળ પિતાવાત્સલ્યભાવને હણીને સુકુમાર બાલિકાનો વધ કરાવવા તત્પર થયો છે ! રાજકુમારી કૃષ્ણાનું બલિદાન આપાવાનો-રાજસ્થાનની કુસુમકળી કરમાવાનો સમય આવી પહોંચ્યો છે, પરન્તુ હવે તેનો વધ કોને હાથે અને કેવી રીતે કરાવવો તે વિચાર રાણાજીને આવ્યો. જગતમા એવો કોણ ક્રૂર અને નિર્દય છે કે જે પોતાના હૃદયને પથ્થરનું બનાવીને કમળસદશ કોમળ બાળાની છાતીમા ખ જર ખોસી દે ? આ ગુચવણનો નિકાલ કરવા રાણાએ રણવાસમાજ કેટલાક સરદારો અને આપ્તજનોને બોલાવ્યા અને તેમની સાથે સલાહ કરવા લાગ્યા ઘણા વાદવિવાદ પછી એવો નિશ્ચય થયો કે આ કાર્ય કોઇ પુરુષનેજ સોપી દેવું જોઇએ, પરન્તુ જો પુરુષથી એ કામ પાર ન પડી શકે તો પછી કોઇ કુશળ સ્ત્રીને નિમવી જોઈએ.

ભારતવર્ષના રણવાસને એક સ્વતંત્ર રાજ્ય કહેવામા આવે, તો ખોટું નથી. રણવાસની વ્યવસ્થામા બહારના અભિપ્રાયનો હાથ નથી હોતો. એ રણવાસમા પ્રજાના અનેક સુખદુ:ખનુ બીજારોપણ થાય છે, આ રણવાસમાજ અનેક માણસોના ભાગ્યનુ ત ત્ર રચાય છે અને તે એવી ગુપ્તરીતે ચાલે છે કે એની ચાર દિવાલોની અ દરના માણસો સિવાય કોઇને તેની ખબર સુદ્ધાન્ત પડતી નથી. આજે મેવાડના દુર્ભાગ્યથી એ રણવાસના એક ગુપ્ત ઓરડામા અભાગિની કૃષ્ણાકુમારીના દુર્ભાગ્યની કઠોર લિપિ લખાતી હતી.

એ સુકુમારીનો વધ કરવાનું કાર્ય પ્રથમ તો મહારાણાના નિકટના સગા દોલતસિંહ સીસોદીઆને સોપવામાં આવ્યુ એ ઘણો સરળ અને સુશીલ સરદાર હતો આ ઘાતકી અને હૃદય ચીરી નાખે એવા કાર્યની વાત સાભળતાંજ એ ભય વિસ્મય અને ઘૃણાથી પીડિત થઈને પોકારી ઉઠયા "જે મુખમાંથી આવું કઠોર વચન નીકળેછે,તેને હજારો ધિક્કાર છે! મારે આમ કહેવું પડેછે તેને માટે અન્નદાતા મને ક્ષમા આપશો મારી રાજભક્તિમાં જરાપણ ફેર પડયો નથી,પણ આવું રાક્ષસી કાર્ય કરવામાજ રાજભક્તિ ગણવામાં આવતી હોય તો એ રાજભક્તિ

કુવામાં પડો !" દોલતસિંહના કહ્યા પછી એ કામ જેવાનદાસને સોંપવામા આવ્યું. એ મહારાણાના પિતાની ખવાસણનો પુત્ર હતો. નીચ સ્ત્રીને પેટે જન્મેલા એ અધમ પુરુષનું કઠોર હૃદય એ વાતથી કંપાયમાન થયું નહિ. એણે એ કાર્યનું બીડુ તરતજ ઝડપ્યું; પરન્તુ જ્યારે એ લાવણ્યમયી કન્યા ખીલેલા કમળસમાન મુખને નીચું કરીને તેની સમક્ષ આવીને ઉભી, ત્યારે તેનો દેહ થર થર ધ્રુજવા લાગ્યો અને તેના હાથમાંથી કટાર પડી ગઇ શોક અને દુઃખથી તેનુ હૃદય વ્યાકુળ થઈ ગયું અને તે અત્યંત દીન થઇને ત્યાંથી ચાલ્યો ગયો. ધીમે ધીમે આ વાત અન્તઃપુરમાં બધે પ્રસરી ગઇ. રાજકુમારીની માતાના જાણ્યામાં એ વાત આવી, ત્યારે એ શોક-દુઃખ અને ક્રોધથી આકુળ વ્યાકુળ થઈને રુદન કરવા લાગી. તેને રડતી જોઇને બીજી સ્ત્રીઓ પણ રોવા લાગી. રાણીએ જેવનદાસને અનેક ગાળો દીધી, અનેક શાપ દીધા. મહેલમા બધે હાહાકાર વર્તાઇ રહ્યો હતો. જે કોઈ આ સમાચાર જાણતું તે રાણાજી અને તેમના સલાહકારોને ફીટકાર દેતુ

પરંતુ જેના જીવની ખાતર એ બધા આટલો બધો શોક કરી રહ્યાં હતા, તે રાજકુમારી કૃષ્ણા તો જરા પણ દીલગીર થઇ નહિ. બધાને રુદન કરતાં જોઇને એને હસવું આવ્યું. તેણે બધી સ્ત્રીઓને ધમકાવીને કહ્યુ: 'તમે બધીઓ રુઓ છો શામાટે? તમે શું રાજપૂતાણીઓ નથી ? દેશરક્ષાને માટે એક રાજપૂત બાળાને મરવાનું છે, તેમા આટલો બધો વિલાપ શા સારૂ કરો છો? રાજસ્થાનનું ગૌરવ હવે પહેલાં જેટલું રહ્યું નથી, એ વાત સાચી, પણ શું હજી પણ રાજપૂતો એટલા બધા હીન થઇ ગયા છે કે દેશની ખાતર તેમની કન્યા હસતે મોએ મૃત્યુના મુખમાં ન પડી શકે ? આજે કોઇ પરધર્મી શત્રુ ઉદયપુર ઉપર ચડી આવ્યો હોત, તો આપણે સર્વેને ચિતામાં પડીને મરી જવું પડતને ? એ મરણના પ્રમાણમાં મારૂં આ મરણ કાંઈ લેખામાં નથી. બહેનો! તમે આજે વિલાપ કરશો નહિ. તમારા રુદનથી તો મને તમારા ઉપર ધિક્કાર છૂટે છે. રાજપૂતોની પડતીના દિવસોમાં રાજપૂતાણીઓએ મોટું મન કરવું જોઇએ. મેવાડના એક પણ વીરનું રુધિર પાડયા વગર, મારા એકલીના મૃત્યુથી મેવાડની મહત્તા સચવાતી હોય તો હું ઘણી ખુશી સાથે મરવા તૈયાર છું.'

તેની બધી સખીઓ શાંત થઇ ગઇ. ત્યાર પછી કૃષ્ણાકુમારીએ વિનયપૂર્વક માતાને પણ એવીજ રીતે શાંત કરવાનો પ્રયત્ન કર્યો; પરંતુ એ તેજ-

સ્વી રાણી એમ સમજી જાય એવી નહોતી. એણે ધીમે ધીમે પોતાના આંસુ લુછી નાખીને કહ્યુ.-'દીકરી ! તું જાણે છે હું શામાટે રોઉં છું? હું ફક્ત તારા જીવની ખાતરજ રોતી નથી. મને શોક તો એ થાય છે કે મેવાડ ઉપર આવી પડેલી આ ભારે વિપત્તિને સમયે કોઈ વીરે તલવાર પકડી નહિ,કોઇએ લોહીનુ એક ટીપું પણ પડવા દીધુ નહિ,અને અનાયાસે મારી કોમળ નિર્દોષ બાલિકાનો ભોગ આપવા બધા તૈયાર થયા છે કૃષ્ણા ! એ દુઃખ મને ઘણુંજ સાલે છે આજ રાણાજી તેમના પૂર્વજોની પેઠે બહાદુરીથી લડયા હોત, મેવાડના વીરોના રક્તથી મેવાડની ભૂમિ રંગાઇ ગઈ હોત, મેવાડમા આજે હથિયારોના ખડખડાટ અને વીર પુરુષોના ટંકાર સાંભળ્યા હોત, તો બહેનાં હું ઘણી ખુશી સાથે તને મારા ખોળામા બેસાડીને ચિતામા પ્રવેશ કરત; પણ આજ તો મેવાડના બધા રાજપૂતો તો કાયર થઇને પોતાના જીવ બચાવવાની યુક્તિ શોધી રહ્યા છે. એ હીચકારાઓ આજે મારી કોમળ કળી કૃષ્ણાને અકાળ મૃત્યુના હાથમા સોંપી દેવા બેઠા છે. મને હવે ધીરજ કેમ રહે ? હાય! હાય !'

માતાનો શોક સકારણ હતો, તેનો વિલાપ જોઇને કૃષ્ણાના ચક્ષુમા પણ અશ્રુ આવ્યા. તેણે કહ્યુ:-' મા ! તમે કહો છો એ બધી વાત ખરી છે, પણ તેનો વિચાર કરવાનો આ અવસર નથી. મેવાડ હવે ડૂબી ગયું છે અને હવે ફરીથી ઉઠે એમ લાગતું નથી, પણ તેટલા સારૂ આજે મેવાડની સ્ત્રીઓ-એ પણ માતૃભક્તિને વિસરી જવી ? મેવાડનું ગૌરવ તેના વીરપુરુષોને લીધે છે તેટલુંજ તેની વીરાંગનાઓને લીધે પણ છે. વીરપુરુષો પોતાનો ધર્મ ભૂલી ગયા છે, માટે વીરાગનાઓએ પણ વીરધર્મ ભૂલી જવો ? વીરાગનાના વીર ધર્મપાલનથી કદાચ મેવાડ પુનઃ જાગૃત પણ થાય. મૃત્યુ સમયે હું જગ-દીશ્વરને એજ પ્રાર્થના કરીશ કે મારા મૃત્યુથી મેવાડના પાપનું પ્રાયશ્ચિત્ત થજો ! મારા મૃત્યુના સમાચારથી મેવાડવાસીઓના પ્રાણમા વીરધર્મની જાગૃતિ થજો !'

રાણી શાન્ત થઇ. કૃષ્ણાકુમારીની ઇચ્છા રાણાને જણાવવામાં આવી કે આગ, તલવાર, વિષ અથવા કોઈ પણ ઉપાયથી રાજકુમારી મરવાને માટે તૈયાર છે.

કૃષ્ણાકુમારીની હત્યા હવે કેવી રીતે કરવી તેનો ફરીથી વિચાર થવા લાગ્યો. અમીરખા અને મેવાડનો એક વિશ્વાસઘાતી સરદાર અજીતસિંહ એ કામમા મહારાણાને ઉશ્કેરનારા મુખ્ય સલાહકારો હતા. અજીતસિંહ એક

વિચિત્ર પુતળું હતું. એ ચંદાવતોનો સરદાર, સ્વભાવે દેખીતો શાન્ત અને બોલવાચાલવામાં સભ્ય હતો. બહારનો આડંબર પણ તેનામા પુષ્કળ હતો. માનમરતબાની જરાપણ પરવા ન હોય તેવો ડોળ કરતો. ધર્મ ઉપર બહુ આસ્થા હોય એમ જણાવતો. રાતદિવસ પૂજાપાઠમાં નિમગ્ન રહ્યા છતાં એનામા હિંસા, દ્વેષ, સ્વાર્થ અને દુરાકાંક્ષાના અધમ વિચારો વાસ કરી રહ્યા હતા. પોતાની ઉન્નતિની ખાતર અધમમા અધમ કાર્ય કરવાને એ ચૂકે એવો નહોતો. 'મુખમેં રામ ઔર બગલમેં છુરી' રાખનારા ઢોંગી નરપિશાચોમાનો એ એક હતો અમીરખાંને સહાયતા આપનાર એના સિવાય બીજું કોણ મળે? બન્નેએ મળીને રાણાને ઉપદેશ આપ્યો કે તલવાર, ખંજર આદિ શસ્ત્રથી રાજકુમારીનો વધ કરવાનું સાહસ કોઈનામા નથી, તો વિષનો પ્રયોગ કરીને જ એનું કાસળ કાઢો.

પુરુષોના કઠણ હાથથી જે કામ ન થઈ શક્યું તે કામ કોમળ હૃદયની અબળાને સોંપવામા આવ્યું. અન્ત:પુરની દાસી સાથે અફીણનો કસુંબો મોકલવામા આવ્યો. સુકુમારી કૃષ્ણાએ સરળતા અને ધીરતાથી એ વિષના પ્યાલાને પોતાના હાથમાં લીધો અને જરા પણ ડગ્યા વગર એને પી ગઈ મહારાણી એ સમયે ત્યાંજ હતી. એ પતિને અનેક શાપ દેવા લાગી, પણ કૃષ્ણાના નેત્રોમા આંસુ નહોતા તેણે પોતાના કોમળ હાથવડે સાળુના પાલવવડે માતાના અશ્રુ લુછીને આશ્વાસન આપ્યું: 'મા ! તું રડે છે શામાટે ? હું સંસારની પીડામાથી મુક્ત થાઉં છું. તું તો ગુજરાતના વીર સોલંકીની પુત્રી છે. હું તારી જ કુખમા જન્મી છું. રાજપુતકુળમા જન્મ લીધો ત્યારથીજ હું જાણતી હતી, કે એક દિવસ આપઘાત કરવા વારો આવશે. આટલા દિવસ જીવતી રાખી તેને માટે પિતાજીને ધન્યવાદ આપુ છું. બાકી તું જાણે છે કે આપણામાં અનેક તો જન્મતાવારજ કન્યાને દૂધપીતી કરી દે છે.'

અફીણનું પ્રાણનાશક વિષ કૃષ્ણાકુમારીનો જીવ લેવાને અસમર્થ નિવડ્યું. વિષનો બીજો પ્યાલો તૈયાર કરીને તેને આપવામાં આવ્યો. કૃષ્ણા એ પણ પ્રસન્નતાથી પી ગઈ. એ વિષની પણ કાંઈ અસર ન થઈ. કુદરત એ નરાધમોને ચેતવી રહી હતી કે, હું મારો ધર્મ આજે છોડી દઉં છું, તમે હજુ ચેતો અને આ રાક્ષસી વિચારને તિલાંજલિ આપો; પણ એ દુષ્ટને દયા નહોતી. ત્રીજો વધારે પ્રતિલ ઝેરનો પ્યાલો બિચારી કૃષ્ણાને પાવામાં આવ્યો. ત્રીજી વાર પણ વિધાતાએ કૃષ્ણાકુમારીના ખુનીઓની રુધિરતૃષ્ણા પૂરી કરી નહિ.

ભગવાનની ઇચ્છા કૃષ્ણાકુમારીને જીવતીજ રાખવાની છે, એમ ધારીને બધાં ચૂપ રહ્યા, પરન્તુ સ્ત્રીહત્યાનું મહા પાપ કરવાનો નિશ્ચય કરી ચૂકેલા અમીરખા અને અજીતસિંહ શાન્ત રહી શક્યા નહિ, એમણે પોતાનો અધમ વિચાર ત્યજ્યો નહિ અજીતે હાથે અફીણ તથા અન્ય ઝેરી પદાર્થો મેળવીને દારુણ વિષ તૈયાર કર્યું. એ ઉગ્ર હલાહલના પાનની અસર કૃષ્ણાકુમારીના દેહ ઉપર થઈ. સૌન્દર્યનું સ્વર્ગીય કુસુમ મેવાડના ઉદ્યાનમાથી સદાને માટે કરમાઇ ગયું. એ વિષપાન કર્યા પછી કૃષ્ણા સદાને માટે ઘોરનિદ્રામા સૂતી, તે ફરીથી કદિ જાગી નહિ.

મેવાડના ઇતિહાસમા કલ ક લગાડનારી આ દુર્ઘટના વિક્રમ સ વત ૧૮૬૭ ના શ્રાવણ વદી પ ચમીએ થઇ. એ સમયે કુમારીની વય ૧૬ વર્ષની હતી.

કૃષ્ણાકુમારીના સ્વર્ગવાસ પછી થોડાજ સમયમા તેની માતા પણ શોક કરતી પરમધામમાં ચાલી ગઈ પુત્રીનું મૃત્યુ થયું તેજ દિવસથી તેણે સર્વ સુખોને તિલાજલિ આપી દીધી હતી

એમ કહેવાય છે કે કૃષ્ણાકુમારીના મૃત્યુ પછી અમીરખાએ પણ અજીતસિંહપ્રત્યે ધિક્કાર પ્રગટ કર્યો હતો કે, 'દગાબાજ ! તે આવુ કર્યું. હું તારૂ મુખ જોવા માગતો નથી.' સ ગ્રામસિંહ નામના એક તેજસ્વી સરદારે ભરીસભામા રાણાજીનું અપમાન કર્યું હતું કે, 'હે કાયર ! તે આ સિસોદીઆ કુળના પવિત્ર નામને કલ ક લગાડયુ છે, તે એ કુળના પવિત્ર રુધિરને દૂષિત કર્યું છે નિરપરાધી, સરળહૃદયા રાજકુમારીનો વધ કર્યાથી તેં જે પાપ માથે વહોર્યું છે, તે તારો નાશ કરશે. બાપ્પા રાવળના પવિત્ર કુળને આજે જે કાળીટીલી લાગી છે તે કદિ ભુસાવાની નથી. હવે કોઇ સિસોદીઆ પોતાનું મસ્તક ઉંચું કરી શકશે નહિ. આજથી ક્ષત્રીઓના માઠા દહાડા આવ્યા, એ ખાત્રી રાખજો.'

ત્યાર પછી દુરાચારી અજીત તરફ મુખ ફેરવીને સંગ્રામસિંહે કહ્યું "હે સિસોદીઆકુલાગાર ! તારી નસોમાં રાજપૂતોનું લોહી વહેતું નથી. તેં અમને જે કલ ક લગાડયું છે તેથી તારો નાશ થશે તું નિઃસ તાન મરીશ અને તારા પાપી જીવનની સાથેજ તારૂં નામ પણ લુપ્ત થશે. તારે આટલી બધી ઉતાવળ કરવાની શી જરૂર હતી ? અમીરખાએ શું રાજધાની ઉપર ઘેરો ઘાલ્યો હતો? શું તેણે રણવાસની પવિત્રતાનો નાશ કરવાનો પ્રયાસ કર્યો હતો ? ધારો એવું પણ કર્યું હતું તો શું બધા રાજપૂતોએ ચુડીઓ પહેરી હતી ? એમને

પોતાના બાપદાદાઓની પેઠે 'યાહોમ' કરીને મરતાં નહોતું આવડતું ? તમારા પૂર્વજોએ આવી અધમતાથી પોતાનાં નામ અમર કર્યાં હતા ? ધિક્કાર છે તને ! હજારો ધિક્કાર છો તારા જેવો ઢોંગી અને પાપી મે કદિ જોયો નથી. તારા જેવા દુષ્ટની સલાહ ન મળી હોત તો રાણાજી આવું પાપ કદિ કરત નહિ ! રાજપૂતોના અવળા દિવસ હવે શરૂ થયા છે.'

વીર સંગ્રામસિંહના બન્ને શાપ સફળ થયા. મહારાણા ભીમસિંહનાં પાચ સંતાનમાંથી એક પુત્રી અને એક પુત્ર કૃષ્ણાકુમારીનો ભાઇ જવાનસિંહ જીવતા રહ્યા, પણ જવાનસિંહને કોઇ સંતાન ન થયુ.

અજીતસિંહની પત્ની આ બનાવ પછી થોડા સમયમાજ મરી ગઇ. તેના બે પુત્રો પણ મરી ગયા. પાપનું પ્રાયશ્ચિત્ત કરવા એ મંદિરે મંદિર ભટકવા લાગ્યો. દીન, દરિદ્રિઓને દાન આપવા લાગ્યો; પણ એના પાપી આત્માને શાન્તિ મળી નહિ. એ પણ ખરાબ દશામાજ મરણ પામ્યો.

રાજકુમારીના બલિદાનથી મહારાણાને જયપુરજોધપુરના આક્રમણનો ભય તો જતો રહ્યો, પણ દુષ્ટ અમીરખા તથા મરાઠાઓની લુંટફાટથી એમની રૈયત ઘણી હેરાન થઇ. આખરે સંવત ૧૮૭૪ મા અંગ્રેજ સરકારે અમીરખાને હોલ્કરના પક્ષમાથી છુટો પાડીને તેની સાથે સંધિ કરી. ફરીથી તેણે કોઇ રાજ્યની વિરુદ્ધ શસ્ત્ર ઉગામવાં નહિ, લુંટફાટ કરવી નહિ, એવી શરતે ટોંક, સિરોજ, રામપુરા, નીમાહેડા, છબડા વગેરે પરગણાઓ આપીને તેને સ્વતંત્ર નવાબ બનાવ્યો. એ અમીરખાં હાલના ટોક રાજ્યનો સ્થાપક અને મૂળ પુરુષ ! અસ્તુ !

સંસારમા ધર્મશીલ સ્ત્રીઓ તો ઘણી થઇ ગઇ છે, પણ અલ્પાવસ્થામા કૃષ્ણાકુમારીના જેવું સાહસ, સદ્ગુણ અને ધૈર્ય બતાવનારી સ્ત્રીઓ ભાગ્યેજ જોવામાં આવે છે. પિતાની આબરૂ અને દેશના રક્ષણ સારૂ સોળ વર્ષની વયમા પ્રાણ સમર્પણ કરનારી વીર બાળા કૃષ્ણાકુમારીને ધન્ય છે !



# रत्न ३०४ मुं–राणी भवानी




ણી ભવાનીનું નામ ભારતવર્ષમા ઘણું પ્રસિદ્ધ છે. બંગાળામા તો એનું નામ ન જાણનારા અથવા તો વાતચીતના પ્રસંગમા રાણી ભવાનીનુ નામસ્મરણ ન કરનારા લોકો ઘણાજ થોડા હશે

લગભગ દોઢસો વર્ષ પૂર્વે સિરાજ-ઉદ્-દોલા બંગાળાનો નવાબ હતો. પ્લાસીના યુદ્ધમા સિરાજના પરાજયની સાથે બંગાળામા મુસલમાન શક્તિનુ પતન થયુ અને ત્યારથી બંગાળામા અંગ્રેજી રાજ્યનો સૂત્રપાત થયો.

એ સમયમા રાણી ભવાની નાટોર જીલ્લાની વિશાળ જમીનદારીની માલિક હતી. એ જમીનદારીની માલિક તરીકે, એણે પોતાની પુષ્કળ આવકને દેવસેવા અને લોકોપકારના કામોમા છુટેહાથે ખર્ચ કરવામા જરા પણ સંકોચ કર્યો નહોતો, અને તેને લીધે તેનો યશ બંગાળામા ઘેર ઘેર વ્યાપી રહ્યો છે, એટલુંજ નહિ પણ પુણ્યતીર્થ કાશી સુધી પણ એ નામ પ્રાતઃસ્મરણીય ગણાઇ ગયું છે

રાણી ભવાનીનુ જીવન અને તેના કૃત્યો સમજવા માટે મુસલમાનોના અમલમા બંગાળાની અવસ્થા કેવી હતી તથા ખાસ કરીને બંગાળાના જમીનદારો કેવી દશામા હતા, એ જાણવુ વિશેષ અગત્યનુ છે.

મુસલમાનોના અમલમા બંગાળા દેશ ઘણા પરગણાઓમા વહેંચાઇ ગયો હતો. એ પરગણાઓ એકે એક જમીનદારોના હાથમા હતાં. હાલના વખતમા જમીનદારો પ્રજા પાસેથી મુકરર કરેલો કર વસુલ કરે છે અને એમાથી કેટલોક રાજસરકારમા ભરીને બાકીનો પોતે રાખે છે કર વસુલ કરવા ઉપરાત બીજી કોઇ બાબતમા પોતાની પ્રજા ઉપર જમીનદારોનો અધિકાર હોતો નથી. જમીનદારોની પ્રજા બીજી સર્વ બાબતોમાં સંપૂર્ણરૂપે અંગ્રેજસરકારને તાબે છે, પણ મુસલમાનોના સમયમા એ પ્રમાણે નહોતું જમીનદારો પણ પોતાની જમીનદારીમા તો રાજાની પેઠેજ રાજ્ય કરતા, નવાબને તેઓ નક્કી કરી રાખેલી અમુક ખંડણી ભરતા, એટલે નવાબ તેમના રાજ્યના અમલમાં કોઇ પણ જાતનો હસ્તક્ષેપ કરતા નહિ. જમીનદારો અને પ્રજા વચ્ચે પરસ્પર રાજાપ્રજાનો સબંધ હતો. જમીનદારો પણ

સ્વતંત્ર રાજાઓની પેઠે ફોજ રાખતા. રાજાની પેઠે તેઓ પણ પ્રજા ઉપર રાજ્ય ચલાવતા દિવાનીફોજદારી મુકર્દમાઓ સાભળીને ફેંસલા આપતા. તેમને 'રાજા'નો ખિતાબ હતો, પ્રજા પણ તેમને રાજાતરીકે માન આપતી. ટુંકામા એ કે દિલ્હીના શહેનશાહ સાથે જેમ નવાબોનો ખંડિયા રાજા જેવો સબંધ હતો, લગભગ તેવોજ સબંધ બગાળાના નવાબ સાથે એ વખતના જમીનદારોનો હતો.

આ પ્રસંગે એક બીજી વાત પણ સ્મરણમાં રાખવા યોગ્ય છે મુસલમાનો પ્રથમ આ દેશમાં વિજેતારૂપે આવ્યા હતા, એ વાત ખરી, પણ બગાળા સર કર્યા પછી તેમણે બગાળામાજ પોતાનો વસવાટ શરૂ કર્યો હતો. બગાળામાં વાસો કરવાથી બગવિજેતા મુસલમાનો બગાળાનેજ પોતાના સ્વદેશ જેવો ગણવા લાગ્યા. તેઓ ખરેખાત બગાળી બન્યા. બંગાળાના મુસલમાન નવાબો પણ બગાળી બન્યા, મુસલમાન જાગીરદાર, જમીનદાર, અમલદારો, વેપારીઓ બધા પોતાને બંગાળી ગણવા લાગ્યા. ધીમે ધીમે એક દેશમા વસનારી પ્રજાતરીકે તેઓ હિંદુઓ સાથે મિત્રતા અને સદ્ભાવથી રહેવા લાગ્યા. રાજનૈતિક બાબતમા હિન્દુ અને મુસલમાનોમા કાંઇ ભેદભાવ રહ્યો નહિ.

નવાબોના રાજ્યમા, ન્યાયખાતામા, વસુલાતીખાતામાં અને સૈનિકખાતા સુદ્ધાતમા ઘણા મુખ્ય અમલદારો હિંદુઓ હતા. નવાબી અમલના પાછલા ભાગમા બગાળાના શાસનમા જાનકીરામ, માણેકચદ, રાજવલ્લભ, કૃષ્ણચંદ્ર, જગતશેઠ, મોહનલાલ, નંદકુમાર વગેરે હિંદુઓ મોટા મોટા હોદ્દા ઉપર હતા. આપણા આ ચરિત્રની નાયિકા રાણી ભવાની પણ ઘણા અંશમા એ સર્વની સહયોગિની હતી.

રાણી ભવાનીના સસરા રાજા રામજીવન અને તેમના ભાઈ રઘુનંદન બંગાળામાં આવેલા નાટોર નામે સ્થળના જમીનદાર હતા. નાટોરના જમીનદારોના વંશના સ્થાપક એજ બે ભાઇઓ ગણાય છે. તેમના પિતા કામદેવ પુંટિયાના જમીનદારને ત્યા વહીવટદારનું કામ કરતા હતા. બાલ્યાવસ્થાથીજ રામજીવન અને રઘુનંદન એ જમીનદારને ત્યાં ઉછર્યા હતા. પુંટિયાનો જમીનદાર દર્પનારાયણ બંગાળાના રાજ્યમા એક મુખ્ય અમલદાર હતો. રઘુનંદન એક પ્રતિભાશાળી યુવક હતો. તેના ગુણોથી પ્રસન્ન થઇને દર્પનારાયણે તેને નવાબના દરબારમા પોતાના સહકારી અને પ્રતિ-

નિશ્ચિતરીકે નોકરી અપાવી કોઈ ખાસ રાજકાજમા નવાબ મુરશિદ કુલિખા ને રઘુનદન તરફથી ઘણી સારી મદદ મળી અને તે દિવસથી એ તેના ઉપર વિશેષ સંતુષ્ટ થયો. ત્યારથી એ નવાબ સાહેબનો માનીતો થઇ ગયો.

તે પહેલાથીજ રઘુનદન થોડી થોડી જમીનદારી એકઠી કરતો હતો.

રાજસાહીના બળવાખોર જમીનદાર ઉદયનારાયણનો પરાજય થયા પછી આખા રાજસાહીની જમીનદારી નવાબ સાહેબે ખુશ થઇ જઈને રઘુનદનને બક્ષિસ આપી. પૂર્વાવસ્થામા પોતાને આશ્રય આપનાર માલિક દર્પનારાયણ ના કુટુંબને માટે લકરપુર નામનું પરગણું રાખીને રાજસાહીના બાકીના ભાગની જમીનદારી રઘુનદને પોતે સ્વીકારી તથા પોતાના મોટા ભાઈ રામજીવનના નામે તેનો પટો કરાવ્યો ભુષણાના પ્રખ્યાત રાજા સીતારામની પડતી આવ્યા પછી ભુષણાની જમીનદારીનો ઘણો ભાગ રઘુનદન અને રામજીવનને મળ્યો. ધીમે ધીમે બીજી પણ ઘણી જમીનદારી તેમના હાથમા આવી. આખુ રાજસાહી પરગણું અને માયમનસિહ, ઢાકા, ફરિદપુર અને યશોહરના અનેક સ્થાનો એકઠા થવાથી એ જમીનદારી ઘણી વિસ્તીર્ણ બની હતી. એ વખતમા એમના જેવો મોટો જમીનદાર બગાળામા બીજો કોઇ નહોતો એ જમીનદારી કેવા મોટા રાજ્ય જેવી હતી, તેનો ખ્યાલ વાચકોને એટલા ઉપરથી આવી શકશે કે દર વરસે બાવન લાખ રૂપિયા કરતા વધારે રકમ તેઓ નવાબના ખજાનામા ખડણીતરીકે ભરતા હતા

એ બધી જમીનદારીનો પટો રઘુનદને પોતાના મોટા ભાઇ રામજીવનના નામે કરાવ્યો હતો, એટલે એ વિસ્તીર્ણ જમીનદારીના અધીશ્વર રામજીવનને નવાબ સાહેબે 'રાજા' નો ખિતાબ બક્ષ્યો હતો અને એ રામજીવનજ નાટોરના પહેલા રાજા હતા

રઘુનદન નિઃસતાન હતો રામજીવનનો મોટો દીકરો કાલિકાપ્રસાદ નાની વયમા મરી ગયો હતો રામજીવને રામકાન્ત નામના એક બાળકને દત્તક લીધો હતો તથા રામજીવન અને રઘુનદનના સૌથી નાના ભાઇ વિષ્ણુરામનો પુત્ર દેવીપ્રસાદ જીવતો હતો. દત્તક પુત્ર રામકાન્ત અને દેવીપ્રસાદ અડધી અડધી જમીનદારીના માલિક હતા, પરતુ દેવીપ્રસાદનો લોભ ઘણો વધી ગયો હતો તેણે રામકાન્તના દત્તવિધાનને ગેરકાયદેસરનું ઠરાવીને આખી જમીનદારી પોતે પચાવી પાડવાનો યત્ન કર્યો. રામજીવન તેને છ આની ભાગ આપવા માગતો હતો પણ દેવીપ્રસાદે તે મંજૂર કર્યું નહિ. આ

ખરે રામજીવન સમજી ગયો કે દેવીપ્રસાદને જમીનદારીમાંથી ભાગ મળશે તો ઘરમા મોટો કુસંપ ઉભો થશે; એટલે એ રામકાન્તનેજ આખી જમીનદારીનો વારસ બનાવતો ગયો. જમીનદારી મૂળથીજ મોટાભાઈતરીકે તેના નામ ઉપર હોવાથી તેને એમ કરવામા જરા પણ અડચણ નડી નહિ.

ત્યાર પછી રાજસાહી જીલ્લામા છાતીમ ગામના બ્રાહ્મણ જમીનદાર આત્મારામ ચોધરીની અત્યત સુંદર અને સુલક્ષણા કન્યા સાથે રાજા રામજીવને પુત્ર રામકાન્તનો વિવાહ કર્યો. એ કન્યા આપણા ચરિત્રની નાયિકા 'રાણી ભવાની' છે. રાજવધૂ થઈને ભવાની સાસરે આવી. ત્યાર પછી થોડે સમયે તેમના સસરા રામજીવનનુ મૃત્યુ થયુ અને તેની પાછળ રામકાન્ત રાજા બન્યો. એ દિવસથી ભવાની 'રાણી ભવાની' બની.

રામજીવનને ત્યા દયારામ નામનો એક ઘણો ચતુર અને વિચક્ષણ કારભારી હતો. જમીનદારને ખુશ કર્યા પછી તેની મારફતે એ ધીમે ધીમે નવાબ સરકારને પણ પોતાની બુદ્ધિ અને પરાક્રમથી પ્રસન્ન કરી શક્યો હતો અને નવાબ સાહેબની મહેરબાનીથી પોતે પણ જમીનદાર બની ગયો હતો. હાલના દીઘા પાતિયાના રાજવંશનો સ્થાપક એ દયારામ હતો.

રામજીવન મરતી વખતે રાજા રામકાન્તને ઉપદેશ આપતો ગયો હતો કે તારે જમીનદારીના કામમા દયારામની સલાહ પ્રમાણે ચાલવું જોઈએ; પરન્તુ રામકાન્તે મોટા થયા પછી દયારામને કાંઈ હિસાબમા લેખ્યો નહિ. જુવાનીના જોશને લીધે પ્રારભમા રામકાન્ત પોતાની જમીનદારીના કામમાં ઘણો બેપરવા રહેતો હતો, તેથી દયારામ નિઃસ્વાર્થવૃત્તિથી એક વખત તેને શિખામણ આપવા ગયો. રામકાન્તે એ વખતે દયારામનું અપમાન કરીને તેને ઘર બહાર કઢાવી મૂક્યો. રામજીવનના વખતથીજ દયારામ તેમના ઘરનું ઘણું કામકાજ કરતો આવ્યો હતો. રાજા રામજીવન અને તેના ભાઈ રઘુનંદન પણ તેનું ઘણું માન રાખતા હતા. આજે યુવક રામકાન્તે તેનુ અપમાન કર્યું એથી દયારામ ઘણોજ ચીડાયો, અવિચારી અને ઉદ્ધત રામકાન્તને યોગ્ય શિક્ષા અપાવવા સારૂ એ મુર્શિદાબાદના નવાબ સરકાર પાસે ગયો.

એ વખતે અલિવર્દી ખા બંગાળાનો નવાબ હતો. એ અગાઉથીજ દયારામને જાણતો હતો. રાજા સીતારામની સાથેના યુદ્ધ વખતે દયારામની બુદ્ધિકુશળતાથીજ સીતારામનો પ્રસિદ્ધ સેનાપતિ મહાવીર મેનહાતી માર્યો ગયો હતો. એ કારણને લીધે નવાબના દરબારમાં પણ દયારામનો ઘણો સારો મોભો હતો.

એ સમયે નવાબના દરબારમા રામકાંતની ઘણી ખડણી બાકી હતી દયારામે એક દિવસે લાગ જોઇને નવાબને કહ્યુ: "રામકાંત રાજાના ઘરમા તો અઢળક ધન દાટી રાખ્યુ છે એ તો જાણીજોઇને નવાબ સાહેબને ખડણી ભરતો નથી, અને ખાલી ઠાઠમાઠમા મોટા રાજાની પેઠે પુષ્કળ ધન ઉડાવે છે."

આ સમાચાર સાભળીને નવાબ ઘણો ગુસ્સે થયો આગલા વખતમા ઉદયનારાયણ, સીતારામ વગેરે કેઈ કોઈ જમીનદારોએ એ પ્રમાણે નવાબની ખડણી દબાવી રાખીને સ્વતત્ર રાજ્ય સ્થાપવાની ચેષ્ટા કરી હતી, એટલે રામકાન્તના ઉપર પણ નવાબને એવોજ સદેહ ઉપજ્યો તેમણે હુકમ આપ્યો કે, રામકાન્તની બધી દોલત સરકારી ખજાનામા જપ્ત કરી લ્યો અને તેની જમીનદારી તેના કાકાના છોકરા દેવીપ્રસાદને સોપી દો

આ પ્રમાણે હુકમ આપ્યા પછી રામકાન્તની ધનસપત્તિ છિનવી લાવવા માટે નવાબે નાટોરમા એક સૈન્ય મોકલ્યું નવાબના સૈન્યે નાટોર પહોચી-ને રાજમહેલમા પ્રવેશ કર્યો આ વખતે પોતાનો બચાવ કરવો એ અસાધ્ય છે, એમ ધારીને રાજા રામકાન્ત રાણી ભવાનીને લઇને ત્યાથી છાનોમાનો પલાયન કરી ગયો આ વખતે રાણી ભવાની સ્ત્રીમન્તિની હતી

ધન-સપત્તિ બધી નવાબના ખજાનામા ગઇ, જમીનદારી દેવીપ્રસાદને મળી રામકાન્ત મુર્શિદાબાદમાં જઈને એક સાધારણ ઘર ભાડે રાખીને પોતાની સ્ત્રીની સાથે રહ્યો. રાણી ભવાનીના અલકાર સિવાય બીજી કાઇ માલમતા એમની પાસે હતી નહિ. એ ઘરેણા થોડે થોડે વેચીને તેમાથી પતિપત્ની પોતાનું ગુજરાન ચલાવતા હતા

એક દિવસ દયારામ પાલખીમા બેસીને મુર્શિદાબાદના એક રસ્તાપર જતો હતો તે વખતે ઉપરથી કોઇ સાધારણ ઘરની અગાશીમાથી કોઈએ બૂમ પાડી. 'મોટા ભાઇ! દયારામભાઇ! હવે કેટલા દિવસ મને આવી કગાળ હાલતમા રાખશો?'

દયારામે ઉચુ જોયું તો એ સાધારણ ઘરની અગાશી ઉપર દીનવેશમા રામકાન્ત ઉભો હતો દુખને લીધે તેનો ચહેરો ઉતરી ગયો હતો તેની આખો-માથી આસુ ખરતા હતા પોતાના માલિક રાજા રામજીવનનો એકનો એક પુત્ર, અતુલ ઐશ્વર્યનો સ્વામી, બાલ્યાવસ્થાથીજ રાજાના જેવા ભોગ-વિલાસ-મા ઉછરેલો, પોતાનેજ હાથે ઘણા લાડ લડાવાયેલો રામકાન્ત આજે આવી દયાજનક દશામા હતો. રાજપુત્ર રાજેશ્વર રામકાન્ત આજે પોતે-લીધેલા વેશને

પરિણામે આવા દીનવેશે, આ કંગાળ ઘરમાં ઉભો રહીને નમ્રતાપૂર્વક આંસુભરી આંખે પોતાની આગળ દયાની ભિક્ષા માગી રહ્યો છે! દયારામના હૃદયમા દયાનો સંચાર થયો. એના મનમાં વિચાર આવ્યો કે, હાય! મેં કેવી નિષ્ઠુરતાપૂર્વક એની સાથે ખરાબ વર્તણુક ચલાવી. પશ્ચાત્તાપની તીવ્ર જ્વાળા એકદમ દયારામના મર્મસ્થાનમાં પ્રવેશ કરી ગઈ. તે તરતજ પાલખીમાથી ઉતરીને રામકાન્તની પાસે ગયો.

રામકાન્તને આશ્વાસન આપીને દયારામે કહ્યુ: 'ભાઈ! દુ:ખી થઇશ નહિ, રોઇશ નહિ, મારી ભૂલ થઈ ગઈ ગુજરી ભૂલી જઈ મને માફ કર મેંજ તને ભિખારી કર્યો છે અને હવે હુંજ તને રાજેશ્વર બનાવીશ.'

રામકાન્તને આ શબ્દોથી ઘણું આશ્વાસન મળ્યુ. દયારામે જરા વિચાર કરીને કહ્યુ: 'પણ એમા થોડુંક ખરચ કરવું પડશે. તારી પાસે કાંઈ છે?'

રામકાન્તે કહ્યુ 'પૈસા કયાથી લાવવા? મારી સાથે તો હું કાંઇ ધન લાવી શકયો નથી. બૈરીના અંગ ઉપર જે ઘરેણા હતા તેને વેચીને મહામુસિબતે ગુજરાન ચલાવુ છુ.'

દયારામે કહ્યુ:' ઓછામા ઓછા પચાશ હજાર રૂપિયા વગર તમારી જમીનદારી તમને પાછી મળવાનો સંભવ નથી. મારી પોતાની પાસે એટલા પૈસા નથી વહુજી કયા છે? હુ એમને મળી લેઉં'

દયારામે રાણી ભવાનીને મળીને તેને બધી હકીકત જણાવી. રાણી ભવાનીએ પતિના કલ્યાણને સારૂ પોતાના અંગના કિંમતી ઘરેણાઓ ઉતારીને દયારામને સોપ્યા.

ઘરેણા વેચીને દયારામે રૂપિયા એકઠા કર્યા. એ વખતે દેવીપ્રસાદ મુર્શિદાબાદમા હતો અને દરરોજ નવાબના દરબારમાં જતો હતો. નવાબના મહેલમા જવાના રસ્તામા જેટલા દુકાનદારો હતા તેમને દયારામે પૈસા આપીને વશીભૂત કરી દીધા. દેવીપ્રસાદ જ્યારે નવાબના દરબારમાં જતો ત્યારે તેને જોઇને લોકો એવુ કહેતા કે, 'આ કમબખ્ત ચાલ્યો.'

દેવીપ્રસાદ આથી ઘણો ગુસ્સે થયો. તેણે નવાબ સાહેબ આગળ જઇને આ બાબતની ફરિયાદી કરી છતા પણ દરરોજ લોકો એજ પ્રમાણે કહીને એને ચીડાવવા લાગ્યા. દરરોજ દેવીપ્રસાદની ફરિયાદ સાભળીને નવાબ સાહેબ પણ કંટાળી ગયા. એક દિવસ એમણે ગુસ્સે થઇને કહ્યું: 'જ્યારે બધાઓ તને કમબખ્ત કહે છે તો તું ખરેખર કમબખ્તજ છે. આટલી મોટી જમીનદારીનો

માલિક થવાને તું લાયક નથી.'

આ લાગ જોઈને દયારામે પણ દેવીપ્રસાદની વિરુદ્ધ નવાબ સાહેબના ઘણા કાન ભંભેર્યા અને જણાવ્યું કે રામકાન્ત હવે ઘણો સુધરી ગયો છે માટે એને પોતાની બાપીકી જમીનદારી પાછી મળવી જોઈએ. આથી દેવીપ્રસાદના ઉપર ગુસ્સે થઈને નવાબ સાહેબે તેની પાસેથી જમીનદારી છીનવી લઈને રામકાન્તને સોંપી દીધી.

રામકાન્તને પોતાની જમીનદારી કેવી રીતે પાછી મળી તેસંબંધી ઉપર જણાવેલી દંતકથા લોકોમા ચાલતી આવે છે નવાબ અલીવર્દીખાં કાંઈ મૂર્ખ મનુષ્ય નહોતો. એ ઘણો બુદ્ધિમાન, વિચક્ષણ અને સમજુ રાજા હતો. ભોળા બાળકની પેઠે આવા ગંભીર મામલામાં વખતોવખત તે પોતાના વિચારો બદલે અને જોતજોતામા કોઈને નિહાલ કરી નાખે અને કોઈને પાયમાલ કરી નાખે, એ બનવાજોગ નથી લાગતું, છતા એટલી વાત તો નક્કી છે કે રામકાન્તને પોતાની જમીનદારી પાછી મળી તે દયારામના બુદ્ધિચાતુર્યને લીધેજ.

ઇ૦સ૦ ૧૭૪૬ મા ૩૪ વર્ષની યુવાન વયે રાજા રામકાન્તનું મૃત્યુ થયુ. રાણી ભવાનીને બે પુત્ર જન્મ્યા હતા; પરન્તુ મોટો પુત્ર કાશીકાન્ત અગિયાર મહિનાનો થઈને અને નાનો પુત્ર તો અન્નપ્રાશનસંસ્કાર થતા પહેલાજ ગુજરી ગયો હતો ત્યાર પછી રાણી ભવાનીને કોઈ પુત્રસંતાન થયુ નહોતું; માત્ર એક કન્યા અવતરી હતી પતિના મૃત્યુ વખતે એ કન્યા જીવતી હતી. તેનું નામ તારા હતું

સ્વામીના મૃત્યુ પછી એ વિસ્તીર્ણ જમીનદારીનો વહીવટ કરવાની જવાબદારી રાણી ભવાનીને માથે આવી પડી. ૩૨ વર્ષની વયે વિધવા થઈને ૮૦ વર્ષસુધી રાણી ભવાની જીવી હતી. એ લાંબા સમયમા તેણે પોતાના જીવનમાં કઠોર વૈધવ્યવ્રત પાળ્યુ હતું અને બ્રહ્મચર્યપૂર્વક પોતાનું જીવન ગાળીને એક તરફ રાજકાર્યમા પૂર્ણ દક્ષતા બતાવી હતી, ત્યારે બીજી તરફ દેવસેવા, ધર્મસેવા અને લોકોપકારમાં પુષ્કળ પૈસો ખરચીને દેવીતરીકે ખ્યાતિ મેળવી હતી. પ્રતિભા અને ધાર્મિકભાવની બાબતમા રાણી ભવાની જેવી કોઈ સ્ત્રી બંગાળામાં થઇ નથી. એ રાણી ભવાનીના નામથી બંગાળા પ્રાન્ત પોતાને ગૌરવાન્વિત માને છે

યથાસમયે રાણી ભવાનીએ રઘુનંદન ભાદુડી નામના કોઈ કુળવાન બ્રાહ્મણ યુવક સાથે કન્યાનો વિવાહ કરી દીધો. સાસુના કારભારીતરીકે જમાઈ

તેની જમીનદારીનો વહીખશે વહિવટ કરવા લાગ્યો.

દયારામ એ વખતે પણ નાટોરના રાજદરબારમાં મુખ્ય કર્તાહર્તા હતો. દયારામના ઉપકારનું સ્મરણ કરીને રાણી ભવાની તેનું વિશેષ સન્માન રાખતી હતી. બધા કામમા તે દયારામના ઉપદેશ પ્રમાણે ચાલતી; પરંતુ રાણી ભવાનીની જમીનદારી ઉપર જમાઇનો વહીવટ હતો, એ વાત દયારામને રુચી નહિ. આખરે તો એ જમાઇ હતો. નાટોરના રાજવંશ સાથે એને કાંઇ લાગતું-વળગતું નહોતું. જે રાજગાદી ઉપર રાજા રામજીવન અને રાજા રામકાન્ત ગૌરવપૂર્વક રાજ્ય કરી ગયા હતા, તે ગાદી ઉપર દરિદ્ર બ્રાહ્મણનો પુત્ર રઘુનંદન કારભાર ચલાવે, એ દૃશ્ય જોઇને દયારામને હસવું આવતું સ્વામીભક્ત દયારામ, પોતાના માલિકના રાજ્ય ઉપર બીજાનો વહિવટ રહે એ જોઈને ઘણો અસંતુષ્ટ થયો. એક દિવસ રાણી ભવાનીએ કોઈ ખાસ કામ માટે દયારામને તેડાવ્યો પણ દયારામ આવ્યો નહિ અને કહેવરાવી મોકલાવ્યું કે 'હું ગમે તેના કહ્યાથી રાજકાજ છોડી દઇને આવી શકતો નથી.'

રાણી ભવાની ઘણું વિસ્મય પામી તેણે ફરીથી બોલાવવા મોકલ્યું, એ વખતે દયારામ પોતે આવ્યા.

રાણી ભવાનીએ કહ્યું: 'દયારામભાઇ! મેં તમને બોલાવ્યા હતા, પણ તમે આવ્યા નહિ અને એવો ઉત્તર શામાટે મોકલાવ્યો?'

દયારામે કહ્યું: 'મેં કાંઈ ખોટું કામ કર્યું નથી. હું રાજકાર્યમાં ગુંથાયલો હતો. ગમે તેના કહ્યાથી હું કામ પડતું મૂકીને આવી શકીશ નહિ, એવો વ્યાજબી જવાબ મેં કહેવરાવ્યો હતો.'

રાણી ભવાનીએ કહ્યું: 'પણ દયારામભાઈ! મારી વાત પણ ગમે તેની વાત ગણાય કે?'

દયારામે ઉત્તર આપ્યો 'હાસ્તો વળી, તમે કોણ? તમે રાણી નથી, રાજમાતા નથી, ફક્ત રાજાની સાસુ છો. રાજાની સાસુને હું કાંઈ એવી મોટી ગણતો નથી કે તેના કહેવરાવવાથી રાજ્યનું કામકાજ પડતું મૂકીને ચાલ્યો આવું! તમે જ્યારે રાજમાતા થશો ત્યારે હું તમારૂં યોગ્ય સન્માન કરીશ.' દયારામ શાથી અસંતુષ્ટ થયો હતો, એ વાત તેના આ કટાક્ષ ઉપરથી રાણી ભવાનીના સમજવામાં આવી. તેણે જરા હસીને કહ્યું: 'દયારામભાઈ! રાજમાતા થઇને આ રાજવંશની રક્ષા, સસરાજી અને સ્વામીના નામની રક્ષા તથા તમને પિંડદાન કરાવવાની વ્યવસ્થા કરવાની મારી ઈચ્છા નથી એમ નથી. હજુ

એને માટે પૂરતો સમય છે, માટેજ મે આટલા દિવસ સુધી એ માટે ખાસ પ્રયત્ન કર્યો નહોતો અને હાલને માટે જમાઈના હાથમા કારભાર સોપ્યો છે, એમા તમને આટલુ બધું ખોટુ શેનું લાગ્યુ ? તમે આટલા બધા રીસાયા શા સારૂ ? જાઓ, તમે કોઇ સદ્ગુણી અને હોશિયાર બાળકને ખોળી લાવો, હું તેને દત્તક લઈશ.' આથી સંતુષ્ટ થઇને રાણીને પ્રણામ કરી દયારામ બહાર આવ્યો

પરન્તુ થોડાજ દિવસમા રઘુનદનનુ મૃત્યુ થયું. અસામાન્ય રૂપવતી રાજકન્યા તારા, યુવાવસ્થામા પ્રવેશ કરતાવારજ વિધવા થઈ. સાસારિક સુખનો એક આધાર અને માતૃજીવનના સ્નેહના ખાસ પાત્ર-તારાના વિધવા થવાથી રાણી ભવાનીના હૃદયને કેવી સખ્ત વેદના થઇ હશે, તે હિદુ માતા ઓને સમજાવવું પડે તેમ નથી. એ દારુણ વેદના હિંદુસ્તાનમા ઘેરઘેર, જોવામા આવે છે.

પણ જે સ્ત્રીઓમા રાણી ભવાનીની પેઠે અસાધારણ માનસિક શક્તિ હોય છે, જેઓ ધર્મની ખાતર, પરમેશ્વરને પ્રસન્ન રાખવા ખાતર, આવતો ભવ સુધારવા ખાતર, આ જીવનનું સઘળુ સુખ, સઘળી ભોગલાલસાનો ત્યાગ કરીને શાન્તિમય જીવન ગાળે છે, તેમને કોઈ પણ પ્રકારનું દુખ, કોઇ પણ જાતનો શોક કે ગમે તેવી મોટી વિપત્તિ કર્તવ્યના માર્ગમાથી વિચલિત કરી શકતી નથી. તારા પણ રાણી ભવાનીની યોગ્ય કન્યા હતી સાક્ષાત્ દેવી સ્વરૂપ માતાના ઉપદેશથી તથા તેના પોતાના જીવનના ઉદાહરણ ઉપરથી તારાનુ ચારિત્ર્ય બધાયુ હતું માતાની પેઠે કઠોર બ્રહ્મચર્ય અને ધર્મસેવામા જીવન સમર્પણ કરીને તેણે પણ શાન્તિ મેળવી હતી. કન્યાનુ ચિત્ત શાન્ત થવાથી માતાના મનને પણ ધીમે ધીમે શાન્તિ વળી

બીજી તરફ દયારામ કોઇ સુયોગ્ય દત્તક પુત્રને માટે પહેલેથીજ શોધમા હતો. જમાઈના મૃત્યુ પછી રાણી ભવાની પણ દત્તક પુત્રને માટે વિશેષ આગ્રહ કરવા લાગી

દયારામે ઢઢેરો પીટાવ્યો કે જે જે કુળવાન બ્રાહ્મણોના ઘરમાં જનોઈ દીધાવગરના સુદર અને સુલક્ષણ બાળકપુત્ર હોય તેમણે અમુક દિવસે એ બાળકોને લઇને રાજમહેલમા આવવું. પોતાનો પુત્ર રાજગાદીનો અધિકારી થાય, એ આશામા માબાપો પોતાના સદ્ગુણી-દુર્ગુણી-ખુબસુરત અને બદ-

સુરત બાળકોને લઇને રાજમહેલમા એકઠા થયાં; કારણ કે પોતાના બાળકને કદ્રૂપુ અને અટકચાળુ કોણ ગણે ? એક વિશાળ સુસજ્જિત મકાનમા બાળકોને બેસાડવામાં આવ્યાં. રાજમહેલનો ઝગઝગાટ, ત્યાના લોકોનો ઠાઠ અને ત્યાંની સજાવટ વગેરે જોઇને ઘણા બાળકો તો જડસડ જેવા થઇ ગયા. ફક્ત એકજ બાળકે પારવગરની હિંમત બતાવીને મહેલમા પેસતાંવારજ દયારામને પોતાના જોડા ખોલવા માટે કહ્યું. દયારામે હસીને બાળકના પગમાથી જોડા કહાડી લીધા. બાળક સીધો જઈને આસન ઉપર બેસી ગયો. દયારામે વિચાર્યું કે આજ બાળક ખરો રાજા છે.

રાણી ભવાની પડદામા બેસીને એ ઘટના જોઇ રહી હતી તેણે દયારામને બોલાવીને પૂછ્યું: 'દયારામભાઇ ! તમે કયા બાળકને રાજગાદીમાટે પસંદ કર્યો ?' દયારામે હસીને કહ્યુ ! 'માજી ! અમારા રાજા પોતે પોતાની મેળે મારે હાથે પગરખા કઢાવીને રાજ્યાસન ઉપર જઇ બેઠા છે આપણી કોઇની પસંદગીની તેણે પરવા રાખી નથી રાજા રામજીવન અને રાજા રામકાન્ત, જેની સલાહ લઈને કામ કરતા હતા એવા શખ્સ પાસે જે બાળકે જૂતાં ખોલાવ્યા તેના કરતા આ રાજ્યને માટે વધારે લાયક બાળક બીજો કોણ હોઈ શકે ! એ બાળકજ અમારો ખરો રાજા છે; આપ એમનેજ દત્તક લ્યો.'

એને યથાવિધિ દત્તક લઇને રાણી ભવાનીએ તેનું નામ રામકૃષ્ણ રાખ્યું.

બંગાળાના છેલ્લા સ્વતંત્ર નવાબ દુર્ભાગી સિરાજ-ઉદ્-દૌલાનું નામ આ દેશમા સૌ કોઈ જાણે છે. ઈતિહાસ અને લોકવાયકાએ તેના નામને અનેકરીતે કલંકિત કર્યું છે. તેની ક્રૂરતા અને સુસ્તીસ બંધી જે જે લોકવાયકાઓ છે તે પ્રમાણ વગરની છે એમ પણ કોઈ કોઈ ઐતિહાસિકોએ અનેક પ્રમાણ સાથે સાબિત કર્યું છે, પરંતુ એ હદપાર ઉચ્છૃંખલ અને વિષયી હતો, એ વાતનો બધા સ્વીકાર કરે છે. યૌવનના આરંભથીજ તેની ઉચ્છૃંખલતા અને વિષયલાલસા એવી સ્પષ્ટરીતે જણાઇ આવી હતી કે એ વખતના બંગાળાના મુખ્ય મુખ્ય જમીનદારો અને અમલદારો તેના ઉપરઘણા ગુસ્સે થયા હતા.

સ્નેહપરાયણ વૃદ્ધ નવાબ અલીવર્દીખા પોતે ધર્મશીલ અને સંયમી હોવા છતાં પણ આ યુવરાજને ખરાબ કૃત્યો કરતાં રોકતો નહિ. આ પ્રમાણે કોઇની પણ ધાક વગર, વયોવૃદ્ધિની સાથે સિરાજની ભોગલાલસા અને ઉચ્છૃંખલતા પણ વધતી ગઈ; અનેક કુલીન લલનાઓનું અમૂલ્ય સતીત્વધન એ લાલસાના અગ્નિમાં વિસર્જિત થવા લાગ્યું ; અનેક વિશુદ્ધ કુળને કલંકની

મેઘ લાગી. બધી રૈયત અત્યંત ભયભીત થઈ ગઈ.

મુર્શિદાબાદની પાસે 'બડનગર'ની નજીક ગંગાકિનારે રાણી ભવાનીનું એક ઘર હતું. ગંગાકિનારે વાસ કરવાના ઉદ્દેશથી એ ઘણી વખત તે ઘરમાં રહેતી હતી. તેની જુવાન વિધવા કન્યા તારા અત્યંત રૂપવતી હતી. બ્રહ્મચર્ય અને ધર્મસેવાને લીધે તેના સૌંદર્ય ઉપર અપૂર્વ સ્વર્ગીય જ્યોતિ દીપી રહી હતી. એ ઉજ્જ્વળ રૂપને લીધે વિધવા તારા કોઇ દેવબાળાના જેવી સુંદર લાવણ્યમયી દેખાતી હતી.

એક દિવસ સંધ્યાકાળની થોડીકવાર અગાઉ પોતાના ઉજ્જ્વળ રૂપથી ચારે તરફ પ્રકાશ નાખતી તારા ગંગાના કિનારે એ ઘરની અગાશી ઉપર ઉભી હતી. એ સમયે સિરાજ અને તેના વિલાસી સોબતીઓ મછવામા બેસીને ગંગા નદીમા સહેલ કરવા નીકળ્યા હતા. તેમની નજર તારાના ઉપર પડી. વિષયી સિરાજ તારાનું અપૂર્વ મનમોહક સૌન્દર્ય જોઇને મુગ્ધ થઇ ગયો. તેના હૃદયમા વિષયલાલસા જાગી ઉઠી. આવેશને કેમ રોકવો એ તો સિરાજ કોઈ દહાડો શિખ્યોજ નહોતો. એટલે તારાને પ્રાપ્ત કરવા માટે તેના મનમા અદમનીય આકાંક્ષા ઉત્પન્ન થઇ. બળછળ, યુક્તિ, પ્રપંચ ગમે તે પ્રકારે કરીને તારાને પકડી લાવવાનો એણે સંકલ્પ કર્યો અને એજ દિવસથી એ સંકલ્પ પાર પાડવાના યત્ન પણ આરંભ્યા.

એ સમાચાર રાણી ભવાનીના કાને પણ પહોચ્યા. તેના ભયનો પાર રહ્યો નહિ રાણી ભવાની એ વખતે લગભગ અડધા બંગાળાની અધીશ્વરી હતી. ચારિત્ર્યની દૃઢતા, તેજસ્વિતા, રાજ્ય ચલાવવાની શક્તિ અને અસંખ્ય પરોપકારી કામોને લીધે બંગાળાના જમીનદારો અને જનસમાજ તેના તરફ અત્યંત ભક્તિ અને શ્રદ્ધા ધરાવતાં હતા. સિરાજ તેની કન્યાનું હરણ કરવાનો યત્ન કરશે તો બંગાળામા ક્રોધ અને અસંતોષની પ્રબળ આગ સળગી ઉઠશે, એ વાત રાણી ભવાની સારી પેઠે જાણતી હતી, પરંતુ એ છતાં પણ તે ભયભીત થઇ, એનું કારણ એ હતું કે, પોતાની સામેના વિરોધની પાકી ખાત્રી હોવા છતા પણ ઇન્દ્રિયલાલસાથી ઉન્મત્ત બનેલો સિરાજ પોતાનો દુષ્ટ સંકલ્પ છોડી દેશે નહિ, એ વાતની તેને ખાત્રી હતી. સિરાજનો બાપ અલીવર્દીખા પણ પુત્રસ્નેહને લીધે એટલો બધો દુર્બળ થઇ ગયો હતો કે તે પુત્રને આવું દુષ્કૃત્ય કરતા રોકે એવો જરાપણ સંભવ નહોતો.

બીજી તરફ તારાનું બળપૂર્વક હરણ કરવા સારૂ સિરાજના સૈન્યે આવીને

બડનગર ઉપર હુમલો કર્યો. નગરની પાસેજ સંન્યાસીઓનો એક આશ્રમ હતો. એ સંન્યાસીઓનું પોષણ રાણી ભવાનીદ્વારાજ થતું હતું. ભવાનીએ આ આપત્તિને વખતે તેમનો આશ્રય માગ્યો. પોતાનું પોષણ કરનાર રાણી ભવાનીના રક્ષણ સારૂ એ સંસારત્યાગી સંન્યાસીઓ પણ વીર રાજપૂતોની પેઠે ઢાલતલવાર બાંધીને હાજર થયા. સિરાજના સૈન્ય સાથે એ સંન્યાસીઓના લશ્કરને ભયંકર યુદ્ધ થયું. સંન્યાસીઓનો જય થયો. સિરાજનું સૈન્ય હાર ખાઈને નાસી ગયું.

પરંતુ આટલાથી પણ સિરાજ ઠંડો પડીને બેસી રહે એવી આશા નહોતી. સિરાજને છેતરવા માટે અને એટલા અવસરમા પોતાના બચાવની પૂરતી તૈયારી કરવા માટે બુદ્ધિમાન રાણી ભવાનીએ એક યુક્તિ શોધી કહાડી. એણે ગંગાનદીના કિનારે એક ખોટી ચિતા બનાવીને સળગાવી મૂકી અને ચારે તરફ ખબર ફેલાવી દીધી કે, તારાનું એકાએક મૃત્યુ થયું છે અને તેનું અપૂર્વ સૌંદર્ય ચિતામા ભસ્મીભૂત થઈ ગયું છે.

પણ આ પ્રપંચ ઘણા દહાડા સુધી ટકી શકયો નહિ રાણી ભવાનીએ હવે ઘણો વખત બડનગરમાં રહેવુ વ્યાજબી ધાર્યું નહિ. હથિયારબંધ પહેરેગીરોને તથા પોતાની કન્યા તારાને લઈને તે નાટોર પાછી ગઈ. નાટોરના રાજમહેલની આસપાસ એ વખતે ત્રણ કોટ બાંધેલા હતા. રાણી ભવાનીએ એ સુરક્ષિત ગઢમાં તારા સાથે આશ્રય લીધો અને આત્મરક્ષણ માટે લશ્કર એકઠું કરવા માંડયું.

એ અરસામા પોતાના અધમ કૃત્યનુ ફલાફલ વિચારવાનો થોડોક અવસર સિરાજને મળ્યો. કાંઈક તો પોતાની અક્કલની અને કાંઈક દોસ્તોની સલાહથી એની ખાત્રી થઈ કે, રાણી ભવાની જેવી શકિતમતી અને પ્રભાવશાળી તથા બધા લોકોની શ્રદ્ધા અને ભક્તિ ધરાવનારી જમીનદાર રાણીના કુળને કલંક લગાડવાનો પ્રયત્ન કરવાથી પોતાના આખા રાજ્યમાં અસંતોષ અને ફિતુરની મોટી આગ સળગી ઉઠશે; અને એ આગમાં પોતાનું સિંહાસન તથા જીવન સુદ્ધાન્ત ભસ્મીભૂત થઈ જશે. લાંબો વિચાર કરીને સિરાજ ખામોશ રહ્યો.

થોડા સમય પછી નવાબ આલીવર્દીખાંનું મૃત્યુ થયું. સિરાજ બંગાળાનો નવાબ થયો. તેના ગાદીએ બેઠા પછી થોડાજ વખતમાં કલકત્તાની ઈસ્ટ ઈન્ડિયા કંપની સાથે સિરાજને ટંટો ઉભો થયો.

સત્તરમી સદીના મધ્ય ભાગમા એટલે કે અલીવર્દીખા અને સિરાજના રાજ્યની લગભગ સો વર્ષ અગાઉ, અગ્રેજ વેપારીઓએ બગાળામા ઠેકાણે ઠેકાણે વેપારી પેઢીઓ સ્થાપી હતી આ પેઢીઓ 'કોઠી' ના નામથી પ્રસિદ્ધ હતી. પાછળથી બાદશાહ પાસેથી તેમણે કલકત્તા અને પાસેના કેટલાક ગામોની જમીનદારી લીધી અને વેપારવણજસબધી બીજા પણ કેટલાક અધિકાર મેળવ્યા એ વખતે દેશમાં વખતોવખત વિદ્રોહ, અધાધુધી અને બીજી અનેક પ્રકારની અડચણો ઉભી થતી એ બધી આપત્તિઓને વખતે પોતાનું રક્ષણ કરવા સારૂ અગ્રેજ વેપારીઓની કપનીએ કલકત્તામા એક કિલ્લો બાધ્યો અને થોડુક સૈન્ય રાખ્યું ધીમે ધીમે બગાળામા તેમની શક્તિ વધારે પ્રબળ થતી ગઇ

પરદેશી વેપારી અગ્રેજોની પોતાના દેશમા આ પ્રમાણે શક્તિ વધતી જતી જોઇને વિચક્ષણ અલીવર્દીખા કાંઇક ભયભીત અને ચિંતાતુર થયો હતો. મૃત્યુસમયે તેણે સિરાજ ઉદ્–દૌલાને એ વિષયમા ઘણોજ સાવધાન રહેવાનો ઉપદેશ આપ્યો હતો.

આ બધા કારણોને લીધે અગ્રેજો ઉપર સિરાજનો સદ્ભાવ નહોતો જગી શક્તિ વધતી ગઇ તેમ તેમ અગ્રેજોની વર્તણુકમા પણ અભિમાનનો ભાવ દેખાવા લાગ્યો સિરાજે કલકત્તા ઉપર હુમલો કરીને અગ્રેજોના કિલ્લાને પોતાના કબજામા લીધો, પણ એટલામા મદ્રાસથી અગ્રેજ સેનાપતિ કલાઇવ ઘણા મોટા સૈન્ય સાથે આવી પહોચ્યો અને નવાબના લશ્કરને હરાવી તેણે કિલ્લાને પાછો પોતાના તાબામા લીધો ત્યાર પછી કલકત્તામા અગ્રેજોની સાથે સિરાજને સધિ થઇ એ સધિથી શક્તિ અને સત્તા પણ ઘણે દરજ્જે વધી પડયા.

આ બનાવ બન્યા પછી થોડે સમયે જગતશેઠ, મહારાજા કૃષ્ણચન્દ્ર, રાજા રાજવલ્લભ વગેરે બંગાળાના કેટલાક આગેવાન અમલદારો સિરાજને પદભ્રષ્ટ કરીને તેની જગ્યાએ તેના સેનાપતિ મિર જાફરને ગાદી ઉપર બેસાડવાને માટે મોટી ખટપટ કરવા લાગ્યા.

બધા દેશોમા રાજાની નીચે જમીનદારો અને મુખ્ય અમલદારોનું સ્થાન હોય છે વ્યક્તિગત સ્વાર્થનું કે જાતીય સ્વાર્થનું રક્ષણ કરવા સારૂ એક રાજાને પદભ્રષ્ટ કરીને બીજા રાજાને ગાદીએ બેસાડવા એકઠા મળીને યત્ન કરવો, એ ન્યાયપુર સર હશે કે નહિ, એ જુદો સવાલ છે, પરતુ એવા બનાવો દુનિયા-

ના ઇતિહાસમા ઘણીવાર બનતા રહ્યા છે અને બનતા રહેશે. આગલા વખતમાં બંગાળાના જમીનદારોના પ્રયત્નથી ઉચ્છૃંખલ અને વિષયી નવાબ સરફ્રાજખાં રાજ્યભ્રષ્ટ થયો હતો અને અલીવર્દીખાએ ગાદી મેળવી હતી. આ વખતે પણ એમની ઇચ્છા સિરાજને પદભ્રષ્ટ કરીને મિર જાફરને ગાદી આપવાની હતી; પરંતુ પહેલી વાર જમીનદારો અને અમલદારોએ પોતાનાજ બળ ઉપર આધાર રાખીને કામ કર્યું હતું અને આ પ્રસંગમા તેમણે ભૂલ એ કરી કે મિર જાફરને ગાદી અપાવવા સારૂ તેમણે અંગ્રેજોની મદદ માગી. અંગ્રેજો એ વખતે દેશના રાજા નહોતા, ફક્ત પરદેશી વેપારી હતા વેપારી તરીકે હિંદુસ્તાનમાં આવીને એ વખત સુધીમાં તેમણે પોતાની સત્તા સારીપેઠે જમાવી હતી. આવે અણીને વખતે અંગ્રેજોની મદદ માગવાથી અંગ્રેજોની શક્તિ દેશમા વધારે પ્રબળ થઈ પડશે, ભવિષ્યના નવાબને તેમની આગળ માથુ નમાવીને રહેવુ પડશે, એ બધી વાત એ વખતે ટુંકી નજરના જમીનદારો અને અમલદારોના ધ્યાનમા ઉતરી નહિ.

પરન્તુ સ્વાર્થના મોહની ખાતર કહો કે બુદ્ધિના દોષને લીધે કહો; જે વાત દેશના પુરુષઆગેવાનોના સમજ્યામા ન આવી તે વાત એક અબળા રમણી જમીનદાર સારી પેઠે સમજી ગઇ હતી. એ દૂરઅંદેશ બુદ્ધિમાન સ્રી તે આપણા ચરિત્રની નાયિકા રાણી ભવાની હતી ખરૂં પૂછાવો તો સિરાજની સાથે ખરેખરી દુશ્મની રાખવાનું અને લાગ મળે તો વેર લેવાનું સચોટ કારણ રાણી ભવાનીને મળ્યું હતું કામાંધ થઇને સિરાજે તેની એકની એક કન્યાનું શિયળ ભંગ કરવાને પ્રયાસ કર્યો હતો, પણ રાણી ભવાની ઘણીજ ઉદાર પ્રકૃતિવાળી સ્રી હતી. જ્યા આગળ આખા દેશના કલ્યાણનો સવાલ હોય ત્યા અંગળ શું પોતાના અંગત દ્વેષનો વિચાર કરવો જોઇએ ? પોતાને થયેલા અન્યાયનો ખુંટડો એ શાંતિથી ગળી ગઇ હતી. આવે વખતે તેણે સિરાજનો બદલો લેવાનો સ્વપ્નમાં પણ વિચાર ન કર્યો. અંગ્રેજોની મદદથી સિરાજને પદભ્રષ્ટ કરીને મિરજાફરને ગાદીએ બેસાડવાથી ભવિષ્યમા શું પરિણામ આવશે, તે રાણી ભવાની સ્પષ્ટરીતે સમજી શકી હતી; એટલા માટે સિરાજના વિરુદ્ધ પક્ષના પ્રપંચી જમીનદારો અને અમલદારોએ જ્યારે તેનો મત પૂછાવ્યો ત્યારે તેણે સ્પષ્ટરીતે વિરુદ્ધ મત આપ્યો. જમીનદારોના હિચકારા યત્નને લીધે એ એટલી બધી ગુસ્સે થઇ હતી કે એમાના એક મુખ્ય પુરુષને તેણે એક જોડી ચુડીઓ અને સિંદૂર ભેટ મોકલ્યાં હતાં. એમ કરીને

તેણે કટાક્ષમા સૂચવ્યું હતું કે તમે પુરુષ થઈને સ્રીઓ જેવું ટુંકી બુદ્ધિનું અને નામર્દાઈનું કામ કરી રહ્યા છો.

પરંતુ રાણી ભવાનીના ઉપદેશ અને કટાક્ષની એ દેશદ્રોહીઓ ઉપર કાંઈ પણ અસર થઈ નહિ. તેમણે પોતાનો સંકલ્પ છોડી દીધો નહિ પ્રપંચીઓની ઈચ્છા અને પ્રયત્ન સફળ થયા. ભાગીરથીને કિનારે પ્લાસીના રણક્ષેત્રમા કલાઇવની સાથે સિરાજને યુદ્ધ કરવું પડયું. એ યુદ્ધમા સેનાપતિ મિરજાફર વિશ્વાસઘાતક નિવડયો અને સિરાજનો પરાજય થયો. સિરાજ ત્યાથી પલાયન કરી ગયો, પણ પાછળથી તે પકડાયો અને મિરજાફરના પુત્ર મિરનના હાથે માર્યો ગયો. પછી અંગ્રેજોનો આશ્રિત મિરજાફર બંગાળાનો નવાબ બન્યો

દશ બાર વર્ષમા આખુ બંગાળા અંગ્રેજોના હાથમા આવ્યુ. મિરજાફરના વંશજ નવાબો અંગ્રેજોની પાસેથી વૃત્તિ મેળવીને મુર્શિદાબાદમા રહેતા હતા. બંગાળાની રાજધાની એ વખતથી અંગ્રેજોની સત્તાના કેન્દ્રસ્થળ કલકત્તામા સ્થાપન થઈ.

રાણી ભવાનીની પૂર્વાવસ્થા, તેની રાજ્ય ચલાવવાની શકિત, તેની ઉદાર નીતિ તથા બંગાળાના ઈતિહાસમા તેણે બતાવેલી દીર્ઘદર્શિતા આદિનો પરિચય આપ્યા પછી, હવે તેના જીવનના બીજા ગુણોનો પરિચય આપીશું. કઠોર કર્તવ્ય-વ્રત-પરાયણ જીવનથી દેવસેવા, લોકસેવા, દાન-ધર્મ વગેરે અસંખ્ય સત્કૃત્યોથી છૂટેહાથે પુષ્કળ દાન કરવાથી તથા એવા જે અનેક કાર્યોથી રાણી ભવાની ચિરયશસ્વિની થઇ ગઇ છે તેનો હવે ઉલ્લેખ કરીશું. જે કારણોને લીધે રાણી ભવાનીનું નામ આ દેશમા આજ દિન સુધી પૂજાય છે, તે ગુણોનું સંક્ષિપ્તમા વિવેચન કરીશું

બચપણથીજ દેવતા અને ધર્મ ઉપર રાણી ભવાનીને વિશેષ શ્રદ્ધા હતી. ભકિત અને લોકસેવા તરફ તેનું ચિત્ત મૂળથીજ વધારે આકર્ષિત હતું. તે સધવા હતી ત્યાંસુધી જમીનદારીનો વહિવટ તેના સ્વામીના હાથમાં હતો. તેના હાથમા પૈસો છૂટથી આવતો નહિ, છતા પણ જેટલું ધન તેને મળતું તેનો ઉપયોગ એ છૂટેહાથે ધર્મકાર્યમા અને લોકસેવામાં કરતી. એ વખતે પણ તેણે અનેક સ્થળોએ મંદિરો બંધાવ્યાં હતાં. જે સ્થળોએ માણસોને પાણીની તંગી પડતી હતી ત્યા જળાશયો ખોદાવ્યા હતા. અન્ન-વસ્ત્ર આપીને અનેક દુખીઓના દુઃખ નિવારણ કર્યાં હતાં. ગરીબ બ્રાહ્મણો અને બીજા લો-

કોની કન્યાઓનાં કન્યાદાન પોતાને ખર્ચે કરાવી આપ્યાં હતા. આ પ્રમાણે તેણે સ્વામીની હયાતીમાં પણ સેંકડો પુણ્યકાર્ય કર્યાં હતાં, પરંતુ સ્વામીના મૃત્યુ પછી જ્યારે આખી જમીનદારીનો વહિવટ તેના હાથમાં આવ્યો ત્યારે તો તેણે એવા સત્કાર્યોમા લાખો રૂપિયા ખરચ્યા હતા. પ્રથમથીજ દેવસેવા ઉપર તેને કેવી ઉંડી ભક્તિ હતી, તેસંબધી એક ઉત્તમ દંતકથા પ્રચલિત છે.

એક વખતે તેમના પતિ રાજા રામકાન્તે મોતીના બે હાર ખરીદ કર્યા અને બે હાર રાણી ભવાનીના હાથમા મૂકીને કહ્યું. 'આમાનો એક હાર તારો છે અને એક કાળી માતાને માટે છે.' રાણી ભવાનીએ જોયુ તો એમાનો એક હાર તો ઘણોજ સરસ હતો અને બીજો કાંઈક હલકો હતો તેણે પતિને પુછયું કે, 'આમાનો કયો હાર દેવીને ચડાવવા ધારો છો?' રામકાન્તે હસીને કહ્યું: 'આ હલકો હાર! અને આ કિંમતી હાર તારે પોતાને સારૂ આણ્યો છે.'

રાણી ભવાનીએ કહ્યુ:–'મે વિચાર કર્યો હતો કે સારો હાર છે તે દેવીને ચડાવીશ, પણ હવે આપણી બન્નેની ઇચ્છા પૂર્ણ થાય એવું કાર્ય કરવું જોઇએ. બન્ને હાર દેવીને ચડાવી દો.' રાણીની દેવીપ્રત્યેની ભક્તિથી વિસ્મિત અને મુગ્ધ થઈ જઇને રાજા બોલ્યા: 'ઠીક, તારી એવી ઇચ્છા છે તો હું એમજ કરીશ.'

મોતીના બન્ને હાર દેવીને સમર્પણ થયા.

વિધવા થયા પછી તે જીંદગીના છેલ્લા દિવસ સુધી રાણી ભવાનીએ કઠોર બ્રહ્મચર્ય પાળીને ધર્મ અને કર્મમય જીવન ગાળ્યું હતુ. નાટોરમા ન રહેતાં એ ઘણું ખરૂં ગંગાકિનારે બડનગરમાજ રહેતી. ચાર ઘડી રાત રહે ત્યારે એ ઉઠતી અને બે કલાક સુધી જપ કરતી. ત્યાર પછી અંધારામાજ પોતાને હાથે ફૂલ તોડીને, પ્રાતઃસ્નાન કરીને, ઘાટ ઉપર બેસીને બે કલાક સુધી શિવપૂજા અને ગંગાપૂજન કરતી. ત્યાર પછી સઘળાં દેવાલયમા ફરીને દર્શન કરી આવીને ઘેર પાછી આવતી. ઘેર આવ્યા પછી થોડો વખત સુધી પુરાણ સાભળતી અને પછી ઇષ્ટ દેવતાની પૂજા કરતી. ત્યાર પછી સાધારણ ફળાહાર કરીને ઘરનાં સઘળાં મનુષ્યોના ભોજન ઉપર દેખરેખ રાખતી. ત્યાર પછી પોતાને હાથે રસોઇ કરીને દશ બ્રાહ્મણોને જમાડીને પોતે ભોજન કરતી. ભોજન કરી રહ્યા પછી આચમન કરીને દિવાનખાનામાં જઈને કુશાસન ઉપર બેસતી. ત્યાં આગળ અમલદારોની પાસેથી રાજ્યનું કામકાજ સાંભળતી અને કાગળપત્ર વાંચીને યોગ્ય હુકમો આપતી.

એ બધું કામ થઇ રહ્યા પછી પાછી અંદર જઇને પુરાણ સાંભળવા બેસતી.

બે ત્રણ કલાક પછી અમલદારો કાગળો ઉપર તેની આજ્ઞા મુજબ શેરા લખીને આવતા એટલે એ તેમના ઉપર વાંચીને સહી કરી આપતી

સંધ્યાકાળે પાછી ગંગાકિનારે જઇ સંધ્યાનું આહ્નિક કરતી તથા ગંગાજીમાં ઘીનો દીવો મૂકી આવતી. સંધ્યાકાળ પછી ઘેર પાછી આવીને મોડી રાત સુધી જપ કરતી. જપ કરી રહ્યા પછી થોડુંક જળ પીને દિવાનખાનામાં બેસીને રાજ્યસંબંધી કામકાજ કરતી, રૈયતની અરજીઓ સાંભળતી અને ઈન્સાફ આપતી. ત્યાર પછી મળવા આવનાર લોકો સાથે મેળાપ કરતી આ પ્રમાણે આખો દિવસ કામકાજમાં વ્યતીત થતો ઘરમાં ગયા પછી તે જાતે તપાસ કરતી, કે સૌ કોઇ ક્ષેમકુશળ છે કે નહિ અને કોઇને કોઈ જાતની અડચણ તો નથી પડતી ! આટલી બધી ચોકસી કર્યા પછી એ પોતે સૂઈ જતી.

પોતાની ગંજાવર જમીનદારીમાંથી તેને લાખો રૂપિયાની આવક થતી બ્રહ્મચારિણી, કઠોર વ્રતપરાયણા વિધવા ભવાની પોતાના શણગારમાં અને ભોગવિલાસમાં કાંઈ પણ ખર્ચ કરતી નહિ કુટુંબીઓનું પાલનપોષણ કરવામાં તથા પોતાના દરરોજના વ્રતનિયમમાં જે કાંઈ ખર્ચ થતું, તે ઉપરાતની બધી આવક દાનમાં અને લોકોપયોગી કામોમાં ખર્ચતી એ ધનનો તે ખજાનામાં સંચય કરતી નહિ

તેણે બ્રાહ્મણ, અતિથિ, તીર્થવાસી અને ભિન્ન ભિન્ન પ્રકારના સંન્યાસીઓને માટે દર વર્ષે એક લાખ એંશી હજાર રૂપિયાની તો રોકડ વૃત્તિઓ બાંધી આપી હતી કેળવણીના પ્રચારને સારૂ ઠેકાણે ઠેકાણે પાઠશાળાઓ સ્થાપી હતી. એ પાઠશાળાઓમાં વિદ્યાર્થીઓને ભણાવવાનો તથા ભરણપોષણનો પૂરતો બંદોબસ્ત હતો. તેમને માટે તેણે અનેક છાત્રવૃત્તિઓ સ્થાપી હતી અને પોતાના ઉત્તરાધિકારીઓ રખે એ છાત્રવૃત્તિઓને કાયમ ન રાખે, એમ ધારીને અંગ્રેજ રાજ્યની સ્થાપના થયા પછી પોતાની ઠરાવેલી ખંડણી ઉપરાત છાત્રવૃત્તિની અમુક રકમ તે જમા કરાવતી હતી, જેથી અધ્યાપકો અંગ્રેજ સરકાર પાસેથી વખતસર વૃત્તિ લઇને પાઠશાળાનું ખર્ચ ચલાવતા હતા

રાણી ભવાની પોતાની જમીનદારીમાં તથા બીજાઓની જમીનદારીમાં ઘણા દરિદ્ર લોકોને કરની માફીવાળી જમીન દાન આપતી અને એમ કરીને સેંકડો ગરીબોની સદાને માટે આશિષ મેળવતી.

રોગીઓની ચિકિત્સા સારૂ તેણે આઠ વૈદ્યોને પગાર આપીને રાખ્યા હતા. તે લોકો આખા રાજ્યમાં ઠેકાણે ઠેકાણે ફરીને ગરીબોને મફત દવા

વહેંચાતા હતા. એમની સાથે દવાઓ, જૂના ચોખા, મગની દાળ, સાકર વગેરે રોગીઓને ખાવાની સામગ્રી લઈને ભોઇ લોકો જતા દરેક વૈદ્યની સાથે બે નોકર રહેતા તેઓ ગરીબ રોગીઓને ઔષધ અને ખોરાક તૈયાર કરીને ખવરાવતા. એ વખતે દેશમા સ્થાયી ધર્માદા દવાખાના નહોતા; પણ રાણી ભવાનીની અપૂર્વ વ્યવસ્થાને લીધે દરરોજ ફરતા આઠ દવાખાના તેની જમીનદારીમા કામ કરતા હતા.

તે ઉપરાત નાટોર શહેરમા, રાજસાહી નગરમા અને બીજી ઘણી જગ્યાએ તેણે દેવાલયો અને જળાશયો બધાવ્યાં છે દેવાલયોમા નાટોરની પાસે કરતોયાના કિનારે આવેલા ભવાનીપુર તીર્થમા અન્નપૂર્ણાનું મદિર વિશેષ પ્રખ્યાત છે. એ મંદિરની સ્થાપનાસબધી એક ઘણી સુદર દંતકથા પ્રચલિત છે.

એક દેશમા હળીમળીને સાથે રહેવાથી હિદુ અને મુસલમાન ભાઈઓમા ધર્મસબધી ઝગડા ઘણા ઓછા થતા જાય છે. હિદુઓ મુસલમાનોના પીર પેગમ્બરને મીઠાઇ ચડાવે છે, મુસલમાનો ઘણીવાર હિદુ દેવતાઓની માનતા માને છે ભવાનીપુરના તીર્થસ્થાનની માનતા માન્યાથી કોઇ એક ધનવાન મુસલમાન દિલ્હીના દરબારમા એક મુકદ્દમો જીત્યો હતો. કૃતજ્ઞ હૃદયે એ મુસલમાને એ દેવીને માટે એક સુંદર મદિર બધાવી આપ્યુ, પરંતુ એ મદિરનું બહારનું સૌન્દર્ય એટલું બધુ વધારે હતું કે લોકો મુગ્ધ થઈ જઇને તેને ઘણાજ લાબા વખત સુધી જોયા કરતા. અદર જઇને દેવીના દર્શન કરવાની વધારે દરકાર રાખતા નહિ એવી દંતકથા ચાલે છે કે રાણી ભવાનીએ એક દિવસ સ્વપ્નામા દેવીને જોયા. દેવીએ તેમને કહ્યું કે લોકો મારા મંદિરના બહારથીજ દર્શન કરીને ચાલ્યા જાય છે, અદર આવીને મારા દર્શન કરવા કોઇ વધારે વાર સુધી થોભતુ નથી. તુ મારા મદિરને અદરથી સુદર બનાવી દે.

દેવીની આજ્ઞા માનીને રાણી ભવાનીએ દેવીના મદિરને અંદરથી એવી સરસ રીતે સજાવી દીધું કે તેની આગળ મંદિરનું બાહ્યસૌંદર્ય બિલકુલ ઝાંખું પડી ગયું. લોકોને અંદર ગયા પછી બહાર આવવાનું મન થતુ નહિ.

ભવાનીપુરના તીર્થમા જવા સારૂ તેણે નાટોરથી ભવાનીપુર સુધી એક વિશાળ સડક બધાવી હતી. એ સડક લગભગ પચાશ માઇલ લાબી છે. એ બધા રસ્તા ઉપર ઠેકાણે ઠેકાણે વિસામા બનાવ્યા છે. ત્યાં આગળ મુસાફરોને ખાવાપીવાને માટે બધી જાતની સગવડ રાખવામાં આવી હતી. એ રસ્તા-

ને લોકો 'ભવાની જાંગાલ' કહે છે.

રાણી ભવાની દરેક દુર્ગોત્સવને પ્રસંગે જે દાન કરતી હતી, તેની કથા સાભળીને આપણે અવાક્ થઇ જઇએ છીએ. દર વર્ષે બે હજાર કુમારિકાઓ અને સધવાઓને, તે ઉંચી જાતની સાડી, ચૂડીઓ અને સોનાની નથ, એટલા વાના આપતી. પડવાથી નવમીના દિવસ સુધી દરરોજ એક સો કુમારિકાઓને સોનાના ઘરેણા આપી તેમની પૂજા કરતી બ્રાહ્મણ પંડિતોને પચાશ હજાર રૂપિયા દાન કરતી. તે ઉપરાંત હજારો દીન–દુ:ખી અને કંગાલોને ભોજન કરાવીને તથા દાન આપીને તૃપ્ત કરતી

બધા દીનદુ:ખી મનુષ્યો હમેશા તેની આગળ પહોચી શકતા નહિ. એટલા સારૂ રાણી ભવાનીએ પોતાના વિશ્વાસુ અમલદારોને તેમના હોદ્દાઅનુસાર એકથી તે સો રૂપિયા સુધી વગર રજાએ દાન કરવાની સત્તા આપી રાખી હતી.

કોઈ પણ બાબતમા અમુક રકમ દાન કરવાનો સંકલ્પ કર્યા પછી ગમે તેટલી અડચણ આવી પડે તોપણ તે પોતાનો સંકલ્પ બદલતી નહિ. અતિશય દાનને લીધે તેના ખજાનામા ઘણું ધન એકઠું થતું નહિ એક વખત રાજ્યની આવક સારી ન થઇ તેથી સંકલ્પાનુસાર દાન કરવામા ઘટાડો પડયો એ વખતે તેણે ખેતરોમાંનુ અનાજ વેચી દેવાનો હુકમ આપ્યો. એ માંથી ત્રણ લાખ રૂપિયા વસુલ થયા, પણ એટલાથી પણ એને સંતોષ થયો નહિ. પોતાના ઘરેણા વેચીને તેણે બાકીના રૂપિયા એકઠા કર્યા અને દાન ધર્મની પોતાની વાચ્છના પૂર્ણ કરી

દાનધર્મ વગેરે માટે કાશીમા રાણી ભવાનીની આજ દિનસુધી અત્યંત કીર્તિ છે કાશીના લોકો રાણી ભવાનીને સાક્ષાત્ અન્નપૂર્ણાદેવીરૂપે પૂજતા. હજુ પણ કાશીવાસીઓ પ્રાત:કાળમા વિશ્વેશ્વર અને અન્નપૂર્ણા દેવીના નામ ની સાથે રાણી ભવાનીના નામનું પણ ઉચ્ચારણ કરે છે

પહેલી વાર જ્યારે એ કાશીની યાત્રાએ ગઇ હતી, ત્યારે તેની સાથે ૧૭૦૦ નૌકાઓ હતી. ત્યાર પછી એ દર વર્ષે પોતે આરંભ કરેલા દાનધર્મને ચાલુ રાખવા માટે એક હજાર નૌકા ભરીને સામગ્રી કાશી મોકલતી.

તીર્થક્ષેત્રમાં અનેક મંદિરો બંધાવીને તથા અનેક મુર્તિઓની સ્થાપના કરીને તેમના નિભાવને માટે તે વર્ષાસન બાંધી આપતી. અન્નપૂર્ણાના મંદિરમાં દરરોજ પચીશ મણ ચોખા વહેંચાતા. બીજાં મંદિરોમાં તેના તરફથી જે

અન્ન વહેંચવામાં આવતું; તેમાંથી ચાર પાંચ હજાર માણસો ભોજન કરી શકતાં. અન્નસત્રમા દરરોજ ૧૦૮ સધવાઓ અને કુમારિકાઓને જમાડવામાં આવતી, તથા એ દરેકને એકેક રૂપિયો દક્ષિણા મળતી. એક મોટા ચરુમાં દરરોજ આઠ મણ ચણા પલાળી રાખવામાં આવતા હતા; જેમાથી લોકોને ઇચ્છાનુસાર ચણા લઈ જવાની રજા હતી. દરિદ્ર, વૃદ્ધ અને અશક્ત તીર્થવાસીઓને રાણી ભવાની તરફથી રહેવાને ઘર અને ખોરાકીને માટે નાણાં મળતા. એમનું મૃત્યુ થતું ત્યારે તેમને અગ્નિસંસ્કાર તથા શ્રાદ્ધનો ખર્ચ પણ રાણીસાહેબ તરફથી થતો હતો.

હિન્દુઓમા એક એવી માન્યતા છે કે, શિવજીના ત્રિશૂળ ઉપર સ્થાપિત થયેલા મૂળ કાશી નગરનો આકાર ત્રિશૂળના જેવો છે અને એની સરહદનું પરિમાણ પાંચ ગાઉ છે, એટલા માટે કાશી પંચકોશી કહેવાય છે; પરંતુ પંચકોશીની હદ ક્યાથી ક્યાસુધી છે, તે કોઈ નક્કી કરી શક્યું નથી. રાણી ભવાનીને ઇચ્છા થઈ કે, આ પંચકોશીની અંદર વર્ષના દિવસના હિસાબે ૩૬૫ ઘર બંધાવવા અને એ ઘરોને તીર્થવાસીઓના ઉપયોગને માટે દાન કરી દેવાં આ ઉપરથી રાણી ભવાનીની ઇચ્છા મુજબ કાશીના પ્રસિદ્ધ બ્રાહ્મણોએ અટકળ કરીને પંચકોશીની એક સીમા બાંધી આપી. રાણી ભવાનીએ એ હદની અંદર એક મોટો રસ્તો બનાવરાવ્યો અને ૩૬૫ ઘર બંધાવી આપીને તીર્થવાસીઓને માટે અર્પણ કરી દીધાં. એ રસ્તાની બાજુમાં થોડે થોડે અંતરે એકેક વિસામો તથા કૂવો બંધાવી આપ્યો તથા છાયાને માટે એક એક ઝાડ વવરાવ્યું. થાકેલા પાકેલા મજુર લોકો એ વિસામા ઉપર પોતાનો ભાર ઉતારતા તથા કૂવામાથી પાણી પીને, વૃક્ષની છાયામાં બેસી તાજા થઈને પાછા પોતાનો બોજો માથે ચડાવીને ચાલ્યા જતા. ' ધર્મ ઢોકા ' નામે એ જગ્યાઓ હજી પણ વર્તમાન છે.

એ ઉપરાંત રાણી ભવાનીએ એક એક ગાઉને અંતરે તળાવ કે મોટા કૂવાઓ ખોદાવ્યા હતા. તીર્થવાસીઓને એ પંચકોશીના માર્ગમાં યાત્રા કરતાં તથા વચમાંનાં દેવાલયોની પૂજા કરતાં બે ચાર દિવસ લાગે છે; એ માટે પ્રવાસીઓને સારૂ ચોખા, દાળ, શાકભાજી, ફળમૂળ, વસ્ત્ર, વાસણકુસણ વગેરેની પણ ગોઠવણ કરવામા આવતી.

રાણી ભવાનીની દયાનો લાભ કેવળ મનુષ્યોનેજ મળતો એમ નહિ; પરંતુ પક્ષીઓને માટે પણ એ પંચકોશીની અંદર ઠેકાણે ઠેકાણે દાણા નખાતો અને

કીડીઓના દરમા ખાડ અને ગોળની ગોળીઓ બનાવી નખાતી.

કાશીવાસીઓ રાણી ભવાનીના ઉપર એટલી બધી શ્રદ્ધા અને ભક્તિ રાખતા કે રાણી ભવાનીએ નક્કી કરેલી પચકોશીની સીમા, 'પચકોશી કાશી' એવા નામથી ઓળખાવા લાગી.

મનુષ્યમાત્ર વિશ્વદેવતાનો અંશ છે, મનુષ્યનો આત્મા વિશ્વદેવતાના વિશ્વ આત્માનો અશ છે, મનુષ્યનો પ્રાણ વિશ્વપ્રાણનો અશ છે, મનુષ્યની મૂર્તિ વિશ્વદેવતાની વિશ્વમૂર્તિનો અંશ છે, એ વાત ઉપર જ્ઞાની હિદુઓનો વિશ્વાસ છે એટલા માટે કોઈ મનુષ્યના ધર્મ કે કર્મ—જીવનમા અસાધારણ શક્તિ જોવામા આવતાવારજ તેઓ વિચાર કરે છે કે, એનામા વિશ્વદેવતાનો પ્રકાશ વિશેષરૂપે છે જ્ઞાનીઓના ઉચ્ચ તત્ત્વજ્ઞાનને સાધારણ લોકો સ્પષ્ટરીતે સમજી શકતા નથી, પરતુ તેમની અસર સાધારણ વર્ગ ઉપર પણ ઘણી પડે છે એટલા માટે કોઈ મનુષ્યમા અસાધારણ શક્તિ અને સાધના દીઠામા આવે તો એ મનુષ્યરૂપે સાક્ષાત્ દેવતા અવતર્યો છે, એમ ભાવિક હિદુઓ માને છે અને એવો વિશ્વાસ હોવાથી તેઓ તેના જીવન સાથે અનેક અલૌકિક ઘટનાઓને જોડી દે છે

શિવાજી અને અહલ્યાબાઇના સબધમા પણ એવી અનેક અલૌકિક ઘટનાઓ સાભળવામાં આવી છે ધર્મ અને કર્મજીવનમા અસાધારણ મહિમાથી મહિમાન્વિત થયેલી રાણી ભવાનીને પણ તેના સમયના લોકો માનવીરૂપે દેવી ભગવતી માનતા અને તેથી તેના જીવનમા પણ અનેક અલૌકિક ઘટનાઓનો ઉલ્લેખ છે. અત્રે તેનું કાઇક વર્ણન કર્યા વગર રાણી ભવાનીના જીવનનું વર્ણન અપૂર્ણ ગણાશે

કાશીના બ્રાહ્મણો, તીર્થવાસીઓ અને દીનદુ:ખીઓ, એટલુંજ નહિ પણ બીજા પ્રાણીઓ પણ મુક્તહસ્તે અન્નદાન કરવા માટે, કાશીની અન્નપૂર્ણા દેવીના જેટલી રાણી ભવાનીની ભક્તિ કરતા હતા, એ વાત અમે ઉપર જણાવી ગયા છીએ એક વખત દાન કરવા બેઠા પછી રાણી ભવાની ઘણી વખત અડસટ્ટા કરતા પણ વધારે ખરચ કરી બેસતી. એક વખત એવું બન્યું કે પાસેના રૂપિયા ખૂટી ગયા પછી પણ એક લાખ રૂપિયાની તેને જરૂર પડી. રાજધાની-માથી એ રૂપિયા આવતા વાર લાગી, એટલે તેણે કાશીના કોઇ એક શાહુકાર પાસે એક લાખ રૂપિયા ઉધાર માગ્યા. એ શાહુકારે જણાવ્યું કે બ ગાળામાથી એવા ઘણાએ રાજારાણીઓ આવે છે રાણી ભવાનીના દરબારની મને ખબર

નથી, માટે હું તો નાણા નહિ લીઉં

એજ રાત્રે શાહુકારે સ્વપ્ન દીઠું કે, સાક્ષાત અન્નપૂર્ણા દેવી તેની પાસે આવીને કહી રહ્યા છે કે, 'હે મૂર્ખ! તે મારી પ્રાર્થના સ્વીકારી નથી ? હું નાણા ઉધાર માગવા આવી ને તે આપ્યા નહિ ? હું અને રાણી ભવાની એક છીએ. અમારામા કાંઈ ભેદભાવ નથી. હું જે અન્નદાન કરી રહી છું તેમાં તું અડચણ નાખવા માગે છે ?'

શાહુકાર જાગી ઉઠયા પછી ભયથી કાંપવા લાગ્યો અને વહાણું વાતા-વારજ રૂપિયા લઇને રાણી ભવાનીને ઘેર ગયો અને તેના દર્શન કરવાની પ્રાર્થના કરી.

રાણી ભવાનીએ કહેવરાવી મોકલ્યુ કે,' અહીં નહિ, અન્નપૂર્ણાના મંદિર-માં દર્શન થશે.'

વાણિયો પાછો ગયો. રાણી ભવાની જ્યારે અન્નપૂર્ણાના મંદિરમા જઇને અન્નપૂર્ણાની પૂજા કરી રહી હતી, એવે વખતે વણિકે ત્યા જઇને પ્રણામ કરીને રાણી ભવાનીની તરફ નજર કરી. તેણે જોયુ કે રાણી ભવાની અને દેવી અન્નપૂર્ણા એકજ હતા

મોએ મોએ એ વાત આખા શહેરમા પ્રસરી ગઈ ત્યારથી કાશીવાસી-ઓ રાણી ભવાનીને સાક્ષાત્ અન્નપૂર્ણામાતાતરીકે પૂજવા લાગ્યા અને પ્રાત:કાળમાં કાશી વિશ્વેશ્વર અને અન્નપૂર્ણાના નામની સાથે રાણી ભવાનીના નામનું પણ ઉચ્ચારણ થવા લાગ્યુ.

પાછલી અવસ્થામા રાણી ભવાનીનું દાનસંબંધી ખર્ચ એટલું બધુ વધી ગયુ હતું કે, કોઇ કોઈ વખત સરકારી ખંડણીમા પણ ખોટ પડતી રાજ-સાહીના કલેકટર શોર સાહેબ એટલા માટે તેની જમીનદારીના નાના નાના ભાગ કરી નાખવા તૈયાર થયા હતા, પરંતુ એટલામા એક દિવસ રાત્રે શોર સાહેબે સ્વપ્ન જોયુ કે, ખડ્ગધારી શ્યામમૂર્તિ તેની સામે આવીને કહી રહી છે કે: 'ખબરદાર ! રાણી ભવાનીની જમીનદારીમાથી જો એક વીઘુ પણ બીજા કોઇને આપીશ તો આ તલવારવડે તારા માથાના બે કકડા કરી નાખીશ.'

દરેક દેશના લોકોમા વહેમનો થોડો ઘણો પ્રચાર હોય છે. વળી એ વખતમા ઇસ્ટ ઇંડિયા કંપનીના નોકરો પણ આ દેશના અનેક રીતરિવાજો પાળતા હતા. આ દેશના રીતરિવાજો મુજબ કંપની તરફથી પુણ્યદાન પણ થતું અને એવું સાભળવામાં આવ્યું છે કે કંપની સરકાર તરફથી કાલીઘાટની પણ

પૂજા થતી હતી. એ ખરૂં હોય કે ખોટું તે તો પ્રભુ જાણે, પરન્તુ શેર સાહેબે એ સ્વપ્ન જોયા પછી રાણી ભવાનીની જમીનદારી તોડી નાખવાનો સંકલ્પ ત્યજી દીધો, એવી લોકવાયકા છે

રાણી ભવાનીના પુત્ર રાજા રામકૃષ્ણનું પણ ધર્મસાધના તરફ વિશેષ ધ્યાન હતું. રાજકર્મ અને સંસારધર્મનો ત્યાગ કરીને એ કરતોયાના કિનારે પીઠસ્થાન ભવાનીપુરમા અપર્ણાદેવીના મંદિરમા બેસીને તપસ્યા કરતો. રાણી ભવાની તેને સંસારમા પાછો ફરીને કામકાજ ઉપર ધ્યાન આપવા સારૂ ઘણો આગ્રહ કરતી અને કહેતી કે, 'તારા હાથમા આટલી મોટી જમીનદારીનો વહિવટ છે, ઘણા લોકોનું કલ્યાણ તારા ઉપર આધાર રાખે છે, ઘરમા રહીને રાજ્યના કામકાજ ઉપર દેખરેખ રાખવાથી ઇશ્વરભજન અને લોકસેવા બંને થઇ શકશે. લોકસેવા કરવાની શક્તિ અને અધિકાર ઇશ્વરે જેને આપ્યાં છે, તેને માટે તો લોકસેવાજ મુખ્ય ધર્મ છે. એ ધર્મની અવગણના કરવાથી દેવતાઓની આખમા તે પાપી ગણાય છે. હું હવે વૃદ્ધ થઇ છુ, હવે મારાથી આટલી મોટી જમીનદારીની દેખરેખ રાખી શકાતી નથી. એ જમીનદારી હવે તારી છે. તારી દેખરેખ વગર એ બેદાનમેદાન થઇ જશે તેની આવકમાંથી જે દેવસેવા અને લોકસેવા થાય છે તેનાથી અનેક બ્રાહ્મણો અને ગરીબગુરબાઓનું પોષણ થાય છે.જમીનદારીનો નાશ થશે તો એમનું પોષણ થશે નહિ વિષયકર્મને તરછોડી દઇને,માલમિલ્કત નષ્ટ કરીને લોકહિતને હાનિ પહોચાડીશ નહિ, આ વખતે કામકાજ ઉપર ધ્યાન આપવાથી તું પાપનો ભાગી નહિ થાય. ઉલટુ જે દેવતાની તું આરાધના કરે છે તે દેવતા તારા ઉપર વધારે પ્રસન્ન થશે. તારી સાધના અને જપતપ કરતા લોકહિત અને પુણ્યદાનથી દેવતા વધારે પ્રસન્ન થશે. દાનધર્મ માટેજ તેણે તને આટલી બધી માલમિલ્કત આપી છે તેની ઇચ્છાની વિરુદ્ધ ચાલ્યાથી એ ગુસ્સે થશે અને તારા આલોક અને પરલોક સુધરશે નહિ.'

રામકૃષ્ણે માતાની વાતને ધ્યાનમાં લીધી નહિ મંદિરમાં રહીને એ તો સાધનાજ કરવા લાગ્યો. ભોળાનાથ નામનો એક પુરુષ તેનો ઉત્તરસાધક હતો. ( શક્તિસાધનમા જે મનુષ્ય સાધકની મદદે રહે છે, તે ઉત્તરસાધક કહેવાય છે ) એ ઉત્તરસાધકે અને રામકૃષ્ણે, બન્નેએ ઘણા ભયંકર દેખાવો જોયા અને એક ગંભીર વાણી સાભળી કે ,' ઘેર જા, તારી માની સેવા કર, માની શિખામણ પ્રમાણે ચાલ, તેથીજ હું સંતુષ્ટ થઇશ. તારી મા અને

હું એકજ છીએ.'

પરન્તુ આટલાથી પણ રામકૃષ્ણ અને ભોળાનાથ ભયભીત થયા નહિ તેઓએ જરાપણ ચંચળતા બતાવી નહિ તેમણે પોતાની સાધનાનો ત્યાગ કર્યો નહિ. છેવટે તેમણે એક દિવસ જોયુ કે રાણી ભવાની મહા તેજસ્વી, ઉગ્ર ચંડિકાની મૂર્તિ ધારણ કરીને હાથમા ખડ્ગ લઇ તેમની તરફ ધસી આવી રહી છે ઉત્તર–સાધક ભોળાનાથે ભયભીત થઇને આસન છોડી દીધું. કોઈ અદ્દશ્ય અલૌકિક શક્તિએ રામકૃષ્ણને કોણ જાણે ક્યાંનો ક્યાં ફેંકી દીધો. તેના હાડકાં ખોખરા થયા. તે બેશુદ્ધ થઇને એની એ જગ્યાએજ પડયો રહ્યો.

મંદિરના લોકો મહામહેનતે તેને નાટોરના રાજમહેલમા પહોચાડી આવ્યા. એ વખતે રામકૃષ્ણની મરણતોલ અવસ્થા હતી.

આવી સ્થિતિમાં તેણે દેવવાણી સાભળી કે ' તારી માની દયા અને આશીર્વાદ વગર તારા દેહની મુક્તિ અને સદ્દગતિ થવાની નથી.'

રામકૃષ્ણે માતાના ચરણોદકને માટે વિનતિ કરી. રાણી ભવાનીએ તેને ચરણોદક આપ્યુ નહિ. રામકૃષ્ણ કાતરસ્વરે બોલી ઉઠયો: ' મા ! મેં તમારૂં અપમાન કર્યું છે તેનો ગુસ્સો શું હજીસુધી શમ્યો નથી ? હજુ પણ સન્તાન ઉપર દયા નહિ કરો ! '

આટલા શબ્દો નીકળતાવારજ રાણી ભવાની અંતઃપુરમાથી નીકળીને બહાર આવી.

માતાએ આવીને મરણપથારીએ પડેલા રામકૃષ્ણના મસ્તક ઉપર પોતાનાં ચરણ રાખ્યા.

આટલા દિવસ સુધી જે માના હજારો ઉપદેશને રામકૃષ્ણે પાછા ઠેલ્યા હતા, જે માને ભૂલીને સિદ્ધિ મેળવવાની આશામાં એ વૃથા સાધના કરી રહ્યો હતો, તેજ માતા ભવાનીના સ્વરૂપમાં આજે રામકૃષ્ણે પોતાની ઇષ્ટદેવીનાં દર્શન કર્યાં. આજ તેની સાધના સિદ્ધ થઇ. આજ તેના ચહેરા ઉપર અપૂર્વ પ્રસન્નતા જણાઇ આવી. આનંદ, પ્રેમ અને ભક્તિથી તે ગદ્ગદ્ થઇ ગયો અને આકુળ સ્વરથી મા,મા એ શબ્દ પોકારવા લાગ્યો. નયનોમાથી અવિરલ અશ્રુધારાઓ વહેવા લાગી અને એ પ્રમાણે પ્રફુલ્લ હૃદયથી પૂર્ણતાનાં અશ્રુ વહેવરાવતાં વહેવરાવતાં પરમસિદ્ધ સાધક રામકૃષ્ણનો આત્મા અમર ધામમા ચાલ્યો ગયો.

રાજા રામકૃષ્ણની સાધના અને સિદ્ધિસબંધે આ દંતકથા રાજસાહીના બ્રાહ્મણોમા ઘણી પ્રચલિત છે.

આ પ્રમાણે આખી જીદગીસુધી કઠોર વ્રત પાળીને, ધર્મસેવા અને લોકસેવામાં મિલકતનો છૂટેહાથે ઉપયોગ કરીને, કરુણામયી દેવી ભગવતી-રૂપે લોકોથી પૂજાઇને, રાણી ભવાનીએ જીદગીનુ સાર્થક કરી ૭૯ વર્ષની વયે ગગાકિનારે દેહત્યાગ કર્યો

આજ દિવસ સુધી બંગાળામા તેનું પવિત્ર નામ ઘણીજ શ્રદ્ધા અને ભક્તિપૂર્વક ગવાય છે.

---

# रत्न ३०५ मुं–काठियावाडनी वीरनारी जेठीबाइ *



સંવત ૧૭૨૫ ના અરસામા દીવમા જયારે વિલાયત,ઇરાન, અર્બસ્તાન, જગબાર અને મોઝામ્બીક સાથે હાથીદાત, સોનાની રેતી, અબનુસ, અનાજ, લોઢાના પાવડા, કોદાળી, ભાતભાતનું રંગેલ તથા ગળીએર કાપડ વગેરેનો ધમધોકાર વ્યાપાર ચાલતો હતો, તે અરસામા એક પજુ કરીને કચ્છ માડવીનો ક્ષત્રિય, તુખે ટાટારીઓ, પોતાના ઘર વગેરે ન્યાતને ભળાવી, પોતાની સ્ત્રી જેઠીબાઇ સાથે તથા થોડા પોતાના સગા સાથે, દીવમા આવી વસ્યો હતો. તેણે દીવમા રગવાનું એક મોટુ કારખાનું કહાડીને, રગાટમાં મોટી નામના મેળવી હતી તેના જેવા બીજા પણ ચાર પાંચ જબરા કારખાના બ્રહ્મક્ષત્રિયોને હસ્તે ત્યા ચાલતા હતા પજુની સ્ત્રી જેઠીબાઈ તથા તેમના ઘરની બીજી સ્ત્રીઓ અને પુરુષો,કારખાનામા જાતે કામ કરતા હતા તેમા કોઇને ચિતરવાનું તો કોઇને બીબા કોતરવાનું, કોઈને છાપવાનુ તો કોઇને ભાત ભાતના રગ મેળવવાનું,કોઈને રગ ભરવાનુ તો કોઈને મજીઠ, સોરગી, પતગ, લોખડ, કાથો વગેરેમાંથી રગ કાઢવાનુ,એમ જૂદા જૂદાં માણસોને જૂદા જૂદા કામો સોંપવામા આવ્યા હતા. તે સર્વે ઉપર દેખ-

* રા રા મગનલાલ દલપતરામ ખખ્ખર, જે પી, એમણે 'હિદુસ્તાન' પત્રના ૧૯૨૩ ના દીવાળીના અકમા લખેલા ચરિત્રનો ઉતારો એમની પરવાનગીથી કરવામાં આવ્યો છે, તે માટે એમનો અત કરણથી આભાર માનીએ છીએ. શિ૦ દ૦ પંડિત

રૈખ રાખવાનું કામ પંજુ પોતે તથા તેની સ્ત્રી જેઠીબાઈ બજાવતા. પોતાના કારખાનામા કામ બહુ વધી પડતાં બીજા જ્ઞાતિબંધુઓને કામે રાખ્યા.

દીવમા પોર્ટુગીઝ લોકોનુ રાજ્ય હતું તેઓ ખ્રિસ્તીધર્મના રોમન કેથોલિક પંથને માનનારા હતા. તેમનો વડો ધર્મગુરુ પોપ ઈટાલિ દેશમા રહેતો. સર્વ ખ્રિસ્તી રાજાઓ ઉપર તેનો એટલો દોર હતો કે ઘણીવાર એણે રાજાઓ પાસે પોતાના ઘોડાવાળા જેવું કામ કરાવેલું. પોર્ટુગાલના રાજાનો જ્યારે વિધર્મી દેશમા અમલ થયો, ત્યારે તેણે પોતાના અનુયાયીઓને એવું ફરમાન કર્યું કે: "તમારે આપણો ધર્મ ત્યા ફેલાવવો. આપણો ધર્મ પ્રવર્તાવવામા પુન્ય છે" એ પોપની પાસે મોટું રાજ્ય અને લશ્કર હતું સર્વ ખ્રિસ્તી રાજાઓ તથા તેમની પ્રજા તરફથી તેને મોટા લાગા અને કર આપવામા આવતા હતા. પોતાના દેશમા તેણે મોટી મોટી પાઠશાળાઓ કહાડેલી. ત્યા લોકોને ઉંચી કેળવણી લેટિન ભાષામા આપી જેઓ અતિ તીવ્ર, ચંચળ અને ઉચ્ચ મનઃશક્તિના નિવડતા તેમને વીકાર, રેવરન્ડ, રાઈટ રેવરન્ડ, મોસ્ટ રેવરન્ડ, બિશપ, આર્ક બિશપ વગેરે પદવીઓ મળતી અને તેમનો અખ્તિયાર પણ ઘણો હતો. તેઓ તે અખ્તિયાર સ્વતંત્રપણે વાપરતા. એવા લોકોને 'જેસ્યુઈટ,' કહેતા. એવા જેસ્યુઈટોનું જોર તે વખતે જ્યા જ્યા સ્પેન, પોર્ટુગાલના રાજ્યો ફેલાયા હતાં ત્યા બહુ હતું. દીવમા ગવર્નર, (કપ્તાનના ઓદ્ધાવાળો) સેનાપતિ, ન્યાયાધીશ અને કોન્સીલરો એટલા અમલદારો રહેતા; પરંતુ આ જેસ્યુઈટ પાદરીઓ ઉપર તેમની સત્તા બિલકુલ નહિ ચાલતાં, ઉલટી પાદરીઓની સત્તા ચાલતી. તેમનો ત્યા મઠ હતો. તેનો ઉપરિ એક મઠાધિકારી અને તેમના હાથતળે વાઢા જોગીઓ અને વગર પરણેલી જોગણો અથવા આર્જાઓ જેને અંગ્રેજીમા નન્સ કહે છે તે હતી.

એ જેસ્યુઈટોએ એક એવો ધારો કહાડયો હતો કે:–"ખ્રિસ્તિથી ઇતર વર્ણ જેવી કે હિંદુ, પારસી, મુસલમાન વગેરે ધર્મ પાળનારાઓનું જે છોકરૂં વગર પરણેલું હોય અને તેનાં મા ને બાપ બન્ને ગુજરી જાય, તો તેના વાલી સરકાર થઈ, તેજ દિવસે તેને પોતાના સ્વાધીનમા લઈ શકે અને તેને પોતાના મઠમાં લઈ જઈ ખ્રિસ્તી બનાવે તેમજ ખ્રિસ્તીતરીકે પાળીપોષી એ બાળકને મોટું કરે. તેના ઘરમાં તેના કાકા, કાકી, દાદો, દાદી, નાનો, નાની, બહેન ગમે તે હોય, તોપણ તેનો હક્ક જરા પણ ગણાય નહિ."

એ પ્રમાણે ગામમાં વારંવાર એવાં છોકરાંઓને લઈ જઈ વટલાવતા, તેની

રહાપીટ થતી; પરંતુ સત્તા આગળ શાણપણ કામ લાગતું નથી, તેથી લોકો કંટાળીને બહુ દુઃખી થઈ ગયા હતા અને અનેક પ્રકારની ગાળો તથા શાપ નિશ્વાસ મૂકી દેતા હતા, પરંતુ તે સિવાય બીજું કંઈ કરી શકતા નહોતા.

એકવાર એવો બનાવ બન્યો કે જેઠીબાઈના કારખાનામાં એક નામે કલ્યાણજી કારીગર ગુજરી ગયો. તેને આશરે અગીઆર વર્ષની ઉમરનો એક નાનો દીકરો હતો. જેઠીબાઇએ વિચાર કર્યો કે આ બાપડાને સવારમા સરકારી માણુસો આવીને લઈ જશે અને વટલાવશે, માટે એને બચાવવાની કોઈ પણ યુક્તિપ્રયુક્તિ કરૂં. એજ કારખાનામા જેઠીબાઇનો એક સગો હતો. તેને એક દીકરી હતી. તેને કહ્યું કે તારી દીકરી આ છોકરા સાથે પરણાવ. તે કહે એ છોકરાનાં માબાપ મરી ગયા છે, પાસે ફુટી બદામ પણ નથી, તેમ કામ કરીને કમાવાની હજુ એનામાં શક્તિ પણ આવી નથી, તેવાને હું મારી દીકરી આપુ તો તેનું ભરણપોષણ શી રીતે થાય? જેઠીબાઈએ પ્રત્યુત્તર આપ્યો "તેની તું ફિકર નહિ કર. એ છોકરાછોકરીને, જયાસુધી તેઓ સારી પેઠે કમાતા થાય નહિ ને પોતાનું ભરણપોષણ કરવાને શક્તિવાન થાય નહિ, ત્યાસુધી હું તેના વાલીતરીકે ભરણપોષણ કરીશ, માટે તુ તારી દીકરી ખુશી થઇને આપ." આવા જેઠીબાઇના વિશ્વસનીય વચન ઉપરથી તેને શ્રદ્ધા આવી અને તેણે પોતાની પુત્રી આપવા કબુલ કર્યું, એટલે તાબડતોબ બે બ્રાહ્મણોને તેડાવી, હજુ ઘરમાં શબ પડયું છે, એટલામાજ ત્રાંબાના ચાર કળશીઆની ચોરી રચી, શાસ્ત્રવિધિપૂર્વક લગ્ન કર્યાં. પછી સવારના ટેલિયો ફેરવ્યો, એટલે ન્યાતિલાઓ આવી પેલા છોકરાના બાપના શબને શ્મશાનભૂમિએ લઇ ગયા. પેલા વર-કન્યા આખી રાતના ઉજાગરાને લીધે, તથા ઘરના માણુસો લાબે દૂર શ્મશાન ભૂમિએથી બળબળતા તડકામા આવેલાં હોવાથી થાકી ગયેલા હતા ને ભર ઉઘમા પડયા હતા. કલાક બે નથી વીત્યા એટલામા તો સરકારી પલટણની એક ટુકડી, ઉઘાડા અને ચળકતા બેયોનેટવાળી બંદૂકો સાથે, તેના ઘર આગળ આવી ઉભી. કપ્તાને ઘરના માલિકો તથા સબધીઓને જગાડીને પૂછયું કે, "પેલા માણુસ આજ મરી ગર્યુ, તેના સોકરા કાં છે? તે પન્નેલુ નથી તે અમોને લાવી આપ." એ વખતે જેઠીબાઇ જાણીજોઇને, આ બનાવની અગમચેતી જાણી જવાબ દેવા ઘરમાંજ બેઠી હતી. તે બોલી: "ઓ! સીનોરા તે સોકરા તો પન્નેલુ સે, ઓ પેલું તે સૂતેલું સે અને તે પેલી તેની બેરી પન સૂતેલું સે, સમજ્યા?" આ જવાબ સાંભળી તેઓએ, તે વરકન્યાને ઉઠા

કીને પૂછી જોયું. છોકરાએ કબૂલ કર્યું કે, " તે મારી બૈરી છે " અને છોકરી-એ કબૂલ કર્યું કે " તે મારો વર છે. " આ સાંભળી કપ્તાન તો ખીજવાઈ ગયો, પણ કરે શું ? લાચાર થઈ, શરમીન્દો બની, જેવો ઉમેદભર્યો તે આવ્યો હતો, તેવોજ નાઉમેદ થઈ વીલેમોઢે લશ્કર લઈ પાછો ચાલતો થયો.

થોડા દિવસ વીત્યા એટલામાં દીવમાં એક બીજો બનાવ બન્યો. એક આંગળી-આ મામતુરાનું કુટુંબ કહેવાતું, તેનો વાલી પુરુષ મેઘજી નામે હતો. તેનો દીકરો કાનજી પરણ્યો નહોતો. તે વખતમા તેનો બાપ મેઘજી ગુજરી ગયો, એટલે કાનજીને ઉપર જણાવ્યા પ્રમાણે પકડી લઈ જવાનો અને તેને વટલાવવાનો વખત આવી લાગ્યો. તેમાંથી બચવાને ખાતર તે જેઠીબાઈ પાસે દોડી ગયો. જેઠીબાઈએ કીડીનુખના પ્રેમજી લાડ્ડા કરીને હતા, તેની મસીઆઈ ફોઈ સાથે તેનાં લગ્ન કરાવી ઉપર પ્રમાણે આફતમાથી બચાવ્યો અને કપ્તાન આવો બીજીવારનો બનાવ જોઈ, એકદમ રાતોપીળો થઈ " હમ દેખ લેંગા " કહીને ચાલતો થયો.

જેઠીબાઈએ આ બે કામ તો યુક્તિથી પાર પાડી યશ મેળવ્યો. બ્રહ્મક્ષ-ત્રિય જ્ઞાતિના લોકો બહુજ રાજી થયા ને જેઠીબાઈની પ્રશંસા કરવા લાગ્યા અને તેને આશીર્વાદ દેવા લાગ્યા, એટલુંજ નહિ પરંતુ જેઠીબાઈના પરગજુ-પણાની ગામમા વાહવાહ થવા લાગી અને ગામના ખ્રિસ્તી સિવાયના અન્ય વર્ણના લોકો જેવા કે બ્રાહ્મણ, વાણીઆ તેમજ પારસી અને મુસલમાનો પણ તેને ધન્યવાદ આપવા લાગ્યા. એ સર્વેમા કોઈને અને કોઈને ત્યાં પણ મહિને બે મહિને એવી રડારોળ ચાલુ રહેવાથી જેઠીબાઈનું મન બહુજ ખિન્ન થયુ.તે બાઈ મનમા વિચાર કરી,એવા નિશ્ચય ઉપર આવી કે, "હું ખરી તોજ કે એ રડારોળ; જે ખ્રિસ્તિ સાધુઓના જુલમને લીધે થાય છે તેનો, ઇશ્વરનો હુકમ તો અંત આણું, તોજ મનુષ્ય દેહ ધારણ કર્યાનું મારૂં સાર્થક, નહિ તો એ દેહ નિરર્થક છે." कार्यं साधयामि किंवा देहं पातयामि। કાર્ય સાધું નહિતર દેહ પાડું, એવા નિશ્ચય ઉપર તે આવી.

આ વિષે તેણે થોડાક દિવસ બહુ વિચાર કર્યો કે એનો શું ઉપાય યોજવો. વિચાર કરતાં કરતાં એક દિવસ એવો વિચાર તે બાઈના મનમાં થયો કે, "વિ-લાયતમાં (અર્થાત્ પોર્ટુગાલમાં) રાણી રાજ્ય કરે છે. ઈશ્વરકૃપાથી તેને કુંવરો પણ છે, તેથી તે દયાળુ‍પણ હોવી જોઈએ; માટે તેના ઉપર એક સરસ અરજી લખીને મોકલવી. તેમાં પ્રજા, જે તેમના પુત્રો છે, તેમના ઉપર માયામમતાની

લાગણી આકર્ષવી અને પ્રજા ઉપર ગુજરતા જુલમનો ચિતાર બરાબર ચિતરીને, આ દુ:ખનો અંત આણવો."

હવે એ અરજી કેવી રીતે મોકલવી તેનો થોડાક દિવસ વિચાર કરતા તેને એક બુટ્ટો સુઝી આવ્યો તે ઉપરથી તરત તેણે ઉંચા પ્રકારની મલમલના ઢાકાના તાકા મંગાવ્યા. એ મલમલ ઉપર એક અદ્‌ભુત કારીગરીની સુંદર ઓઢણી છાપી અને તેના મધ્ય ભાગમા ફીરંગી અક્ષરની લીપીમા એક સરસ અરજી તૈયાર કરીને છપાવી. ઓઢણીમા છેડા, બુટ્ટા, કોર, ગુલ વગેરે તે બાઇએ જાતે ચિતરવા માંડયા ઉંચા પ્રકારના દેશી ફૂલ, પાંદડા, વેલ તથા તેમા ઝીણા ઝીણા તંતુઓ કેસર વગેરે ચિતર્યા, તેમજ સાલના જેવા બુટ્ટાઓ પણ ચિતર્યા. બરાબર વચ્ચોવચ્ચ એક સુંદર ફૂલનો ગુલ ચિતર્યો પછીઝીણા પોગરના લાકડાના બીબા ઉપર તે પ્રમાણે સર્વ કોતરાવ્યું તેણીએ તે અરજી કોઇ કાબેલ ફીરંગી બારીસ્ટર પાસે ઘડાવી અને તેને બીબામા કોતરાવીને તેનાપર છાપી તે અરજીનો ગુજરાતી તરજુમો નીચે પ્રમાણે છે.-

હે ! પોર્ટુગાલની દયાળુ મહારાણી !

"પરમકૃપાળુ સર્વશક્તિમાન ઇશ્વરે આપને એક એવા મોટા સામ્રાજ્યના મહારાણી તથા રાજ્યના પ્રતિનિધિ બનાવ્યા છે કે જેનો વિસ્તાર યૂરપ, આફ્રિકા, એશિયા ( સોલર ટૈમુર વગેરેમા ) અને અમેરિકામા બ્રાઝીલ સુધી પ્રસરેલો છે. ત્યાના લોકો નાનાપ્રકારના ધર્મો પાળી, નાનાપ્રકારની ઉત્તમ કારીગરી તથા વ્યાપારો કરી, નિર્વાહ ચલાવે છે. સુભાગ્યે તમને ઇશ્વરકૃપાથી કુંવરકુંવરીઓ પણ છે. અમે પોતે તમો નામદારની દીવમા વસનારી હિંદુ, પારસી, મુસલમાન અને ખ્રિસ્તિ પ્રજા છીએ, પણ તમો નામદાર હજારો ગાઉ ઉપર રહી, અત્રે અમલદારો મારફતે રાજ્ય કરો છો, પણ અમો અખ્રિસ્તિ પ્રજાના દુર્ભાગ્યે, એ અમલદારો જેસ્યુઈટ નામે ખ્રિસ્તિ ધર્મગુરુ ઉપદેશકોના હુકમ પ્રમાણે વર્તે છે તે હુકમ તમારા તરફથી મળેલો નહિ હોવો જોઇએ, અથવા મળ્યો હશે તો તે ખ્રિસ્તિધર્મ પ્રસારવાના ખોટા લોભમાં નાખી ખોટા ખોટા રિપોર્ટો કરીને મેળવ્યો હશે. તે એ છે, કે જે અખ્રિસ્તિ પ્રજામાંથી કોઈ વગર પરણેલા દીકરાદીકરીનો બાકી રહેલો બાપ અથવા મા ગુજરી જાય, ત્યારે તેના શબને ઠેકાણે પાડયા પછી તુરતજ પોર્ટુગીઝ સિપાઇઓ, એક ક્ષેતા-નના ઉપરિપણા હેઠળ આવી, "અમે તેના વાલી છીએ" એમ કહી, તે દીકરા કે દીકરીને તુરત ઉઠાવી પોતાના ખ્રિસ્તિમઠમાં લઇ જઇ, તેને ખ્રિસ્તિધર્મમા વટલાવી

ખ્રિસ્તીતરીકે પાળીપોષી મોટો કરે છે. હવે તેના ઘરમા તેનો દાદો, દાદી, નાનો, નાની, કાકો, કાકી કે સગી બહેન તેના ખરાં વાલી હોય, તેને એક બાજુએ મૂકી આ પોતાની મેળે બનેલા વાલીઓ તેમના કબજામાંથી જબરદસ્તીથી છીનવી લઈ જાય છે; તે વખતે ખરા વાલીઓની રડારોળ, કલ્પાન્ત, છાતિફાટ કુટવું, વાળ પીખવા, છોકરાનું આ અજાણ્યા માણસો સાથે જવા સામે તરફડવું અને રડવું, ઇત્યાદિ કરુણાજનક દેખાવો કોઇ પથ્થર જેવી કઠિણ છાતીવાળા મનુષ્યના હૃદયમાં પણ દયા ઉપજાવ્યા વગર રહે નહિ "

" આ જુલમને લીધે પ્રજાનો રાજ્યપરનો ભક્તિભાવ તદ્દન ઉઠી ગયો છે અને જે ધર્મોપદેશકોએ ખ્રિસ્તિધર્મમા વટલાવવાનો આ જુલમી રસ્તો શોધી કહાડયો છે, તેમને અંતઃકરણથી શાપ દે છે. અમલદારો તો તેમના અમલમાં હોવાથી તથા ખ્રિસ્તિધર્મમા હોવાથી, આવું કામ પુણ્યનું ગણે અને ' આટલાં માણસોને ખ્રિસ્તિધર્મમા વટલાવ્યા ' એવી બડાઇના રિપોર્ટો મોકલે, તેમાં નવાઈ નથી. તમો નામદાર જાણો છો કે દરેક જણ પોતાનો ધર્મ સાચો અને પોતાના પ્રાણ કરતાં અધિકતર વહાલો ગણે છે તેમા અમે હિંદુઓ તો અમારા ધર્મને દુનિયાના સઘળા ધર્મ કરતા એટલો બધો શ્રેષ્ઠ માનીએ છીએ કે અન્ય ધર્મવાળાને અડકીએ તો નહાવું પડે છે, તો પછી તેની સાથે ખાવાપીવાનું તો હોયજ ક્યાંથી ? જો તેમની સાથે ખાધુંપીધું તો પછી કોઇ તેની સાથે ખાવાપીવાનો વ્યવહાર કરતું નથી, એટલુંજ નહિ પણ તેને જ્ઞાતિબહાર મૂકે છે. બીજા ધર્મવાળા, પરધર્મીને વટલાવી પોતાના ધર્મમા હજારો લાલચો આપીને લે છે, ત્યારે પરધર્મના કોઇને પણ અમારા ધર્મમા કદિપણ લેતા નથી; તે છતા અમારા ધર્મના લોકો પૃથ્વી ઉપર બીજા ધર્મના લોકો કરતાં ઘણા વધારે છે. "

" હવે ઇશ્વરકૃપાથી તમો નામદારને કુંવરો તથા કુંવરીઓ છે અને તે આપના ખ્રિસ્તીધર્મમાં ઉછરેલા છે. હવે ધારો કે ન કરે નારાયણ અને કોઈ પરધર્મી મહા બળવાન શત્રુ આપનું રાજ્ય જીતી લઇ, આપના લાડકવાયા કુંવરોને આપના કબજામાંથી બળાત્કારે છીનવી લઇ, પોતાના ધર્મમા વટલાવે તો આપને કેવું લાગે ? એ વખતે આપના મનની સ્થિતિ કેવી થઇ જાય ? તેમના ઉપર આપ મહા ક્રોધાયમાન થઇને કેવો તેમનો તિરસ્કાર કરો ? હું આપને માનપૂર્વક સવિનય વિજ્ઞપ્તિ કરૂંછું કે ભીલની પ્રજાનાં બાળકોના સગાવહાલાની સ્થિતિમાં આપ પોતાની જાતને મૂકી જુઓ અને

પછી આપના દયાળુ મન ઉપર કેવી અસર થાય છે તે જુઓ. આપ એ કાર્યને ક્રૂર, ઘાતકી, દુષ્ટ અને ઘોર નહિ ગણો ? "

" મારી ખાત્રી છે કે સ્ત્રીજાતિતરીકે દયાળુ હૃદય આપનું હોવુંજ જોઇએ. એક માતાતરીકે પ્રજા તરફ આપનું વહાલ અને મમતા હોવા જોઈએ; તેમા બાળકો અને મુખ્યત્વે નિરાધાર બાળકોપર વધારે વહાલ હોવું જોઈએ. માટે હું બંને હાથ જોડી, તમો નામદારને અરદાસ કરૂં છુ કે અમારી અરજી ઉપર એક રાજપ્રકરણી મનુષ્યને છાજે એવો પૂરતો વિચાર કરીને, આ વટલાવવાની જંગલી, કમકમાટી ઉપજાવે એવી, નિર્દય, ઘાતકી અને જુલમી રીત જે પૃથ્વીના કોઇપણ સુધરેલા રાજ્યમાં ચાલતી નથી, તેનો એકદમ અટકાવ કરી હજારો બાળકોનો અને તેમના સગાંસંબંધીઓનો આશીર્વાદ લેશો એવી ઉમેદ છે. આમીન ! આમીન ! આમીન ! "

" એટલું થયેથી હું તમારી, તથા તમારા કુટુંબકબીલાની ઉન્નતિ અને દીર્ઘાયુ સદાને માટે ચાહીશ. "

હું છુ , તમો નામદારની કિંકરી,
જેઠીબાઇ

ઉપલી અરજી લઇને જેઠીબાઇ ગોવા જવાને તૈયાર થઇ તે વખતે ગોવાને વિલાયત કહેતા હતા. હાલ જેમ ગોવા અને દીવ બંદરે આગબોટો અઠવાડીઆમા બે વખત આવે જાય છે, તેમ તે વખતે હતું નહિ. તે વખતે ફત્તેમારી નામના વહાણો આવતા જતા, તેમજ સુરત, વલસાડ, દમણ અને ભરૂચના બતેલા અને પડાવો નાળીએર, કાથો, કોકમ, અનાજ વગેરે માલ લાવલઈજા કરવાને ખેપો કરતા. જેઠીબાઇ ફત્તેમારીમા દીવથી બેઠી, તે ચૌદમે દિવસે ગોવા પહોચી. ગોવામા તેની પોતાની કાપડની વખાર હતી, ત્યા જઇને, તે ઉતરી. થોડાએક દિવસ વિસામો લીધો. પછી ગામના મોટા મોટા લોકો એની દુકાને આવતા તેમની સાથે વાતચિત કરી, ત્યાની રાજ્યનીતિ તથા ગોરાકાળા લોકોના વિચાર જાણી લઈ, તેમની દિલસોજી મેળવી.

પછી પોતે વાઇસરૉય અને ગર્વનરના મહેલ આગળ જવા તૈયાર થઈ. દેશી રિવાજ પ્રમાણે જયારે સાર્વજનિક અને દુ:ખદ ફરિયાદ હોય છે,ત્યારે જેમ કરે છે તેમ, જેઠીબાઈ પોતાના મસ્તક ઉપર બળતી સગડી અને હાથમા બળતી મશાલ લઇ મહેલ આગળ જઈ "ફરિયાદ ફરિયાદ" એમ મોટે સાદે બોલતી ઉભી. વાઇસરૉય તે સાભળીને મહેલના ગોખમા આવીને જુએ છે, તો આવો વિચિત્ર દેખાવ

જોઇ તે વિમાસણમાં પડયો અને એ બાઈ કોણ અને શા કારણે આવી છે, તે પૂછવાનું સંત્રીને કહ્યું. તેણે બાઈ પાસે જઈને પૂછયું; અને બાઇએ જે ઉત્તર આપ્યો તે હકીકત તેણે વાઈસરૉય આગળ જઈને કહી. આ વખતે બંને વાઈસરૉયો ત્યાં હતા. તેમા ધર્માધ્યક્ષ ન હતો. એ બે વાઈસરૉયોના નામો આ પ્રમાણે હતા—એન્ટોનિયો મેલ્લો ડે કાસ્ત્રો અને મેનોઅલ કોસ્તો ર્દાસ્આલ

એ બંને સાહેબો નીચે ઉતરી આવ્યા અને આવું અદ્ભુત અને અલૌકિક રૂપ ધારણ કરવાનું કારણ જેઠીબાઈને તેઓએ પૂછયુ. જેઠીબાઇએ ધૈર્યથી ઉત્તર આપ્યો કે, "તમારા રાજ્યમા ધોળે દહાડે અંધારૂં છે, તેથી મારે હાથમાં મસાલ ધરવી પડી છે અને અનાથ બાળકો ઉપર તથા તેમનાં સગાઓ ઉપર અત્યંત જુલમ ગુજરે છે, તેની ફરિયાદ કરવા માથા ઉપર બળતી સગડી લઈ તે જુલમ ટાળવા સારૂ હું છેક દીવથી અહીં આવી છું; માટે મારી અરજ સાંભળી તે વ્યાજબી લાગે તો ભલામણ સાથે આ અરજી પોર્ટુગાલની મહારાણી ઉપર મોકલી આપો." પછી તેઓ એ બાઇને ઉપર તેડી જઈ, કિનખાબના લાખોટામા બીડેલી અરજી ઉખેડીને વાચી જોઈ. પછી કૉન્સિલ ભરી અને તેમાં ખૂબ વિચાર કરીને એ અરજીની તરફેણમાં સારી ભલામણ કરી અને બાઇને સારી આશા આપી રવાના કરી.

એ અરજીનો લાખોટો પાછો કૉન્સિલમા રજુ થયો અને મહારાણી સાહેબ ઉપર મોકલી આપવાનો ઠરાવ કરવામાં આવ્યો. પછી એ અરજી વિલાયત મોકલી આપવામા આવી. ત્યા રાણી દોનાલુઈઝાદે ગુસ્માન રાજ્ય કરતી હતી. તેને અરજી યોગ્ય સમયે પહોચી. રાણીનો ધણી મરતી વખતે કુંવરની બાલ્યાવસ્થાને લીધે તેને રાજ્યપ્રતિનિધિ નિમી ગયો હતો. રાણીએ અરજી ઉકેલીને વાચી જોઇ, તો કોઇવાર પોતાના જન્મારામાં કે બાપદાદાના વખતમાં આવી વિચિત્ર, અનુપમ અને સુંદર અરજી આવેલી જોઇ નહોતી કે સાંભળી પણ નહોતી. મોકલનારે શું હિંમત પકડીને લખાણ કર્યું છે? તેમાં કેવા ઉમદા વિચારો દાખલ કર્યા છે? તેની યોજના કેવી બુદ્ધિ અને ચતુરાઇથી ઘડી કહાડી છે? તેમાં રાજ્યભક્તિનો કેવો ઉત્તમ અંકુર છે? તે સઘળુ કૉન્સિલમાં મૂકતાં, બાઈને વાસ્તે શાબાશીના ઉદ્ગારો નીકળ્યા અને બાઇને ધન્યવાદ આપ્યો. રાણી પોતે બહુ ખુશ થઇ અને વિચાર્યું કે, "મારા હિંદના રાજ્યમાં આવી બહાદુર સન્નારીઓ છે ખરી!"

રાણી એટલી તો ખુશી થઈ કે તે બાઇનું નામ પોર્ટુગીઝ ભાષામા

"પાન દે જેઠી" એટલે "જેઠીની ઓઢણી" એવું નામ આપ્યું અને તે નામથી આજે પણ તે પોર્ટુગીઝ લોકોમા ઓળખાય છે. બીજો હુકમ રાણીએ એવો કહાડયો કે, અનાથ બાળકોને વટલાવવાની આ જુલમભરેલી રીત બંધ કરવી ત્રીજો હુકમ એવો કહાડયો કે જેઠીબાઇના ઘર આગળ અઠવાડીઆમા એકવાર દીવમા સરકારી પલટણનુ વાજુ વાગે ચોથો હુકમ એ કહાડયો કે દીવનો ગવર્નર, લશ્કરી અને બીજા મોટા અમલદારો જેઠીબાઈના બારણા આગળથી જ્યારે જ્યારે જાય ત્યારે અમુક કદમ આગળથી પોતાની ટોપી ઉતારે અને તે હુકમાનુસાર એક પીલુડીનુ ઝાડ લોકોની સભારણામા હમણા સુધી હતુ, ત્યા આવે કે ટોપી ઉતારે.

ત્રાંબાના પત્રાપર એક લેખ પોર્ટુગીઝ ભાષામા કોતરાવી, તેમા એ સઘળી હકીકતો લખીને મોકલવાનો કૌન્સિલમાં ઠરાવ થયો અને તે તામ્રપત્રશાસન હિંદુસ્તાનમા મોકલી આપ્યુ અને તે મોટી ધામધૂમથી મેળાવડા વચ્ચે જેઠીબાઈને અર્પણ કરવામા આવ્યુ. એમા જણાવેલા ફરમાનો મુજબ ઘણા વર્ષો સુધી સરકારી અમલદારો વર્તતા, એટલુ જ નહિ પણ ઘણી વેળા સરકાર અને મહાજન વચ્ચે વાધા પડતા, ત્યારે સરકાર જેઠીબાઇને વચમા નાખી, વષ્ટિ કરાવી, તેનો નિકાલ કરાવતી

જેઠીબાઇના વંશમાના કેટલાક પુરુષો જીવે છે અને તેઓ મુંબઈમા વસે છે.

# रत्न २०६ मुं—बेगम लुत्फुन्निसा




ગાળાના હતભાગ્ય છેલ્લા સ્વતંત્ર નવાબ સિરાજુદ્દૌલાની જીવનકહાણી ઇતિહાસના વાચકોથી અજાણી નથી, પરન્તુ તેની મુખ્ય બેગમ લુત્ફુન્નિસાનું નામ માત્ર ઘણાને જાણીતું હોવા છતા પણ તેના જીવનનો વૃત્તાંત ઘણાના જાણ્યામા નથી

લુત્ફુન્નિસાએ કોઈ આબરૂદાર વંશમા જન્મ ગ્રહણ કર્યો નહોતો. ઘણી નાની વયમાજ તે ગુલામડીતરીકે નવાબ અલિવર્દીખાંના બેગમમહેલમાં દાખલ થઈ હતી નવાબનો પ્રિય દૌહિત્ર સિરાજ ઘણા થોડા સમયમાજ તેનું અનુપમ રૂપલાવણ્ય અને નવયૌવનનું સૌન્દર્ય જોઇને વિમોહિત થઇ ગયો. પતંગિયાનો અગ્નિ ઉપર જેવો પ્રેમ હોય છે તેવોજ રૂપોન્માદ

સિરાજને લુત્ફુન્નિસા ઉપર ઉત્પન્ન થયો હતો. સિરાજે તેને કામનાની વસ્તુ ગણીને પોતાના ઉપભોગને સારૂ પુષ્કળ લાડ લડાવ્યાં હતાં; પરન્તુ ઇન્સાફની ખાતર કહેવું પડશે કે દાસી લુત્ફુન્નિસાએ બંગાળાના ભાવી નવાબની વિનતિ અને આજીજીનો ઘણીવાર અનાદર કર્યો હતો અને લગ્ન કર્યા સિવાય કોઈ પણ પ્રકારે તેનો સંસર્ગ કરવાની ઘસીને ના કહી હતી. પોતે હલકા કુળની હતી અને સિરાજ ઉમરાવજાદો હતો એ કારણને લીધે પોતાનું તેની સાથે લગ્ન થવું લગભગ અસંભવિત છે, એમ જાણ્યા છતાં પણ એ સન્નારીએ ભાવી નવાબની લાલસાની સામગ્રી થવાનું પસંદ કર્યું નહિ. જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ પ્રારંભના પ્રેમની ઉન્મત્તતા કાંઈક ઓછી થવા લાગી અને રૂપજન્ય મોહના પડળ કાંઈક ઉતરવા લાગી સિરાજ લુત્ફુન્નિસાના ગુણનો પક્ષપાતી થયો. રૂપલાલસાને સ્થાને પ્રેમે અધિકાર મેળવ્યો. ગુણમુગ્ધ સિરાજે છેવટે તેને પત્નીતરિકે ગ્રહણ કરવાનું કબૂલ કર્યું; પરન્તુ એ વાત માતામહી આગળ કેવી રીતે રજુ કરવી એ બન્ને જણા નક્કી કરી શકયાં નહિ. છેવટે બુદ્ધિમતી લુત્ફુન્નિસાની સલાહથી સિરાજે દાદીમા આગળ બધી વાત જાહેર કરી માતામહી પણ લાડકા સિરાજના મનમાં થતો ફેરફાર થોડા સમયથી જોઈ શકયાં હતા; તેણે એ વિવાહનો વિચાર માંડી વાળવાને સિરાજને ઘણુંએ સમજાવ્યો.બીજી કેટલીએ સુંદર કન્યાઓની લાલચ બતાવી બંગાળાના ભાવી નવાબને માં એક ગુલામડી સાથે લગ્ન કરવું, એ કોઇ રીતે વ્યાજબી નથી, એવી ખાત્રી કરી આપી; પરન્તુ સિરાજના મન ઉપર એ બધાંની જરા પણ અસર થઈ નહિ. સિરાજે માતામહીની આગળ પ્રતિજ્ઞા કરી કે મારે બંગાળાની મસનદ ( સિંહાસન ) જોઈતી નથી. મારે તમારો રાજ્યવૈભવ જોઇતો નથી. મારે તો ફક્ત લુત્ફુન્નિસાજ જોઇએ છે. જો લુત્ફુન્નિસા નહિ મળે તો ફકીરી લઈને જંગલમાં રખડી મરીશ. માતામહી સિરાજનો સ્વભાવ જાણતાં હતા.તેમણે નવાબ અલીવર્દીખા આગળ બધી વાત ખુલાસાથી કહી સંભળાવી. અલીવર્દીખાંએ સમાચાર સાંભળીને પ્રથમ તો ઘણા ગુસ્સે થયા હતા; પરન્તુ બેગમ સાહિબાના આગ્રહથી આખરે એ વાતની મંજુરી આપી હતી. પ્રણયિનીનાં ચક્ષુના જળે અટલ પ્રતિજ્ઞાવાળા અલિવર્દીખાં નવાબને પણ દ્રવીભૂત કર્યો હતો.

સિરાજના પિતા જૈનુદ્દીન અહંમદ અફઘાનોને હાથે ઘાયલ થઈને મરણ પામ્યા પછી, નવાબ અલિવર્દીખાંએ સિરાજને બિહાર પ્રાન્તનો સુબો નિમ્યો

અને રાજા જાનકીરામને તેના નાયબતરીકે સાથે મોકલી આપ્યો. નવાબનો સિરાજ ઉપર અતિશય પ્રેમ હતો અને એક ક્ષણ પણ સિરાજ તેમની આંખથી દૂર રહે, એ તેમને પસંદ નહોતું, એટલે તેમણે જાનકીરામને પટના પ્રાંતનો બધો રાજ્યકારભાર સોંપી દઇને સિરાજને પોતાની પાસે પાછો બોલાવી લીધો. એ સમયે કેટલાક ખુશામતીઆઓએ સિરાજના કાન ભંભેર્યા કે, અલિવર્દીખાએ લોકોને બતાવવા સારૂ તમારા પિતાની જગ્યા ઉપર બિહારના સુબા તમને બનાવ્યા છે, પણ રાજકારભારની ખરી લગામ તો જાનકીરામના હાથમાંજ છે, એટલે એજ ખરો રાજા છે આ કુટિલ સલાહ સિરાજને ગળે ઉતરી અને તેણે જાનકીરામ પાસેથી પિતાની ગાદી છિનવી લઇને સ્વતંત્ર-પણે રાજ્યવહિવટ ચલાવવાનો વિચાર કર્યો લુત્ફુન્નિસા તથા નોકરચાકરો સાથે તેણે રાતોરાત પટના તરફ કુચ કરી એ પ્રવાસમાં ઘણી જાતની અડચણ નડશે, સ્વપ્નમા પણ નહિ હોય એવા સેંકડો જાતના સંકટ સહન કરવા પડશે વગેરે કારણોથી સિરાજની ઈચ્છા લુત્ફુન્નિસાને એ પ્રવાસમા પોતાની સાથે લઇ જવાની નહોતી,પરન્તુ પતિપરાયણા લુત્ફુન્નિસાએ પતિને છોડીને અન્યત્ર રહેવાની બાબતમા આગ્રહપૂર્વક પોતાની નાપસંદગી જણાવી, એટલે સિરાજ-ને તેને પોતાની સાથે રાખવાની ફરજ પડી હતી

સિરાજે પટના પહોંચીને જાનકીરામને કિલ્લો સોંપી દેવાનું કહેવરાવ્યું. (૧૧૬૩ હિજરી રજબ, જુલાઇ, ૧૭૫૦) જાનકીરામ ઘણી મુંઝવણમા પડી ગયો તેની નિમણુક કાંઈ સિરાજે કરી નહોતી નવાબ અલીવર્દીખાં તરફથી પટનાનું રાજ્યશાસન તેને સોંપવામા આવ્યું હતું, હવે એ નવાબની આજ્ઞા વગર રાજ્યપ્રબંધ સિરાજના હાથમા કેવી રીતે સોંપી દે. તેણે સિરાજને કહેવરાવ્યુ કે નવાબ અલિવર્દીખાની આજ્ઞા નહિ લાવો ત્યા સુધી હું દુર્ગ આપને સ્વાધીન કરી શકું એમ નથી. સિરાજ તો પ્રથમથીજ ભંભેરાયલો હતો તેણે સાહસ કરીને કિલ્લા ઉપર ચડાઈ કરી, પણ ભાગ્ય-લક્ષ્મી તેને અનુકૂળ નહોતી જાનકીરામના હિંમતવાળા અને કવાયદ જાણનારા સૈનિકો આગળ સિરાજનું સૈન્ય ટકી શક્યું નહિ અને તેનો પરાજય થયો. પરાજીત સિરાજે લુત્ફુન્નિસાને લઇને કિલ્લાની બહાર એક ઝુંપડામાં સાધા-રણ વેષ ધારણ કરીને ગરીબ માણસતરીકે આશ્રય લીધો. રાજા જાનકીરામને એ બધી વાતની ખબર પડી. સિરાજને કેદ કરવાનો કે તેને રીબાવવાનો તેનો અભિપ્રાય નહોતો, તેથી બંગાળા, બિહાર અને ઉડિસ્સાનો ભવિષ્યનો

નવાબ સહિસલામત એશઆરામમાં જીંદગી ગુજારે, એવો તેણે બંદોબસ્ત કરી આપ્યો હતો. તેણે સિરાજને એ ગરીબની ઝુંપડીમાંથી પાછો બોલાવી મંગાવ્યો અને દુર્ગની બહારના ભાગમા તેને રહેવાને માટે યોગ્ય મકાન આપીને પોતે અલીવર્દીખાંના પધારવાની રાહ જોવા લાગ્યો. સિરાજ એ મકાનમાં એક પ્રકારના નજરકેદીતરીકે રહેવા લાગ્યો. નવાબે પટના આવીને સિરાજને તેની હઠમાટે જરાપણ ઠપકો આપવાને બદલે સ્નેહપૂર્વક આલિંગન દઈને ચુંબન કર્યું. પશ્ચાત્તાપથી અંદરને અંદર બળી જતો સિરાજ વૃદ્ધ નવાબની ક્ષમા માગે તે પહેલાંજ તેમણે તેને ક્ષમા આપી દીધી હતી.

અમે અહિંયા લુત્ફુન્નિસાની દયાનું એક દૃષ્ટાંત જણાવીએ છીએ. ઇ૦ સ૦ ૧૭૫૬ માં કલકત્તા વિજયને સમયે કાસિમબાજારની અંગ્રેજી કોઠીના પ્રમુખ વૅાટસ સાહેબ, પોતાની મડમ અને પુત્રપુત્રીઓ સહિત કાસિમબાજારમા કેદ પકડાયા હતા તેમણે મુખ્યત્વે કરીને સિરાજની માતા આમિના બેગમની દયાને લીધે જીવ બચાવ્યો હતો. આમીના બેગમે ગુપ્ત રીતે વૅાટસ સાહેબની મડમ તથા છોકરાને પોતાના મહેલમાં ૩૭ દિવસ સુધી ઘણી કાળજીપૂર્વક રાખ્યાં હતાં. પાછળથી લુત્ફુન્નિસાની સલાહ લઈને તેમને જળમાર્ગે ચન્દ્રનગરના ફ્રેન્ચ ગવર્નરની પાસે મોકલી આપ્યા હતા. એ બાબતની જરાપણ ખબર નવાબને પડી હોત તો નવાબ એ બન્નેની ભૂંડી વલે કરત, એમાં જરાયે શક નથી. મડમ અને તેનાં બાળકોના ઉપર દયા આણીનેજ લુત્ફુન્નિસા બેસી રહી નહિ. તેણે એક દિવસ નવાબ આગળ વૅાટસ સાહેબના છુટકારા સારૂં પ્રાર્થના કરી હતી. તેણે નવાબને જણાવ્યું કે, “ કોઠીવાળા સાહેબ તો આપણી પ્રજા છે, આપણા સંતાન છે. સંતાનને દુઃખ શા સારૂ આપો છો ? બંગાળા પ્રાન્તના માલિકને માટે એક સાધારણ અંગ્રેજ રૈયતને કેદ રાખવો, એ કદિ પણ વ્યાજબી નથી. ” નવાબના પગ આગળ બેસીને તેણે કૃપાની ભિક્ષા માગી. નવાબ લુત્ફુન્નિસાની પરદુઃખકાતરતાથી આશ્ચર્ય પામી જઈને બોલ્યો:–“તું કહે છે એ ખરૂં છે, પરન્તુ વૅાટસ સાહેબને કેદ કરી રાખ્યાથીજ કલકત્તાના અંગ્રેજ વેપારીઓ મારાથી ડરીને ચાલતાં શિખશે.” લુત્ફુન્નિસાનાં અશ્રુવર્ષણથી અને ગળગળે સ્વરે આગ્રહ કરવાથી નવાબને પોતાનો સંકલ્પ બદલવો પડયો. તેણે છેવટે વૅાટસ સાહેબને છોડી દીધો.

પ્લાસીના યુદ્ધ પછી અંગ્રેજોની વિજયદુંદુભિ જે વખતે વાગી રહી હતી,

જે વખતે બંદુકના ગોળાઓ વન અને ઉપવનને ધ્રૂજાવી મૂકીને અંગ્રેજોના વિજયની ઘોષણા કરી રહ્યા હતા, જે વખતે ભાગીરથી મુઠ્ઠીભર અંગ્રેજ સેનાના અદમ્ય ઉત્સાહ ને કલાઇવનું બુદ્ધિકૌશલ્ય જોઇને સ્તંભિત થઇને ધીમે ધીમે વહી રહી હતી, તે વખતે બંગાળાનો હતભાગ્ય નવાબ સિરાજ, મિરજાફરની વિશ્વાસઘાતકતાથી મર્માહિત થઇને વિચાર કરી રહ્યો હતો કે, 'હવે કરવું શું?' મુઠીભર સાધારણ અનુચરને લઇને એ કરી પણ શું શકે? કિસ્મતની કઠોર સજાથી વ્યથિત થયેલો સિરાજ ચારે તરફ અંધકારજ દેખવા લાગ્યો. આજ સવારે જે બંગાળા, બિહાર અને ઓડિસ્સાનો અધિકારી હતો, તે સાંજે રસ્તાનો ભિખારી બન્યો! કાલ જે અંગ્રેજ વેપારીઓ તેની કૃપાની લાલસા રાખતા હતા, તેજ અંગ્રેજ વણિકો આજ કર્તાહર્તા થઇ ગયા. મિરજાફર તો તેમના હાથનું રમકડું હતો. બીજો કાંઈ ઉપાય નહિ જડવાથી એણે પલાયન કરી જવાનો સંકલ્પ કર્યો. એ સંકલ્પ સાંભળ્યા પછી જે લોકો સુખના સમયમાં તેના સાથી અને અનુચર હતા, તે બધા એકે એકે ખસતા થવા લાગ્યા વધારે વિલંબ કર્યા વગર, સિરાજે પોતાના સસરા ઇરાઝખાં આગળ પોતાનો વિચાર જણાવ્યો, પરન્તુ તેણે પણ કોઇ પણ પ્રકારે સિરાજની સાથે જવાનું કબૂલ કર્યું નહિ ધનરત્ન ઉચાપત કરી જઇને ઇરાઝખાં છાનોમાનો અગિયારા ગણી ગયો. આશાભરૂસા વગરનો સિરાજ એકલો પલાયન કરવાનો મનસુબો કરી રહ્યો હતો; એવામાં લુત્કુન્નિસા આવીને તેના પગ આગળ બેસીને રોવા લાગી. સ્વામીના સુખમાં જે હર્ષઘેલી થઇ જતી હતી, તે લુત્કુન્નિસાએ આજ સ્વામીની વિપત્તિના સમયમાં તેની સાથેજ પલાયન કરી જવાનો પોતાનો દૃઢ સંકલ્પ જણાવ્યો. સિરાજ કોઈ પણ પ્રકારે તેના મનમાં ઠસાવી શકયો નહિ કે, આ પલાયન થોડા સમયનું છે, એનો ઉદ્દેશ બળ–સંગ્રહ, આત્મરક્ષા ને મોગલ ગૌરવના પુનઃસ્થાપના કરવાનો છે લુત્કુન્નિસાના હૃદયમાં એ બધી વાત ઉતરી પણ નહિ. એ સ્વામીની અનુગામિની થઇ એ તો સમજી હતી કે, પતિ એજ સ્રીનો દેવતા છે, પતિ જે દશામાં રહે તેજ દશામાં રહેવું પત્નીને માટે શ્રેય અને વાચ્છનીય છે

આ નારીરત્નને કોઇ કોઈ ઐતિહાસિકોએ 'રખાત'તરિકે ઓળખાવી છે લુત્કુન્નિસા એક સાથેજ સિરાજની સચિવ, સખી, પ્રિયતમા, જીવનસંગિની અને હિંદુ–મુસલમાનની દૃષ્ટિએ જોતાં આદર્શ પત્ની હતી તેને-રખાતતરીકે

ઓળખાવાતી જોઈને ખરેખર ખેદ થાય છે.

રાત્રે ત્રણ વાગ્યાને સમયે સિરાજ દીનવેશમા લુત્કુન્નિસા અને ચાર વર્ષની કન્યા, થોડાક વિશ્વાસુ નોકરો તથા ધનરત્નાદિ લઇને સાધારણ ગાડામા બેસીને ભગવાનગોલા તરફ પ્રયાણ કરવા લાગ્યો. રાત્રી વીતી ગઇ અને પ્રભાત થયું ધીમે ધીમે સૂર્યના કિરણો વધારે ને વધારે પ્રખર થવા લાગ્યાં. કોમલાગી, અસૂર્યસ્પર્શા લુત્કુન્નિસા પોતાના કષ્ટોને તુચ્છ ગણીને ધૈર્યપૂર્વક ધીમે ધીમે રૂમાલથી પંખો કરીને સ્વામીનો થાક ઉતારવા લાગી. સિરાજ પગરસ્તે ભગવાનગોલા ગામમા પહોંચ્યો. ત્યાથી મછવામાં બેસીને પદ્માના ઉછળતા મોજાંઓ ઓળગીને મહાનદા નદી—પથમાં મછવાને ઉલટો ચલાવીને, ઉત્તર દિશા તરફ જવા લાગ્યો. ધીમે ધીમે જ્યારે મહાનદા ઓળંગીને એ કાલિન્દી નદીનો પ્રવાહ ઓળગવાની તૈયારીમા હતો અને તેની નૌકા જ્યારે રાજમહેલની બીજી પાર લગભગ ચાર ગાઉ દૂર બડાલ નામક ગામડામા આવી પહોચી, ત્યારે એકાએક તેની નૌકાની ગતિ બંધ પડી. નાજેરપુરની ખાડી ઓળગ્યા પછીજ મોટી ગંગામા પ્રવેશ કરાય એમ હતું; પણ ત્યાં આગળ પાણી ઓછુ હોવાથી ત્યાનો રસ્તો બંધ થઇ ગયો હતો.

આ દુર્ઘટના સિરાજને માટે કાળરૂપ થઇ પડી. ત્યા આગળ ત્રણ દિવસ અને ત્રણ રાત ભૂખ્યાતરસ્યા ગાળ્યા પછી નવાબ ઘણોજ કંટાળી જઇને ખોરાક એકઠો કરવા સારૂ દાનશાહ નામના એક ફકીરની ઝુંપડીમા ગયો પૂર્વે સિરાજે એ દાનશાહ ફકિર ઉપર ઘણો જુલમ કર્યો હતો. આ વખતે એ અત્યાચારનું વેર વાળવાનો પ્રસંગ આવી લાગ્યો છે એમ ધારીને એ ફકીરે ખોરાકીની વસ્તુઓ લઇ આવવાને બહાને બહાર જઇને મીરકાસિમ તથા તેના સગાભાઇ રાજમહેલના ફોજદાર મીરદાઉદને બધા સમાચાર કહી દીધા.

મીરકાસમે સિરાજને સપરિવાર બન્દીવાન કરીને મુર્શિદાબાદ મોકલી આપ્યો. લુત્કુન્નિસા બેગમ મીરકાસિમના હાથમાં સપડાઈ ગઈ. મીર કાસિમે તેને ભય બતાવીને તેના કિમતી અલંકારો અને સઘળું દ્રવ્ય છીનવી લીધું. એ લૂંટનું કલંક મીરકાસિમના જીવનને સદાને માટે કલંકિત કરી રાખશે. ભાગ્યદોષથી તે તેના હાથમા સપડાઇ હતી; પરંતુ એક બેગમતરીકેનો તેનો માનમરતબો જાળવવાની મીરકાસિમની ફરજ હતી. તેણે એમ નહિ કરતાં લુત્કુન્નિસાને ઢાકામાં કેદ કરી.

મુર્શિદાબાદ ગયા પછી સિરાજની શી દશા થઇ, એ બધાના જાણવામાં

છે. મહમદ બેગને હાથે તેનો વધ કરવામા આવ્યો અને ખોસ બાગમાં તેના શબને દફનાવવામા આવ્યું.

સિરાજના મૃત્યુ પછી થોડા દિવસ બાદ અંગ્રેજોના પ્રયત્નથી લુત્ફુન્નિસાને ઢાકાથી મુર્શિદાબાદ આણવામા આવી અને ખોસબાગમાં અલીવર્દી અને તેના સ્વામીની સમાધિની દેખરેખ રાખવાનું કામ તેને સોંપવામા આવ્યું. તેના ભરણપોષણને સારૂ એક મહિને હજાર રૂપિયાનો બંદોબસ્ત કરવામા આવ્યો; તે ઉપરાંત અલિવર્દીખા અને સિરાજની કબરની દેખરેખનું કામ તેના હાથમા સોંપાયાથી તેને બીજા ૩૦૫) રૂપિયા આપવામાં આવતા. આ ધનનો બેગમ લુત્ફુન્નિસા દુરુપયોગ કરતી નહિ પોતાના ઉદરપોષણ જેટલું સામાન્ય ધન રાખીને બાકીનું સર્વ ગરીબોનું દુઃખનિવારણ કરવાના કાર્યમા ખર્ચ કરી નાખતી હતી.

ખોસબાગમા સ્વામીની સમાધિ આગળ બેસીને એ દરરોજ અશ્રુવિસર્જન કરતી. પ્રતિદિવસ પ્રભાતકાળમા પોતાને હાથે પતિની કબર ઉપર તાજાં ખીલેલા પુષ્પ ચડાવતી અને દરરોજ સંધ્યાકાળે સુગંધી દ્રવ્યવાળા દીપકોથી તેને પ્રકાશિત કરતી. એ તેનુ નિત્યકાર્ય હતું

સિરાજના મૃત્યુ પછી કેટલા દિવસસુધી લુત્ફુન્નિસા જીવતી રહી, તે બરોબર જાણવામા આવ્યું નથી ફૉર્સ્ટર સાહેબ જણાવે છે કે, મે લુત્ફુન્નિસાને ઈ૦ સ૦ ૧૭૮૧ મા ખોસબાગમા સિરાજની સમાધિ આગળ પડી રહેલી જોઈ છે. જો એ વાત સાચી હોય તો સિરાજના મૃત્યુ પછી ૨૪ વર્ષ સુધી લુત્ફુન્નિસા જીવતી હતી, એમ કહી શકાય.

બીજુ મુતાખરીન નામક પુસ્તકનો અનુવાદક મુસ્તફા લખી ગયો છે કે, મે ઈ૦ સ૦ ૧૭૮૯ મા લુત્ફુન્નિસાને મુર્શિદાબાદમાં નિવાસ કરતી જોઈ છે એ મત પ્રમાણે સિરાજના મૃત્યુ પછી ૩૨ વર્ષ સુધી લુત્ફુન્નિસા જીવતી હતી, એમ સાબિત થાય છે

ત્રીજુ બેવરિજ સાહેબ કહે છે કે, મે નિઝામતના દફતરમાં ઉમદાત્-ઉન-નિસા નામની સિરાજની એક પત્નીનો ઉલ્લેખ જોયો છે અને મારા મત પ્રમાણે ઉમદાત એજ લુત્ફુન્નિસા બેગમ છે. એ ઉમદાત ઉન્નિસાએ ઈ૦ સ૦ ૧૭૯૧ ના ઑગસ્ટ માસમા ગવર્નમેન્ટ આગળ પોતાના વર્ષાસનમાં વધારો કરવા સારૂ અરજી આપી હતી. બેવરિજ સાહેબનાં વચનને સત્ય માનીએ તો એમ કહી શકાય કે, સિરાજના મૃત્યુ પછી ૩૭ વર્ષ પછી લુત્ફુન્નિસા

જીવિત હતી.

સાંભળ્યા પ્રમાણે, સ્વામીની સમાધિની પૂજા કરતા કરતાં તેનું મૃત્યુ થયું હતું. મૃત્યુ પછી ખોસબાગમા સ્વામીની જમણી બાજુએ તેના પગ આગળ, તે અનંત કાળની નિદ્રામાં સૂઇ ગઇ.

જાઓ સાધ્વી લુત્ફુન્નિસા! જાઓ પતિની સાથે સીધાવો ! તમારૂં પતિ-ધ્યાન સમાપ્ત થયું છે. જગતને તમે બતાવ્યું છે કે, હજાર દોષથી દૂષિત હોવા છતાં પણ પતિ દેવતા છે. જો કે તમે અધિક દિવસ સુધી સ્વામીના નશ્વર દેહની સેવા કરવા પામ્યાં નહોતા, તોપણ અશ્રુવિગલિતનેત્રે ઘણા દિવસ સુધી સ્વામીની કબરની પાસે બેસીને ઉન્માદિનીની પેઠે કદિ પંખો કરતાં હતા તો કદિ તેને પુષ્પમાળા પહેરાવતા હતાં. કોઈ દિવસ પ્રેમના આવેશમાં આવી જઇને કબરને ચુંબન કરતા અને પોતાના પ્રેમાસ્પદને ચુંબન કર્યું છે, એવા વિચારથી અશાંત હૃદયને શાંત કરતા હતાં. જગતને તમે દેખાડી આપ્યું છે કે, જીવનમાં અને મરણમાં પતિ સાથે પત્નીનો અછેદ્ય સંબંધ છે. સર્વસંહા-રક કાળ તેનું છેદન કરી શકતો નથી, કાયદોકાનુન તેનુ છેદન કરી શકતો નથી.

પાશ્ચાત્યવાસીઓ ! ભારતરમણીના ચરણકમળ આગળ બેસીને ઘણા સમયસુધી ‘ નારીત્વ ’ અને ‘ પતિવ્રત ’ શિક્ષણ મેળવો !

ભૂતકાળના ઇતિહાસની સાક્ષીસ્વરૂપ એ સુરમ્ય ખોસબાગ હજુસુધી વિદ્યમાન છે અને જગતને લુત્ફુન્નિસાની પતિભક્તિની ઘોષણા કરે છે.

---

# रत्न ३०७ मुं—विरंजी कुंवर



એ જોનપુર જીલ્લામાં આવેલા ગઢવાલ ગામની રહેવાસી હતી. તેના પિતાનું નામ ઠાકુર અમરસિંહ તથા પતિનું નામ સાહ-દીન હતું. એણે સંવત્ ૧૯૦૫ માં ‘સતીવિલાસ’ નામનો એક ગ્રંથ સતી સ્ત્રીઓની પ્રશંસામાં રચ્યો છે. એ રઘુવંશી ઠાકુરજાતિની હતી. પોતાના કાવ્યમાં એણે સાસરા તથા પિયર પક્ષનો વિસ્તારથી પરિચય આપ્યો છે. એ પતિની ઘણી ભક્ત હતી. પોતાના પુસ્તકમાં એણે પતિવ્રતા ધર્મનું ઘણી રસિક ભાષામાં વર્ણન કર્યું છે. એની કવિતાના બેએક નમુના-

ઓ અત્રે આપીશું, જેથી એની ભાષા તથા વિચારોનો પરિચય મળશે.

જાયે ઉ ધર્મ પતિવ્રતકેરા, જેહિતે કરૂ સબ ધર્મ બસેરા,
કો પતિવ્રતા કવન વ્યવહારૂ, કવન ધર્મ ત્રિયસુગતિ સિંગારૂ
કવનિ વ્રત પતિકે પિય ભાખો, જેહિ હિત જીય દેહમે રાખો,
અબ પિય નિરનય દેહુ બતાઇ, મે ગઁવારી કુછ જાનિ ન પાઈ
કરૌં સદા પતિપદકર પૂજા, જાનૌ દેવ અવર નહીં દૂજા,
પઢૌં સુનૌ પતિ સંગ પુરાના, બૂઝૌ વેદ શાસ્ત્ર કરજ્ઞાના.
આત્મજ્ઞાન અરૂ તત્ત્વવિભેદા, બ્રહ્મજ્ઞાન કછુ ભાષિત વેદા,
સો સબ સુનત રહો દિનરાતી, એક લાલસા મો મતિ માતી.
જોરિ કુવો કર પતિ સન પૂછા, એહ તો ધર્મ ત્રિયન કહ છુછા,
કહો ધર્મ પતિવર્ત વિચારા, જેહિ સુનિ નારિ જાહિં ભવ પારા.
કિમિ કરિ રહે ચરનમહઁ સેવી, જેહ ધર્મ નારિ હોઇ દેવી,

સવૈયા

તીરથ વ્રત સોં નેહ નહીં, અરૂ જાનો નહી કુછ દેવ પૂજારી,
ચાલ કુચાલ હમેં નહી માલુમ, યાતેં કહે સબ લોગ ગવારી,
જ્ઞાન વિવેક કહા લહે નારિ, સદા જેહિ નિર્ધન સત બિચારી,
તાતેં વિરંજી વિચારી કહે મોહિ, દેહુ સિયાપતિ કંતસો યારી.

સવૈયા

હોય મલીન કુરૂપ ભયાવનિ, જાહિ નિહારિ ઘિનાત હે લોગુ,
સોઊ ભજે પતિકે પદ પંકજ, જાય કરે સતિ લોકમે ભોગૂ,
તાહિ સરાહત હૈં વિધિ શેષ, મહેશ બખાને બિસારિ કે જોગૂ.
યાતે વિરંજી વિચારી કહે, પતિકે પદકી તિય કિંકરી હોજૂ.

## रत्न ३०८ मुं—माइभागी



એ લાહોરમા રહેતી હતી. પહેલાં તો દારૂ વેચવાનો ધંધો કરતી હતી. તેની દુકાન ઉપર દુરાચારી અને સ્વચ્છંદી—વ્યસની લોકોની ઘણી ભીડ જામેલી રહેતી. આખરે ઝુલફિકાર નામના એક સદાચારી પુરુષ સાથે તેને પ્રેમ બંધાયો. એ પુરુષે તેને નીતિનો માર્ગ બતાવ્યો. માઈભાગીનું જીવન એકદમ

સુધરી ગયું. તે અતિ સદાચારી અને ઈશ્વરભક્ત બની પ્રભુ ગમે તેવા પાપીને પણ ઉદ્ધારવા સમર્થ છે, તેનું આ સન્નારીનુ જીવન એક દૃષ્ટાંત છે. કહેવાય છે કે ઇશ્વરભકિત અને યોગથી માઇભાગીને વચનસિદ્ધિ પ્રાપ્ત થઇ હતી. તેના મોંમાથી જે શબ્દો નીકળતા, તે સત્ય નિવડતા પંજાબકેસરી મહારાજા રણુ-જીતસિંહ તેના ઘણા ભક્ત હતા. એ નિર્લોભી સાધ્વી ઘણી વખત મહારાજા સાહેબનો તિરસ્કાર પણ કરતી; પરંતુ સાધુભક્ત મહારાજા કાંઇ બોલતા નહિ, ઉલટા તેની ખુશામત કરવા જતા. દિલ્હીનિવાસી પંડિત ગંગારામ માઈભાગીની સેવા કરવા વારંવાર આવ્યા કરતો હતો કહેવાય છે કે એક દિવસ માઇભાગીએ તેને કહ્યુ. 'મારી પાછળ શુ કામ પડયો છે જા દરબાર-મા જઇને દવાનગીરી કર ' બસ એજ દિવસે તેને દિવાનની નોકરી મળી.

માઈભાગીને મકાન બંધાવવાનો ઘણો શોખ હતો. તેણે ઘણી ઇમારતો બધાવી હતી. સન ૧૨૬૪ હિજરીમા તેનું મૃત્યુ થયું.

# रत्न ३०९ मुं—अझिझुन्निसा




રમણી દિલ્હીના બાદશાહ અકબર (બીજા)ના અમાત્યની જ્યેષ્ઠ કન્યા હતી. ઓગણીશમા સૈકાના સુપ્રસિદ્ધ મુસલમાનસુધારક અને પરોપકારી મહાત્મા સર સૈયદ અહમદ સાહેબે તેના ગર્ભમા જન્મ લીધો હતો. અઝિઝના પતિ ઘણા વિદ્વાન હતા અને ઉર્દૂ, ફારસી તથા અરબી આદિ પૂર્વદેશીય ભાષાઓનું ઘણુ સારૂં જ્ઞાન ધરાવતા હતા. તેમણે અઝિઝુન્નિસાને પણ ઘણું સારૂં શિક્ષણ આપ્યુ હતુ. એ ઘણી સુ-શીલ અને સદાચારી રમણી હતી તેના પતિનું મૃત્યુ થયું તે વખતે સૈયદ અહમદ બાલ્યાવસ્થામાં હતા. એ વખતે કુટુંબના ભરણુપોષણનો ભાર અઝિ-ઝુન્નિસાને માથે આવી પડયો. એણે ત્રેવડ અને કરકસરથી સંસાર ચલાવીને સૈયદ અહમદને ઉછેર્યા. સ્વાશ્રય અને પરિશ્રમનો મહિમા તેણે પોતાના ઉદા-હરણથી સૈયદ અહમદને શિખવ્યો. આખી જીંદગીસુધી ઘરસંસારની વ્યવસ્થા તેણે ઘણીજ કુશળતાથી ચલાવી હતી. એ વખતમાં દિલ્હી અને લખનોમાં સારા ખાનદાનના બાળકોને ઉંચા પ્રકારનું શિક્ષણ આપે એવી

થાળાઓ ઘણી થોડી હતી, પરંતુ અઝીઝુન્નિસાએ પોતે વિદ્યાના સ્વાદિષ્ટ ફળોનો સ્વાદ ચાખ્યો હતો, એટલે પુત્રને પણ સુશિક્ષિત કરવાનો તેણે સંકલ્પ કર્યો. એ ઘણી વિદુષી સ્ત્રી હતી. પૂર્વ દેશની ત્રણ ભાષાઓ (ઉર્દૂ, ફારસી અને અરબી )થી એ સારી પેઠે પરિચિત હતી અને કવિતાનો મર્મ ઘણીજ ઉત્તમ રીતે સમજી શકતી હતી. જ્ઞાનને લીધે તેનુ હૃદય સારા સંસ્કારવાળુ બન્યુ હતુ. મુસલમાન લોકોમાં ધર્મને નામે ચાલતા અનેક વહેમો ઉપરથી તેની શ્રદ્ધા ઉઠી ગઇ હતી અને બાલ્યાવસ્થામા તેણે આપેલા શિક્ષણના પ્રતાપેજ સર સૈયદ અહ્‌મદ ભવિષ્યમા મુસલમાનોને વહેમ અને અજ્ઞાનના બંધનમાંથી મુક્ત કરાવવા સમર્થ થયા હતા

સર સૈયદે અલીગઢ કૉલેજ સ્થાપીને તથા બીજી અનેક રીતે મુસલમાન પ્રજાની સેવા કરીને અક્ષયકીર્તિ સંપાદન કરી છે. એ કીર્તિને માટે એ ઘણે અંશે તેમની વિદ્વાન અને કાર્યદક્ષ માતાના આભારી હતા, એમ એમના જીવનચરિત્રકારોનુ માનવુ છે.

# रत्न ३१० मुं–राणी रासमणि



આ દાનશીલ ધર્મપરાયણા સ્ત્રીને ' રાણી ' ની પદવી સરકાર તરફથી મળી નહોતી. લોકોજ તેના ઉપર એટલી બધી શ્રદ્ધા અને ભક્તિ રાખતા કે જનસમાજમા તે ' રાણી ' ની ઉપાધિથી ઓળખાવા લાગી એ દાનશીલ રમણીએ કૈવર્ત જાતિના એક ગરીબ ખેડુતને ઘેર જન્મ ધારણ કર્યો હતો. તેના પિતાનું નામ હરિકૃષ્ણદાસ હતુ તે હાલિસહરની પાસે નાકોના નામના એક નાના ગામડામા વસતો હતો. રાસમણિ ઘણી રૂપલાવણ્યવતી સ્ત્રી હતી.તેના સૌન્દર્યથી મુગ્ધ થઈ જઇને કલકત્તાનિવાસી એક ધનવાન ગૃહસ્થ પ્રીતિરામ માડના બીજા પુત્ર રાજચંદ્રે તેની સાથે લગ્ન કર્યું. સ્વામીનુ અકાળ મૃત્યુ થયા પછી સ્વામીની મોટી જાગીરનો કારભાર તેણે પોતાના હાથમાં લીધો. તેણે જમીનદારીનો વહિવટ ઘણીજ બુદ્ધિમત્તા સાથે કર્યો તથા તેની આવકમાં પણ ઘણો વધારો કર્યો. દાનશીલતાના સદ્‌ગુણ માટે તો તે એટલી બધી પ્રસિદ્ધ છે કે બંગાળામાં ઘેરેઘેર તેના ગુણાનુવાદ ગવાય છે. તેણે દક્ષિણેશ્વરમાં દેવીનું એક મંદિર બંધાવ્યું હતુ અને એ મંદિરની

પૂજા કરવા સારૂ જગવિખ્યાત સ્વામી શ્રીવિવેકાનંદજીના ગુરુદેવ શ્રીરામકૃષ્ણ પરમહંસને રાખ્યા હતા. રાણી રાસમણિએ એક ધર્મશાળા અને અન્ન-છત્રની સ્થાપના પણ પોતાને ખર્ચે કરી હતી. ગરીબ અને નિરાધાર લોકોને અન્ન તથા વસ્ત્રનું પુષ્કળ દાન કરતી હતી. તેની તેજસ્વિતા પણ અસાધારણ હતી. તેને પુત્રસંતાન હતુ નહિ. એક કન્યાને મૂકીને ઈ૦ સ૦ ૧૮૬૧ માં ૬૭ વર્ષની વયે તેણે સ્વર્ગવાસ કર્યો હતો.

---

# रत्न ३११ मुं—महाराणी लक्ष्मीबाई



મહારાણી લક્ષ્મીબાઇ ઓગણીશમા સૈકાની અસામાન્ય વીરનારી છે. જે વખતે ભારતવર્ષમાં બ્રિટિશ સિંહનો પ્રતાપ પ્રવર્તી રહ્યો હતો, જે વખતે હિમાલયથી કન્યાકુમારિકા સુધી, સિંધુથી બ્રહ્મપુત્રાસુધી વિશાળ ભૂમિ બ્રિટનની વિજયી શક્તિના મહિમાથી ગૌરવાન્વિત હતી, તે વખતે લક્ષ્મીબાઈએ ઉંડા મૂળ ઘાલી બેઠેલા બ્રિટિશ રાજ્યની સામે થઇને, સ્વાધીનતાના ગૌરવ-ના રક્ષણ માટે સંકલ્પ કર્યો અને પોતાનું અસાધારણ વીરત્વ બતાવીને બ્રિટિશ અમલદારોને સ્તંભિત કરી નાખ્યા. લક્ષ્મીબાઇનું હૃદય જે પ્રમાણે નાજુક કામિનીને છાજે એવી મધુરતા અને સ્નિગ્ધતાથી આર્દ્ર હતું, તેજ પ્રમાણે સ્થિરતા અને દૃઢ પ્રતિજ્ઞાને લીધે અટલ થયું હતું. માધુર્યમય કોમળ સૌન્દર્યની સાથે ભયંકર ભાવનો સમાવેશ જોવાની કોઇને ઇચ્છા હોય, પ્રભાતકમળના અંગવિલાસની સાથે વિશાળ સાગરના ભયાનક દૃશ્યનું અવલોકન કરવાની ઇચ્છા હોય, કોમળ વીણાધ્વનિની સાથે લોકોની ભીડમાં થઇને આવતો પર્વતવિહારક ભૈરવ રવ સાંભળવાની ઇચ્છા હોય, તો લક્ષ્મીબાઇ એક અનુપમ સ્વર્ગીય ભાવનાવાળી અદ્વિતીય રીતરીકે દર્શન દેશે. એ લાવણ્યમયી વીરાંગનાની વીરકહાણી સાંભળીને સ્તંભિત થઈ જવાય છે.

લક્ષ્મીબાઇ કોણ? તેણે શામાટે બ્રિટિશ રાજ્યની વિરુદ્ધ હથિયાર ધારણ કર્યાં? જે શક્તિના આવિર્ભાવ આગળ દિગ્વિજયી મરાઠાઓએ પણ મસ્તક નમાવ્યું હતું, પંજાબકેસરીના પંજાબનું આગલું ગૌરવ ભ્રષ્ટ થઈ ગયું હતું,

બંગાળા અને બિહારની ફળદ્રુપ ભૂમિમા, મદ્રાસ અને મુબઇના સમૃદ્ધિશાળી શહેરોમા, સિંધુ અને મધ્યભારતના વિશાળ ક્ષેત્રમા બ્રિટિશ પતાકા કોઇની પણ હરિફાઇ વગર ઉડી રહી હતી અને ઇંગ્લંડના વેપારીમંડળના એક અમલદારની શક્તિ, ભારતસામ્રાજ્યમા ચંદ્રગુપ્ત કે વિક્રમાદિત્ય, અશોક કે ભોજની શક્તિની હરિફાઇ કરી રહી હતી, તે વખતે એ મહાશક્તિની સામે થવાનુ એણે શા માટે સાહસ કર્યું હતુ ? એ બધી વાતનો અહીં ઉલ્લેખ કરવામા આવશે.

લક્ષ્મીબાઇ મોરોપન્ત નામના એક મહારાષ્ટ્રીય બ્રાહ્મણની કન્યા હતી. મોરોપન્ત પેશ્વા બાજીરાવના સગા ભાઈ ચિમનાજી આપ્પા સાહેબનો ઘણો માનીતો હતો. આપ્પા સાહેબની સાથે એણે કાશી તીર્થમા જઇને વાસ કર્યો હતો એની પતિપ્રાણા ભાર્યા ભાગીરથીબાઇએ સ્વામીની સાથે કાશી વાસ કર્યો હતો એ પવિત્ર સ્થાનમા એમને ત્યા એક કન્યારત્નનો જન્મ થયો. માતપિતાએ કન્યાનુ નામ મનુબાઇ રાખ્યુ પાછળથી મનુબાઇએજ લક્ષ્મીબાઈ નામથી પ્રસિદ્ધિ મેળવી.

એ વખતે પેશ્વા બાજીરાવ બ્રિટિશ સરકાર પાસેથી આઠ લાખ રૂપિયાનુ પેન્શન લઇને, રાજ્ય છોડીને કાનપુરની પાસેના બિઠુર ગામમા વસતા હતા આપ્પા સાહેબના મૃત્યુ થયા પછી, મોરોપન્ત પત્ની અને કન્યાને સાથે લઈને, બિઠુર આવ્યા અને પેશ્વા બાજીરાવના આશ્રયતળે રહેવા લાગ્યા અહિ પેશ્વાના દત્તકપુત્ર નાના સાહેબ સાથે ક્રીડાકૌતકમા મનુબાઇની બાલ્યાવસ્થા વ્યતીત થઇ મનુની ઉંમર ત્રણ ચાર વર્ષની હતી ત્યારે મનુની માતાનુ મૃત્યુ થયુ. માતૃહીન બાલિકા મનુ પિતાના ઘણા આદર અને સ્નેહનુ પાત્ર બની મનુનુ સ્વરૂપ ઘણુ જ સુદર હતુ. સ્વાભાવિક તેજસ્વિતા અને સરળતાને લીધે એ સૌદર્યમા એક અપૂર્વ ઉજ્જ્વળ પ્રકાશ પ્રકાશી રહ્યો હતો બાજીરાવ અને તેના નોકરચાકરો બધા મનુના ઉપર ઘણોજ સ્નેહ રાખતા. સ્વભાવથીજ મનુના હૃદયમા તેજસ્વિતા, નિર્ભયતા, દૃઢતા, સામર્થ્યપ્રિયતા આદિ પુરુષોના ગુણો વાસ કરતા હતા. ઘરમાં સ્રી નહિ હોવાથી પુરુષોને હાથેજ મનુને ઉછેરવામા આવી એને લીધે એના એ પુરુષોચિત ગુણો વિશેષ વિકાસ પામવા લાગ્યા.

બાજીરાવને કઇ સંતાન નહોતું. તેમણે બે દત્તકપુત્ર લીધા હતા. મોટાનું નામ નાના સાહેબ અને નાનાનું નામ રાવસાહેબ પાડ્યું હતું. નાના

સાહેબ મનુના ઉપર ઘણું હેત રાખતો અને બાજીરાવનો ન્હાડો એની સાથે રમ્યા કરતો. મનુને પણ નાનાની દોસ્તી ખુબ ગમી ગઈ હતી. નાનાની સાથે એ ઘોડા ઉપર બેસીને ફરવા જતી, તલવારના પટા ખેલતી અને પતંગો ઉડાવતી. જ્યારે પોતે સહીપણીઓની સાથે રમવા જતી, ત્યારે પોતે રાણી બનતી અને પોતાની સખીઓને દાસી બનાવીને 'રાજ્યની રમત' રમતી.

આ પ્રમાણે મનુની બાલ્યાવસ્થા વ્યતીત થવા લાગી. એમ કહેવાય છે કે એના જન્માક્ષર જોઈને કોઈ જોષીએ કહ્યું હતું કે, 'આ કન્યા રાજાની રાણી થશે.' જ્યોતિષીની ભવિષ્યવાણી નિષ્ફળ ગઈ નહિ.

ભારતવર્ષના નકશાના મધ્ય ભાગમા બુદેલખંડ નામના પહાડી દેશમાં ઝાંસી નામક એક શહેર જોવામાં આવે છે. ઝાસી ઘણા રમણીય સ્થાનમાં વસેલુ છે. તેની ઉત્તર અને દક્ષિણમા બે તરફ ઉચા પર્વતો ઉભા છે. પર્વતોની તળેટી લીલા વૃક્ષોથી સુશોભિત છે. ઠેકાણે ઠેકાણે વિશાળ જળાશયો અપૂર્વ શોભા આપી રહ્યા છે. ઝાસીના નાના રાજ્યનુ ક્ષેત્રફળ ૧૫૬૭ વર્ગમાઈલ છે. પૂર્વે ઝાસીનું રાજ્ય મહારાષ્ટ્ર કુલગૌરવ પેશ્વાના આશ્રિત રાજાઓના તાબામા હતુ; પાછળથી ઈ૦ સ૦ ૧૮૧૭ મા બ્રિટિશ સરકાર સાથે તેનો સબધ સ્થપાયો હતો. ઝાંસીના છેલ્લા રાજાનું નામ ગંગાધરરાવ હતું. એ ઈ૦ સ૦ ૧૮૩૮ મા ઝાસીની ગાદીએ બેઠો હતો. તેની પહેલીવારની પત્નીનું મૃત્યુ થયા પછી એમણે બીજીવાર મનુબાઈ સાથે લગ્ન કર્યું હતું. મનુની વય એ વખતે આઠ વર્ષની હતી; પરન્તુ એ ઉંમરે પણ એ ઘણી નીડર અને હિંમતવાળી હતી. પરણતી વખતે ગોરમહારાજે વરની સાથે એનું પાનેતર બાંધ્યું, ત્યારે એણે પુરોહિતને કહ્યું હતુ: 'ખૂબ સખત બાધજો, એવું કસીને બાધજો કે છુટેજ નહિ.'

વિવાહ થઈ ગયા પછી મનુ જ્યારે સાસરે આવી ત્યારે ઝાસીની પ્રજા તેનું સૌન્દર્ય જોઇ એટલી બધી મુગ્ધ થઈ ગઈ કે તેઓ તેમને ' લક્ષ્મીમા ' કહીને બોલાવવા લાગ્યા. ત્યારથી એ સાસરામાં લક્ષ્મીબાઈ નામથીજ ઓળખાવા લાગી.

લક્ષ્મીબાઇના પિતા પણ ઝાંસીના રાજ્યમાં સરદાર પદવી પામીને ઝાંસીમાંજ આવી વસ્યા.

વિવાહનાં સાત આઠ વર્ષ પછી લક્ષ્મીબાઈને એક પુત્ર જન્મ્યો. લક્ષ્મીબાઈ ગંગાધરરાવની બીજીવારની સ્ત્રી હતી અને આ બાળક તેનું પ્રથમ

સંતાન તથા ઉત્તરાધિકારી હોવાથી તેના હર્ષનો પાર રહ્યો નહિ, પરંતુ ઈશ્વરે તેનું આ પરમ સુખ છાજવા દીધું નહિ. ત્રણ માસની અંદર એ રાજકુમારનું મૃત્યુ થયું. પુત્રશોકને લીધે ગંગાધરરાવનું શરીર ક્ષીણ થઈ ગયું. રોગ ઘણો ભયંકર હતો એટલે મૃત્યુ પાસે આવેલું જોઈને એમણે એક બાળકને દત્તક લીધો. એ પુત્રનું નામ દામોદરરાવ પાડયું.

ગંગાધરરાવને અંગ્રેજ સરકાર સાથે મિત્રતાનો સંબંધ હતો, એટલે પોતાના દત્તકપુત્રને રાજ્યના વારસતરીકે કબૂલ રાખવા માટે તેમણે મૃત્યુ પહેલા એક પત્ર લખ્યો હતો "હું ઘણોજ માંદો પડયો છું એક શક્તિવાળી ગવર્નમેન્ટની ખાસ સહાયતા હોવા છતા પણ એક દિવસ મારા પૂર્વજોનું નામ વિલુપ્ત થશે, એ વિચારથી મને ઘણોજ ક્ષોભ થાય છે, એટલા માટે બ્રિટિશ ગવર્નમેન્ટની સાથે મારે જે સન્ધિ થઈ છે, તે સન્ધિની બીજી કલમ પ્રમાણે મારા નિકટના સગા, આનંદરાવ નામના પાંચ વર્ષના એક બાળકને દત્તકપુત્રતરીકે હું ગ્રહણ કરૂં છું. જો ઈશ્વરકૃપાએ આપની દુવાથી હું સાજો થાઉં અને હજુ હું તરુણ અવસ્થામા છું, એટલે મારે ત્યાં ભવિષ્યમા પુત્ર જન્મે, તો એને લગતી યથાયોગ્ય વ્યવસ્થા હું પછીથી કરીશ અને જો હું જીવતો ન રહું, તો મારો વિશ્વાસ અને આગ્રહ છે કે બ્રિટિશ ગવર્નમેન્ટ એ બાળક ઉપર કૃપાદષ્ટિ રાખીને બાળકની માતા અને મારી વિધવા પત્નીને જીદગી સુધી બધી મિલ્કતની માલિક બનાવશે. તેમની સાથે કોઇ પણ દિવસ કોઈ જાતની ખોટી વર્તણૂક નહિ ચલાવે."

મરણપથારીએ પડેલા ગંગાધરરાવની કલમથી આવા વિનયપૂર્ણ નમ્ર વાકયો લખાયા હતા. તેના જીવનના છેલ્લા પત્ર ઉપરથી તેનું સૌજન્ય દરેક લીટીમા જણાઇ આવે છે, પરંતુ મુમુક્ષુ ગંગાધરરાવની એ છેલ્લી ઇચ્છા—અંતિમ વિનતિ સ્વીકારવામા ન આવી.

એ વખતે લોર્ડ ડેલહાઉસી ભારતમા ગવર્નર જનરલ હતો. લોર્ડ વેલેસ્લી ભારતમાં અંગ્રેજોનું પ્રાધાન્ય સ્થાપી ગયો હતો હવે લોર્ડ વેલેસ્લીને એવી ઇચ્છા થઇ કે, ભારતમા એકલા અંગ્રેજોનું રાજ્ય રહેવું જોઇએ. એ વિચારથી તેણે સંધિનો ભંગ કરીને મહારાણા રણજીતના રાજ્ય ઉપર બ્રિટિશ વાવટો ચઢાવ્યો અયોધ્યાના નવાબને પેન્શન આપીને અયોધ્યા પ્રાંત અંગ્રેજોના તાબામાં આણ્યો તેની રાજનીતિના મહિમાથી સતારા રાજ્યમાથી ઇતિહાસપ્રસિદ્ધ મરાઠાઓનું આધિપત્ય લુપ્ત થયું હતું. તેણે

અનેક કારણો બતાવીને દેશી રાજાઓના કેટલાએ રાજ્યો અંગ્રેજોના અમલ તળે આણ્યા હતાં.

હવે તેણે એક કાયદો ઘડયો કે, જે રાજાઓએ પોતાની ઇચ્છાપૂર્વક સંધિ કરીને અંગ્રેજોની અધીનતા અને આશ્રય ગ્રહણ કર્યા છે, તેમાંનો કોઈ રાજા નિઃસંતાન હોવાથી દત્તકપુત્ર ગ્રહણ કરશે તો એ દત્તકપુત્ર આ દેશના પ્રાચીન રિવાજ મુજબ રાજ્યનો—ભવિષ્યનો ગાદીવારસ ગણાશે, પણ અંગ્રેજોએ જે રાજ્યો ઉપર લડાઇમા એકવાર જીત મેળવ્યા પછી, પાછાં એના એ રાજાઓને તેમના રાજ્ય સોપ્યા છે, તેઓ એ રાજ્યના જમીનદાર જેવા ગણાશે. નિ:સંતાન હોવાથી તેઓ દત્તકપુત્ર રાખશે તો એ દત્તક તેની અંગત મિલકતનો વારસ થઇ શકશે, પણ રાજ્યનો વારસ ગણાશે નહિ એવી અવસ્થામા રાજ્ય અંગ્રેજ સરકારના તાબામા આવશે

એ નિયમ પ્રમાણે લોર્ડ ડેલહાઉસીએ સતારા, નાગપુર અને ઝંસીને પોતાના તાબામા લીધા

રાજ્ય ગયું, પુત્રનો અધિકાર લુપ્ત થયો, લક્ષ્મીબાઇને આથી પાર વગરનું દુ:ખ થયું તેના સ્વામીએ લીધેલો દત્તકપુત્ર, જે હિંદુશાસ્ત્ર અને દેશના પ્રચલિત રિવાજ પ્રમાણે તેના સ્વામીના રાજ્યનો હક્કદાર વારસ હતો, તેને મંજુર રાખવાની તેણે ઘણા દાખલાદલિલો સાથે, ઘણાજ વિનયપૂર્વક ગવર્નમેન્ટને વિનતિ કરી; પણ તેની એ વિનતિ સ્વીકારવામાં આવી નહિ.

અંગ્રેજ રેસિડેન્ટ સાથે જયારે તેને એ વિષયમા વાતચીત થઇ, ત્યારે પોતાની બધી દલિલો અને વિનતિઓ નિષ્ફળ ગયેલી જોઇને, ગુસ્સામાં આવી જઇને તેજસ્વી લક્ષ્મીબાઇએ દૃઢ સ્વરે કહ્યું હતું'—

" મેરી ઝાંસી દૂંગી નહિ. "

પણ તેનુ કાંઇજ વળ્યું નહિ. ઝાંસી અંગ્રેજોના તાબામા આવ્યું.

આ અરસામા બિઠુરમાં બેઠે બેઠે પેન્શન ખાનારા વૃદ્ધ પેશ્વા બાજીરાવ બીજાનું મૃત્યુ થયુ. લૉર્ડ ડેલહાઉસીની તેના દત્તકપુત્ર નાનાસાહેબને પેન્શન આપવાની ઇચ્છા નહોતી. તેણે કહ્યું બાજીરાવના દત્તકપુત્રનું પાલનપોષણ કરવાને અંગ્રેજ સરકાર બંધાયલી નથી. બાજીરાવ પુષ્કળ મિલકત છોડી ગયો છે. એ મિલકતમાંથી તથા બિઠુરની જાગીરમાંથી જે આવક થાય, તે નાનાસાહેબ અને રાવસાહેબના ગુજરાનને માટે પૂરતી છે.

પિતાનું પેન્શન મેળવવા માટે નાનાસાહેબે ઘણી દલીલપૂર્વક અરજી કરી વિલાયતમા પોતાનો પ્રતિનિધિ મોકલ્યો, પણ કાંઈજ વળ્યું નહિ; એટલે પેટનો બળેલો નાનાસાહેબ અગ્રેજ સરકારની વિરુદ્ધ ઘણી ઉડી ખટપટ કરવા લાગ્યો

લૉર્ડ ડેલહાઉસીની આ ખાલસા કરવાની નીતિથી નાનામોટાં ઘણાં દેશી રાજ્યો અસતુષ્ટ થયા અને એમને લીધે રાજ્યવત્સલ પ્રજાના દિલ પણ દુભાયા. અધૂરામા પૂરું, લશ્કરી સિપાઈઓને ઉશ્કેરે એવા બીજા પણ એક બે બનાવો બની આવ્યા અને એકાએક ભારતના ઇતિહાસમા પ્રસિદ્ધ થયેલો સિપાઈઓનો બળવો જાગી ઉઠયો.

ઇ૦ સ૦ ૧૮૫૭ મા મે મહિનામા બિહારથી તે દિલ્હી સુધી આખા ઉત્તરહિંદુસ્તાનમા તેમજ મધ્યહિંદુસ્તાનમા ઘણી જગ્યાએ સિપાઈઓ બળવાખોર થઈ ગયા. જે જે શહેરોમા બડ થયું, તે તે સ્થળોના અગ્રેજો કુટુબ સાથે કિલ્લામા ભરાઇ ગયા, પણ સિપાઈઓના હાથમા જ્યારે એ કિલ્લો આવતો, ત્યારે તેઓ અગ્રેજ સ્ત્રીપુરુષો તથા તેમના નિર્દોષ બાળકોને કતલ કરી નાખતા બીજે પણ જ્યા અગ્રેજો તેમના હાથમા આવતા, ત્યા તેઓ ઘણી નિર્દયરીતે તેમના પ્રાણ લેતા.

પરન્તુ આ બળવો સિપાઈઓનોજ હતો ભારતવાસી પ્રજા હમેશાની માફક એ વખતે પણ ઘણીજ વફાદાર હતી. એમણે આ બળવાના સમયમા ઘણા અગ્રેજ કુટુબોને પોતાના ઘરમા આશ્રય આપ્યો હતો. સિપાઈઓને એ વાતની ખબર પડતા તેઓ આશ્રયદાતા દેશીઓનું પણ સત્યાનાશ વાળવા ચૂકતા નહિ, છતા પણ આ દેશના સ્ત્રીપુરુષો સ્વાભાવિક કોમળતા અને પરદુ:ખકાતરતાને લીધે, ગમે તેટલુ જોખમ વેઠીને પણ અગ્રેજોને એ વિપત્તિમા આશ્રય આપતા ચૂકતા નહિ

સિપાઈઓએ દિલ્હીના નામમાત્રના બાદશાહ વૃદ્ધ બહાદુરશાહને હિંદુસ્તાનના બાદશાહતરીકે જાહેર કર્યો. બહાદુરશાહ તથા એના પુત્રો પણ સિપાઈઓ સાથે મળી ગયા. કાનપુર બળવાખોરોનું મુખ્ય કેન્દ્રસ્થળ બન્યું. નાનાસાહેબ એમનો સરદાર બન્યો. તાતીયા ટોપી નામનો એક દક્ષિણી બ્રાહ્મણ કદિ મધ્યભારતમા, તો કદિ ઉત્તરભારતમા જૂદે જૂદે ઠેકાણે ફરતો ફરીને નાનાસાહેબના પક્ષના બળવાખોર સિપાઈઓને મદદ આપતો. બિહારના ક્ષત્રી જમીનદાર કુમારસિંહને સરકારે કપટથી પકડવાનો યત્ન

કર્યો હતો, એટલે એ પણ સિપાઇ-બળવામા એક આગેવાન સરદાર બન્યો હતો. અયોધ્યાના મુસલમાન જાગીરદારો પણ વિદ્રોહીઓને મદદ આપતા.

બીજા શહેરોની પેઠે ઝાંસીમા પણ અંગ્રેજી લશ્કરના સિપાઇઓ ઉશ્કેરાઈ ગયા. જો કે અંગ્રેજો ઉપર લક્ષ્મીબાઇ ઘણીજ અપ્રસન્ન હતી; તોપણ એ બદલો વાળવા ખાતર, બળવાખોર સિપાઈઓની સાથે પ્રારંભમા સામિલ થઈ નહોતી.

સિપાઇઓને ઉશ્કેરાયલા જોતાંવારજ ઝાંસીના ડેપ્યુટી કમિશ્નર કેપ્ટન ગોર્ડન સાહેબે મડમો તથા બાળકોના રક્ષણને માટે લક્ષ્મીબાઇની મદદ માગી રાણીએ પોતાના મહેલમા ઘણીજ કાળજીપૂર્વક તેમને આશ્રય આપ્યો. સિપાઇઓ બળવાખોર થયા પછી અંગ્રેજ પુરુષો ઝાંસીના કિલ્લામા જઈ રહ્યા અને તે વખતે એમની મડમો તથા બાળબચ્ચાં પણ લક્ષ્મીબાઈના મહેલમાથી કિલ્લામા ગયા કિલ્લામા પણ રાણીએ બે ત્રણ દિવસ સુધી તેમને માટે ગુપ્ત રીતે રસોઇ મોકલાવી. તેમના રક્ષણને માટે થોડુ ઘણું લશ્કર એકઠું કરવાની તેણે ગોર્ડન સાહેબ પાસે રજા માગી; પણ સાહેબે કહ્યું કે એવી મદદની કાંઈ જરૂર નથી.

પરન્તુ એ લોકો કિલ્લાનું રક્ષણ કરી શકયા નહિ. સિપાઇઓએ કિલ્લાને પોતાના તાબામા લીધો અને અંગ્રેજ સ્રીપુરુષ તથા બાલક-બાલિકાઓની હત્યા કરી. એટલા બધા માણસોમાથી ફક્ત બેએક પુરુષ અને એકાદ સ્રી મહામહેનતે પલાયન કરીને બચી શકયા. કેટલાક અંગ્રેજ લેખકો લખે છે કેઃ-"રાણી લક્ષ્મીબાઇના હુકમથી અથવા તો તની જાણમા તેના સિપાઇઓ એ ભીષણ હત્યાકાંડમાં સામિલ થયા હતા. કેટલાક અંગ્રેજ અમલદારો મદદને માટે રાણીની પાસે જતા હતા, એટલામા રાણીના સિપાઇઓ એ રસ્તામાં તેમને પકડીને કેદ કર્યા તથા રાણી પાસે લઇ ગયા. રાણીએ તેમને સિપાઇઓના હાથમા સોંપ્યા અને તે દુષ્ટોએ તેમની હત્યા કરી." પણ એક વિશિષ્ટ અંગ્રેજ ઇતિહાસકાર ઘણી શોધખોળ પછી લખી ગયો છે કેઃ- "રાણી કે એની પ્રજા કોઇપણ પ્રકારે આ હત્યાકાંડમા સામિલ નહોતા; જે એએક સાહેબલોકોએ નાસી જઇને પોતાના પ્રાણ બચાવ્યા હતા, તેમાંના એકે પાછળથી રાણીના દત્તકપુત્ર દામોદરરાવને પત્ર લખીને જણાવ્યું હતું કે રાણીના નામ ઉપર આ મિથ્યા કલંક લગાડવામાં આવ્યું છે. હત્યામા મદદ આપવી તો દૂર રહી; પરન્તુ રાણીએ વિપત્તિના સમયમાં, આશ્રય આપીને,

ખોરાક આપીને તથા રક્ષણને માટે માણસો આપીને અમને મદદ કરી છે."

ઝાંસીના કિલ્લા ઉપર કબજો મેળવ્યા પછી સિપાઇઓએ રાણીના મહેલ ઉપર ચઢાઈ કરી, યુદ્ધના ખર્ચને માટે રાણી પાસે ત્રણ લાખ રૂપિયા માગ્યા અને રૂપિયા નહિ મળે તો રાણીના મહેલને તોપને મોંએ ઉરાડી મૂકીશું, એવો ભય બતાવ્યો.

એટલા બધા રૂપિયા આપવા જેટલી રાણીમા શક્તિ નહોતી તેણે માફ કરવા માટે સિપાઇઓને ઘણી વિનતિ કરી, પણ સિપાહીઓએ કાંઇ માન્યું નહિ. આખરે લાચાર થઇને રાણીએ અલંકાર અને રોકડ મળીને એક લાખ રૂપિયા આપીને સિપાઈઓને મનાવ્યા

સિપાઇઓએ આનંદપૂર્વક રાણીનો જયજયકાર કર્યો અને રાજ્યની માલિક રાણી છે, એવો ઢંઢેરો પીટતા પીટતા દિલ્હીની તરફ ગયા

ઝાસીમાં અત્યારે અંધાધુંધી ચાલતી હતી અંગ્રેજોની સત્તાનો ધ્વંસ થયો હતો સિપાઇઓ પણ ચાલ્યા ગયા હતા કેટલાક દિવસ પછી અંગ્રેજો આવીને પાછા શાસન અને શાન્તિ સ્થાપશે, તે નક્કી નહોતું અંધાધુંધીને લીધે ઝાંસીની પ્રજાના દુ:ખનો પાર રહ્યો નહિ. રાણી લક્ષ્મીબાઇએ રાજ્ય ખોયું હતું, પણ પ્રજા ઉપરના સ્નેહ તથા મમતા તેના હૃદયમાથી ઓછા થયાં નહોતા. ઝાસીના મુખ્ય આગેવાનોની સલાહથી એણે ઝાસીના રાજ્યનો વહિવટ પોતાના હાથમા લીધો. જબલપુરના કમિશ્નરને રાણીએ લખી મોકલ્યું કે –"રાજ્યમા અંધેર ફેલાઇ જવાથી પ્રજાના રક્ષણ સારૂ મેં રાજ્યનો કારભાર પોતાના હાથમા લીધો છે. જેટલા દિવસ અંગ્રેજ સરકાર ઝાસીમા આવીને પોતાની સત્તા પાછી નહિ સ્થાપે, તેટલા દિવસ તેમના પ્રતિનિધિતરીકે હું રાજ્યનો કારભાર ચલાવીશ "

પરન્તુ અંગ્રેજ અમલદારોએ રાણીના આ વચનો ઉપર વિશ્વાસ મૂક્યો નહિ યુદ્ધની ગડબડમા વિરુદ્ધપક્ષના માણસો ખરી વાત સમજી શકતા નથી એવી વખતે રોજ નવી નવી ગપ્પો અને ખોટી શંકાઓ ઉડે છે. ઝાસીમાં વાસ્તવિકરીતે શો બનાવ બન્યો હતો, તેનું પ્રમાણપૂર્વક ખરૂં વૃત્તાંત અંગ્રેજ અમલદારોને કાને પહોચવાનો એ સમયમા સંભવ નહોતો. દેશમા બળવો ઉભો થાય છે ત્યારે રાજ્યના અમલદારોના મનમા વિશ્વાસ કરતા સંદેહ વધારે પ્રબળ હોય છે. ઘણી સામાન્ય ઘટના ઉપરથી એવે વખતે અમલદારો વિશ્વાસુ વફાદાર પ્રજા ઉપર શક લઇ જાય છે અને તેમને પોતાના શત્રુ માનતા

સંકોચાતા નથી રાણી ઘણી તેજસ્વી અને બુદ્ધિશાળી સ્ત્રી છે, એ તેઓ સારી પેઠે જાણતા હતા. ઝાંસી અંગ્રેજોના કબજામા આવ્યાથી, રાણી અંગ્રેજો ઉપર ઘણી અસંતુષ્ટ છે, એ પણ તેમને માલૂમ હતું અંગ્રેજોની સામા થવાને નાના સાહેબને જે કારણ મળ્યું હતું, તેના કરતા મોટું કારણ રાણીને મળ્યું હતું. એવા સંયોગોમા ખુલ્લી રીતે નહિ તો ગુપ્તપણે પણ રાણી સિપાઈઓના પક્ષમા હશે, એવો વિચાર અંગ્રેજ અમલદારોના મનમાં આવે તો એ સ્વાભાવિક હતું.

તેમણે પહેલાં એ પણ ગપ સાંભળી હતી કે અંગ્રેજ સ્ત્રીપુરુષ અને બાળકબાલિકાઓના હત્યાકાંડમાં રાણીનો હાથ હતો. હવે રાણીએ જ્યારે ઝાંસીનો વહીવટ પોતાના હાથમા લીધો, ત્યારે અમલદારોની ખાત્રી થઇ કે બળવાખોર સિપાઇઓની સાથે મળી જઇને રાણી પોતાના રાજ્યનો ઉદ્ધાર કરવા માગે છે અને તેનો આ પત્ર અંગ્રેજોને છેતરવાનો એક રાજનૈતિક પ્રપંચ જ છે. તે ઉપરાત સિપાઈઓને રાણીની પાસેથી નાણા મળ્યા હતાં અને એ લોકો રાણી ઝાંસીના રાજ્યની માલિક છે, એવી ઘોષણા કરતા કરતા દિલ્હીની તરફ ગયા હતા, તેટલા ઉપરથી પણ તેમની એ અટકળને પુષ્ટિ મળતી હતી. ચારે તરફ ગપ ફેલાઇ ગઇ કે બળવાખોરોને પૈસા આપીને તેમની મદદથી લક્ષ્મીબાઈએ ઝાંસીનું રાજ્ય પોતાના અધિકારમા લીધું છે.

આવા આવા અનેક કારણોને લીધે, રાણી લક્ષ્મીબાઇ ખરેખર અંગ્રેજોના પક્ષમા છે, એ વાત અંગ્રેજ અમલદારો માની શક્યા નહિ. તેઓ નાનાસાહેબ વગેરેની માફક રાણી લક્ષ્મીબાઈને પણ પોતાની શત્રુ ગણવા લાગ્યા.

રાણીનો ખરો ઉદ્દેશ શો હતો, તે સમજવુ અઘરૂં છે. અંગ્રેજોની હત્યામા રાણીનો હાથ નહોતો, એ બાબતની પૂરતી સાબિતિઓ મળી આવે છે. અંગ્રેજો ઉપર અસંતુષ્ટ હોવા છતા પણ, નિર્દોષ વિપત્તિગ્રસ્ત અંગ્રેજ નરનારીઓને શરણે આવે ત્યારે તેમને શરણ આપવાને બદલે હત્યા કરે એવી ક્રૂરતા કોમળહૃદયા ભારતરમણી લક્ષ્મીબાઇને માટે અસ્વાભાવિક છે; પરન્તુ અંગ્રેજોને તે શત્રુ માનતી હોય, તોપણ વિપત્તિને સમયે શત્રુને આશ્રરો આપવો એ એક વાત છે અને લાગ આવે પોતાનું ખોયેલું રાજ્ય પાછું મેળવવાનો યત્ન કરવો એ બીજી વાત છે. જે ઝાંસી તેને પ્રાણ કરતાં પણ વહાલુ હતુ, તે ઝાંસી ખોવાનો વખત આવ્યો, ત્યારે તેણે દઢતા અને ગંભીરતાપૂર્વક કહ્યું હતું કે 'મારી ઝાંસી આપીશ નહિ.' જે ઝાસી ખોયા પછી તેણે આટલા દિવસો દારુણ

દુઃખમાં ગાળ્યા હતા, તે ઝાસીને લાગ આવ્યે પાછું મેળવવાની તેને ઈચ્છા થઇ હોય તો તે પણ સ્વાભાવિક છે, પરન્તુ ધારો કે એવી ઈચ્છા થઇ હોય તોપણ શું લક્ષ્મીબાઇ જેવી દૂરઅંદેશ બાઇ એટલું સમજી શકી નહિ હોય કે સિપાઈઓના વિદ્રોહથી અંગ્રેજોની પ્રબળ અને સુપ્રતિષ્ઠિત સત્તા કદિ નાશ પામે એમ નથી ? આવા બધા સંયોગોમાં રાણીના મનમા શો વિચાર હશે, તેનો ખરેખર નિર્ણય કરવો એ દુઃસાધ્ય કામ છે.

વિદ્રોહી સિપાઈઓની મદદથી તેને ઝાસી પાછું મળશે, એવી આશા કે ઇચ્છા થઇ હોય, તેનુ પ્રત્યક્ષ પ્રમાણ રાણીના શબ્દોથી કે રાણીના વ્યવહારથી મળતુ નથી અંધાધુધીના વખતમા અગ્રેજોના પ્રતિનિધિતરીકે ઝાસીની શાન્તિ સાચવી રાખવી, એજ તેનો ઉદ્દેશ હતો, અને એ ઉદ્દેશ રાજ્યની લગામ પોતાના હાથમા લેતાવારજ તેણે પાસેના અગ્રેજ અમલદારને લખી જણાવ્યો હતો.રાણીના ઉદ્દેશો સબધી વધારે અટકળ ન કરતા તેના આ કાર્યનું પરિણામ શુ આવ્યું, તે આપણે જોઇએ

રાજ્યની લગામ પોતાના હાથમા લીધા પછી આઠ દશ મહિના સુધી તેણે ઘણી દક્ષતાપૂર્વક રાજ્ય ચલાવ્યું એક તરફ તેનામા સાહસ, શક્તિ, ચતુરાઈ, દઢતા અને તેજસ્વિતા આદિ પુરુષોચિત ગુણો હતા, તેવીજ રીતે બીજી તરફ દયા, કોમળતા આદિ રમણીને છાજે એવા ગુણોથી પણ તેનું હૃદય પૂર્ણ હતુ.

રાણીની ઉંમર એ વખતે બાવીશ ત્રેવીશ વર્ષની હતી. દેખાવમા તે પરમ સુદર હતી પ્રતિભા ને ઉજ્જવળ યૌવનને લીધે ઉદ્ભાસિત તેનુ સૌન્દર્ય જોતાં તે સાક્ષાત્ દેવી જેવી લાગતી હતી. દેવીના જેવા સૌન્દર્યથી, રાણીના જેવી દઢતા અને તેજસ્વિતાથી, માતાના જેવા સ્નેહમય કોમળ વ્યવહારથી તેની પ્રજા તથા તેના સૈનિકો ભય, ભક્તિ, શ્રદ્ધા અને કૃતજ્ઞતાપૂર્વક તેને વશ થઇ ગયા હતા વિખ્યાત અગ્રેજ સેનાપતિ સર હ્યુરોઝ સાહેબે રાણીની સાથે યુદ્ધ કર્યું હતું તેમણે પોતે રાણીના આ બધા ગુણોનો ઉલ્લેખ કર્યો છે. તેઓ કહે છે કે.–'રાણીના ગુણથી તેની પ્રજા તથા સૈનિકો તેને એટલા બધા વશ હતા કે તેમના શત્રુઓને સૌથી વધારે બીક રાણીનીજ રહેતી.'

વિધવા થયા પછી રાણીનુ દૈનિક જીવન આ પ્રમાણેનું હતું. પાછલી રાતે ઉઠીને સ્નાન કરીને તે શિવપૂજા કરતી ત્યાર પછી કપડાં પહેરીને રાજમહેલના આગણામાં લગભગ બે કલાક સુધી ઘોડા ઉપર સવાર થઈને ફરતી. એ

કામને માટે તેણે ચાર પાચ સુદર મજબુત ઘોડા રાખ્યા હતા. દરરોજ એ ઘોડાઓને પોતે એ પ્રમાણે દોડાવતી.

આ કસરત થઇ રહ્યા પછી પાછી સ્નાન કરતી અને બ્રાહ્મણો તથા દીન-દુઃખી લોકોને દાન કર્યા પછી પોતે ભોજન કરતી. ભોજન કર્યા પછી ત્રણ વાગ્યા સુધી નાના નાના કાગળના ટુકડા ઉપર રામનામ લખતી અને તેની લોટની સાથે ગોળીઓ વાળીને માછલાંઓને ખવરાવતી. ત્યાર પછી સંધ્યા-કાળથી તે રાતના ૮ વાગ્યા સુધી પુરાણ સાભળતી. એ વખતે લોકો સાથે મે-ળાપ અને વાતચીત કરતી.ત્યાર બાદ સ્નાન કરતી.અને સંધ્યા તથા આહ્નિક કર્મા દોઢ પહોર કરતાં વધારે વખત ગાળતી ત્યાર પછી રાણી શયન કરતી.

રાજ્યશાસનના વખતમા દરરોજ રામનામ લખવાનું સમાપ્ત થયા પછી રાણી લગભગ ત્રણ વાગ્યે રાજકાજને માટે દરબારમા આવતી. એ વખતે કોઇ દિવસ તો એ પુરુષવેશમા કમરે તલવાર બાધીને બિરાજતી, તો કોઇ દિવસ સ્રીવેશમા સાદી સાડી, સાદી કાચળી અને હીરાના સામાન્ય અલંકાર પહેરીને બેસતી.

દરબારગૃહની પાસેના મકાનમા રાણી પડદાની આડમાં બેસીને પ્રજાની અરજી તથા સુખદુ:ખની વાતો સાંભળતી અને તેના સંફેલા કરતી.

પણ આ આઠ દશ મહિના પણ એ શાન્તિમા નિર્વિઘ્ને રાજ્ય કરી શકી નહિ. તેણે રાજ્યગ્રહણ કર્યા પછી થોડા વખતમા, તેના સ્વામીના એક નિકટ-ના સગા સદાશિવરાવ નારાયણે કેટલાક કિલ્લા અને ગામો ઉપર અધિકાર મેળવીને 'ઝાસીના મહારાજા' તરીકે પોતાની આણ ફેરવાવી, પરંતુ રાણીએ તરતજ સૈન્ય મોકલીને તેને પરાજીત કરી કેદ કર્યો, પણ એક શત્રુ દબાયો એટલે બીજો પ્રબળ શત્રુ ઉભો થયો. ઝાસીની પડોશમા ઓરછા અને તેહુરી નામના નાના નાનાં રાજ્યો છે. ઓરછાની રાણી લડીબાઇના સેનાપતિ નથ્થે-ખાંએ વીશહજાર સૈન્ય સાથે ઝાંસી ઉપર ચડાઇ કરી.

રાણીનું સૈન્ય વધારે નહોતું. અ ગ્રેજોએ રાજ્ય ઉપર અધિકાર જમાવ્યો, તે વખતે તેમણે બધી તોપો તથા દારૂગોળાનો નાશ કર્યો હતો. આ યુદ્ધ ઉપસ્થિત થવાથી રાણીએ સત્વર સૈન્ય એકઠું કર્યું અને કારખાનાં ઉઘાડીને બન્દુકો તથા દારૂગોળા બનાવવા માંડયાં. તેના નિમંત્રણથી બુદેલખડના સર-દારો પોતપોતાનું સૈન્ય લઇને આવ્યા. દુર્ગને સુરક્ષિત કર્યા પછી રાણીએ યોગ્ય ઠેકાણે મોરચા નાખ્યો અને પોતે પઠાણના વેશમાં સૈનિકોને મોખરે

ઉભી રહી યુદ્ધ આરંભાયું.

કિલ્લાના ઉપર રાણીએ અંગ્રેજ અને પેશ્વાના નિશાન ચડાવ્યા નથેખાં યુદ્ધમા પરાજય પામ્યો અને રાણીની સાથે સંધિ કરવાની તેને ફરજ પડી.

યુદ્ધના સમયમા રાણી પોતાના સૈન્યની સાથે માતાની માફક વર્તતી. ઘાયલ થયેલા સૈનિકની વેદના જોઇને તેની આખમાથી જળધારા વહેતી. પોતે જાતે હાજર રહીને તેની ચિકિત્સા અને માવજત કરાવતી, પાસે બેસીને મીઠી વાણીથી તેને દિલાસો આપતી ને તેના શરીર ઉપર હાથ ફેરવીને તેનું દુઃખ ઓછું કરતી

અસ્તુ ! ઇન્દોરમાં અંગ્રેજ સરકારનો જે પ્રતિનિધિ રહેતો હતો, તેના તાબામા ઝાસી એ વખતે હતું. નથેખાંની ચડાઈનો અહેવાલ રાણીએ તેના ઉપર મોકલી આપ્યો; પણ એ પત્ર એજંટસાહેબને પહોચ્યો નહિ.

અંગ્રેજ અમલદારો પોતાને દુશ્મન ન ગણે તેને સારૂ રાણીએ જેટલા પ્રયત્નો કર્યા હતા, તેટલા બધા નિષ્ફળ ગયા રાણીને દમન કરીને ઝાસીને પાછું પોતાના અધિકારમાં લેવા માટે સર હ્યુરોઝ સૈન્ય લઇને ઝાસીની તરફ અગ્રેસર થયો અંગ્રેજોની સાથે અત્યાર સુધી રાણીએ જે વ્યવહાર રાખ્યો હતો, તે ઉપરથી એણે એમ કદિ ધાર્યું નહોતું કે અંગ્રેજો એકદમ સૈન્ય લઇ-ને યુદ્ધ કરવા આવશે

અંગ્રેજોના એજંટને બધી વાત સવિસ્તર કહી સંભળાવવા માટે તેણે એક દૂત મોકલ્યો, પણ એ દૂત ઇંદોર ગયો નહિ. અંગ્રેજોના એજંટ સાથે એણે મેળાપ કર્યો નહિ અને એમને એમજ રાણી પાસે દૂર રહીને, ખોટા સમા-ચાર મોકલતો રહ્યો. રાણી તો એમ સમજી કે દૂતે અંગ્રેજોના એજંટ આ-ગળ પોતાનો પક્ષ સમર્થન કરવા માટે બનતો યત્ન કર્યો છે

બીજી તરફથી ઝાસીના નવા સૈનિકો તથા અંગ્રેજોના અમલમાં જેમને દુઃખ અને નુકસાન વેઠવું પડયું હતું, તેવા અમલદારો રાણીને યુદ્ધ કરવા માટે ઉશ્કેરવા લાગ્યા

આ ગુંચવણના સમયમા રાણીને સમાચાર મળ્યા કે, જો એ હથિયાર છોડી દઇને પોતાના અમલદારો સાથે અંગ્રેજોના તંબુમાં જઈને તાબે થશે, તો અંગ્રેજો તેને માફી આપશે આ કાર્યને રાણીએ સન્માનજનક ગણ્યું નહિ. લાચારીએ તેણે યુદ્ધની તૈયારીઓ કરવા માંડી.

રાણીની પાસે ફક્ત અગિયાર હજાર સૈનિકો હતા. થોડા સમયમા જેટલી બની શકે તેટલી વ્યવસ્થા કરીને, રાણીએ પોતે લશ્કરની સરદારી લીધી. ઝાંસીનગર મજબૂત કોટથી રક્ષિત હતું. એ કોટમા યોગ્ય સ્થળે તોપો તથા સૈનિકો ગોઠવીને રાણીએ નગરરક્ષાનો બંદોબસ્ત કર્યો ઇ૦ સ૦ ૧૮૫૮ ના માર્ચ માસના છેવટ ભાગમાં સર હ્યુરોઝે ઝાસીને ઘેરો ઘાલ્યો.અતુલ પરાક્રમ-પૂર્વક રાણીએ દશ અગિયાર દિવસ સુધી ઝાસીનું રક્ષણ કર્યું. એ સમયમાં રાતદિવસ તેને કામ કરવું પડતું, જરા પણ વિશ્રામ મળતો નહિ

પુરુષવેશે ઘોડેસ્વાર થઈને રાણી હમેશાં ગોલંદાજ અને સિપાઈઓની પાસે ફરતી રહીને તેમના કાર્યની દેખરેખ રાખતી, જ્યાં કંઇ જે વસ્તુનો અભાવ હોય ત્યાં પોતે ઉભી રહીને એ અભાવ દૂર કરતી, થાકી ગયેલા લશ્કર-ને ઉત્સાહના વચનોથી હિંમત આપતી, કોટનો કોઇ ભાગ દુશ્મનોના ગોળા-થી તૂટી જતો તો જાતે ઉભી રહીને કારીગરો પાસે તેનું સમારકામ કરાવતી. અને નગરમા જે લોકોએ આશ્રય લીધો હતો તેમના રહેવાનો તથા ખાવાપીવા-નો બંદોબસ્ત કરતી.

રાણીની વીરતા, અકલાત પરિશ્રમ તથા અદમ્ય ઉત્સાહથી ઝાસીનાં બાલકબાલિકાઓ પણ ઉત્સાહિત થયા હતા એ લોકો પણ કોટનું સંરક્ષણ કરવામા મદદ કરતા, થાકી ગયેલા સૈનિકોને ખોરાક તથા પાણી લાવી આપતા.

યુદ્ધની સૂચના થયા પછી રાણીએ નાનાસાહેબ અને તાતીઆ ટોપીની પાસે મદદ માગી હતી. તાતીઓ એક લશ્કર લઇને રાણીની મદદે આવી પ હોચ્યો. આ સમાચાર મળતાવાર સર હ્યુરોઝ પ્રબળ પરાક્રમથી કોટ ઉપર આક્રમણ કરવા લાગ્યો એક તરફથી તેના લશ્કરની એક ટુકડીએ તાતીઆને હરાવી તેનો રસદ તથા દારૂગોળો પોતાના કબજામા લીધો.

ત્યાર પછી કેટલેક દિવસે નગરના કોટનો એક દરવાજો અંગ્રેજ સૈનિકો-ના હાથમાં આવ્યો. એ રસ્તે અંગ્રેજોના સૈન્યે નગરમા પ્રવેશ કર્યો. રાણીએ કિલ્લાની અંદર આશ્રય લીધો પણ બહારથી મદદ મળવાનો સંભવ નહોતો; એટલે એ દશામાં ઘણા દિવસ સુધી કિલ્લાનું રક્ષણ કરવું અસંભવિત હતું. કાંઇ પણ મદદને અભાવે તેમને જલદી શરણે જવું પડશે એમ રાણીને લાગ્યું. આખરે લાચાર થઇને એક રાત્રે અંધારામાં પિતા, બાળક પુત્ર દામોદર તથા કેટલાક સેવકો લઈને રાણી ગુપ્તરીતે ઝાસી છોડીને ચાલી ગઇ.

રાણીના પલાયનના સમાચાર મળતાંવારજ તેને પકડવા સારૂ અંગ્રેજ

સૈન્ય તેની પછવાડે દોડયું. રાણીના પિતા પકડાઇ ગયા અગ્રેજોએ તેમને ફાંસી દીધી. રાણી પુત્રની સાથે કાલપી જઇને તાતીઆ ટોપીને મળી.

ઝાસીમા બળવાખોરોએ અંગ્રેજ સ્ત્રીપુરુષ અને બાલકબાલિકાઓને નિર્દયતાથી મારી નાખ્યાં હતા. નગર ઉપર પોતાનો કબજા થતાવારજ અગ્રેજ સૈનિકોએ, વેર લેવા માટે ઝાસીના અનેક ઘરબારને બાળીને રાખ કરી દીધા. ઘણા લોકોને મારી નાખ્યા. અગ્રેજ ઇતિહાસકાર માર્ટિન સાહેબે લખ્યું છે કે.–"લગભગ પાચ હજાર ઝાસીવાસી આ પ્રમાણે માર્યા ગયા હતા. સ્ત્રીઓની આબરૂ સાચવવા માટે ઘણા નગરવાસીઓએ તો પોતાનેજ હાથે સ્ત્રીઓના પ્રાણ લીધા ઘણી સ્ત્રીઓએ કૂવામા પડીને આત્મહત્યા કરી."

હત્યાની સાથે સાથેજ સૈનિકોએ નગરમા ખુબ લૂટ ચલાવી. ધનિકોની ચીજ, વસ્તુઓ ઉઘાડી ઉઘાડીને જોઇ તથા એમાથી કામની વસ્તુઓ લઇને બાકીની વસ્તુઓને ગમે ત્યા ફેંકી દીધી. સેનાપતિના પ્રયત્નથી આખરે બધા સૈનિકો શાન્ત થયા અને લૂટફાટ બધ થઇ. લૂટના દ્રવ્યમાથી તેણે ભૂખ્યા અને ઘરબાર વગરના લોકોને મદદ આપવાનો બદોબસ્ત કર્યો.

પેલી તરફ રાણી કાલપી જઈને તાતીઆ ટોપીના લશ્કરની સરદાર બની. નાનાસાહેબનો ભાઇ રાવસાહેબ એ વખતે કાલપીમા હતો. કાલપીથી ચાળીસ માઇલ છેટે કુચ નામક સ્થાનમા અગ્રેજ સૈન્ય સાથે તેને યુદ્ધ થયુ. યુદ્ધમા પરાજિત પામ્યા છતાપણ એ યુક્તિ વાપરીને સૈન્ય સાથે પાછી નાસી આવી.

કાલપીની નજીકમા ફરીથી એકવાર યુદ્ધ થયુ. સ્ત્રી જાણીને રાવસાહેબે રાણીના હાથમા અધિક સૈન્ય આપ્યું નહિ. ફક્ત અઢીસો સવારો તેના તાબામા સોપ્યા, પણ એટલા થોડા સૈન્ય સાથે પણ રાણીએ એવા બળ અને પરાક્રમપૂર્વક અગ્રેજોની એક ટુકડી ઉપર હુમલો કર્યો કે તેમને આખરે થાકીને નાસી જવું પડયું, પણ બીજી તરફથી અગ્રેજોનું એક બીજુ સૈન્ય આવીને ખડુ થયુ રાવસાહેબ પરાજીત થઇને તેમનું સૈન્ય લઇને નાસી ગયા. લાચારીએ રાણીને પણ યુદ્ધક્ષેત્ર ત્યજવું પડયુ.

એ યુદ્ધ પછી કાલપી અગ્રેજોના હાથમા આવ્યું. રાવસાહેબ અને તેમના કેટલાક સાથીઓએ યુદ્ધ છોડી દઈને પલાયન કરવાનો યત્ન કર્યો; પણ રાણીએ તેમને એમ કરતા વારીને કહ્યું કે, પલાયન કરી જવાથી તમારી આશા પૂર્ણ થશે નહિ. વળી આવી અરક્ષિત અવસ્થામા યુદ્ધમા વિજય મેળવવો, એ પણ

આવશ્યક છે, માટે કોઈ કિલ્લાને પોતાના અધિકારમાં લઈને ત્યા આગળ સૈન્ય એકઠુ કરીને યુદ્ધ કરવું એ ઠીક છે. પાસેજ સિંધિયાનો ગ્વાલિયરનો કિલ્લો પર્વતના ઉપર મજબુતરીતે બાંધેલો હતો. સિંધિયા અગ્રેજોના પક્ષમા હતો, એ વાત ખરી, પણ રાણીની ખાત્રી હતી કે જો એ દુર્ગ ઉપર તેમનો અધિકાર થશે તો દુર્ગમા રહેનારૂં સિંધિયાનું સૈન્ય પણ પોતાના પક્ષમા લાવી શકાશે. આવો દૃઢ કિલ્લો અને કિલ્લામાનું સૈન્ય તથા હથિયારો હાથમા આવ્યાથી તેમનું બળ પણ ઘણું વધી જશે અને દુશ્મનો સાથે વધારે સબળતાથી યુદ્ધ થઈ શકશે.

રાણીની આ સૂચના તાતીયા ટોપીએ મંજુર કરી. સૈન્ય લઈને બધા ગ્વાલિયરના રાજ્ય ભણી ચાલ્યા.

રાવસાહેબની વિરુદ્ધ યુદ્ધ કરવાની વાત સાંભળીને પોતાના સૈનિકો ઉશ્કેરાઇ જઈને બળવો કરશે, એવા ભયથી સિંધિયા સરકાર તથા તેમના ચતુર મત્રી જાણે રાવસાહેબનો સત્કાર કરવા જતા હોય, તેવી રીતે સૈન્ય લઈને આગળ ચાલ્યા. રાવસાહેબ પણ નિશ્ચિત થયા; પણ દૂરઅંદેશ રાણી તેમનો ગુપ્ત ઇરાદો સમજી ગઈ હતી, તેથી તેણે પોતાની સાથે બસેં ત્રણસે સૈનિકો રાખ્યા હતા. સિંધિયાના ગોલંદાજોએ જ્યારે અચાનક રાવસાહેબના લશ્કર ઉપર ગોળીઓ ચલાવવા માડી, ત્યારે રાણી પોતાનું સૈન્ય લઇને પ્રબળ વેગથી તેમની સામે થઈ એ હુમલો ખમી ન શકાયાથી સિંધિયાના કેટલાક ગોલંદાજો બંદુકો ફેંકીને ચાલ્યા ગયા પેલી તરફ સિંધિયાના સૈનિકોને પોતાના રાજાનું તરકટ જણાઈ જવાથી, રાવસાહેબના પક્ષમા આવી ગયા. સિંધિયા પરાજિત થઇને મહામહેનતે પ્રાણ બચાવીને નાઠો. ગ્વાલિયર રાવસાહેબના કબજામાં આવ્યું.

ગ્વાલિયર ઉપર અધિકાર મેળવ્યા પછી રાવસાહેબે નાનાસાહેબને પેશ્વા તથા પોતાને પેશ્વાના તાબાના સુબાતરીકે જાહેર કરીને આનદોત્સવ કરવા માંડયા.

રાણી લક્ષ્મીબાઇ આથી ઘણી નાખુશ થઇ. ઉત્સવ અને નાચરંગ છોડી દઇને લશ્કરને ગોઠવીને પાછા યુદ્ધને માટે તૈયારી કરવાને તેણે રાવસાહેબને ઘણો આગ્રહ કર્યો, પણ રાવસાહેબે રાણીનો ઉપદેશ માન્યો નહિ; એટલામાં સર હ્યુરોઝ અંગ્રેજ સૈન્યને લઇને ગ્વાલિયર તરફ આવ્યો. એ વખતે સૈન્ય એકઠું કરીને યુદ્ધને માટે તૈયાર થવાનો રાવસાહેબે તાતીયા ટોપીને હુકમ આપ્યો. પોતે આળસુ થઇ બેસી રહ્યા.

રાવસાહેબના પક્ષનું સૈન્ય બહારથી કે અંદરથી અંગ્રેજોના સૈન્યની ગતિને રોકી શક્યું નહિ અંગ્રેજ સૈન્યે ગ્વાલિયર ઉપર આક્રમણ કર્યું રાણીને ગ્વાલિયરના પૂર્વ ભાગનું રક્ષણ કરવાનું સોંપ્યું હતું પુરુષવેશે ઘોડેસ્વાર થઈને રાણીએ રાતદિવસ સૈન્ય ગોઠવવાનું તથા નગરરક્ષાનું કામ કર્યું.

૧૮ મી જૂને આખો દિવસ યુદ્ધ ચાલ્યું. રાણીએ ઘોડા ઉપર બેસી રહીને અપૂર્વ ઉત્સાહ, પરાક્રમ તથા રણકૌશલ્યપૂર્વક લશ્કરને ચલાવ્યું, પણ આ યુદ્ધમાં અંગ્રેજોનોજ જય થયો.

સુન્દ્રા અને કાશી નામની રાણીની બે સહચરીઓ પણ ઘોડેસ્વાર થઈને યુદ્ધમાં સામીલ થઇ હતી એ બે સહચરીઓ તથા બીજા કેટલાક વિશ્વાસુ સિપાઇઓને લઈને રાણીએ યુદ્ધક્ષેત્રનો ત્યાગ કર્યો

કેટલાક અંગ્રેજ સ્વારો રાણીની પછાડી છુટયા, પણ રાણીનો ઘોડો એમનાથી ઘણો આગળ ચાલતો હતો સહસા કોઈનો રોદનધ્વનિ સાંભળીને રાણીએ પાછા ફરીને જોયું તો જણાયું કે તેની સખી સુન્દ્રા ઉપર એક અંગ્રેજ સવારે હુમલો કર્યો છે. રાણી ઘોડો દોડાવીને વિજળીને વેગે તેની પાસે આવી અને તલવારના ઘાથી સ્વારને ઠાર કરીને પાછી આગળ ચાલી.

દોડતા દોડતા રાણીએ જોયું કે સામે એક નાનું નાળુ છે. ઘોડો ત્યા આગળ અટકી ગયો. કોઈ પણ પ્રકારે એ નાળુ ઓળગી શક્યો નહિ. એટલામા કેટલાક અંગ્રેજ સવાર ત્યા આવી પહોંચ્યા. તેમની સાથે રાણીએ તલવારવડે યુદ્ધ કર્યું, પણ એટલા બધા આદમીઓ સાથે એ એકલી કેટલીવાર સુધી યુદ્ધ કરી શકે ? માથામા તલવારનો ઘા તથા છાતીમા સગીનના ઘાથી મરણતોલ થઈને રાણી જમીન ઉપર પડી સામે એક સન્યાસીની કુટીર હતી. રાણીનો એક સેવક એને ત્યા લઇ ગયો સન્યાસીએ રાણીના મોમા ગગાજળ રેડયું જોતજોતામાં રાણીનો અમરઆત્મા નશ્વર દેહનો ત્યાગ કરીને અમર ધામમા ચાલ્યો ગયો.

સિપાઇવિદ્રોહ બધે શાન્ત થઈ ગયો. દિલ્હીનો બાદશાહ બાદશાહી ગુમાવીને રગુનમા દેશનિકાલ થયો તાતીયો પકડાઈ ગયો. તેને ફાંસી દેવામાં આવી. નાનાસાહેબનો પત્તો લાગ્યો નહિ કુમારસિંહે યુદ્ધમા પરાજીત થઈને નિરાશાના માર્યા આપઘાત કર્યો. કુમારસિહની સાથે તેના શહેરની કેટલીક સ્ત્રીઓ પણ યુદ્ધમા સામીલ થઇ હતી. છેવટની લડાઇમાં, તેમણે વિજયની કાંઈ આશા નહિ રહેવાથી તોપના મો આગળ પોતાનાં શિર મૂકીને પ્રાણ

સમર્પણ કર્યા.

લક્ષ્મીબાઇના પુત્રની બધી મિલકત અંગ્રેજોએ જપ્ત કરી. સરકાર તરફ-થી બસેં રૂપિયાનું પેન્શન મેળવીને તે સાધારણ માણસની પેઠે ઇંદોરમાં રહેવા લાગ્યો. દેશમાં ફરીથી શાન્તિ પ્રસરી ગઈ.

એ વખત સુધી આપણું ભારતવર્ષ 'ઇસ્ટ ઇંડિયા કંપની' નામના વેપારી-ના મંડળના હાથમાં હતું ૧૮૫૭ ના બળવા પછી મહારાણી વિક્ટોરિયાએ પોતાના હાથમા ભારતસામ્રાજ્યનો વહિવટ લીધો અને જાહેરનામું કઢા-ડીને આખા દેશમા ઢંઢેરો ફેલાવ્યો કે:-"અંગ્રેજો અને દેશીઓમાં કાંઇ પણ ભેદભાવ રાખ્યા વગર અને જાતિધર્મનો ભેદ ગણ્યા વગર અને સમાનભાવે ભારતનું રાજ્ય કરીશું."

મહિમામયી મહારાણીના રાજ્યમા ભારતમાં અખંડ શાન્તિનું રાજ્ય સ્થપાયું.

આત્મસન્માનની રક્ષા માટે યુવતી વીરરમણી લક્ષ્મીબાઈએ જે અસા-ધારણ આત્મત્યાગ કર્યો છે, તે ઉપદેશજનક છે લક્ષ્મીબાઇએ અંગ્રેજોના જેવી ન્યાયી સરકારની વિરુદ્ધ હથિયાર ધારણ કર્યા હતા, તેને માટે આપણે તેની પ્રશંસા કરીશું નહિ, પણ તેનું અસામાન્ય વીરત્વ આપણને બધાને મુગ્ધ કરે છે. તેનું પરાક્રમ જોઈને સર હ્યુરોઝ જેવા સામા પક્ષના સરદારે પણ કહ્યું છે કે.-'લક્ષ્મીબાઇ એક અબળા હોવા છતાં પણ, સામા પક્ષમા સૌથી વધારે સાહસિક અને રણવિદ્યામા કુશળ હતી.' વીરપુરુષ સર હ્યુરોઝ વીરત્વની ખરી પરીક્ષા કરી શકયો હતો, એમ કોણ નહિ કહે ? સર હ્યુરોઝે તેની પ્રશંસામા એવા ભાવનું લખ્યું હતું કેઃ-

"રાણીનું ઉંચુ કુળ, પોતાના સૈનિકો અને હજુરિયાઓ ઉપરની અપાર દયા, ગમે તેવી વિપરીત દશામા પણ ચળે નહિ એવુ ધૈર્ય, એ બધા ગુણોને લીધે રાણી લક્ષ્મીબાઇ દુશ્મનોના લશ્કરને માટે પણ પ્રભાવશાળી અને ભય-જનક થઈ પડી હતી."

"આ યુદ્ધમા સૌથી વધારે મહત્ત્વનું મૃત્યુ ઝાંસીની રાણીનું હતું. એ સ્ત્રી હોવા છતાં પણ બળવાખોરોમા અત્યંત વીર અને ઉત્તમ સૈનિક હતી."

આગ્રામાં માર્ટિન સાહેબ નામના એક ફ્રાન્સનિવાસી ગૃહસ્થ રહેતા હતા. તેમને મરણ પામ્યે થોડાંકજ વર્ષ થયાં છે. તેમણે તા. ૨૦ ઓગસ્ટ ઈ૦ સ૦ ૧૮૮૯ને દિને રાણી લક્ષ્મીબાઈના દત્તકપુત્ર દામોદરરાવ, જે એ વખતે સર-

કાર તરફથી ૨૦૦ ) રૂપિયાનું માસિક પેન્શન મેળવીને ઇંદોરમા રહેતા હતા, તેમને એક પત્ર લખ્યો હતો. એ પત્રમાં તેમણે જણાવ્યું છે, 'કે રાણી લક્ષ્મીબાઇ નિર્દોષ હતી, એટલુ જ નહિ પણ એણે અગ્રેજોને ભોજન વગેરેની મદદ આપી હતી તથા પોતાના માણુસો પણ મદદે મોકલી આપ્યાં હતા.'

માર્ટિન સાહેબનો ઝાસીના દરબાર સાથે કેટલોક વખત સુધી સંબંધ રહ્યો હતો, એટલે એ ઝાસીની રાણીસંબધી હકિકત સારી પેઠે જાણતા હતા. એ સાહેબ રાણીના અનુપમ ગુણોની સદા પ્રશસા કર્યા કરતા હતા અને રાણીને વગરકારણે જે દુ:ખ સહન કરવું પડ્યું હતું, તેનુ વર્ણન કરતા રોઇ જતા હતા. માર્ટિન સાહેબના પત્રમાનો રાણી લક્ષ્મીબાઇસબધી ભાવાર્થ ઉતારીને અમે આ ચરિત્રને સમાપ્ત કરીશું

" તમારી ગરીબ માતા ઉપર જે ગેરવાજબી અને ઘાતકી વર્તણુક ચલાવવામા આવી હતી, તેની વાસ્તવિક ખબર કોઈને નથી, પણ હું તે જાણું છુ. તે બિચારીએ ૧૮૫૭ ના બળવા વખતે ઝાસીના યૂરોપીઅન રહીશો તરફ કંઈ પણ અત્યાચાર ગુજાર્યો નથી. ઉલટુ તેણે તો તેમને બે દિવસ સુધી ભોજનસામગ્રી પૂરી પાડી હતી અને ત્યાર પછી તે લોકો ગઢમા ગયા હતા કરીઆ પાસે ૧૦૦ રક્ષકો મેળવીને અમારી મદદે મોકલ્યા હતા પણ ગઢમા એક દિવસ રહ્યા પછી તેઓને સાંજના પાછા મોકલી દેવામા આવ્યા હતા રાણીએ મેજર સ્કીન અને કેપ્ટન ગોરડનને એકદમ નાસી જઇને દતીઆનો આશ્રય લેવાને સલાહ આપી હતી, પણ એ પણ તે લોકોએ માની નહોતી. "

---

# रत्न ३१२ मुं—कलशूम जमानी बेगम



એ દિલ્હીના અન્તિમ હતભાગી બાદશાહ બહાદુરશાહની પ્રિય પુત્રી હતી. રાજગાદી ઉપર બેઠા છતા બહાદુરશાહના ભાગ્યમાં સંસારના સુખવૈભવ નહોતા લખાયા. અન્તિમ કાળની તેની દુર્દશાનો વિચાર કરતા ગમે તેવું કઠણ હૃદય પીગળ્યા વગર નથી રહેતુ. એ બાદશાહ વિદ્યાનો રસિક હતો, વિદ્વાન હતો, ઇશ્વરભક્ત હતો 'જફર' સજ્ઞાથી ઉર્દુભાષામા એણે સરસ કવિતાઓ લખી છે.

કલશૂમ એજ બાદશાહની લાડકી કન્યા હતી. બાદશાહે તેને ઉચ્ચ શિક્ષણ આપ્યું હતું તથા તેના હૃદયમા સદાચાર અને ઇશ્વરભક્તિના ભાવ ભર્યા હતા.

આ ચરિત્રમાં અમારે નથી એની વિદ્વત્તાનું વર્ણન કરવું કે નથી યુદ્ધ-ક્ષેત્રમાંની કોઇ વીરતાની કથા ગાવી. કલશૂમ આપણાજ સમયની એક ખાન-દાની રમણી હતી. કલશૂમના ઉપર આપત્તિના જે ડુંગર ધસી પડ્યા હતા, તેવા ભાગ્યેજ કોઈના ઉપર પડ્યા હશે. પરમાત્મા એવી વિપત્તિના દિન શત્રુને પણ ન દેખાડશો. સંકટમાં ધૈર્ય, સદાચાર અને ટેક જાળવવા એ મહત્તા-નાં લક્ષણો છે. મહાન કષ્ટ વેઠયા છતા એ જીવનસંગ્રામમાં કલશૂમે પોતાના હૃદયની શાન્તિ કેવી રીતે જાળવી રાખી અને ધૈર્યનો પરિત્યાગ નહોતો કર્યો, તે તેની જીવનકથા તેનાજ શબ્દોમાં સાંભળ્યાથી વાચકોને વિદિત થશે.

બહાદુરશાહ બાદશાહ ઉપર અંગ્રેજ સરકારે ૧૮૫૭ ના બળવામાં સા-મેલ થવાનો બલ્કે બળવાખોરોને ઉશ્કેરવા અને મદદ કરવાનો આરોપ મૂક્યો તો અને તેને ગાદી ઉપરથી પદભ્રષ્ટ કર્યો હતો; એટલુંજ નહિ પણ એના વંશજોને કેદ પકડીને તેમની ઘણી દુર્દશા કરી હતી. એ દુર્દશાનો વૃત્તાંત તેનીજ પ્રિય પુત્રીને મુખે સાંભળોઃ—

"જે સમયે મારા પિતાનું રાજ્ય સમાપ્ત થયું તથા સિંહાસન અને છત્ર લુટાવાનો સમય પાસે આવ્યો ત્યારે દિલ્હીના લાલ કિલ્લામાં સર્વત્ર શોક વ્યાપી ગયો હતો. પ્રત્યેક દ્વાર અને દિવાલમાંથી નિરાશા ટપકતી હતી. સફેદ આરસપહાણના મકાન કાળા દેખાતા હતા. ત્રણ ટંકથી કોઈએ ભોજન કર્યું નહોતું મારા ખોળામાં પુત્રી જીનત ત્રણ વર્ષની બાળા હતી. દૂધને માટે એ ટળવળતી પણ ચિંતાને લીધે મારૂં તેમજ ધાવનું દૂધ સૂકાઇ ગયું હતું. એવી નિરાશાની દશામાં હું બેઠી હતી. ત્યાં બાદશાહ સલામતનો ખાસ ખ્વાજા-સરા અમને બોલાવવા આવ્યો. અડધી રાતનો સમય હતો. ચારે તરફ નિસ્તબ્ધતાનું રાજ્ય હતું આજ્ઞા મળતાજ અમે બાદશાહ સલામતની પાસે ગયા. બાદશાહ સલામત પ્રાર્થના કરવાના આસન ઉપર બેઠા હતા. માળા હાથમાં હતી. હું સામે પહોંચી અને ત્રણ વાર ઝુકીને સલામ કરી. બાદશાહ સલામતે ઘણા પ્રેમથી મને પાસે બોલાવી અને કહ્યું:—"કલશૂમ! તને હવે ઇશ્વર-ને સોંપું છું. ભાગ્યમાં લખાયું હશે તો ફરીથી મેળાપ થશે. તું તારા પતિને લઇને હમણાંજ ગમે ત્યાં ચાલી જા. હું પણ જાઉં છું. આ અન્તિમ સમયે મારાં વહાલાં બાળકોને મારી આંખ આગળથી દૂર કરતાં જીવ નથી ચાલતો; પણ શું કરૂં ? સાથે રાખવા જતાં તમારા ઉપર આપત્તિ આવવાનો ભય રહે છે. જુદાં રહેશો તો સંભવ છે કે ઇશ્વર કોઈ દિવસ સારો દહાડો દેખાડશે."

"એટલું કહીને બાદશાહ સલામતે પોતાના પવિત્ર હાથ જે શોકને લીધે ધ્રુજી રહ્યા હતા, તે પ્રાર્થનાને માટે ઉંચા કર્યા અને ઘણી વાર સુધી ઉચ્ચસ્વરે પ્રાર્થના કરતા રહ્યા:-'ભગવન્! આ અનાથ બાળકો તને સોંપું છુ. મહેલોમાં રહેનારા એ આજે જંગલોમાં જાય છે, સંસારમાં એમને મદદ આપનાર કોઈ નથી. તૈમુરના નામની લાજ રાખજે તથા આ નિરાધાર સ્ત્રીઓના માનનું રક્ષણ કરજે. ભગવન્! એટલુંજ નહિ, પણ ભારતવર્ષના હિંદુમુસલમાન મારાં સંતાન છે. આજકાલ એમના ઉપર આપત્તિ આવી રહી છે, મારા અપરાધોની ખાતર એમનું અપમાન ન કરીશ અને બધી આફતોથી એમને બચાવજે.'

"ત્યાર પછી મારા માથા ઉપર હાથ મૂક્યો, જીન્નતને રમાડી અને મારા પતિને થોડાક હીરા આપીને બાદશાહ સલામતની બેગમ નૂરમહલને પણ સાથે મોકલી."

પાછલી રાતે કલશૂમ પોતાના સ્વામી તથા બાદશાહના બનેવીને અને પોતાની સાવકી મા નૂરમહલ તથા બાદશાહની વેવાણ હાફિઝાને સાથે લઇને કિલ્લામાંથી નીકળી પડી. આગળની આપવીતી નીચેના શબ્દોમાં એણે બયાન કરી છે.

"આખરે અમે લાલ કિલ્લાથી સદાને માટે વિખુટા પડીને કુરાલી ગામમાં પહોંચ્યા અને અમારા રથ હાંકનારાને ત્યાં જઈ ઉતર્યા બાજરાનો રોટલો અને છાશ ખાવા મળ્યા, ભૂખમાં એ પદાર્થો પકવાન્ન કરતા પણ વધારે સ્વાદિષ્ટ લાગ્યા. એક દિવસ અને રાત તો શાંતિમાં વ્યતીત થયા, પણ બીજે દિવસે આસપાસથી જાટ અને ગુર્જર લોકો ચઢી આવ્યા અને કુરાલી ગામને લુટવા લાગ્યા. એમની સાથે સેંકડો સ્ત્રીઓ પણ હતી, જે ચકલીઓની પેઠે અમને વળગી પડી. અમારાં બધાં ઘરેણાં અને કપડાં ઉતરાવી લીધાં."

"એ લૂટ પછી અમારી પાસે એટલું પણ ન બચ્યું કે જેમાથી એક વખતની રસોઈની સગવડ થઈ શકે. હવે શું થશે એના વિચારમાં હતી. જીન્નત તરશની મારી રોઈ રહી હતી. સામેથી એક જમીનદાર નીકળ્યો. મે લાચાર થઇને એને બૂમ પાડી.-"ભાઈ! આ બચ્ચીને થોડું પાણી લાવી આપો." જમીનદાર તરત માટીના એક ઘડામાં પાણી લાવ્યો અને કહ્યું:-"આજથી તું મારી બેન અને હું તારો ભાઈ." એ કુરાલીનો જમીનદાર ઘરનો સુખી માણસ હતો. એનું નામ બસતી હતું. એણે પોતાની બેલગાડી તૈયાર

ફરીને અમને બેસાડયાં અને પૂછયું:–"તમે કહો ત્યા પહોચાડી દઉ !" અમે કહ્યું:–"મેરટ જીલ્લામાં અજાડા ગામમાં મીર ફૈજઅલી હકીમ રહે છે ત્યાં લઇ જાઓ." બસતી અમને અજાડા લઈ ગયો, પણ મીર ફૈજઅલીએ અમારી સાથે એવી વર્તણુક ચલાવી કે જેનો પાર નહિ! એમને તો બે આંખની પણ શરમ ન નડી કાને ચોકખા હાથ દઇ દીધા કે તમને મારા ઘરમાં રાખીને હું મારાં ઘરબાર હરાજ કરાવવા નથી માગતો."

"એ સમય ઘણી નિરાશાનો હતો. પૃથ્વી કે આકાશમા ક્યાય ઉભા રહેવાનુ ઠેકાણું નહોતું જણાતું એક તો એ ભય હતો કે પાછળથી અંગ્રેજોની ફોજ ન આવતી હોય અને બીજો ભય એ હતો કે પાસે ફુટી બદામ પણ નહોતી પ્રત્યેક મનુષ્યની દૃષ્ટિ બદલાઇ ગઇ હતી જે લોકો અમારી આંખોના ઈશારા ઉપર ચાલતા હતા અને જેઓ હરઘડી વાર જોયા કરતા હતા, કે જે કાંઇ આજ્ઞા મળે તેનો તત્કાળ અમલ કરીને અમને પ્રસન્ન કરે; તેજ લોકો આજે અમારા મુખ જોઇને ધૃણા કરતા હતા. ધન્ય છે તે બસતી જમીનદારને કે જેણે મોએથી એક વાર મને બેન કહી હતી અને એ સંબધ છેલ્લે સુધી નિભાવ્યો તથા અમારો સાથ ન છોડયો. લાચાર થઇને અમે અજાડાથી હૈદ્રાબાદની તરફ ચાલ્યા. સ્ત્રીઓ બસતીની ગાડીમાં બેઠી હતી અને પુરુષો પગે ચાલતા હતા. ત્રીજે દિવસે એક નદીને કિનારે પહોચ્યા. ત્યાં આગળ કોયલના નવાબનું લશ્કર પડયુ હતું. એમને જ્યારે ખબર પડી કે અમે રાજ્યવંશના છીએ ત્યારે અમારો ઘણોજ આદરસત્કાર કર્યો અને હાથી ઉપર બેસાડીને નદીપાર ઉતાર્યાં. અમે પાર ઉતરી રહ્યાં ન હતાં એટલામાં સામેથી અંગ્રેજ લશ્કર આવતું દેખાયું અને તેની સાથે નવાબના સૈન્યને યુદ્ધ થવા લાગ્યું."

"મારા પતિ અને મિરઝા ઉંમર સુલ્તાને નવાબની ફોજમાં જોડાઇ જઇને યુદ્ધ કરવાની ઇચ્છા દર્શાવી; પણ રસાલદારે કહ્યું કે આપ અહીંથી સ્ત્રીઓને લઇને જલ્દી ચાલ્યા જાઓ. અમે વખત જોઇને અમારું લાગ્યું સોગવી લઇશું. સામે ખેતરો હતાં, એમાં પાકેલી ફસલ તૈયાર ઉભી હતી. અમે એની અંદર સંતાઇ ગયાં; પણ એ ઘાતકીઓએ કોણ જાણે ક્યાંથી અમને જોઇ લીધાં કે અચાનકજ ગોળી ચલાવી. ગમે તેમ હોય, પણ એક ગોળી ખેતરમાં લાગી, જેથી આગ સળગી ઉઠી અને બધું ખેતર સળગવા લાગ્યું. અમે લોકો ત્યાંથી નીકળીને નાઠાં; પણ હાય ! કેવી આપત્તિ હતી: અમને નાસતાં પણ

નહોતું આવડતું, ઘાસમા ફસાઇ પડતા હતા માથાની ઓઢણીઓ ત્યાજ પડી રહી. ઉઘાડે માથે, હોશકોશ ઉડી ગયેલી અવસ્થામા અનેક કષ્ટ વેઠતા અમે ખેતરની બહાર આવ્યા મારા અને નવાબ નૂરમહલના પગ તો લોહીલુવાણ થઇ ગયા હતા તરશની મારી જીભ બહાર નીકળી પડતી હતી. જીન્નત બે-ભાન અવસ્થામા હતી. પુરુષો પોતાને સંભાળતા હતા, પણ અમારે માટે એ અઘરૂં હતું નવાબ નૂરમહલ તો ખેતરમાથી બહાર નીકળતાજ ચક્કર ખાઇને પડી ગઇ અને બેહોશ થઈ ગઇ. હુ જીન્નતને છાતીસરસી ચાપીને પતિના મુખ તરફ જોઇ રહી હતી અને મનમા કહેતી હતી કે, હે ઈશ્વર ! અમે કયા આવ્યાં ? કોઇનો આશરો નથી. ભાગ્ય એવું બદલાયું, કે બાદશાહીમાથી ફકીરી થઇ ગઈ, પણ ફકીરોને પણ શાન્તિ તો હોય છે, અહી તો એ પણ પ્રાપ્ત નથી. ”

“ લશ્કર લડતું લડતું દૂર ચાલ્યું ગયું. બસતી અમારે સારૂ નદીમાથી પ ણી લાવ્યો અને નૂરમહલના મો ઉપર છાટયું ”

* * *

ત્યાથી નીકળ્યા પછી એ બધાએ એક ગામમા રાજપૂત મુસલમાનના ઘરમા આશ્રય લીધો. મશરૂ અને મખમલમા શયન કરનારી એ રાજકન્યાને એ ઝુપડાની ખડકીમા ઘાસની પથારીમાં સુવા વારો આવ્યો પારવગરના ચાચડ અને ડાસ કરડતા હતા એ બધુ સહન કરીને, એક ગામથી બીજે ગામ પડાવ કરતા તેઓ હૈદ્રાબાદ પહોચ્યાં. રસ્તામા જબલપુરમાં કલશૂમ-ના પતિએ એક જડાઉ વી ટી, જે લુ ટમાથી બચવા પામી હતી, તે વેચી અને તેની કિંમતમાથી માર્ગનુ ખર્ચ ચાલ્યું. હૈદ્રાબાદ પહોચતા ખરચી ખુટી. કલશૂમના પતિ સારા લહીઆ હતા. સુંદર અક્ષરોમાં એમણે ધર્મગ્રથો લખીને વેચવા માંડયા અને એમાથીજ એ રાજકુટુબનું ગુજરાન ચાલવા લાગ્યુ. ત્યાર પછી ખબર આવ્યા કે દિલ્હીના રાજવશીઓને શરણ આપનાર ઉપર અગ્રેજ સરકાર ગુસ્સે થાય છે, માટે હવે જેને રાજવશીઓની ખબર મળે તેણે એ લોકોને પકડાવવાનો પ્રયત્ન કરવો જોઈએ. આ વૃત્તાંત સાભ-ળતાજ પતિવ્રતા કલશૂમના ચિત્તમાં ફાળ પડી. રખે પોતાના સ્વામી બહાર જવાથી શત્રુઓના હાથમા પડે, એ ભયથી એણે એને બહાર જતા રોકયો. ઘેર બેઠે બેઠે ભૂખે મરવાનો સમય આવ્યો, ત્યારે લાચારીએ બાર રૂપિયાના મહિને એક નવાબના પુત્રને કુરાન ભણાવવાની નોકરી કરવા દીધી. છાના-

માના એને ઘેર જતા અને ભણાવીને પાછા આવતા એ નવાબનો સ્વભાવ ઘણો ખરાબ હતો. એને હાથે કલશૂમના પતિને ઘણું અપમાન વેઠવું પડતું.

હૈદ્રાબાદમા દિલ્હીના બાદશાહના પીરના પુત્ર મિયાં નિઝામુદ્દીન સાથે તેમનો મેળાપ થયો. એ પીરના પિતા દિલ્હીના બાદશાહ તેમજ હૈદ્રાબાદના નિઝામના ગુરુ હતા. એમનુ બાદશાહના મહેલમા ઘણું સન્માન હતું. કિલ્લામાં એમને ગાદી ઉપર પધરાવવામા આવતા અને બાદશાહની બેગમો પોતાને હાથેથી પંખો નાખતી હતી. આજ પીર સાહેબ દિલ્હીના બાદશાહની દુહિતાને ઘેર મળવા ગયા તો એમને સારૂ બિછાવવાને આખું ટાટ પણ નહોતું. વિદુષી કલશૂમને પાછલી વાતો યાદ આવી ગઈ અને મનમા વિચારવા લાગી "ઈશ્વરનો મહિમા અપાર અને અગમ્ય છે! શું હતું અને શું થઈ ગયું?" પીર સાહેબ એમનો વૃત્તાત પૂછીને, લાગણી દર્શાવીને ચાલ્યા ગયા. એમની મારફતેજ બીજે દિવસે એ લોકોને મક્કા હજ કરવા સારૂ મોકલી આપવાનો પ્રબંધ થયો. હૈદ્રાબાદથી નીકળીને તેઓ મુંબઈ પહોંચ્યાં અને ત્યાથી પોતાના સાચા આમડિયા મિત્ર બસતીને રસ્તાખર્ચ આપીને વિદાય કર્યો. આગળ પ્રવાસનું વર્ણન કલશુમ નીચે પ્રમાણે કરે છે:—

"અમે આગબોટમાં બેઠા. જે મુસાફરો સાભળતાં કે અમે ભારતવર્ષના બાદશાહના પરિવારનાં છીએ, તેઓ અમને જોવાની ઉત્કંઠા પ્રકટ કરતા. અમે બધાં ફકીરોનાં રંગેલાં વસ્ત્રોમા હતાં. એક હિંદુ, જેની ઘણુ ખરૂં એડનમાં દુકાન હતી તથા જે અમારા વૃત્તાંતથી અપરિચિત હતો, તેણે પૂછ્યું "તમે લોકો કયા પંથના ફકીર છો?" એના એ પ્રશ્ને જખમી હૃદયને વધારે જખમી બનાવ્યું. મેં કહ્યુ 'મજલુમ—અન્યાય અને અત્યાચારથી પીડિત શાહ ગુરુના ચેલા છીએ. એજ અમારો બાપ અને એજ ગુરુ. પાપી લોકોએ એમનાં ઘરબાર છીનવી લીધા અને અમને તેમનાથી અલગ કરીને જંગલોમાં કાઢી મૂક્યાં. હવે એ અમારી સુરત જોવાને માટે તલસે છે અને અમે એમનાં દર્શન વગર બેચેન છીએ, એથી વધારે અમારી ફકીરી દશાનું શું વર્ણન કરીએ?' જ્યારે એણે અમારો ખરો વૃત્તાત સાંભળ્યો ત્યારે એ રડવા લાગ્યો અને બોલ્યો 'બહાદુરશાહ તો અમારા બધાના બાપ અને ગુરુ હતા. શું કરીએ રામજીની એજ ઈચ્છા હતી કે એ નિરપરાધ નાશ પામ્યા.'"

"મક્કા પહોંચ્યાં તો ત્યાં અલ્લાહે ઉતરવાને માટે વિચિત્ર મુકામ તૈયાર કરી દીધો. અબ્દુલ કાદિર નામના મારા એક ગુલામને મેં સ્વતંત્ર કરી દઈને

મક્કા મોકલી આપ્યો હતો. અહીં આ આવ્યા પછી એ પુષ્કળ ધન કમાયો હતો અને ઝમઝમનો દરોગો બની ગયો હતો. એને અમારા આવ્યાની ખબર પડી એટલે દોડતો આવ્યો અને પગે પડીને ખુબ રોયો. એનુ મકાન ઘણું સારૂં અને સગવડવાળુ હતું બધા ત્યાંજ ઉતર્યા."

"થોડા દિવસો પછી તુર્કસ્તાનનો નવાબ જે મક્કામા રહે છે, તેને અમારી ખબર પડી એ પણ અમને મળવા આવ્યો. કોઇએ એને કહ્યુ હતુ કે, દિલ્હીના બાદશાહની પુત્રી આવી છે, જે કોઇ જાતની લાજ કહાડ્યા વગર વાત કરે છે સુલ્તાનના નવાબે અબ્દુલ કાદિર મારફત મળવાનો સંદેશો કહાવ્યો, તેનો મે સ્વીકાર કર્યો બીજે દિવસે એ અમારે ઘેર આવ્યો અને ઘણી માનમર્યાદાસહિત વાતચીત કરી. આખરે એણે કહ્યુ કે, હું તમારા આવ્યાની ખબર સુલ્તાનને આપવા માગુ છુ. મે ઘણી બેપરવાઇથી એનો જવાબ આપ્યો કે, હવે અમે મોટા સુલ્તાનના દરબારમા આવી ગયા છીએ હવે અમને બીજા સુલ્તાનની પરવા નથી નવાબે અમારા ખર્ચ સારૂ પૂરતા ધનની ગોઠવણ કરી અમે ત્યા આગળ નવ વર્ષ રહ્યા. એક વર્ષ નઝફ તથા કરબલ્લામા વ્યતીત કર્યું એટલા બધા દિવસો પછી દિલ્હી યાદ આવતા અમે વ્યાકુળ થઇ ગયા અને ત્યાંથી નીકળીને દિલ્હી આવી પહોચ્યા."

'અહિંયા અગ્રેજ સરકારે બહુ દયા આણીને અમારૂ માસિક દશ રૂપિયા પેન્શન બાધી આપ્યુ. પેન્શનના રૂપિયાની રકમ સાભળીને પહેલા તો મને હસવુ આવ્યુ, (કદાચ વાચકને પણ આવશે) કે મારા બાપનો આટલો મોટો દેશ લઇને બદલામા દશ રૂપિયા આપે છે, પણ ફરીથી વિચાર કર્યો, કે દેશ તો ઇશ્વરનો છે કોઇના બાપનો નથી. એ જેને ચહાય છે તેને આપે છે, મરજીમા આવે તેની પાસેથી છીનવી લે છે મનુષ્યને અભિમાન કરવાનો કોઈ અધિકાર નથી "

વાચક! કલશૂમ બેગમનો વૃત્તાંત અહિંજ સમાપ્ત થાય છે એની સુશીલતા, વિદ્વત્તા, ધૈર્ય અને સંતોષ આદિ ગુણોનો પરિચય તેની આ દુઃખજનક કહાણીમાંથીજ મળી આવશે વધારે વિવેચનની જરૂર નથી *

---

* 'મુગલો કે અંતિમદિન' નામક ગ્રંથ ઉપરથી.

# रत्न ३१३ मुं—हरबाइ




યપુર રાજ્યની તંવરાટી નિઝામતમાં પાટણ નામનું એક ગામ છે. ત્યાં પંડિત હરિદત્ત નામનો એક ગૌડ બ્રાહ્મણ રહેતો હતો. હરબાઇ એ પંડિતની પત્ની હતી. પંડિત હરિદત્તની સાંસારિક સ્થિતિ સારી હતી પાટણથી બે અઢી ગાઉ ઉપર ઇમલોહા નામનું એક ગામ છે. એ ગામમાં હરિદત્તની કેટલીક માફીની જમીન હતી. ત્યાં આગળ એની યજમાની પણ હતી, તેથી દંપતી ઘણું ખરૂં ત્યાંજ રહેતાં હતાં.

હરબાઈની બાલ્યાવસ્થા તો અમાવાસ્યાની રાતની માફક અંધકારમાંજ નીકળી ગઇ. એક સાધારણ સ્ત્રીની પેઠે પિયર, મોસાળ, સાસરૂં અને પડોશ-આડોશના લોકો સિવાય બીજું કોઇ એનું નામ જાણતું નહોતું, પરન્તુ જ્યારે એ વૃદ્ધાવસ્થામાં આવી પહોંચી, ગરદન નીચી ઝુકી ગઇ અને શરીરની બધી ઇન્દ્રિયોએ પોતપોતાનું કામ કરવું બંધ કરી દીધું, ત્યારે સંસારસાગરને પાર ઉતરીને જીવનયાત્રાના અન્તિમ મુકામ ઉપર પહોચતા પહોચતાં એણે એક એવું કામ કર્યું કે જેથી તેનું નામ પૂર્ણિમાના ચન્દ્રની પેઠે ચારે તરફ ફેલાઇ ગયું.

હરિદત્તને બે પુત્ર હતા, પણ હરિદત્તની વૃદ્ધાવસ્થા હોવાથી જમીન અને યજમાનવૃત્તિનું કામ સંભાળવાને સારૂ હરબાઇને પણ ઘણીવાર ઇમલોહા ગામમા રહેવું પડતું હતું. એક વખત ઇશ્વરનો એવો કોપ થયો કે એ ઇમલોહા ગામમાં હતી, એવામા તેના પતિનું મૃત્યુ થઇ ગયું. પતિનો દેહાત થયો એજ વખતે હરબાઇને એ સમાચારની પોતાની મેળેજ ખબર પડી ગઈ અને તે પણ એટલી જલદી કે જાણે કે કોઇ દેવ એના કાનમા આવીને કહી ગયો હોયને! અથવા તો કેટલાક વિદ્વાનોના મત પ્રમાણે કહીએ તો તેના પતિનો પ્રાણજ પોતાના મૃત્યુની ખબર પ્રિયતમાને આપતો ગયો.

એજ સમયે તેણે પોતાના પતિના શિષ્ય ઉમયાદોહલ્યા નામના બ્રાહ્મણને બાલરા કુંડનું પાણી અને ગાયનું છાણ લાવવાનું કહ્યું. આજ્ઞા મુજબ એ શિષ્ય કુંડમાં સ્નાન કરીને બાલરા કુંડનું પાણી તથા ગાયનું છાણ લઇ આવ્યો. બાલરા કુંડ ત્યાં આગળ એક તીર્થ ગણાય છે. હરબાઇએ તે પવિત્ર પાણીથી સ્નાન કર્યું તથા છાણથી ચોકો કરીને બેસી ગઇ અને

થોડીવાર સુધી ચુપચાપ ઇશ્વરપ્રાર્થના અને સ્તુતિ કરવા લાગી. ત્યારબાદ ત્યાંથી ઉઠીને ઠાકુર મનજસિંહ આદિ બેચાર શિષ્યોને સાથે લઇને ચાલવા લાગી અને સવાર થતાં થતામા પાટણ જઈ પહોચી. ઘરમાં જઇને તેણે સૌભાગ્યસૂચક વસ્ત્ર અને આભૂષણ પહેર્યાં અને પતિના શબની સાથે જવાની તૈયારી કરી લીધી. તેનો નાનો પુત્ર દાન જે એ વખતે ૫૯ વર્ષનો હતો, તેણે માતાને સતી થતા રોકી; પણ વૃદ્ધ હરબાઇએ તેનું કહ્યું માન્યું નહિ. આખરે તેણે હરબાઇને એક ઓરડીમાં બંધ કરી દીધી. એવું કહેવાય છે કે, કોઇ દૈવસયોગથી બારણાની બહારની સાકળ તુટી ગઇ અને કમાડ ઉઘડી ગયાં.

પતિના શબની સાથે એ સ્મશાનભૂમિમાં પહોચી. જ્યારે ચિતા તૈયાર થઈ અને શબ ચિતા ઉપર મૂકવામા આવ્યું, ત્યારે એ ચિતા ઉપર ચડવા લાગી. પુત્રે તેને આ વખતે પણ રોકી, પરન્તુ એણે એનું કહ્યું માન્યું નહિ અને પતિના માથાને ખોળામાં લઇને ચિતામા જઇને બેઠી.

હરબાઇના મોટા પુત્રનું નામ ભગવાન હતું તેની વય ૬૨ વર્ષની હતી. બન્ને ભાઈમાંથી એકને પણ સંતાન ન હતું. હરબાઇ ચિતાના અગ્નિમાં પ્રવેશ કરવા લાગી તે વખતે લોકોએ હાથ જોડીને કહ્યું-"સતી મા! તમે સ્વર્ગમા સીધાવો છો, પણ અમને જતી વખતે કાંઇ આજ્ઞા કરતા જાઓ. જુઓ! આપનો વંશવેલો નાબૂદ થતો જાય છે. પછી અમારો ગોર કોણ બનશે? માટે એનો કાંઈ ઉપાય બતાવતા જાઓ"

હરબાઇએ ઉત્તર આપ્યો-"ઠીક, તમે પૂછો છો તો સાભળો. નાનો છોકરો તો નાલાયક છે તેણે મારૂ અપમાન કર્યું છે તેથી એનો વંશ રહેશે નહિ અને એને કોઢ થશે, પરન્તુ કિશોરપુરના લક્ષ્મણ નારાયણ નામના બ્રાહ્મણને એક સોળ વર્ષની કન્યા છે તેની સાથે ભગવાન લગ્ન કરશે તો તેને સંતાન થશે અને કુટુંબનું નામ કાયમ રહેશે."

અસ્તુ! ચિતામા અગ્નિસંસ્કાર થઈ ગયો. અગ્નિ પોતાની લાંબી લાબી જ્વાળાઓથી હરબાઈના પવિત્ર દેહનું ભક્ષણ કરવા લાગ્યો. જોતજોતામા હરબાઇ બળીને પતિલોકમા પહોચી. તેના સ્મારકમાં તેના પુત્રોએ એક પાકી સમાધિ બનાવીને તેના ઉપર એક છત્રી બનાવી. આજ દિન સુધી એ છત્રી ત્યા આગળ છે અને જોનારાઓને સતી હરબાઇનું સ્મરણ કરાવે છે.

આ બનાવને ૧૫૦ વર્ષથી પણ અધિક સમય થઈ ગયો છે; પરન્તુ આજ પણ એ ગામના વસનારાઓ એ વાતને ભુલી ગયા નથી. કહેવાય છે કે

નાના પુત્રને સતીના શાપ અનુસાર કોઢનો રોગ લાગુ પડયો અને એ રોગથીજ તેનું મૃત્યુ થયું. બીજા પુત્ર ભગવાને હરબાઇએ સૂચવેલી કન્યા સાથે લગ્ન કર્યું તેનાથી તેને પુત્ર થયો અને તેના વંશજો હજુ હયાત છે. લોકોનું એવું માનવું છે કે, ૬૨ વર્ષની પાકી વયે સંતાન થવું સહજ નહિ હોવા છતા ભગવાનને પુત્ર થયો, એ સતી હરબાઈના આશીર્વાદનોજ પ્રતાપ છે

એ ગામના લોકો હજુસુધી હરબાઇના નામને પવિત્ર ગણે છે. મરતે મરતે સતી હરબાઇએ કેટલીક વસ્તુઓનો ઉપયોગ કરવાનો પોતાના વંશજોને નિષેધ કર્યો હતો. તે આજ્ઞાને અનુસરીને તેના વંશની સ્ત્રીઓ નીચે લખેલી વસ્તુઓનો ઉપયોગ કરતી નથી. કસૂંબો, પગમા પહેરવાનાં 'બિછિયા' નામના અલંકાર, દાંતોમા સોનાની મેખ,તથા ઘરના પૈસા ખરચીને આણેલા સિંદૂરનો ચાલ્લો એટલી વસ્તુઓનો ઉપયોગ હરબાઇના વંશની સ્ત્રીઓ હજુ નથી કરતી.

---

## रत्न ३१४ मुं–बैजाबाइ



એ મરાઠા સરદાર દીવાન શ્રીજીરાવ ઘટકેની પુત્રી હતી. મી૦ માલ્કમ સાહેબે કૃષ્ણાકુમારીના ભાઇને જોઇને જેવી રીતે તેના રૂપ તથા યૌવનવિષે અનુમાન કર્યું હતુ, તેવી રીતે બૈજાબાઇના ભાઇ હિંદુરાવની છબી દિલ્હીના 'મ્યુઝિયમ' (સંગ્રહસ્થાન)માં જોઇને આપણે પણ તેના રૂપયૌવન આદિનો વિચાર બાંધી શકીએ છીએ. હિંદુરાવ જો કે અત્યંત રૂપાળો નહોતો તોપણ તેના શરીરનો બાંધો સુંદર તથા જોવાલાયક હતો. એનો રંગ જરા શામળો હતો; પરંતુ તેનાં નેત્ર ઘણા તેજસ્વી દેખાતા હતાં.

બાળપણામાંજ બૈજાબાઇનો વિવાહ દોલતરાવ સિંધિયાની સાથે થઇ ગયો હતો. તેના વિવાહ વખતે એટલી ધામધૂમ થઇ હતી કે પહેલાં કોઇ રાજાનાં લગ્ન એટલી ધામધુમથી થયાં નહોતાં. એમ કહેવાય છે કે, તેના વિવાહના ખર્ચથી ખજાનો એટલો ખુટી ગયો હતો કે સૈનિકોનો પગાર ચૂકવવામાં પણ મુશ્કેલી નડી હતી બૈજાબાઇ ઘણીજ ઉદારચિત્તની વીર સ્ત્રી હતી. સિંધીયા સરકારતેનું એટલું બધું માન રાખતા હતા કે તેને પૂછયા વગર કોઈ

પણ કામ કરતા નહોતા. ઇ૦ સ૦ ૧૮૨૮ મા મહારાજાનો સ્વર્ગવાસ થયો. તેમને કાંઇ સંતાન નહોતું તથા તેમણે પોતાની જીંદગીમા કોઈ બાળકને દત્તક પણ લીધો નહોતો, એટલે પતિના મૃત્યુ પછી બૈજાબાઇ પોતે ગાદી ઉપર બેઠી એની એવી ઇચ્છા હતી કે પોતાના પિતાના વંશમાથી કોઇ બાળકને ખોળે લેવો, પણ કેટલાક સંયોગોને લીધે તેની એ ઇચ્છા પૂર્ણ ન થઇ શકી.

આખરે એણે પોતાની મરજીવિરુદ્ધ પતિના વંશમાથી મુગટરાવ નામક એક બાળકને ખોળે લીધો એ વખતે એની ઉંમર ફક્ત અગિયાર વર્ષની હતી. જ્યાસુધી એ રાજકાજ સંભાળવાને યોગ્ય ન થયો, ત્યાસુધી બૈજાબાઇએ ઘણીજ કુશળતાપૂર્વક રાજ્યનો વહિવટ ચલાવ્યો, પરંતુ મુગટરાવ પુખ્ત ઉંમરનો થયો ત્યારે એણે ગાદી માગી. બૈજાબાઇએ એ રાજ્યનો સ્વતંત્રપણે ઉપભોગ કર્યો હતો એટલે તેણે મુગટરાવને ગાદી આપવાને આનાકાની કરી. મુગટરાવ મહેલમાથી નીકળીને રેસિડેન્ટની પાસે પહોચ્યો. ધીમે ધીમે બંનેનાં મન ઘણા ઉંચા થતા ગયા અને બૈજાબાઇ તથા મુગટરાવ યુદ્ધ કરવાને તૈયાર થયા, પરંતુ સરકારે વચમા પડીને બંનેનો નિવેડો આણ્યો તેમણે ફેંસલો કર્યો કે.—'મુગટરાવ રાજગાદીનો માલિક છે અને બાઇ બૈજાબાઈ તેની સગીર ઉંમરસુધી વહિવટ કરવાને માટે નિમવામા આવી હતી, પણ હવે મુગટરાવ સમર્થ થયો છે એટલે તેને તેની ગાદી આપી દેવી જોઇએ.' એ પ્રમાણે મુગટરાવ સિંધિયા, ઈ૦ સ૦ ૧૮૩૩મા 'આલિજાહ' ની ઉપાધિ ધારણ કરીને ગ્વાલિયરની ગાદીએ બેઠો.

થોડા દિવસ પછી પોતાની ધનદોલત તથા નોકરચાકર લઇને બૈજાબાઈ ગ્વાલિયરથી આગ્રા જઈ વસી, પણ આગ્રા ગ્વાલિયરની પાસે હતું એટલે મુગટરાવને સદા ભય રહેતો હતો કે, એ રખે લશ્કરના માણસોને ઉશ્કેરીને બળવો મચાવે સરકારે તેના દરજ્જાને લાયક પેન્શન બાંધી આપીને તેને ફરૂખાબાદમા જઇ રહેવાનો હુકમ આપ્યો. થોડા વખત પછી ગ્વાલિયરના રાજાએ એ સરત ઉપર તેને પોતાના રાજ્યની આવકમાંથી અમુક રકમ આપવાનુ કબૂલ કર્યું કે બૈજાબાઇએ દક્ષિણમા પોતાની જાગીરમા જઈ વસવુ ઇ૦ સ૦ ૧૮૫૭ ના બળવામા બાઇએ ઉપદ્રવી મનુષ્યોથી સિંધિયા કુટુંબનું રક્ષણ કર્યું અને અંતમા પોતાનો પ્રાણ બચાવીને ક્ષિપ્રા નદીને કિનારે ગઈ. ત્યાજ થોડા દિવસ પછી તેનો પરલોકવાસ થયો.

ફેનીપાર્ક સાહેબની સ્ત્રી કે જે બૈજાબાઇને મળવા ગઈ હતી, તેણે પોતાની

મુસાફરીના વૃત્તાતમાં લખ્યું છે કે:-'જે વખતે હું બૈજાબાઈને મળવા ગઇ, તે વખતે એ જરીકામથી ભરેલી એક ગાદી ઉપર બેઠી હતી. તેની એક તરફ તેની પૌત્રી ગજરાજ પણ બેઠી હતી અને બંને તરફ દાસીઓ ઘણા આદર-પૂર્વક ઉભી રહી હતી. ગાદીઉપર રાણીની સામેજ શિંધિયાની તલવાર મૂકેલી હતી, તેથી તેનું દૃશ્ય ઘણુ જ રમણીય થઈ રહ્યું હતું. બૈજાબાઇના માથાના વાળ સફેદ થઇ ગયા હતા; પણ તેનુ મંદહાસ્ય ઘણુંજ પ્રિયક હતું. નિઃસંદેહ એ યુવાવસ્થામાં ઘણી મોહિની સ્ત્રી હશે. તેના નાના નાના હાથપગ સુડોળ તથા કોમળ હતા અને વાણી અત્યંત મધુર હતી. એણે રંગીન રેશમી વસ્ત્ર પહેર્યાં હતા અને હાથમા સોનાની એક એક ચૂડી હતી. બીજા કોઈ અલંકાર એ પહેરતી નહોતી. વિધવા હોવાથી એ શારીરિક કષ્ટ જપતપાદિ કર્યા કરતી હતી અને તેને લીધેજ એ દુર્બળ દેખાતી હતી; પરંતુ તેના મુખની કાંતિ ઘણી દેદીપ્યમાન હતી. તેની ચાલ તથા લક્ષણ ઘણાંજ પ્રશંસનીય હતા. મોટા રાજકુળની સ્ત્રીઓમા એવા લક્ષણ ઘણાજ થોડાં જોવામા આવે છે તેની પૌત્રી ગજરાજ પણ અત્યંત રૂપવતી બાલિકા હતી. તેનાં નેત્ર ઘણા ચળકતાં તથા શરીરનુ લાવણ્ય ઘણુજ મનોહર હતુ મરાઠી સ્ત્રીઓ કેવળ એજ જાતના વસ્ત્ર પહેરે છે. એક તો વીશ હાથની લાંબી સાડી હોય છે. તેને એ પગથી માથા સુધી કમરમાં લપેટીને પહેરે છે, જે અત્યંત સુંદર લાગે છે. તે સિવાય હાથની કોણી સુધીની ચોળી પહેરે છે. ગજરાજે કાળા રંગની સાડી પહેરી હતી અને માથાના વાળનો અફ્ઘુતરીને અંબોડો વાળ્યો હતો. કટારના આકારના, ચંદ્રમાના આકારના તથા ફૂલના આકારનાં સુવર્ણાભૂષણ વાળમાં ખોસેલાં હતા તથા કાનમા હીરાના લોલક પહેર્યા હતાં. આંખોમાં અંજન આજ્યું હતું તથા હાથે મેંદી લગાડી હતી, જેને લીધે એ અત્યંત સુંદર દેખાતી હતી. એ ગળાથી કમરસુધી હીરા તથા મોતીનાં આભૂષણોથી ભરેલી હતી. તેના નાકમાં નાનીશી નથ ઝુકી રહી હતી, જેનાં મોતી તેના લાલ હોઠો ઉપર પડીને ઘણી શોભા આપતાં હતા. હાથમાં તેણે અનેક રત્નજડિત કંકણ તથા પગમાં સોનાનાં સાકળાં પહેર્યાં હતાં, એ ઘણુંજ થોડું બોલતી હતી. મેળાપ સમયે એ મારી સાથે ઘણું થોડી બોલી. તેની ચાલ ઘણીજ ગંભીર હતી અને સ્વભાવ ઘણો શાંત જણાતો હતો. મારી સાથે આવેલી એક મૅડમે તેના હાથમાં ફૂલનો ગોટો આપ્યો. તે તેણે ઘણી પ્રસન્નતાપૂર્વક લીધો. તેને જોવાથી જણાતું હતું કે મરાઠા સ્ત્રીઓ

ઘણી શૂરી હોય છે. મહારાણી બૈજાબાઈની ચારે તરફ સોનેરી સાડીઓ પહેરીને તેની દાસીઓ ઉભી હતી, તેમણે ઘણી કિંમતી શાલો ઓઢી હતી. એ બધી દાસીઓ જ્યારે બૈજાબાઈની પાછળ ચાલતી હતી, ત્યારે દેખાવ ઘણોજ સુંદર લાગતો હતો ’

## रत्न २१५ मुं–प्रतापकुंवरबाइ



એ જોધપુર રાજ્યમાં જાખણ નામના ગામના ભાટી ઠાકુર ગોયદદાસજીની પુત્રી અને મારવાડના નરેશ મહારાજા માનસિંહજીની રાણી હતી.

ચંદ્રવંશના યદુકુળ ક્ષત્રિયોની અનેક શાખાઓમા ભાટી એક પ્રબળ અને પ્રસિદ્ધ શાખા છે અને તેમની એક શાખા ‘રાવલોત’ના નામથી ઓળખાય છે. પ્રતાપકુવરના પિતા ગોયદદાસજી રાવલોત ભાટી હતા.

રાવલોત ભાટી બનતા સુધી પોતાની દીકરીઓનો વિવાહ ગઢપતિ અર્થાત્ રાજામહારાજા સાથે કરે છે; જેના બદલામાં એમને રાજાઓ તરફથી જાગીર મળે છે. ભાટીઓની કન્યાઓ જે સાધારણરીતે ભટિયાણી નામથી ઓળખાય છે, તે દેખાવમા ઘણી સુદર અને સુઘડ હોય છે, તેથી રાજાઓ પણ તેમની સાથે લગ્ન કરવુ ઘણુ પસદ કરે છે

મહારાજા માનસિંહની ૧૩ રાણીઓમાથી પાચ અને જયપુરના મહારાજા જગતસિહની ૧૩ રાણીઓમાથી સાત રાણીઓ ભટિયાણી હતી.

મહારાજા માનસિહની પાંચ ભટિયાણીઓમાથી ત્રીજી પ્રતાપકુવર હતી, તથી મહારાજા સાહેબ એને ત્રીજાં ભટિયાણીજી કહેતા હતા મહારાજા તખ્તસિંહજીના સમયમાં એ માજી ભટિયાણીજી અને મહારાજા શ્રીજસવતસિહજીના સમયમાં દાદીજીશ્રી ત્રીજા ભટિયાણીજી કહેવાતા હતાં.

ગોયંદદાસજીએ પ્રતાપકુવરનું લગ્ન કરવા માટે મહારાજા માનસિંહ પાસે માગું મોકલ્યું અને અષાઢ સુદી નોમ સંવત ૧૮૮૯ ને દિને કિલ્લા ઉપર વાડીના મહેલમાં ઘણા હર્ષપૂર્વક તેમનું લગ્ન થઇ ગયું; પરન્તુ તેમને પેટે મહારાજાને કોઈ સંતાન જન્મ્યું નહિ, તેમજ બીજી રાણીઓને પેટે પણ કોઇ સતાન નહોતું; તેથી કરીને સંવત ૧૯૦૦ માં મહારાજા માનસિંહનો સ્વર્ગવાસ થયો, ત્યારે બધા સરદારોની અનુમતિથી અહમદનગરના મહારાજા

શ્રીતખ્તસિંહજી તેમના ઉત્તરાધિકારી થયા. રાણી પ્રતાપકુંવર ઉપર મહારાજા તખ્તસિંહ સગી માના જેવો સ્નેહ રાખતા. આથી પ્રતાપકુંવરનું ચિત્ત પતિવિયોગથી ચિંતાતુર રહેતું હતું તે કાંઈક શાન્ત થયું. મહારાજાએ પોતાના ચોથા પુત્રને જન્મતાંવારજ તેમના ખોળામાં સમર્પણ કર્યો હતો અને તેમના નામ ઉપરથી કુંવરનું નામ પણ પ્રતાપસિંહ પાડયું હતું. રાણી પ્રતાપકુંવરે એ બાળકનું પુત્રસમાન લાડથી લાલનપાલન કર્યું હતું અને મોટો થયા પછી પોતાના ભાઇ લછમનસિંહની બે કન્યા સાથે તેનું લગ્ન કરી દીધું હતું.

પ્રતાપકુંવરને રાજ્ય તરફથી સારી ઉપજવાળાં કેટલાંક ગામ મળ્યાં હતા. તેમાથી એ પોતાનું ખર્ચ ચલાવતા અને ધર્મપુણ્ય પણ ઘણું કરતાં હતાં. પુણ્યકાર્યોથી એમની કીર્તિ વિશેષ પ્રસરી હતી.

સંવત ૧૯૨૯ મા મહારાજા તખ્તસિંહના મૃત્યુથી એમને પેટના દીકરાના મૃત્યુ જેટલો ખેદ થયો; પણ તેમના ઉત્તરાધિકારી રાજા જસવતસિંહજીએ ધીરજ આપવાથી તથા આજ્ઞામા રહેવાનું વચન આપ્યાથી, તેમનું ચિત્ત કાંઇક શાન્ત થયું. રાણી પ્રતાપકુવરે જ્ઞાનચક્ષુદ્વારા સસારને અનિત્ય ગણીને ભગવાનના ચરણોમાં મનને પરોવ્યું.

સવત ૧૯૪૩ મા માઘ વદી બારશને દિને પ્રાત:કાળે ૭૦ વર્ષની વયે તેમનું મૃત્યુ થયું મરતી વખતે પણ તેમણે ઘણુ પુણ્યદાન કર્યું હતું.

પ્રતાપકુવરીજી હિન્દી ભાષામા પ્રથમથીજ નિપુણ હતાં; પણ મહારાજા માનસિંહના સ્વર્ગગમનથી તથા પોતાના બે ભાઈઓના અકાળમૃત્યુથી તેમનું ચિત્ત ઘણું શોકગ્રસ્ત થઈ ગયું, ત્યારે પોતાના ગુરુભાઇના ઉપદેશથી ભગવદ્ભજનમા ચિત્ત પરોવ્યું અને કવિતા રચવાનો અભ્યાસ કર્યો. એમણે કવિતામાં કેટલાક ગ્રંથ પણ રચ્યા છે. એમની કવિતાનો મોટો સંગ્રહ મહારાણી રત્નકુંવરીજીની પાસે છે. એ સંગ્રહમાં નીચે મુજબ ગ્રંથો છે. (૧) જ્ઞાનસાગર (૨) જ્ઞાનપ્રકાશ (૩) પ્રતાપ પચ્ચીસી (૪) પ્રેમસાગર (૫) રામચંદ્રમહિમા (૬) રામગુણસાગર (૭) રઘુવરસ્નેહલીલા (૮) રામપ્રેમ સુખસાગર (૯) રામસુજસ પચ્ચીસી (૧૦) પત્રિકા સંવત ૧૯૨૩ ચૈત્ર વદી ૧૧ કી (૧૧) રઘુનાથજીકે કવિત્ત અને (૧૨) ભજનપદ હરજસ.

અમે એમનાં રચેલાં અનેથોડાંક પદ અત્રે ઉતારીને આ લેખ સમાપ્ત કરીશું.

કવિત્ત સવૈયા

આસ તો કાહુકો નાહિં મિટીં, જગમેં ભયે રાવણસે બઢ જોધા;

સાવતસૂર સચોધનસે, બલસે, નલસે રતબાદખિરોધા.
કેતે ભએ નહી જાય બખાનત, જુઝજુએ સબહિકર ક્રોધા,
આસ મિટે પરતાપ કહે, હરિનામ જપેરૂ ખિચારત બોધા.
ધર ધ્યાન રટો રઘુવીર સદા, ધનુ-ધારિકો ધ્યાન હિયે ધર રે,
પરપીર મે જાયકે બેગ પરો, કરતે સુત્ત સુકૃતકો કર રે.
તર રે ભવસાગર કો ભજીકે, લજીકે અઘ ઓગુણતે ડર રે;
પરતાપકુંવાર કહે પદ પંકજ, પાવ ધરી મત વિસર રે.

## હોરી

હોરી ખેલનકી ઋત ભારી,
નરતન પાય ભજન કર હરિકો, ઔસોસર દિનચારી,
અરે અબ ચેત અનારી. ( ટેક )
જ્ઞાન ગુલાબ અબીર પ્રેમ કરી, પ્રીતતણી પિચકારી,
સાસ ઉસાસ રામરંગ ભર ભર, સુરત સરીસી નારી,
ખેલ ઇન સંગ રચારી. ( ૧ )
સુલટો ખેલ સકલ જગ ખેલે, ઉલટો ખેલે ખિલારી,
સતગુર સીખ ધાર સિર ઉપર, સત સંગત ચલ જા રી.
ભરમ સબ દૂર ગુમા રી. ( ૨ )
ધ્રુ પ્રલ્હાદ બભીખન ખેલે, મીરાં કરમા નારી,
કહે પ્રતાપકુવર ઇમ ખેલે, સો નહિ આવે હારી,
સાખ સુન લીજે હમારી ( ૩ )

## હોરી

હોરિયા રંગ ખેલન આવો, એડા પિંગલા સુખમણિ નારી,
તા સંગ ખેલ ખિલાવો, સુરત પિચકારી ચલાવો;
કાચો રંગ જગતકો છાડો, સાચો રંગ લગાવો,
બાહર ભૂલ કબૂ મત જાવો, કાયા નગર વસાઓ;
તબે નિરભૈ પદ પાવો. ( ૨ )
પાંચો ઉલટ ઘેર ઘટ ભીતર, અનહદ નાદ બજાવો;
સબ બકવાદ દૂર તજ દીજે, જ્ઞાનગીત નિત ગાવો;
પ્રિયાકે મન તબહી ભાવો. ( ૩ )
તીનો તાપ તીન ગુન ત્યાગો, સાસો સોક સમાવો;

કહે પરતાપકુંવર હિત ચિતસો, ફેર જનમ નહિ પાવો;
જોતમેં જોત મિલાવો. ( ૪ )

ઉપરની કવિતાઓમાં એમની ભગવદ્ભક્તિ તથા આર્યશાસ્ત્રનું ઉંડું જ્ઞાન સ્પષ્ટ જણાઈ આવે છે.

## रत्न ३१६मुं-राणीचन्दा अथवा महाराणीझीन्दन



રાણી ઝીન્દનનું ચરિત્ર આલેખતાં પહેલાં શિખજાતિની સ્વતંત્રતા-સબંધી બેએક બોલ વાચકોને કહીશું. ઇ૦ સ૦ ના અઢારમા સૈકાથી મોગલ શહેનશાહતની અધોગતિનો સૂત્રપાત થયો. એક પછી એક બાદશાહો દિલ્હીના સિંહાસનપર બેસવા અને ઉતરવા લાગ્યા. સુબાઓ શહેનશાહની આજ્ઞાની જરા પણ પરવા કર્યા વગર પોતપોતાના તાબાના મુલક ઉપર સ્વચ્છંદે રાજ્ય ચલાવવા લાગ્યા. પરાક્રમી નાદીરશાહની ચડાઈને લીધે મોગલ બાદશાહોનું પ્રિયનગર દિવાને-ખાસ અને દિવાને-આમ સભાઓની લીલાભૂમિ સુશોભિત દિલ્હી શહેરે મહાસ્મશાનનો આકાર ધારણ કર્યો. ત્યાર પછી અહમદશાહ દુરાની નામના સાહસિક પઠાણે દિલ્હી ઉપર ચડાઈ કરી. તેના પરાક્રમ આગળ પાણીપતના પ્રસિદ્ધ યુદ્ધમાં મરાઠાઓની પ્રબળ શક્તિ પણ તુટી પડી. દિલ્હીનો શહેનશાહ રાજ્યભ્રષ્ટ થઈને હીચકારાપણે બિહાર પ્રાન્તમા નાસી ગયો.આવા અંધાધુંધી અને લુંટ-ફાટના સમયમા પણ ગુરુ ગોવિંદસિંહના અનુયાયી શિખ લોકોએ પોતાની તેજસ્વિતા સાચવી રાખી હતી. ગોવિન્દસિંહે તેમને જે મંત્રથી દીક્ષિત કર્યા હતા, તે મંત્ર તેઓ કદિ ભૂલી ગયા નહોતા. તેમનામા સાહસિક સેનાપતિ અને પ્રવીણ અમલદારો ઉત્પન્ન થયા હતા. તેમના તાબામાં રહીને શિખો પોતાની સ્વતંત્રતા સારી પેઠે નિભાવી રહ્યા હતા. જે લોકો હથિયાર ચલાવવામા અને ઘોડેસ્વાર થવામાં પ્રવીણ ન હોય તેમનું ખાલસા લોકોમાં માન ગણાતું નહોતું; એટલા માટેજ દરેક ખાલસા પુરુષ અસ્ત્રચાલન અને ઘોડેસ્વારીમાં પોતાની હોશિયારી બતાવી આપતો. ધીમે ધીમે ખાલસાઓ ઘણી ટુકડીમાં વહેંચાઈ ગયા. પ્રત્યેક ટુકડી અથવા મિસલનો એક એક સરદાર નિમાયો અને એ સરદાર પોતાના તાબાના મુલક ઉપર સ્વતંત્રપણે રાજ્ય

ચલાવવા લાગ્યો. આ પ્રમાણે ભિન્ન ભિન્ન રાજ્યોમાં વહેંચાઈ ગયા છતા પણ ખાલસાનું એકયસૂત્ર તૂટયુ નહોતું. તેઓ પરસ્પર અનન્ય ભ્રાતૃભાવથી બંધાયલા હતા દર વર્ષે તેઓ અમૃતસરના ગુરુદ્વારમા એકઠા થતા અને પોતાની જાતિની ઉન્નતિને માટે ઉપાય શોધતા.

અઢારમી સદીના છેવટના ભાગમા જે સમયે અંગ્રેજો દક્ષિણમાંથી ફ્રેંચ લોકોને કહાડી મૂકવાનો યત્ન કરી રહ્યા હતા અને એક બુઢ્ઢો મુસલમાન સિપાઇ મૈસુરના સિંહાસન ઉપર અધિકાર મેળવીને, બધાના હૃદયમા વિસ્મય અને ભયનો સંચાર કરી રહ્યો હતો, તે વખતે શિખ લોકોના રાજ્યમા એક કાર્યકુશળ અને પરાક્રમી પુરુષનો જન્મ થયો એ મહાપુરુષના આવિર્ભાવથી શિખ લોકો ઘણા બળવાન થઈ ગયા એ મહાન પુરુષ તે મહારાણી ચન્દા ઉર્ફે રાણી ઝીન્દનના પતિ રણજીતસિંહ હતા. આખી દુનિયામાં ઉત્પન્ન થયેલા મહાપરાક્રમી પુરુષોમા રણજીતસિંહનુ નામ ઘણી ઉંચી પંક્તિએ બિરાજે છે. રણજીતસિંહના પિતા મહાનસિંહ શિખ લોકોની એક ટુકડીના ઉપરિ હતા રણજીતસિંહનો જન્મ ઇ૦સ૦૧૭૮૦ ની ૨ જી નવેંબરે થયો હતો. તેના પિતા મહાનસિંહ અતિશય સાહસિક અને રણકુશળ યોદ્ધા હતા. બચપણમાં શીતળાના રોગથી રણજીતસિંહની એક આંખ ફુટી ગઈ હતી, એટલા માટે લોકો એને 'કાણા રણજીત' નામથી ઓળખતા. રણજીતસિંહની આઠ વર્ષની વયમા તેના પિતા મહાનસિંહનો દેહાન્ત થયો. રણજીતસિંહ એ સમયે તેની માતા અને પિતાના દિવાન લક્ષ્મીપતસિંહના રક્ષણમા રહેવા લાગ્યા. રણજીતસિંહ ઠીંગણા પુરુષ હતા; પણ તેની બુદ્ધિ, પરાક્રમ અને સાહસ અપૂર્વ હતા. એ ગુણોને ભરોસે એણે પોતાનુ રાજ્ય સ્થાપવાની ઇચ્છા કરી. એ વખતે પંજાબમા દુરાની રાજાનું આધિપત્ય હતું. અંગ્રેજો ધીમે ધીમે પ્રબળ થઇને પોતાનો અધિકાર ફેલાવતા હતા. સિંધિયા અને હોલ્કર અંગ્રેજોના શક્તિશાળી હરિફ નિવડયા હતા. એવે સમયે રણજીતસિંહે પોતાનું આધિપત્ય સ્થાપન કર્યું. એણે અહમદશાહ દુરાનીના પૌત્ર જમાનશાહને ઘણી મદદ કરી. તેના બદલામા તેને લાહોરનો કબજો મળ્યો ધીમે ધીમે શિખ લોકોમા તેની સત્તા વધતી ગઈ અને બધા તેની સત્તા નીચે આવી ગયા.

હિંદુ રાજાઓમા કુસંપ જોઇને પઠાણ રાજાઓએ કેવી યુક્તિથી આપણી દેવવાંછિત પવિત્ર ભૂમિમાં પગપેસારો કર્યો, તે વાત ઇતિહાસના દરેક

વાચકને માલુમ છે. મહારાજા રણજીતસિંહે પઠાણોને યોગ્ય શિક્ષા આપવાની દઢ પ્રતિજ્ઞા કરી હતી. જે લોકોએ શઠતાથી ભારતવર્ષમા અધિકાર ફેલાવ્યો હતો, તેમના હાથમાથી ભારતવર્ષનો ઉદ્ધાર કરવાનો તેણે યથાશક્તિ પ્રયાસ આદર્યો હતો. તેનો એ પ્રયાસ ઘણે અંશે સફળ પણ થયો હતો. પહેલા તો તેણે મુલતાનમાથી અફઘાનોને હઠાવી કહાડયા. પછીથી ભારતના નંદનવન-રૂપ કાશ્મીરમાં વિજયપતાકા ઉડાવી. ઘણે દિવસે રણજીતસિંહ અને તેના પુત્ર ખડ્ગસિંહના પરાક્રમથી, કાશ્મીરમાં હિંદુ રાજાની ધજા ફરકવા લાગી. ત્યાર પછી રણજીતસિંહ પેશાવર જીતવા તૈયાર થયા. ઈ૦ સ૦ ૧૮૧૩ની ૨૩ મી માર્ચ ભારતવર્ષમા એક યાદગાર દિવસ છે જે લોકોએ દૃષદ્વતી નદીના કિનારે હિંદુઓને પરાજિત કરીને ભારતવર્ષમા પોતાના રાજ્યનો પાયો નાખ્યો હતો, તેજ લોકોના દેશમા જયપતાકા ઊરાડીને હિંદુ રાજ્ય સ્થાપવા માટે, મહારાજા રણજીતસિંહ એ દિવસે અગ્રેસર થયા હતા. આર્યાવર્તનો હિંદુ રાજા આજે છેલ્લી વાર સિંધુ નદીની પેલી પાર, હિંદુવિજયી પઠાણો-ના લોહીથી પૃથ્વીરાજ અને અમરસિંહના આત્માનું તર્પણ કરવા તૈયાર થયો. મહારાજા રણજીત જરા પણ ભય રાખ્યા વગર, વિપુલ સાહસ સાથે પઠાણોના રાજ્યમા જઈ પહોચ્યા. અફઘાનિસ્તાનના મુખ્ય સરદાર મહમદ આજીમખાના જંગી લશ્કર સાથે ૧૮ મી માર્ચે કાબૂલ નદી ઉપર નૌશેરાની પાસે ખેરાઈ નામક સ્થાનમા રણજીતસિંહને લડાઇ થઈ. આ યુદ્ધમા રણજી-તસિંહ પોતે બધા સવારોને મોખરે રહીને પઠાણો ઉપર આક્રમણ કરવા લાગ્યા. હૃષ્ટપુષ્ટ અફઘાનો અચળ પર્વતની પેઠે ઉભા રહીને, જરા પણ થાકયા વગર, પૂર્ણ પરાક્રમથી શિખ લોકોના આક્રમણને રોકવા લાગ્યા. આખો દિવસ યુદ્ધ ચાલ્યું. ઘડીનો પણ વિરામ નહોતો, વિશ્રામ નહોતો. શિખ લોકો અતુલ પરાક્રમપૂર્વક અફઘાનોના લશ્કરમા ઘુસવા લાગ્યા. ધીમે ધીમે રાત પડી. અંધકાર ઘણો ગંભીર થઈ ગયો. એ અંધકારમાં લોહીની નદી જોરથી વહેવા લાગી; છતાં પણ રણજીતસિંહે યુદ્ધ બંધ પાડયું નહિ. એ તો પહેલાંની પેઠેજ દુશ્મનોનું છેદન કરતોજ ગયો. આખરે અફઘાનોથી પંજાબ-કેસરીનું પરાક્રમ સહન થઈ શક્યું નહિ. તેઓ અંધકારમાં ત્યાંથી પલાયન કરીને સંતાઇ ગયા. પંજાબકેસરીની વિજયપતાકા પઠાણોના દેશમાં ફરકવા લાગી. ઓગણીશમા સૈકામાં ભારતના વીરપુરુષે આવું અસાધારણ પરાક્રમ બતાવ્યું. ૧૯ મા સૈકામાં શિખોના પરાક્રમ આગળ બહાદુર પઠાણોએ પોતાનું

માથુ નીચુ નમાવ્યું.

આ પ્રમાણે પોતાના જાતીય બન્ધુઓની મદદથી મહારાજા રણજીતસિંહ અજીત બનીને પંજાબમા રાજ્ય ચલાવવા લાગ્યા. તેનો અધિકાર રાજધાની લાહોરથી તે ઉત્તરમા કાશ્મીર, પશ્ચિમમા પેશાવર, દક્ષિણમા મુલતાન અને પૂર્વમા સતલજ નદી સુધી હતો. તેનું યુદ્ધકુશળ સૈન્ય યૂરોપીય પદ્ધતિ પ્રમાણે શિક્ષણ પામેલું હોવાથી વીરપુરુષોના વખાણને પાત્ર થયુ હતું. રણજીતસિંહ અગ્રેજોની સાથે સંધિના સૂત્રથી બંધાયલા હતા. એટલા બધા પરાક્રમી હોવા છતા પણ કદિએ સધિનો ભંગ કરીને, અગ્રેજોની વિરુદ્ધ હથિયાર પકડીને, તેમણે પોતાની દોસ્તીને કલંક લગાડયુ નથી.

રણજીતસિંહનું જીવનચરિત્ર લખનાર લખે છે કે –' રણજીતસિંહ ખરેખર સિંહ જેવા હતા અને સિંહની પેઠેજ તેણે આ સંસારનો ત્યાગ કર્યો છે.' એ સિંહ જેવા પરાક્રમી યોદ્ધાની સઘળી કથા કહેવાનો અહિયા અવકાશ નથી અને પ્રસગ પણ નથી. અત્રે તો ટુંકાણમા એટલુંજ કહીશું કે, રણજીતસિંહ વીર પુરુષોની લીલાભૂમિ ભારતના એક સાચા વીર હતા. અઢારમી શતાબ્દિમા તેના જેવા બહાદૂર પુરુષ ભારતવર્ષમાં જન્મ્યા નહોતા.

મહારાણી ચન્દાવતી એ વીર મહારાજા રણજીતસિંહની નાની રાણી હતી. રણજીતસિંહનો એના ઉપર અપ્રતિમ પ્રેમ હતો રણજીતસિંહની આ પ્રિય પત્ની ઇતિહાસમાં મહારાણી ઝિન્દન એ નામથી પ્રસિદ્ધ છે રણજીતસિંહ જેવા પરાક્રમી રાજાની એ યોગ્ય સહધર્મિણી હતી

તેના પતિ પંજાબકેસરી રણજીતસિંહના મૃત્યુ પછી શિખોની સ્વતંત્રતાનો અધઃપાત શરૂ થયો. રણજીતસિંહને ત્રણ પુત્રો હતા. ખડ્ગસિંહ, શેરસિંહ અને દુલીપસિંહ. એ ત્રણે જણા રાજ્યને માટે પોતપોતાનો હક્ક ચલાવવા લાગ્યા. લાહોરનો રાજદરબાર ઉચ્છૃંખલ થઇ ગયો. ખટપટી અને પ્રપંચી લોકો પોતાની દુષ્ટતા અજમાવવા લાગ્યા. રાજયમાં નરહત્યા થવા લાગી. થોડા વખતમા રણજીતસિંહનો મોટો પુત્ર ખડ્ગસિંહ માર્યો ગયો અને તેના નાના ભાઈ શેરસિંહને ગાદી મળી, પરન્તુ થોડા દિવસોમા તેની પણ મોટા ભાઈના જેવીજ ગતિ થઇ લગભગ ચાર વર્ષના ટુંકા અરસામા રણજીતસિંહના બે પુત્ર માર્યા ગયાથી પંજાબમાં કુસપ અને અંધાધુંધીનુ રાજ્ય જામી ગયું એક પછી એક ઘણા સરદારો અને સૈનિકો રાજ્ય દબાવી પાડવાની લાલચમા જાન ખોઇ બેઠા. આખરે રાજપુત્ર દુલીપસિંહને ગાદીએ બેસા-

ડીને તેની માતા મહારાણી ચન્દાવતીએ રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી. મહારાણી ચન્દાવતી ઘણી બુદ્ધિવાન અને ધીર તથા હિંમતવાળી સ્ત્રી હતી. ખરેખર એ શૂર અને સાહસિક શિખ લોકોની સ્વામિની થવાને યોગ્ય હતી. એ રાજકાર્યમા જેટલી પ્રવીણ હતી, તેટલીજ યુદ્ધવિદ્યામાં પણ હોશિયાર હતી. સારાંશ, એ કે તેના પતિનાં સર્વોત્તમ લક્ષણો તેનામાં વાસ કરતાં હતા. તેણે ઘણી યુક્તિથી સરદારોના માહોમાહેના ટંટા મટાડી દીધા અને તેમના ઉપર પોતાનો અધિકાર જમાવીને, ફરીથી શિખોને શત્રુઓની સામા થવાને યોગ્ય બનાવ્યા રાજ્યમાના મોટા મોટા હોદ્દાઓ યોગ્ય અને બહાદુર લોકોને આપ્યા અને સેનાપતિતરીકે શેરસિંહ નામના એક સરદારની નિમણુક કરી.

અંગ્રેજી રાજ્યની સરહદ તેના રાજ્ય સાથે તદ્દન મળેલી હતી. રાણી ચન્દાવતીની સૈન્યવ્યવસ્થા અને રાજકાર્યમા કુશળતા જોઈને અંગ્રેજ સૈનિકોને પણ મનમા ભય રહેતો, એટલા માટે તેમણે પોતાનું સૈન્ય પંજાબની સરહદ ઉપર રાખી મૂકવાની આવશ્યકતા ધારી હતી સતલજ નદીના કિનારે અંગ્રેજોનું સૈન્ય એકઠું થયું, એટલે શિખ લોકોની અને તેમની વચ્ચે ખટપટ શરૂ થઈ શિખ લોકો કહેતા કે, અંગ્રેજો ધીમે ધીમે અમારો સરહદ ઉપરનો ઈલાકો દબાવતા જાય છે અંગ્રેજ લોકો પણ શિખોને માટે એવાજ પ્રકારની ફરિયાદ કરતા. એમાંથી ખરૂં કોણ હતુ, તે તો પ્રભુ જાણે, પણ આ સરહદી ખટપટને લીધે જે યુદ્ધ જામ્યું તે એક વર્ષ સુધી ચાલ્યું.

આ યુદ્ધમાં પોતાના કેટલાક અવિશ્વાસી અને કૃતઘ્ની અમલદારો ગુપ્તપણે અંગ્રેજોની સાથે મળી જવાને લીધે તેનો પરાજય થયો. આ પ્રમાણે તેના વિશ્વાસુ અમલદારો પણ બેવફા અને દેશદ્રોહી નિવડયાથી, પોતાના પ્રખ્યાત પતિનું નામ તથા સ્વદેશનું સ્વાતંત્ર્ય કાયમ રાખવાની મોટી જવાબદારી એકલી તેના ઉપર આવી પડી, છતાં આવા અણીના વખતે પણ તે જરાયે ડગી નહિ. ઘણાજ ધૈર્યપૂર્વક તે પોતાના રાજ્યનું યુદ્ધસૂત્ર ચલાવ્યા કરતી અને એક મજબુત દિવાલની પેઠે પોતાના નિશ્ચયમાં દૃઢ રહેતી. આજસુધી ભારતનો ખરેખરો ઇતિહાસ લખાયો નથી. વિદેશી ઇતિહાસકારોને હાથે ઘણો ભાગ ખોટી રીતે લખાયો છે અને ઘણા ભાગમા લખવા જેવી ઘણી ઘટનાઓ રહી ગઈ છે; પરન્તુ એમ છતાં પણ આપણા સદ્ભાગ્યે બે એક અપક્ષપાત લેખકોએ સત્યનિષ્ઠા અને ઉદારતાનું સન્માન કર્યું છે. જો

આ પ્રમાણે અપક્ષપાત અને ઉદાર સ્વભાવના ઐતિહાસિકોને હાથે ભારતનો ઈતિહાસ લખાયો હોત તો તેઓ જરા પણ સંકોચ વગર કહી દેત કે, સ્વજાતિ-દ્રોહી દગાબાજ રાજા લાલસિંહ અને સરદાર તેજસિંહે ગુપ્તરીતે કેપ્ટન નીકલસન અને કેપ્ટન લોરેન્સની સાથે મળી જઈને પ્રપંચ ન રચ્યો હોત તો પ્રથમ શિખ યુદ્ધમાં રણજીતસિંહના કેળવાયલા ખાલસા સૈનિકો બ્રિટિશ સૈનિકોને હાથે કદિ હાર ખાત નહિ. એ યુદ્ધ પછી ભારતના ગવર્નર જનરલ લૉર્ડ હાર્ડીંજે લાહોર દરબાર સાથે સંધિ કરી મહારાજા દુલીપસિંહ એ વખતે સગીર વયનો હતો. બ્રિટિશ ગવર્નમેન્ટે તેનું વાલીપણું સ્વીકાર્યું દુલીપસિંહની સગીર વયમા રાજ્યનો વહીવટ ચલાવવાને માટે કેટલાક પ્રવીણ અમલદારોની એક સભા સ્થાપવામા આવી અને બ્રિટિશ રેસિડેન્ટ તેનો પ્રમુખ બન્યો આ પ્રમાણે બ્રિટિશ રેસીડેન્ટ એક પ્રકારે સીધી રીતે લાહોરના દરબારનો ઉપરિ બનીને પંજાબનું રાજ્ય ચલાવવા લાગ્યો.

આ સંધિ થયા પછી બ્રિટિશ અમલદારો પંજાબમાં પોતાનું આધિપત્ય વધારવાનો યત્ન કરવા લાગ્યા.

દુલીપસિંહની જનની મહારાણી ઝીન્દન ઘણી તેજસ્વી સ્ત્રી હતી. તેનું રાજ્ય અંગ્રેજોના હાથમા આવ્યું હતું. સમુદ્રપારના લોકો આવીને તેના રાજ્યમાં મરજીમા આવે એ પ્રમાણે સત્તા ચલાવતા હતા. એ બધુ એ વીર રાણીને માટે અસહ્ય થઈ પડ્યુ. એ સમજી ગઇ કે પંજાબ થોડાજ વખતમા બ્રિટિશ મુલક થઈ જશે તેણે જોયું કે થોડા સમયમાજ બ્રિટિશ સરકારે પંજાબનો બધો વહિવટ પોતાના હાથમા લઇ લીધો હતો, એટલુંજ નહિ પણ પોતાના પ્યારા પુત્ર દુલીપને પણ તેમણે પોતાના કાબૂમાં લીધો હતો. અંગ્રેજોની આટલી બધી સત્તા રાણી ઝીન્દનના હૃદયમા ઘણીજ ખુચવા લાગી. રાણી ઝીન્દન પોતાના કામમા હરકત નાખે છે,એવું કારણ દર્શાવીને રેસિડેન્ટ હેન્રી લૉરેન્સે એ તેજસ્વી સન્નારીને લાહોરમાથી શેરપુર નામના એકાંત સ્થાનમા કેદ રાખી અંગ્રેજ ઇતિહાસલેખકો કહે છે કે, રાણી ઝીન્દન અંગ્રેજ સરકારની વિરુદ્ધ ખટપટ કરી રહી હતી, એટલા માટે તેને આ સજા કરવામાં આવી હતી, પરંતુ તેના આ અપરાધની કાયદેસર તપાસ કરવામાં આવી નહોતી. રેસિડેન્ટે તપાસ કરીને દોષિત ઠરાવ્યા વગર કેવળ શક ઉપરથીજ દુલીપસિંહની માતાને શેરપુરમા રાખી હતી અને ત્યાં થોડા વખત રાખ્યા પછી રેસિડેન્ટ સર ફ્રેડરિક કારિ સાહેબે તેને પંજાબમાંથી પણ બહાર કહાડી

ને પોતાનો માર્ગ બિલકુલ નિષ્કંટક કરવાનો નિશ્ચય કર્યો. આ વખતે સગીર વયનો દુલીપ રેસિડેન્ટના પૂરા કાબૂમાં આવી ગયો હતો, એટલે સર ફ્રેડરિકને પોતાની ઈચ્છા પૂરી પડવામા કાંઈ અડચણ નડી નહિ. થોડાજ વખતમા તેણે રાણી ઝીન્દનના દેશવટાનોહુકમ લખ્યો અને તેના ઉપર દુલીપ-સિંહની મહોર છાપવામા આવી. દરબારના કેટલાક અમલદારો એ હુકમ લઈને મહારાણી ઝીન્દનની પાસે ગયા. મહારાણીએ અટલભાવે પ્રાણથી પણ અધિક વહાલા પુત્રના હસ્તાક્ષર તથા મહોર જોયાં એટલે તેણે પૂછયું -'આ હુકમ કોણે મોકલાવ્યો છે?' અમલદારે કહ્યું:-' ખુદ મહારાજા સાહેબ દુલીપસિંહે ' રાણીએ કહ્યું:-' ઠીક, દુલીપ રાજા છે. રાજાની આજ્ઞા મારે પાળવી જોઈએ. હું કાંઈ પંજાબની માલિક નથી. હું તો રાજમાતા છુ. રાજાનીજ આજ્ઞા મને દેશવટો દેવાની છે, તો મારે જવું જોઈએ. મારી તરફથી હવે તમારે કોઈ જાતનો ભય રાખવો નહિ. હું મારા પુત્રની વિરુદ્ધ કદિ ખટપટ કરવાની નથી. હું એ કળી ગઈ છુ કે પંજાબનું સત્યાનાશ વળવાનો સમય પાસે આવ્યો છે.' રાણીએ શાન્તચિત્તે દેશવટાનો હુકમ માથે ચડાવ્યો. જે પંજાબ તેને પોતાની અધિષ્ઠાત્રી દેવીતરીકે પૂજતું હતું, તે પંજાબ હવે તેની દૃષ્ટિથી પણ દૂર થયું. થોડા દિવસ તેને ફિરોઝપુરમા રાખીને પછી કાશીક્ષેત્રમાં લઇ ગયા મહારાણી ઝીન્દન હિંદુઓના પરમ આરાધ્ય તીર્થ કાશીધામમાં આવીને, મેજર જ્યોર્જ મ્યેક ગ્રેગર નામના એક સૈનિક અમલદારની દેખરેખ નાચે રહેવા લાગી. તેને કાશી મોકલવાનું કારણ એ હતું કે, તીર્થસ્થાનમાં રાખ્યાથી ખાલસા સૈનિકો પ્રસન્ન થશે, પરંતુ કાશી જતી વખતે રાણી ઝીન્દને કહ્યું હતુ કે,' એથી મારી સ્થિતિ કાંઈ સુધરતી નથી. કેદખાનામાં રહ્યા પછી પવિત્ર સ્થાન શું અને અપવિત્ર શું ! એ તો બધુ એકસરખુંજ !'

આ દેશવટાથી રાણી ઝીન્દનના હૃદયને ઘણોજ સખ્ત ઘા લાગ્યો. તેણે પોતાના પુત્રનો વાંક કહાડયો નહિ, પોતાની બધી સત્તા તથા રાજ્યવૈભવ નષ્ટ પામ્યાં, તેને માટે ઓછુ આણ્યું નહિ; પરન્તુ પંજાબનો વૈભવ અને પંજાબની સ્વતંત્રતા પોતાની હયાતિમાં સદાને માટે નષ્ટ થયેલાં જોઈને તેનું હૃદય વિધાઈ જવા લાગ્યું. એ આતરિક શોકને લીધે એ અત્યત માદી પડી અને એ પવિત્ર ક્ષેત્રમાં તેનો મૃત્યુસમય પાસે આવી પહોંચ્યો.

એ સમાચાર સાંભળતાવારજ શિખ સિપાઈઓનો પિત્તો ઉકળી

આવ્યો. તે ઉપરાંત તેમને ઉશ્કેરનારાં બીજાં પણ કેટલાંક કારણો મળી આવ્યાં અને તેમણે અંગ્રેજોની સામે યુદ્ધ આરંભ્યું. ઇ૦ સ૦ ૧૮૪૯ માં ૧૩ મી જાનેવારીએ અંગ્રેજો અને શિખો વચ્ચે ચિંતિયાંવાલા આગળ ભયંકર યુદ્ધ થયું આ યુદ્ધમાં શિખ લોકોએ અસીમ સાહસથી લડીને વિજય મેળવ્યો. એ દિવસે વીરશ્રેષ્ઠ શેરસિંહના પરાક્રમથી લૉર્ડ ગફ પરાજીત થયો. એ દિવસે બ્રીટીશ પતાકા શિખોના હાથમાં આવી ગઈ. શિખોના પરાક્રમથી બ્રિટીશ સવારો પલાયન કરી ગયા. સેનાપતિ શેરસિંહે વિજયી થઇને એ દિવસે તોપોના અવાજથી ચારે દિશાઓને ગજાવી દીધી, પરન્તુ ચિંતિયાંવાલાની પછી ગુજરાતમાં જે યુદ્ધ થયું તેમાં શિખ લોકોની હાર થઈ અને શિખ લોકો આખરૂસેર અંગ્રેજોને શરણે ગયા.

ત્યાર પછી લૉર્ડ ડેલહાઉસીએ પંજાબને ખાલસા કરવાના વિચારથી ઇલિયટ સાહેબને પોતાના પ્રતિનિધિતરીકે લાહોરદરબારમાં મોકલ્યો. સર હેન્રી લૉરેન્સ એ વખતે રેસિડેન્ટ હતો. એ બન્ને જણાએ મળીને ૨૮ મી માર્ચે પંજાબનું રાજ્ય અંગ્રેજોને સોંપી દેવાનો મહારાજા દુલીપસિંહને આગ્રહ કર્યો. તેને બીજે દિવસે એટલે ૨૯ મી તારીખે છેવટનો દરબાર ભરાયો છેલ્લી વાર દુલીપસિંહ પિતાના સિંહાસન ઉપર બિરાજ્યો. થોડે દૂર હથિઆરબંધ અંગ્રેજી લશ્કર હારબંધ ગોઠવાઇ ગયું દિવાન દીનાનાથે આ બનાવને રોકવાનો ઘણો યત્ન કર્યો એણે સંધિના કોલકરાર બતાવ્યા, પણ કાંઇ વળ્યું નહિ ડેલહાઉસીનો ઢંઢેરો વંચાઈ રહ્યા પછી દરબાર બરખાસ્ત થયો તરતજ રણજીતસિંહના કિલ્લા ઉપર અંગ્રેજી વાવટો ફરકવા લાગ્યો. કિલ્લા ઉપરથી તોપો ફોડવામાં આવી. લૉર્ડ ડેલહાઉસીની નીતિથી ભારતના નકશામાં પંજાબ લાલ રંગથી રંગાઈ ગયું મહારાજા દુલીપસિંહને પંજાબમાંથી ખસેડી નાખવામાં આવ્યો. ફતેહગઢમાં તેનો નિવાસ રાખવામાં આવ્યો તેની મિલકત અંગ્રેજોના અધિકારમાં સોંપવામાં આવી કોહિનૂરનો જગપ્રસિદ્ધ હીરો પણ અંગ્રેજોના હાથમાં ગયો રાજ્યભ્રષ્ટ થતી વખતે દુલીપસિંહની ઉંમર અગિયાર વર્ષની હતી. એ વખતે એને સર જોન લજીન નામક એક અંગ્રેજના હાથતળે શિક્ષણ માટે મૂકવામાં આવ્યો. ઈ૦સ૦ ૧૮૫૩-માં ફતેહગઢના એક ખ્રિસ્તી પાદરીએ તેને ખ્રિસ્તીધર્મમાં દીક્ષિત કર્યો. ત્યાર પછી એક વર્ષે પંજાબકેસરીના ખ્રિસ્તીધર્માવલંબી પુત્રને ઈંગ્લાંડ લઇ જવામાં આવ્યો.

વાચકો ! મહારાણી ઝિન્દનની આ વખતે શી અવસ્થા થઈ હશે, તેનો તમે વિચાર કરી શકો છો ? પોતાનીજ આંખ આગળ પોતાના પતિનું રાજ્ય છિન્નભિન્ન થઇ ગયેલું તથા પોતાના એક પુત્રને માત્ર પરધર્મમાં વટલાઈ ગયેલો જોવાથી તેનો મંદવાડ ઘણો વધી ગયો. એને ઉન્માદ રોગ લાગુ પડયો. એવી બેભાન અવસ્થામાં રાણી ઝિન્દન વારંવાર લવરી કરતી કે:–'મારા શૂરા ખાલસા વીરો ! ચાલો યુદ્ધ કરીએ તમારો ધણી તમારા શરીરમાં આવ્યો છે. ચાલો, આપણે બધા શિખ રાજ્યની સ્વતંત્રતા અને વૈભવની રક્ષા કરીએ.'

આખરે તેની હૃદયદ્રાવક અવસ્થા જોઈને અંગ્રેજોને પણ દયા આવી. તેમણે ધાર્યું કે કદાચ તેના પ્યારા પુત્રની પાસે તેને લઇ જવાથી તેના મનને શાંતિ વળશે. એ વિચારથી તેઓ તેને કલકત્તા લઈ ગયા અને ત્યાંથી વહાણમાં બેસાડીને તેને વિલાયત રવાના કરી, પરન્તુ રાણીનો મંદવાડ વધતો જતો હતો. પોતે કયાં અને શામાટે જાય છે, તેનું એને કાંઇ ભાન નહોતું ઇશ્વરે તેને એ દુઃખમાંથી જલ્દી છોડાવી ઇંગ્લાંડ જતાં જતાં રસ્તામાંજ તે મૃત્યુને વશ થઇ અને તેનો દેહ અગાધ સમુદ્રને સમર્પણ કરવામાં આવ્યો. આ પ્રમાણે પંજાબકેસરી મહારાજા રણજીતસિંહની વીર મહારાણીનો જીવનસ્રોત અનંત કાળ માટે સાગરમાં મળી ગયો.

---

# रत्न ३१७ मुं—चांदकुमारी



એ પંજાબકેસરી મહારાજા રણજીતસિંહની પુત્રવધૂ અને ખડ્ગસિંહની રાણી હતી. ઇ૦ સ૦ ૧૮૩૪ માં રણજીતસિંહનું મૃત્યુ થયું તે સમયે તેણે પોતાના પુત્રને વારસ નિમ્યો અને ધ્યાનસિંહ નામના એક અતિ વિશ્વાસુ અમલદારને તેનો સંરક્ષક અને શિક્ષક નિમ્યો, પરંતુ વિશ્વાસઘાતી ધ્યાનસિંહે રાજ્યલોભને લીધે ખડ્ગસિંહ અને તેના પુત્ર નિહાલસિંહની હત્યા કરાવી. હવે રાણી ચાંદકુમારીએ રાજ્યનો કારભાર પોતાના હાથમાં લીધો. ગાદી ઉપર બેસતાંવારજ તેણે ધ્યાનસિંહને પ્રધાનપદ ઉપરથી રજા આપી દીધી અને તેની જગ્યાએ ઉત્તમસિંહને પ્રધાનપદ આપ્યું. હવે ધ્યાનસિંહ ખુલ્લીરીતે ચાંદકુમારી સાથે દુશ્મનાવટ રાખવા અને તેની વિરુદ્ધ પ્રપંચ રમવા લાગ્યો.

સેનાપતિ ગુલાબસિંહની સહાયતાથી ધ્યાનસિંહે ચાંદકુમારીને પદભ્રષ્ટ

કરી અને રણજીતસિંહની રાખેલી સ્ત્રીના ગર્ભમા જન્મેલા પુત્ર શેરસિંહને ગાદી ઉપર બેસાડયો. રાણી ચાંદકુમારી શેરસિંહને ઘણુંજ ધિક્કારતી હતી. શેરસિંહ ઘણો દુષ્ટાત્મા હતો. રાણી ચાંદકુમારીના સૌંદર્ય ઉપર તે મોહિત થઇ ગયો અને તેની સાથે લગ્ન કરવાનો સંકલ્પ કર્યો. રાણી ચાંદકુમારીને એ વાતની ખબર પડી, ત્યારે તેણે શેરસિંહને ઘણોજ સખ્ત ઠપકો આપ્યો તથા આવો અધમ વિચાર કરવા માટે તેનો અત્યંત તિરસ્કાર કર્યો રાણી ચાંદકુમારી પોતાના હાથમાં ન આવી શકી, એટલે દુષ્ટ શેરસિંહે પ્રપંચ રચીને દાસીઓદ્વારા તેની હત્યા કરાવી. રાણી ચાંદકુમારી ઘણી બુદ્ધિમાન સ્ત્રી હતી એનું જીવન ઘણુંજ સદાચારી હતું એ સદાચારી બુદ્ધિમતી વીર લલનાનુ જીવન ઘણુંજ શોકમય હતું. નાની વયમા પ્રાણાધાર પતિ તથા પ્રિય પુત્રનો વિયોગ થયો. વિશ્વાસઘાતી મંત્રીઓના પ્રપંચથી રાજ્યભ્રષ્ટ થવું પડયુ અને અંતમા પૈસાની લોભી નિમકહરામ દાસીઓને હાથેજ ઇ૦ સ૦ ૧૮૪૨ મા તેની હત્યા થઇ.

---

# रत्न ३१८ मुं–माजी हरिकुंवरी



આ પણા આર્યવર્ત દેશની તત્ત્વવિદ્યા બધા દેશની વિદ્યાઓ કરતા શ્રેષ્ઠ છે એ તત્ત્વવિદ્યાનો અભ્યાસ કેવળ પુરુષોજ કરે છે, એમ નથી, પરંતુ સ્ત્રીઓ પણ તેના સુધારસનુ પાન કરીને આત્માની ઉન્નતિ સાધે છે. પ્રાચીન કાળની ઘણી આત્મજ્ઞાની સન્નારીઓના ચરિત્ર તો વાચકો વાચી ચૂકયા છે, પણ અત્રે અમે થોડાંકજ વર્ષ પહેલા થઇ ગયેલાં એક વિદુષી બાઇનું ચરિત્ર આલેખી, આર્યરમણીઓના તત્ત્વજ્ઞાન તરફના શોખનું એક વધુ ઉદાહરણ બતાવીશું.

એ સન્નારી તે કાશીનિવાસી પ્રસિદ્ધ બાઇ હરિકુંવરી છે, જેમને તેમના મહાન ગુણોને લીધે લોકો માતાના નામથી બોલાવતા હતા.

માતા હરિકુંવરીનો જન્મ માર્ગશીર્ષ કૃષ્ણ ૬ સંવત ૧૮૮૩ મા ( ઇ૦ સ૦૧૮૨૬મા) થયો હતો. એ દેખાવમા જેવા સુંદર અને ચિત્તાકર્ષક હતાં, તેવીજ રીતે ગુણોમા પણ અદ્વિતીય હતા. તેમનું શરીર સ્થૂલ હતું અને કદ ઘણુ ઠીંગણુ હતું, પણ એ ઘણા ખુબસુરત અને સદ્ગુણોની મૂર્તિરૂપ હતાં.

એકવાર એમના દર્શન કર્યાથી વારવાર તેમનો સત્સંગ સાધવાની ઈચ્છા થતી.

તેમના પિતા રામેશ્વર દવે નાગર બ્રાહ્મણ હતા અને કાશીમા તેમનું ઘર હતું, પરંતુ એમનાં માતામહ તથા મામાનો એમના ઉપર ઘણો પ્રેમ હોવાથી, એ પોતાની સ્ત્રી સાથે ભરતપુરમા ઘણુ રહેતા. રામેશ્વર દવે ઘણા સાદા અને સરળ સ્વભાવના માણસ હતા. સસારની ખટપટમા એ વધારે પડતા નહિ. એ ઘણા ભક્ત, ઉદાર અને શાન્ત પ્રકૃતિના હતા. યોગ અને મંત્રશાસ્ત્ર ઉપર તેમની દૃઢ ભક્તિ હતી અને એમાજ એમનો બધો સમય વ્યતીત થતો. ગરીબોને ધર્માદા દવા આપવાનો તથા વિદ્યાર્થીઓને મફત ભણાવવાનો એમને ઘણો શોખ હતો. એને લીધે એમને ઘેર આખો દહાડો છોકરાઓની નિશાળ બેઠેલી જોવામાં આવતી.

માતા હરિકુંવરીના પિતા સહકુટુંબ કલકત્તા ગયા હતા. ત્યાં દૈવયોગે તેમની પત્નીનુ મૃત્યુ થઈ ગયુ અને સાડાચાર વર્ષની બાલિકા હરિકુંવરીના પાલનપોષણ અને શિક્ષણનો ભાર રામેશ્વર દવે ઉપર આવી પડયો. પુરુષ ગમે તેટલો કુશળ હોય પણ આખો દિવસ પોતાના ઉદરપોષણાર્થ નોકરી કે કામધંધો કરી આવ્યા પછી, ઘેર આવીને બાળકની ખબર રાખવી, એ તેને માટે ઘણું અવરૂં કામ છે; એટલા માટે રામેશ્વરે પોતાની પુત્રીને એક સમજુ દાસીના હાથમાં સોંપી. બાળકી હરિકુંવરી બચપણથીજ ઘણી બુદ્ધિમતી અને ચતુર હતી. જે શબ્દ એકવાર સાંભળી લેતી અથવા જે કામ એકવાર જોઈ લેતી, તેને કદિ ભૂલી જતી નહિ. રામેશ્વર દવેની પાસે સાધુસંત ઘણા આવ્યા કરતા હતા અને એ મહાત્માઓ ત્યાં બેસીને ઘણા વિષયો ઉપર વાદવિવાદ કરતા હતા. બાળકી હરિકુંવરી ઘણી રુચિ સાથે એ ચર્ચા સાભળ્યા કરતી અને એનો મર્મ પોતાના હૃદયમા ઠસાવતી. આ સત્સંગનો એના જીવન ઉપર ઘણો સારો પ્રભાવ પડયો. ગીતાંઆદિ ધર્મશાસ્ત્રનાં ઉપદેશવાકયો ભણ્યા વિના તેમના હૃદયમા ઠસી ગયાં અને તેમનું ધ્યાન ભગવદ્ભક્તિ તરફ ઝુકી ગયું.

બાઈ હરિકુંવરીની દાસી ગૃહકાર્યમા ઘણી કુશળ હતી. એણે એને ઘર કામ, પતિ-સેવા અને રસોઇ વગેરે કામમાં નિપુણ કરી દીધી; પરંતુ એ દાસીને ભણવુંગણવું પસંદ નહોતું. સ્ત્રીઓ વાંચતાંલખતાં શિખે તેની એ વિરુદ્ધ હતી, એટલે હરિકુંવરીને વિદ્યાભ્યાસ કરતાં હમેશાં રોકયા કરતી હતી; પરંતુ હરિકુંવરીને સ્વાભાવિકરીતેજ પઠનપાઠનનો શોખ લાગ્યો હતો, એ ટલે એમણે ગુપ્તરીતેજ વાંચવાલખવાનો પૂર્ણ અભ્યાસ કરી લીધો. પિતા-

જીના વિદ્યાર્થીઓની સાથે રહેવાથી એમને બંગાળી ભાષા બોલતા આવડી ગયું હતું અને એમની સાથે એ બંગાળીમાંજ વાર્તાલાપ કરતાં. ગીતા અને ઉપનિષદોને વારવાર ધ્યાનપૂર્વક શ્રવણ કરવાથી એ એવા વિદુષી બન્યા હતાં કે સાધારણ બુદ્ધિનો મનુષ્ય ઘણા વર્ષોના અભ્યાસથી પણ એટલો પારંગત ન બની શકે.

દશ વર્ષની વયમા પિતાએ એમનો વિવાહ બનારસના એક કુલીન નાગર બ્રાહ્મણના પુત્ર સાથે કરી દીધો, એટલે થોડા વર્ષ પછી હરિકુવરીને બનારસ જવુ પડયું. ત્યાં જઇને એમણે પોતાના સદ્દગુણો તથા સરળ નિષ્કપટ સ્વભાવથી શ્વશુર પક્ષના બધા માણસોને ઘણાજ પ્રસન્ન કરી દીધાં. તેમા વળી એમની નણંદ તો એમના ઉપર એટલી બધી પ્રસન્ન થઈ ગઈ કે દરરોજ સવારમા ભાભીનું મો જોયા વગર પથારીમાથી ઉઠતી નહિ અભાગ્યવશ એમના પતિને જ્વર આવ્યો અને પદર વર્ષની વયે, કેવળ એકજ વર્ષનુ પતિસુખ ભોગવીને, હરિકુવરી વૈધવ્યના દુ:ખસાગરમા ડૂબી ગયા. થોડા દિવસ પછી તેમના સસરા પણ મરી ગયા અને બાઈ હરિકુવરીને નિરાધાર થઇને રહેવું પડયું ઘરના બીજા બધા માણસો તથા આડોશીપાડોશી સૌ એમના સ્વભાવથી ઘણા ખુશ હતા, પણ એમની સાસુનો સ્વભાવ ઘણો કઠોર હતો. એ પોતાની દુ:ખિયારી વહુથી કોઈ દિવસ રાજી નહોતી રહેતી એણે એમના ઉપર એટલો બધો અન્યાય કર્યો કે પોતાની બધી મિલ્કત તથા સર સામાનની વારસ પોતાની પુત્રીને બનાવી દીધી અને નિરાધાર વિધવાવહુને મો તાકતી રાખી, પરતુ સાધ્વી હરિકુવરીએ એની કાઇ પરવા ન કરી. પ્રથમથીજ તેમની રુચિ ભગવદ્દભક્તિમા હતી, અને તેમા વળી પતિદેવના અકાળ મૃત્યુથી એ સસારને નશ્વર અને દુ:ખના સાગરરૂપ માનવા લાગ્યા, આથી તેમણે જગદીશ્વરની સેવામા પોતાના મનને રાતદિવસ પરોવ્યુ.

સવત ૧૯૦૦ મા તેમના પિતા બનારસ ગયા અને પુત્રીને લઇને તીર્થયાત્રા કરવા નીકળ્યા પ્રયાગ, અયોધ્યા, પુષ્કર, વૃન્દાવન અને મથુરા આદિ તીર્થસ્થાનોમા યાત્રા કરીને પિતાપુત્રી હરદ્વાર પહોચ્યા. હરિકુવરીનો એમના પતિ ઉપર ઘણોજ પ્રેમ હતો; પરંતુ નિર્દય કાળની આગળ એમનુ કશું ચાલ્યુ નહિ એ એમને ભૂલી જવાનો ઘણોએ પ્રયત્ન કરતી, કારણ કે વિયોગી મનુષ્યથી ભગવદ્દભક્તિમા લીન થઇ શકાતું નથી, પરન્તુ એ તાજા ઘા ઉપર કોઈ દવા કામ લાગી નહિ વખતોવખત એમને પતિનુ સ્મરણ થઇ આવતું

અને એ કલાકોના કલાક સુધી પડયા પડયાં રોયા કરતા. યાત્રા જતી વખતે એમણે સાભળ્યુ હતું કે મથુરામા એક એવા સાધુ રહે છે કે જે રૂપિયા લઇને મનુષ્યને તેના મૃતસબધીઓ સાથે મેળાપ કરાવી આપે છે. હરિકુંવરીને આશા હતી કે મથુરા ગયાથી એ સાધુદ્વારા પતિદેવના ફરીથી દર્શન થઇ શકશે, પરન્તુ એમના પિતાને પુત્રીના એ વિચારની ખબર પડી ગઇ, એટલે એમણે હરિકુંવરીને શિખામણરૂપે કહ્યું-" બેટા ! આ સસારમા કોઇ કોઇનું નથી. કોઈ કોઇની સ્રી નથી કે કોઇ કોઇનો પતિ નથી. બધા ઇશ્વરની માયાથી ઇશ્વરે નિર્માણ કરેલું કાર્ય બજાવવા માટે સંસારમા કોઇ ને કોઇ સંબંધથી એકઠા થાય છે. જે દેહને આપણે આપણી આંખો આગળ બાળી આવ્યા તેનામા પછી જીવતા રહેવાની શકિત કયાથી હોય? કોઇ એના દર્શન કરાવી શકે, એમ નથી. હવે તો ઇશ્વરનેજ પોતાનું સર્વસ્વ માનીને તેની સેવામાં લીન થઇ જવું જોઇએ."

પોતાના મનનો ભ્રમ પિતાને જણાઇ જવાથી હરિકુંવરીને ઘણી શરમ આવી અને એજ સમયથી પિતાના ઉપદેશે એમના ઉપર એવી અસર કરી કે બધા તરગો જતા રહ્યા અને જપ, તપ, ધ્યાન, પૂજા તથા આત્મવિચાર અને શાસ્રોના અભ્યાસમા એમણે પોતાનું ચિત્ત પરોવ્યુ. હવે ગીતા ઉપર એમની રુચિ એટલી બધી વધી ગઇ કે જ્યારે અવકાશ મળતો ત્યારે ગીતાનું મનન કરતા. શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનું **मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु** એ વાકય સદા એમના મુખમાથી નીકળ્યા કરતું હતું, તેથી એમના પિતાએ એમનું નામ'મન્મન' પાડયું અને એ નામથી એ ઘણાં પ્રખ્યાત થયાં. હરિદ્વારમાં કુંભનો મેળો કરીને બન્ને ત્યાથી ચાલ્યા અને માર્ગમા બીજાં તીર્થોની યાત્રા કરીને સંવત ૧૯૦૩ મા કાશી પહોંચ્યાં. બાઇના પિતા રામેશ્વર દવેના ગુરુ શ્રી પરમહંસ પરિવ્રાજક સ્વામી સચ્ચિદાનંદ સરસ્વતી ઘણા વિદ્વાન હતા. એ કાશીથી પૂર્વની તરફ ગંગાજીના કિનારા ઉપર એક ગુફામાં રહેતા હતા, પરન્તુ એમના દેહત્યાગ પછી એ સુંદર ગુફા ખાલી પડી હતી. પિતાપુત્રી એ ગુફામાંજ રહીને પરબ્રહ્મ પરમાત્માનું ધ્યાન ધરવામા લીન થયાં.

જ્યારે બાઇના પરમપૂજ્ય પિતાના દેહત્યાગનો સમય પાસે આવ્યો, ત્યારે લોકોએ એમને પૂછ્યું કે બાઇના ભરણપોષણનો શો બંદોબસ્ત કર્યો છે ? ત્યારે બાઇએ પોતે પિતાના તરફથી જવાબ આપ્યો:-' સંસારમાં બધા પોતપોતાની ગરજનાં સગા છે. કોઇ કોઇનું નથી. જે પતિનો હાથ માતપિતા

હજારો લોકોની સામે પકડાવે છે, તે પતિજ પણ પોતાની સ્ત્રીને છોડીને ચાલ્યો જાય છે, તો બીજાની તો વાતજ શી ? મારૂં પાલનપોષણ કરનાર એકમાત્ર પરમેશ્વરજ છે, કે જે આખા વિશ્વને પાળે છે. મને એનોજ ભરોસો છે અને એજ સર્વશક્તિમાન જગદાધાર મારૂ પાલન કરશે '

બાઇનો આવો બોધજનક ઉત્તર સાભળીને બધા લોકો આશ્ચર્ય પામ્યા. ઈ૦સ૦ ૧૮૬૦મા બાઇના પિતા, જે એ સમયે શ્રી પરમહંસ પરિવ્રાજક સ્વામી બ્રહ્માનંદ નામથી પ્રસિદ્ધ થયા હતા, તે ૭૮ વર્ષની વયમા પરલોકમા સીધાવ્યા એ વખતે તેમની એકની એક કન્યા હરિકુંવરીનું વય ૩૪ વર્ષનું હતું.

એ સમયે ભારતોદ્ધારક મહાત્મા સ્વામીશ્રી દયાનંદજી સરસ્વતી પ્રવાસ કરતા કરતા કાશી પહોચ્યા અને બાઇની પ્રશંસા સાભળીને તેમને મળવા ગયા તથા તેમની સાથે વાર્તાલાપ કરીને એટલા બધા પ્રસન્ન થયા કે એમને 'ગાર્ગી'ની ઉપાધિથી વિભૂષિત કરીને પોતાની ભક્તિ પ્રકટ કરી. ત્યાથી સ્વામી દયાનંદ ઉદયપુરમા પધાર્યા. ઉદયપુરમા કોઇ કાર્યમાટે એમને સામવેદ ભાષ્યની જરૂર પડી, પરંતુ એ ક્યાય પણ મળી શક્યું નહિ એટલે એમણે મહારાણા આગળ બાઇની ઘણી પ્રશસા કરી અને કહ્યુ કે એ પુસ્તક એમની પાસેથી મળવાનો સંભવ છે. દયાનંદ સ્વામી જેવા પાકા સુધારક મહાત્માના મોએથી બાઇની પ્રશસા સાભળીને મહારાણા ઘણા પ્રસન્ન થયા અને તેમનાં દર્શન કરવાને માટે એટલા બધા ઉત્સુક બન્યા કે પોતાના રાજ્યમાથી પંડિત મોહનલાલજીને બનારસ મોકલીને, ઉદયપુર પધારવાની વિનતિ કરી મહારાણા સાહેબનું આમંત્રણ સ્વીકારીને બાઇ ઉદયપુર ગયા અને ત્યા કેટલાક દિવસ રહીને સં૦ ૧૯૩૯મા કાશી પાછા આવ્યા.

એ અરસામા માજી હરિકુંવરીના ગુણનો પ્રકાશ ઘણે દૂરસુધી ફેલાઇ ગયો હતો આપણા દેશમાથી વિવિધ પ્રાન્તોના લોકો તેમના દર્શન સારૂ કાશી આવતા, એટલુજ નહિ, પરંતુ સાત સમુદ્ર પાર રહેનારા પરદેશી વિદ્વાનોમા પણ બાઇએ સારી ખ્યાતિ મેળવી થિયોસોફિકલ સોસાઇટીની પ્રવર્તક મેડમ બ્લેવેટસ્કી, કર્નલ ઑલ્કોટ, મિસિઝ બિસેંટ, મિસ મુલર આદિ અનેક અંગ્રેજ વિદ્વાન અને વિદુષીઓ કાશી જતાં ત્યારે આનંદગુફામાં જઇને માતાજીનાં દર્શન કર્યા વગર રહેતા નહિ.

સંવત ૧૯૪૪ મા કલકત્તાના પ્રસિદ્ધ બાબુ કાલિકૃષ્ણ ઠાકુર જ્યારે કાશી યાત્રા કરવા ગયા ત્યારે બાઇના ગુણોની પ્રશંસા એમણે એટલી બધી

સાંભળી હતી કે, એ બાઇના આશ્રમ ઉપર જવાની ઇચ્છાને રોકી ન શક્યા. એમણે જોયું કે એ સમયે આનંદગુફા બિલકુલ જીર્ણ થઇ ગઇ હતી અને થોડા સમયમા તેનો પડી જવાનો સંભવ હતો. એ બાબુ સાહેબે એક અંગ્રેજ એન્જીનિયરની સલાહથી ૩૫૦૦ રૂપિયાનું ખર્ચ કરીને ત્યા એક સુંદર મજબૂત મકાન બંધાવી આપ્યું અને ૧૦૦૦ રૂપિયા રોકડા ભેટ કર્યા. એ દિવસથી બંગાળી લોકો એમને સાક્ષાત્ માતાસ્વરૂપ માનીને એમની ઘણી ભક્તિ કરવા લાગ્યા.

બાઈની સેવાચાકરી કરવાને માટે આ સમયે છ સાત મનુષ્યો પોતાની ઇચ્છાથી રહેતાં હતા; પરન્તુ એમના ભરણપોષણની ફિકર બાઇને કરવી પડતી નહોતી સેવકોજ એમનું બધું ખર્ચ પોતાની ખુશીથી નિભાવતા.

બાઇએ રામગીતા, શિવગીતા, અવધૂતગીતા, ગુરુગીતા, ગીતગોવિન્દ, રામપંચાધ્યાયી, રાસપંચાધ્યાયી, સપ્તશતી, યોગવાસિષ્ઠ અને ઉપનિષદોનું પૂરું જ્ઞાન મેળવી લીધુ હતું. રામાયણનો પણ એમણે ઘણો સારો અભ્યાસ કર્યો હતો તથા જ્યોતિષ અને વૈદકનો પણ એમને ઘણો શોખ હતો. એ પોતે ઘણી કિંમતી દવાઓ બનાવીને પોતાની પાસે રાખતાં અને ગરીબ દરદીઓને મફત આપતાં. એમણે શિવગીતા ઉપર એક ઘણીજ સરળ અને ઉત્તમ ટીકા લખી છે, જે વાંચ્યાથી તેમના વિચાર અને તેમની યોગ્યતા વગેરેનું પૂર્ણ જ્ઞાન થાય છે. તીર્થયાત્રા ઉપર બાઈની ઘણી રુચિ હતી એટલા માટે ભારતવર્ષમાં જેટલા મુખ્ય તીર્થો છે, તેટલાં બધાંની યાત્રા કરીને બાઇએ પોતાનો દેહ પવિત્ર કર્યો હતો. આજકાલની માફક એ વખત રેલ્વે ચારે તરફ ફેલાઇ ગઈ નહોતી. એટલે એ યાત્રા ઘણું કષ્ટ વેઠીને પગરસ્તે કરવી પડી હતી.

ઇ૦ સ૦ ૧૮૯૮ના નવેમ્બર માસમાં ૭૨ વર્ષની વયે માજી હરિકુંવરીએ સ્વર્ગવાસ કર્યો. તેમના મૃત્યુથી ભારતવર્ષમાંથી એક અમૂલ્ય સ્ત્રીરત્ન ચાલ્યું ગયું.



# रत्न ३११ मुं—बुंदीनी परोपकारी राणी



સ૦ ૧૮૫૭ ના વર્ષમા જેવી રીતે હિંદુસ્તાનની કેટલીક રાણીઓએ બળવાખોર સિપાઇઓની સાથે મળી જઇને અંગ્રેજ સરકારની વિરુદ્ધ શસ્ત્ર ધારણ કર્યાં હતા, તેવીજ રીતે હિંદુસ્તાનની કેટલીક સન્નારીઓએ પોતાના જાનને જોખમમા નાખીને પણ અંગ્રેજ અબળાઓ તથા બાળકો-નું સંરક્ષણ કર્યું હતું. એવી આત્મોત્સર્ગ કરનારી પરોપકારી સન્નારીઓમા બુંદીની રાણી અગ્રગણ્યપદ ભોગવે છે.

૧૮૫૭ ના બળવામાં બુંદીનો રાજા સિપાઇઓની સાથે મળી જઇને યુદ્ધમાં પ્રવૃત્ત થયો હતો. યૂરોપિયન અમલદારોની ઉપરાઉપરિ કતલ થઇ રહી હતી. જે સુકોમળ યૂરોપીય મહિલાઓ અને ફૂલ જેવા બાળકો અપૂર્વ સુખ અને વિલાસમા ઉછર્યાં હતાં, તે આજે પ્રાણ બચાવવા માટે કોઇ આશ્રયસ્થાન નહિ મળ્યાથી ભૂખ્યાતરસ્યાં, ઉઘાડાંપુઘાડા દિવસની પ્રચંડ ગરમી અને રાત્રિની ઠંડીમા પાસેના જંગલોમાં ઓઢયાપાથર્યા વગર પડયા રહેતા હતા. યૂરોપિયન સન્નારીઓ તથા બાળકોની દુર્દશાના આ સમાચાર બુંદીની રાણીના કાને પહોંચ્યા તે દુ:ખકારક સમાચારથી તેનું કોમળ હૃદય ઘણું પીગળી ગયું તેણે સ્વામીને ખબર ન પડે એવી રીતે, પોતાના વિશ્વાસુ નોકરો મારફતે યૂરોપિયનોના બૈરાંછોકરાઓ માટે ખાવાપીવાનો બંદોબસ્ત કરી આપ્યો તથા તેમને પહે-રવા માટે વસ્ત્ર અને ઓઢવાપાથરવા માટે ગોદડા વગેરે મોકલી આપ્યાં. બુંદીનો રાજા એ સમયે યુદ્ધક્ષેત્રમા ગયેલો હોવાથી શત્રુપક્ષ તરફ પોતાની રાણીએ બતાવેલી દયાનો વૃત્તાંત તેના જાણ્યામા આવ્યો નહિ. બુંદીની રાણીની સહાયતાથી નિરાશ્રિત અંગ્રેજ મહિલાઓ પોતાનાં બાળકો સાથે સહિસલા-મત દિલ્હીની છાવણીમા પહોંચી ગઇ. રાણીએ તેમને યોગ્ય સમયે મદદ ન આપી હોત, તો તેમનામાની ઘણી સ્ત્રીઓના તથા નિર્દોષ કોમળ બાળકોના પ્રાણ નષ્ટ થાત. રાણી સારી પેઠે સમજતી હતી કે, અંગ્રેજોની સાથે એટલી સહાનુભૂતિ દર્શાવવા માટે પતિ એનો પોતાનો પ્રાણ લીધા વગર છોડશે નહિ; પણ એટલું જાણવા છતા તે પોતાના હૃદયમાં વ્યાપી રહેલા પરોપકારવ્રતથી ચલિત થઇ નહિ. પરોપકારી રાણીએ ગમે તેટલુ જોખમ વેઠીને પણ પોતાનું

ગૌરવ સાચવ્યું; પણ હાય ! એ પરોપકાર અને ઉદારતાજ તેના જીવનનાશના કારણરૂપ થઈ પડયા. બુંદીરાજના યુદ્ધમાંથી પાછા આવ્યા પછી રાણી થોડા સમયમાં મરી ગઈ અને ત્યાર પછી થોડા સમયે સર હ્યુરોઝની સાથેના યુદ્ધમાં રાજા પણ મરણ પામ્યો. રાણીનું ઓચિંતુ મૃત્યુ શાથી થયું, તે બરોબર જાણવામાં આવ્યું નથી. કેટલાક એવો સંદેહ લાવે છે કે, નિઃસહાય યૂરોપિયન રમણીઓને મદદ કરવાના અપરાધમાં રાજાએ તેનો વધ કરાવ્યો હતો, પણ એ વાત પ્રમાણિક નથી.

---




# रत्न ३२० मुं—स्वामीभक्त आया

સં૦ ૧૮૫૭ના બળવા વખતે અવધની અંગ્રેજી છાવણીના એક કર્નલ સાહેબની સેવામા એક દેશી આયા રહેતી હતી. એ સાહેબના એક દોઢ વર્ષના બાળકની સંભાળ રાખવી, એજ તેનું કામ હતુ. જે દિવસે લખનૌમા એકાએક લશ્કરી સિપાઇઓ ફિતુરી થઇ ગયા, તે દિવસે એ આયા પોતાના સાહેબના બાળકને હવા ખવરાવવા લઇ ગઈ હતી. હવા ખાઇને પાછી ફરતી વખતે તેણે બળવાખોર સિપાઇઓની ગડબડ સાભળી. તરતજ બાળકને પોતાના કપડામા સંતાડી દઈને એ બંગલે આવી; પણ એ વખતે તેના શેઠશેઠાણી કર્નલ સાહેબ અને તેમનાં મડમ બંગલો છોડીને ચાલ્યા ગયાં હતા. શહેરના બધા યૂરોપિયનો પોતાનો જીવ બચાવવા સારૂ નાસી ગયા હતા અને સિપાઇઓ તેમના ઘરમાં લૂંટફાટ મચાવી રહ્યા હતા. જોગજોગે કોઇ યૂરોપિયન સ્ત્રીપુરુષ ઉપર તેમની દૃષ્ટિ પડતી તો તેઓ તેને નિર્દયતાથી મારી નાખતા. તેમની મતિ આ વખતે એટલી બધી ભ્રષ્ટ હતી કે સ્ત્રીહત્યા કે બાળહત્યાનું તેમને જરા પણ ભાન નહોતું. આવે વખતે શું કરવું તે તેને સુઝયું નહિ. મનમાંને મનમા ઘણી વારસુધી વિચાર કર્યા પછી એ બંગલો છોડીને નાસી જવાની તૈયારીમાં હતી. એવામા બળવાખોરો ત્યાં આગળ આવી પહોંચ્યા. તેણે એકદમ બાળકને પોતાના કપડામાં સંતાડી દીધું અને પોતે ત્યાં બેઠી. જાનને જોખમે પણ બાળકનું સંરક્ષણ કરવાનો તેણે નિશ્ચય કર્યો હતો. સિપાઈઓએ ઘરમા પેસીને કહ્યું: ‘ ફિરંગીકા બચ્ચા કિધર હૈ ? ’ આયાએ કહ્યું: ‘ મને ખબર નથી, મેમ સાહેબ તેને લઇ ગયા હશે. ’ પરંતુ સિપાઇઓએ

કહ્યું કે, ' હમને બાબાકો દેખા હે, યકદમ બતલાઓ, વરના તુમારા શિર કાટ ડાલેંગે. ' તેણે વાર વાર એજ વિનતિ કરી કે,' સરદાર ! મને જરા પણ ખબર નથી કે ' બાબા ' કયા છે. ' તેની આ વિનતિથી દયા લાવવાને બદલે એક સિપાઇ ઉલટો વધારે ઉશ્કેરાઇ ગયો અને તેણે તેના શરીરમા તલવારના ઘા કર્યા. એ ઘાને લીધે તે મૂર્ચ્છિત થઇ ગઇ આ ઘરમા કોઇ અંગ્રેજ નથી, એમ ધારીને સિપાઇઓ બીજા બંગલાઓ લુંટવા ગયા.

શુદ્ધિમા આવતાવારજ આયાએ કપડાની નીચે સાહેબના બાળકને જોયું. જયારે તેની ખાત્રી થઇ કે બાળક હજુ સહિસલામત છે,ત્યારે તેના આનંદનો પાર રહ્યો નહિ અંધારામા છાનીમાની એ પોતાને ઘેર ગઇ અને ત્યા જઇને એ બાળકના મોં ઉપર મેશ ચોપડી દીધી કે જેથી એ સાહેબનું છોકરૂં છે, એવી કોઇને ખબર પડે નહિ. આ પ્રમાણે એણે ઘણા દિવસ એ બાળકને પોતાના સંતાનતરીકે ઉછેર્યું આખરે થોડા દિવસ પછી એને ખબર પડી કે એના શેઠ-શેઠાણી લખનોમાં છે. એ ત્યાં આગળ ગઇ અને તેમના મોં આગળ બાળકને મૂક્યું આવા આપત્તિના સમયમા જે બાળકના જીવનની તેઓ આશા મૂકી ચૂકયાં હતાં, તે બાળકને પોતાની આંખ આગળ રમતું જોયાથી એ યૂરોપિયન દંપતીને કેટલો બધો આનંદ થયો હશે ! તેની કલ્પના વાચક બહેનો સહેલાઇથી કરી શકશે. બન્ને જણાએ આયાનો ઘણોજ ઉપકાર માન્યો અને જણાવ્યું કે:— ' દિલગીર છીએ. આ વખતે તારા ઉપકારનો લેશમાત્ર પણ બદલો વાળવા-ની અમારામા શકિત નથી, અમે પોતે અત્યારે નિરાધાર અવસ્થામાં ટળ-વળીએ છીએ જયારે ફરીથી દેશમાં શાન્તિ ફેલાશે ત્યારે અમે તારા ઉપકાર-નો બદલો વાળવા ચૂકીશું નહિ. ' આયા તેમની રજા લઇને, પોતાને વાગેલા ઘા ઉપર મલમપટ્ટા બાંધવા માટે પાછી પોતાને ઘેર ગઇ.

બળવો શાંત થઇ ગયા પછી તે પાછી લખનૌ જઇને પોતાના શેઠને ખોળવા લાગી. અફસોસ, ત્યાં ગયા પછી તેને ખબર મળ્યા કે કર્નલ સાહેબ અને તેમનાં મડમ બંનેનો સિપાઇઓને હાથે વધ થયો હતો અને જે બાળકને તેણે જીવના જોખમે બચાવ્યું હતું, તે બાળકને બીજા નિરાશ્રિત બાળકોની સાથે વિલાયત મોકલી દેવામાં આવ્યું હતું.

નિરાશ થયેલી આયા ઘેર પાછી આવી. ધન્ય છે તેની સ્વામીભક્તિને !

# રત્ન ૨૨૧ મું—મૅડમને બચાવનાર હિંદુ સ્ત્રી




૫૭ માં સિપાઇઓના ઉપદ્રવના સમયમાં ફૈઝાબાદના ડેપ્યુટિ કમિશ્નર સાહેબે કચેરીમાં ગયા પછી ખબર સાંભળ્યા કે પાસેની છાવણીના સિપાઇઓ યુદ્ધ કરવા તૈયાર થયા છે. એ ખબર સાંભળતાવારજ તેમના હોશ ઉડી ગયા. એમણે પોતાના એક વિશ્વાસુ પટાવાળાને બંગલે મોકલી પોતાની મડમને કહેવરાવ્યું કે, તેણે બધી માલમતા છોડી દઇને તરતજ નદીકિનારે ચાલ્યા જવું. એ ચપરાસીને મૅડમ સાહેબની સાથે નદી સુધી જવાનો હુકમ મળ્યો. સ્ત્રીને સમાચાર કહેવરાવીને ડેપ્યુટી કમિશ્નર સાહેબ કોઇ કામ પ્રસંગે છાવણીમાં ગયા. પેલી તરફ તેમની સ્ત્રી એક મ્યાનામા બેસીને ચપરાસી સાથે નદીના કિનારે જવા લાગી. સિપાઈઓ એ વખતે ગામ લુંટવા તથા અંગ્રેજોને મારવા માટે ચારે તરફ ફરી રહ્યા હતા. તેમને જોતાવારજ ભયભીત અને અસહાય થયેલી અંગ્રેજ મહિલા સંધ્યાકાળે એક ગામડામા નાસી ગઇ. એ ગામડાની એક દયાળુ સ્ત્રીએ પોતાની જીંદગીને જોખમમા નાખીને પણ એને આશ્રય આપ્યો તથા એક ભાગ્યા તુટયા ખંડેરમા તેને સંતાડી દીધી. તેની સાથેનો ચપરાસી ત્યાથી મ્યાનો લઇને નાસી ગયો. રાતને વખતે એ ગામમા બળવાખોર સિપાઈઓએ પ્રવેશ કર્યો. લોકોના ઘરમા પેસી જઈને ચારે ખુણે નાસી ગયેલા અંગ્રેજ સ્ત્રીપુરુષોને શોધવા લાગ્યા, અને જે લોકો આશ્રિત અંગ્રેજોને તેમના સ્વાધીન ન કરી દેતા, તેમને મારી નાખવાનો ભય બતાવતા. ધીમે ધીમે તેઓ ફૈઝાબાદના ડેપ્યુટી કમિશ્નરની સ્ત્રી જે ઘરમાં સંતાઇ રહી હતી ત્યાં આવી પહોંચ્યા. એ ઘરધણીઆણીને તેઓ અંગ્રેજોસબંધી પૂછવા લાગ્યા; પરંતુ એ દયાળુ બાઇએ તે સિપાઈઓની ગમે તેટલી ધમકીઓ છતા પણ એ અંગ્રેજ રમણીનો પત્તો આપ્યો નહિ. એ મૅડમને ગામમા પ્રવેશ કરતી વખતે ગામના ઘણા ખેડુતોએ તથા તેમની સ્ત્રીઓએ જોઈ હતી, પણ એમનામાંના કોઇ પણ મનુષ્યે બળવાખોરો આગળ જઇને ચુગલી ખાધી નહિ. ભયભીત મૅડમ આખી રાત એ ખંડેરમાં પડી રહી. ધીમે ધીમે બધો કોલાહલ શમી ગયો. બળવાખોર સિપાઇઓ બીજા ગામમાં ચાલ્યા ગયા. સવાર થતાં ડેપ્યુટી કમિશ્નરના વિશ્વાસુ પટાવાળાએ ત્યાંના પ્રસિદ્ધ જમીનદાર માનસિંહની પાસે જઇને એક હોડી માગી. દયાળુ માનસિંહે તેની વિનતિનો સ્વીકાર કરીને એક હોડી

આપી ડેપ્યુટિ કમિશ્નરની પત્ની અને બીજી અંગ્રેજ સ્ત્રીઓ પોતાના સંતાનો સાથે એ હોડીના અંદરના ભાગમાં બેઠી કેટલાક વિશ્વાસુ દેશી નોકરો અને સિપાઈઓ એ નૌકામા બહારની તરફ બેઠા અને યાત્રાળુનો સંઘ છે, એમ કહીને હોડીને ચાલવા દીધી એ નૌકામા યૂરોપિયન સ્ત્રીઓ છે, એવી ખબર બળવાખોર સિપાઈઓને તેમણે પડવા દીધી નહિ. સંધ્યાકાળે એક નિર્જન સ્થળે નૌકાને બાંધીને નોકરો રસોઈ કરવા લાગ્યા આ ગામની સ્ત્રીઓએ પણ અંગ્રેજની સ્ત્રીઓને મદદ આપવામા કચાશ રાખી નહિ. એક દયાળુ સ્ત્રીએ જોયું કે અંગ્રેજોનાં ઘણા બાળકો દૂધ વગર તરફડે છે તરતજ એ ગામમા ગઈ અને ધાવણવાળી કેટલીક સ્ત્રીઓને પોતાની સાથે લઇ આવીને નૌકા આગળ આવી યૂરોપિયન સ્ત્રીઓએ ઉપકારપૂર્વક પોતાના બાળકોને તેમના હાથમા સોપ્યા એ દયાળુ ભારતવાસી મહિલાઓએ તે નિરાધાર બાળકોને સ્તનપાન કરાવીને તૃપ્ત કર્યાં. એમને ખબર હતી કે સિપાઈઓના જાણવામા આ વાત આવશે, તો તેઓ અમારો પ્રાણ લીધા વગર છોડશે નહિ, પરન્તુ ગમે તેટલુ સંકટ આવવાની શંકા હોય તોપણ આર્યરમણીઓથી પોતાની આંખ આગળ કોમળ સ્ત્રીઓ અને નિર્દોષ બાળકોને રીબાઇને મરતા કેવી રીતે જોઈ શકાય ? તેમણે સિપાઇઓના ત્રાસની જરાપણ પરવા કર્યા વગર નિરાશ્રિત અંગ્રેજ મહિલાઓને સહાયતા આપી અને એ સહાયતાને લીધેજ ફૈઝાબાદના ડેપ્યુટી કમિશ્નરની પત્ની તથા બીજી યૂરોપિયન સ્ત્રીઓ અલાહાબાદ પહોચી ગઈ.

---

## रत्न ३२२ मुं–प्रमाणिक आया बमनी



આ વાર્તા પણ ઇ૦ સ૦ ૧૮૫૭ ના બળવાના સમયનીજ છે. બમની એક અંગ્રેજ ડૉકટરની સેવામા હતી. એ સાહેબ અવધ પ્રાન્તના કૅન્ટોન્મેન્ટ સર્જનના હોદ્દા ઉપર હતો. છાવણીમા બળવો ફેલાયાની ખબર પડતાવારજ તેણે એક વિશ્વાસુ નોકર સાથે પોતાની મૅડમ અને ત્રણ બાળકોને લખનૌ મોકલી દીધાં. ડૉકટરસાહેબની મૅડમને એ ગભરાટના સમયમા ઘરેણાગાંઠા તથા બીજી કિંમતી વસ્તુઓ સાથે લઈ જવાનું સુઝ્યુ નહિ. એ તો અનાજના કોથળાઓની વચમાં છોકરાઓ સાથે સંતાઇ જઇને, એક દેશી ગાડામા બેસીને જીવ લઇને નાઠી. મૅડમ સાહેબ ગયા તે વખતે આયા બમની ઘેર નહોતી, પણ ઘેર આવ્યા પછી તેને ખબર પડી કે મૅડમ સાહેબ ઘરેણાગાંઠા તથા બીજી કિંમતી વસ્તુ-

ઓ બંગલામાંજ મૂકતા ગયા છે. એ સર્વ અલંકારોને એક કામળીના ટુકડામાં બાંધી લઇને એ પોતાને ઘેર ગઈ. જણાવવું જોઇએ કે, ડૉકટર સાહેબે પણ પોતાના બંગલામાં રહેવાનું સાહસ કર્યું નહોતું. થોડા સમય પછી બળવાખોર સિપાઇઓએ આવીને ડૉકટરના બંગલાને આગ લગાડી દીધી. જોતજોતામાં કિંમતી ફરનીચરથી સુસજ્જીત થયેલો એ બંગલો ભસ્મીભૂત થઇ ગયો. અમનીએ પોતાના શેઠના બંગલાનો નાશ થતો પોતાની આંખે જોયો, પણ તેને એટલો સંતોષ હતો કે સાહેબના કિંમતી અલંકારો બચી ગયા છે. પોતાના ઝુંપડામાં એક ખાડો ખોદીને અમનીએ એ અલંકારોને ઘણી લાંબી મુદતસુધી છુપાવી રાખ્યા પોતાના અંગતના સગાઓને પણ તેણે એ સંબંધી ખબર આપી નહિ જે વખતે બળવો શમી ગયો અને અમનીને પોતાના સાહેબના નિવાસસ્થાનની ખબર પડી, ત્યારે તે જાતેજ તેમની પાસે ગઈ અને તેમનાં ઘરેણાં તેમને પાછા સોંપી દીધા

સાહેબે તેને શું ઇનામ આપ્યું તે અમારા જાણવામાં નથી, પણ અમે તો ગરીબ વિશ્વાસુ દાસીની પ્રમાણિકતાની હજારો વાર પ્રશંસા કરીશું તથા તેની શુદ્ધ નીતિમાટે તેને અનેકાનેક ધન્યવાદ આપીશું.

# रत्न ३२३ मुं–१८५७ नी सेविकाओ



સં૦ ૧૮૫૭ના બળવામાં મેરઠ શહેરના ચાલાક સિપાઇઓએ ગામોના ગામ ઉજડ કરી નાખ્યા હતા. એ પ્રમાણે લૂટતા લુટતા તેઓ દિલ્હી પહોંચ્યા. એ વખતે અંગ્રેજોથી પોતાના પ્રાણનું રક્ષણ થઇ શકતું નહિ. તેમની બહાદુરી કોણ જાણે ક્યાંએ ચાલી ગઇ. તેઓ જીવ લઇને ચારે તરફ નાસભાગ કરવા લાગ્યા. એ વખતે ગામડાઓની અનેક દયાળુ સ્ત્રીઓએ તેમનું રક્ષણ કર્યું હતું. એ વખતે અંગ્રેજ સ્ત્રીપુરુષોમાં જરા પણ હિંમત રહી નહોતી. બધાએ એકસાથે ઉભા રહીને શત્રુઓના સામા થવા જેટલું પણ તેમનામાં સાહસ રહ્યું નહોતું. જ્યાં જેને લાગ ફાવ્યો ત્યાં તે નાસી જઇને આશ્રય લેતા. એ સમયમાં બે અંગ્રેજ સ્ત્રીઓ એક ઘાયલ થયેલા ડૉકટરને સાથે લઈને ઉતાવળી ઉતાવળી દિલ્હીથી નાસી રહી હતી. ડૉકટરના ચહેરા ઉપર ગોળી વાગી હતી. ગોળી વાગવાથી તેની હડપચી તુટી ગઇ હતી અને એ ઘામાંથી સાતદિવસ લોહી

વહ્યા કરતું હતું એને લીધે ડૉકટર ઘણોજ અશક્ત થઇ ગયો હતો. એ ઘાયલ ડૉકટરને સાથે લઇને બે અંગ્રેજ મૅડમો દિલ્હીથી કરનાલની તરફ જઈ રહી હતી. રસ્તામાં એમને ઘણી વિપત્તિઓ વેઠવી પડી હતી કોઈકોઇ વખત તો રાતે વિસામો કરવા જેટલી પણ જગ્યા મળતી નહિ કેટલાક દિવસ સુધી ખોરાકને અભાવે ભૂખ્યા રહેવું પડતું. એમના દુઃખની સીમા નહોતી રહી; પણ જ્યારે જ્યારે તેઓ કોઇ ગામડામાં પહોચતાં ત્યારે ત્યાની સ્ત્રીઓ એ યૂરોપિયન ડૉકટર અને બે મૅડમોનો ભોજન વગેરેથી આદરસત્કાર કરતી તેમને આશ્રય આપતાં તથા તેમની ભૂખતરસનું નિવારણ કરતા ભારતીય મહિલાઓ કદિ પણ સંકોચ લાવતી નહિ. એક દિવસ નાસી જનારા એ ત્રણે યૂરોપિયનો કોઇ ગામડાની પાસે થઈને જઇ રહ્યા હતાં, એટલામા ત્યાની ભારતમહિલાઓની દૃષ્ટિ તેમના ઉપર પડી બન્ને અંગ્રેજ સ્ત્રીઓની તથા ઘાયલ ડૉકટરની ભયંકર દુર્દશા જોઇને એ ગામની સ્ત્રીઓના હૃદય દયાથી પીગળી જવા લાગ્યાં અને ખરી સેવિકાઓની પેઠે તેઓ તેમની શુશ્રૂષા કરવા લાગી એક મહિલા પાણી ગરમ કરીને ડૉકટરનો ઘા ધોવા લાગી બીજી સ્ત્રીઓ ગામમાથી સારા સારા શાક વગેરે લાવીને સ્વાદિષ્ટ શાક અને રોટલી બનાવીને તેમને ખવરાવવા લાગીં એ સમયે ઉન્મત્ત સિપાઇઓ ચારે તરફ ફરી રહ્યા હતા. જો એમને ખબર પડત કે એ ગામની સ્ત્રીઓએ અંગ્રેજ સ્ત્રીપુરુષને બચાવ્યા છે, તો તેઓ એ સ્ત્રીઓને પણ ઠાર મારી નાખવાનું ચૂકત નહિ એ દયાળુ આર્યસ્ત્રીઓ પણ સિપાઇઓના સ્વભાવથી પરિચિત હતી, પરન્તુ શરણાગતને આશ્રય આપવાનો મહા સિદ્ધાન્ત છે. એ ૧૮૫૭ ની સાલ સુધી પણ આર્યરમણીઓના હૃદયમાથી ખસ્યો નહોતો. તે સિપાઇઓના ત્રાસના વિચારથી એ આર્યરમણીઓ ભયભીત થઇ નહિ પ્રાણને હથેળીમા લઇને તેઓ એ દુઃખી અંગ્રેજોની સેવા કરીને તેમના પ્રાણ બચાવવાનો યત્ન કરવા લાગી એ બન્ને મૅડમો અને ડૉકટર ગામની હિંદુ સ્ત્રીઓની આગતાસ્વાગતા તથા સેવાશુશ્રૂષાથી તૃપ્ત અને તંદુરસ્ત થઇને બીજા ગામમા જઈ પહોચ્યા. ત્યાની સ્ત્રીઓએ પણ એજ પ્રકારે તેમનો આદરસત્કાર કર્યો. આખરે તેઓ સહિસલામત બલગઢ નામના ગામમા પહોચી ગયા એ ગામની માલિક ખત્રી જાતિની એક સ્ત્રી હતી તેણે એ અંગ્રેજોને પોતાના મહેલમા આશ્રય આપ્યો. તેણે એ નિરાધાર અંગ્રેજોને માટે ભોજન તૈયાર કરવાની તથા તેમની સેવાચાકરી કરવાની પોતાના નોકરોને આજ્ઞા આપી એ ત્રણે જણાં બલગઢમાં રહીને પોતાનો થાક ઉતારવા

લાગ્યા. એ વખતે ડૉકટરની દશા તો એટલી બધી ખરાબ થઇ ગઇ હતી, કે રાણીએ દયા આણીને તેને આશ્રય ન આપ્યો હોત તથા સિપાઇઓની દૃષ્ટિમાંથી તેને સંતાડી રાખ્યો ન હોત તો એનાથી એક ડગલું પણ આગળ ન જવાત અને બળવાખોરોને હાથે માઠી અવસ્થામા મરવું પડત. આ પ્રમાણે ઠેકાણે ઠેકાણે ભારતવાસી મહિલાઓની દયાથી આશ્રય અને ભોજન મેળવીને ઘણે દિવસે એ બે અંગ્રેજ રમણીઓ તથા એ અંગ્રેજ ડૉકટર ક્ષેમકુશળ કરનાલ જઇ પહોંચ્યા.

ભારતવાસી સ્રીઓએ ૧૮૫૭ ના બળવામા અપૂર્વ આત્મોત્સર્ગ કરીને અંગ્રેજ સ્રીપુરુષોને જે અમૂલ્ય સહાયતા આપી છે, તે ઉપકારનો બદલો વાળવા સારૂ અંગ્રેજ જાતિ, ભારતીય સ્રીજાતિની ઉન્નતિ અર્થે જેટલા પ્રયાસ કરે તેટલા થોડા છે, એમ કહ્યા વગર ચાલતું નથી

## रत्न ३२४ मुं—परोपकारने माटे आत्मबलिदान आपनारी कानपुरनी आया



અત્રે અમે એક બીજી વફાદાર આયાની નિમકહલાલીનો ઉલ્લેખ કરીશું. એ આયા કાનપુરના એક અંગ્રેજ અમલદારને ત્યા નોકર હતી. સત્તાવનના બળવામા કાનપુર શહેરને બળવાખોરોના સરદાર નાનાસાહેબે ઘેરો ઘાલ્યો તે વખતે ત્યાના અંગ્રેજોને નાસી જતા ઘણી મુશ્કેલી નડી હતી. પોતાના બચાવનો બીજો કોઇ પણ ઉપાય નહિ જણાયાથી તેમણે બળવાખોરોને કહ્યું કે, તમે અમને સહિસલામત અલાહાબાદ જવા દો અને અમે રાજીખુશીથી કાનપુર તમારે સ્વાધીન કરી દઇએ છીએ. નાનાસાહેબે તેમની એ વિનતિ કબૂલ રાખી એટલે અંગ્રેજો ઘરબાર છોડી દઇને સ્રીઓ અને બાળકો સાથે નદીની તરફ જવા લાગ્યાં.એ બધા નદીમા બેઠા એટલે બળવાખોરોએ વિશ્વાસઘાત કરીને તેમના ઉપર ધડાધડ બંદુકની ગોળીઓ છોડવા માંડી. ઉપર વર્ણવેલી આયાએ જોયું કે હવે બચવાનો કાંઈ ઉપાય નથી. સાહેબનો એક બાળક તેના સ્વાધીનમા હતો તેને ગમે તેટલા જોખમે પણ બચાવવાનો તેણે સંકલ્પ કર્યો હતો. આયાનો પોતાનો પંદર વર્ષનો છોકરો પણ તેની સાથેજ

હતો.આયા પોતાના પુત્રને તથા પોતાના અંગ્રેજ શેઠના પુત્રને લઇને હોડીમાથી નદીમા કૂદી પડી અને તરતી તરતી કિનારે આવી પહોચી,પણ કિનારા આગળ તો અંગ્રેજોના લોહીના તરસ્યા સેંકડો બળવાખોરો ઉભા હતા એક ગોરા બાળકને કાળી આયાના હાથમાં જોઇને તેમણે એ આયા ઉપર ચારે તરફથી ધસારો કર્યો અને કહ્યું.-'અમે તને કોઇ પણ જાતની ઇજા કરવા નથી માગતા તું અમને આ બાળક આપીને ચાલી જા ' પરંતુ એ સ્વામીભક્ત આયાએ ઉત્તર આપ્યો:-'જ્યાસુધી આ ખોળીઆમા જીવ છે, ત્યાસુધી તો હું બચ્ચાને આપી દેવાની નથી ખુદાતાલાની ખાતર આ નિર્દોષ બાળક ઉપર રહેમ લાવો એ બરહક્તાલા તમને તમારી નેકીનું ઇનામ જરૂર આપશે '

એ આયાનો પંદર વર્ષનો છોકરો માતાને કહી રહ્યો હતો'-'અમ્મા ! અમ્મા ! એ સાહેબના છોકરાને આપી દે, નહિ તો આપણે બધા ઠાર માર્યા જઇશું,' પરંતુ માતા પોતાના સંકલ્પમાં દૃઢ રહી,તેણે સ્થિરચિત્તે કહ્યું:-'નહિ બેટા! એવું કદાપિ નહિ બને, મારી હયાતીમા એવું કદિ પણ બની શકશે નહિ.'

આયાના મુખમાથી આટલા શબ્દો નીકળતાવારજ બળવાખોર સિપાઈની તલવાર મ્યાનમાથી બહાર નીકળી અને એકજ સપાટામા એ નિમકહલાલ આયાનુ મસ્તક ધડથી છૂટું પડયુ મરતા સુધી તેણે પોતાના શેઠ અંગ્રેજ સાહેબના બાળકને હાથમા મજબૂતીથી પકડી રાખ્યુ હતું તે મરી ગયા પછી એ બાળક નીચે પડયુ અને એ નિર્દય બળવાખોરો બંદુકની સંગીનવડે એ સુકોમળ બાળકનુ શિર વીંધીને હસવા લાગ્યા

એ વીર આયાનો પુત્ર જીવતો બચી ગયો અને તેના મોએથીજ તેની માતાની અપૂર્વ સ્વામીભક્તિનું આ વૃત્તાત લોકોમા પ્રસિદ્ધ થયુ

પરોપકારની ખાતર પોતાના પ્રાણને તુચ્છ ગણનાર હિંદુસ્તાનની નારીની તુલના કોની સાથે કરી શકાય એમ છે ! એ સન્નારી દેવીભાવથી ઉત્તેજીત થઇને જગતની સમક્ષ પોતાનું અસાધારણ મહત્ત્વ દેખાડી ગઈ છે.

ભારતની અબળાઓ છેક હમણાંના જમાના સુધી સ્વર્ગીયભાવનો વિકાસ કરી ગઇ છે જીવનની મમતા છોડી દઇને એટલું સાહસ, અવિચલિત ધૈર્ય તથા બેહદ દયા દર્શાવીને નિરાશ્રિત અને વિપત્તિગ્રસ્ત પરદેશી મનુષ્યોને પણ તેમણે કેટલા સુખ અને શાન્તિ આપ્યા છે, તેનો પરિચય આ બળવાના સમયની ભારતવાસી સન્નારીઓએ આપ્યો છે. એ સ્ત્રીઓ તેમના નિઃસ્વાર્થ પરોપકારને માટે સહૃદય મનુષ્યો તરફથી સદા સન્માન પામતી રહેશે.

# रत्न ३२५–२६ मुं–अजपा ब्रह्मचारिणी अने हकहकी माता*



આ લેખને મથાળે જે બે અસામાન્ય પવિત્રચરિત્રા રમણીનાં નામનો ઉલ્લેખ કરવામા આવ્યો છે, તેમની આધ્યાત્મિક શક્તિ ઘણી આશ્ચર્યકારક હતી તથા દેવદુર્લભ ગુણોથી તેઓ વિભૂષિત હતી એમની કથા એક વાર્તા કે ઉપન્યાસના જેવી ચિત્તાકર્ષક છે, પરન્તુ ખરૂં જોતા એમા કલ્પનાનો લેશમાત્ર પણ અંશ નથી.આ ઘટના જે સમયમા બની તે સમયના અનેક અગ્રેજ અને ભારતવાસી અદ્યાપિ જીવિત છે અને તેઓ તેના ખરાપણાની સાક્ષી પૂરે છે. આ ટુંકા જીવનચરિત્રની લાંબી પ્રસ્તાવના ન લખતાં હવે અમે સક્ષિપ્તમા એમનો પરિચય કરાવીશું.

ઘણું વર્ષ પૂર્વે (કલકત્તામા હાઇકોર્ટની સ્થાપના થતાં પહેલાં) બગાળા પ્રાતમા જે બગાળી સદ્‍ગૃહસ્થોના હાથમા ફોજદારી અને દીવાની મુકર્દમાનું કામ સોંપવામા આવ્યુ હતું, તેઓ 'જજ–પડિત'ના હોદ્દાથી ઓળખાતા હતા. એ લોકો ઘણુ ખરૂં દીવાની મુકર્દમાનો ન્યાય કરતા અને અંગ્રેજી જાણતા નહિ હોવાથી બંગાળી ભાષામાંજ કચેરીનું કામ કરતા. ઉર્દુ ભાષા જાણનારા એ ભાષામા કામકાજ ચલાવતા. અજપા બ્રહ્મચારિણી એવા એક જજ–પંડિતની એકની એક કન્યા હતી એના પિતા ન્યાતે બ્રાહ્મણ અને ઘરના સુખી હતા. અજપાનું નામ તેમના પિતાએ 'વિલાસિની' પાડયુ હતું. મોટા માણસને ઘેર જન્મ લીધો હતો અને તેમા વળી એકની એક છોકરી હોવાથી એને લાડ લડાવવામા કાંઈ બાકી રાખી નહોતી. બચપણથીજ મોજશોખ અને વિલાસમા ઉછરવાથી એ બાળા નામ પ્રમાણે ગુણમા પણ વિલાસીનીજ નિવડી. એક ધનવાન યુવકની સાથે વિલાસિનીનું લગ્ન કર્યું; પણ એનો સ્વામી બિલકુલ મૂર્ખ અને અત્યંત દુરાચારી હતો. સ્વામીના વિલાસપ્રિય ગુણોને લીધે વિલાસિની પહેલા કરતાં પણ વધારે વિલાસિની થઇ ગઇ. ધીમે ધીમે પતિપત્ની વચ્ચે ઘોર અણબનાવ ઉત્પન્ન થયો. અભાગી વિલાસિની નારીના દુર્લભ ધર્મને તિલાંજલિ આપીને કોઇ એક 'બાબુ' સાથે કાશી શહેરમાં નાસી ગઇ. થોડા મહિના પછી એ બાબુનુ મૃત્યુ થયું. વિલાસિની પાસે

* શ્રીયુત ધર્માનંદ મહાભારતીના બગાળી લેખને આધારે.

ચઢેલાનું જે ધન તથા અલંકાર હતા, તે પણ તે અનેક જાતના મોજશોખમાં ગુમાવી બેઠી હતી, એટલે હવે એને જાહેરરીતે વેશ્યાનો ધંધો કરીને ગુજરાન ચલાવવાની ફરજ પડી. વિલાસિની અત્યંત રૂપવતી હતી તેના સૌન્દર્યથી ચારે તરફ આકર્ષણ થઈ રહેતું થોડા સમયમાં એક પૈસાદાર જમીનદારનો આશ્રય મળવાથી, એ તેની 'રખાત' તરીકે દિવસ ગાળવા લાગી. પૈસાટકા, વસ્ત્રાલંકાર આદિથી પાછું એનું ઘર ભરાઇ ગયું. આ પ્રમાણે કેટલાક દિવસ ચાલ્યા ગયા, એવામા એણે એક સ્ત્રીને મોંએ સાભળ્યુ કે કાશીધામમાં મિશ્ર 'પોખરા' નામના મહોલ્લામા એક બ ગાળી પુરાણી આવ્યો છે, જે ગાનતાન સાથે રામાયણની કથા કરે છે અને એના ગાયનોથી આખુ શહેર મુગ્ધ થઇ ગયું છે. ગાયનનો શોખ તો વિલાસિનીને હતોજ એ પણ એક દિવસ એ પુરાણીની કથા સાભળવા ગઇ. ધાર્મિક, સુંદર કંઠવાળા, બ્રહ્મજ્ઞાની ભક્ત બ્રાહ્મણ પુરાણીની કથા અને વ્યાખ્યાન સાભળીને વિલાસિની એકદમ ચિત્રમાં આલેખેલી પુતળીની પેઠે સ્થિર બેસી રહી. તેની આખમાંથી પાણીની ધારા વહેવા વાગી. હૃદયમા વૈરાગ્યનો પ્રબળ તરંગ વહેવા લાગ્યો. લાગલાગટ એક અઠવાડીઆ સુધી વિલાસિની એ પુરાણીની કથા સાભળવા ગઇ; અને ઉપરાઉપરિ સીતાની પતિભક્તિ, વાલ્મીકિનો ઉદ્ધાર, લક્ષ્મણની ભ્રાતૃભકિત, શ્રી રામચંદ્રનુ દેવચરિત્ર, સંસારની અનિત્યતા, પાપનો પરાજય, ધર્મનો જય, ધનયૌવનની ક્ષણભંગુરતા વગેરે શ્રવણ કરીને તે એકદમ ગાંડા મનુષ્યની પેઠે રોવા લાગી સોય ભોંકાતા જેમ દેહને પીડા થાય છે, તેમ પાપની સોયે-પાપના જ્ઞાને તેનું હૃદય વીંધી નાખવા માંડયુ તેણે એ વખતેજ પ્રતિજ્ઞા કરી કે:-'હું સંપૂર્ણરૂપે પાપથી મુક્ત થઇને નવું જીવન ગાળીશ. જ્યારે ધાડપાડુ રત્નાકર પાપમુક્ત થઇને વાલ્મીકિ મુની થઇ શકયો છે, જ્યારે પથ્થરની અહલ્યા રામના ચરણથી મોક્ષ પામવા સમર્થ થઇ છે, તો મારો પ્રયત્ન શું વ્યર્થ જશે ?' ઉંડી મનોવેદના, અટલ અને અચલ પ્રતિજ્ઞા તથા તીવ્ર વૈરાગ્ય સાથે અડધી રાતે, થોડાક પૈસા પોતાની સાથે રાખીને, પોતાના જાર જમીનદારની ગેરહાજરીમા કાશીધામનો પરિત્યાગ કરીને એ વૃન્દાવન ધામમા જવાને એકલી પ્રવૃત્ત થઈ. થોડાક ગાઉ જઇને એણે પોતાનાં શ્વેત વસ્ત્રનો પરિત્યાગ કરીને ભગવાં વસ્ત્ર ધારણ કર્યાં. ગળામાં હરિના નામની એક માળા પહેરી. માથે ભગવા રંગનો એક ફેંટો બાંધ્યો, હાથમાં કાષ્ઠનું કમંડલ લીધુ અને બગલમાં મૃગચર્મ લઇ હરિનામ ગાતી ગાતી વૃન્દાવનના

માર્ગમાં અગ્રસર થઇ. એ વખતે એના મનમા તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો. એના હૃદયમા શુદ્ધ ભાવ વ્યાપી રહ્યો હતો. એ સમયે ભગવત્પ્રેમમાં એ એટલી બધી તલ્લીન થઇ ગઈ હતી કે બાહ્ય જગતનું તેને ભાન પણ નહોતું રહેતું. તેનું પૂર્ણયૌવન, અનુપમ સૌન્દર્ય, સંન્યાસિનીનો વેશ અને સુંદર કંઠમાથી નીકળતું સુમધુર હરિનામ એ બધાથી આકર્ષિત થઇને વટેમાર્ગુઓ અને રસ્તામા આવતાં ગામ તથા શહેરના લોકો તેને 'મા' 'મા' કહીને સંબોધન કરતા અને તેના ચરણની રજ ગ્રહણ કરીને તેની સેવા કરતા. ઘણા લોકો કહેતા કે આવી સુંદર યુવતીને માટે આવા રસ્તે એકલા જવું એ વાજબી નહોતું; પણ જ્વલન્ત હુતાશન આગળ ઘાસ જેમ ક્ષણમાત્રમા ભસ્મીભૂત થઇ જાય છે, તેમ વિલાસિનીના મનમા એ સમયે જે ભગવદ્ભકિત અને તીવ્ર વૈરાગ્ય ઉપજ્યા હતા, તેને લીધે તેમની સન્મુખ આવતાવારજ ગમે તેવા દુષ્ટ મનુષ્યની દુષ્ટતા છૂટી જતી અને એ ઉલટો માતાતરીકે તેની સેવા કરવા તત્પર થતો. ધર્મનું તેજ એવું છે.ભગવદ્ભકિતની શક્તિ એટલી બધી છે.

અસ્તુ ! વૃન્દાવનમા કેટલાક માસ ગાળ્યાથી વિલાસિની દેવી પહેલાં કરતા પણ વધારે ધ્યાનપરાયણા અને ભકિતમતી બની ગઈ. યમુનાકિનારે એક પગે ઉભી રહીને સૂર્યની તરફ દૃષ્ટિ કરીને પણ કોઈ કોઇ દિવસ એક કલાક કરતા વધારે વાર સુધી જપ કરતી. કદિ સળગતા અગ્નિની આગળ વીરાસન વાળીને બેસતી અને હરિનુ ધ્યાન ધરતી. કદિ એકાન્ત વનમા જઈ ઉપાસનામાં નિમગ્ન થતી. કદિ યમુનાતટે એકલી સુઈ રહીને પ્રેમાશ્રુ વર્ષાવતી. 'મા' 'મા' શબ્દથી ભગવાનને સંબોધતી. આ સમયે આ બહિર્જગતને તે બિલકુલ વિસરી જતી ખાવાપીવાનું તેને જરા પણ ભાન રહેતું નહિ; છતા પણ દિનપ્રતિદિન તેના દેહની કાન્તિ અને મુખનુ સૌન્દર્ય અનિર્વચનીય ભાવે વધવા લાગ્યા. બધા સ્ત્રીપુરુષો ગાઢી ભક્તિપૂર્વક તેની સેવા કરતાં અને રખે ભૂલેચૂકે તેનો કોઇ અપરાધ થાય, એમ ધારી હમેશા તેનાથી બીતા રહેતાં.

વૃન્દાવન પરિત્યાગ કરીને વિલાસિની દેવી પંજાબમાં આવેલા જ્વાળામુખી તીર્થમા જઈ પહોચી. ત્યાં સાધુપુરુષોનાં દર્શન કરીને જલન્ધર નગર પાછા જતાં રસ્તામા 'ચિન્તામણિ' નામક સ્થાનમાં ભવાની દેવીના મંદિરમાં તેણે પ્રવેશ કર્યો અને વિસામો ખાવાની આશામાં ત્યાં બેઠી. દેવીના મંદિરની અંદર જતાંવાર તેણે પહેલવહેલું જે દૃશ્ય જોયું તેથી તે વિસ્મિત થઈને કંપવા લાગી. તેણે જોયું કે ઘણા પ્રાચીન સમયથી મંદિરનાં સ્થાનને અગણિત

સાધુપુરુષો પવિત્ર ગણી ગયા છે. તે સ્થાનમા ચારે દિશાઓને પોતાના તેજથી પ્રકાશિત કરી નાખનારી એક અત્યંત મનોહર દેવીમૂર્તિ હાથમાં વીણા લઈને બેઠી છે, ધ્યાનપૂર્વક જોતા વિલાસિનીને જણાયું કે એ મૂર્તિ નથી, પણ જીવતી મનુષ્યમૂર્તિ છે, પરંતુ તેનુ રૂપ અતુલનીય હતું વિલાસિનીના હૃદયમા એ સ્થળે કોઇ અદૃશ્ય દેવતા આગળી બતાવીને કહેતો હતો કે:–'જો, જો, આ દેવીમૂર્તિ તારી મદદે છે. તું તેના ચરણનું શરણ લે.' વિલાસિનીએ એજ ક્ષણે એ સાધુના ચરણકમળમા પોતાનું મસ્તક નમાવ્યું. એ મહાત્માએ મૃદુ, મધુર હાસ્યપૂર્વક વિલાસિનીના મસ્તક ઉપર પોતાનો સુકોમળ હાથ મૂકીને આશીર્વાદ આપ્યો. પારસમણિના સ્પર્શથી લોઢું જેમ મણિરૂપ થઇ જાય છે, તેમ એ દેવશરીરના સ્પર્શથી વિલાસિનીનું બધું અંગ પવિત્રતાથી પરિપૂર્ણ થઈ ગયુ અને એના હૃદયમા નવજીવનનો સંચાર થયો મહા પ્રભુ ચૈતન્યદેવના દેહસ્પર્શથી મહા પાપી જગાઈ અને માધાઇના જીવનમા જે પ્રમાણે અસાધારણ ફેરફાર થયો હતો, તે પ્રમાણે એ સાધુના દેહસ્પર્શથી વિલાસિનીના હૃદયમા પણ આશ્ચર્યકારક પરિવર્તન થયુ એ સમજી ગઇ કે, પાંજરામાથી જેમ પક્ષી ઉડી જાય છે, તેમ તેના મનપિંજરમાથી કુપ્રવૃત્તિ અને દુષ્ટ સંસ્કારો આજે ઉડી જઇને તેને નિષ્કલંક બનાવી દીધી તે રોતે રોતે કહેવા લાગી –'આટલી બધી કૃપાથી હું ધન્ય થઇ છું. આટલે બધે દિવસે હું અભાગી ઉપર ભગવાનની કૃપા થઇ આજે પાપનું પ્રાયશ્ચિત્ત થયુ.' સાધુએ હાથમાની વીણા વગાડીને હિંદુસ્તાની ગાયન આરંભ્યુ. વિલાસિનીએ એમા તાલ પૂર્યો. ઉભયના કોમળ કંઠમાથી નીકળતા એ મધુર હરિનામના ગાનથી દિશાઓ ગુંજી ઉઠી. ગામના સ્રીપુરુષો કહેવા લાગ્યા કે અમારા સુભાગ્યે અહિંયા દેવતાઓ પધાર્યા છે. તેમના આગમનથી ચિંતામણિ સ્વર્ગધામ બની ગયુ છે

થોડી વાર પછી બન્ને જણા મંદિરમાથી બહાર આવ્યા ત્યારે, વિલાસિનીને ખબર પડી કે, જે સાધુ વ્યક્તિની સાથે તેનો સમાગમ થયો છે, તે વ્યક્તિ પુરુષ નહિ પણ સ્રી છે પુરુષના વેષમા એ ભ્રમણ કરતી હતી. ત્યાર પછી એણે એ સાધુસ્રીસબંધી જે કાંઇ સાંભળ્યું તથા જે કાંઈ ખબર મેળવી તેથી તો એ વધારે વિસ્મય પામી. એને ખબર પડી કે મુસલમાન પિતાના ઔરસથી મુસલમાની માતાના ગર્ભમાં એ સાધ્વીનો જન્મ થયો હતો. તેનું મૂળ નામ કે જન્મસ્થાનની કોઇને ખબર નહોતી. એ મુસલમાનો

ના શાસ્ત્રોમાં જેટલી વાકેફ હતી, તેટલીજ હિંદુશાસ્ત્રમા પણ પારદર્શી હતી. કોઇ પણ ધર્મશાસ્ત્ર તેની પાસે લઇ જાઓ તો એ ઝટઝટ તેની વ્યાખ્યા કરીને સમજાવી શકતી તેને જાતિભેદ નહોતો એ હિંદુ અને મુસલમાન બન્નેને ત્યાનુ અન્ન ગ્રહણ કરતી અને બન્નેના ઉપર સમાન પ્રીતિ રાખીને બનેના સમાગમથી સરખો આનંદ અનુભવતી. એ કોઈ દિવસ મંદિરમા તો કોઇ દિવસ મસ્જીદમા વાસ કરતી ભેદાભેદનુ તેને જ્ઞાન નહોતું. તેનો ખરો ધર્મ શો છે તે કોઇ જાણતુ નહિ. સર્વદા એ આનદમા મગ્ન અને ભગવદ્ભક્તિમા અનુરક્ત રહેતી. તેનો દેહ જેવો સુદર હતો, તેવુજ તેનું ચારિત્ર્ય પણ સુદર અને પવિત્ર હતું. સ્વભાવમા, વ્યવહારમા અને વાતચીતમાં એ દેવીતુલ્ય હતી. ઘણા ધર્મચુસ્ત હિંદુઓ પણ તેના ચરણની રજને પવિત્ર ગણતા તથા તેની સેવા કરીને પોતાને કૃતાર્થ માનતા. એ વધારે વાતચીત કરતી નહોતી. જે કાઈ બોલતી તેમાં ધર્મતત્ત્વના ઉપદેશ સિવાય બીજું કાંઈ કહેતી નહિ એ સાધ્વીની વય કેટલી હતી, તેની કોઇને ખબર નહોતી; પણ જેમ જેમ વય વધતી જતી હતી, તેમ તેમ ચ્યવન ઋષિની પેઠે તેનું યૌવન પાછું આવતું અને તેનુ દૈવી શરીર તપ્ત કાચનની પેઠે જ્યોતિર્મય થતું હતું. એ વારંવાર હક્ હ શબ્દનો ઉચ્ચાર કરતી એટલા માટે લોકો તેને 'હકહકી માતા' કહીને સબોધન કરતા. ફારસી ભાષામા હક્ શબ્દનો ભાવાર્થ ભગવાન હોય છે. સસ્કૃત સચ્ચિદાનદ શબ્દમા સત્ શબ્દનો જે અર્થ છે તેવોજ અર્થ હક્નો છે, અર્થાત્ નિત્ય, સ્થાયી, અમર, અનવદ્ય, અક્ષર, સત્ય

લોકો એમ માનતા કે હકહકી માતાને વચનસિદ્ધિ છે. તેમના શ્રીમુખમાથી જે વાણી નીકળે છે તે કદિ મિથ્યા થતી નથી; જ્વલંત સત્ય નિવડે છે. એ મહા તપસ્વિની હતી અને અસાધારણ આધ્યાત્મિક બળવડે અલૌકિક કાર્યો સાધી શકતી લોકોની એ માન્યતા ખરી હોય કે ખોટી તેસંબધી આપણે વધારે કામ નથી. આપણે આપણા વિષય ઉપર આવીશું. વિલાસિની દેવી તેની શિષ્યા બની. હવેથી વિલાસિનીનું નામ અજપા બ્રહ્મચારિણી રાખવામા આવ્યું. ગુરુ હકહકી માતાએ દીક્ષા આપતી વખતે તેનું એ નામ પાડ્યું; પણ દીક્ષા આપતી વખતે એ સાધ્વીએ તેને કહ્યું:-'બેટા! હુ તો તારી ઉપદેશિકા માત્ર છું; તારો ખરો ગુરુ તો શ્રી ભગવાન છે.'

બન્ને જણીઓ બ્રહ્મનાં ગુણગાન કરતી કરતી પરમ આનંદપૂર્વક પંજાબ પ્રાન્તમાં નોશેરા નામક સ્થાને આવી પહોચી. એક સમાધિક્ષેત્રમાં

આવીને એમણે ઉતારો લીધો. એ સ્થળે ઘણા મુસલમાન ફકીર મહાત્માઓ સમાધિસ્થ થયા હતા. તેનાથી થોડેક છેટે હિંદુ મહાત્માઓનું સ્મશાન હતું. એ બન્ને તીવ્ર વૈરાગ્યમય સ્થળોના સંધિસ્થાને, કેટલાક મનોહર વડનાં ઝાડો હતા. એ વૃક્ષોની છાયામા કેટલાક દિવસ એકાન્ત વાસ કરીને ભગવાનનું ધ્યાન ધરવાનો તેમણે સંકલ્પ કર્યો હતો. એ સમયમા બ્રિટિશ સરકાર એક છાવણી—'કેન્ટોનમેન્ટ' સ્થાપવાને માટે પ્રયત્ન કરતી હતી. ફરતા ફરતાં તેમને એ જગ્યા પસંદ આવી અને એ કબરસ્થાન અને સ્મશાનની વચ્ચેની જમીનમાં ગોરા સિપાઇઓના મકાન બાંધવા તૈયાર થઇ બન્ને સાધ્વીઓએ ઘણોએ નિષેધ કર્યો, પણ કોઈએ તેમની વિનતિ તરફ ધ્યાન આપ્યું નહિ. આખરે હકહકી માતાએ કહ્યું 'અહિંયા બંધાવેલા મકાન જમીનદોસ્ત થઇ જશે. એ મકાન બાંધનારા અને તેમને સહાય કરનારા કોઇ જીવતા રહેશે નહિ.' વાચકો જાણીને આશ્ચર્ય પામશે કે, એ મકાનો અને છાવણી તથા તે છાવણી બાંધવામા મદદ કરનારા એકેએક જમીનદોસ્ત થઇ ગયા હતા. ઘણા સાધારણ વખતમાં એ અદ્‌ભુત ઘટના બની હતી. શ્રીયુક્ત ધર્માનંદ મહાભારતીએ ઘણા વર્ષ પૂર્વે આ વાત પંજાબમા લુધીઆનાશહેરના સુવિખ્યાત વકીલ અને ફરીદકોટ રાજ્યના માજી દીવાન શ્રીયુક્ત રાયબહાદુર બરદાકાન્ત લાહિડી મહાશયને મુખે સાભળી હતી. ત્યાર બાદ એ ખબર અલાહાબાદના જગવિખ્યાત પત્ર 'પાયોનિયર' મા પ્રકટ થઇ હતી. કલકત્તાના પ્રખ્યાત વર્તમાનપત્ર 'ઇંગ્લીશમેન' ની ઓફીસમાંથી દર રવિવારે 'જર્નલ' નામનું પત્ર બહાર પડે છે, તેમા કેટલાક સમય પૂર્વે એ ઘટનાનું વિવરણ ફરીથી પ્રકટ થયું હતું. જેમને જર્નલ પત્ર જોવાની સગવડ ન હોય તેમણે 'ઇંડિયન મીરર'ના ૧૯૦૭ની ૧૫ માર્ચના અંકના વધારામાં 'ધી કર્સ ઓફ ધી ફકીર' (ફકીરનો શાપ) નામનો નિબંધ વાચી લેવો. પંજાબ પ્રાન્તમાં ઘણે ઠેકાણે હજીપણ એ કહાણી સાભળવામા આવે છે. જર્નલપત્રમાં કોઇ એક યૂરોપિયન ફોજી અમલદારે જે કાંઇ લખ્યું હતું, તેનો અનુવાદ નીચે ઉતારીશું:—

"હું એ બનાવ બન્યા તે સમયનો સૈનિક અમલદાર છું. હવે ઘણો ઘરડો થઇ ગયો છુ અને પેન્શન ખાઉ છું. એ સાધુસ્ત્રીઓ હતી. પુરુષનો વેષ ધારણ કરીને ફરતી હોવાથી ઘણા લોકો ભૂલમા એમને પુરુષ ધારતા. ઇ૦ સ૦ ૧૮૫૯મા ત્રીજા નંબરની 'બેંગોલ કેવેલરી' (ઘોડેસ્વાર ફોજ)નો રસાલો મેદાનમાં પહોચી, ત્યારે હું પેશાવરમાં કપ્તાન હતો. પાંચમી ટુકડીના

અધ્યક્ષ-કેપ્ટન એન્ડર્સને સૌથી પહેલાં નોશેરામાં છાવણી બાંધવાનુ કામ શરૂ કર્યું અને બે સાધુ બાઇઓની વિનતિની બેપરવાઈ કરી. એમણે પોલો રમતાં રમતાં ઘાયલ થઇને પ્રાણ ત્યજ્યો હતો. કેપ્ટન વિલિયમ સાહેબ હરણનો શિકાર ખેલવા જતાં મૃત્યુના મુખમાં પડયા હતા. ડૉકટર પામર સાહેબ ભારનદીમા વહાણ ડૂબી જવાથી મરી ગયા હતા એન્જીનિયર વેટલિંગન સાહેબે વાઘના મોંમાં ફસાઇને જીવનલીલા સંવરણ કરી હતી અને આંધી તથા રેલ આવવાથી એ છાવણી અને ત્યાંના મકાનો પણ જમીનદોસ્ત થઈ ગયાં હતા. આ બધા બનાવ એ સાધુ બાઈઓના શાપ દીધા પછી થોડા દિવસોમાજ બન્યા હતા. ”

ત્યાર બાદ નોશેરાનો પરિત્યાગ કરીને વિવિધ શહેરોમાં ફરતાં ફરતાં તેઓ રાજપૂતાનાના અરવલ્લી પહાડ તરફ રવાના થયાં. કોઇ વિશાળ પ્રાચીન ગુફામાં પ્રવેશ કરવાનો તેમનો વિચાર હતો. અંધારી અમાવાસ્યાની રાત્રી હતી. ગુફાના દ્વાર આગળ એક ભયંકર અજગર, સાપ અને તેનાં બચ્ચાંને રમતાં જોઇને એ બન્ને જણીઓ પાસેના એક ઝાડ નીચે બેસી ગઈ. એકાગ્રચિત્તે એ બે જણીઓ સર્પની ક્રીડા જોઈ રહી હતી. એવામા, એક જણના હાથે હકહકી માતાની પીઠને અને બીજાના હાથે અજપા બ્રહ્મચારિણીની પીઠને સ્પર્શ કર્યો. એ બે જણા મો ફેરવીને જોઈ ન શકયાં, એટલી વારમા એ બન્ને જણા એમને પોતાની બગલમા ઉચકીને ચાલવા લાગ્યા. એ લોકો કોણ છે, શામાટે લઈ જાય છે અથવા કયાં લઈ જાય છે, તેની એમને જરા પણ .ખબર પડી નહિ. એ બે જણાઓ એ બે સાધ્વીને ઉચકીને છાનામાના નાસતા હતા. રસ્તામાં એ કોઈ કોઇ વાર કહેતા કે:-‘તમે જો ચીસ પાડશો કે ઉત્પાત મચાવશો, તો તમારા બન્નેના ગળા કાપી નાખીશું. ’ બ્રહ્મચારિણી અને માતાજીને પૂર્વોક્ત મનુષ્યો ખાંધ ઉપર ઉંચકી જઇને પર્વતો, ખાઈઓ, વનો અને જળાશયો ઓળગીને ઘણા દૂરના સ્થાને જઈ પહોંચ્યા ત્યાં થોરો વખત વિશ્રામ લઇને પાછા એમને પહેલાંની પેઠે ખાધે નાખીને ચાલવા લાગ્યા અને એક સ્થળે અંગ્રેજોની છાવણી પડી હતી,ત્યા લઇ જઇને અજપા બ્રહ્મચારિણી અને માતાજીને એક નાના કેદખાનામા પૂર્યાં. રાત વીતી ગઈ અને પ્રભાત થયું, એટલે એમણે જોયું કે આ સ્થાન યૂરોપિયન સૈનિક અમલદારો અને અંગ્રેજ સિપાઇઓથી ભરપૂર છે. દિવસના આઠ વાગ્યાને સુમારે કારાગૃહનાં દ્વાર ઉઘાડીને એક સિપાઇએ તેમને સેનાપતિ-કર્નલ સાહેબ આગળ રજુ કર્યાં. સાહેબે કહ્યું:-‘ઘણા દિવસ થયાં

અમે તમારી શોધમા ફરતા હતા તમને પકડવાની અમારી ઇચ્છા આજ પૂર્ણ થઇ છે. જે માણસોની શોધમા અમે હતા તે અવશ્ય તમેજ છો ' બ્રહ્મચારિણીએ કહ્યુ:–'સાહેબ! તમે શુ કહો છો તે અમે સમજી શકતા નથી.' સેનાપતિ સાહેબે કહ્યુ –"તમને એ તો જરૂર ખબર હશે, કે આજકાલ હિંદુ અને મુસલમાન સિપાઇઓએ પ્રપંચ કરીને આ દેશમાથી અંગ્રેજોને હાંકી કહાડવા માટે બંડ ઉઠાવ્યું છે. એ અકૃતજ્ઞ, દુશ્ચરિત્ર, સિપાઇઓને સહાય કરવા માટે કેટલાક સ્રીપુરુષો ઠેકાણે ઠેકાણે ફરતા રહીને, તેમને માટે ખોરાક, વસ્ત્ર તથા હથિયાર વગેરે મોકલે છે, તે ઉપરાત અગ્રેજોની ખાનગી હિલચાલોની બાતમી મેળવીને તે પણ સિપાઇઓને જણાવે છે એજ ગંભીર અપરાધમાટે તમને પકડવામા આવ્યા છે એ આરોપસબંધી તમારે કાંઇ કહેવું હોય તો બેલાશક કહી શકશો." સાહેબની વાત સાભળીને બે જણીઓએ હા કે ના કાંઇ કહ્યું નહિ. કર્નલે કહ્યુ –"હાલના વખતના માર્શલ લૉ' (લશ્કરી કાયદા) પ્રમાણે હું તમને બન્નેને દેહાન્તદંડની સજા કરૂં છુ. કયે દિવસે અને કયે વખતે તમારી એ સજા અમલમા આવશે તે હું ' બડા સાહેબ ' ની સલાહ લઇને તમને જણાવીશ.' બપોરે કર્નલ સાહેબે મુખ્ય સેનાપતિ–જનરલ સાહેબની સાથે વાતચીત કરીને શુ કરવુ, તે નક્કી કરવાની વિનતિ કરી. ઘણા વાદવિવાદ બાદ જનરલ સાહેબે અજપા બ્રહ્મચારિણી અને હરહરી માતાને પ્રાણદંડની સજા મંજુર કરી. સાજને વખતે એક સિપાઇએ કેદખાનાના બારણા આગળ જઇને એ બે બંદીવાન બાઇઓને જણાવ્યું કે,'કાલ સવારે નવ વાગ્યાને સમયે બંદુકની ગોળી મારી તમને મારી નાખવામા આવશે ' સિપાઇ ચાલ્યો ગયો. માતાજીએ બ્રહ્મચારિણીને કહ્યું:–' ચિન્તા કે ભયનું કાંઇ કારણ નથી. દેશનો ધર્મ અને સ્વાધીનતાનું રક્ષણ કરવા સારૂ હિંદુમુસલમાન સિપાઇઓએ બળવો કર્યો છે, તેમને લાભ પહોચાડીને આપણે આપણું જીવન કૃતાર્થ કર્યું છે કાલે પ્રાણત્યાગ કરવો પડશે તો આપણું જીવન વધારે સફળ થશે.' ખાધાપીધા વગર કારાગારની નાની કોટડીમાં બેસીને બે સાધ્વીઓએ મુક્તકંઠે, ઘણાજ મધુર સ્વરે ભગવાનની સ્તુતિ કરી અને ઇશ્વરના ગુણ ગાયા. આ પ્રમાણે અડધી રાત વીતી ગઇ બે એક પહેરેગીર સિવાયના બધા અંગ્રેજ અમલદારો નિદ્રાદેવીને વશ થઇ ગયા. રાતના લગભગ એક વાગ્યાને સમયે કોણ જાણે ક્યાથી,લગભગ ચારસેં પાચસે શસ્રધારી હિંદુ મુસલમાન સિપાઇઓ ' હરહર મહાદેવ ' અને ' અલ્લા હો અકબર ' ની બૂમ પાડતા પાડતા

ત્યાં ઘણી ત્વરાથી આવી પહોચ્યા; અને સાહેબ લોકોના તંબુને આગ લગાડી દીધી તથા તેમની સેનાના પોતાના હથિયારોથી ટુકડે ટુકડા કરી નાખીને તેમનાં હથિયારો લૂંટી લીધાં અને ત્યાર બાદ અજપા બ્રહ્મચારિણી અને હકહકી માતાને કારાગૃહમાથી છોડવીને ચાલ્યા ગયા. એ સ્થળે અગ્રેજોનો પડાવ હતો, તેના કાઇ પણ ચિન્હ બાકી રાખતા ન ગયા.

આગ્રા શહેરમા એ સમાચાર પહોચ્યા. સાહેબ લોકોએ એ બે સાધ્વીઓને પકડવાને માટે એક વાર ફરીથી પ્રયત્ન કર્યો; પણ તે વ્યર્થ ગયો. એ વખતે પ્રસિદ્ધ નાનાસાહેબ નેપાળની તરફ નાસતો હતા અને લાલા કુમારસિંહ બળવાખોરોની સાથે મળી જઈને ઘણી વૃદ્ધ વયમા અગ્રેજ સેના જોડે ઘોર યુદ્ધ કરવામા મસ્ત થયો હતો. લાલા કુમારસિંહે બિહાર પ્રાન્તમા શાહાબાદ ( હાલનુ નામ આરા ) જીલ્લામા બિહિયા રેલ્વે સ્ટેશનની પાસે જગદીશપુર નામક ગ્રામમા જન્મ ગ્રહણ કર્યો હતો. તે ધનવાન, સાહસી, બળવાન અને ઘણો પ્રભાવશાળી જમીનદાર હતો. એણે વૃદ્ધ વયમા ઘણું શૌર્ય અને પરાક્રમ બતાવીને યુદ્ધક્ષેત્રમા, કાનપુર જીલ્લામા બિઠુર ગામની પાસે ગગા નદીના કિનારા ઉપર મહામુનિ વાલ્મીકિના આશ્રમ સન્મુખ પ્રાણત્યાગ કર્યો હતો એના મૃત્યુના થોડાક મહિના પૂર્વે અજપા બ્રહ્મચારિણી અને હકહકી માતા તેની પાસે ગુપ્ત રીતે પહોચ્યા હતા. કુમારસિંહે એમને ગુપ્તરીતે જગદીશપુર મોકલી આપ્યા હતા. એ વખત સુધી જગદીશપુર ગામ અગ્રેજોના હાથમા આવ્યું નહોતું. વિદ્રોહનો અંત આવ્યો, બ્રિટિશ સરકારે કુમારસિંહના ઘરબાર અને મિલ્કત જપ્ત કરી લીધા. હાલ એ મિલ્કત સરકારની ગણાય છે

બ્રહ્મચારિણી અને હકહકી માતા લગભગ સાત માસસુધી જગદીશપુરમા રહ્યા હતાં. ત્યાં આગળ તેમણે સેનાની અવસ્થા જોઇ તથા સેનાને માટે અસ્ત્રશસ્ત્ર એકઠાં કરવા સારૂ કરવા પડેલા પ્રવાસમા એમણે દેશની હાલત પણ સારી પેઠે જોઈ હતી. હવે તેમની સ્પષ્ટ ખાત્રી થઇ કે, અંગ્રેજોનું રાજ્ય નાશ કરવા યોગ્ય આ સમય નથી. વર્તમાન સમયમાં ભારતવર્ષમાંથી અગ્રેજોનું રાજ્ય ચાલ્યું જાય, તો ભારતમાં અધેર વર્તશે અને ભારતવાસીઓ મોટી આફતમાં આવી પડશે, એટલા માટે યુદ્ધસંબંધી કોઇ પણ કામમાં હસ્તક્ષેપ નહિ કરવાનો નિશ્ચય કરીને એ બે સાધ્વીઓ કોણ જાણે ક્યાં ચાલી ગઈ તેની કોઇને ખબર પડીંનહિ.ત્યારથી તે આજસુધી એમના કાંઇ સમાચાર મળ્યા નથી.

બિહિયા વિભાગનાં ઘણાં વૃદ્ધ સ્ત્રીપુરુષોને મોઢે સાંભળ્યું છે કે, અજપા બ્રહ્મચારિણી અને હકહકી માતા જ્યારે આ પ્રાન્તમા વસતાં હતા ત્યારે અહિંના બધા હિંદુ અને મુસલમાન લોકો તેમને વશીભૂત હતા. તેમના ઉપદેશ અને આજ્ઞાને હરકોઇ માન આપતું. તેમના બન્નેનાં ચરિત્ર, સ્વભાવ, વ્યવહાર અને કર્મ જોઇને બધા મુગ્ધ થઇ જતા. બિહારના બધા લોકો દેવીની માફક એમના ઉપર ભક્તિ રાખતા. તેમનામાં એવી અલૌકિક શક્તિ હતી કે કોઇ પણ વાતનો સંકલ્પ કરીને કોઇની પાસે જતા તો એ મનુષ્ય એમની ઇચ્છા પૂર્ણ કર્યા વગર રહેતો નહિ. કંજુસમાં કંજુસ જમીનદારો અને વાણીઆઓ જે કદિ એવા કામમાં કોડી પણ આપતા નહિ, તેઓ આ સાધ્વીના પહોંચતાવારજ પાણીની માફક પૈસા ખર્ચતા. એમનામા તપના બળે એવી કોઈ આકર્ષણ શકિત આવી હતી કે કોઇ પણ મનુષ્યની તરફ દૃષ્ટિપાત કરવાથીજ તેના વિચાર તેઓ બદલી શકતા. મનુષ્યોના મનનો ભાવ એ સાધ્વીઓ યોગબળે આપોઆપજ સમજી જતી. અસ્તુ ! પરોપકાર, દેશ અને જનસમાજનું કલ્યાણ તથા આત્માનો ઉત્કર્ષ સાધીને અજપા બ્રહ્મચારિણી અને હકહકી માતા, વિમળ ચરિત્રનું ઉત્કૃષ્ટ દૃષ્ટાન્ત દેખાડી ગયા છે તેઓ ઉન્નત ચરિત્ર અને કઠોર સાધનાનું શ્રેષ્ઠ દૃષ્ટાન્ત છે. એવી રમણીઓ પૃથ્વીના કોઇ પણ દેશ અને કોઇ પણ સમાજમા જન્મ ગ્રહણ કરે તોપણ જગતના અલંકારસ્વરૂપ ગણાવા યોગ્ય છે.

---

# रत्न २२७ मुं—महाराणी स्वर्णमयी




કે ૧૭૪૮ અર્થાત્ ઇ૦ સ૦ ૧૮૨૭ માં માગશર માસમાં મહારાણી સ્વર્ણમયીનો જન્મ વર્ધમાન જીલ્લામાં ભાટાકુલ ગામમાં એક દરિદ્ર કુટુંબમા થયો હતો. ભાટાકુલ ગામમાં તેમનું નામ ‘ શારદાસુંદરી ’ હતું. શારદાસુંદરી ખરેખર શારદાસુંદરીજ હતાં. રૂપ પ્રમાણેજ તેમનું સાદર્ય અને માધુર્ય હતું. શારદાસુંદરીએ અગિયાર વર્ષની વયસુધી પિયરમાં વાસ કર્યો હતો. એ અગિયાર વર્ષમાં તેમણે રૂપ અને ગુણથી દેવકન્યાની પેઠે ગામના પ્રત્યેક નિવાસીને મંત્રમુગ્ધ કરી નાખ્યા હતા. ગુણમાં એ

રમા જેવાં અને રૂપમા તિલોત્તમાસમાન હતા. દરિદ્રની કન્યા હોવા છતાં પણ કરુણામાં કમળાસમાન હતા. હાલ અમે કહીએ છીએ કે,મહારાણી સ્વર્ણમયીના જેવી દયા બીજા કોઇનામાં નથી. એ વખતે ભાટાકુલના રહેવાસીઓ કહેતા કે, આ જગતમા શારદાસુંદરીના જેવી દયા બીજા કોઈનામાં નથી. જે મહારાણી સ્વર્ણમયી નિયમિત માસિક પગાર બાધી આપીને અથવા એકસામટી મદદ આપીને ગરીબ વિધવાઓનું દુ:ખ દૂર કરવાનો યત્ન કરતાં હતાં, તે બાલ્યાવસ્થામા શારદાસુંદરીતરીકે નાના ગામડામાં કરુણાથી ગળગળી થઈને પોતાના પાલવથી વિધવાઓના અશ્રુ લૂંછતી હતી. ઈસ્પિતાલોમા ડૉક્ટર, દાઈ વગેરેદ્વારા વિપન્ન, દરિદ્રા અને સહાયહીન રોગીઓની સેવાશુશ્રૂષા તથા ચિકિત્સા કરવા સારૂ જે મહારાણી સ્વર્ણમયીએ પાછળથી પુષ્કળ દાન કર્યું હતું, તેમણે બાલ્યાવસ્થામા શારદાસુંદરીરૂપે સુકુમાર હસ્તથી પોતાના ગામનાં દુ:ખી અને પીડિત લોકોની સેવાશુશ્રૂષા કરી હતી. મહારાણી સ્વર્ણમયીએ પોતાના જીવનમા નિરાશ્રયા, પુત્રશોકાતુરા,હતભાગિની જનનીઓના ગુજરાનનો બંદોબસ્ત કરીને તેમનો શોક થોડોઘણો ઓછો કર્યો હતો. નાનપણમાં ક્ષુદ્ર બાલિકા શારદાસુંદરીએ કોમળ સ્વરે પ્રેમપૂર્વક ‘ મા ’ ‘ મા ’ કહીને અનેક પુત્રશોકાતુર માતાઓના પ્રાણમા શાન્તિસુધાનો સંચાર કર્યો હતો. ક્ષુદ્ર બાલિકા શારદાસુંદરીના ક્ષુદ્ર હૃદયમા કરુણાની અનંત ધારા વહેતી હતી ! એ વખતે શારદાસુંદરી દરિદ્ર હતી, છતા પણ પ્રસંગ આવ્યે દયા પ્રગટ કરવામા તેણે કોઈ દિવસ સંકોચ કર્યો નહોતો.

શારદાસુંદરીમા રૂપ હતું તેવાજ ગુણ પણ હતા. બધા એને સુલક્ષણા બાલિકાતરિકે ઓળખતા. મુર્શિદાબાદના લોકોએ તેના રૂપ, ગુણ અને સદાચારની પ્રશંસા સાભળીને, રાણી હરસુંદરીની પાસે જઇને સૂચના કરી કે, આપના કુમાર કૃષ્ણનાથની સાથે શારદાસુંદરીનું લગ્ન કરશો, તો એ સંબંધ મણિકાંચન જેવો થશે.રાણી હરસુંદરીના ધ્યાનમાં એ વાત ઉતરી.તેણે દરિદ્રની કન્યા ગણીને શારદાસુંદરીનો સ્વીકાર કરવામાં જરા પણ આનાકાની કરી નહિ. એ વખતે લોકો સંબંધ બાંધતી વખતે વરકન્યાનાં લક્ષણ તથા તેમના ગ્રહ એ બે વાનાંજ જોતા. બહારનો ઠાઠમાઠ કે ધનવૈભવનો જરા પણ વિચાર કરતા નહિ. એ વખતે ઘણી પ્રતિષ્ઠા અને વૈભવવાળા પુરુષો પણ નિર્ધનની ગુણવતી કન્યા લેતાં લેશપણ સંકોચાતા નહિ.

રાણી હરસુંદરીએ તો શારદાસુંદરીના ગુણનો પક્ષપાત કરીને તેની સાથે

પોતાના પુત્રનું લગ્ન કરવાની ઈચ્છા દર્શાવી; પણ કુમાર કૃષ્ણનાથને અંગ્રેજી સુધારાની અસર થોડી ઘણી થઇ ચૂકી હતી. તેણે સ્પષ્ટ કહ્યું હતું કે હું જ્યાં સુધી કન્યાને નજરોનજર જોઇશ નહિ, ત્યાંસુધી એ બાબતમા કોઈ નિર્ણય ઉપર આવીશ નહિ આખરે એજ પ્રમાણે કરવા દેવામા આવ્યું. કુમાર કૃષ્ણનાથે અનેક કન્યાઓ જોઇને છેવટે શારદાસુંદરીનેજ પસદ કરી.ઇ૦ સ૦ ૧૮૩૮ ની સાલમા શારદાસુંદરીનું લગ્ન રાજકુમાર કૃષ્ણનાથ સાથે થઇ ગયું. હવે દરિદ્ર કન્યા રાજવધૂ–રાજલક્ષ્મી બની.અવસ્થાની સાથે નામમા પણ પરિવર્તન થયુ. શારદાસુંદરીનુ નામ સાસરામાં સ્વર્ણમયી પાડવામાં આવ્યું. ભાટા કુલની દરિદ્ર શારદાસુંદરી મુર્શિદાબાદની રાજરાણી સ્વર્ણમયી બની.

વાચક બહેનો ! સ્વર્ણમયીના ચરિત્રનુ આગળ અવલોકન કરતા પહેલા અમે તેના શ્વસુર પક્ષનું થોડુ ઘણું વૃત્તાત તમારી આગળ રજુ કરીશું.

સ્વર્ણમયીના સ્વામી કૃષ્ણનાથના પ્રપિતામહ સુપ્રસિદ્ધ કાન્ત બાબુ, એ રાજવંશના પ્રતિષ્ઠાતા હતા. કાન્ત બાબુના પૂર્વજો વર્ધમાન જીલ્લામાં એક ગામડામા વાસ કરતા હતા અને ત્યાથી ધધારોજગારને નિમિત્તે કાસીમ બાઝારની પાસેના શ્રીપુર નામક સ્થાનમા આવી વસ્યા હતા. કાન્ત બાબુની બે ત્રણ પેઢીથી તેમના ઘરમા રેશમ અને સોપારીનો વેપાર ચાલ્યો આવતો હતો. એ લોકો જેમ બહુ ધનાઢ્ય નહોતા તેમ છેક ગરીબ પણ નહોતા. આબરૂભેર પોતાના કુટુંબનુ ગુજરાન ચલાવી લે, એવા એ મધ્યમ સ્થિતિના ગૃહસ્થ હતા. કાસીમબાઝારની અંગ્રેજોની કોઠી અને રેસિડેન્સીની પડોશમાં તેમની દુકાન હતી, તેથી કરીને કોઠીમાના અંગ્રેજો તેમને સારી પેઠે ઓળખતા હતા. કાન્ત બાબુ (એમનું પૂરૂં નામ કૃષ્ણકાન્ત બાબુ હતું) બાલ્યાવસ્થામા બંગાળી, ફારસી અને થોડુ ઘણું અંગ્રેજી ભણ્યા હતા. દતકથા એવી છે કે, કાન્ત બાબુએ બે હજાર અંગ્રેજી શબ્દો કંઠસ્થ કર્યા હતા. તે ઉપરાત બગાળી હિસાબકિતાબનું તેમને સારૂ જ્ઞાન હતું બુદ્ધિ અત્યંત તીક્ષ્ણ હોવાથી કાન્ત બાબુ તરફ કાસીમબાઝારના અંગ્રેજોની દૃષ્ટિ આકર્ષિત થઇ.

કાન્ત બાબુ કાસીમબાઝારની અંગ્રેજી કોઠીમાં એક કારકુનતરિકે નોકર રહ્યા રેશમના વેપારમાં કાન્ત બાબુ પહેલેથીજ હોશિયાર હતા, એટલે એ ઑફિસમા એમની ઉન્નતિ ઘણી જલદી થઈ. એ સમયે વૉરન હેસ્ટિંગ્સ એ અંગ્રેજી કોઠીમા નીચા દરજ્જાનો નોકર હતો. હેસ્ટિંગ્સની સાથે કાન્ત

બાબુને ઓળખાણ થઈ અને એ પરિચયમાંથી કાન્ત બાબુના ભાગ્યોદયનો માર્ગ ખુલ્લો થયો.

નવાબ સિરાજુદ્દૌલાએ જે વખતે કલકત્તા ઉપર ચડાઈ કરી તે વખતે વૉરન હેસ્ટિંગ્સ મુર્શિદાબાદમાં હતો. એ વખતે કલકત્તાના ગવર્નર ડેક સાહેબ અને બીજા કેટલાક અંગ્રેજો કલકત્તાથી નાસી જઈને ફુલતામાં રહેતા હતા. હેસ્ટિંગ્સ તેમને નવાબ સરકારના બધા સમાચાર ખાનગીરીતે મોકલી આપતો. ધીમે ધીમે એ વાતની ખબર નવાબને કાને પહોંચી. હેસ્ટિંગ્સ નવાબના ભયથી પલાયન કરી ગયો અને કાન્ત બાબુના ઘરમા આશ્રય લીધો. એ વખતે કાન્ત બાબુ 'કાન્ત મોદી' કહેવાતા હતા. નવાબ તરફથી ઢંઢેરો પીટાયો કે જે કોઈ હેસ્ટિંગ્સને આશ્રય આપશે તેને દેહાંતદંડની સજા કરવામા આવશે. કાન્ત બાબુએ પ્રાણદંડનો ભય રાખ્યો નહિ. હેસ્ટિંગ્સે કાન્ત બાબુને ઘેર ઠંડા ભાત અને માછલી ખાઇને દહાડા કાઢયા અને લાગ જોઈને કાન્ત બાબુનીજ મદદથી છાનોમાનો નાસી ગયો. નાસી જતી વખતે હેસ્ટિંગ્સ કાન્ત બાબુને એક પત્ર આપતો ગયો હતો અને કહેતો ગયો હતો કે, "ઇશ્વર જો કદી સારો દહાડો દેખાડશે તો હું તારા ઉપકારનો બદલો વાળીશ."

અંગ્રેજ બચ્ચો કૃતજ્ઞ હોય છે. હેસ્ટિંગ્સ સેંકડો અપરાધોથી દોષિત થયો હશે. ખરૂં જોતાં તેના ઉપર ઘણા અપરાધોનો આરોપ વિલાયતમાં મૂકવામા પણ આવ્યો હતો; પરન્તુ એની કૃતજ્ઞતા અત્યંત અને અતુલનીય હતી. હેસ્ટિંગ્સ મોટે દરજ્જે ચડયા પછી પણ કાન્ત બાબુને વિસારી ગયો નહિ. કાન્ત બાબુએ તેના ઉપર જે મોટા ઉપકારો કર્યા હતા તેનું સ્મરણ તેને રાતદિવસ જાગૃત હતું. જેણે પોતાના પ્રાણની મમતા છોડી દઈને, હેસ્ટિંગ્સના પ્રાણનું રક્ષણ કર્યું હતું, તે એને મનથી દેવતારૂપ હતો. હેસ્ટિંગ્સ ઇ૦ સ૦ ૧૭૫૦ માં મુર્શિદાબાદનો રેસિડેન્ટ નિમાયો. પહેલાંના વખતમા ઇસ્ટ ઇંડિયા કંપનીના અમલદારો પોતપોતાનો ખાનગી ધંધો પણ ચલાવી શકતા નહોતા. હેસ્ટિંગ્સ રેસિડેન્ટ નિમાયો તે વખતે અમલદારોને ખાનગી ધંધો કરવાની પરવાનગી મળી.હેસ્ટિંગ્સ પણ વેપાર કરતો. કાન્તબાબુ હેસ્ટિંગ્સનો મુનીમ નિમાયો; ત્યારથીજ એ 'કાન્ત મોદી'ને બદલે 'કાન્તબાબુ' નામથી ઓળખાવા લાગ્યો અને ત્યારથીજ એના સૌભાગ્યસૂત્રનો સંચાર થયો.

ઇ૦ સ૦ ૧૭૬૪ માં હેસ્ટિંગ્સે વિલાયત ગમન કર્યું. એ વખતે તેનો ધંધો બંધ પડયો હતો. તેને નાણાંની જરૂર પડી અને કાન્ત બાબુની પાસે

બાર હજાર રૂપિયા ઉધાર માગ્યા. કાન્ત બાબુ રૂપિયા આપી શક્યો નહિ, પણ એથી હેસ્ટિંગ્સ જરા પણ ગુસ્સે થયો નહિ. તેણે જાણ્યું કે પ્રાણદાતા કાન્ત બાબુ ખરેખરજ રૂપિયા આપવાને અશક્ત હશે. એ વખતે પણ કાન્ત બાબુ હેસ્ટિંગ્સના હૃદયનો દેવતા હતો.

ઈ૦ સ૦ ૧૭૭૨ મા હેસ્ટિંગ્સ મદ્રાસનો ગવર્નર થયો. એ વખતે પણ તેણે કાન્ત બાબુને પોતાનો મુત્સદ્દી બનાવ્યો. એ વખતે પાછો કાયદો થયો હતો કે ઇસ્ટ ઈંડિયા કંપનીના અમલદારો પોતાનો ખાનગી વેપાર કરી શકશે નહિ. હેસ્ટિંગ્સ કાન્ત બાબુને નામે અથવા કોઈ વખત નનામો વેપાર કરતો અને જમીનદારોના ખેતરો વગેરે ઇજારે રાખતો. એ વખતે કાન્ત બાબુ સૌભાગ્યની સીડી ઉપર એક પગથીઉં આગળ ચડયો.

ઈ૦ સ૦૧૭૭૩ મા હેસ્ટિંગ્સ ગવર્નર જનરલ નિમાયો. આ વખતે તેણે કાન્ત બાબુને અનેક મોટી મોટી જમીનદારીઓ અને ખેતરો ઇજારે અપાવ્યા. કાન્ત બાબુને પુષ્કળ ધન મળવા લાગ્યું. કાન્ત બાબુને જમીનદારી તથા ખેતરો વગેરે અપાવવા સારૂ હેસ્ટિંગ્સને ઘણા ગેરવ્યાજબી ઉપાયો પણ લેવા પડયા હતા. કાન્ત બાબુની ખાતર હેસ્ટિંગ્સ આ દેશના અનેક જમીનદારોના ઉપર અત્યાચાર કરતા પણ અચકાયો નહોતો. હેસ્ટિંગ્સે કદાચ વિચાર્યું હશે કે, કૃતજ્ઞતા બતાવ્યાથી બધા પાપનું પ્રાયશ્ચિત્ત વળી જશે. હેસ્ટિંગ્સે રાણી ભવાનીની બાહારબંદની જમીનદારી બળપૂર્વક છીનવી લઈને કાન્ત બાબુને આપી હતી. એ જાગીર આજે પણ કાસીમબાઝારના રાજાના તાબામા છે એ ઘણી મોટી અને લાભજનક જમીનદારી છે. બાહારબંદ ઉપરાંત પણ બીજી કેટલીક જમીનદારી તથા મીઠાનાં ખેતરો કાન્ત બાબુને ઇજારે અપાવ્યા. ધીમે ધીમે કાન્ત બાબુના પુત્ર લોકનાથને નામે પણ અનેક જમીનદારી ચઢાવવામા આવી હતી. ચિરસ્થાયી જમાબંધી થઈ તે વખતે પણ હેસ્ટિંગ્સની મદદને લીધે કાન્ત બાબુને ઘણો થોડો વેરો ભરવાનું નક્કી થયું. હેસ્ટિંગ્સની આજ્ઞાથી દિવાન ગંગાગોવિંદસિંહે જે વિઘોટી બાંધી હતી, તેજ વિઘોટી સ્થાયી જમાબંધી વખતે પણ કાયમ રાખવામા આવી. આજસુધી કાસીમબાઝારનો રાજવંશ એ કૃપાનો લાભ ઉઠાવે છે.

ધીમે ધીમે કાન્ત બાબુની જમીનદારી વધવા લાગી. પૈસો પૈસાને ખેંચે છે. એ ન્યાયે રળવાના બીજા રસ્તા પણ જડી આવ્યા. ઈ૦ સ૦ ૧૭૮૧ માં હેસ્ટિંગ્સે કાશીના રાજા ચેતસિંહ ઉપર ચઢાઈ કરી હતી. ચેતસિંહ પોતાના

પરિવારને છોડીને ચાલ્યો ગયો હતો. તેના પરિવારનાં મનુષ્યો અંગ્રેજોના હાથમાં સપડાયાં. તેમના ઉપર અત્યાચાર થયો. એ વખતે તેમને અત્યાચારમાંથી બચાવવાનો કાન્ત બાબુએ યત્ન કર્યો હતો, પરન્તુ તેમા તેને સફળતા પ્રાપ્ત થઈ નહોતી. કાન્ત બાબુને રાજમાતા તરફથી અનેક કિંમતી અલંકારો મળ્યા હતા. એ બધા અલંકારો મુર્શિદાબાદના રાજભવનમા હજુ દીઠામા આવે છે. કાશીમાથી લુંટેલા દ્રવ્યની સાથે કાન્ત બાબુ, કાશીના રાજભવનમાંથી લક્ષ્મીનારાયણની મૂર્તિ, રામચંદ્રી મહોર, એકમુખ રુદ્રાક્ષ, દક્ષિણાવર્ત શંખ વગેરે સ્મૃતિચિન્હો પણ લાવ્યો હતો,° તે બધી વસ્તુઓ હાલ કાસીમબાઝારના મહેલમાં સુરક્ષિત છે. તે ઉપરાન્ત એક બીજા ઉપાયથી પણ કાન્ત બાબુએ ધનની વૃદ્ધિ કરી હતી. હેસ્ટિંગ્સની લાચ લેવાસંબંધી વાત ઈતિહાસમા પ્રસિદ્ધ છે. હેસ્ટિંગ્સનો પ્રીતિપાત્ર કાન્ત બાબુ પણ એ બાબતમાં હઠે એવો નહોતો. લાચ લેવાના હજારો માર્ગ ખુલ્લા હતા.

હેસ્ટિંગ્સની કૃપાથી કાન્ત બાબુ અતુલ ધનનો અધિકારી બન્યો. દરિદ્ર કાન્ત મોદીની ગણત્રી હવે કરોડપતિઓમા થવા લાગી. બંગાળા, બિહાર અને સંયુક્ત પ્રાન્તોમા સઘળે તેની જમીનદારી ફેલાયલી હતી. હેસ્ટિંગ્સ તરફથી કાન્ત બાબુને એક સરકારી કામ સોપવામા આવ્યું હતું. કંપનીની અદાલતોમાં ન્યાતજાતના કોઈ ઝગડાઓ આવતા, તો તેનો ફેંસલો કરવાનુ કામ કાન્ત બાબુનું હતું. આ પ્રમાણે ગરીબ દુકાનદાર કાન્ત બાબુ રાજરાજેશ્વર બનવા પામ્યો હતો; પણ એ મનમા જાણતો હતો કે, કેવા અનુચિત માર્ગથી હેસ્ટિંગ્સે તેને જમીનદારી અપાવી હતી, કેવો અન્યાય કરીને પવિત્ર ચરિત્રા અન્નપૂર્ણા ભવાની રાણીની બહારબંદવાળી જમીનદારી પોતાને નામે ચડાવી હતી; એટલા માટે અમે કહીએ છીએ કે કાન્ત બાબુની વિષયસમૃદ્ધિને પાપનો સ્પર્શ થયો હતો. બ્રાહ્મણ નંદકુમારને ફાસી દેવામાં પણ કાન્ત બાબુનો મુખ્ય હાથ હતો.

હેસ્ટિંગ્સ કાન્તબાબુને રાજાની ઉપાધિ આપવા માગતો હતો; પણ તેણે એ ઉપાધિ પોતે ન સ્વીકારતાં પોતાના પુત્ર લોકનાથને અપાવી.

બંગાળી સંવત ૧૨૦૦ ના પોષ માસમા કાન્તબાબુ ગંગાતીરે મરણ પામ્યો. ધન પેદા કરવામાં કાન્તબાબુ અનેક સમય ખરાબ ઉપાય ગ્રહણ કરવાની લાલચને રોકી શક્યો નહોતો, એ વાત ખરી; પરન્તુ તેના હૃદયમાંથી હિંદુને છાજતી ધર્મભાવનાનો તદ્દન નાશ થયો નહોતો.

કાન્તબાબુ પછી તેનો પુત્ર રાજા લોકનાથ તેની સ્થાવર મિલ્કતનો વારસ થયો. તેણે ઘણાજ ઠાઠપૂર્વક પિતાનું શ્રાદ્ધ કર્યું હતું. એવું શ્રાદ્ધ બંગાળામાં પહેલાં કદિ થયું નહોતું ત્યાર પછી એશક રાજા નવકૃષ્ણે માતૃશ્રાદ્ધ નિમિત્તે બાર લાખ અને દિવાન ગોવિંદસિંહે છ લાખ રૂપિયા ખર્ચ્યા હતા. લોકનાથે પિતાની હયાતીમાજ જમીનદારીના વહિવટનો અનુભવ મેળવ્યો હતો, એટલે તેના વખતમા સમૃદ્ધિ વધતીજ ગઇ, પણ એણે લાંબું આયુષ્ય ભોગવ્યું નહિ પિતાના મૃત્યુ પછી તેર વર્ષે બાળક પુત્ર હરિનાથને છોડીને એ મરણ પામ્યો.

પિતાના મૃત્યુ વખતે હરિનાથની વય ફક્ત એક વર્ષની હતી, એટલે તેનો વહિવટ કોર્ટ ઑફ વૉર્ડસને સોંપવામા આવ્યો હતો. બાલ્યાવસ્થામાં પિતૃહીન થયા છતા પણ હરિનાથે સારૂ શિક્ષણ મેળવ્યું હતું અંગ્રેજી ભણ્યા છતા પણ એ જમાનાના કેટલાક બંગાળી યુવકોની પેઠે તેની મતિ બગડી નહોતી. એ સ્વધર્મમા નિષ્ઠા રાખતો અને દેવતા તથા બ્રાહ્મણોનો સત્કાર કરતો ઇ૦ સ૦ ૧૮૧૮ મા કલકત્તામા હિન્દુ કૉલેજની સ્થાપના થઇ તે વખતે રાજા હરિનાથે તેમા પંદર હજાર રૂપિયા આપ્યા હતા તે ઉપરાત પણ તેમણે બીજા અનેક દાન કર્યાં હતા. તેમની પ્રજાવત્સલતા સુપ્રસિદ્ધ હતી જળનુ કષ્ટ હોય એવે સ્થળે તળાવ તથા કૂવા ખોદાવીને અને અન્નનુ કષ્ટ હોય એવે સ્થળે અન્નસત્ર ખોલીને, એ દુ:ખી પ્રજાના નિરંતરના આશીર્વાદને પાત્ર બન્યા હતા બંગાળીઓને ધીમે ધીમે બળહીન અને તેજોહીન થતા જોઇને રાજા હરિનાથને ઘણું જ કષ્ટ થતું હતું, એટલા માટે કસરતખાનાંને તે સદા ઉત્તેજન આપતા હતા. રાજા હરિનાથ એક આદર્શ જમીનદાર હતા. આજ દિનસુધી તેમની કીર્તિ અમર છે રાજા હરિનાથે ઇ૦ સ૦ ૧૮૩૬મા પત્ની હરસુંદરી રાણી, પુત્ર કૃષ્ણનાથ તથા કન્યા ગોવિંદસુંદરીને છોડીને આ સંસારમાથી પ્રયાણ કર્યું.

રાજા હરિનાથના મૃત્યુ સમયે રાજા કૃષ્ણનાથ સગીર વયના હોવાથી રાજ્યનો વહિવટ પાછો કૉર્ટ ઑફ વૉર્ડસના હાથમાં સોપવામા આવ્યો. કૃષ્ણનાથને સારૂ શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવામાં કોઇ જાતની ત્રુટી રાખવામાં આવી નહિ. તેમણે ફારસી અને અંગ્રેજી ભાષાનું સારૂ શિક્ષણ મેળવ્યું. એ વખતના વિદ્યાર્થીઓમાં પ્રચલિત દોષ કૃષ્ણનાથમા પણ આવવા પામ્યા હતા. તેનામા ગુણ અને દોષ બન્નેનો યોગ હતો. નિષિદ્ધ માસ અને મદિરાનો પ્રયોગ એ દોષરૂપ હતા, ત્યારે દયા, દાન આદિ ગુણો પણ હતા. અંગ્રેજી ભણ-

વાનો ઘણો શોખ હતો. અંગ્રેજી આચારવિચાર ઉપર ભક્તિ હતી, સારા તેમજ ખોટા કામોમાં ઘણું ખર્ચ કર્યાથી તેની દૌલત ઘણી ઓછી થઈ ગઈ હતી. પાછળથી તેને ઋણગ્રસ્ત પણ થવું પડયું હતું. ઇ૦ સ૦ ૧૮૩૮માં મહારાણી સ્વર્ણમયી સાથે તેનું લગ્ન થયું હતું; એ વખતે પણ કૃષ્ણનાથ સગીર વયનો હતો. ઇ૦ સ૦ ૧૮૪૧માં તે પુખ્ત ઉંમરનો થયો તે પછીને વર્ષે લૉર્ડ ઓકલેન્ડ સાહેબે કુમાર કૃષ્ણનાથને રાજાની ઉપાધિ આપી. રાજા કૃષ્ણનાથનો હાથ ઘણોજ છૂટો હતો તેણે પોતાના શિક્ષક રાજા દિગમ્બર મિત્રને એક લાખ રૂપિયા બક્ષિસ આપ્યા હતા. કલકત્તામાં હેર સાહેબનું સ્મૃતિચિન્હ સ્થાપવા સારૂ તેણે સૌથી વધારે દાન આપ્યું હતું. રાજા કૃષ્ણનાથ રૂપસૌંદર્યમાં પણ પોતાની જીવનસંગિની સ્વર્ણમયીના જેવોજ હતો.

મૃગયા રમવાનો કૃષ્ણનાથને ઘણો શોખ હતો. રાજ્યસુખ પૂર્વજન્મનાં ઘણા પુણ્યકર્મના ફળરૂપે પ્રાપ્ત થાય છે, પણ એ સુખ કૃષ્ણનાથ ઝાઝો વખત ભોગવી શકયો નહિ.

ઇ૦ સ૦ ૧૮૪૫મા રાજા કૃષ્ણનાથે કલકત્તામાં ચિતપુર રોડ ઉપર આવેલી લોહા સાંકારની હવેલીમાં પિસ્તોલદ્વારા આત્મહત્યા કરીને પરલોક યાત્રા કરી. એ આત્મહત્યાનું કારણ નીચે પ્રમાણે જણાવવામા આવે છે:–

"ગોપાળ દફાદાર નામના, રાજા કૃષ્ણનાથના એક નોકર ઉપર કિંમતી દ્રવ્યથી ભરેલી પેટીઓ ચોરવાનો આરોપ મૂકવામાં આવ્યો હતો. એ મુકદ્દમામાં રાજા કૃષ્ણનાથ ઉપર પણ આરોપ મૂકવામાં આવ્યો. મુર્શિદાબાદના મેજીસ્ટ્રેટ બેલ સાહેબે રાજાને પકડવા વારંટ મોકલ્યું;પરંતુ બેલિફ લોકોતેમને પકડી શકયા નહિ. આખરે બહરામપુરના ડેપ્યુટિ મેજીસ્ટ્રેટ ચન્દ્રમોહન ચટ્ટોપાધ્યાયે રાજાને પકડવા સારૂ કાસિમબાઝારના રાજમહેલને ઘેરો ઘાલ્યો.રાજાને પકડવામા આવ્યો,પણ પચાશ હજાર રૂપિયાના જામીન આપીને તેમણે છૂટકારો મેળવ્યો. એ ચન્દ્રમોહન ચટ્ટોપાધ્યાય, દ્વારકાનાથ ઠાકુર જેવા ધનાઢય પુરુષના ભાણેજ હતા અને તેમની સાથે વિલાયત પણ જઈ આવ્યા હતા. મોટા માણસની સાથે સગપણ હોવાથી તેમનામાં જરા અભિમાન પણ હતું, તેથી તેમણે રાજા કૃષ્ણનાથને તેના દરજ્જાને છાજતો સત્કાર ન કર્યો અને તેને ઘણી રીતે લાંછિત કર્યો. રાજા કાસીમબાઝારથી પલાયન કરીને કલકત્તાવાળા મકાનમા સંતાઈ ગયો. એવામાં ગોપાળ દફાદારનું મૃત્યુ થવાથી મેજીસ્ટ્રેટે રાજા કૃષ્ણનાથ ઉપર પોલિસની મારફતે થાણા દર થાણા લઈને બહરામપુર

આવવાનું વારંટ મોકલ્યું. આ અપમાન સહન ન થઈ શક્યાથી રાજા કૃષ્ણનાથે પિસ્તોલ ખાઈને આત્મહત્યા કરી મરતાં પહેલાં એ નીચેના ભાવાર્થનો પત્ર લખી ગયો હતો. "

ગોપાલના મુકદ્દમા સાથે મારે કાંઇ સબંધ નહોતો, મે તેને માર માર્યો નહોતો. અપમાનિત થવાની બીકથીજ મેં આત્મહત્યા કરી છે. મારી આત્મહત્યામાટે બીજું કોઇ જવાબદાર નથી "

અસ્તુ ! રાજા કૃષ્ણનાથ સાથે રાણી સ્વર્ણમયીનો સબધ ઘણા થોડાં વર્ષ રહ્યો, પણ એ સમય બંને જણાએ ઘણા આનંદમાં ગાળ્યો હતો તેમને એક બે કન્યાઓ પણ જન્મી હતી, પરંતુ એક કન્યાએ રાજા કૃષ્ણનાથની જીંદગી માજ બાલ્યાવસ્થામા તથા બીજી કન્યાએ તેમના મરણ પછી કિશોરાવસ્થામાં દેહત્યાગ કર્યો હતો. તેમની બે કન્યાઓનાં નામ લક્ષ્મી અને સરસ્વતી હતા

રાણી સ્વર્ણમયી ઉપર વૈધવ્યનું વજ્ર અણધાર્યું તૂટી પડ્યું, તે વખતે તેમની અવસ્થા કેવળ સત્તર વર્ષની હતી. તેના શોકનો પાર રહ્યો નહિ. ચારે તરફ અધકાર દીસવા લાગ્યો. પતિના મિત્રો વેગળા ખસી ગયા અને નવા નવા શત્રુઓ ઉભા થયા. ઈસ્ટ ઈંડિયા કંપનીએ રાજાના મરણ પછી બે વસિયતનામા દાખલ કર્યા એમાના એક વીલનું તાત્પર્ય એવુ હતું કે, મારા મુર્શિદાબાદના મહેલમા 'કૃષ્ણનાથ વિદ્યાલય' નામની એક કોલેજ સ્થાપવી અને તેનીજ પાસે એક હોસ્પિટલ સ્થાપવા સારૂ ઇસ્ટ ઇંડિયા કંપનીને હું મારી સઘળી મિલકત સોંપી જાઉં છુ એ વખતે તેમની એક કન્યા જીવતી હતી તેના લગ્નમાટે થોડીક રકમ જૂદી કહાડવામાં આવી હતી અને વિધવા રાણી સ્વર્ણમયીને માસિક પંદરસે રૂપિયા આપવાની વ્યવસ્થા કરી હતી; પરન્તુ એ વીલમા રાણીને દત્તકપુત્ર લેવાનો નિષેધ કરવામા આવ્યો હતો. એથી ઉલટુ એક બીજા વીલમાં રાણીને એક પછી એક છ દત્તક પુત્ર લેવાનો અધિકાર આપવામા આવ્યો હતો, એમ છતા પણ વંશરક્ષા ન થઇ શકે તો એક કોલેજ સ્થાપવાનું સરકારને કહેવામા આવ્યું હતું બન્ને વીલના એક્ઝીક્યુટર(અમલ કરનાર)રાજાના સોલિસિટર સ્ટ્રેન્ટેલસાહેબને નિમવામા આવ્યાહતા.

આ વીલથી રાણી સ્વર્ણમયીની સ્થિતિ ઘણીજ ખરાબ થઇ ગઇ. રાજરાજેશ્વરી આજે કંગાળ બની, કોઇની સહાય નહિ, ગુજરાનને માટે પૂરતું ધન નહિ, આ વિપત્તિમાથી ઉગરવાનો ઉપાય શો ? પરન્તુ રાણી સ્વર્ણમયી સમજુ અને જ્ઞાની હતી તેણે વૈધવ્યમાં બ્રહ્મચર્યવ્રત ધારણ કરીને, શીલભં-

જન ભગવાનના ચરણકમળમાં ચિત્તને સમર્પણ કરી દીધું.

ઈશ્વર સૌનો બેલી છે. ઘોર અંધકારમાંથી એકાએક આશારૂપી પ્રકાશનાં કિરણો દેખાવા લાગ્યાં. એ વખતે રાજીવલોચનરાય નામના એક ગૃહસ્થ સરકારી નોકરીમા અમલદાર હતા. એ દીર્ઘદર્શી, ઉત્સાહી, સાહસી, ઉદ્યોગી, સાધુ અને નિઃસ્વાર્થી પુરુષ હતા. એ વિપત્તિગ્રસ્ત સ્વર્ણમયીની મદદે આવ્યા અને તેની માલમિલ્કત પાછી અપાવવાની પ્રતિજ્ઞા કરી, તેમણે સુપ્રીમકોર્ટમાં દાવો માડવાની સ્વર્ણમયીને સલાહ આપી. તેમનીજ સલાહ મુજબ સુપ્રીમ કોર્ટમાં મુકદ્દમો રજુ કરવામાં આવ્યો. શ્રીરામપુરના પ્રખ્યાત એટર્ની હરચન્દ્ર લાહિડીએ રાણી સ્વર્ણમયીને મદદ કરી.

સુપ્રીમ કોર્ટની ફુલબેન્ચમાં વસિયતનામાનો ન્યાય કરવામા આવ્યો. ૧૮૪૭ ની ૧૫ મી નવેંબરે તેની સુનાવણી હતી. રાણીની તરફથી મુખ્ય બેરિસ્ટર સર્જેંવિલ ટેલર ક્લાર્ક તથા માર્ટિન હતા, અને એક્ઝીક્યુટર સ્ટ્રેન્ટેલની તરફથી કોકેન અને મેકફરસન બેરિસ્ટરોને રોકવામાં આવ્યા હતા. ઇસ્ટ ઇંડિયા કંપનીની તરફથી ખુદ એડવોકેટ જનરલ અને બેરિસ્ટરો પ્રિન્સેપ અને રીચિ કામ કરતા હતા. બેરિસ્ટર લીથ એ વખતે એડવોકેટ જનરલ હતો. એ વીલના મુકદ્દમામાં કૃષ્ણચન્દ્ર સરકાર નામનો એક પુરુષ પણ સપડાયલો હતો. તેના પક્ષમા બેરિસ્ટર ડિકન્સ હતો. ફુલબેન્ચના મુકદ્દમો ચાલતો હતો. કલકત્તાના મોટા મોટા સુપ્રસિદ્ધ બેરિસ્ટરોને પક્ષકારો તરફથી રોકેલા હતા. એ કેસ જોવાને અને તેનું પરિણામ જાણવાને આખુ બંગાળા આકુળવ્યાકુળ થઈ રહ્યુ હતું. આખરે મોટા ન્યાયાધીશે ફેંસલો સંભળાવીને રાણીના હિતૈષીઓને આનંદિત કર્યા. વીલ નામંજુર કરવામા આવ્યું. સિદ્ધાન્ત કરવામાં આવ્યો કે, રાજા કૃષ્ણનાથે સજ્ઞાન અવસ્થામા પોતાની ઇચ્છાથી એ વીલ કર્યું નહોતું. વીલ કરવાની તેમનામાં શકિતજ નહોતી. રાણી સ્વર્ણમયીનો જય થયો. પતિના સમસ્ત ધનની વારસ તેને ગણવામા આવી.

પરન્તુ આટલાથી રાણી સ્વર્ણમયીની ચિન્તાનો અન્ત આવ્યો નહિ. આ મુકદ્દમો પૂરો થતાવારજ રાજા કૃષ્ણનાથની માતા રાણી હરસુન્દરીએ સુપ્રીમ કોર્ટમા ફરિયાદ દાખલ કરાવી. એ ફરિયાદનો સારાંશ એ હતો કે, રાજા કૃષ્ણનાથ અભક્ષ્ય ભક્ષણ તથા અપેય પદાર્થોનું પાનકરતો હતો, માટે તેને જાતિભ્રષ્ટ ગણીને પૈતૃક સંપત્તિનો વારસ ન ગણવો જોઇએ અને એ રીતે તેની સ્ત્રી સ્વર્ણમયી પણ પતિના ધનની વારસ ન માનવી જોઇએ. તે ઉપરાત

એક બીજો મુકદ્દમો ગવર્નમેન્ટ ઑફ ઈન્ડિયાની તરફથી ચલાવવામા આવ્યો. તેની મતલબ એવી હતી કે રાજા કૃષ્ણનાથ આત્મઘાત કરીને મરી ગયો છે અને આત્મઘાતીની માલમિલકત ઉપર ગવર્નમેન્ટનો હક્ક પહોંચે છે. રાજા કૃષ્ણનાથની દાદી, માતા અને બ્હેનના ભરણપોષણ સારૂ સાત લાખ રૂપિયા જૂદા કહાડવામાં આવ્યા હતા. તેની દાદીના મૃત્યુ પછી ભારત ગવર્નમેન્ટે ફરિયાદ કરી હતી, પરન્તુ ચીફ જસ્ટીસે ફેંસલો આપ્યો કે, 'આત્મઘાતીની માલમિલકત ઉપર સરકારનો હક્ક પહોંચે' એ કાયદો આ દેશમા ચાલી શકે એમ નથી. એ પ્રમાણે ઘણી મુશિબતો વેઠયા પછી એ મુકદ્દમામા પણ રાણી સ્વર્ણમયીએજ વિજય મેળવ્યો હતો.

આ આપત્તિઓમાથી મુકત થયા પછી રાણીએ પોતાના ઉપકારકર્તાઓનો યોગ્ય બદલો વાળ્યો. હરચન્દ્ર લાહિડીને શાલજોટો વગેરે સિરપાવ સાથે દશ હજાર રૂપિયા બક્ષિસ આપ્યા હતા. એ ગૃહસ્થ કેટલોક વખત સુધી રાણી સ્વર્ણમયીના દિવાન રહ્યા હતા. ત્યાર પછી રાય રાજીવલોચન રાયબહાદુર તેમના દિવાન થયા હતા રાય રાજીવલોચન ન હોત તો સંભવ છે કે, રાણી સ્વર્ણમયીને ભિક્ષાની ઝોળી લઈને ઘેરે ઘેર રખડવા વારો આવ્યો હોત. ધન્ય છે રાજીવલોચનને !

રાણી સ્વર્ણમયી જે વખતે કાસીમબાઝારના રાજ્યની એકલી અધિકારિણી થઈ તે સમયે રાજા કૃષ્ણનાથના ઉડાઉપણાને લીધે થયેલું ઘણું કરજ ચૂકવવાનું બાકી હતુ વળી ઇસ્ટ ઇંડિયા કંપનીના હાથમા વહિવટ રહ્યો તેટલા અરસામા દેવું વધી પડયુ હતુ રાણી સ્વર્ણમયીએ સાહસથી છાતી કઠણ કરીને હરિના ચરણકમળમાં મન અને પ્રાણને સમર્પણ કરીને તથા રાજીવલોચનની સલાહ લઇને રાજયનાં બધા કામકાજ ઉપર દેખરેખ રાખવાનો તથા પ્રજાનું પાલન અને શાસન કરવાનો આરંભ કર્યો પરણ્યા પછી રાણી સ્વર્ણમયીએ બંગાળી લખવાવાચવાનો અભ્યાસ કર્યો હતો, તેથી જમીનદારીના બધા દસ્તાવેજો ઉપર એમના પોતાનાજ દસ્કત થતા હતા.

રાજરાજેશ્વરી થયા છતા પણ મહારાણી સ્વર્ણમયી હિંદુ વિધવાને છાજે એ પ્રમાણે બ્રહ્મચર્યવ્રત ધારણ કરીને યોગિનીરૂપે જીવન વ્યતીત કરતા હતાં. ઈશ્વરપરાયણા રાણી એકજ વખત આહાર કરતાં,કોઇ વખત"ભૂમિશય્યાઉપર તો કોઇ વખત કામળાની શય્યા ઉપર શયન કરતા. રાજીવલોચનના પ્રખર બુદ્ધિબળથી અને સ્વર્ણમયીના અનંત પુણ્યબળથી તેમના શત્રુઓ એકદમ શમી

ગયા અને ઋણ પણ ચુકવાઇ ગયું. જમીનદારીની આવક પણ વધી ગઇ હતી. હવે સ્વર્ણમયીએ અન્નપૂર્ણાદેવીની પેઠે હાથ છૂટો મૂક્યો. રાજીવ તેમને એવા દાન કરવામા મદદ અને ઉત્તેજન આપતો.

રાજીવલોચનને પોતીકી કાંઇ સંપત્તિ હતી નહિ. વિષયભોગનો તેને લોભ નહોતો. એ યોગ્ય રાણીનો યોગ્ય મંત્રી હતો. તેના જેવી સારી સલાહ આપનાર, દાન આપવામા ઉત્સાહ આપનાર અને માનમરતબો વધારી આપનાર મંત્રી રાણી સ્વર્ણમયીને બીજો કોઇ મળી શકત કે નહિ, એ સંદેહની વાત છે રાજીવલોચનના જેટલી બુદ્ધિવિચક્ષણતા અનેકમા હોઇ શકે; યોગ્યતા અને પ્રભુભક્તિ પણ હોઇ શકે, પરન્તુ તેના જેવું વિશાળ હૃદય ઘણા થોડા મનુષ્યોમા દીઠામાં આવે છે. એ મહાપુરુષ આ લોકમાથી વિદાય થઇ ગયા છે, એ વાત ખરી, પરન્તુ તેની કીર્તિ પૃથ્વી ઉપર અમર રહી છે. અમને તો એમ લાગે છે કે, રાજીવલોચનનું ઉત્તેજન ન હોત તો રાણી સ્વર્ણમયી પોતાનું ગૌરવ બતાવી શકત નહિ અને રાણી સ્વર્ણમયી ન હોત તો રાજીવલોચન પણ પોતાના હૃદયની ઉદારતા પ્રકટ કરવા પામત નહિ.

રાણી સ્વર્ણમયી પાસે મદદ માગવા.જનાર કોઇ પણ માણસ ખાલી હાથે પાછો ફરતો નહિ. અનેક સમયે અનેક મનુષ્યો તેમની પાસેથી આશા કરતા; પણ વધારે દાન મેળવીને સ્તબ્ધ થઇ જતા. એક વખત પોલિસનો એક નોકર ઘણા કષ્ટમાં આવી પડ્યાથી મહારાણી સ્વર્ણમયીની પાસે મદદ માગવા ગયો હતો. તેણે આશા રાખી હતી કે રાણી ઘણું તો વીશપચીસ રૂપિયા આપશે, પરન્તુ રાણીએ તેને પાંચસે રૂપિયા આપ્યા.

એકવાર ચક્ષુરોગથી પીડાતો એક બ્રાહ્મણ રાણી સ્વર્ણમયીના દીવાન રાજીવલોચનની પાસે જઇને બોલ્યો:—" મહાશય ! મારી આંખનો રોગ મટે એવું કાંઇ કરી આપો. " રાજીવલોચન સમજી ગયો કે તેનો ચક્ષુરોગ અ-સાધ્ય છે; છતાં પણ એ વાત સ્પષ્ટ રીતે બ્રાહ્મણને કહેવાથી તેના જીવને કષ્ટ પહોંચશે. એવા વિચારથી તેણે બ્રાહ્મણને કહ્યું:—" અહિયા આગળ ચક્ષુરોગને મટાડવાની વ્યવસ્થા થાય એવો સંભવ નથી. તમે અહીંથી માસિકવૃત્તિ લઇ જાઓ, એથી તમારૂં ગુજરાન ચાલશે અને નેત્રની ચિકિત્સા પણ થશે. " બ્રાહ્મણે કહ્યું:—" મારે માસિકવૃત્તિ નથી જોઇતી. " રાજીવલોચને નિરુપાય થઇને કહ્યું:—" ત્યારે બીજો શો ઉપાય ? " એમ કહીને એમણે ઘરમાંથી એક થાળ લાવી આપીને બ્રાહ્મણને કહ્યું:—"તમારે આ સાકરનો થાળ તો લેવો

પડશે. મહારાજ ! આ દાસનો એટલો આગ્રહ આપે અવશ્ય માન્ય રાખવો પડશે. ” બ્રાહ્મણ તેમના આગ્રહને લીધે થાળને પાછો ઠેલી શક્યો નહિ. ઘેર ગયા પછી તેણે બીજાઓને થાળ બતાવ્યો, તો ખબર પડી કે એ થાળ ચાંદીનો બનેલો હતો અને તેની કિંમત સો રૂપિયા કરતાં ઓછી નહોતી.

આવા આવા અનેક ઉદાહરણો છે રાણી સ્વર્ણમયીની ઉદારતાનાં વધારે દૃષ્ટાન્ત આ નાના સરખા લેખમા આપી શકાય એમ નથી. ટુકામાં એટલુંજ જણાવીએ છીએ કે, હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, શિખ કે પારસી કોઇ પણ મહારાણી સ્વર્ણમયી પાસે મદદ માગવા જઈને ખાલી હાથે પાછુ આવતું નહિ. ગરીબોને અન્નદાન કરવું, જળનું કષ્ટ હોય તેવે સ્થળે કૂવાતળાવ ખોદાવવા, જેમના ઘર બળી ગયાં હોય તેમને ફરીથી ઘર બધાવી આપવા, કન્યાદાન કરવાને અસમર્થ હોય એવા પિતાઓને ધનની મદદ આપવી, બ્રાહ્મણ પંડિતોને વર્ષાસન બાંધી આપવા, સાધારણ બ્રાહ્મણોને વસ્ત્ર તથા દક્ષિણા આપવાં, એ વગેરે અનેક સદનુષ્ઠાનદ્વારા રાણી સ્વર્ણમયી દાન કરતા હતા. દરરોજ હજારો ભિખારીઓને રાણી મુઠી મુઠી અન્ન આપતાં હતા તે ઉપરાત હોસ્પિટલ, હોસ્ટેલ ( વિદ્યાર્થીનિવાસગૃહ ), વિદ્યાલય આદિ બધાવવામા પણ તેમણે ઘણું દાન કર્યું હતું. દોલયાત્રા અને દુર્ગોત્સવ વખતે ધાર્મિક ક્રિયાઓ તથા પુણ્યદાનમા જે અઢળક ધન ખર્ચાતું હતું, તેનું તો પૂછવુંજ શું! સાધારણ અડસટ્ટો કાઢતા એવું જણાયું છે કે, રાણી સ્વર્ણમયીએ સાઠ લાખ રૂપિયા કરતાં વધારેનું દાન કર્યું હતુ

દાનશીલતાથી મુગ્ધ થઈને આપણી અંગ્રેજ સરકારે ઈ૦ સ૦ ૧૮૭૧ માં રાણી સ્વર્ણમયીને મહારાણીની ઉપાધિ બક્ષી હતી ૧૮૭૩ની સાલમા ગવર્નમેન્ટે ઠરાવ કર્યો કે, મહારાણી સ્વર્ણમયીના ઉત્તરાધિકારીઓ પણ મહારાજા કહેવાશે ત્યાર પછી ભારતેશ્વરી સ્વર્ગીય મહારાણી વિકટોરિયાએ મહારાણી સ્વર્ણમયીને ‘ ક્રાઉન ઓફ ઈંડિયા ’ની ઉપાધિથી વિભૂષિત કર્યાં હતા.

રાજ્ય અને રાજરાજેશ્વરીની તરફથી આવા સન્માનો મળવા એ ખરેખર સૌભાગ્યની વાત છે, પરતુ મહારાણીએ પરોપકારને પોતાના જીવનનું એકમાત્ર વ્રત અને લક્ષ્ય બનાવ્યું હતુ, તે કોઈ પણ પ્રકારની સાસારિક પ્રતિષ્ઠાની લાલચને લીધે નહોતુ. ખરા હૃદયની લાગણીથી પ્રેરાઈનેજ તેમણે જનસેવા કરી હતી

મહારાણી સ્વર્ણમયીના દિવાન રાજીવલોચનને પણ અંગ્રેજ સરકાર

તરફથી 'રાયબહાદુર' ની ઉપાધિ મળી હતી. મહારાણીની જીવિતાવસ્થામાંજ તેમનું મૃત્યુ થયું હતું. તેના મૃત્યુ પછી રાજ્યના પ્રબંધ સારૂ છ બંગાળી ગૃહસ્થોની એક કમીટી સ્થાપવામાં આવી હતી. એ કમીટી, સુપ્રસિદ્ધ વકીલ શ્રીયુક્ત વૈકુંઠનાથ સેનની સલાહ મુજબ કાસીમબાઝારના રાજ્યનો પ્રબંધ ચલાવતી હતી.

મહારાણી સ્વર્ણમયીની જમીનદારી બંગાળામા ચારે દિશામાં ફેલાએલી હતી અને તેની વાર્ષિક આવક લગભગ ત્રીશ લાખ રૂપિયાની હતી.

બંગાળી સંવત ૧૩૦૪ ની ૧૦ મી ભાદ્રને દિવસે મહારાણી સ્વર્ણમયીએ પોતાની જીવનલીલા સંવરણ કરી. એમના મરણથી આખા દેશમા શોક પ્રવર્તી રહ્યો હતો. એમ કહેવાય છે કે એવો સર્વત્રવ્યાપી શોક બંગાળામાં કેવળ રાણી ભવાનોના મૃત્યુ સમયે જોવામા આવ્યો હતો. બંગાળીઓએ એ બે વિધવા સન્નારીઓની પાછળ જેટલો શોક કર્યો છે, તેટલો શોક કોઇની પણ પાછળ કર્યો નથી. રાણી ભવાની બ્રાહ્મણકન્યા હતા અને રાણી સ્વર્ણમયી 'તિલિ' નામની એક ક્ષુદ્ર જાતિનાં હતા. બન્નેની ન્યાતમા જમીનઆસમાન જેટલો ભેદ હતો, પરન્તુ હૃદયની ઉદારતામા જરા પણ ભેદ નહોતો. એ બન્નેના સત્કાર્યની પ્રવૃત્તિમા પણ ભેદ હતો; પરન્તુ એ ભેદ કાળધર્મનું પરિણામમાત્ર હતુ.

રાણી ભવાનીના સમયમા જે કામો કર્તવ્યરૂપે ગણવામાં આવતા, તે કામો કરીને રાણી ભવાનીએ પોતાનું કર્તવ્ય પરિપૂર્ણ કર્યું હતું. આધુનિક કાળમા જે અનુષ્ઠાનોને કર્તવ્યરૂપ માનવામા આવે છે, તેની કલ્પના પણ રાણી ભવાનીના સમયમાં નહોતી. બ્રાહ્મણસેવા, ગાય અને દેવની પૂજા, મૂર્તિઓને માટે દેવસ્થાનોની સ્થાપના, બ્રાહ્મણોનું પ્રતિપાલન, દીનદુઃખીઓનુ કષ્ટવિમોચન, નિરાશ્રિતોને આશ્રયદાન, વિધવાઓને અન્નદાન વગેરે રાણી ભવાનીના કાળમાં કર્તવ્યરૂપે મનાતાં હતાં અને કાયા, મન અને વાણીદ્વારા તેનું પાલન કરીને રાણી ભવાનીએ મનુષ્યજીવન સફળ કર્યું હતું. ઉપર લખેલા કર્તવ્યો રાણી સ્વર્ણમયીના સમયમાં પણ સદનુષ્ઠાનરૂપે ગણાતા હતા અને એટલાજ કર્તવ્યો કરીને એ બેસી રહ્યાં હોત, તોપણ એ લોકોની શ્રદ્ધા અને ભક્તિને પાત્ર ગણાત; પરન્તુ આધુનિક સમયમાં—રાણી ભવાનીના જમાના પછી—કર્તવ્યરૂપે મનાયલા એટલે કે સ્કૂલ, હોસ્પિટલ, સભા, સમિતિ વગેરેની સ્થાપનામાં મદદ, પુસ્તક રચનારાઓને ઉત્તેજન, વિદ્યાપ્રચારને માટે સહાય આદિ અનુષ્ઠાનોમાં પણ રાણી સ્વર્ણમયીએ મુક્તહસ્તે દાન કર્યું છે. અર્ધશતાબ્દીની અંદર

એવું એક પણ સત્કાર્ય નહિ થયુ હોય કે જેમાં મહારાણી સ્વર્ણમયીએ પોતાની શકિતઅનુસાર દાન નહિ કર્યું હોય. રાણી ભવાનીના યુગમાં વિદેશી અને વિધર્મીને મદદ આપવાની આવશ્યકતા ઉત્પન્ન થઇ નહોતી. મહારાણી સ્વર્ણમયીના સમયમાં એવા પ્રસંગો ઉપસ્થિત થયા હતા અને એ વખતે પણ મહારાણીએ પોતાના વિશાળ હૃદયનો પરિચય આપ્યો હતો. પ્રોટેસ્ટન્ટ લોકોને પણ રાણી સ્વર્ણમયીએ સારી મદદ આપી હતી. એને લીધેજ મહારાણી સ્વર્ણમયીની કીર્તિ ભારતની સીમા છોડીને યૂરોપની સીમા સુધી પહોંચી હતી અને તેથીજ તેમના મૃત્યુસમયે બંગાળ, બિહાર અને ઉડિસ્સાએ અપૂર્વ કલ્પાંત કર્યું હતું, સંયુકત પ્રાન્તો અને પંજાબે ઉચ્ચસ્વરે રોદન કર્યું હતું, મુંબઇ અને મદ્રાસે અસ્ખલિત અશ્રુધારા વહેવરાવી હતી અને દૂરના યૂરોપ દેશે સદ્‌ગુણાલંકૃત સાધ્વી સ્ત્રીના અભાવે શોકાવેશમાં મલિન વદન ધારણ કરીને દીર્ઘ નિઃશ્વાસ કાઢીને હૃદયની સહાનુભૂતિ પ્રકટ કરી હતી.

અમારા દેશની રાણીઓ અને ધનવતી સ્ત્રીઓ રાણી સ્વર્ણમયીના ઉદાહરણથી પ્રોત્સાહિત થઇને સત્કર્મ અને પરોપકારદ્વારા અક્ષય પુણ્ય પ્રાપ્ત કરો, એજ પ્રાર્થના સાથે આ લેખ સમાપ્ત કરીશું

# रत्न ३२८ मुं–जाडेची प्रतापबा



કાઠિયાવાડમાં આવેલા જામનગર રાજ્યના આગલા જામ શ્રીરિડમલજીની રાજકુમારી અને જોધપુરના આગલા મહારાજા શ્રીતખ્તસિંહજીની રાણી થાય છે. એ ઘણા પુણ્યાત્મા અને ધર્મપરાયણ સ્ત્રીરત્ન છે. તેમનો જન્મ સંવત્ ૧૮૯૧ ના આસો વદી ૧૨ ને બુધવારે ઝાલારાણી સોનીબાના ગર્ભથી થયો હતો અને લગ્ન સંવત્ ૧૯૦૮ ના વૈશાખ સુદી ૧૧ ને દિવસે મહારાજા શ્રીતખ્તસિંહજી સાથે થયું હતું.જોધપુરના મહારાજા પોતે પરણવા નહોતા ગયા પણ ખાંડુ મોકલ્યું હતું; તેની સાથે જામશ્રી વિભાજીએ પ્રતાપબાનું લગ્ન કરી દીધું હતું. એ આવ્યું ત્યારે મહારાજા તેના સત્કારાર્થે પાંચ ગાઉ સુધી લેવા આવ્યા હતા અને ગામ મોગડામાં પ્રતાપબા સાથે વિધિ-પૂર્વક લગ્ન કર્યું હતું. એ વિવાહમાં જામસાહેબે એટલું બધું ખર્ચ કર્યું હતું કે, જામનગરથી જોધપુર સુધી ચાંદીની નદી વહી હતી, એવી લોકવાયકા છે.

સંવત ૧૯૧૦ ના પોષ સુદી ૧૨ ને દિને પ્રતાપબાને પેટે એકના એક કુંવર મહારાજ બહાદુરસિંહનો જન્મ થયો. એ વખતે પણ જોધપુર અને જામનગરમાં ઘણો મોટો ઉત્સવ કરવામા આવ્યો હતો.

મહારાજા શ્રીતખ્તસિંહજીને ઘણી રાણીઓ હતી; પણ સંવત્ ૧૯૨૫ ના દુકાળમાં રાણી પ્રતાપબાનું નામ ઘણું પ્રસિદ્ધિ પામ્યું; કારણ કે એ વખતે એમણે મારવાડની પ્રજાના રક્ષણ સારૂ ઉદાર દિલથી ઘણી મોટી રકમ ખર્ચી હતી. તેમની એ પ્રસંગની ઉદારતાના વખાણ ઘણા દેશી કવિઓએ કર્યાં છે; એટલુંજ નહિ પણ અંગ્રેજ સરકારે પણ ઘણી પ્રશંસા કરી છે.

ઇ૦ સ૦ ૧૮૬૯ના 'રાજપૂતાના રિપોર્ટ'મા મારવાડની દુકાળપીડિત પ્રજાની દુર્દશા બતાવીને લખ્યું છે કે, સૌથી વધારે ઉદારતા રાણી જાડેચીજીએ બતાવી છે. એ દરરોજ સાત મણ પાકું રાંધેલુ ભોજન વહેંચતાં હતા અને રાતની વખતે આબરૂદાર ઘરના જે માણસો શરમને લીધે માગવા ન આવી શકે, તેમને ઘેર પોટલીઓ ભરી ભરીને ધાન મોકલાવતાં હતાં.

પ્રતાપકુંવરીએ 'પદરત્નાવલી' નામના પોતાના ગ્રંથના અંતમા લખ્યું છે કે, ઠેઠ વિલાયતથી ખરિતો આવ્યો હતો, જેમાં લખ્યું હતું કે જે સમયમા માતા પોતાના સંતાનનું પાલન નહોતી કરી શકી તે સમયમાં આપે પ્રજાનું પાલન કર્યું છે, તેથી સરકાર ઘણીજ પ્રસન્ન થઇ છે.

સંવત્ ૧૯૨૯ ના માઘ સુદી ૧૫ ને દિને મહારાજા શ્રીતખ્તસિંહના સ્વર્ગવાસથી પ્રતાપકુંવરને વૈધવ્ય પ્રાપ્ત થયું. એ શોકમય સમયમા મહારાજા શ્રી બહાદુરસિંહજી એકલા તેમના જીવનના આધારરૂપ હતા. એ પણ અધિક મદ્યપાન કરવાથી સંવત્ ૧૯૩૬ ની પોષ સુદી ૯ ને દિને ગુજરી ગયા. હવે પ્રતાપબાએ તેમના બાળક પુત્ર મહારાજ જીવનસિંહજીને પાળીપોષીને મોટા કર્યા. એ પણ સંવત્ ૧૯૫૮ ની કાર્તિક સુદી ૯ ને દિને કાળના વિકરાળ મુખમાં ગ્રસિત થઇ ગયા. ત્યાર પછી સંવત્ ૧૯૬૧ ના વૈશાખ સુદી ૪ ને દિને પ્રતાપકુંવરનો વહાલા ભાઇ જામ વિભાજીનો સ્વર્ગવાસ થયો. એમ ઉપરાઉપરિ અસહ્ય દારુણ દુ:ખો આવી પડવાથી મોટા મોટા વિદ્વાનોનાં ચિત્ત ચંચળ થઈ જાય છે અને નાસ્તિક લોકો તો ખુલ્લી રીતે સત્કર્મની નિંદા કરવા મંડી જાય છે, પણ જાડેચીજી પ્રતાપકુંવર અતિ આસ્તિક અને ધર્મજ્ઞ નારી છે. એમણે સુખદુ:ખને સમાન અને પ્રારબ્ધાધીન ગણીને પોતાના પુત્ર-

દાન અને ધર્મકાર્યમા જરા પણ ન્યૂનતા આવવા ના દીધી. તેમની ધાર્મિક-વૃત્તિનો પરિચય તેમણે બંધાવેલાં નીચેના સ્થાનોથી મળી શકે છે.

૧ આશાપુરી દેવીનુ મંદિર, જે જાડેચા રાજપૂતોની કુળદેવી છે.

૨ રામમહોલ્લા, રામસ્નેહી સાધુઓનું મોટુ ધર્મસ્થાન.

૩ દેરાવરજીના તળાવ ઉપર બાગ, ભવન અને કૂવો.

૪ રામમહોલ્લામાં મીઠા પાણીનો કૂવો.

એ ઉપરાત તેમણે લગભગ ૩૧ વાર જોધપુરમા ગજાવર બ્રહ્મભોજન કરાવ્યા છે, એમા એમને લાખો રૂપિયાનું ખર્ચ થયું છે.

પ્રતાપકુંવરબા ચતુર્ભુજ ભગવાનની પરમ ભક્ત છે અને એમનું પૂજન, સ્મરણ તથા ભજન તનમનધનથી કરે છે સ્તુતિમાં એ કવિતા પણ રચે છે. એમાંની ઘણી કવિતાઓ 'પ્રતાપકુંવર પદરત્નાવલિ' નામના ગ્રંથમા છપાઇ છે. તેમની ઈશ્વર ભક્તિની કવિતાના થોડાક નમુનાઓ અત્ર આપીશું.

(રાગ ખમાચ)

વારી થારા મુખડારી શ્યામ સુજાન
મંદમંદ મુખ હાસ્ય બિરાજે, કોટિક કામ લજાન,
અનિયારી અંખિયૌં રસભીની, બાકી ભૌ હે કમાન
દાડિમ દશન અધર અરૂનારે, બચન સુધા સુખખાન,
જામસુતા પ્રભુસો કર જોરે, હો મેરે જીવન પ્રાન.

લગન મારી લાગી ચતુરભુજ નામ.
શ્યામ સનેહી મારો જીવન ચેહી, ઓરનસે કયા કામ,
નૈન નિહારૂં પલ ન વિસારૂં, સુમરૂં નિશદિન શ્યામ.
હરિ સિમરનતે સબ દુ ખ જાવે, મન પાવે વિસરામ,
તન મન ધન નોછાવર કીજે, કહત દુલારી જામ.

(જે જેવંતી)

પ્રીતમ અમારો પ્યારો શ્યામ ગિરધારી હૈ.
મોહન અનાથ નાથ, સંતનકે ડોલે સાથ;
વેદ ગુણગાવે ગાથ, ગોકુલ બિહારી હૈ.
કમલ બિશાલ નૈન, નિપટ રસીલે વૈન;
દીનનકો દાન દેત, ચાર ભુજા ધારી હૈ.
કેશવ કૃપાનિધાન, વાહીસે હમારો ધ્યાન;

તન મન વારૂં પ્રાણ, જીવન મુરારી હે,
સુમરૂં મૈં સાંઝ ભોર, બાર બાર હાથ જોર;
કહત પ્રતાપકોર, જામકી દુલારી હે.

( જંગલો )

સખીરી ચતુરભુજ શ્યામ સુંદરસે, મોરી લગન લગીરી;
લાખ કહો અબ એક ન માનૂં, ઉનકી પ્રીત પગીરી.
જા દિન દરશ ભયો તાદિન તેં, દુબિધા દૂર ભગીરી;
જામસુતા કહે ઉર બિચ ઉનકી, ભગતી આન જગીરી.

# રત્ન ૩૨૧ મું–માતાજી તપસ્વિની



ભારતવર્ષના સાધુઓને સુધારવાના સવાલ તરફ આજકાલ અનેક દેશહિતૈષીજનોનું ધ્યાન ખેંચાયું છે સંયુક્ત પ્રાન્તના લાલા બૈજનાથ તથા ડેરા ઇસમાયલખાનના ઉત્સાહી યુવક મી૦ જહલરામે તેમને ઉચ્ચ શિક્ષણ આપવાના સંબંધમા એક વખત ભારે ચર્ચા ચલાવી હતી. દરેક આદમી કબુલ કરશે કે ભારતવર્ષમા સાધુઓની સંખ્યા એટલી બધી વિશાળ છે, કે જો તેઓ સારી રીતે કેળવાઈ ઉચ્ચ સંસ્કારવાળા થાય અને પોતાનો ધર્મ યથાર્થ સમજીને પરોપકાર કરવાનું કાર્ય કરે તો ભારતવર્ષની ઉન્નતિનો માર્ગ ઘણોજ સુલભ થઇ શકે, પરન્તુ તેમનો મોટો ભાગ કેવી દુર્દશામાં છે ? કેવા અધમ આચારોમાં તેઓ પોતાનો જીવનકાળ વ્યતીત કરે છે, તે કોઇથી અજાણ્યું નથી. આવા સંયોગોમાં એ વર્ગની એક વ્યકિત સારા જનહિતનાં કાર્યોમાં પોતાનું જીવન વ્યતીત કરે, તો તે નિઃસંદેહ પ્રશંસાને પાત્રજ છે; અને તેમાંએ એ વ્યકિત જો અબળાજાતિની હોય, તો પછી આપણા હૃદય તેને માટેનું માન સહસગણું થયા વગર રહેતું નથી. આજ અમે અમારી વાચક ભગિનિઓ સન્મુખ એક એવી પરોપકારી સાધ્વી સ્ત્રીનું ટુંકું વૃત્તાંત મૂકવા માગીએ છીએ કે, જેણે આર્યમહિલાઓને કેળવણીના સુમાર્ગમાં લઈ જવાને કેટલાંક વર્ષો સુધી ભગીરથ પ્રયત્ન કર્યો હતો. આ સ્ત્રી બંગાળામાં "માતાજી તપસ્વિની" ના નામથી ઓળખાતાં હતાં. આપણા દેશમાં સંસારત્યાગી મહા-

ચ્યોમા સાધારણરીતે પોતાના પૂર્વાશ્રમની અવસ્થા પ્રગટ નહિ કરવાનો રિવાજ છે. તે મુજબ માતાજી તપસ્વિની પણ પોતાનું પૂર્વચરિત સ્પષ્ટરીતે કોઇને કહેતા નહોતા, એટલે તેમનું વિસ્તૃત જીવનવૃત્તાંત લખવું દુ:સાધ્ય છે. તેમના ભકતજન આગળ વાર્તાલાપમાં અથવા ઉપદેશના પ્રસંગોમાં અનાયાસે જે વાત નીકળી ગઈ હતી તે ઉપરથીજ વાચકોને તેમનો યતકિંચિત્ પરિચય આપવામાં આવે છે.

માતાજીનો જન્મ ઇ૦ સ૦ ૧૮૩૧ મા મૈસુર શહેરમાં થયો હતો. તેમના પિતા, પંડિત અલવત્તમ શ્રી નિવાસચર, મૈસુરના એ વખતના રાજા શ્રીમાન મહારાજા કૃષ્ણરાજ વડયારની રાજસભામા અગ્રગણ્ય સંસ્કૃત વિદ્વાન હતા.

એ સારા કવિ અને દર્શનશાસ્ત્રી હતા. શ્રીરામાનુજાચાર્યના વિશિષ્ટાદ્વૈત મતના એ અનુયાયી હતા. સંસ્કૃતભાષામા તેમણે 'ઉષાપરિણય' નામનું એક સારૂં નાટક લખ્યુ છે

માતાજી તપસ્વિનીનું બાલ્યાવસ્થાનું નામ અનંતમા હતું શૈશવાવસ્થામાં-થીજ સંસારત્યાગ કરીને સાધુ બનવા તરફ એ બાલિકાનું વલણ વિશેષ હતું સાધુઓની એ રાતદિવસ પ્રશંસા કર્યા કરતી અને એમ કહેવાય છે કે, એકાદ વખત તેણે સાધ્વી થવાની ઇચ્છા પણ પિતાને દર્શાવી હતી. વિદ્વાન પિતાએ પુત્રીને સંસ્કૃત સાહિત્યનું ઉંચા પ્રકારનું શિક્ષણ આપવા માંડયું. કેટલાએક વર્ષો સુધી પરિશ્રમપૂર્વક સંસ્કૃત સાહિત્યનો અભ્યાસ કર્યાથી બાલિકા એ વિષયમા પારંગત થઇ ગઇ. તેના પિતા પાસે વિદ્યાભ્યાસ કરવા સારૂ દરરોજ અનેક વિદ્યાર્થીઓ આવતા. બાલિકા અનંતમા ( માતાજી તપસ્વિનીનું બાલ્યાવસ્થાનું નામ ) પિતાના ચરણ આગળ બેસી રહેતી અને તેમનો અમૂલ્ય ઉપદેશ તથા વિવિધ વિષયોસંબંધીનું શિક્ષણ સાંભળીને પોતાના જ્ઞાનભંડારમા ઉમેરો કર્યે જતી. સંગીતનું શિક્ષણ પદ્ધતિસર તેમને મળ્યું નહોતું, તોપણ તેનો સ્વર સુમધુર હતો. આ સ્વર પાછલી અવસ્થામા પણ તેમને ઘણો ઉપયોગી થઇ પડયો હતો. તેમના કંઠમાથી નીકળતુ સંગીત શ્રવણ કરીને શ્રોતાઓ મુગ્ધ થઇ જતા અને તેમનો આત્મા સંસારની ક્ષણિક માયાઓની જાળમાથી મુકત થઇને એટલો વખત તો ઉચ્ચતર પ્રદેશમાં વિચરવા લાગતો.

અનંતમાનુ લગ્ન પંડિત અનંત કૃષ્ણઆયર નામના એક વિદ્વાન સાથે થયું. એ યુવક પરમપૂજ્ય શ્રીનિવાસ દેશીકેંદ્ર પરકલી સ્વામીનો પિતૃશાહ

ભાઇ થતો હતો, એ પતિથી અનંતમાને યથાસમયે બે પુત્રરત્ન પ્રાપ્ત થયા. નરસિંહ રાઘવાચાર્ય અને ગોપાલાચાર્ય. એ બાળકો ઘણી નાની વયના હતા તે સમયે અનંતમાના પ્રિય પતિનું મૃત્યુ થયું. વિદ્વાન અને પ્રેમી પતિના અકાળ મૃત્યુથી અનંતમાને કેટલો ઊંડો ઘા લાગ્યો હશે, એ વાચક બ્હેનો સહેલાઇથી સમજી શકશે, પરન્તુ પોતાના બાળક પુત્રોની ખાતર એ વિધવાએ બધું દુઃખ ધૈર્યપૂર્વક સહન કર્યું.

જ્યારે એ તેના બે પુત્રો માતા વગર એકલા રહેવા જેટલી પુખ્ત ઉમરના થયા ત્યારે તેમણે તેમને કૈલાસવાસી સ્વામી દેશીકેંદ્રને સોંપી દીધા અને પોતે દક્ષિણભારતમા વિવિધ તીર્થોની યાત્રા કરવા ગયા. એક તીર્થક્ષેત્રમા કેટલાક વૈરાગીઓ સાથે તેમનો પરિચય થયો અને તેમની સાથે એ ઉત્તર હિંદુસ્તાનનાં તીર્થોની યાત્રા કરવા સારૂ નીકળ્યા. તેમની સાથે સાધ્વીના વેષમા તેમણે મથુરા, કાશી, પ્રયાગ આદિ તીર્થોની યાત્રા કરી. થોડા દિવસ તેમણે નૈમિષારણ્યમાં પણ વાસ કર્યો. ઇ૦સ૦ ૧૮૫૭ માં સિપાઇઓના બળવા વખતે માતાજી નૈમિષારણ્યમા વાસ કરતા હતા. તે વખતમા ઉત્તર હિંદુસ્તાનના અનેક મોટા મોટા અંગ્રેજ અમલદારો માતાજીના સંસર્ગમાં આવ્યા હતા અને તેઓ તેમની અપૂર્વ પ્રતિભા અને શક્તિ જોઇને વિસ્મય પામ્યા હતા. તેઓ આખી જીદગી સુધી માતાજીનું ઘણું સન્માન કરતા અને તેમની સ્ત્રીઓ પણ ઘણી વખત માતાજીનાં દર્શન કરવા જતી.

નૈમિષારણ્યમા થઇને ગંગાસ્નાન કરીને માતાજી બંગાળામા પધાર્યા. પરલોકવાસી મહારાણી સ્વર્ણમયીના સ્વામી જે સમયે કાસિમબાઝારની જમીનદારીના ઉત્તરાધિકારી થયા તે સમયે માતાજી તેમના આમંત્રણથી ત્યા ગયા હતાં. વર્ધમાનના રાણી વસન્તકુમારી સાથે રાજા દક્ષિણારંજનનો વિવાહ થયો તે વખતે પણ તેઓ ત્યાં હાજર હતા આ ઉપરથી તેમની પ્રતિષ્ઠાનો કાંઇક ખ્યાલ આવી શકે છે. વળી હાઇકોર્ટના બંગાળી ન્યાયાધીશ સ્વર્ગસ્થ શંભુનાથ પંડિત અને સ્વર્ગસ્થ દ્વારકાનાથ મિત્ર એ બન્ને વિદ્વાનો માતાજીની અત્યંત ભક્તિ કરતા હતા.

બંગાળામાં થઇને માતાજી પશુપતિનાથના દર્શન કરવા સારૂ નેપાળ ગયાં. ત્યાં તેમણે ઘણાં વર્ષો સુધી વાસ કર્યો. નેપાલના રાજા અને મુખ્ય અધિકારીઓ માતાજી ઉપર ઊંડી શ્રદ્ધા રાખતા હતા. નેપાલમાં તેમણે ગંગાદેવીનું એક મંદિર સ્થાપન કર્યું છે, જે આજે વધીને નેપાલનું એક વિખ્યાત

દેવમંદિર બની ગયું છે. નેપાલમાં હજારો રૂપિયા ખર્ચીને તેમણે ચારે વેદને સુવર્ણાક્ષરે લખાવી રાખ્યા હતા.

લગભગ ૨૨ વર્ષ ઉપર માતાજી તપસ્વિની બંગદેશમાં બીજી વાર પધાર્યા હતા. હિંદુધર્મ ઉપર તેમની ઘણીજ નિષ્ઠા હતી, પણ બંગદેશમાં પ્રચલિત હિંદુધર્મ ઉપર તેમને અશ્રદ્ધા ઉત્પન્ન થઇ હતી. આ દેશમાં ધર્મબંધન શિથિલ પડતાં જોઈને તેઓ ઘણો શોક પ્રકટ કરતાં હતાં. આ દેશની સ્ત્રીજાતિની શોચનીય અવસ્થા જોઈને તો ખરેખર તેમનું કોમળ હૃદય ભેદાઇ જતું હતું, અને તેથી કરીને તેમની સ્થિતિ સુધારવાને માટે તેમણે વ્યાવહારિક ઉપાયો યોજ્યા હતા. સ્ત્રીજાતિની અવસ્થા ઉન્નત કરવા સારૂ તેમણે આશરે ૧૮ વર્ષ થયાં 'મહાકાલી પાઠશાળા'ની સ્થાપના કરી હતી. આજકાલ એ 'મહાકાલી પાઠશાળા' વિરાટ સંસ્થા થઈ પડી છે. કલકત્તા, હાઉરા, બહેરામપુર, કાશી, રાવલપીંડી વગેરે દશબાર સ્થાનમાં આ પાઠશાળાની શાખાઓ સ્થાપન કરવામાં આવી છે. હજારો બાલિકાઓ આ પાઠશાળામાં શિક્ષણ લઈને પોતાના ભાવીજીવનને ઉન્નત બનાવે છે. કેવું પુણ્યનું કામ!! એક અબળાની આવી કાર્ય ચલાવવાની શક્તિ જોઇને કોણ વિસ્મય નહિ પામે! સાધારણ જનસમાજની સહાયતાથીજ આ બધી પાઠશાળાઓનો વહિવટ ચાલે છે, પરંતુ આવકખર્ચના સરવૈયા જોતાં માલૂમ પડે છે કે, સ્વયં માતાજીએ પણ આ વિદ્યાલયને માટે પોતાની ગાંઠેથી હજારો રૂપિયા આપ્યા છે. એક સંન્યાસિની આટલું બધું ધન ક્યાંથી લાવે છે, એ ઘણાકના સમજવામાં આવતું નહિ. તેમનું કહેવું હતું કે, તપસ્વિનીઓને સત્કાર્ય માટે નાણાંનો અભાવ રહેતો નથી. વિચાર કરવાથી તેમના એ કથનમાં કાંઈક સત્ય સમાયલું જણાશે. આપણા ભારતવાસી બંધુઓમાં દાનશીલતાનો ગુણ અદ્યાપિપર્યંત મોજુદ છે અને જો તે દાનનો સત્કાર્યોમાં ઉપયોગ કરવાને માટે આપણા સાધુજનો પરિશ્રમ કરે તો સાંસારિક ગૃહસ્થો કરતાં તેઓ વધારે સફળતા પ્રાપ્ત કરી શકે, એ સંભવિત છે. આવી રીતની પાઠશાળાઓ સ્થાપીને સ્ત્રી–કેળવણીનો પ્રચાર કરવા માટે બંગાળીઓ માતાજીના ચિરકાળ સુધી ઋણી રહેશે.

માતાજીએ પતિના મૃત્યુ પછી કઠોર બ્રહ્મચર્યવ્રતનું પાલન કર્યું હતું. એકવાર તેમણે આખા ભારતવર્ષની પ્રદક્ષિણા કરી હતી. સાહસ, કર્મોત્સાહ, પરિશ્રમ, ચિંતાશીલતા અને તપશ્ચર્યા એ બધા ગુણો ધરાવે એવા, અને આ

મનસ્વી તપસ્વિનીની બરોબરી કરી શકે એવા પુરુષો પણ વિરલજ હશે. આદમીઓનાં મોટા કોલાહલવાળા મેળાઓમાં,તેમજ વિંધ્ય, હિમાલય આદિ નિર્જન કન્દરોમા એ એકલાજ ભ્રમણ કરતાં હતા. અમારી આજકાલની નાજુકતામાં મોટાઇ સમજનારી સુકુમાર બહેનો વાચીને વિસ્મય પામશે કે આ સંન્યાસિની ઘોડેસ્વાર થવામાં પણ ઘણાં કુશળ હતાં. ઉત્કૃષ્ટ અંગ્રેજ ઘોડેસ્વારોની સાથે ઘોડા દોડાવવાની શરતોમા તેમણે જીત મેળવી હતી. એક તરફ આ બધા પુરુષોચિતગુણ હોવા છતાં, બીજી તરફ રમણીઓને છાજતી લલિતકળાઓમા પણ તેઓ વિશેષ પારદર્શી હતા વેદવેદાન્ત અને વ્યાકરણાદિ શાસ્ત્રોમાં તેમનુ પાંડિત્ય અગાધ કહેવાતું હતું. ચિત્રકળામાં તેમની ઘણી નિપુણતા હતી. તેમના પોતાના હાથની આળેખેલી ચિત્રાવલી અને તેમાએ ખાસ કરીને પર્વતના દૃશ્યના ચિત્રો જોનારને મુગ્ધ કરી નાખે છે.

માતાજી તપસ્વિનીની જીવનલીલા તા. ૨૦ મી એપ્રિલ ૧૯૦૭ ને દિને કાશીધામમા સમાપ્ત થઇ ગઇ

તેમના મૃત્યુની નોંધ લેતા કલકત્તાના એક પ્રસિદ્ધ એંગ્લો–ઇંડિયન દૈનિક પત્રે નીચલા ભાવના ઉદ્ગાર કહાડયા હતા:—

" શ્રીમતી માતાજી તપસ્વિની જેવી જીંદગી ગાળતાં હતાં તેવી જીંદગી ગાળવી ભારતવર્ષ સિવાયના બીજા કોઇ દેશમા અસંભવિત થઇ પડે જે લોકો માતાજીના અંગત સમાગમમા આવ્યા નથી અથવા જેઓ તેમના સુકૃત્યોથી પરિચિત થયા નથી, તેઓને માટે માતાજીની અસરનું ક્ષેત્ર કેટલું વિશાળ હતું, તેની કલ્પના કરવી કઠિન થઇ પડશે તેમનુ ઘર હિંદુસ્તાનના પ્રત્યેક ભાગમાથી તેમના દર્શનાર્થે આવનાર ભાવિક સજ્જનોનું તીર્થસ્થાન હતું. જૂના વિચારના હિંદુઓ ઉપર તેમની સત્તા અસાધારણ હતી અને સત્યની ખાતર કહેવું પડશે કે,એ સત્તાનો ઉપયોગ તેમણે પોતે જેમાં પ્રજાનું કલ્યાણ સમજતા હતા તેવાં કાર્યો કરવામાં કર્યો છે."

માતાજી જેવી સન્નારીઓ દેશમાં ઘણી જન્મો !

# रत्न ३३० मुं–वीरांगना रूपकुमारी.



ય પાઠકો ! ભારતવર્ષની ક્ષત્રિયજાતિની મહિલાઓએ મુસલમાનોના રાજ્યકાળમા કર્તવ્યપાલન અને શિયળના રક્ષણુમા પોતાની અસામાન્ય તેજસ્વિતા અને વીરતાનો પરિચય આપ્યો છે. સદ્ભાગ્યે હજુ પણ ભારતવર્ષ એવી વિનતાઓથી શૂન્ય નથી પ્રસગોપાત હજુ પણ ભારતીય સન્નારીઓ પોતાના નૈસર્ગિક ગુણરત્નોનો પ્રકાશ વિજળીના ચમકારાની પેઠે જગતને દેખાડી જાય છે આજ અમારા દેશની કુલ–વધૂઓના ઉપદેશ સારૂ અમે એક એવીજ રમણીનુ ખરૂં બનેલુ વૃત્તાત લખીએ છીએ

સ યુક્ત પ્રાતની આગ્રા કમિશ્નરીમા એક ગામડામા ધર્મસિહ નામનો એક ધર્મશીલ ક્ષત્રિય રહેતો હતો તેની પાસે સારી જમીનદારી હતી, સદ્ભાગ્યે તેને સ્ત્રી પણ ઘણી રૂપવતી અને સુશીલ મળી હતી, તથા એક પુત્ર-રત્ને પણ તેના ઘરને વિભુષિત કર્યું હતુ. ધર્મસિહ પોતાનુ જીવન ઘણા આનંદમાં ગાળતો હતો એ સચ્ચરિત્ર અને વિવેકી પુરુષ હતો બે એક વિદ્વાન મહાત્મા તેના ઘર આગળ હમેશા બેઠેલા દીઠામા આવતા તેની સ્ત્રીનું નામ રૂપકુમારી હતું રૂપકુમારી જેવી રૂપાળી હતી તેવીજ ગુણવ તી પણ હતી તેના રૂપલાવણ્ય અને ગુણોની પ્રશ સા સ્ત્રીઓમા ઘણી થતી હતી ધર્મસિહનો સ સાર ઘણો પવિત્ર અને આન દમય હતો.

ધર્મસિહ સહૃદય અને શાતિશીલ પુરુષ હતો એ પોતાની જમીનદારી-મા કોઈ પણ જાતનો ટંટોફિસાદ થવા દેતો નહિ પોતાના ખેડુતોની સાથે તેની વર્તણુક ઘણી ન્યાયપૂર્ણ હતી, એથી કરીને આખા ગામમા તથા આસપાસ ધર્મસિહનું કોઈ શત્રુ નહોતું ધર્મસિહ બધાની સાથે સ્નેહભાવ રાખતો હતો અને કોઇ પણ માણસ એની પાસે કોઇ પ્રકારની મદદ માગતો તો એ તુરતજ તેને યથાશક્તિ સહાયતા કરતો હતો. તેના ગામમા એક ભગવતદાસ નામનો પુરુષ હતો એ ઘણો ચાલાક અને સ્વાર્થી હતો તેણે ધર્મ-સિહની સૌજન્યશીલતા અને ઉદારતાનો ફાયદો ઉઠાવવા ખાતરજ તેની સાથે દોસ્તી બાધી તથા તેની પરોપકારવૃત્તિથી અનેક પ્રકારનો લાભ ઉઠાવ્યો;

પરંતુ એમ છતા પણ એ દુષ્ટે આખરે તેની સાથે મોટો વિશ્વાસઘાત કર્યો. એક દિવસ કોઇ પ્રકારે ધર્મસિંહની પરમ રૂપવતી અને પતિવ્રતા ભાર્યા રૂપકુમારી ઉપર તેની દૃષ્ટિ પડી. બસ એજ સમયથી એ કામાન્ધ થઈ ગયો અને તેની સાથે અનુચિત પ્રેમ કરવાનો યત્ન કરવા લાગ્યો; પરંતુ પ્રત્યક્ષમાં તો એ પોતે ઘણો સદાચારી અને ધર્માત્મા હોય, એવો ડાળ બતાવતો રહ્યો. ધર્મસિંહને ત્યા શાસ્ત્રોક્ત વાર્તાલાપ થતો હતો, તે વખતે એ બગભક્ત સાંસારિક વિષયો ઉપર વિરક્તિ પ્રકટ કરતો હતો. ધીમે ધીમે એ દુષ્ટરાજે પોતાને માટે ધર્મસિંહના હૃદયમા ઘણો વિશ્વાસ ઉત્પન્ન કરી દીધો.

દુષ્ટાત્માઓ પોતાના પાપી હૃદયોમા કેવી કેવી વાતો ગુપ્ત રાખી શકે છે અને ખરાબ સંકલ્પોને પૂર્ણ કરવા માટે કેવી કુચેષ્ટાઓ કરી શકે છે, એ વાત ભગવતદાસના આચારવિચારથી જણાઈ આવે છે. ભગવતદાસ રાતદિવસ એવો યત્ન કરતો રહ્યો કે કોઇ પણ કાર્યનિમિત્તે ધર્મસિંહને થોડા દિવસ બહારગામ જવું પડે. જો એવું થાય તો પોતાની આંતરિક અભિલાષા પૂર્ણ થશે, એવી એને આશા હતી. તેણે ધર્મસિંહના ગામના એક ભાગીદાર સાથે ગુપ્ત રીતે મળી જઇને ધર્મસિંહ ઉપર મુકદ્દમો મંડાવ્યો. વધતે વધતે એ મુકદ્દમો હાઈકોર્ટ સુધી પહોચ્યો અને ધર્મસિંહને એ નિમિત્તે પ્રયાગ જવું પડયુ. દુષ્ટ ભગવતદાસે કહ્યું કે, હું પણ તમારી સાથે પ્રયાગ આવીશ, પરંતુ એ બધી એની મિથ્યા વાગ્જાળ હતી. પ્રયાગ જવાને દહાડે જૂઠું બહાનું કહાડીને એ માંદો પડી ગયો અને ધર્મસિંહને મુકદ્દમાને લગતી કેટલીક સૂચનાઓ આપીને પ્રયાગ વિદાય કર્યો. ચાલતી વખતે ધર્મસિંહે ભગવતદાસને કહ્યુ :–' તમારે ભરોસે ઘર છે. તમે અહી છો એટલે મને કોઈ વાતની ચિંતા નથી તમે ઘરની ચોકસી રાખજો.' ભગવતદાસે બધી રીતે સંતોષકારક ઉત્તર આપીને ધર્મસિંહને વિદાય કર્યો.

જે અવસરને માટે ભગવતદાસે આ બધો પ્રપંચ રચ્યો હતો, તે સમય આવી પહોચ્યો. એ દુષ્ટ સંધ્યાકાળથીજ ધર્મસિંહના ઘર ઉપર જઈ પહોંચ્યો. ધર્મસિંહની પાસે બે વિશ્વાસપાત્ર નોકરો હતા. એમાંના એકને તો એ સાથે લઇ ગયો હતો અને બીજો ઘેર હતો. ભગવતદાસે પોતાના આવ્યાની ખબર રૂપકુમારીને પહોચડાવી. પોતાના પતિના પ્રિય મિત્રના આવ્યાના સમાચાર સાંભળીને એ પ્રસન્ન થઇ અને પોતાના મનમા ઈશ્વરને ધન્યવાદ આપવા લાગી કે, તેં કેવા સજ્જન પુરુષ પેદા કર્યા છે; પરન્તુ રૂપકુમારીનો વિચાર

બિલકુલ ભ્રમભરેલો હતો. તબિયત નરમ હોવાનું બહાનું કહાડીને ભગવતદાસે પોતાનો પલંગ ખડકીમાં પથરાવ્યો. રૂપકુમારી પોતાના બાળકસહિત ઘરની અંદર સૂતી હતી. ભગવતદાસે ખડકીમાંથી કહ્યું –'કોઈ વાતની ચિન્તા ન કરશો, નિશ્ચિન્ત થઈને સૂઈ રહેજો.' રાતના દશ વાગે ભગવતદાસે દવા લાવવાનું બહાનું કહાડીને ધર્મસિંહના નોકરને પાસેના ગામમાં મોકલ્યો. નોકરનું શું ગજું કે શેઠના જીવજાન મિત્રનો હુકમ પાળવામાં આનાકાની કરે ? બિચારો તુરત દવા લેવા ગયો, પણ રસ્તામાં બે માણસોએ તેને પકડી લીધો તથા હાથપગ બાંધીને એક ઉંડા અંધારા કૂવામાં ફેંકી દીધો. આ દુષ્કર્મ ભગવતદાસે કેટલાક બદમાશોને રૂપિયા આપીને કરાવ્યું હતું

ભગવતદાસના આવ્યાથી નિર્દોષ રૂપકુમારી બિચારી નિશ્ચિન્ત થઈને સૂતી હતી. થોડી વાર પછી એના ઉપર જે ભયંકર આપત્તિ આવી પડવાની હતી, તેનું એને લેશમાત્ર પણ ભાન નહોતું

ભગવતદાસને એ રાત્રે નિદ્રા ન આવી. નોકરના ગયા પછી તેની પ્રત્યેક ક્ષણ અધીરાઈમાં વીતતી હતી. કદિ એ પલંગમાં આળોટતો હતો, કદિ ઉઠીને બેઠો થતો હતો અને કદિ આમ તેમ ફર્યા કરતો હતો. ગમે તેમ કરીને તેણે અડધી રાત ગાળી, હવે રાતના બાર વાગ્યા. આખા ગામમાં શૂન્યકાર છવાઈ રહ્યો વચમાં કોઈ કોઈ વખત કૂતરાઓ ભસવાનો શબ્દ સાંભળવામાં આવતો હતો. એ સિવાય ચારે તરફ શાંતિનો અટલ અધિકાર હતો.

એવા સમયમાં ભગવતદાસ એકાએક રૂપકુમારીની સમીપ પહોંચ્યો અને તેની છાતી ઉપર હાથ મૂકીને તેને જગાડી. રૂપકુમારી એકદમ ચમકીને જાગી ઉઠી. પહેલાં તો એ ભગવતદાસને પોતાની પાસે આવવાનું કાંઈ પણ પ્રયોજન સમજી શકી નહિ. જ્યારે તેણે ભગવતદાસને પોતાની સામે કાંપતો દેખ્યો ત્યારે તે તેના હૃદયનો કુત્સિત ભાવ સમજી ગઈ અને ઝટ એક ઓરડામાં ચાલી જઈને એ ઓરડાનાં કમાડ અંદરથી બંધ કરી દીધાં. ભગવતદાસે કહ્યું.–'તારે માટે મેં ઘણાં વર્ષો સુધી મોટો પરિશ્રમ કર્યો છે, શું તું મને ફરીથી દર્શન નહિ દે? મને તારો દાસાનુદાસ સમજીને પ્રેમભિક્ષા આપ." રૂપકુમારીએ ગુસ્સે થઈને કહ્યું :–'અરે દુષ્ટ ! આજ તારો પ્રપંચ જણાઈ આવ્યો. હવે અહિંથી ચાલ્યો જા. કોઈ પણ પતિવ્રતા સ્ત્રી તરફ કુદૃષ્ટિથી જોવું અને તેમાં પણ પોતાના મિત્રની ધર્મપત્નીની સાથે એવું કરવું એ મહા અધર્મ છે. તારા ઉપર મારા પતિએ કેટલા બધા ઉપકાર કર્યા છે, તેનું સ્મરણ કર! એમ

છતાં પણ તું આવો વિશ્વાસઘાત કરવા માગે છે ? ધિક્કાર છે તને ! ' ભગવતદાસે કહ્યું:-'હું હવે બહાર ચાલ્યો જાઉં છું. તું બેધડક બહાર ચાલી આવ. હું કોઇ ખરાબ વિચારથી અંદર નહોતો આવ્યો.' રૂપકુમારીએ કહ્યું:-' હવે તમારે ખડકીની અંદર સૂવાની કાંઇ જરૂર નથી. હવે તમે કૃપા કરીને ઘેર ચાલ્યા જાઓ,' આ કથનથી નિરાશ થયેલા, કામોન્મત્ત ભગવતદાસને એટલો બધો ક્રોધ આવ્યો કે એક હાથમાં તલવાર અને બીજા હાથમાં રૂપકુમારીના ત્રણ વર્ષના પુત્રને પકડીને કહેવા લાગ્યો:-' આ તલવારથી તારા પુત્રનું શિર કાપી નાખું છું. નહિ તો તું જલદી બહાર ચાલી આવ. હજુસુધી કાંઈ બગડયું નથી. જલદી બહાર આવીને આ તારા એકના એક પુત્રના પ્રાણ બચાવ.' પુત્રવધની ધમકી મળ્યા છતા પણ રૂપકુમારી સતીત્વધર્મના રક્ષણમાં દૃઢ રહી અને ઉત્તર આપ્યો કે.-'તું એવોજ નિષ્ઠુર થઇ ગયો છે કે આ સુકુમાર બાળકને માટે તારા હૃદયમા લેશમાત્ર પણ દયા નથી આવતી, તો તારી મરજીમા આવે એ પ્રમાણે કર. જગતપિતા પરમેશ્વરને મારૂં બાળક બચાવવું હશે તો એ તેની ગમે તે પ્રકારે રક્ષા કરશે ' આ વાત સાંભળતાજ એના હૃદયમાં કોણ જાણે શો ભાવ ઉત્પન્ન થઇ આવ્યો કે બાળકને તો પલંગ ઉપર સુવાડી દીધુ અને પોતે ક્યાંકથી એક કોદાળી લઇ આવીને જે ઓરડામા રૂપકુમારી હતી, તે ઓરડાનો ઉમરો ખોદવા લાગ્યો. એના મનમાં એમ કે જરા પેસવા જેટલી જગ્યા થાય તો અંદર જઇને બળાત્કાર કરૂં. જે વખતે એ ખાડો ખોદીને અંદર પેસવા સારૂ પોતાનું માથુ અંદર ઘાલવા લાગ્યો તે વખતે રૂપકુમારીએ સાહસ કરીને તેના ઉપર એક ખડ્ગ એવું સચોટ માર્યું કે તેની અડધી ગરદન કપાઈ ગઈ અને તત્કાળ એનું અધમ જીવન સમાપ્ત થઇ ગયુ. સવાર થતાંવારજ એ દુષ્ટના દુષ્કૃત્યની ખબર આખા ગામમાં ફેલાઈ ગઈ. સતીત્વધર્મનું રક્ષણ કરવા ખાતર દુષ્ટાત્મા ભગવતદાસનો સંહાર કરવા માટે રાજ્યના કાયદાએ પણ રૂપકુમારીને મદદ આપીને નિર્દોષ ઠરાવી તથા એ દિવસથી તેનો યશ ચારે દિશામાં પ્રસરી ગયો.

# रत्न २३१ मुं–सती कमळा



મથુરાથી થોડે દૂર એક ગામમા એક ધનાઢ્ય વાણિયો રહેતો હતો. એ વાણિયા પાસે લક્ષ્મી તો અઢળક હતી, પણ તેને ભોગવવાનું તેના ભાગ્યમા નહોતું. શ્વાસનો રોગ તેને બાવીસ વર્ષની ઉંમરમાંજ લાગુ પડ્યો હતો, પરન્તુ એવી દશામા પણ પૈસાના પ્રતાપે તેણે પચાવન વર્ષની વય સુધીમા પાચ લગ્ન કરી નાખ્યાં હતા. એ ધનાઢ્યનું નામ કૂઢેમલ હતું. તેની પાચમી વારની ગૃહિણીનું મૃત્યુ થયુ, એટલે ચાર દિવસની અંદરજ એને લગ્ન કરવાનું સુઝ્યું. પછી શું કહેવું ? શેઠજીને સારૂ કન્યા આણી આપવા દલાલો ચારે તરફ જવા લાગ્યા. આખરે એક મહા મખ્ખીચુસ વાણિયાએ પોતાની બાર વર્ષની સુદર કન્યા કમળાનું સગપણ બુઢ્ઢા કૂઢેમલ સાથે કરી દીધુ. તેના બદલામા એ કન્યાના પિતાએ અઢી હજાર રૂપિયા લેવા ઠરાવ્યા હતા

કૂઢેમલનુ સગપણ તો થઈ ગયુ, પણ તેના શરીરની અવસ્થા એવી હતી કે, લાકડીના ટેકા વગર એનાથી હરાતું ફરાતું નહિ. આંખોનુ તેજ નાશ પામ્યું હતું શરીરમા બળ રહ્યું નહોતું. મોમાથી એકે એક દાત પડી ગયો હતો, એમ છતાં પણ કૂઢેમલને લગ્નનો લહાવો લેવાની ઇચ્છા થઇ. કમળાનો બાપ પણ ઘણો કંજૂસ હતો. એણે એવા એવા નીચ કામો કરીનેજ વીશ હજાર રૂપિયા એકઠા કર્યા હતા કમળાનું સગપણ કૂઢેમલની સાથે થઇ જવાથી એ ઘણો પ્રસન્ન થયો. એના મનમા એવો વિચાર સદા આવ્યા કરતો કે મારી પુત્રી કૂઢેમલની બધી માલમિલ્કતની માલિક થશે, એટલે તેના બધા ધનનો મરજીમા આવે તેમ ઉપયોગ કરવાનો મને સારો લાગ મળશે એ પોતાની સ્ત્રીને પણ વારવાર સમજાવ્યા કરતો કે જો આપણી દીકરી કેવી ભાગ્યશાળી છે ધનસંપત્તિવાળું સારૂં ઘર ઘણા પુણ્ય હોય તોજ મળે છે કમળા પોતાની પાડોશમા એક કન્યાશાળામા ભણ્યા કરતી હતી અને ૧૨ વર્ષની વય થયા છતાં પણ સાંસારિક વિષયોથી અનભિજ્ઞ હતી. તેની પોળમા જ્યારે તેના પિતાની નિંદા થવા લાગી ત્યારે તેને બાપના કાળા કૃત્યનું ભાન થયું કમળા ઘણા પ્રેમથી રામાયણ વાંચ્યા કરતી હતી અને જ્ઞાનની વાતો ઘણા ધ્યાનથી સાંભળ્યા કરતી હતી. એ ઘણી સરળહૃદયા અને હસમુખી

બાલિકા હતી એ સદા પ્રસન્નચિત્ત રહેતી હતી. તેની માતાએ તેને ઘરનું કામકાજ પણ સારી પેઠે શિખવ્યું હતું.

સગાઈ થયા પછી થોડે દિવસે કમળાનું લગ્ન કૂઢેમલની સાથે થઇ ગયું. કમળાની ઉમર જ્યારે પંદર વર્ષની થઇ ત્યારે કૂઢેમલને સાઠ પૂરા થયાં. કમળા બિચારીએ યૌવનના દ્વારમાં પ્રવેશ કર્યો, તે વખતે વૃદ્ધાવસ્થાએ કૂઢેમલ ઉપર પૂરેપૂરૂં આક્રમણ કર્યું. એક તો તેની ઉંમર સાઠ વર્ષની હતી, તેમા વળી દમનો અસાધ્ય રોગ હતો, તેથી તેને આખો દિવસ ખાટલાવશ પડયા રહેવું પડતું. કમળા સાસરે ગઈ ત્યારે પતિની બધી દુર્દશા તેના જાણ્વામાં આવી તથા પિતાની ક્રૂરતા અને નીચતા ઉપર તેને ઘણો તિરસ્કાર છૂટયો; પરન્તુ કમળાનુ ચિત્ત ઉચ્ચ પ્રકારના શિક્ષણથી પવિત્ર બન્યું હતું. તેના પોતાના ચિત્ત ઉપર સદાચારની છાપ મજબૂતરીતે અંકિત થઈ ગઈ હતી,તેથી તેણે સ્ત્રીઓના પરમ આરાધ્ય સતીત્વ–મંત્રની સાધના કરી અને વૃદ્ધ પતિની સેવામા તે રાતદિન ધ્યાન આપવા રહેવા લાગી.પતિ રોગી હોવા છતાં પણ એણે તેની શુશ્રૂષા કરવામાં જરાએ કચાશ રાખી નહિ કૂઢેમલને દમ ઉપડી આવતો ત્યારે કમળા આખી રાત તેની પાસે બેસીને ઓસડવેસડ કર્યા કરતી પતિસેવા અને પવિત્ર આચરણથી એ પતિની પ્યારી બની ગઇ. કૂઢેમલ વારંવાર કહ્યા કરતો હતો કે, ‘ તું ન હોત તો આ ઘડપણમા મારી શી દશા થાત ?’

કમળાએ સાસરે આવ્યા પછી પતિનુ કાંઈ પણ સુખ ભોગવ્યું નહોતું; તોપણ વૃદ્ધ પતિની સેવાને એ પોતાનુ મુખ્ય કર્તવ્ય ગણતી હતી અને એમાજ પરમ સંતોષ માનતી હતી સ્વપ્નમા પણ એ પરપુરુષનો વિચાર કરતી નહોતી. ઘરમાથી તેણે જુવાન નોકરચાકરોને રજા આપી દીધી હતી. ફક્ત એક વૃદ્ધ સ્ત્રીનોકર રાખી હતી.એ સ્ત્રી અતિ વૃદ્ધાવસ્થાને લીધે વારેઘડીએ માંદી પડી જતી હોવાથી બહારનું કામ તેનાથી થઈ શકતું નહિ. પતિને વાસ્તે દવા લાવવા સારૂ કમળાને ઘણી વખત જાતે વૈદ્યને ઘેર જવું પડતું; પરંતુ એ હમેશાં નીચું જોઇને વૈદ્યની સાથે વાત કરતી અને પોતાનું કામ થઇ રહે એટલે નીચેમોએ પાછી આવતી.

કૂઢેમલના કુટુંબમા એક યુવક ઘણો તોફાની, દુરાચારી અને લંપટ હતો. નવયૌવના કમળા સાથે અનુચિત પ્રેમ બાંધવાને અને તેની સાથે કૂઢેમલના મૃત્યુ પછી તેની મિલકતનો ઉપયોગ કરવાને એ યુવક ઘણો ઉત્કંઠિત રહેતો હતો.

એક સમયે યમદ્વિતીયાને દિવસે કમળા પડોશની બે સ્ત્રીઓને લઈને

યમુનાસ્નાન કરવા ગઈ. યમુના નદી તેના ઘરથી એક માઇલ દૂર હતી એટલે એ દુષ્ટે જાણ્યું કે પોતાની નીચ અભિલાષા પૂર્ણ થવાનો આ સારો લાગ છે. એ પણ ચૂપચાપ એની પાછળ ગયો. એ દુષ્ટે કમળાની સાથે જનારી બે પાડોશણોને પહેલેથીજ રૂપિયા આપીને સાધી રાખી હતી અને ખરૂં પૂછાવો તો એ બે કુલટાઓએજ લોભને વશ થઈને, કમળાનું પાતિવ્રત્ય ભગ કરાવવાના ઉદ્દેશથીજ તેને સ્નાન કરવા જવાની સલાહ આપી હતી. અસ્તુ! રસ્તામા એક નાળુ આવ્યુ, એટલે એ દુરાચારી નવયુવકે ઇસારો કર્યાથી પેલી બે કુલટા સ્ત્રીઓ કાંઈ ને કાંઈ બહાનુ કહાડીને ત્યાંથી દૂર ચાલી ગઈ. એટલામાં એ યુવક એકદમ કમળાની સન્મુખ આવ્યો અને એ નિરાધાર સુંદરીના બે હાથ પકડીને, બળાત્કારપૂર્વક ચુંબન લઈને કહેવા લાગ્યો:–" પ્યારી! તુ તારા જીવનને શું કામ વ્યર્થ ગુમાવે છે? મારી સાથે પ્રેમ બાધ અને સતીત્વના ખોટા મમત્વમાં એ બુઢ્ઢાની પાસે બેસી રહેવાનુ છોડી દે વિષયભોગ એજ જીવનમા ખરૂં સુખ છે. હું તને સંસારનુ ખરૂં સુખ ભોગવાવીશ. હુ તન, મન, ધનથી તારા ઉપર આસક્ત છુ અને ખરીદી લીધેલા દાસની માફક તારી સેવા કરવા આતુર છુ."

આ બધી વાતોથી સદાચારી કમળાના હૃદયને અસહ્ય ઘા લાગ્યો. તેણે ઘણા ક્રોધપૂર્વક કહ્યું.–" અરે દુષ્ટ! દુરાચારી! લ પટ! મારી આગળથી ચાલ્યો જા! તારા જેવા કૂતરાઓના ભસ્યાથી સતી પોતાના શિયળનો કદિ નાશ કરવાની નથી અરે દુષ્ટ! તને આ શું સુઝ્યું છે! તારી ઘણી દુર્દશા થનાર છે!"

તેના મોમાથી આ વચનો નીકળી રહ્યા હતા એટલામાજ કેટલાક આદમીઓ એ રસ્તે આવી ચડયા અને એ નરપિશાચ યુવક કમળાને છોડી દઈને ત્યાંથી નાસી ગયો

આ બનાવથી કમળાને અત્યંત મર્મભેદી વેદના થઇ. તેણે મનમા વિચાર કર્યો, 'હાય! આજ મને પરપુરુષે સ્પર્શ કર્યો! આજ હું પિતા અને પતિના કુળને કલ ક લગાડનારી બની! બહારનાં માણસો મારી આ વિપત્તિની વાત સાભળીને શું કહેશે! હું મારા વૃદ્ધ પતિને શું કહીશ! મારૂં જીવન હવે કલંકિત થઈ ગયું!' એવા એવા અનેક વિચારોને લીધે કમળાએ પોતાના પતિના પહેલાજ દેવલોકમા જવાનો સ કલ્પ કર્યો. એ સંકલ્પ તેણે પોતાના મનમાંજ રાખ્યો અને પાડોશણ સ્ત્રીઓની સાથે સ્નાન કરવા યમુનાતટ ઉપર જઇ પહોચી.

તેની સાથેની બે સ્ત્રીઓ સ્નાન કરવા ગઇ તે વખતે કમળા તેમનાં વસ્ત્રા

સાચવવા ઘાટ ઉપર બેઠી. જ્યારે એ બે જણીઓ સ્નાન કરીને આવી ત્યારે. કમળા યમુનામાં સ્નાન કરવા ગઇ અને ધીમે ધીમે ખૂબ ઉંડા પાણીમાં જવા લાગી. તેની આ દશા જોઇને તેની પાડોશણો બોલી:–'કમળા! તું નદીની વચમાં ન જઇશ. ત્યા આગળ પાણી ઘણું ઉંડું છે. તું ડૂબી જઇશ.' કમળા ભરનદીમા જઇને કહેવા લાગી:–'પ્યારી બહેનો ! આજ પરપુરુષનો સ્પર્શ થવાથી હું અપવિત્ર થઇ છું. હમણા યમુનાજીમા પવિત્ર થઇને મારા પતિના ચરણોનું ધ્યાન ધરતી ધરતી હું સતીલોકમાં જાઉ છું. ત્યા આગળ હું પતિની રાહ જોતી બેસીશ મારા પતિને કહી દેજો કે મારો અપરાધ ક્ષમા કરે. તમારી કમળા દેવલોકમા તમારી સેવા કરશે. હે જમનામૈયા ! તું પતિતપાવની છે ! મને તારા ખોળામાં લઇ લે. ' એટલું કહેતા કહેતા કમળાનું ચદ્રવદન યમુનાના જળમા અસ્ત પામી ગયું ! ધન્ય છે કમળા ! તારા પતિવ્રતધર્મને !

કમળા સદૈવને માટે આ પાપી સંસારમાંથી વિદાય થઇ ગઇ પણ તેનો વિમળ યશ ચારે તરફ પ્રસરી ગયો.

---

# रत्न ३३२ मुं–कमळकुमारी




ટના નગરમાં અમૃતલાલ નામનો એક મનુષ્ય ઘણો ધાર્મિક અને પુણ્યવાન હતો. તે રોજ પ્રાતઃકાળમાં ઉઠીને સ્નાન-સંધ્યા તથા પૂજાપાઠ કરી નવ વાગ્યે નિવૃત્ત થઇને ધર્મપુસ્તકો વાચતો. ત્યાર પછી ભોજન કરતો અને પાછો આખો દહાડો ભગવદ્ભક્તિમાં લીન રહેતો. એનો સ્વભાવ ઘણો સાદો અને દયાળુ હતો. તેની સ્ત્રી કમળકુમારી ઉપર તેનો ઘણોજ પ્રેમ હતો. બન્ને સ્ત્રીપુરુષ સુખમાં દિવસ ગાળતાં હતાં. અમૃતલાલમાં એક દોષ એ હતો કે એ અફીણનો બંધાણી હતો. શરૂમાં તો એણે ઘણું થોડું અફીણ ખાવાની ટેવ પાડી હતી; પણ પાછળથી એણે માત્રા વધારવી શરૂ કરી અને એક વખતને બદલે બેવાર અફીણ ખાવા લાગ્યો. ધીમે ધીમે એનાં બધાં કામકાજ છૂટવા લાગ્યા, એની ઈશ્વરભક્તિ પણ ઓછી થવા માંડી. જે, સ્નાનસંધ્યાદિ કર્મ કરવામાં એને અમૃતના જેવો રસ લાગતો હતો, તે સર્વ કામ હવે કડવાં ઝેર જેવાં લાગવા માંડ્યાં. હવે તો અફીણ ખાઇને

સૂઈ રહેવામાજ તેને મઝા પડતી હતી. રળવાકમાવાની અને કુટુંબીઓનું પોષણ કરવાની ફિકર પણ એણે હવે છોડી દીધી. ધીમે ધીમે અફીણીઓના બધા દોષ એનામા આવવા લાગ્યા. પહેલા તો એને દાળભાત અને રોટલી અમૃત જેવા લાગતા હતા, પણ હવે તો એની દાઢ સળકવા માડી. મિઠાઇ વગર એને ભોજન લુખુ લાગતું. આવક તો બંધ થઈ અને ખર્ચ વધતું ગયું એટલે થોડા દિવસમા હાથ ભીડમા આવી પડયો અને અન્નને અને દાંતને વેર થવા વારો આવ્યો. તેની સ્ત્રી કમળકુમારી પતિની આ દશા જોઇને ઘણી દુ:ખી થવા લાગી. ઘરની બધી પુંજી ખૂટી ગઇ ત્યારે એણે પોતાના ઘરેણા વેચીને પતિ અને પુત્રોનું પાલન કર્યું, પરન્તુ જ્યારે ઘરેણા પણ ખૂટી ગયા, ત્યારે એની ઉદાસીનો પાર રહ્યો નહિ રાતદિવસ ચિંતામાં રહેવાથી એ ઘણી દુર્બળ થવા લાગી. પોતાના પાતિવ્રત્યનું રક્ષણ કરવાના વિચારથી એ બિચારી કદિ ઘરની બહાર જતી નહિ પણ ઘરમાજ રેંટિયો કાતીને કુટુંબનું પોષણ કરતી. જ્યારે પેટ ભરીને અન્નજ મળવું કઠિન થઇ ગયું તો પછી પતિને માટે અફીણ અને મિષ્ટાન્ન કયાંથી લાવે ? બિચારી કમળકુમારી પેટે પાટો બાધીને, જાતે કેટલાક દિવસ ભૂખી રહીને પણ પતિની ઇચ્છા પૂરી કરતી, પરન્તુ અફીણને લીધે અમૃતલાલનો તો સ્વભાવજ બિલકુલ બદલાઇ ગયો હતો જે દિવસે અફીણ અને ભોજનમા વિલંબ થતો તે દિવસે એ બિચારીની ખાસડાઓથી ખબર લેવાતી. પહેલા એ પોતાની પત્ની ઉપર જેટલો પ્રેમ રાખતો હતો તથા તેનું મન જરા પણ દુભાવા નહોતો દેતો, તેટલોજ હવે એ એનો શત્રુ બની ગયો અને તેના ઉપર જુલમ કરવા લાગ્યો, પરન્તુ કમળકુમારી ઘણી સતી અને પતિભક્ત હતી. પતિના અત્યાચારથી અસંતુષ્ટ થઈને એ પતિને કદિ કડવા વેણ કહેતી નહિ. જ્યાસુધી એનાથી બનતુ ત્યાસુધી એ એની સેવામા તત્પર અને આજ્ઞાપાલનમા હાજર રહેતી અને એને સુધારવા પોતાનાથી બનતો યત્ન કરતી, પરન્તુ પતિની આવી શોચનીય દશા જોઇને એ મનમા ને મનમા ઘણીજ ચિંતા કરતી હતી. પતિને ડહાપણને રસ્તે આણવા માટે એ સદા પરમેશ્વરની પ્રાર્થના કર્યા કરતી.

મનુષ્ય ઉપર આપત્તિ આવવા માંડે છે, ત્યારે સામટી આવી પડે છે. અમૃતલાલ માંદો પડયો અને તેના બચવાની આશા છોડી દેવામા આવી. આ મંદવાડમાં કમળકુમારીએ જરા પણ ઘૃણા કર્યા વગર પતિના મળમૂત્ર ઉપાડયાં

અને તેને દવાદારૂ કરવામાં જરાપણ કચાશ રાખી નહિ. ઇશ્વરની કૃપાથી એને થોડોક આરામ થવા લાગ્યો અને થોડા દિવસમાં એ બિલકુલ સાજો-તાજો થઈ ગયો. હવે એની આંખ ઉઘડી અને પોતાની મૂર્ખતા ઉપર પશ્ચાત્તાપ કરવા લાગ્યો. એણે કહ્યું:–'પ્રિયે! મેં તારો ઘણો અનાદર કર્યો છે અને તને ઘણું દુ:ખ દીધું છે. હવે મારી શી ગતિ થશે? હું મારા અપરાધમાટે તારી ક્ષમા માગું છું.'

પતિનાં એવાં મૃદુ વચન સાંભળીને કમળકુમારી હાથ જોડીને બોલી:– 'પ્રાણેશ! આપ એટલા બધા પસ્તાઓ છો શામાટે? આપ તો મારા પ્રભુ છો અને હું આપની દાસી છું. આપે કોઈ અનુચિત કર્મ કર્યું નથી, આપ ચિન્તા ન કરશો. ઇશ્વર સૌ સારા વાનાં કરશે.' અમૃતલાલે કહ્યું:–'આ મંદવાડમાં મારા બચવાની જરાપણ આશા નહોતી, પરંતુ તારા ખરા પાતિવ્રત્ય અને ભગવદ્ભક્તિને લીધે હું કાળના મોંમાંથી બચી ગયો છું. હું તારો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે.'

કમળકુમારીએ કહ્યું.–'સ્ત્રી તો પતિની દાસી છે. મેં જે કાંઇ કર્યું છે, તે મારો ધર્મ સમજીને કર્યું છે. આપ મારી સાથે આવાં નમ્રતાનાં વચનો બોલીને મને પાપમા ન નાખશો.'

બસ, એજ દિવસથી પતિપત્ની ઘણા સુખપૂર્વક દિવસ ગાળવા લાગ્યાં. પતિને એક દિવસ ઘણા પ્રસન્ન જોઈને કમળકુમારીએ કહ્યું:–'પ્રાણનાથ! આપ અફીણ વધારે ખાઓ છો, એથી આપનું શરીર છેકજ લેવાઈ ગયું છે. આપ આજ્ઞા આપો તો હું એવો યત્ન કરૂં કે જેથી આપની અફીણની ટેવ ઓછી થઇ જાય અને આપનું કષ્ટ પણ રહે નહિ'

અમૃતલાલે પત્નીની ઈચ્છા પ્રમાણે વર્તવાનું કબૂલ કર્યું. કમળકુમારીએ અફીણની માત્રાને એક ખડીના ટુકડાથી તોળી જોઇ અને પછી રોજ એ ખડીના માપ પ્રમાણે આપવું શરૂ કર્યું; પણ એ રોજ સવારસાંજ ખડીને એક લીસોટા જેટલી ઘસીને ઓછી કરતી હતી. જેમ જેમ ખડી ઘસાતી ગઇ તેમ તેમ અફીણની માત્રા પણ ઓછી થતી ગઇ. આખરે અમૃતલાલની અફીણની ટેવ બિલકુલ છૂટી ગઇ અને એ નિરોગી બન્યો.

આ પ્રમાણે કમળકુમારીએ નિ:સ્વાર્થ પતિપ્રેમને લીધે પતિને સારા માર્ગ ઉપર આણ્યો.

# रत्न ३२३ मुं—चन्द्रप्रभा




જ્ઞાતિમાં કુલીનતાનો રિવાજ પ્રચલિત હોય છે, ત્યા માત-પિતાઓ કન્યાના સુખદુઃખનો વિચાર કર્યા વગર તેને કુળવાન ગણાતા ગમે તેવા પુરુષ સાથે પરણાવી દેવામા પોતાનુ સદ્ભાગ્ય સમજે છે એ રિવાજને લીધે કેવાં પરિણામ આવે છે, તેનુ આ એક ઉદાહરણ છે.

કાનપુરમા દેવદત્ત નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તેને એક પુત્ર હતો. તેનું નામ શિવદત્ત હતું. દેવદત્ત ઘણીજ સાધારણ સ્થિતિનો બ્રાહ્મણ હતો અને મહામુશ્કેલીએ પોતાનુ ભરણપોષણ કરતો, પરન્તુ એ પોતાની જ્ઞાતિમા કુળવાન ગણાતો હતો એટલે એના છોકરા માટે કન્યાઓની ખોટ નહોતી. આઠ વર્ષની બાળ વયમા તેના છોકરા શિવ-દત્તનું લગ્ન એક ધનવાન બ્રાહ્મણની ચન્દ્રપ્રભા નામની પદર વર્ષની કન્યા સાથે થઇ ગયું આઠ વર્ષનો વર અને પદર વર્ષની કન્યા. વાચક ! આ તે કેવું કજોડુ કહેવાય ! કન્યા નામ પ્રમાણેજ રૂપવતી હતી. તેની કાન્તિ ચદ્રમાના જેવી હતી. એ ઘણીજ બુદ્ધિશાળી અને પરમ સતી હતી. પતિવ્રતા સ્ત્રીના બધા ઉત્તમ ગુણો તેનામા હતા. એણે વિદ્યાભ્યાસ પણ સારો કર્યો હતો. તે ઉપરાત ભરવાસીવવાનુ તથા ગુથવાનુ કામ પણ એ સારી પેઠે જાણતી હતી, પરન્તુ તેના પતિ શિવદત્તના ગુણ એથી બિલકુલ ઉલટા હતા એ રગે કાળો મેશ હતો જાણે મો ઉપર કલેડુ ધર્યું હોયને ! આખ પણ તેને એક હતી અને ભણવામા તો એ કાળા અક્ષરને કુટી મારે એવો હતો. દુર્ભાગ્યે તેના લગ્ન પછી થોડાજ દિવસોમા તેનો પિતા મરી ગયો. સસરાના મૃત્યુથી ચદ્ર-પ્રભાને તો ઘણું દુઃખ થયું. તે બિચારી તો સમજી ગઇ કે મુરબ્બીના જવાથી હવે ઘરસંસારની બધી ચિન્તા અમારા ઉપર આવી પડી; પણ તેનો પતિ શિવદત્ત તો પિતાના મૃત્યુથી ઘણો પ્રસન્ન થયો એ તો સમજ્યો કે પિતાના મરી ગયાથી સાલ ગયું. શિવદત્ત બચપણથીજ ઘણો ઉદ્ધત હતો અને ભણવા-ગણવાને બદલે ચોરી કરવાનો અને જુગાર રમવાનો એણે સારો અભ્યાસ કર્યો હતો દેવદત્ત જીવતો રહ્યો ત્યાસુધી તો એણે પુત્રને એવાં દુષ્ટ કામો-માથી રોકવાને બનતો પ્રયત્ન કર્યો હતો; પરન્તુ એના મરી ગયા પછી શિવ-

દત્ત ઉપર કોઈની ધાક રહી નહિ. હવે તો એ નિર્ભય થઈને પોતાનાં દુષ્ટ કામો કરવા લાગ્યો અને થોડા સમયમા એમા પ્રવીણ થઈ ગયો. ગાંજા અને ચડસનો દમ લેવો, ચોરી કરવી અને જુગાર રમવુ, એ તેનાં રોજના નિયમિત કામ હતા. એની સાથે અસત્ય, અન્યાય અને નિર્દયતા આદિ દોષોમાં પણ તે ઉસ્તાદ બની ચૂક્યો હતો. પિતાના મરી ગયા પછી એ સ્વતંત્રપણે જ્યાં મરજીમાં આવે ત્યા જતો અને મરજીમાં આવે તે કામ કરતો. બિચારી ચન્દ્રપ્રભા પોતાના બાળક પતિની આ દશા જોઈને મનમાને મનમા ઘણીજ દુઃખી થતી. એ બિચારી તેને ઘણીએ શિખામણ આપતી; પણ એનું સાંભળે કોણ ? એ જરા બોલવા જતી તો શિવદત્ત ગાળો અને દંડાથી તેની ખબર લઇ લેતો, એટલે ચન્દ્રપ્રભા બિચારી પોતાની લાજ સાચવીને ઘરના ખુણામાંજ બેસી રહેતી.

શિવદત્ત જેમ જેમ મોટો થતો ગયો, તેમ તેમ તેના દુર્ગુણો પણ વધતા ગયા. समानशीलव्यसनेषु मैत्री એ નિયમ પ્રમાણે તેને પોતાના જેવા દુષ્ટ મિત્રો પણ મળી આવ્યા. સવારથી તે રાતના બાર વાગ્યા સુધી શિવદત્તને ત્યાં દોસ્તોની મિજલસ જામતી અને ત્યા ભાગ, ગાંજો, ચડસ વગેરે ખૂબ ઉડતાં. તે ઉપરાંત એમને મીઠાઈ અને માલમશાલા પણ ખૂબ ઉડાવવા મળતા. આ પ્રમાણે એકબે નહિ પણ લગભગ વીશેક બદમાશો રાતદિવસ શિવદત્તને ત્યાં પડયા ને પાથર્યા રહેતા અને ખૂબ મોજમજા માણતા

ચન્દ્રપ્રભાના પિતાને ત્યાંથી પહેરામણીમાં મળેલું ધન પહોચ્યું ત્યાસુધી આ બધુ ખર્ચ એમાંથી થયા કર્યું; પણ આવા આંધળા ખર્ચ આગળ એને ખટી જતાં કેટલી વાર લાગે ? રોકડ પૂંજી ખટી ગઇ એટલે ઘરેણાગાંઠાનો વારો આવ્યો. બિચારી ચન્દ્રપ્રભા એને ઘરેણાં વેચતા રોકતી તો એ દુષ્ટ તેના હાથપગ બાંધી લઈને ખૂબ મારતો. જ્યારે ઘરેણાનું પણ પાણી થઈ ચૂક્યું ત્યારે વાસણોનો વારો આવ્યો, પણ વાસણોને ખૂટતા કેટલી વાર લાગે? થોડા દિવસમાં શિવદત્તની પાસે વેચવા યોગ્ય કંઇ પણ મિલ્કત રહી નહિ હવે તો ભૂખે મરવાનો સમય આવ્યો; પણ बुभुक्षितः किं न करोति पापम् ( ભૂખ્યો આદમી કયું પાપ નથી કરતો ? ) એ નિયમ પ્રમાણે તેણે ચોરી કરવાનો આરંભ કર્યો. તેના લફંગા મિત્રોની સોબત હજુસુધી પણ છૂટી નહોતી. તેના બધા મિત્રો ચોરી, જુગાર, અસત્ય, વ્યભિચાર અને દગાબાજી વગેરેમાં પૂરા હતા; એટલે શિવદત્તનું ઘર તો એ બધા અનાચાર અ પાપોના ભંડારરૂપ બન્યું.

ચન્દ્રપ્રભા સતી સ્ત્રી હતી. પતિ તરફથી આટલું દુઃખ પડતું હતું, તોપણ એ કોઈ દિવસ પતિની નિંદા કરતી નહિ. એ ભણીગણી અને ભરવાગુંથવાના કામમાં પ્રવીણ હતી, પણ એની સામગ્રી ખરીદવા જેટલું દ્રવ્ય પણ ક્યાંથી લાવવું ? જ્યારે એને બે દિવસનો ઉપવાસ કરવો પડયો ત્યારે એણે એક પડોશણ પાસેથી બે આના ઉધાર લઈને રૂ મંગાવ્યું અને એને કાંતીને બજારમા વેચ્યું એનો જે નફો આવ્યો તેનું બીજુ રૂ મંગાવ્યું. આ પ્રમાણે તે હરરોજ રૂ કાંતીને સૂતર વેચતી અને તેના નફામાંથી એક આનાનો લોટ મંગાવીને પતિને ખવરાવતી અને પોતે એક પૈસાના ચણા ખાઈને ગુજરાન કરતી. આ પ્રમાણે કરીને થોડા દિવસમા એણે એક રૂપિયો એકઠો કર્યો અને એ રૂપિયામાથી ટોપી ભરવાનો સામાન મંગાવ્યો. આ ટોપી ઉપર એણે રેશમનું એવું સરસ ભરતકામ કર્યું કે બજારમા એ ટોપી બે રૂપિયે વેચાઈ. આ પ્રમાણે એ પોતાના પરિશ્રમથી પતિનું ને પોતાનું પેટ ભરતી. થોડા દિવસ તો શિવદત્ત ઠેકાણે રહ્યો પણ ખરાબ સોબતને લીધે પાછો એ પોતાનાં દુષ્ટ આચરણો કરવા લાગ્યો. ચન્દ્રપ્રભા રાતના બાર બાર વાગ્યા સુધી જાગીને તથા પેટે પાટો બાંધીને કમાતી, પણ આ દુષ્ટ એના બધા પૈસા પડાવી લઈને ખરાબ માર્ગે ઉડાવી દેતો.

ચન્દ્રપ્રભા ઘણીજ પતિવ્રતા હતી. પતિ તરફથી આટલું બધું દુ.ખ પડતું હતું પણ એ કદિ પરાયા પુરુષ તરફ જોતી નહોતી. એ પોતાના પતિના દુરાચારી લંગોટીઆ દોસ્તદારોથી ઘણું બીતી હતી. એ દુષ્ટ બદમાસોમાથી કોઈની નજર એના ઉપર પડશે તો એનું સતીત્વ ભ્રષ્ટ થશે, એવી તેને શંકા રહેતી. એટલા માટે એ પોતાના ઓરડામા કમાડ બંધ કરીને બેસી રહેતી અને કદિ એમના દેખતાં બહાર નહોતી આવતી, પરન્તુ દુષ્ટ માણસોથી બચવું ઘણું મુશ્કેલ છે. શિવદત્તના મિત્રોમા તેજુ નામનો એક સોની હતો. એ ઘણોજ લંપટ, વ્યભિચારી અને પ્રપંચી હતો એક દિવસ કાંઈ કામનું બહાનું કહાડીને એ ઘરની અંદર ચાલ્યો ગયો અને ચન્દ્રપ્રભાના ઓરડામા પેસી ગયો. ત્યા શરદ્પૂર્ણિમાના ચન્દ્ર જેવી ચન્દ્રપ્રભાનું સૌન્દર્ય જોઈને એ સ્તબ્ધ થઈ ગયો અને પ્રેમની વાતો કહીને એને લલચાવવા લાગ્યો, પણ ચન્દ્રપ્રભાએ તેને ઉત્તર આપવાને બદલે એક એવો તો જબરો ધક્કો માર્યો કે તેજુ બહાર જઈને પડયો. ચન્દ્રપ્રભાએ તરતજ કમાડ બંધ કરી દીધાં. આથી તો એ સોનીને ઘણી શરમ આવી અને ક્રોધને લીધે લાલચોળ આંખો કરીને બબ-

કવા લાગ્યો. થોડી વારમાં એણે ચન્દ્રપ્રભા ઉપર વેર લેવા માટે કોઇ બીજા પુરુષની તરફથી ચન્દ્રપ્રભાના નામનો એક બનાવટી કાગળ લખાવ્યો અને એ પત્ર શિવદત્તના હાથમા મૂકીને કહ્યું:–' હું હમણાં ઘેરથી આવતો હતો એટલામા રસ્તામાંથી આ પત્ર મળ્યો.'

બસ પછી શું જોઈતું હતું? શિવદત્તમા એટલી અક્કલ કયા હતી કે એ લાંબો ટુંકો વિચાર કરે. પત્ર વાંચતાંવારજ એ ક્રોધથી ગાડા જેવો થઈ ગયો અને ચન્દ્રપ્રભાના ઓરડા તરફ ગયો. ચન્દ્રપ્રભા બેઠી બેઠી એક મોજાંની જોડ ગુંથી રહી હતી. એકાએક પતિએ કમાડ ઠોકયાં એટલે એણે ઉઠીને બારણાં ઉઘાડયાં અને ભયથી કાપતે કાપતે કહ્યું:–'પ્રાણનાથ ! આજ આપ.... .......' બસ, એ બિચારી પોતાનું વાકય પૂરૂં પણ ન કરી શકી એટલામા તો દુષ્ટ શિવદત્તે એક તલવાર તેની ગરદન ઉપર એવી મારી કે એ તરતજ મરણતોલ થઇ ગઇ. તેના ઘામાથી લોહીની નદી વહેવા લાગી. દુષ્ટ શિવદત્ત તો લોહીથી ખરડાયેલી તલવારને ત્યાંજ ફેંકી દઈને ઓરડાનું બારણું બંધ કરીને પોતાની બેઠકમાં જઈ બેઠો અને જાણે કે કાંઇ પણ બન્યુ ન હોય તેમ પોતાના સોબતીઓની સાથે બેસીને ગપ્પા મારવા લાગ્યો.

પરન્તુ પાપ કોઈ દહાડો છાનું રહેતુ નથી. ચન્દ્રપ્રભાના ઘામાથી નીકળતું લોહી મોરીમાં થઇને બહાર નીકળ્યું ત્યારે પાડોશીઓને શક પડયો અને તેમણે પોલીસને ખબર આપી. તરતજ કોટવાલે આવીને ઘરની ઝડતી લીધી અને શિવદત્તને તેના બધા મિત્રો સાથે પકડી લીધો. ચન્દ્રપ્રભાના દેહમા એ વખતે પ્રાણ હતો. મરવામા એને હજુ બેચાર મિનિટનો વિલંબ હતો. પોલીસે તેની પાસે જઈને તેને મારનારનું નામ પૂછયું, તો એણે કહ્યું.–'હું અહિંયા સૂઇ રહી હતી અને ખીંટી ઉપર તલવાર લટકી રહી હતી. અકસ્માત્ એ મારા ઉપર પડી અને ...........' એટલું બોલતા બોલતાંમા તો એનો પ્રાણ જતો રહ્યો. એણે મરતે મરતે પણ પોતાના દુષ્ટ પતિને બચાવવાનો યત્ન કર્યો. હિંદુ અબળા ! ધન્ય છે તારી પતિભકિતને ! !

# रत्न २३४ मुं—“ब्राह्मणी” संन्यासिनी



એક પરમવિદુષી, તત્વજ્ઞાની અને ધર્મપરાયણા સન્નારી હતી. એનું નામ તથા જીવનવૃત્તાંત મળી આવતું નથી પરન્તુ શ્રીરામકૃષ્ણ પરમહંસ દેવનું જીવનચરિત્ર વાચતા એ પરમ સાધ્વીનો કાંઈક પરિચય આપણને મળી આવે છે

એક દિવસ પ્રાતઃકાળે છૂટા વાળવાળી અને ગેરવાં વસ્ત્ર ધારણ કરનારી એક યુવતી સંન્યાસિનીને પરમહંસદેવે ગંગાને કાંઠે ઉભેલી જોઈ. જોતાવારજ પરમહંસદેવને તેને માટે ભક્તિ ઉત્પન્ન થઈ અને તેમણે પોતાના ભક્ત હૃદયનાથને તેને બોલાવવા સારૂ મોકલ્યો. હૃદયનાથને ગુરુની આજ્ઞા સાંભળીને ઘણું આશ્ચર્ય થયું, કેમકે એમની આગળ અમસ્થું પણ સ્ત્રીનું નામ દેવાઈ જાય તો તેઓ ચીઢાઈ જતા; આમ છતાં પરમહંસદેવની આજ્ઞા થતાંવાર તે તરતજ એ યુવતીની પાસે ગયો અને તેને એમની પાસે તેડી લાવ્યો. એ યુવતી 'બ્રાહ્મણી'ના નામથીજ ઓળખાતી હતી બ્રાહ્મણીને જોતાવારજ પરમહંસદેવે તેને 'મા' કહીને બોલાવી અને પોતે ભક્તિભાવમાં નિમગ્ન થઈ ગયા.

એ સંન્યાસિનીમાં અસાધારણ સદ્‌ગુણ હતા. હિંદુ સ્ત્રીઓમાં એના જેવી સ્ત્રીઓ ઘણી થોડી હશે. સંસ્કૃતભાષામાં એ એટલી બધી પ્રવીણ હતી, કે એ સમયના ધુરંધર પંડિતો વૈષ્ણવચરણ અને પૂર્ણાનંદ વગેરે તેની વિદ્વત્તા જોઇને છક થઈ ગયા હતા. હિંદુધર્મના બધા ગ્રંથો એને કંઠસ્થ હતા. એનું જ્ઞાન કેવળ પોપટિયું જ્ઞાન નહોતું, પણ સાધનાદ્વારા એણે એ જ્ઞાન ઉપર કાબૂ પણ મેળવ્યો હતો. વેદ, વેદાન્ત, ગીતા, તંત્ર અને વૈષ્ણવગ્રંથો ઉપર તેનો સંપૂર્ણ અધિકાર હતો. એ ગ્રંથમાંના ગુહ્યતત્ત્વો એ બહુજ સારી પેઠે સમજી અને સમજાવી શકતી એટલુંજ; નહિ પણ નવરસિક, પંચનામી, બાઉલ, વગેરે પંથવાળાઓની આધુનિક સાધનાપદ્ધતિઓથી પણ એ વાકેફ હતી.

પરમહંસદેવ ઇશ્વરભક્તિમાં લીન થઈને ભાવસમાધિમાં આવી જતા ત્યારે ઘણા લોકો એમ માનતા કે એમને હિસ્ટિરિયા અથવા એવો કોઈ વાયુ રોગ છે. 'બ્રાહ્મણી'એ તેમની અવસ્થા અને ભાવને તપાસીને જણાવ્યું હતું કે એ વાઇ પણ ન હોય અને હિસ્ટિરિયા પણ ન હોય. આ તો એ મહાન સાધુનો મહાભાવ છે.

બ્રાહ્મણીને મુખે એ વાત સાંભળીને બધાને આશ્ચર્ય લાગ્યું, કેમકે ભાવ

અને 'મહાભાવ' શું તે ગૌરાંગસંપ્રદાયના વૈષ્ણવો સિવાય કોઈ જાણતું નહોતું. વૈષ્ણવચરણ આદિ પ્રસિદ્ધ વિદ્વાનોએ પણ પરમહંસદેવને તપાસીને એજ અભિપ્રાય આપ્યો ત્યારેજ લોકોને ખબર પડી કે 'બ્રાહ્મણી'નો અનુભવ કેટલો વિશાળ છે!

બ્રાહ્મણી પરમહંસદેવની પાસે બાર વર્ષ સુધી રહી હતી. પરમહંસદેવ તેની પાસેથી તંત્રોક્ત સાધન કરતાં શીખ્યા હતા. એ સ્ત્રીને તંત્રશાસ્ત્રોની અઘરામાં અઘરી બધી પ્રક્રિયાઓ આવડતી હતી.

# रत्न ३३५ मुं—मल्लीबाइ*



મારવાડમાં મલ્લીબાઈ નામની એક પંડિતા થઈ ગઈ છે. એ બાઈ જાતે શ્રીમાળી બ્રાહ્મણ હતી અને તેનો નિવાસ સોજતમાં હતો. મારવાડના શહેરોમાં જે ભાગમાં શ્રીમાળી બ્રાહ્મણો રહેતા હોય તે ભાગને બ્રહ્મપુરી કહેવામાં આવે છે. સોજતમાં એવી બે બ્રહ્મપુરી છે, જેમાંની મોટી બ્રહ્મપુરીમાં આ બાઈના પિતા જેઠમલજીનું ઘર હતું. આ બ્રહ્મપુરીમાં બસેં યજુર્વેદી શ્રીમાળીઓના ઘર છે. એ લોકો ઋગ્વેદી કે સામવેદી શ્રીમાળીઓને પોતાની પાસે રહેવા દેતા નથી.

જેઠમલજી મોટા વેદપાઠી અને મહા પંડિત હતા. તેમના પુત્ર રામલાલ પણ તેવાજ હતા. હાલમાં તો એ બંને જણ આ અસાર સંસારને છોડી ગયા છે. સાંપ્રતમાં રામલાલના દત્તક પુત્ર નરોત્તમ હયાત છે. જો કે તે એમના બાપદાદાના જેવા કે એમની ફોઈ મલ્લીબાઈના જેવા, સમર્થ પંડિત તો નથી; પરંતુ જ્યોતિષ અને વ્યાકરણનું સામાન્ય જ્ઞાન ધરાવે છે.

મલ્લીબાઈનો વિવાહ પાલીનગરના એક કુટુંબમાં થયો હતો; પરંતુ દુર્ભાગ્યથી એ બાઈનું લગ્ન થયું તેજ વર્ષમાં એ બાઈ વિધવા થઈ. વૈધવ્ય પ્રાપ્ત થયા પછી તે પિતાને ઘેર આવી અને ફરીથી સાસરે ગઈ નહિ. પિતાને ત્યાં આવી તેમની પાસે વિદ્યાભ્યાસ કરવા લાગી અને થોડા વખતમાં સારૂં જ્ઞાન સંપાદન કરી કથા વાંચવા લાગી. કથા વાંચતી હતી, પરંતુ કદિ તે ગાદીપર બેસતી નહોતી.

* "બ્રહ્મેશ્વર સમાચાર" માંથી જોધપુર રાજ્યના એક અધિકારી મુન્શી દેવીપ્રસાદજીના લેખનો અનુવાદ.

તે કહેતી કે એ તો વ્યાસની ગાદી છે, તો તેનાપર હું કેમ બેસું ? જો કે શ્રીમાળી બ્રાહ્મણો, એ ગાદીને વ્યાસની ગાદી માનતા નથી; પણ સરસ્વતીની ગાદી માને છે અને તેથી તે લોકો તેને આગ્રહ કરતા, તોપણ આ બાઈ ગાદીપર બેસતી નહિ. વળી કથામાં જે કંઇ ભેટ આવતી તે પણ તે પુણ્ય કાર્યમા ખર્ચી નાખતી મુન્શી દેવીપ્રસાદજી એના સબંધમાં લખે છે કે:–

"સંવત્ ૧૯૪૪ મા હું જ્યારે જોધપુર તાબાના બહારનાં ગામોની કચેરીઓની તપાસ કરતો કરતો સોજત પહોંચ્યો, ત્યારે ત્યાંના પંડિતોવિષે પડપૂછ કરતા માલમ પડયું કે, અહીં એક સ્ત્રી પણ સંસ્કૃત ભણેલી છે. મેં તેમને મળવાને બોલાવ્યા ત્યારે તે મલ્લીબાઇ પોતાના ભાઇની સાથે જૂદાજ વેષમા આવ્યા. ધોતીઉ પહેર્યું હતું અને નીચું અંગરખું પહેરેલું હતું વળી માથાપર લાલ કસુંબી પાઘડી પહેરેલી અને બગલમાં એક પોથી હતી મે ઉઠીને પ્રણામ કર્યા અને આસન આપ્યું. એ બાઈએ પ્રથમ તો કેટલાક શ્લોકોથી મને આશીર્વાદ દીધો એને પછી પેલી પોથી ભેટ આપી પોથી ભેટ આપતા કહ્યુ કે આને છપાવી દો. સ્ત્રીઓને વાંચવાને આ પુસ્તક રચેલું છે. મેં જોયું તો પુસ્તક સસ્કૃતમા લખેલુ હતું અને તેથી તેમાંના કેટલાક પ્રકરણ તેમની પાસે વંચાવ્યા તો તેમા સ્મૃતિઓ અને પુરાણોના શ્લોકોના પ્રમાણથી બાળપણથી આરભીને સતી થવા સુધીના, સ્ત્રીધર્મના અનેક કર્તવ્યો ઉપદેશેલાં હતા. ઠેકાણે ઠેકાણે સ્ત્રીઓના ગુણદોષ દર્શાવતા શ્લોકો પણ હતા શ્લોકો સરળ અને શીખવા જેવા હતા. એક શ્લોક એવા આશયનો હતો કે, સ્ત્રીના સર્વ અગ કોમળ છે પણ હૃદય તો પથ્થરને પણ ટકોર મારે એવું છે. બીજા એક શ્લોકમાં એવું હતું કે એની બુદ્ધિ પથ્થર જેવી સ્થૂળ અને જીભ તરવાર કરતા પણ તીક્ષ્ણ હોય છે."

"મલ્લીબાઈનું બોલવું રુચિકર હતું. મે તેમની વિદ્યા અને પુસ્તકની પ્રશંસા કરી. આ પરિશ્રમ માટે ધન્યવાદ દીધો. પછી કહ્યું કે અગ્રેજી રાજ્યમા સતી થવાનો ચાલ બધ પડેલો છે, માટે જો એ પ્રકરણ બાદ કરીએ તો આને છપાવવામા કાંઈ અડચણ નથી. તેમના ભાઇએ પણ એ વાતને અનુમોદન આપ્યું, ત્યા તો બાઇએ પુસ્તક ઉઠાવી લીધુ અને કહ્યું કે 'સુધારીને મોકલીશ.' સંભવ છે કે, વખતે બાઇને સતીધર્મને કાઢી નાખવાનું ઉચિત નહિ ભાસ્યું હોય."

હાલ મલ્લીબાઈ સ્વર્ગવાસી થઇ છે. તેનું નાશવાન શરીર આ દુનિયામાં નથી જેથી તેનું નામ સાહિત્યસ સારમા રહેવા માટે આ વૃત્તાંત પ્રકટ કર્યું છે.

# रत्न २३६ मुं—गौरदासी



સન્નારીઓ પૂજ્યપાદ શ્રીરામકૃષ્ણ પરમહંસદેવના અધિક સમાગમમા આવીને તેમની કૃપા અને આદરને પાત્ર બની હતી તેમાની એક મુખ્ય ગૌરદાસી હતી. લોકો એમને ' ગૌરીમા ' નામથી વધારે ઓળખતાં. એ એક બ્રાહ્મણકન્યા હતાં. બાલ્યાવસ્થામાંથી પાર ઉતરતાં વારજ તેમના હૃદયમા પરમાર્થતત્ત્વસંબંધી સૂક્ષ્મભાવ ઉત્પન્ન થવા લાગ્યો હતો. પરણીને સાસરે ગયા પછી પૂજાપાઠ અને ભજનકીર્તનમા એમનો વખત જતો.વિષયાસક્ત ટુંકી બુદ્ધિના પુરુષો પોતાની સ્ત્રીને સંન્યાસિની થએલી જોવી ક્યારે પસંદ કરે છે?એમનો પતિ એથી ઘણો નારાજ રહેવા લાગ્યો અને મેણા તથા કટુ વચનોથી એમને સંતાપવા લાગ્યો, એથી કંટાળીને એક રાત્રે પહેર્યે લુગડે એ ઘરમાંથી નીકળી પડયા અને વિચરતા વિચરતાં નવદ્વીપમાં એક વૈષ્ણવની પાસે જઈ પહોંચ્યા, અને ત્યાંજ એમની પાસે દીક્ષા લઈને ગૌરદાસી નામ ધારણ કર્યું. વૈષ્ણવમંત્રથી દીક્ષા લીધા પછી એ બળરામબાબુના ઘરમા અને કદિ કદિ વૃન્દાવનમા એમની કુંજમાં રહેતા. એજ સમયમાં પરમહસદેવ સાથે એમનો મેળાપ થયો. એ પરમહંસદેવને ગૌરાંગના અવતારરૂપ ગણતાં અને એજ પ્રમાણે એમનાપ્રત્યે ભક્તિ દાખવતા. પરમહંસદેવના ભકતોપ્રત્યે પણ એમને વાત્સલ્યભાવ હતો. માલપુડા અને બીજાં પકવાન્ન તે પોતાને હાથે બનાવીને દક્ષિણેશ્વર લઈ જતા. ભક્તો પેટભરીને એ મહાપ્રસાદ જમતા.

એમની પ્રેમભક્તિ દર્શાવનારો એક પ્રસંગ રામકૃષ્ણદેવના જીવનમાં નોંધાયેલો છે. એક દિવસ કેટલાક ભકતો એકઠા થયા હતા. મધ્યાન્હકાળે ગૌરીમાતાએ પોતાને હાથે રસોઈ કરીને પરમહસદેવને ભોજન પીરસ્યું. ત્યાર પછી પરમહંસદેવ ભકત કેદારનાથ ચટ્ટોપાધ્યાય સાથે તેમનો પરિચય કરાવ્યો. કેદારબાબુએ 'માતા' શબ્દથી સંબોધન કરીને વિનયપૂર્વક તેમને પ્રણામ કર્યા. એમણે પણ કેદારબાબુને પ્રણામ કર્યા. બન્નેએ એકબીજાને પ્રણામ કર્યા પછી ચાર આંખ મળતાં ઉભયનાં નયનોમાથી અશ્રુધારા વહેવા લાગી અને એ પ્રેમાશ્રુથી એમની છાતી ભીંજાઇ ગઇ. પરમહંસદેવે એ સમયે બેએક શ્વાસ ખાધા હતા. ગૌરી માતા અને કેદારબાબુને પ્રભુભક્તિના

આવેશમાં આવેલાં જોઈને એ પણ મસ્ત બની જઈને ભોજનનો પરિત્યાગ કરીને ઉભા થઈ ગયા બીજા બધા ભકતો પણ પ્રેમભક્તિના આવેશમાં ગાંડા જેવા થઇ ગયા. એ આખા ઘરમા પ્રેમભક્તિની લહેરો ઉછળવા લાગી. કેટલાકને મૂર્છા આવી. કેટલાક પ્રેમાવેશમા 'જય રામકૃષ્ણકી જય' બોલતા નાચવાકૂદવા લાગ્યા. ગૌરીમાતા પ્રેમાવેશમાં ખિચડીનો પ્રસાદ ભકતોના મુખમાં આપવા લાગ્યા; પણ સફળ થયા નહિ એમના હાથમાંનું અન્ન હાથમાજ રહ્યુ અને એ જડ બની ગયાં. ચારે તરફ લોકો અવાક્ થઈને ઉભા રહ્યા. થોડીવાર પછી પરમહંસદેવે બધાની છાતીએ હાથ ફેરવીને ભકતોને શુદ્ધિમાં આણ્યા

ટુંકામા એ કે ગારીમાતા એક પરમ ભક્તિમતી નારી હતા. એમના ચરિત્રનો અધિક વૃત્તાંત અમને પ્રાપ્ત થયો નથી.

# रत्न ३३७ मुं–दयाबाइ



સાધુ ચરણદાસની શિષ્યા અને સહજોબાઈની ગુરુબેન હતી. એ ચરણદાસનીજ ન્યાતની–અર્થાત્ દુસરજાતિની હતી અને ચરણદાસજીનાજ જન્મસ્થાન મેવાડના ડેહરા નામના ગામમાં એનો પણ જન્મ થયો હતો. ત્યાથી એ પોતાના ગુરુજીની સાથે દિલ્હી આવી હતી અને પ્રભુભક્તિમા જીવન ગાળતી હતી. દિલ્હીમાજ એનો દેહાન્ત થયો.

સંવત ૧૮૧૮ મા એણે પોતાનો પ્રથમ ગ્રંથ દયાબોધ રચ્યો હતો. સહજોબાઇની પેઠે એણે પણ ગુરુ ચરણદાસજીનો મહિમા બહુ ગાયો છે. એમની કવિતા ઘણી મધુર અને પ્રેમયુક્ત છે. દયાબોધમાથી થોડાક પદ નીચે ઉતારીએ છીએ

" જો પગ ધરત સો દૃઢ ધરત, પગ પાછે નહિ દેત,<br>
અહંકારકૂં મારકરિ, રામ રૂપ જસ લેત. (૧)<br>
બૌરી હવૈ ચિતવત ફિરૂં, હરિ આવે કેહિ ઓર,<br>
છિન ઉઠું છિન ગિરિ પરૂં, રામ દુખી મન મોર (૨)<br>
પ્રેમપુંજ પ્રકટે જહા, તહાં પ્રગટ હરિ હોય,<br>
દયા દયા કરિ દેત હ, શ્રીહરિ દર્શન સોય. (૩)

'દયાકુંવરિ' યા જગતમેં, નહિ રહ્યો થિર કોય;
જૈસો વાસ સરાય કો, તૈસો યહજગ હોય. (૪)
તાત માત તુમરે ગયે, તુમ ભી ભયે તયાર;
આજ કાલમેં તુમ ચલો, દયા હોહુ હુસયાર. (૫)
બડો પેટ હૈ કાલકો, નેક ન કરૈ અઘાય;
રાજા રાના છત્રપતિ, સબકુ લીલે જાય. (૬)
દુખ તજિ સુખકી ચાહ નહિં, નહિ બૈકુંઠ બેવાન;
ચરન કમલ ચિત ચહત હો, મોહિ તુમારી આન. (૭)
સાધ સંગ સુખમે બડો, જો કરિ જાને કોય;
આધો છિન સતસંગકી, કલમખ ડારે ખોય. (૮)

# रत्न ३३८ मुं—जनीबाइ



એ સન્નારી આજથી લગભગ દોઢસો વર્ષ ઉપર થઈ ગયેલી શાક્ત કવયિત્રી હતી.

પોતાના ધર્મમાં--પંથમાં--રસમાં તરબોળ થઈ જવાથી પોતાનું વ્યક્તિત્વ ભૂલી ગયેલી આ બાઇને લોકો પોતાનું નામ જાણે એનીએ તમા નથી જણાતી. એમણે પોતાની બધી હિન્દી તેમજ ગુજરાતી કવિતા કાલ્પનિક નામ—તખલ્લુસથી લખી છે, એટલે આપણે નછૂટકે એમનું ખરૂં નામ જાણ્યા વગર માત્ર તખલ્લુસથીજ સંતોષાવું પડે છે. વૈષ્ણવાદિ સંપ્રદાયોમા જે શ્રીહરિના ખાસ અનન્ય ભક્ત હોય તે ' જન ' કહેવાય છે. તેમને ' નિજ જન ' પણ કહે છે. આ બાઈએ એજ શબ્દને સ્રીજાતનો બનાવી તેને પોતાના તખલ્લુસતરીકે વાપર્યો છે. પોતાની સઘળી કવિતામા અંતે ' જની' એટલુંજ પોતાને માટે કહે છે. આ બાબતમાં બીજું પણ કહેવાનું છે. જનીબાઇ એવું સ્રીઓનું નામ પાડવામાં પણ આવે છે. એટલે 'જની' એ માત્ર તખલ્લુસ છે કે એમનું ખરૂં નામ છે એ વિશેષ પૂરાવાના અભાવે સંદિગ્ધજ રહે છે.

આ બાઇની કવિતાનાં ત્રણ પુસ્તકો પ્રાપ્ત થયાં છે.

'જની'ને શક્તિની ઉપાસના હતી. શાક્ત આગમમાં ઘણા પંથો છે, તેમાંથી

જો કે કયા કયા પંથ એ વખતે ગુજરાતમાં ખાસ પ્રચલિત હતા તે કહેવુ સહેલું નથી, પણ એટલું તો ખરૂં છે કે, અંગ્રેજી રાજ્યની પૂર્વેના અને તેના પ્રભાતના સમયોમા ગુજરાતમાં એક કાળે શાક્ત પંથ બહુ પ્રચલિત હતો. અમદાવાદમાં પણ કાકરિયાની પાસે આવેલી એક રમણીય એકાન્ત જગામા તે કાળે શાક્તોને મળવાનુ સ્થાન હતુ. બ્રાહ્મણ, વાણીઆ, ક્ષત્રિ, તેમજ ઇતર વર્ણના અને બીજા ધર્મ પાળનારાઓ જેઓ જાહેરમા એકબીજાનો છાંટો ઉડયાથી વટલાય અને અભડાય તેઓ બધા ત્યાં એકઠા થતા. આ બધા પંથો અને મંડળો અનીતિવાન હતાં એમ નથી, તેમજ આ બધામા કાંઇએ વખોડવા જેવુ નહોતુ, એમ પણ નથી.

'જની' એ જો કે પોતાની કવિતામા પોતાને માટે કશું કર્યું નથી, પણ પોતાના ગુરુદેવનું જન્મથી માંડીને મરણસુધીનુ જીવનચરિત્ર રસભર્યું વર્ણવ્યું છે. સુભાગ્યે એની કવિતામાં 'નાથજી પ્રાગટય' નામનું કેટલાક પદોનું નાનુ કાવ્ય મળી આવ્યું છે, જેથી 'નાથ' ગુરુની હકીકત સાલવાર મળી આવે છે.

જનીના ગુરુ 'મીઠુ' એક અલૌકિક પુરુષ હતા વેદાભ્યાસ અને ગૃહસ્થાશ્રમધર્મ પાળ્યા પછી એ હિંદુઓના સર્વ ધર્મોમા પવિત્ર અને પ્રથમ મનાયલા કાશીક્ષેત્રમા ગયા હતા. શાસ્ત્રાભ્યાસ અને મનનથી શાન્તિ ન મળવાથી ભગવતી જાહ્નવીના પુનીતતટ ઉપર આવેલી વિંધ્યની એક ગુહામાં તેમણે અષ્ટભુજાની ભક્તિ અને ધ્યાનનો આરંભ કર્યો તેઓ અન્નજળ ત્યાગીને દઢાસન વાળી ધ્યાન નિમગ્ન થયા. એમ કરતા અગિયાર દિવસ વહી ગયા. બારમે દિવસે મધ્યરાત્રિએ 'શ્રીનાથ' 'શ્રીપુરના સ્વામી' શિવ પોતે જળહળતી જ્યોતિરૂપે પ્રગટ થયા એમનો સાક્ષાત્કાર થયો. ગુરુજીનાં જ્ઞાનચક્ષુ ખુલી ગયાં અને પોતે પોતાને ઓળખ્યા. અદ્વૈતવાદની આ દીક્ષા મળ્યા પછી ગુરુજીએ વાનપ્રસ્થાશ્રમના કમંડળ, મૃગચર્મ વગેરે સાધનોને વિદાયગીરી આપી અને પોતે પોતાને ગામ —મહિસા—પુનઃ પધાર્યા. ત્યાં આવ્યા બાદ એમણે સ્વસ્ત્રી સાથે પાછું ગૃહસૂત્ર આરંભી લોકોને રસશાસ્ત્રનો બોધ કરી નવું મંડળ સ્થાપ્યુ અને પોતાનો પંથ ચલાવ્યો. એ આજુબાજુના ગામોમા પણ પધારી ત્યા દીક્ષા આપી મંડળ સ્થાપતા તથા ઓચ્છવ કરતા. ધીરે ધીરે એમનું ભક્ત મંડળ ખુબ વિસ્તાર પામ્યુ. 'જની' પોતે પણ પોતાનો મૂળ ધર્મ ત્યાગી શ્રીનાથને શરણે જઇ એમના મંડળમાં મળી હતી.

જનીનો જન્મ ક્યારે થયો તે જણાતું નથી. એની કવિતામાંથી સંવત ૧૮૪૭ મા એના ગુરુ મહારાજ સ્વધામ ગયા, સંવત ૧૮૫૭ માં ગુરુએ એને દર્શન દીધું, સંવત ૧૮૫૮ મા એણે 'નવનાયકા વર્ણન' નામનું કાવ્ય લખ્યુ, સંવત ૧૮૬૦ માં એને યુગલરૂપ દર્શન થયું અને સંવત ૧૮૬૮ માં એને શ્રીબાલા દર્શન થયું અને પોતે સંવત ૧૮૬૮ ના પોષ વદ તેરસ અને રવિવારને દિવસે રશ્મિરૂપે ભળી ગયાં–મરણ પામ્યા;એટલી સાલવારી નીકળે છે.

જનીના ગુરુ મીઠુ મહારાજ વિદ્વાન હતા. એમણે પણ ગુજરાતીમાં, હિંદીમા અને સંસ્કૃતમાં ગ્રંથો લખ્યા છે.

જનીની કવિતાનો સ્વાદ લેતા પૂર્વે શાક્ત આગમની કેટલીક બાબતોનું સ્પષ્ટીકરણ આવશ્યક છે. એમની કવિતામાં ઠેકાણે ઠેકાણે અજપા, અર્ધનારીશ્વર, અકુળ, અંતન્યઝિ, આનંદ, ઉન્મની, કામકલા, ગુરુ, ચિંતામણિ, તત્ત્વ, નાદ, પંચબાણ, માયા, બાલા, ભૈરવ, ભૈરવી, નિત્યા, માતૃકા, શ્રીચંદ્ર, શ્રીપુર, શક્તિ, સામરસ્ય એવા એવા શબ્દો ઉભરાઇ આવે છે; તેમજ એમની કવિતા પોતાના ધર્મને અંગેજ લખાઇ છે. શાક્ત શાસ્રમાં ઘણા શબ્દો મૂળ અર્થમા નહિ પણ સાંકેતિક અર્થમાં વપરાય છે, માટે 'જની'ની કવિતા સમજવા સારૂ એ શાસ્રની કેટલીક પરિભાષા જાણવી ઇષ્ટ છે, એટલુંજ નહિ પણ આવશ્યક છે.

શાક્ત શાસ્રમાં છત્રીશ તત્ત્વો સ્વીકારાયલા છે. બધા તત્ત્વોના ત્રણ વ્યુહ પાડવામાં આવે છે; જેમકે શિવવ્યૂહ, વિદ્યાવ્યૂહ અને આત્મવ્યૂહ. શુદ્ધ, મિશ્ર અને અશુદ્ધ એવી ત્રણ અધ્વા કલ્પવામાં આવી છે અને દરેક અધ્વામાં અમુક અમુક તત્ત્વો આવેલા છે. ૧૨ થી ૩૬ તત્ત્વો સાંખ્યદર્શનમાં મનાય છે તેજ છે અને તેમને આ શાકતદર્શનમા સ્વીકાર્યાં છે. એ તત્ત્વોમાં ક્ષેત્રજ્ઞ જીવનું સઘળું સાંસારિક સ્વરૂપ સમાય છે.

શાક્તદર્શનનો સિદ્ધાન્ત અદ્વૈત છે, એટલે શિવ અને શાક્ત ભિન્ન પદાર્થ નથી, પણ ભિન્ન દૃષ્ટિબિંદુથી ભિન્ન દેખાય છે; પરંતુ જે દેખાય છે તે તદ્દન શૂન્ય નથી. તેમ જીવે ઉભી કરેલી માયાથી ઉપજેલો ભ્રમ પણ નથી; પરંતુ મૂળ શિવતત્ત્વની (ચેતનની) અસ્વંદ અને સ્વચ્છ કળાઓ છે. શાક્તશાસ્રના બારીક વિવેચનમા ન ઉતરતાં અમે જનીબાઇની કવિતાના થોડાક નમુના આપી આ ચરિત્ર સમાપ્ત કરીશું.

પ્રથમ જનીના નાથજીપ્રાગટ્યસબધે કહીશું. 'જની'ના ગુરુ મહીકાંઠા એજન્સીના મહીસામા જન્મ્યા હતા; પણ જની કહે છે કે મહીસામાં જન્મ્યા પૂર્વે નાથજી શિવરૂપે શ્રીનગરમા અખડ રાસ ખેલતા હતા.*

"ધન્ય ધન્ય 'શ્રીનગર' સોહામણું, ધન્ય ધન્ય શ્રીજીનો વેશ રે;
નિત્ય પ્રત્યેરે આનંદમા, નાથજી ખેલે છે રાસ રે.
રાસ અખડમાં ખેલતા, મન થયો સહુને ઉલ્લાસ રે;
પ્રેમે પિઉજી શું જાચીઉ, દેખાડો દ્વૈતનો રાસ રે.
વચન સુણી વનિતા તણા, બોલીયા પોતે શ્રી નાથ રે,
એહ મનોરથ માગીઓ, સાભળો સખીઓનો સાથ રે.
ભ્રષ્ટ બ્રહ્માડની ભૂમિકા, જે પર માયાની છાંય રે;
નિરખતામા જ્ઞાન તત્ક્ષણ જશે, સંકટ સર્વને થાય રે.
શિક્ષા કરૂં છું હું સર્વને, સમરજો શ્રીપુરનો રાય રે,
અશે કરી સહુ અવતરો, આવી કરીશ હું સાય રે.
સુરલોકે બહુ અવતરી, જૂજવી પામ્યા છે કાય રે,
વચન પોતાતણું પાળવા, મનમા કીધી ઇચ્છાય રે.
મૃત્યુલોકે રે પ્રગટ થવા, સર્વનું કરવાને કામ રે,
'જની' રે દાસી નિત્ય પ્રણમી, સર્વદા સેવે નિષ્કામ રે."

* * * * *

"મન વિચાર કરી ગુરુ રાય, સાધન કરવા ત્યાથી રે જાય;
વિંધ્યા ધરણીધર ઉત્તમ દરી ધ્યાન, ધરે ને મનને વશ કરી.
અષ્ટ ભુજા દેવીને પાસ, ગગાતીર કર્યો રે નિવાસ;
શ્રી નાથજી કેરૂં ચિંતન કરે, દિવસથી દિવસ નિસરે.
અન્નજળનો લીધો છે નેમ, સમરે પ્રભુને આણી પ્રેમ,
અહોરાત્ર એકાદશ થયા, શ્રીનાથજીને આવી દયા.
દ્વાદશી રાત્રી મધ્ય ગઇ, જળહળ જ્યોતિ પ્રગટજ થઈ;
દશ્ય થયુ સ્વસ્વરૂપજ તણું, જાણ્યું સકળ જગત સમણું;
મસ્તક ઉપર મૂકયો હાથ, પોતે બોલ્યા ત્યા શ્રીનાથ.

* એ વિષય ઉપરના અધિક વિવરણ માટે જુઓ, રા રા. ડાહ્યાભાઈ પીતાબરદાસ દેરાસરીએ છઠ્ઠી ગુજરાતી સાહિત્યપરિષદમા વાંચેલો 'જનીબાઇનો નિબંધ.'

મારૂં રૂપ તે તાહરૂં રૂપ, અદ્વૈતમાં અનેક સ્વરૂપ.
શ્રી નગરીનો નિરખો રાસ, સ્વસ્વરૂપ તણો પ્રકાશ;
અંતર આત્માના ભાગીઆ, સ્વસ્વરૂપ થકી જાગીઆ.
જેવું કીડું તેવું ધારીઉં, પ્રારબ્ધ ઉપર મન આવીઉં;
હંસલીઓનું કરવા કામ, મૃત્યુ લોકે કીધો વિશ્રામ.
અકળ લીલા શ્રીનાથજી તણી 'જની' દાસી શુદ્ધભાવે ભણી. "

* * *

સ્વશક્તિ પોતાની રે પોતાની તે વાસના રે,
નિત્ય કરે સ્વ સ્વામીની સેવ;
શક્તિને તો સ્વામી રે સ્વામીને સ્વામીની રે,
એક જાણો અવર બીજો નથી દેવ.
શુદ્ધ વાસનામાં રે વિકાર માયા તણો રે,
સ્વ સ્વામીને માને પોતાનો જીવ;
વિકાર માયાનો રે મટે જ્યારે મધ્યથી રે,
ત્યારે ભાસે સ્વ સ્વામીને તે શિવ.
અવિદ્યા મટીને રે શુદ્ધ વાસના થઇ રે,
શુદ્ધ થયે પોતે પીયુને શર્ણ;
આવી નથી આંહીરે ત્યાંની તે ત્યાંયે છે રે,
તેહને નથી જન્મ ને વળી મર્ણ.
જન્મ તો માયાને રે મર્ણ માયા માનજો રે,
માનો વળી સુપ્નવત સંસાર;
સુપ્ન મિથ્યા થાતે રે, દેહ સુપ્નતણો રે,
ભાંજ્યો ભાંજ્યો જાગ્રતમાં નિરધાર.
અજ્ઞાન અંધારૂં રે મટે જ્યારે મનનું રે,
અહીંનું ત્યાંહનું એકજ થાયે તે રૂપ;
અરૂપ માયાનું રે મટશે મારા મનનું રે,
થશું થશું થશું તે શુદ્ધ સ્વરૂપ.
અવિદ્યા તે ટાળી રે, દેવીએ દયા કરી રે,
દયા કરી પોતે થઇ પ્રકાશ;
'જની' શુદ્ધ થઇ રે શક્તિ સમરસ થતે રે,
પામી પામી પોતાતણો આવાસ.

કવિ શ્રી દયારામની 'પ્રીતડીની રીત અતિ અટપટી' ના જેવા બંધની જનીની 'ગિરધારી વિના ઘેલડી' 'છેલ છબીલડી છેલડી' એવી ઘણી ગરબીઓમાંથી માત્ર એક જોઈશું.

" માયા તે રંગમા રમાડે, સખી જુઓ માયા તે રંગમાં રમાડે,
નિષ્કામિકને પરમ સુખ અરપે, સકામિક ને ભમાડે.
વિષયી જીવ રાત્રીતુલ્ય દેખે, મુક્તને દિવસ તે દેખાડે;
મુમુક્ષુને વળી રાત્રિને વહાણું, એવી માયા તે સમજણ પાડે.
પ્રેમીને વળી પોતે પ્રેમ દેખાડે, સકામીને નાખે ખાડે,
'જની' ને તે ત્યારે પ્રસન્ન થઇ છે, પિયુના પદને પમાડે"

" નાથ તણા પરિવારમા, સખી ભળી નાથ તણા પરિવારમાં,
પૂર્વ સબંધે પરિવારને પામી, રહું સ્વપ્નવત સંસારમા
આધારથી પરતત્ત્વ તે સુધી, છે ધામ ધણી આધારમા રે,
હું વીના તે સર્વ ખેલ પિયુનો, વળી આપે ખેલે અપારમા.
માત પિતા પરિવારમાં પોતે, પરસપર વહેવારમા,
'જની' દાસી પીઉ સમરસ થઈ ગઈ, આવી ભળી અકારમા. "*

# रत्न ३३९-४० मुं-हरबाइ अने वालबाइ



એ બન્ને સન્નારીઓ પ્રસિદ્ધ સ્વામી આત્માનંદની શિષ્યાઓ હતી એમના અવસાન પછી તેમણે આત્માનંદજીના બીજા શિષ્યો લેગા સ્વામી રામાનંદનું ગુરુત્વ સ્વીકાર્યું હતું.

એ બન્ને સ્ત્રીઓ પરમ વિદુષી હતી. વેદાન્તનું એમને ઘણું સારૂં જ્ઞાન હતું. બન્ને બ્રહ્મચારિણીઓ હતી અને સંન્યાસિનીનો વેષ રાખતી. સ્વામી આત્માનંદના વખતથીજ ગામે ગામ ફરીને લોકોને ધર્મોપદેશ આપતી. એમના ઉપદેશથી આખુ ત્રબાગામ સ્વામી આત્માનંદનું શિષ્ય બન્યું હતું. અનેક પુરુષો એમને પૂજતા અને એમની પાસે જ્ઞાન સાંભળવા આવતા. સભામા એમને ગાદીતકીઆનું માન મળતું. સહજાનંદ સ્વામીએ હવેથી એમને સ્ત્રીઓમાજ ઉપદેશ કરવાની આજ્ઞા કરી. આથી એમને બહુ

* આ આખુ ચરિત્ર સાક્ષર શ્રી ડાહ્યાભાઇ પીતામ્બરદાસ દેરાસરી-બારિસ્ટર-એટ-લોના નિબધમાથી એમની આજ્ઞાથી સારરૂપે ઉપકારસહિત ઉતારવામાં આવ્યું છે.

અપમાન લાગ્યું. એમને થયું કે અમે સીત્તેર સીત્તેર વર્ષની ડોસીઓ શું પુરુષોના સંસર્ગમાં રહી બગડી જઈશું કે અમને વળી એવી રીતનો સંયમ! અમારા ઉપદેશ કરવાની રીતમાં આત્માનંદે દોષ ન જોયો, રામાનંદે ન જોયો અને હવે આ આજકાલનો આવેલો સહજાનંદ કહે છે, કે તમે પુરુષોને ઉપદેશ ન કરશો. અમે એ વચન નહિ માનીએ. સહજાનંદ સ્વામીને એમની શુદ્ધતાવિષે શંકા ન હતી; પણ એમને એક નવીજ પ્રથા પાડવી હતી, એટલે એમણે આગ્રહપૂર્વક પોતાની આજ્ઞા માનવા એ બન્ને બાઈઓને સમજાવી. હરબાઈ વાલબાઇ રીસાયાં અને જૂદાં પડયા. સ્વતંત્રપણેજ એમણે ધર્મોપદેશ કરી લોકોની શ્રદ્ધા સંપાદન કરી. કહેવાય છે કે, ત્રંબા ગામમાં એમની સમાધિઓ છે અને હજુ કેટલાક લોકો એમને માને છે *

# रत्न ३४१ मुं—फूलजानी बेगम



અહમદનગરની સમીપ એક બગિચાનું ખંડેર હજુ પણ દીઠામાં આવે છે. જે સમયનું ચિત્ર અમે આલેખવા માગીએ છીએ તે સમયમાં મુગલોના અત્યાચારનું ચક્ર જોરથી ચાલી રહ્યું હતું. ભારતની ગરીબ પ્રજા એમના જુલમથી પીડાઈ રહી હતી. મહારાજ શિવાજી પોતાના બળવાન મરાઠા બંધુઓની સહાયતાથી ભારતને પુનઃ સ્વતંત્ર બનાવવા તન, મન, ધનથી પરિશ્રમ કરી રહ્યા હતા. એમને દબાવી દેવા સારૂ બાદશાહ ઔરંગઝેબ ઘણું ખરૂ દિલ્હીમાં ન રહેતા અહમદનગરમા આળતો હતો જે ઉદ્યાનનો અમે ઉપર ઉલ્લેખ કર્યો છે તેમાં ઔરંગઝેબ બાદશાહની એક બેગમનો મહેલ હતો. એ બગિચાના મધ્યભાગમાં એક ભાંગેલો ફુવારો હજુ પણ જોવામાં આવે છે. એ ફુવારાની નીચે બારીકીથી જોતા એક ફારસી ભાષાનો છંદ વાંચવામાં આવે છે.

એ ફારસી ભાષાની કવિતાનો એક રસિક કવિએ હિન્દીમાં નીચે પ્રમાણે અનુવાદ કર્યો છે:—

'નહિ જાન્યો હિય બાલિકા, હૈ ઈતનો રસ મૂલ;
ના તો કબીં ન તોરતે, હમ યહ સુન્દર ફૂલ.'

* જુઓ રા. રા. કિશોરલાલ મશરૂવાળા રચિત " સ્વામીનારાયણ સંપ્રદાય " નો નિબંધ.

અર્થાત્ જો હું જાણતો હોત કે આ સરળ બાલિકામા આટલો બધો અ તુલનીય પ્રેમરસ ભરેલો છે તો હું એ સુન્દર ફૂલને તોડવાનો પ્રયત્ન કદિ કરત નહિ.

એ ભાવમય પદ્ય વાંચતા દર્શકોને એનો ઇતિહાસ જાણવાની સ્વાભાવિક જિજ્ઞાસા થાય છે. અમે સંક્ષેપમા એ જિજ્ઞાસાનું નિવારણ કરીશું.

અહમદનગરથી પાંચ ગાઉ દૂર દેવગાવ નામનું એક ગામડું હતું. ત્યાં નારાયણરાવ નામનો એક ધનવાન અને કુળવાન મનુષ્ય રહેતો હતો. એને પુરંદર નામનો એક પુત્ર હતો પુરંદર ઘણોજ સુંદર હૃષ્ટપુષ્ટ અને વીર નવયુવક હતો. એજ ગામમા નારાયણરાવની એક જ્ઞાતિની વિધવા સ્ત્રી રહેતી હતી.એ વિધવાને એકની એક છોકરી હતી એનું નામ ફૂલબાઇ હતું.જેવું નામ હતું તેવીજ ખુબસુરત પણ હતી. ફૂલબાઇ અને પુરંદર બંને બાળ-સખા હતાં. દરરોજ ઘણાજ પ્રેમપૂર્વક સાથે રમતા જેમ જેમ વય વધતી ગઇ તેમ તેમ એમનો પ્રેમ પણ વધતોજ ગયો. ધીમે ધીમે બંનેએ યુવાવસ્થામા પ્ર-વેશ કર્યો. હવે એ જોડું પરણવાયોગ્ય થયુ હતું. નારાયણરાવ અને ફૂલવતી-ની માતાએ પરસ્પર વાતચીત કરીને બંનેનો વિવાહ મેળવ્યો અને થોડા દિવસમા લગ્ન પણ કરી દીધું.બાલ્યાવસ્થાનો સ્વાભાવિક પ્રેમ હવે સ્થાયી થયો. વિવાહની પવિત્ર ગાંઠથી બંધાઇને એમનું જીવન વધારે પ્રેમમય બન્યું. બંનેના હર્ષનો પાર રહ્યો નહિ, પણ વિધાતાની લીલા વિચિત્ર છે. લગ્નના થોડા દિવસો પછીજ ફૂલબાઇની માતાનુ મૃત્યુ થયું.

એ સમયમાં ઔરંગઝેબ અહમદનગરમા રહેતો હતો. શિકારની શોધમાં ફરતો ફરતો એ દેવગાવ જઇ પહોચ્યો. ત્યા એની દૃષ્ટિ ફૂલબાઇ ઉપર પડી. એના સૌંદર્ય અને નવયૌવનને જોઈને એ મુગ્ધ થઈ ગયો અને પોતાના સા થીઓને આજ્ઞા આપી કે, "આ યુવતીને મારા મહેલમાં પહોચાડી દો." નોક-રોએ તરતજ આજ્ઞાનો અમલ કર્યો અને ફૂલબાઇને બાદશાહના મહેલમાં પહોચાડી દેવામાં આવી.આખા ગામમા ખળભળાટ મચી ગયો.પુરન્દર અને તેના પિતાના શોક અને લજ્જાનો તો પારજ ન રહ્યો.

ફુલબાઇ ઘણા આરામથી મોતીબાગમાં રહેવા લાગી. બાદશાહે એનું નામ ફુલજાની બેગમ પાડયું. અનેક દાસીઓ એની તહેનાતમાં હતી, પરંતુ એ રાજમહેલનું સ્વર્ગીય સુખ ફૂલજાનીને માટે આ નરકયંત્રણા

સમાન હતું. એનું ચિત્ત પુરન્દરમાંજ હતું. એનો હૃદયેશ્વર તો પુરન્દરજ હતો. ગમે તેટલું સુખ આપીને પણ બાદશાહ એ યુવતીના હૃદયરાજ્ય ઉપર સામ્રાજ્ય મેળવે એ અસંભવિત હતું. ગમે તે પ્રકારે એકવાર તો પુરન્દરનાં દર્શન કરવાની એને દૃઢ અભિલાષા હતી. પરમાત્માએ એ અભિલાષા પૂર્ણ કરવાની સગવડ પણ કરી આપી એ મહેલમા 'જમાલ' નામની એક બાંદી એના ઉપર શુદ્ધ હૃદયનો પ્રેમ રાખતી હતી. ફૂલની ખાતર એ પોતાનો જીવ આપવા પણ તૈયાર હતી.એ દાસીને હાથે ફૂલબાઈએ પુરન્દરની પાસે એક પત્ર મોકલ્યો.

વહાલા પુરન્દર !

લોકો કહે છે કે, હું એકદમ સંસારની ઉન્નતિના શિખરે પહોચી ગઇ, બેગમ થઇ ગઇ અને ઘણા સુખમા રહેતી હોઇશ; પણ ખાત્રી રાખશો કે મને આ બધુ સુખ ઝેર જેવું લાગે છે. તમને ખોયાથી, તમારાથી વિખુટી પડયાથી મારી સ્થિતિ કેવી થઇ ગઈ છે, એ મારૂ મનજ જાણે છે. હુ પાપના બોજાથી દબાઇ રહી છું. હાય ! મારા ધર્મનો નાશ થઇ ગયો. સતીત્વહીન સ્ત્રી મણિહીન નાગના જેવી છે. એના કરતાં તો મારૂં મૃત્યુ થયું હોત તો વધારે સારૂં. જીવન મને અસહ્ય થઈ પડયું છે. હવે હું આ જગતમા રહેવા નથી માગતી; પરંતુ મરતાં પહેલાં એકવાર તમારાં દર્શન કરવા માગું છું. પુરન્દર ! તમે મને ખરેખર ચાહતા હો તો, આપણા બાલ્યાવસ્થાના પવિત્ર પ્રેમનું જરાપણ સ્મરણ હોય તો આવીને મને મળો અને આ પાપમય સંસારમાંથી મારો છૂટકારો કરો.

આપના ચરણની રજ ફૂલબાઈ

પુરન્દર ફૂલના પ્રેમથી સારી રીતે પરિચિત હતો. એ જાણતો હતો, કે એ તદ્દન નિર્દોષ છે. બાદશાહનો વિરોધ કરવા જેટલું સાહસ નહિ હોવાથી એ નિરાધાર અબળા બાદશાહના મહેલમાં નિવાસ કરી રહી છે. ફૂલના વિયોગથી એ રાતદિવસ આંસુ પાડતો હતો. આજ પત્ર મળતાંવાર એને કર્મમાર્ગ સૂઝયો.

પુરન્દર તેજસ્વી મરાઠો હતો.પોતાની સ્ત્રી પાપ-પંકમા મગ્ન થાય તેના કરતાં એનો પ્રાણ લઇને પણ એ નરકકુંડમાંથી એને છોડવવી, એ તેને પોતાનો ધર્મ લાગ્યો. દાસી જમાલના બુદ્ધિકૌશલથી એ છાનોમાનો ફૂલજાની બેગમના મહેલમાં દાખલ થયો.

પ્રિયપતિને આવતો જોઇને ફૂલબાઇ પ્રેમથી દોડતી સામી ગઇ. દૃઢ આલિંગન દઇને પુરંદરે ફૂલબાઇના પ્રેમનો ઉત્તર આપવાની ઇચ્છા કરી, પણ એણે

કહ્યું:–"વહાલા ! હવે મને સ્પર્શ કરશો નહિ, હું પાપિણી છું.તમારા પવિત્ર આલિંગનને યોગ્ય હું હવે નથી રહી," પરંતુ પુરંદરે પરાણે ફૂલને પકડીને હૃદયસરસી ચાંપી અને ઘણાજ પ્રેમપૂર્વક કહ્યું:–" વહાલી ફૂલ ! તારૂં શરીર અપવિત્ર થયું છે તો શું થયું,પણ તારૂં હૃદય તો શુદ્ધ અને પવિત્ર છે. હૃદયની પવિત્રતા એજ સાચી પવિત્રતા છે. મારી ખાત્રી છે કે, તારૂં હૃદય સદા નિર્મળજ રહેશે, પરંતુ બાદશાહ કદાચ તને વધારે ઉંડા પાપના ખાડામાં ધકેલે, એ શંકાથીજ તારી સૂચનાનુસાર આ હાથથીજ તારા જીવનનો અન્ત આણવા આવ્યો છું. હું પણ તારી વિરહજ્વાળાથી રાતદિવસ બળ્યા કરૂં છું. આજ આપણે બન્ને પ્રાણ ત્યજીને એ વિરહવેદનાથી મુક્ત થઈ જઈશું."

બન્ને એકબીજાને ભેટીને પુષ્કળ રોયાં થોડીવાર પછી પતિના આંસુ લૂછીને ફૂલબાઇએ કહ્યું.–" વહાલા ! આ દુનિયામા જીવતા રહીને આપણે બન્ને સાથે રહીએ એ હવે સંભવિત નથી. બાદશાહ આપણી પૂઠ પકડયા વગર રહેશે નહિ. વળી બાદશાહના મહેલમા રહેવાનું હોવાથી હું ધર્મભ્રષ્ટ, જાતિભ્રષ્ટ તેમજ કલંકિની ગણાઈશ,હિંદુસંસાર મને સંઘરશે નહિ અને મારી સંગતિમા રહ્યાથી હિંદુસમાજ તમને પણ પતિત ગણીને ત્યજી દેશે. મારી ખાતર તમે એવું કલંકમય જીવન ગાળો એ મને કદિ પસંદ નથી મૃત્યુને પામ્યાથી મારા બધા પાપનો નાશ થશે અને મારો નિષ્કલંક આત્મા તમને મળીને સદાને માટે સુખી થશે મે કયારનોએ આપઘાત કરીને દેહ છોડી દીધો હોત હિંદુબાળાને આત્મહત્યા કરતા આવડે , પણ એકવાર તમારા દર્શન કર્યાનો લોભ મારાથી છૂટયો નહિ. પ્રાણ ત્યજવા ખાતરજ મે આજે તમને તસ્દી આપી છે. તમારા પવિત્ર હસ્તથી આ દેહનો નાશ કરો અને મારા હૃદયના નિર્મળ પ્રેમનો સ્વીકાર કરો. તમારે હાથે મૃત્યુ થયા પછીથી મારાં પાપની જાળ કપાઇ જશે વહાલા ! આવો અવસર ફરી ફરીને નથી મળવાનો; હવે વિલંબ ન કરો. "

આટલુ સાભળતાંવારજ પુરન્દરે પોતાની તેજ કટાર બહાર કાઢીને કહ્યું:– 'હવે મે મોહનો ત્યાગ કર્યો છે આવો, આજે આપણે બન્ને જણા મરીને સદાને માટે શાન્તિમય પરલોકમા જઈએ.' સુકુમારી ફૂલબાઈનું હૃદય આજે ઘણું કઠણ થયું હતું બાદશાહે પોતાના ઉપર કરેલા અત્યાચારનો અન્ત એ આત્મબલિદાનથી આણવા માગતી હતી. એણે પ્રસન્નવદને પતિને કહ્યું:– "આજ મારૂં ધન્ય ભાગ્ય છે ! મારા પાપના બંધનો છેદાઇ રહ્યાં છે. હું સ્વ

તંત્ર થઇને સ્વર્ગમાં જઇ રહી છુ." પુરન્દરે કટારને ઉંચે ઉછાળી; પણ કોમળ પ્રિયતમા ઉપર ચલાવી શકયો નહિ; એનું હૃદય ધડકવા લાગ્યું; હાથ કંપવા લાગ્યા. 'મારી વહાલીનો વધ મારેજ હાથે કેવી રીતે કરું' એ વિચાર એને વ્યાકુળ કરવા લાગ્યો.

એ વખતે ફૂલબાઇમાં ઉત્સાહ અને જોસનો સંચાર થયો એણે પતિને કર્તવ્યમાર્ગ બતાવતાં કહ્યું:-"જોઈ શું રહ્યા છો? બીકનો ત્યાગ કરો, હૃદયને કઠણ બનાવો. તમારા પ્રેમની આજે પરીક્ષા છે. મારા આ પાપી દેહનો જલદી નાશ કરો."

પુરન્દર હૃદયને પથ્થરનું બનાવીને ફૂલના કોમળ અંતઃકરણને વીંધી નાખવાની તૈયારીમાંજ હતો. એવામા અણધાર્યું વિઘ્ન આવ્યું અને બાજી બગડી. એક ખોજો પડદાની આડમાંથી આ બધો બનાવ જોઈ રહ્યો હતો. તેણે તરતજ અંદર દોડી આવીને પુરન્દરનો હાથ પકડયો. બન્ને ચમકી ગયા; પણ થોડીવારમાં ફૂલબાઇનો ચહેરો લાલચોળ થઈ ગયો. સિંહણની પેઠે ગર્જના કરીને એ ખોજાને ધમકાવવા લાગી.-"મસરૂર! તુ જાણે છે હું કોણ છુ?" ખોજાએ જરાપણ ગભરાયા વગર ગંભીરભાવે ઉત્તર આપ્યો:-"આપ ફૂલજાની બેગમ છો" ફૂલે કહ્યુ:-"હું આજ્ઞા આપું છું કે, તું હમણાંને હમણાંજ આ યુવકનો હાથ છોડી દે. એ મારા અતિ નિકટના સગા છે" બેગમની આજ્ઞા માથે ચઢાવીને ખોજો ત્યાંથી ગયો અને બાદશાહને બધો વૃત્તાત કહી સંભળાવ્યો. પેલી તરફ ફૂલજાનીએ પુરન્દરના ઉપર આવેલી આફતનું અનુમાન કરીને એને એક સુરંગમા સતાડી દીધો. ન કરે નારાયણ અને કોઇ આપત્તિ આવી પડે, એ શંકાથી પહેલેથીજ એણે એક ઘોડો સુરંગના મુખ આગળ તૈયાર રાખ્યો હતો. એ તેજ ઘોડા ઉપર બેસીને પુરન્દર નાઠો.

પેલા ખોજાએ બાદશાહ પાસે જઇને બધી વાત જણાવી હતી. બેગમમહેલમા સુરંગ છે, એ વાતની ખબર હોવાથી બાદશાહે સુરંગના મુખ આગળથી સવારો દોડવીને પુરન્દરની પૂંઠ પકડી. એ સિપાઈઓના બાણથી પુરન્દર ઘાયલ થયો અને તેઓ એને પકડીને બાદશાહની પાસે લાવ્યા. પુરન્દર સમજ્યો કે મૃત્યુ હવે દૂર નથી. બાદશાહે એને પૂછ્યું:-'યુવાન! તું ઘણો સાહસી જણાય છે. જ્યાં ચકલું પણ ન જઈ શકે એવી જગ્યાએ તું વગરખટકે ચાલ્યો આવ્યો છે તું બધો વૃત્તાંત સાફસાફ કહી દે તો હું તને માફ કરીશ.'

પુરન્દર હવે મરણીઓ થયો હતો. એણે ક્રોધપૂર્વક કહ્યું.–"હું આપની પાસે માફી માગવા નથી આવ્યો. આપે મારૂં સર્વસ્વ હરણ કરી લીધું છે. હવે આ જીવ બાકી રહ્યો છે તે પણ લઇ લો; પણ હું શામાટે આવ્યો હતો, કોની પાસે ગયો હતો એ બધું કદિ પણ કહેનાર નથી."

બાદશાહનુ આવુ અપમાન રૂબરૂમા કોઈએ કર્યું નહોતુ. એના ક્રોધનો પાર રહ્યો નહિ. એણે ખોજાઓને આજ્ઞા આપી, કે આ કાફિરને હમણાજ જહન્નમમાં પહોંચાડો. જોતજોતામાં અનેક કટારીઓ પુરન્દરના દેહમાં મારવામા આવી; પણ એટલામાજ એક હૃદયદ્રાવક અવાજ આવ્યો. બાદશાહે જોયું કે ફૂલજાની બેગમે વચમા પડી ખોજાઓની બે તીક્ષ્ણ કટારીઓ આગળ પોતાની છાતી ધરી હતી અને ખોજાઓને એ કટારોને રોકવાનો વિચારસરખોયે કરવાનો અવકાશ મળે તે પહેલા તો એ કટારો તેના હૃદયમાં ઉડી પ્રવેશ કરી ચૂકી હતી. બાદશાહ ફૂલજાનીને ઘણુ ચાહતો હતો આ દૃશ્ય જોઇને તેનુ હૃદય ચીરાઈ ગયુ તેણે રૂંધાયલા કંઠે કહ્યુ:–"ફૂલ! તેં આ શું કર્યું ?" ફૂલબાઇનો પ્રાણ હજુ ગયો નહોતો. તેણે ક્ષીણસ્વરે ઉત્તર આપ્યો.–'જહાપનાહ! ક્ષમા કરજો. આ દાસીએ એજ કૃત્ય કર્યું છે, કે જે કરવાની દરેક સ્ત્રીની પોતાના પતિપ્રત્યેની ફરજ છે." પુરન્દરના દેહમાં પણ એ સમયે જીવ હતો. એ ઉત્તરથી એના મુખ ઉપર ક્ષણભરને માટે તેજ આવ્યું. બન્નેએ પ્રેમભરી દૃષ્ટિએ એકબીજા પ્રત્યે જોયું અને પછી થોડીજ વારમા બન્નેએ આ સંસારમાથી પ્રયાણ કર્યું.

બાદશાહના હૃદય ઉપર ફૂલના આ બલિદાનની ઘણી અસર થઇ. તેનું હૃદય પણ પીગળ્યું અને રોતા રોતા એણે કહ્યુ.–'ફૂલજા સુખે જા! જો પ્રેમનો કાઇ પણ મહિમા હશે, તો તું પરલોકમા પતિની સાથે અક્ષય સુખ ભોગવીશ.' બાદશાહે સાત દિવસ સુધી ફૂલજાની બેગમનો શોક પાળવાનો અહમદનગરમા ઢંઢેરો પીટાવ્યો. મહેલની સામે બન્ને પ્રેમીની કબ્ર બનાવી, બેગમો અનેદાસીઓને આજ્ઞાઆપી કે એમણે જઇને એ સમાધિઓઉપર પુષ્પ ચઢાવી આવવા બાદશાહે ફૂલજાનીનું નામ ચિરસ્થાયી કરવા સારૂ એની કબ્ર ઉપર પોતાને હાથે એક શિલાલેખ ચોડયો. એ શિલાલેખ ઉપર જે ફારસી કવિતા છે, તેનો ભાવાર્થ આ પ્રમાણે છે:—

'જો મૈં ઐસા જાનતા, સરલ બાલિકા માંહીં,
ઇતના અતુલિત પ્રેમ હૈ, ફૂલ છેડતા નાહીં.

આજ પણ એ શિલાલેખ ફૂલજાનીના પુરન્દર માટેના પ્રેમની સાક્ષી પૂરે છે.+

## रत्न ३४२ मुं–शारदामणिदेवी



જે સન્નારીનો પરિચય અમે આ ચરિત્રમા કરાવવા માગીએ છીએ તે પરમ ભકત, મહાન સાધક, અદ્ભુત જ્ઞાની રામકૃષ્ણ પરમહંસદેવના ધર્મપત્ની હતા. સંસારપ્રત્યે સ્વામીની વિરક્તિ જોઇને એમણે પોતાના સર્વ સુખનો ત્યાગ કરીને સમસ્ત જીવન સ્વામીના ચરણકમળમાં, તેમના ધર્મ, ધ્યાન અને સાધનામા મદદરૂપ થવામા ગાળ્યુ હતું. એમની સહાનુભૂતિ અને સહાયતા ન હોત તો શ્રીરામકૃષ્ણદેવને પોતાની સાધનામાં પૂર્ણ સફળતા મળી હોત કે કેમ તે શકભરેલું છે. આર્ય સ્રીઓ અપ્રત્યક્ષરીતે જાહેરજીવનમા પડયા વગર પતિને તેમના જનસેવાના કાર્યોમાં પરોક્ષ રીતે જે મદદ કરે છે, તેનો ઇતિહાસ જનસમાજમાં બહાર આવતો નથી, પણ તેથી એ પતિપરાયણા રમણીઓનું મહત્ત્વ ઘટતું નથી.

બંગાળામાં જયરામવાટી નામના ગામમાં રામચંદ્ર મુખોપાધ્યાયને ઘેર એમનો જન્મ થયો હતો.

રામકૃષ્ણદેવ જ્યારે પંદર વર્ષની વયના હતા, તે સમયે શારદામણિદેવી સાથે તેમનું લગ્ન થયું હતું. દેવીની ઉમર એ સમયે આઠ વર્ષની હતી.

રામકૃષ્ણનું ચિત્ત બાલ્યાવસ્થાથીજ ધર્મ તરફ વધારે હોવાથી એ લગ્ન કરવું પસંદ નહિ કરે,એમ ઘણાને શંકા રહેતી હતી,પણ રામકૃષ્ણે લગ્નની વાત સાંભળીને કાંઇ વાંધો લીધો નહિ. બલ્કે એ સમાચારથી તેમને આનંદ થયો હતો. કારણ એ હતું કે, રામકૃષ્ણદેવ પહેલેથીજ જાણતા હતા કે આર્યોને પોતાના જીવનમાં કર્ણવેધ, ચૂડાકરણ, દીક્ષા, યજ્ઞોપવીત, વિવાહ આદિ સોળ સંસ્કાર કરવા પડે છે. લગ્ન કરતી વખતે પણ એમના મનમાં એજ ભાવ પ્રબળ હતો કે હું એક ધાર્મિક કર્તવ્યનુ પાલન કરી રહ્યો છું.

લગ્નસમયે સાસરેથી તેમને ૩૦૦ રૂપિયા પહેરામણીમા મળ્યા હતા. એ

---

+ જુઓ પં૦—અયોધ્યાસિંહ ઉપાધ્યાયનો 'ફુલજાની બેગમ' નામનો લેખ (મર્યાદા પોષ–૧૯૧૯ ) અને મુસ્લીમમહિલારત્ન ( પ્રો૦ જફર બક્ષ. )

સમયે એમની અવસ્થા ઘણી ગરીબ હતી. લોકાચાર સાચવવા તથા કુળની લાજ રાખવા સારૂ રામકૃષ્ણની માતા ચન્દ્રમણિદેવીએ જમીનદાર લાહા બાબુને ઘેરથી ઘરેણા માગી આણીને વહુને ચઢાવ્યાં હતાં. થોડા દિવસ પછી જ્યારે અલંકાર પાછા આપવાનો સમય આવ્યો, ત્યારે ચન્દ્રમણિદેવીને પોતાની દરિદ્રાવસ્થાનું ભાન આવ્યું અને પુતળી જેવી નવવધુના સુકુમાર દેહ ઉપરથી ઘરેણા કેવી રીતે ઉતારી લેવાય, એના વિચારમા પડયા એ ચિન્તા-માંને ચિન્તામાં એમનું હૃદય ભરાઈ આવ્યું અને એ રોવા લાગ્યા. એમના મનનો વિચાર બીજુ કોઈ જાણી શકયુ નહિ કેવળ ગદાધર (રામકૃષ્ણનું મૂળ નામ) સમજી ગયા. એમણે માતાને શાન્ત કરીને ગાઢ નિદ્રામા પડેલી પત્નીના અંગ ઉપરથી બધા અલંકાર ઉતારીને માતાને સોંપી દીધા એ કામ એમણે એવી સફાઈથી કર્યું કે બાલિકા શારદામણિને કાંઇ પણ ખબર ન પડી. બાલિકા જ્યારે જાગી ત્યારે પોતાના અંગ ઉપરના દાગીના ન જોઇને કેવળ એટલુ જ બોલી હતી કે, 'મારા દાગીના કોણ લઈ ગયુ ?' ચન્દ્રમણિદેવીએ નાદાન બાલિકાવધુને ખોળામા લઇને કહ્યુ:-'દીકરિ ! ગદાધર તને એના કરતા વધારે સારા ઘરેણા લાવી આપશે '

ચન્દ્રમણિદેવીએ જે અર્થમા એ શબ્દો કહ્યા હતા, તે અર્થમા તો નહિ પણ બીજા અર્થમા એમની એ વાણી અક્ષરે અક્ષર ખરી પડી. રામકૃષ્ણદેવે ભૌતિક અલંકારો કરતા વધારે કિંમતી નીતિ અને ધર્મના મૂલ્યવાન અને શાશ્વત અલંકારોથી પત્નીને વિભૂષિત કરી.

થોડા દિવસ પછી એમના પિતા મળવા સારૂ આવ્યા ત્યારે એ સમાચાર જાણીને એમને ઘણો ખેદ થયો અને એ તરતજ પુત્રીને પોતાને ઘેર લઇ ગયા.રામકૃષ્ણની માતાને એથી ઘણુ ખોટુ લાગ્યુ,પણ પુત્રે હસીને કહ્યું:- "હમણા એ જે કરે તે કરવા દો. લગ્ન તો ફોક થઇ શકવાનુ જ નથી "

થોડા સમય પછી શારદામણિદેવી પાછા સાસરે આવ્યા અને કામારપુકુર ગામમા રહેવા લાગ્યા ત્યા એ એક મહિનો રહ્યા, પણ રામકૃષ્ણ એ સમયે દક્ષિણેશ્વરમા હોવાથી એમના દર્શન થયા નહિ. ત્યાર પછી છ મહિના બાદ એ ફરીથી સાસરે ગયા, પણ એ સમયે પણ સ્વામીની મુલાકાત ન થઇ. આવા સંયોગોમા લગ્ન પછી પરમહંસદેવને પત્નીનું મુખ જોવાનો કે એની સાથે રહેવાનો અવસર મળ્યો નહોતો. એ સમયે એમની પત્નીનું વય ૧૬ વર્ષનું હતુ રામકૃષ્ણદેવની ઇચ્છા એ સમયે સાસરે જવાની થઇ હતી. પોતે

એ અરસામાં ધર્મ સાધનામાં સારીરીતે આગળ વધી રહ્યા હતા. તેમણે સાસરે જવાની ઇચ્છા પોતાના ભક્ત મથુરબાબુને જણાવી ત્યારે બધાને ઘણું આશ્ચર્ય લાગ્યું. વાત એ હતી કે, તોતાપુરી નામના એક વિદ્વાન આચાર્ય જેમને રામકૃષ્ણદેવ ગુરુસમ માનતા હતા, તેમણે એક દિવસ ગૃહસ્થાશ્રમનો મહિમા ગાતાં ઉપદેશ આપ્યો હતો કેઃ–'સ્ત્રી પાસે હોય છતાં જે પુરુષ ત્યાગ, વૈરાગ્ય, વિવેક અને વિજ્ઞાનમાં પારદર્શી નિવડે, તે પુરુષ અવશ્ય બ્રહ્મને પામે છે. જે સ્ત્રી અને પુરુષ બન્ને એકજ આત્મા સમજે છે અને તે પ્રમાણે જીવનમા ચાલે છે, તેને બ્રહ્મ અવશ્ય પ્રાપ્ત થાય છે.' તોતાપુરીનો એ ઉપદેશ પરમહંસદેવના મનમાં ઠસેલો હતો. વળી જે તાંત્રિક સાધનામા પોતે નિમગ્ન હતા, તેમાં ષોડશી પૂજાનો એક વિધિ છે. પરમહંસદેવે એ પૂજનવિધિ પોતાની સ્ત્રીદ્વારાજ પૂર્ણ કર્યો હતો. મથુરબાબુએ પૂજાની સર્વ સામગ્રીસહિત એમને દક્ષિણેશ્વરથી દેશમાં રવાના કર્યા હતા; પણ એ ઘેર ન જતાં સીધા સાસરે ગયા. ત્યાં જઇને એ સીધા ઘરના ચોકમાં ગયા. શારદામણિ એ સમયે કાંઇ કામ કરી રહ્યાં હતાં. અચાનક એક અજાણ્યો પુરુષ ઘરમા ઘુસી આવ્યો અને પોતાની તરફ તાકી તાકીને જુએ છે,એ જોઇને એ ગભરાઇ અને માતાને બૂમ પાડીને કહેવા લાગીઃ–"મા! મા! જો કોઈ ગાંડો આવ્યો છે." તેની માતા ઓરડામાંથી બહાર આવી, પહેલાં તો એ નવા આવનાર પુરુષને ઓળખી શકી નહિ, પણ એના હૃદયમાં ધબકારા થવા લાગ્યા, એના ઉપર સ્વાભાવિક ઉમળકો આવ્યો અને એ 'પાગલ'ને ખોળામાં બેસાડીને રમાડું તો કેવુ સારૂં, એવો ભાવ એના હૃદયમા ઉત્પન્ન થયો. એ વિચારવા લાગ્યાઃ–"આ પાગલ કોણ હશે?" આખરે જમાઇને ઓળખતા વાર લાગી નહિ. જમાઇને ગાંડા સાધુના વેષમાં જોવું કયી સ્ત્રી પસંદ કરે? ચન્દ્રમણિ જમાઇને જોઇને ઘણાજ ખિન્ન થયા અને હાય! મારી છોકરીના નસીબમાં આ લખાયું હતું! એમ કહીને પછાડી ખાઇને નીચે પડયાં. શારદામણિ ચૂપચાપ આ દૃશ્ય જોઇ રહ્યા હતા. ખરેખર પતિ પાગલ છે, કે એમને આ વેષમાં જોઇને નિરાશ બની શોક કરનાર માતા 'પાગલ' છે, એ તેમના સમજવામાં આવ્યું નહિ, છતાં એટલું તો ખરૂં કે પોતાનો પતિ એક અમૂલ્ય રત્ન છે, એ વાત શારદામણિ એજ સમયે પારખી ગયા. પતિના વદનની કાન્તિ નિરખવાની તેમને ઇચ્છા થઇ; પણ શરમ આવ્યાથી ઘુમટો કહાડીને એ ત્યાથી ચાલ્યાં ગયાં.

પરમહંસદેવે પોતાના આવ્યાનો ઉદ્દેશ જણાવ્યો અને વિધિપૂર્વક પૂજાની તૈયારી કરી. શારદામણિએ પૂજા કરાવવામા કાંઇ આનાકાની કરી નહિ. પરમહંસદેવે તેમના બન્ને ચરણની ફૂલ, બીલીપત્ર આદિવડે પૂજા કરી અને જપ કરવાની માળાને સદાને માટે તિલાંજલિ આપી.

પરમહંસદેવનો અભિપ્રાય કોઇ સમજી શકયુ નહિ. એમના સાસુએ ક્રોધાવેશમાં તેમને અનેક કડવા વેણ કહ્યા. તેમા એમનો વાક પણ શો હતો ? માયાનો સબંધજ એવો છે છોકરીના લગ્ન પછી તેણે ઘણી વાર સાંભળ્યું હતું કે જમાઇ ઘેલો છે અને ઘેલછામા આવીને કદિ ઠાકોરજીની પૂજા કરે છે તો કદિ પોતેજ ઠાકોરજી બની જાય છે એને એ પણ ખબર પડી હતી કે, રામકૃષ્ણને હવે પહેલાંના જેવું પારકાપોતાનું ભાન નથી, સગાવહાલાં કે પાડપડોશીની મર્યાદા એ જાણતા નથી અને એમને મળતા પૂરો આદરસત્કાર પણ કરતા નથી. એને એ પણ ખબર હતી કે એ પૈસાને માટી ગણી ફેંકી દે છે. એણે એમ આશા રાખી હતી કે, જમાઈ કોઈ દિવસ આવશે તો એમને શિખામણના બે બોલ કહીને ઠેકાણે આણીશ, પણ આજ તો જમાઇ આવ્યા પણ ખરા અને ધાર્યા કરતા બે ડગલા આગળ ગયા. આજ તો એમણે પોતાની સ્ત્રીને સ્ત્રી પણ ન ગણી, માતૃસ્થાને ઉભી રાખીને તેની પૂજા કરી પુત્રીની એવી દુર્દશા જોઇને માતાનું હૃદય કેમ ન બળે ? જમાઈની સન્મુખ કન્યા ઉભી હતી બન્નેની વાતચીત ચાલતી હતી, પણ બન્ને વચ્ચે પતિ-પત્નીનો સંબધ નહોતો રહ્યો એટલે માતાના જીવને શાન્તિ કેવી રીતે વળે ?

પરમહંસદેવના સાસુને આ ઘટનાથી ઘણો ખેદ થયો, પણ દેવી શારદા-મણિના મનોભાવમા કાંઇ પરિવર્તન થયુ નહિ. સોળ વર્ષ થયા હતા, છતાં એમનામા હજુસુધી કુમારીભાવ હતો પતિ કોને કહે છે, એનું એમને હજુ સુધી પૂરૂં ભાન નહોતું, એટલે એમને આજે સારૂં ખોટુ કાંઇ લાગ્યું નહિ એ કાંઇ સામાન્ય સ્ત્રી નહોતાં. જેમના પતિ હજારો અનાથના નાથ, અસંખ્ય પાપોમાથી મનુષ્યોને ઉદ્ધારીને સત્યને માર્ગે આણનાર મહાસાધુ હતા, તેમની પત્ની પામર મનુષ્યોની પેઠે ઇન્દ્રિયવશ અને પાશવવૃત્તિવાળી કેવી રીતે હોઇ શકે ! શાસ્ત્ર કહે છે કે, પુત્રની ખાતર સ્ત્રીપુરુષના સમાગમની જરૂર છે. માતા શારદામણિને તો હજારો સંતાન હતાં, તો પછી શામાટે માતા થવા સારૂ સંસારીઓનાં અનેક દુઃખ વેઠે ?

ત્યાર પછી થોડા સમયમા દેવી શારદામણિ પતિની પાસે જઇને રહ્યાં.

તોતાપુરીજીની આજ્ઞા માનીને રામકૃષ્ણે ઐહિકપારલૌકિક બધા વિષયોનું જ્ઞાન બાળકપત્નીને આપ્યું.દેવતા, ગુરુ અને અતિથિ વગેરેની સેવા તથા ઘરકામનું શિક્ષણ તો એમને પિયેરથીજ સારી પેઠે મળ્યું હતું.

ગામડાના પવિત્ર નિર્મળ હવાપાણીના સેવનથી તથા સ્વતંત્રતાથી હરવાફરવા અને કામ કરવાને લીધે અંગને પૂરતી કસરત મળવાથી એમનું શરીર સુદૃઢ અને મન નિર્મળ હતું.

પવિત્ર બાલિકાને રામકૃષ્ણના દિવ્યસત્સંગથી અનિર્વચનીય આનંદ પ્રાપ્ત થતો હતો. દેવીજી પરમહંસદેવની ઓળખતો આગળ ઘણી વાર એ વિષયમા કહેતા હતાં કે હૃદયની વચમા જાણે આનંદથી ભરપૂર એક ઘડો ભર્યો હોય, એવું મને લાગતું એ સમયે હું એજ વિચારતી કે આ આનંદની માત્રા એટલી બધી છે કે, તે કહી શકાય એમ નથી.

થોડાક માસ પછી રામકૃષ્ણ કામારપુકુરથી કલકત્તા પાછા ગયા. એ સમયે શારદામણિએ અનુભવ કર્યો કે હુંજ આ અપાર આનંદની એકમાત્ર અધિકારિણી છું. એજ વિચારમા એ પિયેર પાછાં ગયાં

રામકૃષ્ણદેવે પત્નીને ચપળા ન બનાવતાં શાન્તસ્વભાવની બનાવી હતી, પ્રગલ્ભ ન બનાવતા ચિંતનશીલ બનાવી હતી, સ્વાર્થદૃષ્ટિવાળી ન બનાવતાં નિઃસ્વાર્થ પ્રેમી બનાવી હતી તથા એના અંતઃકરણમા કરુણાનો ભાવ સંચારિત કરીને દયાની સાક્ષાત્ મૂર્તિ બનાવી હતી.માનસિક ઉલ્લાસની અસર એના ઉપર એટલી બધી થઈ હતી કે શારીરિક કષ્ટને એ કષ્ટ નહોતી સમજતી. સગાવહાલા એનોજોઇ તો સત્કાર નહોતાં કરતા તોપણ એને જરાપણ દુઃખ નહોતું લાગતું.આવા પ્રકારનું શિક્ષણ મેળવીને શારદામણિ પિયેર ગયાં.

એટલા ટુંકા સમયના સહવાસમાજ પતિ ઉપર એમને એટલો બધો પ્રેમ બંધાયો કે એમનો દેહ પિયરમા હોવા છતાં મન સ્વામીના ચરણમાં દક્ષિણેશ્વરમા હતું. સ્વામીને મળવાને તથા એમની પાસે જવાને મન ચંચળ થતું ત્યારે શારદામણિ પોતાના અલૌકિક આત્મબળવડે એને દબાવી દેતાં. એમને ખાત્રી હતી કે, મારો પ્રેમ એવો નિશ્ચળ અને દૃઢ છે કે જ્યારે કામ પડશે ત્યારે પતિને હું મારી સમીપ બોલાવી લઈશ.

આ પ્રમાણે એમના દિવસો નિર્ગમન થવા લાગ્યા. હૃદયમાં વિશ્વાસ રાખીને પતિને જલદી મળવાના શુભ દિનની એ રાહ જોવા લાગ્યાં. આશા અને પ્રતીક્ષાનાં મોજાં એ બાલિકાના હૃદયમાં ઉછળવા લાગ્યાં. ગામના લોકો

એમના સ્વામીને 'પાગલ' કહેતા હતા અને શારદામણિને ચીઢાવતા હતા, કે તારો વર તો નાગો થઇને 'હરિ' 'હરિ' કહેતો ફરે છે. સખીઓ તેમને પણ 'પાગલી' કહીને સંબોધન કરતી. દેવી શારદામણિને એ સમયે જરાક ક્ષોભ તો થતો, પણ એ મનમાંજ વિચારતા કે પતિ આવી રીતે જીવન ગાળે છે તો મારો પરમ ધર્મ એજ છે કે, એમની પાસે રહીને સેવા કરવી. એમણે દક્ષિણેશ્વર જઇને પતિની સેવા કરવાનો નિશ્ચય કર્યો.

ફાગણ માસમાં ડોળ-પૂર્ણિમાને દિવસે શ્રીચૈતન્યદેવના જન્મદિનના ઉત્સવમાં કલકત્તા જવા સારૂ એમના કેટલાક સગા તૈયાર થયાં. શારદામણિએ પણ એમની સાથે જવાની ઈચ્છા જણાવી. એમના પિતા પોતે એમને લઇને કલકત્તા ગયા. જયરામવાટીથી કલકત્તા સુધી આગગાડી નહોતી, એટલે પગે ચાલીનેજ એમને યાત્રા કરવી પડી બે દિવસ તો ડાંગરની સુંદર ક્યારીઓ નિહાળતા એ લોકોએ આનંદમાં પ્રવાસ કર્યો, પણ ત્રીજે દિવસે રસ્તાના થાકથી શારદામણિદેવીને તાવ ભરાયો એમના પિતાને એથી ઘણી ચિન્તા થઈ. તાવની દશામાં પુત્રીને સાથે લઇને યાત્રા કરવી, એ સલાહભરેલું નહિ હોવાથી એ એક 'મઢી'માં વિશ્રામ કરવા લાગ્યા, પરંતુ પતિને મળવાનો શારદામણિને એટલો બધો ઉમંગ હતો કે, એમનો તાવ થોડા સમયમાંજ ઉતરી ગયો. પ્રાતઃકાળે ઉઠીને એમના પિતાએ જોયું કે પુત્રીને તાવ નથી રસ્તામાં પડયા રહેવા કરતાં આગળ વધવું, એજ એમને યોગ્ય લાગ્યું. પુત્રીએ પણ સંમતિ આપી. થોડે દૂર જતાં એક ડોળી પણ મળી ગઈ શારદામણિને પાછો તાવ ભરાયો પણ આ વખતે એમણે પિતાને જણાવ્યું નહિ રાતે નવ વાગે તેઓ દક્ષિણેશ્વરમાં પહોંચી ગયા. શારદામણિને આ પ્રકારે રોગગ્રસ્ત જોઇને રામકૃષ્ણ પરમહંસદેવને જરા ચિન્તા થઈ

ટાઢ ચઢીને તાવ આવશે, એમ ધારીને રામકૃષ્ણે પત્નીને પોતાનાજ ઓરડામાં એક જૂદી પથારી ઉપર સુવાડી અને દુઃખપૂર્વક વારંવાર કહેવા લાગ્યા -'તું આટલા બધા દિવસ પછી આવી? હવે મારા મથુરબાબુ થોડા છે કે તારી આવજત કરશે?' દવા વગેરેની સારી ગોઠવણ થયાથી ત્રણ ચાર દિવસમાંજ શ્રીમાતા ઠાકુરાણી શારદામણિની તબિયત સારી થઈ ગઇ.

એ ત્રણ ચાર દિવસ સુધી રામકૃષ્ણે એમને પોતાનાજ ઓરડામાં રાખ્યાં હતા પોતેજ એમની સારવાર કરી હતી પત્નીના સાજા થયા પછી તેમને સાસુની પાસે સૂવાની ગોઠવણ કરી આપી. શારદામણિની ખાત્રી થઇ કે રામ

કૃષ્ણ જેવા પહેલાં હતા તેવાજ હજુ પણ છે અને પોતાનાપ્રત્યે હજી પણ એમનો એવોને એવોજ પ્રેમ કાયમ છે. હવે એ તનમનથી પરમહંસદેવ તથા એમનાં માતાની સેવા કરવા લાગ્યાં. શારદામણિના માતપિતા થોડા દિવસ પછી પાછાં ઘેર આવ્યાં.

રામકૃષ્ણ દેવ હવે શારદામણિને કર્તવ્યનું શિક્ષણ આપવા લાગ્યા.ફુરસદ મળતી ત્યારે એ પત્નીને માનવજીવનના ઉદ્દેશ તથા કર્તવ્યસંબંધી જ્ઞાન આપતા હતા. એ સમયમા એક દિવસ એમણે પત્નીને કહ્યું હતું કેઃ—" ચાંદા મામા જેવી રીતે બધા બાળકોના મામા છે, તેવીજ રીતે ઈશ્વર બધાના પિતા છે. તેને પોકારવાનો બધાને અધિકાર છે. જે કોઇ એને પોકારશે તેનેજ એ દર્શન આપશે. તું એને પોકારીશ તો એ તને પણ દર્શન દેશે."

રામકૃષ્ણદેવ શિષ્યને કેવળ ઉપદેશ દઇનેજ બેસી રહેતા નહિ.એ શિષ્યને સદા પોતાની પાસે રાખતા અને એને પોતાના જેવો બનાવી દેતા હતા. એ એના ઉપર સખ્ત દેખરેખ રાખતા અને એની ભૂલોને સુધારતા. શારદામણિના સંબંધમાં પણ એમણે એજ પદ્ધતિ ગ્રહણ કરી. સાધારણ બાબતો પણ એમના ધ્યાન બહાર નહોતી રહેતી. દાખલાતરીકે એમણે પત્નીને શીખવ્યું હતું. કે ગાડીમા કે નૌકામા બેસતી વખતે સૌથી પહેલા ચઢવું જોઇએ અને ઉતરતી વખતે બધી વસ્તુઓને સંભાળી લઇને પછી ઉતરવું જોઇએ.

એક દિવસ શારદામણિએ સ્વામીના પગ ચાપતા ચાપતા પૂછ્યું કેઃ—"મને તમે કોણ સમજો છો?" રામકૃષ્ણે ઉત્તર આપ્યો હતો કેઃ—જે માતા મંદિરમાં છે, એમણેજ પ્રાણીમાત્રને જન્મ આપ્યો છે અને એજ માતા મારા પગની ચંપી કરી રહ્યાં છે. સાક્ષાત્ આનંદમયીના રૂપમાં હું તને સર્વદા જોઉં છું." રામકૃષ્ણ કેવળ શારદામણિનેજ નહિ પણ બધી સ્ત્રીજાતિને-કુલટા સ્ત્રીઓ સુદ્ધાતને-વિશ્વજનનીરૂપે જોતા હતા.

બૃહદારણ્યક ઉપનિષદ્કાર ઋષિ યાજ્ઞવલ્કય મૈત્રેયીસંવાદમાં લખે છે કેઃ—'પતિની અંદર આત્મસ્વરૂપ ભગવાન નિવાસ કરે છે, એટલા માટેજ સ્ત્રી પતિ ઉપર પ્રેમ રાખવે છે. સ્ત્રીની અંદર જે ભગવાન વસેલા છે,તેની ખાતર પતિની ઈચ્છા સ્ત્રીની પ્રત્યે આકર્ષાય છે.'

એ સમયે રામકૃષ્ણ અને શારદામણિદેવી એકજ શય્યા ઉપર રાત્રિ ગાળતાં હતાં. દેહ-બોધ રહિત રામકૃષ્ણની લગભગ આખી રાત સમાધિમાં વીતતી હતી. એ વખતનો પોતાનો અપૂર્વ અનુભવ સંભળાવતાં રામકૃષ્ણદેવ

કહેતા હતા. કે જો એ વખતે શારદામણિદેવી પણ સંપૂર્ણરીતે કામના-રહિત ન હોત તો પોતે દેહભાવશૂન્યતા સાધી શકત કે નહિ તે શકભરેલું છે. પૃથ્વીમાં અનેક કાર્યક્ષેત્રોમાં પ્રસિદ્ધ પુરુષો સાથે એમની પત્નીઓનો સંબંધ રહ્યો છે. કેટલીએ સ્ત્રીઓએ પતિને ભવસાગરની વિટંબણામાથી પાર ઉતાર્યા છે. કેટલીએ સ્ત્રીઓએ પતિની નિરાશાના સમયમાં નવીન ઉત્સાહ રેડયો છે. રામકૃષ્ણદેવના જીવનમા પણ શારદામણિની સહાયતા ન હોત તો તેઓ સાધનાની ઉચ્ચ સીડીએ એ ન પહોચી શકત.

એક વર્ષ પછી જ્યારે રામકૃષ્ણદેવને એક ક્ષણભરને માટે પણ દેહબુદ્ધિ ઉત્પન્ન ન થઈ તથા જ્યારે શારદામણિને પણ એમણે જગન્માતા અને સાક્ષાત્ દેવી સિવાય બીજા કોઈ રૂપમાં ન જોયા, ત્યારે એ સમજ્યા કે પોતે પરીક્ષામાં-થી પાર ઉતર્યા છે એ સમયે એમણે ષોડશી પૂજાની તૈયારી કરી અને શારદા-મણિનુ વિધિપૂર્વક પૂજન કર્યું. પૂજા સમાપ્ત થવાનો સમય આવ્યો, ત્યારે શારદામણિ બાહ્યજ્ઞાનરહિત અને સમાધિસ્થ હતા.

આટલી સ્થિતિએ પહોચ્યા છતા પણ દેવીમા અહંકાર નહોતો.

ષોડશી પૂજા પછી લગભગ પાચ છ માસ સુધી શારદામણિ દક્ષિણેશ્વરમાં રહ્યા હતા. એ પોતાને હાથે રાધીને સદા રામકૃષ્ણ, એમના માતા તથા અન્ય અભ્યાગતોને જમાડતા હતા રામકૃષ્ણદેવ સર્વ પ્રકારનું ભોજન ખાઇ શકતા નહિ,એટલા માટે એમને સારૂ જૂદીર સોઇ કરતા.એ વખતે રામકૃષ્ણ દેવ રાત-દિવસ સમાધિમા રહેતા અને કોઇ કોઇ વખત તો એમના દેહમાં મુડદાના બધા લક્ષણ દીઠામા આવતા. એવે સમયે શારદામણિ રાતદિવસ ચિન્તાતુર રહેતા. એમને રાતે નિદ્રા પણ આવતી નહિ. એમની નિદ્રામા ભગ પડતો જોઈને રામકૃષ્ણે પોતાનો સુવાનો પ્રબધ માતાના ઓરડામા કર્યો. એ પ્રમાણે એક વર્ષ ને ચાર માસ દક્ષિણેશ્વરમા રહીને શારદામણિદેવી બગાળી સંવત ૧૨૮૦ ના કાર્તિક માસમા કામારપુકુર પાછા ગયા.

એ સમયની વાતનું સ્મરણ કરતા શારદામણિદેવી ભક્તસ્ત્રીઓને કહેતાં કે.–" એ કેવા દિવ્યભાવથી રહેતા હતા, તે કહીને સમજાવી શકાય એમ નથી પોતે કદિ ચિન્તા કરતા હતા, કદિ હસતા હતા, કદિ રોતા હતા અને કદિ સમાધિસ્થ થઇ જતા હતા. એ પ્રકારે એમની આખી રાત વીતતી હતી. એવો આવેશ હતો કે જોતાવારજ શરીર કંપવા લાગતું હતું અને હુ એજ વિચાર કરતી હતી કે, પ્રાતઃકાળ કયારે થશે. સમાધિની બાબતમા તો હુ કાઇ સમ-

જતી નહોતી. એક દિવસ સમાધિન છુટયાથી હું રોવા લાગી. એમના કાનમાં કોઇએ નામસ્મરણ કર્યું, ત્યારે એમને ભાન આવ્યું. એવી રીતે મને ભયભીત થએલી જોઇને એમણે કહ્યું હતું કે, મારી એવી દશા થાય ત્યારે મારા કાનમાં અમુક નામનો જપ સંભળાવવો. ત્યાર પછી હું એમની એવી દશા જોઇને બીતી નથી ”

શારદામણિદેવી કહેતાં કે:–“ દીવો કેવી રીતે સળગતો રાખવો, ઘરનાં માણસો કેવાં છે અને તેમની સાથે કેવી વર્તણુક ચલાવવી જોઇએ, બીજાના ઘરમા કેવી રીતે રહેવું જોઇએ, વગેરે સંસારની બારીક વિગતોથી માંડીને તે ભજન, કીર્તન, ધ્યાન, સમાધિ અને બ્રહ્મજ્ઞાન આદિનું શિક્ષણ એમને પરમહંસદેવ તરફથી મળ્યું હતું ” કલકત્તા આદિ અનેક સ્થળેથી સારા ઘરની સ્ત્રીઓ દક્ષિણેશ્વરમા રામકૃષ્ણદેવના દર્શન કરવા સારૂ આવતી. એમને પણ શારદામણિ રસોઇ કરીને જમાડતા. કોઇ કોઇ વાર તો વિધવા સ્ત્રીઓને માટે ગંગાજળ લાવીને રાધવું પડતુ હતુ.

એક વાર રામકૃષ્ણદેવ પનિહારીનો મહોત્સવ જોવા જતા હતા. એક સ્ત્રીભક્તદ્વારા એમણે પત્નીને પૂછાવ્યું કે, ‘તમે સાથે આવશો કે નહિ?’ શારદામણિએ વિચારીને ઉત્તર આપ્યો કે:–“ ઘણા લોકો સાથે જઇ રહ્યા છે, ત્યા ઘણી ભીડ થશે, એટલી બધી ભીડમા નૌકામાથી ઉતરીને ઉત્સવના દર્શન કરવા જવું, એ મારે માટે અસંભવ છે, માટે હું તો નહિ આવુ. ” એમણે ન જવાનો સંકલ્પ કર્યો. એ વાતનો ઉલ્લેખ કરીને રામકૃષ્ણદેવે એકવાર કહ્યું હતું કે, “આટલી ભીડ છે તેમાં વળી મને સમાધિસ્થ દશામા જોવાને સારૂ ઘણાં માણસો આતુર થઈ રહ્યા છે. એમણે(શારદામણિએ) સાથે ન આવવામા વ્યાજબીજ કર્યું છે, એ સાથે હોત તો લોકો કોણ જાણે શુંએ કહેત. એ અત્યંત બુદ્ધિમતી છે. ” શારદામણિની બુદ્ધિ તથા નિર્લોભિતાની બાબતમા નીચેનો પ્રસંગ ઘણો પ્રકાશ પાડે છે. પરમહંસદેવ કહે છે કે:– મારવાડી ભક્ત લક્ષ્મીનારાયણ જ્યારે દશ હજાર રૂપિયા દેવા આવ્યા ત્યારે મારૂં માથું ભમ્યું. મેં મા ( શારદામણિ ) ને કહ્યું:–“મા! આટલા બધા દિવસો પછી આજે આ લાલચ બતાવવા આવ્યો છે. ” ત્યાર પછી એના મનની પરીક્ષા કરવા સારૂ મેં કહ્યું:–“સાભળે છેને, એ રૂપિયા આપવા આવ્યો છે, હું નથી લેતો એટલે તને આપી રહ્યો છે, તું લેતી કેમ નથી, ચૂપ કેમ બેસી રહી છે ?” એ સાંભળીને એણે કહ્યું:–“એવું કેમ બને ! એ રૂપિયા લેવાયજ નહિ. જો હું લઉં તો-

પણ એ તમારાજ રૂપિયા કહેવાય; કેમકે એ રૂપિયાને લઈને હું તમારીજ સેવામા વાપરીશ અને તેથી એ તમેજ ગ્રહણ કર્યા એમ કહેવાશે. તમારા ત્યાગને લીધે લોકો તમારી પ્રતિષ્ઠા કરે છે. માટે હું એ રૂપિયા લઈને તમારી પ્રતિષ્ઠાને કદિ પણ ઝાંખી નહિ પડવા દઉં." એ સાંભળીને પરમહંસદેવ ચૂપ થઈ ગયા.

જે સન્નારીને ગરીબાઈને લીધે પગે ચાલીને અનેક વિપત્તિઓ વેઠીને દક્ષિણેશ્વર સુધી આવવું પડતું તેની નિસ્પૃહતાનું આ જ્વલન્ત ઉદાહરણ છે.

શારદામણિદેવી બંગાળી–હિન્દુકુળ–વધુ હોવાથી ઘણાંજ શરમાળ હતાં. દક્ષિણેશ્વરમા ઘણા દિવસ સ્વામીની પાસે રહ્યાં. અતિથિઅભ્યાગતની સેવાનો ભાર એમનેજ માથે હતો, છતા ઘણા થોડા લોકોએ એમને દીઠાં હશે. રાતના ત્રણ વાગે બીજા લોકોના ઉઠતા પહેલાં ઉઠીને પ્રાતઃક્રિયા અને સ્નાન વગેરેથી પરવારીને એ ઘરમા ઘુસતાં, તે બહાર નીકળતાંજ નહિ. બધાનાં ઉઠતા પહેલાંજ એ પૂજાપાઠ પણ સમાપ્ત કરતા હતાં. નહાવાને સારૂ પણ દીવો લઈને જતાં. એવો સ્વભાવ તથા અભ્યાસ હોવાને લીધે પતિને કંઠરોગ લાગુ પડયો, ત્યારે એ સાથે ગયા હતાં અને ઘણીજ કાળજીથી ધૈર્યપૂર્વક રાતદિવસ સ્વામીની સેવા કરી હતી પાછલી રાતના ત્રણ વાગ્યાથી તે રાતના અગિયાર સુધી એ પતિની સેવા ઉભેપગે કરતાં.

પૈસાના અભાવે શારદામણિ જયરામવાટી અને કામારપુકુરથી દક્ષિણેશ્વર સુધી પગે ચાલીને જતાં હતા. એ રસ્તામા ચારપાચ કોસ સુધી 'તેલો મેલો' અને 'કૈકલા' નામના બે મઠ આવતા. એ બે મઠોમાં એ સમયે નરહત્યા થતી. એ રસ્તામાં હજુપણ એક ભીષણ કાલીની મૂર્તિ દીઠામાં આવે છે. એજ કાલીનું પૂજન કરીને લુટારાઓ નર–હત્યા વગેરે ભીષણ કાર્ય કરતા હતા. એમના ભયને લીધે માણસો પૂરતા સંગાથ વગર એ મઠ આગળ થઈને જવા ન પામતા.

એકવાર શારદામણિદેવી કેટલાક લોકોની સાથે કામારપુકુરથી દક્ષિણેશ્વર જઈ રહ્યા હતાં. આરામબાગમા પહોચ્યા ત્યારે 'તેલો મેલો' અને કૈકલા પાર કરવાને પૂરતો સમય હતો. એટલે લોકો આરામબાગમાં વિસામો ખાવાને આનાકાની કરવા લાગ્યા. ઘણો થાક લાગેલો હોવા છતા પણ શારદામણિએ ચાલવાનું કબૂલ કર્યું. એ સદા બધાની આગળ રહેતાં અને એમના સાથીઓ પાછળ રહી જાય ત્યારે થોભી જતાં. આખરે એમના સાથીઓએ કહ્યું કે, આ પ્રમાણે

ચાલ્યાથી એક પહોર રાત સુધીમાં પણ એ બીષણ મકવાળા રસ્તાની પેલીપાર નહિ જઇ શકીએ. શારદામણિએ કહ્યું:—આપણે તારકેશ્વરમાંજ વિશ્રામ કરીશું. તમે જલદી ચાલો. સાથીઓ પણ સમય નહિ હોવાથી ઝટ ઝટ ચાલવા લાગ્યા. શારદામણિ પણ ઉતાવળે પગે ચાલ વા લાગ્યા; પણ એ ભયંકર રસ્તા આગળ પહોંચતાં પહોંચતાં સાંજ પડીજ ગઇ અને એમના સાથીઓ બહુ આગળ નીકળી ગયા હતા. શારદામણિ ઉભાં રહીને વિચારવા લાગ્યાં કે હવે શું કરવું જોઇએ? એટલામાજ ભયંકર કાળા રંગનો એક ઉંચો માણસ લાઠી લઇને ત્યાં આવી પહોચ્યો એવું જણાતું હતું કે, એની પાછળ બીજું પણ કોઇ આવી રહ્યુ છે. નાસવાની આશા છોડી દઇને શારદામણિ સાહસપૂર્વક ત્યાંજ ઉભા રહ્યાં. પેલા પુરુષે ત્યા આવીને પૂછ્યું:—"તું કોણ છે ? અને આવે સમયે એકલી અહીં કેમ ઉભી છો?"શારદામણિએ કહ્યું:—'બાપુ ! મારા સાથીઓ મને મૂકીને આગળ ચાલ્યા ગયા છે અને હું કદાચ રસ્તો ભૂલી ગઇ છું. તમે કૃપા કરીને મને મારા સાથીઓની પાસે પહોચાડી દો. તમારા જમાઇ દક્ષિણેશ્વરમાં રાણી રાસમણિના કાળીમંદિરમા રહે છે, એમની પાસે હું જઉં છું. તમે મને ત્યાં પહોચાડી દેશો તો એ તમારો ઘણો આદરસત્કાર કરશે."એ વાતચીત ચાલી રહી હતી, એટલામાં પેલો બીજો માણસ પણ આવી પહોચ્યો. શારદામણિએ જોયું કે એ પુરુષ નહિ પણ પેલા લુંટારાની સ્ત્રી હતી. એને જોઇને પ્રસન્ન થઇને શારદામણિએ કહ્યું:—"મા! હું તમારી દીકરી છું. સાથીઓએ મને છોડી દીધી હતી એટલે હું સંકટમાં પડી હતી, સારે નસીબે તમે અને બાપુ મને મળી ગયા, નહિ તો મારે ભટકવું પડત."

શારદામણિની આવી સરળ તથા મીઠી વાતચીતથી લુંટારાઓના હૃદય પણ પીગળ્યાં. એમણે શારદામણિને આગળ જવા ન દેતા પાસેના ગામમાં એક વાણિયાની દુકાનમાં ઉતાર્યાં. પેલી સ્ત્રીએ પોતાનું વસ્ત્ર પાથરીને શારદામણિને સારૂ પથારી કરી અને લુંટારો એમને ખાવા સારૂ ચણા વગેરે લઇ આવ્યો. એ પ્રમાણે એમણે આખી રાત માતપિતાની પેઠે એમનું રક્ષણ કર્યું. લુંટારાની સ્ત્રીએ પોતાના પતિને કહ્યું, મારી છોકરીએ કાલે કાંઇ ખાધું નથી. તારકેશ્વરની પૂજા કરીને એને સારૂ મીઠાઇ વગેરે સારૂં ભોજન લેતા આવજો.

લુંટારો ભોજન લેવા ગયો, એટલામાં એમના સાથીઓ શોધતા શોધતા ત્યાં આવી પહોંચ્યા અને એમને કુશળ જોઇને આનંદ પ્રગટ કરવા લાગ્યા. ત્યાર પછી બધા આગળ જવાની તૈયારી કરવા લાગ્યા. શારદામણિએ પોતાના

પ્રાણરક્ષક લૂંટારા અને એની પત્નીનો ઘણોજ આભાર માન્યો.

* * * *

બ ગ સંવત ૧૨૯૩ની ૩૧મી શ્રાવણે પરમહંસદેવે દેહત્યાગ કર્યો. સ્વામી-ના મરણ પછી શારદામણિદેવીએ વિધવાવેષ કદિ ધારણ નહોતો કર્યો. એ સબધમા એવું કહેવાય છે કે, શ્રીપરમહંસદેવના સ્વર્ગવાસ સમયે એ હાથમાથી 'વાળા' (ચૂડી) કાઢવા લાગ્યાં હતાં, પણ એજ સમયે શ્રીપરમહસ દેવની મૂર્તિ એમની આખ આગળ ખડી થઈ અને એમનો હાથ પકડીને કહેવા લાગી –"શું હું મરી ગયો છુ કે તું સૌભાગ્યના ચિન્હ કાઢી રહી છે?" ત્યાર પછી એ કદિ પણ ખાલી હાથે નથી રહ્યા. લાલ સાડી પહેરતા અને હાથમા સૌભાગ્યસૂચક વાળો ધારણ કરતાં.

આત્માના અમરત્વમા આ પ્રમાણે વિશ્વાસ હોય તો કોઇને કદિ પણ દુ:ખ કે દુર્ગતિ ભોગવવાં પડતા નથી.

સ્વામીના દિવ્યધામ પધાર્યા પછી ૩૪વર્ષ સુધી શારદામણિદેવી જીવતા રહ્યા, અને ૬૭વર્ષની વયે બ ગ સવત ૧૩૨૭ના શ્રાવણની ચતુર્થીએ દેહત્યાગ કર્યો. પતિના મૃત્યુ પછી એમના શિષ્યોના એ મુખ્ય સલાહકાર બન્યા હતાં. શ્રી-રામકૃષ્ણદેવના શિષ્યોએ સ્થાપેલી અનેક શુભ સંસ્થાઓમા એ ભાગ લેતા હતા.

શારદામણિના અવસાન પછી ઉદ્બોધનાદિ માસિકપત્રોમા એમના વ્રત, સયમ, ત્યાગ, ધર્મનિષ્ઠા, સરળતા, નિરભિમાનતા, સહનશીલતા, દયા, ક્ષમા આદિ ગુણોની પ્રશસા થઈ હતી એમના સ્વામી તથા ભક્તો એમને 'મા' કહીનેજ બોલાવતા હતા અને હજી પણ એજ નામથી એમનું સ્મરણ કરવામા આવે છે. *



* શ્રી રામાનંદ ચેટરજીના એક લેખના "ચાંદ" માસિકમા પ્રગટ થયેલા હિન્દી અનુવાદ તથા સેવક શ્રીરામચદ્ર પ્રણીત રામકૃષ્ણપરમહંસદેવના જીવનવૃત્તાંત ઉપરથી આ ચરિત્ર લખવામાં આવ્યુ છે

# रत्न २४२ मुं–मनोमोहन मित्रनी जननी



મહુષ્ણુ પરમહંસદેવનાં અનેક સ્ત્રીભક્તોમા એ મુખ્ય હતાં. પરમહંસદેવ એમને સૌથી ઉચ્ચ શ્રેણિની મહિલા ગણતા. શ્રીરામકૃષ્ણદેવનું જીવનચરિત્ર લખનાર સાધક શ્રીરામચંદ્ર એમના સંબંધમાં લખે છે કેઃ–તેઓ જેટલા દિવસ સધવા હતાં, તેટલા દિવસ એમના જેવી પતિપરાયણા સ્ત્રી આ ઓગણીશમી સદીમાં મળવી અતિ દુર્લભ હતી વૈધવ્યદશામા આવી પડયા પછી જેટલા દિવસ જીવતા રહ્યાં તેટલા દિવસ તેમણે ગાડી સ્ત્રીની પેઠે જીવન ગાળ્યું હતું. ડાબા હાથમાં લોહ અને લલાટમાં સિન્દૂર, એ બે વસ્તુઓનો ત્યાગ કર્યા ઉપરાત વૈધવ્યનું બીજુ કોઈ લક્ષણ એમના દેહ ઉપર દીઠામાં આવતું નહિ; અર્થાત્ એ લાલ રગની સાડી અને સુવર્ણની બગડીઓ ધારણ કરતાં. આહારમાં સંપૂર્ણ સંન્યાસિનીનો ભાવ હતો. હિંદુ વિધવા હોવા છતાં પણ રગીન વસ્ત્ર અને સુવર્ણની બગડી ધારણ કરવા માટે અનેક લોકો એમની નિંદા કરતા, પણ એ એમની ટીકા ઉપર જરા પણ ધ્યાન આપતાં નહિ. એક દિવસ પરમહંસદેવ સમક્ષ બીજી અનેક સ્ત્રીઓ બેઠેલી હતી. એ પ્રસગે સ્ત્રીઓના ધર્મ અને કર્મસંબંધી વાત નીકળી. પરમહંસદેવે કહ્યું કે, સ્ત્રીઓને પતિ એજ એકમાત્ર ધર્મ છે, એજ શાસ્ત્રોનો અભિપ્રાય છે. પતિમા શાન્ત, દાસ્યાદિ બધા રસ છે. પતિ જીવતો હોય કે મરી ગયો હોય, તોપણ એજ ભાવ સ્ત્રીના મનમાં રહેવો જોઈએ. વળી સ્ત્રીઓ પતિના જીવન પછી શ્રીકૃષ્ણને પતિ ગણે છે. ત્યાર પછી એમણે એક વાત કહી કેઃ–' એક રાણી સુવર્ણાલંકાર ધારણ કરતી નહોતી, અને સધવાનો ભાવ ધારણ કરવાસારૂ કેવળ લાલ લાખની ચૂડી પહેરતી. નિંદાખોર જીભડીઓ ગમે તેમ બોલતી, પણ એને કાંઇ પરવા નહોતી અને પોતાના વિચારવિરુદ્ધ અમલ કરતી નહિ. દૈવસંયોગે રાજાનું મૃત્યુ થયું. રાણીએ તરત પોતાની ચૂડી ભંગાવીને સોનાની બગડી ધારણ કરી. લોકોને નવાઇ લાગી. એક દિવસ પાડોશણે એને એવું કરવાનો ખુલાસો પૂછયો, ત્યારે એણે જણાવ્યું, કે આટલા દિવસ મારા પતિ નશ્વર હતા; માટે નશ્વર પદાર્થને ચિન્હરૂપ ધારણ કર્યું હતું. હવે મારા પતિ અક્ષય, અમર અને અજર થયા છે, એટલા સારૂ અક્ષય સોનાની બંગડી ધારણ કરી છે.'

પરમહંસદેવે સ્ત્રીઓને કહ્યું:—‘ મનોમોહન મિત્રનાં માતુશ્રી સુવર્ણવલય ધારણ કરે છે, તે આવાજ હેતુથી છે. તેમનો અંદરનો ભાવ ઘણો ઉચ્ચ અને સુંદર છે લોકોની ટીકાની ખાતર શું એ ભાવ બદલાઇ શકે ? જે એમનો એ ભાવ બદલી શકે, તેના હૃદયમા એવો ઉચ્ચભાવ કદિ ઉત્પન્નજ નથી થયો, એમ કહેવું પડશે.’ મનોમોહન બાબુની માતાના ઉચ્ચ ભાવસંબંધી એક બીજું પણ દૃષ્ટાન્ત છે. તેમના ત્રીજા જમાઇ પરમહંસદેવના ઉપાસક થયા એટલે મહોલ્લામાની સ્ત્રીઓ આક્ષેપ કરવા લાગી કે, ‘હાય બિચારી છોકરીનું જીવતર બગાડયું ’ પણ એ કહેતાં કે:—“મારૂં એવું સૌભાગ્ય કયાથી કે મારા જમાઇ સન્યાસી થઇને સાધુસેવામા જીવન સમર્પણ કરે ? ”

# रत्न ३४४ मुं—महाराजा चन्द्रशमशेर जंग राणा बहादुरनी पत्नी



રતવર્ષમા જે બે રાજ્યો હજીસુધી સ્વતંત્રતાનું ગૌરવમય ઉજ્જવલ તિલક લલાટમા ધારણ કરી રહ્યા છે, તેમાનું એક નેપાળનું હિંદુ રાજ્ય છે હિમાલયના ખોળામા આવેલો એ વિસ્તીર્ણ પ્રદેશ, પ્રકૃતિનો રમણીય બગિચો છે. વિવિધ નૈસર્ગિક શોભા અને સપત્તિથી તે દીપી રહ્યો છે તેની ઉત્તરમા સદા બરફથી ઢકાયલા પર્વતરાજ હિમાલયની શિખરમાલા છે અને ચરણમાં જંગલી પશુઓથી વસાયલું ઘોર અરણ્ય છે. હિમાલય મનુષ્યોને માટે અગમ્ય છે. પુરાણોમા તેને દેવતાઓના નિવાસરૂપે વર્ણવ્યો છે. વિધાતાએ નેપાળ રાજ્યને દુર્ભેદ્ય કિલ્લાદ્વારા સંરક્ષિત કર્યું છે, તેને લીધેજ નેપાળ આજ પણ સ્વતંત્ર છે. જગતવાસીની વાત તો દૂર રહી, પરન્તુ આ દેશના લોકોમાથી પણ ઘણાખરાને એ દેશ અજાણ્યો છે. એ રાજ્ય ઘણુ વિચિત્ર છે. તેનો પ્રાચીન ઇતિહાસ અપૂર્વ નવલકથા જેવો રસમય છે. એ રાજ્યમા ભારતવર્ષની પ્રાચીન કીર્તિ અને પ્રાચીન ઇતિહાસનાં અનેક અવશેષો સચવાઇ રહેલા જોવામાં આવે છે મુસલમાનોના રાજ્યકાળમાં કેટલાએ ધર્મનિષ્ઠ હિંદુઓએ અત્યાચારમાથી બચવાની ખાતર નેપાળરાજ્યમાં આશ્રય લીધો હતો. ભારતવર્ષ બૌદ્ધ અને હિંદુ ધર્મનું

જન્મસ્થાન છે. એ બન્ને ધર્મીએ નેપાળમાં આશ્રય મેળવ્યો છે.

એ વિસ્તીર્ણ રાજ્યનું ભાગ્યચક્ર તેના મુખ્ય મંત્રીદ્વારા ચાલે છે. એક સમયે મરાઠાઓના પ્રધાન મંત્રી પેશ્વા, જેવા પ્રકારની સત્તા ધરાવતા હતા, તેવીજ સત્તા અને તેવીજ પ્રતિષ્ઠા વર્તમાન સમયમાં નેપાળ રાજ્યમા ત્યાંના મંત્રી ધરાવે છે રાજમંત્રી ચન્દ્રશમશેર જંગ રાણા બહાદુર વર્તમાન સમયમાં નેપાળનું ભાગ્યચક્ર ચલાવી રહ્યા છે. એ પદનું ગૌરવ તેમજ જવાબદારી ઘણાં મોટા છે. રાજમંત્રી ચંદ્રશમશેર જંગ ખરેખર એક ભાગ્યશાળી મનુષ્ય છે; કારણ કે રાજવૈભવ ભોગવવા ઉપરાત અપૂર્વ ગૃહ–સુખ પણ તેમના ભાગ્યમા લખાયું છે. વિધાતાએ અત્યંત ગુણવતી લક્ષ્મી જેવી ભાગ્યવતી પત્ની આપીને તેમના જીવનને કૃતાર્થ કર્યું હતું. જો કે એ સુખ તેઓ ઘણા થોડા સમયમાં ગુમાવી બેઠા છે, તોપણ જેટલા સમય સુધી એ સુખ તેમના ભાગ્યમા રહ્યું હતું, તેટલો સમય તેમને મનથી સ્વર્ગસુખ કરતા પણ અધિક આનંદમા ગયો હતો, એમા સંશય નથી.

ભારતેશ્વરી સ્વર્ગસ્થ સમ્રાજ્ઞી વિકટોરિયાના અપૂર્વ દાંપત્યજીવનનું વર્ણન કરતાં એક લેખકે એક સ્થળે લખ્યું છે કે:–“એવી સદ્ગુણસંપન્ન પત્ની કોઇ દીનદરિદ્રને મળી હોત, તો તે પણ ભાગ્યશાળી ગણાત વિકટોરિયાપતિ આૅલબર્ટ કેવા ભાગ્યશાળી પુરુષ કે એવું પત્નીરત્ન પ્રાપ્ત કર્યું !” અમે મહારાજા ચન્દ્રશમશેર જંગની ગુણવતી પત્નીના સબંધમા પણ એજ વાત કહી શકીએ એમ છે. એમના જેવી પતિવ્રતા સાધ્વી પત્ની દરિદ્રની કુટીરમા પણ અતુલનીય શોભા પ્રસરાવી રહે, તો પછી રાજકુટુંબમાં તેમના જેવા સન્નારીરત્નથી કેટલો બધો પ્રકાશ થઇ રહે તેનું તો પૂછવુંજ શું ?

તેમના પતિ મહારાજ ચન્દ્રશમશેર રાણા બહાદુર, સુવિખ્યાત જંગ રાણા બહાદુરના ભત્રીજા અને ટિબેટયુદ્ધના પ્રસિદ્ધ વીર શમશેરના પુત્ર થાય. વર્તમાન સમયમા એમનું કુટુંબ નેપાળમાં સૌથી ઉંચો દરજ્જો ભોગવે છે. અમે જે સન્નારીનું ચરિત્ર અત્રે લખવા માગીએ છીએ, તે મહારાજ શમશેર રાણા બહાદુરનાં એકનાં એક પત્ની હતાં. નેપાળમાં ઘણી સ્રીઓ પરણવાનો રિવાજ ચાલે છે; પણ અમે ભૂલતા ન હોઇએ તો મહારાજ શમશેર રાણા બહાદુર પોતાના કુટુંબમાંથી એકલાજ નર છે કે જેમણે એ પ્રથાનું ઉલ્લંઘન કર્યું હોય. તેમની ગુણવતી પત્નીએ તેમના હૃદયરાજ્ય ઉપર સંપૂર્ણ અધિકાર મેળવ્યો હતો. આખા નેપાળમાં સૌથી વધારે ભાગ્યવતી રમણી

તરીકે તેમની મુલાકાત લેતા એક બંગાળી સન્નારીને તેમણે કહ્યું હતું કે:- " હું આખા નેપાળ રાજ્યમા સૌથી વધારે ભાગ્યશાળી રમણી છું, એમાં સંદેહ નથી, કારણ કે વિધાતાએ મને ફક્ત આવા સુપ્રસિદ્ધ પતિ આપ્યા છે; એટલુંજ નહિ પણ હું મારા પતિની એકની એક રાણી છુ. એ સૌભાગ્ય મારી બીજી સ્વદેશી બહેનોને નથી. કન્યા કરતાં પુત્રનોજ આ દેશમાં વધારે આદર છે. વિધાતાએ મને પાચ પુત્ર અને એક કન્યા આપી છે શોકસતાપ મને બિલકુલ નથી દેહ નબળો પડી ગયો છે, એ વાત ખરી, પરન્તુ સંપૂર્ણ સુખ પરમેશ્વરે મનુષ્યના ભાગ્યમા લખ્યું નથી. હું આટલાથીજ અત્યંત સુખી છુ." કેવી સુંદર વાત ! કેવો સંતોષ !

આ ભાગ્યવતી નારીનો જન્મ કાઠમૂંડુ શહેરથી ૧૫૦ ગાઉ દૂર, પુટાન નામક સ્થાનમા ઈ૦ સ૦ ૧૮૬૭ ના માર્ચ માસની ૧૦ મી તારિખે રવિવારે થયો હતો. એ ઘણા સારા કુટુંબમા જન્મેલા હતા. બાલ્યાવસ્થામાજ તેમનુ લગ્ન થઇ ગયું હતું. ઇ૦ સ૦ ૧૮૮૨ ની ૩૧ મી જુલાઈએ એમની પ્રથમ કન્યાનો જન્મ થયો હતો. જ્યેષ્ઠ પુત્ર મોહનશમશેર જંગ બહાદુરનો જન્મ ઈ૦ સ૦ ૧૮૮૫ ની ૨૬ મી ડિસેમ્બરે થયો હતો. ત્યાર પછી અનુક્રમે તેમને ચાર પુત્ર જન્મ્યા હતા. ઈ૦ સ૦ ૧૯૦૦ મા સૌથી નાના પુત્રના જન્મ પછી તેમને દમનો સખ્ત વ્યાધિ લાગુ પડયો અને ત્રણ વર્ષ સુધી ધીરજ અને સહિષ્ણુતાપૂર્વક તેમણે એ વેદના ભોગવીને બગાળી સંવત્ ૧૩૧૨ ના ફાલ્ગુન માસમા દેહત્યાગ કર્યો. હિંદુરમણીના જીવનમા ઉલ્લેખયોગ્ય વિશેષ બનાવ પ્રાય: હોતા નથી, તેજ પ્રમાણે એમના પ્રસંગમા બન્યુ છે એ અતિ ધર્મનિષ્ઠ અને સદાચારી સ્ત્રી હતા. પોતાના પતિની સાથે હરિદ્વાર, બદરિકાશ્રમ, મથુરા, કુરુક્ષેત્ર, પ્રયાગ વગેરે ઘણા તીર્થમાં ભ્રમણ કરી આવ્યાં હતાં. અનેક યાગ, યજ્ઞ, હોમ, આદિનાં અનુષ્ઠાન કરાવ્યા હતાં. દૈનિક જીવન ઘણીજ ધર્મનિષ્ઠાપૂર્વક વ્યતીત કર્યું હતું. રોગશય્યામાં પડયાં હતાં તે વખતે પણ ધર્મકર્મ અને આચારનું ઉલ્લઘન કદિ કર્યું નહોતુ. જીવનના છેલ્લા દિવસ સુધી સવારના પહોરમા ચાર વાગ્યે ઉઠીને સ્નાન વગેરે કર્મ કરીને પૂજન કર્યા પછી ઔષધસેવન કરતા.

મહારાણી બધી બાબતોમાં આદર્શ પત્ની હતાં. તેમની પતિભક્તિ અને પતિસેવા જોઈને તેમના સમાગમમાં આવનારાં સર્વ સ્ત્રીપુરુષો મુગ્ધ થઇ જતા હતાં એમનો નિત્ય નિયમ એવો હતો કે પતિનું ચરણોદક પીધા વગર

પોતે પાણી પણ પીતા નહિ. જેટલા દિવસ પોતે સાજાં રહ્યાં, તેટલા દિવસ નિરંતર પતિસેવા કરતા રહ્યાં. રોગશય્યામાં પડયે પડયે પણ એ કેવી રીતે સ્વામીની સેવા-શુશ્રૂષાની વ્યવસ્થા કર્યા કરતાં હતા તે સાંભળીને વિસ્મય પમાય છે. સ્વામીના ખાવાપીવામાં કોઇ જાતની ગડબડ કે વિલંબ ન થાય, એ બાબતની બારીક દેખરેખ રાખતા. સ્વામી યથાસમયે સૂઈ ગયા છે કે નહિ, તેની ખબર દાસીને મોકલીને પૂછાવતા. પોતે મંદવાડના બિછાનામાં પડયે પડયે પણ સ્વામીના ભોજન ઉપર દેખરેખ રાખતા પતિને આરામ અને પતિના કલ્યાણ સબંધી ચિન્તા રાતદિવસ તેમના હૃદયમાં જાગૃત રહેતી. હિંદુ રમણી સાધારણરીતેજ પતિપ્રાણા હોય છે, પરન્તુ એમણે આ બાબતમાં પરાકાષ્ઠા બતાવી હતી.

મહારાણી જે પ્રમાણે સાધ્વી અને પતિવ્રતા હતા તેજ પ્રમાણે તેમના સુયોગ્ય પતિ પણ સર્વ પ્રકારે તેમનું માન સાચવતા હતા. તેમણે પત્નીની જેવી સેવાશુશ્રૂષા કરી છે, તેવી ઘણાજ થોડા પતિ કરે છે. વિધાતાએ તેમનાં ગુણવંતી પત્નીને ઘણો સારો સ્વભાવ અને પ્રખર બુદ્ધિ આપીને જગતમાં મોકલ્યા હતા, એ વાત ખરી, પરન્તુ મહારાજાએ યત્નપૂર્વક સારૂં શિક્ષણ આપીને તેમના સ્વભાવ અને ચરિત્રને વધારે સુંદર બનાવ્યા હતાં. મહારાજાએ ત્રણ વર્ષ સુધી મહારાણીની જે સેવા તથા ચિકિત્સા કરી છે, તે ઉપરથી પત્ની ઉપરનો તેમનો પ્રેમ જણાઇ આવે છે મહારાજાએ લાંબો વખત પત્નીની ખાતર સર્વ પ્રકારના સુખને તિલાંજલિ દઇને, રાતદિવસ ચિન્તામાં ગાળ્યો હતો. અસાધ્ય રોગ પત્નીના દેહને ક્ષીણ કરી નાખતો હતો, એ જોઇને મહારાજા આકુળવ્યાકુળ થઈ જતા હતા. મનુષ્યના હાથમાં જેટલા ઉપાયો છે, તેટલા બધા ઉપાયો પત્નીની ખાતર અજમાવી જોવામાં તેમણે જરા પણ ન્યૂનતા રાખી નહોતી. જે દિવસે મહારાણીની તબિયત જરા ખરાબ થતી, તે દિવસે ચિકિત્સકોનો જીવ ઉડી જતો, કે રખેને મહારાજાના મનમાં એવું આવશે કે પૂરતી કાળજીથી ઇલાજ નહિ થતો હોય. મહારાજા પત્નીની વેદના અને શીર્ણ દેહ જોઈને શોકથી કાતર થઈ જતા. જે મહારાજા નેપાળ જેવા વિશાળ રાજ્યનો ભાર વહન કરી શકતા હતા, જે ભલભલી વિપત્તિને સમયે પણ અટલ રહેતા હતા, તે પત્નીની રોગશય્યા આગળ ઉભા રહીને મનને સ્થિર રાખી શકતા નહિ.

એમનું દાંપત્યજીવન અત્યંત સુખમય હતું. ઉભયનો એક બીજા ઉપર

ઉંડો પ્રેમ હતો, પરન્તુ વિધાતાની ઇચ્છાને કોણ રોકી શકે છે ? એ સુદૃઢ પ્રેમના બંધનને છિન્ન કરીને મૃત્યુએ રાજભવનને શોકથી આચ્છાદિત કરી દીધું મૃત્યુના ત્રણ દિવસ પહેલા રાણીને પશુપતિનાથના મંદિરમાં લઇ જવામા આવ્યા હતા. જે દિવસે તેમનું મૃત્યુ થવાનું હતું, તે દિવસે રાત્રે ૧૦ વાગ્યાને સમયે તેમણે આગ્રહ કરીને મહારાજાને ઘેર પાછા મોકલ્યા. રાતના બાર વાગ્યે તેમનો અન્ત સમય આવી પહોચ્યો. પતિની છબી લાવી આપવાનો પોતાની બહેનને આગ્રહ કર્યો. ભગિનીએ છબી આણી આપી એટલે એકી ટસે તેના સામું જોઇને પછી મસ્તક ઉપર ધારણ કરી, ત્યાર પછી આંખ મીચીને ઇષ્ટદેવતાનું સ્મરણ કરતાં કરતા નશ્વર દેહનો ત્યાગ કર્યો. તેમની ચિતાભસ્મ વાઘમતી નદીના જળમા વહેવરાવવામાં આવી. એ દિવસે આખા નેપાળ રાજ્યમાં શોક પ્રવર્તી રહ્યો

વળી અન્ય એક ઘટના ઉપરથી વાચકો મહારાણીની પતિભક્તિનું અનુમાન કરી શકશે મૃત્યુ પહેલાં મહારાણીએ પતિને બીજી પત્ની કરવાનો વાર વાર આગ્રહ કર્યો હતો એ કહેતા કે.—“ આપ ફરીથી લગ્ન કરો. હું મારી આંખે જોઇને જાઉં. આપની સેવા કરવાની વ્યવસ્થા બધી હું તેને શીખવી જઈશ. હું બધો બંદોબસ્ત કરીને નિશ્ચિન્તમને મરણ પામીશ ” છેલ્લી ઘડી સુધી તેમણે એ બાબતનો પતિને ઘણોજ આગ્રહ કર્યો હતો. વળી તે ઉપરાત પતિને જણાવ્યુ હતું કે:—“તમે જો મારે માટે શોકાતુર થઈને દિલગીરીમા જીંદગી ગાળશો, તો મારો આત્મા નરકગામી થશે અને હુ પરલોકના સુખથી વંચિત થઇશ. આ સંસારમા મે આપને અનેક પ્રકારનું કષ્ટ દીધુ છે.મૃત્યુ પછી મારા તરફથી કોઇ જાતનું કષ્ટ આપને ન થાઓ.” આ વચનો સ્ત્રીને માટે કેટલા કઠિન છે! કેટલો ઉંડો પતિપ્રેમ હોય તોજ પત્ની પતિને આવો આગ્રહ કરી શકે, તે વાતનું આથી અનુમાન કરી શકાય એમ છે કેટલીએક સ્ત્રીઓ સપત્નીના ભયથી ડરી જઈને મૃત્યુશય્યામાથી પતિને ફરીથી પરણવાનો નિષેધ કરે છે, ત્યારે નેપાળના મહારાણીની માફક જીવનની છેલ્લી ઘડીએ પણ પતિનાજ કલ્યાણની વાચ્છના રાખી, તેમને ફરીથી લગ્ન કરવાનો આગ્રહ કરનાર પત્નીઓ પણ ભારતભૂમિમા જોવામા આવે છે. મૃત્યુના એક દિવસ પૂર્વે તેમણે પોતાની પુત્રીને કહ્યું હતું:—“મેં તારા પિતાને ઘણું કષ્ટ આપ્યું છે. જો તારા પિતા ફરીથી લગ્ન કરે તો તું તારી નવી માતાનુ સન્માન કરજે, આદર કરજે, તે તારી ગુણવંતી માતા થશે, એ તમારા શૂન્ય ઘરને પૂર્ણ કરશે, તારા શોકાર્ત પિતાના હૃદ-

યને શાન્તિ આપશે. ” કન્યાને આવો ઉપદેશ આપનારી માતાઓ થોડી હોય છે. મહારાણી એક આદર્શ માતા હોવાથી સંતાનોને સારૂં શિક્ષણ આપવા ઉપર હમેશા ધ્યાન રાખતા. એક દિવસ તેમના બાળકપુત્રે કાંઈ અન્યાય-યુક્ત કાર્ય કર્યું, તે સાંભળીને તેમની આંખમા આંસુ ભરાઇ આવ્યા અને ઘણી દિલગીરી સાથે એ બોલી ઉઠયાં કેઃ—“હું શું પાપી છું કે મારા ગર્ભમાં જન્મેલા સંતાને આવું કામ કર્યું ? ” બાળકોના અપરાધને બધા તુચ્છ ગણી કહાડે છે; પણ એમની આગળ બાળકના અપરાધ પણ ગંભીર જણાતા. સંતાનો તેમના ઉપર જેટલી શ્રદ્ધા રાખતા, તેટલોજ તેમનો ભય પણ રાખતાં. એ ચરિત્રવતી મહારાણીના હૃદયમાં આશ્ચર્યજનક સાહસ અને તેજસ્વિતા હતાં. કોઇ પણ પ્રકારના અન્યાયને એ ઉત્તેજન આપી શકતાં નહિ.

મહારાણીએ જે પુષ્કળ પુણ્યદાન કર્યું હતું, તેની ગણત્રી થાય એમ નથી. તુલાદાન, હજારો ગોદાન, સુસજ્જિત ઘર અને ઉદ્યાનો આદિ બ્રાહ્મણોને આપ્યાં હતાં. પતિના નામથી ધર્માદા દવાખાનું સ્થાપીને અનેક મનુષ્યોનો આશીર્વાદ લીધો હતો. કેટલાએ કેદીઓને કેદખાનામાથી છોડાવ્યા હતા; અને એવા બીજા અનેક કાર્યો કે જેદ્વારા પુણ્ય પ્રાપ્ત થવાનું હિંદુશાસ્ત્રોમાં લખ્યું છે, તે બધાં કાર્યો કરવામાં તેમણે કચાશ રાખી નહોતી. રોગશય્યામાં પડયાં પડયા પણ એ શાસ્ત્ર-કથાનું શ્રવણ કરતાં હતા. એમના જેવી પુણ્યવતી નારી નેપાળમાં થોડી થઇ છે. વિશાળ નેપાળ રાજ્યમા એ એક અગ્રગણ્ય રમણી હતાં. તેમનાં સમાગમમાં આવનારા તેમનાં સગાસંબંધીઓ તેમજ પરદેશી બન્ધુઓ તેમના સૌજન્ય, દયા, મિષ્ટભાષિતા આદિ ગુણોથી મોહિત થઇ ગયાં હતા એ ઘણા દૂરદર્શી અને બુદ્ધિમતી હતાં. તેમના પ્રત્યેક કાર્ય-માંથી તેમની સુબુદ્ધિ અને સદ્વિવેચનનો પરિચય મળી આવે છે.તેમણે પોતાના ઉંચા દરજ્જાનો માનમરતબો સારી રીતે સાચવ્યો હતો, એટલુ જ નહિ પણ તેનું ગૌરવ વધાર્યું હતું. તેમના ઉદાહરણ ઉપરથી સ્ત્રીઓ પતિભક્તિ, પતિ-સેવા, ગુરુભક્તિ, સંતાનોનું શિક્ષણ અને પ્રજાપાલન આદિ ગુણો શિખી શકશે.

# रत्न ३४५ मुं–लीलावतीसिंह




મતી લીલાવતીએ ઈ૦ સ૦ ૧૮૬૮ના ડિસેમ્બર માસમાં ગોરખપુર જિલ્લામા એક દેશી ખ્રિસ્તી દપતીને ઘેર જન્મ લીધો હતો. તેના પિતા અતિશય બળવાન, સ્વતંત્ર સ્વભાવના અને સત્યપ્રિય માણુસ હતા. પિતાની તરફથી લીલાવતીને જન્મથીજ સારી તદુરસ્તી, માનસિક સ્વાધીનતા અને સત્યપ્રિયતાના ગુણ વારસામા મળ્યા હતા. વળી ધાર્મિક અને નતિક કેળવણીને પ્રતાપે એ ત્રણે ગુણો ભાવીજીવનમા ઘણા ખીલી નીકળ્યા હતા. એ સર્વે ગુણોને લીધે લીલાવતીએ વિશ્વવિદ્યાલયની ઉચામા ઉચી પરીક્ષા પાસ કરીને તથા પુષ્કળ પાંડિત્ય મેળવીને સ્વદેશ તથા પરદેશમા સર્વત્ર યશ પ્રાપ્ત કર્યો હતો.

સાત વર્ષની વયે લીલાવતીને માતાનો વિયોગ થયો હતો. માતા ઉપર તેમને અત્યત પ્રેમ હતો, એટલી નાની વયમા માતૃવિયોગ થવા છતા પણ જીદગીની છેલ્લી ઘડી સુધી તેમને માતાનું સ્મરણ થયા કરતું હતું. સગીત અને કવિતા ઉપરનો શોખ માતાની તરફથી પોતાને મળ્યો છે એમ એ માનતા હતા લીલાવતીના પિતાએ માતૃહીન બાલિકાને મિસ થોબર્નની બોર્ડિંગ સ્કૂલમા મોકલાવી દીધી.

મદવાડના સમયમા લીલાવતીની માતાએ તેને ઘણી લડાવી મૂકી હતી. તેની મરજી માફક કામ કરતા કોઇ રોકી શકતું નહિ આથી લીલાવતી ઘણી તોફાની છોકરી થઇ હતી. તેને લીધે લખનૌ બોર્ડીંગ સ્કૂલમા આવ્યા પછી તેને ઘણું વસમું લાગ્યું. ત્યાં તો છાત્રનિવાસના કાયદાઓ પ્રમાણે ચાલવું પડતું. પોતાની મરજી માફક કરવા જતા તરતજ રોકાણ થતું, પરન્તુ મિસ થોબર્ન બાળકોને ઉછેરવાના અને ભણાવવાના કામમાં ઘણાં નિપુણ હતા, તેમણે થોડા દિવસમાજ લીલાવતીને પોતાના કાબૂમાં લીધી. લીલાવતી ઉપર તેમના સ્નેહની એટલી બધી અસર થઈ કે એ તેમને બીજી માતા તરીકે ગણવી. મિસ થોબર્નના મંગળમય પ્રભાવને લીધે લીલાવતીનું જીવન ઘણું રસમય બન્યું. બોર્ડિંગ હાઉસ ઉપર તેને ઘણોજ પ્રેમ ઉત્પન્ન થયો. કુમારી થોબર્નને મુખે અમેરિકાની બાલિકાઓની વિદ્યાની પ્રશંસા સાંભળીને તેણે પણ મનમાં ને મનમાં એમના જેવી ઉંચી કેળવણી લેવાનો સંકલ્પ કર્યો. લીલાવતીના

મનમાં કેટલીક વખત ધર્મવિષયક શંકાઓ ઉભી થતી; પરન્તુ થોબર્નના સહવાસથી તથા તેમના ઉચ્ચ જીવનના પ્રભાવથી એ બધી શંકાઓનું નિવારણ થઇ જતું. વધારે આશ્ચર્યની વાત તો એ છે કે મિસ થોબર્ન જેવી વિદેશી રમણીના સંસર્ગથી અને તેમનાજ ઉદાહરણથી લીલાવતીના મનમાં ખરે ખરી સ્વદેશભક્તિ ઉત્પન્ન થઈ હતી. તેમણે વિદેશી પોશાકનો ત્યાગ કરીને સ્વદેશી પોશાક ધારણ કર્યો હતો, તથા ભારતની સ્ત્રીઓને કેળવવા માટે ખરા અંતઃકરણથી પ્રયાસ કરીને સ્વદેશપ્રેમની સાબિતી આપી હતી.

લીલાવતીએ લખનૌની નિશાળમા ઘણી કાળજીપૂર્વક અભ્યાસ કરવા માંડયો, પરન્તુ એ હાઇસ્કુલમાંજ ભણતી હતી એવામાં તેના પિતાની આર્થિક સ્થિતિ બગડી ગઇ અને તેને અભ્યાસ બંધ કરવા વારો આવ્યો. એવી અવસ્થામા લીલાવતીને મિશન તરફની એક સ્કૉલરશિપ આપવાની સૂચના કરવામા આવી; પરન્તુ આપબળ ઉપર આધાર રાખનારી લીલાવતીએ તે સૂચના નામંજૂર કરી તથા બીજી છોકરીઓને ભણાવીને મહા મુસ્કેલીએ પોતાનું ગુજરાન ચલાવવા લાગી છેવટે તેણે મેટ્રિક્યુલેશનની પરીક્ષા ઘણી ખ્યાતિપૂર્વક પાસ કરી અને સરકાર તરફથી એક સ્કોલરશિપ મેળવી. એ સમયમાં તેનાં સગાંવહાલાંઓએ તેને પરણાવી દેવાનો મનસુબો કર્યો, પરન્તુ લીલાવતીએ એ વખતે પરણવાની ના કહી અને વિશેષ જ્ઞાન મેળવવાની આશાથી કૉલેજમા પ્રવેશ કર્યો.

એ પ્રમાણે આપબળથી પરિશ્રમપૂર્વક વિદ્યાભ્યાસ કરીને ઇન્ટરમિજીએટની પરીક્ષામા પાસ થઇને લીલાવતી કલકત્તાની બેથ્યૂન કૉલેજમા દાખલ થયા અને ત્યા ભણીને બી. એ. ની ડીગ્રી પ્રાપ્ત કરી. એ વર્ષમાં તેમને ઢાકાની એક સરકારી નિશાળમાં શિક્ષકની જગ્યા મળી. લીલાવતી પોતાની ડાયરીમાં લખે છે કે:—"બેથ્યૂન કૉલેજમાં અને ઢાકામાં વસતી વખતે મારો ધર્માનુરાગ શિથિલ થઇ ગયો હતો અને વિષયસુખ—સ્વચ્છંદતા તરફ મન આકર્ષાયું હતું. ઢાકાના ઘણા કેળવાયલા પુરુષો સાથે ગાઢો સંબંધ થવાથી એ સમયમા મારૂં જીવન ઘણું પ્રલોભનપૂર્ણ થયું હતું; પરન્તુ એ અવસ્થામાં પણ કુમારી થોબર્નની સ્મૃતિ મારા હૃદયમાં જાગૃત હતી અને એક દિવસે પ્રલોભનને વખતે થોબર્નની સ્મૃતિએજ મને પ્રલોભનમાથી બચાવી લીધી હતી. તે દિવસથી હું પ્રભુ ઇશુખ્રિસ્તને માટે કાંઇ કામ કરવા વ્યગ્ર થઇ ગઈ અને મિશનને લગતું કોઇ કામ શોધી આપવા કુમારી થોબર્નને પત્ર લખ્યો હતો."

એ સમયમાં લખનૌ મિશનરી કૉલેજમા શિક્ષકની જગ્યા ખાલી હોવાથી કુમારી થોબર્ને પોતાની જૂની શિષ્યાને ત્યા બોલાવી મંગાવી. લીલાવતીએ ત્યાં જઈને અધ્યાપકનું કામ કરવા માડ્યું અમેરિકન પાદરીઓએ તેમને સમાનશ્રેણીનાં ગણીને આદરપૂર્વક સ્વીકાર્યા. લીલાવતીએ અધ્યાપક તરિકે ઘણી નામના મેળવી. તેમની શિખવવાની પદ્ધતિથી તથા તેમના સ્નેહથી અંગ્રેજ અને યુરેશિયન કન્યાઓ ઘણી વિસ્મય પામી ગઈ અધ્યાપકનું કાર્ય કરતી વખતે તેમણે સાથે સાથે એમ. એ. નો અભ્યાસ કર્યો અને અલ્હાબાદ વિશ્વવિદ્યાલયમાં સુખ્યાતિ સહિત એમ એ. ની પરીક્ષા પાસ કરી. ઇ૦ સ૦ ૧૮૯૯ માં લખનૌ કૉલેજને માટે નાણાં એકઠાં કરવા સારૂ મિસ થોબર્ન અમેરિકા ગયાં ત્યારે લીલાવતીને પોતાની સાથે લઈ ગયા. અમેરિકામાં જાહેર સભાઓમા ભાષણો આપીને તથા અન્ય રીતે પોતાના અંગ્રેજી ભાષાના જ્ઞાન અને પાંડિત્યથી ત્યાની પ્રજાને તેમણે સ્તબ્ધ કરી દીધી. તેમની સારી વર્તણુકથી અમેરિકાવાસીઓ ઘણાં પ્રસન્ન થયાં હતા. ભારતની નારી આટલી બધી ઉન્નતિ કરી શકી છે, એ જોઇને બધાં વિસ્મય પામી ગયા. અમેરિકાથી લીલાવતી અને મિસ થોબર્ન પાછા ફર્યા તે પછી એક વર્ષે મિસ થોબર્નનું મૃત્યુ થયું તેમની જગ્યાએ જે નવી અધ્યક્ષ નિમાઇ તે, તે કામમાં અનુભવી નહિ હોવાથી લીલાવતીને તેની સહકારીઅધ્યક્ષ નિમવામા આવ્યાં અને કૉલેજના વહીવટનો બધો ભાર તેમના ઉપર આવી પડ્યો તેમણે એ કામ ઘણી યોગ્યતાપૂર્વક ચલાવ્યું હતું. તે ઉપરાંત એમણે બોર્ડિંગ હાઉસની વિદ્યાર્થિનીઓને ઘર સંસારનું તથા ભરતગુથણનું કામ જાતે આપવા માડ્યું દરેક પ્રકારે કૉલેજની ઉન્નતિ કરવા સારૂ એ ઘણોજ યત્ન કરતા હતા એ જગ્યા ઉપર લીલાવતી નોકર હતા એવામા જાપાનમા ખ્રિસ્તી વિદ્યાર્થીઓની પરિષદમા હાજરી આપવાનું તેમને નિમંત્રણ મળ્યું અને તેઓ ઇ૦સ૦ ૧૯૦૭ મા જાપાન ગયા ત્યા આગળ તેમણે પોતાના ભાષણથી જાપાની, અંગ્રેજ, વલંદા વગેરે શ્રોતાજનોને ઘણાજ પ્રસન્ન કર્યા. આખી પરિષદમા સૌથી વધારે અસર તેમના ભાષણોની થઇ હતી. એ પછી લીલાવતીને ત્યાની સ્ત્રીઓની કો-ઓપરેટિવ સોસાઇટીનાં પ્રમુખ બનાવવામા આવ્યા. જાપાનમા અનેક અંગ્રેજ અને ફીરંગી વિદુષી સ્ત્રીઓ સાથે લીલાવતીને ઓળખાણ થઇ. જાપાનથી પાછા ફર્યા પછી થોડે દિવસે લીલાવતીએ યૂરોપ ગમન કર્યું અને ત્યાંના વિદ્યાર્થિમંડળોને પોતાનાં ભાષણોથી મુગ્ધ

કરી દીધાં. ત્યાર પછી ભારતમાં સ્ત્રીકેળવણીના પ્રચાર માટે ફંડ ઉઘરાવવા સારૂ એ ફરીથી અમેરિકા સીધાવ્યા ને ત્યાં આગળ અનેક શહેરોમાં ભ્રમણ કરીને અતિશય પરિશ્રમ કરવાથી તેમનું શરીર બગડી આવ્યું; અને ચિકાગો શહેરમાં ઈ૦ સ૦ ૧૯૦૯ ના મે માસમાં તેમણે દેહત્યાગ કર્યો. મૃત્યુના થોડા સમય અગાઉ તેમણે કહ્યું હતું કે:–"જીવનમાં મારે હજુ એક કામ કરવાનું બાકી હતું અને તેની ખાતર થોડા દિવસ જીવવાની ઈચ્છા હતી."

# रत्न ३४६ मुं–विलायत यात्रा करनार प्रथम बंगाळी नारी राजकुमारी बंदोपाध्याय



પાશ્ચાત્ય શિક્ષણના અભ્યુદય સાથે હિંદુસમાજે સુધારાનું કલ્યાણકારી વ્રત ગ્રહણ કર્યું છે. ધીમે ધીમે વાદળાંઓમાંથી નીકળી આવતાં સૂર્યકિરણોની પેઠે ભારતના સામાજીક જીવનમાં સામ્ય, સ્વાધીનતા, મૈત્રી અને આધ્યાત્મિક જીવનમાં ઋષિધર્મ તથા બ્રહ્મજ્ઞાનનો સંચાર થતો જાય છે. એ નવીન સ્રોત, નવીન સંસ્કાર અને નવા આંદોલનના માર્ગમાં હવે અડચણ નાખી શકાય એમ નથી. કાળની ગતિ એવી છે કે જેઓ સુધારો પસંદ નહોતા કરતા, ડગલે ડગલે સુધારાના પગ ઉપર કુવાડો મારવા તૈયાર હતા, તેઓજ ધીમે ધીમે સુધારાના પ્રવાહમાં તણાતા આવે છે.

થોડા સમય પૂર્વે એવી સ્થિતિ હતી કે, ઘરના ખુણામાં બેસી રહેલી ભારતમહિલાના સ્વપ્નામાં પણ દેશની બહાર જવાનો વિચાર આવતો નહિ; પરંતુ એ વખતે જે કલ્પનામાં પણ નહોતું આવી શકતું તે હવે સાધ્ય થઈ ગયું છે. ભારતમાં સ્ત્રીશિક્ષણ અને સ્ત્રીઓની વ્યાજબી સ્વતંત્રતાનાં દ્વાર ખુલ્લાં મૂકવામાં આવ્યાં છે. મહિલાજગતમાં મંગળ ધ્વનિ ગાજી રહ્યો છે. ભારતના રાજાઓ પોતાની રાણીઓ અને કુમારિકાઓ સાથે પૃથ્વીના ભિન્ન ભિન્ન પ્રદેશમાં ભ્રમણ કરવા લાગ્યા છે. ગ્વાલિયર, વડોદરા, ગોંડળ, કુચબિહાર વગેરે હિંદુ રાજા મહારાજાઓ સપરિવાર યુરોપયાત્રા કરી આવ્યા

છે. પાંચમા જ્યોર્જના રાજ્યાભિષેક સમયે મુસલમાન મહારાણી ભોપાળના બેગમ સાહેબ સુદ્ધાંત યુરોપ પધાર્યાં હતા વિદ્યાભ્યાસ અથવા તો હવાફેર સારૂ દરવર્ષ અનેક ભારતમહિલાઓ વિદેશ જાય છે. સમુદ્રયાત્રાનો નિષેધ આ પ્રમાણે હવે શિથિલ થઇ ગયો છે. તેમનો ખોટો મલાજો તુટી ગયો છે. જાતિભેદની સાંકળ ઢીલી પડી ગઈ છે, પરંતુ સૌથી પ્રથમ જે સ્ત્રીઓએ સદાના ચાલતા આવેલા સંસ્કાર અને વિઘ્નોને અતિક્રમ કરીને સમાજમાં સમાનતા અને સ્વાધીનતાનું બીજ રોપ્યું છે, તેઓ કેટલી વીર અને સાહસિક હશે તેની કલ્પના આજ તેમણે વાવેલાં બીના મીઠાં ફળ ચાખનારાઓને આવી શકે એમ નથી જે સન્નારી સૌથી પ્રથમ સાહસ કરીને વિલાયત પધાર્યાં હતાં, તેમની આગળ બંગદેશની સ્ત્રીઓ અનેક પ્રકારે ઋણી છે. બંગાળી પુરુષોમાં જેમ રાજા રામમોહનરાય સૌથી પહેલા વિલાયત જનાર હતા, તે પ્રમાણે સ્ત્રીઓમાં સૌથી પ્રથમ જનાર સ્વર્ગસ્થ રાજકુમારી બંદોપાધ્યાય હતા. રાજકુમારી વરાહનગરના પ્રખ્યાત સુધારક શ્રીયુક્ત શશિપદ બંદોપાધ્યાયના પત્ની, અને કોચિન રાજ્યના દીવાન, ઈંડિયન સિવિલિયન શ્રીયુક્ત રાજકુમાર બેનરજી એમ. એ નાં માતૃદેવી હતા.

યૌવનની સાથે સાથે–બ્રાહ્મધર્મ ગ્રહણની સાથે સાથે, શશિપદ બાબુના મનમાં એવો ભાવ ઉત્પન્ન થયો હતો કે, સ્ત્રીકેળવણી, સ્ત્રીઓની સ્વાધીનતા અને મજુરવર્ગના શિક્ષણ તથા ઉન્નતિ વગર ભારતનું ભવિષ્ય સુધરશે નહિ એ મહાન ઉદ્દેશથી એમણે કર્મક્ષેત્રમાં પ્રવેશ કર્યો, અને બાલિકા પત્નીને એ કામમાં પોતાની સાથી બનાવી.

રાજકુમારીની વય એ વખતે બાર તેર વર્ષની હતી એ વખતથી એમણે પતિ પાસે શિક્ષણ મેળવવા માડયું. એક તરફથી પોતે ભણુવા માડયું અને બીજી તરફથી કુટુંબના નાના નાના છોકરાછોકરીઓને શિખવવું શરૂ કર્યું આ પ્રમાણે એમનું કાર્યક્ષેત્ર ધીમે ધીમે વિસ્તાર પામતું ગયુ. નિશાળ કહાડીને બાલિકાઓને ભણાવવાની જરૂર પડી ઘણા વિરોધી સંયોગોમાં પણ બાબુ શશિપદ, પોતાનું લક્ષ સદા હૃદયમાં સર્વોપરિ રાખીને, આગળ વધવા લાગ્યા. બ્રાહ્મધર્મ સ્વીકારેલો હોવાથી એ ન્યાત બહાર થયા હતા; ઘરમાંથી પણ એમને કહાડી મુકવામા આવ્યા હતા અને લોકો પણ એમને અનેક રીતે તરછોડી નાખતા હતા. એ વખતે તેમની આર્થિક સ્થિતિ પણ શોચનીય હતી. પણ પતિ–પત્ની બન્નેનો ઉદ્દેશ એકજ હતો. તેઓ સાથે

મળીને તપઃપરાયણ સાધકની પેઠે શ્રીકેળવણીના કામમાં ગુંથાએલાં રહ્યાં. બંદોપાધ્યાયના ધર્મપત્નીએ પોતાના મનમા ઠસાવી મૂકયું હતું કે 'પ્રાણ પ્રભુના ચરણારવિંદમા છે અને હાથ તેના કામ સારૂ છે. આ પ્રમાણેજ આખી જીંદગી ગાળવાની છે.'

એ અરસામા પ્રાતઃસ્મરણીય પુણ્યવતી નારી મેરી કાર્પેન્ટરનું વિલાયતથી ભારતમા પધારવું થયું. કલકત્તા આવ્યા પછી શશિપદ બાબુનું કામ જોવા એ વરાહનગર ગયાં. એ વખતે શશિપદ બાબુનું કુટુંબ એક સાધારણ કુટીરમા વાસ કરતું હતું ઘણી સાદાઈથી તેઓ પોતાનો નિર્વાહ ચલાવતાં હતાં. મેરી કાર્પેન્ટર જેવી પ્રખ્યાત, મોટા ઘરની વિદુષી સન્નારીનો યથોચિત આદરસત્કાર કરવાનું તેમનું ગજું નહોતું, પણ મેરી કાર્પેન્ટર, બંદોપાધ્યાય દંપતીનો વિવેક, આદર, આગ્રહ અને મમતા જોઇને ઘણાજ ખુશ થઇ ગયા હતા. તેમની બગી બારણા આગળ આવીને ઉભી રહેતાવારજ એક હિંદુ સ્રી ખુલ્લે મોંએ બહાર આવી અને આદરપૂર્વક વાતચીત કરીને તેમને ઘરની અંદર લઇ ગઇ. એ દશ્ય જોઈને એ અંગ્રેજ મહિલા મુગ્ધ થઇ ગયાં હતાં. ભારતવર્ષમા આવ્યા પછી હિંદુકુટુંબમાં તેમણે આવું દશ્ય જોયુ નહોતુ. એ જોઇને તે એટલા બધા મોહિત થઇ ગયાં કે, ગવર્નમેન્ટ હાઉસના પોતાના ઉતારામાં ગયા પછી એમણે કહ્યુ હતું કેઃ—'આજ મેં વરાહનગરમાં જઇને જે કાંઈ જોયુ છે, તેવું ભારતમા બીજે કહીં દીઠું નથી.'

વરાહનગરનું દશ્ય તેમના હૃદયમા છબીની માફક અંકિત થઇ ગયું હતું; એટલા માટે ઈંગ્લૅન્ડ ગયા પછી જ્યારે એમને ખબર પડી કે, શશિપદ બાબુએ વિલાયત આવવાનો સંકલ્પ કર્યો છે, ત્યારે એમણે તરતજ એક પત્ર લખીને એમને જણાવ્યું કે 'તમે પત્ની સાથે અહિંયાં આવજો. ખર્ચ મારે માથે છે.'

બંદોપાધ્યાયદંપતી વ્યાવહારિક સુધારક હતાં. કહ્યા પ્રમાણે કરી બતાવવું એ તેમની નીતિ હતી. એક તરફ તેઓ કન્યાઓને શિક્ષણ આપવા લાગ્યાં અને બીજી તરફ બંગાળામા ચાલતો આવેલો પડદાનો રિવાજ છોડી દઈને ખુલ્લી રીતે બંને જણાં બહાર ફરવા લાગ્યાં; અને એજ ઉદ્દેશથી મેરી કાર્પેન્ટરનો આગ્રહ સ્વીકારીને ઇ૦સ૦ ૧૮૭૧ માં અલગા નામક સ્ટીમરમાં બંને જણાં કલકત્તાથી ઈંગ્લૅન્ડ સિધાવ્યાં. લગભગ દોઢ મહિને તેઓ વિલાયત પહોંચ્યાં.

એ દિવસથી ભારતનારીઓને માટે વિલાયત-પ્રવાસનાં દ્વાર ખુલ્લાં મૂક્યાં.

પતિની સહાયતાથી રાજકુમારીએ બંગાળી સ્ત્રીઓને માટે જે દાખલો બેસાડયો છે, તેનું ધીમે ધીમે અનુકરણ થતું જાય છે.

બંદોપાધ્યાયદંપતી આઠ મહિના સુધી ઇંગ્લેંડમાં રહ્યાં. ત્યાં આગળ ઘણા પ્રતિષ્ઠિત સ્ત્રીપુરુષોના સમાગમમાં તેઓ આવ્યાં હતાં. ત્યાર પછી હિંદુસ્તાનમાં પાછાં આવ્યા બાદ, મજુરોની કેળવણી, વિધવાઓનો આશ્રમ તથા બાલિકાવિદ્યાલયની સ્થાપના વગેરે કામમાં બન્ને જણાં ગુંથાયાં, પરન્તુ રાજકુમારી આ પવિત્ર સેવા-કાર્ય લાંબા કાળ સુધી કરી શક્યાં નહિ. ૨૮ વર્ષની કુમળી વયે, તેમણે પરલોકગમન કર્યું. કામ કરતાં કરતાં કાચી ઉમરે તેમનું મૃત્યુ થયું છે, છતાં પણ નવભારતના ઇતિહાસ લખનારાઓ તેમના તરફ અકૃતજ્ઞ થશે નહિ. સામાજીક ઇતિહાસમાં સ્ત્રીઓને સ્વાધીનતા અપાવવાના પ્રકરણમાં રાજકુમારીનું નામ સોનાના અક્ષરે લખાઈ રહેશે.

## रत्न ३४७ मुं-नगेन्द्रबाला मुस्तफी सरस्वती




વિદુષી સન્નારીનો જન્મ ઇ૦ સ૦ ૧૮૭૮, બંગીય સંવત્ ૧૨૮૪ માં હુગલી જીલ્લામાં ભદ્રેશ્વર સ્ટેશનની પશ્ચિમમાં પાલાડા નામક ગામમાં પોતાના મોસાળમાં થયો હતો.

નગેન્દ્રબાલાના પિતા શ્રીયુત નૃત્યગોપાળ મહાશયનો, જન્મ દક્ષિણ રાઢીય કાયસ્થ જાતિમાં થયો હતો. તારકેશ્વર રેલવેના સિંગુર નામક સ્ટેશનની પાસે દલુઇગાછા નામક ગામમાં તેમનો વાસ હતો. હાલમાં એમણે હુગલી શહેરમાં ઘર બંધાવીને ત્યાંજ વાસ કર્યો છે નૃત્યગોપાળ બાબુ મુન્સિફનું કામ કરતા હતા.

અઢી વર્ષથી તેર વર્ષની વય સુધી નગેન્દ્રબાલા, ઘણુંખરું પિતાની પાસે સદરગામમાં રહી હતી બાલ્યાવસ્થામાં એક સાધારણ પ્રાથમિક શાળામાં તેણે થોડાકજ દિવસ વિદ્યાભ્યાસ કર્યો હતો, પણ પાછળથી પોતાની મેળેજ, અંતઃપુરમાં રહેવા છતાં પણ બંગાળી, ઉર્દુ, સંસ્કૃત અને અંગ્રેજી ભાષાનો થોડોઘણો અભ્યાસ કર્યો હતો.

દશ વર્ષની વયે નગેન્દ્રબાલાનો વિવાહ, હુગલી જીલ્લાના બાબુ ખગેન્દ્રનાથ મિત્ર મુસ્તફી સાથે થયો હતો. ખગેન્દ્ર બાબુ વર્ધમાન જીલ્લામાં

શ્રીભરતરૂરપુરનું કામ કરે છે. તેર વર્ષની વયે નગેન્દ્રબાલા સાસરે આવી હતી. ત્યાં ગયા પછી એ પાંચવર્ષ સુધી માંદી રહી હતી. એ મંદવાડમાં હવાફેર કરવા સારૂ તે પિતાની પાસે મુર્શિદાબાદ, શાજપુર વગેરે સ્થળે તથા ઓલપુરમાં રહી હતી

હાલિ શહેરનિવાસી શ્રીયુત નૃત્યસખા મુખોપાધ્યાયને હાથે વૈષ્ણવ ધર્મમાં સ્ત્રી સાથે દીક્ષા લઇને, બાબુ ખગેન્દ્રનાથ મુસ્તાફી પત્ની સાથે ઉડીસા અને પશ્ચિમાચલમાં ઘણાં તીર્થોની યાત્રા કરી આવ્યા હતા.

નગેન્દ્રબાલાએ પિતાની પાસેથી સાહિત્ય તરફ પ્રબળ અનુરાગ પ્રાપ્ત કર્યો હતો. બાલ્યાવસ્થાથીજ એ સાહિત્યસેવામાં નિમગ્ન રહેતી હતી. બાર વર્ષની વયે તેણે કવિતા રચવાનો આરંભ કર્યો હતો. ત્યાર પછી રોજ માંદી રહેવા છતાં પણ તેણે ઘણા ગ્રંથો રચ્યા છે. તેણે 'દાનવનિર્વાણ' 'ઉષાપરિણય' 'મર્મગાથા' 'ચામેલી' 'ગીતાવલી,' 'પ્રેમગાથા' 'વ્રજગાથા' 'નારીધર્મ' 'ગાર્હસ્થ્યધર્મ' 'અમિયગાથા' 'શિશુમંગલ' 'કુસુમગાથા' ( અસંપૂર્ણ ) અને 'ધવલેશ્વર' એ નામનાં તેર પુસ્તકો લખ્યાં છે. એમાંથી 'મર્મગાથા' 'પ્રેમગાથા' 'વ્રજગાથા' 'નારીધર્મ' 'અમિયગાથા' અને 'ધવલેશ્વર' એટલાં છપાયાં છે. બાકીનાં અપ્રકાશિત છે.

'મર્મગાથા' અને 'પ્રેમગાથા' નામના પુસ્તકમાં વિવિધ વિષયક નાની નાની કવિતાઓનો સંગ્રહ છે. 'પ્રેમગાથા'ના કવિત્વથી મુગ્ધ થઇને 'ફ્રિ પ્રાગ્રેસ ફંડ'ના પ્રમુખે નગેન્દ્રબાલાને ઇનામ આપ્યું હતું 'વ્રજનાથ' અને 'નારીધર્મ' એ બે પુસ્તક નગેંદ્રબાલાએ પોતાના દીક્ષાગુરુ શ્રીયુત નૃત્યસખા મુખોપાધ્યાયની આજ્ઞા મુજબ રચ્યા છે 'વ્રજગાથા' ગ્રન્થ શ્રીકૃષ્ણનો પૂર્વરાગ, દાણલીલા, નૌકાવિલાસ, અભિસાર વગેરે બાવીસ તરંગોમાં વિભક્ત છે. દરેક તરંગમાં વ્રજભાષાનાં પદો પણ તેણે રચીને મૂક્યા છે. શ્રીરાધાજીનો પ્રેમ પ્રકટ કરવો એ 'વ્રજગાથા' પુસ્તકનો ઉદ્દેશ છે. એ પુસ્તક એણે પોતાના પતિને અર્પણ કર્યું છે. 'નારીધર્મ' ગ્રન્થ ગદ્યમાં છે. સ્ત્રીઓ કેવી રીતે પોતાનું કર્તવ્યપાલન કરીને, નારીધર્મનું રક્ષણ કરીને અમૃતસ્રોત પ્રવાહિત કરી શકે, કેવી રીતે નારી—ચરિત્રમાં ખરેખરૂં દેવી ચરિત્ર જણાઇ શકે, એ વિષયનું 'નારીધર્મ' માં વિવેચન કરવામાં આવ્યું છે.

નગેન્દ્રબાલાની કવિતા બંગાળામાં આદરપૂર્વક વંચાય છે. કવિતા રચવામાં તેની પારદર્શિતા હોવાથી તેને 'સરસ્વતી'ની ઉપાધિ મળી છે.

નગેન્દ્રબાલા બંગાળી ભાષાના વિવિધ માસિકપત્રોમાં લેખ લખતી હતી.

ઘરવ્યવસ્થાના કામમાં નગેન્દ્રબાલા ઘણી પ્રવીણ હતી. ઉત્તમ રસોઈ બનાવવામાં, શીવણ તથા ભરતકામમા અને બાળકની માવજત કરવાના કામમા એ બહુ સારી રીતે પ્રવીણ હતી અતિથિનો સત્કાર તથા દુઃખી અને ગરીબોની સેવા, એ તો એના સ્વાભાવિક ગુણ હતા.

બંગાળી સંવત્ ૧૩૧૩ મા વૈશાખ માસમા ઓગણત્રીસ વર્ષની જુવાન વયે તેણે સ્વર્ગવાસ કર્યો.

## रत्न ३४८ मुं—श्रीमती पंडिताबाइ जीवन्मुक्त



આ બાઈ મૂળ કાશ્મીર રાજ્યમા જમ્મુ શહેરના વતની હતા. વૈધવ્ય પ્રાપ્ત થયા પછી એ સંન્યાસ લઈને સાધ્વી થયાં હતા. એમણે સંસ્કૃતભાષાનો સારો અભ્યાસ કર્યો હતો અને હિંદી તથા પંજાબી સાહિત્યથી પણ સારી રીતે માહિતગાર હતા કેળવણીના મીઠા ફળ પોતે ચાખેલા હોવાથી જનસમાજમા તેનો પ્રચાર કરવા માટે ઘણો ઉત્સાહ તેઓ ધરાવતા હતા. સ્ત્રીકેળવણીનો પ્રચાર કરવાના ઉદ્દેશથી તેમણે પોતાના મૂળ વતનમા ગાઠના પૈસા ખરચીને એક કન્યાશાળા સ્થાપી હતી. નિવૃત્તિ આશ્રમ સ્વીકાર્યા છતા પણ સ્ત્રીકેળવણીના લાભ લોકોને સમજાવવા માટે તેમને જાહેરમા વક્તા તરીકે દેખાવ દેવાની ફરજ પડતી અને તેમના કુટુંબકબીલાની અને ખાસ કરીને તેમના સ્વર્ગસ્થ પતિના સગાવહાલાંઓની સખ્ત વિરુદ્ધતા છતાં પણ નિર્ભયપણે એ પવિત્ર કર્તવ્ય બજાવવા તે તત્પર થયા હતા તેમનું કહેવું એ હતુ કે હવે હું સાધ્વી થઈ છું. મે સંસારનો ત્યાગ કર્યો છે એટલે તમે માની લીધેલા બંધનકારક રિવાજો પાળવાની મારી ફરજ નથી. તેમણે એક ઘરના વિશાળ ચોગાનમા પોતાનું પ્રથમ જાહેર ભાષણ આપ્યું હતું અને તેમના નામ તથા વિદ્વત્તાથી ખેંચાઈને તેમજ એક સાધ્વી વક્તાનુ વ્યાખ્યાન સાભળવાની ઉત્સુકતાથી મોટી સંખ્યામા લોકો એ ભાષણ સાભળવા આવ્યા હતાં. ઘણી ઉંચવર્ણની સ્ત્રીઓ પણ પોતાના બાળકો સાથે એ ભાષણ સાંભળવા આવી હતી અને સાધ્વીને મોઢેથી ડહાપણના શબ્દો સાભળવાની ઇંતેજારી તેમના સર્વના

ચહેરા ઉપર છવાઇ રહેલી જણાતી હતી. પ્રથમ તો આ ઉચ્ચ કુળની સ્ત્રીઓ શ્રોતાઓ સાથે નહિ મળતા એક અલાહેદી જગ્યાએ બેઠી હતી, પણ તેમની સંખ્યા વધી પડતાં અને ભાષણના વિષયમા રસ પડતાં તેઓ ધીરે ધીરે ઘણી સારી જગ્યાઓ શોધીને ત્યા ગોઠવાવા લાગી હતી. એ લોકોમા પડદાનો રિવાજ હોવા છતાં આ વખતે તેમણે પડદો નામનોજ પાળ્યો હતો. વ્યાખ્યાન કરનાર સાધ્વી બાઇએ જરા પણ પડદો પાળ્યા વગર ખુલ્લે ચહેરે પોતાનું ભાષણ આપવું પસંદ કર્યું હતું, એટલે તેમના આ જાહેર દેખાવની અસર બીજી સ્ત્રીઓ ઉપર પણ થઇ હોય તો તે બનવા જોગ છે. સાધ્વીનું ઓળખાણ તેમના ગુરુએ શ્રોતાજનોને કરાવ્યું હતું તે ઉપરથી જણાતું હતુ કે એ કોઇ ધનવાન કુટુંબનાં સ્ત્રી હતા. ગુરુએ પોતાની આ ચેલીની વિદ્વત્તા વિષે પ્રસંગોપાત કેટલુક વિવેચન કરીને પોતાની બેઠક લીધી હતી. ત્યાર પછી બાઇ જીવન્મુક્તે આસન ઉપર પધારીને સ્ત્રીઓનાં કર્તવ્યો સંબંધી પોતાનું વ્યાખ્યાન ચલાવ્યું હતુ. આ વ્યાખ્યાન તેમણે અગાઉથી લખી રાખ્યું નહોતું. તેમણે ફક્ત પોતે રચેલા કેટલાંક પદો તથા શ્લોકો એક કાગળ ઉપર નોંધી રાખ્યાં હતા અને એક પછી એક એ શ્લોકો અને પદોને લગતી બાબતો ઉપર વિવેચન કરતાં વેદ અને પુરાણોમાથી બંધબેસતી વાર્તાઓથી પોતાના એ વ્યાખ્યાનને તેમણે સારી રીતે શણગાર્યું હતું. શ્રોતાઓ તેમની અજબ છટાથી મોહિત થઈને એકચિત્તે સઘળો વખત ઉલટથી ભાષણ સાંભળતા હતા. આ પ્રમાણે તેમણે કાશ્મીરની સ્ત્રીઓમાં વિદ્યાનો શોખ ઉત્પન્ન કર્યો હતો. પ્રભુ આપણા દેશમા એવી અનેક સાધ્વીઓ ઉત્પન્ન કરો ! !

## रत्न ३४९ मुं–श्रीमती कादम्बिनी गांगुली




ગાળી સ્ત્રીઓમા સૌથી પ્રથમ બી. એ. ની પરીક્ષા પાસ કરનાર બે સન્નારીઓમાથી એક શ્રીમતી કાદમ્બિની ગાગુલી હતાં અને બીજા સન્નારી શ્રીમતી ચન્દ્રમુખી વસુ હતાં. એમ પણ કહેવાય છે કે આખા બ્રિટિશ સામ્રાજ્યમા એ પ્રથમ ગ્રૅજ્યુએટ સન્નારી હતા.

મિસિસ કાદમ્બિની ગાંગુલીનો પૈતૃક નિવાસ પૂર્વબંગાળામાં એક

ગામડામા હતો. તેમના પિતા બહરામપુરમાં નોકરી કરતા હતા. તેમણે જૂના મત પ્રમાણેનો હિન્દુધર્મ છોડી દઈને બ્રાહ્મધર્મ ગ્રહણ કર્યો હતો. ધર્મની ખાતર તેમને ન્યાતજાતની બહાર રહેવું પડ્યું હતું. ધર્મના કારણસર પોતાના વતનના નિવાસીઓ સાથે પણ એમને ઝાઝો સબંધ રહ્યો નહોતો. કાદમ્બિનીએ બાલ્યાવસ્થાથીજ પશ્ચિમબંગાળામા વાસ કર્યો હતો. બેથ્યૂન કૉલેજમાં અભ્યાસ કરીને તેમણે બી. એ. ની પરીક્ષા ઇ૦ સ૦ ૧૮૮૩ મા ઉત્તીર્ણ કરી હતી. ત્યાર પછી સ્વદેશહિતૈષી સુલેખક અને તેજસ્વી પુરુષ દ્વારકાનાથ ગાંગુલી સાથે તેમનુ લગ્ન થયુ હતું. દ્વારકાનાથ ગાંગુલીનો જન્મ વિક્રમપુરના એક ઘણા સારા કુલીન કુટુંબમાં થયો હતો. તેમના અંતઃકરણમા પુરુષોચિત તેજ અને નારીઓના જેવી કોમળતા હતી તરુણ વયમાજ, કુલીન કુમારિકાઓના દુખ જોઇને એ અશ્રુ વિસર્જન કરતા હતા. પાછળથી મોટી ઉંમરે સ્ત્રીજાતિનાં દુઃખ દૂર કરવાં એ, તેમના જીવનનુ એક વ્રત થયુ હતું. સ્ત્રીઓને ઉંચા પ્રકારનું શિક્ષણ તથા યોગ્ય સ્વતંત્રતા આપવાના એ ઘણા પક્ષપાતી હતા. તેમનાં પત્ની શ્રીમતી કાદમ્બિનીએ સ્વામીના ઉત્સાહથી ઉત્સાહિત થઇને વધારે ઉચ્ચ અને ઉપયોગી શિક્ષણ મેળવવાના હેતુથી મેડિકલ કૉલેજમા પ્રવેશ કર્યો એમના પહેલા કોઇ બંગાળી મહિલાએ મેડિકલ કૉલેજમા દાખલ થવાની હિંમત કરી નહોતી. એક સમય એવો પણ હતો કે ઉંચી ન્યાતના બંગાળી યુવકોને માટે મેડિકલ કૉલેજમા દાખલ થવું એ વીરતાનું કાર્ય ગણાતું, તો પછી એક અબળાને માટે એવી કૉલેજમા દાખલ થવુ એ ઓછા સાહસની વાત હતી? શ્રીમતી કાદમ્બિનીએ લોકનિન્દા ઉપર જરા પણ ધ્યાન ન આપ્યુ અને અનેક અગવડો વેઠીને પણ પાંચ વર્ષ સુધી દૃઢતાથી મેડિકલ કૉલેજમા શિક્ષણ મેળવ્યું. એ ઉપરથી તેમના ચિત્તની દૃઢતાનો પરિચય મળી આવે છે. એ પણ એમના સ્વામીના જેવા તેજસ્વી રમણી હતા

મિસિસ ગાંગુલી મેડિકલ કૉલેજની છેવટની પરીક્ષા પાસ કરી શક્યા નહિ, પરન્તુ એટલેથી નિરાશ ન થતા તેમણે વિલાયત જવાનો સંકલ્પ કર્યો અને વિલાયતમાં થોડાક વખત સુધી ચિકિત્સાશાસ્ત્રનો અભ્યાસ કરીને એલ-આર સી. પી ની ઉપાધિ પ્રાપ્ત કરી. એમના પહેલા કોઇ બંગાળી સ્ત્રીએ ડૉક્ટરનો ધંધો કર્યો નહોતો. બંગાળી સ્ત્રીઓમાં પડદાનો રિવાજ ઘણોજ વધારે હોવાથી શ્રીમતી કાદમ્બિની ડૉક્ટર બનવાથી સ્ત્રીઓને ઘણી મોટી

પ્રગટ થઈ. બંગાળી સ્ત્રીઓ એટલા માટે તેમના ઘણા આભારતળે છે. મિસિસ ગાંગુલીને પોતાની માતૃભાષા બંગાળી ઉપર ઘણી પ્રીતિ હતી. એ ભાષાનો તેમણે સારી રીતે અભ્યાસ કર્યો હતો અને સારા લેખ લખવાની શક્તિ એમનામા હતી; પરન્તુ અવકાશને અભાવે તેઓ સાહિત્યસેવા કરી શકતા નહોતાં. વિલાયત જઇ આવ્યા પછી સુંદર ભાષામાં તેમણે પોતાનો ભ્રમણવૃત્તાંત લખ્યો હતો. એ વૃત્તાત "સંજીવની" પત્રમાં પ્રકટ થયો હતો. તેમણે એક વખત 'ભારતમહિલાસમિતિ'ના ઉત્સવમા એક સારો પ્રબંધ વાંચ્યો હતો. એ પ્રબંધ "તત્ત્વકૌમુદી" પત્રિકામા છપાયો હતો. અમે એમાથી થોડોક ભાગ અત્રે ઉતારીશું

"આજ અત્રે આપણે આપણા કર્તવ્યસબંધી થોડું વિવેચન કરીશું. એ સબંધમા અનેક મત હોઈ શકે. મારા મત મુજબ આપણા ચાર પ્રકારના કર્તવ્ય છે એ બધા કર્તવ્યોનું પાલન કરી શકાય તો પછી આપણો સમય વૃથા ગયો નથી અને આપણે પોતપોતાની શક્તિઅનુસાર જીવનને સુંદર અને ખરે રસ્તે ચલાવવાને યત્ન કર્યો છે, એમ ખાત્રીપૂર્વક કહી શકાય. એ ચાર કર્તવ્ય કયા છે?(૧) આપણી પોતાની પ્રત્યેનું કર્તવ્ય,(૨) પરિવારપ્રતિ કર્તવ્ય, (૩) સમાજપ્રતિ કર્તવ્ય, અને (૪) જગતના પતિ ઇશ્વરની પ્રતિ કર્તવ્ય.

* * * * *

સ્ત્રીઓને પરિવારની તરફ જે કર્તવ્ય બજાવવાનું છે, તે અત્યંત સુંદર અને મહાન છે. નારી સ્વભાવથીજ કોમળ–હૃદયા અને કરુણ–પ્રાણા હોય છે. ઘરમા વ્યવસ્થા અને શાન્તિ સ્થાપિત થાય, એવો યત્ન સ્ત્રીએ કરવો જોઈએ. જૂદા જૂદા દેશોની વચ્ચે ચાલતા યુદ્ધના સમાચાર સાભળીને આપણે પીગળી જઇએ છીએ, રક્તપાત અને માનવજીવનના નાશના સમાચાર સાભળી આપણે દુઃખી થઇએ છીએ, છતાં પણ ઘરમા જે અશાન્તિનો અગ્નિ સળગી રહ્યો છે, તે તરફ તો આપણે ધ્યાનજ નથી આપતા. જે જે કારણોથી જૂદા જૂદા દેશોની વચ્ચે યુદ્ધ અને જૂદી જૂદી પ્રજાઓ વચ્ચે કલહ ઉપસ્થિત થાય છે તેમાં-નાજ ઘણા કારણોને લીધે ગૃહમાં પણ શાતિનો ભંગ થાય છે. સામાન્ય બનાવ કે સામાન્ય વાત ઉપરથી આપણે આખી જીંદગી સુધી એ અશાન્તિનો ભાર વહન કરીએ છીએ. આપણે પોતાનો દોષ નહિ જોતા બીજાઓનો દોષ જોઈએ છીએ અને તે સંબંધી ચિંતા કરીને ધીમે ધીમે એ બાબતને વધારી મૂકીએ છીએ. એનું મૂળ શું છે? મારા વિચાર પ્રમાણે એનું મૂળ કારણ અપ્રેમ છે.

જો પ્રેમ હોય તો કદિ આપણે પ્રિયજનનો વાંક કહાડવાનો યત્ન કરીશું નહિ અને અશાન્તિનો અગ્નિ કદિ સળગશે નહિ.

* * * * *

આપણા ધર્મબંધુઓ અને ભગિનીઓપ્રતિ આપણે આંતરિક પ્રેમ રાખવો જોઇએ. કોઈનો દોષ જોવામા આવે અથવા કોઇનામા દુર્બળતા દીઠામાં આવે, તો વ્યથિતચિત્તે તેનો ઉદ્ધાર કરવાની ઇચ્છા આપણને સ્વત. થવી જોઇએ અને એવાજ વિચારથી પ્રેરાઈને કોઇ આપણી દુર્બળતા આપણને દેખાડી આપે તો અંતઃકરણના સદ્‌ભાવપૂર્વક તેનો ઉપકાર માનીને એ ભૂલ સુધારવા યત્ન કરવો જોઇએ. એ દુર્બળતા બતાવવા સારૂ સામા માણસ ઉપર કદિ ગુસ્સો કે દ્વેષ ન કરવો જોઇએ સ્ત્રીની મદદ વગર આજસુધી કોઇ પણ સમાજની ઉન્નતિ થઈ શકી નથી અને થઈ શકવાની નથી. બ્રાહ્મસમાજનું મુખ ઉજ્જવળ થાય, એવાં કૃત્ય કરવાની આપણી ફરજ છે. જેમણે આપણને સ્વતંત્રતા આપી છે, શિક્ષણ અને ધર્મલાભની સગવડ કરી આપી છે અને કરી આપે છે, તે બધા સ્નેહાળ ભાઈઓ આપણું જીવન, આપણી વર્તણૂક અને સારાં કામો કરવાની આપણી અંત.કરણની ઇચ્છા જોઈને પ્રસન્ન થાય તથા એમને એમ લાગે કે આપણો શ્રમ સફળ થયો છે, એવા પ્રયત્ન આપણે સૌએ કરવા જોઈએ. ”

શ્રીમતી ગાંગુલીએ એ પ્રબંધના અંતમા કહ્યું હતું કે:–“ વિશ્વજગત્ સમાજ આપણાદ્વારા ધન્ય થાય અને કુટુંબમા આપણે કલ્યાણી કન્યા, પ્રીતિમયી ભગિની, પરમ સ્નેહમયી માતા અને લક્ષ્મીરૂપી ગૃહિણી તથા કોમળહૃદયા સાન્ત્વનાદાયી બન્ધુરૂપે જગતમા જીવન ગાળી શકીએ, એજ મહાન પરમેશ્વરના ચરણમાં પ્રાર્થના છે. ”

એ વિદુષી સ્ત્રીના વિચારોનો પરિચય ઉપરના શબ્દોથી વાચક બહેનોને મળી શકશે. તેમણે પોતે એ શબ્દો ઉપર બનતો અમલ કર્યો છે. એમનો સંસાર સુખી છે એમના સંતાન પણ સુશિક્ષિત છે. એમની બીજી કન્યા કુમારી જ્યોતિર્મયી ગાંગુલીએ બી૦ એ૦ ની પરીક્ષા પાસ કરી છે.

વિલાયતથી પાછા ફર્યા પછી શ્રીમતી કાદમ્બિનીએ ‘ ઇડન ફીમેલ હૉસ્પિટલ ’ અને ‘ લેડી ડફરીન હૉસ્પિટલ ’ મા કામ કર્યું અને લોકોની પ્રશંસા મેળવી.

કેવળ દાક્તરી ધંધો કરીનેજ એમણે સંતોષ ન માન્યો. અનેક પ્રકારનાં

સ્વદેશસેવાના કાર્યમાં એ જોડાતાં હતાં. દેશહિત તરફ એમનુ ધ્યાન ખેંચાતાં રાજનીતિના ક્ષેત્રમાં પણ એમણે પ્રવેશ કર્યો હતો. ઇ૦ સ૦ ૧૮૯૦ માં કલકત્તાની કોંગ્રેસમા એમને બંગાળાનાં પ્રતિનિધિતરીકે ચૂંટવામાં આવ્યાં હતા. એ કોંગ્રેસમા એમણે હાજરી આપી એટલુંજ નહિ પણ એક વ્યાખ્યાન પણ આપ્યું હતું. કોંગ્રેસમાં ભાષણ આપનાર એ પ્રથમ નારી હતાં. ટ્રાન્સવાલમાં વસતા હિન્દવાસીઓના હકના રક્ષણસબંધી હિલચાલમાં પણ એમણે આગળ પડતો ભાગ લીધો હતો. ઇ૦ સ૦ ૧૮૯૮ માં એમના પતિદેવનો સ્વર્ગવાસ થયો. પતિજ એમના સર્વ શુભ કાર્યના પ્રેરક અને સહાયક હતા. એ પોતાના એક કાવ્યમાં પોતાનો વિચાર દૃઢતાપૂર્વક પ્રગટ કરી ગયા છે કે, ‘ ભારતલલના જાગશે નહિ, ત્યાંલગી ભારત નહિ જાગે, નહિ જાગે.” એવા યોગ્ય પતિના વિયોગથી કાદમ્બિનીને ઘણોઅસહ્ય ઘા લાગ્યો. એમણે સાર્વજનિક કામોમાં ભાગ લેવાનું છોડી દીધું, પરન્તુ ઇ૦ સ૦ ૧૯૧૫ મા ‘ મેડિકલ કોન્ફરન્સ ’ મા ભાગ લેવાને એમને બહુ આગ્રહ થયો. એ આગ્રહને વશ થઇને એમણે પરિષદમાં હાજરી આપી અને સ્ત્રીવિદ્યાર્થિઓને વૈદક કોલેજમાં દાખલ થવાનો કલકત્તા યુનિવર્સિટીમાં જે નિષેધ હતો તે દૂર કરાવ્યો.

૧૯૨૨ મા બિહાર અને ઓડિસ્સા પ્રાન્તમાં ફરીને ત્યાની મજુરણોની સ્થિતિ સુધારવા એમણે ઘણું કામ કર્યું હતુ.

ઇ૦ સ૦ ૧૯૨૩ મા એ વિદુષી નારીનુ મૃત્યુ થયુ છે.

---

## रत्न ३५० मुं–पंडित नानुरामजीनी दुहिता



સ્વર્ગવાસી પંડિત નાનુરામજી હાલમાંજ એક પ્રસિદ્ધ અને યોગ્ય વિદ્વાન થઇ ગયા છે. મારવાડ પ્રાન્તના રત્નગઢ ગામમા પંડિતજીનો નિવાસ હતો.

મારવાડી વૈશ્ય લોકોએ સેંકડો વર્ષોથી યજ્ઞોપવીત પહેરવાનું છોડી દીધું હતું. જે લોકોની ઇચ્છા દ્વિજોને માટેના એ આવશ્યક સંસ્કાર કરાવવાની થતી, તે લોકો પણ ખર્ચના ભયથી ચૂપ થઈ જતા, કારણ કે મારવાડના બ્રાહ્મણોએ ત્યાંના વૈશ્યો ઉપર એટલો બધો પ્રભાવ જમાવ્યો હતો કે, જો તેમને હાથે મારવાડી વૈશ્યો યજ્ઞોપવીતસંસ્કાર કરાવતા તો તેઓ ઘણા રૂપિયા દક્ષિણાને બહાને

લઇ જતા. પંડિત નાનુરામજીએ સાબિત કરી આપ્યું કે એટલું બધું ખર્ચ કરવું મિથ્યા છે. એમણે થોડા ખર્ચમા યજ્ઞોપવીત આપવાની વિધિ મારવાડી વૈશ્યોને બતાવી દીધી

એ ઉપકારથી મારવાડમા પંડિતજીની ખ્યાતિ ઘણી થઈ. ત્યાથી એ મુંબઇ આવ્યા. તેમના મુંબઇ આવ્યાથી લોકોને ગોડબ્રાહ્મણો માટે સારો અભિપ્રાય બધાયો. પડિત નાનુરામજી મુંબઇની એલફિન્સ્ટન કોલેજમા સંસ્કૃતના અધ્યાપક નિમાયા. એ યોગ્યતાને લીધે વિદ્વાનોની સમાજમા પણ તેમનું સારૂં માન હતું. વિદ્વાનોએ તેમને 'વેદમૂર્તિ'ની ઉપાધિથી વિભૂષિત કર્યા હતા.

એજ વેદમૂર્તિ સ્વર્ગવાસી પડિત નાનુરામજીને એક છોકરી હતી તે સતી થયાના સમાચાર થોડાક માસ ઉપર મળ્યા છે મારવાડ રાજ્યના મલસીતર ગામમાં એ કન્યાનું લગ્ન થયું હતું તેની ઉમર અઢાર ઓગણીસ વર્ષની હતી એ છોકરીનો પતિ લગભગ એક વર્ષ સુધી માદો રહ્યો હતો ઘણા ઇલાજ કર્યા છતા પણ એ સાજો ન થયો અને આખરે સવત ૧૯૬૮ ના અધિક આષાઢ વદી પાચમને દિને મરણ પામ્યો.

પતિનું મૃત્યુ થયા પછી પડિત નાનુરામજીની પુત્રીએ પતિની સાથે સતી થવાની ઇચ્છા પ્રકટ કરી, પણ આજકાલ સતી થવું, એ કાયદાવિરુદ્ધ ગણાય છે એટલે લોકોએ તેને સતી થતા રોકી લોકોના અટકાવ્યાથી એ અટકી ગઈ, પરન્તુ જે વાસ્તવમાં સતી થવા માગે છે તેના હૃદય ઉપર એવી અડચણોની ઘણી થોડી અસર થાય છે. બધાનું કહેવું માનીને બાહ્ય આડંબરો છોડી દઇને પતિદેવનું સ્મરણ કરતી એ એકાન્તમા જઇને બેઠી

એકાન્તમા બેસીને, આગ, પાણી, શસ્ત્ર વગેરે કોઈ પણ પ્રકારના આત્મહત્યાના સાધનની મદદ લીધા વગર, એ સતી સાધ્વીએ યોગીરાજની પેઠે આખા શરીરનો પ્રાણવાયુ ખેંચીને બ્રહ્મરન્ધ્રદ્વારા પ્રાણત્યાગ કર્યો આ પ્રમાણે એ સતી પતિની અનુગામિની થઇ. એ સમાચાર સાભળીને આખા ગામમાં હાહાકાર મચી ગયો. આ ઘોર કલિયુગમા પતિવ્રતધર્મના માહાત્મ્યનું લોકોને ફરીથી એકવાર સ્મરણ થયું. પતિપત્ની બન્નેને એકજ ચિતા ઉપર અગ્નિસંસ્કાર કરવામા આવ્યો રત્નગઢના એક વિદ્વાન પડિત ચતુર્થીલાલજીના પત્રદ્વારા આ સમાચાર વર્તમાનપત્રોને મળ્યા હતા. એમાં સદેહ નથી કે, એવી પતિવ્રતા સ્ત્રીઓ હિદુઓને માટે ગૌરવરૂપ છે નાનુરામજીની એ પતિવ્રતા પુત્રી એક પાંચ વર્ષનો પુત્ર મૂકતી ગઇ છે. ભગવાન એ બાળકને દીર્ઘાયુ કરે અને એનાદ્વારા માતપિતાની કીર્તિમા વધારો થાય !

# रत्न २५१ मं–श्रीमती भंडारु अचमंबा



આ સન્નારીનો જન્મ ઈ૦ સ૦ ૧૮૭૪ મા મદ્રાસ પ્રાન્તમાં કૃષ્ણા જીલ્લામા કચેલા ગામમા થયો હતો. તેમના પિતા કોમારા વેન્કટપ્પીયા ગુરુ મુનગલા સંસ્થાનના દિવાન હતા. શ્રીમતી અચમબાનુ વય પાચ વર્ષનુ હતું તે સમયે તેમના પિતાનું મૃત્યુ થયું. દશ વર્ષની વય સુધી તેમણે પોતાના ઓરમાન ભાઇની સાથે નિવાસ કર્યો. એજ બાળવયે તેમનું લગ્ન કરવામાં આવ્યું. તેમના લગ્ન પછી તેમના ઓરમાન ભાઈ પણ મરણ પામ્યા અને શ્રીમતી અચમબા, તેમના નાના ભાઇ તથા તેમનાં માતુશ્રી, ત્રણે જણાં તેમના પતિની પાસે આવી રહ્યા. શ્રીમતી અચમંબાના પતિ, એ સમયે મધ્યપ્રાન્તમાં નોકરી કરતા હતા. અચમંબાને એ વખત સુધીમા લખતાંવાચતા આવડતું નહોતું. પતિને ઘેર આવ્યા પછી તેમણે પોતાના ભાઇની સાથે માતૃભાષા તેલુગુનો તથા હિન્દીનો અભ્યાસ શરૂ કર્યો ભાઇ કરતા તેનામા વધારે બુદ્ધિ અને સમજશક્તિ દૃષ્ટિગોચર થતાં હતાં, પરન્તુ થોડા સમયમા એમને ભાઈથી છૂટાં પડવુ પડ્યું; કારણ કે ભાઇને કોલેજના શિક્ષણને માટે નાગપુરમા રહેવુ પડતું અને અચમંબાને પતિની સાથે બહારગામ રહેવું પડતું એથી કરીને તેમના શિક્ષણમાં ઘણી મોટી અડચણ આવી, તેમનાથી નિશાળે જવાય એમ નહોતુ તેમજ એમને માટે પતિએ કોઇ જૂદો શિક્ષક રાખ્યો નહોતો, પરન્તુ તેમની જ્ઞાનપિપાસા ઘણી વધી પડી હતી. પતિએ પણ તેમની એ તૃષ્ણા તૃપ્ત કરવામા મદદ કરી. પતિની મદદથી તેમણે તેલુગુ અને મરાઠી ભાષાના સારા પુસ્તકોનો અભ્યાસ કર્યો. ઘરનાં કામકાજમાથી જે થોડોઘણો અવકાશ મળતો તેનો ઉપયોગ, તે નવરા બેસી રહેવામા કે કજિયાટંટામા અને મિથ્યા કથાકુથલીમાં નહિ કરતા, પુસ્તકોના અધ્યયનમાજ કરતાં. તેમના નાના ભાઇ જ્યારે રજાઓમાં એમને ઘેર જતા ત્યારે એમની પાસે પણ અચમંબા શિક્ષણ મેળવતાં. એણે અચમંબાને સારાં સારાં અગ્રેજી પુસ્તકોનો સાર તેલુગુ ભાષામાં કહી સંભળાવ્યો અને આધુનિક સમયમાં દેશમાં વિવિધ વિષયના જે મહાન પ્રશ્ન ચર્ચાય છે, તે સંબંધી વાદવિવાદ કરવા માડયો. એ કામમાં અચમંબાને ઘણો રસ પડવા માડયો. ધીમે ધીમે તેમણે તેલુગુ અને મરાઠી ભાષા ઉપર ઘણો સારો કાબૂ મેળવ્યો અને હિંદી, મરાઠી, ગુજરાતી તથા અગ્રેજી ભાષાનું પણ થોડું

થોડું જ્ઞાન મેળવ્યું. ઇતિહાસ, જીવનચરિત્ર અને વિજ્ઞાનશાસ્ત્રનાં પુસ્તકો વાંચવામા તેમને ઘણો રસ પડતો હતો. મનની વૃત્તિઓને ખાલી ઉશ્કેરનારાં, નવલકથા આદિના પુસ્તકો વાચવા તરફ તેમની અભિરુચિ નહોતી.

તેમના વિચાર ઘણા ઉન્નત હતા. સંસારસુધારાના કાર્ય તરફ તેમને ઘણી દીલસોજી હતી. તેમના દિયરે એક બાળવિધવા સાથે લગ્ન કર્યું ત્યારે તેમણે એ જોડાને દરેક પ્રકારની મદદ આપી હતી અને ખુલ્લીરીતે તેમની સાથે પ્રથમના જેવોજ ઘાડો સબધ રાખ્યો હતો. એ વખતે જ્ઞાતિબંધુઓના ત્રાસની તેમણે જરાપણ પરવા કરી નહોતી.

શ્રીમતી અચમબા એકેશ્વરવાદી હતા અને તેમના ધાર્મિક વિચારો આર્ય-સમાજના સિદ્ધાન્તોને અનુકૂળ હતા. પોતાના મૃત્યુના બે ત્રણ વર્ષ પહેલાં તેમણે સ્વદેશીવ્રત અંગીકાર કર્યું હતું. એ દિવસથી એ કેવળ સ્વદેશમાં બનેલી વસ્તુઓજ વાપરતા હતા

યુવાવસ્થામાં તેમના એકના એક પુત્ર તથા એકની એક કન્યાનું મૃત્યુ નિપજ્યુ માતાને સંતાનવિયોગથી ઉત્પન્ન થતું સ્વાભાવિક દુ:ખ તેમને પણ ઉપજ્યુ, પરન્તુ તેમના ભાઇએ આશ્વાસન આપતી વખતે નાગોજી ભટ્ટના એક સંસ્કૃત શ્લોકનુ સ્મરણ કરાવીને કહ્યુ કે, ચિરસ્થાયી પુસ્તકો એ મનુષ્યના ખરા સંતાન છે એ દિવસથી શ્રીમતી અચમંબાએ પુસ્તકોના અભ્યાસમા ચિત્તને વિશેષ પરોવ્યું અને લોકોપયોગી પુસ્તકો રચવાનો પણ સંકલ્પ કર્યો એમણે તેલુગુ ભાષામા સ્ત્રીઓને સારૂ પ્રકટ થતા માસિકોમા નિયમિત-રીતે લેખ લખવા શરૂ કર્યા. ઉન્નત વિચારો, સરળ ભાષા તથા ઉત્તમ શૈલીને લીધે તેમના લેખ વાચકવર્ગમાં ઘણા પ્રિય થઇ પડતા હતા. ત્યાર પછી તેમણે તેલુગુ ભાષામા "અબળા સચ્ચરિત્ર રત્નમાલા" નામનું એક પુસ્તક પ્રકટ કર્યું એ પુસ્તકના ત્રણ ભાગ છે. પ્રથમ ભાગમાં ઐતિહાસિક હિંદુ સ્ત્રીઓનાં ચરિત્ર છે બીજા ભાગમા વૈદિકયુગની સન્નારીઓના ચરિત્રો અને ત્રીજા ભાગમાં વિદેશી રમણીઓના ચરિત્રો આલેખ્યા છે

શ્રીમતી અચમંબા જણાવે છે કે:—'આ પુસ્તક લખવામા મારો ઉદ્દેશ એ છે કે, જે લોકો એમ કહે છે કે, સ્ત્રીઓ બુદ્ધિ, નૈતિક બળ, વિશ્વાસપાત્રતા અને રાજ્યદ્વારી ગુણોમા પુરુષોથી સ્વાભાવિકરીતે ઉતરતી છે, તેમના કથનને જૂઠું પાડવુ, અને બતાવવું કે જો યોગ્ય શિક્ષણ અને સગવડ આપવામાં આવે તો સ્ત્રીઓ પણ દરેક વિષયમાં ઉત્તમ પુરુષની બરોબરી કરી શકે.'

એમના એ પુસ્તકો કદમાં પણ ઘણાં મોટાં છે અને આધુનિક સમયની સ્ત્રીઓની દશાનું તથા તેમની ઉન્નતિને લગતા પ્રશ્નોનું પણ એમાં પ્રસંગોપાત સારું વિવેચન કર્યું છે.

મૃત્યુના બેએક વર્ષ પહેલા પોતાના પતિની સાથે શ્રીમતી અચમંબા સ્વદેશમાં ગયા હતા અને ત્યાનાં વિવિધ શહેરોના સ્ત્રીસમાજમાં ઉપદેશપ્રદ વ્યાખ્યાન આપ્યાં હતાં.

તેઓ વાર વાર કહ્યા કરતાં કે, કેળવાયલી સ્ત્રીઓને માથે એક ગંભીર ફરજ રહેલી છે અને તે એ છે કે, તેમણે પોતાનાં આચરણ એવા શુદ્ધ, સાદાં અને પવિત્ર રાખવા જોઇએ કે એમનું જીવન બીજી સ્ત્રીઓને નમુનારૂપ થઇ પડે. શ્રીમતી અચમંબાએ પોતાના એ સિદ્ધાન્તનું અક્ષરશઃ પાલન કર્યું હતું. એ એક ઉત્તમ ગૃહિણી હતા. રસોઇના કામમાં એ ઘણુંજ કુશળ હતા. વિનયી તો એટલા બધા હતા કે એમને જોનાર માણસ એકદમ એમ ન કહી શકે કે આ સન્નારીએ ઉંચા પ્રકારનું શિક્ષણ મેળવ્યું હશે. તેમની પતિભક્તિ તથા કુટુંબવત્સલતા પણ અનુકરણીય અને પ્રશંસાપાત્ર હતા. પોતાનું પુસ્તક ‘ અબલા સચ્ચરિત્ર રત્નમાલા ’ તેમણે પતિનેજ સમર્પણ કર્યું છે

એક વખત તેમણે દશ વર્ષના એક હિંદુસ્થાની બાળકને નિરાધાર અવસ્થામા દીઠો. તેમને એ બાળક ઉપર ઘણી દયા ઉપજી, તેથી તેને પોતાને ઘેર લઈ ગયા અને પોતાના સંતાનની પેઠે ઉછેરીને મોટો કર્યો તથા કેળવ્યો. એવીજ રીતે દુકાળની છાવણીમાથી માતપિતાએ તજી દીધેલા એક ત્રણ મહિનાના બાળકને ઉપાડી લાવીને તેનું પોતાનાજ પુત્રની પેઠે લાલનપાલન કર્યું હતું. એ ઉપરથી તેમના દયાળુ સ્વભાવનો પરિચય મળી આવે છે.

મુંબઇમા ભરાયેલી સંસારસુધારા પરિષદ્ તથા મહિલાપરિષદ્મા તેમણે ઉત્સાહપૂર્વક ભાગ લીધો હતો. ત્યાથી આવ્યા પછી તેમને તાવ લાગુ પડયો અને એજ વ્યાધિથી ૧૮ મી જાનેવારી ૧૯૦૫ ને દિને ૩૧ વર્ષની જુવાન વયે તેમનું અકાળ મૃત્યુ નિપજ્યું. શ્રીમતી અચમંબા લાબું આયુષ્ય ભોગવી શકયાં હોત તો પુસ્તકો તથા વ્યાખ્યાન આદિદ્વારા હિંદની સન્નારીઓની સારી સેવા કરી શકત. ઇશ્વર એવી સ્વદેશપ્રેમી સન્નારીના આત્માને શાન્તિ આપો ! !

# रत्न ३५२ मुं—सरला दास



સરળહૃદયા બાલિકા સરલાનુ ચરિત્ર અમે ટુંકમાં અત્રે આલેખવા માગીએ છીએ, તેણે આ સંસારમાં ત્રેવીસ વર્ષ અને છ માસનુ અલ્પ જીવન ગાળીને આ સંસારનો ત્યાગ કર્યો છે; છતા પણ એ અલ્પ જીવનની જે હકીકત મળી આવે છે, તે જોતાં ખાત્રી થાય છે કે, સરલા બંગાળાની એક વિદુષી મહિલા હતી.

સરલા રંગુનના સુપ્રસિદ્ધ બૅરિસ્ટર શ્રીયુક્ત પૂર્ણચંદ્રસેન મહાશયની કન્યા હતી. શ્રીયુક્ત પૂર્ણચંદ્રનુ નિવાસસ્થાન ચટ્ટગ્રામ હતું સરલાની વય જ્યારે માત્ર છ માસની હતી, ત્યારે તેની માતા તેને લઇને રંગુન ગઈ હતી. તેણે રંગુન વિભાગની પ્રાયમરી પરીક્ષા પસાર કરીને સૌથી ઉંચો નંબર મેળવ્યો અને માસિક આઠ રૂપિયાની છાત્રવૃત્તિ પ્રાપ્ત કરી.

સરલામા એક પ્રકારની પ્રતિભા પણ રહેલી હતી તેના પિતા શ્રીયુક્ત પૂર્ણચદ્રે તેની એ પ્રતિભા તથા વિદ્યાનુરાગથી પ્રસન્ન થઇને તેને વિદ્યાભ્યાસ સારૂ રંગુનથી કલકત્તા મોકલી આપી અગિયાર વર્ષની વયે સરલા બેથ્યુન બોર્ડિંગ હાઉસમા દાખલ થઈને ભણવા લાગી.

એ સમયે બગાળાના એક વિદ્વાન લેખક શ્રીયુક્ત અમૃતલાલ બસુ સાથે સરલાનો મેળાપ થયો હતો.

શ્રીયુક્ત બસુ મહાશય લખે છે કે.—"એ સમયે સરલાની વય તેર વર્ષની હતી, એ વાત ખરી પણ તેની સરળતા અને હસમુખો ચહેરો જોતા તેને બાળક કહેવાનુ મન થતું. સરલા કોઇ કોઇ વખત એવા એક બે પ્રશ્ન પૂછતી કે એ સાભળીને હું તો અવાક્ થઈ જતો એક દિવસ અમારા ઘરની એક વડીલ સ્ત્રીએ તેને કહ્યુ હતુ કે:—'સરલા ! તું હવે મોટી થઈ છે, તારે હવે બધાની સાથે બેલાવુ એ વ્યાજબી નથી.'"

સરલાએ કહ્યુ :—"કેમ ? એથી શું થાય ? બાણુને હું ચાહું છુ, તો પછી એમને મળુ નહિ ?"

સરલાનો જવાબ સાભળીને એ સ્ત્રી હસવા લાગી.

સરલામા એટલી બધી સરળતા હોવાનું એક ખાસ કારણ હતું. બાલ્યાવસ્થાથીજ એ ધર્મશીલા અગ્રેજ મહિલાઓના સહવાસમા ઉછરી હતી.

રંગ્રૂનમાં એ કેટલોક સમય કોન્વેન્ટમાં ભણી હતી. બાલ્યાવસ્થામા તો એ બંગાળીની છોકરી છે, એવું ઓળખી કહાડવું પણ અઘરૂં થઇ પડતું. તેના માથા ઉપર ઝુલફાદાર વાળ હતા, તેના મુખમાથી ચોખ્ખી અંગ્રેજી ભાષા નીકળતી હતી, તેનો હાવભાવ, ચાલ, રહેણીકરણી-બધું લગભગ અંગ્રેજ બાલિકાના જેવું હતું. સરલા પાંચ વર્ષની ઉમરથીજ અંગ્રેજી ભાષામા વાત-ચીત કરતી હતી; એટલે કલકત્તામા આવી તે વખતે એ બંગાળી ભાષા શુદ્ધરીતે બોલી શકતી નહોતી. દાર્જિલિંગમા તેને બંગાળી ભાષા શિખવાનો ઘણો શોખ થયો હતો.

ઘણી નાની વયમા સરળ સ્વભાવની અંગ્રેજ બાલિકાઓની સંગાથે રહેવાથી સરલામાં અપૂર્વ સરળતા આવી હતી, એટલુંજ નહિ પરન્તુ બંગા-ળીઓના અનેક રીતરિવાજથી પણ એ અજાણી હતી. એક તેર વર્ષની બંગાળી છોકરીને બંગાળી સંસારનુ જેટલું જ્ઞાન હોય, તેટલું જ્ઞાન સરલાને કોઇ પણ સંસારનું નહોતું; પરન્તુ એ અજ્ઞાનતાથી તેને હાનિને બદલે લાભ થયો હતો. દુનિયાનું કોઇ મલિન ચિત્ર તેની નજરે પડયું નહોતું. સંસારની કોઇ પણ રેખા તેના ચિત્ત ઉપર અંકાઇ નહોતી. બાળકના મનની પેઠે તેનું હૃદય એટલું સરળ અને નિર્મળ હતું કે તેની સાથે એકવાર મેળાપ થયાથી તેના તરફ ચિત્તનું આકર્ષણ થતું.

સરલા બેથ્યુન કોલેજની બીજી શ્રેણિમા દાખલ થઇ ત્યારે તેણે બીજી ભાષાતરીકે ફારસી છોડી દઇને બંગાળી લીધું અને તે એન્ટ્રન્સની પરીક્ષા બંગાળી ભાષામાં આપવા તૈયાર થઇ. બધા લોકો જાણતા હતા કે, સરલા બીજા સઘળા વિષયોમા પાસ થશે, પણ બંગાળી ભાષાને લીધે તેને એન્ટ્ર-ન્સમા નાપાસ થવું પડશે; પરન્તુ જયારે પરીક્ષાનું પરિણામ બહાર પડયું ત્યારે બધાએ આશ્ચર્ય સાથે જોયુ કે સરલા પહેલા વર્ગમા પાસ થઇ હતી અને પરીક્ષામાં બેઠેલી છોકરીઓમાથી સૌથી પહેલે નંબરે આવી હતી, ને માસિક વીસ રૂપિયાની સ્કોલરશીપ મેળવી હતી, એટલુંજ નહિ પણ બંગાળી ભાષામા સૌથી પહેલે નંબરે પાસ થવા માટે તેને "કેશવચંદ્ર પ્રાઇઝ"નામનું ઇનામ મળ્યું હતું. બંગાળી ભાષાનું આટલું બધું સારૂં જ્ઞાન સરલાએ ફક્ત બે વર્ષ પ્રયાસ કરીને સંપાદન કર્યું હતુ. આગળ અમે જણાવી ગયા છીએ કે, સરલામાં ઉંચા પ્રકારની પ્રતિભા હતી. એ પ્રતિભાને બળે એ બંગાળાના નવયુગના શ્રેષ્ઠ કવિ રવીન્દ્રનાથનાં ઉંચા પ્રકારનાં કાવ્યોનું સૌન્દર્ય ગ્રહણ

કરી શકતી. પરણ્યા પછી સરલા વારંવાર શ્રીયુક્ત અમૃતલાલ બસુ સાથે સાહિત્યચર્ચા કરતી. રવીન્દ્રનાથની રસભરી, મીઠી કવિતા તેને ઘણી પ્રિય હતી. સરલાના પત્રોમા સાહિત્ય અને બ્રહ્મસમાજસબંધી વાતો વિશેષ દીઠામાં આવતી. નમુનાદાખલ એક પત્રમાનો થોડોક ભાગ અત્રે ઉતારીશું.

"પ્રદીપ વાચ્યું છે. રવિ બાબુની કવિતા ઘણી સરસ લાગી છે. "ભારતી" પણ આવે છે. રવિ બાબુએ લખવાયોગ્ય લગભગ બધું એમાં લખી દીધું છે * * * વ્યાખ્યાન પણ ઘણુંજ સરસ છે"

સોળ વર્ષની વયે સરલાએ એફ્ એ. ની પરીક્ષા પહેલા વર્ગમા પસાર કરીને આખી કલકત્તા યુનિવર્સિટીમાં નવમો નંબર મેળવ્યો. સરલાની પહેલા એફ્. એ ની પરીક્ષા જેવું ઉચું સ્થાન ઘણું ખરૂ કોઈ બંગાળી કન્યાએ મેળવ્યું નહોતું, ત્યાર પછી બે વર્ષે સરલાએ બી. એ. ની પરીક્ષા અંગ્રેજીમાં બીજા વર્ગના "ઓનર" સાથે પાસ કરી અને આખી કલકત્તા યુનિવર્સિટીમાં તેનો નંબર દસમો આવ્યો.

ત્યાર પછી સરલાએ એમ એ. ને માટે તૈયારી કરી નહિ. એ સબધી તેણે નીચે પ્રમાણે ખુલાસો કર્યો છે.-"કોઈ કોઈ મને પ્રેસિડેન્સિ કોલેજમાં દાખલ થઈને એમ. એ નું ભણવાનો આગ્રહ કરે છે, પણ પુરુષોની સાથે બેસીને ભણતા મને ઘણી શરમ આવે છે, તે ઉપરાંત મારો ભાઈ સુરેન એ વાતની વિરુદ્ધ છે. એ કહે છે કે:-'મોટી બહેન ! તુ જો પ્રેસિડેન્સિ કોલેજમાં દાખલ થઇશ તો હુ કોલેજ છોડી દઇશ,"

ઈ૦ સ૦ ૧૮૯૭ ની ૧૧ મી ઓક્ટોબરે સ્વર્ગસ્થ દુર્ગામોહન દાસના પુત્ર શ્રીયુક્ત સતીશરંજન દાસ બેરિસ્ટરની સાથે સરલાનું લગ્ન થયું સાધારણ-રીતે એવું જોવામાં આવ્યુ છે કે, આપણા દેશના યુવક વિદ્યાર્થીઓ પરણ્યા પછી સંસાર માંડીને વિદ્યાદેવી પાસેથી છેવટની વિદાય ગ્રહણ કરે છે, તો પછી ઘરસંસારની અનેક જંજાળોમા પડયા પછી સ્ત્રીઓ વિદ્યાદેવીને વિસરી જાય તો એમા કાંઇ આશ્ચર્યની વાત નથી. સરલાની જ્ઞાનસ્પૃહાનો ઉલ્લેખ અમે આ ચરિત્રમા વારવાર કરતા આવ્યા છીએ. એ જ્ઞાનસ્પૃહાને લીધે સરલાએ લગ્ન કર્યા પછી પણ વિદ્યાભ્યાસ છોડી દીધો નહિ. તે હમેશાં નવાં પુસ્તકો વાંચતી અને તેના ઉપર વિચાર ચલાવતી. એ પુસ્તક વાંચવાથી પોતાને ઉપજેલા વિચારો હરરોજ એક નોંધપોથીમાં લખી રાખતી.

ત્યાર પછી સરલાએ બંગાળી ભાષામા લેખો લખતાં શિખવાનો યત્ન

કર્યો; પરન્તુ બંગાળાના સુપ્રસિદ્ધ કવિ રવીન્દ્રનાથ ઠાકુર, જેમને આપણા નામદાર વાઈસરોયે એશિયાના કવીશ્વરની ઉપાધિથી સંબોધ્યા છે, તેમણે સરલાને સલાહ આપી કે:—" તમે પહેલાં સંસ્કૃત ભણો. ત્યાર પછી બંગાળી ભાષા લખવાનો આરંભ કરો. સંસ્કૃત ભણ્યા વગર બંગાળી ભાષા ઉપર પૂરતો કાબૂ જામશે નહિ."

રવીન્દ્રબાબુની આ શિખામણ માનીને સરલાએ સંસ્કૃત ભણવાનો સંકલ્પ કર્યો. રવીન્દ્રબાબુના આગ્રહથી તેમના ઘરના પંડિત શ્રીયુક્ત શિવધન વિદ્યાર્ણવ મહાશયે સરલાને સંસ્કૃત ભણાવવાનો આરંભ કર્યો. નવી ભાષા શીખવાની શક્તિ સરલામાં ઘણી તીવ્ર હતી. થોડાક મહિનામાંજ તેણે સંસ્કૃત ભાષાનું સારૂં જ્ઞાન મેળવ્યું, પરંતુ હાય! ક્રૂર મૃત્યુએ એટલામાંજ તેના ઉપર આક્રમણ કર્યું અને તેની ઇચ્છાઓ મનમાં ને મનમાજ રહી ગઈ. સંસ્કૃતનો અભ્યાસ પણ પૂર્ણ થયો નહિ. બંગાળી ભાષામાં લેખ પણ લખી શકાયા નહિ. પંડિત વિદ્યાર્ણવ મહાશય તેને થોડા દિવસ સુધી ભણાવવામાંજ તેની સરળતા અને તેના અનેક સદ્‌ગુણોથી આકૃષ્ટ થયા હતા. વિદ્યાર્ણવ મહાશય વારવાર તેના ગુણોનું વર્ણન લોકો આગળ કરે છે. તેનું વિસ્તૃત જીવનચરિત્ર લખવાની સામગ્રી પણ તેમણે એકઠી કરી છે; પરન્તુ આળસને લીધે હજુ એ જીવનચરિત્ર તેમનાથી લખી શકાયું નથી.

સરલા ઘણું ખરૂં અંગ્રેજી સાહિત્ય વાચતી; તેથી કરીને અંગ્રેજી ભાષા તેને મનથી માતૃભાષા જેવી થઈ ગઇ હતી. એ પોતાની રોજનિશી પણ અંગ્રેજી ભાષામાં લખી રાખતી, પરંતુ કેવળ અંગ્રેજી ભાષા ઉપર અધિકાર મેળવ્યાથી સરલાને તૃપ્તિ થઇ નહોતી. તેણે ફ્રેન્ચ ભાષાનું પણ ઉત્તમ પ્રકારે શિક્ષણ મેળવ્યું હતું. ફ્રેન્ચ ભાષામાથી એક સારા પુસ્તકનો તેણે અંગ્રેજીમાં તરજુમો કર્યો હતો. બંગાળી ભાષામા કાઇંક લખવાની તેને ઘણી ઈચ્છા હતી. એ સંબંધી શ્રીયુક્ત અમૃતલાલ બસુ સાથે તેને નીચે પ્રમાણે વાતચીત થઇ હતી:—

સરલા:—" મારા જીવનનો વિચાર કરતા કરતાં હું નિરાશ થઇ ગઈ છું. હું શું કરૂં તે કાંઈ સમજાતું નથી. તમે બતાવો મારે શું કરવું?"

અમૃત બાબુ:—" તમારામાં બુદ્ધિ છે, પ્રતિભા છે, હૃદયમાં મહત્ત્વાકાંક્ષા છે; તમે તો પ્રયત્ન કરો તો ઘણું સારૂં કામ કરી શકો."

સરલા:—" તમે અને પંડિતજી તો હમેશાં મારી પ્રશંસાજ કર્યા કરો

છો. તમે મને સલાહ તો કાંઇ નથી આપતા."

અમૃત બાબુ.—"બીજુ કશું ન થાય તો તમે સાહિત્યનું અનુશીલન કરો. વર્તમાનપત્રો અને માસિકોમા લખવાનું શરૂ કરો. એ તો એક મનપસંદ કામ છે, એથી કરીને દેશનો પણ ઉપકાર થશે અને તમારા જીવનની પણ ઉન્નતિ થશે"

સરલા:—"વ્યાજબી કહ્યું સાહિત્યસેવા એ ઘણું ઉત્તમ કામ છે, પણ બંગાળી ભાષામા મારૂ જ્ઞાન કેટલું થોડુ છે ! હુ યત્ન કરૂં તો અંગ્રેજી ભાષામાં કાંઈક લખી શકુ, પણ એ લખાણથી લાભ શો ?"

ઉપરોક્ત હકિકત વાચ્યાથી આપણી ઉછરતી કન્યાઓને ઉચ્ચ પ્રકારનુ શિક્ષણ મેળવવાની હોશ થાય એ હેતુથી એનું જરા વિસ્તારથી વર્ણન કર્યું છે. હવે સરલાનુ વિવાહિત જીવન, તેના ખાસ સદ્ગુણ તથા તેની મહત્ત્વાકાક્ષાસબધી થોડુક લખીશું.

સરલાના લગ્નસંબધી અમે આગળ લખી ગયા છીએ. લગ્નના ઘણા દિવસ પહેલાથી તેની સગાઈસબધી વાત ચાલતી હતી સરલાએ પ્રથમ એ બાબતમાં પોતાની સમતિ આપી નહિ. તેણે પોતાના પિતાને સ્પષ્ટ જણાવી દીધું કે, "વિશ્વવિદ્યાલયની છેવટની પરીક્ષા પસાર કર્યા વગર હું કદિ પણ પરણનારી નથી."

સરલાનુ હૃદય અતિશય સરળ અને કોમળ હતું એ વાત ખરી,પણ એથી એનામા દૃઢતાનો અભાવ નહોતો જ્યાસુધી બી એ ની પરીક્ષા પસાર ન કરી ત્યાસુધી એણે લગ્ન કર્યું નહિ બી. એ થયા પછી તેણે લગ્ન કર્યું. લગ્ન પહેલા સતીશરજન સાથે તેનો પરિચય થયો હતો. ત્યાર પછી બે જણા એક બીજા તરફ પ્રેમથી આકર્ષાવા લાગ્યા અને લગ્ન નક્કી થયું. એ સબધી સરલા પોતાની ડાયરીમા લખે છે કે:—

"પરંતુ એ આશા હવે દૂર કરી. અત્યાર સુધી હું એવા વિચારો કર્યા કરતી હતી કે ભાઇબહેન પ્રત્યેની ફરજ બજાવીશ, માતપિતાની સેવા કરીશ અને સસારની થોડીઘણી સેવા કરીશ; એટલામા સતીશ આવીને મારા પ્રેમાકાંક્ષી બન્યા તેમણે કહ્યુ કે, આપણે બન્ને જણા થઇને જગતની સેવા કરીશું અને એ કાર્ય સાધવામા હું તને યત્રરૂપ બનાવીશ."

પરણ્યા પછી સરલાનો સંસાર ઘણો સુખી નિવડયો. તે પોતાને ઘણીજ ભાગ્યશાળી ગણવા લાગી. એક દિવસ એણે શ્રીયુક્ત અમૃતબાબુને કહ્યું

હતું:–" એક સમયે હું એવો વિચાર કરતી હતી કે હું કદિ પરણીશ નહિ. હવે સમજાયું કે લગ્નમાં કેટલું બધું સુખ છે!"

એ લગ્નથી એકલી સરલાજ સુખી થઈ હતી, એમ નહોતું. સરલાના ઊંડો પ્રેમ, મધુર વ્યવહાર, સરળતા અને સદ્ગુણને લીધે તેના સ્વામીને પણ અપરિસીમ આનંદ પ્રાપ્ત થયો હતો. એ બાબતમા તેના પતિ શ્રીયુક્ત સતીશ રજન દાસ બેરિસ્ટરે જે અભિપ્રાય અગ્રેજીમા આપ્યો છે,તેનું ભાષાંતર અમે નીચે આપીએ છીએ.

" સરલાએ તેના સ્વામીની ખાતર શું કર્યું છે, તેનું વર્ણન કરવું એ ઘણું અઘરૂ કામ છે. લગ્ન પછી મારી જે કાંઇ ઉન્નતિ થઇ છે, તે બધી તેના પ્રયત્નના પરિણામરૂપ છે, એમ કહું તો ચાલી શકે. સરલા મને નાના મોટા દરેક કાર્યમા સાહાય્ય કરતી.સરલામા સાસારિક જ્ઞાનનો અભાવ હતો, એ વાત ખરી,પરન્તુ તેનામા અ દરખાને એક એવું સ્વાભાવિક કર્તવ્ય–જ્ઞાન હતું કે પોતે શું કરવું જોઈએ અને શું ન કરવું જોઇએ એ સર્વદા સારી પેઠે સમજી શકતી સ્વામીને એ કેટલા ઉડા પ્રેમથી ચહાતી અને સ્વામીનો પ્રેમ સંપાદન કરવા તેનામાં કેટલી બધી વ્યાકુળતા હતી! * * સરલા સ્વામીના કલ્યાણ સારૂ કેટલી બધી ચિન્તા કરતી, તે તેની ડાયરીમાંનો નીચે લખેલો ભાગ વાચ્યાથી સમજી શકાય છે. ' હું ચાહું છુ કે મારા પતિ દરેક રીતે મહાન થાય, કારણ કે મનુષ્યનું ગૌરવજ એમા છે. મારા સ્વામીને જ્યારે વિવેકપૂર્ણ વાત બોલતા સાભળુ છુ, ત્યારે મને ઘણું અભિમાન ઉપજે છે. કર્તવ્ય એ ઇશ્વરી વાણીની કઠોર દીકરી છે, એક કર્તવ્યની આજ્ઞાનું પાલન કર્યાથી જે સુખ ઉત્પન્ન થાય, એજ પૃથ્વીમાં ખરૂં સુખ છે; પરન્તુ એ આજ્ઞાનું પાલન કરવું અત્યંત કઠિન છે.હું જો કર્તવ્યપરાયણ અને મહદ્ભાવ-સંપન્ન થઇ શકું, તો કેવું સારૂં! એવું થાય તો હું મારા સ્વામીને અનેક પ્રકારે મદદ કરી શકું.' "

સરલાના પતિ તેના સબંધી એક બીજે સ્થળે લખે છે કે:–"સંસારનો બધો કારભાર તેના હાથમાં સોંપ્યો હતો. સાધારણરીતે જે બધાં કામો પુરુષો કરે છે તે કામો પણ એજ કરતી."

આ સ્થળે એક વાત જણાવવી યોગ્ય ધારીએ છીએ. આપણા દેશમાં ઘણાખરા લોકો ભણેલી સ્ત્રીઓસંબંધી અનેક ભૂલભરેલા વિચારો ધરાવે છે. તેમનું ધારવું એવું છે કે, છોકરીઓ ઘણું ભણશે તો ઘરસંસારના કોઇ કામ-

કાજમા તેમનું ચિત્ત ચોટી શકશે નહિ, કારણ કે તેઓ પોતાનો પાઠ વાંચવામા અને પોતાનાજ સુખવૈભવમા શુ થાયલી રહેશે. પરિણામ એ આવશે કે સ્વામીની સેવા, સતાનપાલન, રસોઈ વગેરે કોઇ કામ ઉપર તેમનું ધ્યાન ખેચાશે નહિ; પરન્તુ સરલાએ એ ભ્રમને ખોટો પાડયો હતો. ઉચા પ્રકારનું શિક્ષણ પ્રાપ્ત કર્યા છતા તથા બાલ્યાવસ્થાથીજ સુખ અને સાહેબીમા ઉછરેલી હોવા છતા પણ સરલાએ ઘરનું કામ ઉત્તમ પ્રકારે કર્યું હતું અને સેવાદ્વારા સ્વામીને ઘણા સુખી કર્યા હતા. ઘેર રસોઇઆ-ચાકરની ખોટ નહોતી પણ કામ પડયે સરલા સારી રસોઈ કરી શકતી. તેના સ્વામીને અમુક વાનીઓ ઘણી પસદ હતી સરલા એ વાનીઓ રસોઇઆ પાસે ન રધાવતાં ઘણી વખત પોતાને હાથેજ રાધીને પતિને જમાડતી

સરલાના સબંધમા તેના પતિ છેવટમાં લખે છે કે:–"સરલા કયો ઉદ્દેશ સાધવા માટે આ જગતમા આવી હતી, એ હું જાણી શકયો નહિ; પરન્તુ સરલા તેના ચાર વર્ષના વિવાહિત જીવનમાં સત્ અને ઉત્કૃષ્ટ વસ્તુ ઉપર મારૂં જેટલું ધ્યાન ખેચતી ગઇ છે, તે ઉપરથી હું એના મહત્ત્વનું અનુમાન કરી શકુ છુ."

અમે નથી ધારતા કે સાધ્વી સ્ત્રીને માટે આના કરતા વધારે અભિમાન લેવા જેવી બીજી કોઇ વાત હોય. જે સ્ત્રીની હયાતીમા અથવા મૃત્યુ પછી તેનો પતિ કૃતજ્ઞચિત્તે તેના મહાન ગુણોનું વર્ણન કરે તે સ્ત્રીનો જન્મારો સફળ થઇ ગયો છે,એમ માનવું તે ઉપરાત જે સ્ત્રી જ્ઞાન, ધર્મ અને કર્મમા સ્વામીની અર્ધાંગિની થઇને સ્વામીના બધા મનોભાવ પૂર્ણ કરે છે, સ્વામીને સબળ કરે છે અને સ્વામીનીસાથે એકપ્રાણ થઇને બધા કામ કરે છે,તે નારીનું ઉચ્ચ શિક્ષણ સાર્થક છે. એવી સ્ત્રી કદાપિ રાધવાસીધવામા જરા ઓછી પ્રવીણ હોય, અને તેને ચુલાઅબોટ કરતા ન આવડતું હોય તો એથી એના જીવનને કાંઇ હાનિ પહોંચશે નહિ પાચ દશ રૂપિયા ખર્ચ કર્યાથી રસોઇઓ મળી શકશે, એક નોકર રાખ્યાથી ઘરનું હલકુ કામકાજ સહેલાઇથી થઇ શકશે, પણ શું ? અમે તેટલું ખર્ચ કર્યાથી જીવનસંગ્રામને માટે સુયોગ્ય સહધર્મિણી મેળવી શકાશે ? પુરુષના હૃદયને સુશિક્ષિતા નારી સિવાય બીજુ કોણ મહાન બનાવી શકશે ? જે સ્ત્રીઓ પતિના જીવનમાં મહત્ત્વાકાંક્ષાનાં બીજ રોપી શકે તેમનું જીવન ઘણું ઉચ્ચ છે. શ્રીયુત સતીશરજન દાસ જેવા ઉંચા પ્રકારનું શિક્ષણ પામેલા વિદ્વાન બેરિસ્ટરના જીવનને સરલા વધારે મહત્ત્વપૂર્ણ અને ઉચ્ચાભિલાષી

બનાવી શકી હોય તો તેનું જીવન ખરેખર સફળ થયુ છે

હવે સરલાના કેટલાક સદ્‌ગુણોનો ઉલ્લેખ કરીશું. તેની સરળતાસંબંધી આગળ થોડુંક કહી ગયા છીએ. સરળતા એજ તેના જીવનનું વિશેષત્વ હતું. એક સુંદર વૃક્ષમા પુષ્પ અને ફળનો સમાવેશ થયો હોય, તેવી રીતે સરલાના જીવનમાં સરળતા અને જ્ઞાનનો સમાવેશ થયો હતો તેનું નામ તેના હૃદયના ભાવને બરાબર બંધબેસતુ હતુ. તેના નિર્મળ અને હાસ્યોજ્જ્વલ મુખ સામું જોતાંજ તેને સરળતાની પ્રતિમા કહેવાનું મન થતું. સરલાના સ્વામી તેની સરળતાસંબંધી લખે છેઃ—

"સંસારની ધૂર્તતા, દગો અને હલકા વિચારોસંબંધી લગ્ન પહેલાં તેને કાંઇ પણ જ્ઞાન નહોતું. પરણ્યા પછી ભિન્ન ભિન્ન સ્વભાવના લોકોના સમાગમમા આવવું પડ્યું અને મનુષ્યોની શઠતા અને હલકા વિચારો તેના જાણવામા આવ્યા, પરન્તુ મનુષ્યની સ્વાભાવિક સાધુતા ઉપર તેને એટલો બધો વિશ્વાસ હતો કે, કોઈ પણ માણસના કુકર્મની વાત નીકળે તો એ એકદમ એ વાત ઉપર વિશ્વાસ મૂકવાનું કદિ પસંદ કરતી નહિ. એ કહેતી કે.–"એવું શા સારૂ કહો છો? એવુ ખરાબ કામ તે શું મનુષ્યથી થઇ શકે?" એ નિર્મળ કાચની માફક પવિત્ર હતી સંસાર તેને જરા પણ મલિન બનાવી શકયો નહોતો. * * લોકો જેને સફેદ જૂઠાણું કહે છે તેવું સફેદ જૂઠાણું કે કાળું જૂઠાણું અથવા કોઇ પણ પ્રકારનું અસત્ય એ જાણીજોઈને બોલતી નહિ."

મોટી ઉમરની થયા પછી પણ સરલાનો સ્વભાવ કેવો બાળક જેવો સરળ હતો તે સંબંધી બે એક વાત કહીશું સરલાના લગ્ન પછી એક વખત અમૃતબાબુ તેને મળવા ગયા. પ્રથમ તો તેણે તેના પતિ શ્રી૦ દાસની સાથે તેમની ઓળખાણ કરાવી,ત્યાર પછી સરલાના એક ફોટોગ્રાફ તરફ અમૃતબાબુનું ધ્યાન ખેંચ્યુ. તેમણે કહ્યુંઃ–"ફોટો ખરાબ નથી." તેણે કહ્યું:–"ત્યારે શું સારો દેખાય છે? એમા હું એક બોઘલા જેવી જણાઉં છું. જુઓ સાંભળો, એ સંબંધી હું એક વાત તમને સંભળાવુ. પરણ્યા પછી હું મારી બહેનોની સાથે ...ને ઘેર ગઇ હતી. અમે ત્યાંથી પાછા આવ્યાં ત્યારે એ ઘરની એક સ્ત્રી મને ઉદ્દેશીને કહેવા લાગી:–' આ છોકરી દુર્ગામોહન દાસના પુત્ર વેરે પરણી છે? એ છોકરીને જોતા તો એમ જણાય છે કે બોઘલું હશે. એના કરતાં તો એની બહેનો બુદ્ધિશાળી છે.' "

ત્યાર પછી એમાંની એક સ્ત્રી બોલી:–"એ છોકરી તો બી. એ. પાસ થઇ

છે. ” ત્યારે બીજી સ્ત્રી બોલી “ ખરેખાત ! ત્યારે એ છોકરી બોલતું નથી. ”

એ સાંભળીને અમૃતબાબુ ઘણું હસ્યા.ત્યાર પછી સરલા બોલી –“જુઓ! આજ તો મને વાત સંભળાવવી પડશે. નહિ સંભળાવો ત્યાંસુધી તમને છોડીશ નહિ ” અમૃતબાબુ બોલ્યા–“હવે તું દાર્જિલિંગવાળી સરલા નથી. હવે તો તું મોટી થઈ છે, બી. એ. પાસ થઇ છે, આટલી મોટી ઉમરે તે વળી વાતો સંભળાય કે ? ”

સરલા બોલી.–“ના, એ નહિ ચાલે. એક વાત તો સંભળાવવીજ પડશે.” તેના આગ્રહને લીધે અમૃતબાબુએ તેને રવીન્દ્રનાથ ઠાકુરની એક નાની વાતો કહી સંભળાવી. આ બનાવ ઉપરથી જણાય છે કે, સરલામાં મોટી વયે પણ બાળકના જેવી સરળતા સચવાઇ રહી હતી

સરલાનું કોમળ હૃદય દયાથી પરિપૂર્ણ હતું. એ સંબંધી સંક્ષેપમાં બેએક વાત કહીશું. કલકત્તાની બ્રાહ્મસમાજના સભાસદ શ્રીયુક્ત કેદારનાથ મુખોપાધ્યાય ગરીબ અને દુ:ખીઓના બંધુ છે. સરલાની સાથે તેમને વાત-ચીત થઇ હતી સરલાને જે છાત્રવૃત્તિ મળતી હતી, તેમાંથી તે ઘણા રૂપિયા ગુપ્તરીતે કેદારનાથ બાબુ ઉપર પુણ્યકાર્યને સારૂ મોકલી આપતી. કેદાર નાથ બાબુ એ પૈસામાંથી ગરીબ બાળકોને મદદ કરતા. સરલાના દયા–દાન સંબંધી તેના પતિ લખે છે કે.–

“ સરલા અતિશય શરમાળ હતી તેણે કરેલા દાનની વાત પ્રગટ થઇ જાય તો એ ઘણી શરમાઇ જતી, એટલા સારૂ એ ગુપ્તરીતે દરિદ્રોને મદદ કરતી પરીક્ષામાં પાસ થયાથી તેને એક હજાર રૂપિયાનું ઇનામ મળ્યું હતું; પરન્તુ એ રકમમાંથી એક પણ પૈસો એણે પોતાના કામમાં વાપર્યો નથી. મેં સાંભળ્યું છે કે, એના એક શિક્ષકની નાણાંસંબંધી મુશ્કેલી દૂર કરવા સારૂ તેણે એ ઇનામની રકમમાંથી બસે રૂપિયા તેને દાન કર્યા હતા.”

સરલાના અંતરમાં કેવા પ્રકારની મહત્ત્વાકાંક્ષા હતી તે હવે જણાવીશું. બાલ્યાવસ્થામાં જ્યારે તે રંગુન શહેરમાં હતી ત્યારે કોન્વેન્ટની સાધ્વી મડમો તેને ઘણું ચાહતી હતી એ મડમોએ કેવળ ધર્મની ખાતરજ જીવન સમર્પણ કર્યું હતું. તેમના જીવને સરલાના હૃદય ઉપર ઘણી ઉંડી અસર કરી હતી. એ વારંવાર મનમાં વિચારતી કે, “ હું જ્યારે ભણીગણી છું તો મારે અવશ્ય કાંઇ સારૂં કામ કરવું જોઇએ, નહિ તો મારૂં જીવન નિષ્ફળ જશે. ” આ મહાન ભાવ સરલાના હૃદયમાં વ્યાપી રહ્યો હતો. એ બાબત એ વારંવાર

ચિન્તા કર્યા કરતી, પરન્તુ કયુ કામ તેને માટે વધારે યોગ્ય છે, કયું કામ હાથમા લીધાથી પોતાની આકાંક્ષા પરિપૂર્ણ થશે, તે તેનાથી નક્કી કરી શકાતું નહિ. એ સંબધમાં એ પોતાની ડાયરીમા નીચે પ્રમાણે લખી ગઈ છે.—

"૧ લી વૈશાખ. ૧૩ મી એપ્રિલ જગતમાં કાંઇ ને કાંઇ ચિરસ્થાયી કામ કરવું જોઇએ કાંઈ પણ કામ કર્યા વગર, મારા અસ્તિત્વનુ કાંઇ પણ ચિન્હ રાખ્યા વગર,સંસારમા આવી છું તેવીજ ચાલી જાઉં,એ ઠીક નથી." "૧૦ મી ઓગસ્ટ મને લાગે છે કે હું હવે જલ્દી મરી જઈશ શા સારૂ આ વિચાર મારા મનમા ઉત્પન્ન થાય છે તે હું સમજી શકતી નથી. હું રોઉં છું. હાય! હું કોઇની પણ ખાતર કાંઇ પણ કરી શકી નહિ. વધારે શું? સતીશની ખાતર પણ કાંઇ કરી શકી નહિ. ઘણી વખત મને વિચાર આવતો કે હું કાંઇ ને કાંઇ કરી શકીશ; પરન્તુ જોઉં છું કે, મારામાં શકિત નથી. આટલી દુર્બળ મારાથી શું થઇ શકે તે સમજાતું નથી મારા જીવનને હું સુખી કરી શકી નહિ અને બીજા કોઇને સારૂ પણ આ દુનિયામાં કાંઈ કરતી નથી. મારૂં જીવન તદ્દન અસાર છે" બીજી જગ્યાએ તે લખે છે:—

'જો કે બાલ્યકાળથીજ જયોર્જ ઇલિયટે વર્ણવેલા 'અદૃશ્ય ગાયક દલ'ની સાથે શામિલ થવાને મને ઉચ્ચ અભિલાષા હતી, તોપણ મારા મનમાં એવું કદાપિ નથી થતું કે, મારાથી કાંઇ કામ થઇ શકશે. આત્મશક્તિ ઉપરનો આ અવિશ્વાસ મારા જીવનનો એક મોટો દોષ છે એણે મારૂં ઘણું અનિષ્ટ કર્યું છે, પરંતુ મારાથી એ ભાવનો પરિત્યાગ થઇ શકતો નથી.ઈશ્વર મને એ સંબંધમા મદદ કરો. મારા આ જીવનને પૃથ્વીમા રહેવાને યોગ્ય બનાવો.'

સરલાની મહત્વાકાંક્ષાસંબધી તેના પતિએ લખ્યું છે કે.—"સરલાની અંતઃકરણની ઇચ્છા એવી હતી કે, સ્વામી બેરિસ્ટરના ધંધામા જામી જાય અને એ (સરલા) પોતે કોઇ કામ કરવા યોગ્ય થાય ત્યારે બ્રાહ્મસમાજના કોઇ મહાન કાર્યમા જોડાવાનો યત્ન કરવો"

સરલાના હૃદયમાં પવિત્ર ધર્મભાવ છુપાયલો હતો. ભક્તિપૂર્વક એ ઉપાસનામા સામિલ થતી. દરરોજ રાત્રે ધર્મગ્રંથમાથી કાંઇક વાંચતી અને એકવાર પ્રાર્થના કરતી. ત્યાર પછી શયન કરવા જતી.

બ્રાહ્મસમાજ ઉપર સરલાને ઘણોજ પ્રેમ હતો. સાધારણ બ્રાહ્મસમાજના આચાર્ય પંડિત શિવનાથ શાસ્ત્રી મહાશય ઉપર તેની ઘણી ભક્તિ હતી. એ શાન્ત મને શાસ્ત્રી મહાશયની ઉપાસનામાં ઉપસ્થિત થતી. શાસ્ત્રી મહા-

શય તેને ઘેર જતા ત્યારે તો તેના આનંદનો પારજ રહેતો નહિ શાસ્ત્રી મહાશયે છોકરાઓની ધર્મોન્નતિને સારૂ એક સોમવારની ધર્મસભા સ્થાપી હતી. એ ઉપરથી સરલાએ શાસ્ત્રી મહાશયને કહ્યું હતું કે:-" આપે છોકરાઓની ધર્મવૃત્તિ વધારવા સારૂ એક સોમવાસરીય સભા સ્થાપી છે તો છોકરીઓને સારૂ પણ એવું કાંઈ કરોને. અમે બાલિકાઓ પણ દર અઠવાડીએ આપની પાસે આવીશું. "

સરલાએ પોતાના મર્મસ્થાનમાં ધર્મભાવ કેવો છુપાવી રાખ્યો હતો, તે તેની અંગ્રેજી ડાયરીમાના નીચલી મતલબના લખાણુ ઉપરથી સમજી શકાય છે.

" મારો ( સ્વામી ઉપરનો ) જે પ્રેમ છે તે સ્વાર્થપૂર્ણ છે એ પ્રેમ ખરો પ્રેમ નથી, કારણ કે એ મારી હુંપદની તંત્રીને છેદી શકતો નથી અને હું—પદને દૃષ્ટિની બહાર કરતો નથી, બલ્કે તેને વધારે આગળ પાડે છે. મને એમ લાગે છે કે પહેલા હું આટલી સ્વાર્થી નહોતી હવે તો હું ઇચ્છા કરૂ છુ કે સતીશ કેવળ મનેજ ચહાય,મારીજ ચિન્તા કરે અને બીજા કોઈનો પણ વિચાર ન કરે. ઘણી વખત એવો વિચાર કરતા મને બીક લાગે છે કે સતીશ ઉપરનો મારો આટલો બધો પ્રેમ હોવાથી હું બીજી ઘણી વસ્તુઓને ભૂલી જઈશ અને પછી ઈશ્વર મારા ઉપર અસંતુષ્ટ થઇને તેને મારી પાસેથી છીનવી લેશે. અહો ! ઇશ્વર ! મારાથી એ વાતનો વિચાર પણ કરી શકાતો નથી. લખતાં લખતા મારી આખમા આસુ ભરાઇ આવે છે હે પ્રભુ ! હું આશા રાખુ છું કે, તું મારા પ્રેમને સયમિત અને પવિત્ર બનાવ આ પ્રેમને જેવો બનાવવો તને યોગ્ય લાગે તેવો બનાવ. હે ઇશ્વર ! તને ચાહવામા અને તારૂ કોઇ કામ કરવા યોગ્ય બનવામા મને મદદ કર. "

કેવો સરળ વિશ્વાસ અને કેવો અકૃત્રિમ ધર્મભાવ ! સ્વામી ઉપરના પ્રેમને પણ સયમમા રાખવા સારૂ ઇશ્વર પાસે પ્રાર્થના ! નારીનું સરળ ચિત્ત ભક્તિથી આર્દ્ર થયા પછી, તે હૃદયમા નિર્મળ અને નિ:સ્વાર્થભાવનો કેવી રીતે વિકાસ થાય છે, તે સરલાની ડાયરી વાચ્યાથી જાણી શકાય છે.

પરન્તુ હાય ! જેના અનેક સદ્ગુણોનું અમે ઉપર વર્ણન કર્યું છે તે સુકુમાર સુશીલ બાલિકા ઉપર નાની વયમાજ ક્રૂર વ્યાધિએ આક્રમણ કર્યું. ઇ૦ સ૦ ૧૯૦૧ ની ૨૮ મી નવેમ્બરે સાડા દશ વાગ્યે એકદમ તેના પેટમાં ભયાનક વેદના શરૂ થઈ. કલકત્તાના ડૉકટરોએ આવીને દવા શરૂ કરી, પણ કાંઈ વળ્યું નહિ ઘણીવારસુધી ધૈર્યપૂર્વક વેદના સહન કર્યા પછી સરલા

રાતના સાડાનવ વાગ્યે આ અસાર સંસારનો ત્યાગ કરીને ચાલી ગઇ

સરલાના મૃત્યુ માટે અનેક સ્ત્રીપુરુષોએ શોક પ્રગટ કર્યો અને તેના પતિ ઉપર દિલાસાપત્ર લખ્યા. સાધારણ બ્રાહ્મસમાજના પત્ર 'મેસેન્જર' અને "તત્ત્વકૌમુદી" મા તેના મૃત્યુ માટે અતિશય શોક પ્રગટ કરવામા આવ્યો. શકે ૧૮૨૩ ની ૧ લી પોષના "તત્ત્વકૌમુદી" ના અંકમાના કેટલાંક વાકયો નીચે ઉતારીને અમે આ લેખને સમાપ્ત કરીશું

"એ સુગૃહિણી હતી જે લોકો તેના સમાગમમાં આવ્યા હતા, તેઓ તેના મધુર ચરિત્રથી મુગ્ધ થઈ ગયા હતા સમાજ અને દેશની સેવા કરવાની તેના મનમા પ્રબળ આકાક્ષા હતી સમાજની પત્રિકામા એ વારવાર લેખો લખતી તેની એવી બીજી ઘણી આશા હતી."

# रत्न ३५३ मुं—सती जयदेवी



સંયુક્ત પ્રાન્તમા મૈનપુરી નામનો એક જીલ્લો છે. એ જીલ્લામા જેડોલી નામનું એક ગામ છે. એ ગામમાં રામલાલ નામનો એક બ્રાહ્મણ પોતાના કાકા રામદયાલના ઘરમા રહેતો હતો તા. ૨૭ જુન ૧૯૧૩ ને દિવસે રામલાલનુ મૃત્યુ થયુ તેની યુવાન પત્ની જયદેવીને પતિના અકાળ મૃત્યુથી અત્યંત ખેદ થયો. પતિ વગરનો સંસાર તેને શૂન્ય લાગ્યો અને પતિની સાથે પોતાના દેહને પણ વિસર્જન કરવાનો તેણે સંકલ્પ કર્યો. તેનો સતી થવાનો વિચાર જાણીને બધા ઘણાં આશ્ચર્ય પામ્યા. તેના કાકાજી રામદયાલ તથા બીજા અનેક સગાવહાલાઓએ સતી થવાનો સકલ્પ છોડી દેવાને તેને ઘણુંએ સમજાવી અને જણાવ્યું કેઃ—"આજકાલ હિંદુરાજાઓનું રાજ્ય નથી. અંગ્રેજ સરકારના રાજ્યમાં સતી થવાની સખ્ત મનાઇ છે. આ જમાનામાં કોઇ સ્ત્રી સતી થઇ શકતી નથી. તુ સતી થઈશ તો તને મદદ કરવાના આરોપસર અમને પણ સરકાર સજા કરશે, માટે તું સમજી જા અને તારો આગ્રહ છોડી દે." પરન્તુ જયદેવીએ તેમના ઉપદેશ ઉપર જરા પણ ધ્યાન આપ્યું નહિ. આખરે તેના કુટુંબીઓએ પોતાને કાયદાના બંધનમાંથી મુક્ત કરવાના ઇરાદાથી પોલિસના થાણામાં પણ ખબર મોકલાવી

અને પોતે મૃત રામલાલની ઠાઠડી બાંધવાની તૈયારી કરવા લાગ્યા. સતીની આજ્ઞાથી દિવસના નવ વાગ્યે તેના પતિની ઠાઠડી કહાડવામાં આવી રામદયાલ, ડોડરાજ, કાનકુંવર અને આધારસિંહ નામના ચાર સંબંધીઓ જયદેવીના પતિના શબને ઉંચકીને ચાલવા લાગ્યા તેમની પાછળ પાછળ સતી જયદેવી ચાલી. સતીના સમાચાર આસપાસના ગામડાઓમા પ્રસરી ગયા અને સેંકડો મનુષ્યો તેના દર્શન કરવાને જેડોલી ગામમા એકઠા થયા સતીનું દર્શન ભારતવાસીઓને મનથી ઘણું પવિત્ર મનાય છે. સતીનો છેવટનો આશીર્વાદ ફળ્યા વગર રહેતો નથી, એવી લાંબા સમયથી માન્યતા ચાલી આવે છે. વળી આજકાલના જમાનામા કાયદાના બંધનને લીધે એવા બનાવ પણ અતિશય જવલ્લેજ—ઘણા વર્ષોમા એકાદ—બને છે, એટલે દર્શકોની ઉત્સુકતા વધી પડે એમા આશ્ચર્ય પણ શું ? લગભગ બેએક હજાર સ્ત્રીપુરુષોનો સમૂહ સતી જયદેવીની પાછળ પાછળ ચાલી રહ્યો હતો સતી જયદેવી બેઆનીઓ અને પાવલીઓ અને અધેલા ઉછાળીને પતિની શબવાહિની ઉપર ચઢાવતી જતી હતી

શ્મશાનમા પહોંચ્યા પછી સતીએ બતાવેલી જગ્યાએ ચિતા ખડકવામાં આવી અને તેના ઉપર રામલાલની લાશ મૂકવામા આવી ત્યાર પછી સતીએ પતિની ચિતાની પરિક્રમા કરી અને પોતે ચિતા ઉપર જઈ બેઠી પતિનું શિર પોતાના ખોળામા મૂક્યું અને પોતાના બધા આભૂષણ ઉતારી દઈને ડોડરાજ તથા છોટા નામના પોતાના બે સંબંધીઓને આપી દીધાં પછી ઘી માગ્યું. ડોડરાજે ઘીનો એક લોટો તેના હાથમા આપ્યો સતીએ થોડું ઘી પોતાના ઉપર નાખ્યું અને બાકીનું ચિતામા રેડ્યું. પાછું થોડું ઘી માગ્યું અને એમાથી થોડું રામલાલના શરીર ઉપર નાખ્યું તથા થોડું પોતાના શરીર ઉપર ચોપડ્યું ત્યાર પછી સતીએ થોડાંક ફળ માગ્યા, એ પણ આપવામા આવ્યા સતીએ ફળને ચિતા ઉપર મૂક્યા.

અન્તમા સતીએ આગ માગી, સગાસંબંધીઓએ આગ આપવાની ના કહી સતીએ ઘણો આગ્રહ કર્યો ત્યારે તેમણે કહ્યુ કે:—"તું સાચી સતી હોઈશ તો આપોઆપ આગ પ્રકટ થશે" એ સાંભળતાંવારજ સતીએ પતિની લાશના કાનમા કાંઈક કહ્યું પછી હાથ જોડીને આકાશની તરફ જોઈને પ્રાર્થના કરી. કહેવામા આવે છે કે, એજ વખતે આગ સળગી ઉઠી. ચિતા બળવા લાગી. જોતજોતામા જયદેવી અને તેના પતિના દેહ સ્વાહા થઈ ગયા. દિવસના ત્રણ

વાગે થાણામાંથી પોલીસના નોકરો આવીને એ જગ્યાએ પહોચ્યા તો પતિ-પત્નીનાં બળી ગયેલા હાડકા અને રાખના ઢગલા સિવાય કાંઈ તેમના દીઠામા ન આવ્યું

આ બાબતનો મુકદ્દમો મૈનપુરીના સેશનજજ મિસ્ટર એલન સાહેબની અદાલતમાં ચાલ્યો હતો. ચિતામા આગ કેવી રીતે સળગી એ સંબધે જજ-સાહેબ પોતાના ફેસલામા કાંઈ પણ વિવેચન નથી કરતા. " ગમે તેમ હો, એ ચિતામા આગ સળગવા લાગી. " એટલુ લખીને એ અગત્યના પ્રશ્નને તેઓએ ઉડાવી દીધો છે. કોઇ સાક્ષીએ એનું કારણ બતાવ્યું નથી. લગભગ બધા સાક્ષીઓનું એવું કહેવુ છે કે સતીની પ્રાર્થનાથી આગ સળગી ઉઠી; પરંતુ (૧) રામદયાલ (૨) ડોડરાજ (૩) કાનકુંવર (૪) આધારસિંહ અને (૫) છોટો, એ પાચ માણુસોએ ચિતા ખડકીને, ચિતા અને સતી ઉપર ઘી નાખીને તથા સતીના ઘરેણા લઇને સતીને મદદ આપી હતી એ આરોપસર એ પાચે જણા ગુન્હેગાર ગણાયા છે

આરોપીઓએ સતીને રોકવાને બનતી કોશીશ કરી હતી તથા પોલીસમાં ખબર આપી હતી તેથી જજસાહેબે તેમનો ગુન્હો હલકો ગણ્યો છે. તેમણે એ પણ માન્ય કર્યું છે કે, સતી શાપ દેશે એવા ભયથી તેઓ તેના તેજમાં અંજાઈ ગયા હતા. સાક્ષીઓની જુબાનીથી માલુમ પડે છે કે અન્ત સમયે સતીનો ચહેરો લાલચોળ થઇ ગયો હતો અને તેની આખોમાથી એક નવીન પ્રકારનું તેજ નીકળતું હતું. એક કન્યા સતીના પતિની લાશની પાસે બેઠી હતી સતીએ તેના સામું ગુસ્સાથી જોયું એટલે એ તરત બેભાન થઈ ગઇ અને હાથપગ પછાડવા લાગી આખરે જ્યારે એના માબાપે સતીની ક્ષમા માગી ત્યારે તેનામા શુદ્ધિ આવી. ત્યાર પછી સતીએ પોતાની હાથેલીમાં કપૂર મૂકીને બાળી નાખ્યું. સતીએ એ કપૂરની ભસ્મને પોતાની આખોમા લગાવી એટલે તેનો ચહેરો વધારે તેજસ્વી બની ગયો

એ મુકદ્દમામા બે એસેસર હતા. એક મુસલમાન અને બીજો બ્રાહ્મણ. બન્નેના અભિપ્રાયમા આરોપીઓ નિર્દોષ જણાયા; પરન્તુ ન્યાયાધીશે તેમનો અભિપ્રાય માન્ય રાખ્યો નહિ. તેમણે એ બધા આરોપીઓને થોડા ઘણા અપરાધી ગણીને બે જણાને બબ્બે વર્ષની અને બીજા બેને દોઢ દોઢ વર્ષની સજા કરી. કારણ કે જજ સાહેબનો અભિપ્રાય એવો છે કે જો એ આરોપી-ઓને ઓછી સજા આપવામાં આવે તો રૈયતના મનમાં એવો વિચાર ઉત્પન્ન

થાય કે, અંગ્રેજ સરકાર સતીને મદદ કરવાના કામને મોટો અપરાધ નથી ગણતી. અસ્તુ !

આ ચરિત્ર લખીને અમે પણ સતીના રિવાજને ફરીથી પ્રચલિત થયેલો જોવા ઇચ્છીએ છીએ એમ સમજવાનું નથી વર્તમાન સમયમા ધાર્મિક આ શાસ્ત્રો, તેમજ સરકારી ધારાઓ જોતા અમારા અભિપ્રાય પ્રમાણે તો પતિના મૃત્યુ પછી મન, વચન અને કર્મવડે શુદ્ધ બ્રહ્મચર્યનું પાલન કરીને, રાતદિવસ પતિનું સ્મરણ કરવું તથા પતિને ઇષ્ટ હોય એવા કોઈ સારા કાર્યમાં જીંદગી સમર્પણ કરવી એજ પતિપરાયણા સાધ્વી સ્ત્રીનું પરમ કર્તવ્ય છે.

# रत्न ३५४ मुं—देवी शरणकुंवर

એ નો જન્મ ગુરુ ગોવિંદસિંહના સમયમા થયો હતો, ગુરુ ગોવિંદ-સિંહ અને મોગલો વચ્ચે એ સમયે ભારે વિગ્રહ ચાલી રહ્યો હતો. સરહિંદ પાસેના એક ગામડામા લડાઇ પૂરી થઈ ગઇ હતી. રાત અંધારી હતી કાળા વાદળાથી આકાશ ઘેરાઈ ગએલુ હતું શત્રુના તેમજ શીખ લોકના શબથી સંગ્રામભૂમિ છવાઇ ગઈ હતી. દૂર દૂર જીતેલા લશ્કરની ટુકડીઓ તાપણા કરી કરીને તાપી રહી હતી. મધ્યરાત્રિ વીતી ગયા પછી એક શીખ સ્ત્રી હાથમા મશાલ લઇને ત્યા ગઇ. તદ્દન નિર્ભયપણે તે મુડદાઓ-ના ઢગલા વચ્ચે થઇને માર્ગ કાપી રહી હતી અને એક પછી એક બહાદુર જાતભાઇઓના શબને ઉંચકીને તેમના લાબા વાળ ઉપરથી ઓળખીને એક ઠેકાણે ઢગલો કરી રહી હતી. થોડી વાર પછી એ થાક લાગવાથી વિચાર-ગ્રસ્ત થઇને બેસરી હતી. એ સ્ત્રી તે ‘ બીબી શરણ કુંવર ’ અથવા શરણકોર હતી. ધર્મગુરુના આદેશની ખાતર દીવાના પતંગીઆની માફક આ મહાન યોદ્ધાઓએ પોતાની જાતને ઝંપલાવી હતી, તે માટે એ સન્નારી પ્રશંસાની નજરે તેમના તરફ જોઈ રહી હતી અને વિચારતી હતી કે:—“ અરે ! શી આ લોકોની દશા છે ! આવી રીતે તેમના પવિત્ર શરીર પડી રહેવા દેવા એ તો પાપજ ગણાય. અત્યારે તો તેમની ભગિનીઓ, માતાઓ, પત્નીઓ અહીં હોત તો જરૂર તેમને ઠેકાણે પાડત, પણ કાંઇ નહિ આ વીરોનું ભગિનીકર્તવ્ય હું કરીશ હું તો જીવતી છું ને !” આમ કહીને તે આસપાસથી પાંદડાં અને

લાકડાં વીણી લાવી, પછી હાથ જોડીને નમસ્કાર કરીને ઉભી, રહી અને પ્રાર્થના કરવા લાગી. દરેક ગુરુનું અને મહન્તનું તથા વીરપુરુષોનું તેણે સ્મરણ કર્યું. એના ગાલ ઉપર અખંડ અશ્રુની ધાર વહે જતી હતી. સત્યની ખાતર આ બહાદુર વીરપુરુષોએ પ્રાણ સમર્પણ કર્યો હતો, તેથી તેનું હૃદય વલોવાઇ જતું હતું. જે યોદ્ધાઓ મૃત્યુવશ થયા હતા અને જેમણે તેમને કતલ કર્યા હતા, તે સૌને માટે તે ઇશ્વર પાસે દયા માગી રહી હતી એનું મસ્તક ઈશ્વર-પ્રાર્થનામાં નીચું નમી રહ્યુ હતું પરમાત્માની પ્રાર્થના કરીને એ અબળાએ ચિતામા અગ્નિસંસ્કાર કર્યો. એક ક્ષણમા જ્વાળા આકાશ સુધી પહોચી અને ચારે તરફ પ્રસરી. પાસેજ પડેલા મોગલ સૈન્યને તરતજ એની ખબર પડી અને તેઓ ગભરાઈને તે સ્થળે જઇ પહોચ્યા. ત્યા જઈને જુએ છે તો એક ભય કરચિતા આગળ આ અબળા—વીરાંગના-ઉભીછે તેઓ આશ્ચર્યચકિત થઇ ગયા અને તેને અનેક પ્રશ્નો પૂછવા લાગ્યા,પણ વીર લલના એ એક પણ ઉત્તર ન આપ્યો; કારણ કે તેનાથી સત્ય કહેવાય એમ નહોતું અને અસત્યનો ઉચ્ચાર કરવો એ તેને પસદ નહોતું. મોગલસિપાઇઓ ઘણાજ ગુસ્સે થઇ ગયા અને જ્યારે કાંઈ પણ ઉત્તર ન મળ્યો,ત્યારે તેમણે એ નિર્દોષ પરોપકારી અબળાનો હાથ પકડીને તેને ચિતામા હડસેલી દીધી! આપ્રમાણે બીબીશરણ-કોરે પોતાના સગા નહિ છતા ધર્મબધુઓને ખાતર મૃત્યુવશ થવાનું પસદ કર્યું. ધન્ય છે એ સ્રીને અને ધન્ય છે એને ઉત્પન્ન કરનાર ભારતમાતાને *

# रत्न ३५५ मुं—देवी अमरो



એ દેવી પ્રસિદ્ધ શીખગુરુ અગદજીની પુત્રી હતી. તેનું લગ્ન અમરદાસ નામના એક યુવક સાથે થયું હતું. પિતાના સહવાસને લીધે તેનામાં અપૂર્વ ધાર્મિકતાનો વિકાસ થયો હતો. ઇશ્વરભજનમાં તેનો ઘણો સમય જતો હતો. તેમના પતિ અમરદાસને યૌવનના આરંભમા ધર્મપ્રત્યે અધિક રુચિ નહોતી. ગુરુ નાનક શીખધર્મનો બોધ કરી રહ્યા હતા તે વખતે એ કદિ પણ એમનો ઉપદેશ સાંભળવા ગયા

* અ. સૌ બહેન શારદા મહેતાના 'મહિલામિત્ર' માના એક લેખમાંથી આ તથા બીજાં બે એક આગલાં ચરિત્ર ઉતારવામાં આવ્યાં છે.

નહોતા. ગુરુ અંગદજીનો બોધ પણ તેમણે સાંભળ્યો નહોતો, પરન્તુ પરમ ભક્તિમતી પત્નીને લીધે એમના જીવને ધાર્મિક પલટો ખાધો. એક દિવસ તે ધર્મપરાયણા સ્ત્રી પ્રાતઃકાળે ઉઠીને પોતાના ઇષ્ટગુરુના રચેલાં પદ લલકારતી હતી. અમરદાસની ધર્મજિજ્ઞાસા એ પદ સાંભળતા જાગૃત થઇ અને પથારીમા સૂતા સૂતા ધ્યાનપૂર્વક એ ભજન સાંભળવા લાગ્યા. પદ પૂરૂં થતાજ અમરદાસે અમરોને કહ્યું કે, મને તારા પિતા પાસે લઇ જા તે તેમને લઇ ગઇ અમરદાસની ભક્તિ એટલી બધી વધી પડી કે, અંગદ પછી તે ત્રીજા ગુરુ થયા.

એક સ્ત્રીદ્વારા પોતાની આ ઉન્નતિ થયેલી હોવાથી ગુરુ અંગદ સ્ત્રીજાતિપ્રત્યે ઘણોજ પૂજ્યભાવ રાખતા હતા

## रत्न ३५६ मुं–साहेबकुंवर



એ સન્નારી શીખ ગુરુ ગોવિંદસિંહના ધર્મપત્ની હતા. ખાલસા ધર્મના લોકો સાહેબકુંવરને ખાલસાના માતા સમાન ગણે છે. ગુરુ ગોવિંદસિંહ ન્યાતજાતના ભેદની વિરુદ્ધ હતા અને હિંદુઓને એક મહાન જાતિ બનાવવાનો તેમનો ઉદ્દેશ હતો, એમણે જે ખાલસા જાતિ સ્થાપી તેમા ચારે વર્ણના મનુષ્યોનો સમાન અધિકાર છે એમણે પોતાના એક ગ્રંથમા લખ્યું છે કે, પરમાત્માના દર્શન શ્રદ્ધાની આંખદ્વારા કેવળ ખાલસાના સાર્વજનિક શરીરમાજ કરી શકાય છે, અર્થાત્ ખાલસાસમાજ એક એવો સમાજ છે કે, જેમા નાનામોટા બધા એકસરખા છે. એ પંથની સ્થાપના કરીને જ્યારે એ પાંચ મહાન યોદ્ધાઓને દીક્ષા આપવા સારૂ અમૃતરસ તૈયાર કરી રહ્યા હતા, તેજ સમયે તેમના પત્ની સાહેબકુંવર નૈવેદ્યને સારૂ પતાસા લઇને ત્યા આવ્યા ગુરુએ પતાસા લીધા અને અમૃતમા નાખીને કહ્યું:— "યોગ્ય પ્રસંગે તમે પતાસા આણ્યા જીવનના અમૃતમા ખરેજ સ્ત્રીઓ મધુરતા લાવે છે"

હજુ પણ શીખ લોકોને દીક્ષા આપતી વખતે કહેવામાં આવે છે કે, ગુરુ ગોવિંદ ખાલસાના પિતા અને સાહેબકુંવર માતા છે.

# रत्न २५७ मुं-दिपाबाइ



એ સન્નારી મહાસભા શિવાજીના સાવકાભાઇ વ્યંકોજી રાજાની ધર્મપત્ની હતી શિવાજીમહારાજના પિતા શાહજીના મૃત્યુ પછી કર્ણાટકની જાગીર વ્યંકોજીને મળી હતી; પણ એનામાં રાજ્ય ચલાવવાની કુશળતા નહોતી. તેમણે પિતાના સમયના અનુભવી કારભારી રઘુનાથપંતને કાઢી મૂકીને બધો વહિવટ પોતાનાજ હાથમા લીધો હતો. રઘુનાથપંતે જઇને શિવાજીમહારાજનું શરણુ લીધુ તથા જણાવ્યુ કે, વ્યંકોજીરાવ ખુશામતી લોકોના હાથમા છે રાજકાજ ઉપર ધ્યાન આપતા નથી. તમે કર્ણાકટ ઉપર ચઢાઇ કરીને પિતાજીની ધનસંપત્તિનો યોગ્ય પ્રબંધ નહિ કરો તો એ રાજ્ય થોડા સમયમા પાયમાલ થઈ જશે. ચઢાઈમા આપને વિજય મળે એટલા સારૂ તે તરફના સંસ્થાનિક રાજાઓને હું આપણા પક્ષમા કરતો આવ્યો છુ ભાગાનગરના કુતુબશાહને પણ આપણા મિત્ર બનાવ્યા છે અને તે આપણને મદદ આપવા તૈયાર છે શિવાજીમહારાજને રાજ્યનો વિસ્તાર કરવાનો તો શોખ હતોજ, એટલે રઘુનાથપંતની સલાહથી વ્યંકોજી રાજા પાસે પિતાની કર્ણાટક ખાતેની અડધી મિલ્કત માગવાનો નિશ્ચય કર્યો પ્રથમ તો એમણે એ સંબંધી ભાઈને પત્ર લખ્યો. પછી માણસો મોકલ્યા, પણ વ્યંકોજીએ કોઇને સીધો જવાબ દીધો નહિ. શિવાજીમહારાજ પણ ઓછા હઠીલા નહોતા. એમણે કર્ણાટક ઉપર ચઢાઇ કરવાનો સંકલ્પ કર્યો. માર્ગમા અનેક રાજાઓનો આદરસત્કાર પામતા એ કર્ણાટક સુધી જઇ પહોચ્યા ત્યા વેલુરના કિલ્લાને ઘેરો ઘાલીને વ્યંકોજીને સંદેશો કહાવ્યો કે, તમે આ સંબંધમા મારી સાથે વાતચિત કરવા સારૂ તમારા દીવાનને મોકલો. દુર્ભાગ્યે એ સમયે વ્યંકોજી પાસે સારા સલાહકાર નહોતા. એની પત્ની દિપાબાઇ કુલીન, સમજુ અને શાણી સ્ત્રી હતી. 'कार्येषु मंत्री' જેવી પત્ની હોવા છતા પણ અભિમાની વ્યંકોજીએ તેની સલાહ માની નહિ. એ સ્ત્રી એવી કુટુંબવત્સલ, દૂરદર્શી અને અનુભવી હતી કે એની સલાહ પ્રમાણે જો વ્યંકોજી ચાલ્યો હોત, તો શિવાજીમહારાજને ચઢાઇ કરવા વારોજ ન આવત. સ્વાર્થી સલાહકારોએ વ્યંકોજીને ચઢાવ્યો કે, શિવાજીમહારાજનું આમાં શું લાગેવળગે ? આપણે તો બાદશાહના નોકર

કીએ એ ભાગ અપાવે તો આપણે આપવો પડે બીજા કોઈની મગદૂર નથી કે તે આપણી પાસે ભાગ માગે તમે પણ શૂરવીર છો. કાંઈ એમનાથી ઉતરો એમ નથી આપણે પણ યુદ્ધ કરીશું. એ લોકોની સલાહ માનીને વ્યંકોજીએ શિવાજીમહારાજના દૂતોને સંતોષકારક ઉત્તર આપ્યા વગર વિદાય કર્યા મદુરા અને મૈસુરના રાજાઓએ શિવાજીની વિરુદ્ધ યુદ્ધ કરવામા સહાયતા આપવાનું વ્યંકોજીને વચન આપ્યું હતું, એટલે વ્યંકોજીએ યુદ્ધની તૈયારી કરી; પરન્તુ જે રાજાઓએ મદદ આપવાનું વચન આપ્યું હતું, તે છેલ્લી ઘડીએ ફરી ગયા અને વ્યંકોજીને નિરાશ થઈને શિવાજીની મુલાકાતે જવું પડ્યું. બન્ને ભાઇ મહાદેવના દેવળમા મળ્યા અને એક થાળીમા ભોજન કર્યું ઘણા દિવસ બન્ને સાથે રહ્યા, પણ વ્યંકોજીએ ભાગ આપવાની વાત કાઢી નહિ આખરે શિવાજીમહારાજે એ પ્રશ્ન ઉચિત શબ્દોમા ઉભો કર્યો, ત્યારે વ્યંકોજીએ કહ્યુ કેઃ—" આપ પોતે પ્રાપ્ત કરેલા પ્રદેશનો અડધો ભાગ મને આપો તો હું મારા તાબાના પ્રદેશમાથી અડધો ભાગ તમને આપવા તૈયાર છું " શિવાજી-મહારાજે પ્રત્યુત્તર આપ્યો કે.—"તમારાતાબાનો સર્વ પ્રદેશ આપણા પિતાજીએ મેળવ્યો છે, તેમા તમે વધારો કર્યો નથી હિંદુશાસ્ત્ર પ્રમાણે પિતાની સંપત્તિનો અર્ધ ભાગ મને મળવો જોઇએ." પરન્તુ એ વચનોની વ્યંકોજીરાવ ઉપર કાંઇ અસર થઇ નહિ. મહારાજને ક્રોધ ચઢયો અને તેને કેદ પકડીને પિતાની મિલ્કતમાથી ભાગ પડાવવાનો વિચાર કર્યો, પણ પાછા ઉદારતાથી વિચારવા લાગ્યા, કે ગમે તેવો તોએ મારો ભાઇ છે. મારે તેની સાથે કઠોરતાથી વર્તવું ન જોઇએ, એમ વિચારી તેમણે વ્યંકોજીને સહીસલામત પોતાની છાવણીમા પાછા મોકલી આપ્યા તથા થોડા દિવસ પછી સંદેશો કહાવ્યો કે — 'તંજાવર પ્રાન્તનો અર્ધ ભાગ અને એક કિલ્લો મને આપશો તો હું સંતોષ માનીશ આપણે બન્ને સલાહસંપથી રહીએ એજ ઉત્તમ છે ગૃહકલહ વધારવાથી આપણે બન્નેને નુકસાનજ છે તેમ કરવાથી માત્ર કષ્ટ વેઠવું પડશે. કૌરવપાંડવને કેટલુ કષ્ટ ભોગવવુ પડયું હતુ તેનો વિચાર કરો અને વ્યર્થ કલહ ન વધારો. આજ સુધી તમે મારો ભાગ પણ ભોગવ્યો છે, તેની મને ચિંતા નથી,પણ હવે તમે મારો ભાગ નહિ ભોગવી શકો.તમારે તે આપવોજ પડશે, માટે હજુ સમજી જાઓ. સમાધાન કરશો તો કાંઇક છૂટ મૂકવા પણ હું તૈયાર છુ, મારા ભાગ કરતા પણ કાંઇક ઓછું લઇને હું સંતોષ પામીશ." પરંતુ વ્યંકોજીને કેટલાક મુસલમાન મિત્રોએ સલાહ આપી કેઃ—" શિવાજી

તમારા વડિલ ભાઇ છે, એ વાત તો ખરી પણ તેમણે તમારા માલિક આદિલ-શાહ વિરુદ્ધ બળવો કર્યો છે. તેમણે એ સરકારનો ઘણો પ્રદેશ કબજે કર્યો છે. એમના બળવાથી તમારા પિતાને ઘણું વેઠવું પડયું છે. એક વખત તો શાહજીરાજાના જીવપર વાત આવી હતી તમે એ સરકારના તાબામાં રહ્યા તેથી તમારા પિતાના મૃત્યુ પછી તેમની સંપત્તિ આદિલશાહની કૃપાને લીધેજ રહી છે. તેમાથી બળવાખોર શિવાજીને ભાગ શા સારૂ આપવો ?" એ પ્રમાણે સલાહ મળ્યાથી વ્યકોજીએ શિવાજી મહારા-જને સદેશો કહાવ્યો કે:-"પિતાના સમયના હાથી, ઘોડા, ઝવેરાત વગેરે જે કાંઇ હોય તેમાથી ભાગ લેવો હોય તો રઘુનાથપંતે આવીને કાગળપત્રો ઉપરથી મને બતાવી આપવુ તેઓ જે ઠરાવકરશેતે પ્રમાણે હુંઆપવા તૈયાર છુ."

બીજી તરફ તેણે આદિલશાહને પત્ર લખી મદદને સારૂ પ્રાર્થના કરી; પરતુ બાદશાહની ઇચ્છા શિવાજી જેવા પ્રબળ પુરુષ સાથે વૈર બાધવાની નહિ હોવાથી તેણે કહાવ્યું કે તમારે એમને અડધો ભાગ આપવો જોઇએ; પરતુ વ્યકોજીના મુસલમાન સલાહકારો ઉલટીજ સલાહ આપી રહ્યા હતા એમણે કહ્યું કે:-" શિવાજીથી બાદશાહ ડરે છે, પણ તમે ડરશો નહિ યુદ્ધ કરી જુઓ. અમે તમને મદદ આપીશું શિવાજી એકલાજ વીર છે અને આપણે બધા નામર્દ છીએ કે શુ ?"

વ્યકોજી રાજાના આ બધા અનુચિત વિચારોની દિપાબાઇને ખબર પડતા વાર લાગી નહિ સ્ત્રીજાતિ રાજનીતિમા શું સમજે, એમ ધારીને પતિએ કોઈ દિવસ એની સલાહ પૂછી નહોતી, પણ દિપાબાઇએ પતિને યોગ્યજ સલાહ આપી હતીકે.-" આ ખુશામતી સ્વાર્થી મિત્રોની સલાહ ત્યજી દો;અને મુરબ્બી ભાઈને તેમનો યોગ્ય ભાગ આપો. મને એમનું કહેવું જરાપણ ગેરવ્યાજબી લાગતું નથી. આપણે આ તેર વર્ષસુધી એકલે હાથે જાગીરનો ઉપભોગ કર્યો એજ ઘણુ થયું, એટલાથી તમે ધરાયા નથી ?"

પરંતુ વ્યકોજીએ કહ્યું:-" તને રાજપ્રપચની કાંઇ ખબર નથી. તેર વર્ષ સુધીમેંજાગીરનો ઉપભોગ કર્યોછે,તોજાગીરનું સરક્ષણકરવાનુંદુ:ખપણ વેઠયુંછે; આ બધું કારસ્તાન રઘુનાથપંતનું છે, મે એને કહાડી મૂકયો એટલે એણે ભોળા શિવ જેવા મોટા ભાઇને ભંભેરીને ચઢાઈ કરાવી છે. તું મૂળથીજ રઘુ-નાથપંતની પક્ષપાતી હોવાથી મને આવી સલાહ આપી રહી છે; પણ હું એ સલાહ માનનાર નથી. હું તો મારા મિત્રો જે કહેશે તેમજ કરીશ."

અસ્તુ વ્યંકોજીએ ચતુર પત્નીની સલાહની અવગણના કરી અને સ્વાર્થી સલાહકારોના ઉપદેશ પ્રમાણે શિવાજીમહારાજ વિરુદ્ધ બળવો કર્યો. રઘુનાથપંતે એકદમ યુદ્ધ નહિ કરતા તેમને શિખામણ આપી, પરંતુ વ્યંકોજી રાજાએ પોતાનો દુરાગ્રહ છોડયો નહિ, એટલે બન્ને પક્ષ વચ્ચે યુદ્ધ થયું. તેમા વ્યંકોજીના પક્ષનો પરાજય થયો. શિવાજી ઉદાર હોવાથી એમણે રઘુનાથપંતને પત્ર લખ્યો કે, " વ્યંકોજીને હવે વધુ નુકશાન કરશો નહિ તથા એમનું અપમાન કરશો નહિ. તેમની સાથે તહનામું કરી સલાહ કરશો. " મહારાજની આ ઉદારતા જોઈને વ્યંકોજી વિચારવા લાગ્યો:—" મારા લશ્કરનો પરાજય થયો, હાથી, ઘોડા, ઉંટ વગેરે મહારાજના તાબામાં ગયું; મારા સર્વ સિપાઇઓ કપાઈ ગયા, તેમની વિધવા સ્ત્રીઓ અને બાળકો મારી પાસે આવીને વિલાપ કરે છે, ઘાયલ સિપાઇઓ અન્ન વગર ટળવળે છે, એ બધાને શી રીતે સમજાવવા ? મોટા ભાઈ ભાગ લીધા વગર છોડશે નહિ. રઘુનાથપંતને સંપત્તિની બધી માહિતી છે. એમને છેતરી શકાય એમ નથી. શિવાજીમહારાજ સાથે યુદ્ધ કરવામાં હાનિજ છે. પહેલેથી મેં સુશીલ પત્નીની સલાહ ન માની, એ ઘણી ગંભીર ભૂલ કરી પહેલેથી એની સલાહ પ્રમાણે વર્ત્યો હોત તો આ વખત ન આવત. "

આ પ્રમાણે અત્યંત પશ્ચાત્તાપને લીધે વ્યંકોજી રાજા ઘણાજચિન્તાતુર થયા હતા. ખાવાપીવાનું તથા આરામ કરવાનુ પણ એમને સૂઝતું નહોતુ આખો દિવસ વિચારમાજ ગાળતા પ્રેમાળ પત્ની પતિની ચિંતાતુર મુખમુદ્રા કેવી રીતે જોઇ શકે ? સ્વામીના હૃદયની ઉંડી વ્યથા સમજી જતા એને વાર લાગી નહિ. પતિની પાસે જઈ પ્રેમપૂર્વક મધુર શબ્દોમા એણે ચિન્તાનું કારણ પુછયુ વ્યંકોજીએ ઉત્તર આપ્યો:—" મોટાભાઇના કારભારી દક્ષિણમાં રહે છે. તેમણે ઉચ્છૃંખલ બંડખોર મનુષ્યોનો પરાજય કર્યો છે બાદશાહી સત્તાના કેટલાક કોટકિલ્લા તેમણે પોતાને કબજે કર્યા છે બાદશાહ પણ તેમને હરાવી શકતો નથી, તો પછી આપણુ શું ગજુ ? તેમની સાથે યુદ્ધ કરવાથી આપણને શું ફળ મળશે ? આપણે યુદ્ધ કર્યું તેમાં આપણનેજ હાનિ થઇ છે. તે તો મને પ્રથમથીજ ઉચિત સલાહ આપી હતી, પણ એ વખતે મને સ્ત્રીજાતિની બુદ્ધિની યોગ્ય કદર નહિ હોવાથી મેં તારૂ અપમાન કર્યું હતુ હવે હું શું મુખ લઈને તને સલાહને માટે તસ્દી આપું ? "

દિપાબાઇએ પ્રેમપૂર્વક કહ્યું:—'પ્રાણનાથ ! એવું બોલી મને શરમાવશો

નહિ પતિને એમના સર્વ કાર્યમા યોગ્ય સલાહ આપવી, એ આર્યપત્નીનું કર્તવ્ય છે. આપના સુખદુ:ખમા હું ભાગ ન પડાવું તો પછી બીજું કોણુ પડાવશે ? પતિપત્નીનો સ્વાર્થ કાંઈ જૂદો નથી. આપના હિતમાજ મારૂં હિત સમાયલુ હોવાથી મે આપને ધર્મશાસ્ત્રાનુસારજ સલાહ આપી હતી. ધર્મશાસ્ત્રોમા વડિલ બંધુને પિતાસમાન ગણ્યા છે. સ્વાર્થી મનુષ્યોની સલાહ પ્રમાણે વર્તી આપણે નાહકની પીડા વહોરી લીધી. ભાઇબંધુઓ સાથે વિરોધ કર્યા પછી પસ્તાવોજ થાય છે આપના વડિલ બંધુ પુણ્યશ્લોક ધર્માવતાર પુરુષ છે. આપ સરળરીતે વર્તશો તો એ આપનું અપમાન કદિ નહિ કરે. તેમને આપની સંપત્તિમાથી ભાગ લેવાની પરવા નથી એમને તો આપની અયોગ્ય વર્તણુક જોઇને ખેદ થયો હતો અને આપને સન્માર્ગે આણુવા સારૂજ આટલી બધી ખટપટ કરી હતી. એમણે તો આપણા જેવાં કેટલાયે રાજ્ય પોતાના તાબામા લીધા છે આપ તેમની સાથે નિરર્થક કલહ કરો છો, તેમને શરણે જવામા શરમ શી છે ? શામાટે વડિલ બંધુને ભાગ ન આપવો ? આપે નવી જાગીર તો મેળવી નથી ને ? આપની જાતકમાણીમા તો એ ભાગ નથી પડાવતાને ? તેમણે આપનું શું અપમાન કર્યું છે ? ભ્રાતૃ-સ્નેહમાં શિવાજીમહારાજ અડચણ નાખત નહિ, પણ આપેજ જાણીજોઇને 'તેમની સાથે વિરોધ કર્યો છે. આપે તેમનું અપમાન કર્યું છે. એ સર્વનું કારણ આપના સ્વાર્થી અને દુષ્ટ સલાહકારો છે. રઘુનાથપંત પિતાના વખત-ના જૂના, પ્રમાણિક અને અનુભવી નોકર હતા તેઓ આપના પિતાને સ્થાને હતા છતા આપે તેમનું અપમાન કરી તેમની લાગણી દુ ખવી. એ એવા કાર્યકુશળ હતા કે, જાગીરની સુવ્યવસ્થા રાખત અને આપણે સંપૂર્ણ સુખમા જીવન ગાળત, પણ આપે તેમનું અપમાન કરીને કાઢી મૂકયા. હજી પણ કાંઈ છેક વખત વહી ગયો નથી. આપ રઘુનાથપંતને શરણે જઈને તેમની સલાહ પ્રમાણે વર્તશો તો આપને કાંઇ પણ નુકસાન થશે નહિ. આપ મિથ્યાભિમાન રાખી અનુચિતરીતે વર્તશો તો નાહક આપની ફજેતી થશે. રઘુનાથપંત સાથે આપને વિરોધ થએલો હોવાથી એમને શરણે જવું યોગ્ય ન જણાય તો આપના વડીલ બંધુ પાસે જાઓ. તેમની સાથે નમ્રતાથી વર્તશો તો હજી પણ તેઓ આપનું સંરક્ષણ કરશે. મને તો એજ માર્ગ યોગ્ય લાગે છે.'

દિપાબાઇની સલાહ વ્યંકોજીને વ્યાજબી જણાઈ. તેમણે

રઘુનાથપંતને વચમા રાખીને શિવાજીમહારાજ સાથે સધિ કરી. શિવાજી મહારાજે તંજાવર પ્રાન્ત વ્યંકોજીના કબજામાં રહેવા દીધો અને પિતાની જાગીરમાંના જે તાલુકા પોતે કબજામા લીધા હતા, તે પાછા આપ્યા. શિવાજીમહારાજ જાણતા હતા કે, આ તહનામું દિપાબાઇની સારી સલાહથીજ થયુ છે રઘુનાથપતને એ સબધી લખેલા પત્રમા એમણે એ બાબતનો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે:-'ચિરંજીવી વ્યકોજી રાજાને સોભાગ્યવતી દિપાબાઈએ બોધ આપી તમારી સાથે મેળવી તહનામું કરાવ્યુ તે યોગ્યજ થયુ છે. મારાં એ ભાભી ઘણા શાણા અને સમજુ છે. એમણે પોતાના શાણપણને લીધે એક મોટા અનર્થને અટકાવ્યો છે મારૂં મોટું ભાગ્ય છે કે, વ્યંકોજીને એવી પત્ની મળી છે.' ઈત્યાદિ અનેક રીતે શાબાશી લખીને શિવાજીમહારાજે દિપાબાઇને આશીર્વાદ મોકલ્યો, એટલુ જ નહિ પણ વ્યંકોજી સાથે કરેલા તહનામામા એક કલમ એવી પણ નાખી કે -"અમે પ્રાસ કરેલા પ્રાન્તમાના બેંગરૂળ, બાસકોટ અને સિલકોટ નામક ત્રણ મહાલની ઉપજ ત્રણ લાખ અકાય છે જમાબધીની સુવ્યવસ્થા થતા ત્યાંની ઉપજ પાચ લાખ સુધી થશે એ મહાલ મે મારા તરફથી ચિરંજીવી સૌ. ભાગ્યવતી દિપાબાઈને વસ્ત્રાભૂષણખર્ચમાટે બક્ષિસ કર્યા છે તેના ઉપર વ્યકોજી રાજાનો કિંવા તેમના વંશજોનો હક્ક નથી તેમણે તેની ઉપજ લેવી નહિ. દિપાબાઈએ પોતાના ખાનગી ખર્ચ માટે એ ઉપજ પોતાની પાસે રાખવી. એ પ્રાન્તનો બદોબસ્ત માત્ર વ્યકોજીરાજાએ રાખવો."

આ ઉપરથી જણાય છે કે શિવાજીમહારાજને દિપાબાઈના સદ્ગુણોમાટે કેટલુ બધુ માન હતું. પત્નીની ખોટી ભંભેરણીને લીધે અનેક સ્થળે ભાઈઓમાં કલહ થઇને અનેક કુટુબોમાથી સદાને માટે શાન્તિ પલાયન કરી જાય છે. એ જોતા પતિને યોગ્ય સલાહ આપી કુટુબનો સંપ કાયમ રખાવનાર દિપાબાઈ ખરેખર આપણા ધન્યવાદને પાત્ર છે.



# रत्न ३५८ मुं–श्रीमती मैनाबाइ



ધાર રાજ્યના પવાર વંશમા યશવંતરાવ નામનો એક પ્રસિદ્ધ રાજા થઇ ગયો છે. એમનો પૌત્ર આનંદરાવ બીજો હતો. શ્રીમતી મૈનાબાઇ એજ આનંદરાવ પવારની ધર્મપત્ની અને વડોદરાના ગોવિંદરાવ ગાયકવાડની સ્ત્રી ગહિનાબાઈની ભત્રીજી હતી. એ ઘણીજ પતિવ્રતા, પ્રજાપાલનમાં કુશળ, ધૈર્યવતી અને ઇશ્વરભક્ત નારી હતી.

આનંદરાવ પવાર ગોવિંદરાવ ગાયકવાડનો દોહિત્ર થતો હતો. સત્તર વર્ષનો થતા સુધી એ મોસાળમાજ ઉછર્યો હતો. ત્યાર પછી એ ધાર રાજ્યમા પોતાના પિતાની ગાદીએ બેસવા ગયો; પણ એ વખતે ત્યાના દિવાન રંગરાવ આવડીકરે એ બાબતમા વાંધો લીધો, પરંતુ રંગરાવનુ કાંઇ ચાલ્યું નહિ. તેને પોતાનો દુરાગ્રહ છોડવોજ પડયો. ધારની ગાદી આનંદરાવને પ્રાપ્ત થઇ

આનંદરાવના વડોદરેથી પાછા ફર્યા પછી ધાર સંસ્થાન ઉપર દુર્દૈવનું ચક્ર ફરી વળ્યું. આસપાસના ઘણાં રાજ્યો તેને સતાવ્યા કરતા હતા. એમા પણ સિંધિયા અને હોલ્કરે તો ધાર રાજ્યમાં ઘણીજ લૂટ મચાવી હતી. આનંદરાવે પોતાના રાજ્યનું સંરક્ષણ કરવાને ઘણોએ પ્રયત્ન કર્યો; પણ સફળ થયો નહિ આખરે નિરાશ થઈ તે આશરે ઈ૦સ૦ ૧૭૯૭ માં મરણ પામ્યો.

મૈનાબાઈ બાલ્યાવસ્થાથીજ ઘણી પરાક્રમી, દયાળુ અને વિનયી હતી. સાસરે ગયા પછી થોડા દિવસોમાંજ એના સદ્ગુણોની સુગંધ આખા રાજ્યમા પ્રસરી ગઈ હતી. સગાસંબંધીઓ તથા રૈયત એમનાથી ઘણાં પ્રસન્ન હતાં. મૈનાબાઇનો પતિ ઉપર ઘણો પ્રેમ હતો અને એમની સાથે એ ઘણાજ આનંદમા જીવન ગાળી રહેતી હતી; પરન્તુ દૈવથી એમનું સુખ ખમાયુ નહિ. એણે નિર્દય બનીને ધાર રાજ્યના સુખ અને મૈનાબાઇના સૌભાગ્યના આધારસ્તંભ આનંદરાવનો અલ્પ વયમાંજ નાશ કર્યો.

આનંદરૂપી સૂર્ય અસ્ત થતાજ ધારના આખા રાજ્યમા અને મૈનાબાઇના હૃદયમા ઘોર અંધકાર છવાઇ ગયો. મૈનાબાઇ શોકસાગરમાં ડૂબી ગયા. એમના જીવનને કોઇનો આધાર રહ્યો નહિ. એમને માટે સંસાર કષ્ટમય થઇ ગયો. એમણે પતિની સાથે સતી થવાનો વિચાર કર્યો; પણ એમના ઉદરમાં

એ સમયે ગર્ભ હતો. પોતાના સુખની ખાતર ભાવી પુત્રાશાનો નાશ કરીને પ્રજાને દુ:ખસાગરમા વધારે ઉંડી ડુબાડી દેવાનું તેમને ઉચિત ન જણાયું, તેથી સતી થવાનો વિચાર બંધ રાખીને ધીરજ ધરીને પતિવિયોગનુ દુઃખ સહન કર્યું.

મૈનાબાઇના ઉપર વાસ્તવમાં ઘણુ મોટું કષ્ટ આવી પડયું હતું; કેમકે પ્રથમ તો યુવાવસ્થામા એમને વૈધવ્ય પ્રાપ્ત થયું હતું, બીજુ રાજ્ય ચલાવવાનો અનુભવ નહોતો અને ત્રીજું કોઇ સબળ પુરુષનો આશ્રય નહોતો. એમને અબળા જોઇને સિંધિયા, હોલ્કર આદિ જ્ઞાતિબંધુઓએ પણ એમના રાજ્યમા લુંટફાટ શરૂ કરી દીધી, રંગરાવ ઓઢેકર દિવાન તો આનંદરાવના સમયથીજ ધાર રાજ્યને પોતાના કબજામા લેવાનો પ્રયત્ન કરી રહ્યા હતો. તેણે મૈનાબાઇની નિરાશ્રિત અવસ્થાનો લાગ જોઈને પોતાની મનોકામના સિદ્ધ કરવાનો ઘણો પ્રયત્ન કર્યો, બીજી તરફ આનંદરાવની બેને પણ પોતાને નામે કોઈ બાળકને દત્તક લઇને ગાદીને પચાવી પાડવાની ઈચ્છા કરી; પરન્તુ મૈનાબાઈની બુદ્ધિને લીધે એમના એક પણ શત્રુની આશા સફળ ન થઇ. એમણે પોતાની હિંમત અને યુક્તિવડે બધાના પ્રયત્ન ઉંધા વાળ્યા.

એ બધા શત્રુઓમા મુરારીરાવ નામનો એક માણસ વધુ પ્રબળ વૈરી હતો. એ આનંદરાવના દાદા યશવંતરાવ પવારનો દાસીપુત્ર હતો અને આનંદરાવના મૃત્યુ પછી પોતાને ગાદીવારસ સમજવા લાગ્યો હતો. એણે રાજ્યમા પોતાનો એક મોટો પક્ષ ઉભો કર્યો હતો અને લાલચ બતાવીને રાજ્યના ઘણા અમલદારોને પણ પોતાના પક્ષમા લીધા હતા. મૈનાબાઈનો તિરસ્કાર કરીને એમને મારી નાખવાનુ કપટ એણે રચ્યું હતું. ચતુર મૈનાબાઈને એ પ્રપંચની ખબર પડી ગઈ, એટલે એમણે પોતાની જાતના તથા ગર્ભમાંના બાળકના રક્ષણ સારૂ કેટલાક વૃદ્ધ મંત્રીઓની સલાહ અને મદદથી ધારનો ત્યાગ કરીને માંડવગઢના કિલ્લામા આશ્રય લીધો. એ કિલ્લો બહુજ મજબૂત અને ધારનગરીથી થોડે દૂર છે. ત્યા ગયા પછી થોડા દિવસોમાં એમને પુત્ર જન્મ્યો પુત્રનુ મુખ જોઇને મૈનાબાઈને ઘણો હર્ષ થયો. પુત્ર જન્મવાની આશામાંજ એ આટલું બધું કષ્ટ સહન કરી રહ્યાં હતાં. હવે પુત્રનું મુખ જોયાથી તેમને જે આનંદ થયો, તેનું વર્ણન કરવું અસંભવિત છે.. આખા માંડવગઢમા મહોત્સવ મચી રહ્યો. મૈનાબાઇએ પણ ગરીબોને વસ્ત્ર અને ધનનું પુષ્કળ દાન કર્યું તેમજ બહુ ધામધૂમથી ઉત્સવ કર્યો.

રાજકુમારનું નામ રામચન્દ્રરાવ પાડવામા આવ્યું. એના જન્મના સમાચાર આખા રાજ્યમા ફેલાઈ ગયા અને પ્રજાના મનમાં આનંદ વ્યાપી ગયો. મેનાબાઈના હૃદયમા તો આનંદ માતો પણ નહોતો. એમના નેત્રકમળમાંથી વારંવાર આનંદાશ્રુ ટપકતા હતા અને એ અતિ નમ્રભાવથી પરમેશ્વરની પ્રાર્થના કરતાં હતા કે, હે દીનદયાળ, ભક્ત વત્સલ પ્રભુ ! તારી કૃપાથી આ દીન દાસીને સુખની ઘડી પ્રાપ્ત થઇ છે. મારૂં સર્વસ્વ આ એકનો એક પુત્ર છે, એને સદા સુખી રાખજે. આ નિરાશ્રિત અબળાને તારા વગર કોઇનો આધાર નથી. એ પ્રમાણે પરમેશ્વરનું ધ્યાન ધરીને મેનાબાઇ પોતાના પ્રિય પુત્ર સાથે આનદમા દિવસ ગાળવા લાગી, પણ એમનો શત્રુ મુરારીરાવ રામચન્દ્રના જન્મના સમાચાર સાભળીને ઘણોજ દુઃખી થયો અને કહેવા લાગ્યો કે, હાય હવે તો પવારોની ગાદીનો વારસ પેદા થયો; હવે બધા મેનાને મદદ કરશે અને મારો નાશ કરવાનો પ્રયત્ન કરશે એવા એવા અનેક વિચારોને લીધે એ ચિંતાતુર રહેવા લાગ્યો તથા રાજ્યના એ કોમળ અંકુરને કોઇ પણ પ્રકારે તોડી નાખવાના ઉપાય શોધવા લાગ્યો. આખરે એ નરાધમે પોતાના પ્રપંચી મિત્રોની સલાહથી મેનાબાઈ અને તેના પુત્રને ધારમા બોલાવીને મારી નાખવા સારૂ એક કપટી પત્ર મોકલ્યો; જેમાં ઘણી નમ્રતાથી લખ્યું હતું કે, “ રાજકુમારના જન્મથી મને અને આખી પ્રજાને ઘણીજ ખુશી થઇ છે. હું આપનો દાસાનુદાસ છું. મને મારી આગલી વર્તણુક માટે ઘણો પસ્તાવો થાય છે. મારા અપરાધોની મને ક્ષમા આપો. હું આપનો પુત્ર છું અને આપ મારા માતા છો. હવે આપ ધારમાં પધારીને રાજકાર્યને સંભાળો, હું એકનિષ્ઠાથી આપની તથા રાજપુત્રની સેવા કરીશ.”

આ પત્ર મળતાંભાર મેનાબાઇએ ધાર જવાનો વિચાર કર્યો; કેમકે એમને મુરારીરાવના કપટની ખબર નહોતી. એ પોતે ઘણા શુદ્ધ હૃદયની સદ્‌ગુણી સ્ત્રી હતી. એમણે એ પત્ર ઉપર પૂરો વિશ્વાસ મૂક્યો. એમના વૃદ્ધ સેવકો મુરારીરાવના દુષ્ટ સ્વભાવથી જાણીતા હતા. તેમણે ધાર જવાની સલાહ ન આપી અને કહ્યું કે મુરારીરાવ વિશ્વાસઘાત કર્યા વગર નહિ રહે. એણે આ કપટી પત્ર મોકલ્યો છે. એમના બીજા સેવકોએ પણ એવુંજ કહ્યું; પરન્તુ હજીસુધી એમના સંકટોનો અન્ત આવ્યો નહોતો, એટલે એમણે એ વૃદ્ધ સલાહકારોના ઉપદેશને માન્યો નહિ. પરિજનોને લઇને એ પોતાના બાળકની સાથે ધાર જવાને માંડવગઢથી નીકળ્યાં. મુરારીરાવ લાવલશ્કર

લઇને મૈનાબાઇ અને રાજકુમારનું સ્વાગત કરવાને ધારની બહાર ઉભો હતો. ઘણા ઠાઠથી એણે મૈનાબાઈને નગરમાં પ્રવેશ કરાવ્યો, રાણીએ રથને કિલ્લામા લઇ જવાનો હુકમ આપ્યો. ધારનો કિલ્લો ઘણો મજબૂત હતો અને કિલ્લેદાર મૈનાબાઈના પક્ષનો હતો, એટલે એ મુરારીરાવના હાથમાં આવ્યો નહોતો એ કિલ્લેદાર ઉપર વિશ્વાસ હોવાથીજ મૈનાબાઇએ ત્યાંજ જવાનો વિચાર રાખ્યો હતો, પરન્તુ મુરારીરાવે એમને કિલ્લામાં ન જવા દેતાં બીજા મકાનમા ઉતારો આપ્યો, અને પોતાની ફોજને હુકમ આપ્યો કે, એ મકાનને ચારે તરફથી ઘેરી લો. મૈનાબાઇને હવે પોતાના સેવકોની શિખામણ સાભરી અને એમની સલાહ પ્રમાણે ન ચાલવા માટે ઘણું પસ્તાયાં.

મૈનાબાઇ ઘણીજ સત્યપ્રિય, દયાળુ અને સુશીલ સ્ત્રી હતી, પોતાના પ્રાણ આપીને પણ શરણાગતનું રક્ષણ કરવાને પોતાનું મુખ્ય વ્રત સમજતી હતી, પરન્તુ ઉમર નાની હોવાથી દુનિયાનો અનુભવ નહોતો, મનુષ્યસ્વભાવ ને બરોબર ઓળખવાની શક્તિ એમનામા નહોતી, એમને ખબર નહોતી કે સંસારમાં કેટલાક એવા પણ નરાધમો છે કે, જેઓ સ્વાર્થ સાધવા સારૂ પશુ તુલ્ય વૃત્તિ ધારણ કરીને અનેક દુષ્ટ કર્મ કરવાને તૈયાર થઇ જાય છે અને આખી માનવજાતિને કલંક લગાડવાનું ચૂકતા નથી.

ઘેરો ઘાલ્યા પછી મુરારીરાવ શું કરશે, તેનીખબર નહોતી, એટલે મૈનાબાઇને ઘણી ચિન્તા થઇ. એમને પોતાના જીવની તો ઘણી ફિકર નહોતી, પણ પોતાના બાળકપુત્ર–ધારના ભાવી રાજાની જીંદગી જોખમમાં આવી પડી હતી, તેથી એમને ઘણો ખેદ થતો હતો

દુષ્ટ મુરારીરાવને બાઇને કેદ કર્યાથીજ સંતોષ ન થયો તેની ઇચ્છા એવી હતી કે, મકાનમા આગ લગાડીને, મૈનાબાઇ તેના છોકરા અને નોકરોને અંદર ને અંદરજ સળગાવી દેવા, અને એ હેતુ પાર પાડવા સારૂ એણે તૈયારી પણ કરી રાખી હતી જ્યારે મૈનાબાઇના સેવકોને એ વાતની ખબર પડી, ત્યારે ઘણી ભારે ગડબડ મચી રહી બધા લોકો ગભરાયા એવા વિકટ સમયમા, બુદ્ધિમાન અને ધૈર્યવાન પુરુષો જે પ્રયત્ન કરે છે તેવોજ પ્રયત્ન મૈનાબાઇએ પણ પોતાના પુત્રના બચાવ અર્થે કર્યો. તેણે એક દાસીને બોલાવીને કહ્યુ કે,તું તારો પુત્ર મને આપી દે અને યુવરાજને કિલ્લેદારને સોંપી આવ, તેમજ મારી તરફથી તેમને નમ્રતાપૂર્વક કહેજે કે, 'આ બાળક તમારો ધણી છે, પરન્તુ અત્યારે એને ધણી ન ગણતાં પોતાના છોકરા જેવો ગણીને પિતા પુત્રનું રક્ષણ

જેવી કાળજીથી કરે છે તેવીજ કાળજીપૂર્વક તેનું રક્ષણ કરજો.'

રાણીએ એટલુ કહીને પોતાનું બાળક દાસીના હાથમાં સોપ્યું તે વખતે એમનુ હૈયું ભરાઈ આવ્યું અને ફરીથી દાસીને કહ્યુ:–' આ હું મારા પુત્રને તારા હાથમાં નથી સોપતી પણ મારો પ્રાણ સોપુ છું. એને લઈને ચાલી જા.'

જતી વખતે એમણે પોતાના બાળકને આશીર્વાદ આપ્યો અને કહ્યુ કે, "હે પુત્ર ! તું આનંદથી રહેજે. પરમેશ્વર તને દીર્ઘાયુષી કરે અને તારા સર્વ સંકટ હરી લે "

દાસી પણ વખત જોઈને રાણીનું કામ કરવા તૈયાર થઈ. યુવરાજને લઈને પોતાનો વેષ બદલીને એ હુશિયાર પહેરાવાળાઓને પણ ભૂલાવામા નાખીને મહેલની બહાર નીકળી પડી અને યોગ્ય સમયે રાજકુમારને કિલ્લેદારને સોંપી આવીને સાચા સેવકનો ધર્મ બજાવ્યો. ધન્ય છે એ વિશ્વાસુ દાસીને !

મૈનાબાઇએ આટલી ગુપ્ત રીતે રાજકુમારને કિલ્લામા પહોંચાડયો હતો, તોપણ એ વાતની ખબર મુરારીરાવને પડી ગઇ અને એ દુષ્ટ એને દુઃખ દેવા તૈયાર થયો. એના હૃદયમાની જવાળા મુખમાથી નીકળવા લાગી. ગુસ્સાથી આંખો લાલચોળ થઈ ગઇ અને મૈનાબાઇને કહેવરાવ્યું કે, મને છેતરીને તે રાજપુત્રને કિલ્લામા મોકલી દીધો છે,તેની સજા તને દઈશ અને આ ઘરને સળગાવી દઇને તારા પ્રાણ લઇશ તારા પુત્રને તથા તેને આશ્રય આપનાર કિલ્લેદારને પણ હું સજા આપ્યા વગર રહેનાર નથી. તુ આજ કેવી રીતે જીવતી રહે છે તે જોઈશ. તને બચાવનાર કોઇ હોય તો એને પોકાર ! એ સાભળીને મૈનાબાઈના સેવક કહેવા લાગ્યા કે, 'આપ હઠ કરીને આ સુકુમાર શરીરને સળગાવી ન દો. એ દુષ્ટ પોતાનું ધાર્યું કરશે અને ઘર બાળી મૂકીને બદલો લેશે; માટે હવે એક ક્ષણભર પણ અહિં રહેવું એ સલાહભરેલુ નથી. પોતાનું ભલું વિચારતા હો તો આ ઘરનો અત્યારે ને અત્યારેજ ત્યાગ કરીને કોઇ નિર્ભય સ્થાને ચાલ્યાં જાઓ.'

સેવકોએ આ પ્રમાણે ઘણું સમજાવ્યા છતા પણ એ પોતાની જગ્યાએથી હઠયા નહિ અને કહેવા લાગ્યા કે,હું અપકીર્તિથી જેટલી બીઉં છુ તેટલી મોતથી બીતી નથી. મારો યશ કાયમ રહે અને મોત પણ આવે, તો ભલે આવે. મારા શત્રુનું ધાર્યું પાર પડશે અને મારૂ મોત આવશે તો પતિની સાથે સતી નહિ થવાની જે ભૂલ મેં કરી છે, તે સુધારવાનો મને પ્રસંગ મળશે.

એ પ્રમાણે સેવકોને સમજાવીને મૈનાબાઇએ મુરારીરાવને જે ઉત્તર મો-

કહ્યો, તેથી એમનું ધૈર્ય પ્રકટ થાય છે એમણે કહેવરાવ્યું કે, "મારો પુત્ર બાળક હોવા છતાં તારો તો માલિક છે અને આખા રાજ્યનો પાલક છે. તું પણ એને એવોજ ગણ એ તારે હાથ આવવાનો નથી. એનું અરિષ્ટ ટળી ગયું છે, એ શત્રુરૂપી રાહુના સ્થાનમાંથી નીકળી ગયો છે. એને નિર્ભય સ્થાનમાં જોઇને મારૂં ચિત્ત બહુજ પ્રસન્ન થયું છે. હવે તું ભલે મને દેવાય તેટલું દુઃખ દે, હું બધાં સંકટોને હર્ષપૂર્વક સહન કરીશ. લોકો તો તને ભૂંડો કહેશે પણ હું તો તારો એટલો બધો ઉપકાર માનીશ કે જેટલો બીજો કોઈ નહિ માને."

મૈનાબાઈએ મુરારીરાવને એવો જવાબ મોકલ્યા પછી કિલ્લેદારને પણ પોતાનો સંદેશો કહાવ્યો કે,"તમારો માલિક તમારા હાથમાં આવી ગયો છે હવે તમે એને સારા, સુરક્ષિત, ગુપ્ત સ્થાનમાં લઈ જઇને બચાવજો પાપરૂપી ખાડામાં તમે કદિ ન પડશો. તમે રાજકુટુંબના સ્તંભ છો, તમારાજ ઉપર મને પૂરો ભરૂસો છે સત્યનું સ્મરણ કરીને ચાલજો. પરમેશ્વર જગતનું રક્ષણ કરે છે,એ વાતને તમે પણ યાદ રાખજો મારા મનમાં જે ડર છે,તેને દૂર કરજો. પ્રાણ જાય કે રહે પણ ધીરજને કદિ છોડશો નહિ. મારી ચિંતા લેશમાત્ર પણ કરશો નહિ. પ્રાણથી પણ વધારે પ્યારા રાજકુમારના રક્ષણનોજ સદા વિચાર કરજો બધાં સંકટોને સહન કરજો. શત્રુ મૃત્યુના રૂપમાં આવે તોપણ ધીરજપૂર્વક એ દુષ્ટ શત્રુને મારીને યશ અને કીર્તિ પ્રાપ્ત કરજો"

એવો સંદેશો કહાવીને મૈનાબાઈએ કિલ્લેદારના હૃદયમાંનો ભય દૂર કર્યો અને રાજકુમારના રક્ષણકાર્યમાં એને વધારે દૃઢ કર્યો.

એ પ્રમાણે આપત્તિને સમયે ધીરજપૂર્વક પુત્રની રક્ષા કરીને એ મૈનારૂપી સિંહણે મુરારીરાવના કપટરૂપી મૃગનું ભક્ષણ કર્યું. ત્યાર પછી મુરારીરાવ મૈનાબાઇને છોડીને કિલ્લો લેવાને દોડયો. કિલ્લેદાર સ્વામિભક્ત હતો એણે રાજદ્રોહી મુરારીરાવને પોતાની પાસે પણ ન આવવા દીધો અને ગોળા મારીને દૂરજ રાખ્યો મુરારીરાવે કિલ્લેદારને વશમાં લેવાને સામ, દામ, ભેદ અને દંડના બહુએ ઉપાય અજમાવ્યા, પરંતુ નિમકહલાલ કિલ્લેદાર એની પ્રપંચજાળમાં ફસાયો નહિ. આખરે એણે કિલ્લાને ચારે તરફથી ઘેરો ઘાલ્યો. એણે ધાર્યું હતું કે, ભૂખે મર્યાથી કિલ્લેદાર શરણે આવશે.

મૈનાબાઇને પુત્રની તરફની તો કાંઇ ચિંતા હતીજ નહિ, કેમકે એ સુદૃઢ હાથમાં દુર્ગમ દુર્ગમાં સુરક્ષિત હતો; પરંતુ કિલ્લેદારને કેવી રીતે સહાયતા પહોંચાડવી, તેની ચિંતામાં એ રાતદિવસ રહેતા હતા. ઘેરો ઉઠી જાય એટલા

માટે એમણે બનતા પ્રયત્ન કર્યા.

ધારનું રાજ્ય પચાવી પાડવાને મહારાજ સિંધિયાએ બધા કરતાં વધારે શત્રુતા દાખવી હતી, તોપણ આ વખતે મેનાબાઈએ એમની પાસે મદદ માગી વડોદરાના રેસિડેન્ટમ.રફત અંગ્રેજી સરકારમાં પણ લખાણ કર્યું. જે જે ઠેકાણેથી મદદ મળવાની આશા હતી, ત્યા આગળ દૂત મોકલ્યા, પત્ર લખ્યા અને પ્રાર્થના કરી કે ધારના બાળકરાજાને આ આપત્તિના સમયમાં મદદ આપો, પરન્તુ સહાય આપવાનું તો કયાંય રહ્યું પણ એ લોકોએ ઉત્તર સુદ્ધાત ન વાળ્યો. આખરે મેનાબાઈએ પોતાના સગાંસબંધીઓનું શરણ લીધું અને તેમની આગળ પોતાનો સંતાપ જણાવ્યો. ઇશ્વરે એના સામું જોયું અને ગાયકવાડસરકારે એ વીર વિધવાનો પોકાર સાભળ્યો તથા વડોદરેથી સખારામ ચિમનભાઈની સાથે થોડીક ફોજ મોકલી વડોદરામા મેનાબાઈની ફોઇ ગહિનાબાઇ ગોવિંદરાવ મહારાજની રાણી થતી હતી, તેણેજ મહારાજાને આગ્રહ કરીને સખારામને મોકલાવ્યો હતો. ગાયકવાડે મોકલેલી એ ફોજ રસ્તામા હતી, એટલામાં મુરારીરાવ એના આવ્યાની ખબર સાભળીને બીકનો માર્યો નાસી ગયો.મેનાબાઇની એ બલા તો ટળી; પણ બકરી કાઢતા ઊંટ પેઠું. ગાયકવાડ સરકારનો વિચાર એ મદદ આપીને ધાર સંસ્થાનને પોતાના તાબામાં કરી લેવાનો હતો. સખારામે એ હેતુથી ધારમા પહોચતાવારજ અનેક ઉપાય શરૂ કર્યા મેનાબાઇએ એ વખતે એવી બુદ્ધિથી કામ લીધું કે,સખારામની મનોકામના પણ પૂર્ણ ન થાય અને બાઈ સાહેબ તરફથી અપમાનભરી વર્તણૂક પણ ન જણાય એ ધારમાં પડયો પડયો દેવાદાર થઇ ગયો અને થોડા દિવસોમા મરી પણ ગયો. એની જગ્યાએ બાપુ રઘુનાથ સેનાપતિ થઈને ગયો. તેણે પણ પોતાના સ્વામીનું હિત સાધવા સારૂ ઘણા ઉપાય કર્યા,પણ મેનાબાઈની સાવધાનીથી એ બધા વ્યર્થ ગયા.બાઈસાહેબના સદ્વ્યવહારથી એ એટલો બધો સીધો થઇ ગયો કે, ગાયકવાડનો નોકર હોવા છતાં તે મેનાબાઈનું કામ કરતો હતો.ધારમાં જે ઉપદ્રવ મચતો હતો તેનાથી એ ધાર રાજ્યને બચાવતો હતો મુરારીરાવ ધારમાથી તો નીકળી ગયો હતો પણ એના મનમાંથી રાજ્યનો લોભ ગયો નહોતો; એટલે એણે વચમાં કેટલીએ વાર ચઢાઇ કરી. બાઈસાહેબ મેનાબાઇ પણ એની આગળ પીઠ બતાવે એવાં નહોતાં. એ બરોબર એની સામે લડીને એને નસાડતાં રહ્યાં.

એ લડાઇટંટાઓને લીધે દેશ ઉજ્જડ થઇ ગયો, આવક ઘટી ગઇ અને

ખર્ચ વધી પડયાથી ફોજને ભૂખે મરવાનો વારો આવ્યો. કર આપનારાઓએ પણ હાથ ખેંચી લીધો, એટલે મેનાબાઈએ બુદ્ધિ વાપરીને રાજપૂત રાજ્યો ઉપર ચઢાઈ કરી અને એમની પાસેથી ખંડણી લઇને ફોજનો પગાર ચૂકવ્યો; પણ ફોજના સિપાઇઓની ભૂખ એટલેથી શાન્ત થઈ નહિ. તેમણે લૂટફાટ મચાવી ને પાડોશના રાજ્યોને પીડવાનું શરૂ કર્યું. રતલામ, અમઝેરા, બડવાની અને અલીરાજપુર વગેરેના રાજાઓ સાથે લડાઇ થઇ, એમા મેનાબાઈનીજ જીત થઇ. એ રાજાઓમાથી કોઇ નાસી ગયો, તો કોઇ શરણે આવ્યો; કોઇએ ખંડણી આપવાનું કબૂલ કર્યું, તો કોઇ કેદ પકડાયો. ઘર અને બહારના ઝગડાઓમાથી મનાબાઇ હજુ પગ વાળીને બેઠા ન હતા એટલામા નિર્દય કાળનો એમના ઉપર દારુણ કોપ થયો. જે પ્રિય પુત્રને વિપત્તિમાથી બચાવીને રાજ્યનો ઉપભોગ કરાવવા સારૂ તેમણે લાખો ઇલાજ કર્યા હતા, તેજ સુકુમાર બાળકને નિર્દય કાળે ઘેરી લીધો. મેનાબાઇ પુત્રશોકની અસહ્ય વેદના ભોગવવા લાગ્યા એકના એક પુત્રના ત્રણ વર્ષની વયે થયેલા આ મૃત્યુથી એમના ઉપર વજ્રાઘાત થયો. એમના શોકનો પાર ન રહ્યો. આખો સંસાર એમને સૂનો લાગવા લાગ્યો. એમણે બધું કામકાજ છોડી દીધુ.આખરે મંત્રીઓએ સલાહ આપી કે, દૈવ આગળ કોઈનું ચાલતું નથી. આપ બુદ્ધિમાન છો. અમે આપને શું સમજાવીએ? હા,એટલી વિનતિ અવશ્ય છે કે, પ્રજા પહેલેથીજ શત્રુઓને હાથે મરી રહી છે, તેમા વળી તેના ઉપર આ અસહ્ય દુ:ખ આવી પડયું કે જે સ્વામીના મોટા થયા પછી પોતાના દુઃખ દૂર થવાની આશા બાધી હતી તેને પણ પરમેશ્વરે છીનવી લીધો, તેમા આપની આવી દશા છે તો પછી એ રાંક પ્રજાનુ ધણીધોરી કોણુ ? પેલી તરફ દુશ્મનો માથા ઉપર ભમી રહ્યા છે, એમના માથા ભાગવા એ જરૂરનું છે, નહિ તો એ શત્રુઓ પ્રજાને કચડી નાખશે અને આપની વસ્તી ઉજ્જડ થઇ જશે.

બાઈસાહેબે રોઇને કહ્યુ કે,મારો જીવ તો હવે જીવવાનું પણ પસંદ નથી કરતો, પણ તમારા બધાના સુખની ખાતર તમે જે કાંઇ કહેશો તે કરીશ. હું જાતે દુઃખ વેઠીને પણ તમને બધાને સુખી કરીશ,એટલુ કહીને એમણે શોકનો ખુણો ત્યજ્યો અને દરબારમા બેસીને કચેરી ભરવા માડી. બધા અમલદારોને પોતપોતાના કામ કરવાનો "અને પ્રજાને સુખ આપવાનો હુકમ આપ્યો. પછી રાજ્યનુ હિત વિચારીને બધા સરદારોની સલાહથી પોતાની બહેનના છોકરાને ખોળે લીધો એ બાળક પણ પવાર વંશમાજ પેદા થયો હતો. એનું નામ રામચંદ્ર

રાવ પાડીને તેને ગાદી ઉપર બેસાડવામાં આવ્યો. એ પણ સગીર વયનો હોવાથી રાજ્યનો પ્રબંધ મેનાબાઈનેજ કરવો પડતો હતો. એ પ્રબંધ પણ કરતા હતા અને મુરારીરાવ સાથે લડતા પણ હતાં. આખરે મુરારીરાવ થાકીને ધાર છોડીને ચાલ્યો ગયો અને થોડા દિવસોમાં બહારજ ક્યાંક મરી ગયો. એ પ્રબળ વેરીથી બાઈસાહેબને છુટકારો મળ્યો, પ્રજાના જીવમાં જીવ આવ્યો, રાજ્યનો રંગ બદલાયો અને દેશ ફરીથી આબાદ થવા લાગ્યો. આગળ ઉપર સુખ મળવાની આશા બંધાઇ, પરંતુ હજુ સમય અનુકૂળ નહોતો. મુજફ્ફર નામનો એક મકરાણી લુંટારો આલીમોહનમા રહેતો હતો અને ધારમાં અશાન્તિ જોઈને લુંટફાટ મચાવવા લાગ્યો હતો. હવે એણે આગળ વધીને કૂકસી પરગણા ઉપર ધાવો કર્યો અને ધારના માણસોને કાઢી મૂકીને પોતાનો અમલ જમાવ્યો. એવા અણીના વખતમા ગાયકવાડસરકારનો સરદાર સીતારામ પણ મેનાબાઇને એકલી છોડીને વડોદરા ચાલ્યો ગયો અને પોતાની ફોજને પણ સાથે લેતો ગયો. એના જતાવારજ મહારાજા દોલતરાવ સિંધિયાની સેના ખંડણી વસુલ કરવા સારૂ ધાર આવી. તેણે બીજાપણ ઘણા ટંટા મચાવ્યા એ બધા પ્રબળ શત્રુઓને લીધે ધાર રાજ્યની પૂરી બરબાદી થઈ ગઇ. બાઇસાહેબ કિલ્લામા ઘેરાયલા બેઠાં હતા, તોપણ હિંમત હારી ગયા નહોતાં. પોતાના દેશને બચાવવાને માટે એવીજ ચાલ યોજી રહ્યા હતા કે જેવી ચાલ શેતરંજની રમતમા દબાયલા બાદશાહને માટે રમનાર યોજે છે. બાપુ રઘુનાથની પાસે આઠસો નવસો સવારો અને પાયદળ લશ્કર હતું. એ લશ્કરની મદદથી એ ઘણો પ્રદેશ લુંટતો ફરતો હતો. કુંગરપુરથી નીમાડ સુધી લુંટ મચાવીને એ પોતાના લશ્કરનો નિભાવ કરતો હતો. મેનાબાઈની પાસે કિલ્લામા થોડા માણસો હતા અને આખી ૩૫ હજારની આવકનો દેશ એમના કબજામા હતો. એટલી આવકથી કિલ્લામા બેઠા બેઠા એ દારુણ દુશ્મનોની સાથે લડી રહ્યાં હતા અને પરમાત્માને પોતાના રક્ષણની પ્રાર્થના કરી રહ્યા હતા. નિરાધારના બેલી ઈશ્વરે એમની પ્રાર્થના સાંભળી. માળવામા અંગ્રેજી લશ્કર લુંટફાટનો બંદોબસ્ત કરવાને આવ્યું. મેનાબાઈએ એ લશ્કરના સરદાર સર જોન માલ્કમની પાસે બાપુ રઘુનાથને મોકલીને બધા સમાચાર જણાવ્યા સરદારે એને કહ્યું કે, તમે બીજાઓની તો ફરિયાદ કરવા આવ્યા છો, પણ પોતે આટલું મોટું લશ્કર લઈને બીજાઓના રાજ્યમાં લુંટફાટ મચાવી રહ્યા છો. પહેલા એને બંધ કરો પછી બીજી વાત. એણે ઉત્તર આપ્યો કે, એ ફોજને લીધે તો આટલો

થોડો પણ દેશ અમારા કબજામા બચવા પામ્યો છે. તમારી સલાહ પ્રમાણે ચાલીએ અને લશ્કર કાઢી નાખીએ તો એ બચેલો પ્રદેશ પણ ચાલ્યો જાય. સરદાર માલ્કમે કહ્યું તમારા રાજ્યનું રક્ષણ અમે કરીશું અને તમારો જેટલો મુલક દુશ્મનો પચાવી પડયા છે તે પણ પાછો અપાવીશું, એટલે બાપુ રઘુનાથે એમની વાત માની, પોતાની ફોજને બીજે લુટ કરવા મોકલવાનું બંધ કર્યું અને અંગ્રેજસરકાર પાસેથી રૂપીઆ ઉધાર લઈને એમનો પગાર ચુકવી દીધો. જનરલ માલ્કમે પણ દોલતરાવ સિંધિયાને ભલામણ કરીને બદનાવર અને બેરસયે નામનાં બે પરગણા છોડાવીને પાછા અપાવ્યાં અને કુકસી વગેરે પ્રાન્ત પિંઢારા અને મકરાણીઓ પાસેથી પડાવી લીધા. પછી ઇ૦ સ૦ ૧૮૭૯ ના ચૈત્ર સુદી પડવાને દિવસે અંગ્રેજસરકાર સાથે સંધિપત્ર લખવામાં આવ્યો અને દુશ્મનોનું દુઃખ મટી ગયું.

મૈનાબાઈએ બાપુ રઘુનાથની સારી સેવાથી પ્રસન્ન થઈને સદાને માટે એને એક મોટી જાગીર પ્રદાન કરી

રાજ્યમાં આ પ્રમાણે શાન્તિ વ્યાપી ગયા પછી એ ઘણા નોકરોને સાથે લઈને ઘણી ધામધૂમથી તીર્થયાત્રા કરવા નીકળ્યા અને કાશી વગેરે પવિત્ર ધામ અને તીર્થમા પુષ્કળ રૂપિયા વાપરીને ધારમા પાછા ફર્યા.

હવે રાજા રામચંદ્રરાવ પણ યુવાવસ્થામા આવ્યો હતો, મૈનાબાઈએ તેનું લગ્ન મહારાજા દોલતરાવ સિંધિયાની પુત્રી અન્નપૂર્ણાબાઈ સાથે કર્યું.

સિંધિયાએ પહેલા ધાર રાજ્યનું ઘણુ નુકશાન કર્યું હતું અને મૈનાબાઈને ઘણુ દુઃખ દીધું હતું, પણ લાગ આવતા મૈનાબાઈએ બુદ્ધિ વાપરીને એની છોકરી લીધી અને પહેરામણીમા એક પરગણુ પોતાના છોકરાને અપાવ્યું. પુત્રનુ લગ્ન કર્યા પછી મૈનાબાઇને પૌત્રને રમાડવાની આશા થઇ, પણ એ આશા પૂરી થવાનું તો કયા રહ્યું, ઉલટું એક અસહ્ય દુઃખ વેઠવું પડયું. રાજા રામચંદ્રરાવ ભરયુવાનીમા અકસ્માત્ ઇ૦સ૦૧૮૮૯ મા મરણ પામ્યો. અન્નપૂર્ણા વિધવા થઇ બાવીશ વર્ષ પહેલા મૈનાબાઇ જેવી રીતે પોતાના પુત્રને માટે રોયા હતા, તેવીજ રીતે આજે આ દત્તકપુત્રના મૃત્યુથી રોયાં.શોકમાં ને શોકમાં એમનુ શરીર છેકજ લેવાઇ ગયું.આખરે અંગ્રેજસરકારની મંજુરીથી દક્ષિણના પવાર સરદારોમાથી એક છોકરાને બોલાવીને અન્નપૂર્ણાબાઈને ખોળે લીધો. એનું નામ યશવંતરાવ પાડવામાં આવ્યું. એ પણ બાળકજ હતો એટલે રાજ્યનુ કામ પાછુ મૈનાબાઈને કરવું પડયું, એથી અન્નપૂર્ણાબાઇને ખોટું

લાગ્યું. એ કહેવા લાગી કે, એમનો છોકરો જીવતો હતો ત્યારે એમણે કામ કર્યું. હવે એ રાજા મારો છોકરો છે એટલે હું એમને કામ નહિ કરવા દઉં.

મૈનાબાઇને કોઇ સ્વાર્થ કે રાજ્યલોભ નહોતો, પણ એ જાણતાં હતા કે પોતાને રાજકાજનો અનુભવ છે,અન્નપૂર્ણા હજુ કાચી ઉમરની છે, દુનિયાનો કાંઇ અનુભવ એને નથી, ખુશામતીઆ લોકોએ એના કાન ભંભેર્યા છે. રાજ્ય એના હાથમાં પડીને ખરાબ ન થઇ જાય અને એને ઉશ્કેરનારાઓ ફોસલાવીને રાજ્યનું ધન ખાઇ ન જાય એની એમને બહુ ચિન્તા હતી. રાજા યશવંતરાવ બાળક હતા અને અન્નપૂર્ણાબાઇના કહ્યામાં હતા, એથી સાસુવહુમાં કુસંપ ઉભો થયો. જૂના નોકરો મૈનાબાઇના પક્ષમાં હતા અને અન્નપૂર્ણાબાઇ નવા નોકરોને રાખીને જૂનાને કાઢી મૂકવા માગતી હતી.વાત એટલે સુધી વધી પડી કે, બન્ને તરફથી સિપાઇઓને દારૂગોળો વહેંચવામા આવ્યો અને મોરચાબંધી પણ થઈ ગઇ. રેસિડેટ સાહેબે એ સમાચાર સાભળીને સવાર મોકલીને બાપુ રઘુનાથને બોલાવી મંગાવ્યો. એ તો વૃદ્ધ અને અનુભવી હતો એણે તરતજ ફોજને બોલાવીને અન્નપૂર્ણાબાઇના સલાહકારોને પકડી લીધા. પછી એ લોકોનું રાજાની પાસે આવવાજવાનું બંધ કરી દીધું, એથી અન્નપૂર્ણાને હાર માનીને પોતાનો પ્રયત્ન છોડી દેવો પડયો. ઝગડામા કેટલાએ માણસો મરી ગયા, પણ લડાઇ આગળ વધવા ન પામી. થોડા દિવસોમા સલાહ થઇ ગઇ અને રેસિડેંટે ઇંદોરથી ધાર જઇને યશવંતરાવને રાજાનો અધિકાર આપ્યો તથા બાપુ રઘુનાથને ખાસ કામની 'ખિલત' આપી

જ્યારે યશવંતરાવ ભણીગણીને મોટો થયો ત્યારે મૈનાબાઇએ બધું રાજકાજ તેને સોંપી દીધું. પછી એમણે પોતાની જાગીરના વહીવટ ઉપરાંત રાજ્યના કામકાજમા જરાયે હાથ ન ઘાલ્યો. અન્નપૂર્ણાનો અધિકાર છીનવી લેવાને લીધે હવે એમણે પોતેજ અધિકાર છોડી દીધો, પણ રાજા એમનું બહુજ માન રાખતા હતા, અને એ પણ રાજા ઉપર બહુ પ્રેમ રાખતા હતા. પૂર્વ દિશાનાં તીર્થની યાત્રા તો એ કરી આવ્યા હતાં, હવે દક્ષિણના તીર્થની યાત્રા કરવાની ઇચ્છા થવાથી રામેશ્વરાદિ ધામની યાત્રા કરીને સંવત ૧૮૯૭મા પાછા આવ્યા અને ધારમાં શિવજીના મંદિરમાં બેસીને ધર્મધ્યાન કરવા લાગ્યાં. એમની વૃદ્ધાવસ્થા હતી અને અન્નપૂર્ણા ભરજુવાનીમાં હતી. એનો મિજાજ ગરમ હતો ઢંગ પણ સારા નહોતા, એટલે રાજાસાહેબ એના ઉપર નારાજ રહેતા હતા.

માદીકરામા ઉંચા મન થયા. સંવત ૧૯૦૩મા અન્નપૂર્ણાનો દેહાન્ત થયો અને ત્યાર પછી મૈનાબાઈનો સ્વર્ગવાસ થયો. રાજા યશવંતરાવે મૈનાબાઇના અનેક સદ્‌ગુણોના સ્મારકરૂપે ધારના છત્રીબાગમા આનંદરાવ પવાર બીજાની મૂર્તિની પાસે તેમની મૂર્તિ પધરાવી. એ મૂર્તિ ઘણી પ્રભાવશાળી છે.

ધાર રાજ્યના નિવાસીઓની મૈનાબાઈ ઉપર એટલીજ શ્રદ્ધા અને મમતા છે કે જેટલી ઇંદોરમા અહલ્યાબાઇની છે. અહલ્યાબાઇની પછી મૈનાબાઇના જેવી વીર પ્રકૃતિ અને શુદ્ધ વૃત્તિની રાણી માળવામા કોઇ થઇ નથી. એ રાજ્યકાર્યમા પણ ઘણી કુશળ હતી. બગડેલી બાજી સુધારવાનો અને આપત્તિના સમયમાં અધીરા ન બનવાનો એમનામા મોટો ગુણ હતો. ઘરના અને બહારના અનેક વેરીઓ તરફથી પુષ્કળ કષ્ટ વેઠ્યું, દૈવગતિથી પણ અનેક શોકસંતાપ સહન કર્યા, પરંતુ કદિ હિંમત હાર્યા નહિ. બુદ્ધિમત્તા અને સાવધાનીથી બધા અનર્થ સહન કર્યા અને એ અનર્થ મટાડવાને યોગ્ય ઉપાય પણ શોધી કાઢ્યા.

ત્રણ બાળકરાજાઓનું વાલીપણું કર્યું, રાજ્યને શત્રુઓથી બચાવ્યું અને પોતાનો ધર્મ પણ નભાવ્યો કે જેથી આજસુધી ઇતિહાસમા એમનુ નામ અમર થઇ ગયું છે ધારની પ્રજા હજુસુધી એમના સદ્‌ગુણો અને ઉપકારોને ભૂલી નથી મૈનાબાઇને સારૂં ખાવુ અને સારૂં પહેરવું કદિ પસંદ ન હતુ સદા બહુજ સાદાઇથી પોતાનુ જીવન ગાળતા હતાં રાજકાજમાથી બાકી બચેલો સમય ઇશ્વરના ભજનસ્મરણમા અને ધર્મપુણ્યનાં કામોમા ગાળતા હતાં એજ કારણોને લીધે એ પ્રજાના બહુજ માનીતા હતા અને એમના દેહાન્તથી આખા દેશમા શોક વ્યાપી ગયો હતો. પ્રજા એમના વિયોગથી બહુ દુઃખી થઇને ઘણા દિવસ સુધી રોઇ હતી *



*નાગરીપ્રચારિણી પત્રિકા પુ૦ ૪ અંક ૧ સ્વર્ગસ્થ મુન્શી દેવીપ્રસાદજીના એક લેખનો અનુવાદ.

# रत्न २५१ मुं—महाराणी शरत्सुन्दरी देवी



બંગાળી ૧૨૬૫ મા પુઠિયા ગામમાં શ્રી ભૈરવનાથ સાથાલને ઘેર એમનો જન્મ થયો હતો.

બંગાળા પ્રાન્તમાં આવેલા રાજશાહી તાલુકામાં પુઠિયા ગામના જમીનદાર રાજા યોગેન્દ્રનારાયણ સાથે એમનું લગ્ન થયું હતુ. લગ્ન સમયે તેમની ઉંમર સાત વર્ષની હતી. બંગાળીના અંગ્રેજ વેપારીઓવિરુદ્ધ ભારતવાસીઓએ જે મોટું આંદોલન મચાવ્યું હતું તેના એ મુખ્ય આગેવાન હતા. એને લીધે એ સદા અંગ્રેજોની અકૃપાને પાત્ર બન્યા રહેતા હતા, અને એમની ખાતર ઘણા લાંબા સમય સુધી તેમને સપરિવાર કલકત્તા રહેવું પડયું હતું.

દેવી શરત્સુંદરી ઘણાં સુંદર, સદ્‌ગુણી અને પતિવ્રતા નારી હતાં. બાલ્યાવસ્થામાંજ એમનું લગ્ન મહારાજા સાથે થયું હતુ. એ સમયમાં કન્યાઓને ભણાવવાનો રિવાજ પ્રચલિત નહિ હોવાથી શરત્સુંદરીને બાલ્યાવસ્થામાં શિક્ષણ મળ્યુ નહોતું; પરન્તુ સાસરે ગયા પછી પતિની ઇચ્છાથી એમણે ભણવા માંડયુ હતું રાજાએ પોતાના દિવાનને આજ્ઞા આપી હતી કે રાણીને કાંઇ વસ્તુ જોઇતી હોય તો સ્લેટ ઉપર લખીને આજ્ઞા મોકલે અને એ લખાણમા કાંઇ ભૂલ હોય તો દિવાન સુધારીને બતાવે. એ પ્રમાણે કર્યાથી એમના અક્ષર તથા વાકયરચના સુધર્યાં હતાં. એમના અક્ષર તો એવા ઠર્યા હતા કે ઘણી થોડી સ્ત્રીઓ એવા સુસ્પષ્ટ અક્ષર લખતી હશે. પોતાના અક્ષર સુધારવાનો એમને એટલો બધો શોખ લાગ્યો હતો કે તેઓ ઘણા સારા ગ્રંથોની નકલ પોતાના હાથે એક મોટી નોટબૂકમાં કરતા. તે એટલાં ચોક્કસ હતાં કે દરરોજ નકલ કર્યાની તારીખ તથા સમય લખી રાખતાં. એ નોંધ ઉપરથી જણાય છે કે એમનું લખવાનું કામ મધરાતે થતું

એમનો એ અભ્યાસ દિનપ્રતિદિન વધતોજ ગયો હતો. અજવાળી રાત્રે અગાશીમા બેસીને એ બંગાળી વર્તમાનપત્રો અને માસિકો તથા બોધપ્રદ પુસ્તકો ચંદ્રના પ્રકાશમાંજ વાંચતાં અને પોતાની પાસે બેઠેલી સ્ત્રીઓને સંભળાવીને તે સંબંધે વાદવિવાદ કરતાં. સંસ્કૃત ભાષાનું પણ એમણે જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. સંસ્કૃત તથા બંગાળી ભાષાનો એમનો પુસ્તકસંગ્રહ કોઈ

પણ સારા પુસ્તકાલયને શોભાવે અને ગૌરવ અપાવે એવો છે. બંગાળી ભાષાનો કોઇ પણ ગ્રંથ તેમણે વાંચ્યા વગર છોડયો નહોતો. પુસ્તકોને ઉત્તમ રૂપે બંધાવીને કાચના કબાટમાં ગોઠવવા એ એમના જીવનનો એક મુખ્ય આનંદ હતો.

શરત્સુંદરી દેવી પતિ સાથે સુખમા જીવન ગાળવાનુ આરંભી રહ્યા હતા, પણ એમનુ એ જીવન તો એક સ્વપ્નસમજ થઈ ગયુ. તેર વર્ષની બાળવયે તેમને વૈધવ્ય પ્રાપ્ત થયું. પતિના મૃત્યુ પછી એમની બધી સંપત્તિ કોર્ટ—ઓફ—વૉર્ડ્સને સોંપવામા આવી અને તેમના પોતાના પિતા ભૈરવનાથ સાથાલને વગર પગારે મેનેજર તથા સંરક્ષક નિમ્યા. પતિના સ્વર્ગવાસથી એમના શોકનો પાર રહ્યો નહિ, પણ ઇશ્વરેચ્છાને બળવતી ગણીને તેમણે પોતાનુ આખું આયુષ્ય હરિભક્તિમા ગાળવાનો નિશ્ચય કર્યો. રંગીન અને સૌભાગ્યસૂચક વસ્ત્રાભૂષણો તેમણે ગરીબ બ્રાહ્મણોને દાન કરી દીધા, અને પોતે સફેદ ધોતીયુ ધારણ કરવા લાગ્યા. જે જગ્યાએ પહેલા બબ્બે મણ રૂના ગદેલા બિછાવેલા રહેતા હતાં, ત્યા આગળ હવે તૃણશય્યા પાથરવામા આવી. શ્રીશચંદ્ર મજૂમદાર નામના એક વિદ્વાન્ જે મહારાણી ઉપર માતૃસમ શ્રદ્ધા રાખતા હતા તે એ સંબંધમાં લખે છે કેઃ—"ભરશિયાળામા પણ એક વિશાળ ઓરડામાં સામાન્ય પાટઉપર કામળી તથા એક ચાદર પાથરીને એ સૂતા હતા. ઓઢવામાં એક કામળો રાખતા ઉનાળામા એક ચટાઇપરજ સુઈ જતાં. ચારે તરફ આશ્રિતા સગી સ્ત્રીઓ અને અનાથ બ્રાહ્મણ વિધવાઓની પથારીઓ પથરાતી શિયાળા કે ઉનાળામા એક સરખુ જાડું ખાદીનુ વસ્ત્ર પહેરતાં. મયમનસિંહની જમીનદારી પુખુરીયા પરગણામાંથી એ વસ્ત્ર તૈયાર કરાવવામા આવતું. માગશર-પોષમાસની સાંજે પણ હવિષ્યાન્ન ભોજન કરીને એજ એક વસ્ત્ર ધારણ કરીને નાનીશી સગડી લઇને તાપવા બેસતાં. અલબત્ત સ્વચ્છતાની ખાતર એ વસ્ત્ર દિવસમા અનેકવાર બદલવામાં આવતું. બધી ઋતુઓમા એ પગથી માથાસુધી ઢાંકેલા રહેતા, માથાના વાળ વધતા ત્યારે દાસીઓ કાતરી નાખતી. જરૂર પડતા હજામને અંતઃપુરમા પ્રવેશ કરાવવો પડતો. નખ લેવરાવતી વખતે મહારાણી લાંબો ઘુમટો કાઢતા. એકવાર હજામની અસાવધાનીને લીધે નખ વધારે કપાઈ ગયાથી આંગળીમાથી લોહી વહેવા લાગ્યું. નોકરો અને દાસીઓ એથી ઘણા ગુસ્સે થઇ ગયા, પણ રાણીએ કાંઈ પણ બોલ્યા વગર ઘુમટાની આડમાથી ઇશારો કરીને બધાને રોક્યાં."

દીન, દુઃખી અને પાપતાપમય સંસારના બધા વર્ગોનાં પીડિત મનુષ્યો પ્રત્યે તેમનો જે અનિર્વચનીય, આડમ્બરશૂન્ય કરુણાભાવ દીઠામા આવતો તે ઉપરથી સમજી શકાતું કે તેમની આગળ નાના, મોટા, પાપી અને પુણ્યાત્મા બધાં સંતાનતુલ્ય હતાં, પરન્તુ પાપના ઉપર તેમના હૃદયમાં શતદિવસ જે ઉંડી ઘૃણા હતી તે પણ એમના કાર્યોમાં જણાઈ આવતી. એક દિવસ પ્રાતઃકાળે એમને ખબર મળ્યા કે એક સ્ત્રી એમની આગળ ફરિયાદ કરવા આવી છે. એની ખરાબ ચાલચલણની વાત મહારાણીને કાને પહોંચી હતી એટલે એમણે એને દર્શન દીધાં નહિ, પણ એને ઈન્સાફ મળે તેનો બંદોબસ્ત કરી દીધો. પોતાનો કોઇ સગો કે આશ્રિત, અન્યાય કે અપકીર્તિનું કામ કરે તો એની ખબર પડતાજ એમના નયનમાથી અખંડ અશ્રુપાત થતો, એટલાથીજ અપરાધીને પૂરી સજા મળતી એને બીજી જાતના દંડની જરૂર પડતી નહિ.

એક વખત પુઠિયા ગામમાં પુષ્કળ રેલ, આવવાથી રૈયતને ઘણું ભારે નુકશાન થયું હતું પુઠિયાના રાજ્યમા અનેક ભાગીદાર હોવા છતાં મહારાણીએ બધાની પ્રજાને એક સરખી મદદ આપી હતી. રાજમહેલની સામે સ્ત્રી-પુરુષોને અન્નવસ્ત્ર તથા પશુઓને માટે ઘાસ વહેંચવાસારૂ સારો બંદોબસ્ત કર્યો હતો. પોતે મહેલમા બેસીને પડદાની આડમાંથી બધી વ્યવસ્થા ઉપર જાતે દેખરેખ રાખતા. એ વખતે એમના મુખ ઉપર દયાનો ભાવ છવાઇ રહેતો. ત્યાર પછી એક સમયે એ ગામમા આગ લાગવાથી લોકોનો ઘાસચારો બળી ગયો. લોકોનુ દુ.ખ નિવારણ કરવા સારૂ તેમણે પ્રયત્ન તો કર્યોજ, પણ એ બે ત્રણ દિવસસુધી એમના નેત્રમાંથી સતત અશ્રુ પડયાં હતા. ગરીબોના દુઃખને એ પોતાનુ જ દુઃખ માનતા.

રાજમહેલમાં પર્વદિને બ્રાહ્મણોને મોટા પ્રમાણમા ભોજન આપવામાં આવતું. એ સમયે ઘણા લોકો સામગ્રી ચોરી પણ જતા. એ સાંભળીને મહારાણી ઉદારતાથી કહેતાં કે, “ ખાવાની વસ્તુ કાંઇ નકામી જાય છે ? કોઇને કોઇ તો ખાશેજ ને ! ”

રાણી શરત્સુન્દરી પોતાના મહેલમા શ્રી ગોપાલજીની મૂર્તિ પધરાવીને આખો દિવસ તેમની સેવામાં તલ્લીન રહીને બ્રહ્મચર્ય પાલન કરતાં હતાં. બે ઘડી રાત જતી ત્યારે નિદ્રાનો ત્યાગ કરીને સ્નાન કરીને શ્રી ગોપાલજીનું વિધિ પ્રમાણે પૂજન કરતાં, તેમને સુંદર વસ્ત્રાભૂષણો ધારણ કરાવતાં, સુગંધિત ચંદનનો લેપ કરતાં તથા મિષ્ટાન્નનો ભોગ ધરાવીને આરતિ કરતાં. શ્રી ગો-

પાલજીને સાત વર્ષના બાળક સમાન ગણીને તેમની સેવા કરતાં અને માતા સમાન પ્રેમથી વારે ઘડીએ ઠાકોરજીનાં સામુ જોઇ રહેતાં, તથા તેમને ધરાવેલા પ્રસાદમાથી થોડુંક ખાઈને જીવન વ્યતીત કરતાં. ઠાકોરજીને માટે માળા સદા પોતાને હાથેજ ગુંથતાં.

પતિના મૃત્યુ પછી તેમણે એક પુત્ર દત્તક લીધો હતો, પરંતુ તેની વય સગીર હોવાથી પોતે પણ રાજ્યકાજમાં દેખરેખ રાખતાં. એ વખતે કોઇ સમારંભના પ્રસંગે અથવા તો કોઇ મોટો માણસ મળવા આવે ત્યારે મહારાણીને બહારની બેઠકમા આવવું પડતું ત્યાં આગળ એમના સ્વર્ગસ્થ પતિનું એક તૈલચિત્ર ટાંગેલું હતું. એ તરફ દૃષ્ટિ પડતાંજ એમનું મુખ લાલચોળ અને અશ્રુપૂર્ણ થઇ જતુ એટલાસારૂ એ ચિત્રને ઘણુ ખરૂ ઢાંકીજ રાખવામાં આવતું.

કલકત્તામા જ્યારે વાસ કરતાં ત્યારે લોકોપયોગી સંસ્થાને નામે અનેક લોકો તેમની પાસે નાણા માગવા આવતા મહારાણી એ લોકોને યથાયોગ્ય મદદ આપતા, પણ એમાના અનેક દુષ્ટોએ એમને છેતરવાની એક યુક્તિ શોધી કહાડી હતી. તેઓ મહારાણીએ કહ્યુ હોય તેના કરતાં ચારગણી રકમની ખબર વર્તમાનપત્રોમા છાપતા અને પછી થોડા દિવસ પછી એટલી રકમની માગણી કરતા. કોઈ પણ દરજ્જાનો માણસ એમની પાસે સહાયતા માગવા જતો તો ખાલી હાથે પાછો ફરતો નહિ, કોઇને તો એ ગાડીભાડુ અને રસ્તાખર્ચ પણ આપતા

એમનો સિદ્ધાત હતો કે ગંગાતીરે કોઇની પણ ભેટ સ્વીકારવી નહિ,તેથી કોઇ માણસ કલકત્તામા નજરાણુ રજુ કરતો કે ભેટ સોગાદ મોકલતો તોએ બધું તરતજ ગરીબ લોકોને વહેંચી આપવામા આવતુ, અને ભેટ મોકલનારને તો એના બદલામા શિરપાવ તથા લાવનારને ઇનામ આપવામાં આવતા.

પોતાની જાગીરમાં કોઈ માદું પડતું તો એને માટે દૂધ, સાકર, સાબુચોખા વગેરે પથ્યની વ્યવસ્થા કરતા, એટલુંજ નહિ પણ ડાક્તર કે વૈદની ફી સારૂ પોતાની તરફથી રૂપિયા આપતાં. કેવળ ગરીબવર્ગનેજ નહિ પણ વચલા વર્ગની કેટલીક સન્નારીઓને પોતે એ પ્રકારની મદદ પહોંચાડતાં.

મહારાણી બહુજ ધર્મનિષ્ઠ, પ્રાચીન આર્ય રીતરિવાજોને પસંદ કરનાર અને તે પ્રમાણે ચાલનારા હતા. કલકત્તામાં વસતા, પણ નળનું પાણી પીતાં નહિ આધુનિક અંગ્રેજી ભણેલા યુવકોની ઉચ્છૃંખલતાને એ ધિક્કારતાં; પરન્તુ કેટલીક બાબતમા એ નવશિક્ષિત લોકોની પ્રશંસા પણ કરતાં.

ન્યાયની ખાતર કહેવુ પડશે કે અંગ્રેજી શિક્ષણના પ્રારંભકાળમા વિદ્યાર્થીઓ-માં મદ્યપાન, સ્વતંત્ર સ્વભાવ આદિ દોષો આવ્યા હતા તેમ કેટલાક સદ્ગુણો પણ આવ્યા હતા. મહારાણી અનેકવાર કહેતા કે હાલના યુવકો સાચા-બોલા છે, જે કાંઇ કરે છે તે ખુલ્લી રીતે કરે છે, વળી તેમનો બીજો ગુણ એ છે કે તેઓ લાંચ લેતા નથી. એમનો એ ગુણ અનુકરણ કરવા યોગ્ય છે.

એમની જાગીરમાં એક પોલીસનો અમલદાર ઘણા વર્ષ સુધી રહ્યો હતો. એ માણસ પ્રમાણિક, શુદ્ધચરિત્રનો, કર્તવ્યપરાયણ તથા લડાઇટંટા વધારવાને બદલે પરસ્પર સમજાવીને પતાવી દેનારો હોવાથી મહારાણી તેની પ્રત્યે સન્માન અને શ્રદ્ધાની દૃષ્ટિથી જોતા.

પ્રચલિત હિંદુધર્મ ઉપર તેમને અનન્ત વિશ્વાસ હતો, અને ધર્મના બધા અનુષ્ઠાન એ પરમ નિષ્ઠાસહિત સાસરામાં તેમજ પિયેરમા કરતા. પિયેરમા દાદી અને પિતાજીની પાસેથી ભક્તિભાવનુ જે શિક્ષણ તેમને મળ્યું હતું તેનો પાછળથી પૂર્ણ વિકાસ થયો હતો. મહારાણીની માતાની પવિત્રતા, સહનશીલતા અને કરુણાનો અનુભવ કરનારાઓ કહે છે કે, એ માતાજ એમના બધા મહત્ત્વનું મૂળ હતાં. બાલ્યકાળમા મહારાણીને હંસ અને પોપટ પાળવાનો ઘણો શોખ હતો; પણ ફૂલ અને દેવસેવા એમને સૌથી વધારે પ્રિય હતા. એક દિવસ એમના પિતાજી પૂજા કરીને ઉઠી ગયા હતા, એવામા બાલિકા શરત્સુન્દરી રમતાં રમતા ત્યા જઇ પહોચ્યાં અને પૂજામા બેઠા; પરન્તુ આસનની પાસે દીવો બળી રહ્યો હતો તેને એમની ઓઢણીનો અંચળ અડકવાથી એ તરત સળગી ઉઠયો, પણ એ વખતે જરા પણ ગભરાયા કે ગડબડ કર્યા વગર એ વસ્ત્ર તેમણે કાઢી નાખ્યું અને નિર્માલ્યના જળમા એને બોળી નાખ્યુ. આગ હોલવીને બીજું લુગડું પહેરીને એ માતાપિતાની પાસે ગયા અને કેવળ એટલુંજ બોલ્યા કે, "જુઓ આવું સુન્દર લુગડું સળગી ગયું."

બાળવિધવા શરત્સુન્દરી, આવતા જન્મમા વૈધવ્ય પ્રાપ્ત ન થાય એટલા સારૂ બંગાળી હિંદુવિધવાઓના વિચાર પ્રમાણે દર વર્ષે મોટા ઠાઠથી જગદ્ધાત્રીપૂજા કરતા; એટલા માટે એમણે 'જગદ્ધાત્રી પૂજાવાડી' નામનું એક મકાન રાજમહેલની પાસે બંધાવ્યું હતું અને પુજા કરવા સારૂ પોતે કેટલીક સખી અને આશ્રિત સ્ત્રીઓસહિત થોડા દિવસ ત્યાજ રહેતાં. એ સમયે એ મંદિરમા શ્વેત વસ્ત્ર ધારણ કરેલાં એ ગૌરાંગી ઉભાં મહારાણીને જોઇને એમજ ભાસ થતો હતો કે એજ સાક્ષાત્ જગદ્ધાત્રી દેવી

પૂજા અને વ્રતનિમિત્તે એ ઘણા ઉપવાસ કરતા. ત્રણ ચાર દિવસનો નિર્જળ નિરાહાર ઉપવાસ તો એ ઘણીએવાર કરતાં. એને લીધે એમનું આરોગ્ય પણ બગડયું હતું, પણ એની કાંઇ પણ પરવા ન કરતા હસતે મુખે એ ધાર્મિક કાર્યો કરતા.

મહારાણી સાધારણ રીતે સોનારૂપાને સ્પર્શ કરતાં નહિ. ગુરુના ઘરનું કોઈ આવે ત્યારે દક્ષિણા કે ભેટ ધરવા ખાતર જે રૂપિયા આપવામાં આવે તેનેજ એ સ્પર્શ કરતા.

ઠાકોરજીના થાળમા ભાતભાતનાં ભોજન અને પકવાન્ન થતાં પણ એ થાળ દરરોજ કોઈ ગૃહસ્થને ઘેર અથવા તો અતિથિઅભ્યાગતને આપી દેવામાં આવતો અને પોતાને માટે હવિષ્યાન્ન રંધાવતા. રાધનારી ન હોય તો હાથેજ રાધતા. એ નિયમ, શરીર સારૂં હોય કે ખરાબ હોય તોપણ એક સરખી રીતે સચવાતો.

પૂજા–અર્ચના શાસ્ત્રોક્ત વિધિપ્રમાણે શુદ્ધ રીતે થાય છે કે નહિ તે ઉપર પોતે ખાસ ધ્યાન રાખતા. પોતે પંચાગ જોઈને દરરોજ સંધ્યાવંદનાદિ કરતા. પુરોહિત મંત્રોચ્ચાર અશુદ્ધ કરે તો એ તરફ તેનું ધ્યાન ખેચતાં.

તાન્ત્રિકમતવાળાઓ મદ્યપાન તથા માંસાહાર કરે છે તે એમને કદિ પસંદ નહોતું. એમના પ્રત્યે એમની શ્રદ્ધા નહોતી. એક દિવસ તીખી મશ્કરીમા એમણે કહ્યું હતું કે તાંત્રિકોનો મત તો 'સુધાસિંધુ' છે.

હિંદુસ્તાનના લગભગ દરેક તીર્થસ્થાનની તેમણે યાત્રા કરી હતી. પ્રત્યેક તીર્થમા જઈને એ તીર્થયાત્રાનું સ્મરણ રાખવા એક એક ફળનો ત્યાગ કરતા. એવી રીતે ત્યજેલા ફળની યાદી ઘણી મોટી હતી.

પોતાનો ધર્મવિશ્વાસ જૂના હિન્દુમતને અનુસરતો હોવા છતાં પણ બીજાઓના વિચારપ્રત્યે તેઓ ઉદાર દૃષ્ટિથી જોતાં. આ દેશના બધા ધર્મ-સંપ્રદાયોની ખબર રાખતા અને એમને પોતાનાં મંદિર બંધાવવામા મદદ આપતા બ્રાહ્મસમાજ જેવી સુધારક સંસ્થાનો ઉપદેશક તેમના ગામમાં ઉપદેશ કરવા ગયો ત્યારે એને પોતાના રાજમહેલમાં ધર્મોપદેશ આપવાની રજા આપી; એટલુંજ નહિ પણ આગ્રહપૂર્વક ભોજનનું આમંત્રણ કર્યું. ઉપદેશક માંસાહાર કરતા નથી એવી ખબર પડતા પ્રસન્ન થઈને પોતાને હાથે કેટલાંક શાક તથા અન્ય વાનીઓ તૈયાર કરી હતી અને ઘણા આદરપૂર્વક ઉપદેશકજીને ભોજન કરાવ્યું હતું. એ ઉપરથી સ્પષ્ટ જણાઈ આવતું કે એમના આતિથ્યમાં ન્યાય-

જાત કે ધર્મનો ભેદભાવ નહોતો.

એમના એ સદ્‌ગુણોથી મુગ્ધ થઈને બંગાળના પ્રસિદ્ધ વિદ્વાન ભૂદેવ મુખોપાધ્યાય તથા ઈશ્વરચન્દ્ર વિદ્યાસાગર એમને પોતાની કન્યા સમાન ગણીને ચાહતા. મહારાણી પણ એમના પ્રત્યે ઘણી ભક્તિ રાખતાં. દાન કરવું હોય ત્યારે વિદ્યાસાગરની સલાહ લેતાં. એ કહેતાં કે ઈશ્વરચન્દ્રે ચલાવેલો વિધવા-વિવાહનો રિવાજ પ્રચલિત થશે તો એથી દુનિયામાં પાપનો પ્રવાહ ઘણો ધીમો પડશે

કેળવણીના કામમાં તેમનો ઘણો ઉત્સાહ હતો. રાજશાહી કૉલેજના ફંડમાં એમણે ઘણી સારી રકમ ભરી હતી. પુઠિયાના બંગવિદ્યાલય અને લાલપુરની મિડલ સ્કૂલને પણ લાગલાગટ મદદ આપતાં હતાં. સંસ્કૃત શિક્ષણને સારૂ અનેક પાઠશાળાઓને તેમની તરફથી પુષ્કળ મદદ મળતી હતી. એ ઉપરાંત વિશ્વવિદ્યાલયના અનેક વિદ્યાર્થીઓને એ ફી તથા પુસ્તકોને સારૂ મદદ આપતાં. અનેક વિદ્યાર્થીઓને તો એમણે બધું ખર્ચ આપીને ગ્રેજ્યુએટ બનાવ્યા હતા.

સ્ત્રીશિક્ષણનો હવે સારો પ્રચાર થઈ ગયો છે અને જીવનનાં અનેક ક્ષેત્રોમાં તેઓ આગળ પડતો ભાગ લે છે, પરન્તુ મહારાણીના સમયમાં તેમ નહોતું. લૉર્ડ રિપને જ્યારે સ્થાનિકસ્વરાજ્યનો કાયદો પસાર કર્યો ત્યારે મહારાણીને ઘણોજ હર્ષ થયો અને તેમનાજ પ્રયત્નથી પુઠિયા જેવા સામાન્ય પછાત ગામમા એ સંબંધી પહેલી સભા થઈ. પડદામાં બેસીને મહારાણીએ બીજી કુલીન સ્ત્રીઓસહિત એ સભામાં ભાગ લીધો હતો. એ સભાનું વર્ણન ઘણું વખાણસહિત વર્તમાનપત્રોમા પ્રકટ થયું. મહારાણી શાન્તિથી કામ કરવું પસંદ કરતાં હતાં. પોતાના જરા સરખા કામના આમ ઢોલ વગાડાય એ એમને પસંદ નહોતું. એથી એમની સ્વાભાવિક લજ્જાશીલતાને આઘાત પહોંચ્યો હતો. એમના જેવાં એક પડદાનશીન રાણી એક રાજનૈતિક સભામા ભાગ લે, એવા બનાવ આજ પણ જવલ્લેજ દીઠામાં આવે છે. આ પ્રસંગ ઉપરથી જણાઈ આવે છે કે સ્વદેશહિતના કામમાં એ કેવો રસ લેતાં હતાં.સ્થાનિક સ્વ-રાજ્યનો અમલ કેવી રીતે થાય છે, સરકારી અમલદારો તથા પ્રજા એમાં કેવો રસ લે છે, રાજશાહી મ્યુનિસિપાલીટીનો પ્રથમ ચેરમેન કોણ નિમાશે વગેરે જાણવાને એ બહુજ ઉત્સુક રહેતાં.

અમે ઉપર જણાવ્યું છે કે, રાણીનું વિવાહિત જીવન ઘણુજ અલ્પ સમય-

સુધી રહ્યું હતું રાજા બાલ્યાવસ્થામાં તો પત્નીને ઘણુ ચાહતા હતા. બન્ને પ્રેમથી સાથે રમતા હતા; પરન્તુ યૌવનમા રાજાનો એ સ્નેહ ટકી શક્યો નહોતો. કારણ એ હતું કે એ સમયમા પશ્ચિમના સુધારાનો નવો અભ્યુદય થયો હતો. દેશના યુવક ઉપર વિલાયતી સુધારાની અસર પ્રબળતાથી પડી રહી હતી. રાજા યોગેન્દ્રનારાયણ ૧૨૭૫ બગાબ્દમા પુખ્ત ઉંમરના થઇને રાજકાજ ચલાવવા લાગ્યા ત્યારે શરત્સુન્દરીની વય તેર વર્ષની હતી. રાજાને રાણીને ભણાવવાની ઇચ્છા થઇ અને શિક્ષણનો બદોબસ્ત થતાં છ માસની અંદર એ ચતુર બાલિકા લખતાવાચતાં શીખી ગઇ.

પણ એટલાથીજ રાજાને સતોષ થયો નહિ. એ તો પત્નીને વિલાયતી મડમ જેવી બનાવવા માગતા હતા. એમની ઇચ્છા હતી કે રાણી મારી સાથે છુટથી હરેફરે અને સાહેબ લોકોની સાથે વાતચીત કરે. એમની એ પણ અભિલાષા હતી, કે હું જેવી રીતે હિન્દુધર્મમા નિષેધ કરેલા પદાર્થ ખાઉ છું તેવી રીતે રાણી પણ ખાય. એમની શરમ તોડવા ખાતર કોઈ કોઇ વાર તો રાજા એક દર્પણની સામે કિશોરી પત્નીને લઇ જઇને મડમના જેવા ચાળા ચટકા કરતા શિખવવાનો પ્રયત્ન કરતા, પરન્તુ કહેવાની જરૂર નથી કે રાજાને એમાથી એક પણ પ્રયાસમા સફળતા મળી નહિ. ગળીના વેપારીઓની વિરુદ્ધ આદોલન કરવા ખાતર રાજા કલકત્તા ગયા ત્યારે ત્યાના શિક્ષિત લોકોની સોબતમા રહીને એ અનેક દૂષણીય આચારવ્યવહાર કરવા લાગ્યા હતા. હિન્દુધર્મમા પરમ આસ્થા રાખનારી રાણીને એથી ઘણોજ ખેદ થયો હતો. એક દિવસ રાજાને એવી ઇચ્છા થઇ કે મારૂં છાડેલું રાણીને ખાવાનું કહીશ અને નહિ ખાય તો સજા કરીશ રાજાએ બ્રાહ્મણોને હાથે બહારથી થાળી પીરસીને મગાવી અને પોતે જમીને છાડેલું પત્નીને ખાવાનું કહ્યું. તેર વર્ષની બાલિકા શરત્સુન્દરીએ દૃઢતાથી ઉત્તર આપ્યો, “ આપનુ છાંડેલું હું અવશ્ય ખાઇશ પણ રસોઇઓ મારા દેખતા રાધે તો. નહિ તો બહારથી આવેલા અજાણ્યા ભોજનને હું સ્પર્શ પણ નહિ કરૂ ’ એ બાબતમાં રાજારાણીને બહુ તકરાર થઈ. નોકરોને ચિંતા થવા લાગી કે આજે કાંઇ વિપરીત પરિણામ આવશે. દિવાનજીને કાને ખબર પહોચ્યા અને એમણે વચમાં પડી સમાધાન કરાવ્યુ તથા રાણીની મરજી વિરુદ્ધ નિષિદ્ધ પદાર્થ એમને ન ખવરાવવાનો રાજાને ઉપદેશ આપ્યો.

પરન્તુ એવા કષ્ટની વાત પણ મહારાણી કોઇની આગળ કરતાં નહિ.

સ્વામીની હયાતીમાં એમના ઉપર પ્રેમ રાખતા અને એમના મૃત્યુ પછી એમનું સ્મરણ પરમભકિત તથા શ્રદ્ધાસહિત કરતાં અને રાતદિવસ તેમના નામનું રટણ કરતાં.

મહારાણીના ચરિત્રના અવલોકન ઉપરથી જણાય છે કે એમનામાં એક તરફ જ્ઞાનયોગિની આપેડ સ્ત્રીના જેવો ઉંડો ધર્મભાવ હતો અને બીજી તરફ સરળ બાલિકાના જેવો નિર્મળ રમુજી સ્વભાવ હતો. પિયેરમાં જાય ત્યારે પોતે મહારાણી છે, એ વિસરી જઇ બાલિકાની પેઠે સરળતાથી વર્તતાં.

મહારાણી પોતાના સમયના ભારતના અગ્રેસર પુરુષોના સદ્ગુણો તથા સત્કાર્યોથી પરિચિત રહેતાં અને તેમનુ સદા અનુકરણ કરતા.

સ્ત્રીકેળવણીનાં પોતે બહુ પક્ષપાતી હતાં અને એવા–સત્કાર્યની વિરુદ્ધ લોકો શા સારૂ થતા હશે એ એમની સમજમાં આવતું નહિ.

મહારાણીએ કોઇ દિવસ સરકારી માન તથા ખિતાબની પરવા કરી નથી. એમના સદ્ગુણ અને દાનશીલતાની ખ્યાતિ સાંભળીને સરકારે પોતાની ઈચ્છાથી એમને ' મહારાણી ' ના ઉચ્ચ પદથી વિભૂષિત કર્યાં હતાં. બીજાઓને સન્માન મળે તે વખતે પોતે ઉત્સવ મનાવતાં, પણ પોતાને આવું મોટું માન મળ્યું તે વખતે એમણે છેક અનાસક્તિજ દર્શાવી હતી.

અંગ્રેજ અમલદારના ઘરની સ્ત્રીઓ ઘણીવાર તેમની મુલાકાતે જતી. એક વખત કલેકટર સાહેબની મડમ એમને મળવા ગઈ. રાણીનો આકર્ષક ચહેરો તથા મધુર સ્વભાવ જોઇ તે એવી પ્રસન્ન થઇ ગઇ કે હૃદયના વેગને રોકી ન શકાયાથી નિર્દોષ ભાવે તેણે પુછ્યું કે–" રાણી સાહેબ ! આપ લગ્ન કેમ નથી કરતા ? " રાણીને ઘણુ જ માઠું લાગ્યુ; પરંતુ હસ્યામાં કાઢી નાખીને જણાવ્યુ કે, "હિંદુવિધવાને માટે પુનર્વિવાહનો વિચાર સરખો કરવો એ પણ ધર્મવિરુદ્ધ છે "

પતિના મૃત્યુ પછી રાણીએ એક પુત્રને દત્તક લીધો હતો અને એ પુખ્ત વયનો થયો ત્યાંસુધી રાજ્યની વ્યવસ્થા પોતેજ કરી હતી. કુસંગતમાં પડયાથી એ બાળકનું વર્તન મહારાણીને પસંદ પડે એવુ નહોતું મહારાણીને એથી ઘણો શોક થતો.

મહારાણીએ પોતાની ઉત્તર વયમાં રાજકાજનો ત્યાગ કર્યો હતો અને તીર્થયાત્રા તથા ઇશ્વરભજનમાંજ એમનો સમય વ્યતીત થતો હતો.

# रत्न २६० मुं–स्नेहलता



હલતા આપણાજ યુગની એક બંગાળી બાલિકા હતી. એના પિતાનું નામ હરેન્દ્રચન્દ્ર મુખોપાધ્યાય છે. એમની સ્થિતિ સારી નથી. મધ્યમવર્ગના અનેક મનુષ્યોની પેઠે મહામુશિબતે એ પોતાના કુટુંબનું ભરણપોષણ કરે છે.સ્નેહલતા પરણવાયોગ્ય વયની થતી જતી હતી,પરન્તુ હરેન્દ્રચન્દ્ર એનો વિવાહ કરી શકયા નહોતા. બંગાળામાં કુળનો રિવાજ વધારે પ્રચલિત છે.કુલીન બ્રાહ્મણ યુવકો પરણતી વખતે ઘણી મોટી રકમ પહેરામણીમા માગે છે. એ રિવાજ પહેલાંથીજ થોડો ઘણો હતો, પણ અંગ્રેજી કેળવણીની સાથે વધી પડયો છે. અમે જોયું છે કે દેશના દુર્ભાગ્યે પારસી, બ્રહ્મક્ષત્રી, બંગાળી બ્રાહ્મણ, કાશ્મિરીઓ આદિ અનેક જાતિઓમાં ઉચ્ચ શિક્ષણના પ્રચારની સાથે વરવિક્રયની પ્રથા પણ વધી પડી છે. પુત્રોને ઉચ્ચ કેળવણી આપનાર માતપિતા એનું ખર્ચ વેવાઈ પાસેથીજ વસુલ કરવાની ચિન્તામા રહે છે અસ્તુ ! સ્નેહલતાના ગરીબ પિતાએ ધીરેન્દ્રનાથ બંદોપાધ્યાય બી એ. નામના એક યુવક સાથે પોતાની લાડકી કન્યાનું લગ્ન કરવાનો નિશ્ચય કર્યો યુવક વકીલાતનો અભ્યાસ કરતો હતો. વરના પિતાએ બે હજાર રૂપયા કન્યાના પિતા પાસે માગ્યા કન્યાના પિતાએ ઘણીએ વિનતિ કરી, પણ એ એક પાઇ પણ ઘટાડવા તૈયાર થયો નહિ. હરેન્દ્રચન્દ્રે પોતાના બાપદાદાનું મકાન ગીરો મૂકીને એમાંથીજ પુત્રીનું લગ્ન કરવાનો સંકલ્પ કર્યો. ઘેર આવીને એમણે એ સમાચાર પોતાની સ્રીને કહ્યા. માતાની પાસેથી સ્નેહલતાને પણ એ વાતની ખબર પડી ગઈ. સ્નેહલતાની વય ૧૪ વર્ષની હતી, પણ એ સમજુ અને શાણી હતી.પોતાની ખાતર પિતાને પૈતૃક ઘર ગીરો મૂકવાનો અને અંતે વેચવાનો વારો આવે એ એને પસંદ નહોતુ એણે વિચાર્યું કે જે પિતાએ મને આટલા લાડમા ઉછેરી છે તેમને હું મારા સુખની ખાતર દુઃખ અને આપત્તિમા નાખું એ મને શોભા આપનારૂ નથી એ લગ્ન મને સુખદાયી નહિ નિવડતા સદા સાલ્યા કરશે એણે શરમ મૂકીને પોતાના વિચાર પિતાને જણાવ્યા, પણ છોકરી મોટી ઉમર સુધી કુવારી રહીજ ન શકે, વળી પોતાનીબરોબરના કે ઉચ્ચ કુળના વર સાથેજ લગ્ન કરવામા શોભા છે એવી એવી દલીલ કરીને પિતાએ તેની

વાત ઉપર જરા પણ ધ્યાન ન આપ્યું. એમણે એ પણ વિચાર્યું કે હાથ આવેલો વર ચાલ્યો જશે તો ફરી એવું ઠેકાણું નહિ મળે. પુત્રીના સુખની ખાતર એણે પોતાના પ્રિય ગૃહને ગીરો મૂકવાનોજ નિશ્ચય કર્યો અને એના ઉપર બે હજાર રૂપિયા ઉપાડયા. ૨૬ મી ફેબ્રુઆરી ૧૯૧૪ નું લગ્નમુહૂર્ત લેવાયું. સ્નેહલતા એ સમાચાર સાભળીને ઘણીજ શોકગ્રસ્ત થઇ. એણે નિશ્ચય કર્યો કે 'હું મારા દેહનો ઉત્સર્ગ કરીશ પણ પિતાજીને સદાને માટે નિર્ધન તો નહિજ બનાવું.' ૭ મી ફેબ્રુઆરીએ રાતે બધા લોકો સૂઇ ગયા, ત્યારે એ ઉપર અગાશીમાં ગઈ અને પોતાના વસ્ત્રોને ઘાસલેટમાં સારીરીતે પલાળીને એમાં દીવાસળી સળગાવી દીધી. જોતજોતામાં પ્રચંડ અગ્નિ સળગી ઉઠયો. આગ જોઇને આડોશીપાડોશી દોડી આવ્યાં,એના માતપિતા પણ બેબાકળા થઇને ઉપર ગયા અને આગ બુઝાવીને સ્નેહલતાને દવાખાનામા લઇ ગયા; પણ ત્યાં જતાંજતામાંજ એનો પવિત્ર આત્મા આ સસારમાંથી ચાલી ગયો.

પિતૃસ્નેહની ખાતર સ્નેહલતાએ આત્મબલિદાન આપીને જનસમાજ અને ખાસ કરીને ભણેલા યુવકો ઉપર ગંભીર જવાબદારી નાખી છે.એના એ આત્મત્યાગની અસર કેટલાક સમયસુધી તો બંગાળામાં ઘણી થઈ હતી એક મોટી સભામા કલકત્તાના અનેક વિદ્યાર્થીઓએ લગ્નમાં પહેરામણી નહિ લેવાની પ્રતિજ્ઞા કરી હતી,પણ વખત જતા એ પ્રતિજ્ઞાનું પાલન ઢીલું થયું છે.

આ પ્રશ્ન ભારતવર્ષની અનેક જ્ઞાતિઓમાં છે. સ્નેહલતાના પિતાની પેઠે અનેક પિતાઓ કન્યાદાન કરવામા પાયમાલ થઈ જાય છે.સ્નેહલતાનુ દૃષ્ટાંતલઈને આપઘાત કરવાની સલાહ અમે કુમારિકાઓને આપતા નથી; પરન્તુ એમને ઉચ્ચ શિક્ષણ લઇ સુચરિત્રા થવાની આગ્રહપૂર્વક ભલામણ કરીએ છીએ. એમ કર્યાથીજ યુવકોની દૃષ્ટિમા એમનું મૂલ્ય વધશે. વિદુષી, સદાચારી, પતિપરાયણા પત્ની પ્રાપ્ત કરવાની હોંશમાં તેઓ પહેરામણી માગવાનું ભૂલી જશે. એમ ન થાય ત્યાસુધી એમણે પવિત્ર કુમારવ્રત ધારણ કરી ઇશ્વરભક્તિ અને દેશસેવામાં જીવન વ્યતીત કરવા તૈયાર થવું જોઇએ.

દેશના અને જ્ઞાતિઓના નેતાઓએ સ્નેહલતા જેવી અનેક આર્યબાળાઓના શાપથી બચવા પોતાના સાંસારિક રીતરિવાજોને સુધારવા મથવું જોઇએ.



# रत्न ३६१ मुं–मीरांबाइ




પડિત જાનકીપ્રસાદ નામના એક સબજજની પત્ની હતી જાનકીપ્રસાદની વય ૩૫ વર્ષની હતી. એ મધ્યપ્રાંતમા મોહ જિલ્લામા અમલદાર હતા. કોઈ ચેપી રોગથી પીડાઇને એમને ઇલાજ કરાવવા કલકત્તા જવું પડયું. પતિએ સાથે આવવા ઘણીએ ના કહી છતાં એમની પ્રેમાળ પત્ની મીરાબાઇ એમની સાથેજ ગઈ અને રાતદિવસ પતિની શુશ્રૂષામા નિમગ્ન રહી. દાકતરે કહી દીધુ કે જાનકીપ્રસાદનો રોગ અસાધ્ય છે. રવિવારે એમનુ મૃત્યુ થવાને થોડાજ કલાકનો વિલબ હતો

જાનકીપ્રસાદના સગાવહાલા એ અભિપ્રાય સાભળીને રોકકળ કરવા લાગ્યા, પણ મીરા શાંત હતી એની સ્થિતિ જોઈને લોકોને એના ઉપર દયા ઉપજતી હતી પતિના જીવનની છેલ્લી ઘડી પાસે આવી એટલે એણે ઉત્તમોત્તમ ઘરેણા અને વસ્ત્ર ધારણ કર્યા. સધ્યાકાળે સાત વાગે એણે પતિના મુખની તરફ દૃઢ પ્રેમની દૃષ્ટિથી જોયું. એના નેત્રમાથી એ સમયે એક પણ અશ્રબિન્દુ ન ટપકયુ, તેમજ એણે શોકસૂચક એક પણ શબ્દ મુખમાથી કાઢયો નહિ, એણે બધાને એ ઓરડામાથી બહાર ચાલ્યા જવાનુ કહ્યું, અને પોતે ઘરની સ્ત્રીઓની વચ્ચે ઘુટણ ટેકવીને બેસી ગઈ તથા બન્ને હાથ ભીડીને મુઠ્ઠી વાળી. એના સગા બીજી તરફ ચાલ્યા ગયા. થોડીવારમા એ આગથી સળગવા લાગી મેડીકલકોલેજના એક વિદ્યા બલીરામે એ દૃશ્ય જોયુ અને એ તરતજ ત્યા પહોચ્યો. સતી મીરાએ સળગતે સળગતે એને કહ્યું. 'તમે અહીયાં શું કામ આવો છો ?' યુવકે એને બચાવવાનો પ્રયત્ન કર્યો પણ એટલામા મીરાએ પાસે પડેલો ઘાસલેટનો ડબો પોતાના શરીર ઉપર રેડી દીધો પછી તો આગની ઝાળનું શું પૂછવું યુવકે પોતાની જાન જોખમમાં નાખીને એને બચાવવાનો ફરી યત્ન કર્યો, પણ એટલી વારમાં તો એનું આખું શરીર સળગી ચૂકયુ હતુ બળીરામ પણ ઘણી જગ્યાએ દાઝયો.

તરતજ મીરાબાઇ અને બલીરામને ઇસ્પીતાલમાં લઇ જવામાં આવ્યાં. જાનકીપ્રસાદની બહેને મીરાને મરી ગએલી સમજીને પોતાના ભાઈને તેના મૃત્યુની ખબર કહી જાનકીપ્રસાદ મરણ સમયે પોતાની બહેનને મુખેથી તેના મૃત્યુના ખબર સાભળીને જરાક મલકાયા અને પછી સદાને માટે આંખ

ખી ચી દીધી. મીરા એ સમયે દવાખાનામાં ચેતનાવસ્થામાં હતી. થોડીવારમાં એણે પણ પ્રાણ તજ્યો.

પતિપત્ની બન્નેની અંત્યેષ્ટિક્રિયા સાથે થઇ. મીરાંને સતી ગણીને ઘણા લોકો એમની પાછળ ગયા

આ બનાવ કલકત્તામા કોલેજસ્ટ્રીટમાં ૨૬ નવેમ્બર ૧૯૧૫ માં બન્યો હતો.

# रत्न ३६२ मुं—आइ कामबाइ



શરે બસો વર્ષ પૂર્વે જામનગરમા લાખાજી નામના રાજા રાજ્ય કરતા હતા. એક દિવસ જામસાહેબ રાજ્યમાં પ્રવાસ કરતા ચારણોના જાંબુડા નામના ગામમા જઇ ચઢયા

ચારણોનો ડાયરો જામ્યો હતો, ત્યાં જામ જઇ બેઠા. એ સમયે આઇકામબાઈ નામની ચારણમહિલા જળ ભરવા સારૂ ત્યાં થઇને જઇ રહી હતી એ ઘણી રૂપવતી નારી હતી, જામની પાસે બેઠેલા ચારણો તેની વિરુદ્ધ પક્ષના હતા. તેમની શિખવણીથી અને ચિત્તમા કામનો વેગ ઉત્પન્ન થવાથી જામે મશ્કરી કરી કે "કેમ ભાભી! મારો ભાઇ ઘોડા વેચીને હજુ ઘેર નથી આવ્યો કે?"

કામબાઇને એ શબ્દો સાંભળતાવારજ ઘણો ક્રોધ ઉત્પન્ન થયો પિતા-સમાન રાજા ચારણકન્યાનું આ પ્રમાણે અપમાન કરવા તત્પર થયો એ તેને ઘણુંજ અપમાનજનક લાગ્યું સાથે પોતાના જે સૌન્દર્યે રાજામા મલિન વાસનાનો ઉદય કર્યો હતો, તે સૌન્દર્ય ઉપર તેને તિરસ્કાર છૂટયો રૂપનો નાશ કરવા સારૂ તેણે પોતાના બે સુન્દર સ્તનને છરાવડે કાપી નાખ્યા અને તેમને એક થાળીમાં ઢાંકી ગામના ચોરા તરફ ગઇ.

એની ભીષણ મૂર્તિ જોઇને શત્રુઓ કાપવા લાગ્યા. આ તો હસવામાંથી ખસવું થઇ ગયું. જામસાહેબ પણ નાસવા લાગ્યા. એ જોઇને સતી કામબા-ઈએ તેને સંબોધીને કહ્યું:—

"હું બેણી ને તું ભા, સગા આગુનો સંબંધ,
કુવચન કાઢેલા, અવગુણે કહીશુ"

હે રાજન! હું તારી બેન થાઉં છું અને તું મારો ભાઈ થાય. ક્ષત્રીનો અને ચારણિયાણીઓનો ભાઈબેનનો સંબંધ તો આગળથી ચાલ્યો આવે છે.

કાછેલા વંશના રાજપુત ! તે મને, આજ 'ભાભી' એવું કુવચન મારા કયા ગુન્હાને ખાતર કાઢ્યું !

થરથર કંપતો રાજા તેજ વખતે નગર તરફ ચાલી નીકળ્યો. ચારણી એની પાછળ ચાલવા લાગી, એક ગાઉ જઈને એક પગ કાપી નાખ્યો. ખોડંગતી ખોડંગતી બીજે ગાઉ પહોચી ને બીજો પગ કાપ્યો. લ્હેકેરાયલું અપંગ શરીર આળોટતું આળોટતું ત્રીજે ગાઉ પહોચ્યું. ત્યાં એક હાથ કાપ્યો; ચોથા ગાઉ પર જઈને બીજો હાથ પણ કાપી ફેંકી દીધો.

નગરના મહેલમાં જામે સાંભળ્યું કે ચંડિકા સમી ચારણી હજુ તો શરીરના ટુકડા કરતી, સીમાડે લોહી છાંટતી ચાલી આવે છે. રાજા સામા ગયા, મોમાં તરણું લઈને જમીનપર નમીને બોલ્યા:—

"માતાજી ! મને પારકાએ ભૂલાવ્યો. હવે ક્ષમા કરો."

"જાણું છું બાપ, કે તને મારા વિરોધીઓએ કુમતિ દીધી. હું તને માફ કરૂં છું."

એ પ્રમાણે કહીને કામબાઈએ પોતાના પ્રાણ તજ્યા.

(સૌરાષ્ટ્રની રસધાર ઉપરથી)

# रत्न २६२ मुं—चारणी डोशीमा




સં૦ ૧૫૦૦ની આસપાસમા જ્યારે મહમ્મદ બેગડો મુસલમાનોની સેના લઇને સોમનાથ પાટણનું શિવાલય તોડવા ચઢી આવ્યો, ત્યારે લાઠીના રાજા ભીમજી ગોહિલના પુત્ર હમીરજી નાની ઉંમરના હોવાથી અરઠીલામા પોતાનાં ભાભી પાસે રહેતા હતા. નાની ઉંમર છતાં પણ વીર ક્ષત્રાણી ભાભીની પ્રેરણાથી હમીરજી મહમ્મદ બેગડા સામે ચાલી નીકળ્યા રસ્તામા સમઢીઆળા ગામ આવ્યું ત્યા લાલબાઈ નામની એક ચારણી ડોશી બહુજ મીઠે અવાજે પોતાના મૃત્યુ પામેલા દીકરાના મરશીઆ ગાતી હતી. હમીરજી બોલ્યા: "માતા ! આવા મારા મરશીઆ ગાશો ? મને બહુ ગમશે."

ચારણી બોલી, "બાપુ ! તુ નાનો બાળક છે. તારા મરશીઆ શીદ ગાઉ ? તારી અમર કાયા રહે. મરશીઆ તો મરેલાના હોય."

"મા, હું મરવાજ જાઉં છુ, જીવતો પાછો નથી આવવાનો. શંકરની કમળપૂજા કરવાની મારી પ્રતિજ્ઞા છે, માટે સંભળાવો."

"જા બાપ, સોમનાથમાં તું લડતો હઇશ, ત્યારે તારી પાસે આવીને હું મરશીઆ સંભળાવીશ !"

હમીરજી ગયા. વચમાં શિહોરની પશ્ચિમે સરોડ નામના ડુંગરમાં વેગડા નામના એક ભીલ સરદારની એને મુલાકાત થઈ. વેગડાની જુવાન કન્યાપર હમીરજી મુગ્ધ થયા. એની સાથે પરણ્યા. પછી તરત વેગડાના ત્રણસો કામઠા-વાળા ભીલોને સાથે લઈ પાટણ પહોંચ્યા. લડાઇ જામી. હમીરજી કિલ્લાની અંદર ગયા, બહાદૂર વેગડો બહાર યુદ્ધ ચલાવી રહ્યો હતો. હમીરજીએ વેગડાને બારીની અંદર આવી જવાનું કહ્યું.

વેગડો વીર કેવો જવાબ વાળે છે:—"હમીરજી ! મારૂં નામજ વેગડો (લાંબા શીંગડાવાળો બળદ) છે ! મારાથી બારીમા પેસાય નહિ."

એ રીતે બહાર લડીનેજ વેગડો મરાયો.

"વેગડવડ ઝુંઝાર, ગઢ બારીએ ગર્યો નહિ;
શીંગ સમારણહાર, અંબર લગે અડાવીઆં."

અર્થ:—એ સમર્થ યોદ્ધો વેગડો ડરીને ગઢમાં ન પેસી ગયો. એણે તો પોતાનાં શીંગ છેક આકાશે અડકાડયા; અર્થાત્ એ ક્ષુદ્ર ભીલે પણ યુદ્ધમાં અપૂર્વ ટેક દાખવી.

સોમનાથની મૂર્તિ સામે બેસી પોતાને હાથે પોતાનું માથું ઉતારી, સોમનાથજીને ધરીને હમીરજીનું ધડ હાથમાં તલવાર લઈ યુદ્ધમાં ગયું.

એ વખતે ચારણ ડોશી લાલબાઇએ રણક્ષેત્રમાં આવીને હમીરજીના મરશીઆ દૂહા કહ્યા:—

"વેલો આવ્યે વીર, સખાતે સોમૈયાતણી;
હીલોળવા હમીર, ભાલા અણીએ ભીમાઉત."

અર્થ:—હે ભીમજી ગોહીલના પુત્ર હમીરજી ! તારાં ભાલાંની અણીએ શત્રુઓને મારવા તું આ સોમનાથજીની મદદે વહેલો આવી પહોંચજે.

"પાટણ આવ્યાં પૂર, ખળહળતાં ખાંડાં તણાં;
શેલે માંહી શૂર, બેંસાસણુયો ભીમાઉત."

અર્થ:—સોમનાથ પાટણમાં તલવારોનાં પ્રચંડ પૂર આવી પહોંચ્યાં. પરન્તુ ભીમજી ગોહિલનો પુત્ર હમીરજી તો એ પુરની અંદર બળવાન પાડા-

ની માફક તૂટી રહ્યો છે.

"વેળ તાહળી વીર, આવીને ઉવાટી નહિ;
હાકમ તણી હમીર, સેખડહુતી ભીમાઉત."

અર્થ:— તારી શક્તિરૂપી વેળ આવી, પણ એણે ઉવાળ ન કાઢ્યો, એટલે કે કાંઠેથી છલકીને બહાર ન નીકળી શકી, કારણ કે સામે મોટા સૂબાની ફોજરૂપ સેખડ હતી.

"પંડે શકર પૂજીઓ, માથુ ઉતારી હાથ;
ધડ લડીયું ભારાથ, ભાલે ચડીને ભીમાઉત.
વન કાંટાળા વીર, જીવીને જોવાં થયા;
આંબો અળવ હમીર ભાગ્યો મોરી ભીમાઉત."

અર્થ:—હમીરજીરૂપી આંબો હજુ તો મોરતો હતો ત્યાંજ ભાંગી પડયો; એટલે હવે અમારે તો જીવીએ ત્યાસુધી કાંટાના વનજ જોવાનું રહ્યું.

( સૌરાષ્ટ્રની રસધાર ઉપરથી )

# रत्न २६४ मुं—वीरांगना गरासणी



માભાઈ ! આ દિકરીને આજે એને સાસરે મૂકવા જાવાં છે તો તમે સાથે જશોને ? "

" દરબાર, ત્રણ ટકાનુ યે જ્યા જોખમ ન હોય ત્યાં મારૂં વળાવું ન હોય; પાચ પચાસ હજારના દાગીના હોય એવા ગામતરામાજ ગેમાનું વળાવુ દીપે. જાઓ, બીજાં સપારડાં ઘણાં છે." ગેમે જવાબ દીધો.

આ ગેમો કારડીઓ રજપુત હતો. પચ્છેગામની અંદર આવા ૪૦–૫૦ કારડીઆઓ ગરાશીઆનો પગાર ખાતા હતા ક્યાંયે વળાવે( ગામતરા સાથે) જવું હોય, ત્યારે પસાયતા તરીકે એ બધા પાસેથી કામ લેવાતું. બધા કારડીઆની અંદર ગેમો બહુ જોરાવર જવાન હતો ગેમો વળાવીઓ બનીને જે ગાડા સાથે ચાલે,એ ગાડાને પડખે કોઈ બદમાસ ચઢી શકે નહિ. જેવા તેવાને તો ગેમો ઉપર લખ્યા મુજબના તોછડા જવાબજ દેતો. એના મગજમાં ખુમારી ભરાઇ હતી

એક દિવસ ગામના બાપુ ખુમાણસગજી તરફથી ગેમાને તેડું આવ્યું. ખુમાણસગજીના દીકરી રૂપાળીબા એમને સાસરે હેબતપર ગામમાં હતાં. ત્યાં એ દીકરીને સીમત હતું. ખોળો ભરીને લાવવાનાં હતાં. એક વેલડું, બે છોડીઓ અને સાથે ગેમો,તેમજ બીજો એક કારડીઓ--એ બધા હેબતપર ગયાં.

હેબતપરથી પચ્છેગામ ,આવતા મણિપુર ગામસુધી આશરે દશ ગાઉનું બાલનું રણ છે. દિવસે એમા મુસાફરી થાય નહિ; કારણ પાણીવિના પ્રાણ જાય. એટલે રૂપાળીબાને રાતે રવાના કરવામાં આવ્યા. વેલડીમા રૂપાળીબા અને બે છોડીઓ બેઠી બીજા ગાડામા ગેમો, એનો બીજો સગાથી અને પાણીનાં બે માટલા હતા. બધાં ચાલી નીકળ્યા. રૂપાળીબાની પાસે એક ઈસ્કોતરો હતો. એમા પાચહજારના તેમના દાગીના હતા, અગ ઉપર પણ ઘરેણાંનો શણગાર હતો.

ગાડા ચાલ્યાં એટલે ગેમાએ તો પછેડી ઓઢીને લાંબા પડી ઉંઘવાનુ શરૂ કર્યું. ઘોર અધારામાં એના નસ્કોરાં ગાજવા લાગ્યા. ગાડાવાળાએ એકવાર ટપારી જોયું કે, " ગેમાભાઈ રાત અંધારી છે, ઉઘવા જેવું નથી હો. "

ગેમાએ જવાબ દીધો કે " એલા, ઓળખછ તું આ ગેમાને ? ગેમો હોય ત્યાં લુંટારા ન ડોકાય. છાનોમાનો ગાડુ હાંકયો આવ. "

ગેમો નસ્કોરાં ગજાવવા લાગ્યો. ફરીવાર વેલડીનો પડદો ઉચાડી રૂપાળીબાએ પણ કહી જોયું કે, " ગેમાભાઇ ! સૂવાય નહિ. "

ગેમો ઉંઘમાં ને ઉઘમાં બડબડતો હતો કે " હુ કોણ ? ગેમો ! "

એમ કરતાં વેળાવદર ગામ વળોટીયું દોઢ બે ગાઉ માથે એક તળાવડી છે. ગાડાખેડુએ નજર કરી તો ત્યાં એ તળાવડીમાં આગના તણખા ઉડતા દેખાયા, વહેમ આવ્યો કે કોઈ ચકમક કરે છે. ગેમાને એણે હાકલ કરી.

ગેમાનો તો એકજ જવાબ, " મને ઓળખ છ ? હુ ગેમો. "

ગાડાં તળાવડીની નજીક પહોચ્યાં. ગાડાખેડુને દશબાર આદમીનું ટોળું દેખાયું; એની છાતી ધડકી ઉઠી, ગેમાને એણે ઢંઢોળ્યો, પણ ગેમો કાંઇ ઉઠે ? એ કોણ ? એ ગેમો !

જોતજોતામાં બાર જણા વેલડીને ઘેરી ઉભા રહ્યા. પડકારો કર્યો. ગેમો જબકીને આંખો ચોળે છે અને હાકલ કરે છે કે " ઓળખો છો ? હું ગેમો " ત્યાં તો એક ડાંગનો ઘા પડયો અને ગેમો જમીનદોસ્ત બન્યો. એના હાથપગ બાંધ્યા, બેસાડીને હાથપગને એક બધે બાંધ્યા, પગના ગોઠણ ઉભા

કરાવી, પછી ગોઠણ નીચે સોંસરી એક લાકડી નાખી. એક ધકકો દઈ, હડાની માફક ગબડાવી દીધો. ( આ ક્રિયાને ' રણુગોટીળો કર્યો, 'એવું કહેવાય છે. રણુગોટીળો એટલે રણુનો દડો. આદમી આ રીતે દડા જેવો બની જાય છે. )

બાઈએ વેલડીના પડદા ખોલી નાખ્યા અને બદમાસોએ માગ્યા મુજબ પાચ હજારના દાગીનાની પેટી આપી દીધી. તારાઓના પ્રકાશમાં રૂપાળીબાનાં અંગ ઉપર સોનું ચળકી ઉઠ્યું. બદમાસો બોલ્યા કે; " અંગ ઉપરથી ઘરેણાં ઉતાર. " બધા ઘરેણા ઉતાર્યાં. બાકી રહ્યાં પગનાં કડલાં.

" કડલા ઉતાર " બદમાસોએ બૂમ પાડી.

બાઈ વિનવવા લાગી, " ભાઈ ! આ નરેડીના નક્કર કડલાં છે ને વળી સીડેલાં છે. હું બચેૈ પેટે છું, મારાથી નહી ઉઘડે, આટલેથી ખમૈયા કરો. "

" સફાઈ કર મા, કાઢી દે ! " " ત્યારે લ્યો તમેજ કાઢી લ્યો " એમ કહીને રૂપાળીબાએ વેલડીમા બેઠા બેઠા પગ લાંબા કર્યા. પોતાના જ તરડાની મજબૂત દોરીઓ ભરાવીને બે કોળી સામ સામા કડલા ઉધાડવા લાગ્યા અને બીજા વાતોમાં રોકાયા, કોઇનું ધ્યાન નહોતું

રૂપાળીબાએ ત્રાસી નજર નાખી. બીજુ કાંઈ ન દેખ્યું ફક્ત ગાડાનાં આડા ( લાકડાના ઘોકા ) દેખ્યાં. વિચાર કરવાને એ વખત નહોતો. નીચ મનુષ્યો એ રજપુતાણીના શરીરની મશ્કરી કરતા હતા. રૂપાળીબાએ એક આડું ખેચ્યું અને નીચે બેસી કડલાં ખોલનારા બે જણુની ખોપરીપર અક્કેક ઘા કર્યો, ખોપરી ફાટી ગઇ, બેય જણા ધરતીપર ઢળ્યા. ગરાસણીને શૂરાતન ચઢી ગયુ. એ આડુ લઈને કુદીપડી, દશ માણુસોની લાકડી પોતાના અંગ ઉપર પડતી જાય, માર વાગતા પોતે ગોઠણભર થઈ જાય, પછી ઉઠીને આડાનો ઘા કરે. એ ઘા ! ચંડીસ્વરૂપિણી એ ક્ષત્રિયાણીનો ઘા ! જેના ઉપર પડે તે ફરી ઉઠવા ન પામે !

૧૮ વરસની ક્ષત્રિયાણી લાકડીઓના ઘા અને તરવારોના ઝટકા ઝીલતી ઘુમે છે, જે પડયા તેમાના એકની તરવાર એના હાથમાં આવી છે; પછી તો જગદમ્બાનુ રૂપ પ્રકટ થયુ, બચેલા બદમાસો પલાયન કરી ગયા.

ગેમો રણુનો ગોટીલો થઇને અંધારામા પડેલો. બાઇએ કહ્યું કે, " છોડી નાખો એ બાયલાને. "

છુટીને ગેમો ચાલ્યો ગયો, મોં ન બતાવી શકયો; પછી ગામમાં ડોકાયો નહિ.

ગરાસણી યુવતીની છાતીમાં શ્વાસની ધમણ ચાલતી હતી, એના અંગે અંગ ઉપરથી લોહી નીતરતું હતું; નેત્રોમાંથી જ્વાળાઓ છુટતી હતી. હાથમાં લોહીથી તરબોળ તલવાર ! કાળી રાતે કોઇ ચંડિકા ! વાહ ગરાસણી !

એણે ગાડામાં બેસવાની ના પાડી. ખીંગાણું કરનાર માનવી બેસી શકે નહિ. એના શરીરમાં શૌર્ય ફાટફાટ થતું હોય છે. ચાહે તેટલા ઘા પડયા હોય પણ એ ગાઉના ગાઉ ચાલી શકે; એનું લોહી શાન્ત થાય નહિ. રૂપાબીબા ગાડાની પાછળ પાછળ ચંડીરૂપે ચોપાસ નજર કરતાં ચાલી નીકળ્યાં.

સવાર પડયું ત્યાં મણિપુરનું પાદર આવ્યું. એ એમના મામાની હાક વાળું ગામ હતું. મામાને ખબર મોકલ્યા કે, કસુંબો લઇને આવે.

કસુંબો લઇને મામા હાજર થયા. દીકરીને ઝખ્મોની પીડા ન દેખાય માટે કસુંબો લેવરાવ્યો. મામાએ આગ્રહ કર્યો કે " બેટા રોકાઇ જા, "

" ના, મામા, જલ્દી ઘેર પહોંચવું છે; માને અને મારા બાપુને મળી લેવું છે. " ગાડાં ચાલી નીકળ્યાં.

પચ્છેગામમાં બહેનના ખીંગાણાની વાત પ્રસરી ગઇ. તમામને ચેતાવી દેવામાં આવ્યા કે, " કોઇ એનાં વખાણ ન કરશો. ઉલટું એને પાછી પડવા જેવા વેણ કહેજો, નહિ તો એને ચમક ઉપડશે. " ચમક ઉપડે એટલે માણસ મરી જાય.

લોહી નીતરતાં બહેન ઘેર આવ્યાં. ઢોલીયામાં સૂવાડયા. બધાંય ઠપકો દેવા લાગ્યાં કે, " બેટા ! બહુ અઘટિત કર્યું. પાંચ હજારના ઘરેણાં જાત તો કયાં બાપુને ખોટ આવી જાત ? "

" પણ હું શું કરૂં ? મારી આબરૂપર કોઇ હાથ નાખી શકે ? " દીકરીએ જવાબ દીધો. બે કલાકમાં તો એનો જીવ ચાલ્યો ગયો; પણ એનો ઇતિહાસ હજુ આજ સુધી નથી ગયો. બહુતો પચીસ વર્ષ પહેલાંની આ બીના છે.



# रत्न २६५ मुं—आइ जासल



આ તેજણુ તરસે તલવલાસ, થાળામા બે કળહા પાણી નાખાસ બીન ?*

" ભલે નાંખાસ ભઈ !"

તેજણુની તરસ છીપી ત્યાંસુધી પાણિયારીએ સીંચી સીંચી થાળામા પાણી ઠાલવ્યુ. તરસ છીપતા ઘોડીએ મો ઉંચુ કરી જોરથી હણહણાટી નાખી કેમ જાણે એના ધણીને સાન કરી હોય, કે, " હવે હું તૈયાર છું ! "

એ પીઠપર બેઠેલો સ્વાર તે કૂછડીનો પ્રતિષ્ઠિત મેર લાધવો ×બારાડીમાના પોતાના સગાને મળવા ગએલો તે આજે કૂછડી ભણી પાછો વળ્યો હતો. રસ્તો કાટવાણા પાસે થઈને પસાર થતો હતો, તેથી અત્યારે તે કાટવાણાના પાદર સુધી આવ્યો હતો અને તરસી થએલી ઘોડીએ જોર કરી સ્વારને ડેરવાવ તરફ લાવતા તે વાવની નજીક આવ્યો હતો. તે સમયે પાણી ભરવા આવેલી પાણિયારી તે ચારણીઆણી જાસલ હતી અને તેને સ્વારસાથે ઉપર પ્રમાણે વાતચીત થઈ હતી.

ચડેલો ઋણભાર ફીટાડવા સારૂ લાધવે પાચ કોરીઓ પાણિયારીના ચરણારવિન્દ તરફ થોડે દૂર ફેંકી અને બોલ્યો " લે બીન, તારા લાધવાનો આ કમખો. જો ના પાડે તો તુંને આ તારા ભઈના સમ છે. "

પાણિયારીઃ—"લાધાભઇ, એની કાંઈ જરૂર નથ. મારે ઘરે પરભુનો પરતાપ છે. તમે સમ દીધા એટલે લાસાર, હું કમખો લઉસ, પણ એક વાતે.ખરા બપોરા થ્યાસ, એટલે શીરામણ કીધા વના બીનને ઘરેથી ભઇએ ભુખ્યાં ના જવાય "

લાધવે ઘણી આનાકાની કરી, પણ ખરા ભાવના આગ્રહ પાસે છટકનાર કોણ છે? ધીમે ધીમે તેણે પોતાની ઘોડી જાસલની પાછળ હાકી, અને બેનને

---

* મેરોની ભાષા છે અર્થ—આ તેજણુ ઘોડી તરસે ટળવળે છે. થાળામા બે લોટા પાણી નાખીશ બહેન?

× જામસાહેબની હદમાં આવેલો બરડા પ્રાંતનો વિભાગ 'બારાડી' નામથી ઓળખાય છે

મકાને આવ્યો.એની ઓસરીની થાંભલીએ ઘોડીને બાંધી અને જાસલે ઓસરીમા નાખી આપેલા ચાકળા ઉપર તે બેઠો.

જાસલની ઉંમર આશરે વીસ વર્ષની હતી. એ નવયૌવનાના રૂપના શા વખાણ કરવા ? એની ગૌર કાંતિ, કૃષ્ણ કેશ–રાશી અને અનુપમ અંગો· પાગો વર્ણવવાને કોઈ અચ્છો કવિ જોઈએ.

જાસલના પતિનુ નામ ચારણ ધાનો બેડો હતું જાસલ એ ધાના બેડાની નવી પરણેલી પત્ની હતી. પોતાની જૂની સ્રી પુનસરીને ૪૫ વર્ષ લગી કાંઈ સ તતિ ન થઈ, ત્યારે ધાના બેડાએ પુત્રની લાલસાએ બે વર્ષથી આ નવું લગ્ન કર્યું હતું, અને બન્ને શોકયો વચ્ચે સારો બનાવ ન રહેવાથી તેમને થોડે થોડે દૂર નોખા નોખા ઘરોમા રાખી હતી. ધાનો મોટે ભાગે નવા ઘરનો અતિથિ હતો પુનસરીને વિશેષ ઇર્ષ્યાનું કારણ આ પણ હતું. નસીબજોગે આજે ધાનો ઘેર નહોતો, કાંઇ કામે બહારગામ ગયો હતો

જાસલે જાડા બાજરાના બે રોટલા, તાંસળીભરી દૂધ, ગઢીઆ ગોળનુ એક મોટું કડછું અને ડુ ગળીનું શાક—જે પહેલેથી તૈયારજ હતા તે પૂરેભાવે પરોણાને પીરસ્યા.લાધવો પણ પોતાનું પાઘડુ સાગામાચી ઉપર મૂકી, કોગળા કરી તથા પગ ધોઈ ઓરડામા જમવા બેઠો.

બસ, પુનસરીને જોઇતું હતુ તેવુ નિંદાનું પ્રબળ કારણ મળી આવ્યું. "અલી એઈ જો જો, એ લોઠો કુણ સે ? એ કુંણને તાણ કરી કરીને પીરહે સે?" ઈત્યાદિ ચર્ચા તેણે ચાલુ કરી. ચેપકા જોવામા ચતુર ચારણીઆણીઓના ટોળા એકઠા થઇ બિચારી નિર્દોષ જાસલની મનભાવતી નિંદા કરવા લાગ્યા.

જમી રહ્યા પછી લાધવે બહેનને ઘેર બે ઘડી તડકો ગાળ્યો. તે સમયે જાસલના પૂછવાથી, આત્મસ્તુતિ ન લાગે તે રીતે લાધવે ટુકામાં પોતાની સાંસારિક સ્થિતિ કહી વાચકોની જાણ ખાતર તે સ ક્ષિપ્તમા કહીએ છીએઃ–

"લાધવો એ કૂકડીનો મેર હતો. ઉમર લગભગ ચાળીસ વર્ષની, તેને ત્યા રૂપમા ર ભા જેવી રૂપી નામની આધેડ ધર્મપત્ની, પુત્રપૌત્રાદિમા તેમજ સંપત્તિમાં પણ પ્રભુની પુષ્કળ કૃપા, પોતાની રીતભાતથી તથા ઉદારતાથી ગામમા, નાતજાતમા અને રાજદરબારમાં સારૂં સન્માન; આ પ્રમાણે તેની સ્થિતિ હતી."

બહેનનું મફત ન ખવાય એવી માન્યતાથી વિદાય થતી વખતે લાધવે જાસલના હાથમા પચ્ચીસ કોરી મૂકી, પણ તે પાછી આપતા જાસલ બોલી.–

"ભાઈ ! આ જગતમાં મહીઅરમા મારે કોઇ નથી. આજથી તુ મારો ઘરમનો ભાઇ ! જો સાચો ભાવ હોય તો કોઇ વસમી વેળાએ આવી ઉભો રહેજે, પરણુ તને ખેમ રાખે" એટલું બોલી સજળ નયણે તેણે લાધવાના દુ:ખણાં લીધા. દુઃખણા લેતા મગફળી જેવી તેની કોમળ આગુળીઓમાંથી ફૂટેલા અનેક ટાચકા વિદાય લેતા લાધવાએ સાભળ્યા. બહેનને પગે લાગી લાધવો સ્વાર થઈ રવાના થયો રવાના થતા થતા તેણે સજળ નયને જાસલને હાથ જોડયા

એ વખતે આઘે ઉભેલા સ્ત્રીઓના એક ટોળામાથી ખડખડાટ હસવાનો અવાજ થયો.

પરનિંદા જેવુ મીઠું જગતમા બીજુ શું છે ? કાંઇજ નહિ પુનસરીએ પ્રસરાવેલી જાસલની નિંદા આખા ગામમાં ફેલાઈ.

બે દહાડે ધાનો ભેડો ઘેર પાછો આવ્યો. તેને જોઇને એક સ્ત્રીએ હાસ્ય કર્યું, બીજીએ મોઢુ મરડયું અને ત્રીજીએ કાંઈક સ્પષ્ટ બબડાટ પણ કર્યો. નાગણી જેવી વેરણ શોકય પુનસરીએ તો બધી વાત ચોકખે ચોકખી ધાના ભેડાને કહી ચારણનો મિજાજ હાથથી ગયો. તેના બળતા અંતઃકરણમા ઘીની આહુતિ અપાઈ.

ધાનો ભેડો એક તો બહારગામથી થાકયો પાકયો આવેલો. વગડાનો વા તો તેના માથામાં ભરાયલો હતોજ, તેમા અધુરામા પૂરૂ આ દારુણ વાત સાભળી. એટલે બાકી શુ રહે ? ધુવાકુવા થએલો ચારણ હાથમા ચાબકો લઈ ફાટીઆખે જાસલના મકાન તરફ ચાલ્યો

બે દહાડાથી ન જોએલા—જીવ જેવા વહાલા પોતાના ઘરવાળાનો સત્કાર કરવાને જાસલ સામી ચાલી, અને હસતેમુખે ઓસરીની ધાર પાસે આવી ઉભી રહી, પણ ત્યા તો કાંઇજ પૂછયા ગાછયા વિના વિકરાલ મુખમુદ્રાવાળા ભેડાએ તેના અંગપર ચાબખાનો પ્રહાર કર્યો. શરીરે સાપ વીંટાતો હોય તેમ "ફડાક" અવાજ કરતો ચાબખો બે ત્રણ આંટા જાસલના કુમળા શરીર ઉપર વીંટળાયો અને તેજ પ્રમાણે બીજા અને ત્રીજા ફટકાનુ પણ થયું. જાસલની કનકવર્ણી કાયામાથી લોહીની શેડો વછુટી !

આ દૃશ્ય જોવા ચોગમ મેદની માતી નહોતી; અને તેમા પણ આજે પુનસરીના હરખનો પાર નહોતો ! એના મુખમાથી "રાડ વાલામુઇ, મેરને ઘરમાં ઘાલીને અમારૂ નાક વઢાવ્યું !" એવો મેણાનો વરસાદ વરસી રહ્યો હતો.

પહેલા તો પવિત્ર જાસલ, પતિના અચાનક કોપનુ કારણ સમજી શકી

નહિ;પણ શોકયના વચનોએ તેને બધી વાત દીવા જેવી સમજાવી.પોતાનીપવિત્ર વૃત્તિ ઉપર થતા અન્યાયી અત્યાચારે તેના મનમા અકથ્ય ક્ષોભ ઉત્પન્ન કર્યો. એ આવેગમાં તે બોલી:-"હે જગદ બા ! હે માવડી ! જો હું પવિતર હોઉં, તો તારા સાચના બે છાટા મારાપર નાખીને મારૂ સતીપણું સાચવજે. આઇ, વધારે કાઉં કહું ?"

આવો ઉચ્ચાર કરી પોતાના લોચનો બધ કર્યા. થોડીવાર લગી તો તેનું અંગ સ્થિર જણાયું, પણ ધીમે ધીમે તેની મુખકાંતિમા તથા સમગ્ર અંગમાં કંપનો તથા દિવ્ય કાંતિનો સંચાર થયો ! રૂપેરી ટોટીઓથી મંડિત થએલા તેના બન્ને શ્રવણોમાથી કકુનો વરસાદ વરસવા લાગ્યો !

આ અદ્ભુત પ્રભાવ જોતાજ તમાસો જોવા ઉભેલી માનવ-મેદિની ઝખવાણી પડી ગઈ, અને "આઇ ખમૈયા કરો. અમે તમારા છોરૂ છીએ, અમારી ભૂલ થઈ." "છોરૂ કછોરૂ થાય પણ માવિતર કમાવિતર ન થાય" "વડાને વકાર ન શોભે" "માવડી તારે જે જોઇએ તે માગી લે જગદબા ! પણ અમારી ઉપર અમીનો છાટો નાખજે" ઇત્યાદિ વચનો બોલી પગે પડી જાસલને વિનવવા લાગી.

જાસલ:-તમારામાથી કોઈ સ્વાર કૂછડીએ જાઓ, ને મારા ભાઇ લાખવાને કહો કે.—

સોરઠો

સત ચડીયુ શરીર, અધઘડી ઉભાએ નહિ,
માડી માયલા વીર, (તું) વહેલો આવે લાખવા

હે લાખવા ! મારા શરીરમા સત ચડયુ છે,એટલે હવે સંસારમાં અધઘડી પણ ઉભાય એમ નથી.આ જાસલ તારી વાટ જુએ છે,તો વીરા તું વહેલો આવ.

સોરઠો

સળગી સમદર માંહ્ય, એકલ ઓલાણી નહિ,
કૂછડીઆ કુળ-ભાણ, વેહેલો વળજે લાખવા !

સંસારસમુદ્રમાં સળગી ગઇ છું, એકલી છું, એ લાહ્ય ઓલવાણી નથી. હે કુળભાણ કૂછડીઆ ! તું વહેલો આવજે (અથવા મારો ધણી પોતેજ મારા માટે વહેમ આણે એ તો સમુદ્રમાં આગ લાગ્યા જેવુંજ થયું કહેવાય. એ વડવાનલની આગ શી રીતે હોલાય ? અર્થાત્ ખુદ પતિના મનની શંકા શી રીતે ટાળી શકાય ?)

સોરઠો

અગર ને અબીલ, જાતું બે જુજવીઉ,
કુછડીઆ હે વીર, લેતો આવે લાધવા !
સસ્વાદીલુ સગા, ભોજનમા લઈ ભેળવીએ,
(તે) સોરઠી સગા, લેતો આવે લાધવા !

તુ આવ ત્યારે ખાલી ન આવતો હું સતી થાઉં છુ તો તેને લાયકનો સામાન પણ જોઈશે જુદી જુદી જાતના હોવા છતા પણ સાથેજ વપરાતા અગર અને અબીલ જોઇશે. ભોજનમા ભેળવાતુ સ્વાદ અને સોડમવાળુ ઘૃત પણ જોઈશે. તે તમામ લેતો આવજે.

આજ્ઞા સાભળતાંજ ગામોટ ઘોડીએ ચડીને કુછડી તરફ ધાયો. લાધા મેરને મળ્યો અને તેને બહેનનો સદેશો કહ્યો

પોતાને માટે બહેનને માથેઆવી પડેલી આફતથી લાધવાના કોમળ કાળજામા ભારે આઘાત થયો,પણ શું કરે ? બહેને મગાવેલી સામગ્રી–મળી આવ્યાં તેટલા અગરચદનના કાષ્ઠો, અબીલગુલાલના પડા, કકુ, નાડાછડી, ચુદડી,મોડી, શ્રીફળો અને ઘીના ભરેલા બે ડબ્બા નાખીને તેણે બે સાંઢણીએ। કાટવાણા ભણી વિદાય કરી અને પોતે પણ સાચો કમખો લઈ પોતાની ઘરવાળી રૂપી સાથે ઘોડીએ ચડીને બહેનના છેલ્લા દર્શન માટે ચાલ્યો

લાધવો કાટવાણે પહાચ્યો, પણ આજે તે ગામનો રગ બદલાઈ ગયો હતો. બે દહાડા પહેલા જોએલુ નીરવ કાટવાણું આજે નહોતુ. આજે તેમા અનેક શરણાઇઓનો ચહચહાટ થતો હતો અને અનેક ત્રબાળુ ઢોલો ધ્રણુકી ધ્રણુકી દિગતોને ડોલાવી રહ્યા હતા. કલકંઠી કામનીઓ મગળ ગીતો ગાતી હતી અને સૌને મોખરે લાંબા અને છૂટા કાળા કેશવાળી, વિશાળ લલાટમાં કેસરની પીયેળવાળી અને ભવ્ય મુખમુદ્રાવાળી જાસલ હાથમા શ્રીફળ લઈ મદ પગલે ચાલતી હતી આજે એની નિદા કરવાને તો શું, પણ તેની તેજપૂર્ણ મુખછબી સામે જોવાની પણ માનવીઓની તાકાત નથી ! જાણે આરાસુરી જગદબા સાક્ષાત પ્રકટ થઇ હોય તેવી તેની કાતિ ઝળહળી રહી હતી

ગામને પાદર સતી માટે ચેહ ખડકાણી છે. ત્યાં જવા તે નીકળી છે.આગળ તબુરાના ઝણેણાટ ને મજીરાના ઠણેણાટ સાથે ભકતમડળી ભજનની ધુન મચાવી રહી છે. આધળા, પાગળા, વાઝીઆ અને એવા એવા અનેક દુ:ખીઆં સતીને રસ્તામા આવી પગે લાગે છે. આશીર્વાદ મેળવી શાતિ પ્રાપ્ત કરે છે।

અને સતી પોતાને માટે ગામબહાર ખડકાવેલી ચિતાએ પહોંચવા આગળ ચાલે છે

જાસલ ચિતાપાસે પહોચી નહોતી, ત્યા તો લાખવો પત્ની સાથે ત્યા આવી પહોચ્યો એની આંખમાં આજે શ્રાવણભાદરવો રેલી રહ્યો હતો.

સતીને પગે લાગતા તે બોલ્યો:—"આઈ ! માફ કરજે. મારા ગોઝારાં પગલાંએ તારી આ દશા કરી છે."

એને આશીર્વાદ અને સાન્ત્વન આપતી જાસલ બોલી, "ભાઇ ! એવું ઓછું ના બોલ. તારા પાવન પગલાંએ તો જગતમાં હું પાવન થઇને—અરે આઈ થઇને—પૂજાઇ. વળી મારા બન્ને લોક સુધર્યા હવે હું માગું ત્યારે પાસે આવી છેલ્લો કરિયાવર કરજે."

એક ચારણ બોલ્યો·—"આઇ જાસલ ! શેર માટીની ખોટે મારા ભાઇ ભેડાએ તમને આપેલા, પણ તમે સિધાવો છો,તો મારા ભાઇની શી ગતિ ?"

આ વાણી સાંભળી જાસલ થંભી અને બોલી —"પુનસરી ક્યાં ? એને મારી પાસે લાવો."

શરમની મારી પુનસરી તો અત્યારે બાઈડીઓના ટોળા પાછળ ક્યાંય સતાઈ ગઇ હતી

પોતાનું કાળુ મો એ સતીને શી રીતે બતાવી શકે ? છતા વકરાએલા વાઘની પેઠે છલગો મારતો ભેડો સ્ત્રીઓના ટોળાંમા ગયો ને પદપ્રહાર કરતો તથા ચોટલો ઝાલી ખેંચતો પુનસરીને તે જાસલ પાસે લઈ આવ્યો વળી પોતાની ભૂલની પણ ક્ષમા માગતો હોય તેમ તે પાઘડીનો છેડો અંતરવાસ કરી સતી પાસે નીચે મુખે ઉભો

ગભીર સ્વરે જાસલ બોલી·—"ચારણ ! પુનસરીને પુણશો ના. એ બિચારીનો વાક શો ? વાક મારા નસીબનો. બેન પુનસરી મારૂં વરદાન છે કે, આજથી નવમે મહિને તારે ઘેર પારણું બંધાશે ને ધણીનો વંશ રહેશે, પણ ભોળા ભરથાર ભેડા ! ખબરદાર, જો વંશ હલાવવો હોય તો હવેથી ડેરવાળનું પાણી અગરાજ ( અગ્રાહ્ય ) કરજો એ મારૂં વચન છે."

વળી ઢોલ જોસથી ધડુકવા લાગ્યા. કાયરને પણ શુરવીર કરે એવા શરણાઇના સિંધુડા સ્વરો ચાલવા લાગ્યા; ને "જે અંબે" "જે અંબે" ના આકાશભેદી સ્વરો નીકળતાં ચારણપુત્રી જાસલ ચિતાપર ચડી.તેનાં ચરણોની દશે અંગુલીઓમાથી એક સાથે અગ્નિની જ્વાળાઓ નીકળી ને તેણે ચિતાને

ભડભડાટ પ્રજ્વલિત કરી થોડીવારમાં સર્વભક્ષી અગ્નિદેવની રંગબેરંગી જ્વાળાઓ ભડક ભડક અવાજ કરી ચિતાપર ખેલવા લાગી. એવામા ઝુંપડી-માથી—ચિતા ઉપરની ઝુપડીમાથી સતીનો સ્વર આવ્યો:-

"વીર લાધવા ! તું મારો સાત જન્મારાનો ભાઇ છે. બીધા વિના તું ચિતાપર આવ, ને બહેનને છેલ્લી વારનો કમખો આપી પાછો સિધાવ."

ખરો મર્દ, પવિત્રચરિત્ર મેર લાધવો છલગ મારી ચિતાપર ચડયો. પણ ચમત્કાર ! અગ્નિની જ્વાળા તેને ઠંડકદાતા લાગી ! બહેનના ખોળામાં તેણે શ્રીફળ, કમખો ને ચૂંદડી મૂકયાં તથા બહેનના પવિત્ર શરીર ઉપર ઘૃતનો હોમ કર્યો ને અશ્રુપૂર્ણ નયને હાથ જોડી તે ઉભો રહ્યો !

સતી જાસલ બોલી.—"ભાઈ તને શુ આપવું ? તારે માયામિલ્કત છે, છૈયાછોકરા છે ને લાજઆબરૂ પણ છે, પરંતુ મારૂ વચન છે કે જે તારા કુળનો હશે તે કદિ સત નહિ ચૂકે."

"તથાસ્તુ આઇ" એટલો ઉચ્ચાર કરી રોતો રોતો લાધવો વગરચાયે ચિતાપરથી નીચે ઉતર્યો

જોતજોતામા સતી જાસલનું સ્થૂળશરીર ભસ્મીભૂત બની ગયુ, પણ તેનું અમર નામ તો ભસ્મીભૂત નજ થયુ.

નવ મહિને પુનસરીને પુત્ર સાપડયો તેના વશજો હજુ કાટવાણામાં છે, તેમજ લાધવાના વશજો હજુ કૂછડીમા જોવાય છે

ચારણીઆણી જાસલ આઇનો પાળિયો હજુ કાટવાણાને પાદર ઉભો છે અને એની એ ડેરવાવના જળ પણ હજુ જાસલની કીર્તિ અસ્પષ્ટસ્વરે ગાઈ રહેલ છે. સર્વભક્ષી કાળ કીર્તિને ખાવા અશક્ત છે એ કવિકથન ઘણું સત્ય છે.

(સૌરાષ્ટ્રની રસધાર ઉપરથી)



# रत्न २६६ मुं–सती रूपी अने सोढी




ઢવાડાનો કિલ્લો આજે દરબારી અમલદારોનો ઉતારો બન્યો છે એના ખળભળી ગએલા પથ્થરો ખડકીને મહેમાનોનુ પાયખાનુ કરેલું છે. પાદળમાંથી એક પાળીઓ લાવીને કડીઆઓએ એને નવા ઉતારાના ઉંબર નીચે ચણી લીધો છે. હૈયાના અણુરૂજ્યા ઘા જેવા થોડા અક્ષરો હજુ પણ અમલદારોના ચરણુ નીચે ઘસાતા પાળીઆમાં અણુભૂંસ્યા રહ્યા છે એવા કેટલા પાળીઆ, કેટલા કેટલા ગામોમાં, નવા ઉતારા ચણુવામા વપરાયા હશે !

એ કિલ્લો મોઢવાડાના મેર દુદા ભગતે બધાવેલ હતો. ભગતને રૂપી અને સોઢી નામે બે સ્રીઓ હતી.

એક વખત બુમ પડી કે વાઘેરો ગામની ગાયો વાળીને જાય છે ગોવાળીઆ ધા નાખતા ભગત પાસે દોડ્યા. ભગત પોતાની રોઝી ઘોડી ઉપર ચડી, ભેટમા તલવાર અને હાથમા ભાલું લઈ સહુ મેરોની મોખરે નીકળ્યા

સાજ પડી ત્યા તો કારમી હણુહણુાટી દેતી રોઝી ઘેરે આવી પલાણુ ઉપર સ્વાર નહોતો. રોઝી આકાશની સામે જોઇને ચીસો પાડવા લાગી, જાણે પોતાના ધણીને વિમાનમા બેસીને સ્વર્ગાપુરીમા વિચરતો જોતી હોય ને !

સોઢીએ ઓરડામા બેઠા બેઠા ઘોડીની હણુહણુાટીનો ભેદ સમજી લીધો. એણે ચીસ પાડી કે:—" રૂપી ! રોઝીનો ધણી નક્કી રણુમા રહ્યો "

એટલુ સાંભળતાં તો " જે અંબે ! જે અંબે ! " બોલતી રૂપી ઓરડામાંથી બહાર નીકળી. એની આખોમા જાણે સતના દીવડા પ્રકટ થયા. એના હોઠ કંપવા લાગ્યા. એ ગામને પાદર ચાલી નીકળી. વાસે આખું ગામ ઉલટ્યું. બે હાથની તાળી પાડતા તો આગની જ્વાળાઓ છુટી ચિતામાથી રૂપીએ જોયુ કે સોઢીનું શરીર ધ્રૂજવા લાગ્યું છે, સોઢીની આખોમા સત ભભૂકવા લાગ્યું છે એટલે રૂપીએ રાડ નાખી: " સોઢી આજ નહિ, ખમૈયા કરી જા બહેન ! "

સોઢી બોલી, " કાં બાપ ! તારે એકલા જઇને ભગતની ચાકરી કરવી છે ને મને આ ભવસાગરમાં રઝળતી મેલવી છે, રૂપી ? "

ઝુંપડીમાથી ખડખડ હસવાનો અવાજ આવ્યો રૂપી બોલી: "બહેન! તારા ઉદરમાં ઓધાન છે. જા મારૂં વચન છે કે એક વરસ વીત્યે તને સત ચડશે. એક વરસ પૃથ્વીમા રહીને ભગતના દીકરાને મોટો કરજે, મારા નામની વાવ ચણાવજે અને બ્રાહ્મણોને જમીન દેજે. જા, મારાથી સવાયા સત તારાં ગણાશે."

રૂપીનો દેહ રાખ બની ગયો, આત્મા દુદા ભગતના આત્મામાં ભળી ગયો અને સોઢીએ રૂપીના નામની વાવ બંધાવી, બ્રાહ્મણોને ચારકોસી વાડી, ચોવીસ વીઘા જમીન અને ચોવીસ સો કોરી રોકડી દીધી. દીકરાને જન્મ દીધો. પછી બરોબર એક વરસે એનેય સત ચડયું

આજ મોઢવાડાને પાદર રૂપીવાવ મોજુદ છે. સોઢીનો ચોરો પણ ચણેલો છે. બ્રાહ્મણને દીધેલી વાડી અને જમીન પણ હજુ કોઇએ ઝુટવી નથી લીધી.

(સૌરાષ્ટ્રની રસધાર ઉપરથી)

# रत्न ३६७ मुं–श्रीमती कृष्णभाविनी दास



એ સન્નારીનો જન્મ બંગાળામા થયો હતો. એમનું લગ્ન કલકત્તા હાઇકોર્ટના સુપ્રસિદ્ધ વકીલ અને લક્ષાધિપતિ બાબુ શ્રીનાથના પુત્ર દેવેન્દ્રનાથ દાસ સાથે થયું હતું દેવેન્દ્રનાથે પણ ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કર્યું હતું એ કેમ્બ્રીજ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ અને સેન્ચુરી કોલેજના પ્રોફેસર હતા કૃષ્ણભાવિની દાસને બાલ્યાવસ્થામા સારૂ શિક્ષણ મળ્યું હતું પતિપ્રત્યે તેમને અગાધ પ્રેમ હતો. પતિની સાથે પોતે ઈ૦ સ૦ ૧૮૮૦ માં વિલાયત ગયા હતાં અને આઠ નવ વર્ષ સુધી ત્યા રહ્યા હતા. વિલાયતનિવાસ સમયે એમણે મોજશોખમાં પોતાનું જીવન ન ગાળતા વિદ્યાધ્યયનમાજ ચિત્ત પરોવ્યું હતું બ્રિટિશ મ્યુઝિયમના વિશાળ પુસ્તકાલયમા કલાકના કલાક સુધી બેસીને એ અનેક વિષયોનો ઉંડો અભ્યાસ કરતાં એમના પાત પણ એક સ્વદેશભક્ત પુરુષ હતા. બન્નેના મનમા અભિલાષ હતો કે સ્વદેશ પાછા ફર્યા પછી દેશસેવાના પવિત્ર કાર્યમાં નિમગ્ન થઇશું. દેવેન્દ્રનાથ ભારતમા આવીને કલકત્તાની સેન્ચુરી સ્કૂલમાં જોડાયા, જેને પાછળથી કોલેજનુ રૂપ આપવામા આવ્યું. એક સાચી સહધર્મિણીને છાજે એવી રીતે કૃષ્ણભાવિની પતિને એમના દરેક કાર્યમા મદદ અને સલાહ આપી મંત્રીની ગરજ સારતાં. શ્રીમતી કૃષ્ણભાવિની દાસને સંતાનમાં

એકજ બાલિકા હતી અને તે પણ બાળવયમા એમની આંખ આગળ પરલોક સીધાવી હતી એમના સ્નેહાળ પતિએ પણ યુવાવસ્થામાજ પરલોકગમન કરીને શ્રીમતી કૃષ્ણભાવિનીના જીવનને અંધકારમય બનાવ્યું. એ સમયે શોકાતુર ન થતા શ્રીમતી કૃષ્ણભાવિનીએ પતિને પ્રિય હતા એવા દેશહિતકારી કાર્યોમાં પોતાનું જીવન સમર્પણ કરવાનો સંકલ્પ કર્યો. પોતાની દેશી બહેનોની દશા સુધારવાનું તથા તેમને કેળવવાનુ કામ એમણે શુદ્ધ હૃદય અને ઉમંગથી ઉપાડી લીધુ કલકત્તામા સ્રીમંડળ નામની એક સંસ્થા હતી તેના પોતે મંત્રી બન્યા અને બીજી સ્રીશિક્ષિકાઓની મદદથી ઝનાનામાં વસતી સ્રીઓમા ઘેરઘેર ફરીને કોઈ પણ જાતના ન્યાતજાતના ભેદ વગર શિક્ષણ આપવાનું કાર્ય આરંભ્યું. એ કાર્ય તેમણે અનેક વર્ષ સુધી અસ્ખલિત રીતે કર્યું હતું પોતાના એ કાર્યમા તેમણે સરકારની મદદનો સ્વીકાર કર્યો નહોતો, કારણ કે સરકારની મદદ સ્વીકારતાવારજ સંસ્થાને પોતાની સ્વતંત્રતા ખોવી પડે છે અને સરકારે માની લીધેલી પદ્ધતિએ ચાલવું પડે છે, એ એમને જરાયે પસંદ નહોતું. એ તો સ્વતંત્રપણે કાર્ય કરીને સ્રીશિક્ષણના કાર્યમા પોતાના અનુભવમાં આવેલી પદ્ધતિઓ અજમાવવા માગતા હતા. સાધારણ શિક્ષણ પામેલી સ્રીઓ પાસેથી પણ એ તદ્દન નિરક્ષર સ્રીઓને જ્ઞાન અપાવવાનું કામ લેતા હતા ટ્રેનીંગ કોલેજમાં કેળવાયલી સ્રીશિક્ષિકા મળી આવે ત્યાસુધી સ્રીકેળવણીનો આરંભ થવો ન જોઇએ એવું માનનારાંમાના તેઓ એક નહોતાં.

તેમણે એક કન્યાશાળા સ્થાપી હતી અને તેની સાથે કન્યાઓનું નિવાસગૃહ પણ હતું ગરીબ કુટુંબની અનેક કન્યાઓ ત્યાં રહીને શિક્ષણ પામતી. અનેક અનાથ બાળકોને એ મદદ આપતા હતાં.

પતીત સ્રીઓના ઉદ્ધારનુ કાર્ય પણ એમણે ઉપાડી લીધું હતું અને તેમને સારૂ એક સંરક્ષણગૃહ પોતે નિભાવતા હતાં.

પોતે એક સુધારક કુટુંબનાં સ્રી હતાં, દશકો વિલાયત રહ્યાં હતા, છતાં આર્યસભ્યતાનો તિરસ્કાર નહોતા કરતા. તેમજ વેશ કે વાણીમા મડમ બની ગયાં નહોતા. એક સામાન્ય પડદાનશીન સ્રીની પેઠે લજ્જાપૂર્વક વાતચીત કરતા. એક સાચી હિંદુવિધવાને શોભે એવા સ્વાર્થત્યાગ, નિરભિમાન અને ભક્તિની સાથે, પશ્ચિમના સમાજસેવાનો ઉત્સાહ અને કાર્યપદ્ધતિનું તેમણે મિશ્રણ કર્યું હતું. તેઓ બંગાળી ભાષામાં સારા લેખો અને કવિતા

લખતા, તેમના ગદ્ય લખાણોમા તેમના વ્યક્તિત્વની છાપ હતી

પોતે પડદાનશીન હિંદુ સન્નારી અને લક્ષાધિપતિની પુત્રવધૂ હોવા છતા ઘણીજ સાદાઈથી રહેતા અને એક સંન્યાસિનીના જેવુ કઠિન તપસ્યામય જીવન ગાળતા હતા એમ કહેવાય છે કે એ શ્રીમન્ત રમણી કલકત્તા જેવા શહેરમા કેવળ મહિનાના પદર રૂપિયાથી પોતાનો નિર્વાહ ચલાવતા હતાં. પોતાની સસ્થાઓને સારૂ ફંડ ઉઘરાવવા માટે પોતે કલકત્તાના ભીડવાળા રસ્તાઓમા પગે ચાલીને જતા

કોઈ પણ પ્રકારે પ્રસિદ્ધિમા આવવું, પોતાના કામનાં વર્તમાનપત્રોમા ભણુગા ફુકાવવા, એ એમને જરાપણ પસદ નહોતું. એ કદિ કોઇને પોતાની છબી પાડવા દેતા નહિ, પરતુ આચાર્ય સર જગદીશચન્દ્ર બસુના ઘરમા એ એક વાર વાતમા ગુંથાયા હતા તે સમયે મિસ લાર્ચર નામની એક અંગ્રેજ સ્ત્રીએ તેમનુ એક ચિત્ર પેન્સિલથી ઉતારી લીધુ, તે ૧૯૧૯ના એપ્રિલ માસમા મોડર્ન રીવ્યુ માસિકમા છપાયું છે –

# रत्न ३६८ मुं—देवी शारदासुंदरी



ર્મ અને સસારસુધારાસબધી પોતાના તેજસ્વી ભાષણોથી એક સમયે સભાઓ ગજાવી મૂકનાર, પ્રબળ ભક્તિ અને નિર્મળ ચરિત્રથી એ સમયના યુવકો ઉપર સદાને માટે પવિત્ર છાપ પાડનાર અને હિન્દુ પ્રજાને અજ્ઞાનતા અને વહેમના પડદામાથી બહાર લાવી શુદ્ધ એકેશ્વરવાદનો પ્રચાર કરનાર, 'નવવિધાન' બ્રાહ્મસમાજના સ્થાપક અને આચાર્ય બાબુ કેશવચન્દ્રસેનના નામથી અમારા પ્રિય વાચકો જાણીતા હશે એ આગેવાન સુધારકના સ્વર્ગવાસ પછી લગભગ પચીસ વર્ષે, તેમના વૃદ્ધ માતુશ્રી ૮૮ વર્ષની પાકી વયે ગુજરી ગયા હતા. જે પુણ્યવતી નારીએ કેશવચન્દ્ર જેવા નરરત્નને જન્મ આપ્યો અને વિચારોમા મતભેદ હોવા છતા પણ અનેક આફતોને પ્રસગે તેમના પક્ષમાં ઉભાં રહી એક સાચી માતાની ખરી દિલસોજીથી જેમણે તેમનું રક્ષણ કર્યું તે સન્નારીની જીવનકહાણી ગમે તેટલી સાદી હોવા છતા પણ આપણા દેશની સ્ત્રીઓને વિશેષ લાભદાયક છે.

– મોડર્ન રીવ્યુ ૧૯૧૯ એપ્રિલ તથા સ્ત્રીબોધ પુ૦ ૬૩, અક ૬ ઉપરથી.

એ સન્નારીને સંબોધીને મહાત્માશ્રી રામકૃષ્ણ પરમહંસદેવે એક વખત કહ્યું હતું કેઃ—'માતા! હું તને ખરૂં કહું છું કે એક દિવસ એવો આવશે કે જ્યારે આખી દુનિયા તારા ઉદર અને આંતરડાની આસપાસ તાંડવ નૃત્ય કરશે, કેમકે આના (કેશવને બતાવીને) જેવો પુરુષ સંસારને તારા ગર્ભમાંથી પ્રાપ્ત થયો છે '

એ સન્નારીવિષે લખતા આચાર્ય શ્રી પ્રતાપચન્દ્ર મજુમદાર લખી ગયા છે કે, " જ્યારે કેશવની મહત્તા ભવિષ્યની કદરદાન પ્રજા પીછાનશે ત્યારે એની ભલી, ઉદારહૃદયા માતાના સદ્‌ગુણોની પ્રશંસા થયા વગર રહેશે નહિ "

કેશવની મહત્તા સ્વીકારાઈ છે; એટલે હવે અમે એમની માતાનો કાંઈક પરિચય આપીશું

એમનો જન્મ ઇ૦ સ૦ ૧૮૧૯ માં હુગલી જીલ્લામા ત્રિવેણીના તટ ઉપર ગરીફા ગામમાં એમના મોસાળમાં થયો હતો એમના પિતાનું નામ ગૌર હરિદાસ હતું અને એ ન્યાતે તથા ધંધે વૈદ હતા. શારદાસુન્દરીને ભાડુમા ત્રણ બહેન અને એક ભાઈ હતા એમનુ કદ ઉંચું અને વર્ણ ગૌર હતો. ગૌરહરિ ધાર્મિક વૃત્તિના પુરુષ હોવાથી પોતાનાં સંતાનોમાં તેમણે ઉંચા પ્રકારના ધાર્મિક સંસ્કાર પાડયા હતા આપણે હાલમા જેને કેળવણી કહીએ છીએ તેવી નિશાળની કેળવણી શારદાસુંદરીને મળી નહોતી એમને સહેજસાજ વાચતાં તથા ભાગ્યુંતુટ્યું લખતાં માત્ર આવડતું હતું, પરંતુ એ જમાનાનું સ્ત્રીશિક્ષણ બીજાજ પ્રકારનુ હતું. શારદાસુન્દરીને રામાયણ—મહાભારત આદિ અનેક ધાર્મિક ગ્રંથો મોઢે હતા એ કથાઓના શ્રવણથી બાલ્યાવસ્થામાજ પિતૃભક્તિ, પતિભક્તિ, સત્યપરાયણતા આદિ ઉચ્ચ ગુણો, તેમના હૃદયમા સ્થાન પામ્યા હતા ધર્મની લાલસા તો એમના કુટુંબની રગેરગમા ભરેલી હતી. એમના મોટાભાઈ ધર્મના આવેશમા આવી જઇને આ અસાર સંસારનો ત્યાગ કરી ઘરબાર છોડી સંન્યાસી બની ગયા હતા શારદાસુન્દરીમાં એ ધાર્મિકભાવ ઉપરાંત ગૃહકાર્યમા કુશળતાનો પણ ગુણ હતો નવ વર્ષની બાળવયે તેમનું લગ્ન બંગાળ બેંકના દિવાન રામકમલ સેનના પુત્ર પ્યારીમોહન સેન સાથે થયું.

દિવાન રામકમલ સેન મોટા પગારવાળા અને રાજદરબારમા આબરૂઇજ્જતવાળા અમલદાર હતા. તેઓ પરમ ભક્ત વૈષ્ણવ હતા. તેમને ઘેર પુજાપાઠ, કથાકીર્તન વગેરે ધાર્મિક કાર્યો નિયમિતરીતે થતાં હતાં. સંસારમા રહેવા

છતા એ સાચા વૈરાગી હતા દશ વર્ષની બાળવયે શારદાસુન્દરી સાસરે આવ્યાં અને તેમના નિર્મળ,શાન્ત, સરળ સ્વભાવને લીધે તેઓ સસરાના માનીતાં થઇ પડયા સૌથી નાના હોવાને લીધે એમને સાસુ, નણંદો તથા જેઠાણીઓના તાબામા રહી તેમની આજ્ઞાનુસાર ઘરનું કામકાજ કરવું પડતું, પરન્તુ એ બધા કામ ઘણીજ પ્રસન્નતાથી અને નમ્રતાથી કરતાં સાસુ નણંદ તરફથી કોઇવાર એમને કટુવચન પણ સાભળવા પડતા, પણ ધૈર્યપૂર્વક બધુ સહન કરતાં અપૂર્વ ધૈર્ય, નમ્રતા અને સ્વાર્થત્યાગના જે સદ્‌ગુણો એમણે એ સમયે પ્રાપ્ત કર્યા હતા તે એમને ભવિષ્યના જીવનમા ઘણા ઉપયોગી થઇ પડયા.

ધર્મનું ઉંડુ રહસ્ય સસરાજી તરફથી એમના સમજવામા આવ્યું હતું. એક સમયે બાળવધૂ શારદાસુન્દરી ઘરના મંદિરમા બેસીને શ્રદ્ધા અને ભક્તિપૂર્વક પૂજન કરી રહ્યા હતા, તે સમયે એમના સસરા રામકમલ સેને જઇને પૂછ્યું:–"દિકરી ! તું શેને સારૂ પૂજા કરે છે ? ધન, સંતાન કે સુખસમૃદ્ધિને સારૂ તું ઠાકોરજીની પૂજા કરી રહી છે ?" નિર્દોષ, સરળહૃદયા પુત્રવધૂએ ઉત્તર આપ્યો. 'હાસ્તો, બીજા શેને માટે પૂજા થતી હશે એ હું જાણતી નથી.' સસરાએ કહ્યુ "એક બીજી વસ્તુ છે અને એજ વસ્તુ માટે મનુષ્યોએ ભગવાનની પ્રાર્થના અને ઉપાસના કરવી જોઇએ પોતાની રક્ષાને માટે એની પ્રાર્થના કરવી જોઇએ ભગવાનને એજ પ્રાર્થના કરવી જોઇએ, કે હે પિતા ! આ સંસારમા અને પરલોકમા મારૂ રક્ષણ કરજો "

શારદાસુંદરીના પતિ પ્યારીમોહન સેન એક પુણ્યાત્મા અને શુદ્ધ હૃદયના પુરુષ હતા. તેઓ પત્ની ઉપર અગાધ પ્રેમ રાખતા અને તેમને પ્રસન્ન રાખવા સદા પ્રયત્ન કરતા

ઇ૦ સ૦ ૧૮૪૪ મા શારદાસુંદરીના સસરાનો સ્વર્ગવાસ થયો ત્યારપછી એ કુટુંબની આર્થિક દશા ઘણી સારી રહી નહિ. દુર્ભાગ્યે ચાર વર્ષ પછી ઇ૦ સ૦ ૧૮૪૮ મા શારદાસુંદરીના પતિ પ્યારીમોહને પણ પરલોકગમન કર્યું એ સમયે શારદાસુંદરીની વય કેવળ ૨૫ વર્ષની હતી. એ સમયે તેમને ત્રણ નાના નાના પુત્ર અને ત્રણ પુત્રી સંતાન હતા. વિધવા થયા પછી એમની આર્થિક દશા ઘણી દયાજનક થઇ પડી. ઘણાં સંકટ વેઠીને, અપમાન સહન કરીને તેમણે બાળકોને ઉછેર્યા અને ઉચ્ચ શિક્ષણથી વિભૂષિત કર્યા. તેમના જ્યેષ્ઠ પુત્ર કેશવચંદ્રે નિશાળ અને કોલેજમા ઉત્તમ ખ્યાતિ મેળવી એટલુંજ નહિ પણ ઉચ્ચ પ્રકારની પ્રભુભક્તિનો પણ પરિચય આપવા

માડયો, પરંતુ અંગ્રેજી શિક્ષણના પ્રભાવથી હિંદુઓના અનેક રીતરિવાજ ઉપરથી એની શ્રદ્ધા ઉઠી ગઈ મૂર્તિપૂજા, વહેમ,રૂઢિ વગેરે માટે તેને જરાપણ માન રહ્યું નહોતું. એમના કુટુંબમા પ્રચલિત રીત પ્રમાણે કેશવને જ્યારે ગુરુમંત્રથી દીક્ષિત થવાનો પ્રસંગ આવ્યો, ત્યારે એણે સ્પષ્ટ ના કહી. એથી એમના કાકા હરિમોહન સેનને ઘણું ખોટું લાગ્યું કુટુંબમા તથા ન્યાતજાતમા ખળભળાટ મચી ગયો. બધા તરુણ કેશવને નિંદવા લાગ્યા. કેશવની માતાની સ્થિતિ એથી ઘણી કફોડી થઈ પડી. પતિના મૃત્યુ પછી ઘણી દીન દશામાં તેનું જીવન વ્યતીત થતું હતું, તેમા કેશવનું આવું વલણ જોઈને એમને શંકા થવા લાગી કે, રખે કેશવને ધર્મભ્રષ્ટ ગણીને સાસરિયા તેને ઘર બહાર કહાડી મૂકે. એવું થાય તો નાના નાના સંતાનવાળી એ વિધવાની કેવી દુર્દશા થાય? એ વિચારથી એ પુત્રને દીક્ષા લેવાને વારંવાર સમજાવવા લાગી અને એક દિવસ તો શુભ મુહૂર્ત જોઈને પોતાના ભત્રીજા મોહિન, જોગીન અને કેશવને એકસાથે મંત્રદીક્ષા દેવાનું નક્કી પણ કર્યું. કેશવચન્દ્ર સેને એ અરસામા કેટલાક દિવસ પહેલાથીજ મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુરને ઘેર જવાઆવવા માડયું હતું. મંત્રદીક્ષાની તૈયારી જોઈને આજે એ ઘેરજ ન આવ્યા. પૂજાની બધી સામગ્રી તૈયાર છે, માતા શારદાસુંદરી રાહ જોઇ રહ્યા છે, ન્યાતવાળાને તથા સ્નેહીઓને જમાડવાની પણ તૈયારી થઈ છે, પરંતુ જેની ખાતર આ બધી તૈયારી હતી તે કેશવચન્દ્ર ત્યા નહોતા. આખો દિવસ વ્યતીત થઈ ગયો પણ કેશવ નજ આવ્યા; ત્યારે સ્નેહાળ માતાને આશંકા થવા લાગી કે પુત્ર ખ્રિસ્તી થઈ ગયો હશે. એ સમયમા અનેક વિદ્યાર્થીઓ ખ્રિસ્તીધર્મનું શરણ લેતા હતા, પરંતુ માતાની એ શંકા ખોટી પડી. સાજ પડતાં કેશવચન્દ્ર ઘેર પાછા આવ્યા. ગુરુમહારાજ ઘણા નિરાશ થયા માતાને પણ ઘણું ખોટુ લાગ્યું; પરંતુ કોઇએ કાંઈ કહ્યું નહિ. કેશવને મંત્ર આપવાનો પ્રયત્ન નિષ્ફળ ગયો. બીજે દિવસે કેશવચન્દ્ર બ્રાહ્મસમાજના કેટલાક પુસ્તક જનની પાસે મૂકીને ચાલી ગયા. એ બ્રાહ્મસંગીત ભજનના પુસ્તક હતા. દેવી શારદાસુંદરીનો ધર્માનુરાગ ઘણો પ્રબળ હતો એ ગ્રંથોમા સારી વાતો વાંચ્યાથી એમનું ચિત્ત એ તરફ આકર્ષાયું. એમણે સાભળ્યું હતું કે, કેશવ બ્રહ્મજ્ઞાની થશે. ગુરુની પાસે મંત્ર ગ્રહણ કરશે નહિ. બ્રહ્મજ્ઞાની કોને કહે, બ્રાહ્મસમાજ કયા છે અને કેવી છે એ વિષે તેમને કાંઈ ખબર નહોતી. એ તો સરળ પ્રકૃતિનાં સીધા સાદાં સ્ત્રી હતાં; પરંતુ બ્રાહ્મસમાજના પુસ્તકો વાંચ્યાથી એમની એટલી તો

ખાત્રી થઈ કે એમા લખેલી વાતો બહુ સારી છે. માતા એ પુસ્તકને લઇને ગુરુજીની પાસે ગયા અને કહેવા લાગ્યા:–" જુઓ કેશવને કેવો ધર્મ મળી આવ્યો છે ! હું તો આમા કાંઇ સમજતી નથી." ગુરુદેવે પુસ્તક વાચીને સંતોષ જાહેર કર્યો તથા જણાવ્યું:–"આ ધર્મ તો બહુ સારો જણાય છે,પરંતુ એનું પાલન કરી શકાય તો સારી વાત, પણ માતા ! હવે તમારે ચિંતા કરવાની જરૂર નથી જે માર્ગે કેશવ ચાલી રહ્યો છે તે માર્ગ એના કલ્યાણનો છે." ગુરુવાક્યથી જનનીના ચિત્તને સંતોષ થયો

ત્યારપછી શારદાસુંદરી ઉમંગભેર પુત્ર પાસેથી તેના ધર્મની વાતો સાભળતા એ જોઇને કુટુંબની તથા પાડોશની અનેક સ્ત્રીઓ મેણા મારતી કે માતાજ કેશવને ચઢાવીને બગાડી રહી છે. વસ્તુત: કેશવચન્દ્રના પ્રથમ જીવનમાં તેમના જનની ધર્મમાર્ગમાં એક ઉત્તર સાધિકારૂપ હતા માતા કહેતા કે.–" મારો કેશવ બાલ્યાવસ્થામાથીજ ભકત છે તેનું શરીર કાદ અસ્વચ્છ કે દુરાચારી જોવામા આવતું નહિ જે મલિનતા બીજા બાળકોને સ્વાભાવિકરીતે અપવિત્ર કરે છે તે મલિનતાથી કેશવ મુક્ત હતો શરીરે ઠાકોરજીના નામની છાપ મારવી, નાકથી તે કપાળ સુધી ટીલુ કરવુ, ગળામાં માળા ધારણ કરવી વગેરે સાજ સજીને ભકત બનવું મારા કેશવને ઘણું પસંદ હતું, માટે એ નાસ્તિક અને વિધર્મી નહિ નિવડે એવી મારી ખાત્રી છે"

કેશવચન્દ્રે જ્યારે જોયુ કે, એ વિશાળ કુટુંબમા કેવળ એક માતાજ તેમના ધર્મમાર્ગમા ઉત્સાહ પ્રદાન કરનારી છે, ત્યારે તેમણે પોતાના સુંદર અક્ષરવડે એક પ્રાર્થના લખી આપીને કહ્યુ:–"મા ! તમે દરરોજ આ પ્રાર્થનાનો પાઠ કરજો." એ કાગળ દેવી શારદાસુંદરીએ ભીંતે ચોઢી રાખ્યો હતો અને દરરોજ તેનો પાઠ કરતા હતાં. તેમના જેઠ હરિમોહન સેને એ કાગળ ઉપર નજર પડતા તેને ઉખાડીને ફાડી નાખ્યો હતો.

દેવી શારદાસુંદરી પોતે શુદ્ધ સનાતનધર્મના અનુયાયી હતા અને આર્યગ્રંથોમા બતાવેલા વૈધવ્યધર્મનું યથાયોગ્ય પાલન કરી રહ્યા હતા, છતાં એમનું હૃદય સંકીર્ણ અને ધર્માંધ નહોતું. એમના વિચારો એટલા ઉન્નત હતા કે, પોતાના પુત્રના સંસારસુધારા અને ધર્મની બાબતમાં આગળ પડતા વિચારો સાથે તેમનો મેળ ખાતો. કેશવચન્દ્ર સેને જે સમયે બ્રાહ્મધર્મ ગ્રહણ કર્યો તે સમયની પોતાની અવસ્થાનું વર્ણન એ નીચેના શબ્દોમાં કરે છે:—

"મારા પુત્રના બ્રાહ્મધર્મમા વટલાઈ જવાથી મારે ઘણુંજ દુઃખ વેઠવું પડયું

હતું. મારા જેઠ તરફથી મારા માથા ઉપર ગાળોનો વરસાદ વરસ્યો હતો, અને દુઃખ દેવામા કુટુબીઓએ કચાશ રાખી નહોતી. ચોધાર આસુ પાડયા વગર મારો એક પણ દિવસ જતો નહિ. વારે ઘડીએ હરિમોહન બાબુ ગુસ્સે થઈ જઈને મને કહેતા, કે કેશવના આગળ પડતા ધાર્મિક વિચારોને નહિ રોકીને તેજ એને બગાડયો છે, મને પણ એ સમયે તો કોઈ કોઈવાર એમ લાગતું કે કેશવે ખોટું કર્યું છે, પણ હવે હું એ દૃષ્ટિએ જોતી નથી ”

દેવી શારદાસુદરીને પૂર્ણ વિશ્વાસ હતો કે, એમનો પુત્ર અનાચાર કે અધર્મને માર્ગે નથી જઇ રહ્યો, તેથી એમણે બધા મેણા અને ત્રાસને શાન્તિપૂર્વક સહન કર્યાં.

ઇ૦ સ૦ ૧૮૬૩ ની ૧૧ મી જાનેવારીએ કેશવચન્દ્રે પોતાના પુત્રનો જાતકર્મસસ્કાર બ્રાહ્મવિધિ પ્રમાણે કર્યો. એના આખા કુટુબને એ વાત રુચી નહિ. તેઓ ઘણા ગુસ્સે થઇને એ ઉત્સવમા ભાગલેવાને બદલે ઘરબાર છોડીને બહાર ચાલ્યા ગયા. એ સમયે કેશવ–જનની દેવી શારદાસુંદરી એકલાંજ ઘરમા રહ્યા.

પરાધીન હિંદુવિધવાને માટે એ એક મોટું સાહસ હતું, પરન્તુ એમનો અતરાત્મા સાક્ષી આપતો હતો કે કેશવ અનુચિત કૃત્ય નથી કરી રહ્યો. એ વિશ્વાસને લીધે એમણે પુત્રનો પરિત્યાગ કર્યો નહિ

દેવી શારદાસુદરીને કોઈ પણ ધર્મ માટે દ્વેષભાવ નહોતો. બાલ્યાવસ્થામા પિયેરમા શાક્તધર્મ જોયો હતો સાસરામાં આવ્યા પછી ચુસ્ત વૈષ્ણવધર્મનું પાલન કરવું પડયું હતુ. એથી એમના વિચારમા સાંકડાપણું નહોતું. હિદુ, મુસલમાન, બ્રાહ્મ, ખ્રિસ્તી બધાને એ સમાનતાથી જોતા. ભિન્ન ભિન્ન ધર્મોમા રહેલી સમાનતા અને સારા અશોને એ જોતા અને કોઇના પ્રત્યે તિરસ્કાર દર્શાવતા નહિ.

ધર્મસંબધી એમના વિચારો દિનપ્રતિદિન કેવા ઉંચા થતા હતા, તેનું ભાન યાત્રાસબંધી તેમણે દર્શાવેલા વિચારો ઉપરથી થઇ શકે છે.એ લખે છે:–

“જગન્નાથજીની જાત્રાએ ગયાં ત્યારે અમે પણ રથની આગળ રસ્તામાં આડા પડયા કે રથનું દોરડું અમારા માથાને સ્પર્શ કરે હું ધારતી હતી કે એથી મને મોટું પુણ્ય થશે, પણ હવે હું એવું માનતી નથી. એ તો એક બાળકની કલ્પનામાત્ર હતી. હજી પણ હુ પવિત્ર તીર્થસ્થાનોમા યાત્રા કરું છું પણ કેવળ પુણ્ય કમાવાની આશાથી નહિ મંદિરોમાં દર્શન કરવા જવું એ

સારી વાત છે એમા તો સંદેહ નથી, પરંતુ એ તો માતપિતાને બાળકો માટે એક પ્રકારનો પ્રેમ હોય છે-હું જેવી રીતે મારા લાડકા બચ્ચાંઓને ચાહું છું -તેના જેવું છે અને એથી વધારે કાંઇ નથી. વ્રત અને યાત્રાઓ એ કેવળ બાહ્યરૂપ છે, ઉપરના છોતરા છે, પણ અંદરનું ફળ નથી, એ ખાત્રી રાખજો. એમા આનંદ સમાયલો છે. છતા એનાથીજ મુક્તિ નહિ મળે. અશુદ્ધ આત્માને મુક્તિ નથી મળી શકતી. હૃદયમાની અશુદ્ધિ કાઢી નાખીને એને નિર્મળ બનાવવુ જોઇએ. બાલ્યાવસ્થામા પરણીને સાસરે આવી ત્યારથી હું આ કુટુંબના ધાર્મિક વાતાવરણમા ઉછરી છુ. મે કદિ અપવિત્ર કર્મ થતા જોયુ નથી, કદિ ખરાબ વિચારમા ગરકાવ થતા કોઇને દીઠાં નથી, મેં મારા જીવનની પ્રત્યેક પળ કાંઇ ને કાંઇ સારા કામમા ગાળી છે. ધીમે ધીમે ધર્મના સંસ્કારો માટે મને અભિરુચિ ઉત્પન્ન થઇ અને તીર્થયાત્રા કરવાનો,મંદિરોના દર્શન કરવાનો શોખ પણ ઉત્પન્ન થયો-હજુ પણ હું ઘણી પૂજા કરૂં છુ, પરંતુ મારા હૃદયમા ઉંડો વિશ્વાસ એજ છે કે ઇશ્વર એક છે અને નિરાકાર છે. એની દયા વગર મારી ગતિ નથી. એ પ્રભુની ઇચ્છાનેજ આધીન થઇને હુ તેને શરણે રહેવા ચાહુ છુ. જો હુ સંપૂર્ણપણે અને શુદ્ધ હૃદયથી એનું શરણુ લઇશ તો પછી હું સ્વર્ગમા જાઉં કે નરકમા તેની મને જરા પણ પરવા નથી "

દેવી શારદાસુંદરીનુ કુટુંબ ઘણું મોટુ હતું. એમને અનેક પૌત્રપૌત્રી હતા, પરન્તુ ખેદની વાત છે કે, એ પવિત્ર વિધવાના દુઃખમા વધારો કરવા એમના બધા સંતાન એમની હયાતિમાંજ સ્વર્ગવાસ પામ્યા હતાં કેશવચન્દ્ર સેન અને કૃષ્ણવિહારી સેન તો બહુ પ્રસિદ્ધ પુરુષો હતા.એમના મૃત્યુથી આખા દેશે શોક દર્શાવ્યો હતો તો શારદાસુંદરીના શોકની તો સીમાજ ક્યાથી હોય? એમના અનેક પૌત્રપૌત્રીઓ તથા દૌહિત્રો પણ અલ્પ સમયમા તેમના દેખતાજ કાળને વશ થયા હતા, પરંતુ પ્રભુમા દૃઢ વિશ્વાસ હોવાથી એમણે શાંતિપૂર્વક એ બધા દુઃખ સહન કર્યાં હતા એ સંબધમાં પોતે લખે છે:—

"મારા સગાંઓનાપૌત્રપૌત્રી તથા દૌહિત્રદૌહિત્રીઓના ઘણા વિશાળ કુટુંબમા હર્ષ અને શોક તો વારાફરતી આવ્યાજ કરવાના હવે તો એ રોજનો બનાવ થઇ ગયો છે,પણ એ કસોટીમા તપાયાથી મારામા રહેલું તાંબાનુ મિશ્રણ નીકળી ગયુ છે અને હુ એવી દશાએ પહોચી છું કે સુખ કે દુઃખ મને અસર કરી શકતા નથી. હું જોઉં છું કે મારા કુટુંબની એક શાખા રાજગાદીએ પહોચવા

યોગ્ય સ્થિતિમા આવી છે. * ત્યારે બીજી શાખા ઘરબાર અને પૈસા વગર વલખા મારી રહી છે એથી હર્ષના સમાચાર મારા ચિત્તને પ્રફુલ્લ નથી કરી શકતા અને શોકના સમાચાર મને નિરુત્સાહ નથી કરતા હું એ બધામા બુદ્ધિમાન પ્રભુની લીલા જોઈ રહી છુ અને મારા વિશાળ કુટુબથી વીટળા-યલી એક આખ હસતી અને એક આખ રડતી રાખીને, અંતકાળની વાટ જોતી પ્રભુના સાન્નિધ્યમા બેસી રહી છુ."

કેવી સરળ પણ ઉદાર ધર્મભાવના છે !

દેવી શારદાસુંદરીમા દયાનો અંશ ઘણો હતો. કોઈનું પણ દુ:ખ જોઈને તેમનું હૃદય પીગળતુ અને એ મદદ કરવા તૈયાર થતા. પડોશમા કે સગાં-સબધીમા કોઈ માદુ હોય તો પોતાની અશક્તિની પણ પરવા ન કરતાં તેની ચાકરી કરવા સારૂ જતા. વિધવા થયા પછી એમની આર્થિક દશા સારી નહોતી છતા પોતાની પાસે જે થોડું ઘણું હતુ તેમાથી ગરીબોને દાન કરવાનું ચૂકતા નહિ તારા નામની એક દાસીને તો એ ઘણીજ મદદ કરતા. પોતાને ખર્ચે એને દૂર દેશાવરની યાત્રાઓ કરાવી હતી બ્રાહ્મણો અને ગુરુઓ હમેશા તેમના આશ્રયની આશા રાખતા અને કદિ નિરાશ થતા નહિ એમના એવા દયાળુ અને દુખીઓ પ્રત્યે લાગણીવાળા સ્વભાવને લીધે જૂના વિચારના તેમજ સુધારાવાળા સર્વેમાં એ એકસરખા પ્રિય થઈ પડયા હતા. શત્રુ શું એ તો એ જાણુતાજ નહોતા. પોતાની પ્રત્યે ગમે તેવો અન્યાય કરનાર તરફ પણ એ શત્રુતા દાખવતા નહિ. એમની મિલ્કતના ભાગ વહેચવામા આવ્યા ત્યારે લોકોએ તેમને સલાહ આપી હતી કે તમારા પતિ વસિયતનામું કરીને પદર હજાર રૂપિયા તમારે સારૂજ મૂકતા ગયા છે એ રૂપિયા હરિમોહન સેને પચાવી પાડયા છે, માટે તમે કોર્ટમા ફરિયાદ નોધાવો, પરતુ તેમણે એ શિખામણને માની નહિ અને ચોખ્ખી ના કહી એ સબધી પોતે આત્મ-ચરિત્રમાં લખે છે કે:—"મુકદ્દમાબાજી શું તે હું જાણતીજ નહોતી મુકદ્દમાના નામથી હું ધ્રૂજવા લાગતી. મારા અને દિયર કૃષ્ણબિહારીના ભાગના રૂપિયા કદિ અમને મળ્યા નહિ; પણ મેં કાયદાની મદદ લેવાની ના કહી. મેં દલીલ કરી કે શું સંસારમા ધન એજ એકમાત્ર કામની વસ્તુ છે ? નાણાની ખાતર મારે એમને કેદમા મોકલવા ? ના." એક ગરીબ વિધવાને માટે આ સ્વાર્થત્યાગ ઘણો મોટો હતો. વૃદ્ધાવસ્થામા ધનના અભાવે એમને ઘણું દુ:ખ

* એમની પૌત્રી–કેશવની કન્યાનુ લગ્ન કૂચબિહારના મહારાજા સાથે થયું હતું.

વેઠવું પડયું હતું, પણ પોતે કરેલા સ્વાર્થત્યાગ માટે કદિ પણ પસ્તાવો કર્યો નથી.

દેવી શારદાસુંદરી આદર્શ આર્યરમણી હતા અને એની અસર કેશવચન્દ્ર સેન ઉપર ઘણી મોટી થઇ હતી એમના ધર્મમા સ્ત્રીજાતિ માટે જે ઘણું સન્માન જોવામા આવે છે તથા કેશવે સ્ત્રીઓને આર્ય આદર્શ ઉપર ઘડવાનો વારવાર જે પ્રયત્ન કર્યો છે, તેનો યશ દેવી શારદાસુંદરીનેજ છે. પોતાની માતાના જેવા ઉચ્ચ આદર્શવાળી આર્યરમણીઓને જોવાની કેશવને અભિલાષા હતી. એમણે પોતાના અનેક વ્યાખ્યાનોમાં સ્ત્રીઓને કહ્યું છે કે, તમે અગ્રેજ મઢમોનું અનુકરણ કરીને ફેશનની પુતળીઓ ન બનશો. સરળતા, પવિત્રતા અને પતિભક્તિમા તમારી પૂર્વની આર્યરમણીઓના આદર્શને ન વિસરશો કેશવના એ ઉપદેશોનું મૂળ એમની માતાના પવિત્ર ચરિત્રમા હતું એ માતાના જીવનને દૃષ્ટિ આગળ રાખીને કેશવચદ્ર અનેક પ્રલોભનોમાથી બચી ગયા હતા અને ખ્રિસ્તીધર્મ અગીકાર ન કરતા હિંદુતરિકેજ પાછા આવ્યા હતા દેવી શારદાસુંદરી માતાના પ્રભાવથી કેશવચન્દ્રે પોતાના નવવિધાન સપ્રદાયમા અનેક હિંદુ સસ્કારોને સ્થાન આપ્યું હતું કેવળ એ સંસ્કારોને વળગી રહેલા વહેમના પડને દૂર કરી નાખ્યા હતા તથા એમા નવજીવન પ્રેર્યું હતું.

આચાર્ય કેશવચદ્ર મૃત્યુની પૂર્વે અસહ્ય વેદના ભોગવી રહ્યા હતા, તે સમયે માતા શારદાસુંદરી તેમની પથારી આગળ બેસી રહ્યા હતા કેશવ વારેઘડીએ તેમના ચરણની રજ માથે ચઢાવી રહ્યા હતા. પુત્રની વેદના જોઇને માતાએ એક દિવસ અધીરા થઇ જઇને કહ્યુ હતું —'કેશવ! મારા પાપે તારે આટલુ દુઃખ વેઠવું પડે છે.' આચાર્ય કેશવચદ્રે માતાના ખોળામા માથુ મૂકીને ગળગળે સ્વરે કહ્યુઃ—"મા ! એવું બોલશો નહિ. તમે તો મારા ઘણા ભલા મા છો તમારા આશીર્વાદથીજ હું બધું કરી શકયો છુ તમે તો મારા ધાર્મિક મા છો. તમારા જેવાં મા ભાગ્યેજ મળે છે. તમારા ગર્ભમા જન્મ્યાથીજ હું આટલો સારો થઇ શકયો છુ "

મહાસમાધિ સમયે કેશવચંદ્ર જેવા સત્યપરાયણ મનુષ્યે ઉચ્ચારેલા આ વચનો શિષ્ટાચાર કે વિવેકના શબ્દો નહોતા, પરન્તુ પોતાના જીવન ઉપર એ પુણ્યમયી માતાની જે મહાન અસર થઇ હતી તેના સ્પષ્ટીકરણરૂપજ હતા.

તેમનો અતસમય પ્રભુની પ્રાર્થનામાજ વ્યતીત થતો હતો. કેશવચન્દ્રે ઉપાસના કરવા સારૂ બાંધેલા 'કમલકુટિર' નામના દિવાનખાનામા દેવી

શારદાસુંદરીએ પોતાના મૃત્યુના થોડા દિવસ અગાઉ કરેલી પ્રાર્થના સાંભળી-ને ઘણા લોકો આશ્ચર્ય પામી ગયા હતા. કેશવચન્દ્ર તેમને ઉપાસનાનું જે શિક્ષણ આપી ગયા હતા, તેજ શિક્ષણને પરિણામે ઉત્પન્ન થયેલો પ્રાર્થના ઉપરનો અનુરાગ તેમની બાકીની જીંદગીમા દિલાસા અને ધીરજનો એક-માત્ર ઉપાય નિવડયો હતો. તેઓ કહી ગયા છે કે, “ કેશવના મૃત્યુ પછી એક દિવસ વ્યાકુલચિત્તે રડતા રડતા મે ભગવાનને પ્રશ્ન પૂછયો કે તેં મને મારા વહાલા સંતાનથી વિખૂટી કેમ પાડી?” અંદરથી જવાબ આવ્યો.– ‘ તું મને ચાહે છે કે દુનિયાની માયાને ? ’મે પ્રત્યુત્તર આપ્યો:– ‘ ના પ્રભુ ! હું સંસારને ચાહતી નથી, તમને ચાહું છુ ’ ફરીથી ઉત્તર મળ્યો:–‘ત્યારે દુનિયાનું સઘળું સુખ છોડી દેવાને તૈયાર થા. ’

આ જાણે ઇશ્વરની એક ભવિષ્યવાણી હતી. થોડાકજ સમયમા તેમનો મોટો પુત્ર નવીનચંદ્ર અને ત્યાર પછી થોડા સમયમા સૌથી નાના પુત્ર કૃષ્ણ-વિહારીના મૃત્યુ થયા. એકે એક કન્યાઓ પણ સ્વર્ગે સીધાવી પણ એ માતા-એ એ દુઃખોની પરંપરામાં ધૈર્ય ખોયું નહિ અને ચિત્તને આશ્વાસન આપ્યુ કે :–‘ કેશવે જો મને પ્રાર્થના કરતા ન શીખવ્યું હોત તો શોક અને વિલાપમાં હું ક્યારનીએ મોતના મુખમાં સપડાઇ હોત. ’

દેવી શારદાસુંદરીના સંબંધમાં કેશવચંદ્રનું જીવનચરિત્ર લખનાર એક વિદ્વાન નીચે પ્રમાણે ઉદ્‌ગાર કાઢે છે:–“ કેશવચંદ્રે જેમના ગર્ભમાં જન્મ ધારણ કર્યો હતો તેમના અપૂર્વ ચરિત્રની કહાણી એક બે વાક્યમા પૂરી થાય એમ નથી. એમના જેવી ઉદાર, ભક્તિમતી સતીસાધ્વી, દયાવતી, સ્નેહમયી માતા જગતમા પૂજનીય છે, તેમાં જરાએ સંશય નથી. પચીસ વર્ષની વયે વિધવા થઇને તેમણે સગીર વયના ત્રણ પુત્ર અને કેટલીક કન્યાઓસહિત જે પ્રકારનું કષ્ટપૂર્વક જીવન વ્યતીત કરીને પોતાના મહત્ત્વ અને સ્વર્ગીય ચરિત્રનું રક્ષણ કર્યું છે, તે સાંભળીને હૃદય પીગળી જાય છે. સ્વાભાવિકરીતે એ શરમાળ સાધ્વી હતા. તેમનામા વૈધવ્યના જ્વલંત બ્રહ્મચર્યની જ્યોતિ ઝળકી રહી હતી. પારકાને સારૂ જીવન ધારણ કરવું, એટલે શું એ બા-બતમાં એ આશ્ચર્યકારક દૃષ્ટાન્તરૂપ હતા. સંસારમા એ જીવનપર્યંત દુ:ખી હતાં. શારદાસુંદરીદેવી નાની વયમા વિધવા થઇને સંતાનોસહિત ભયપૂર્વક ઘણી સાવધાનતાથી વડિલોની દેખરેખ નીચે જીવન ગાળતા હતાં. પૂજા, આહ્નિક, વ્રત, ઉપવાસ, તીર્થભ્રમણ, ગંગાસ્નાન, સાધુસંતનાં દર્શન,

સ્નાનસ્થા કુટુંબો અને ગરીબ તથા દુ:ખીઓની સેવા, ઘરસંસારમા રસોઈ આદિ કાર્ય એ બધા વિષયોમા એ એકસરખો રસ લેતા + + વૃદ્ધાવસ્થામાં પણ એ કોઈની પાસે ચાકરી કરાવવી પસંદ કરતાં નહિ, પરન્તુ બીજાઓની સેવા કરવાને પોતે સદા અતિશય ઉત્સાહી અને અનુરાગી રહેતા ”

“એવી ધર્મનિષ્ઠા અને સદાચારની સાથે એમનામાં અતિ આશ્ચર્યકારક ઉદારતા અને વાત્સલ્યભાવ હતાં. પ્રખ્યાત ધર્મસુધારક પુત્ર કેશવચંદ્રની ઉપાસના, પ્રાર્થના, નામસંકીર્તન અને એવા બીજા અનેક ધર્માનુષ્ઠાનોમાં એ પ્રથમથીજ એક મુખ્ય સહાયક હતાં. પોતે આચારનિષ્ઠ હિંદુ વિધવા બ્રહ્મચારિણી હોવા છતા પુત્રના દરેક અનુષ્ઠાનમા સદા નિર્ભયપણે સામિલ થતા હતાં. કેશવના સ્વદેશી અને વિદેશી મિત્રો અને સેવકોને એ પોતાના સંતાનસમાં ગણતા. બ્રહ્મોપાસના, બ્રહ્મોત્સવ, નગરકીર્તન, એ એમને જેટલાં પ્રિય હતા તેટલા આપણામાથી કેટલા થોડાને છે ? તેમની મૂર્તિમયી માતૃ-પ્રકૃતિમા છવાઇ રહેલી દિવ્યતાનું દર્શન કર્યાથી પુણ્યનો સંચાર થતો હતો.”

એ પુણ્યમયીમહિલાનો સ્વર્ગવાસ ઇ૦ સ૦ ૧૯૦૭ મા ૮૮ વર્ષની વયે થયો હતો

# रत्न ३६९ मुं–श्रीमती भगवतीदेवी



પ્રાત:સ્મરણીય મહાત્મા ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરના જનની દરિદ્ર કુટુંબમા જન્મેલાં એક રત્નરૂપ રમણી હતા.તેમના પિતા શ્રીયુત રામકાન્ત તર્કવાગીશ, જહાનાબાદ જિલ્લા-મા સુપ્રસિદ્ધ ગોઘાટ ગામમા વાસ કરતા હતા. એ સંસ્કૃત ભાષાના સારા પંડિત હતા

પંડિત ઈશ્વરચન્દ્ર વિદ્યાસાગર મહાશયે, પોતે રચેલા આત્મચરિત ગ્રંથમા પોતાના મોસાળનું જે ઉજ્જવળ અને હૃદયસ્પર્શી ચિત્ર આલેખ્યું છે, તે વાંચ્યાથી વાચકોને જણાશે કે, ભગવતીદેવી કેવા ઉત્તમ વાતાવરણમા ઉછર્યા હતા અને તેની અસર તેમના પોતાના ઉપર તથા તેમના સંતાનો ઉપર કેવી ઉત્તમ થઇ હતી

એવા મોસાળમા ભગવતીદેવી બાલ્યાવસ્થામા લાડપૂર્વક ઉછર્યા હતા. એ વખતમા સ્ત્રીકેળવણીનો રિવાજ નહોતો. છોકરીઓ રીતસર વિદ્યાભ્યાસ

કરે તેની વિરુદ્ધ લોકમત હતો, પરન્તુ મોસાળમા રાતદિવસ ધર્મકર્મનાં જે અનુષ્ઠાન થતા તે જોતા તેમની સન્મુખ અનેક પ્રકારના સદ્ગુણોનો જે જ્વલંત આદર્શ વિદ્યમાન હતો તેને લીધે તેમણે કેળવણી લીધી નહોતી, એમ પણ અમે કહી શકતા નથી, કારણ કે અમારા અભિપ્રાય પ્રમાણે લખતાવાંચતાં આવડવું, એજ કાંઈ કેળવણી નથી ઇન્દ્રિયો, મસ્તિષ્ક અને હૃદયનો પૂર્ણ વિકાસ કરવો તેનું નામજ કેળવણી છે આખ, કાન, જીભ વગેરે ઇન્દ્રિયોનો યોગ્ય વ્યવહાર કરતા આવડે, સારૂંખોટું પારખતા આવડે, મન અને બુદ્ધિ વિકસિત થાય, ચિત્તમા ઉદારતા આવે, એ બધા શિક્ષણના લક્ષણો છે.

ભગવતીદેવીના મોસાળના ગામમા ક્ષત્રિય, કાયસ્થ, રાજપૂત, હજામ વગેરે અનેક જાતો રહેતી હતી. તેમના મોસાળની પાસે કેટલાક દરિદ્ર અસ્પૃશ્ય જાતિના લોકો પણ રહેતા હતા બાલ્યાવસ્થામા ભગવતીદેવી એ બધી જાતની સરખી વયની છોકરીઓ સાથે રમતાં હતા. તેમનામા એવી આશ્ચર્યકારક શક્તિ હતી કે ગામની બધી છોકરીઓ તેમની સાથે ગાઢ મૈત્રીના સૂત્રથી બધાઇ જતી ભગવતીદેવી એ બધી છોકરીઓને પોતાને ઘેર બોલાવતા અને ધુળમા રમવાને બદલે, તેમની આગળ પોતે માતામહીને મોઢેથી સાભળેલી વાતો, પૌરાણિક આખ્યાયિકાઓ તથા વ્રતકથાઓ કહી સભળાવતા. તે પોતાની સહિયરોના દુ.ખ સાભળતા અને તેમને પોતાથી બનતી મદદ આપતાં. તેમનો ચોટલો વાળતાં. એ વખતે એ ન્યાતજાતનો વિચાર કરતા નહિ કોઈ વખત રમવા આવેલી બહેનપણીઓને સ્વાદિષ્ટ ભોજન જમાડી ઘણાં ખુશ થતા. પોતાની સખીઓના દુઃખની કહાણી સાભળીને પોતે રોઇ જતા 'રોનારાંની સાથે રોવા' મા એ સુખ અને આનદ અનુભવતા હતા. તેમનાં બાલ્યાવસ્થાના આચરણો ઉપરથી માલુમ પડે છે કે શૈશવાવસ્થામાથીજ એ સેવાધર્મનું મહત્ત્વ સમજ્યા હતા. એ જાણતાં હતા કે હિંદુધર્મ એ 'સેવા'નોજ ધર્મ છે, મનુષ્યમાત્ર પરમાત્માની મૂર્તિસ્વરૂપ છે; એ મનુષ્યની સેવા હિંદુનો પરમ ધર્મ છે. વેદાન્તીઓ પ્રત્યેક વસ્તુમા બ્રહ્મનું દર્શન કરે છે; એ બ્રહ્મસેવાને નિમિત્તે નરસેવામા જોડાઇએ, પ્રત્યેક મનુષ્યને બ્રહ્મનું સ્વરૂપ માનીને એની સેવા કરવા માંડીએ, તો પછી હિંદુ, મુસલમાન, બૌદ્ધ કે પારસીનો ભેદ શું કામ રહે ?

ભગવતીદેવીના બાલ્ય–જીવનમાં તેજસ્વિતાનો પણ વિશેષ પરિચય મળે છે. દીનતાની સાથે તેજસ્વિતાનું સંમિલન થવાથી મણિકાંચનના યોગની પેઠે

તેમના હૃદયે પરમ રમણીય ભાવ ધારણ કર્યો હતો અમે ઉપર જણાવી ગયા છીએ કે ભગવતીદેવી હલકી મનાતી ન્યાતની બાલિકાઓની સાથે પણ રમતાં, તેમને કોઇ દિવસ ખાવાનું તથા વસ્ત્ર વગેરે પણ આપતા હતા. એવા લોકોની સાથે ભળવાથી રખે કુટુંબના વડિલો ગુસ્સે થશે એમ ધારીને એમની માતાએ એક વખત એવી છોકરીઓ સાથે રમવાનો નિષેધ કર્યો તે ઉપરથી ભગવતી-દેવીએ ઉત્તર આપ્યો.—“ મામા કદિ ગુસ્સે થશે નહિ અને કદિ ગુસ્સે થાય તો એમને કહેજો કે મને એક રેંટિયો લાવી આપે હું રેંટિયા ઉપર રૂ કાતીશ અને એના જે પૈસા આવશે તેમાથી ચોખા અને વસ્ત્ર વગેરે લઇ, તે એ છોકરીઓને વહેંચીશ ” આ વાત ધીમે ધીમે રાધામોહનને કાને પહોચી તેમને એ વાત સાંભળ્યાથી ઘણોજ આનંદ થયો. એ નાની ભાણેજના ઉત્તરમા તેમણે એક સ્વર્ગીય ભાવ જોયો એમણે ભગવતીને બોલાવીને સ્નેહપૂર્વક ખોળામા બેસાડીને ચુંબન કર્યું તથા કહ્યુ:-“બેટા ! તું સાક્ષાત્ અન્નપૂર્ણાનો અવતાર છે તું તારી મરજીમા આવે તેટલું દાન ગરીબોને આપજે જો તને કોઇ વઢે કે રોકે તો કહેજે કે દાન કરવાનું મારે માટેજ નિર્માણ કરી રાખ્યું છે. ગરીબને એકગણુ આપ્યાથી ભગવાન દશગણું આપે છે. ગરીબને આપેલું દાન કદિ નકામા ખર્ચમા ગણાય કે ? ”

આવા ઉચ્ચ આશયવાળા કુટુંબમા ઉછરનાર બાલિકાને પેટે ભવિષ્યમા દયાસાગર ઇશ્વરચન્દ્ર વિદ્યાસાગર જેવા સંતાન ઉત્પન્ન થાય એમા શું આશ્ચર્ય ?

શકે ૧૭૩૫ મા હુગલી જીલ્લામા વનમાલિપુર ગામમા વસતા ભુવનેશ્વર બંદોપાધ્યાય મહાશયના પૌત્ર અને રામજય બંદોપાધ્યાયના જ્યેષ્ઠ પુત્ર ઠાકુરદાસ બંદોપાધ્યાય સાથે ભગવતીદેવીનું શુભ લગ્ન થઇ ગયુ

પતિની સ્થિતિ ઘણીજ ગરીબ હોવા છતાં પણ, ભગવતીદેવી યૌવનની સીમામા પ્રવેશ કરના પહેલાંજ સાસરે ગયા. મોસાળની પુષ્કળ સાહેબી કે લાડની તેમણે પરવા કરી નહિ સાસરામા એ દરેક વાતમા પતિની ઇચ્છાને અનુસરીને ચાલતા દરરોજ સવારના પહોરમા વહેલા ઉઠીને પોતાને હાથે વાસીદુ વાળતા, ઘર લીંપતા, વાસણ માજતાં અને રસોઇ વગેરે કાર્ય કરતાં. સાસરામા કોઇની પણ સાથે ઉંચે સાદે બોલતા નહિ કે મુરબ્બીઓના દેખતા ઉંચે આસને બેસતા નહિ

ભગવતીદેવીના વધુજીવનના સેવાધર્મનું એક ઉજ્જવળ દૃષ્ટાન્ત ખાસ જાણવાયોગ્ય છે

એક દિવસ સાંજને વખતે, એક ભૂખ્યોતરસ્યો વૃદ્ધ બ્રાહ્મણ તેમના ઘર આગળ આવીને અભ્યાગતતરીકે ઉભો રહ્યો એ દિવસે એમના ઘરની અવસ્થા ઘણીજ દરિદ્ર હતી. રાતે છોકરાઓને અડધા ભૂખ્યા અને બીજે દિવસે તદ્દન ભૂખ્યા રાખવાવારો આવ્યો હતો. એવા સમયમા ઘેર ભૂખ્યો-તરસ્યો બ્રાહ્મણ અતિથિરૂપે આવ્યો એટલે શું કરવુ ? થોડીવાર પછી ભગવતીદેવીનાં સાસુએ આંખમા આંસુ આણીને બે હાથ જોડીને એ બ્રાહ્મણને કહ્યુ :-"મહારાજ ! અમે ઘણા અભાગિયા છીએ. ગૃહસ્થાશ્રમમા હોવા છતા અમે એ આશ્રમનો ધર્મ પાળી શકતા નથી, અને અભ્યાગતને સેવા-શુશ્રૂષા કર્યા વગરજ પાછો મોકલવા વારો આવ્યો છે આવી સ્થિતિ કરતા તો જંગલમા જઇને વસવું એજ વધારે સારૂ મારા છોકરાઓ આજે તદ્દન ભૂખ્યા સૂશે એવી અવસ્થા છે, તો પછી હું મહેમાનનો સત્કાર ક્યાથી કરૂ ? મારા ઉપર દયા આણીને મારો અપરાધ ક્ષમા કરશો. " ભગવતીદેવી ઘરની અંદર બેઠા બેઠા સાસુજીના આ વચનો સાભળી રહ્યા હતા તેમની આંખોમાથી દડ દડ આંસુ પડવા લાગ્યા સાસુની પાસે જઇને તેમણે મૃદુ સ્વરે કહ્યું:-"મા ! આવા ભૂખ્યાતરસ્યા અતિથિને કદિ પણ પાછા કહાડી શકાય નહિ ગમે તે પ્રકારે એમની મહેમાનગત તો કરવીજ જોઈએ તમે એમને બેસાડો અને અર્ધ્યપાદ્ય કરો. હું હમણા આવું છુ " એટલુ કહીને એ પોતાના હાથમાની પિત્તળની ચૂડી કહાડીને એક પાડોશીને ઘેર ગયા અને એ ગીરવી મૂકીને તેની પાસેથી એક શેર ચોખા લીધા એ શેર ચોખામાથી એક ખોબો ચોખા કોઈ મોદીને ત્યા મોકલાવીને તેના બદલામા એક ખોબો દાળ મગાવી અને એમાથી દાળભાત રાંધીને એ અતિથિને જમાડયો. વૃદ્ધ બ્રાહ્મણ ભગવતીદેવીની શ્રદ્ધા, ભક્તિ અને સેવા જોઇને કેટલો બધો સતુષ્ટ થયો હશે ? તેની કલ્પના વાચકોજ કરી શકશે. જમાડયા પછી ભગવતીદેવીએ સાસુને કહ્યું.-" બા ! આપણું ઘર તો કેવળ ઝુંપડું છે, માટે આ અતિથિને સૂવાને માટે કોઇ પાડોશીને ઘેર બદોબસ્ત કરી આપો " સાસુએ તે પ્રમાણે ગોઠવણ કરી. બીજે દિવસે સવારે એ બ્રાહ્મણ ભગવતીદેવીને આંગણે આવીને તેમને ખરા અતઃકરણપૂર્વક આશીર્વાદ આપીને ચાલ્યો ગયો.

ખરેખર ! સામાન્ય દરિદ્ર ઝુપડાના આ અતિથિસત્કાર, ઉદારતા અને સહાનુભૂતિની સરખામણીમાં અતુલ વૈભવશાળી મહેલ પણ કાંઈજ વિસાતમાં નથી.

ભગવતીદેવીને પેટે ચાર પુત્ર અને ત્રણ કન્યાસંતાન જન્મ્યા હતાં. પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર એ બધામાં સૌથી વડા હતા પ્રત્યેક સંતાનને ભગવતીદેવીએ ઘણા યત્નપુર્વક ઉછેર્યાં હતા તેમનામા સારા સંસ્કાર આણવાને સારૂ એ પોતાનાથી બનતો યત્ન કરતા એમનામા એક મુખ્ય ગુણ એ હતો કે અસત્ય વાત ઉપર તેમને પુષ્કળ તિરસ્કાર હતો.

છોકરાઓ કોઈ સારૂ કામ કરીને આવતા તો તેને ઉત્તેજન આપતાં.બાળક વિદ્યાસાગર એક દિવસ પોતાની સાથે રમતા એક છોકરાને ફાટેલું વસ્ત્ર પહેરેલ જોઈને દયાવશ થયા અને પોતાનું આખુ વસ્ત્ર તેને પહેરાવી, તેનું ફાટેલુ વસ્ત્ર પોતે પહેરી આવ્યા ઘેર ગયા પછી માતાએ તેનુ કારણ પુછયુ, એટલે એમણે સાચી વાત કહી દીધી ભગવતીદેવીએ એથી સંતુષ્ટ થઈને કહ્યુ:-"એ તો ડાહ્યા છોકરાનુ કામ! હું રેંટિયો કાતીને તારે સારૂ એક બીજું કપડુ બનાવરાવીશ " આવી રીતે ઉત્તેજન મળવાથી છોકરાઓમા રહેલા સદ્ગુણો વિકાસ પામતા હતા.

ભગવતીદેવીની બીજી ખુબી એ હતી કે તે પુત્રીઓ અને વહુઓ ઉપર એકસરખુજ હેત રાખતા કોઈ વખત છોકરીઓ નવી આવેલી ભોજાઈની ખોડખાપણ કાઢીને તેની સાથે વઢે તો ભગવતીદેવી પુત્રીને શિખામણ આપતા કે.-"સંસારની નજીવી બાબતો ઉપર આટલુ બધુ ધ્યાન શું આપવુ ? અહા ! નાની નાની વહુઓ માબાપના ખોળામાથી આપણે ઘેર આવી છે હુંજ એમની મા સાસુ નહિ જોઉં તો કોણ જોશે ? મારી નજરમાં તો જેવી તમે તેવીજ એ. તમારા રોજ સેંકડો ગુન્હા માફ કરૂ છુ, તો શું એમના દોષ હુ માફ નહિ કરૂ ? જુઓ વહુઓ તો તમારી સામે કાંઇ પણ બોલતી નથી તમારા કેટલા વખાણ કર્યા કરે છે. તમારે પણ એમના ઉપર હેત રાખવું જોઇએ " આનું પરિણામ એ થતુ કે વહુઓ એમની સાથે એટલી બધી હળી જતી કે સાસરામા તેમને એક દિવસ પણ માતાની ખોટ જણાઈ આવતી નહિ અને તેઓ પિયેર કરતા સાસરામા રહેવાનું વધારે પસંદ કરતી

ભગવતીદેવી પુત્ર-પુત્રીઓને તથા વહુઓને વિલાસિતા અને આત્મસુખનો ત્યાગ કરવાની હમેશા સલાહ આપતા હતા. કન્યાઓને કહેતા કે:-"પરણ્યા પછી તમે તમારા સ્વામી પાસે ઘરેણા અને કિંમતી કપડા માગશો નહિ; પરંતુ એ પૈસાનો ઉપયોગ ગરીબોનું દુ:ખ નિવારણ કરવાના કામમા થાય એવો યત્ન કરજો." ભગવતીદેવી અને તેમના પતિ ઠાકુરદાસને સુવર્ણના

અલંકારો ઉપર વિલક્ષણ દ્વેષ હતો. એ ઘણી વાર કહેતા કે:-"ઘરમા સ્ત્રીઓ-ને અલંકાર અપાવીએ તો ઘરમા ધાડપાડુઓ અને ચોરનો ભય રહેશે. સ્ત્રીઓના મનમા અહંકાર ઉત્પન્ન થશે અને ઘરધંધા ઉપર તેઓ જોઈતું ધ્યાન આપશે નહિ. ગરીબ લોકોને તેઓ તરછોડી નાખશે. અલંકાર બનાવવાને બદલે એ પૈસામાથી પુષ્કળ અન્ન ખરીદ કરીએ તો અનેક દરિદ્ર બાળકો આપણા ઘરમા રહીને ભોજન કરીને ભણતાગણતા શીખી શકે." ઘરમાની સ્ત્રીઓને એ બારીક વસ્ત્ર પણ પહેરવા દેતા નહિ. કોઈ કોઈ વખત છોકરાઓ કલકત્તાથી ઝીણા વસ્ત્ર મોકલાવતા તો એ ઘણા ગુસ્સે થતાં ઘરની વહુદીકરીઓ સારૂ પોતે જાડા દેશી વસ્ત્ર ખરીદ કરતા તેમજ ઘરનું બધું કામકાજ પોતાને હાથે કરવા તેમને સલાહ આપતા.

હવે ભગવતીદેવીના હૃદયની વિશાળતા અને તેમની પરમાર્થપરાયણતા-વિષે થોડુંક કહીશું.

ભગવતીદેવીના મોટા દીકરા વિદ્યાસાગર મહાશયને જે વખતે સંસ્કૃત કોલેજના પ્રિન્સિપાલતરીકે ત્રણસે રૂપિયાનો પગાર મળતો હતો તથા પોતે રચેલા પુસ્તકો વગેરેની પણ પુષ્કળ આવક હતી તે વખતે તે પોતાને સ્વદેશ વીરસિંહ ગયા હતા. એક દિવસ વાતચીતના પ્રસંગમા તેમણે માતુશ્રીને પૂછ્યું:-"મા! તમને કયા ઘરેણા પહેરવાની ઈચ્છા છે?" તેના ઉત્તરમા ભગવતી-દેવી બોલ્યા:-"બેટા! ઘણા દિવસથી ત્રણ ઘરેણા પહેરવાની મને બહુજ ઈચ્છા હતી, પરંતુ કોઈ સારો પ્રસંગ નહિ આવ્યાથી મે તને એ ઈચ્છાઓ આજસુધી જણાવી નહોતી. આજે તે પોતેજ એ સંબંધી પૂછ્યું એ ઠીક થયુ. જો ભાઈ! દેશના છોકરાઓ મૂર્ખ બનતા જાય છે એમને ભણવા સારૂ તું ધર્માદા નિશાળ કહાડ, એ મારી એક ઇચ્છા છે બીજુ, તું જો કે દેશના ગરીબ લોકો ધનના અભાવને લીધે દવાદારૂ કરાવી શકતા નથી અને એમનામાંના ઘણા લોકો અકાળ મોતના ભોગ થઈ પડે છે, માટે એમના પ્રાણ બચાવવા સારૂ એક ધર્માદા દવાખાનું સ્થાપન કર. વળી ગરીબોના છોકરાઓ ક્યા રહેશે તથા ક્યા આગળ ખાઈપીને વિદ્યાલયમા ભણવા જશે? માટે એમને રહેવા તથા ખાવાપીવા સારૂ એક અન્નસત્ર સ્થાપન કર. બેટા! ઘણા દિવસથી આ ત્રણ ઘરેણા પહેરવાની મને ઘણીજ ઇચ્છા હતી. માની ઈચ્છા પૂર્ણ કરવી એ યોગ્ય પુત્રનું કામ છે. તું મારો યોગ્ય પુત્ર છે, માટે આ ત્રણ ઘરેણા પહેરાવીને મારી ઘણા દિવસની અભિલાષા પૂર્ણ કર!"

વિદ્યાસાગર મહાશયના મનમા પણ એવી પરોપકારી સંસ્થાઓ સ્થાપવાની ઇચ્છા હતી આજે પોતાની વાસનાને માતા તરફથી ઉત્તેજન મળ્યાથી તેમણે થોડા સમયમા એ ત્રણે સસ્થાઓ સ્થાપીને માતાની અભિલાષા પૂર્ણ કરી

ત્યારપછી વિદ્યાસાગર મહાશયને ૫૦૦ રૂપિયાનો મહિનો થયો ત્યારે તેમણે ફરીથી દેશમાં જઇને માતુશ્રીને પૂછયુ કે -"મા ! હવે તમારી શી ઈચ્છા છે ?" તે ઉપરથી ભગવતીદેવીએ કહ્યુ કે, "આપણાં સગાઓમા જેમની હીન અવસ્થા છે તેમને ગુજરાનને વાસ્તે મહિનો બાધી આપ." વિદ્યાસાગરે માતાની એ ઇચ્છા પણ પુર્ણ કરી

૫૩ની સાલમા બંગાળામા ભયકર દુકાળ પડયો હતો એ દુકાળમા જે લોકોએ અન્નસત્રનો આશ્રય લીધો હતો ત લોકો પાછળથી કેવી રીતે ગુજરાન ચલાવે છે તેની તપાસ કરવા સારૂ વિદ્યાસાગર મહાશય એક વખત પોતાને ગામ ગયા હતા તપાસ કરતા તેમને જણાયુ કે એમાના અનેક લોકો મહાકષ્ટે એક વખત ભોજન કરવા પામે છે એ સાભળીને વિદ્યાસાગરે ભગવતીદેવીને પુછયુ.-"વર્ષમા એક દિવસ જગદ્ધાત્રી દેવીની પુજા કરીને છસેં સાતસે રૂપિયા ખર્ચવા એ સારૂં છે, કે ગામના અનાથ મનુષ્યોને એ પૈસામાથી અવસ્થા પ્રમાણે મહિને મહિને થોડી થોડી મદદ કરવી એ સારૂં છે ?" એ વાતના ઉત્તરમા ભગવતીદેવી બોલ્યા -"ગામના દરિદ્ર લોકો રોજ ભોજન મેળવી શકે તો પછી પુજા કરવાની આવશ્યકતા નથી તું ગામના ગરીબ લોકોને દર મહિને થોડુ થોડુ આપીશ તો હું ઘણી રાજી થઇશ." એક અગ્રેજ કવિ કહી ગયો છે કે, "જે કોઇ માનવજાતિની, પશુની અને પક્ષીની યોગ્યરીતે સેવા કરે છે, તેજ મનુષ્યની ખરી પ્રાર્થના કરે છે" ભગવતીદેવીનો ઉત્તર એવાજ ઉદાર અને મહાન ભાવથી પ્રેરાયેલો હતો જૂના સસ્કારમા ઉછરેલી એક હિંદુ મહિલાને માટે ઈશ્વરભક્તિનો આવો ઉચ્ચ આદર્શ રાખવો એ ખરેખર પ્રશસનીય છે. ભગવતીદેવીની એ ઉદારતા આપણી સ્ત્રીઓને માટે અનુકરણ કરવા યોગ્ય છે

બગાળી સવત ૧૨૭૨ મા બંગાળામા ઘણો મોટો દુકાળ પડયો હતો. એ સમયમા ઘણા આબરૂદાર લોકો પણ ધનના અભાવે ભૂખે મરતા હતા. એ સમયમા વિદ્યાસાગર મહાશયે છૂટે હાથે પુષ્કળ દાન કર્યું હતું વીરસિંહ ગામના ઘણાં ખરા લોકો સવારથી તે રાતના દશ વાગ્યા સુધી તેમને બારણે

ઉભાં રહેતાં. તેમને જમાડયા વગર ઘરમાથી કોઈ જમવા પામતું નહિ. ધીમે ધીમે આસપાસના ગામોના દુકાળથી પીડાતાં લોકો પણ વિદ્યાસાગરને બારણે ભિક્ષા માગવા આવવા લાગ્યા. કરુણામયી,દીનજનની સાક્ષાત્ અન્નપુર્ણા સમાન ભગવતીદેવી એ બધાંના દુ ખ જોઈને સ્થિર બેસી શક્યા નહિ. તેમની મર્મભેદી ચીસોથી તેમનું કોમળ હૃદય ચીરાઈ જવા લાગ્યુ તેમણે તરતજ એ લોકોને સારૂ એક અન્નસત્ર સ્થાપ્યું. શરૂઆતમા તો તે પોતાને હાથે રાધીને દરિદ્ર લોકોને જમાડવા લાગ્યા. એ લોકો જમવા બેસતા તે વખતે પોતે પાસે ઉભાં રહેતા; અને તેમનું દુઃખ જોઈ આખમાથી આસુ વર્ષાવતા આ દૃશ્ય કેવું મધુર-કેટલુ હૃદયસ્પર્શી છે! ભગવતીદેવીની આ જીવન-કહાણી સાભળીને કોણ એવુ કહેવાનું સાહસ કરશે કે, સેવાધર્મનું શિક્ષણ આપણને અગ્રેજો પાસેથી મળ્યું છે? ભગવતીદેવીએ એક દિવસ પોતાના પતિને કહ્યુ હતુ:-" આજ મારૂં કાશી છે અને આ સ્થળ તે મારૂં વિશ્વેશ્વરનું મદિર છે " મનુષ્યમાત્રમા પરમાત્માનું દર્શન કરવુ તે આનુ જ નામ ભગવતીદેવી ગરીબ-નિરાધાર મનુષ્યોને કેવળ અન્નદાન કરીને સતોષ પામતા નહિ તેમને જમાડયા પછી ભગવતીદેવી ગરીબોની છોકરીઓને પોતાની પાસે બોલાવતા અને તેમના વાળ ધોઇના પોતાના હાથે તેલ ઘાલીને ચોટલો વાળતા ઉચી જાતના બ્રાહ્મણરમણી હોવા છતા આવે વખતે ન્યાતજાતનો તફાવત રાખતા નહિ. હાડિ, ડોમ, તિવર,બાગ્દી વગેરે હલકી મનાતી ન્યાતોના બાળકોના માથામા ભગવતીદેવી પોતાને હાથે નાળિયેરનુ તેલ નાખતા તથા તેમના કપાળમા સિંદુરનો ચાલ્લો કરતા ધન્ય ભગવતી! ધન્ય છે તમારા જીવનને! તમેજ આડબરશૂન્ય સાચાં સેવિકા હતા પુણ્યની લીલાભૂમિ ભારતવર્ષ! તને પણ એવી આદર્શ-સેવિકાઓ ઉત્પન્ન કરવા માટે હજારો વાર ધન્ય છે!

"હિંદુ પેટ્રિયટ" પેપરનો ખબરપત્રી ૧૨૭૩ની ૧૫મી શ્રાવણના અંકમાં એ હૃદયસ્પર્શી સેવાવ્રતનો ઉલ્લેખ કરતા લખે છે કે -" વીરસિંહ ગામમાં વિદ્યાસાગર મહાશયના માતુશ્રી દરરોજ ચારસો પાચસો માણસોને મુક્ત હસ્તે અન્નદાન કરતાં હતાં. "

હવે ભગવતીદેવીના સૌજન્ય અને સદ્વ્યવહારસંબધી કાંઇક કહીશું.

ઈ૦ સ૦ ૧૮૬૮ મા બંગાળાના એક મોટા અમલદાર હેરિસન સાહેબ ઇનકમટેક્સ (આવકવેરો) કમિશ્નર નિમાયા હતા વિદ્યાસાગર સાથે તેમને સ્નેહ હતો, એટલે તેમણે સાહેબને પોતાને ઘેર વીરસિંહ પધારવાનું આમંત્રણ

આપ્યું. હેરિસન સાહેબે જણાવ્યું કે:-" હિંદુઓના રિવાજ પ્રમાણે ઘરનો વડિલ પુરુષ અથવા સ્ત્રી આમંત્રણ ન કરે ત્યાંસુધી જવાય નહિ " એ ઉપરથી ભગવતીદેવીએ હેરિસન સાહેબને નિમંત્રણ મોકલ્યું સાહેબ તેમના આમંત્રણને માન આપીને વીરસિંહ ગયા અને હિન્દુઓના રિવાજ પ્રમાણે ભગવતીદેવીને પ્રણામ કર્યા તથા હિંદુઓના રિવાજ પ્રમાણે પલાઠી વાળીને ભોજન કર્યું. ભગવતીદેવીએ પાસે ઉભા રહીને તેમને ભોજન કરાવ્યું હતું તેમના વિવેકથી સાહેબ આશ્ચર્યચકિત થયા હતા ભગવતીદેવી ઘણા જૂના વિચારના હિંદુ સ્ત્રી હતા, છતા પણ એમનો સ્વભાવ ઘણો ઉદાર હતો અને મન અતિશય ઉન્નત હતુ. નાના કે મોટા, ધનવાન કે ગરીબ, સાહેબ કે દેશી, સર્વ તેમની નજરમા સરખા હતા.

ભોજન થઇ રહ્યા પછી હેરિસન સાહેબે ભગવતીદેવીને પુછ્યું:-"આપની પાસે કેટલું ધન છે ? " ભગવતીદેવીએ સ્મિતપૂર્વક ઉત્તર આપ્યો.-" બેટા ! ચાર ઘડા ધન છે." સાહેબે કહ્યું:-" અહો એટલું બધું ધન છે? " તેના ઉત્તરમા ભગવતીદેવીએ હસ્તે ચહેરે વિદ્યાસાગર મહાશય તથા બીજા ત્રણ પુત્રો તરફ આગળીનો ઇશારો કરીને કહ્યુ -" આ મારૂં ચાર ઘડા ધન. " સાહેબે વિસ્મય પામીને વિદ્યાસાગરને તથા ત્યા બેઠેલા બીજા પુરુષોને કહ્યું "આ તો ખરેખર બીજી રોમન સ્ત્રી કોર્નેલીયા છે "

ત્યાર પછી ભગવતીદેવીએ સાહેબને કહ્યું-" જુઓ બેટા ! તમે ઘણી જવાબદારીનું કામ લઇને આ જીલ્લામા આવ્યા છો. ગરીબોને કોઇપણ જાતનું નુકશાન ન પહોચે તેની કાળજી રાખજો તમે એવી રીતે કામ કરજો, કે આ જીલ્લો છોડી ગયા પછી પણ લોક તમને સંભારીને રુએ " સાહેબ ભગવતીદેવીની સલાહ સાંભળીને અત્યંત સંતુષ્ટ થયા અને વિદ્યાસાગર મહાશયને કહેતા ગયા કે, " આવી માતા વગર તમે આવા થઇ શકત નહિ. માતાના ગુણને લીધેજ તમે સ્વભાવથી ઉન્નત વિચારના બન્યા છો. " ત્યાર પછી ઘરનો બધો વહિવટ જોઇને સાહેબ બોલ્યા:-" હુ ઘણા ઘરમા ગયો છું પણ આવી સફાઈ મેં કદિ પણ જોઇ નથી હવે ખાત્રી થઇ કે આપના માતુશ્રી ઘણાજ ગુણવાન છે.એમની સરખામણી કોઇની સાથે થઇ શકે એમ નથી"

ત્યાર પછી ઘણે દિવસે કોઈ કામસર વિદ્યાસાગર મહાશયને પત્ર લખતાં હેરિસન સાહેબે લખ્યુ હતુ કે, " આપના માતુશ્રીના ઉપદેશ પ્રમાણે કામ કરવાને હું યત્ન કરૂ છુ તમે તેમને જણાવજો કે, તમારા મુખમાંથી નીકળેલાં

અમૃતમય ઉપદેશ-વચનો હમેશા મારા કાનમા ગાજી રહે છે અને મને સત્કાર્ય કરવામાં ઉત્તેજીત કરે છે. " તેમના સૌજન્ય અને સદ્‌વ્યવહારથી એક પરદેશી, પરધર્મી અને ઉંચા દરજ્જાના અમલદાર ઉપર કેવી સારી અસર થઇ હશે, તે આ ઉદાહરણ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે.

હવે શ્રીમતી ભગવતીદેવીની કર્તવ્ય-બુદ્ધિ કેટલી બધી સતેજ હતી તે દર્શાવવા એકાદ ઉદાહરણ આપીશું.

બાળવિધવાઓનું દુઃખ જોઇને દયાળુ વિદ્યાસાગર મહાશયનું હૃદય પીગળી ગયું હતું. તેને સારૂ તેમણે અથાગ પરિશ્રમ કરીને શાસ્ત્રના પ્રમાણ પણ શોધી કહાડયાં હતાં, પરન્તુ એમનો વિચાર એવો હતો કે જ્યાસુધી માતાપિતાની મંજુરી ન મળે ત્યાંસુધી એ કાર્યમા પ્રવૃત્ત ન થવું એ ઉદ્દેશ થી એ વીરસિંહ ગયા અને ભગવતીદેવી આગળ પોતાનો વિચાર જણાવ્યો. ભગવતીદેવીએ સંતુષ્ટ ચિત્તે જવાબ આપ્યો કે, " બેટા ! તું કાંઇ જેવો તેવો છોકરો છે ! તે જ્યારે સાબિત કરી આપ્યું છે કે વિધવાવિવાહ શાસ્ત્રસંમત છે, ત્યારે હું પ્રસન્ન થઇને તને આશીર્વાદ આપું છુ જો એ જન્મ-દુઃખી સ્રીઓને સુખી કરવાનો કોઇ ઉપાય હોય, તો બેટા હમણાજ એ કામ કર; પરન્તુ બેટા ! એકવાર કામને હાથમાં લીધા પછી સમાજના ભયથી અથવા તો મારા કે તારા પિતાજીના વાર્યાથી પણ તું કોઈ રીતે એ કામ છોડી દઇશ નહિ." ત્યાર પછી વિદ્યાસાગરે પિતાની રજા માગી અને તેમણે પણ એ બાબતની રજા આપી અને વિદ્યાસાગરે તન, મન, ધનથી એ કાર્યને હાથમાં લીધુ. વિધવાવિવાહનુ કાર્ય ઉપાડયાથી ગામના લોકોએ વિદ્યાસાગરને અને તેમના કુટુંબને અનેક પ્રકારનો ત્રાસ દીધો હતો. તેમના ત્રાસને લીધે દયાળુ ભગવતીદેવીને પણ અત્યંત દુઃખ સહન કરવું પડયું હતું, પણ એ બધુ દુઃખ એમણે શાંતચિત્તે સહન કર્યું હતું. એટલે સુધી કે એક વખત કોઇ સરકારી અમલદારને ખબર પડી કે ગામના લોકો વિદ્યાસાગર મહાશયના માતપિતાને પજવવામાં બાકી રાખતા નથી, એટલે તેઓ એ ગામમાં તપાસ કરવા આવ્યા. એમણે આવીને પૂછયુ કે, ' આપને કયા લોકો હેરાન કરે છે ? તેનાં નામ આપો, એટલે હું તેમને બટવી સજા કરીશ; ' પરન્તુ ઉદાર ચિત્ત ના ભગવતીદેવી અને ઠાકુરદાસે કોઇના પણ નામ આપ્યા નહિ અને એ અમલદારને સમજાવીને પાછો મોકલી દીધો. એ લોકોએ ભગવતીદેવી અને ઠાકુરદાસ ઉપર જે જે અત્યાચારો કર્યા હતા તેને ધ્યાનમાં લીધા પછી તેમની

આ ક્ષમાવૃત્તિનો વિચાર કરીએ છીએ ત્યારે લાગે છે કે તેમની ક્ષમાવૃત્તિ ઈસુખ્રિસ્તની ક્ષમા કરતા કોઈ રીતે ઉતરે એમ નહોતી. વાચકોની જાણ સારૂ એ અત્યાચારના બેએક નમુના રજુ કરીશું એક વખતે ગામના લોકોએ પુષ્કળ કાંટા એકઠા કરી, ભગવતીદેવીના બારણા આગળ તેનો ઘણો મોટો ઢગલો કરીને બહાર જવાનો રસ્તો બંધ કરી દીધો હતો. મહામહેનતે તેઓ બહાર જવાનો રસ્તો કરી શકયા હતાં. એજ રીતે એક દિવસે ગામના લોકોએ મરી ગયેલાં જીવજંતુઓનો ઢગલો એમના આંગણામાં કર્યો હતો. વળી એક વખત ઠાકુરદાસ નવું ઘર બંધાવતા હતા તેનો એકઠો કરેલો સામાન ઉપાડી લઈ ગયા હતા. આવો આવો અત્યાચાર ઘણા દિવસ સુધી ચાલ્યો હતો. ભગવતીદેવીના પુત્ર ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરનુ એ વખતે સરકારમા એટલું બધું માન હતું કે ગવર્નર સાહેબ એમને પુષ્કળ માન આપતા તથા અનેક બાબતમા એમની સલાહ લેતા. એવે વખતે ભગવતીદેવીએ ધાર્યું હોત તો ગમે તે પ્રકારે ગામના લોકોને સજા કરી શકત, પરન્તુ એ ક્ષમાની અવતાર-દેવીએ તેમના દોષ ઉપર જરા પણ ધ્યાન આપ્યું નહિ ધન્ય ભગવતીદેવી ! ધન્ય તમને ! તમારા ઉદરમા ઈશ્વરચંદ્ર જેવા દયાસાગર જન્મે એમા શું આશ્ચર્ય ! !

ભગવતીદેવી અત્યંત પતિવ્રતા હતા ઠાકુરદાસની આજ્ઞા પાળવામાં કે એમની સેવા કરવામા એમણે કદિ પણ કોઈ જાતની ત્રુટિ રાખી નથી. બંગાળી સંવત્ ૧૨૭૭ મા ઠાકુરદાસ કાશીધામમા માંદા પડયા એટલે ભગવતીદેવી પોતાના પુત્રને લઈને તરતજ કાશી પહોચ્યા અને સેવાચાકરી કરીને તેમને જલ્દી સાજા કરી દીધા. ત્યા આગળ બે મહિના સુધી રહીને પતિની આજ્ઞાથી દીન અનાથોની સેવા કરવા તથા ઘરનો વહીવટ કરવા વીરસિંહ પાછા આવ્યાં ત્યા બેએક મહિના રહ્યા પછી ચૈત્રસંક્રાતિને દિવસે ભગવતીદેવીની તબિયત બગડી આવી. આ વખતે તેમના જીવવાની આશા વૈદ્યોએ તથા ડૉકટરોએ મૂકી દીધી. ભગવતીદેવીએ મંદસ્વરે મીઠી વાણીથી બધાને ધીરજ આપી અને છેવટે પતિના ચરણની રજ માગી. શાંત, ધૈર્યશીલ ઠાકુરદાસ હવે હૃદયના આવેશને રોકી શકયા નહિ. તેમની આંખોમાથી આંસુ પડવા લાગ્યા ગદ્‌ગદ્ સ્વરે એ બોલ્યાઃ-" તું સાધ્વી સતી છે. તને હું બીજો શો આશીર્વાદ આપું ? તુ તારા પોતાના પુણ્યબળવડે આગળ ચાલી. આખરે તારોજ જય થયો. તું સર્વદા કહેતી હતી કે, ' જપતપ કરવું એ

બધું ખરૂં, પણ મરતા આવડવું જોઇએ.' કેવી રીતે મરવુ જોઇએ એ ખરેખર તું જાણી શકે છે. તને અક્ષય સ્વર્ગસુખ મળજો!"

આ પ્રમાણે પતિનો આશીર્વાદ મેળવીને પુત્ર-પુત્રી, પૌત્ર-પૌત્રી વગેરેનો મોટો સસાર મૂકીને ભગવતીદેવી અપૂર્વ શાંતિપૂર્વક નાશવંત દેહ છોડીને અમર ધામમાં સીધાવ્યા. તેમના મૃત્યુથી અનેક દરિદ્ર અનાથોએ દારુણ શોક કર્યો. અમે પણ શોકવિહ્વળ ચિત્તે ઇશ્વરપ્રાર્થના કરીશું કે, "હે ઇશ્વર! ભારતભૂમિમા ભગવતીદેવી જેવી સરળ, નિરભિમાની સેવિકાઓ ઘેરે ઘેર ઉત્પન્ન કરો!"

# રત્ન ૩૭૦ મું—દેવી અઘોરકામિની



હવે અત્રે અમે એક એવી સન્નારીના જીવનનો પરિચય આપવા માગીએ છીએ કે, જેમણે પોતાના અતરની દૃઢ ઇચ્છાથી પ્રેરાઇને સસારમા રહેવા છતા પણ પોતાનું સમસ્ત જીવન "સેવાકાર્ય"મા સમર્પણ કર્યું હતું, જેમણે ઇશ્વરનુ સદા સાન્નિધ્ય અનુભવ્યુ હતું, પ્રભુપ્રેમમાં ડૂબકી મારીને જીવન મધુમય કર્યું હતુ અને એ પરમસ્વરૂપ તરફ દુનિયાનાં અન્ય નરનારીઓને આકર્ષિત કરીને તેમને સત્ય, સુદર અને મંગળ પરમાત્માની સમીપમા લઈ જવા પ્રયત્ન કર્યો હતો.

એ સન્નારીનુ નામ દેવી અઘોરકામિની હતું એ આપણાજ જેવાં સાધારણ મનુષ્ય હતા. મનુષ્યમા સ્વાભાવિકરીતે રહેલી અનેક ન્યૂનતા તથા દુર્બળતા તેમનામા પણ હતી, પરતુ ઇશ્વરનુ સાન્નિધ્ય સર્વદા અનુભવવાથી, સાદુ જીવન અને ઉચ્ચ વિચારને જીવનનું સૂત્ર બનાવવાથી તથા નાતજાતનો ભેદ ગણ્યા વગર ભૂતદયા પાછળ પોતાના સાધારણ જીવનનો ઉપયોગ કર્યાથી તેમનું જીવન ઘણુંજ ઉન્નત થયુ હતું આપણા આર્યસંસારમાં પતિ અને પત્નીનું જીવન અભેદ્ય, અવિચ્છિન્ન છે. એકના આચારવિચારની અસર બીજાના ઉપર થયા વગર રહેતી નથી, તો પછી પ્રકાશચન્દ્ર જેવા ભક્તિપરાયણ અને વિચારશીલ પતિનો પ્રભાવ દેવી અઘોરકામિની જેવી પતિવ્રતા આર્યનારી ઉપર પડયા વગર કેવી રીતે રહે?

શ્રીયુક્ત પ્રકાશચંદ્રરાય બિહાર પ્રાતમા એક જાણીતા ગૃહસ્થ હતા.

પ્રસિદ્ધ બ્રાહ્મોપદેશક બાબુ કેશવચંદ્રસેનના એ પરમ મિત્ર હતા.

ભક્તિભાવથી ઝળકી રહેતા તેમના હસતા ચહેરા સાથે જ્યારે એ બ્રાહ્મ-સમાજી સ્ત્રીપુરુષોમા ઉભા હોય ત્યારે ઘણા કેળવાયલા પુરુષો પણ તેમના ચરણની રજ ગ્રહણ કરીને પોતાને કૃતાર્થ માનતા હતા એ એક ડેપ્યુટિ કલે-કટર હતા. **દેવી અઘોરકામિની તેમના જીવનનાં અને તેમના ધર્મ-પંથનાં સાચાં સાથી** હતાં. જેવી રીતે પુષ્પવાળા વૃક્ષો પોતાના સુંદર પુષ્પવડે આખા બગિચામા સુગંધી ફેલાવે છે, તેવીજ રીતે આ ભક્તિમતી નારીએ પોતાના હૃદયના ભક્તિરૂપી પુષ્પોવડે સ્વામીના કંટકમય માર્ગને સુગંધથી આચ્છાદિત કર્યો હતો તેમને લીધે તેમના સ્વામીનો જીવનમાર્ગ ઘણોજ સુંદર અને તેમની સંસારયાત્રા ઘણીજ આનંદજનક બની હતી.

આ સંસારમા સ્ત્રીપુરુષોમા ગુણના કજોડ ઘણીવાર જોવામા આવે છે વિદ્વા-ન અને સાહિત્યપ્રેમી પુરુષને કાળા અક્ષરને કુટી મારે એવી સ્ત્રી સાથે,ભક્તને કંકાસીઆ સ્વભાવની કર્કશા સાથે, ઉદાર દીલના ગૃહસ્થને કંજુસ સ્ત્રી સાથે અને ધાર્મિક સુધારકને સાકડા વિચારવાળી સ્ત્રી સાથે પાનું પડયું હોય છે

બગિચામા જે અનેક લતાઓ વૃક્ષને વળગી રહે છે તેમાની કેટલીક એવી હોય છે કે જેના ભારને લીધે વૃક્ષો શક્તિહીન થઇને પડી જાય છે, ત્યારે કેટ-લીક એવી પણ નાજુક વેલડીઓ હોય છે, કે જેના રંગબેરંગી પુષ્પો અને હરિયાળા સુંદર પલ્લવોને લીધે વૃક્ષની શોભા અનેકગણી વધી જાય છે તે-વીજ રીતે આ સંસારમા એવા પણ અનેક સ્ત્રીરત્નો હોય છેકે જેમના હૃદયની મધુરતા, પ્રીતિ તથા પવિત્રતાને લીધે પતિનો સંસાર સ્વર્ગરૂપ બની જાય છે. એવીજ પુણ્યશાળી નારીઓની માફક દેવી અઘોરકામિની પણ પોતાના હૃદય-ની મહત્તા અને ઉચ્ચ ગુણોના મહિમાવડે સ્વામીને સૌભાગ્યવાન કરી ગયા છે.

અઘોરકામિનીનું કર્મજીવન અવસાન પામ્યુ છે, પરંતુ એમના પતિનો દૃઢ વિશ્વાસ હતો કે એમનો અમર આત્મા તેમને તેમના કાર્યમા સહાય કર્યા કરે છે તેમણે તેમનું એક જીવનવૃત્તાંત પ્રકટ કર્યું છે. ઉંચી કેળવણી, ઈશ્વર-ભકિત અને સ્વામીની સહાયતા મેળવ્યાથી એક નારીજીવન પ્રભુભક્તિ અને સેવાના વિષયમા કેટલું ઉન્નત થઇ શકે છે તે વાત એ ચરિત્ર ઉપરથી સહેજે જણાઇ આવે છે. એ સદ્ગુણસંપન્ન ભકિતમતી, તેજસ્વી નારીના જીવનનું વિવરણ ઘણુજ સંક્ષેપમા અમે નીચે ઉતારીએ છીએ.

ઇ સ ૧૮૫૪ ની સાલમા ચોવીસ પરગણામાં આવેલા શ્રીપુર ગામમાં

દેવી અઘોરકામિનીનો જન્મ થયો હતો. તેમના પિતા એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ હતા. પૈસેટકે પણ સુખી હતા. ઉચું કુળ અને પૈસા બને હોવાથી કન્યાને માટે યોગ્ય વર મેળવવામા એમને મુશ્કેલી નડી નહિ અને એ સમયના રિવાજ મુજબ દસ વર્ષની બાળવયમાજ અઘોરકામિનીનુ લગ્ન પ્રકાશચન્દ્ર સાથે થઇ ગયુ.

અઘોરકામિની પોતાના પાછલા જીવનમા લોકસેવાને માટે જે આત્મ-સમર્પણ કરી શક્યા, સેવાને પોતાનો સ્વાભાવિક ધર્મ બનાવી શક્યા, તેનો આભાસ બચપણથીજ થયો હતો. જ્યારે એ દસ વર્ષના હતાં ત્યારે તેમનો ભાઇ શીતળાના રોગથી પીડાતો હતો. એ સમયે અઘોરકામિનીએ જીવને જોખમે પણ એ ચેપી રોગમા એની બહુ સેવાચાકરી કરી હતી. એટલી નાની વયમાજ એ સાસરે આવીને સાસુજીને મદદ કરવા લાગ્યા હતા અને સુદર સ્વાદિષ્ટ ભોજન બનાવતા શીખ્યા હતા તેમનુ ઘરકામ જોઇને બધાને સંતોષ થતો હતો. એ વખતથીજ એમના સ્વભાવમા તેજસ્વિતા જણાઈ આવતી.

વિવાહ થયા પછી કેટલાક વર્ષબાદ પ્રકાશચન્દ્રે બ્રાહ્મધર્મ ગ્રહણ કર્યો. એ સમયે અઘોરકામિની કાંઇ વધારે ભણ્યાગણ્યાં નહોતા, પણ એમણે સાધારણ બુદ્ધિના બળવડે પતિના ધર્મને ગ્રહણ કરવા યોગ્ય ગણ્યો. એવી રીતે સ્વામીના નવધર્મને અનુસરવાથી એમને એક સખ્ત કસોટીમા કસાવું પડ્યું; કારણ કે એ સમયે એ તરુણ કુળવધૂ ઘરની વડિલ સ્ત્રીઓને તાબે હતા, છતાં પણ એમને ઘરની ચાલતી આવેલી રૂઢિઓની વિરુદ્ધ ચાલવું પડતું.વળી આટલા માટે એમને ગામની સ્ત્રીઓનાં મેણાં પણ કાંઈ ઓછા સાંખવાં પડયા નહોતા.

ત્યાર બાદ પ્રકાશચન્દ્ર 'હરિનાભિ' સ્કૂલના બીજા માસ્તર નિમાયા. મલિહારી જઈને અઘોરકામિની સ્વામીના શિષ્ય બન્યા સ્વામીની પાસે ધર્મનું શિક્ષણ મેળવીને, સાધનાનો આરંભ કર્યો એ સમયે એમની આર્થિક સ્થિતિ સારી નહોતી; પણ પારસના સ્પર્શથી જેમ લોઢું પણ સુવર્ણ થઈ જાય છે તેમ ધર્મના સ્પર્શથી તેમનુ ચિત્ત નિર્મળ અને ઉદાર થઇ ગયું. સુવર્ણના અલંકારોથી દેહને ખડકવાનો શોખ તેમણે ઓછો કરી નાખ્યો હતો. ઇ૦ સ૦ ૧૮૭૭ ની સાલમાં લોકોને અન્નનું કષ્ટ છે એ વાત સાંભળીને તેમણે પોતાના હાથની સોનાની બંગડીઓ જરા પણ ખેદ વગર દુકાળફંડમાં દાન કરી દીધી હતી.

સંસારપથની કઠોરતાનો તેમને ધીમે ધીમે અનુભવ થવા લાગ્યો. પોતે

અબળા, ઘરનો ભાર ઉઠાવનાર ગૃહિણી તથા સંતાનોની જનની હોવા છતાં પણ ગૃહત્યાગી ઋષિઓ જેની વાન્છના કરે એવા બ્રહ્મની પ્રાપ્તિની તેમને અભિલાષા ઉત્પન્ન થઈ. તેમણે કઠોર સાધનાનો આરંભ કર્યો. સૌથી પહેલાં તો સ્ત્રીઓમા કુદરતીરીતે રહેલી સુખની લાલસા સાથે એમને સંગ્રામ કરવો પડયો એ દૂરઅંદેશ બાઇ સમજી શકયા હતા કે ભક્તિનું અમૃતમય ઝરણું અને સંસાર એ બેની વચ્ચે વૈરાગ્યનું એક રેતાળ રણ પડયું છે. જે બીકણ આદમી વૈરાગ્યની એ મરુભૂમિને જોઇનેજ ભય પામે છે, તેમને માટે ભક્તિનો અમૃતરસ પીવાનો કોઇ પણ સંભવ નથી, પણ જે સાહસિક મનુષ્યો નીડર થઈને એ મરુભૂમિને ઓળંગી જાય છે તેજ નિર્મળ ઝરણાનું જળપાન કરીને ભક્ત થવા પામે છે કુદરતે દેવી અઘોરકામિનીને એક દુર્બળ બંગાળી અબળા બનાવ્યા છતાં પણ તેમના અંતઃકરણમાં તેજનું સ્ફુરણ કરાવવામાં કાંઈ કચાશ નહોતી રાખી. એથીજ એમણે વૈરાગ્યના માર્ગમા ચાલવાનું સાહસ કર્યું. અંગ ઉપરના સુંદર વસ્ત્રાભૂષણોનો ત્યાગ કરીને તેમણે સાદાં વસ્ત્ર પહેર્યાં. આ અવસ્થાને લક્ષમાં રાખીને બાબુ પ્રકાશચન્દ્રે પોતાની પત્નીને 'ગૃહસ્થ વૈરાગિની' શબ્દથી સંબોધન કર્યું છે

એક સમયે દેવી અઘોરકામિની કલકત્તે ગયા હતા. તે વખતે તેમની ઈશ્વરોપાસના તરફની પ્રીતિ જોઇને મહાત્મા કેશવચન્દ્રે અન્ય સ્ત્રીઓને શિખામણ દીધી હતી, કે આ નવી આવેલી બાઈ પાસેથી તમે ઉપાસના ઉપરનો પ્રેમ શીખો.

કલકત્તાથી પાછા ફરતી વખતે અઘોરકામિનીએ કેશવચન્દ્રને કહ્યુ કે:–'મને ભૂલશો નહિ 'કેશવચન્દ્રને તેમના ઉપર એટલી શ્રદ્ધા ઉત્પન્ન થઇ હતી કે તેમણે પ્રસન્નવદને કહ્યું, 'ભૂલાય ખરૂં કે ?'

પ્રકાશચન્દ્રની મતિહારીથી બદલી થવાથી તેઓ બાકીપુર ગયા. તેમણે ઘણા સમયસુધી બાંકીપુર ડેપ્યુટી માજીસ્ટ્રેટનો હોદ્દો ભોગવ્યો હતો, એટલે બાકીપુર અઘોરકામિનીનું કર્મક્ષેત્ર બન્યું. એ સમયે પોતાના વખતનો એ કેવો સદુપયોગ કરતા હતાં તે વિષે પ્રકાશચન્દ્ર લખે છે:–"દેવી ! એ સમયે આપણું દૈનિક જીવન કેવું તપસ્યામય હતું ! દરરોજ સવારે પથારીમાંથી ઉઠતાં પહેલાં તું મારી સાથે માતૃસ્તોત્ર ગાતી અને પછી ઉપાસનાની ઓરડીમાં સઘળી વસ્તુઓ તૈયાર કરતી. * * * નિષ્ઠાપૂર્વક આસન બિછાવીને મારે માટે રાહ જોતી. ઉપાસના થઇ રહ્યા પછી પ્રતિદિન એક નાની પ્રાર્થના કરતી.

ત્યારબાદ રસોડામાં જતી છોકરાંઓને ખવરાવીપીવરાવીને ભણવા મોકલતી પાછી પોતાના ખાવાનો બંદોબસ્ત કરતી. એની વચમાં કોઇ વખતે પડોશના બે ત્રણ ઘરની ખબર પૂછી આવતી અને એમને કોઈ વાતની અડચણ હોય તો તે દૂર કરતી. બપોરે કાંઇ વાચતી અને કંઈ જવાનુ હોય તો જઇ આવતી. સંતાનોને ખવરાવવાનું પીવરાવવાનુ તથા કપડાલત્તા પહેરાવવાનું કામ સદા પોતાનેજ હાથે કરતી. સાંજે રસોઇ કરીને છોકરાંઓને જમાડીને તેમને ભણવાનો બંદોબસ્ત કરી આપતી. ત્યારબાદ આપણે બંને જણા ઇશ્વરના ભજન ગાતાં અને જો કોઈ નવું સાધન કરવાનું હોય તો તે કરતા. આહાર કરી રહ્યા પછી પાછા ભજન ગાતાં. એ ઉપરાંત બીજા પણ કેટલાએ નિયમો પાળતાં.”

ત્યારબાદ અઘોરકામિનીને એક સખ્ત કસોટીમા કસાવું પડયું. એ મર્મભેદી કહાણી આખી કહેવા બેસીએ તો એક નવલકથા થઇ જાય. કલ્પિત નવલકથાઓમા જે ઘટનાઓ વાંચીને આપણે આંસુ પાડીએ છીએ તેવીજ ઘટના અઘોરકામિનીના કુટુંબમા ખરેખર બની. એ ઘટનાનો સાર નીચે મુજબ છે.

અઘોરકામિનીની મોટી દીકરીનું નામ સુસારવાસિની હતું તેના સમાગમમાં આવનાર એક વિદ્વાન ગૃહસ્થ કહે છે કે.–“ તેની મધુર ઉપાસનામાં શામેલ થઈને હું કૃતાર્થ થયો છું. તેના આત્મત્યાગ અને સેવાને નજરોનજર જોઇને મને તેને માટે ભક્તિ ઉત્પન્ન થઇ છે. ”

આ સુસાર જ્યારે તરુણી હતી ત્યારે વૃન્દાવન નામના એક યુવકના પ્રેમ તરફ આકર્ષાઇ સુસારના પિતાને ખબર પડતા એમણે પુત્રીની ઇચ્છાનુસાર તેનો વિવાહ કર્યો. એ વખતે વૃન્દાવન ધર્મોત્સાહી યુવક ગણાતો હતો.

પણ માણસનું મન કાંઈ હમેશા એકસરખુ નથી રહેતું. વૃન્દાવને બ્રાહ્મધર્મ પ્રમાણે લગ્ન કર્યા અને તે વિવાહના કાયદા મુજબ કચેરીના રજીસ્ટરમાં નોંધાઈ પણ ગયા, છતા થોડા દિવસ પછી તેણે બ્રાહ્મસમાજનો ત્યાગ કર્યો અને તેની સાથે સાધ્વી પત્ની સુસારનો પણ ત્યાગ કર્યો ! એટલુંજ નહિ પણ એ યુવકે ધર્મશીલા પત્નીના નિર્મળ પ્રેમને તરછોડીને ફરીથી એક હિંદુ બાલિકા સાથે લગ્ન કર્યું !

એવે સમયે એ પ્રેમમયી કોમળહૃદયા ધૈર્યશીલા અને ઇશ્વરપરાયણા સુસારવાસિનીએ શું કર્યું ? તેણે ધાર્યું હોત તો બ્રાહ્મધર્મનો કાયદો તોડીને બીજીવાર લગ્ન કરવા માટે પતિને સજા કરાવી શકત; અને તેના બીજા

લગ્નને રદ કરાવી શકત, પણ સ્વામીની વિરુદ્ધ તેણે એક શબ્દ પણ કહાડયો નહિ, એટલુ જ નહિ પણ સ્વામી ઉપરનો પોતાનો પ્રેમ લેશમાત્ર તેણે ઓછો થવા દીધો નહિ

સુસાર આજે આ જગતમા નથી. તેણે ઘણા વર્ષો બ્રહ્મચારિણી યોગિનીને વેશેજ જનનીનું અધુરૂ કામ પુરૂં કરવામા ગાળ્યા હતા, અને ઈશ્વરને આત્મસમર્પણ કરીને પોતાનું આયુષ્ય અન્ય બાળકીઓની સેવા પાછળ ગાળવા માંડયુ હતુ.

આ પ્રમાણે સાધના અને સેવામા પોતાના હૃદયને પરોવવા છતા પણ એ તીવ્ર ઘા સહન કરી શકી નહિ અને ત્રીસ વર્ષ પુરાં થતા ન થતાંમા તો એનુ શરીર દારુણ રોગની સામે ટક્કર ન ઝીલી શકવાથી તૂટી પડયુ

આજ સુસારવાસિની આ જગતમા નથી એ વાત ખરી છે, પણ એની 'ડાયરી'—નોધપોથી હજુ આપણી સમક્ષ છે. એ વાચવાથી પથ્થરની છાતીવાળા મનુષ્યનું હૃદય પણ પીગળે છે. ડાયરીમા એક સ્થળે એણે લખ્યુ છેઃ—

"આજ મારા જીવનનો કેવો દિવસ! આજ બપોરે ખબર પડી કે મારા સ્વામીએ ફરીથી લગ્ન કર્યું છે. કેવો ઘા! વિચાર આવે છે કે આજ મારી વહાલી મા સોડયમાં ઘાલીને દિલાસો ન આપતી હોત તો હુ રોઈ રોઈને માથુ કુટીને મરી જાત. હવે હું જગજ્જનનીને શરણે પડી છુ."

નોધપોથીમા બીજી જગ્યાએ આ પ્રમાણે લખ્યુ છે—"૧૮૯૧ની ૭મી અકટોબર * * આજ ચાર વર્ષ થયા વિખુટી પડી છુ. કેવળ માજીની* કૃપાથી જીવું છું ધન્ય! માજીની ઈચ્છા એવી હોય તો એમજ થાઓ."

૧૮૯૧ની ૧૯મી નવેમ્બર * * * 'આજ મારા સ્વામીનો જન્મદિવસ છે માજીના ચરણમા સોસોવાર ઉપકારસહિત સ્મરણ કર્યું કે આજે એમનું ૨૯ મું વર્ષ બેઠુ. ધન્ય માજી! ધન્ય તમારો સ્નેહ! આ નવજીવનના દિને એમના આત્માને તમારી તરફ ખેંચો.'

સ્ત્રીના કેટલો જબરો પ્રેમ અને કેટલી આશ્ચર્યકારક સહનશીલતા!! ચાર વર્ષથી જે સ્વામીએ વગરવાંકે પોતાનો પરિત્યાગ કર્યો છે તેના મગળને માટે ઈશ્વરપ્રાર્થના! ધન્ય છે હિંદુ સન્નારી! તારૂં હૃદય ખરેખર કેવી છે!

* આ સ્થળે અને હવે પછી દેવી અઘોરકામિની અને તેમનાં પુત્રીએ 'માજી' શબ્દોનો પ્રયોગ ઈશ્વરને સબોધીને કર્યો છે આચાર્યશ્રી કેશવચન્દ્રસેન ઉત્તરાવસ્થામાં પ્રભુને માતારૂપે સબોધવાનુ પસદ કરતા હતા લેખક

વાચક બહેનો ! વિચાર કરો કે જે સમયે કન્યા સુસારવાસિનીનો તેના ધણીએ પરિત્યાગ કર્યો, તે વખતે તેની સ્નેહમયી જનની અઘોરકામિનીની શી દશા થઇ હશે ! એક દિવસનું દુ:ખ નહોતું, મહિના બે મહિનાનું દુ:ખ નહોતું, પણ રાતને દિવસ આખી જીંદગી સુધી પુત્રીની આ દુર્દશા કેવી રીતે જોઇ શકાય ! માનો પ્રાણ આ દુ:ખ સહન કરી શકે ? પણ દેવી અઘોરકામિની-એ આ સમયે પણ સંપૂર્ણરીતે ઇશ્વર ઉપરજ પોતાનો આધાર રાખ્યો હતો. ઇશ્વરે તેમની પ્રાર્થના સાંભળીને તેમના હૃદયમા એક અપૂર્વ શક્તિનો સંચાર કર્યો. આ ઐશ્વરી શક્તિની સહાયતાથી એ નિર્બળ બાઇએ ધીરજ ધરીને પોતાના કામમા મન પરોવ્યું આ સમયે અઘોરકામિની લખનૌ શહેરમા એક અસંભવ જણાતા કામને સંભવિત કરવામા પરોવાયા હતા, પણ તેનું વર્ણન કરતા પહેલા એમના કઠોર વૈરાગ્ય અને સાધનાની વાત કહીશું

અઘોરકામિનીએ અંગના આભૂષણોનો તો પ્રથમથીજ ત્યાગ કર્યો હતો. હવે તેમણે માથાના કેશ કપાવી નાખીને સુખલાલસાનુ બાકી રહેલું ચિન્હ પણ કાઢી નાખ્યુ, અને સંકલ્પ કર્યો કે જે પ્રિયતમ સ્વામીના પ્રેમ વગર એક ઘડી પણ રહી નહોતા શકતા, જેમને જોઇને તેમનું ચિત્ત ચંચળ થઇ જતું હતું, તે સ્વામીની સાથે હવે બહારનો કાઇ પણ સંબંધ નહિ રાખું. ફક્ત અંતરનો પ્રેમ અને આત્મા સાથે આત્માનું સંમિલન કાયમ રહેશે. આ વખતે અઘોર-કામિનીનું વય માત્ર ૨૬ વર્ષનું હતું તેમણે સ્વામીની સાથે બ્રહ્મચર્ય અને વૈરાગ્યવ્રત ધારણ કર્યાં.

હવેથી અઘોરકામિનીને સાધન અને ભજનમા સગવડ થઇ, કારણ કે આટલા દિવસ નાના નાનાં છોકરાઓને લીધે સેવામા અડચણ પડતી હતી. હવે એમના ખોળામાં કોઇ નાનું બાળક આવીને બેસવાનો સંભવ નહોતો. આ ઘટના પછી સાત વર્ષે તેમનો આધ્યાત્મિકવિવાહ થયો.

આધ્યાત્મિકવિવાહ એટલે શું ? તેનો કાંઇક ખુલાસો કરવો જરૂરનો છે. મહાત્મા કેશવચન્દ્ર સેન પોતે રચેલા ‘ નવસંહિતા ’ નામના ગ્રંથમા એક કઠણ વ્રતનો ઉલ્લેખ કરી ગયા છે. એ વ્રતનું નામ આધ્યાત્મિકવિવાહ છે. એ વ્રત લીધા બાદ પતિપત્ની આત્મામાં આત્મા મેળવીને પ્રભુસેવામાં જીવન સમર્પણ કરે છે. એટલા માટે એ અનુષ્ઠાનના અધિકારીઓમાં ભેદ હોય છે. જે લોકો બ્રહ્મચર્ય પાળવાને સમર્થ હોય તેમનેજ માટે એ વ્રત ગ્રહણ કરવા યોગ્ય છે; બીજાઓને માટે નહિ.

ઈ૦ સ૦ ૧૮૯૧ ની ૨૭ મી જાનેવારીએ પ્રકાશચંદ્ર અને અઘોરકામિની-નો આધ્યાત્મિકવિવાહ થયો. એને માટે એ બન્ને બુદ્ધદેવના લીલાક્ષેત્ર રાજગિરિ તીર્થમા ગયાં હતાં. એ તીર્થમાં જઈને પહેલાં પ્રકાશચંદ્ર અને તેમની સ્ત્રીએ મુંડન કરાવ્યું ત્યારબાદ ઉપાસના કરવામાં આવી અને તેમનું આધ્યાત્મિક લગ્ન સધાઇ ચુક્યું

એ શુભ પ્રસંગે શ્રીયુક્ત ચણ્ડિદાસ નામના એક બંગાળી વિદ્વાન હાજર હતા એ ગૃહસ્થ એ સંબંધમાં પોતાની ડાયરીમાં લખે છે.—"ઉપાસના—સ્વર્ગ-ની ઉપાસના ! આજ એક મહાન કાર્ય થયું ભક્તિભાજન પ્રકાશ બાબુ અને તેમની ભાર્યા અઘોરકામિની આજે આધ્યાત્મિક વિવાહસૂત્રથી બંધાયા. * * * આ કાર્ય જોઈને બધાના મનમા એક સ્વર્ગીય ભાવ વ્યાપી ગયો. હમણા પ્રકાશ બાબુની વય ૪૪ અને અઘોરકામિનીની ૩૬ વર્ષની છે."

હવે અઘોરકામિનીના લખનૌ જવાની વાત કહીશુ. આટલા દિવસ એ-મણે ભક્તિમાર્ગમા સાધના, સ્વામી અને સંતાનોની સેવા તથા બાંકીપુરની અનેક રોગી અને દુઃખી નારીઓની સેવા કરવામા ગાળ્યા હતા હવે દેશસેવા-ના કાર્યમાં પડવાનો તેમને અભિલાષ ઉત્પન્ન થયો, અથવા એમ કહો કે ઈશ્વરે તેમને એ કામ તરફ પ્રેરણા કરી,પણ દેશના કયા કાર્યમાં હાથ ઘાલવો ? સાધનમા સિદ્ધિ મેળવ્યા છતાં પણ એ કોમળહૃદયા નારી હતા. નારીઓને માટે કયુ કર્તવ્ય શ્રેષ્ઠ છે ? તેમણે થોડા સમયમાજ પોતાને માટે કામ પસંદ કર્યું. જોયુ કે બિહાર પ્રાંતમાં સ્ત્રીજાતિની ઘણી દુર્દશા છે. તેમને ભણવાગણવાના કાંઇ સાધન નથી અને ભણ્યાગણ્યા વગર સ્ત્રીજાતિની ઉન્નતિ થવાનો સંભવ નથી. નિશ્ચય કર્યો કે છોકરીઓને માટે એક સારી નિશાળ અને બોર્ડિંગહાઉસ ઉઘાડવા અને તેનો ભાર પોતે ઉઠાવવો, પણ એને માટે ખર્ચ અને શિક્ષણની જરૂર હતી. વિચાર્યું કે પૈસાનું તો પછીથી થઈ પડશે, પણ શિક્ષણ આપવાને તથા બોર્ડિંગ ચલાવવાને માટે પહેલાં મારેજ શિક્ષણ લેવું પડશે એ વિચારથી પ્રૌઢ વયમા એ લખનૌ ભણવા ગયા. બધા કહેવા લાગ્યા કે આ શું કૌતુક ? સ્વામી અને છોકરાઓને મૂકી દઈને તમે લખનૌ ભણવા જશો ? અને આટલી ઉમરે અંગ્રેજી આવડવાનો સંભવ છે ? એ ટીકા કરનારાઓને ખબર નહોતી કે અઘોરકામિનીને માટે 'અસં-ભવ' શબ્દજ મિથ્યા હતો સ્વામીને ઘરસંસારનો વહીવટ સોંપીને એ લખનૌ ગયા. ત્યાની બોર્ડિંગહાઉસની ઉપરિ મડમ :એક બંગાળી રમણીનું આ

સાહસ, મનોબળ અને કર્મોત્સાહ જોઇને આશ્ચર્યચકિત થઇ ગઇ.તેણે કહ્યું:-
" મિસિસ રૉય ! તમે બોર્ડિંગમાં રહેવાનું તો કહો છો, પણ તમારાથી;આ ઉમરે બોર્ડિંગહાઉસના બધા નિયમો પળાશે નહિ." અઘોરકામિનીએ કહ્યું:-
" ના એમ નહિ. હું વિદ્યાર્થી થઇને અત્રે શિક્ષણ મેળવવા આવી છું એટલે મારે બોર્ડિંગહાઉસના બધા નિયમો પાળવાજ પડશે."

લખનૌ જવાના થોડા દિવસ બાદ તેમનો મોટો છોકરો સુબોધ ઘણો માંદો પડયો. આ સુબોધ તે હાલના કલકત્તાના બૅરિસ્ટર મીસ્ટર એસ સી. રૉય; પણ એ વખતે તે બાળક હતા. તેમનો તાવ ૯૭ ડીગ્રીથી એકદમ ૧૦૫ ડીગ્રી આવીને ઉભો. તરતજ લખનૌ ખબર આપવામાં આવી. બીજી વખતે ગમે તેટલું ધૈર્ય રાખનારી આપણી સ્ત્રીઓ છોકરાઓની માંદગીવખતે ઘણી ગભરાઇ જાય છે,પણ અઘોરકામિનીએ પોતાના પ્યારા સંતાનને ઇશ્વરની કૃપા ઉપર છોડીને ચિત્તને સ્થિર રાખ્યું એ દિવસની ડાયરીમાં તે લખે છે કે:—

'સુબોધના મંદવાડની ખબર સાંભળીને તેને માજીના ખોળામા સોપ્યો; ઘણોજ આરામ.'

અઘોરકામિનીએ લખનૌથી પોતાના સ્વામીને જે પત્રો લખ્યા હતા તે ઘણાજ ઉત્કૃષ્ટ છે. એ વાંચતાં તેમની સ્વામી તરફની નિષ્કામ પ્રીતિ જોઇને જેટલો વિસ્મય થાય છે તેટલુંજ તેમની ધર્મનિષ્ઠા, ઉદ્યોગ અને અનુપમ ઇશ્વરભક્તિ જોઇને તેમને એક નમુનારૂપ સ્ત્રી કહેવાનું મન થાય છે. એક પત્રમાંથી કેટલોક ભાગ નીચે ઉતારીએ છીએ:—

"તમે જે કાંઇ કહેશો તે જીવને સાટે પણ પાળવા હું યત્ન કરીશ.આટલા દિવસ તમારાથી ભિન્ન હતી. હવે આપણે આધ્યાત્મિકવિવાહથી બંધાઇને એકરૂપ થયાં છીએ. એવું કયું કાર્ય છે કે જેને માટે મા આપણને કહે અને આપણે ના કહી શકીએ ? ન કરી શકીએ તોપણ કરી તો જોવુંજ જોઇએ. જો આપણે હાથે કામ કરાવવાની તેની ઇચ્છા હશે તો એ કામ અવશ્ય પાર પડશે. * * * સઘળુ લોહી આપીને પણ માજીની ઇચ્છા પુર્ણ નહિ થાય ? * * જે સાધના પુર્ણ કરવાને માટે માએ જન્મ આપ્યો છે તે કાર્ય પુર્ણ થતાં કેટલું સુખ મળશે તે તમે કહી શકશો અને કહેવાની ઇચ્છા પણ નહિ થાય; કારણ કે માજીની નિકટ જતાં જઇશું તેટલુંજ વધારે પાસે જવાની ઇચ્છા થશે. નિકટપણાને શું હદ છે ? "

આ કાગળમાં સઘળું લોહી આપીને પણ પ્રભુની ઇચ્છા પુર્ણ કરવા

સંબંધી જે વાક્ય છે તેના ઉપર ધ્યાન આપો. કોમળ સ્ત્રીજાતિને મોંએ એવા શબ્દો વિરલજ સાંભળવામાં આવે છે. મનુષ્યોના હિતને માટે કોઈ નારી આ પ્રમાણે સ્વાત્માપર્ણ કરવા તૈયાર થાય એવા દૃષ્ટાંત આ દેશમાં ભાગ્યેજ જોવામાં આવે છે.

અઘોરકામિનીને સંસારમાં સ્વામી, પુત્ર, પુત્રી બધું એ હતું છતાં પણ સંસારમાં આસક્તિ નહોતી હૃદયની સાથે ઘોર સંગ્રામ કરીને તેમણે એ આસક્તિને હઠાવી મૂકી હતી. એ સંગ્રામની કહાણી 'અઘોર પ્રકાશ' ગ્રંથમાં લખી છે અમે આજ એમના એકજ દિવસની ઘટનાનો ઉલ્લેખ કરીશું.

લખનૌ બોર્ડિંગ હાઉસમાં અઘોરકામિની એક દિવસ માંદા પડયા. એ વખતે એમના મનમાં તરંગ ઉઠયો કે, 'આજે પ્રભુની આજ્ઞા થાય તો હું દેહત્યાગ કરવા તૈયાર છુ કે નહિ ? કોઇને માટે આસક્તિ છે કે નહિ ?' મને જવાબ આપ્યો:—'કોઇને માટે આસક્તિ નથી. અત્યારે પણ પ્રયાણ કરવા તૈયાર છુ.'

આ બધી ઉક્તિઓ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે એ ખરેખરા ધર્મરાજ્યમા પ્રવેશ કરવા પામ્યા હતા, એમ ન હોત તો સંસારી મનુષ્યમાં આટલી વિરક્તિ કેવી રીતે આવે ?

દેવી અઘોરકામિનીનું લખનૌ ખાતેનું શિક્ષણ લગભગ સમાપ્ત થઈ ગયું હતુ હવે એ ભવિષ્યના કાર્યક્રમની કલ્પના કરવા લાગ્યા. સૌન્દર્યની કલ્પનાથી કવિના હૃદયમા જેવી રીતે ભાવરસ ઉછળે છે તેવીજ રીતે કર્મની કલ્પનાથી અઘોરકામિનીનું હૃદય આનંદથી ઉભરાવા લાગ્યુ. એ સમયે એ ડાયરીમાં લખે છે:—

"આ તો કામનો પાયો નખાયો કેટલુ કામ થશે તે કહી શકાતું નથી. કેમ કરીને થશે તે પણ જાણુતી નથી, પણ કરવાથીજ કામ પાર પડશે. એક ઉપાસનાગૃહ, એક છોકરીઓની નિશાળ, એક દુઃખિતોનો આશ્રમ, એક વિદ્યાર્થીઓનો આશ્રમ એટલુ સ્થાપવું પડશે. નિશાળ તો ઘણી જલદી શરૂ થશે. હાલને માટે રૂ ૧૦૦ નું માસિક ખર્ચ કરીશ. એક મોટા મકાનની જરૂર છે ૩૦ કે ૩૫ રૂપિયાનો મહિનો હોય તો—બાબુની છોકરી એન્ટ્રન્સ પાસ થઇ છે તે આવી શકે. હવે સમજાયુ કે જ્ઞાનની કેટલી બધી આવશ્યકતા છે કેટલી છોકરીઓ એ જ્ઞાનના અભાવે જડની માફક આહારનિદ્રામાં વખત ગાળે છે પૈસાને માટે મે કોઇ દિવસ ફિકર કરી નથી, અને કરીશ નહિ. જો ખરેખર માજીને કાજે મારાથી કાંઈ કરી શકાવાનું હશે તો અવશ્ય કોઈ પણ

અભાવ નહશે નહિ. ”

આવી આવી ઉચ્ચ અભિલાષાઓ સાથે લખનૌનો અભ્યાસ પુરો કરીને અઘોરકામિની સ્વામીની પાસે બાંકિપુર ગયાં,પણ બોર્ડિંગનાં કષ્ટથી તથા ઘણું કામ કરવાથી તેમનું શરીર બીલકુલ લેવાઇ ગયું હતું. પ્રકાશચંદ્રે તેમને આ દશામાં જોઇને લખ્યું છે:– ‘ તારા હાથ અલંકારશૂન્ય હતા અને પહેરવેશ સાદો હતો, છતા મારી આગળ તું દિવ્ય જ્યોતિ જેવી ઉજ્જવલ લાગતી હતી આ તારૂં કેવું રૂપ ! આ શું દેવી નહિ તો માનવી ? ’

સ્વામીએ પત્નીના તપસ્વિની વેષે દર્શન કરીને અને તેની ઇશ્વરભક્તિ અને આત્મત્યાગની કથાનું સ્મરણ કરીને તેને પ્રણામ કર્યા, એ ઘણાને હદપાર જવા જેવું લાગ્યુ હશે કેટલાએક એને યૂરોપમાથી શીખેલો ‘ સુધારો ’ ગણીને તેના તરફ તિરસ્કારથી જોશે, પણ ખરૂં જોતાં એ હદપાર જવાની વાત પણ નહોતી અને પશ્ચિમના સુધારાની નકલ પણ નહોતી શક્તિ જોઇને ભક્તિ ઉત્પન્ન થાય છે. આપણા ભક્તમાળ ગ્રંથમા એવા દષ્ટાંતોનો અભાવ નથી. એ ભક્તિરસનો ગ્રંથ વાચતાં જણાશે કે કેટલાક અભિમાની નૃપતિઓ પોતાની પત્નીના અનુપમ ભક્તિભાવથી આશ્ચર્ય પામી જઇને તેના ચરણમા સોનાના મુગટ સાથે નમ્યા છે.

ત્યારબાદ અઘોરકામિની કેટલીક સખીઓને લઇને રસ્તામા ઈશ્વરભજન ગાવા અને કેટલીક જગ્યાએએ ભાષણો આપવા લાગ્યા. આથી લોકોમાં તેમની નિંદાનો પાર રહ્યો નહિ, પણ એમણે પોતાના આત્માને એવી સ્થિતિએ પહોચાડયો હતો કે જેમાં નિંદા કે પ્રશંસા અસર નહોતા કરી શકતાં. મનુષ્યોના સખ્ત તિરસ્કારને સમયે પણ એમનુ હૃદય પોતાના શુભ કામમાથી પાછું હઠયું નહિ.

પછીથી એમણે પ્રખ્યાત વકીલ સ્વર્ગસ્થ ગુરૂપ્રસાદ સેન મહાશયના આગ્રહથી બાંકીપુરની કન્યાશાળાનો બધો વહીવટ પોતાના હાથમાં લીધો. એ નિશાળ બંધ પડી જવાની તૈયારીમાં હતી.ફંડનું તળિયું આવી રહ્યુ હતું.છોકરીઓની સંખ્યા પણ જોઇએ તેટલી નહોતી,પણ અઘોરકામિનીએ કહ્યુ :–‘ પૈસા નથી ? હુ ગમે તેમ કરીને પૈસાની સગવડ કરીશ. છોકરીઓ નથી ? હુ ઘેરે ઘેર જઈ ગામે ગામ ફરીને છોકરીઓ એકઠી કરીશ. ’

આ સ્રીનાં આવા અદ્ભુત કર્મોત્સાહ,ખંત અને દઢ સંકલ્પને કોની સાથે સરખાવીએ ? આવી સ્રીને માટે અસંભવિત શું ? તેમણે ૧૫ મી ફેબ્રુઆ-

રીએ કન્યાશાળાનો વહીવટ પોતાના હાથમા લીધો. માર્ચ મહિનો પુરો ન થયો એટલામા તો નિશાળમા ૨૯ કન્યાઓ દાખલ થઇ. ત્યારબાદ હિંદુસ્થાની કન્યાઓ પણ નિશાળમા આવવા લાગી.

આ અરસામા અઘોરકામિની ઘડીઆળના કાંટા સામું જોઇને કામ કરતાં. જરા પણ વખત નકામો જવા દેતા નહિ. આ વખતનો કાર્યક્રમ એમણે પોતાની રોજનિશીમાં લખી રાખ્યો છે તે અમે નીચે ઉતારીએ છીએ. (૧) છોકરાંઓને ખવરાવવુ, (૨) પાઠ, (૩) ઉપાસના, (૪) રોગીઓની સેવા, (૫) નિશાળમા જવું, (૬) મુલાકાત કરવી, (૭) નવાં પાડોશીઆડોશીની ખબર પૂછવી, (૮) આવકખર્ચનો અડસટ્ટો કહાડવો અને પગાર આપવો.

આ પરિશ્રમનુ શું ફળ આવ્યુ તે પણ કહીશું. બાકીપુરની કન્યાશાળામા એન્ટ્રન્સ સુધીનું શિક્ષણ અપાવા લાગ્યું અને એ નિશાળમાંથી કન્યાઓ પ્રવેશિકા પરીક્ષામા પાસ થવા માંડી. આ ઉપરાત એમણે પોતાને ઘેર છોકરીઓને વાસ્તે એક બોર્ડિંગ હાઉસ-છાત્રાલય ઉઘાડયું દેશપરદેશની છોકરીઓ એ બોર્ડિંગમા રહીને શિક્ષણ મેળવવા લાગી. ફક્ત એક નારીના ઉત્સાહથી દેશને માટે કેટલું કામ થઈ શકે છે તે જોવા જેવુ છે

આ મનસ્વી સન્નારીનુ હૃદય કેટલુ ઉન્નત હતું, તેમનો સેવાસબધી વિચાર કેવો ઉચો હતો તે સબધી બેએક શબ્દો કહીશું. સેવાસબધે એ હિદુ કે બ્રાહ્મ, બગાળી કે હિંદુસ્તાની, આપણો કે પારકો એવો કાંઈ પણ ભેદ રાખતા નહિ સેવાનુ તેડું આવતાજ તેને ઈશ્વરનો હુકમ ગણીને તૈયાર થતાં. એક વખત એવું બન્યું કે બાંકીપુરમાં એક સ્ત્રી સુવાવડને ખાટલે પડી. ઘરમા બીજુ કૈરૂં નહોતું હવે એની બિચારીની ચાકરી કોણ કરે ? અઘોરકામિનીને કાને વાત આવતાજ એ ત્યા પહોચ્યાં અને સગી માની પેઠે એ બાઇની સુવાવડ કરી.

તેમની સેવા સબધી પ્રકાશચદ્ર લખે છેઃ—

' આ દેશના નારીજીવનમા સેવા નથી એમ નહિ, પણ તે પ્રાયઃ સ્વામી અને કુટુબની સીમામાજ બધાઇ રહી હોય છે. આસક્તિના કોટને જેટલો તોડશો તેટલોજ પારકાનો વિચાર કરવાની અને મદદ કરવાની શક્તિ આવશે. તારે માટે એ સમય ઉપર જેટલો મોટા માણસનો હક્ક હતો તેટલોજ દુઃખી વિધવાની ઝુપડીને હતો ખબર મળતાંજ તું તેમનું દુ.ખ દૂર કરવા દોડતી. છેવટે જ્યારે એ સેવાકાર્ય ઘણું વધતુ ગયું ત્યારે મારી પાસે આવીને પૂછી

જવાનો સમય પણ રહ્યો નહિ. કેટલાએક દિવસ મારી અજાણમાં તે કેટલાએ રોગીઓની સેવા કરી છે.'

"એક દિવસ રાતના બે વાગ્યાને સમયે મારી પથારી આગળ ઉભી રહીને તું બોલી:-'હું જાઉં છું.' આંખ ઉઘાડીને જોઉં છું તો તું કપડાં પહેરીને તૈયાર થઈ છે. મે કહ્યું:-'આ શિયાળાની રાતે ક્યા જઈશ?' તેં કહ્યું:-'વિધવા બ્રાહ્મણીનો છોકરો ઘણો પીડાય છે તેને જોવા જઇશ.' વિધવા બ્રાહ્મણીને બીજું કોઈ નહોતું. એકનો એક પુત્ર એફ. એ. (ઇન્ટર) પાસ થયેલો હતો. એજ છોકરો તાવના રોગમાં ઘડીપળ થઇ રહ્યો હતો. દવા માટે ડૉક્ટર પરેશ બાબુને બોલાવ્યા હતા. મને એ વખતે એ બધી વાતની કાંઇ ખબર નહોતી. * * * મારી રજા મળતા તું કાંઈ પણ ફીકર નહિ રાખતા એવી ઘોરઅંધારી રાતે પગે ચાલીને રોગીઓની સેવા કરવા ગઈ. સાથે રોગીના ઘરનો ચાકર હતો. તેના હાથમા ફાનસ હતું."

બાંકીપુરના ડૉક્ટર શ્રીયુક્ત કામાખ્યનાથ બંદોપાધ્યાય લખે છે:-"એક દિવસે એક વિદ્યાર્થીએ મેડિકલ સ્કૂલમાં મને કહ્યું કે, અહિં એક આબરૂદાર ધનવાનની એક સગી રોગથી ઘણીજ પીડાય છે. એ સ્ત્રીને મહિના દોઢ મહિનાની એક છોકરી છે. તેની સેવાચાકરી કરનાર કોઇજ નથી ખાવાપીવાની પણ ગોઠવણ નથી તેના સગાંવહાલા કોઇ તેની ખબર લેતાં નથી. વિદ્યાર્થીને મોંએ આ વાત સાંભળીને મને અત્યંત દુઃખ થયું. દુઃખનિવારણનો શો ઉપાય કરવો એ વિચારમાં હું માજી (અઘોરકામિની) ની પાસે ગયો અને તેમને બધી વાત કરી. મારે મોંએ બધી વાત સાંભળીને એમણે તરતજ ચાકરને ગાડી લેવા મોકલ્યો અને મને સાથે લઇને એ અનાથ નારીના ભાગ્યાતૂટ્યા ઘરમાં આવી ઉભાં રહ્યાં"

'આવીને પહેલા તો મળમૂત્રના ભરેલા બાળોતીઆં એ ઘરમાં આમ તેમ પડેલાં હતા તે લઈને ધોઈ નાખ્યાં.આ જોઇને હું તો આભોજ થઇ ગયો.'

'સુવાવડી ઘણુજ ગંદા બિછાનામા સૂઈ રહી હતી. દેવી અઘોરકામિનીએ પોતાને ઘેરથી વસ્ત્ર તથા ઓઢવાપાથરવાનું લાવી આપ્યું અને સુવાવડીનાં કપડાં બદલાવીને તેને બિછાનામા સુવાડી તેમની સેવાથી પ્રસૂતિમાં એક પ્રકારની શક્તિ આવી અને તે બોલી ઉઠી:-"મા તમે મને આજે જીવાડી."

એકવાર બાંકિપુરમાં એક સર્કસપાર્ટી આવી. તેમનામાંનો એક આદમી ટાઇફૉઇડ તાવથી પીડાવા લાગ્યો.હાય! બિચારો બે પૈસા રળી ખાવા ઘરબાર

છોડીને આવ્યો હતો. અહિં એની કોણ ચાકરી કરે; અને એ જાય પણ ક્યાં ? ચેપીરોગ જાણીને કોઈ એની ચાકરી કરવા તૈયાર થયું નહિ

દેવી અઘોરકામિનીને ખબર મળતા એ અજાણ્યા આદમીને એમણે પોતાના ઘરમાં આશ્રય આપ્યો, તેની દવા કરી, તેની સેવા કરી અને આખરે તેને સાજોતાજો કર્યો. આ દેશમા નારીની એવી ઉદારતા અને સેવાનાં દૃષ્ટાંત ઘણાં થોડાં જોવામાં આવે છે

દેવી અઘોરકામિનીની સેવાસબંધી સ્વર્ગસ્થ પ્રતાપચંદ્ર મજુમદાર મહાશય પોતાના 'સ્ત્રીચરિત્ર' ગ્રંથમાં લખી ગયા છે:– 'બિહાર પ્રાંતમાં નારિયેળ એક મુશ્કેલીથી મળી આવતી વસ્તુ છે. એકવાર અઘોકામિનીને એચાર નારિયેળ ભેટ મળ્યા. એમણે એના એક જાતના મીઠા રોટલા બનાવીને નિશાળના છોકરાઓને વહેચ્યા. વિદ્યાર્થીઓ આ મિઠાઈ ખાઈને ઘણા ખુશ થયા આ સામાન્ય વિષયનો ઉલ્લેખ એટલા માટે કરવામા આવ્યો કે અઘોરકામિની ત્યારબાદ ઘણા થોડા વખતમાં પરોપકાર વ્રતમા એટલાં બધાં અનુરાગી અને ઉત્સાહી થયાં કે પારકાઓની સેવા તેમના જીવનનું મુખ્ય કાર્ય થઈ પડયુ. ગમે તે જાતના લોક કેમ ન હોય, મોટા દરજ્જાવાળાં હોય, કે ઘણી નીચ જાતિના હોય, સંકટમાં આવતા સાધ્વી અઘોરકામિની તેમની સેવામાં જોડાઇ જતા '

દેવી અઘોરકામિનીની સેવાના આ વર્ણનની સાથે સાથેજ તેમના સાહસની વાત કહીશું એક વખત તેમના ગરીબ પાડોશીના ઘરમા આગ લાગી હતી, પણ બીજા લોકો જ્યારે એ આગ જોઈને ખાલી બૂમાબૂમ કરતા હતા ત્યારે અઘોરકામિનીએ પોતાની એક મોટી શેતરંજી પાણીમાં બોળીને બળતા ભાગ ઉપર નાખી દીધી અને પછી ડોલથી એના ઉપર પાણી નાખ્યા કર્યું. આથી આગ હોલવાઇ ગઈ અને ગરીબનુ ઝુપડું બચી ગયું.

દેવી અઘોરકામિની સ્વામી સાથે થોડા દિવસને માટે પ્રવાસે નીકળ્યાં. વિવિધ સ્થળોએ ફરતા ફરતા ચિત્રકૂટ આવી પહોચ્યાં અઘોરકામિની પહેલા કોઈ દિવસ ઘોડેસ્વાર થયા નહોતા, પણ આગળ જણાવી ગયા છીએ તેમ ફલાણુ કામ તો મારાથી થઇ શકે નહિ, એ શબ્દો તો તેમની પાસે હતાજ નહિ ચિત્રકૂટ આવતા ઘોડેસ્વાર થવાની જરૂર પડી તો એમણે છ સાત માઈલ સુધી ઘોડા ઉપર સવારી કરી.

એક તરફ એમનું સાહસ આટલુ હતું, ત્યારે બીજી તરફ એમનું નારી-

હૃદય કુસુમ કરતા કોમળ હતું. આ પ્રવાસમાં જાનકીકુંડ આગળ તેમણે પંડયાઓને મોઢે સાંભળ્યું કે આ કુંડમાં સીતાદેવી વનવાસ સમયે સ્નાન કરતા હતાં. અઘોરકામિનીએ બ્રાહ્મધર્મી હોવા છતા પણ સ્ત્રીજાતિની આરાધ્ય-દેવીરૂપ સીતાજીને માટે સન્માન દર્શાવવા એ કુંડમાં સ્નાન કર્યું અને ઈશ્વર પાસે સીતાજી જેવા ચરિત્રને માટે પ્રાર્થના કરી સીતાજી જેવા ચરિત્રને માટે પ્રાર્થના કરવાનું કારણ એ કે એ પોતે પણ સીતાની માફક પતિપ્રેમમાં ભૂખ્યાં હતા.

દેશાટન કરી આવીને બાંકીપુર પહોંચતાંજ પાછાં કામમાં જોડાયાં. એ સમયે બોલ્ટન સાહેબ ચીફ સેક્રેટરી થઇને બાંકીપુરથી કલકત્તે જતા હતા. જતા પહેલા એ દેવી અઘોરકામિનીની નિશાળ જોવા ગયા. નિશાળ જોઇને ઘણા ખુશી થયા અને કહ્યું.–' સ્કૂલ જોઇને હું ઘણો ખુશ થયો છું. વિલાયતમાં આવું કામ કુમારિકાઓ કે વિધવાઓજ કરે છે સ્વામી અને પુત્ર સાથે આ-ટલું કામ હાથ ધરનાર મે આજ સુધી કોઇ જોયું નથી.'

હવે અમે દેવી અઘોરકામિનીના સ્વભાવની તેજસ્વિતા અને અન્યાય મટાડવાના પ્રયત્ન સંબંધી બેએક વાતો કહીશું.

' સંન્યાસીચરણ ' નામનો એક યુવક આસામના ચાના બગિચામાં કામ કરતો હતો ત્યા અગાળ એનું નામ ચોરીના એક જૂઠા મુકદ્દમામાં લખાવવામાં આવ્યું.તે પોતાને લાચાર હાલતમાં જોઇને ત્યાથી પલાયન કરી ગયો અને દાનાપુર આવી ઉભો; પણ અંગ્રેજોનું વારંટ કાંઇ એથી રોકાયું નહિ. સંન્યાસીચરણને દાનાપુરમાં પકડવામા આવ્યો અને તેને બાંકીપુરની જેલમા પુરવામાં આવ્યો. આ નિરપરાધી યુવકની દુર્દશાની વાત સાંભળીને અઘોરકામિની જાતે જેલમા ખબર કહાડવા ગયા. ત્યા જઇને એ યુવકને મળ્યા. યુવક આંસુભરી આંખે પોતાના દુઃખની કહાણી કહેવા લાગ્યો. અ-ઘોરકામિનીને તેની વાત ઉપર વિશ્વાસ ઉપજ્યો. છંછેડાયલા સાપની માફક માથું ઉંચું કરીને એ બોલી ઉઠ્યાં–'આવો અન્યાય ગમે તેમ કરીને રોકાવીશ.'

પોતાનું વચન એ હમેશાં પાળતાં. ત્યાંથી આવીને એમણે પોતાના એક સગાને આસામ મોકલ્યો અને આસામના નામાંકિત વકીલ શ્રીયુક્ત રામકુમાર મજમુદારને એ મુકદ્દમામાં વકીલ કર્યા. તેમની નિઃસ્વાર્થ લડતથી સંન્યાસીચરણ કેદમાંથી છુટી ગયો.

ત્યારબાદ એક વખત કોઇ સ્ત્રી ઉપર બળાત્કાર થયો.આ ખબર સાંભળી-

ને તેમનો પિત્તો ખૂબ ઉકળી ગયો. તેમનાથી શાંત બેસી રહેવાયું નહિ. સુપ્રસિદ્ધ બૅરિસ્ટર મનોમોહન ઘોષને એ સંબંધી એક પત્ર લખ્યો. બીજી તરફથી લેફ્ટેનન્ટ ગવર્નરના પત્નીનું ધ્યાન એ તરફ ખેંચ્યું. લેડી ઇલિયટે એ તરફ લાગણી બતાવ્યાથી એ બળાત્કાર કરનારને પાંચ વર્ષની કેદની સજા થઈ.

પણ હાય ! આટલો સખ્ત પરિશ્રમ તેમનાથી વધારે વખત સહન થઈ શક્યો નહિ. શરીર ભાગી ગયું, નબળાઈ દરરોજ વધતી ગઈ અને જોતજોતામાં એમના મુખકમળ ઉપર મૃત્યુની છાયા છવાઈ ગઈ. આથી બધાને ઘણો ખેદ થયો; પણ જેનું મૃત્યુ એટલું પાસે હતું તેમને કાંઈ ડર લાગ્યો નહિ. શરીરમાં બળ ન રહ્યું એટલે મનની શક્તિથી કામ કરવા માંડયું. આ સમયમાં એમણે પોતાના સ્વામીને લખ્યું છે:-"જ્યારે કામ આવી પડે છે ત્યારે ગમે ત્યાંથી બળ પણ આવી જાય છે. મને આશ્ચર્ય એજ થાય છે, કે મારાથી આટલું બધું કેવી રીતે થઈ શકે છે ! મારે માટે પ્રાર્થના કરજો કે જેથી તમને વધારે ઉપયોગી થઈને મરી શકું * * * એક દિન આવાં પત્રો મળી શકશે નહિ પણ ખેર, ઘણી સારી વાત. તેને માટે તૈયાર છું."

દેવી અઘોરકામિનીનાં એ બધાં કાર્યોને લક્ષમાં રાખીને સ્વર્ગસ્થ પ્રતાપચન્દ્રે લખ્યું છે:-'અઘોરકામિનીના દૃષ્ટાન્તે બાંકીપુરના સ્ત્રીમંડળમાં ખળભળાટ મચાવ્યો હતો. આજે રેલગાડીમાં મુસાફરી કરનારી સ્ત્રીઓને માટેના વિશ્રામસ્થાનમાં, તો કાલે સ્ત્રીજાતિના ઉપર બળાત્કાર કરનાર દુરાચારીઓને માટે સરકાર પાસે અરજી આપવામાં, તો વળી બીજે દિવસે વાર્ષિક ધર્માનુષ્ઠાનમાં, એવી રીતે અનેક જાતના સત્કાર્યમાં તેમનો અત્યંત ઉત્સાહ હતો.'

પ્રતાપચન્દ્રના આ વચનો વાંચીને એક બીજી વાત પણ સ્મરણમાં આવે છે અને તે એ કે, અઘોરકામિનીના જીવનની અસર બાંકીપુરની અનેક સન્નારીઓ ઉપર એવી પડી હતી કે એમાંની કેટલીક મહિલાઓ ઉત્સાહી થઈને દેશકલ્યાણના કામમાં પ્રેરાઈ હતી

ધીમે ધીમે દેવી અઘોરકામિની પરલોકની યાત્રાની તૈયારી કરવા લાગ્યાં. આ સંસારમાં જે જરા પણ આસક્તિ હતી તે કહાડી નાખવાને માટે સાધનામાં જોડાયાં. આ સમયે પોતે ડાયરીમાં લખે છે કે:-' એમ લાગે છે કે, અહીંનું મારૂં કામ પુરૂં થયું છે,આજ પ્રાર્થના કરી કે, હવે આ દેશમાં ગમતું નથી.જે દેશમાં જવાનું છે એ દેશની સઘળી વસ્તુઓ આજથી મને બતાવો. આ દેશની માયા મટાડીને એ દેશની માયા વધારો. આ ભિક્ષા પૂર્ણ કરો."

હવે એમનું શરીર બીલકુલ પડી ભાગ્યું. આ વખતે નિર્દય મૃત્યુએ પોતાના બન્ને હાથ પસાર્યા હતા. ઈ૦ સ૦ ૧૮૯૬ ની ૨૭ મી મેને દિવસે એ કારી રોગે એમના ઉપર જોરથી હુમલો કર્યો. ૩ જી જુને શ્વાસ બંધ થઈ જવા આવ્યો. ડૅાક્ટરે પરીક્ષા કરી કહ્યું:–'રૂમૅટિઝમ ઓફ ધી હાર્ટ'–છાતીનો સંધિવા થયો છે આ સમયે કયા ડૅાક્ટરે તેમની સારવાર કરવી એ પ્રશ્ન ઉભો થયો; કારણ કે આટલા દિવસ તેમના ધર્મબંધુ બાબુ પરેશનાથ ચટ્ટોપાધ્યાય તેમના ઘરમાં બધાની દવા કરતા હતા; પણ એ હોમિયોપેથિક ડૅાક્ટર હતા. આવા અણીના વખતે તેમના એકલાના ઉપર કેવી રીતે ભરોસો રાખી શકાય ? પણ અઘોરકામિનીએ મૃત્યુસમયે પણ માનસિક બળનો પરિચય આપ્યો. તેમણે કહ્યું કે:–' મારી દવા પરેશ બાબુજ કરશે; બીજા કોઈ ડૅાક્ટરની જરૂર નથી. ' તેમની ઇચ્છા મુજબજ કરવામા આવ્યુ.

૧૩ મી જુને મોટા દીકરાને બોલાવીને કહ્યું:–" માજીની પાસે જાઉં છું. હવે વાર લગાડાય એમ નથી. સુબોધ ! અસત્ય માર્ગે જતો ના. * * * મારે માટે રોતો નહિ "

આખરે ૧૫ મી જુન આવી પહોચી. એ એમની મહાયાત્રાનો દિવસ હતો. એ દિવસે બે વાગ્યાને બાર મિનિટે એ અનંત સમાધિમાં લીન થઇ ગયાં. તેમના પ્રાણથી અધિક વહાલા સ્વામી તથા પુત્રપુત્રીઓ બધા તેમની તરફ આકુળતાથી જોતાં રહ્યાં, પણ તેમની સમાધિ તુટીજ નહિ. એ તો પોતે ચિરવાઞ્છિત જગજ્જનનીના ખોળામા અનંતકાળને માટે સૂઇ ગયાં.

હાય ! પુત્રપુત્રીઓ તેમને માટે અશ્રુ વરસાવવા લાગ્યા; બંધુઓ રોઇ રોઈને વ્યાકુળ થઇ ગયા. ગામનાં ગરીબ લોકો તેમના મૃતદેહને ઘેરી લઇને હાય હાય કરવા લાગ્યા; પણ હાય ! તેમનો આત્મા તો ગયો તે ગયોજ.

આજ તેમનો મૃતદેહ જોવામા આવતો નથી; પણ તેમનો અમર આત્મા આજ પણ કેટલીએ નારીઓના પ્રાણમાં શક્તિનો સંચાર કરે છે; કેટલાએ પુરુષોના હૃદયમા ભક્તિનો ઉદય કરે છે; સ્વધર્માવલંબી કેટલાએ લોકો એમની અપૂર્વ જીવનકહાણી સાંભળીને વિસ્મય પામે છે અને તેમના આત્માને ભક્તિ પુષ્પાંજલિ અર્પે છે. અમારી ઇશ્વર પાસે એજ પ્રાર્થના છે કે બીજા લોકો પણ એમનીજ માફક ભક્તિ અને ધર્મને ચાહીને જીવનને કૃતાર્થ કરે !

દેવી અઘોરકામિનીના સ્વર્ગવાસ પછી બાંકીપુરની પ્રજા તરફથી એક

સભા ભરવામાં આવી.તેમના આત્મા તરફ ભકિત પ્રગટ કરવા સારૂ એ શહેરના અનેક બંગાળી, હિંદુસ્તાની અને કેટલાક અંગ્રેજ સદ્ગૃહસ્થો ત્યા એકઠા થયા હતા.ત્યાના આગેવાન વકીલ બાબુ ગુરુપ્રસાદ સેને સભાનું પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું. તેમના અંગ્રેજી ભાષણનો કાંઇક સાર નીચે આપીએ છીએ.

'ઘણા સૈકાઓ પછી અહિં આવી સભા ભરાઇ છે. એક પ્રસિદ્ધ સન્નારીની સ્મૃતિ જાળવી રાખવાને માટે આજની સભા બોલાવવામા આવી છે. * * * મિસિસ રૉય ( દેવી અઘોરકામિની) ના સંબંધમા બોલતા કહી શકાય કે તેમના જીવનનો પ્રભાવ વિશાળ ક્ષેત્રમા ફેલાયો હતો. * * જે કન્યાશાળામા આપણે એકઠા થયા છીએ તે કન્યાશાળા ઘણા સમય અગાઉથી વર્તમાન હતી, પણ મિસિસ રૉયે તેને નવી જીંદગી બક્ષી હતી. * * * તેમણે પોતાને ઘેર પોતાને ખર્ચે એક બોર્ડિંગ હાઉસની સ્થાપના કરી હતી અહિંની બાલિકાઓ તેમનેજ પોતાની માતા ગણે છે. આ બોર્ડિંગહાઉસમા તેમના કુટુંબની આવકનો મોટો ભાગ ખરચાતો. મનુષ્યો તરફના તેમના પ્રેમનુ સ્મરણ જાળવી રાખવા યોગ્ય છે. તેમના સમાગમમાં આવનારને માટે એ દેવીરૂપ હતા. તેમણે ફક્ત બ્રાહ્મસમાજીઓમા પોતાનુ કાર્ય કર્યું છે એમ નથી,હિંદુસમાજમાં પણ એમણે ઘણુ કામ કર્યું છે.'

બિહાર નેશનલ કૉલેજના હાલના પ્રિન્સિપાલ શ્રીયુકત દેવેન્દ્રનાથ સેન એમ. એ. મહાશય બોલ્યા કેઃ–' તેમણે બીજાઓને માટે પોતાનો પ્રાણ સમર્પણ કર્યો છે બાલિકાઓ આગળ દાનશીલતા અને ઉદ્યમનુ ઉંચા પ્રકારનુ દૃષ્ટાંત રાખી ગયા છે. મને યાદ આવે છે કે, એમણે કેવી રીતે માતાના જેવી કાળજીથી મારી સેવા કરી હતી. કોઈની પણ પીડાની વાત સાંભળતાં એ તરતજ ત્યા દોડતાં. પોતાની તબિયત કે પૈસાના સામુ જોતા નહિ. આવી એક સન્નારીને માટે સન્માન દર્શાવવુ, એ આપણી ખાસ ફરજ છે.'

હિંદુસ્તાની સદ્ગૃહસ્થોના આગેવાન બાંકીપુરના પ્રસિદ્ધ વકીલ શ્રીયુક્ત ગજાધરપ્રસાદ બોલ્યાઃ—" આવી મહાન નારીની તરફ સન્માન દર્શાવ્યાથી આપણે આપણી જાતનુંજ ગૌરવ વધારીએ છીએ. મિસિસ રાય પોતાની બધી સુખ સગવડોને ભૂલી જઇને પોતાનું ધન બીજાઓના કલ્યાણને માટે ખર્ચતા હતાં."

પ્રેસિડેન્સી કૉલેજના હાલના અધ્યક્ષ મિસ્ટર એચ. આર. જેમ્સ બોલ્યા કેઃ–" આવી એક સહૃદય નારીનું સ્મરણ જાળવી રાખવું વ્યાજબી છે. એ

પોતાના મહાન જીવનવડે દેશનું ગૌરવ વધારી ગયાં છે. એવી સ્ત્રીશિક્ષા ઉપરજ ભારતવર્ષનો ઉદય આધાર રાખે છે'

ડૉ૦ જે. એન. ઘોષ મહાશયે જે કાંઇ કહ્યું તેનો સંક્ષેપ સાર આ મુજબ છે:–

' જે નારી હમણા સંસારમાંથી ચાલ્યા ગયા છે તેમની વાત યુગના યુગ સુધી સ્મરણમાં રહેશે તેમનું અંતઃકરણ આધ્યાત્મિક ભાવથી પરિપૂર્ણ હતું. એ હમેશાં ઇશ્વરની શક્તિથી ચાલતા, બાળકબાલિકાને સુખી કરવા અને તેમનાં હૃદય ઇશ્વરભક્તિથી પૂર્ણ કરવા એ તેમના જીવનનું શ્રેષ્ઠ કાર્ય હતું. હિંદુ, બ્રાહ્મ કે મુસલમાન એવો કાંઇ વિચાર એમના મનમાં નહોતો આવતો. બધાની સહાયતા માટે એ તૈયાર રહેતા એમની આગળ જ્યારે કોઈ ગુંચવાડો ઉભો થતો ત્યારે તેને ઉકેલવા માટે એ ઇશ્વરની પાસે ખુલાસો પૂછતાં આટલા માટે એમના બધા કાર્યો સફળ થયાં છે '

દેવી અઘોરકામિનીના સંબંધમા સ્વર્ગસ્થ પ્રતાપચંદ્ર મજુમદાર મહાશય લખે છે કે:–" અઘોરકામિની દર વર્ષે કેટલાક સ્નેહીઓને લઇને રાજગૃહ નામના એક બૌદ્ધ તીર્થમા જતા. ફક્ત ધર્મસાધનજ તેમના આ પ્રવાસનો ઉદ્દેશ હતો. ત્યાં આગળ બે ત્રણ દિવસ સુધી પ્રબળ ઉત્સાહથી ધર્મોત્સવ કરતા, રસ્તામા લોકોને મળીને જાહેરરીતે ઉપદેશ આપતા તથા નગર-સંકીર્તન કરતા. આવી રીતે ધર્માત્મા સ્વામીની સાથે જોડાઇને એમણે ગાઢ ભક્તિ, નિષ્ઠા અને ઉચ્ચ વ્રતપાલન કર્યાં છે. ઇશ્વરોપાસનામાં અઘોરકામિનીની અસામાન્ય ભક્તિ જોઇને આચાર્ય કેશવચન્દ્રે ઘણો સંતોષ પ્રકટ કર્યો હતો. વાસ્તવિકરીતે જોતાં ધર્મભાવ, પરસેવામા પ્રવૃત્તિ, ભગવદ્ભક્તિ અને લોકસેવા એકસરખીરીતે તેમના જીવનમા ગુંથાયલાં હતા. પારકાઓની સેવામા તેમનુ આત્મસમર્પણ, સત્કાર્યમાં ઉત્સાહ, સંસાર તરફ વૈરાગ્ય, ચિત્તશુદ્ધિ, પવિત્રતા, ધર્મ, વિશ્વાસ અને અસાધારણ ભગવદ્ભક્તિ-ની કથા જે સાંભળશે તેને વિશુદ્ધ આનંદ ઉપજશે. શ્રીયુક્ત પ્રકાશચન્દ્ર રાય એમને સહધર્મિણીરૂપે પામીને ધન્યવાદને પાત્ર થયા છે અને એ પ્રકાશ-ચન્દ્રને પતિરૂપે પામીને ધન્ય થઈ ગયાં છે, અને આપણે એ બંનેની તરફ શ્રદ્ધા પ્રીતિ દર્શાવીને સુખી થયા છીએ, ઉપકૃત થયા છીએ, કૃતાર્થ થયા છીએ "

દેવી અઘોરકામિનીના સંબંધમાં બીજા પણ અનેક વિદ્વાનોના સારા અભિપ્રાય મળી આવે એમ છે, પણ તેની જરૂર શી ? આપણે સંક્ષેપમાં તેમનું જે જીવનચરિત્ર જોયું તે ઉપરથી આપણને વિશ્વાસ છે, કે અઘોર

કામિની માનવી હોવા છતા પણ દેવીની માફક આ સંસારમાં સારાં કાર્યો કરીને સ્વર્ગધામમા સીધાવ્યા છે. આપણા દેશની કેળવાયલી સ્રીઓ દેવી અઘોરકામિનીની માફક ભકિતમતી નારી બને અને દેશની સેવા કરવાને તનમનધનથી યત્ન કરે, એજ અમારી સહૃદય પ્રાર્થના છે. એમ થશે ત્યારેજ દેશની દુર્ગતિનો નાશ થશે અસ્તુ ! અસ્તુ !!*

# रत्न ३७१ मुं—डॉ० आनंदीबाइ जोशी



શ્રીમતી આનંદીબાઈ જોશીનો જન્મ ઇ૦ સ૦ ૧૮૬૫ માં પૂના નગરમા તેમના મોસાળમાં થયો હતો. તેમના પિતાનું નામ ગણપતરાવ હતુ. એ ખાધેપીધે સુખી તથા ધર્મનિષ્ઠ, શાન્ત સ્વભાવના અને ઘણાજ સાદા પુરુષ હતા.

આનંદીબાઇ બાલ્યાવસ્થામા સુદર, રમુજી, હસમુખા અને રમતિયાળ બાળા હતા પાછળથી શીતળા નીકળ્યાથી એમનું રૂપ જરા બગડી ગયુ હતું

છ સાત વર્ષની વયે એમણે એક વાર પોતાના ઘરની સામે એક પાદરી-ને ભાષણ કરતા સાભળ્યો હતો એ દિવસથી એ પણ પોતાની સાહેલીઓને એકઠી કરીને તે પાદરી સાહેબના ચાળા પાડતા એ વખતનો તેમનો હાવ ભાવ, જુસ્સો તથા પાદરીનુ પૂરેપૂરૂં અનુકરણ જોઇને બધા વિસ્મય પામી જતા તેમની માતા તેમને 'પાદરણ' કહીને ચીઢાવતી હતી

સાત વર્ષની ઉમરે તેમને નિશાળે બેસાડવામા આવ્યા. તેમની સ્મરણ શકિત ઘણી તીવ્ર હતી. કોઇ વાત એકવાર સાભળ્યામા આવે તો કદિ ભૂલી જતા નહિ, પરતુ વાચવાલખવા ઉપર તેમનુ ચિત્ત ચોંટતું નહિ. આખો દિવસ ઘેર રહીને ધીંગામસ્તી કરવાનું એમને બહુ ગમતું. આમ છતાં એમના પિતાનો એમના ઉપર ઘણો સ્નેહ હતો.

આનંદીબાઇ શરીરે હૃષ્ટપુષ્ટ અને બળવાન હતા પોતાથી મોટી ઉમરનાં બાળકોને પણ કુસ્તીમા હરાવતા આથી એમની એક માસીએ એમનું નામ

*આ સન્નારીવિષે વધારે જાણવા ઇચ્છનારે "ભારતની દેવીઓ" ભાગ ૧ લો એ ગ્રંથમાં આજ લેખકે લખેલું દેવી અઘોરકામિનીનુ વિસ્તૃત ચરિત્ર વાંચવા ભલામણ છે.

"યમુના મલ્લ" પાડયું હતું કસરત, ચોગ્ય ખોરાક તથા કાળજીને લીધે એમના શરીરનો એવો વિકાસ થયો હતો કે સાત વર્ષની વયે એ દશ વર્ષની બાળા જેવા જણાતા આથી માતાપિતા તેમને માટે વર શોધવા લાગ્યા, પણ શીતળાને લીધે તેનુ સૌન્દર્ય જતું રહેલુ હોવાથી વર મળતા વાર લાગી

આખરે ગોપાળ વિનાયક જોશી નામના એક પોસ્ટ ઓફીસના કલાર્ક સાથે એમનું લગ્ન થયું એ ગૃહસ્થ વિધુર હતા અને સુધારક વિચારના હોવાથી વિધવા સાથે પુનર્લગ્ન કરવાનો વિચાર રાખતા હતા. આનંદીબાઈનું માગું સ્વીકાર્યા પછી પણ એ વિધવાની શોધમા હતા. એવા એ અસ્થિર મનના હતા, પણ આખરે એક હિતૈષીના ધમકાવ્યાથી એમણે યમુનાબાઇ સાથે લગ્ન કર્યું હતું. લગ્ન પછી યમુનાનુ નામ આનદીબાઈ પડયું અને એજ નામથી એ પ્રસિદ્ધ થયા

લગ્ન કર્યા પછી ગણુપતરાવના આગ્રહથી આઠ મહિના સુધી ગોપાલરાવ સાસરે રહ્યા આનદીબાઇ તેમનાથી યમરાજાના જેટલુ બીતી. પોતાની મરજી મુજબ આનદીબાઇને ભણાવી શકાય એટલા માટે ગોપાલરાવે પોતાની બદલી અલિબાગ કરાવી. આનદીબાઇની સાથે તેની વૃદ્ધ દાદી પણ અલિબાગ ગઈ.

સારા સારા કપડા તથા ઘરેણાગાઠા પહેરવાનો આનદીબાઇને વિશેષ શોખ હતો. ગોપાલરાવને આનદીબાઇનો પહેરવેશનો ઠાઠ જરા પણ પસદ પડતો નહિ પરિણામ એ આવ્યું કે, આનદીબાઇ પોતાની આગલી ટેવ છોડી દઇને સ્વામીના મતને અનુસરવા લાગી.

લગ્ન પછી બે વર્ષે આનદીબાઇને એક પુત્ર જન્મ્યો, પણ એ બાળક આ દુનિયામા દશ દિવસ કરતા વધારે વખત જીવ્યો નહિ. આનદીબાઇને ગોપાલરાવે હવે અંગ્રેજી ભણાવવાનો આરંભ કર્યો. તેની સ્મરણશકિત ઘણી પ્રબળ હતી એટલે તે થોડા સમયમાંજ પાઠ પૂરો કરીને બાકીનો સમય અનેક અઠવાડિક અને માસિકપત્રો વાચવામા ગાળતી. ખાનગી કાગળો લખવાનું કામ પણ ગોપાલરાવે તેને સોપ્યુ હતું એટલે તેની ભાષા તથા શૈલી પણ સુધર્યા અને હસ્તાક્ષર પણ સારા થયા.

અંગ્રેજી ભણાવવાની સાથે સાથે ગોપાલરાવ પોતાની પત્નીને લઇને લગભગ દરરોજ સંધ્યાકાળે હવા ખાવા સમુદ્રકિનારે જતા. મહારાષ્ટ્રીઓમાં પડદાનો–ઘુમટાનો રિવાજ બિલકુલ નહિ હોવા છતાં પણ આ પ્રમાણે જુવાન પત્નીને સાથે લઇ સમુદ્રતીરે ફરવા જવાથી લોકો ગોપાલરાવની અનેક પ્રકારે

મશ્કરી કરવા લાગ્યા. આખરે બિચારાને અલિબાગથી પોતાની બદલી કોલ્હાપુર કરાવવી પડી. એ વખતે આનંદીબાઇની ઉંમર તેર વર્ષની હતી

સાહેબ લોકોની રીત પ્રમાણે સ્ત્રીને શિક્ષણ આપવાની તેની ઇચ્છા છે એવું જાણ્યા પછી કોલ્હાપુરમા પણ ગોપાલરાવ ઘણા લોકોના ઉપહાસને પાત્ર બન્યા.

કોલ્હાપુરમા પાદરીઓ સાથે વાતચીત કરતા ગોપાલરાવને જણાયુ કે, અમેરિકા જઈ શકાય તો આનદીબાઇને પોતાની ઇચ્છાનુસાર કેળવણી આપવાનું બની શકે, પરતુ પાદરી સાહેબોએ એ બાબતમા તેને કોઇ પણ મદદ આપવાને બદલે યુકતપૂર્વક તેને ખ્રિસ્તીધર્મમાં વટલાવવાનો યત્ન કર્યો. આખરે કટાળી જઇને ગોપાલરાવને તેમનો સંસર્ગ છોડવો પડયો. તે પહેલાથીજ આનંદીબાઇને ખ્રિસ્તી બનાવવા સારૂ પાદરી મહાશયોએ તેની આગળ ઇસુખ્રિસ્તના માહાત્મ્યનુ કીર્તન કર્યું હતુ, પરતુ તેર વર્ષની આનંદીબાઇની સ્વધર્મમા એટલી બધી દૃઢ નિષ્ઠા હતી કે તેના વિચારોમાં જરા પણ ફેરફાર થયો નહિ.

કોલ્હાપુરમા આનદીબાઇને ભણાવવાની સગવડ બધ પડી ગઈ એટલે ઈ. સ. ૧૮૭૯ ના પ્રારભમા ગોપાલરાવ મુંબઇ ગયા ત્યા તેણે પાદરીઓની એક નિશાળમા આનદીબાઇના શિક્ષણનો બંદોબસ્ત કર્યો. આનદીબાઇ દરરોજ એકલી પગે ચાલીને નિશાળે જતી, તે ઉપરાત તેના પહેરવેશમા પણ થોડી ઘણી પાશ્ચાત્ય છટા આવી હતી, એને લીધે મુંબઇના પણ કેટલાક લોકો રસ્તામા તેને જોતાવારજ ચાળાચટકા અને ઠઠ્ઠામશ્કરી કરતા.

મુબઇમાં પાદરીઓની નિશાળમા ભણતી વખતે આનદીબાઈ હમેશા સૌથી પહેલો નંબર રાખવાનો યત્ન કરતી. અલિબાગથી કોલ્હાપુર જતી વખતે રસ્તામા એક દિવસ ૧૩ વર્ષની આનદીબાઈને ઉતારામાં એકલી મૂકીને ગોપાલરાવ આઠ પ્રહર સુધી કયાય સતાઈ રહ્યા હતા ! મુબઇમા રહેતી વખતે પણ ગોપાલરાવે સ્ત્રીનુ સાહસ વધારવા સારૂ વિવિધ ઉપાયો યોજ્યા હતા.

ત્યાર પછી ગોપાલરાવે આનદીબાઇની દાદીને કલ્યાણ મોકલી આપી અને પોતે ત્રણ મહિનાની રજા લઇને ઉત્તર હિંદુસ્તાનમાં ફરવા નીકળી ગયો. ચૌદ વર્ષની બાલિકા આનંદીબાઈને મુબઇમાં એકલા રહેવુ પડયુ એ વખતે એ નિશાળની બોર્ડિંગમા રહેતી અને દરરોજ બે વખત ગોપાલરાવનીપહેલી વારની પત્નીના ભાઈને ઘેર જઇને ભોજન કરી આવતી આ પ્રમાણે આવ-જા કરતી વખતે વેઠવા પડતા દુષ્ટજનોના ત્રાસથી કંટાળી જઇને આનંદીબાઈ

દોઢ મહિના પછી કલ્યાણ શહેરમા પોતાને પિયેર જઇને રહી.

ઉત્તર હિંદુસ્તાનમા ફરી આવ્યા પછી ગોપાલરાવ દૂરદેશાવરમા બદલી કરાવવાનો યત્ન કરવા લાગ્યો. એ અરસામાં કચ્છભુજમાં ભુજની ટપાલ ઓફિસના પોષ્ટમાસ્તરની જગ્યા ખાલી પડી અમલદારોએ ગોપાલરાવની એ જગ્યાએ બદલી કરી; પણ ભુજ ગયા પછી આનંદીબાઇને નિશાળે મોકલવાની સગવડ મળી નહિ. એટલે ગોપાલરાવ પોતેજ ફુરસદની વખતે તેને શિક્ષણ આપવા લાગ્યા.

આનંદીબાઇને આટલા દિવસસુધી રસોઈ કરતા શિખવાની ફુરસદ મળી નહોતી. અત્યારસુધી દાદીની કૃપા હોવાથી રસોઈ કરવાનુ પ્રયોજન તેને કદિ પડયું નહોતુ, પરંતુ ભુજમાં આવ્યા પછી ઘરસંસારનો બધો ભાર તેના માથા ઉપર આવી પડયો. શરૂઆતમા થોડા દિવસ એ દંપતીને શેકેલા ચણાજ ખાઈને ગાળવા પડયા.

દોઢ વર્ષ ભુજ નગરમા રહ્યાથી આનંદીબાઈએ અંગ્રેજી ભાષામાં પ્રવીણતા મેળવી. બેએક સંસ્કૃત પુસ્તક પણ તેણે પૂરા કર્યા હતા. હવે તો તે સંસ્કૃત જ્ઞાનમાં ગોપાલરાવથી પણ આગળ વધી ગઇ! કોઇ ગોરી મડમની સહાયતાથી એ શીવણ, ભરત અને ગુંથણ કામ પણ શીખી હતી.

બીજી તરફ, ગોપાલરાવ સાથે થોડા સમય પૂર્વે પાદરીઓને જે પત્રવ્યવહાર થયો હતો, તે ‘ક્રિશ્ચિયન રેવ્યુ’ નામના અમેરિકાના એક માસિકપત્રમા પ્રગટ થયો. એ પત્રવ્યવહાર દૈવયોગે શ્રીમતી મેરી કાર્પેંટર નામની અમેરિકાની એક દયાળુ અંતઃકરણની રમણીની જાણમાં આવ્યો. એમા છપાયેલા પત્ર ઉપરથી ગોપાલરાવની અવસ્થા અને પાદરીઓએ તેની સાથે ચલાવેલી વર્તણુકનો વૃત્તાંત તેના જાણ્યામા આવ્યો. તેણે આનંદીબાઇને સહાનુભૂતિસૂચક અને ઉત્સાહવર્ધક એક પત્ર લખ્યો.

ભુજ નગરમાં એ પત્ર આનંદીબાઈને મળ્યો. આથી તેના હૃદયમા આનંદ થયો અને ઈશ્વરની કરુણામાટે ગાઢ વિશ્વાસ બેસી ગયો. આનંદીબાઈએ એક પત્ર લખીને મેરી કાર્પેન્ટરનો તેમની સહૃદયતા માટે આભાર માન્યો.એ દિવસથી બંને જણીંઓ નિયમિતરીતે દર મહિને એકબીજાને પત્ર લખવા લાગ્યાં.

એક પત્રમા આનંદીબાઇએ શ્રીમતી કાર્પેન્ટરને લખ્યું હતું કેઃ-“હિંદુઓ સાધારણ રીતે જેટલા શાંત સ્વભાવના અને સાત્ત્વિક પ્રકૃતિના છે તેટલા યૂરોપિયનો નથી. અમારા (દક્ષિણીઓ) મા પશ્ચિમના નિવા-

સ્રીઓ કરતા રોગની સંખ્યા ઓછી છે અને કામક્રોધ આદિ મનોવિકારનો પ્રભાવ પણ ઘણો થોડો છે " વળી બીજા એક પત્રમા લખ્યું છે કેઃ– " યૂરોપવાસીઓ એમ માને છે કે, સભ્યજાતિઓને હિંદુશાસ્રમા કાંઇ પણ શિખવાનુ મળે એવું નથી તેમનો એ વિચાર ભૂલભરેલો છે એ બતાવવા સારૂજ હું સંસ્કૃત ભણું છું. હું નિરામિષ ( માસમાછલી વગરનું ) ભોજન કરૂં છું અને દેશી પોષાક પહેરૂં છુ. મડમના જેવો પોષાક પહેરવાની મારી બિલકુલ ઇચ્છા નથી, એટલા માટે સ્વદેશી રીતભાતનું સંપૂર્ણપણે રક્ષણ કરીને અમેરિકામા રહેવું મારે માટે સંભવિત થઈ શકશે કે નહિ, તે મને જણાવશો " કોઇ કોઈ પત્રમા તો તેણે પોતાની દેશની સ્રીઓએ યોજેલા વ્રતઅનુષ્ઠાનો વગેરેની આધ્યાત્મિક વ્યાખ્યા પણ શ્રીમતી કાર્પેન્ટરને સમજાવી હતી. એક કરતા વધારે પત્રોમા તેણે પાદરીઓને દુરાગ્રહી, પારકાના ધર્મ ઉપર દ્વેષ રાખનારા અને સાંકડા મનવાળા કહ્યા છે.

શ્રીમતી કાર્પેન્ટરની સાથે પત્રવ્યવહારદ્વારા ધીમે ધીમે આનંદીબાઈનો સંબંધ ઘાડો થતો ગયો. બન્ને જણા પોતપોતાના દેશની શિલ્પસામગ્રી અને અલંકારો એક બીજાને ભેટતરીકે મોકલતા. શ્રીમતી કાર્પેન્ટરની સાથે પરિચય બંધાયા પછી આનંદીબાઈનું અંગ્રેજી ભાષાનું જ્ઞાન ઘણું વધવા લાગ્યું.

આ સમયમા બંગાળાના પોષ્ટમાસ્તર જનરલ સાહેબે ટપાલ ખાતામાં સ્રીઓને નોકર રાખવા સંબંધી એક હુકમ બહાર પાડયો એ ઉપરથી આનંદીબાઇને એ ખાતામા કોઇ કામ ઉપર રખાવવાની ઇચ્છાથી ગોપાલરાવે પોતાની બદલી કલકત્તા કરાવી, પરંતુ ત્યાના હવાપાણીના દોષથી આનંદીબાઇ માંદી રહેવા લાગી એ દેશમા પડદાનો રિવાજ ઘણો સખ્ત હોવાથી ત્યાના લોકો પણ તેના કષ્ટનું કારણ થઇ પડયા

કલકત્તામાં નોકરી કરતી વખતે એકવાર એક સરકારી કાગળ ગોપાલરાવના હાથમાથી અચાનક ખોવાઈ ગયો. એ વાંક માટે તેને થોડા સમય માટે નોકરી ઉપરથી બરતરફ થવું પડયું હતું

આનંદીબાઇને ટપાલખાતામા નોકરી અપાવવાને માટે ગોપાલરાવે જે યત્ન કર્યો હતો, તે હવે ફળીભૂત થયો ટપાલખાતાના વડાએ આનંદીબાઈને મહિને ત્રીશ રૂપિયાના પગારની એક નોકરી આપી, પણ તે પહેલા ગોપાલરાવના હાથે એક સરકારી કાગળ ખોવાઇ જવાથી તેને થોડા સમય સુધી બરતરફ થવુ પડવાથી સરકારી નોકરી ઉપર આનંદીબાઇને તિરસ્કાર ઉત્પન્ન

થયો હતો, એટલે તેણે આ વખતે નોકરી મળવા છતા પણ તેનો સ્વીકાર કર્યો નહિ પછી ગોપાલરાવ નિર્દોષ ઠર્યો અને ૧૮૮૨ ની ૧ લી એપ્રીલે ફરીથી નોકરીપર દાખલ થયો અને તેની બદલી શ્રીરામપુર ખાતે થઈ.

શ્રીરામપુરના નિવાસકાળમા, થોડાક મહિનાની રજા લઇને ગોપાલરાવ પોતાની સ્ત્રી આનંદીબાઇ સાથે જયપુર, આગ્રા, લખનૌ, ગ્વાલિયર, કાનપુર, દિલ્હી, પ્રયાગ અને કાશી આદિ સ્થાનોમાં મુસાફરી કરવા ગયા હતા. આ પ્રવાસથી આનંદીબાઈનું જ્ઞાન વિશાળ થયું તથા પ્રવાસ સંબંધી માહિતી અને અનુભવ તેણે મેળવ્યા. હિંદુસ્તાનમાં આનંદીબાઈનું શિક્ષણ શ્રીરામપુર-માજ સમાપ્ત થયું. ત્યાંથીજ તે વૈદકશાસ્ત્ર ભણવા અમેરિકા દેશમા ગઇ.

ગોપાલરાવની વર્તણુક બીજી બાબતમા ગમે તેવી હશે, પણ સ્વદેશની રમણીઓનું કલ્યાણ સાધવાની ઈચ્છાએ તરુણવયથીજ તેના હૃદયમા ઉડું મૂળ ઘાલ્યું હતું સ્ત્રીકેળવણી અને સ્ત્રીસ્વતંત્રતાસંબંધી તેના સમકાલીન સુધારકો જે આન્દોલન કરી રહ્યા હતા, તેના એ વિશેષ પક્ષપાતી નહોતા. ખાલી મોએથી બોલીને સુધારક કહેવરાવવા કરતા સ્ત્રીજાતિનુ ખરૂં હિત સાધવાનુ તેને વિશેષ પસંદ હતુ એ વિષયમા પોતાની સહધર્મિણીની ખાસ મદદ મળે એટલા સારૂ તેણે તેને ધીરજ અને ખંતપૂર્વક શિક્ષણ આપીને પોતાનું અભીષ્ટ સાધવામા ઉપયોગી બનાવી હતી. દેશની અવસ્થાનું અવ-લોકન કર્યાથી તેણે એવો વિચાર બાંધ્યો હતો કે, સારી સ્ત્રીડૉકટરોના અભાવથી ભારતવર્ષની મહિલાઓ ડગલે ડગલે અડચણ ભોગવે છે, જેથી એ અભાવ પૂરો કરવા માટે તેણે પોતાની ક્ષુદ્ર શક્તિનો ઉપયોગ કર્યો હતો વળી આપત્તિને સમયે સ્ત્રી પોતાનું ગુજરાન જાતેજ ચલાવી લે એવી સ્થિતિમા તેને મૂકવાનો તેનો બીજો ઉદ્દેશ હતો. શ્રીરામપુરથી આનંદીબાઇએ શ્રીમતી કાર્પેન્ટરને લખ્યું હતું કે:—“ચિકિત્સાવિદ્યા શિખીને અમારા દેશનો એક મોટો અભાવ દૂર કરવાને હું ઘણી વ્યગ્ર થઇ છું. સ્વામીના ઉપદેશને લીધે તે વિષય મારા હૃદયમા એવી દૃઢતાથી છપાઇ ગયો છે કે,જે કદિ ભૂંસાઈ જવાનો નથી.”

આવા મહાન ઉદ્દેશથી પ્રેરાઇને આ મહારાષ્ટ્રીય દંપતીએ અમેરિકા જવાનો સંકલ્પ કર્યો હતો. વળી પાશ્ચાત્ય અને દેશી વૈદકશાસ્ત્રનું મિશ્રણ કરીને દેશની વર્તમાન અવસ્થાને ઉપયોગી થઇ પડે એવી ચિકિત્સાપદ્ધતિ યોજવા તરફ પણ આનંદીબાઇનું લક્ષ્ય હતું. પૈસાની તંગીને લીધે તેમનો આ સંકલ્પ ઘણા દિવસ સુધી પાર પડી શકયો નહિ.

શ્રીરામપુરમા કેટલાક દિવસ રહ્યા પછી ગોપાલરાવે અમેરિકા જવા સારૂ પોતાના ઉપરિ પાસે બે વર્ષની રજા માગી. તેણે વિચાર્યું હતું કે, પત્ની સાથે પોતે અમેરિકામા હશે તો તેને સગવડ પડશે અને બે વર્ષમાં આનદીબાઈનો અભ્યાસ સમાપ્ત થશે, પરતુ અમલદારોએ તેને રજા આપવાની ના કહી જેથી ઘણો વિચાર કરીને તેણે એક દિવસ આનંદીબાઈને કહ્યું.–'મને લાગે છે કે, હવે નકામો સમય ગુમાવવાથી કાંઇ લાભ નથી, એટલા માટે તમે એકલાંજ અમેરિકા જાઓ. હુ થોડા દહાડા પછી ત્યાં આવી પહોંચવાનો યત્ન કરીશ'

સ્વામીની વાત સાભળીને આનંદીબાઇ આશ્ચર્યચકિત થઇ ગઇ, પરતુ એ ઉત્તર આપે તે પહેલાજ ગોપલરાવ બોલ્યોઃ–'આજ સુધી કોઇ બ્રાહ્મણની પત્ની એકલી પરદેશમા ગઈ નથી, તેથી તમે એ સંબધમા બધાના માર્ગ-દર્શક બનો સ્વદેશી રીતભાતમાં જરા પણ ફેરફાર થવા દીધા વગર, પોતાની વર્તણુકના ગુણથી અમેરિકાના વતનીઓને હિદુસ્તાનની રીતભાતના પક્ષપાતી બનાવજો સ્ત્રીઓદ્વારા કોઇ પણ મોટુ કાર્ય સધાવાનું નથી એવું જે હિંદ-વાસીઓનું માનવુ છે, તેને તમે ખોટુ સાબિત કરી આપજો. આ દેશમા ઘણા સુધારકો સ્ત્રીજાતિના કલ્યાણને માટે મોંએથી ઘણા દિવસો થયા આંદોલન કરતા આવ્યા છે, પરતુ તેમનાથી કાઇ કાર્ય થઈ શક્યું નથી. મારી ઇચ્છા છે કે તમે એ અઘરૂં કામ થોડું ઘણું પણ સાધીને બધા લોકોને ઉદાહરણરૂપ બનો'

સ્વામીના ઉપદેશને લીધે આનંદીબાઈના હૃદયક્ષેત્રમા દેશહિતનાં બી પહેલેથીજ રોપાઇને અકુરિત થયા હતા એટલે સ્વામીની આ આજ્ઞા સાભળતાવારજ આનદીબાઇએ પોતાની સંમતિ જણાવી લાબી મુસાફરીને લીધે થનારી જુદાઇ અને પરદેશમાં પડતા સુખદુ:ખનું સ્મરણ કરીને એ થોડીવાર મુંઝાઇ ખરી, પરંતુ પરમેશ્વરની કરુણામા દૃઢ વિશ્વાસ હોવાથી તેણે પોતાનો ઘણા દિવસનો સંકલ્પ છોડી દીધો નહિ. શ્રીમતી કાર્પેન્ટર ઉપરના એક પત્રમા તે પોતાનો નિશ્ચય નીચેના શબ્દોમા પ્રગટ કરે છે:–

"મે પ્રતિજ્ઞા કરી છે કે, જે કાર્ય માટે હું અમેરકા જાઉ છું, તે કાર્ય સિદ્ધ નહિ થાય તો સ્વદેશમા પાછી નહિ ફરૂં. જો નિષ્ફળ નિવડીશ તો ભારતમા ફરીથી કોઇને મોં દેખાડીશ નહિ પ્રાચીન કાળની હિંદુરમણીઓ કેવી બુદ્ધિમતી, શૂરવીર અને પરોપકારી હતી, તે હું જાણું છું. તેમના

વંશમાં જન્મ ગ્રહણ કરીને એમના નામને હું કદિ કલકિત કરીશ નહિ. ગમે તે પ્રકારે, હું મારા કર્તવ્યનુ પાલન કરીશ. મારો વિશ્વાસ છે કે કોઈ મારૂં અનિષ્ટ કરી શકશે નહિ; કારણ કે એક માત્ર ઇશ્વર વગર કોઇ માણસ બીજાનું ઇષ્ટ કે અનિષ્ટ કરી શકતો નથી. આપણે બધા જ્યારે પરમેશ્વરનાં સતાન છીએ, ત્યારે મારે કષ્ટ શુ કામ ભોગવવું પડશે? મારે મારૂં કર્તવ્ય-પાલન કરવુંજ પડશે 'મંત્રનું સાધન કે શરીરનું પાતન!' મરીશ કે જીવીશ પણ સંકલ્પમાથી પાછી હઠીશ નહિ. * * * * હું જેના ઘરમા રહું, તે મને પોતાની કન્યાની માફક રાખે, એટલીજ મારી પ્રાર્થના છે. ત્યા રહેતી વખતે મારે હાથે રાધવું પડશે એથી ખર્ચ પણ થોડુ આવશે."

આ પત્ર લખાયો તે સમયે આ વીર બાળાની ઉંમર ફક્ત ૧૭ વર્ષની હતી.

ગોપાલરાવ મુંબઈની થિયોસોફિકલ સોસાઈટીના એક સભાસદ હતા. એ સબધને લીધે આનદીબાઈના અમેરિકા જવાના સમાચાર સાંભળીને, કર્નલ ઓલકોટ સાહેબે અમેરિકાના એક ન્યાયાધીશ ઉપર તેને ભલામણ-પત્ર લખી આપ્યો ત્યાર પછી સારો સગાથ ખોળવામા તથા બીજી અનેક જાતની તૈયારીઓ કરવામા ઘણા દિવસ નીકળી ગયા પેલી તરફ આનદીબાઈ અમેરકા જશે, એ વાત વર્તમાનપત્રોદ્વારા જાહેર થતા, તેના સગાસબંધીઓ તથા મિત્રો વગેરે અનેક પ્રકારે તેના કામમા વિઘ્ન નાખવા લાગ્યા, પણ આનદીબાઈએ કશાથી પોતાના સંકલ્પનો ત્યાગ કર્યો નહિ.

આનદીબાઇના અમેરિકા જવાના કારણસબંધી અનેક લોકોએ તેને અનેક પ્રકારના પ્રશ્નો કર્યા હતા એ બધા પ્રશ્નોના ઉત્તર આનદીબાઇએ સ્થાનિક નિશાળમા એક જાહેરસભા બોલાવીને એક ભાષણદ્વારા આપ્યા હતા. સત્તર વર્ષની બ્રાહ્મણ યુવતીને મોઢેથી ખુલ્લી સભામા અગ્રેજીમા અસ્ખલિત ભાષણ અપાતું જોઇને ઘણા લોકો વિસ્મય પામી ગયા.

શ્રીરામપુરની કોલેજમા પણ તેણે એજ મતલબનું ભાષણ આપ્યું. ત્યાર પછી ઘણા કેળવાયલા મનુષ્યોએ તેને ઉત્સાહવર્ધક કાગળો લખ્યા. ટપાલખાતાના ડાયરેકટરે આ સમાચાર જાણીને આનંદીબાઈ ઉપર, મદદ-તરીકે સો રૂપિયાની એક નોટ મોકલી આપી અને અમેરિકાના બે પ્રતિષ્ઠિત ગૃહસ્થો ઉપર ભલામણપત્ર લખી આપ્યા, એટલુજ નહિ પણ આનદી-બાઈના ઉદ્દેશની પ્રશસાપૂર્વક, અમેરિકાના એક વર્તમાનપત્રમા તેનું જીવનચરિત્ર લખીને તેના પ્રતિ અમેરિકાવાસીઓની સહાનુભૂતિ પણ જાગૃત

કરી ડૉકટર થૉબર્ન નામના એક કલકત્તાપ્રવાસી અમેરિકન પાદરી પાસેથી પણ આનંદીબાઈએ તેના અમેરિકામા રહેનારા મિત્રો ઉપર ભલામણના પત્રો મેળવ્યા.

૧૮૮૩ની ૭ મી એપ્રિલનો દિવસ આનંદીબાઇની અમેરિકાની યાત્રા માટે નક્કી કરવામા આવ્યો. પહેલા તો ગોપાલરાવે તેની સાથે એડન સુધી, અથવા એટલું ન બને તો મદ્રાસ સુધી જવાનો નિશ્ચય કર્યો હતો, પણ પૈસા અને ફુરસદની અગવડને લીધે તેને તે સંકલ્પ પણ છોડી દેવો પડયો આખરે શ્રીમતી જૉન્સન નામની એક મહિલાએ તેને આશ્વાસન આપ્યું કે આનંદીબાઈને હુ મારી સંગાથે લઇ જઈશ.

ત્યાર પછી મુસાફરીની તૈયારીઓ શરૂ થઇ. આપણા દેશના પદાર્થ અમેરિકામા સહેલાઇથી મળી શકશે નહિ એમ વિચારીને આનંદીબાઈએ પુષ્કળ ચુડીઓ, કાચળીઓ, દેશી કાપડ, મરાઠી સાડી અને ઉત્કૃષ્ટ દેશી સિંદૂર વગેરે ચીજો સાથે લીધી હતી આનંદીબાઇ પરદેશી વસ્તુઓ વાપરવાની સખ્ત વિરોધી હતી, એટલા માટે ત્રણ વર્ષ સુધી ચાલે એટલી બધી વસ્તુઓ તેને અહિંથી સાથે લઇ જવી પડી હતી. અમેરિકામા આપણા દેશ કરતા ટાઢ વધારે પડે છે, એમ જાણીને આનંદીબાઈએ દેશી બનાત તેમજ કેટલાક જાડાં વસ્ત્રો જોઇતા પ્રમાણમા સાથે રાખવા ઉપરાત અમેરિકાવાસીઓને દેખાડવા સારૂ તેણે રામચન્દ્ર, શંકર, પાર્વતી વગેરે દેવદેવીઓના ચિત્રો પણ સાથે રાખ્યા હતા.

૬ ઠ્ઠી એપ્રિલના રાતના અગિયાર વાગ્યા સુધી બધી તૈયારીઓ કર્યા પછી, આનંદીબાઇ સૂઇ ગઇ. એ રાત્રે ગોપાલરાવને નિદ્રા આવી નહિ વિવિધ પ્રકારની ચિન્તાઓ આખી રાત તેના મગજમા ઘોળાયા કરી

પાછલી રાતના ત્રણ વાગ્યા એટલે ગોપાલરાવે સહધર્મિણીને જગાડી અને તૈયાર થવા કહ્યું આનંદીબાઇ બેઠી થઈ એટલે તરતજ પ્રબળ શોકાવેગથી ગોપાલરાવનો કંઠ રૂંધાઇ ગયો પ્રિયતમ સ્વામી અને જન્મભૂમિથી દૂર થઈને, દૂર દેશમા રહેવાના વિચારથી આનંદીબાઇનું હૈયું પણ ભરાઇ આવ્યું અને તેનામા બોલવાની શક્તિ પણ રહી નહિ. તેથી મૂંગેમોઢે શોક અને ગંભીરતાપૂર્વક સગાસંબધીઓને નમસ્કાર કરીને એ પોતાના સ્વામી સાથે ગાડીમા બેસીને બંદર તરફ ચાલી રસ્તામાં બન્નેની દૃષ્ટિ એકીટશે એકબીજાની તરફ લાગેલી હતી. બન્નેમાથી કોઈની પણ જીભ ઉપડી શકી નહિ.

બંદર ઉપર પહોચ્યા પછી આનંદીબાઈ સ્ટીમરમાં બેઠી શ્રીમતી જોન્સનના હાથમા પોતાની પત્નીને સોંપીને ગોપાલરાવ બોલ્યો:–“ થોડા ખર્ચ છતા પણ બની શકે તેટલા સુખ અને સગવડપૂર્વક મારી સ્ત્રી અમેરિકા પહોચી શકે એવો આપ પ્રયત્ન કરશો તો હુ ઘણો સુખી થઈશ. ” એ વાત સાંભળીને જોન્સન સાહેબે ઘણા ઉદ્ધતભાવે જવાબ આપ્યો:–“ એ બની શકશે નહિ. મારી સ્ત્રીની સાથે મોકલો છો, તો તમારી સ્ત્રીને પણ તેની માફકજ ખર્ચ કરવું પડશે.” આ ઉત્તરથી ગોપાલરાવના હૃદયને વજ્રાઘાત થયો; પણ એ વખતે આનંદીબાઇને ઉતારી લેવાનો સમય નહોતો, એટલે તેણે આનંદીબાઈને કહ્યું.–“તમે કરુણામય સર્વસાક્ષી પરમેશ્વર ઉપર ભરોંસો રાખજો.”

ત્યાર પછી ત્યા આગળ ઉભા નહિ રહી શકાયાથી ગોપાલરાવ પણ આંસુ લૂછતો લૂછતો ઘર તરફ ચાલ્યો. પેલી તરફ આનંદીબાઇનો અત્યાર સુધી રોકી રાખેલો શોકાવેગ ઉભરાઇ આવ્યો તેનાથી હવે રોદનને રોકી શકાયું નહિ પ્રબળ અશ્રુધારા તેના ગાલપર થઇને તેના વસ્ત્રને ભીંજવવા લાગી. સ્ટીમર જ્યાંસુધી દૃષ્ટિમર્યાદાની બહાર ન પહોંચી ત્યાસુધી તેની આંસુભરી દૃષ્ટિ ગોપાલરાવના તરફ સ્થાપિત રહી હતી. ગોપાલરાવના ચાલ્યા ગયા પછી પણ ઘણીવાર સુધી આનંદીબાઈ ચિત્રમા આલેખી પુતળીની પેઠે સ્વામીના ધ્યાનમા નિમગ્ન રહી હતી.

આગબોટમા બેઠા પછી આનંદીબાઇને શ્રીમતી જોન્સનના અયોગ્ય વ્યવહારથી ઘણુ જ દુ:ખ ભોગવવું પડયું. શ્રીમતી જોન્સન એક પાદરીની રમણી હતી. તેણે આનંદીબાઇને ખ્રિસ્તી બનાવવાના હેતુથી બેહદ દુઃખ દીધું હતું સ્ટીમરમા તેણે પ્રથમ તો મીઠા ઉપદેશથી અને ત્યાર પછી લાલચથી અને છેવટે તિરસ્કાર તથા ભય દર્શાવીને અસહાય આનંદીબાઈ પાસે સ્વધર્મનો ત્યાગ કરાવવાનો યત્ન કર્યો હતો; પરંતુ દૃઢ મનની આનંદીબાઈ કોઈ પણ રીતે સ્વધર્મનો ત્યાગ કરવા સંમત થઇ નહિ.

ત્યાર પછી બીજી જાતની લાલચ અને વિપત્તિઓ શરૂ થઇ. એ સ્ટીમરનો ગોરો એન્જિનિયર આનંદીબાઇને એકલી જોઇને તેની અનેક પ્રકારે ઠઠ્ઠામશ્કરી કરવા લાગ્યો અને પોતાની સાથે નીચે જઇને સ્ટીમરનું સાંચાકામ જોવાનો આગ્રહ કરવા લાગ્યો. એ યુક્તિ વ્યર્થ જવાથી એન્જિનિયર સાહેબે તેને એક સોનાની કિંમતી ઘડિયાળ ભેટ આપવાની માગણી કરી, પરંતુ સાધ્વી આનંદીબાઇએ તે નામંજુર કરી.

આનંદીબાઈને આ પ્રમાણે અચળ અને દૃઢ જોઈને શ્રીમતી જોન્સનનો આનંદીબાઈ ઉપરનો કંટાળો ઘણો વધી પડયો. સ્ટીમરમાં આનંદીબાઈ દાંતના દુખાવાથી ઘણું પીડાઈ હતી. એ દશામાં તેને કેટલાક દિવસ સુધી બિલકુલ ભૂખ્યા રહેવું પડયું હતું, પરન્તુ કઠોર હૃદયની શ્રીમતી જોન્સન એક દિવસ પણ તેની પાસે ગઈ નહોતી. સ્ટીમરમાંની બીજી ગોરી મહિલાઓએ પણ મીસીસ જોન્સનના માર્ગનું અનુસરણ કર્યું હતું, એટલુંજ નહિ પણ સાધારણરીતે લોકો પોતાની દાસદાસીઓ સાથે જેવો વ્યવહાર રાખે છે, તેવો વ્યવહાર આ ગોરી મડમોએ શ્રીમતી આનંદીબાઈ સાથે રાખ્યો હતો. આનંદીબાઈ માસમદિરા આદિ અખાદ્ય વસ્તુઓ ખાવાને ના કહેતી ત્યારે તેઓ તેની મશ્કરી કરતાં પણ અચકાતી નહિ, એટલુંજ નહિ પણ વખતોવખત એમાંની બેએક જણીઓ આનંદીબાઈના ઓરડામાં પેસી જઈને, તેને બિચારીને ઉપર ડેક (તુતક) ઉપર ખુલ્લી જગ્યામાં રહેવાની ફરજ પણ પાડતી. આ પ્રમાણે અનેક પ્રકારનાં કષ્ટ અને અપમાન સહન કર્યાં છતાં પણ આનંદીબાઈએ તેમના તરફ કોઈ પણ જાતનો તિરસ્કાર પ્રકટ ન કર્યો

સ્ટીમરમાં આનંદીબાઈ દરરોજ બે ત્રણ બટાકા સિવાય બીજું કાંઈ ખાતી નહિ આ પ્રમાણે તે ૧૦ મી મેને દિવસે લંડન અને ૧૬ મી મેને દિવસે લીવરપૂલ પહોંચી. ત્યાં બેએક દિવસ રહીને તે અમેરિકા જનારી સ્ટીમરમાં બેઠી શ્રીમતી જોન્સને એ વખતે પણ તેનો પરિત્યાગ કર્યો નહિ. સ્ટીમર અમેરિકાની પાસે પહોંચી એટલે તેણે આનંદીબાઈને કહ્યું:–" મિસિસ જોશી! તમારા સ્વામી તમને મારા હાથમાં સોંપી ગયા છે, એટલે મિસિસ કાર્પેન્ટરનો તમારા ઉપર કાંઈ પણ અધિકાર નથી. " ત્યાર પછી એ દુષ્ટ સ્ત્રીએ " મેરી કાર્પેન્ટર ઘણીજ ખરાબ ચાલની સ્ત્રી છે" એવું સમજાવવાનો યત્ન કર્યો હતો. આનંદીબાઈએ તેની એવી વાતો ઉપર અણગમો બતાવ્યો, ત્યારે એ પાપી સ્ત્રીએ તેને ' ચોર, દુષ્ટ, અસભ્ય અને ખુની ' વગેરે જાતજાતના અપશબ્દો કહીને પીડા આપી હતી. ત્યાર પછી પણ બોસ્ટન શહેરમાં તેને લઈ જઈને ખ્રિસ્તીધર્મની દીક્ષા આપવાનો પ્રયત્ન કરતાં એ મડમ ચૂકી નહોતી. આ બધા જુલમની વાત આનંદીબાઈએ ઘણા દિવસસુધી પોતાના સ્વામીને પણ જણાવી નહોતી. અમેરિકા પહોંચ્યા પછી ઘણે દિવસે એક પત્રમાં, પ્રસંગવશાત્ તેણે પોતાના સ્વામીને માત્ર સારરૂપે એ સંબંધી લખ્યું હતું

યથાસમયે આનંદીબાઈ રોશેલની પાસેના બંદરમાં જઈ પહોંચી. ત્યાં

શ્રીમતી કાર્પેન્ટર બંદર ઉપર આવ્યા હતા આનંદીબાઇ સ્ટીમરમાથી ઉતરી એટલે એકદમ તેમનો મેળાપ થયો. તેઓએ ત્યાથી આગગાડીમાં બેસીને રોશેલ તરફ મુસાફરી કરી. એ પ્રથમ મુલાકાત વખતે આનંદીબાઇની વર્તણુક જોઇને શ્રીમતી કાર્પેન્ટરે નીચે પ્રમાણે અભિપ્રાય લખી જણાવ્યો હતો.

" આનંદીબાઈ કદિ પણ પ્રયોજન કરતાં વધારે બોલતી નથી, તેમ છેક થોડાબોલી પણ નથી તેના જેવી ગંભીરતા મોટી વયની ઘણી રમણીઓમાં પણ જવલ્લેજ દીઠામાં આવે છે આનંદીબાઇ સાથે બંદર ઉપર મારી પ્રથમ મુલાકાત થઇ ત્યારે મેં મનમા વિચાર કર્યો હતો કે, એ બીજી ચપળ સ્ત્રીઓની પેઠે ગાડીની બારીઓમાથી મો બહાર કહાડીને ચારે તરફ દૃષ્ટિપાત કરશે અથવા તો પ્રત્યેક નવી જોયેલી વસ્તુસબંધી જાતજાતના પ્રશ્ન કરીને મને કંટાળો આપશે, પણ એમાનું કશુંએ બન્યું નહિ એ ઘણુાજ ગંભીર ભાવથી ગાડીમા બેસી રહી હતી. ઘણીવાર મારા મનમાં એમ થતું કે આ વખતે તો એ પ્રશ્ન પૂછયા વગર રહેશેજ નહિ, પરંતુ તેણે મને કોઇ પણ વસ્તુસંબંધી શરૂઆતમા કાંઈ પણ સવાલ કર્યા નહિ. કહેવાની જરૂર નથી કે બુદ્ધિની સ્થૂળતા અથવા જિજ્ઞાસાવૃત્તિનો અભાવ એ તેના કારણ નહોતા.તેણે પાછળથી મારી સાથે જે બધી વાતચીત કરી તે ઉપરથી હું સમજી કે તીક્ષ્ણ બુદ્ધિના પ્રભાવથી અજાણ્યા દેશની અનેક બાબતોનો કાર્યકારણસબંધ એ દૃષ્ટ નાખતાંની સાથેજ સમજી શકી હતી. અહીં આવ્યા બાદ રોજ નવા પદાર્થ અને નવા રીતરિવાજ જોઇને પણ તેણે કદિ એમનાસબંધી પ્રશ્ન પૂછીને મને કંટાળો આપ્યો નથી. તેની વર્તણુકમાં દોષ કહાડવા જેવુ કાંઇ પણ નથી. તેની કાર્યકુશળતા, એકાગ્રતા અને સદાચાર આદિ ગુણો બધાએ અનુકરણ કરવા યોગ્ય છે "

અમેરિકા પહોંચ્યા પછી આનંદીબાઇએ શ્રીમતી કાર્પેન્ટર સાથે પ્રથમ ન્યુ જરસી નગરમાં તેમના ઘરમાં વાસ કર્યો. ત્યાં તેને ચાર મહિના સુધી રહેવું પડયું. ત્યાના નિવાસના થોડા દિવસમાંજ એ કાર્પેન્ટરના પરિવારનાં બધા મનુષ્યોની પ્રીતિપાત્ર બની હતી. બાળકબાલિકાઓ પણ તેમની આ હિંદુ ભગિનીથી વિખુટાં પડતાં નહિ. પડોશણો પણ તેના તરફ ઘણી માયાળુ થઇ ગઇ હતી. પરદેશમા જઇને, લોકો મશ્કરી કરે એવા વિચારથી પારકાંઓની રીતભાતનું અવલંબન કરવાની વાત તો દૂર રહી, પણ આનંદીબાઇએ, એથી ઉલટું કાર્પેન્ટરના પરિવારમા ઘણી બાબતમાં હિંદુઓના

રીતરિવાજ દાખલ કર્યા હતા આનંદીબાઇ શ્રીમતી કાર્પેન્ટરને કદિ નામ દઈને બોલાવતી નહિ. ગુરુજ્નોઓને નામ દઈને બોલાવવાની રીત પશ્ચિમના દેશોમા સર્વત્ર પ્રચલિત છે, એટલુંજ નહિ પણ ત્યા પુત્ર પણ પિતાને નામ દઈને બોલાવતા સંકોચાતો નથી, પણ આનંદીબાઈના આચરણ ઉપરથી શ્રીમતી કાર્પેન્ટરના બધા સગાઓ તે સંબંધમાં હિંદુ રિવાજને શ્રેષ્ઠ સમજવા લાગ્યા હતા. પ્રાત કાળમા 'શેકહેન્ડ' ને બદલે નમસ્કાર કરવાનો અને આશીર્વાદ આપવાનો રિવાજ પણ તેમણે ગ્રહણ કર્યો હતો આનંદીબાઇએ કાર્પેન્ટરના પરિવારમા 'હેલના' 'સ્ટુઅર્ટ' અને 'આમી' વગેરે નામને બદલે 'તારા' 'સગુણા' અને 'પ્રમીલા' નામ દાખલ કર્યા તેણે પોતાની અનેક સખીઓને પણ ભારતવર્ષીય સાડીની પક્ષપાતી બનાવી હતી કેવળ એટલુ જ નાહ, પરંતુ તેમનામાની અનેક તો મહારાષ્ટ્રની રીત પ્રમાણે વેણી ગુંથાવાનો અને કપાળમા ચાલ્લો કરવાનો શોખ પણ રાખવા લાગી શ્રીમતી કાર્પેન્ટરના ઘરમા સાડીનું માહાત્મ્ય એટલુ બધુ વધી પડયું હતું કે,બાલકબાલિકાઓ પોતાની ઢીંગલીઓને પણ સાડી પહેરાવ્યા વગર સંતોષ પામતા નહિ

આનદીબાઇએ ભારતવર્ષ છોડયા પછી ગોપાલરાવે તેને એક પત્ર લખીને જણાવ્યુ હતું કે, પ્રયોજન પડે તો પરદેશી વસ્ત્રાભૂષણ પહેરવા અને માંસાહાર કરવો, પણ સ્વદેશી આચારવિચારો ઉપર આનંદીબાઇની એટલી બધી ગાઢ પ્રીતિ હતી કે, તેણે જરા પણ માંસાહાર કર્યો નહિ. એ હમેશા પોતાને હાથે દાળ રોટલી રાધીને ખાતી એ દેશમાં ઠંડીનું જોર વિશેષ હોવાથી એને પોતાના પોષાકમા સાધારણ ફેરફાર કરવો પડયો હતો. મહારાષ્ટ્રીય રીત પ્રમાણે સાડી પહેર્યાથી બન્ને પગનો નીચેલો ભાગ થોડો ખુલ્લો રહે છે તેથી એ ગુજરાતી ઢબની સાડી પહેરતી, પરંતુ સ્વદેશમા આવવા સારૂ આગબોટમા ચડયા પછી તો તરતજ મહારાષ્ટ્રીય ઢબની સાડી પહેરી હતી. સ્વદેશી પોશાક પહેરવા માટે તેને ઘણી વાર ઇંગ્લેન્ડ, આયર્લેન્ડ અને અમેરિકામા અડચણ પણ વેઠવી પડી હતી. પાશ્ચાત્ય સમાજમાં ઉપહાસને પાત્ર થવું પડશે એમ ધારીને પ્રવાસમા જે લોકો યૂરોપયન રીતરિવાજનુ અનુકરણ કરે છે અને સ્વદેશમા આવ્યા પછી પણ ટેવનુ બહાનું કહાડીને જે લોકો પ્રચંડ ગ્રીષ્મ સમયમા પણ સાહેબશાહી ખાણું ખાવાનો શોખ ધરાવે છે તથા ગરમ કપડાથી દેહને ઢાકીને સાહેબશાહી મર્યાદાનું રક્ષણ કરે છે, તેઓ એક વખત આનંદીબાઇના દૃષ્ટાંતનું સ્મરણ કરશે તો ઘણું સારૂં થશે.

અમેરિકામા વાસ કરતી વખતે આનંદીબાઇની અજ્ઞાનતા કોઈ દિવસ જણાઇ આવી નથી. કોઈને તેને અનાડી કહેવાનો પ્રસંગ મળ્યો નથી. તીક્ષ્ણ બુદ્ધિબળને લીધે બેએક દિવસમાંજ એ ઘરકામમાં યથોચિત અભિજ્ઞતા મેળવી ચુકી હતી શ્રીમતી કાર્પેન્ટરના ઘરમાં રાંધવા સિવાયના બીજા બધા ઘરકામ-મા એ મદદ આપતી. બાલ્યાવસ્થાથીજ રમતગમત ઉપર તેને ઘણો શોખ હતો. એકવાર જોવાથીજ અમેરિકાના બાલક–બાલિકાઓની રમતગમતો એવી સરસરીતે શિખી ગઇ હતી કે, તેમની સાથે રમવાનો પહેલીવાર પ્રસંગ આવ્યો ત્યારે સૌથી ઉંચો નબર એનોજ આવ્યો. સંગીતવિદ્યાથી પણ એ છેક અજાણી નહોતી જે લોકો તેને મળવા સારૂ આવતા તેમને ઘણીવાર બ્રહ્મજ્ઞાન અને ભક્તિવિષયક મરાઠી સગીત સભળાવીને પારતૃપ્ત કરતી. તેનુ સગીત શ્રવણ કરીને બધા તેની ઘણીજ પ્રશસા કરતા; પણ એ પ્રશં-સાના શબ્દો સાભળીને આનદીબાઈ કદ પણ ફુલાઇ જતી નહિ; એટલુંજ નહિ પણ એ વખાણોથી આત્મસતોષના કોઇ લક્ષણ તેના મુખકમળ ઉપર પ્રકટ થતા નહિ

કઠસ્વરની માફક તેના સૌન્દર્યે પણ અમેરિકાવાસીઓની પ્રશસા પ્રાપ્ત કરી હતી શ્રીમતી કાર્પેન્ટરે લખ્યુ છે.–" આનદીબાઈ સ્વદેશી વસ્ત્રાભૂષણ-મા સજ્જ થતી, ત્યારે તેના લાવણ્યની છટાથી અમારા નેત્ર અ જાઇ જતાં. એવો ભાસ થતો કે, જાણે દેવલોકમાથી કોઈ દેવકન્યા પૃથ્વીમા ઉતરી આવી છે !" આનદીબાઇનુ રૂપ કાંઇ સર્વરીતે સુદર હતું નહિ, પણ તેની દિવ્ય કાન્તિ બધાને વિસ્મયમા ગરકાવ કરી નાખતી વિદ્યાભ્યાસના સમયમા કે ઘરસંસારના કામકાજ કરતી વખત, સર્વદા તેનો ચહેરો પ્રફુલ્લિત જોઇને શ્રીમતી કાર્પેન્ટર તેના ઉપર એટલા બધા મુગ્ધ થઇ ગયા હતા કે, તેમણે તેનું નામ આનંદમયી પાડચુ હતું

પરતુ આ દેવકન્યા જેવી આનદમયીના મુખપર પણ ગોપાલરાવનો પત્ર આવતાં વિલંબ થાય તો ઉંડો ઉદ્વેગ અને ઉદાસીનભાવની છાયા જણાઇ આવતી. તેણે એક પત્રમાં ગોપાલરાવને લખ્યું હતું કે:–"બીજા કામકાજમાં રોકાયલી રહેવા છતાં પણ આપનું ધ્યાન ધરીને હું ઘણો વખત આનંદમાં ગાળું છું, પણ જ્યારે આપણા બેની વચ્ચે કેટલું બધું અંતર છે–આપણે બે એકબીજાથી કેટલે દૂર પડયા છીએ–એ વિષયનો વિચાર મનમા ઉત્પન્ન થાય છે, ત્યારે હૃદય નિરાશામાં ડૂબી જાય છે. મારો મનોભાવ છુપાવી રાખ-

વાને હું પ્રયત્ન કરૂં છું, છતા પણ મુખ ઉપર વિષાદની છાયા પ્રકટ થઇ આવે છે શરૂઆતમાં તો હું ઘણુ રડી દેતી, પણ અત્યાર સુધી મે મારાં અશ્રુ કોઇને દેખવા નથી દીધા. હવે ઘણું ખરૂં ચક્ષુમાં જળ આવતું નથી. દુઃખનો વેગ અસહ્ય થઇ જવાથી કેવળ જીભ અને કંઠ સૂકાઇ જાય છે અને હૃદયમા એક ન સમજાય એવી પીડા થાય છે, પરંતુ રખે કોઇ જાણી જશે એવા ભયથી, દીર્ઘ નિ.શ્વાસ નાખીને હૃદયનો ભાર ઓછો કરવાનો અવસર પણ મને મળતો નથી. ” આ પ્રમાણેની મર્મભેદક યંત્રણા સહન કર્યા છતા પણ આનંદીબાઈ શ્રીમતી કાર્પેન્ટરને ‘ આનંદમયી ’ સ્વરૂપ દેખાઈ હતી એ શું એની સામાન્ય ધૈર્યશીલતા સૂચવે છે ?

આનંદીબાઈના અમેરિકાનિવાસ દરમિયાન આ દેશના ઘણા સારા માણસોના સંતાન વિદ્યાભ્યાસ અર્થે એ દેશમા ગયા હતા તેમનામાથી આનંદીબાઇના પત્રોમા કેવળ શ્રીયુક્ત પ્રતાપચંદ્ર મજુમદાર મહાશયની પ્રશંસા વાંચવામા આવે છે બીજા કેટલાકોના સંબંધમાં તેણે પૂનામા પોતાની કોઈ બહેનપણીને લખ્યુ હતું’—

“ અમેરિકામા આવ્યાથી ભારતવાસીઓની જવાબદારી ઘણી વધી જાય છે, એ વાત ઘણાકો સમજતા નથી અહિંયા આવ્યાથી જાણે હાથમા સ્વર્ગ આવી ગયુ હોય એમ ઘણા ધારે છે અને સ્વેચ્છાચારમા પ્રવૃત્ત થાય છે, એવા માણસોની સંખ્યા ઓછી હોવા છતા પણ એમના આચરણ જોઇને અમેરિકાના લોકો સમગ્ર ભારતવાસીઓના સ્વભાવ અને ચાલચલણસંબંધી અનેક પ્રકારના સિદ્ધાન્ત બાંધી દે છે એ કારણસર તેમના માતાપિતા અને સ્વદેશની આબરૂ ખાતર, આ દેશમા રહેતી વખતે સદાચાર રાખવો, એ એવા લોકોનું કર્તવ્ય છે. એમનામાના બેએક જણા મને મળવા આવ્યા હતા તેમાંથી એક જણાએ તો મને પોતાની સાથે નાટક જોવા લઇ જવાનો પ્રસ્તાવ કર્યો હતો. મેં તેના એ પ્રસ્તાવપ્રત્યે અનેક તિરસ્કાર દર્શાવ્યા. એણે કદાચ એવુંજ ધાર્યું હશે કે, તેની માફક બધાજ ભણવાનું બહાનું કહાડીને, વિલાસવાસના ચરિતાર્થ કરવા અમેરિકા આવતાં હશે. એના જેવા કેટલાકની વર્તણુકથી અમેરિકાવાસીઓની દૃષ્ટિમા ભારતવાસીઓની મર્યાદા ઓછી થઇ ગઇ છે, એ જોઇને મને ઘણુ દુ.ખ થયું છે. એક તો મૂળથીજ ભારતવર્ષસંબંધી આ દેશના લોકોના મનમા ઘણા કુસંસ્કાર છે; તેમા વળી ખ્રિસ્તિ પાદરીઓની કૃપાથી એ કુસંસ્કાર ઘણા દૃઢ થાય છે.

એવી અવસ્થામા આ દેશમા વસતી વખતે ઘણીજ સાવધાનીથી સદાચરણ-પૂર્વક ન વર્તાય તો ભારતમાતાની મર્યાદાને હાનિ પહોચશે, એ વાત પ્રત્યેક ભારતવાસીએ સ્મરણમાં રાખવી જોઈએ "

ન્યુ જરસી શહેરને પરિત્યાગ કરતાં પહેલા આનદીબાઇએ પોતાની અમેરિકન બહેનપણીઓને એક દિવસ મરાઠી ઢબની 'ડિનરપાર્ટી' આપી હતી. અઢાર અમેરિકન મહિલાઓએ તે દિવસે મરાઠી પોષાકમાં સજ્જિત થઇને ટેબલ, ખુરસી અને છરી કાંટાને ત્યાગ કરીને સપૂર્ણ હિંદુરીત પ્રમાણે ભોજન કર્યું હતુ

બધાની પાસે વિદાયગીરી માગીને ઇ૦સ૦ ૧૮૮૩ની ૨૭ મી સપ્ટેમ્બરને દિને આનદીબાઇએ શ્રીમતી કાર્પેન્ટરની સાથે ફિલાડેલ્ફિયા તરફ યાત્રા કરી અને એ દિવસે સાજે ત્યા પહોચી. બીજે દિવસે કૅાલેજના કર્તાહર્તાઓએ ખાસ સમારોહપૂર્વક આનદીબાઈને કૅાલેજમા દાખલ કરી આનંદીબાઇને અભિનંદન આપવા સારૂ એ દિવસે પાંચસો મહિલાઓ અને પ્રતિષ્ઠિત પુરુષો હાજર થયા હતા એ દિવસના સમારંભનું વર્ણન કરતા શ્રીમતી કાર્પેન્ટરે લખ્યું છે કેઃ—"રત્નાલકાર પહેરીને એટલી બધી મહિલાઓ એ દિવસે એકઠી થઈ હતી પણ તેમાની એક પણ સૌજન્યમા આનદીબાઇની બરોબરી કરે એવી નહોતી " અસ્તુ ! કૅાલેજની પાસે આનદીબાઇને રહેવા સારૂ એક ઘર ભાડે રાખવામા આવ્યુ શ્રીમતી કાર્પેન્ટર તેને એક ઘર રાખી આપીને બેએક દિવસ પછી પોતાને ગામ પાછા સીધાવ્યા ભારતવર્ષનો ત્યાગ કરતી વખતે આનદીબાઈના મનને જેટલુ કષ્ટ થયું હતુ તેટલુજ કષ્ટ તેને શ્રીમતી કાર્પેન્ટરને વિદાયગીરી આપતી વખતે ભોગવવું પડયુ હતુ. નવ દસ દિવસસુધી તો તેને ખાવુપીવુ ભાવ્યુ નહોતુ ખરેખર જેમના માતૃતુલ્ય સ્નેહ અને સભાળ નીચે ચાર માસ સુધી ન્યુ જરસી નગરમાં વાસ કરીને તેણે એક દિવસ પણ પરદેશનું દુઃખ જાણ્યું નહોતુ, તેમનો વિયોગ આ પ્રમાણે દુઃસહ થઇ પડે એ તદ્દન સ્વાભાવિક છે. શ્રીમતી કાર્પેન્ટરના જેવા રમણીરત્ન બધા દેશમાં વિરલ હોય છે.

ફિલાડેલ્ફિયા ગયા પછી થોડાજ દિવસ પછી આનંદીબાઈની તંદુરસ્તી નબળી પડી ગઈ એ દરરોજ દશ અગિયાર કલાક અભ્યાસ કરતી, તે ઉપરાંત બધું ઘરકામ પણ તેને એકલીને કરવું પડતું તેનું રહેવાનુ ઘર પણ સગવડતાવાળું નહોતું. ચુલો એવો ખરાબ હતો કે કોઈ દિવસ દેવતા જલદી સળગતો

નહિ, એને લીધે કોઇ કોઈ દિવસ અનાહારપૂર્વક તો કોઈ દિવસ કાચુ પાકું ભોજન ખાઇને તેને કૉલેજમાં જવું પડતું. એ બધાં કારણોને લીધે તેની તબિયત લથડવા માંડી.

ફેબ્રુઆરી માસના પ્રારભમા આનદીબાઇ 'ડિપથિરિયા' રોગથી પીડાવા લાગી કઠની નળીમા ફોલ્લો થવાથી તેને અસહ્ય વેદના થવા લાગી, એ ઉપરાંત જ્વર તથા માથાનો દુખાવો હતો. એટલે એક દિવસની અંદરજ એ ઘણી દુર્બળ થઈ ગઇ એ વખતના મદવાડમાં તેના બચવાની બિલકુલ આશા નહોતી, પણ તેની સહાધ્યાયિનીઓના યત્ન અને ચાકરીને લીધે તે સાજી થઇ ગઇ. આ સમયમા ગોપાલરાવ અને શ્રીમતી કાર્પેન્ટર તરફથી તેને જે આશ્વાસનના પત્રો મળ્યા હતા તે વાચ્યાથી તેનું માનસિક કષ્ટ ઘણું શમી ગયું હતું.

ફિલાડેલ્ફિયા ગયા પછી શારીરિક પીડા ઉપરાત બીજાં પણ કષ્ટ તેને ભોગવવા પડયા હતાં. ઉપર જણાવેલી માદગીમાથી સાજી થયા પછી મિસ બોડ્લે નામની શિક્ષિકાએ આનંદીબાઇને ખ્રિસ્તીધર્મની દીક્ષા આપવા સારૂ ઘણો યત્ન કર્યો હતો, પણ એ બાબતમા નિષ્ફળ નિવડયાથી તેણે તેના ઉપર વારે ઘડીએ ક્રોધ કરવાનું શરૂ કર્યું. તેના આ ત્રાસને લીધે આનદીબાઇને ઘણી વખત ઉપવાસ કરીને દહાડા ગાળવા પડયા હતા.

આટલું બધું કષ્ટ સહન કર્યા છતા પણ આનદીબાઈ ખરા દિલથી યત્ન કરીને કૉલેજમા ભણવાના બધા વિષયો તૈયાર કરવા લાગી એ સમયમા ભારતવર્ષમાથી કોઈ એક નરપશુએ ઘણી કુત્સત ભાષામા એક પત્ર લખીને તેને મર્મપીડા પહોચાડી હતી.

આ બધી આપદાઓમાથી એનો પૂરો ઉદ્ધાર થયો નહોતો, એટલામા તો વળી ગોપાલરાવ તેના ઉપર ગુસ્સે થયા પ્રારભમા આનદીબાઈ પોતાના સ્વામીને દર અઠવાડીએ નિયમિતરૂપે વિસ્તારપૂર્વક પત્ર લખતી હતી ફિલાડેલ્ફિયા ગયા પછી ફુરસદના અભાવને લીધે સ્વામીને પત્ર લખવામા ઘણું ખરૂં વિલબ થતો એ ઉપરથી ગોપાલરાવે વિચાર્યું કે, આનદીબાઇ અહકારને લીધે પત્ર લખવામા બેપરવાઇ રાખે છે, તેથી તેણે આનદીબાઇને એક પત્રમાં 'ગર્વિતા' અને 'નફ્ટ' આદિ તિરસ્કારપૂર્ણ શબ્દો લખ્યા હતા. આથી આનદીબાઇની મર્મવેદનાનો પાર રહ્યો નહિ, પરતુ તેણે ક્ષમા માગ્યાથી તથા ક્ષોભપૂર્ણ પત્ર લખ્યાથી ગોપાલરાવનો તે વિચાર દૂર થઈ ગયો. આનદીબાઈને તે ત્યાર પછીના પત્રોમાં 'સરસ્વતી' નામથી સબોધન કરવા લાગ્યો.

અવ્યવસ્થિત ચિત્તનાં મનુષ્યો એજ પ્રમાણે ઘડીકમાં રાજી ને ઘડીકમા ગુસ્સે થઇ જાય છે.

બાલ્યાવસ્થામા આનંદીબાઇને બગિચો બનાવવાનો ઘણો શોખ હતો; પણ અત્યાર સુધી ઉદ્યાનસંબંધી ચર્ચા કરવાનો અવસર તેને મળ્યો નહોતો. ફિલાડેલ્ફિયા આવ્યા પછી તેણે એ વિષયમા ખાસ મન પરોવ્યુ. કૉલેજમાં ચિકિત્સાશાસ્ત્રનો અભ્યાસ કર્યા પછી તેને જે સાધારણ અવકાશ મળતો, તેનો ઉપયોગ તે વનસ્પતિશાસ્ત્રનો અભ્યાસ કરવામા કરતી જંગલી પુષ્પોનો સંગ્રહ કરીને તેમની વૈજ્ઞાનિક પરીક્ષા કરવામા તેનો ઘણો સમય જતો હતો. તેણે જર્મન અને ફ્રેંચ ભાષાનો અભ્યાસ પણ શરૂ કર્યો હતો, પરંતુ સમયના અભાવને લીધે આખરે એને એ અભ્યાસ છોડી દેવો પડયો હતો. સંસ્કૃત ભાષા ઉપરનો તેનો પ્રેમ પરદેશમા ગયા છતાં પણ ઓછો થયો નહોતો. ગોપાલરાવ તેને વખતોવખત આપણા દેશમાથી સંસ્કૃત ગ્રંથો મોકલી આપતો. એકવાર આનંદીબાઈએ ભારતવર્ષમાંથી પોતાના એક પત્રમા શ્રીમતી કાર્પેન્ટરને લખ્યું હતું કે.–“ ભારતવર્ષસંબંધી અમેરિકાવાસીઓ બિલકુલ અજ્ઞાન છે. હિંદુશાસ્ત્ર અને હિંદુઆચારવ્યવહારનું રહસ્ય સમજાવવા સારૂ હું સંસ્કૃત ભાષાનું અધ્યયન કરૂં છું. ” ફિલાડેલ્ફિયા જઇને આનંદીબાઇએ એ પ્રતિજ્ઞા પૂર્ણ કરી હતી ભારતવર્ષમાથી પાછી આવેલી પાદરી રમણીઓ હિંદુઓના સંબંધમાં મરજીમા આવે તેવા વિચારો પ્રકટ કરતી ત્યારે તેમનું ખંડન કરવાનો અને તેમની ભ્રાંતિ સુધારવાનો લાગ એ બનતા સુધી ખોતી નહિ. એક વખત હિંદુઓમા પ્રચલિત બાલવિવાહસંબંધી કોઇએક રમણીએ કેટલુંક અવનવું ભરડયું હતું, તેનું સ્ત્રીઓની એક સભામા ખંડન કરીને તેણે જય મેળવ્યો હતો અને તે માટે તેને દશ ડૉલરનું ઇનામ મળ્યું હતું. એ સભામા એ દિવસે લગભગ બે હજાર સ્ત્રીઓ હાજર હતી. ‘ હિંદુ રમણી ’ એ વિષયપર પણ એકવાર ભાષણ આપીને અમેરિકાવાસીઓના ખોટા વિચારો દૂર કરવાનો તેણે યત્ન કર્યો હતો. તેનુ ભાષણ સાંભળવા પ્રત્યેક મનુષ્યને ઇંતેજારી રહેતી, પણ સમયના અભાવને લીધે આનંદીબાઇને અનેક જગ્યાઓના ભાષણ આપવા આવવાના નિમંત્રણ નામંજુર કરવા પડયા હતા. એમ છતા પણ અમેરિકાવાસીઓની દૃષ્ટિમા ભારતવર્ષનું ગૌરવ કેવી રીતે વૃદ્ધિ પામે, તેની ચિંતા આનંદીબાઇના ચિત્તમા સંપૂર્ણ અધિકાર જમાવીને બેઠી હતી.

એકવાર તેણે એક પત્રમા પોતાના એક સંબંધીને નીચે લખેલા કેટલાક

પ્રશ્ન પૂછયા હતા.

આપણી જાતીયપતાકા કયી ?

તેનો રંગ તથા આકૃતિ કેવા છે ?

મહારાજા શિવાજીની વિજયપતાકા કેવા પ્રકારની હતી ?

મહારાષ્ટ્રીય હોવા છતા આ વાત ન જાણવી એ ખરેખર શરમની વાત છે પ્રસિદ્ધ ગેરવા રંગની પતાકાજ ખરેખરી તેમની વિજયપતાકા હતી ?

હાલના દેશી રાજાઓ કયા પ્રકારના નિશાનનો ઉપયોગ કરે છે ? કૃપા કરીને મને એ બધી બાબતોનો ખુલાસો જણાવજો જો બની શકે તો તેમના ચિત્ર કે નમુના મોકલાવશો, તેમાથી અહિંની કૉલેજની મારી સહાધ્યાયિનીઓ અને મુખ્ય અધ્યાપિકાને તથા માશીને ( મેરી કાર્પેન્ટરને ) એમની એકેક પ્રતિકૃતિ કે પ્રતિલિપિ ઉતરાવીને આપીશ તથા અસલ નમુનાઓ મારી પાસે રાખી મૂકીશ

હાલના સમયમા કેટલા માણસોના હૃદયમા આ બધી બાબતોના તત્ત્વ જાણવાની જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે ?

ફિલાડેલ્ફિયામા થોડા દિવસ રહ્યા પછી ગોપાલરાવના વિયોગથી આનંદીબાઇને ઘણુ કષ્ટ થવા લાગ્યુ, એટલા માટે તેણે સ્વામીને અમેરિકા બોલાવવાનો પત્ર લખ્યો

ગોપાલરાવ પણ અમેરિકા જવા ઉત્સુક થઇ રહ્યો હતો આનંદીબાઇના ભારતવર્ષ છોડયા પછી અનેક કારણોને લીધે સ્વદેશ અને સ્વસમાજ ઉપરથી ગોપાલરાવની શ્રદ્ધા ઓછી થઈ ગઇ હતી અને તેણે સ્થાયીરૂપે અમેરિકામાં વાસ કરવાનો સંકલ્પ કર્યો હતો આનંદીબાઈએ તેનો મનોભાવ જાણ્યા પછી તેને જે પત્ર લખ્યો હતો, તેનો કેટલોક ભાગ નીચે ઉતારીએ છીએઃ—

" હમણા હમણામા આપના વિચારો બદલાતા જોઇને હું ઘણી દુઃખી થઈ છુ. આપે લખ્યુ છે કેઃ—'હિન્દુઓ ઉપર મને ઘૃણા ઉત્પન્ન થઇ છે.' હિંદુજાતિસબંધી આપના વિચાર આ પ્રમાણે શાથી બદલાઇ ગયા ? સારૂ અને નરસુ તો બધાજ દેશોમા અને બધીજ સમાજોમા હોય છે. * * * * 'હિંદુ' કહેવરાવાથી હું ખાસ અભિમાન અનુભવું છું. આ દેશમા જો કે બધા મારા ઉપર સ્નેહ રાખે છે, એટલે સુધી કે ધોબી પણ ઓછે પૈસે મારાં કપડા ધુએ છે, છતા પણ મારાદ્વારા કોઇ પણ દેશનો ઉપકાર થવાનો સંભવ હોય તો તે ઉપકાર ભારતવર્ષ ઉપર થાય એવી મારી એકમાત્ર કામના છે.

ભારતવર્ષમાં સ્ત્રીઓને વૈદકવિદ્યાનું શિક્ષણ આપવા સારૂ કૉલેજ સ્થાપવાનું ઇશ્વરને મંજુર ન હોય તો, છેવટે તંદુરસ્તી સાચવવાના નિયમોથી તેઓ જાણીતી થાય એવું કરવામા મારો બધો સમય અને મારી સમસ્ત શક્તિનો ઉપયોગ કરવાનું કર્તવ્ય મે મારે માટે નિર્માણ કરી રાખ્યું છે એ વિષયમા કોઇ મારાથી પ્રતિકૂળ આચરણ કરશે તોપણ હુ કર્તવ્યમાર્ગમાથી ખસી જઇશ નહિ × × × × × × × ”

“ પૃથ્વીના કોઈ પણ દેશને હુ ધિક્કારતી નથી, પરંતુ ભારતવર્ષના અભાવો જે પ્રમાણમા વધારે છે, અને ત્યાની રમણીઓના રીતરિવાજ તથા સ્વભાવાદિ સંબંધી મને જેટલી માહિતી છે, તે બધુ જોતા બીજા બધા દેશો કરતા ભારતવર્ષનો મારા ઉપર અધિક હક્ક છે એવું મારૂ માનવું છે મારાદ્વારા ત્યા આગળ વધારે સારૂ કામ થઇ શકશે × × × આપ અમેરિકામાં સ્થાયીભાવે વાસ કરવાનો સંકલ્પ છોડી નહિ દો તો તેથી વિપરીત પરિણામ આવશે મેં પ્રતિજ્ઞા કરી છે કે, હુ સ્વદેશમા પાછી જઇશ. મારા વગર આપને અમેરિકામાં રહેવાથી શું સુખ મળશે તે હું જાણુતી નથી ! ( અથવા હું શું ગાડી થઇ ગઈ છુ ? મારા અભાવથી આપના સુખમા શો અંતરાય નડશે?) એક વખત અમેરિકા આવ્યા પછી સ્વદેશમા પાછા નજ જવાનો આપનો સંકલ્પ હોય તો આપે અહિંયા આવવાની કાંઇ જરૂર નથી. હુ કોઇ પણ પ્રકારે સુખે દુઃખે ચાર વર્ષ કહાડી નાખીશ. મારૂં ધૈર્ય કાંઇ છેકજ જતું રહ્યું નથી. મારે સારૂ કોઇ પણ જાતની ચિન્તા કરવાનું આપને કારણ નથી ”

“ ઠીક, હું આપને પ્રશ્ન કરૂ છુ કે, આ દેશમા સ્થાયીરૂપે વાસ કર્યાથી આપ સ્વદેશવ સીઓને કેવું શિક્ષણ આપશો? સ્વાર્થપરતાનુ જ ને? આપ પણ સ્વાર્થપરતાને ધિક્કારો છો, હુ પણ તેને ધિક્કારૂ છું. × × સાધારણ મનુષ્યોને અનુકરણ કરવા યોગ્ય આચરણ કરવાને માટે ભારતવર્ષજ યોગ્ય ક્ષેત્ર છે, અમેરિકા નહિ ”

બીજા એક પત્રમા તેણે લખ્યું છે કેઃ—“આચારવિચારમાં હિન્દુ રહીનેજ આપણે સુધારો અને ઉન્નતિ કરવા પડશે એ વાકય આપના પત્રમા વાચીને હુ ઘણી આનંદિત થઇ એ નીતિ ઘણી ઉત્કૃષ્ટ અને પ્રશંસનીય છે. × × ×”

“ મારી કૉલેજમા એક રમણી ઘણીજ નાસ્તિક હતી, અનેક મિશનરીઓએ ઘણો ઉપદેશ આપ્યા છતા પણ એ આસ્તિક બની શકી નહિ; એટલા સારૂ અનેક જણીઓ તેનો ભય રાખતી, પણ મારી સાથે ત્રણ દિવસ સુધી

ધર્મસંબંધી વાદવિવાદ કર્યાથી એ હવે ઇશ્વર ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખનારી થઇ ગઈ છે × × × × × × ”

“ હિન્દુ રમણી કરતાં આ દેશની ( અમેરિકાની ) રમણીઓ વધારે પ્રમાણમાં સ્ત્રીરોગોથી પીડાય છે. આપણી હિન્દુ રમણીઓ ગમે તેટલી અશિક્ષિત અને અસભ્ય હશે; પરન્તુ ધર્મ, સહનશીલતા, અને નીતિના વિષયમાં આ દેશની રમણીઓ કરતાં તેઓ ઘણે દરજ્જે શ્રેષ્ઠ છે પૃથ્વીના બધા દેશોના લોકોએ હિન્દુરમણીના એ ગુણનું અનુકરણ કરવું જોઇએ. ”

“ હું ખ્રિસ્તી થઇ જઇશ એવો આપને ભય રહે છે, પણ આનંદીબાઇ કાંઈ રમાબાઇ નથી, તેમ રમાબાઈ પણ આનંદીબાઈ નથી વિશ્વાસવિરુદ્ધ કાર્ય કરવા કરતા હું મૃત્યુને શ્રેયસ્કર ગણું છું. રમાબાઈ મારા કરતાં વીસગણી વધારે વિદ્વાન છે એમા સંદેહ નથી; પરંતુ મારી પ્રતિજ્ઞા છે કે મરતાંસુધી સ્વધર્મનો ત્યાગ નહિ કરૂં. ‘ હું ખ્રિસ્તી થઇ જઇશ ’ એવું લખીને ફરીથી તમે મને નિરર્થક કષ્ટ આપશો નહિ ”

આનદીબાઈનો પત્ર વાચીને ગોપાલરાવે અમેરિકામાં વસવાનો સંકલ્પ ત્યજી દીધો; પરંતુ એ સમયે સહધર્મિણીને મળવા સારૂ અમેરિકા જવાનું તેનાથી બની શક્યું નહિ. નાણાંનો અભાવ એ તેનુ મુખ્ય કારણ હતું અમેરિકાની યાત્રાનુ ખર્ચ કહાડવા માટે આનદીબાઇએ ગોપાલરાવને ભારતવર્ષમાથી કેટલીક વસ્તુઓ લેતા આવવાનુ લખ્યુ હતું. અમેરિકા સાથે વેપારનો સંબંધ બાધ્યાથી કેટલો લાભ થઈ શકશે અને એ વિષયમાં હિંદુસ્તાનના લોકોના માર્ગદર્શક બન્યાથી દેશના ઉપર કેટલો મોટો ઉપકાર થવાનો સંભવ છે, એ સંબંધી આનંદીબાઇએ કેટલાક પત્રમા વિસ્તારથી વિવેચન કર્યું હતું. એ વિષયમાં ગોપાલરાવે તેના કેટલાક વેપારીબંધુઓની સલાહ માગી, પરંતુ કોઈ તેને મુડી આપીને મદદ કરવા આગળ પડયો નહિ. એ વખતે આનંદીબાઇએ લખ્યુ :–“મને હવેથી ફક્ત દર મહિને પચાસ રૂપિયા મોકલશો. મનીઓર્ડર કરવાના ખર્ચસહિત પચાસ કરતા વધારે ખર્ચ મારે માટે આપ કરશો નહિ એટલા રૂપિયામાથી હુ ગમે તે પ્રકારે અહિંનુ ખર્ચ ચલાવીશ. મને કષ્ટ પડશે એમ ધારીને પચાસ રૂપિયા કરતાં એક પાઈ પણ વધારે મોકલશો નહિ આ પ્રમાણે કર્યાથી જે રકમ બચે તે બેંકમાં જમા કરાવી રાખશો. એમ કર્યાથી થોડા દિવસમા આપને અમેરિકા આવવા જેટલુ ધન જમા થશે. × ×

× મારે માટે જોડા કે વસ્ત્ર વગેરે મોકલવાનું હવે કાંઈ પ્રયોજન નથી. એમ છતાં ખરેખર મારે માટે કાંઇક મોકલાવવાની આપની ઇચ્છાજ હોય, તો અનુકૂળતાએ એક પિન ( કપડામા ખોસવાની ટાકણી ) દેશી સોની પાસે ઘડાવીને મોકલાવી આપશો. અગ્રેજોની દુકાનેથી એને ખરીદ કરશો નહિ. અંગ્રેજ કારીગરની બનાવેલી વસ્તુનો ઉપયોગ કરવામાં હું જરા પણ ગૌરવ ગણુતી નથી ”

આનંદીબાઈની સ્વદેશનિષ્ઠા, ચિત્તની દૃઢતા વગેરે ગુણો જોઇને અમેરિકાના એપિસ્કોપેલિયન સપ્રદાયના એક પાદરીએ પોતાના શિષ્યોને કહ્યું હતું:-“ મિસિસ જોશીએ જે દિવસે અમેરિકામાં પહેલીવાર પગ મૂકયો તે દિવસે એ જેવી હતી તેવી ને તેવીજ આજે છે. એના આચારવિચારમાં અણુ માત્ર પરિવર્તન થયું નથી, પણ એ આ પ્રમાણે અવિકૃત અવસ્થામાં સ્વદેશમાં પાછી જશે, તો આપણા માટે અને ખ્રિસ્તીધર્મને માટે એ ઘણીજ લજ્જાની વાત થશે. ”

અમેરિકાના સંવાદપત્રોના રિપોર્ટરોએ આનદીબાઇને ઘણોજ કંટાળો આપ્યો હતો. એ કયાય પણ જતી તો તેઓ તેની પછવાડે જતા. અનેક લોકો તેની સાથે મુલાકાત કરીને તેને અનેક વિષયના પ્રશ્ન પૂછતા; પરંતુ આનંદીબાઈની યશોલિપ્સા પ્રબળ નહિ હોવાથી એ સક્ષેપમાજ વાતચીત કરીને તેમને વિદાય કરી દેતી. વખતોવખત એ રિપોર્ટરો તેનાસંબંધી એવાં અદ્ભુત વૃત્તાંતો પ્રકટ કરતા, કે તેને વાચ્યા પછી હાસ્ય રોકી રાખવું દુષ્કર થઈ પડતું. સારાટોગા નામક સંસ્થાનના એક સવાદપત્રમા એકવાર તેના સંબધી આ પ્રમાણે ખબર છપાઈ હતી:-“ એક હિંદુ મહિલા ઝરણાં જોવા સારૂ આ દેશમા આવી છે, તેણે પ્રત્યેક ઝરણામાથી એટલું બધું પાણી પીધું છે કે તેથી તેની તબિયત બગડી છે, અને ડૉકટરો તેને દવા પાઈ પાઇને કંટાળી ગયા છે ! ” બીજાં બેએક પત્રમા પણ તેના સંબધી એવીજ અજ્ઞતાપૂર્ણ ખબરો પ્રકટ થઇ હતી, તથાપિ અધિકાશ વર્તમાનપત્રો તો તેની પ્રશસામાજ તત્પર રહેતાં. એક વખત ગોપાલરાવે આનંદીબાઇના કાગળપત્ર અને તેસબધી અમેરિકાના અધિપતિઓએ દર્શાવેલા અભિપ્રાયો એકઠા કરીને પ્રગટ કરવાનો સકલ્પ કર્યો હતો; પણ આનદીબાઇને યશો વાસના બિલકુલ નહિ હોવાથી તેણે એવું કરવાની સાફ ના કહી અને ગોપાલરાવને એ સંકલ્પનો ત્યાગ કરવો પડયો.

દર વરસે ઉનાળાની રજામા આનદીબાઈ તેની માશી ( મેરી કાર્પેન્ટર ) પાસે રેશેલના ન્યુ જરસી ગામમા જતી કોઈ કોઇ વખત બેએક બહેનપણી-ઓના ઘણાજ આગ્રહને માન આપીને એ તેમને ગામ પણ જતી એ પ્રકારે તેણે વૉશિગ્ટન, બોસ્ટન, વગેરે કેટલાક નગર જોયા તેના એ લાબા પ્રવા-સમા તે પોતાની સખીઓના ખાસ આગ્રહથી ફક્ત એકજવાર નાટક અને સર્કસ જોવા ગઈ હતી. અમેરિકામા તેની વિલાસપ્રિયતા કે કૌતુક જોવાની ઇચ્છા કંઇ પ્રકટ થયા નહોતા તેણે જેવી રીતે જ્ઞાનાર્થી થઇને તપ-સ્વિનીની પેઠે આડમ્બર વગર અમેરિકાગમન કર્યું હતું તેવીજ રીતે ત્યા ગયા પછી એક દિવસ પણ આત્મસયમ ખોયો નથી તેણે એક પત્રમાં લખ્યું છે:—"ભારતવાસીઓને સારૂ કાઇ કરવુ ઉચિત છે એવો વિચાર મારા મનમા ન હોત તો હું આટલે દૂરદેશાવર કદિ પણ આવત નહિ × × × ભારતમા પાછા ફર્યા પછી હિદુમહિલાઓ માટે એક ડૉકટરી કૉલેજ સ્થાપન કરવી એ મારા જીવનનુ મુખ્ય લક્ષ્ય થયું છે" આ લક્ષ્યથી તે એક ક્ષણને માટે પણ આઘી ખસી નહોતી, પરન્તુ ભગવાનનુ વિધાન જૂદાજ પ્રકારનુ હતું

આનદીબાઇનુ કર્તવ્યજ્ઞાન કેવા પ્રકારનું હતું, તે તેના નીચે લખેલા પત્રના કેટલાક વાકયોમાથી સ્પષ્ટ સમજી શકાય છે "**આ જગતમાં જે જે કાર્યો કર્તવ્યની લાગણીથી પ્રેરાઇને થતાં નથી, તે તે બધાં કામોમાંથી દુઃખનીજ ઉત્પત્તિ થાય છે.** વ્યવસાય અને અવસ્થાનુસાર આપણામાના દરેકને કેટલાક કર્તવ્ય હોય છે **સ્વર્ગમાં પણ કેવળ પુષ્કળ ધન, ઉત્તમોત્તમ ભોજનો અને ઉત્કૃષ્ટ વસ્ત્રાદિજ હોય, અને કર્તવ્ય ન હોય તો મારે એ સ્વર્ગનું પણ પ્રયોજન નથી. એવા સ્વર્ગને હું વાંચ્છનીય ગણુ નહિ,કારણ કે કર્તવ્યનું પાલન કર્યા પછી જેસુખ મળે છે તે સુખ વગરનાં બીજાં બધાં સુખ ક્ષણિક છે.**" (ઇ૦ સ૦ ૧૮૮૬ ની ૧૨ મી ફેબ્રુઆરીએ શ્રીમતી કાર્પેન્ટરને લખેલા પત્રમાથી )

ઈ૦ સ૦ ૧૮૮૩ ના વસન્તકાળમા આનદીબાઇ 'મોરિસન હોસ્પિટલ' નામની એક ગાડાઓની હોસ્પિટલ જોવા ગઈ હતી. ત્યાં તે મોટી વિપત્તિમાં આવી પડી. ત્યા આગળ એક ગાડી સ્ત્રીએ તેના ઉપર હુમલો કર્યો, એ ગાડી-નો કર્કશ સ્વર અને ઉગ્ર મૂર્તિ બધાના ચિત્તમાં ભય ઉત્પન્ન કરતા ગાડીની પાસે એક ટેબલ ઉપર કેટલાક ધારવાળા ઓજાર પડેલાં હતા ગાડાની હોસ્પિ-

ટલની એક દાસીએ દૂરથી આ બનાવ જોઈને ભયભીતચિત્તે આનંદીબાઈને ત્યાંથી પલાયન કરી જવાનો ઇસારો કર્યો, પણ નિર્ભય સ્વભાવની આનંદીબાઇ આ બનાવથી જરા પણ વિચલિત થઇ નહિ, પરંતુ અસાધારણ ધૈર્ય રાખીને આનંદીબાઇ આ મોટી ઘાતમાંથી બચી ગઇ તેણે ધીરજ અને કૌશલ્યપૂર્વક પોતાને ગાડીના પંઝામાંથી મુક્ત કરી, એટલામાં એ ગાડીની દેખરેખ રાખનારી સ્ત્રીએ પાછળથી આવીને એ ગાડીને પકડી લીધી. અસ્તુ!

બીજી તરફ ગોપાલરાવના મનમા ઘણા દિવસથી પૃથ્વીની મુસાફરી કરવાની ઇચ્છા હતી. આનંદીબાઇના વિરહને લીધે પણ તે અમેરિકા જવાને ઘણો વ્યગ્ર થયો હતો. આખરે ઇ૦ સ૦ ૧૮૮૪ ની સાલના મધ્ય ભાગમા છ મહિનાની 'ફરલો' રજા લઇને તે અમેરિકા જઇ પહોચ્યો

સ્વામીના આગમનની વાર્તા સાભળીને આનંદીબાઇ ઘણીજ ઉત્કંઠિત થઈ ગઈ. કેવી રીતે સ્વામીની અભ્યર્થના કરવી એ સબધમા તેણે બહુ પ્રકારનો વિચાર કરીને ગોપાલરાવને પોતાનો અભિપ્રાય જણાવવા સારૂ એક પત્ર લખ્યો. તેણે ત્યાની એક કૉલેજમા ગોપાલરાવને માટે એક સસ્કૃત શિક્ષકની જગ્યા પણ રખાવી મૂકી હતી; પરન્તુ વિચિત્ર સ્વભાવના ગોપાલરાવને એ વાત રુચી નહિ આનંદીબાઇએ પત્રમા કરેલી સૂચનાનો ઉલટો અર્થ કરીને એક પત્રમા ઘણા કઠોર શબ્દોમા તેનો તિરસ્કાર કર્યો આનંદીબાઇને એથી કોપ ચઢ્યો અને તેણે તેનો જે અભિમાનપૂર્ણ પત્ર લખ્યો તેનો ગોપાલરાવે ફરીથી ઉત્તર ન આપ્યો. ત્યાર પછી ગોપાલરાવ અમેરિકામા ભિન્ન ભિન્ન સ્થાનોમાં ભાષણ આપતો ફરવા લાગ્યો. દીન આનંદીબાઇ તેના દર્શન મેળવવાને જેટલી વ્યગ્રતા પ્રકટ કરવા લાગી તેટલીજ બેપરવાઈ એ બાબતમા ગોપાલરાવ જણાવવા લાગ્યો, એટલુંજ નહિ પણ તેણે એકવાર આનંદીબાઈને જણાવ્યુ કે તમે પરીક્ષા આપી નહિ રહો ત્યાં સુધી હું તમને મળીશ નહિ.

એક દિવસ આનંદીબાઇ શ્રીમતી કાર્પેન્ટરની કન્યા આમિની સગાથે કોઇ બહેનપણીને ઘેર ગઇ હતી. ત્યાથી પાછી આવીને જુએ છે તો ગોપાલરાવ તેના ઓરડામા એક ટેબલ આગળ પુસ્તક વાચવામા નિમગ્ન થઈને બેઠા છે. કહેવાની જરૂર નથી કે ગોપાલરાવે પોતાના આવવાની ખબર આગમચથી કોઇને મોકલી નહોતી. આનંદીબાઇ ઘેર પાછી આવી તે વખતે પણ તેને કોઇએ સ્વામીના આગમનના સમાચાર જણાવ્યા નહોતા. એવી અવ-

સ્થામા દીર્ઘકાળના વિરહ અને આશા ઉપરાંત પ્રતીક્ષા કર્યા પછી એકાએક સ્વામીના દર્શન થયાથી તેના મનને કેવા પ્રકારનો આનંદ ઉપજ્યો હશે, તે સહજ સમજાઈ શકે એવું છે.

ઘણા દિવસના પ્રવાસમા ભોગવેલા કષ્ટને લીધે ગોપાલરાવની તબિયત લથડી ગઇ હતી, આનંદીબાઇના યત્નથી તેણે પોતાનું આગલું સ્વાસ્થ્ય પાછું મેળવ્યું. ત્યાર પછી બન્ને જણાએ એકત્ર વાસ કરીને પરમ સુખમાં ચાર માસ ગાળ્યા. એ વખતે ગોપાલરાવે ફરીથી ભારતવર્ષ પાછા જવાને બદલે સ્ત્રીનું શિક્ષણ પૂરૂ થતાં સુધી અમેરિકામા વાસ કરવાનો સંકલ્પ કર્યો. પશ્ચિમના દેશોમા ભાષણો આપીને યથેષ્ટ ધન કમાઇ શકાય છે. ગોપાલરાવમાં ભાષણ આપવાની શકિત હતી; એટલે તેણે એ વ્યવસાય કરવાનુ શ્રેયસ્કર ધાર્યુ. આનંદીબાઇએ કહ્યું:-“ દુષ્ટ સ્વભાવના પાદરીઓ બીજા દેશોના સબંધમાં પાયા વગરની વાતો ઘડી કહાડવામાં મઝા માને છે એવી અવસ્થામા તમે જો ભારતવર્ષસંબંધી ભાષણો આપીને આ દેશના લોકોની ભ્રાન્તિભરેલી ધારણાઓ દૂર કરવાનો યત્ન કરશો, તો તેથી ઘણું સારૂં પરિણામ આવશે. ” ગોપાલરાવે પણ એ સૂચના માન્ય રાખી એક તો મૂળથીજ એ પર-છિદ્રાન્વેષી હતો, તેમા વળી સ્ત્રીના આગ્રહ અને સ્વદેશભક્તિને લીધે ઉત્સાહિત થઇને તેણે ભાષણ આપવાં શરૂ કર્યા, ત્યારે એક પ્રકારના શ્રોતાવર્ગનુ ધ્યાન તેના તરફ ઘણું આકર્ષાયું આ પ્રમાણે શહેરે શહેરમાં ભાષણ આપતો આપતો એ ફરવા લાગ્યો અને આનંદીબાઇએ પોતાના વિદ્યાભ્યાસમા મન પરોવ્યું.

શીતપ્રધાન અમેરિકા દેશમા બરફ઼ ઘણો પડે છે અને એ બરફથી રસ્તાઓ છવાઇ જાય છે. એવા તુષારમય રસ્તાઓ ઉપર આવ-જા કરતી વખતે અનેક બાલકબાલિકાઓ અને યુવતીઓ લપસી પડે છે અને બીજા લોકો તેમની મશ્કરી કરવા લાગી જાય છે આનંદીબાઈ ત્રણ વર્ષ સુધી અમેરિકામા રહી પણ એ અરસામાં ફક્ત એકજવાર હિમથી છવાયેલા માર્ગમાં તેનો પગ સરકી પડયો હતો. એ દુર્ઘટનાથી તેના હાથમાની કાચની બધી બંગડીઓ નદવાઈ ગઇ. આનંદીબાઈએ નવી બંગડીઓ પહેરી ત્યાંસુધી અન્નજળ ગ્રહણ કર્યું નહિ. ગોપાલરાવ એ સમયે અમેરિકામા હતો. તેણે એ બનાવ બન્યા પછી પ્રિયતમાને સોનાની બંગડીઓ બનાવી આપી. એ બનાવનો ઉલ્લેખ કરીને આનંદીબાઈએ શ્રીમતી કાર્પેન્ટરને લખ્યું હતું કેઃ-

"મને કાચની બંગડીઓના બદલામા સોનાની બંગડીઓ મળી છે, દરેક વખતે ઠોકર ખાવાથી જો આટલું સોનું મળે, તો આવી ઠોકરને શું દુર્ઘટના કહી શકાય ? છતાં પણ હું એ બનાવને દુર્ઘટના માનું છું; કારણ કે એવી દુર્ઘટના ન બની હોત તો એટલા ધનમાંથી એક જરૂરનુ ઓજાર કે ઉપયોગી પુસ્તકો ખરીદી શકાત."

ગોપાલરાવે ધન પ્રાપ્ત કરવા માટે વ્યાખ્યાન આપવા શરૂ કર્યાં એટલે આનંદીબાઇ ફરીથી ધ્યાન દઇને વિદ્યાભ્યાસ કરવા લાગી પરીક્ષાનો દિવસ જેમજેમ પાસે આવતો ગયો તેમ તેમ કઠણ પરિશ્રમ કરીને અભ્યાસક્રમના બધા વિષયો તેણે તૈયાર કરી નાખ્યા, એથી તેની તબિયત બગડી આવી. ઇ૦ સ૦ ૧૮૮૬ ના ફેબ્રુઆરી માસમાં તેને ફરીથી એક વાર ડિપ્થિરિયા રોગ થઇ આવ્યો, પણ સદ્‌ભાગ્યે એ વખતે એ સહજમાં બચી ગઈ; પરંતુ ફરીથી તે પહેલાંના જેટલી તંદુરસ્તી મેળવી શકી નહિ. આ મહવાડ આવતા પહેલાં નાતાલની રજામાં રોશેલ નગરમા રહેતી વખતે તેણે અંગ્રેજી ભાષામા "હિંદુ-ધાત્રીવિદ્યા" ના વિષય ઉપર પચાસ પૃષ્ઠનો એક નિબંધ લખ્યો હતો. એ પુસ્તકને એકસો પૃષ્ઠમાં સંપૂર્ણ કરવાની તેની ઇચ્છા હતી; પણ સમયના અભાવને લીધે એ પુસ્તક તે પૂરૂં કરી શકી નહિ.

યથાસમયે આનંદીબાઈ પરીક્ષામાં પાસ થઇ. ઇ૦ સ૦ ૧૮૮૬ ના માર્ચ માસની ૧૨ મી તારીખે ફિલાડેલ્ફિયા કૉલેજના અધ્યક્ષ, અધ્યાપકો અને ત્યાંના ઘણા પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓએ એકત્રિત થઇને મોટા સમારોહપૂર્વક તેને એમ. ડી. ની પદવી આપી.

અમેરિકામા વૈદક કૉલેજો ઘણી છે, તેમાં ફિલાડેલ્ફિયાની કૉલેજ સૌથી શ્રેષ્ઠતરિકે પ્રખ્યાત છે એ કૉલેજમાંથી ઉપાધિ મેળવવા સારૂ રૂશિયા, જર્મની, ફ્રાન્સ અને ઇંગ્લેન્ડની રમણીઓ વિશેષ આગ્રહ ધરાવે છે. અધઃપતિત ભારતની હિંદુમહિલા આ સર્વોત્કૃષ્ટ કૉલેજમાથી સર્વોચ્ચ ઉપાધિ પ્રાપ્ત કરવા સમર્થ થઇ, એ સામાન્ય ગૌરવની વાત નથી એ ગૌરવકર ઉત્સવમાં સામિલ થવા માટે કૉલેજના કારભારીઓના આગ્રહથી કૉલેજને ખર્ચે પંડિતા રમાબાઈ છેક ઇંગ્લાંડથી ફિલાડેલ્ફિયા આવી હતી. ઉપાધિ મળ્યાને પ્રસંગે આનંદીબાઈએ અનેક બહેનપણીઓ અને હિતૈષીઓ તરફથી ભેટો અને ઇનામો મેળવ્યાં. એ સમયે ત્યાની કોઇ સારા ઘરની મહિલાએ તેને એક સુંદર સોનાનું ઘડિયાળ ભેટ આપ્યું હતું.ત્યારપછી સખીઓની સાથે ભ્રમણ કરવામા

તથા ઉજાણીઓ વગેરેના અત્યંત આનંદ ભોગવવામા તેના બે ત્રણ અઠવાડિયા વ્યતીત થઇ ગયા

પહેલેથીજ આનંદીબાઇની તબિયતમાં બગાડો થયો હતો. પરીક્ષાના સમયમાજ એ અત્યંત દુર્બળ થઇ ગઈ હતી તેણે ડિગ્રી—ઉપાધિ લીધા પછી થોડે સમયે પંડિતા રમાબાઈની કન્યા મનોરમા ઘણી માંદી પડી આનંદીબાઈએ તે સમયે કેટલીએ રાત ઉજાગરો કરીને તેની શુશ્રૂષા કરી; એથી તેની પોતાની પ્રકૃતિ વધારે મંદ થઇ ગઇ એ અસ્વસ્થતા ઘણા શ્રમને લીધે થઈ હશે એમ ધારીને વિશ્રામ લેવા સારૂ આનંદીબાઈ પતિની સાથે રોશેલ નગર ગઈ. ત્યા થોડા દિવસ રહીને સાજી થઇ ન થઇ એટલામા તેને ન્યુ ફ્રેન્ડલેન્ડની બ્લ્યાકલે હોસ્પિટલમા ચિકિત્સાશાસ્ત્રસંબંધી વ્યાવહારિક જ્ઞાન મેળવવા જવું પડયુ ત્યા આગળ રાતદિવસ રોગીઓની તપાસ કરવામા રોકાવાની ફરજ પડતી હોવાથી તેનું સ્વાસ્થ્ય બગડી ગયું. પહેલેથીજ તેને માથાના દુખાવાનો રોગ હતો હવે એ વ્યાધિ વધી પડયો અને દુર્બળતા સાથે ખાસીએ દેખાવ દીધો આ કોઈ ભયંકર રોગના પૂર્વલક્ષણ છે, એ વાત એ સમયે કોઈની સમજમા આવી નહિ કેવળ હવાફેર અને વિશ્રામ કર્યાથી એ રોગનું નિવારણ થશે, એમ ધારીને બધાંએ તેજ પ્રમાણે વ્યવસ્થા કરી આનંદીબાઇએ કદિ તો પોતાના સ્વામીની સાથે તો કદિ બીજી બહેનપણીઓની સાથે બોસ્ટન, પ્રોવિડેન્સ, હાર્ટફોર્ટ, ફિલાવાકો, સિનસિનેટો, કાર્લાઈલ વગેરે સ્વાસ્થ્યકર સ્થાનમા પ્રવાસ કરવામા કેટલાય દિવસ ગાળ્યા, પરંતુ એથી એની પીડા કંઈ શમી નહિ ઉપર જણાવેલા સ્થાનોમા બોસ્ટન નગર, સિનસિનેટો નગરમાનો નાયગરા નદીનો ધોધ અને કાર્લાઇલ નગરમા ' ઇંડિયન સ્કૂલ ' અથવા દક્ષિણ અમેરિકામા ગયેલા હિંદુઓને માટે સ્થાપેલુ વિદ્યાલય વગેરે જોઇને આનંદીબાઇએ સવિશેષ આનંદ અનુભવ્યો હતો.

એ સમયમા મુંબઇ ઈલાકામા આવેલા કોલ્હાપુર નામના દેશી રાજ્યના અધિપતિએ પોતાના રાજ્યમા એક ઇસ્પીતાલ સ્થાપી હતી. એ ઇસ્પીતાલની ડૉકટરનું પદ સ્વીકારવાને આનંદીબાઈને આમંત્રણ મોકલવામા આવ્યું. ઘણા દિવસથી પરદેશમા એકલી રહેતી હોવાથી,સ્વદેશમા જઇને સગાસંબંધીઓની સાથે દિવસ ગાળવાની તેને પ્રબળ ઇચ્છા ઉત્પન્ન થઇ હતી,પરંતુ ગોપાલરાવ એ મતનો વિરોધી હતો.તેની ઇચ્છા તો રૂશિયા, ઇંગ્લેંડ આદિ દેશોમા જઇને ભારતીય સમાજની નીતિની શ્રેષ્ઠતા પ્રતિપાદન કરવાની હતી. એ કારણને લીધે

આનંદીબાઇએ એકલું સ્વદેશમા પાછું જવાનું નક્કી કર્યું, પરંતુ આખરે આનંદીબાઇની તબિયતની અવસ્થા અને સ્વદેશ જવાની વ્યગ્રતા જોઇને ગોપાલરાવને પોતાનો સંકલ્પ છોડવો પડયો. એ સમયમાં આનંદીબાઇએ પોતાના સસરાને જે થોડાક પત્રો લખ્યા હતા, તેમાં તેણે પોતાની સાસુજીને કોલ્હાપુર આવીને પોતાની સાથે વસવાનો આગ્રહ કર્યો હતો. સાસુજીનો સ્નેહ પ્રાપ્ત કરવા તથા તેને સર્વ પ્રકારે સુખી કરવાને તેના મનમાં એ સમયે જે એક વ્યાકુળતા જન્મી હતી, તે એ પત્રો વાચ્યાથી સ્પષ્ટ જણાઈ આવે છે.

અમેરિકા છોડી જતા પહેલાં આનંદીબાઇને ડૉકટરોની સલાહ મુજબ થોડા દિવસસુધી પહાડી પ્રદેશમા રાખવામા આવી; પરંતુ એથી પણ એની તંદુરસ્તી સુધરી નહિ, બલ્કે ખાસીની સાથે હવે જ્વરે પણ દેખાવ દીધો. આવી અસ્વસ્થ અવસ્થામા એ એક દિવસ બધાના નિષેધનું ઉલ્લંઘન કરીને પણ એક સંકટમા આવી પડેલી પ્રસૂતિને પ્રસવ કરાવવા સારૂ તેને ઘેર ગઇ હતી ત્યા આગળ દશ કલાક સુધી પરિશ્રમ કર્યાથી તથા પાછી ફરતી વખતે એકાએક વરસાદની ઝડી પડવાને લીધે ભીજાઈ જવાયાથી, તેની પીડા અતિશય વધી પડી. પરોપકારવૃત્તિથી ઉત્સાહિત થઇને તેણે એ રમણી અને તેના ગર્ભમાના બાળકના પ્રાણનું રક્ષણ કર્યું એ વાત ખરી, પણ તેના બદલામા છેવટે તેને પોતાનો પ્રાણ વિસર્જન કરવો પડયો. આ વખતે વધારે પરિશ્રમ કર્યાથી તેની પીડામા જે વૃદ્ધિ થઇ હતી, તેને લીધેજ તેનુ મૃત્યુ થયું હતુ.

કોલ્હાપુર દરબાર તરફથી આનંદીબાઇને માટે સફરનુ ખર્ચ આવી પહોંચ્યું એટલે તેણે શ્રીમતી કાર્પેન્ટર વગેરેને મળી આવીને અમેરિકાત્યાગની તૈયારીઓ કરવા માડી. આ વખતે તેની અધ્યાપિકા કુમારી બોડ્લેએ તેની સાથે જે વર્તણુક ચલાવી એ ઉલ્લેખ કરવા યોગ્ય છે. આનંદીબાઇએ તેના ઉપદેશાનુસાર ખ્રિસ્તીધર્મ ન સ્વીકાર્યો તેથી તેણે તેને ઘણી જાતનું દુઃખ દીધું હતું. એ બાઇસાહેબના પાપે ઉપવાસ કર્યાથી તથા કાચુપાકું ખાધાથીજ આનંદીબાઇનું સ્વાસ્થ્ય બગડી આવ્યું હતું આ વખતે આનંદીબાઇને કોલ્હાપુરની હૉસ્પિતાલમા નોકરી ન મળે એવી કોશીશ આ આદર્શ (!) ખ્રિસ્તી અધ્યાપિકા ગુપ્તપણે ખરા અંતઃકરણથી કરવા લાગી. કહેવાની જરૂર નથી કે, તેનો એ ઉદ્દેશ સફળ થયો નહિ. એ બધા કારણોને લીધે આનંદીબાઇને ખાત્રી થઇ ગઇ હતી કે, પાદરીઓ ક્રૂર સ્વભાવના, વિશ્વાસઘાતક અને બેઇમાન હોય છે.

ઇ૦ સ૦ ૧૮૮૬ ની ૯ મી અકટોબરે આનંદીબાઇ અને ગોપાલરાવે અશ્રુપૂર્ણ નયને શ્રીમતી કાર્પેન્ટરના શાન્તિનિકેતનનો ત્યાગ કરીને બંદર તરફ યાત્રા કરી

શ્રીમતી કાર્પેન્ટર તેમને આગબોટમા બેસાડીને દિલગીરી સાથે ઘેર પાછાં ગયાં. આનંદીબાઇ તેમના વિરહથી અત્યંત દુઃખી થઇ હતી. યાત્રાસમયે તેની જમણી આંખ વારંવાર ફરકવા લાગી, તેથી આનંદીબાઇનું ચિત્ત નાના પ્રકારની દુશ્ચિન્તાઓથી આકુળવ્યાકુળ થવા લાગ્યું. તે ઉપરાંત આગબોટની સફરમા દરિયાની હવાથી અસ્વસ્થ દેહવાળી આનંદીબાઇ ઘણું કષ્ટ પામવાલાગી.

લંડનમા આવ્યા પછી તેમને આગબોટ બદલવી પડી. તેમણે બીજી આગબોટની ટીકીટ ખરીદ કરીને તેમા બેસવા જવા માંડયુ, પરંતુ એ આગબોટના કેપ્ટને તેમને ' નેટિવ ' અથવા ' કાળા આદમી ' કહીને આગબોટમા ચડવાનો નિષેધ કર્યો. તેમને ટીકીટના નાણા પાછા આપી દેવામાં આવ્યા અને એ બે જણા બીજી આગબોટની શોધ કરવા લાગ્યા. આ બનાવને લીધે ચઢ–ઉતર કરવાથી તથા બહુ ફરવુ પડેલુ હોવાથી આનંદીબાઇને વિશેષ કષ્ટ પહોચ્યું, પણ બીજો ઉપાય નહિ હોવાથી લાચારીએ બધુ સહન કરવું પડયું. ત્યાર પછી થોડાકજ સમયમા તેમને બીજી આગબોટમા બેસવાની સગવડ મળી આવી

આ પ્રમાણે મંદવાડની દશામા ૧૬ મી નવેબરને દિને શ્રીમતી આનંદીબાઇ જોશી મુંબઇ નગરીમા આવી પહોચી. ગોપાલરાવના મિત્રો તેમનો આદરસત્કાર કરવા સારૂ બંદર ઉપર હાજર થયા હતા. આનંદીબાઇ સ્વદેશી વસ્ત્રાભૂષણમા સજ્જિત થઇને આગબોટ ઉપરથી નીચે ઉતરી એટલે એ લોકોએ તેને પુષ્પવૃષ્ટિ કરીને વધાવી લીધી. આનંદીબાઇના આગમનના સમાચાર ચારે તરફ પ્રસરી ગયા અને જૂદાં જૂદાં શહેરોમા લોકો સભાઓ ભરીને તેને અભિનંદનપત્ર મોકલવા લાગ્યા. ઘણાઓએ તારદ્વારા પોતાનો આનંદ પ્રકટ કર્યો. મુખ્ય મુખ્ય વર્તમાનપત્રો તેના યશોગાનથી પરિપૂર્ણ થઈ ગયા

પરંતુ જેને સારૂ લોકો આટલો બધો આનંદ પ્રકટ કરી રહ્યા હતા, તે તો રોગના આક્રમણથી દિવસે દિવસે વધારે પીડા પામતી હતી. મુબઇના અનેક ડૉકટરોએ તેની દવા કરી, હવાની ફેરબદલી પણ ઘણીવાર કરી, પરંતુ કશાથી એ દુષ્ટ વ્યાધિ શમ્યો નહિ આખરે આનંદીબાઈ પૂના ગઈ. ત્યાંનાં

હવાપાણીના ગુણને લીધે તથા સગાસબંધીઓના સહવાસને લીધે પ્રથમ થોડા દિવસ તેની તબીઅતમા સાધારણ સુધારો જણાયો. તેની મા,બહેન વગેરે સગાઓ તેને મળવા તથા ચાકરી કરવા સારૂ પૂનામાં આવ્યા હતા; પરંતુ ગોપાલરાવની માફક બીજુ કોઇ તેની સેવા–શુશ્રૂષા કરી શક્યું નહિ. એ સમયમા ગોપાલરાવે જેટલા યત્ન અને પરિશ્રમપૂર્વક આનંદીબાઇની શુશ્રૂષા કરી હતી, તેટલા યત્ન અને પરિશ્રમપૂર્વક અનેક માતાઓ પણ પોતાના સંતાનની સેવા કરી શકતી નથી. તે એક ક્ષણ પણ આનંદીબાઇની પાસેથી ખસ્યો નહોતો. સહધર્મિણીની શય્યાની પાસે બેસીને એ ઘણી રાત ઉજાગરામાજ ગાળતો હતો, પણ તેના આ પરિશ્રમનું કાંઈ પણ સાર્થક્ય થયું નહિ. આનંદીબાઇ દુષ્ટ વ્યાધિની પીડાથી દિવસે દિવસે ક્ષીણ થવા લાગી. અનેક પ્રકારની ડૉકટરની અને દેશી વૈદની દવાઓ કરવામા આવી, પરંતુ કોઇ પણ ઓષધથી લાભ થયો નહિ. ગોપાલરાવ એકેશ્વરવાદી હોવા છતા પણ આનંદીબાઇને ખાતર બ્રાહ્મણોદ્વારા સ્વસ્ત્યયન, શાન્તિ, શિવપૂજા વગેરે દૈવી ઉપાયોનુ અવલંબન લેતા સંકોચાયો નહોતો.

આનંદીબાઇના મંદવાડની વાત જાણ્યા પછી દરરોજ ઘણા લોકો તેને મળવા આવતા. સમાચારપત્રોમા તેની શારીરિક અવસ્થાની ખબરો લગભગ દરરોજ પ્રગટ થયા કરતી. શ્રીયુક્ત બાલગંગાધર તિલક મહોદયે એ આપત્તિને સમયે, આનંદીબાઇની ચિકિત્સા સારૂ પોતાના ગજા ઉપરાંત સહાય કરી હતી

છેવટે એક દેશી વૈદરાજની દવા કરવામાં આવી. તેની દવા સાથે પથ્યતરીકે પાણી પીવાનો નિષેધ હતો. એ ઔષધનુ સેવન થતું હતું તે સમયમા એક દિવસ આનંદીબાઈ તૃષાથી અતિશય કાયર થઇ જઇને તડફડ કરવા લાગી; પરંતુ એથી વિપરીત પરિણામ આવશે એવી શંકાને લીધે કોઈએ તેને પાણી પીવા આપવાનું સાહસ કર્યું નહિ. ચાર પ્રહર સુધી તૃષાની વેદનાથી વ્યાકુલ થઇને એ બિલકુલ અધીરી બની ગઈ. સ્ત્રીની આવી દશા જોઇને ગોપાલરાવ પ્રથમથીજ નિરાશ થઇ ગયો હતો. આનંદીબાઈ તેને આશ્વાસન આપતી હતી કે:–'હું જીવવાની છુ,' પરંતુ એ દિવસનો તેનો તરફડાટ જોઇને ગોપાલરાવના મનમાજ એવો વિચાર આવ્યો કે કદાચ પાણી પીધા વગર તરસના માર્યાજ પોતાની સહધર્મિણીના પ્રાણ જશે. એવા વિચારથી અને આનંદીબાઇની વેદનાની ઉપેક્ષા કરી નહિ શકાયાથી તેણે તેને થોડું જળ પાયું.

જળ પીધા પછી પ્રથમ તો રોગીએ સ્વસ્થતાના લક્ષણ બતાવ્યા, પણ ત્યાર પછી વ્યાકુળતા વધવાની સાથે તેના શરીરની ગરમી ઓછી થવા લાગી.

બીજે દિવસે ( ૧૮૮૭ ની ૨૬ મી ફેબ્રુઆરી ) સંધ્યાકાળ સુધી આવી દશામા સમય વ્યતીત થયો સધ્યાકાળે ગોપાલરાવે પોતાને હાથે સહધર્મિણીને થોડુક દૂધ પીવરાવ્યું. આટલો વખત સુધી આનંદીબાઈ બધો ખોરાક ઉલટીદ્વારા કહાડી નાખતી હતી, પરંતુ સ્વામીના હાથનું દૂધ પીધા પછી તેણે ઉલટી કરી નહિ. ત્યાર પછી ઔષધિનું સેવન કરીને રોજના કરતાં કાંઇક સુખપૂર્વક તેણે શયન કર્યું. છેલ્લા ત્રણ દિવસથી ગોપાલરાવ એક ક્ષણ પણ તેનાથી દૂર ખસ્યો નહોતો, તેમજ જરા પણ તેણે આખ મીચી નહિ, પરંતુ એ દિવસે એ વખતે એકાએક અજાણપણામાજ તેની આખ મળી ગઈ. આનદીબાઈની મા તેની પાસે બેઠેલી હતી. રાતના દશ વાગ્યાને સમયે તેની આખોમા પણ નિદ્રાના પ્રાબલ્યને લીધે આળસ ભરાઈ આવ્યું અને તેને પણ ઝોકું આવી ગયું એટલામા આનંદીબાઈએ ઉલટી કરીને ' મા ! રે ! ' કરીને બૂમ પાડી. તેની જનની તરતજ તેની પાસે ગઇ એ વખતે " મારાથી બની શકયુ તેટલુ મેં કર્યું " એટલા શબ્દો કાને પડયા એજ આનદીબાઇના છેવટના શબ્દો હતા જનનીએ જોયું કે, તેની કન્યાનો જીવનપ્રદીપ બુઝાઇ ગયો છે ! સ્ત્રીકેળવણીની જે વિજયપતાકા આટલા દિવસ પાશ્ચાત્ય જનસમાજને પણ આશ્ચર્યચકિત કરીને ફરકી રહી હતી, તે આજે આ પ્રમાણે ક્રૂર કાળની નિષ્ઠુરતાથી ઉખડી ગઈ હતભાગી ભારતવાસીઓનું આશા—વૃક્ષ ફળ આવતા પહેલાજ અકાળે મૃત્યુરૂપી દાવાનળથી દગ્ધ થઈ ગયું

આ દુર્ઘટના જણાવતાં ગોપાલરાવે તા. ૨૮ મી ફેબ્રુઆરીએ શ્રીમતી કાર્પેન્ટરને જે પત્ર લખ્યો હતો તેનો કેટલોક ભાગ નીચે ઉતારીને આ શોક કથા અમે સમાપ્ત કરીશું.

" માશીજી !

આજ હું આપને શું કહીને બોલાવું તે સમજી શકાતું નથી આજ મારા માથા ઉપર આકાશ તુટી પડયુ છે. એ સૌંદર્ય, ધૈર્ય, ક્ષમા અને શાન્તિના સાગરસ્વરૂપ ડૅાકટર જોશી આજ કયા છે ? * * * તેનો મૃત્યુનો દિવસ ઘણા સુખમા ગયો હતો, એમ મને લાગે છે * * * સાધારણ રીતે જરાપણ અવાજ થતા મારી ઉંઘ ઉડી જાય છે, પરંતુ એ દિવસે તેના મૃત્યુ વખતે હું એટલી બધી ગાઢનિદ્રાને વશ થઇ ગયો હતો કે, મારા સસરા અને સાળા

વગેરે કેટલાક જણાઓએ વારંવાર બૂમો પાડી તોપણ મારી નિદ્રા ઉડી શકી નહિ * * * મરણનાં કેટલાક અઠવાડિયા પૂર્વેથીજ એ ઘણું કષ્ટ ભોગવતી હતી, પણ રખે હું નિરાશ થાઉં, એ ભયથી તેણે એક દિવસ પણ મને પોતાની વેદના જણાવી નહોતી, બલ્કે સર્વદા પ્રફુલ્લિતભાવ દેખાડવા યત્ન કરતી. અહિંયા આવ્યા પછી તો વળી એ ઘણી ધર્મશીલ બની હતી. * * * એનું પરિણામ એ આવ્યું કે અમે અમેરિકાથી પાછાં ફર્યાં ત્યાર પછી પ્રાયશ્ચિત્ત કર્યું નહોતુ, છતાં પણ અમને મળતા કે અમને મદદ કરતા અમારી ન્યાતવાળાઓમાથી કોઇએ સંકોચ પ્રકટ કર્યો નથી. ઘણા કટ્ટર—જૂના વિચારના હિંદુઓ પણ મારી સ્ત્રી સાથે સારીરીતે વર્ત્યા છે ખ્રિસ્તી, સ્વધર્મભ્રષ્ટ કે ન્યાતબહાર થયેલા મનુષ્યો સાથે સાધારણરીતે લોકો જેવી વર્તણૂક ચલાવે છે, તેવી વર્તણૂક તેની સાથે કોઇએ ચલાવી નથી તેને સુખી અને સતુષ્ટ કરવા સારૂ બધા બ્રાહ્મણો તેણે કરેલા બ્રાહ્મણભોજનમા હાજર થઇને સંકોચ વગર જમી જતા. એ બનાવ જોઈને આ દેશના સુધારકો વિસ્મય પામી જતા તેના મનને સતોષ આપવા સારૂ જે કાઇ કરવું આવશ્યક લાગે તે બધું લોકોએ કર્યું હતુ. એ થોડા દિવસ જીવી હોત તો, એ બધાની સાર્થકતા થાત. * * * * આ દેશના મોટા લોકો પણ કોઇ ન્યાતજાતના ટટાને લીધે ન્યાતબહાર મૂકાય છે તો ન્યાતના લોકો તેના શબને ઉંચકવા સહેલાઇથી જતા નથી; પરન્તુ અમે અમેરિકા જઇ આવ્યાં હતા છતા પણ, તેનું શબ ઉંચકવા માટે જરૂર કરતા પણ વધારે લોક પોતાની રાજીખુશીથી હાજર થયા હતા શાસ્ત્રવિધિ પ્રમાણે અત્યેષ્ટિ ક્રિયા કરવા માટે બ્રાહ્મણ મળી આવશે કે કેમ? એ વિષયમા મને સંદેહ હતો, પણ એ શકા પણ નિમૂળ નિવડી. જે જે આવશ્યક હતું તે બધુ નિર્વિઘ્ને પાર પડયું બધી જાતના સભવિત વિઘ્નો ઉપર અમે જય મેળવ્યો, પરતુ મૃત્યુના અકાળે થયેલા આક્રમણે એ બધા ઉપર પાણી ફેરવી દીધુ ”

ઈ સ ૧૮૮૩ ની ૩ જી સપ્ટેમ્બરે આનંદીબાઇએ શ્રીમતી કાર્પેન્ટરના એક ચિત્રપુસ્તકમા “ તમને શું પસદ છે? ” એ મથાળા નીચે કેટલાક પ્રશ્નો છાપેલા જોઈને તેના જવાબ લખી રાખ્યા છે, એમાથી થોડાક બોધપ્રદ પ્રશ્નોત્તર નીચે આપીએ છીએ

તમને કયો રંગ પસંદ છે? સફેદ.

કયી જોવાલાયક વસ્તુ તમને ગમે છે? પર્વત.

કાલ કયો ગમે છે ? સૂર્યોદય અને સૂર્યાસ્ત.

ઋતુ કયી ગમે છે ? વસન્ત

ગન્ધ ? માલતી ફૂલની

સૌન્દર્ય કેવુ ગમે છે ? સદાચાર અને સુદર આકૃતિ

નામ કયા ગમે છે ? રમા, તારા, આનિ, ગોપાલ, વિષ્ણુ અને કૃષ્ણ.

વાદ્યકાર કયો ગમે છે ? વીણા અને બેહાલાનો વગાડનાર

શિલ્પકલા અને બાધકામ કયું ગમે છે ? તાજમહાલ

કવિ કયા ગમે છે ? પોપ, મનૂ અને કાલિદાસ

સ્ત્રી–કવિ કયી ગમે છે ? *મુક્તાબાઇ અને જનાબાઈ

અવકાશના વખતમા મન લગાડવા યોગ્ય પુસ્તક કયું ? શ્રીમદ્ભગવદ્ગીતા.

આનદમા સમય કયારે વીતે છે ? પુસ્તક વાચતા હોઇએ ત્યારે.

જીવિકા શુ કરીને મેળવવી ગમે છે ? સાધારણરીતે, જીવનયાત્રાનો નિર્વાહ કરવા ખાતર જે કાઇ કરવાની ઘણીજ જરૂર હોય તે

પ્રિય ગુણ કયો ? સત્યનુ અનુસરણ

અતિ તિરસ્કાર કરવા યોગ્ય દોષ કયો ? મિથ્યાચાર અને નાસ્તિકતા.

ખરૂ સુખ શેમા માનો છો ? ભગવન્નિષ્ઠામા.

ખરૂ દુઃખ તમારા મત મુજબ શુ છે ? દાસત્વ અને પરાધીનતા.

તમારામા મુખ્ય ગુણ કયો છે ? હાલ તો કાંઈ જોઇ શકતી નથી.

તમારા સ્વામીનો મુખ્ય ગુણ કયો ? પરોપકારપરાયણતા.

શ્રેષ્ઠ માનસિક વૃત્તિ કયી માનો છો ? પ્રીતિ

કયા શબ્દો તમને અતિ મધુર લાગે છે? પ્રીતિ,જીવદયા,સત્ય અને આશા.

કયા શબ્દો તમને અતિશય કડુ લાગે છે ? 'નાશ' અને 'પરિત્યકત'.

તમારા જીવનનો મુખ્ય ઉદ્દેશ શો ?પરોપકાર કરવાની યોગ્યતા પ્રાપ્ત કરવી.

તમારા હૃદયપટ ઉપર કયું વાકય લખાયું છે ? હરિ આપશે.

---

* મરાઠી સ હિત્યમા ભકિતગાથા રચનારી સ્ત્રીઓમાં આ બે રમણીઓનુ સ્થાન ઘણુ ઉચુ છે મુક્તાબાઇ બ્રાહ્મણકુમારી અને જનાબાઇ સારા કુટુબમાં જન્મેલી, પણ દાસીનો ધ ધો કરનારી સ્ત્રી હતી એ બન્ને ઇ સ ના ૧૩ મે [illegible] શત [illegible] થઇ હતી

# रत्न ३७२ मुं–रमाबाइ रानाडे



એ સન્નારી ઘણા પરોપકારી અને જનસેવાનાં કાર્યોમા દક્ષિણ-માં આગળ પડતો ભાગ લેનારા હતા. પ્રાતઃસ્મરણીય ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનાડે સાથે લગ્ન થયા પછી એમણે પોતાનું જીવન જ્ઞાનની વૃદ્ધિ અને સંસારસુધારાના કાર્યમા વ્યતીત કર્યું હતું એક નિરક્ષર બાળા સુયોગ્ય પતિના સહવાસમા કેટલી ઉન્નત થઇ શકે છે એ જાણવાને માટે તેમનું ચરિત્ર ઘણું બોધજનક છે

રમાબાઇનો જન્મ સતારા જીલ્લાના કુર્લેકર કુટુંબમા થયો હતો તેમના પૂર્વજોને પોતાના પરાક્રમથી પેશ્વાઓ તરફથી દેવરાષ્ટ્ર ગામ જાગીરમાં મળ્યુ હતુ રમાબાઇ રાનાડેના વડદાદા ગણુપતરાવ ભાઉ ઘણા વીર સૈનિક, શંકરના દૃઢ ઉપાસક અને દૃઢ નિશ્ચયી હતા તેમની માતૃભક્તિ એટલી બધી અસામાન્ય હતી કે એકવાર ગુસ્સામાં માતાની સામું બોલ્યાથી તેમને એટલો બધો પશ્ચાત્તાપ થયો હતો કે સાગરેશ્વરના શિવાલયમા જઇને તેમણે પોતાની જીભ-નું ટેરવુ કાપીને શિવને અર્પણ કર્યું અને શિવજીને સાષ્ટાંગ નમસ્કાર કરીને કહ્યુ હતું, કે માતાને કટુ વચન કહેવા કરતા મને મૂંગો બનાવ્યો હોત તો વધારે સારૂ સદ્ભાગ્યે પૂજારીની નજર એ કૃત્ય તરફ ગઇ અને તેણે તર તજ એ જીભના કડકાને ઉપાડી લઇ અંગારામા બોળીને ગણુપતરાવ ભાઉની જીભ સાથે ચોટાડી દીધો અને સમજાવીને ઘેર પાછા મોકલ્યા કહે છે કે એ કકડો જીભ સાથે સારીરીતે ચોટી ગયો ! અસ્તુ

રમાબાઇના પિતા માધવરાવ સ્વભાવે તામસી પણ ઉદાર દિલના અને ધાર્મિક વૃત્તિના હતા. ઇશ્વર ઉપર તેમને સંપૂર્ણ વિશ્વાસ હતો સુખદુઃખમા મનને અવિચળ રાખી શકતા. દૃઢનિશ્ચયી અને ખંતીલા હતા. ગમે તેટલા વિઘ્ન આવે તોપણ હાથમા લીધેલું કામ છોડતા નહિ. જ્ઞાનેશ્વરી અને અમૃતાનુભવ એ એમનાં વાચનના પ્રિય પુસ્તક હતા. રમાબાઈના માતુશ્રી મીરજના રાઘો-પંત કરમરકર નામના પ્રસિદ્ધ રાજવૈદ્યની કન્યા હતાં. રમાબાઇ એમનો પરિચય નીચે પ્રમાણે આપે છેઃ–"એમનો સ્વભાવ અતિશય માયાળુ, સહન શીલ તથા શરમાળ હતો. એ હમેશા કાંઇને કાંઇ કામમા રોકાયલા રહેતા.

નવરા બેસવું તેમને ગમતું નહોતુ. ઘરના કામમાથી નવરા થાય કે ઔષધો, ગોળીઓ વગેરે કાઈને કાઇ પણ કરવામા મગ્ન રહેતા હતા. અમારા માતુશ્રી-ને વૈદ્યક્રિયા ઘણી ઉત્તમ આવડતી હતી ઘણા જૂના રોગો પણ તેઓ ખાત્રીથી સારા કરતા હતા, તેથી અમારા ગામની આસપાસ દશબાર ગામડાના લોકો ઘણી શ્રદ્ધાથી એમની પાસે ઔષધ લેવા આવતા હતા. સર્વ રોગીઓને પોતાના ખર્ચથી તથા સ્વહસ્તે તેઓ ઔષધો તૈયાર કરી આપતા. રાત્રે કે દિવસે નિય મિત કે અનિયમિત વખતે–કોઇપણ વખતે રોગીઓ આવે તો તેઓ કટાળતા નહિ તેઓ તાબડતોબ ઓસડપાણી આપતા અને ઘણોજ ગરીબ હોય તો તેને ચાર આઠ દિવસ પોતાને ત્યા રાખી બન્ને વખત ચરી પ્રમાણે ખાવાનું પોતાના હાથે બનાવી ખવડાવતા તથા ઔષધો આપતા વાયુથી બેભાન થયેલા અને ગાડા થઇ ગયેલાઓને સ્વહસ્તે કામ પણ દેતા હતા આ સર્વ કામોમા મારા પિતાશ્રીની એમને સમતિ તથા મદદ હતી, કારણ કે આ પરોપકારનું કામ તેમને ઘણું ગમતું હતું 'આ સર્વને લગતો ખર્ચ તું ઘણી ખુશીથી કર, આ ખરો ધર્મ છે,' એવુ તેઓ તેમને આશ્વાસન આપતા મારા પિતા સ્વભા વના ઘણા તામસી હતા એમના સામુ બોલવાની ઘરમાના કોઇ માણસની છાતી ચાલતી નહિ અમારા માતુશ્રીએ પૂર્વવયમા ઘણોજ ત્રાસ સહ્યા હતો, છતા પણ પોતાની મર્યાદાવાળી વર્તણુક તથા શાન્ત અને સહનશીલ સ્વભાવથી તેઓ એમની મરજી હમેશા સાચવતા તે એમ સમજતા હતા કે સ્ત્રીઓનો દેવ તથા ગુરુ પતિજ છે, માટે એમણે મારા પિતાશ્રી પાસેથી ગુરુમત્ર પણ લીધો હતો અને તેનો ઘણી નિષ્ઠાથી તે જપ કરતા હતા. ઇ૦ સ૦ ૧૮૭૬–૭૭મા દુષ્કાળથી મારા પિતાશ્રીને ઘણી તાણ પડી હતી, તેથી એટલા મોટા પરિ-વારનો સસાર ચલાવવો એ ચાર વર્ષ સુધી એમને ઘણો અઘરો પડયો એ વખતે એમણે ઘણા ધૈર્યથી દિવસ કહાડયા કોઈ પણ અડચણની અમો બા-ળકોને ખબર પડવા ન દેતાં કે ગરીબી માટે અમારા પિતાશ્રી પાસે વાત ન કરતા, શાતતાથી તથા ધીરજથી તેણે આવેલા દિવસ કાઢયા દરરોજ સાજે પુરાણ ખલાસ થયા બાદ અમને બધાને બોલાવીને ખુલ્લા આગણામા બેસતા અને પુરાણમાના દેવાદિકોની કથા અને કહાણી કહેતા એ જોઈ અમારા ફોઇબા મશ્કરીમા કહેતા કે અમારા ઉમા ભાભીને લાગે છે કે મારા છોકરા ઘણા ડાહ્યા ને હુશિયાર છે. એમને પુરાણની વાર્તાઓ કહું છુ તે તેઓ બધા સમજે છે. એવી ભારે ભારે વાતો એમને શુ કરવા કહે છે ? તે વાતો મોટા મા

ણુસોને પણુ ધ્યાનમા રાખવી અઘરી પડે છે. ત્યારે તેઓ કહેતા કે મને કૂતરા-બિલાડાની વાર્તાઓ આવડતી નથી તો હુ શું કરૂં ? જોઇએ તો તમે કહો, પણુ મને લાગે છે કે સારૂં બી આપણે વાવવું. જેવી જમીન મળશે તેવું મૂળ ચોટશે તેથી આપણુા મોઢેથી જો રોજ દેવાદિકોની કથાનો ઉચ્ચાર થાય તો આપણુને પુણ્ય લાગે. એ સિવાય બીજું શું આપણુાથી બનવાનું છે ? "

રમાબાઈની માતાનું વર્ણન આટલા વિસ્તારથી અમે એટલા સારૂ આપ્યું છે, કે એમના ચરિત્ર ઉપરથી સ્પષ્ટ જણુાઇ આવે છે કે માતાએ રોપેલા પરોપકારના વૃક્ષને કન્યાના જીવનમા પુષ્પ આવ્યા હતા. પરોપકાર, સ્વાર્થત્યાગ, પતિભક્તિ આદિ ગુણો રમાબાઇમા માતા તરફથીજ આવ્યા હતા

ઇ૦ સ૦ ૧૮૭૩ મા માગશર સુદ ૧૧ શકે ૧૭૯૫ ને દિવસે એમનું લગ્ન રાવસાહેબ મહાદેવ ગોવિન્દ રાનાડે સાથે થયું. રાનાડેનું એ બીજીવારનું લગ્ન હતું પોતે સુધારકોના નેતા હોવાથી બીજીવાર વિધવા સાથે લગ્ન કરવાનો વિચાર ધરાવતા હતા, પણુ પિતાજીનો જીવ દુ ખાય એટલા ખાતર કુમારી રમાબાઇ સાથે પરણુવા સમત થયા હતા લગ્નસમયે રમાબાઈની ઉમર અગિયાર વર્ષની હતી

લગ્ન થયા પછી રાનાડેને જ્યારે ખબર પડી કે પત્નીને બારાખડી પણુ આવડતી નથી, ત્યારે તરતજ એમણે પાટી અને પેન મંગાવીને 'શ્રીગણેશાય નમઃ ' નો પહેલો સાત અક્ષરનો પાઠ લખી આપ્યો એ દિવસથી એ પોતાના બીજાં કાર્યોમાથી સમય બચાવીને દરરોજ બે કલાક પત્નીને ભણુાવવા લાગ્યા. પદરમે દિવસે રમાબાઇ પહેલી ચોપડીનો પહેલો પાઠ વાંચવાયોગ્ય થયા. પછી તો ઝપાટાબધ એમનો અભ્યાસ આગળ વધતોજ ગયો.

એવા કેટલા કેળવાયલા યુવકો છે કે જેઓ પોતાની પત્નીને સારૂં શિક્ષણુ આપવા તન, મન, ધનથી પ્રયત્ન કરે છે ? અભણુ સ્ત્રી સાથે પાનુ પડતા ઘણા યુવકો પોતાના દૈવનો કે સમાજનો વાક કાઢી જીવન નિરાશામા ગાળે છે, બિચારી નિર્દોષ પત્નીને નાહકના મેણા મારીને દુઃખી કરે છે અને એટલેથીજ પોતાના કર્તવ્યની સમાપ્તિ થઈ હોય એમ માને છે. એવા લોકોએ ન્યાયમૂર્તિ રાનાડેના જીવન ઉપરથી ધડો લેવો ઘટે છે. રાનાડેએ પરિશ્રમ લઈને રમાબાઇને કેળવ્યા ન હોત તો એમનામાં સ્વાભાવિક રીતે રહેલા સદ્ગુણોનો વિકાસ કદિ પણુ થયો ન હોત અને જનસમાજને તેમની સેવાથી પાછલા સમયમા જે લાભ મળ્યો તે લાભ મળવા ન પામ્યો હોત, જસ્ટીસ

ચંદાવરકરે વ્યાજબી કહ્યું છે કે:-'રાનાડેને હાથે બીજા કાંઇ મહાન કાર્ય ન થયાં હોત અને કેવળ રમાબાઇના જીવનને કેળવાયલુ અને સંસ્કારી બનાવવાનુંજ કાર્ય થયુ હોત તોપણ એમનું જીવન વંદનીય ગણાત'.

રાનાડેએ બીજી ઠરેલ સ્ત્રીશિક્ષિકાને રાખી તેની પાસે રમાબાઇ મરાઠી પાચમા ધોરણ સુધી ભણ્યા. લખતાવાચતા તથા હિસાબ ગણુતા તેમને સારી રીતે આવડયુ. એમના દિયેરો એ સમયે અગ્રેજી ભણી રહ્યા હતા, એમને જોઇને રમાબાઇને પણ અગ્રેજી ભણવાની હોશ થઇ. પતિને તેમણે એ વાત જણાવી ત્યારે તેમને આશ્ચર્યની સાથે આનદ પણ થયો અને કહ્યુ કે:-"હું ખરેખર તને અગ્રેજી ભણાવવાનો છુ. મારા મનમા ઘણા દિવસથી એ હોશ છે, પણ તારો મરાઠી અભ્યાસ પૂરો થાય ત્યારે વાત."

રાનાડે જ્યારે આટલા ઉમગથી પત્નીને ભણાવી રહ્યા હતા, ત્યારે એમના ઘરની સ્ત્રીઓને એ વાત જરા પણ રુચતી નહોતી. તેઓ રમાબાઈ ઉપર ઘણીજ ગુસ્સે થતી અને તેમને તુચ્છકારી પણ કાઢતી. બધી સ્ત્રીઓ એક તરફ અને રમાબાઈ બીજી તરફ એ દશા હતી, એટલે રાત્રે મેડીએ ગયા પછીજ એમનો અભ્યાસ ચાલતો. રાનાડે પાસે દક્ષિણા પ્રાઇઝ કમીટીના મરાઠી પુસ્તકો આવતા તે વચાવવાનું કામ એ પત્ની પાસે લેતા ઘરની સ્ત્રીઓ દાદરમા ઉભી રહી એમનું વાચન સાભળતી અને કવિતા વાચતા એમનાથી કાંઈ ભૂલ થઇ હોય કે અચકાયા હોય તો બીજે દિવસે તેમના ચાળા પાડીને ચીઢવતી, પરતુ રમાબાઈનામા માતા તરફથી સહનશીલતાનો ગુણ આવ્યો હતો, એટલે કોઇને સામો ઉત્તર ન આપતા તે ધીરજથી સહન કરતા. કેટલીક વાર તો સ્ત્રીઓ એમની હિતૈષી થઇને સ્પષ્ટ શિખામણ આપતી કે.-"તમે ભણો છો એ વાત અમને ગમતી નથી. પુરુષોનું મન રાખવા માટે થોડીવાર વાચીએ, પણ એમની વાત ઉપર બહુ ધ્યાન ન આપીએ એ દશવાર કહે તો એકવાર વાચીએ એટલે કટાળીને આપોઆપ છોડી દેશે' રમાબાઈ કાંઈ પણ ઉત્તર ન આપતા મૂગે મોઢે સાભળી રહેતા.

આ પ્રમાણે થોડો સમય ગયા પછી રાનાડેએ પોતે પત્નીનો અંગ્રેજી અભ્યાસ શરૂ કરાવ્યો. હવે તો સાસુનણદના ક્રોધનો પારજ ન રહ્યો રમાબાઇ એક અમલદારના પત્ની હોવા છતા તથા અંગ્રેજી ભણવા માડયું હોવા છતાં, ઘરકામને હલકુ ગણતા નહોતા. એક સમયે વાશીદું વાળતા વાળતા એમના હાથમાં અંગ્રેજી વર્તમાનપત્રનો એક કકડો આવ્યો. નવા નિશાળિયાની

સ્વાભાવિક જિજ્ઞાસાથી એમણે સાવરણી નીચે મૂકીને એ કાગળ વાચવા માંડયો એ બનાવ ઘરની સ્ત્રીઓએ જોયો અને તેમણે એમને ઉધડા લીધા તથા ન કહેવાના વેણ સંભળાવ્યા એમને મનથી અંગ્રેજી ભણવું એ તો કોણ જાણે કેવું એ મોટું પાપ હતું, પરંતુ રમાબાઈએ શાન્તિથી એ દુઃખ સહન કર્યું. ઘણીવાર એકાન્તમા જઈને એ રડતા, પણ પોતાની ફરિયાદ પતિ સુદ્ધાંતને પણ જણાવતા નહિ, કારણ એ હતુ કે પહેલીવાર સાસરે વળાવતી વખતે એમના પિતાએ ઉપદેશ આપ્યો હતો:-"જો, તું સાસરે જાય છે સાવકાં સહિયારાનું કુટુંબ છે તથા ઘરમા દશ જાતના આશ્રિતો છે. તું મારી દીકરી છે. આપણા કુલીન ઘરને શોભે તેમ ચાલજે. તને ગમે તેટલો ત્રાસ થાય, તોપણ સહન કરજે, પણ નોકરને પણ તું વાકો જવાબ દેતી નહિ" બીજું એ કહ્યું હતું કે, "તારા મનને અસહ્ય દુખ થાય તોપણ તું જાતે કોઈની ચાડી તારા વર પાસે કરતી નહિ, ચાડીથી કુટુંબનો તો શું પણ રાજ્યનો પણ નાશ થાય છે. માટે તને કહું છું તે બે વ્રતો પાળજે, એટલે તને કોઈ દિવસ હરકત આવશે નહિ. તું ભાગ્યવાન છે સહનશીલતા એ તારો ગુણ થશે, ત્યારે તું સાચી કસોટીએ ચડીશ અને અમારા કુળમા જન્મ લીધાનું ત્યારે સાર્થક થશે. આ મારુ બોલવુ ધ્યાનમા રાખજે; એથી વિરુદ્ધ તું વર્તે છે એમ હું સાભળીશ તો ફરી હુ કદિ તને તેડીશ નહિ"

સાસરે વિદાય થતી પુત્રીને આપવા યોગ્ય આથી સારી શિખામણ બીજી કઈ હોઈ શકે ? એમા સંસારસુખની ખરી ચાવી રહેલી છે

આજ્ઞાંકિત પુત્રીને છાજે એવી રીતે રમાબાઈએ એ બન્ને વ્રતોને પૂર્ણપણે પાળવાનો નિશ્ચય કર્યો હતો. મનુષ્યની મુખાકૃતિ હૃદયનો ભાવ છુપાવી શકતી નથી, એટલે રાનાડે પત્નીની મુખમુદ્રા ઉપરથી એમના કલેશનું કંઈ અનુમાન કરી જતા અને પ્રેમપૂર્વક કારણ પૂછતા, પણ રમાબાઈ એ વખતે પણ બીજું બહાનું કહાડીને વાત ઉડાવી દેતા અને કદિ સાસુ, નણંદ વગેરેની ફરિયાદ તેમના આગળ કરતા નહિ. પતિના પ્રેમમા તેઓ એ બધું દુઃખ વિસરી જતા અને ખંતપૂર્વક પોતાનો અભ્યાસ આગળ ચલાવતા

એ સમયમા રાનાડેની બદલી પૂનાથી નાસિક થઈ. ત્યાં ગયા પછી ઘરસંસારનો ઘણો બોજો રમાબાઇને માથે પડયો પોતે સવારે સાડા ચાર વાગે પતિની સાથે ઉઠતાં અને તેમને શ્લોક તથા ભજન સંભળાવતા. અજવાળું થતાં ઘરકામમા ગુંથાતાં. રસોઈ કરનાર બાઇ હતી; પણ પોતે શાક, ભાજી,

કચુંબર અને છાશ વગેરે હાથેથી કરીને પતિને પીરસીને સાથે જમવા બેસતા. બપોરે પતિને સારૂ કોર્ટમાં મોકલવાનું ફરાળ એ પોતેજ બનાવતા, અને દરરોજ જૂદી જૂદી ચાર પાંચ વાનીઓ કરતા ત્યાર પછી ભણવા બેસતા અને પતિના પાછા આવતા સુધીમાં તો પાઠ તૈયાર કરી લેતા.

રાનાડેએ હવે ઘરખર્ચની વ્યવસ્થાનું તથા હિસાબ રાખવાનું કામ પણ એમનેજ સોંપ્યું હતું. રાનાડેની આઠસે રૂપિયાની માસિક આવક એમનાજ હાથમાં આવતી રાનાડે તો કોઈ દિવસ કુંચી હાથમાં પણ લેતા નહિ; પરન્તુ રમાબાઈ ઘરના નજીવા ખર્ચ સારૂ બાંધેલી પાંચ રૂપિયાની રકમ ઉપરાંતનું ખર્ચ કરવું હોય તો પતિને પૂછ્યા વગર કદિ કરતા નહિ એથી એમના બન્નેના મન ઉંચા થવા વારો કોઈ દિવસ આવતો નહિ

નાસિકમાં રાનાડેએ પ્રાર્થનાસમાજની સ્થાપના કરી રાવબહાદુર ગોપાળરાવ દેશમુખ એ વખતે ત્યાં જોઈન્ટ જજ્જ હતા. એમનું કુટુંબ પણ સુધારક હતું, એટલે રમાબાઈને સારી સોબત મળી. દેશમુખના પત્ની હળદકંકુના પ્રસંગે ગામની સ્ત્રીઓને પોતાને ઘેર બોલાવીને કથાવાર્તા કરતા. હળદકંકુનો તહેવાર દક્ષિણીઓ ચૈત્ર અને શ્રાવણ માસના મંગળવારે કરે છે એ દિવસે સ્ત્રીઓ પોતાના ઓળખીતા મંડળમાં જાય છે અને સૌભાગ્યસૂચક હળદર તથા કંકુ આપી પલાળેલા ચણા તથા ઘઉંથી ખોળો ભરે છે. રાનાડેએ પત્નીને સલાહ આપી કે હળદકંકુના નિમિત્તે તમારે ગામની સ્ત્રીઓને વારંવાર એક સ્થાને એકઠી કરીને સીતા, સાવિત્રી વગેરે પ્રાચીન સાધ્વીઓના ચરિત્રો વાંચી સંભળાવવા અને શિક્ષણ તરફ તેમનું મન વાળવું તથા ગામની કન્યાશાળાઓની મુલાકાત લેવી અને તેમને ઉત્તેજન આપવા નાની નાની બક્ષિસો આપવી

પતિના એ ઉપદેશનો અમલ રમાબાઈએ દેશમુખના ઘરની સ્ત્રી સાથે મળીને કરવા માંડ્યો એ એમની સામાજિક સેવાનો આરંભ ગણી શકાય. એ સમયમાં એક જાણવાજોગ પ્રસંગ બન્યો, જે ઉપરથી રમાબાઈના લજ્જા અને વિનયયુક્ત સ્વભાવનો પરિચય મળી આવે છે. એ અરસામાં થાણાના સેશન્સ જજ્જ મિસ્ટર કાગલન પોતાની પત્ની, સાસુ અને સાળીને લઈને નાસિક કામ પ્રસંગે આવ્યા. એ અંગ્રેજ સ્ત્રીઓ મળતાવડી અને હિંદુ સ્ત્રીઓની મુલાકાત કરવાની હોંશ ધરાવનારી હતી તેઓ રમાબાઈને મળવા સારૂ એમને ઘેર ગયા, અને એમને પણ વળતી મુલાકાતે જવું પડ્યું. આ પ્રમાણે

એમનો પરિચય વધ્યો કન્યાશાળાનો ઈનામનો સમારંભ એજ સમયમાં આવી પડયાથી રાનાડે અને દેશમુખની સલાહ એવી થઈ કે મિસિસ કાગલન-ને હાથેજ કન્યાઓને ઈનામ વહેંચાવવા. એ પ્રસંગે એક મોટો મેળાવડો થયો. બન્ને ઘરની સ્ત્રીઓએ ઘેરેઘેર જઈને ગામની પ્રતિષ્ઠિત સ્ત્રીઓને આમંત્રણ આપ્યા નાસિકમા સ્ત્રીપુરુષોનો ભેગો મેળાવડો એ પ્રથમજ હતો રમાબાઇ તથા દેશમુખની કન્યાઓના પ્રયત્નથી, પચાસ સાઠ સ્ત્રીઓ એકઠી થઈ ઈનામ વહેચાઇ રહ્યા પછી પ્રમુખનો ઉપકાર માનવાનું કામ રમાબાઇને માથે આવી પડયું

રમાબાઇએ લખેલુ ભાષણ વાચી, પ્રમુખ તથા હાજર રહેલી સન્નારી-ઓનો આભાર માનીને બેઠક લીધી, એટલે ગોડબોલે નામના ડેપ્યુટી ઈન્સ-પેકટરે હાર કલગીનો થાળ એમની પાસે લાવી મૂકયો રમાબાઇએ એમાથી એક હાર મિસિસ કાગલનને પહેલા પહેરાવી પછી એમના માને તથા બહેન-ને પહેરાવ્યો અને એક હાર જેવોને તેવો થાળમા રાખી મૂકી તે થાળ ડેપ્યુટી તરફ ખસેડયો તે હાર સાહેબને પહેરાવવાનું ડેપ્યુટીએ ધીમેથી કહ્યું, એટલે રમાબાઇએ તરતજ ચોખ્ખી ના પાડી અને ડેપ્યુટી ઉપર ઘણા ગુસ્સે થયા રા બા દેશમુખ એમના તરફ જોઈ રહ્યા હતા તે મુછમા હસ્યા અને એકદમ ઉઠી ડેપ્યુટીના હાથમાના થાળમાથી હાર ઉપાડી લઇ કાગલન સાહેબના ગળામા પહેરાવ્યો

સભા બરખાસ્ત થઇ રાત્રે સુતી વખતે રાનાડેએ મશ્કરીમા પૂછયું કે:–
'તે ત્રણ જણીને હાર પહેરાવ્યા અને બિચારા કાગલન સાહેબને કેમ છોડી દીધા ?'

રમાબાઈએ કહ્યુઃ–"હું હિંદુ ન હોત તો એ વિષે મને પણ ખોટું લાગત નહિ. ડેપ્યુટી હિંદુ તથા પુખ્ત વયના છે, છતા તેમણે સાહેબને હાર પહેરા-વવાનું મને કહ્યું તેથી મને આશ્ચર્ય લાગ્યું અને ગુસ્સો પણ આવ્યો"

રાનાડેએ કહ્યુ:–"પણ તારૂં ઉપરાણુ દેશમુખે લીધું ને ?"

રમાબાઇએ કહ્યુ:–"એમની તે શી વાત ? એ તો ઘણા મોટા મનવાળા છે. તેઓ એવા કુત્સિત પરીક્ષક ન હોય"

આ પ્રસંગ ઉપરથી જણાય છે કે રમાબાઈ તેમના પતિ સુધારક હોવા છતાં અંગ્રેજોની સભ્યતાનું આંધ અનુકરણ કરવાના પક્ષપાતી નહોતાં.

રમાબાઈનો અભ્યાસ ધીમે ધીમે પણ દ્રઢરીતે આગળ વધવા લાગ્યો.

અંગ્રેજી બાળવાર્તાઓ વાચવા જેટલુ જ્ઞાન એમનુ થયું રાનાડે ડિસ્ટ્રિક્ટમા ફરવા જતા ત્યાપણુ સવારીમા પત્નીને સાથે રાખતા, તેથી રમાબાઈને સૃષ્ટિ-સૌન્દર્ય નિહાળવા ઉપરાત દેશના ગરીબ લોકોની સ્થિતિ પોતાની આંખે નિહાળવાની મળતી રાનાડેનો આગ્રહ હતો કે જે ગામમા મુકામ હોય તે ગામની સ્રીઓને ઘેર જઇને પણ રમાબાઈએ મળવું અને તેમની સાથે વિચારની આપ-લે કરવી

અનેક સ્થાનોએ રહી આવ્યા પછી રાનાડેની પાછી પૂના બદલી થઇ. એ સમયે પરમ વિદુષી પંડિતા રમાબાઈ પૂનામા ભાષણો આપી રહ્યા હતા. રમાબાઇને પોતાની નામરાશી એ વિદુષી સાથે સારો પરિચય થયો અને પંડિતાએ પણ અંગ્રેજી ભણવાનો આરંભ કરેલો હોવાથી એ પણ રાનાડેને ઘેર જઇને શ્રીમતી રમાબાઇની સાથેજ ભણવા લાગ્યા

પંડિતાએ 'આર્ય મહિલાસમાજ' નામની એક સભા સ્થાપી તેમા રમાબાઈ પણ જોડાયા. પંડિતા રમાબાઇની આવજા એમને ઘેર થવા લાગી તેથી તો ઘરની બીજી સ્રીઓના ક્રોધનો પારજ ન રહ્યો. તેઓ સલાહ આપતા કે.-"તમારે સભામા જવુ નહિ પંડિતા ઘેર આવે તો તેને અડવુ નહિ. પુરુષોને એ વાત પસંદ હોય તોપણ દુર્લક્ષ કરવું, ના કહેવી નહિ, પણ ન કરીએ એટલે થયુ, આપોઆપ કંટાળીને નામ છોડી દેશે. તારા પિયેરીઆ જો કેવા સારા વિચારના છે, અને તું તો મડમ કરતાએ વધી ગઇ" રમાબાઇ એમની આગળ તો હા પાડતા, પણ એ પ્રમાણે અમલ કરતા નહિ કારણ એમનાજ શબ્દોમા કહીએ તો "પોતાને (પતિને) જે પસંદ હોય તે ગમે તેમ થાય તોપણ કરવું જોઇએ, નહિ તો ગુસ્સે થશે એમ મને પકકુ માલૂમ હોવાથી 'પોતાને' ગમતી હોય તે વાત કરવાને હું કોઇ દિવસ ચુકતી નહિ જે મારા ખરા સુખ તથા સમાધાનનું ઠેકાણુ, તેમા અંતરાય આવવો ન જોઇએ તથા આ એક સમાધાનની બાજુ મજબૂત હોય, તો ઘર-માના બીજા કોઈ પણ માણસ તરફથી ત્રાસ થાય તે સહન કરવાનુ મને વધારે બળ આવશે, એવી મારી પકકી સમજ હતી આઠ 'મહિના'નો તડકો અને એક દિવસનો વરસાદ એ પ્રમાણે ઘરમાના માણસો તથા 'પોતે' વર્તતા તેથી ઘરમાની વડીલ સ્રીઓને કાંઈ ઉત્તર ન આપતા તથા બીજા કોઇને સારૂં નઠારૂ ન કહેતા 'પોતાને' ગમે તેવુ વર્તન રાખવા હું સર્વસ્વ પ્રયત્ન કરતી."

એ સમયમા છોકરીઓને સારૂ અંગ્રેજી કન્યાશાળા ઉઘાડવાની હિલચાલ કરવા હીરાબાગમા એક સભા મળી હતી એ સભામાં ગવર્નર સર જેમ્સ ફરગ્યુસન આગળ એ નિશાળ માટે માગણી કરવાની હતી.તે દિવસે સભામાં અંગ્રેજીમા ભાષણ વાચવાનુ રમાબાઇને સોપવામા આવ્યું. એટલા બધા શ્રોતાજનો આગળ અંગ્રેજીમા ભાષણ વાચવાનો એમને એ પહેલોજ પ્રસંગ હતો. રાનાડેએ ટૂંકા અને સમજાય એવા વાકયોમા ભાષણ લખી આપ્યું હતું, એટલું વાચતા પણ સભાક્ષોભ થયો અને ગભરાટ સાથે વાચીને એ બેસી ગયા

એ બનાવના સમાચાર ઘેર પહોચતા વાર લાગી નહિ, એમના તાઈ સાસુજીના ક્રોધનો તો પારજ નહોતો. રમાબાઇને તો તેમણે અનેક કટુ વચન સંભળાવ્યાજ પણ ખુદ રાનાડેના ઉપર પણ પસ્તાળ પડી " દિવસે દિવસે માણસોએ લાજમરજાદ છોડી દીધી છે. પહેલાની સ્ત્રીઓ પુરુષની સામે ઉભી પણ નહોતી રહેતી તો પછી બોલે તો કયાથીજ ? પુણ્યાહવાચનની વખતે માત્ર ચાર માણસોની સમક્ષ સ્ત્રીઓને વરની પાસે બેસવાનો વખત આવતો અને તે વખતે કેડ દુ:ખવા આવે તોપણ ઉપર જોવાની એમની હિંમત થતી નહોતી ! એ સ્ત્રીઓ શું લાડકી નહિ હોય કે ? એમનામા પ્રેમ નહિ હોય ? હવેનો પ્રેમ એટલે સ્ત્રીએ બધો વખત છેડાછેડી બાધીને સાથે ફરવું. ધણીની ખુરશી સાથે ખુરશી રાખીને બેસવું, પુરુષો જેવુ લખવુ તથા વાચવું એટલે સુધી પહોચી ગયું છે આજસુધી ઘરમાં ને ઘરમા તે સંભળાતું હતુ, પણ આજની વાત તો વધી પડી એટલા હજાર બે હજાર માણસોની સમક્ષ વહુએ અંગ્રેજીમાં વાચ્યુ તેની શરમ કેમ ના આવી ? માથા ઉપરની પાઘડી પણ કેમ રહી ? પહેલા લોકો આબરૂને કેટલા સંભાળતા, પણ હવે તો તે રહીજ નથી. ઉલટુ તે બહુ ગમ્યું હશે તેજ વખતે ઉઠીને ઠોકવી હતી, એટલે વધારે સારૂં થાત ! × × શું બાઇ ! ઘરમા તે એક શબ્દ પણ બોલતી નથી. ગુસ્સે થઇએ તોપણ સરખુ મોઢું ઉઘાડતી નથી કેટલી ગરીબ દેખાય છે, પણ બહાર કયાથી એને એટલું ધૈર્ય આવતું હશે ?"

રાનાડેએ બધુ મૂંગેમોંએ સાભળી લીધું. કાંઇ જવાબ ન આપ્યો. માળ ઉપર જઇને પત્નીને કહ્યું કે:-"આજનો સપાટો જબરો હતો, તને એ લોકો ઘણા દિવસસુધી ત્રાસ દેશે એ હું જાણું છું; પણ આપણે એથી ઉલટીજ તૈયારી રાખવી જોઇએ. સહનશીલતા અને ધીરજથી સહન કરવાનો

નિશ્ચય કરવો. એમનો ગુસ્સો વધવાને પુષ્ટિ મળે તેવો વખત આપણા તરફથી ન આવવા દેવો એમના વખતની સમજ પ્રમાણે તેઓ બોલે છે, એમા એમનો દોષ નથી, પણ એમના મનને દુઃખવવુ નહિ, જવાબ આપવો નહિ મૂગે મોઢે સાભળી રહેવું એ ત્રાસદાયક તો છેજ; પણ આજના એ ત્રાસથી આપણે જે સહનશીલતા શીખીશું તે આખા જન્મારાસુધી કામ આવશે. જે સાચું તથા યોગ્ય લાગે તે કરવું, છોડવું નહિ; એ પાકું ધ્યાનમાં રાખવુ બીજા ગમે તે ટીકા કરે તેની પરવા ન કરવી અને મુઝાવુ પણ નહિ". આવા આવા અનેક ઉપદેશથી રાનાડેએ પત્નીને શાન્ત કર્યાં. રમાબાઈએ પણ એમના ઉપદેશનુ અક્ષરશઃ પાલન કર્યું. વડીલ સ્ત્રીઓ ગમે તે બોલે તો-પણ તે બધુ સાખી લઈને પતિને ગમે તેજ કાર્ય કરવાનો ક્રમ એમણે ચાલુ રાખ્યો

ઈ ૧૮૮૬-૮૭ મા સરકારી કામને અગે રાનાડેને કલકત્તા રહેવું થયુ તે સમયે પણ રમાબાઇ સાથે હતાં કલકત્તાના ટુંકા નિવાસ દરમિયાન રાનાડે બગાળી વાચતાં શીખ્યા હતા અને પત્નીને પણ એ ભાષા શીખવી હતી. બગાળી વર્તમાનપત્ર રમાબાઇ વાચી શકતા. કલકત્તાથી પાછા ફરતાં વિષવૃક્ષ, દુર્ગેશનદિની, આનદમઠ વગેરે કેટલીક નવલકથાઓ લેતાં ગયા હતા અને તે વાચી હતી.

આ પ્રમાણે પતિની દેખરેખ નીચે રમાબાઈ જ્ઞાનવૃદ્ધિની સાથે સાથે સમાજસેવાનો પાઠ પણ શીખતાં જતા હતા, પરતુ પતિની હયાતીમા કોઈ સસ્થામા સ્વતત્રપણે આગળ પડતો ભાગ એ લેતાં નહિ. પતિદેવની લોક-હિતની અનેક પ્રવૃત્તિમા પરોક્ષરીતે તેમના સહાયક અને પ્રોત્સાહક બનતા.

ઈ૦ સ૦ ૧૯૦૧ માં ન્યાયમૂર્તિ રાનાડે, આખા ભારતવર્ષને શોકસાગરમા ડુબાડીને પરલોકગામી થયા રમાબાઈએ મંદવાડમા પતિની સેવા-શુશ્રૂષા કરવામા જરાપણ મણા રાખી નહોતી પતિવિયોગનું એ દુઃખ પોતે નીચેના ટુકા પણ મર્મસ્પર્શી શબ્દોમા વર્ણવે છે:—

"જે દેદીપ્યમાન, તેજોમય, સૌભાગ્યમય સૂર્યના પ્રકાશમાં હું ઘણા ભૂષણથી અને આનંદથી સત્તાવીસ વર્ષસુધી રહી હતી, તે પ્રત્યક્ષ સેવાયલા દિવ્ય સૂર્ય મને મૂકી ગયાને લીધે અત્યત દુઃખરૂપ અધારામા ફાફાં મારતી રહેવાનો પ્રસંગ આવી પહોચ્યો. તે દિવ્ય સૂર્ય એકાએક અસ્ત પામી સર્વત્ર અધકાર પડયો શિવ ! શિવ ! ! હું કેટલી ભાગ્યહીન ! ! "

પતિના છતા એમણે પોતાના જીવનને પતિથી ભિન્ન નહોતું માન્યું પતિના જીવનને આનદમય કરવા એમણે પ્રયત્ન કર્યો હતો, એટલે વૈધવ્યને પ્રાપ્ત થયા પછી ખુણે બેસી આળસુજીવન ગાળવાને બદલે પતિને પ્રિય હતા એવા કાર્યોમા જીવન સમર્પણ કરીને પતિના પરલોકગત અમર આત્માને તૃપ્ત કરવાનો એમણે સ કલ્પ કર્યો. ૧૯૦૬ મા એમણે જાહેર હિલ-ચાલોમા આગળ પડતો ભાગ લેવા માડયો ઈ૦ સ૦ ૧૯૦૮ મા શ્રીયુક્ત ગોપાલકૃષ્ણ દેવધરની મદદથી તેમણે પૂનામા સેવાસદનની સ્થાપના કરી અને પોતાનું સર્વસ્વ એ સ સ્થાને અર્પણ કરી દીધુ છેલ્લા બાર તેર વર્ષમા એ સંસ્થાએ ઘણી સારી ઉન્નતિ કરી છે એમા હવે ૧૯૦૦ છોકરીઓને શિક્ષણ આપવામા આવે છે એ બધાનો યશ રમાબાઇનેજ છે

મહાન પુરુષને વર્યા છતા રમાબાઇનુ જીવન સુખમા વ્યતીત નહોતું થયુ. સૌભાગ્યના સમયમા પણ સાસુ, નણદ વગેરે તરફથી તેમને કેટલુ વેઠવું પડયું હતું તે આપણે આગળ જોઇ ગયા છીએ. પતિના મૃત્યુ પછી પણ મિલ્કતને લીધે એમને અનેક ટટાઓ અને કલેશમા પડવુ પડયુ હતુ; પરતુ પતિનો સપૂર્ણ આશાવાદ એમનામા ઉતરી આવેલો હોવાથી, હજારો વિઘ્ન આવ્યા છતા પોતાનુ જનસેવાનું કાર્ય અસ્ખલિત કર્યે જતા હતા. એમની પતિભકિત અસાધારણ હતી ઈ સ ૧૯૦૬ મા મહિલાપરિષદમા ભાષણ આપતા એમણે પોતાને 'પતિદેવના ચરણોના નિર્માલ્ય'ની ઉપમા આપી હતી. પતિપ્રત્યેના એ પૂજ્યભાવથી પ્રેરાઈ એમણે 'અમારા જીવન-માની કેટલીક યાદગિરીઓ' નામનો ગ્રથ મરાઠીમા લખ્યો છે. એ ગ્રંથનો ગુજરાતી અનુવાદ સરળ ભાષામા અ૦ સૌ૦ ભદ્રા બહેન મડગાવકરે કર્યો છે, અને એ ગ્રન્થને આધારેજ અમે આ ચરિત્ર લખ્યુ છે.

એ ગ્રન્થની પ્રસ્તાવના પરમદેશભકત સ્વર્ગવાસી ગોપાલકૃષ્ણ ગોખલે-એ લખી છે. ગોખલે મહોદય વ્યાજબીરીતે લખે છે કે:-" પત્નીએ પોતાના પતિવિષે આ પ્રમાણે લખેલો ગ્રન્થ હિંદુસ્થાનમા આ પહેલોજ છે. × × પોતાના આયુષ્યમાના સત્તાવીશ વર્ષ જેઓએ તે વિભૂતિ સાથે એમની સહધર્મચારિણીના સબંધથી "છાયા" પેઠે ગાળ્યા, જેમના અગનું નૈસર્ગિક તેજ શિક્ષણથી અને એમના સહવાસથી ઘણુ વધ્યું અને જેમનુ મન રાવસાહેબ (રાનાડે) ની ભકિતમા નિમગ્ન થઈ રહ્યુ છે તેમણે પોતાના કીર્તિમાન પતિના સ્વભાવનુ અને આયુષ્યક્રમનું જે ચિત્ર કાઢયું

છે, તે આપણને જોવા મળ્યું, તે માટે મહારાષ્ટ્રના લોકોને અભિમાન તથા સમાધાન થાય તો તે બરાબર છે. ”

× × “ પાશ્ચાત્યસમાજમા ઘણા કુટુંબોમા પતિપત્નીમા ઘણો પ્રેમ દેખાઇ આવે છે, પણ એમનો પરસ્પર ભાવ ઘણો ખરો સરખાપણાનો હોય છે, પણ એ પ્રકારનો પ્રેમ બન્ને જણમા જ્યારે હોય છે ત્યારે પત્નીએ પતિની સેવામા પોતાને અર્પણ કરી, તેમા ધન્યતા માનવી, એ પૂર્વમાની સ્ત્રીઓનો અને તેમા વિશેષે કરી હિન્દુસ્તાનની સ્ત્રીઓનો મનોધર્મ છે. આ મનોધર્મ હજારો વર્ષના સંસ્કારનું અને પરંપરાનુ ફળ છે, અને તેનું અત્યંત મોહક સ્વરૂપ આ પુસ્તકમા દેખાઈ આવે છે નવું શિક્ષણ, નવી કલ્પનાઓ અને નવી પરિસ્થિતિથી વિચારને તથા આયુષ્યક્રમને નવુ વલણ મળેલુ હોવા છતા ભાભી જેવી સ્ત્રીઓનો આ મનોધર્મ કાયમ રહે છે, તેથી ઘણા લોકોને તેમાથી બોધ લેવા જેવુ છે બીજી વાત વાચકોના વિશેષ લક્ષમા આવશે તે એ છે કે અસલના લોકો જે હવે ઘણા ખરા જતા રહ્યા છે, તે લોકોને સ્ત્રીશિક્ષણ વગેરે સમાજસુધારાની બાબતમા જે અનેક અડચણો ખમવી પડી હતી તે છે. હાલના લોકોને એ અડચણની કલ્પના નથી અને કેટલાક દિવસ પછી તે બિલકુલ નષ્ટ થશે, એ સ્પષ્ટ દેખાય છે, તથાપિ પહેલાના લોકોને તેથી કેટલો દુસહ ત્રાસ ખમવો પડયો છે અને તેઓએ તે સહન કરી સમાજપર કેટલા બધા ઉપકાર કર્યા છે, એ આપણે ભૂલી જવું એ ઠીક કહેવાય નહિ ”

મહાપુરુષ ગોખલેએ બતાવેલા ઉદ્દેશથીજ પ્રેરાઇને અમે સન્નારી રમાબાઇનુ જીવન વિસ્તારથી વર્ણવ્યુ છે

શ્રીમતી રમાબાઇ રાનાડેનો સ્વર્ગવાસ હાલમાજ ઇ૦ સ૦ ૧૯૨૪ના પાછલા ભાગમા થયો છે. સંસારસુધારાના ક્ષેત્રમા મહારાષ્ટ્રની એમણે જે સેવા કરી છે તેથી એમનુ નામ સદા અમર રહેશે.



# रत्न ३७३ मुं–भगिनी निवेदिता




જ્યપાદ સ્વામી વિવેકાનંદના અસાધારણ ત્યાગ અને ચરિત્રબળથી મુગ્ધ થઈને, તેમણે દર્શાવેલા " आत्मनः मोक्षार्थं जगद्धिताय च " એ સર્વસ્વ ત્યાગરૂપ માર્ગનું અનુસરણ કરીને જે ઉદાર મનની રમણીઓએ દુઃખ દારિદ્રયથી પીડાતા ભારતના કલ્યાણને સારૂ પોતાના જીવન સમર્પણ કર્યાં હતા, તેમા ભગિની નિવેદિતાનું સ્થાન સૌથી ઉચ્ચ હતું

ભગિની નિવેદિતાનો જન્મ યૂરોપમા ઈ૦ સ૦ ૧૮૬૭ ની ૨૮ મી અકટોબરે આઈરિશ કુળના મિસ્ટર નોબલ નામના એક ધર્મગુરુને ત્યા થયો હતો. તેમનુ મૂળ નામ માર્ગરેટ નોબલ હતુ તેમના પિતા સારા વક્તા અને ધર્મશાસ્ત્રમા નિપુણ પાદરી હતા તેમણે પોતાના એશઆરામ છોડી દઈને મેંચેસ્ટર શહેરના ગરીબ અને દુ.ખી લોકોની સ્થિતિ સુધારવાના કામમાં જીવન સમર્પણ કર્યું હતુ. એવા યોગ્ય પિતાની યોગ્ય કન્યા માર્ગરેટ બાલ્યાવસ્થાથીજ ધર્મના માર્ગ તરફ ખેચાઈ હતી તેમના પિતાના એક પાદરી મિત્ર હિંદુસ્તાનથી પાછા આવ્યા હતા. તે બાલિકા માર્ગરેટની ધર્મજિજ્ઞાસા જોઇને ઘણા આશ્ચર્યચકિત થઇ ગયા હતા અને તેમણે કહ્યું હતું કે, એક દિવસ આ કન્યા ઉપર ભારતવર્ષની સેવા કરવાની જવાબદારી આવશે. એ કથન એક પ્રકારે ભવિષ્યવાણી સમાન થઇ પડયું છે પાદરી સાહેબે તો કદાચ એમ ધાર્યું હશે કે માર્ગરેટ કોઇ ખ્રિસ્તી મિશનમા જોડાઈ ભારતવાસીઓને ખ્રિસ્તી બનાવવામા સફળ થશે, પરંતુ માર્ગરેટ નોબલે એથી જૂદીજરીતે ભારતવર્ષની સેવા બજાવી છે. તેમણે સ્વધર્મનો ત્યાગ કરી, પોતાને ભારતવાસી અને ભારતધર્મી બનાવી, ભારતવાસીઓની પોતાના ( ભારતવાસીઓના ) ધર્મ ઉપરની શ્રદ્ધાને વધારે દૃઢ બનાવી છે. માર્ગરેટના પિતાએ પણ તેના ભાવિજીવનને માટે ઘણી સારી આશા બાંધી હતી અને મૃત્યુસમયે પોતાની સ્રીને કહી ગયા હતા કે એક દિવસ આ છોકરીપર કોઇ મોટી જવાબદારી આવી પડશે. એ સમયે તું માતાતરિકે એને મદદ આપજે.

"કુમારી માર્ગરેટને બાલ્યાવસ્થામાં ઘણું સારૂં શિક્ષણ મળ્યુ હતું. નાન-

પણથીજ તે વખતના પ્રખ્યાત શિક્ષણશાસ્ત્રીઓના સમાગમમા એ આવ્યાં હતા અને કન્યાઓની કેળવણી તરફ તેમનુ ધ્યાન ખેચાયુ હતુ આરભમા એમણે કેટલીક નિશાળોમા મહેતીતરીકે કામ કર્યું હતુ. પછી વિમ્બલ્ડન નામના એક ગામમા એક સ્વતત્ર કન્યાશાળા કહાડી હતી. એ શાળામાં કન્યાઓની કેળવણીને સપૂર્ણ બનાવવાના પ્રયત્ન માર્ગરેટે કર્યા હતા. તેમણે ફ્રોબલ અને પેસ્ટેલોઝીના શિક્ષણસૂત્રોનો ઘણો સારો અભ્યાસ કર્યો હતો અને કિન્ડરગાર્ટન પદ્ધતિનું રહસ્ય સારી પેઠે મનમાં ઉતાર્યું હતું; પણ તે ઉપરાંત તેનામા સ્વાભાવિક શિક્ષકબળ એટલુ બધુ હતુ કે આગળ ઉપર લખેલી પોતાની 'હિદુધર્મની બાળવાર્તાઓ' તે અગ્રેજ બાળકોને શીખવતી ત્યારે તેમને સર્વને હિદુસ્તાનમા આવી વસવાનો અપૂર્વ ઉત્સાહ આવતો "

"શિક્ષણ-ખાસકરીને કન્યાઓનુ શિક્ષણ-એ તેણે પોતાનો વિષય કરી લીધો હતો, એટલુજ નહિ પણ તેની બુદ્ધિ એવા ઉચા પ્રકારની હતી કે આજથી ૩૨ વરસ ઉપર લડનમાં તેનાજ પ્રયત્નથી 'સીસેઇમ કલબ' નામનુ એક સામાજિકમડળ સ્થાપવામા આવ્યુ હતું, અને તે મડળની તે એક આગેવાન હતી સ્ત્રીપુરુષોને એકઠા મળી કામ કરવાની આવી સસ્થાઓ તે વખતે ત્યા પણ બહુ થોડીજ હતી.* "

ઈ૦ સ૦ ૧૮૯૫મા સ્વામી વિવેકાનદ વેદાન્તનો પ્રચાર કરવા સારૂ વિલાયત ગયા હતા તે સમયે એમના ભાષણો સાભળીને માર્ગરેટ નોબલનુ ધ્યાન ભારતવર્ષના ધર્મ અને દર્શનશાસ્ત્ર તરફ આકર્ષાયુ સ્વામીજી વેદાન્તસબંધી વ્યાખ્યાન આપી રહ્યા પછી શ્રોતાજનોની શકાઓનુ સમાધાન પણ કરતા. એ બધા ભાષણો અને શંકાઓના સમાધાન સાભળ્યાથી નિવેદિતાના મનમા હાલના યૂરોપીયદર્શનશાસ્ત્ર અને ધર્મની સાથે ભારતવર્ષના તત્ત્વજ્ઞાન અને ધર્મની સરખામણી કરવાનુ મન થયું એ વખતે નિવેદિતા વેદાન્તદર્શનને સપૂર્ણરૂપે હૃદયંગમ કરી શકતા નહિ, છતા એમના સમજવામા આવ્યું હતુ કે વર્તમાન કાળની યૂરોપિય સભ્યતા, ધર્મ, પરોપકાર, પ્રચાર, સમાજ-વ્યવસ્થા એ બધાના મૂળમા આધ્યાત્મિકતા ઘણી થોડી છે અને પાર્થિવભાવ અને સુખવૈભવની લાલસા વિશેષ ભાગે છે, પરન્તુ ખરી આધ્યાત્મિકતા તો એજ કહેવાય કે જેમા પાર્થિવ સુખ ભોગવવાની લાલસા લેશમાત્ર ન હોય. પારકાનું કલ્યાણ કરવા જતાં જરા પણ સ્વાર્થ કે સ્વાત્માભિમાન હોય તો

* જુઓ રા રા સાકરલાલ દવે કૃત 'સેવાભગિની નિવેદિતા.'

એનું પરિણામ કાંઇજ નથી આવતુ. સ્વામી વિવેકાનંદના એવા પ્રકારના ઉપદેશો સાભળ્યાથી નિવેદિતાના મનનો ભાવ ધીમેધીમે બદલાવા લાગ્યો અને એની સાથે સાથે સ્વામીજી તરફ એમની શ્રદ્ધા પણ દિવસે દિવસે વધવા લાગી.

નિવેદિતામા મનુષ્યોને પારખવાની ખાસ શક્તિ હતી. એ પારખી ગયા કે સ્વામી વિવેકાનદ કેવળ શાસ્ત્રજ્ઞ, પડિત અને સારા વક્તાજ નથી, પણ તેમનામા સત્યપ્રત્યે અસાધારણ અનુરાગ છે. યશ કે પ્રતિષ્ઠાની તેમને પરવા નથી. આત્મત્યાગની એ મૂર્તિ છે એ સમયે સ્વામીજીના સબધમાં એમણે જે અભિપ્રાય બાધ્યો હતો, તે આગળ ઉપર તેમણે નીચેના શબ્દોમા વર્ણવ્યો છે.

"એ કેવળ ત્યાગી સંન્યાસીજ નહોતા. માતૃભૂમિ તરફના એમના અસાધારણ પ્રેમની સરખામણી થઇ શકે એમ નથી માતૃભૂમિનું ખરેખરૂં કલ્યાણ થાય એટલા સારૂ એ એવા ઉપાય પણ કરવાને તૈયાર હતા કે જેથી યોગીજનોએ ઇચ્છવાયોગ્ય મુક્તિથી પણ ભ્રષ્ટ થવા વારો આવે. કેવળ ભારતવર્ષને માટેજ નહિ પણ ભૂખ્યા અને અત્યાચારપીડિત કોઇપણ દેશના લોકો માટે એ એવાજ પ્રકારનું આત્મબલિદાન આપવા તૈયાર હતા. એક વખતે એમણે ભાષણમા કહ્યુ કે, આજકાલ સંસારને એવાં સ્ત્રી પુરુષોની જરૂર છે જેઓ સર્વસ્વનો ત્યાગ કરીને ભિખારી થવાનુ સાહસ કરીને કહી શકે કે ઇશ્વર વગર અમારે બીજા કોઇનો આધાર નથી. વધારે નહિ તો એવા વીસ માણસ હશે તોપણ ચાલશે કોણ એવુ કરવા તૈયાર છે? × × એવું કર્યામાં ભય શાનો છે? ઇશ્વર છે અને તેને મેળવી શકાય છે એ વાત જો સાચી છે તો બીજુ બધુ ત્યજી દેવામાં શુ બગડે છે? અને જો એ વાત સાચી નથી (અર્થાત્ ઇશ્વર નથી) તો તો પછી જીવન ધારણ કર્યાથી પણ શુ વળ્યુ?"

સ્વામીજીના આ આમત્રણે નિવેદિતાના હૃદય ઉપર ઉંડી અસર કરી. તેમના હૃદયમા સ્વાર્થત્યાગની ભાવના ઉત્પન્ન થવા લાગી. એટલામા સ્વામીજીએ એક ભાષણમા ફરી કહ્યુ:—"પ્રેમનો ધગધગતો અગ્નિ જેના હૃદયમાં નિરંતર સળગી રહ્યો હોય અને જે સ્વાર્થરહિત હોય એવાં માણસોની દુનિયાને હાલ જરૂર છે. એવા મનુષ્યના મુખમાંથી નીકળેલો પ્રત્યેક શબ્દ વજ્રના જેવી અસર કરશે. જાગૃત થાઓ, મહાન આત્માઓ! જાગૃત થાઓ! સંસાર દુઃખ અને

ક્લેશથી બળી રહે છે અને તમે શું સૂતાજ રહેશો ?"

વિવેકાનંદના એ શબ્દો નિરર્થક ન ગયા. નિવેદિતાએ પોતાનું જીવન સ્વામીજીના ચરણમા લોકહિતાર્થે સમર્પણ કરી દીધું. ધન, માન, મિલ્કત, સગાવહાલા બધાનો ત્યાગ કરીને એ કેવળ ઈશ્વરને ભરૂસે જીવન ગાળવા તયાર થયા ખરેખર આજથી માર્ગરેટ નોબલ રસ્તાની ભિખારણ બન્યાં ! એમણે પોતાના જીવનનું ઇશ્વરની આગળ નૈવેદ્ય ધરાવ્યુ, એટલે એમણે ધારણ કરેલું 'નિવેદિતા' નામ ખરેખર સાર્થક થયુ. સ્વામીજીએ તેમને સૂચના કરી કે તમે ભારતવર્ષમા જઇને કન્યાકેળવણીનો પ્રચાર કરો. ગુરુની આજ્ઞા માનીને ઇ૦ સ૦ ૧૮૯૮ ના જાન્યુઆરી માસમા ભગિની નિવેદિતાએ હિંદમા પનોતા પગલા મૂકયા

કલકત્તામા આવી શ્રીરામકૃષ્ણ પરમહંસના આશ્રમમા જોડાયા વિલાયતથી ધર્મપ્રચાર સારૂ આવતા પાદરીઓનું અનુકરણ કરીને બંગલાઓમા રહેવાનું, ગાડીઘોડે ફરવાનુ અને નોકરચાકરોની સાહેબી ભોગવવાનુ તેમણે પસંદ કર્યું નહિ એમને તો અંગ્રેજ મટી ભારતવાસી બનવું હતું. ભારતવાસીઓના સુખદુઃખ આચાર અને વિચાર અનુભવવા હતા; એટલા સારૂ કલકત્તાના ઉત્તર ભાગમા બોસપાડા નામની ચુસ્ત જૂના વિચારના લોકોથી વસાયલી ગલીમા તેમણે એક નાનું ઘર ભાડે રાખ્યુ અને ત્યાંજ પોતાની કન્યાશાળાની સ્થાપના કરી હતી એ વખતે તેમના અનેક હિતૈષીઓએ શંકા બતાવી હતી કે આવી ગંદી ગલીમા, અજ્ઞાન લોકોની વચમા રહ્યાથી તમારૂં કામ સફળ થશે નહિ કેટલાક ડાહ્યા લોકો તો એમ પણ કહેતા કે તમારા જેવાં વિદુષી, કાર્યદક્ષ, અનુભવી સન્નારીએ આવા નજીવા કામને હાથમા લેવું એ વખત અને શક્તિને ગુમાવવા જેવું છે, પરંતુ એમણે કોઇની પણ સલાહ ધ્યાનમા લીધી નહિ. અસંભવિત શું એ તો એ જાણતાંજ નહોતા. એમણે તો એ નાની સરખી કન્યાશાળાનેજ પોતાનું જીવન સમર્પણ કરી દીધું નિવેદિતા શા હેતુથી એ કાર્યમા જોડાયા હતા એ સમજવા સારૂ આપણે ભારતના પુનરુદ્ધારસંબંધી એમના વિચાર જાણવા જરૂરના થઇ પડશે.

બધા મનુષ્યોનો એકજ સનાતનધર્મ એ છે કે મનુષ્યત્વ પ્રાપ્ત કરવું, એ મનુષ્યત્વને જાગૃત કરવું એ કેળવણીનો ઉદ્દેશ છે. દેશકાળ અને પ્રયોજન-ભેદને લઇને શિક્ષણપદ્ધતિમાં ફેર પડી શકે છે. ભારતવર્ષની વર્તમાનદશા ધ્યાનમાં લેતા શિક્ષણપદ્ધતિ કેવા પ્રકારની હોવી જોઇએ એ સંબંધી નિવે-

દિતાએ "ધી વેબ ઓફ ઇન્ડીઅન લાઇફ" અને "ધી માસ્ટર એઝ આઇ સો હીમ" નામના પુસ્તકોમાં થોડીક ચર્ચા કરી છે, તેનો સાર નીચે પ્રમાણે છેઃ-
"પાશ્ચાત્યસુધારાના સમાગમમા આવ્યાથી ભારતવર્ષમા બધે એક અશાન્તિનો ભાવ ઉત્પન્ન થયો છે. એની સાથે સાથે આપણી વર્તમાનદશાની ઉન્નતિ કરવા સારૂ સર્વ પ્રકારની ખોટ પૂરી પાડે એવા સેકડો ઇલાજોની પણ શોધ થઈ રહી છે. ઉન્નતિની ઇચ્છા રાખનારાઓમાના એક દળનું નામ છે સંસારસુધારક એ લોકો ધારે છે કે ભારતવર્ષના કેટલાક જૂના રિવાજોને કાઢી નાખ્યાથી માતૃભૂમિનો ઉદ્ધાર થશે એ પક્ષવાળાઓનો સંસારસુધારાના કાર્યમા પ્રબળ ઉત્સાહ જોઇને એમ લાગે છે કે હિંદુસ્તાન હજુ પ્રાણહીન થયું નથી ભારતનો જીવનદીપ તદ્દન હોલવાઇ ગયો હોત તો પૂર્વ અને પશ્ચિમના ઘસારાથી સુધારકરૂપ આ અગ્નિસ્ફુલિંગ કદિ ઉત્પન્ન થાત? × ×

ભારતવર્ષની ઉન્નતિ ચાહનારા એક બીજા વર્ગનું નામ છે રાજનૈતિક આન્દોલન કરનારા પશ્ચિમના દેશોમા ચાલતી રાજનીતિનો આ દેશમાં પ્રચાર કરવો એજ ભારતને મોતના મુખમાથી ઉગારવાનો ખરો ઉપાય છે એમ તેઓ માને છે × × × × × × ×

વળી બીજો એક વર્ગ છે કે જેમના મત પ્રમાણે ધર્મના ભિન્ન ભિન્ન કેન્દ્રને જાગૃત કરી મૂકવા એજ ભારતની ઉન્નતિનો એક માત્ર ઉપાય છે તે ઉપરાત એક ચોથો વર્ગ પણ છે, જેઓનો મત એવો છે કે અર્થશાસ્ત્રના નિયમવિરુદ્ધ ચાલ્યાથી ઉત્પન્ન થતા દુઃખો એજ ભારતની વર્તમાન શોચનીય અવસ્થાનું એકમાત્ર કારણ છે, એ વિષયમા ઇલાજ કરીને દરિદ્ર ભારતની ગરીબાઈ દૂર કર્યાથી દેશના ઉન્નતિના માર્ગમા ભવિષ્યમાં કોઈ પણ અડચણ નહિ રહે."

વર્તમાન ભારતની ઉન્નતિ ચાહનારો ઉપર જણાવેલા બધા વર્ગોનો પરિચય આપીને નિવેદિતા કહે છે કેઃ-"સંસારસુધારો, રાજનૈતિક ચળવળ, નિર્જીવ ધર્મભાવ સજીવ કરવો અથવા અર્થશાસ્ત્રની સહાયતાથી દેશની ગરીબાઈ મટાડવી, એ ગમે તે કહો, પણ એ બધાના મૂળ પાયારૂપ, એ બધા કરતાં દેશને વધારે અગત્યનો, અધિક વાસ્તવિકતા ધરાવતો એક બીજોજ પદાર્થ છે અને તે ભારતવર્ષનું જાતીયત્વ છે. એ જાતીયત્વ વિશાળ ભારતના અસંખ્ય સંપ્રદાયોમાંથી કોઈ એકલાની પૂંજી નથી, છતાં જાતીયત્વરૂપી મિલનસૂત્રજ બધા સંપ્રદાયોને યથાસ્થાને પકડી રાખી શક્યું છે. સંસારસુધારો, રાજનીતિ, અર્થશાસ્ત્ર અથવા ધર્મની બાબતમાં જેજે ભારતની

ઉન્નતિ કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે,તેઓ પરોક્ષભાવે એ જાતીયત્વનેજ જાગૃત કરી રહ્યા છે ભારતની પ્રાચીન કળા, પ્રાચીન પાંડિત્ય, પુરાતન ધર્મશાસ્ત્ર વગેરે બધા વિષયોએ જાતીયત્વના અભ્યુદયને મદદ પહોંચાડી છે ભારતના પ્રાચીન જાતીયત્વના એ એક જીવતા નવા ભાષ્યસ્વરૂપ છે × × × × ”

નિવેદિતાનો ઉદ્દેશ ભારતવર્ષમાં એકજાતીયતાનો નવો આદર્શ સતેજ કરવાનો હતો એમના વિચાર પ્રમાણે એને સારૂ બે વસ્તુની જરૂર હતી એક સ્વદેશપ્રેમ—જ્વલન્ત સ્વદેશપ્રેમ—આત્મા કરતા, ધન કરતા, પુત્ર કરતા પણ અધિક હોય એવો પ્રેમ × × બીજુ શિક્ષણ—એમના મત પ્રમાણે કેળવણીનો અર્થ બહારના જ્ઞાન અને શકિતને ખેંચી લાવવાનો નથી, પરન્તુ અંદરની શકિતઓનો પૂરેપૂરો વિકાસ કરવાનો છે. ત્યાગ અને પ્રેમ એ એના ઉપર ભારતવર્ષના શિક્ષણનો પાયો રચાવો જોઇએ. × × ત્યાગસંબંધી એ લખે છે કે, ‘ જે ત્યાગ ( દાન )માં અજાણપણે પણ અભિમાન અથવા કામનાની છાયા રહી ગઇ હોય, એવું દાન અમૂલ્ય હોવા છતાં પણ મુઠ્ઠી ધુળની પેઠે તુચ્છ થઇ જાય છે. ’

એ કહેતા કે “ભારતવર્ષમાં સનાતન કાળથી એ પ્રકારના ત્યાગ અને પ્રેમને લઇને શિક્ષણ અપાતું આવ્યું છે. એ જાતીય શિક્ષણ વંશપરંપરાગત અપાતું આવ્યાથી પ્રત્યેક ભારતવાસીમાં અંદર-ખાને છુપાઇ રહ્યુ છે અને તેને જાગૃત કરવું એજ વર્તમાન કેળ-વણીનો ઉદ્દેશ હોવો જોઇએ. શિક્ષણ જ્યાંસુધી કેવળ ગ્રંથના અભ્યાસમાંજ બંધાઇ રહે છે ત્યાંસુધી યથાર્થ જ્ઞાન બહુ દૂર નાસે છે. × જે શિક્ષણદ્વારા માનવહૃદયમાં રહેલા જુદા જુદા ભાવ જાગી ઉઠે એજ ખરૂં શિક્ષણ છે. એવું શિક્ષણ મેળવ્યાથી વિદ્યાર્થીના જીવનના નાના મોટા દરેક કાર્યમાં, વચનમાં અને વિચારમાં શિક્ષણની સફળતા જણાઈ આવશે. ”

નિવેદિતાની ખાત્રી હતી કે કન્યાઓને એવુ આદર્શ શિક્ષણ આપ્યાથી જ પોતાનો અને પોતાના ગુરુદેવનો ઉદ્દેશ સફળ થશે, કેમકે સ્રી એ મનુષ્ય જાતિની જનની છે. એક દીવામાંથી બીજો દીવો પ્રકટાવવામાં આવે તેમ માતાના જીવનના દયાદાક્ષિણ્ય આદિ ગુણો સંતાનના જીવ-નમાં ઉતરી આવે છે. પોતાના એક ગ્રંથમા તે લખે છે કેઃ—“ સ્રીજ સર્વ દેશમાં નીતિ અને સદાચારના આદર્શનું રક્ષણ કરનારી છે.

બચપણમાંથી માતાના મુખે પરોપકારાદિ સારા કામોની પ્રશંસા સાંભળ્યાથી બાળકના ચિત્તમા એ વિષય ઉપર પ્રેમ ઉત્પન્ન ન થતો હોત તો કોઇ પણ યુવક નિરાધાર શબને શ્મશાનમા લઇ જવા કદિ તૈયાર થાત નહિ. સ્ત્રીઓ સ્વામીના સુખની ખાતર જીવસાટે પ્રયત્ન ન કરતી હોત અને પતિના ચરિત્રમાં રહેલા ગુણોનું સ્મરણ કરીને સુખી ન થતી હોત તો કેટલા પુરુષો સદ્‌ગુણી જીવન ગાળવાને પ્રયત્ન કરત ? એ ઉપરાંત સર્વ દેશમાં જોવામાં આવ્યુ છે કે સ્ત્રીઓએજ દરેક ઉચ્ચ આદર્શને કાર્યમાં બદલી નાખવા માટે પોતાના જીવનનું સૌથી પહેલુ દાન કર્યું છે. ”

ભારતના ઉચ્ચ ભવિષ્યના નિર્માણમા બાલિકાઓનું કેટલુ ઉંચુ સ્થાન છે તે જાણ્યાથીજ નિવેદિતાએ બીજા મોટા કામોમા માથુ ન મારતા એક ગલી પોળમા સાધારણ કન્યાશાળા સ્થાપીને તેનેજ પોતાનું મહાજીવન સમર્પણ કર્યું હતું. તેમની ખાત્રી હતી કે, આ કન્યાશાળામાથી ભારતવર્ષમા મૈત્રેયી અને ગાર્ગીનો ફરીથી ઉદય થશે.

બોસપાડાની એ નાની ગલીમાં નિવેદિતા એક નાનું સરખું ઘર ભાડે રાખીને વસવા લાગ્યા. એક અંગ્રેજ રમણી પોતાના મહોલ્લામાં આવીને રહી છે, એ જાણીને હિંદુઓએ તેમને દુ:ખ દેવામા બાકી રાખી નહિ પ્રારંભમાં કોઇ હિંદુ તેમને ત્યાં નોકર રહેવા તૈયાર થયો નહિ. તેમને કોઈ રસોઈઓ પણ મળ્યો નહિ. ઘણા દિવસ સુધી તો તેમને કેવળ ફળફળાદિ ખાઈનેજ રહેવું પડયું. એમણે પાડાપાડોશની સ્ત્રીઓ સાથે ઘણા સ્નેહપૂર્વક નમ્રતાથી મળવાનું શરૂ કર્યું; પરન્તુ પ્રથમ તો એમના કાર્ય તરફ ઘણા ઓળખીતા માણસોને પણ શક ગયો હિંદુ છોકરીઓ તેમની સાથે ભળતા શરૂઆતમાં સંકોચ આણવા લાગી; તોપણ તે જરા પણ નિરાશ થયા નહિ. થોડા વખતમાજ લોકો જોઇ શકયા કે નિવેદિતામા કેવી અદ્‌ભુત આકર્ષણશક્તિ હતી. તેમની સેવા અને મમતાથી આકર્ષાઈને ધીમેધીમે બાલિકાથી માંડીને વૃદ્ધ ડોશીઓ સુદ્ધાત તેમના પ્રેમપાશમા મુગ્ધ થઇ ગઇ. પ્રથમ તો કોમળ બાલિકાઓ તેમની પાસે આવ-જા કરવા લાગી. તેમણે એ બાલિકાઓ સારૂ એક કિન્ડરગાર્ટન સ્કૂલ ઉઘાડી. પાછળથી એ બાલિકાઓની માતાઓ પણ તેમની તરફ આકર્ષાઈ. અનાથ અને વિધવાઓ પણ તેમની પાસે શિક્ષણ મેળવવા લાગી. આ પ્રમાણે જુના વિચારના હિંદુઓના મહોલ્લામાં તેમણે

( હાઉસ ઑફ ધી સીસ્ટર્સ ) ભગિનીઓનો આશ્રમ સ્થાપ્યો.

જે મહોલ્લામા એ વસતા હતા તે મહોલ્લો ઘણોજ ગંદો હતો ત્યાના રહેવાસીઓનું તે તરફ જરાપણ ધ્યાન ખેંચાયું નહોતું નિવેદિતાને એથી ઘણું લાગી આવ્યુ અને તેમણે દરેક ઘરના માલિકને પોતપોતાની નીક સાફ કરવાનુ સૂચવ્યું, પરંતુ હિંદુઓએ પોતાના હાથે નીક સાફ કરવાનું પસંદ ન કર્યું એ ઉપરથી નિવેદિતાએ જાતે ઝાડુ હાથમા લઈને નીક સાફ કરવાનું શરૂ કર્યું. તેમનો દાખલો લઈને બીજા બધાઓએ પણ એ પ્રમાણે કરવા માંડયુ એવામા કલકત્તા શહેરમાં પ્લેગનો ઉપદ્રવ થયો. કલકત્તાવાસીઓમાં એ વખતે ઘણોજ ભય ઉત્પન્ન થયો લોકો ઘરબાર છોડી દઈને બહારગામ વસવા ચાલી જવા લાગ્યા, એવે વખતે નિવેદિતાએ સ્વયં-સેવકોનુ એક દળ લઈને કલકત્તાના સૌથી ગંદા લતામાં જઈને ગંદી જગ્યાઓને સાફ કરાવવાનુ શરૂ કર્યું એ સમયમા એમણે જાતે પ્લેગથી પીડાતા અનેક સ્ત્રીપુરુષોની સેવા કરી હતી પ્લેગથી પીડાતા કેટલાએ બાળકોને માતાની માફક ખોળામા લઇને તેઓની માવજત કરી હતી જે લોકોએ તેમની એ સેવા-શુશ્રૂષા જોઈ તે લોકો એમનો આત્મત્યાગ જોઈને દિઙ્મૂઢ થઈ ગયા. જેમને અડકવાથીજ મરણ પામવાનો સંભવ હોય તેમને હાથમા લઈને તેમની સેવા-શુશ્રૂષા કરવાનુ સાહસ નિવેદિતા કરી રહ્યા હતા. જેમનું હૃદય પ્રભુ પ્રેમથી પૂર્ણ હોય છે, જે જનસેવાનેજ પોતાનો ધર્મ ગણે છે તેમને રોગ કે વ્યાધિની શી પરવા ! આવી રીતે સેવાકાર્યમા આત્મ-નિવેદન કરીને તેમણે નિવેદિતા નામનુ સાર્થક્ય કર્યું હતુ

નિવેદિતામા એટલી બધી દયા હતી કે બીજાઓનું જરા પણ કષ્ટ તેમનાથી સહન થઈ શકતું નહિ. એક દિવસ પોતાના એક નોકરને ઠંડીથી કાપતો જોઈને તરતજ પોતાનો ઓવરકોટ કહાડીને તેને આપી દીધો અને પોતે ઠંડી વેઠવા લાગ્યા

નિવેદિતાએ સ્થાપેલી કન્યાશાળામા ક્રિશ્ચિયાના નામની એક અંગ્રેજ સન્નારી તથા શ્રીમતી સુધીરાદેવી એમના સહાયક હતા કોઈ પણ પ્રકારનો પગાર કે બદલો લીધા વગર સેવાવૃત્તિથી તેઓ કામ કરતાં. ફુરસદના વખતમા નિવેદિતા પોતે ગણિત અને ચિત્રવિદ્યા બાલિકાઓને શીખવતા. એમની ભણાવવાની પદ્ધતિ ઘણીજ સુંદર અને નવા પ્રકારની હતી. ભારત વર્ષના ચિત્રકામ અને કળાઓ ઉપર તેમને વિશેષ પ્રેમ હતો. પોતાની

કન્યાઓના હાથે ચીતરેલા ચિત્રોને એ અભિમાન અને પ્રેમસહિત પોતાની દિવાલો ઉપર ટાગતા.

અઠવાડિયામા એક અથવા બે દિવસ એ પોતે ઇતિહાસ ભણાવતા એ વખતે એ એવા તન્મય થઇ જતા કે પોતે કોણ છે, કયા છે, અને કોની આગળ બોલી રહ્યા છે તેનું પણ તેમને ભાન રહેતું નહિ ભારતવર્ષમા પોતે જોયેલાં અનેક સ્થાનો તથા પોતે વાચેલા અનેક પ્રસ ગોનું વર્ણન કરતી વખતે એ એવા તન્મય થઈ જતાં કે ઘણી વાર તો નેત્ર મીચીને ચૂપચાપ બેસી રહેતા.

એમનો પાઠ સાભળતા સાભળતા છોકરીઓમા પણ સ્વદેશભક્તિનો એવો આવેશ આવી જતો કે તેઓ 'ભારતવર્ષ ! ભારતવર્ષ ! મા ! મા ! મા !' કહેવા લાગી જતી નિવેદિતા પણ કહેતા 'ભારતની કન્યાઓ ! તમે બધીઓ જપ કરો ! ભારતવર્ષ ' ભારતવર્ષ ! ! મા ! મા ! ' મા ! ! ! ' એમ કહીને પોતે માળા હાથમા લઈને ખરેખર ભારતના નામનો જપ કરવા મ ડી જતા ભારતવર્ષ ઉપર તેમને કેવો ઉ ડો પ્રેમ હતો તેનું સહજ અનુમાન આટલા ઉપરથીજ થઇ શકશે. એમને મનથી ભારતની પ્રત્યેક ભૂમિ પવિત્ર અને પ્રિય હતી.

એ કન્યાશાળાના નિભાવ સારૂ પોતે અગ્રેજીમા લેખો અને પુસ્તકો લખતાં અને તેની આવકમાથી એનુ ખર્ચ ચાલતુ. તેને મદદ આપવા સારૂ કોઇ કોઇ વાર વર્તમાનપત્રદ્વારા માગણી કરતા, પણ ઝાઝું વળતું નહિ. 'ભગિની નિવેદિતા' નામના એક લેખમા શ્રીયુકત રવીન્દ્રનાથ ઠાકુરે લખ્યું હતુ કે:-"તેમણે જે ખર્ચ પોતાને માથે ઉઠાવ્યુ છે તે લોકોના ઉઘરાણામાથી નથી આવ્યુ, એ ઉધાર લીધેલુ ધન પણ નથી, પણ એ તો બિલકુલ તેમના પેટમાના અન્નનો એક ભાગ છે." એ વાત ખરી છે પોતાના પુસ્તકોની કમાણી પણ વિદ્યાલયને સારૂ ઓછી પડતી ત્યારે એ પોતાના અ ગત ખર્ચ-માજ કાપકૂપ કરતા. આ પ્રમાણે ખાવાપીવા અને પહેરવાઓઢવામા ત ગી વેઠીને એમણે રાષ્ટ્રીય કન્યાશાળા સ્થાપી અને ચલાવી હતી.

ગરીબો અને પીડિતોપ્રત્યે તેમને ઘણીજ દયા ઉપજતી હતી. જે સમયમા બારિસાલ જીલ્લામા સખ્ત દુકાળ પડયો હતો, તે વખતે નિવેદિતાએ તેમને માટે ફકત નાણા ઉઘરાવીને સ તોષ માન્યો નહોતો, પરંતુ દુકાળથી પીડાતા મનુષ્યોની તપાસ કરવા અને તેમની સેવા કરવા જાતે બારિસાલ ગયા હતા. એ સમયમાં ગરીબોને ઘેર જઈને તેમણે તન-મન-

ધનથી ખડેપગે તેમની સેવા કરી હતી એવે વખતે કોઈ પણ જાતના દુઃખ કે અગવડનો તેમણે વિચાર કર્યો નહોતો.

ભારતવર્ષ ઉપર ભગિની નિવેદિતાની અસાધારણ પ્રીતિ હતી. તેઓ ભારતવર્ષને પોતાનોજ દેશ ગણતા. વાતચીતમાં, લખાણમા કે ભાષણમાં, એ 'ભારતવર્ષની જરૂરિયાતો' "ભારતવર્ષની સ્ત્રીઓ" વગેરે સબંધી ઉલ્લેખ કરતાં આપણી જરૂરિયાતો, આપણી સ્ત્રીઓ', એવા પ્રકારના શબ્દોનો ઉપયોગ કરતા. કલકત્તામા જે પોળમા પોતે વાસ કરતા હતાં, તે પોળ એમને એટલી બધી પ્રિય થઇ ગઇ હતી કે, બારિસાલમા ઉઘાડેપગે કાદવ કીચડમા ચાલ્યાથી એમનુ શરીર બગડી આવ્યુ અને એ કલકત્તે પાછા ફર્યા, ત્યારે એમનાં ઘણા હિતૈષીઓએ એવી ગંદી ગલી છોડી દઇને બીજે જઇ વસવાનો આગ્રહ કર્યો, પરતુ તે વખતે એમણે કહ્યુ હતું કે, "એ ગલીએ મને પોતાની છોકરી તરિકે ઉછેરી છે હુ તેને છોડી જઇ શકીશ નહિ "

બૌદ્ધધર્મ ઉપર તેમને ઘણી પ્રીતિ હતી બૌદ્ધગયામા વાસ કરતી વખતે તેમણે પોતાના સાથીઓને કહ્યું હતુ કે, 'ચાલો આપણે સુજાતાનું ઘર જોઈ આવીએ એ જગ્યાએ હવે કોઇ ખડેર કે બીજુ ચિન્હ તો નહિ હોય, પણ એ સ્થળનું લીલુ ઘાસ પણ પવિત્ર છે '

એજ પ્રમાણે બાંકીપુરમા ખુદાબક્ષ પુસ્તકાલય જોવા ગયાં ત્યારે કોઇએ તેમને શાહજહા બાદશાહના હસ્તાક્ષર બતાવ્યા. એ જોઇને તેમને એટલો બધો આનદ થયો કે તેમણે એ હસ્તાક્ષરને સ્પર્શ કરવાની રજા માગી અને રજા મળતા એના ઉપર હાથ મૂકીને ઘણીવાર સુધી આંખ મીંચીને ઉભા રહ્યાં. એવીજ રીતે નાલન્દા અને સારનાથ તીર્થોમાથી જૂના લાકડાના અને પથ્થરના કકડા લઈ આવીને પોતાના વાચનગૃહમા સઘરી રાખ્યા હતા ટુકામાં ભારતવર્ષના પ્રાચીન ગૌરવની બધી વસ્તુઓ તેમને મનથી અત્યંત પવિત્ર હતી.

તીર્થયાત્રા કરવાનો તેમને ઘણો શોખ હતો પોતાની નિશાળની કન્યાઓને પણ એ ઘણીવાર પ્રવાસે લઈ જતા. બદરિકાશ્રમની વિકટ યાત્રા પણ તેમણે કરી હતી

આપણી પ્રાચીન તેમજ અર્વાચીન ભાવનાઓનું રહસ્ય એ કેવી સારીરીતે સમજી શક્યા હતા, તે નીચેના દાખલા ઉપરથી સમજાશે. પોતાના એક ગ્રંથમાં એ લખે છે—" પ્રસિદ્ધ નાયગરાનો જળધોધ ગગાનદીમા હોત તો ત્યાં ગમતપાર્ટીઓ અને રેલ્વે મુસાફરીઓને બદલે દર વર્ષે કે દર માસે પૂજા

કરનારા લોકોનાં ટોળેટોળા આવત. હોટેલોને બદલે દેવાલયો બધાત. હાભિક સમૃદ્ધિને બદલે તપશ્ચર્યા નજરે પડત તેની ગંજાવર શક્તિને મનુષ્યના સુખવૈભવના સાધનતરીકે લેવાની ઇચ્છાને બદલે, દેહમાંથી મુક્ત થઇ બ્રહ્મસાક્ષાત્કારનો અત્યાનદ અનુભવવાની અતિ તીવ્ર ઉત્કંઠા જણાત. ”

લાહોરમા મુસાફરી કરતી વખતે બનેલો એક બનાવ પણ નોધી રાખવા જેવો છે. પોતાના એક હિંદીમિત્ર સાથે પગે ચાલીને એ લાહોરમા ફરવા નીકળ્યાં હતાં. એવામા લોકોનુ એક ટોળુ નજરે પડયુ. યૂરોપિયન મડમ આવતી જોઇને ત્યાં ઉભેલા એક પોલીસ અમલદારે લોકોને હડસેલા મારી હઠાવવા માડયા ને નિવેદિતામાટે માર્ગ કરવા માડયો. આ જોઇ નિવેદિતાના મુખ ઉપરનું સ્વાભાવિક કોમળ સ્મિત પલટાઇ ગયુ અને મહાકાળીની પેઠે પેલા અમલદાર પાસે જઇ કહેવા માડયું:—“ આ લોકોને હડસેલા મારીને હઠાવવાનો તમને શો હક્ક છે ? તમારાપર ફરિયાદી કરવી જોઇએ ” અમલદાર તો વીલો પડી ગયો. પછી પેલા મિત્રે કહ્યુ કે અમારા દેશમા આવી કાંઇ નવાઇ નથી. નિવેદિતાને ઘણું આશ્ચર્ય લાગ્યું અને પ્રથમ તો તેમણે આ વાત માની પણ નહિ.

ધર્મની બાબતમાં નિવેદિતાએ ઘણા વ્યાખ્યાનો આપ્યા છે. તેમની ભાષણ કરવાની શક્તિ ઘણી આકર્ષક હતી. તેમની વાણી ઓજસ્વિની હતી, પરન્તુ ધર્મના વિષયમાં વાદવિવાદમા ઉતરતા નહિ ધર્મને એમણે પોતાના જીવનમા ઓતપ્રોત કરી દીધો હતો. એમના હૃદયમા પ્રબળ આધ્યાત્મિકભાવ બિરાજેલો હતો. એ યૂરોપમા રહ્યા હોત તો એમણે ઘણું ઉચ્ચ સ્થાન મેળવ્યું હોત, કેમકે ત્યાં સ્ત્રીઓને સમાજમાં ઘણી સ્વતત્રતા છે ત્યાના સમાજમા નારીની ઉચ્ચ પ્રતિષ્ઠા છે, પરન્તુ નિવેદિતાએ એ બધાનો ત્યાગ કરીને સ્વેચ્છાથી દૂરના ભારતવર્ષનેજ પોતાનો દેશ બનાવ્યો હતો. શ્રીયુક્ત રવીન્દ્રનાથ ઠાકુરે નિવેદિતાની આખા જીવનની તપસ્યાને સતીની તપસ્યા સાથે સરખાવી છે તે વ્યાજબી છે. ખરેખર એ મૂર્તિમતી તપસ્યા હતા તપસ્યા તેમના જીવનમાં મળી ગઇ હતી

ગંદા મહોલ્લામા વસવાથી, રાતદિવસ પરિશ્રમ કર્યાથી, વ્રત અને તપસ્યામય જીવન ગાળ્યાથી અને છેવટે બદરિકાશ્રમની કઠિન યાત્રા કર્યાથી તેમનું આરોગ્ય ઘણું બગડયુ હતું; અને ઇ૦ સ૦ ૧૯૧૧ ના અકટોબર માસમા ૪૪ વર્ષની યુવાનવયે તેમણે આ અસારસંસારનો ત્યાગ કર્યો. છેવટના મંદવા

ના સમયમાં તેમણે કહ્યું હતુ કે.–" નૌકા ડુબી રહી છે, પણ હું એકવાર સૂર્યોદય જોઇશ."

ભારતવર્ષ સ્વતંત્રતાને પથે આગળ વધે એ નિવેદિતાને ઘણું પસંદ હતુ બંગાળાના ભાગલા પડયા તે વખતે શ્રીયુક્ત અશ્વિનીકુમાર દત્ત વગેરે નવ દેશનિકાલ થયેલા દેશભકતો કેદમાંથી છૂટીને આવ્યા, તે દિવસે એમણે મોટો ઉત્સવ મનાવ્યો હતો એ દિવસે એમણે નિશાળને બારણે પૂર્ણ કુંભની સ્થાપના કરી હતી અને કેળનો મંડપ રચ્યો હતો. એ દિવસને આનંદનો દિવસ ગણીને છોકરીઓને રજા આપી હતી

નિવેદિતાના મરણપ્રસંગે એમનાજ જેવા પરમાર્થ બુદ્ધિવાળા અને ભારતવર્ષ ઉપર માતૃભૂમિના જેવો સ્નેહ રાખનારા પાદરી મિસ્ટર એન્ડ્રુસે લખેલા એક નાના કાવ્યમાંની નીચેની પંક્તિઓથી આ ચરિત્ર સમાપ્ત કરીશું.
" તેણે પોતાનું ઘર છોડયું અને સાચા ખ્રિસ્તીની પેઠે વિદેશીઓના દુ:ખડાને પોતાના કરી લીધા હિમાલયમા દાર્જિલિંગમા પોતાના મરણપર્યંત તેણે સ્નેહ, શ્રમ તથા દુઃખને ધૈર્યથી પોતાના કરી રાખ્યા " ×

## रत्न ३७४ मुं–गं० स्व० जमनाबहेन सक्कइ



ભગવતી જમનાબાઇ સક્કઇનો જન્મ સંવત ૧૯૧૮ ના શ્રાવણ સુદ પૂનેમને દિવસે શેઠ તુલસીદાસ મજદાસને ત્યા થયો હતો. એમના કાકા શેઠ તાપીદાસ મજદાસની મોટી પેઢી એ વખતે મુંબઇમા ચાલતી હતી આ ભાગ્યશાળી પુત્રીના જન્મથી વેપારમા ઘણી વૃદ્ધિ થઇ અને દિવસે દિવસે વેપારધંધામા લાખો રૂપિયાની કમાણી થઇ હતી. આ મોઢવણિક ખાનદાન વિશાળ કુટુંબનો ઇતિહાસ તે વખતની તેમની જાહોજલાલીથી બોધરૂપ થઇ પડે તેવો છે ટુંકામા એટલુ કે તે વખતે મુબઇમા શેઠ તાપીદાસ મજદાસનું નામ સખાવતમા તેમજ વેપારમાં અને મિલકારોબારમા ઘણુ મશહૂર થયેલું હતું.

ભગવતી જમનાબહેન નામાંકિત શ્રીમંતના પુત્રી હતા. તેમનું લગ્ન તેર વર્ષની ઉમરે સુરતનિવાસી રા. રા નગીનદાસ ભક્તિદાસ સક્કઇ સાથે થયું

×શ્રીમતી સરલા લાલા દાસીકૃત બંગાળી ચરિત્ર અને રા. રા સાકરલાલ દવે રચિત નિવેદિતાના ગુજરાતી ચરિત્ર ઉપરથી.

હતુ. લગ્ન થયા બાદ કેટલીક મુદત રા. નગીનદાસે મુબઈમાં પ્રિવિયસ સુધી અભ્યાસ કરવામા ગાળી. શ્રીમતની પુત્રી જમનાબહેને આ ગરીબ સાસરામાં તે વખતની સ્થિતિમાં પોતાને શરૂ થતો ગૃહસ્થાશ્રમ કેવી ઉત્તમરીતે ચલાવ્યો હતો તે ચાલુ જમાનામા લગ્ન થયા બાદ સંસારમા પડતી સ્ત્રીઓને અવશ્ય જાણુવાલાયક અને મનન કરવાલાયક થઇ પડે એમ છે

આ દપતી ઘણા સાદા, દયાળુ, પરગજુ, આનંદી, સતોષી અને મળતાવડા સ્વભાવના હોવાથી તેઓ દરેક કોમના જનસમાજમા બહુ પ્રિય થઇ પડયા હતા. અભ્યાસ છોડયા બાદ રા. નગીનદાસ સકકઇએ શરૂઆતમા મિલ વગેરે કેટલાક ખાતામા ટુંક નોકરી કર્યા બાદ મુંબઇમા ઇન્કમટેક્ષ ખાતામા રૂપિયા ચાળીસના પગારથી નોકરી શરૂ કરી હતી અને ત્યા બાર વર્ષ નોકરી કરી હતી. ધીમે ધીમે તેમનો દોઢસોનો પગાર થયો હતો ત્યાર બાદ મુબઇ-એંકમ રૂપિયા સાડીત્રણુસોના પગારે પંદરવર્ષ ડેપ્યુટી હેડક્લાર્ક તરીકે અને ત્યારબાદ આઠસો રૂપિયાની જગ્યાએ મુબઇએકના હેડક્લાર્ક તરીકે લગભગ બે વર્ષ કામકાજ કરી તે સ્વર્ગવાસી થયા હતા. ભગવતી જમનાબહેન સકકઇએ બાર બાળકોને જન્મ આપ્યો હતો; પણ તે સઘળા અધુરે ગયેલા હોવાથી પોતાને સંતાન નહોતુ, ૧ નુ આ પરગજુ દપતીએ પોતાના સગાંના બાળકોને પાસે રાખી પાળીપોષી મોટા કર્યા હતા

આ દંપતી દેશોદ્ધારની તેમજ સમાજપ્રગતિની હીલચાલમાં ઉત્સાહથી, તન, મન અને ધનથી ઉદાર દિલથી પોતાથી બનતી મદદ આપતા રહ્યા હતા.

ગુજરાતી હિન્દુ સ્ત્રીમડળની સને ૧૯૦૩ મા જ્યારથી સ્થાપના થઇ ત્યારથી તે અત્યારસુધી સહાહસપથી દરેકના માનપાન અને પ્રેમ સાથે આ સંસ્થાના એક પ્રમુખતરીકેનું પ્રશંસાપાત્ર કામ બજાવી હિંદુકોમ સાથે પારસી, મુસલમાન વગેરે તમામ કોમમા ઘણા પ્રિય થઈ પડનાર ભગવતી જમનાબહેન સકકઇનું નામ તેઓની કર્તવ્યપરાયણતાને લીધે દરેક સ્થળે હિંદુ કોમને મગરૂર કરનાર થઇ પડયુ હતુ. મિસ્ટર મલબારીએ સ્થાપેલી સેવાસદન સંસ્થામા હિંદુ કોમ તરફથી સદનની કાઉન્સીલમા તે એક ઉપપ્રમુખતરીકે હતાં અને સેવાસદનના કામકાજનો વિસ્તાર ચારે તરફ વધારવા માટે ભાષણો આપી સતત પ્રયાસ ચાલુ રાખી આ સંસ્થાઓને પોતાથી બનતી દરેક પ્રકારની યોગ્ય મદદ આપતા રહ્યા હતાં. હિંદુસંસારમાં સ્ત્રી અને પુરુષની કેળવણી તથા તેમની રીતિનીતિ, આચારવિચાર અને ધર્મસબંધી પ્રસંગોપાત

જુદે જુદે સ્થળે અનેક સંસ્થાઓમા અને દેશાવરોમા લગભગ એકસોપંદર ભાષણો અત્યારસુધીમા ભગવતી જમનાબાઇએ આપ્યા હતા. હિંદના દાદા મહર્ષિ દાદાભાઈ નવરોજજીની દરેક જય તિપ્રસંગે ગુજરાતી હિંદુસ્ત્રીમંડળ તરફથી સ્ત્રીવર્ગનું એક ડેપ્યુટેશન લઈ તે દિવસે સવારના પહોરમા વેસાવા ખાતે જઈ પોતે તે મહાન દાદાને અભિનંદન આપતા હતા

મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધીએ દક્ષિણ આફ્રિકામા ચલાવેલી સત્યાગ્રહની લડત વખતે અત્રેની પ્રજામા અપીલો બહાર પાડી તેમજ બ્રિટિશ સંસ્થાનોમાં હિંદીઓને પડતા અસહ્ય દુઃખોવિષે ચારે તરફ સભાઓ ભરી ભાષણો આપી અવારનવાર બે વખત ફંડો ઉઘરાવી અત્રેની બહેનોની મદદથી સારી રકમો એકઠી કરી દક્ષિણ આફ્રિકાના ફંડમા મોકલી આપી હતી.

ગુજરાત અને કાઠિયાવાડમા ગયા ભયંકર દુકાળ વખતે ભગવતી જમનાબાઇ સક્કઇએ ચારે તરફ અપીલો બહાર પાડીને તથા ભાષણો આપીને અવાચક પ્રાણીઓ અને નિરાધાર કુટુંબોને મદદ કરવાને લગભગ એકવીશ હજાર રૂપિયાનું ફંડ એકઠું કર્યું હતું, એટલુંજ નહિ પણ પોતે કેટલીક બહેનોને સાથે લઇ પંચમહાલ, ગુજરાત અને કાઠિયાવાડ વગેરેમા આશરે પોણોસો દુષ્કાળપીડિત ગામડાઓ અને શહેરોમા સખ્ત ઉનાળાની ઋતુમા લગભગ ત્રણ મહિના લાગલાગટ મુસાફરી કરી અવાચક ઢોરોને ઘાસચારાની અને સઘળી કોમના ગરીબ નિરાધાર કુટુંબ અને બારીક સ્થિતિમાં આવી પડેલા ખાનદાન કુટુંબોને અનાજકપડા વગેરેની મદદ આપી હતી; અને મુસાફરીનો તમામ ખર્ચ પોતાને માથે લઇ રૂપીઆ બે હજાર પોતે તે વખતે ખરચ્યા હતા. કુટુંબકલ્યાણમા, દેશકલ્યાણમા અને સ્ત્રીજાતિના કલ્યાણમાં ભગવતી જમનાબાઈ સક્કઇની સેવા ઉત્સાહી, આનંદી અને જીગરના પ્રેમપૂર્વકની હતી. હિંદુસ્તાનની સ્ત્રીજાતિ ઉપર કેટલીક સદી થયા અવિદ્યાના અંધકારનો પડદો ઢંકાઈ રહેલો છે તે ધીમે ધીમે કેવા કેવા પ્રકારની રીત-યોજનાથી ખસેડી શકાય તે બાબત પોતે તમામ બંધુઓને વિનયપૂર્વક નિરંતર સુવચનોથી પ્રાર્થના કરતા હતા

ભાવનગરખાતે એમના પ્રયાસથી ગુજરાતી હિંદુસ્ત્રીમંડળની એક શાખા સ્થાપવામા આવી હતી. એ શાખાને પોતે આર્થિક સહાયતા પણ આપી હતી.

ઘણાખરા પરોપકારી કામોમા, કેટલીક સાર્વજનિક સંસ્થાઓમાં, સ્ત્રીસંસ્થાઓમા, વનિતાવિશ્રામ, સેવાસદન વગેરે મંડળોમાં અવારનવાર

પુસ્તકો, માસિકો, વર્તમાનપત્રો અને નાણા વગેરેની પોતાની શક્તિ મુજબ મદદ આપતા રહ્યા હતા, તેમજ આવી મદદો જનહિતાર્થી મંડળોમા અને સમાજોમાં કરવા પોતાની બહેનોને વિનતિ કરતા હતા.

ભગવતી જમનાબાઈ સક્કઈએ પોતાની હયાતીમા દાનમાર્ગે કરેલા સદ્વ્યય ઉપરાત પોતાના મૃત્યુવેળા પણ અનેક સંસ્થાઓને કુલ સાડીસત્તર હજાર રૂપિયાનું દાન કર્યું હતું

એ પરોપકારી સન્નારીના સ્વર્ગવાસથી ગુજરાતના જાહેર જીવનને એક મોટી ખોટ પડી છે. ×

# रत्न ३७५ मुं—बी अम्मा



પ્રસિદ્ધ દેશભક્ત મૌલાના મહમદઅલી અને મૌલાના શૌકતઅલીના માતા બી અમ્માનો જન્મ જગવિખ્યાત બાદશાહ અકબરના મંત્રી દરવેશ અલીના એક જાણીતા કુટુંબમા થયો હતો. એમનામા પિતાના વંશ તરફથી બુદ્ધિમત્તા, સાહસ, વિશ્વાસ અને સદાચાર પૂર્ણરૂપે વારસામા ઉતરી આવ્યા હતા. આત્મવિશ્વાસ અને આપબળની તો એ મૂર્તિ હતાં.

એમના પાત મૌલાના અબ્દુલઅલીખા રામપુરમા ઉચ્ચ પદ ઉપર અમલદાર હતા. ઈ૦ સ૦ ૧૮૭૩ મા બી અમ્માને પેટે વીર શૌકતઅલીનો અને ઈ૦ સ૦ ૧૮૭૮ મા દેશભક્ત મહમદઅલીનો જન્મ થયો. બી અમ્મા ઘણાં પતિભકત અને સંતાનવત્સલ હતાં. એમનો સંસાર ઘણા સુખપૂર્વક ચાલી રહ્યો હતો; એટલામા દૈવનો એમના ઉપર કોપ થયો મૌલાના અબ્દુલઅલીખા કોલેરાના રોગ થઈ પડયા અને આ ફાની દુનિયાનો ત્યાગ કરી સ્વર્ગે સીધાવ્યા. આખા પરિવારમા શોક છવાઈ રહ્યો. બી અમ્માની વય એ સમયે કેવળ ૨૭ વર્ષની હતી. શૌકતઅલી સાત વર્ષના અને મહમદઅલી ૨ વર્ષના બાળક હતા. એ ઉપરાત એમને બીજાં પણ સંતાન હતા.

બી અમ્માએ ધૈર્યપૂર્વક વૈધવ્યનું દુઃખ સહન કર્યું. સંતાનોને ઉછેરવા તથા કેળવવાનું તેમણે હવે પોતાનાજ હાથમા લીધું.

× સુંદરીસુબોધ ૧૯૧૬ ના એપ્રિલ-મેના અંકમાં રા. રા. કેશવલાલ ભીખાભાઈ ચલિયારે લખેલા લેખ ઉપરથી આ ચરિત્ર કેટલાક સક્ષેપ સાથે આપ્યું છે.

બી અમ્માનો સ્વદેશપ્રેમ જ્વલન્ત હતો.મૌલાના મહમદઅલી અને મૌલાના શૌકતઅલી દેશ અને ધર્મની જે મહાન સેવા બજાવી રહ્યા છે, તેનો મોટો યશ તેમની માતાનેજ ઘટે છે ઉપદેશ અને પ્રોત્સાહનથી એ આપત્તિ અને નિરાશાના સમયમા પુત્રોના શુભ વિચારોને ટકાવી રાખતા

સરકારે બન્ને અલીભાઇઓને કેદમા મોકલ્યા તે સમયે બી અમ્માએ વૃદ્ધાવસ્થામા પડદાનો ત્યાગ કરીને ખુલ્લીરીતે જાહેર ભાષણો આપી ખિલાફત અને સ્વરાજનો ઝંડો ઉઠાવ્યો એ વખતે એમણે જે અદમ્ય ઉત્સાહ, સ્વદેશાભિમાન, ધર્મપ્રેમ અને અપૂર્વ બુદ્ધિનો પરિચય આપ્યો હતો તે યુવાનોને માટે આદર્શરૂપ હતો હિંદુ–મુસલમાનોની એકતામાં એમને પૂર્ણ વિશ્વાસ હતો અને તેને માટે એ રાતદિવસ પ્રયત્ન કરતા હતા નવેમ્બર ૧૯૨૪ મા એમનું મૃત્યુ થયું

એ પવિત્ર સન્નારીની મહત્તાનો વિશેષ પરિચય વાચકોને મળે તેટલા માટે તેમના દેહાન્ત પછી પ્રસિદ્ધ થએલા થોડાક જાણવાજેવાં લખાણો નીચે ઉતારીશું.

**મૌલાના મહમદઅલીના** પોતાના એક લેખ ઉપરથી સુરતના "નવયુગ"ના તા ૫–૧૨–૨૪ ના અંકમા છપાયલુ લખાણ–

"મારી અમ્મા ક્યારે જન્મી તેની મને ખબર નથી તે કહેતી:–"દીકરા-બળવો થયો ત્યારે તો હું પાચ છ વર્ષની " એટલે અમ્માનો જન્મ ૧૮૫૨-મા હશે અમ્મામાં સાચા મુસલમાનની અમીરી હતી અલ્લાહથી ડરીને ચાલવાની એનામા બાદશાહી હતી મહાન વજીરોથી એનુ માવતર ઉતરી આવ્યું હતું મોગલોના છેલ્લા વજીર નવાબ શમશુદ્દીન વાનપ્રસ્થ થયા હતા ને અમરોહમા દિવસ ગાળતા હતા, ત્યારે દિલ્હીના બીજા વજીરો રાજા થઇ બેઠા હતા. આઉધ ને બીજા પ્રાતોમા એ વજીરોએ પોતાની સત્તાના સિંહાસનો સ્થાપ્યા હતા. અમ્માના વડવાઓને મોગલોએ અર્ધા સ્વતંત્ર રાજ્યો ભેટ કર્યા હતાં; પણ એ વડવાઓએ પાક પેગંબરના વંશજોપર સૈયદોપર સત્તા ચલાવવાની ના ભણી હતી "

" બળવો જાગ્યો ત્યારે અમ્માના માબાપે સંભલમાં છુપાઇ જવાનો ઠરાવ કર્યો તે ઘરને ફરતો કોટ હતો ને ખેડુતો એ બધાને રક્ષવા માટે તૈયાર હતા. જાટલોકોએ ત્યારે કેર વર્તાવ્યો હતો. અમ્માનાં માબાપ સાથે ઘરડાંઓ પણ સામેલ થયા હતા. હજી ત્યારે તો મુગલદરબાર સાથે સંબંધ છોડયાને થોડોજ વખત થયો હતો. વેર લેવા માટે અંગ્રેજો નિર્દોષને દોષિત ઠરાવવી,

એવી દહેશત અમ્માના માતપિતાને લાગી અને તેથી મોગલસામ્રાજ્ય સાથે ચાલેલાં ખતપત્રોને અમરોહમા આગ મૂકવામા આવી મારી અમ્મા તે ખતપત્રો ખાક થઈ ગયા તેની અનેક યાદી ઘોળતી હતી અમને અમરોહ તરફ આંગળી બતાવી વારંવાર તે કહેતી, "દીકરા ! જુઓને, અહી જ, અહીંજ પેલા કાગળિયા બળી ગયા" આ કાગળો બળ્યા ત્યાર પછીજ અમ્માને લઈને મારાં આજાઆજી સંભલ આવ્યા. આમ નાસ્યા છતા, બળવો જ્યારે શમી ગયો ત્યારે મારા મોસાળના ૭૨ વર્ષના એક ઘરડા કાકાને બ્રિટીશસરકારે પકડ્યા ને મુરાદાબાદમાં તેમને ફાંસી આપવાનો હુકમ છોડ્યો. અમ્મા કહેતી "અરે! ફાંસી વખતે આ કાકાએ બાદશાહના નોકરને કેવા કરગરિયા કર્યા ! અને તે પણ કેટલી અમીરીથી ! અરે ! મારાને તેમણે કહ્યુ, "ફાસી હું જાતેજ લઇશ." એમણે જાતે ફાસો લીધો દોરી લાગે તે પહેલા એમનો પ્રાણ ઉડી ગયો "ત્યારે બ્રિટીશઅમલદારોને લાગ્યું કે જુબાની આપનારાએ વિશ્વાસઘાત કર્યો હતો; ઇનામની લાલચ માટે પેલા સાક્ષીએ દ્રોહ કર્યો હતો મારા બીજા કાકા ત્યારે નાસી છૂટ્યા આજે એ વાતને ઘણા વર્ષો થઈ ગયા છે, પણ અમે એ કાકા-વિષે હજુ કશુ સાભળ્યું નથી. અમ્માના પિતાએ એટલે મારા આજાએ પોતાનું નામ ફેરવી નાખ્યું ને રામપુર રિયાસતમા વાસ કર્યો "

"અમ્મા અમરોહમાં બહુ રહી નહિ એનું બાલ્ય તો સૈફનીના ગામડામા વીત્યું બળવા વખતે રામપુરરાજ્ય અંગ્રેજી સલ્તનતને વફાદાર રહ્યું હતું એ-ટલે એ રાજ્ય સાથે સૈફનીની જમીનદારી જોડાઈ ગઇ હતી પોતાના બાલ્યાવસ્થાનાં અનેક સંસ્મરણો મારી અમ્મા અમારી આગળ કહી જતી તે યાદી ઘોળતી ત્યારે ઘરડી ફૂઓમાના સ્મરણો તે તાજાં કરતી તે મામા દુનિયાનું ડહાપણ હતું, અનુભવ હતો. અમ્મા તે માની શિખામણો પોતાના દિલમાં પૂજ્યભાવે સંઘરી રાખતી અને અમને તેમાથી તે વારંવાર લહાણુ આપતી. મારા આજા રામપુરની રિયાસતમા છુપાઈને રહ્યા હતા, એવામા મારા દાદાની લશ્કરી ટુકડી ત્યા આવી પહોચી. દિવસે દિવસે આ બંને કુળો વચ્ચે ઓળખ વધતી ગઈ ને આખરે અમ્માના લગ્નથી બને વંશો જોડાઇ ગયા. મારા દાદા રામપુર રિયાસતના વફાદાર નોકર હતા, એટલે તેમને પણ મુરાદાબાદ જીલ્લામાં જમીન ભેટ મળી હતી. "

" આજે રામપુર રાજ્યમાં મારા મોસાળના અનેક ગામો ભળાઇ ગયાં છે. મારી અમ્માના વડવાઓએ જૂના રાજાને એ ગામોનો વહીવટ સોંપી હતો;

પણ પછી નવાબની રાજગાદી ફરી. તેણે જાહેર કર્યું કે જે કોઇને પહેલાના રાજા પાસે માગણું હોય, તે અમુક વખતમા દરબારે આવી જાય. મારી અમ્માના એક સગાએ અમ્માના વડીલને એ દાવો રજુ કરવા કહ્યુ એ સગો પેલા ગામડાઓ માટે માગણી કરવાનું કહેતો હતો, પણ પેલા વૃદ્ધ વડીલે તેને ઠપકો આપ્યો.તેણે કહ્યું:-'જમીનના ટુકડા માટે હું નવાબની સલામ ભરૂં ! કદિ નહિ ! કદિ નહિ.' અને તેની પાસે બેઠેલા જવાનીઆઓએ પેલો સાભળે તેમ કહ્યું કે, 'બરાબર છે એક કડિયાની વિધવાના પુત્રને આજ જવાબ મળવો જોઇએ'"

"તે અમ્માનો સગો હતો. અમ્માના એક વડીલે એક કડિયાની વિધવા સાથે બીજી ફેરા લગ્ન કર્યું હતુ. આ સગો તે વિધવાનો છોકરો હતો. અમ્મા એ બનાવ ખૂબ રસિકરીતે કહેતી. ગર્વની છટાથી તે અમને સભળાવતી. 'અહા ! મારા વડવાઓએ ધનને ઠોકરે ઉરાડયું છે, પોતાની ખાનદાનીને હમેશા ઓપાવી છે. અમારા કુળે ઘણા જૂના વખતથી બીજા કુળોમા લગ્ન-સબધ બાંધ્યો નથી. અમારા વડવાઓ બીજી વાર બહારથી કન્યા લાવતા, તો તે કન્યાનો સ્વીકાર થતો. તેના સંતાનોને હક્ક મળતા, પરન્તુ તે સતાનો ફરી અમારા વંશમા પરણી શકતા નહિ.' અમ્મા પોતાની અમીરીની આવી આવી વાતો કહેતી"

"અમ્માના લગ્ન થયા અને તે સુખી નિવડયા. મારાં આજાઆજી અમ્મા સાથે રહેતા ને તેમના તરફ મારા બાપુ પણ અતિ પૂજ્યભાવ રાખતા. અનીતિ ત્યારે વ્યાપી હતી. મોટા મુસલમાનો પોતાની પત્ની ઉપરાત ઉપપત્ની કરવામા ગર્વ લેતા મારા કાકાઓએ એવા લગ્ન કર્યા હતા અને એ લગ્ન ઘણું કરીને ગુણકાઓ સાથેજ થતા નાચનારીઓનો સહેજ ઉમદા ભાગ તરતજ લગ્નથી જોડાતો, બાકી બીજી નાચનારીઓ કેવળ રાખતરીકે રહેતી. અમે મોટા થયા ત્યારે અમને વારંવાર એજ પ્રશ્ન ઉઠતો કે અમારા બાપ એ જાળમાંથી કેમ કરી બચ્યા ?"

"પણ અમ્મા કહેતી, 'દીકરા ! તારા બાપુ તો બચી ગયા.' અમે અમ્માને કહેતા:-'મા ! તું શું કરત ! તને શોક મળી હત તો શું કરત ?' અને અમ્મા કહેતી:-"મારા ખાવિંદની ઇજ્જત ગણી હું તેને પાળત. હું કપડા પહેરૂં અને તમને પહેરાવું તે પહેલાં મારી શોકને પહેલાં કપડાં આપું, તેના સતાનને પણ પહેલા આપુ, આ નવું ઘર તેને આપત અને જૂના ઠાઠિયામા હુ પડી રહેત. તેને હું જરાયે માઠું નં લાગવા દેત." મારા બાપુએ

બીજાં લગ્ન ન કર્યા, પણ મારા બનેવીએ કર્યાં. મારી બેન મારી અમ્માની લાડકી હતી. અમારા સૌ કરતા અમ્મા તેને વધારે ચાહતી. એ બહેન મારાથી-જ મોટી; પણ આજે તેની પ્રતિષ્ઠા મારી અમ્માને સ્થાને છે. મારા બનેવીએ બીજીવાર લગ્ન કર્યા, ઇંદોરમા જઈને તે પરણ્યા, પણ પાછળથી તે શરમાઇ ગયા. અમારે ત્યા આવતા તેમને શરમ લાગી. મારી અમ્માએ મારી બહેનને શોકતનો સાથ બાધી આપી ઇંદોર મોકલી. મારી બહેન અને મારો શોકત, મારી બહેનની શોકને લઇને ઘેર આવ્યા. મારી બહેનનું અમારે ત્યા જે સ્થાન છે, તે, તે શોકને પણ મળ્યુ. અમારી એક બહેનમા બીજી બહેન ઉમેરાઇ. અમે જ્યારે જ્યારે પાછા ફરીએ ત્યારે અમારી બહેનને માટે અમે કંઇ કંઈ લાવીએ ને તેની સાથે અમારી નવી બહેન માટે લાવવાનું ચૂકીએ નહિ કોઈક વખત અમે ભૂલી જતા તો મને યાદ છે કે અમ્મા અમને ખૂબ ઠપકો આપતી. આમ અ-મ્માના વિચારો મારી બહેનોમા મૂકાયા. આમ અમ્માની ઉદારતા જીવતી ખડી થઇ.”

“પણ, પછી મારી બહેનની છોકરીને ઘેર છોકરો આવ્યો. એ છોકરાને ઉ-છેરનાર કોણ ? અમ્માએ તો ઘરડી આશીષ આપેલી, મારી બેને પણ હળવાં હાલરડા ગાયેલા, પણ ખરૂં લાલનપાલન તો મારી બહેનની શોકયેજ કરેલું. આજે એ નાનકડો છોકરો આઠ વર્ષનો છે આજે હજી મારી બન્ને બહેનો મારી અમ્માને માટે આસુ સારે છે. અમ્મા ! અમ્મા ! તું તે કેવી ગરવી !”

“પણ મારા બાપુ ! અરે અમ્મા માટે તેને કેટલુ બધું માન ! અમ્મા ઘરની રાણી હતી. નોકરો પજવતા તો મારા બાપુ સીધા નોકરોને દબડાવતા નહિ. મારી અમ્મા પાસે આવી કહેતા –‘ આપના નોકરો મને બહુ પજવે છે.’ એ આપ શબ્દમાં કેટલું સન્માન ભર્યું છે ! એ મીઠા અને માનભર્યા બોલ મારી અમ્માના હૃદયમાથી કદિ પણ ખસ્યાજ નથી.”

“અમ્મા તે બાપુના સ્વભાવની વાત કરતી. તે કહેતીઃ–‘એક વખત તારી આ બહેન એક નોકરના હાથમાં હતી. ત્યારે તો એ છેક નાની. તારા બાપુ એક પંજાબી ગુણકા સાથે પરણવાનો વિચાર કરતા હતા. તે બાઈ પણ ત્યાં ઉભી હતી. એણે તારી બહેનને જોઇ. તરત તે તારા બાપુ પાસે દોડી ગઇ. તેમને કહ્યું:–‘મારામાં તમે શું મોહ્યા છો ? તમારી સ્ત્રી કેટલી સુંદર છે ! ને તમારી નાની છોકરી ! અહા ! અને તારા બાપુએ તેને બીજવાઇને ઠપકો આપ્યો તું તે કોણ ? મારી સ્ત્રીની સુંદરતા પૂછનારી ?”

" એવી એક બીજી વાત અમ્માએ કહી હતી કે, ત્યારે વહાણું વાયુ હતું, વાદળ ઘેરાયું હતું તરસી ભૂમિપર વરસાદના છાંટા પડતા હતા. હું ત્યારે સવારની પ્રાર્થના કરતી હતી તારા બાપુ મરદાનામા બેઠા હતા પેલી પંજાબી ગુણકા બહાર મલ્હાર રાગના તાનમાં હતી એકાએક એના સુર થભી ગયા. નોકરે પછી મને કહ્યુ કે, સાહેબે એ સ્ત્રીને તમાચો ખેચી કાઢયો ને ખીજાઈ જઈ કહ્યુ, અરે ! મારી સ્ત્રીની નજીકમા તુ મારો આશરો લેવા આવી ? "

" મારા બાપુ આવી રીતે બચ્યા હતા, પણ રામપુરના નવાબે એમને ન છોડયા. નવાબના ભાઇ સાથે મારા બાપુને મૈત્રી હતી એટલે નવાબ સાહેબ એમનાપર ખીજાયા બાપુએ રાજ્ય છોડયું, લશ્કરી નોકરી ઉતારી અને બીજે નોકરીની શોધમા ઉપડયા એ મુસાફરીમા હોલ્કરના બહાદુર શિવાજીરાવનો એમને ભેટો થયો આખરે તેઓ જયપુરમા નોકરીએ રહ્યા, પણ પછી તે ગુજરી ગયા. અમે નબાપા થયા. જયપુરના નિવાસદરમ્યાન એમણે ઓછું કર્યું નથી. એમની ઉદારતા હદબહારની હતી એક કહેવાતા મિત્રે એમની પાસે ઘોડાગાડી જોઇ ને તે તેના વખાણ કરવા લાગ્યો. મારા બાપુએ તરતજ એ ઘોડો ને એ ગાડી પેલા ગૃહસ્થને ઘેર મોકલાવ્યા. પેલાએ પૂછયું ' આમ કેમ ' બાપુએ કહ્યુ-"મને ન ગમ્યા, તમને ગમ્યા એટલે તમારા " આ ઉદારતાને લીધે એમને બહુ ખરચ થયો મારા મોટા કાકા મિલકતમાથી ભાગ આપે નહિ, એટલે મારા પિતાને ખૂબ અડચણ પડવા લાગી. અમ્માને આ અડચણની ખબર પડી તેણે તો પોતાનાં જવાહીરો ઉતારી નાખ્યાં ને ઘરેણે મૂકી પૈસા મેળવી મારા બાપુનો હાથ છુટો કર્યો. પછી બાપુ ગયા. મારા મોટા કાકાએ જમીન વગેરે વેચી નાખી દેવું ચુકવવાની સૂચના મૂકી, પણ અમ્મા કહે:-"મારા દીકરાઓને એમ કેમ લાગવા દઉ કે અમારી સગીર અવસ્થામા અમારી માએ, બધું વેડફી નાખ્યું. ભાઇ ! એ તો મારા દીકરાઓનું એ મારાથી ન વેચાય. " અમ્માએ કશું વેચ્યું નહિ. સાઠ વર્ષ સુધી એણે વહીવટ ચલાવ્યો, પણ જમીનનો એક દોરો પણ પારકે હાથે ચઢયો નહિ. શૌકતે મારા અભ્યાસ માટે દેવું કર્યું અને જેલમાં પૂરાયા ત્યારે પણ ઘરખટલા માટે કેટલુંય દેવું ઉમેરાયું. ત્યાર પછી અમે જમીનો વેચી નાખી. અમ્મા ત્યારે હરખાઇ ગઈ. તે બોલી, કે દીકરા ! હવે તમે વેચી તે સારૂં થયું મને તો વધારે ઉમળકો આવે છે કે અંગ્રેજસરકારને વફાદાર રહી તમારા વડવાઓએ મિલ્કત મેળવી તે તમે તસુએ તસુ કાઢી નાખી. "

" અમ્માએ કેટલું કર્યું ! એનો પાડ કયાથી વાળીએ ? ઇતિહાસ લાખો છે ને ટુકામા કયાથી પતાવું ? "

" ૧૮૮૦ ના ચોમાસામા કોલેરા ફાટી નીકળ્યો. મારા બાપુ તેમાં ઝલાઇ ગયા. તેત્રીસ વર્ષની ઉંમરે તે જન્નતનશીન થયા અમ્મા ત્યારે તો ૨૮ વર્ષની હતી. હું તો ત્યારે બે વર્ષનો હતો. બાપુની ખોટ મારી સમજમાં હોય પણ શાની ? અમ્મા ત્યારે કહેતી:–'બેટા ! તું નાધડો, તારા બાપનું તારાપર ખૂબ વહાલ હતુ. ' ને મારી અમ્માએ બાપુની ખોટ પૂરી પાડી. માતાની શીતલ ગોદ ને બાપુની પ્રેમળ છાયા એક અમ્મામા ઉતર્યાં. આજે હું ૪૯ વર્ષનો છુ, શૌકત ૫૨ વર્ષનો થયો છે ને ઝુલ્ફીકર ૫૫ વર્ષના છે. આજે અમે અનાથ પડયા છીએ; બાપુ નથી, અમ્મા નથી. અમારે ઘેર બાલુડાંના કિલકિલાટ છે, પણ અમે નબાપા ને નમાયા છીએ. અમ અનાથની કોણ દયા ખાશે!"

મહાત્મા ગાધીજી તા ૩૦–૧૨–૨૪ ના નવજીવનમા લખે છે કેઃ— "બી અમ્માના મૃત્યુવિષે હુ 'યગ ઇન્ડિયા' મા લખી ચૂકયો છું. એ બાઇનો ધર્મપ્રેમ અગાધ હતો. ધર્મ ઉપરની તેની આસ્થા અનુકરણીય હતી. તેની દેશપ્રીતિનું મૂળ ધર્મપ્રેમમા હતુ અને હિંદુમુસલમાન ઐકયને તે ચાહતી હતી તો તેનું કારણ પણ ધર્મપ્રેમ હતો તેની પાછળની સ્થિતિ એવી થઇ ગએલી હતી કે ધર્મ, દેશ અને જાતિઐકય તેને મન સરખા જેવા થઇ પડયાં હતા. તેણે જોયું કે હિંદુસ્તાન સ્વતંત્ર ન થાય તો ઇસ્લામ સુરક્ષિત ન રહે. હિંદુસ્તાનની સ્વતંત્રતાનો આધાર જાતિઓ વચ્ચેના ઐકય ઉપર છે. જાતિઐકય હિંદુમુસલમાનઐકયવિના અસભવિત છે. આમ તેણે નરી આખે જોયું તેથી મરતાંલગી આ ભલી બાઇએ એ ત્રણે વસ્તુનું રટણ કર્યું. તેના છેલ્લા દિવસોમા તેના દર્શન કરવાનો સુઅવસર મને ઘણી વેળા મળેલો 'હિંદુ મુસલમાન કયારે એકદિલ થશે ? ' ' સ્વરાજ કયારે મળશે ? ' 'હું તે જોવા જીવીશ ?' આવા સવાલો આ બાઇ મને પૂછતી. "

" આત્મામાત્ર અમર છે; પણ આવા શુદ્ધ આત્મા તેના અમરપણાનો પૂરો ખ્યાલ આપે છે. બી અમ્માનો દેહ આજે નથી પણ બી અમ્માનાં કાર્યો અને વચનોનો નાશ તો જ્યાલગી હિંદુમુસલમાનની હસ્તી છે ત્યાંલગી થવાનોજ નથી. જે માતાએ અલીભાઇઓ જેવા પુત્રોને વારસારૂપે મૂકયા છે તેનો નાશ સંભવેજ નહિ. એ ભાઈઓનો માતૃપ્રેમ હુ જેમ જેમ યાદ કરૂં છું તેમ તેમ તેઓપ્રત્યેનો મારો પ્રેમ વધતો જાય છે. એ વૃદ્ધ, દુર્બળ બાઇનુ

વચન બે ભાઇઓને સારૂ હુકમરૂપ હતું. પોતે જે કંઈ છે તે બી અમ્માને લીધે છે, એમ તેઓ માને છે."

"બી અમ્માના મરણની રાત્રિ ન ભૂલાય એવી છે. મૌ૦ શૌકતઅલી તે દહાડે મારી પ્રાર્થનામા હાજર હતા એટલામા બી અમ્મા વધારે બિમાર છે એવો ટેલીફોન આવ્યો. તે ઉપરથી ડૉ૦ અનસારીને લઈને મૌલાના દોડી ગયા. પ્રાર્થના થઈ રહ્યા બાદ મને ખબર મળી સરોજિનીદેવીને લઈ હુ તેમને ત્યા ગયો. આખુ કુટુંબ બી અમ્માને વીંટીને બેઠું હતું. અલ્લાહ નામનો મંત્ર સૌ પઢતા હતા મૌ૦ મહમદઅલીની આંખેથી તો મોતીબિંદુ ટપકી રહ્યા હતા પણ મુખેથી અલ્લાહ સિવાય બીજો ઉચ્ચાર મે ન સાભળ્યો મૌ૦ શૌકતઅલી આસુને ખાળતા હતા પણ તેમની મુખમુદ્રા તેમના દુ:ખને સૂચવતી હતી આમ છતા તેમની વિવેકબુદ્ધિ મંદ નહોતી પડી આસપાસ શું બની રહ્યુ છે, એનો તેમને પૂરો ખ્યાલ હતો આવતી કાલના કાર્યની ગોઠવણ ચાલતી હતી હું દુર્બળ છુ, મારે લાબો વખત ત્યા ન બેસવુ જોઈએ, એમ તેમને લાગવાથી દબાણ કરીને મને વિદાયગીરી આપી તેમની સમયસૂચકતા અને તેમના આવા વિનયના દાખલાઓ મારી પાસે ઘણા છે"

"આ નાનકડી કોટડીમા મે જે ધીરજ અને ઈશ્વરભાવ અનુભવ્યા તેની સાથે આપણા રડવાકૂટવાના રિવાજની સરખામણી કર્યા વિના મારાથી ન રહેવાયું મે ઘણા હિંદુમરણ જોયા છે હજુ તો દર્દીના ખોળિયામાં પ્રાણ છે ત્યા તેની પાછળ રામનામના જપને બદલે રોકકળ શરૂ થતી મેં ઘણીવેળા જોઇ છે મૃત્યુ પાછળ રોવાકૂટવાની બધા ધર્મોમા મનાઇ છે હિંદુધર્મ જન્મમૃત્યુને એકજ સ્થિતિનાં રૂપાતર માને છે. એમ છતા રોવાકૂટવાની જંગલી અને નાસ્તિક પ્રથા હિંદુ સિવાય મેં બીજા કોઇ ધર્મમા નથી જોઈ. મે પારસી, યાહુદી, ખ્રિસ્તી અને મુસલમાનમરણો વેળા હાજરી ભરી છે રોકકળ તો મે કયાચે નથી જોઇ. બી અમ્માના મરણ સમયે કેવળ ઇશ્વર ઉપરની આસ્થા અનુભવી હું રાજી થયો હું ઇચ્છું છું કે સમજુ હિંદુકુટુંબો રોવાકૂટવાના ઘાતકી, જંગલી અને નિરર્થક રિવાજને અધર્મ જાણી તરત બંધ કરશે"

"બી અમ્માના સહવાસથી મને તો બીજું પણ ઘણું જોવાનું મળ્યું. મરણાતલગી તે બાઇએ ખાદીનોજ ઉપયોગ કર્યો. ખાદી પણ બારીક નહિ પણ જાડી, સામાન્ય પોતની. કફનમા પણ કેવળ શુદ્ધ ખાદી વાપરવાની તેની આજ્ઞા

હતી. તેનો અમલ થતો મે જોયો. અલીભાઈઓના ઘરમા મેં નાનામોટાં બધાને ખાદી વાપરતાજ જોયાં. ”

“ ભાઇઓએ કે ઘરના બીજાં માણસોએ એક ક્ષણ પણ પોતાનું કાર્ય બંધ ન કર્યું. મૌ૦ મહમદઅલીનું લખવાનું કામ બંધ ન રહ્યું. ‘ હમદર્દ ’ અને ‘ કૉમ્રેડ ’ ને લગતા હુકમો અપાયાજ કરતા હતા મૌ૦ શૌકતઅલીએ પોતાના કામને એક દિવસ પણ ન અટકાવ્યું. એમને બીજેજ દિવસે મુઝફ્ફર-નગર જવાનું હતું. તે કરાર તેમણે બરાબર પાળ્યો મારે તેજ દિવસે રામજસ કૉલેજમાં જવાનું હતું. સમય કબરસ્તાન તરફ જવાનો હતો છતાં ઉપલી ગોઠવણ બંધ રાખવાનો મારો વિચાર પણ તેમણે અમલમા ન મૂકવા દીધો. કબરસ્તાનમા જતી વેળા ખાધ દેવાને સારૂ મને બોલાવી લેશે એમ કહી મને વિદાય કર્યો. આ બધુ કાર્યપરાયણતા, વિવેક અને ઇશ્વર ઉપરની આસ્થા સૂચવે છે. આવું બધું મે તિલકમહારાજને વિષે સાંભળ્યુ છે તેમને ગમે તેવા દુઃખદ સમાચાર મળતા તોયે તેમના નિત્ય કામમા કશો ફેરફાર ન થતો. અંગ્રેજોમા તો એવી કાર્યપરાયણતાનો મેં બહુ અનુભવ કર્યો છે. આવી ધીરજ જેનામાં નથી તે મનુષ્ય કહેવાવાને લાયક નથી એમ કહેવું વધારે પડતુ નથી. ”

“ બી અમ્માનું મૃત્યુ થતા મૌ૦ શૌકતઅલી કહે છે તેમ હિંદુસ્તાનનો એક સાચો સિપાઇ ઓછો થયો ”

“ સૌરાષ્ટ્ર ” ના તા. ૨૨-૧૧-૧૪ ના અંકમાં દર્શાવાયલા ઉદ્ગારો:-

“ ઇતિહાસમા વાચતા, અને ચારણોને મુખે સાંભળતા: નાટકોમાં નિહાળતા અને નવલકથાઓમા આલેખતા કેઃ-રજપૂતાણીઓ પોતાના દૂધમલીઆ દીકરાઓને ચોરીમાંથી ઉઠાડીઉઠાડીને રણક્ષેત્રમા ધકેલતી,વીસમી સદીમાં એ પ્રાચીન ઇતિહાસ ઘડીભર સજીવન થઇને પાછો શય્યાવશ બની ગયો. બી અમ્માની આંખો મીચાણી. ”

“ જાણે કે અસલની સો સો રજપૂતાણીના આત્માઓ એકત્ર બનીને આ એક ઇસ્લામી બાનુના દેહમા દાખલ થયા હતા. જાણે કે પ્રભુએ હિંદુ-મુસ્લીમ એકતાની એક પ્રતિમા ઘડીને તેમા પ્રાણ ફુંક્યા હતા. કેવી પ્રચંડ ! કેવી મનોહર એ મૂર્તિ ! ”

“ જોયાં, ન જોયાં, ત્યાં તો એ જોગમાયાએ મોતની સોડ તાણી લીધી. બહુ તો, એ શક્તિને પ્રગટ થયાં પાંચેક વરસ વીત્યાં હશે.રામપુર ગામમાં એક

વખત એને આગણે રાજશાહી સાહ્યબી ડોલતી. એના ખાવીદ અને એ રાણી પોતાના શાહજાદાઓ મહમદશૌકતને બાદશાહી ઠાઠે રમાડતા. ત્યારપછી કોણ જાણે કેટલુંય વહેલું ખાવીદનું છત્ર તૂટી પડયું. કહે છે કે સત્તાવીશ વરસની ઉંમરે! વિધવા માતાએ બે બેટાને છાતીના ધાવણથી ધરવી ધરવીને ઉછેર્યા! ખોળામા બેસાડીને રોજ સાંજે દેશ, ધર્મ અને માલિકના નામો બન્નેના કાનમાં ફુંકયા. પછી ? એ શૌકતમહમદની જુવાનીએ કઈ કંઈ રંગો જોયા. રામપુરના નવાબે એની રિદ્ધિસિદ્ધિ લૂટી લીધી અને ભારતખંડની સરકારે એના બે સાવઝને ચીદવારાના પાંજરામા પૂર્યા ત્યાથીયે હુંકારા ગાજતા હતા તે કોને જોરે ? અમ્માને જોરે! અમ્માનો હાથ એ બેટાઓને માથે ફરતો. અમ્માજ ત્યા અગ્નિ પ્રગટાવીને બેઠી હતી. અમ્માએજ એ બન્નેને મહાત્માજીના યજ્ઞમા સ્વહસ્તે હોમ્યા. ”

“ અને એવુ સાચા દિલનું બલિદાન કોઇનુંયે નહિ હોય. બે વરસની લડતમા તો કેંક કાયર થયા. મોટા મહારથીઓએ પાછા ડગ દીધા. હિમાલય જેવા અડગ બળશાળીયે ડગી ગયા. ન ડગ્યા શૌકત અને મહમદ. જ્યારે કહો ત્યારે સરફરોશી માટે તૈયાર. એ ધાવણ કોનું ? શૌકત મહમદ કહે છે કે એ ધાવણ અમ્માજાનનું ”

“સાચા વીર-વીરાંગના બોલે નહિ.બોલે ત્યારે એને શબ્દો ન સૂઝે અમ્મા બોલતા બોલવું પડતું, પણ શબ્દો ન સૂઝે. એના એ વેણ પલટાવીપલટાવીને બોલે. કોઈને તિરસ્કારે નહિ માત્ર શૌકતમહમદને મરી ફીટવાનુંજ કહે. ”

“ એની બીસેન્ટ અને સરોજની તો સ્ત્રીશરીરધારી મરદો કહેવાય. એ પહાડો ડોલાવે, દિશાઓને કંપાવે, સામ્રાજ્યોને હફાવી જાણે, પણ એ તો મરદો ! એના હૈયામા માતૃત્વની વેદના ક્યા ? એને માતૃત્વની કસોટી કયાં ? અમ્મા તો માતા હતી. અમ્માની આખોમા આસુ હશે. તસ્વીરમા બેય બેટાને ગોદમાં લઇને અમ્માને બેઠેલી જોઇ છે ? કેવી દુઃખીઆરી ! કેવી શાંત અને છતા કેવી ભીષણ સુરત ! અમ્માના વાત્સલ્ય અને બલિદાન વચ્ચે જામેલી ઝપાઝપી કેવી હશે ? કોઇ ચિતરી શકશે ? વર્ણવી શકશે ? માતાની મૃદુતા ને વીરાંગનાની વજ્રસમી નિષ્ઠુરતા અમ્માજાન ! તમારા હૈયામાં કેવી સંગ્રામ મચાવતી હતી ! તમારા જયઘોષ ગજવનારાઓ એ ગુપ્ત વેદના વચ્ચે સળગતી તમારી કાંચનમયી મૂર્તિને નહિ જોઇ શકે ? કદી નહિ. ”

“ એંશી વર્ષની ડોસી બુરખો નાખીને ચાલતી, કારણ કે ભારતવર્ષની

એને ઓળખાણુ નહોતી. એક દિવસ એની છાતી ભરાઇ આવી. ન કોઈ મૌલાનાનો કે ઉલેમાનો મત લીધો ઈસ્લામીઓ શું કહેશે તેની પરવા ન કરી. પડદો ખોલીને માતાએ મો બતાવ્યું. તમે બધા તો મારા શૌકત ને મહમદ!"

"કેવી એ હિંમત! કિતાબોના અને રૂઢિના ધર્મ કરતાયે ઉંચો ધર્મ અમ્માના હૃદયમા જાગૃત હતો. અમ્મા કાઇ ટોળાની નીતિ નહોતી પાળતી. અને શૌકતમહમદ પણુ એજ ધાવણુ ધાવેલા. એટલેજ આખી કોમના ફિટકારો છાતીએ ઝીલીને પણુ બન્ને જણુા બાપુને વળગી રહ્યા. લોકપ્રિયતાને સિંહાસને બેસનારા બન્ને જણુા લોકનિંદાની ધુળમા રોળાણા. એ હાથ અમ્માનો!"

"અને એ બન્ને ઉપર અમ્માનું પ્રીતિબળ કેવું? એક દિવસ શૌકત બોલ્યા, 'દેખો, યારો! મૈ ઐસા બડા શેર જૈસા હું, ઔર યે મહમદ તુમારી કોંગ્રેસકા બડા પ્રેસીડન્ટ હૈ લેકિન યે દોનુ શેરકી સામને યે બુઢ્ઢિયા જરાસી નજર કરતી ઔર 'સીત' કરતી, તો વો દોનુ શેર ગરીબ બચ્ચો બન જાતા. અરે યારો! જોરસે મત બોલિયે, એ બુઢિયા સુનતી હોગી.' આવા મહાન પુત્રો, એટલા તાકાતવાળા પુરુષસિંહો પણુ આટલા ઝુકીને જેની પાસે ચાલતા તેનું હૃદયબળ અને તેનું નીતિબળ કેટલુ હશે? એ હૃદયબળ અને એ નીતિબળ ગયા! અત્યારે તો એની જોડી ભારતમાં મળવી દુર્લભ છે"

"અમ્માજાન! જે શૌકતમહમદની, તેવીજ અમારી માતા! તમે ન હોત તો અત્યારના ભારતવાસીઓ પ્રાચીન માતૃત્વનો નમુનો કયા શોધત? તમારા આત્મામા જે પવિત્ર દીપક જળતો હતો, તેમાથીજ આ ભક્તિનો ધુપ સળગાવીને તમારી કબરપર ધરીએ છીએ, ફરી ભારતવર્ષમા તમને બોલાવીએ છીએ"

'સૌરાષ્ટ્ર' તા ૨૨-૧૧-૨૪



# જૈન સ્ત્રીરત્નો

## સામેના પૃષ્ઠથી શરૂ થાય છે.

પ્રાચીનસ્ત્રીરત્નોવાળા પહેલા ગ્રંથમાંજ આ જૈન સ્ત્રીરત્નો પણ (તેજ સમયનાં હોવાથી) આપવાની પ્રથમ ધારણા હતી, એટલે આ રત્નોનાં પૃષ્ઠોની ઉપર "ભારતનાં સ્ત્રીરત્નો ગ્રંથ પહેલો" એવું છપાયલું, તેમજ પૃષ્ઠાંક પણ પહેલા ગ્રંથના અનુસંધાન મુજબ ૬૬૧ થી ૭૬૮ સુધીના છપાયલા, પરંતુ પાછળથી એ ગ્રંથનું કદ બહુ વધી જશે એમ જણાતાં એ રત્નો આ ત્રીજા ગ્રંથની છેવટે જોડવાં પડયાં છે

આ જૈન સ્ત્રીરત્નોના રત્નાંક એકથી નાખેલા છે, પરંતુ એ પૈકી છેવટનાં પાંચ રત્નોપર ૩૬ થી ૪૦ ને બદલે ભૂલથી ૧૪૯થી ૧૫૩ સુધીના અંક છપાયલા હોવાથી તે મુજબ સુધારી લેવા વિનતિ છે.

# ઉપોદ્ઘાત-જૈનધર્મનો સંક્ષિપ્ત પરિચય



પ્રિય વાચક બહેનો ! આર્યાવર્તની અનેક હિન્દુ સન્નારીઓના પુણ્યચરિત્રની કથા તમે વાંચી. હવે તમને કેટલાક જૈન સ્ત્રીરત્નોનો પરિચય કરાવીશું. જૈનધર્મ ઘણાઓ ધારે છે તેમ કાંઇ આપણાથી ભિન્ન, તદ્દન નવોજ ધર્મ નથી. હિન્દુ, જૈન અને બૌદ્ધ એ ત્રણે ધર્મ એકબીજાને તદ્દન મળતા છે. ખરૂં જોતાં "વૈદિક, જૈન, અને બૌદ્ધ એમ એકજ હિન્દુધર્મની ત્રણ શાખાઓ છે. ત્રણે મળીને હિન્દુસ્તાનના પ્રાચીન ધર્મનું પૂર્ણ સ્વરૂપ બંધાય છે." આચાર્ય શ્રીઆનદશંકરભાઇના 'ધર્મવર્ણન, ગ્રંથને આધારે એ ધર્મનું કાંઇક સ્વરૂપ તમને બતાવીશું.

પ્રાચીન ભારતમાં જે અદ્‌ભુત મહાત્માઓએ મન, વચન અને કાયાને તદ્દન જીતી લીધા હતા તેમને માનની દૃષ્ટિથી 'જિન'. (જિ એટલે જીતવું) નામ આપવાંમા આવે છે, અને એમના ધર્મને અનુસરનારા 'જૈન' કહેવાય છે. એ મહાત્માઓએ અસંખ્ય જીવોને આ સંસારમાંથી તરાવી દીધા છે, માટે તેઓ 'તીર્થંકર' નામે પણ ઓળખાય છે જૈનધર્મમા ચોવીશ તીર્થંકર માન્યા. તેમાં સૌથી પહેલા ઋષભદેવ, અને છેલ્લા મહાવીર સ્વામી ઋષભદેવજીને બ્રાહ્મણો ચોવીશ અવતારમાના એક ગણે છે અને તેમના અદ્‌ભુત વૈરાગ્યની અને પરમહંસવૃત્તિની બહુ પ્રશંસા કરે છે.

મહાવીર સ્વામીનો જન્મ ઈ૦પૂ૦૫૩૯ અથવા ૫૯૯મા કુંડ ગ્રામમા થયો હતો.

જૈનધર્મનું મહામંડળ તે 'સંઘ' કહેવાય છે. સંઘના ચાર વિભાગ છે.(૧) સાધુ, મુનિ-યતિ-શ્રમણ (૨) સાધ્વી-આર્યા અથવા આરજા (૩) શ્રાવક (૪) શ્રાવિકા. પહેલા બે વર્ગ સંસાર ત્યજીને વૈરાગ્ય અને તપના તીવ્ર નિયમ પાળે છે. છેલ્લા બે, સંસારમા રહી મુનિઓનો ઉપદેશ સાંભળે છે.

જૈનધર્મના મુખ્ય પન્થ બે છે. શ્વેતામ્બર અને દિગમ્બર. સફેદ કપડાં પહેરનાર શ્વેતામ્બર, અને દિશાઓ એજ જેમનું વસ્ત્ર છે, એટલે કે વસ્ત્ર સરખું પણ શરીર ઉપર ન રાખનારા દિગમ્બર. ત્યાર પછી શ્વેતામ્બર સાધુઓને માનનાર શ્વેતામ્બરી કહેવાયા અને દિગમ્બર સાધુઓને માનનારા દિગ-

મ્બરી કહેવાયા આ ઉપરાત એક ત્રીજી શાખા 'સ્થાનકવાસી' નામની છે, જેઓ મૂર્તિને માનતા નથી

જૈનધર્મમા 'દર્શન' 'જ્ઞાન' અને 'ચરિત્ર' એ ત્રણને 'રત્ન' નામ આપવામા આવે છે

જૈનોમા પાંચ વ્રત મુખ્ય છે (૧)અહિંસા વ્રત(૨) સુનૃત(સત્ય) વ્રત (૩) અસ્તેય વ્રત (ચોરી કરવી નહિ) (૪) બ્રહ્મચર્ય વ્રત (૫) અપરિગ્રહ વ્રત, અર્થાત્ વસ્તુઓ રાખવી નહિ, રખાવવી નહિ અને રાખવામા અનુમોદન કરવું નહિ પોતાની સ્ત્રી ઉપરજ પ્રેમ રાખવો એને ગૃહસ્થાશ્રમનું બ્રહ્મચર્ય વ્રત ગણ્યુ છે ગૃહસ્થોના વ્રતને 'અણુવ્રત' અને યતિઓના વ્રતને'મહાવ્રત' કહે છે

**પાંચ સમિતિ** એટલે સદાચાર જૈન ધર્મમા માન્યા છે ઇર્યાસમિતિ – રાત્રે જીવ–જંતુ પગતળે ચગદાઇ જાય માટે રાત્રે ન ચાલવું ધોરી રસ્તે, જ્યા માણસો જતાઆવતા હોય અને જ્યા જીવજંતુ થોડા વસતા હોય ત્યા દિવસે પણ એવી સભાળથી ચાલવું કે જીવજંતુ પગતળે ચગદાય નહિ

ભાષાસમિતિ.—કોમળ, હિતકારી, મીઠુ અને સત્ય તથા ન્યાયને અનુસરતુ બોલવુ. અસત્ય કે ક્રોધ, અભિમાન, કપટ વગેરે દોષોથી ભરેલુ ન બોલવું

(૩) એષણાસમિતિ —યતિએ એવી રીતે ભિક્ષા માગવી કે જેમાં કોઇ પ્રકારનો દોષ ન થાય

(૪) આદાનનિક્ષેપણાસમિતિ—વસ્ત્રાદિક ચીજો એવી રીતે રાખવી એની લેમૂક એવી રીતે કરવી, કે જેથી કોઇ જાતનો દોષ ન લાગે.

(૫) પરિષ્ઠાપનાસમિતિ—કફમૂત્રાદિક શરીરનો મેલ એવે ઠેકાણે અને એવી રીતે નાખવો કે જેમા કોઈ જાતનું પાપ ન થાય. જૈનધર્મ કહે છે કે મન,વાણી અને કાયાને શુદ્ધ રાખવા તથા તેમને એવી રીતે સાચવવા કે જેથ એમનાદ્વારા કોઈ પણ પ્રકારનો દોષ થવા ન પામે એને ત્રણ ગુપ્તિ કહે છે

પ્રત્યેક મનુષ્યે રાતદિવસ નીચેના ચાર પ્રકારના ભાવ હમેશા પોતાન મનમા લાવવા એવો જૈનશાસ્ત્રોનો ઉપદેશ છે.

(૧) મૈત્રી–પ્રાણીમાત્રમા મિત્રભાવ રાખવો, સર્વના અપરાધ ક્ષમ કરવા, અને કોઈ ઉપર વેર રાખવુ નહિ

(૨) પ્રમોદ—પોતાના કરતા જે ચઢીઆતો હોય તેના પ્રત્યે વિનયથ વર્તી, અર્થાત્ એની સ્તુતિવન્દના અને સેવા કરી આનંદ આપવો

( ૩ ) કારુણ્ય–કરુણા, દયા, દીન, અને દુ:ખી જીવોને ઉપદેશ વગેરેથી સુખ થાય એમ કરવું.

( ૪ ) માધ્યસ્થ્યભાવ:–ઉપેક્ષા કરવી, જેઓ તદ્દન જડ હોઇ ઉપદેશ ગ્રહણ કરી શકે એવા ન હોય તેમના પ્રત્યે ક્રોધ ન આણતા, ઉપેક્ષા કરવી

જૈનધર્મમા વૈરાગ્યને મોટું સ્થાન છે, અને યતિઓને પાળવાના નિયમો બહુ સખ્ત છે ગૃહસ્થોના ધર્મસંબંધી પણ જૈનગ્રંથોમાં બહુ લખાયું છે. બાર ધર્મ ગૃહસ્થોના ગણાવ્યા છે યાત્રા અને વ્રત ઉપર પણ પૂરતો ભાર મૂકવામાં આવ્યો છે. શત્રુંજય પર્વત, ચંપાપુરી, પાવાપુરી, ગિરનાર અને સમેતશિખર એ પાચ તીર્થ એમનામા બહુ પવિત્ર મનાય છે, કેમકે એ તીર્થંકરોની નિર્વાણભૂમિ છે મહાપુરુષોની જન્મ અને નિર્વાણભૂમિ સર્વ દેશોમા પવિત્ર મનાય છે. એવા તીર્થો કેવળ જૈનોને માટેજ નહિ પણ અન્ય હિન્દુઓને માટે પણ તીર્થરૂપ છે.

પોસહ યાને 'પ્રોષધ વ્રત' મહિનામા પાચ વખત અજવાળી પાચમ અને બે ચોદસે કરવાનું હોય છે. એમા ગૃહસ્થે આહાર, શરીરનો ઠાઠમાઠ, સ્ત્રીસંગ, અને વેપાર એ ચાર વાના તજવાનાં છે

જૈનોનું મોટુ વ્રત પર્યુસણ છે એમા ઉપવાસ અને શાસ્ત્રશ્રવણ કરવામાં આવે છે.

ઉપરના વૃત્તાત ઉપરથી જણાશે કે જૈનશાસ્ત્રો બ્રાહ્મણશાસ્ત્રને ઘણી ખરી રીતે મળતા છે. અહિંસા, તપ, અને વૈરાગ્ય ઉપર એ ધર્મમા બહુ ભાર દેવામા આવ્યો છે. સંસારમાં રહેવા છતા સંયમ અને ઇન્દ્રિય નિગ્રહ કરી માનવાત્માએ ઉચ્ચપદે ચઢવુ એ તેમનો ઉદ્દેશ જણાય છે.

તેઓ જગતને અનાદિ માને છે, અને કર્મના મહા નિયમથી બધું ચાલ્યા કરે છે એમ કહે છે. મનુષ્યને કર્યાં કર્મ ભોગવ્યા વિના છૂટકો નથી અને કરીશુ એવું પામીશુ, એ સિદ્ધાત બહુ જોરથી અને વિગતવાર તેઓ સમજાવે છે.

આથી તેઓ જગતનો કર્તા એક ઇશ્વર માનતા નથી, પણ ઋષભદેવ વગેરે રાગાદિ દોષરહિત અને લોકના ઉદ્ધારક એવા જે તીર્થંકરો થઇ ગયા છે તેમને ભગવાન તરીકે પૂજે છે *

*પ્રોફેસર આનંદશંકરભાઇ ધ્રુવના ધર્મવર્ણન ગ્રંથમાંથી આ આખો વૃત્તાંત લીધો છે. એને માટે એમનો ઉપકાર માનવામાં આવે છે.

# रत्न १ लुं-सती अंजना



ચીન કાળમા માહેન્દ્રપુર નામના નગરમાં મહેન્દ્ર નામનો એક રાજા રાજ્ય કરતો હતો તેની રાણી હૃદયસુંદરીના ગર્ભમા અંજનાનો જન્મ થયો હતો. ઘણા પુત્રો પછી એ કન્યાનો જન્મ થયેલો હોવાથી માતપિતાની બહુ લાડકી હતી એમણે એ કન્યાને ઉંચા પ્રકારનું શિક્ષણ આપ્યું હતું. એ શિક્ષણના પ્રતાપે અંજનાસુંદરીમા દેહના સૌન્દર્યની સાથે સદાચારનું તેજ પણ આવ્યુ હતું.

ધીમે ધીમે બાળાએ યૌવનના આંગણામાં પ્રવેશ કર્યો

"ભર જોબનમા તે થઈ, કુંવરી ચતુર સુજાણ,<br>
જૈનમાર્ગમા દીપતી, બોલે મધુરી વાણ."

માતપિતાને ચિંતા થવા લાગી કે આવી રૂપ, ગુણ અને યૌવનસંપન્ન કન્યાને હવે પરણાવવી જોઈએ.

'એ બેટી મુજ વલ્લરી, કેને પરણાવુ જોય,<br>
ઘર વર સરખુ જો મળે, તો જગમાં યશ હોય'

રાજાએ પોતાના મિત્રો અને પ્રધાનોની સલાહ પૂછી અને આદિત્ય નગરના વિદ્યાધર રાજા પ્રહ્લાદના પુત્ર પવનજય સાથે કન્યાનુ લગ્ન કર્યું.

લગ્ન તો થયા, પણ પવનજય અંજનાના ગુણોની કદર કરી શક્યો નહિ. તેના પ્રેમને પારખી ન શક્યો અને લગ્ન કર્યા પછી તરતજ તેનો અનાદર કરવા લાગ્યો પરણ્યા છતા પતિસુખથી વંચિત બનેલી અંજના ચિન્તા અને દુઃખમા દિવસ નિર્ગમન કરવા લાગી કવિ કહે છે કે.–

પ્રીતમ મન મેલ્યા પખે, આદર ન કરે ઉર,<br>
દોષ ગાઢ કરી દાખવે, સાસુ સસરા જોર.<br>
આદર વિણુ દિન અંજના, કાઢે ઘણો કલેશ;<br>
માત પિતા મન મૂંઝવે, વિણુ અપરાધ વિશેષ.<br>
દિન પલટ્યો પલટ્યા સજ્જન, ભાગી હૈયાની હામ,<br>
જેના કરતી ઉમરા, તે નવ લે મુજ નામ.<br>
પ્રીતમવિણુ વિલખી ફરે, જલ વિણુ નાગર વેલ;<br>
વણઝારાની પોઠ જ્યુ, ગયો ધુખંતી મેલ.

આ પ્રમાણે પતિપ્રેમથી રહિત બનીને અંજના વલખાં મારતી હતી. પોતાને અન્યાય કરનાર પતિ પ્રત્યે એને રોષ નહોતો. પતિને જતા આવતાં એ મહેલની બારીએથીજ જોઇને સંતોષ માનતી

એના માતપિતાને પણ એ વાતની ખબર પડી અને તેમણે પુત્રીને પિયેર તેડાવી પણ કુલવધૂનો ધર્મ સુખેદુ:ખે સાસરામાજ, પતિની છાયામાંજ જીવન વ્યતીત કરવાનો છે એમ ધારીને એણે પિયેર જવાનું પસંદ ન કર્યું અને કહેવરાવ્યુ કે

'સ્વામી રે મન માન્યા નહિ, હું તો પિયરે આવીને શું કરૂ વાત તો.'

આ પ્રમાણે વિરહિણીના બાર વર્ષ વહી ગયા. એ સમયમા, રાવણને વરુણની સાથે યુદ્ધ જામ્યું, અને રાવણનો દૂત રાજા પ્રલ્હાદની મદદ માગવા સારૂ આવ્યો. કુમાર પવનંજય પોતાની વીરતા દેખાડવાનો.આ શુભ પ્રસંગ છે એમ ધારીને યુદ્ધમા જવા તૈયાર થયો

માતપિતાને પગે લાગીને એ આયુધશાળામાં ગયો. ત્યાં આગળ એને નિરખવા પતિવ્રતા અંજના ઉભી હતી, પરન્તુ કઠોર હૈયાના પવનંજયે એ સુંદરીના સામું પણ જોયું નહિ, એટલુ જ નહિ

'દૂર ઠેલી તે અલગી પડી, મારગ મેલીને ચાલ્યો છે સાથ તો.

સતી અંજનાને આથી ઘણો ખેદ થયો. એને લાગ્યુ કે આજે તો સ્વામીએ મને પાણીથી પણ પાતળી કરી નાખી. સાસુ સસરાના દેખતાં મારૂં અપમાન કર્યું. લાબા પ્રવાસે જાય છે. યુદ્ધમા જાય છે. મારી સામે એક અમીની દૃષ્ટિથી જોયું સરખું પણ નહિ. હાય ! હવે મારે શું કરવુ. પ્રભુજ મારો એક માત્ર આધાર છે. હું સદાચારપૂર્વક મારૂં જીવન વ્યતીત કરીશ સંયમનું વ્રત લઇશ અને ભગવાનના નામનો જપ કરીશ

એજ પ્રમાણે ઉચ્ચ માર્ગે તેણે પોતાના દુ ખી જીવનને વાળ્યું.

પવનંજય મંત્રી તથા સૈન્ય લઇ રાવણની મદદે ગયો. રસ્તામાં એક સરોવરને તીરે મુકામ કર્યો હતો ત્યા એક ચકવાકીને પતિના વિયોગથી વિલાપ કરતી સાંભળી. એને પણ પત્નીનું સ્મરણ થઇ આવ્યુ. પ્રસંગ જોઇને મંત્રીએ તેના મનમાનો વહેમ દૂર કર્યો અને કુમારને અંજનાના સદાચારની ખાત્રી કરાવીને કહ્યું કે–

"મહા સતી માંહે રે મૂલગી, અહોનિશ સેવતી જિન તણો ધર્મ તો.

પુરુષ પરાયો વાછે નહિ, વચન વરાસે કાંઈ કરો રીસ તો.
શીયલ સરોવરે ઝીલતી એણે મોક્ષગામી જાણી નામ્યું શીશ તો "

મંત્રીના વચનથી કુમારનું ચિત્ત પીગળ્યું. હૃદયમા પશ્ચાત્તાપ ઉદ્ભવ્યો, અને પત્ની પ્રત્યે પ્રેમનો પણ સંચાર થયો. હવે આગળ વધવું તેને માટે દોહેલું થઈ પડયુ. પોતાના ખાતરજ જીવનસર્વસ્વ ગાળનાર સ્નેહાળ પત્નીના દર્શન ગમે તે પ્રકારે પણ કરી આવવા એવો એણે સંકલ્પ કર્યો લાવલશ્કરસહિત પાછો જાય તો લોકો મશ્કરી કરે માટે ગુપ્ત વેશેજ એ મહેલમા ગયો અને અંતઃપુરનાં કમાડ ખખડાવ્યા અંજનાની સખી વસંતમાળાએ જવાબ આપ્યો કે 'કુમાર તો યુદ્ધક્ષેત્રમા ગયા છે અને આવી રાતે મહેલમાં આવી બારણાં ઠોકનાર લંપટ પુરુષ કોણ છે? સવારે રાજાજીને કહીને ખબર લેવરાવીશ,' કુમારે પોતાનો પરિચય આપ્યો, એટલે વસંતમાલાએ તેને અંદર બોલાવ્યો. અંજનાદેવી એ સમયે પૂજામાં બેઠી હતી, ધર્મકાર્યથી પરવારીને એ પતિને પગે લાગી પવનજયે તેની ક્ષમા માગીને જણાવ્યું કે તુ ખરેખર અમૂલ્ય સતી છે. મે તને કડવા અને અણઘટતા વેણ કહીને દુભવી છે. તારો મે ઘણો અનાદર કર્યો છે. મને હવે ઘણોજ પશ્ચાત્તાપ થાય છે દેવિ! મને ક્ષમા કરો!" પતિ હાથ જોડીને નીચે નમવા જતો હતો, તેને રોકીને અંજનાએ કહ્યું

"એવાં હલકા કાં બોલો ઉચ્ચારતો,
જેવીરે પગ તણી મોજડી તે હવી હોવે રે પુરુષ તણી નાર તોઃ

હાથ જોડીને એ આગળ ઉભી અને મીઠાં પ્રેમવચનોથી પતિનો સત્કાર કર્યો ભાત ભાતનાં ભોજન પોતાને હાથે ખવરાવીને, તથા સુદર ગીત ગાઇને પતિને ઘણોજ રીઝવ્યો. કુમારે પણ કામવિહ્વળ પત્નીને સંતોષી અને પ્રેમપૂર્વક યુદ્ધમા જવાની રજા માગી. એ વખતે અંજનાએ કહ્યું "આપ અહિં પધારી ગયા છો ને જો મને ગર્ભ રહી જશે તો હું શો ઉત્તર આપીશ" કુમારે તેને પોતાની વીંટી કહાડી આપીને કહ્યું 'તું જરા પણ બીક રાખીશ નહિ હુ શત્રુઓને જીતીને હમણા પાછો આવું છુ ત્યાંસુધી મારા સ્મારક તરીકે આ વીંટી સાચવજે. "વિદાય થતી વખતે અંજનાએ વીરાંગનાને છાજે એવા શબ્દોમા પતિને પ્રોત્સાહન આપ્યું કે "વહાલા! રણભૂમિમા તમારા શૌર્ય અને પરાક્રમથી બધાને ચકિત કરી દેજો. વરુણના સો પુત્ર સામે લડવા આવશે, પણ તમે પૂઠ દેખાડશો નહિ. વીર પુરુષને માટે પરાજય કરતાં

મરણ વધારે સારૂં છે એ સદા સ્મરણમાં રાખશો. અનેક વર્ષોના વિરહ પછી આપ મને પ્રેમરસનું પાન કરાવી ગયા છો, એજ સંયોગની રાતે તરતજ વિયોગનો વસમો પ્રસંગ આવે છે તેથી મારૂં હૃદય તો ચીરાઇ જાય છે, પણ કર્તવ્ય-પથમાં જતાં તમને રોકવામાં હું અધર્મ ગણું છું. હું ધર્મકાર્યમાં અને તમારી મંગળ કામનામાં મારો સમય ગાળીશ તમે સંસારને તમારી વીરતાનો પરિચય આપી યશસ્વી બની જળહળતી કીર્તી સહિત પાછા ફરશો એટલે મારા બધા દુઃખનો બદલો વળી રહેશે.' વહાલા સુખે સીધાવો અને વિજય પ્રાપ્ત કરો."

પતિને વિદાય કર્યા પછી, અંજના એ ધર્મકાર્યમા ચિત્તને પરોવ્યું.

'શુદ્ધ સામાયિક ઉચરે, કરે ધ્યાન ધર્મનું ઘડી દોઇ ચાર તો.
પાચપર્વી તપ ઉચરે, બારે વ્રત પઢયા તિણે નિરધાર તો.
સાંજે બેસીને સઝાય કરે ભાવના વાર ચિંતવે મનમાય તો
પાછલી રાતે તો પઢે ગુણે, એણી પેરે અંજનાના દિન જાય તો.

અંજનાસુદરીને એક રાતના સમાગમમાજ ગર્ભ રહી ગયો. ગર્ભના ચિન્હ ધીમે ધીમે પ્રગટ થવા લાગ્યા એ જોઈને એની સાસુને શંકા થઇ કે પુત્ર તો યુદ્ધ કરવા ગયો છે અને વહુને ગર્ભ કેવી રીતે રહ્યો ? તેને અંજનાના ચારિત્ર્યવિષે સંદેહ ઉત્પન્ન થયો અંજનાએ વિનયપૂર્વક ખરૂં કારણ જણાવી દીધું, પણ સાસુને વિશ્વાસ ન આવ્યો. તેણે તો પુત્રવધૂનો ઘણોજ તિરસ્કાર કરીને કહ્યું

" જૂઠ મા બોલતું પાપિણી મોહટે કુળે કુનાર,
એહ અનર્થજ તેં કર્યો, તેણે તુજને ધિક્કાર.
આ કાર્ય મોટું તેં કર્યું, લોપી કુલની લાજ,
તુ કુલ ખંપણ ઉપની, પ્રત્યક્ષ દીઠી આજ.
તારૂં મુખ દીઠાં થકાં લાગે અમને પાપ,
ઉલટાં કર્મ સમાચર્યા, ઉપજાવ્યો સંતાપ. "

સાસુના વચન સાંભળીને અંજનાને મૂર્છા આવી ગઇ. જેણે પર પુરૂષનો સ્વપ્ને પણ વિચાર ન કર્યો હોય એવી સ્રીને માટે આથી વધારે કલંક બીજુ કયુ હોય ! સાસુએ જઈને પતિને એ વાત જણાવી. તેણે એક રથમાં બેસાડીને અંજનાને પિયેરભણી વિદાય કરી અને એક પત્રદ્વારા એને કહાડી મૂકવાનુ કારણ પણ વેવાઇને જણાવ્યું.

દુરાચારનો આરોપ મૂકાયલી પુત્રીને ભારતવર્ષમા કયો પિતા સંઘરે ? મહેન્દ્રરાજે પુત્રીનો તિરસ્કાર કરીને ઘર બહારજ કહાડી મૂકી. માતા હૃદયસુંદરીને કાંઇ દયા આવી એટલે એણે પુત્રીને બોલાવી, દિલાસો આપીને ખરી હકીકત પૂછી. એને પુત્રીની નિર્દોષતાની ખાત્રી થઈ, પણ લોકલાજ તથા પતિના ક્રોધનો વિચાર કરીને તેણે પણ પુત્રીને અરણ્યમાજ મોકલી આપી અને તેની સભાળ સારૂ દાસી વસંતતિલકાને સાથે મોકલવાની વ્યવસ્થા કરી.

અંજનાના એ સમયના દુ ખનો પાર રહ્યો નહિ. માતપિતાએ ઘરમા ઉભી રાખી નહિ. સગાવહાલા પડોશી સૌ એની નિંદા કરવા લાગ્યા ભુખે ને તરસે એનો કંઠ સૂકાઇ જવા લાગ્યો. એને ટળવળતી જોઇને ગામના એક બ્રાહ્મણને દયા આવી અને તે પીવાનું પાણી લઈ આવ્યો, પણ ટેકીલી અંજનાએ કહ્યું.—

'પાણી હો બાધવ શું કરૂ નગરમાંહે હું તો નહિ પીઉ નીર તો,
પોળ બાહેર પાણી વાવરૂ પોળ માહે મારા બાપની આણ તો

વસતતિલકાને અજનાનાં માતપિતા તથા ભાઈભાંડુની આ વર્તણુક ઘણીજ અસહ્ય અને અપમાનજનક લાગી. તેણે તેમનો ઘણો તિરસ્કાર કર્યો, પણ અંજનાના હૃદયમાં કોઈના દોષ વસ્યા નહિ. બધાનો બચાવ કરીને તેણે સખીને કહ્યું.—

બાપ માહરો નિર્મળો, એણે કોઇને નથી દીધુ આળ તો,
માતા છે મહારી મહાસતી, પતિવ્રતા ધર્મતણી પ્રતિપાલ જો.
બ ધવ ભક્ત છે બાપના, એમને કોઇને નવ દીજીએ દોષ તો.
પૂર્વે પુણ્ય કીધા નહિ, એ સહુ આપણા કર્મનો દોષ તો.

આ પ્રમાણે કર્મને દોષ દઈને તેણે સતોષપૂર્વક અરણ્યવાસ સ્વીકાર્યો. ત્યા આગળ એને એક સાધુનાં દર્શન થયાં. તેણે એને પૂર્વજન્મનો વૃત્તાત જણાવ્યો અને કયા દોષના પ્રાયશ્ચિત્તરૂપે આ કલક લાગ્યું તે જણાવ્યું. અંજનાની ધર્મવૃત્તિ એથી વધારે સતેજ થઇ અને એ વિશેષ ઉત્સાહથી ધર્માનુષ્ઠાનમા પ્રવૃત્ત થઈ.

એ અરણ્યની ગુફામા અજનાએ એક પુત્રને જન્મ આપ્યો એ પુત્ર બાલ્યાવસ્થાથીજ ઘણો તેજસ્વી અને બળવાન હતો જન્મ પછી તરતજ તેને હનુરૂહ નગરમાં એક વિદ્યાધર લઇ ગયો હતો માટે એનું નામ હનુમાન પાડવામા આવ્યુ. એ હનુમાન તે બળ, પરાક્રમ અને સ્વામિભક્તિ માટે હિન્દુમાત્રના આરાધ્ય મહાવીર હનુમાન

પવનજય યુદ્ધમા વિજય મેળવીને પાછો આવ્યો, ત્યારે એને ખબર પડી કે પિતાએ અંજના દેવીને મિથ્યા આળ ચઢાવીને કહાડી મૂકી છે. એથી એને ઘણો શોક થયો, અને અંજનાના નામનું રટણ કરતો એની શોધમાં વનેવન ભટક્યો. આખરે ક્યાંહી પત્તો ન લાગ્યો ત્યારે એવી સતી પત્નીના વિરહ કરતાં મૃત્યુ હજાર દરજ્જે સારૂ છે, એમ ગણીને આત્મઘાત કરવાનો સંકલ્પ કર્યો. એવામાજ એનો પિતા ત્યા પહોચી ગયો, અને આત્મઘાત એ મહાપાપ તથા કાયરતાનુ લક્ષણ છે, એમ સમજાવીને એને ચિતામા પડતા રોક્યો

એવામાં અંજના સુંદરીનો આશ્રયદાતા પ્રતિસૂર્યવિદ્યાધર પણ એ સતીને લઇને ત્યા આવી પહોચ્યો, અને એણે કેવી પવિત્રતાથી ધર્માચરણપૂર્વક જીવન ગાળ્યુ છે તે જણાવ્યુ, તથા હનુમાનના જન્મ અને બાળ પરાક્રમનો વૃત્તાંત સંભળાવ્યો પવનજયના હર્ષનો પાર રહ્યો નહિ અંજનાદેવીના દુઃખનો હવે અંત આવ્યો

વિદ્યાધર પ્રતિસૂર્યના આગ્રહને માન આપીને પવનજય પત્ની તથા કુમાર હનુમાનસહિત કેટલાક સમય સુધી ત્યા રહીને પછી પોતાની રાજધાનીમાં ગયો

હનુમાનને માતપિતા તરફથી સારૂં શિક્ષણ મળ્યું હતું એમણે રામચન્દ્રજીની કેવી ઉત્તમ સેવા કરી તે જાણીતું છે

હનુમાન મોટો થતા પવનંજયે તેને રાજ્ય સોપીને દીક્ષા ગ્રહણ કરી. અંજનાસુંદરીએ પણ એક વિદ્વાન મુનિ પાસે દીક્ષા લીધી અને કર્મનો ક્ષય થવાથી મોક્ષને પામી.*

---

## रत्न २ जुं–धारिणी ( पद्मावती )



આ સન્નારી ચંપાપુરીના રાજા દધિવાહનની સ્ત્રી અને ચેટક રાજાની પુત્રી હતી તેનું બીજું નામ પદ્માવતી હતું. એ ચિત્રવિદ્યા, શિલ્પકાર્ય અને ધર્મશાસ્ત્રનું સારૂં જ્ઞાન ધરાવતી હતી તેનામા હિંમતનો ગુણ પણ અધિક હતો. તે દુઃખથી કાયર થાય એવી નહોતી. સ્થિતિને અનુકૂળ થઇને સદા પ્રસન્ન રહેતી. તે ઠરેલ, પાકી અને સાવધ હતી. સંકટ સમયે નહિ ગભરાતાં બને

---

* હનુમાનજનની અંજનાનુ આ ચરિત્ર જૈનગ્રંથો ઉપરથી લેવામાં આવ્યું છે હિન્દુઓ પણ હનુમાનની માતાનુ નામ અંજના અને પિતાનુ નામ પવન માને છે. જૈનદૃષ્ટિએ લખાયલું એ સતીનું ચરિત્ર અમને બોધક જણાયાથી એનેજ સ્થાન આપ્યુ છે.

તેટલો ઉપકાર કરે તેવી ને વ્યવહારમાં કુશળ હતી. તેનામા પુરુષના જેવું શૌર્ય હતું તેના પિતા ચેટક રાજાએ તેને ઘણા સારા પ્રકારની કેળવણી આપી હતી સતી ધારિણીનું ચારિત્ર્ય પણ ઘણું શુદ્ધ હતું

સતી ધારિણી પોતાના પતિ દધિવાહન ઉપર પવિત્ર અને શુદ્ધ પ્રેમ રાખતી હતી, અને પતિનો પણ તેના ઉપર એવોજ પ્રેમ હતો. દંપતી પરમ સુખમા ગૃહસ્થાશ્રમ ચલાવતા હતા.

સતી ધારિણીને વસુમતી નામની એક પુત્રી થઈ હતી કેળવાયલી માતાએ પુત્રીને પણ સારૂ શિક્ષણ આપીને ઉચ્ચ સંસ્કારવાળી બનાવી હતી.

પરન્તુ સતી ધારિણીના સુખના દિવસ ઝાઝો વખત ટક્યા નહિ. તેના પતિ રાજા દધિવાહનને કૌશાંબી નગરના રાજા શતાનીક સાથે વૈર બંધાયું. રાજા શતાનીક દધિવાહનના ઉપર ચઢી આવ્યો. બન્ને રાજાઓ વચ્ચે ભયાનક યુદ્ધ થયું આ યુદ્ધમા રાજા દધિવાહન પરાજીત થઈને નાસી ગયો. રાજા શતાનીકે નગરને લૂટયુ, અને તેના એક સુભટે રાજાના મહેલમા જઈને રાણી ધારિણી તથા રાજકન્યા વસુમતીને પકડયા. સતી ધારિણીનું અનુપમ સૌન્દર્ય જોઇને તે સુભટ મોહિત થઇ ગયો અને તેમને શરણ આપવાનું બહાનુ બતાવીને એક જંગલમા લઈ ગયો. ત્યા જઈને તેણે સતી ધારિણીને કહ્યું ‘ સુંદરિ ! આ વખતે તારૂ આ સ્થળે કોઇ પણ નથી. જો તું કોઇ પણ જાતની આનાકાની કરીશ તો ઘણી દુઃખી થઇશ. માટે તું મારી સ્ત્રી થા. ’ સુભટના આવા વચન સાભળીને ધારિણી કંપી ઉઠી, તથાપિ તેનામા હિંમતનો ભારે ગુણ હોવાથી તે ગુસ્સો કરીને સુભટપ્રત્યે બોલી.—‘દુષ્ટ દુરાચારી ! આવા કુવચન બોલનારી તારી જીભને છેદી નાખ. હું કોણ છુ, તે તું જાણતો નથી ! હું શુદ્ધ ક્ષત્રીઆણી છુ. મારા ઉભય કુળ શુદ્ધ અને નિષ્કલંક છે હું હમેશા પ્રભુની ભક્તિ કરનારી છુ. હે દુષ્ટ ! તું અજ્ઞાની જણાય છે. તને હિંદુ સ્ત્રીઓના પતિવ્રતાધર્મના મહિમાનુ જ્ઞાન નથી નહિ તો તું આવા દુર્વચન બોલત નહિ. ’ આ ઉપરાત બીજી પણ અનેક રીતે ધર્મની વાતો કહીને સતી ધારિણીએ સુભટને ઉપદેશ આપ્યો, પણ એ તો એટલો બધો કામાંધ થઈ ગયો હતો કે સતીના સદુપદેશે તે પાષાણ હૃદયના સુભટ ઉપર જરા પણ અસર કરી નહિ. એ દુરાચારી સુભટ સતી ધારિણી ઉપર બળાત્કાર કરવા ગયો એટલે ધારિણીએ પોતાનું શિયળ સાચવવા સારૂ પોતાની જીભ કરડીને પ્રાણનો ત્યાગ કર્યો. સતીત્વની ખાતર પ્રિય પ્રાણનો ત્યાગ કરનાર પતિવ્રતા સન્નારી ધારિણીને ધન્ય છે !

# रत्न ३ जुं–चंदनबाळा (वसुमती)



આગલા ચરિત્રમા જે ધારિણી દેવીનો પરિચય અમે આપી ગયા છીએ તેજ પરમ સતીના ગર્ભમા તેનો જન્મ થયો હતો એનું બાલ્યાવસ્થાનું નામ વસુમતી હતું.

શતાનીક રાજાની સાથેના યુદ્ધમા વસુમતીનો પિતા નાસી ગયો. તેનું કુટુંબ શત્રુના એક સુભટના હાથમાં આવ્યું, અને ધારિણીએ પોતાનું શિયળ સાચવવા ખાતર પ્રાણ તજ્યો એ આપણે આગલા ચરિત્રમા જોઇ ગયા છીએ

માતાના મૃત્યુથી વસુમતીને ઘણોજ શોક થયો અને તે હૃદયવિદારક વિલાપ કરવા લાગી એના વિલાપથી પેલા સુભટને પણ દયા આવી, તેના મનમાથી કામવિકાર જતો રહ્યો અને તેણે વસુમતીને પોતાની બેન સમાન ગણીને ઘેર રાખવાનું વચન આપ્યું.

સુભટ તો તેને શુદ્ધ દાનતથી પોતાને ઘેર લઇ ગયો હતો, પણ એની પત્નીને શંકા થઈ કે આ સ્વરૂપવતી સ્ત્રીને મારો પતિ ઉપપત્ની તરીકેજ લાવ્યો છે. પોતાના ઉપર શોક્યનું સાલ આવ્યું એ એનાથી સહન થઈ શક્યું નહિ. એણે પતિને ઘણો ધમકાવ્યો અને નહિ માને તો રાજાને ખબર આપવાની બીક બતાવી. પોતાના ઉપર લંપટપણાનો નાહકમા આરોપ આવશે એ શંકાથી સુભટ વસુમતીને બજારમાં દાસીતરીકે વેચવા ગયો.

વસુમતી પરમ સ્વરૂપવતી હતી. એવી સૌન્દર્યવતી યુવતીને ખરીદવા માટે ઘણા લોકો એકઠા થયા. એમા અનેક વેશ્યાઓ પણ હતી. તેઓ વસુમતીને માટે ગમે તેટલું મૂલ્ય આપવા તૈયાર હતી. આખરે એક વેશ્યાએ સુભટને મોંમાગ્યું મૂલ્ય આપીને વસુમતીને ખરીદી લીધી. વેશ્યાએ તેને પોતાની સાથે જવા કહ્યું ત્યારે રાજકન્યા વસુમતીએ પૂછ્યું બેન તમે કોણ છો ? તમારું કુળ કેવું છે ? ન્યાતે કોણ છો ? વેશ્યા વચમાજ બોલી ઉઠી “ તારે મારા કુળને જાણીને શું કરવું છે ? મે તને ખરીદી લીધી છે. હવે હું તારી માલિક છું. અમારા કુળમાં ઉત્તમોત્તમ પટકુળ પહેરવાનાં મળશે, પાન ખાવાને મળશે, ભાત ભાતનાં સ્વાદિષ્ટ ભોજન આરોગવાને મળશે. અમારા જેવાં ભોજન તો રાજાઓના મહેલોમાં પણ મળતાં નથી. ” વસુમતીની હવે ખાત્રી થઈ કે આ તો પોતાના અને બીજી નારીઓના રૂપનોજ વેપાર કરનારી વેશ્યા છે. ગમે તે થાય તોપણ વેશ્યાની સાથે નહિ જવાનો એણે નિશ્ચય કર્યો. વેશ્યાએ

તેના ઉપર જોરજુલમ કરવામાંડયો, ત્યારે વસુમતીએ એકાગ્રચિત્તે પ્રભુની પ્રાર્થના કરી અને તેનીજ સહાયતા માગી સત્યસંકલ્પ હોય, શુદ્ધ એકાગ્રચિત્તે પ્રાર્થના થાય તો પ્રભુ જરૂર વારે ધાય છે, જોતજોતામા એક બાણુ આવ્યું અને તેનાથી વેશ્યાનું નાક ઉડી ગયુ એની એ સ્થિતિ જોઈને બીજી વેશ્યાઓ પણ ડરી અને એ વેશ્યાને લઇ ત્યાથી ચાલી ગઈ. સુભટ તેને બીજા બજારમા લઇ ગયો. ત્યા ધનાવહ શેઠે તેને દાસીતરીકે ખરીદવાની ઈચ્છા જણાવી ધનાવહ શેઠને ત્યા જે કામ કરવાના હતા તે શુદ્ધ અને જૈનધર્મને અનુસરતાં હોવાથી વસુમતીએ તેને ઘેર જવાનું પસંદ કર્યું.

વસુમતી શેઠની સાથે ઘેર ગઈ. શેઠે તેને પોતાની પત્નીને સોપી કે આ પુત્રીનું કાળજીપૂર્વક પાલન કરજે શેઠની પત્ની મૂળા બહુ વહેમી સ્વભાવની હતી એને શંકા થઈ કે હુ વૃદ્ધ થવા આવી છુ, અને આ સુંદરી પરમ યુવતી છે. જતે દહાડે શેઠની દાનત બગડશે અને એ એની સાથે વરશે તો મારી બહુ દુર્દશા થશે

એક દિવસ મૂળા બહાર ગઈ હતી ચંદનબાળા શેઠને પિતારૂપ ગણીને તેમના પગ ધોઈ રહી હતી ધોતાં ધોતા એની વેણી ભોયપર પડી તે શેઠે પોતાના હાથમા લીધી એવામા મૂળા શેઠાણી ત્યા આવી પહોચ્યા. એની શંકા દૃઢ થઈ. આ વસુમતીરૂપ સાલને ઉગતાજ છેદવું એવો એણે નિશ્ચય કર્યો.

બીજે દિવસે શેઠની ગેરહાજરીમા મૂળાએ હજામને બોલાવી વસુમતીનું મસ્તક બોડાવી નાખ્યુ અને પગમા બેડી નાખીને તેને ભોયરામા પૂરી દીધી. શેઠે બહારથી આવીને પૂછયું તો જણાવ્યું, કે એ રમતિયાળ છોકરી છે ગમે ત્યા ચાલી ગઈ છે હશે ચાલો, એ ગઇ તો ભલા ગઈ. નહિ તો એવી સ્વરૂપવતી છોકરીને આપણે ઘેર રાખ્યાથી કોઇ દિવસ કલંક લાગત શેઠને એના ઉપર ઘણી પ્રીતિ હતી એટલે એણે કહ્યું કે ચંદનબાળા નહિ મળે ત્યાંસુધી હુ ભોજન નહિ કરૂં.

પેલી તરફ ભોયરામા પડી પડી વસુમતી પોતાના ભાગ્યનેજ દોષ દેતી હતી. મારાં પૂર્વજન્મના કર્મ ખરાબ હશે, નહિ તો આમ એક પછી એક દુઃખ કેમ પડે! ખેર! પ્રભુ જે કરે છે તે સારા માટે કરે છે. મને આવું એકાન્ત સ્થાન મળ્યું છે તો હુ નિર્વિઘ્ને ધર્મસાધના કરીશ. મારા દૂષિત આત્માને પ્રભુના ચરણમાં સમર્પી શુદ્ધ બનીશ. એમ કરતાં કરતાં આ દેહનો અંત પણ આવશે તો આવતે જન્મે મારો ઉદ્ધાર થશે.

આ પ્રમાણે વિચારીને તેણે ' પંચપરમેષ્ઠી નમસ્કાર ' રૂપ નવકાર મંત્રનો જપ કરવાનો આરંભ કર્યો. એ ભોંયરામાં એને ત્રણ ઉપવાસ થયા મહામંત્રના જપ તથા ઉપવાસથી એના પૂર્વ જન્મનાં પાપકર્મનો ક્ષય થયો.

હવે પુણ્યનો ઉદય થતાવાર બધા અનુકૂળ સંયોગો ઉપસ્થિત થયા. શ્રીવીરપ્રભુ ગુપ્ત વેશે વિચરતા પોતે વદી પડવાને દિવસે કોશામ્બી નગરીની બહાર પધાર્યા ત્યા એમણે એવો અભિગ્રહ કર્યો કે 'જે કોઇ સ્ત્રી ઉંબરા ઉપર બેઠી હોય, એક પગ ઘરની અંદર અને એક બહાર હોય, રાજપુત્રી હોવા છતા પણ દાસીપણું પામી હોય, પગમા બેડી હોય, મસ્તક મુંડાવેલું હોય, અને રોદન કરતી હોય એવી સ્ત્રી મને આઠમને દિવસે સૂપડાના ખૂણામાથી અડદના બાકળા વોરાવે તોજ મારે પારણુ કરવું

પેલી તરફ ચંદનબાળાને નહિ દીઠાથી શેઠે ત્રણ દિવસ ઉપવાસ કર્યા એટલે એક દાસીએ દયા આણીને તેને બધો વૃત્તાંત જણાવી દીધો. શેઠે ભોંયરૂં ઉઘડાવ્યુ તો દેવી ચંદનબાળા એકાગ્રચિત્તે પ્રભુનું ધ્યાન ધરી રહી હતી. એનાં નેત્રમાથી પ્રેમાશ્રુની ધારા વહી રહી હતી.

શેઠ તેને બહાર લાવ્યા, અને શેઠાણી બારણે તાળા વાસીને ગયેલા હોવાથી તેને ઉંબરા ઉપર બેસાડી. દાસીને કાંઈ ભોજન આણવા આજ્ઞા કરી દાસીની પાસે બીજો કાંઈ ખોરાક નહિ હોવાથી એ રાધેલા અડદના બાકળા લઈ આવી. શેઠે સૂપડામા નાખીને તેજ રાજકન્યાની આગળ ધર્યા.

પવિત્ર ચંદનબાળાએ વિચાર્યું કે આજ પર્વ દિન છે. આટલા ઉપવાસ પછી મારે પારણા કરવાનો પ્રસંગ આવ્યો છે તો કોઈ શુદ્ધ ચિત્તના અતિથિને આ ભોજન આરોગાવીને પછી હુ પારણુ કરૂં તો ઠીક એના મનમા એ સંકલ્પનો ઉદય થયો એવામાજ શ્રીવીરપ્રભુ ત્યા પહોચ્યા એમના દર્શનથી ચંદનબાળાનો હર્ષ માયો નહિ. તેણે તેમનો ઘણો આદરસત્કાર કર્યો, અને ભોજન વહોરવાને પ્રાર્થના કરી, પણ પોતે ધારી રાખેલા અભિગ્રહમા એક રુદન બાકી રહેલું હોવાથી વીરપ્રભુ પાછા ફર્યા એટલે ભક્ત-હૃદયા ચંદનબાળાનાં નેત્રમાં આંસુ આવી ગયાં કે હાય, આવા યોગ્ય અતિથિ મારી પ્રાર્થનાનો અસ્વીકાર કરીને પાછા જાય છે. વીરપ્રભુએ જોયું, કે પોતે ધારી રાખેલા આ બધા યોગ આ યુવતીમાં મળી ગયા એટલે પ્રસન્ન થઇને તેમણે તેની પ્રાર્થના સ્વીકારીને પારણું કર્યું. તેમણે ચંદનબાળાની દ્રઢતા અને ધર્મશ્રદ્ધાની ઘણી પ્રશંસા કરી. એમના આશીર્વાદથી એના પગની બેડી સોનાની

થઈ ગઈ અને શિરમા નવા કેશ આવી ગયા.

મહાવીરસ્વામીને પ્રથમ પારણું કરાવનાર આ સતીના જીવનને બધાં ધન્ય ગણવા લાગ્યાં. ચંદનબાળા પણ આ પ્રસંગથી પોતાના જીવનને સફળ થયેલું સમજવા લાગી. એ ઘણી ઉદાર હૃદયની સ્ત્રી હતી પોતાને દુઃખ દેનારી શેઠાણી મૂળાને તેણે શાપ ન દીધો; પણ પોતાને મહાવીરસ્વામીની આવી સેવા કરવાનો શુભ પ્રસંગ મળ્યો તેનું મૂળ કારણ મૂળાને ગણીને તેનો ઘણો ઉપકાર માન્યો.

કેટલોક સમય ધનાવહ શેઠ તથા મૂળાદેવીની પ્રેમમયી છાયામા વ્યતીત કરીને ચંદનબાળાએ શ્રીમહાવીરસ્વામી પાસે ચારિત્ર્ય લીધુ. એનુ ઉદાહરણ જોઇને શતાનીક રાજાની રાણી મૃગાવતીએ પણ દીક્ષા લીધી

ચંદનબાળાને પણ પાછળથી કૈવલ્યજ્ઞાન પ્રાપ્ત થયું હતુ, અને એ મુક્તિને પામી હતી.

એ પવિત્ર સતીના પુણ્યનામને આજ પણ જૈન લોકો શ્રદ્ધાપૂર્વક દરરોજ ધાર્મિક પ્રસંગે સ્મરણ કરે છે.

## रत्न ४ थुं–मदनरेखा




સુદર્શનપુરના રાજા મણિરથના નાનાભાઇ યુગબાહુની પત્ની હતી રૂપમા એ અતિ આકર્ષક અને સ્વભાવે ઘણી સુશીલ હતી. તેનો પતિ પણ ઘણો ધાર્મિક વૃત્તિનો હતો. દંપતિનો સંસાર સુખમા વ્યતીત થતો હતો.

રૂપ પણ સંસારમા ઘણી ખરી વખત સ્ત્રીઓને માટે દુઃખનુંજ કારણ થઈ પડ્યુ છે, પણ સતી સ્ત્રીઓને પોતાના શીલરૂપી સદ્ગુણનો પરિચય આપવાનો પ્રસંગ પણ એવી આપત્તિઓમાંજ આવે છે.

મદનરેખાના સાૈન્દર્યથી મુગ્ધ થઇને એના જેઠ મણિરથની દાનત બગડી. એ દુષ્ટના મનમાં નાનાભાઇની વહુ માટે અધમ વિકાર ઉત્પન્ન થયો અને તેણે મદનરેખાને લલચાવવા સારૂ દાસીની સાથે કિંમતી વસ્ત્રાલંકાર વગેરે ભેટ મોકલી. મદનરેખાએ રાજાનો પ્રસાદ ગણીને નિર્દોષપણે તેનો સ્વીકાર કર્યો, ત્યાર પછી રાજાની દૂતિ બીજીવાર તેની પાસે ગઇ અને રાજાની તેના પ્રત્યેની આસક્તિ કહી સંભળાવી. સતી મદનરેખાને એ વચન બાણ જેવાં

લાગ્યા. એના ક્રોધ અને શોકનો પાર રહ્યો નહિ. એણે દાસીને કહ્યું “મહારાજા સાહેબને મારા જેઠ થઇ આવો અધમ સંદેશો મોકલતાં શરમ નથી આવતી ? વેશ્યાઓના બંધુઓ પણ તેની પાસે જવાની ઇચ્છા રાખતા નથી. સગપણની એટલી શરમ તો એમને પણ હોય છે, જે સ્ત્રીમાં શિયળ સાચવવાનો ગુણ નથી તે સ્ત્રી નરકગામી થાય છે. તારા રાજાને અંતઃપુરમાં સુંદર સ્ત્રીઓ હોવા છતાં પરસ્ત્રીને ભોગવવાની ઈચ્છા કેમ થઈ ? મારા સ્વામિનાથ હજુ હયાત છે. એમના છતાં જે કોઇ મારા ઉપર કુદૃષ્ટિ કરશે તે જરૂર મરણ પામશે. કોઇ મારા ઉપર બળાત્કાર કરશે તો હું પ્રાણ ત્યજીશ પણ આ દેહને તો પરપુરુષનો સ્પર્શ નહિ થવા દઉં ઉત્તમ પુરુષો તો આ લોક કે પરલોકમાં વિરુદ્ધ આચરણ કરતાજ નથી, કેમકે જીવહત્યા, અસત્ય વચન, પરદ્રવ્યહરણ અને પરસ્ત્રીગમન એ ચારે વાના નરકમાં લઇ જનારા છે. વળી રાજા રાજાએ તો કદિ પણ પારકી સ્ત્રીની ઈચ્છા ન કરવી જોઇએ, કેમકે એના દાખલાનું બધા પ્રજાજનો અનુકરણ કરે છે.”

દાસીએ જઇને રાજાને બધી હકીકત કહી સંભળાવી. કામવશ રાજાની મતિ બગડતીજ ગઈ. એણે વિચાર્યું કે ભાઇ જીવે છે ત્યાંસુધી મદનરેખા વશ થવાની નથી. માટે એનુંજ કાસળ કહાડવું જોઈએ વિવેકબુદ્ધિશૂન્ય રાજા સગા ભાઇનો વધ કરવા તૈયાર થયો !

એક દિવસ મદનરેખાએ સ્વપ્નમા પૂર્ણ ચન્દ્રને જોયો. એ સ્વપ્નની વાત એણે પોતાના પતિને કહી. પતિએ તેનું ફળ દર્શાવ્યું કે તને ચન્દ્રમા જેવો સૌમ્ય ગુણવાળો પુત્ર પ્રાપ્ત થશે.

સગર્ભાવસ્થામા મદનરેખા જિનેન્દ્રની પૂજા, ગુરુઓની વંદના તથા ધર્મકથાનું શ્રવણ કરતી હતી. સગર્ભાવસ્થાના માતાના વિચારોની અસર ગર્ભમાંના બાળક ઉપર બહુ થાય છે. અસ્તુ !

એ અવસ્થામાં મદનરેખા પતિની સાથે એક દિવસ બગીચામા વિનોદ કરી રહી હતી, ત્યાં આગળ દુષ્ટમતિ મણિરથ રાજા ગયો. ભાઈ યુગબાહુ તેને મળવા સામો ગયો, એટલે મણિરથે તેને વાતચીતમાં નાખીને અચાનક તેના ઉપર ખડ્ગનો ઘા કર્યો, અને પછી જાણે ભૂલમાજ એ બનાવ બની ગયો હોય એમ ઢોંગ કરીને રોવા લાગ્યો. મદનરેખાએ પતિની આ દશા જોઇને કલ્પાંત કરવા માંડ્યું. તેને જોઇને તેના નોકરો રાજાને મારવા તૈયાર થયા, પણ ઉદાર હૃદયના યુગબાહુએ તેમને વાર્યા.

યુગબાહુના પુત્ર ચંદ્રયશાને ખબર પડતાવાર એણે આવીને પિતાના ઘાને મલમપટા માર્યા. મદનરેખાએ પણ પતિની ઘણીજ સેવા કરી એટલુંજ નહિ પણ જ્ઞાનામૃતવડે તેનું દુ:ખ ઓછુ કર્યું. તેણે પતિને દિલાસો આપ્યો, કે "આપે જરા પણ શોક ન કરવો જીવ કરેલા કર્મથી છૂટતો નથી. મનુષ્ય આ જીવનમા જે સુખ ભોગવે છે તે આગલા જન્મોના કર્મનુ જ પરિણામ છે, માટે આપે મન, વચન, કર્મથી જાણે અજાણે જે કાંઈ પાપ કર્યા હોય તેની ક્ષમા માગો કોઈની પ્રત્યે રાગ કે દ્વેષ રાખો નહિ ! કોઇએ આપને દુઃખ દીધુ હોય, દુભાવ્યા હોય તેને ઉદાર ચિત્તથી ક્ષમા કરો દુનિયામા બધા અને પદાર્થ બધા સુખ ચળ છે, ધર્મજ અચળ છે માટે ધર્મનુ શરણ લઇ આપે ધૈર્ય ધારણ કરવું." આવી રીતે ધર્મનો અનેક બોધ આપીને પતિને અન્તકાળમા શાન્તિ પહોંચાડી ઘાથી થયેલી ઇજામાથી યુગબાહુ સાજો ન થયો, પણ પત્નીના મીઠાં વચનોથી એના આત્માને ઘણી શાન્તિ વળી અને એક પ્રભુનું ધ્યાન ધરતો મૃત્યુ પામ્યો.

પતિવિયોગથી મદનરેખાને ઘણોજ ખેદ થયો તેણે ઘણોજ વિલાપ કર્યો, પણ હવે વખત ખોવા જેવુ નહોતું કામાધ જેઠનો વિશ્વાસ એ કરી શકે એમ નહોતું માટે એ ત્યાથી નીકળી પડી, અને અજાણ્યા જગલમાં પોતાના શીલના રક્ષણ સારૂ રહી. ત્યા તેને એક પુત્ર થયો. એ પુત્રને પતિના નામની વીંટી પહેરાવી એક ઝાડની છાયામા સુવાડીને પોતે નદીમા સ્નાન કરવા ગઇ. ત્યા આગળ એક વિદ્યાધર એના રૂપ ઉપર મોહી પડ્યો. તેણે મદનરેખાને ઘણી લાલચ બતાવીને પોતાની પત્ની બનવા કહ્યું. મદનરેખાએ તેની સાથે યુક્તિથી કામ લીધું પ્રથમ પોતાને નદીશ્વર બેટમાં લઇ જવા કહ્યું, અને જણાવ્યું કે ત્યા જઇને દેવતાઓને નમસ્કાર કર્યા પછી હું તારા કહેવા પ્રમાણે કરીશ વિદ્યાધર પોતાના વિમાનમા બેસાડીને એને ત્યાં લઇ ગયો મદનરેખાએ ત્યા આગળ ભક્તિભાવથી દેવતાઓનું પૂજન કર્યું. વિદ્યાધરનો પિતા મણિચૂડ મુનિ ત્યા હતો. એને પોતાની દિવ્ય શક્તિથી પુત્રના પાપી વિચારની ખબર પડી ગઇ તેણે પરસ્ત્રીગમનનો વિચાર સરખો કરવો એ કેવું પાપ છે એ માર્મિક શબ્દમાં બોધ આપીને સમજાવ્યું. પરસ્ત્રીગમનથી મનુષ્ય નરકમાંજ જાય છે, મનુષ્ય આ લોકના સુખનેજ જુએ છે, પરભવનો વિચાર કરતો નથી, તેથીજ એ ગોથાં ખાય છે. વગેરે તત્ત્વો એવી સારી રીતે સમજાવ્યા કે મણિપ્રભ વિદ્યાધરના ઉપર તેની સંચોટ

અસર થઈ અને તેણે મદનરેખાની ક્ષમા માગી કે હવેથી તું મારી બેન છે. હું તારી શી સેવા કરૂં તે બતાવ મદનરેખાએ કહ્યુ "તમે મને તીર્થના દર્શન કરાવીને મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે, અને સગા ભાઇની ગરજ સારી છે માટે હું આપનો બહુજ ઉપકાર માનુ છું "

આ તીર્થસ્થાનમા મુનિ પાસેથી મદનરેખાએ પોતાના પુત્રનો પણ પત્તો મેળવી લીધો. મદનરેખાના મનમા જન્મમરણ, જરા, રોગ, અને શોકથી વર્જિત નિરુપાધિ અને અચળ મોક્ષનું સુખ પ્રાપ્ત કરવાની ઈચ્છા ઉત્પન્ન થઇ હતી, પરંતુ પુત્ર પ્રત્યેના સ્નેહને લીધે એકવાર તેને મળવાની ઉત્કંઠા હતી એટલા સારૂ એ મિથિલા નગરીમા ગઈ. ત્યા આગળ એક વિદુષી સાધ્વી વસતા હતા. મદનરેખાએ તેમના દર્શન કર્યા તેમણે એને ધર્મોપદેશ કર્યો, એ બોધની એવી અસર થઇ કે પુત્ર માટેની આસક્તિ પણ જતી રહી, અને તેણે કહ્યુ કે પુત્ર ઉપરનો સ્નેહ પણ વારંઘડીએ જન્મવા અને મરવાનું કારણ થઈ પડે છે, એમ આપે જણાવ્યું છે, અને સંસાર અસાર છે એ મેં પહેલેથી જાણ્યુ છે. આ ભવચક્રમાં ફરતા ફરતા પ્રાણીઓને પતિ, પુત્ર આદિ સંબંધો અનેકવાર થયા છે, થાય છે અને થશે. આ પુત્રને મે અનેકવાર જન્મ આપ્યો છે અને તેણે પણ મને અનંતવાર જન્મ આપ્યો હશે. વળી હું કોણ, કયાથી આવ્યો, મારી માતા કોણ, મારા પિતા કોણ એમ વિચાર કરતા આ સંસાર સ્વપ્નસમાન જણાય છે સ્રી પરભવની બેડી છે, સગાસબંધીઓ બંધન છે, વિષયો વિષ સમાન છે, છતાં અજ્ઞાન મનુષ્ય સંસારમા મોહ રાખીને ફસાઈ પડે છે. આવો વિચાર કરીને મદનરેખાએ પુત્રને મળવા જવાનો વિચાર પણ માંડી વાળ્યો અને એ સાધ્વી પાસેજ ચારિત્ર ગ્રહણ કર્યું ત્યાર પછી એનું નામ સુવ્રતા પાડવામા આવ્યું

મદનરેખાનો નાનો પુત્ર, જેને તે અરણ્યમાં મૂકી આવી હતી, તે પદ્મરથ રાજાના હાથમા આવ્યો હતો. તેણે તેનું નામ નમિ પાડ્યુ હતું, અને સર્વ વિદ્યામા પારંગત બનાવ્યો હતો વળી ઉત્તરાવસ્થામાં પોતે વાનપ્રસ્થ થઇને એનેજ રાજ્ય સોંપ્યું હતું.

મદનરેખાનો મોટો પુત્ર ચન્દ્રયશા કાકા મણિરથનું અકાળ મૃત્યુ થતાં તેની ગાદીનો વારસ થયો હતો. એક પ્રસંગે એક હાથીની બાબતમા એની અને નમિની વચ્ચે યુદ્ધ જામ્યું. મદનરેખાને તેની ખબર પડી. એણે વિચાર્યું કે આ બન્ને સગા ભાઇઓ નાહક એક બીજાના ઉપર શસ્ત્ર ઉગામશે. વળી આ

યુદ્ધમા હજારો નિર્દોષ જીવની હિંસા થશે સાધ્વીની રજા લઈને પોતે યુદ્ધ-ક્ષેત્રમા પહોચી, અને ચંદ્રયશા તથા નમી બન્નેને બોધ આપ્યો, તથા તેઓ સગા ભાઈ છે એની પણ ખાત્રી કરી આપી. યુદ્ધ શમી ગયું ચંદ્રયશાએ પોતાના નાના ભાઈને રાજપાટ સોંપીને ધર્મની દીક્ષા લીધી. કેટલાક સમય પછી નમીરાજને પણ સંસાર ઉપર વૈરાગ્ય ઉપજ્યો અને તેણે પણ મોટા ભાઇ તથા માતાનુંજ અનુસરણ કર્યું. પુત્રને રાજ્ય સોપીને ધર્મનું સેવન કરવામાંજ એણે જીવન ગાળ્યુ. એ ઘણો સયમી અને જ્ઞાની નીવડ્યો.

પોતાના બન્ને પુત્રો ધાર્મિક વૃત્તિના, નિર્લોભી અને કર્તવ્યપરાયણ નીવડ્યા. એ જોઈને મદનરેખાને ઘણોજ આનંદ થયો. એ પોતે પણ સર્વ કર્મનો ક્ષય કરી કેવળ જ્ઞાન પામી મોક્ષની અધિકારી બની.

---

## रत्न ५ मुं–मृगावती



સતી મૃગાવતી કોશામ્બી નગરના રાજા શતાનીકની પત્ની અને ચેટકરાજની પુત્રી હતી. મહાવીર સ્વામીના સમયમાં એનો જન્મ થયો હતો. એ સન્નારી અનુપમ સૌંદર્યવાળી અને મહાબુદ્ધિવતી હતી સદ્દગુણોને પ્રતાપે એણે પતિનો પરમ પ્રેમ સપાદન કર્યો હતો

એક દિવસ શતાનીક રાજાના દરબારમા એક કુશળ ચિત્રકાર આવ્યો એ ચિત્રકારને કોઇ યક્ષના વરદાનથી એવી સિદ્ધિ પ્રાપ્ત થઇ હતી, કે કોઇ પણ મનુષ્યના શરીરનો એક પણ ભાગ એની દૃષ્ટિએ પડતા એ એનું આખુ શરીર ચીતરી શકતો રાજા શતાનીકે એ ચિત્રકારને કેટલુંક કામ સોપ્યુ એક દિવસ ચિત્રશાળામા બેસીને એ ચિત્ર આલેખી રહ્યો હતો એવામા અંતઃપુરમા બેઠેલી રાણી મૃગાવતીના પગનો અંગુઠો તેના દીઠામા આવ્યો અને તે ઉપરથી તેણે પોતાની અદ્દભુત શક્તિવડે રાણીનું આખુ ચિત્ર દોરી કહાડ્યુ. રાણીના સાથળ ઉપર તલનો ડાઘ હતો તે પણ ચિત્રમા આવ્યો ચિતારાએ તને ઘણી વાર કહાડી નાખ્યો પણ ફરી ફરીને એ આવવાજ લાગ્યો, એટલે ચિત્રકારને એ તલ રાખવોજ પડ્યો. એ ચિત્ર જોતાવાર રાજાને પોતાની પતિવ્રતા રાણીને માટે શંકા ઉત્પન્ન થઇ, કે આ ચિત્રકારને મારી રાણીનો ગાઢો પરિચય ન હોય તો આ ગુપ્ત ચિન્હ તેના જાણ્યામાં કેવી રીતે આવે.

રાજાએ તે ચિત્રકારને મારી નાખવાની સજા કરી, પણ અનેક લોકોએ સાક્ષી પૂરી કે એને યક્ષનું વરદાન છે વળી રાજાએ એની એ સિદ્ધિની ખાતરી બીજે પ્રકારે પણ કરી જોઈ, છતા પણ તેની એક આગળી કપાવી નાખીને કહાડી મૂક્યો. ચિત્રકારને આથી ઘણું ખોટું લાગ્યુ અને તેણે વેર લેવાનો નિશ્ચય કર્યો અવતી નગરીના રાજા ચડપ્રદ્યોતની સમક્ષ જઈ તેણે રાણી મૃગાવતીનું ચિત્ર બતાવ્યુ. રાણીના અનુપમ રૂપલાવણ્યથી મુગ્ધ થઈ તેને પ્રાપ્ત કરવા રાજા ચડપ્રદ્યોતે શતાનીક ઉપર ચઢાઈ કરી. શત્રુનું મોટું સૈન્ય જોઈને યુદ્ધ કરતા પહેલાજ અતિસારના રોગથી રાજા શતાનીકનું મૃત્યુ થયું.

રાણી મૃગાવતીને આથી ઘણો શોક થયો. એનો પુત્ર એ સમયે બાલ્યાવસ્થામા હતો. પોતાના શિયળનું અને નાના બાળકનું રક્ષણ કોઈ પણ પ્રકારે કરવાનો એણે સકલ્પ કર્યો. એણે એક યુક્તિ શોધી કહાડી. પોતાની દાસી સાથે અવતીરાજને કહેવરાવ્યું કે 'મારા પતિદેવ સ્વર્ગવાસી થયા છે, અને પુત્ર ઉદયન હજુ બાળક છે. એ મોટો થશે અને રાજ્ય કરવા યોગ્ય થશે એટલે હુ આપની સાથે આવીશ. હમણા તો શોક છે. જો તમે બળાત્કાર કરશો તો હુ આત્મહત્યા કરીશ. માટે હમણા તો તમે પાછા ફરો. વળી આસપાસના શત્રુરાજ્યોથી મારા રાજ્યને ઘણો ભય છે માટે આપ અવતીથી મોટી ઇટો મોકલીને એક મજબૂત કિલ્લો બધાવી આપો, એટલે હું સુરક્ષિત રહી શકુ "

કામી રાજાએ તેની પ્રાર્થના સ્વીકારી અને અવતીથી ઇંટો મગાવીને એક મજબૂત કિલ્લો કૌશામ્બીની આસપાસ બધાવી દીધો, તથા અનાજ, ઘાસ પાણી વગેરેનો પણ નગરમા પૂરતો બદોબસ્ત કરી આપ્યો. કિલ્લો બંધાઈ ગયા પછી થોડા થોડા વખતબાદ રાજા ચડપ્રદ્યોતે મૃગાવતીને તેડવા સારૂ દૂત મોકલ્યો અને કહેવરાવ્યુ કે "મે મારૂં વચન પાળ્યુ છે, હવે તમે તમારૂં વચન પાળીને મારી સાથે રહેવા સારૂ આવો."

વિધવા રાણી મૃગાવતીને આથી ઘણો ક્રોધ ઉત્પન્ન થયો અને તેણે ઉત્તરમા કહેવરાવ્યું કે "હે મૂર્ખ ! તું એવો દુષ્ટ અભિલાષ કદિ રાખતો નહિ. મેં સ્વપ્ને પણ તારા પ્રત્યે પ્રેમ કર્યો નથી. હું આર્યરમણી છુ. પતિ એજ મારા સદાના આરાધ્ય દેવ રહ્યા છે અને જીવનપર્યન્ત રહેશે. હું નિરાધાર અને અરક્ષિત હતી. માટે મારા રક્ષણને સારૂં મે કેવળ એ એક યુક્તિજ કરી હતી." ચંડપ્રદ્યોતને ખાત્રી થઈ કે આ વિદુષી સ્ત્રીએ મને ઠગ્યો છે. એણે

મૃગાવતીને ધમકી આપી કે 'તું તારૂ અને તારા પુત્રનું હિત ચાહતી હોય તો જલ્દી અહિ આવી જા, નહિ તો હું તારા રાજ્યનું ખેદાન મેદાન કરી નાખીશ ' એની એ ધમકીની સતી મૃગાવતી ઉપર કાંઇજ અસર થઈ નહિ કિલ્લાને બંધ કરીને એ આત્મરક્ષણ કરવા સારૂ સજ્જ થઇ.

એ સમયમા શ્રીમહાવીર સ્વામી પર્યટન કરતા કરતા ત્યા પધાર્યા મૃગાવતીના આનંદનો પાર રહ્યો નહિ. એની ખાત્રી થઇ કે મારી વહારે ધાવા સારૂજ પ્રભુ મહાવીરસ્વામી પધાર્યા છે. ઘણા હર્ષપૂર્વક તેણે એ પરમવિદ્વાન તીર્થંકરજીની પધરામણી કરી.

રાજા ચંડપ્રદ્યોતને પણ મહાવીરસ્વામીના પધાર્યાની ખબર પડી એટલે એ પણ એમનો મધુરો ઉપદેશ સાભળવા સારૂ મૃગાવતીના નગરમા ગયો.

મહાવીરસ્વામીએ ઉપદેશમા એક ભિલ્લના પૂર્વ જન્મની વાર્તા કહી સંભળાવી અને તે દૃષ્ટાંતદ્વારા કામવાસનાને લીધે થતા અનિષ્ટ પરિણામ અસરકારક રીતે જણાવ્યા એથી રાજા ચંડપ્રદ્યોતનું મન પણ નિર્મળ થયુ. પતિવ્રતા રાણી મૃગાવતીના હૃદયમા પણ વૈરાગ્યનો સંચાર થયો, પોતાનું શિયળ ભંગ કરવા તત્પર થનાર રાજા ચંડપ્રદ્યોત પ્રત્યેનું તેનુ વેર પણ શમી ગયુ, અને તેણે મહાવીરસ્વામીને હાથ જોડીને કહ્યુ 'રાજા ચંડપ્રદ્યોતની હું શરણાગત છું એટલે એમની આજ્ઞા હોય તો હું ભગવાન પાસે ચારિત્ર લેવાની ઈચ્છા રાખુ છુ ' રાજા પ્રચંડપ્રદ્યોતે એને દીક્ષા લેવાની રજા આપી, અને એના પુત્ર ઉદયનને કૌશામ્બીનો રાજા બનાવ્યો.

પુત્રના રાજ્યાભિષેક પછી સતી મૃગાવતીએ ચંડપ્રદ્યોતની આઠ રાણીઓસહિત ધર્મની દીક્ષા લીધી. મહાવીર સ્વામીએ એ નવે સન્નારીઓને સાધ્વી ચંદનબાળા પાસે શિક્ષણ લેવા સારૂ રાખી. ત્યા આગળ મૃગાવતીએ ધર્મનું ઉચ્ચા પ્રકારનું શિક્ષણ મેળવ્યુ જૈનધર્મના વ્રત, અનુષ્ઠાન આદિનું તેણે યથાર્થ રીતે પાલન કર્યું હતું વળી અપૂર્વ સાધનાથી સાધકોને માટે અતિ દુસાધ્ય મનાતી કેવલ જ્ઞાનની સિદ્ધિ તેણે પ્રાપ્ત કરી હતી. એ જ્ઞાનવડે એક વાર એની ગુરુ ચંદનબાળા સૂઈ રહી હતી, ત્યા આગળ ઘોર અંધકારમાં એક સર્પને આવતો તે જોઈ શકી હતી, અને સર્પદંશથી પોતાની ઉપદેશિકાને બચાવી શકી હતી.

મૃગાવતીનુ જીવન એક આદર્શ જીવન હતું.



# रत्न ६ ठुं–प्रभावती

રાજા ઉદયનની પત્ની અને ચેડા રાજાની કન્યા હતી. પિતાને ઘેર તેને સારૂં શિક્ષણ મળ્યુ હતું સગીત વિદ્યાનો પણ તેને શોખ હતો. એ સમયમા સગીત હાલની અધોગતિએ પહોચ્યું નહોતું. ઉચ્ચ કુળની કન્યાઓ અને વહુઓ સગીતનો અભ્યાસ કરતી, અને પોતાના મધુર કઠવડે મીઠા ગીતો ગાઇ કુટુમ્બીઓને અને પ્રભુને પ્રસન્ન કરતી. મહાવીરસ્વામીના વખતમા એ વિદ્યમાન હતી એનો પતિ રાજા ઉદયન ધર્માત્મા પુરુષ હતો. રાજગાદી ઉપર બેઠા છતા અધમ પ્રવૃત્તિઓમા તેનુ ચિત્ત પરોવાયું નહોતું.

એક દિવસે મહાવીર પ્રભુએ તેને ઉપદેશ સભળાવ્યો કે મદ્ય, 'વિષય કષાય–પાપ–નિદ્રા અને વિકથા એ પાચ વાના જીવને સંસારસમુદ્રમા નાખે છે. વળી જે જે પ્રાણી આર્યદેશ, કુળ, રૂપ, બળ, આયુ, બુદ્ધિ અને પરાક્રમ સહિત મનુષ્ય જન્મ પામીને ધર્મકાર્ય કરતો નથી, તે જડ પ્રાણી નાવને ત્યજી દઇને સમુદ્રમા પડતું મૂકવા જેવુ કરે છે"

રાજાને મહાવીર સ્વામીના આ ઉપદેશથી વૈરાગ્ય ઉત્પન્ન થયો અને એ પોતાના ભાણેજને રાજ્યાસન ઉપર બેસાડી દીક્ષા લઇને સાધુ બન્યો.

સતી પ્રભાવતી પણ છેવટે મોક્ષની અધિકારી બની હતી. તેના ચરિત્રમા અનેક ચમત્કારી બનાવો બન્યા હતા. દેવાધિદેવની પ્રતિમાનો પ્રભાવ તેણેજ પ્રગટ કર્યો હતો. એ પ્રભાવવાળી પ્રતિમાના યોગથી એની વિખ્યાતી ભારતવર્ષમા સર્વત્ર થઇ ગઇ હતી. એ પોતાના ધર્મ અને કર્તવ્યને જાણનારી હતી. એથી રાજા ઉદયન તેના ઉપર ઘણોજ સતુષ્ટ રહ્યો હેતો હતો. એ મહાસતીમાં પતિભક્તિ અને લોકોપકાર એ બે મોટા ગુણો રહેલા હતા શુદ્ધ મન, વચન, અને કર્મથી તે ધર્માચરણ કરતી, કોઇ પણ દુ:ખી જન આવે તેને સહાય કરવામા આગળ પડતી અને પોતાનાથી થાય એટલુ સુ:ખ પહોચાડીનેજ જીવનની સાર્થકતા માનતી

વિદ્યા પ્રત્યે એને ઘણી રુચિ હતી એ વિદુષી પત્નીની પ્રેરણાથી રાજા ઉદયને પોતાના રાજ્યમા જ્ઞાન ફેલાવવાની ઘણી સસ્થાઓ સ્થાપન કરી હતી.*

---

* 'ભરતેશ્વર બાહુ બળિવૃત્તિ' તથા 'જૈન સતીમડળ' ઉપરથી.

# रत्न ७ मुं—जैन सती सुभद्रा



એ વસંતપુર નામના નગરના રાજા જીતશત્રુના પ્રધાન જિનદાસની કન્યા હતી તેની માતાનુ નામ તત્ત્વમાલિની હતું. તેના માતપિતાએ તેને ધર્મ તથા નીતિશાસ્ત્રનુ ઉચું શિક્ષણ આપ્યું હતું. તેઓ જૈનધર્મી હતા, અને તેઓએ સુભદ્રાને બચપણથીજ જૈનધર્મના તત્ત્વજ્ઞાનનુ સારૂં શિક્ષણ આપ્યુ હતું પૂજા—અર્ચના કરવામા, તથા અતિથિ અભ્યાગતનો સત્કાર કરવામા એ ઘણી પ્રવીણ હતી એના માતપિતાની ઈચ્છા એવી હતી કે આ કન્યાનુ કોઈ સુપાત્ર જૈનને દાન કરવુ

એવામા ચંપાનગરીનો બુદ્ધદાસ નામનો એક વણિક એ નગરમા આવ્યો એ બૌદ્ધધર્મી હતો, પરન્તુ એ સુભદ્રાનુ સૌન્દર્ય જોઇને ઘણોજ મુગ્ધ થઈ ગયો. એ કન્યાને પરણવાની ઈચ્છાથી તેણે તેના માતપિતા તથા કુળની ખબર કહાડી તેને ખબર પડી કે સુભદ્રાના માતપિતાની ઇચ્છા, તેને કોઇ સદ્ગુણી ધર્મનિષ્ઠ જૈનની સાથે પરણાવવાની છે આ ઉપરથી બુદ્ધદાસે બૌદ્ધધર્મનો ત્યાગ કરીને, જૈનમાર્ગ ગ્રહણ કર્યો, તથા પોતાના આચારવિચાર અને ધર્મશાસ્ત્રના જ્ઞાનથી સુભદ્રાના પિતાને પ્રસન્ન કરીને તેની સાથે લગ્ન કર્યાં સુભદ્રા જેવી પરમ રૂપવતી, સદ્ગુણી અને સુશિક્ષિત પત્ની મળ્યાથી બુદ્ધદાસના હર્ષનો પાર રહ્યો નહિ વસંતપુરમા કેટલાક વર્ષ રહ્યા પછી પુષ્કળ ધન સંપાદન કરીને એ પોતાને ગામ ગયો સુભદ્રા પણ માતપિતાની રજા લઈને પતિની સાથે સાસરે ગઇ. સાસરે જઈને તેણે સાસુસસરાને વિનયપૂર્વક પ્રણામ કર્યા. બીજે દિવસે એણે જ્યારે જૈન દેવાશ્રયમા પૂજા કરવા જવાની સાસુ પાસે રજા માગી ત્યારે એને ખબર પડી કે એનાં શ્વશુરપક્ષના બધા મનુષ્યો બૌદ્ધધર્મી છે સાસુએ જૈનધર્મ છોડી દઇને બૌદ્ધધર્મ સ્વીકારવાને તેને ઘણોએ આગ્રહ કર્યો, પણ તેણે પોતાનો બાપીકો ધર્મ છોડી દેવાનુ કદિ પણ સ્વીકાર્યું નહિ આથી કરીને સાસુ તેના ઉપર ઘણી અપ્રસન્ન થઈ, અને રાતદિવસ તેની ખોડખાપણ કહાડવા તથા તેની વિરુદ્ધ પુત્રના કાન ભંભેરવા લાગી, પરન્તુ બુદ્ધદાસ સમજુ હતો તેણે માતાના કહેવા ઉપર વિશ્વાસ કરીને સ્રી સુભદ્રાને દુ:ખ દીધુ નહિ એ તો સદા એમજ કહ્યા કરતો કે સુભદ્રાના સતીત્વ માટે મને પૂર્ણ વિશ્વાસ છે

એક દિવસ એવું બન્યું કે એક જૈન સાધુ સુભદ્રાને ત્યા ભિક્ષા માગ આવ્યા. એ વખતે એ સાધુની આખમાં તરખલું પડયુ હતું. દેહના સુખન વધારે ચીવટ ન રાખવી જોઈએ એમ ધારીને સાધુએ તરખલું આખમાથ કહાડવાની તસ્દી લીધી નહોતી, પણ કોમળહૃદયા સુભદ્રાથી સાધુનું અ દુઃખ જોઇ શકાયું નહિ. તેણે પોતાની સુકોમળ જીભવડે જૈન મુનિન આખમાથી એ તરખલું કહાડી નાખ્યુ એ વખતે સુભદ્રાના લલાટ સા મુનિના લલાટનો સ્પર્શ થયો અને દૈવવશાત્ સુભદ્રાના લલાટમાના ચાલ્લા કેસર મુનિના કપાળમા ચોટી ગયુ સાધુના કપાળમાનુ આ તિલક સુભદ્રા સાસુની દૃષ્ટિએ પડયુ તેણે આ વાત પૂરાવાસહિત પોતાના પુત્ર બુદ્ધદાસ જણાવી, અને એ દિવસથી બુદ્ધદાસ પત્ની સુભદ્રા ઉપર ઘણો અપ્રસન્ન રહેવ લાગ્યો પતિના પ્રેમથી વિમુખ રહેવાથી સતી સુભદ્રાના હૃદયને ઘણો ઉ ઘા લાગ્યો. તેણે ઈશ્વરના ધ્યાનમાં તથા વ્રતના અનુષ્ઠાનમા ચિત્ત લગાડ અને પોતાને આ અધમ કલકમાંથી મુક્ત કરવાને દેવદેવીઓની આકુ હૃદયે પ્રાર્થના કરી. આખરે દેવીએ પ્રસન્ન થઈને કહ્યું ' હે સતિ ! તું આ કલંકથી મુક્ત થઈશ. '

બીજે દિવસે સવારના પ્રહરમા દરવાનો દરવાજા ઉઘાડવા ગયા તો એ દરવાજો ઉઘડયો નહિ. આથી દ્વારપાળો ઘણા આશ્ચર્ય પામીને રાજાની પા ગયા તથા તેને સઘળી હકીકત નિવેદન કરી રાજાએ પોતે દરવાજા આગ ઉભા રહીને કમાડ ઉઘડાવવા ઘણોએ પ્રયત્ન કર્યો, પણ કાંઇ વળ્યું નહિ. ચ કોઇ દૈવકોપ હશે એમ ધારીને રાજા મનમા ને મનમા ઇશ્વરની આરાધ કરવા લાગ્યો. એટલામા આકાશવાણી થઇ કે ' જો કોઇ સતી સ્ત્રી સૂતર કાચા દોરાથી ચાળણીવડે કૂવામાથી પાણી કહાડીને એ દરવાજાને છાટે ત કમાડ ઉઘડે. '

આકાશવાણીને અનુસરીને રાજાએ ઢ ઢેરો પીટાવ્યો કે 'જે સ્ત્રી એ પ્રમાણ કરીને દરવાજા ઉઘાડશે, તેને રાજા તરફથી ઘણું માન આપવામાં આવશે. રાજાના ઢ ઢેરાને માન આપીને નગરની અનેક સ્ત્રીઓએ ચાળણીમાં પાણ કહાડવાનો પ્રયત્ન કર્યો પણ કોઈને સફળતા મળી નહિ. છેવટે સુભદ્રાએ એ પ્રયોગ અજમાવી જોવાની સાસુને વિનતિ કરી; પણ સાસુએ એની વાત મશ્કરીમાજ ઉડાવી દીધી. આખરે એણે વિનયપૂર્વક સાસુને સમજાવ્યું આપ અત્યાર સુધી મને કુલટા ગણો છો, માટે મારામાં પતિભક્તિ કેટલી છે

શિયળને મે કેટલું અખંડિત રાખ્યું છે, તેની પરીક્ષા કરવાનો આ ઉત્તમ પ્રસંગ છે. જો આ પ્રયોગમા હું સફળ થાઉં તો મારી નિર્દોષતાનો સ્વીકાર કરજો, અને નિષ્ફળ નીવડું તો કુળકલંકિની કુલટા તરીકે મારો ત્યાગ કરજો આ પ્રમાણે કહીને એ સાસુની રજાથી કૂવા આગળ ગઇ, અને કાચા તાતણાથી ચાળણીમા પાણી કહાડીને તે પાણી હજારો સ્ત્રીપુરુષના દેખતા નગરના ત્રણ દરવાજા ઉપર છાટયુ. તરતજ ત્રણે દરવાજા ઉઘડી ગયા પછી એણે નગરવાસી સ્ત્રીઓની તરફ ફરીને કહ્યું 'હવે તમારામા બીજી કોઇ સતી હોય તો તેણે આ ચોથો દરવાજો ઉઘાડવો.' પરન્તુ કોઈ પણ સ્ત્રીએ ચોથો દરવાજો ઉઘાડવાનુ સાહસ કર્યું નહિ આ ચોથુ દ્વાર હમેશાને માટે બધજ રહ્યું. રાજાએ સતી સુભદ્રાનો ઘણો આદરસત્કાર કર્યો

આવી શિયળવતી વધૂને દુખ દેવા માટે સુભદ્રાની સાસુને ઘણોજ પશ્ચાત્તાપ થયો તેણે સુભદ્રાની ક્ષમા માગી સતી સુભદ્રાએ સાસુને ઉદાર હૃદયે ક્ષમા આપી, તથા એમને જૈનધર્મનો બોધ આપ્યો.

કેટલાક વર્ષ સુધી પતિસુખ ભોગવ્યા પછી સુભદ્રાએ જૈન મુનિ પાસે સન્યસ્ત વ્રતની દીક્ષા લીધી અને પોતાની દુ:ખી અને અજ્ઞાન ભગિનીઓના હૃદયમા સુખ અને જ્ઞાનનો સચાર કરવામા પોતાનુ આયુષ્ય વ્યતીત કર્યું.

---

## रत्न ८ मुं-राजीमती




સન્નારી મથુરા નગરીના રાજા ઉગ્રસેનની કન્યા હતી. તેની માતાનુ નામ ધારિણી હતુ. તેનો વિવાહ દ્વારકાના રાજા સમુદ્રવિજયના કુમાર નેમિનાથ સાથે થયો હતો

રાજા સમુદ્રવિજય નેમિનાથને પરણાવવા સારૂ મોટી જાન લઇને મથુરા ગયો હતો મથુરાના રાજાએ વેવાઇનો આદરસત્કાર કરવામા કોઇ પણ પ્રકારની ન્યૂનતા રાખી નહોતી. તેણે જાનને જમાડવા સારૂ, જાતજાતનાં પશુઓને એકઠાં કરીને એક વાડામા પૂરી રાખ્યાં હતાં. દૈવસંયોગે વરરાજા નેમિનાથનુ એ તરફજ ગમન થયુ, અને વાડામા પૂરી રાખેલા નિર્દોષ પશુઓનો આર્ત્તનાદ તેમના સાભળવામા આવ્યો. તેમણે પોતાના સારથિને

પૂછયું ' સારથિ ! આ દારૂણ સ્વર કોનો છે ? ' સારથિએ જવાબ આપ્યો 'કુમાર ! આપના લગ્ન પ્રસંગે ઉગ્રસેન રાજા મોટી જ્યાફત આપવાના છે, અને તેમા આપણી સાથે આવેલા જાનૈયાઓને વિધવિધ પ્રકારના માંસની વાનીએ જમાડવા સારૂ જે જૂદા જૂદા પશુઓને એકઠા કરેલાં છે તેમની આ ચીસો છે આ સમાચાર સાંભળીને કોમળ હૃદયના કુમાર નેમિનાથ ઘણા આશ્ચર્યચકિત થઇ ગયા, અને પોતાના લગ્નનિમિત્તે આટલા બધા નિર્દોષ જીવોનો વધ થાય, તે વિચારે તેમના હૃદયમા વૈરાગ્ય ઉપજાવ્યો તેમણે લગ્ન કરવાનો વિચાર માંડી વાળીને તપસ્યા કરવાનો તથા ધર્મ સાધવાનો દૃઢ નિશ્ચય કર્યો

તેમની માતાએ તથા અન્ય સબંધીઓએ તેમને ઘણીએ શિખામણ આપી અને સંસારમા રહેવાનો આગ્રહ કર્યો, પણ એ દૃઢ પ્રતિજ્ઞાવાળા કુમારે પોતાનો સંકલ્પ બદલ્યો નહિ, અને વનભણી પ્રયાણ કર્યું.

રાજીમતી ઘણી સુશીલ અને વિદુષી સ્ત્રી હતી. માતાપિતા તરફથી તેને ઉંચા પ્રકારની કેળવણી અને સારા સંસ્કાર પ્રાપ્ત થયા હતા. નેમિનાથ ઉપર તે ખરા અંત:કરણથી મુગ્ધ થઇ ગઈ હતી એ નેમિનાથનેજ પોતાના હૃદયના ઇશ્વર માની ચૂકી હતી એટલે ઉલ્લી ઘડીએ આવો અણુધાર્યો બનાવ બન્યાથી તેના કોમળ હૃદયને કેટલો આઘાત પહોંચ્યો હશે ? તેની કલ્પના વાચક બ્હેનો કરી શકશે. નેમિનાથ સાથે તેનો ફક્ત વિવાહજ થયો હતો. લગ્નનો તો એકે સંસ્કાર થયો નહોતો. કુમાર નેમિનાથના સાધુ થઇ ગયા પછી તેને બીજો યોગ્ય વર પસંદ કરીને તેની સાથે વિવાહસૂત્રથી બંધાવાની પૂરતી છૂટ હતી, પણ પ્રેમસૂત્રથી જોડાયલા હૃદયને માટે સંસ્કાર તો એક બાહ્ય આડંબરમાત્ર છે. એ બાહ્ય સ્વરૂપના સંસ્કારોની મહોર તેમના સંબંધ ઉપર નહિ લાગેલી હોવા છતા પણ રાજીમતીના મનથી તો એ પવિત્ર સંબંધ અવિચ્છેદ્યજ હતો. એણે બીજા કોઇ પુરુષ સાથે લગ્ન કરવાની સાફ ના કહી અને જે માર્ગનું સ્વામી નેમિનાથે અવલંબન કર્યું હતું, તેજ માર્ગનું અનુસરણ કરવાનો પોતે દૃઢ નિશ્ચય કર્યો

યોગિનીનો વેશ ધારણ કરીને સતી રાજીમતી વનમા નીકળી પડી અને પતિની શોધ કરવા લાગી.

એ વખતે નેમિકુમાર ગિરનાર પર્વત ઉપર વાસ કરતા હતા. રાજીમતીએ ગિરનાર પર્વત ઉપર જઇને પતિદેવનાં દર્શન કર્યાં, તથા નેમિનાથજી પાસે ધર્મની દીક્ષા લીધી. તેનું સંસ્કારી મન નેમિનાથજીના ઉપદેશથી વધારે

વિમળ થયું. ભક્તિરસનો ઝરો તેના હૃદયમાં વહેવા લાગ્યો. આજથી એ રાજકન્યા મટીને પરમ ત્યાગી સન્યાસિની થઇ. ત્યાર પછી એ પોતાનું સમસ્ત જીવન ધર્મચર્ચા અને લોકસેવામા ગાળવા લાગી.

એક દિવસ રાજીમતી પતિદેવ નેમિનાથજીના દર્શન કરવા સારૂ ગિરનાર પર્વત ઉપર જઈ રહી હતી. તેવામા માર્ગમાં વરસાદ વરસવા લાગ્યો અને તેથી તેનાં વસ્ત્ર ભીંજાઇ ગયાં એ ભીજાઇ ગયેલા વસ્ત્રોને સૂકાવવા માટે એ એક ગુફામા ગઇ અને નગ્ન થઈને સર્વ વસ્ત્ર સૂકાવા મૂક્યા. દૈવસ યોગે એજ વખતમા તેનો દિયર રથનેમિ સાધુ પણ એજ ગુફામા એક ખુણામાં બેઠો બેઠો ધ્યાન ધરી રહ્યો હતો. રાજીમતીને એ વાતની ખબર નહોતી, પણ રથનેમિ પોતાની ભાભી સતી રાજીમતીને નગ્નાવસ્થામાં જોઇને તેના અપ્રતિમ સૌન્દર્યથી ઘણોજ મુગ્ધ થઈ ગયો પોતે સાધુ છે, સંસારનો ત્યાગ કર્યો છે, કોઈ પણ સ્ત્રીના ઉપર કુદૃષ્ટિ કરવી એ નરકમા જવાનો સીધો માર્ગ છે, એ બધું જ્ઞાન આ વખતે રથનેમિ ભૂલી ગયો, અને તેના મનમાં રાજીમતીને માટે કામવિકાર ઉત્પન્ન થયો. સતી રાજીમતીની દૃષ્ટિ તેના ઉપર પડતાવારજ સતીએ એકદમ પોતાના ભીના વસ્ત્ર પહેરી લીધા; પરન્તુ કામી રથનેમિ એકાંત જોઇને તેનુ શિયળભંગ કરવા માટે ઘણી મીઠી મીઠી વાતો કરવા લાગ્યો. તેના કામી વચનોથી સતી રાજીમતીના હૃદયમા ઘણોજ ઊંડો ઘા લાગ્યો તેણે પોતાના મનને દૃઢ રાખીને એ વખતે દિયર રથનેમિને ઘણો ઉત્તમ ઉપદેશ કર્યો તેણે જણાવ્યુ કે ' રથનેમિજી ! જુઓ આપણે બંન્ને સંસારનો ત્યાગ કરીને, સાધુવેશ ધારણ કરીને, યોગાભ્યાસદ્વારા નિર્વાણ મેળવવા સારૂ અહિં આવ્યા છીએ. એ પવિત્ર ઉદ્દેશને માટેજ આપણે સેંકડો તરેહના દૈહિક કષ્ટ પણ ભોગવી રહ્યા છીએ. માટે હવે તમારે તમારૂં મન ચલાયમાન ન થવા દેવુ જોઇએ. જે પવિત્ર આશ્રમ આપે ધારણ કર્યો છે તેના ધર્મને વળગી રહીને કોઈ પણ સ્ત્રી સામી વિકારયુક્ત દૃષ્ટિ કરવી એ તમારે માટે ઘોર પાપ છે. જે દેહના સૌન્દર્યથી તમે કામાંધ થઈ ગયા છો તે દેહ હાડકાં, માસ, લોહી વગેરે ગંદી વસ્તુઓના પુતળા સિવાય બીજું શું છે ? તેનો વિચાર કરો. વળી હું પૂર્વાશ્રમમા પણ તમારા મોટા ભાઇની પત્ની હોવાથી તમારે માટે માતા તરીકે પૂજ્ય છું. માટે તમે તમારા મનમાથી કામવિકારને એકદમ કહાડી નાખીને ચિત્તને પવિત્ર કરો. મારા તરફ તો શું પણ કોઇ પણ સ્ત્રી ઉપર કુદૃષ્ટિ કર્યાથી નરકમાં વાસ કરવો પડે છે એ નિશ્ચય જાણજો.

સતી રાજીમતીનાં બોધજનક વચનો સાંભળવાથી રથનેમિને પોતાના સંન્યાસધર્મનું ભાન થયું, અને ક્ષણિક કામવિકારને વશ થઇ પોતે કેવું મોટું પાતક કરવા તૈયાર થયો હતો એ બાબતનો વિચાર આવતાં તેના મનમાં ઘણોજ પશ્ચાત્તાપ થવા લાગ્યો. એણે સતી રાજીમતીના ચરણકમળમાં નમીને પોતાના પાપકર્મની ક્ષમા માગી.

ધન્ય છે સતી રાજીમતીને ! કે જેણે પોતાનું શિયળ સાચવ્યું એટલુંજ નહિ પણ બીજાને પણ સદુપદેશ આપીને કુપથગામી થતા અટકાવ્યો.

---

## रत्न ९ मुं–श्रीदेवी*



સતી શ્રીપુર નગરના રાજા શ્રીધરની રાણી હતી. તે ઘણી સ્વરૂપવાન હતી. તેણે ધાર્મિક અને સાંસારિક જ્ઞાનમાં સારો અભ્યાસ કર્યો હતો. તેથી તે વિનય, આચારવિચાર, નીતિ અને સ્રીધર્મ વગેરેમાં પ્રવીણ હતી. તેના ગુણથી શ્રીધર રાજા તેના ઉપર ઘણોજ રાજી હતો. શ્રીધર એ સદ્ગુણી રાણીના સહવાસમા રહી પોતાના જીવનને સાર્થક કરતો હતો

એક વખતે શ્રીધર રાજા શ્રીદેવીને લઈ ઉદ્યાનમા ક્રીડા કરવા ગયો. ત્યા કમલકેતુ નામનો એક વિદ્યાધર ફરવા નીકળ્યો હતો, તે શ્રીદેવીનુ સૌન્દર્ય જોઇ મોહિત થઇ ગયો. પછી તે માયાથી અદૃશ્ય થઈ શ્રીદેવીનું હરણ કરીને તેને પોતાને સ્થાને લઇ ગયો. કામી કમલકેતુએ ભોગને માટે તેની પ્રાર્થના કરી એ દુરાચારી નઠારી પ્રાર્થના સાભળી સતી શ્રીદેવીએ પોતાના કાન બંધ કરીને કહ્યું, 'ભાઈ વિદ્યાધર ! આવુ દુર્વાક્ય બોલ નહિ ' હૃદયમા વિચાર કર. જે પુરુષ પોતાને આધીન એવી વિવાહિત સ્રી છતા પરદારાનું સેવન કરે છે, તે જળના ભરેલા પૂર્ણ સરોવરને મૂકી ઘડામાથી જળ પીનારા કાગડાના જેવો છે. વળી પરસ્રીના સમાગમથી નરકમાં જવું પડે છે. અરેકામી ! આવી દુરાશા કરી તારા માનવ આત્માને અધોગતિમાં શામાટે લઇ જાય છે.

વળી હે વિદ્યાધર ! શું તેં શીલનો પ્રભાવ નથી સાંભળ્યો ? શીલ એ સ્વર્ગના સુખનું દ્વાર છે. શીલધારી, બ્રહ્મચારી પુરુષને વિમાનવાસી દેવતાઓ, જ્યોતિષી દેવતાઓ, ભુવનપતિ દેવતાઓ, વૃક્ષવાસી યક્ષો, રાક્ષસો અને

* જૈન 'સતીમંડળ' ભાગ ૧-માંથી ઉપકારસહિત ઉદ્ધૃત.

વ્યંતરજાતિના દેવતાઓ—એ સર્વે નમસ્કાર કરે છે.' શ્રીદેવીના આવા ઉદ્બોધકારી વચનોથી વિદ્યાધર કમલકેતુ પ્રતિબોધ પામી ગયો. તે પોતાના કુકર્મનો પશ્ચાત્તાપ કરતો બોલ્યો –બેન ! મારો અપરાધ ક્ષમા કરજે તું ખરેખરી સતી છે તે મારા આત્માને અધોગતિમા પડતો બચાવ્યો છે ' આ પ્રમાણે કહી તે કમલકેતુ શ્રીદેવીને લઈને શ્રીપુર નગરમા મૂકી આવ્યો. પોતાની સતી રાણીને અકસ્માત, પાછી આવેલી જોઇ રાજા શ્રીધર સાનંદાશ્ચર્ય મુગ્ધ થઇ ગયો. પોતાની સતી સ્ત્રીના હરણથી ગ્લાનિ પામેલા રાજાના હૃદયમા અતિશય આનંદ થઇ આવ્યો. પછી શ્રીદેવીએ કમલકેતુ વિદ્યાધરનો વૃત્તાત કહી સંભળાવ્યો, જે સાભળી સર્વને પરમ સંતોષ પ્રાપ્ત થયો.

એક વખતે શ્રીદેવી પોતાના વાસસ્થાનમા એકલી રહીને ધર્મ તથા નીતિના પુસ્તકો વાચતી હતી અને તેમાથી શિક્ષણ લઇ હૃદયમા અતિ આનંદ પામતી હતી આ વખતે કોઈ દેવતા અદૃશ્ય થઇ તેના વાસગૃહમા આવ્યો. સતી તે દેવતાને જોઇને ચકિત થઈ ગઈ

તે વખતે તે દેવતાએ શ્રીદેવીને કહ્યું 'સુંદરિ ! હુ તારા સંગમનો અર્થી છુ. જો તું દિવ્ય સુખની ઇચ્છા રાખતી હોય તો મારી સાથે પ્રીતિ કર ' શ્રીદેવી વિનયથી બોલી 'દેવ ! તારા જેવા દેવતાએ માનુષી સ્ત્રી સાથે સમાગમની ઇચ્છા કરવી તે જાતિવિરુદ્ધ અને અઘટિત છે. વળી હુ સતી સ્ત્રી છુ. કદિ પ્રાણનો નાશ થાય તોપણ હું પતિ વિના અન્ય પુરુષની ઈચ્છા કરતી નથી ' શ્રીદેવીનુ આવુ દૃઢ વચન સાભળી દેવ પ્રસન્ન થઇ ગયો. તેણે ક્ષમા માગીને કહ્યુ કે 'શ્રાવિકારત્ન ! તને ધન્ય છે. તું મહા સતી છે ' આ પ્રમાણે કહી ત દેવ પોતાને સ્થાને ચાલ્યો ગયો હતો.

સતી શ્રીદેવી આ ભારતવર્ષ ઉપર પોતાના સતીધર્મનો પ્રભાવ પ્રગટ કરી જૈન સતીમંડળમા ગણાઈ છે તે મહાસતીનું યશોગાન અદ્યાપિ જૈનપ્રજા પોતાની આવશ્યક ક્રિયા કરતી વખતે કરે છે. સતી શ્રીદેવી યાવજ્જીવિત સતીધર્મને જાળવી મૃત્યુ પામી સ્વર્ગે ગઇ હતી.

મહાસતી શ્રીદેવીનું જીવન સતીધર્મને માટે પ્રખ્યાત છે. તેણે પોતાના અલ્પ જીવનમાં સ્ત્રીકેળવણીની સુગંધ સારી રીતે પ્રસરાવી હતી. તેના જીવનમાંથી સર્વ વાચક બહેનોએ એટલોજ સાર લેવાનો છે કે, સ્ત્રીકેળવણીના ફળ કેવાં ઉત્તમ છે ? કે જેથી કેળવણી પામેલી કાન્તાઓ પ્રાણસાટે પણ પોતાના સતીધર્મને જાળવવાને સમર્થ થઇ શકે છે.

# रत्न १० मुं--ज्येष्ठा



આ સતી જૈનધર્મીઓના ચોવીશમા તીર્થંકર મહાત્મા શ્રીમહાવીર સ્વામીના વડા ભાઈ નદિવર્ધનની પત્ની હતી તેનો જન્મ કુંડગ્રામના રાજા સિદ્ધાર્થને ત્યા થયો હતો. તેની માતાનું નામ ત્રિશલા હતુ.

જયેષ્ઠા ઘણી સુદર સ્ત્રી હતી. બાલ્યાવસ્થાથીજ તેના માતપિતાએ તેને ઉચા પ્રકારનું શિક્ષણ આપીને સદાચારી અને વિવેકી બનાવી હતી. રાજા સિદ્ધાર્થે તેનુ લગ્ન એ વખતના રાજકુમારોમા ઘણા હોશિયાર ગણાતા કુમાર નદિવર્ધન સાથે કર્યું હતું. નદિવર્ધન જેવો યોગ્ય પતિ મળવાથી જયેષ્ઠાનો સસાર ઘણો સુખી નીવડયો હતો. એ રાતદિવસ પતિની તથા સાસુસસરાની સેવા કરવામાં અને જૈનધર્મ અનુસાર ધર્માનુષ્ઠાન કરવામાં પોતાનો સમય ગાળતી હતી. પોતાના સદ્‌ગુણ તથા અનન્ય પ્રેમથી તેણે પતિના હૃદય ઉપર સપૂર્ણ અધિકાર જમાવ્યો હતો નદિવર્ધન તેને પોતાના કુટુબની લક્ષ્મી તરીકે ગણતા હતા.

સતી જયેષ્ઠાના અપ્રતિમ સૌન્દર્ય અને તેના અનન્ય પતિપ્રેમની પ્રશંસા દુનિયામાજ નહિ પણ સ્વર્ગલોકમાએ થતી હતી. એક વખતે દેવતાઓની સભામા ઈન્દ્રદેવે સતી જયેષ્ઠાના સતીત્વની ઘણીજ પ્રશસા કરીને જણાવ્યુ કે, એ એવી દઢ પતિવ્રતા છે કે દેવતાઓની ચળાવી પણ ચળે એમ નથી.

ઈન્દ્રના એવા વચન સાંભળીને એક દેવતાના મનમા મમત ભરાયો કે હું એ સતીનુ શિયળભગ કરૂ તોજ ખરો. એવા દુષ્ટ સકલ્પથી એ મર્ત્યલોકમા આવ્યો અને એકાએક જયેષ્ઠા સતીનુ હરણ કરી ગયો તેને એક ઘોર ભયાનક અરણ્યમાં લઈ જઈને દેવતાએ ઉભી કરી, તથા પોતાની દૈવીશક્તિથી અસખ્ય હાથી, ઘોડા, રત્ન, પાયદલ, વગેરે હાજર કર્યા; અને કહ્યું ' હે સુદરિ ' હું આ સેનાનો રાજા છું. તું અહિંયા એકલી છું. હવે અહિંયાં તારૂં રક્ષણ કરે એવું કોઈ નથી. તું મારી સાથે ચાલ. મારો વૈભવ પારવિનાનો છે. તું એ અપૂર્વ વૈભવની સ્વામિની થઈશ તું મારા હૃદય અને ગૃહરાજ્યની રાણી થઈશ. તને સુખ આપવામાં હું કોઈ પણ પ્રકારની મણા નહિ રાખું.'

પરન્તુ એ કપટી દેવતાનાં વચનો તરફ સતી જયેષ્ઠાએ કાન પણ ન

માડયા તેણે પોતાના કાનમા આગળીઓ ખોસી દઇને કહ્યુ 'હે અધમ મતિના પુરુષ ! તું તો શુ પણ સ્વર્ગમાથી ઇન્દ્ર પોતે આવે તોપણ હું મારા પતિ સિવાય બીજા કોઇની સાથે ગમન કરવાની નથી. મારે મનથી મારા પતિજ ત્રણે લોકમા સર્વથી શ્રેષ્ઠ પુરુષ છે. હું જીવને જોખમે પણ મારા પતિવ્રતા ધર્મનું રક્ષણ કરીશ પતિપ્રેમ આગળ હું ત્રણે લોકના વૈભવને ધૂળ સમાન ગણું છુ.' તેના વચનો ઉપર કશું પણ લક્ષ ન આપતા એ કામાતુર દેવતા તેની ઉપર બળાત્કાર કરવાના ઇરાદાથી આગળ ધસવા ગયો, એટલે સતીએ અત્યંત ગુસ્સે થઇને કહ્યું 'ખબરદાર ! દુષ્ટ ! એક ડગલું પણ આગળ આવીશ નહિ. તેમજ એવા ખરાબ ભાવનો એક પણ અક્ષર તારા મલિન મુખમાથી કહાડીશ નહિ જો તું બળાત્કાર કરવા પ્રયત્ન કરીશ તો હું આત્મહત્યા કરીશ. તેનુ પાપ તારે માથે ચોટશે.'

સતી જ્યેષ્ઠાની આટલી બધી દૃઢતા જોઇને એ દેવ આશ્ચર્યચકિત થઇ ગયો. તે પોતાના મનમા પ્રસન્ન થઇને સ્વર્ગલોકમા પાછો ગયો.

કુમાર નંદિવર્ધનને જ્યારે પત્નીના સતીત્વની આ વાતની ખબર પડી ત્યારે તેના હૃદયમા પત્ની માટેનો સદ્ભાવ સહસ્રગણો વધી ગયો. આ પતિ-પત્નીએ પ્રેમપૂર્વક ગૃહસ્થાશ્રમમા રહીને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ચારે પુરુષાર્થનુ સાધન કર્યું. પાછલી વયમા સતી જ્યેષ્ઠાએ પતિની આજ્ઞાથી પોતાના દિયર પાસે જૈનધર્મની દીક્ષા લીધી સન્યાસિની થયા પછી તેણે સ્ત્રીઓને બોધ આપવામા પોતાનું આયુષ્ય ગાળ્યુ હતુ. તેના ઉપદેશથી ઘણી સ્ત્રીઓ સન્માર્ગે ચડી હતી.

---

# रत्न ११ मुं—ब्राह्मी




સન્નારી જૈનમહાત્મા આદિનાથ પ્રભુ શ્રીઋષભદેવની પુત્રી થતી હતી તેનો જન્મ અયોધ્યા નગરીમાં થયો હતો. તેની માતાનુ નામ સુમંગલા હતું બ્રાહ્મીને તેના માતાપિતા તરફથી ઘણુ સારૂ શિક્ષણ મળ્યું હતું. તેની બુદ્ધિ ઘણી તીવ્ર હતી. તે અઢાર પ્રકારની લિપિઓ જાણતી હતી; અને તેના હસ્તાક્ષર ઘણાજ સુંદર હતા. ચિત્રવિદ્યામા પણ તે ઘણી પ્રવીણ હતી. આગલા જમા-

નામા હાલની પેઠે દરેક કન્યાને માટે લગ્ન કરવાની ફરજ નહિ હોવાથી પિતા ઋષભદેવની આજ્ઞાથી સતી બ્રાહ્મી આખી જીંદગી સુધી બ્રહ્મચારિણી રહી હતી. ઋષભદેવે પાછલી અવસ્થામા ઘરસંસારનો કારભાર પુત્રોને સોંપીને દીક્ષા લીધી હતી પિતાના સદુપદેશથી તથા સારા પુસ્તકોના અધ્યયનથી બ્રાહ્મીનું ચિત્ત પણ સંસાર ઉપરથી ઉઠી ગયું હતું. તે હમેશાં ધ્યાન અને શાસ્ત્રોના અધ્યયનમાજ સમય ગાળતી. આખરે પિતા ઋષભદેવનો હૃદયગ્રાહી ઉપદેશ સાંભળીને તેણે પણ એક દિવસ દીક્ષા લઈ લીધી હતી. દીક્ષા લીધા પછી તેણે સંન્યાસિનીઓના ધર્મનું યથાર્થ પાલન કર્યું હતું. તેણે અન્ય સ્ત્રીઓને સદ્બોધ આપવામા તથા વ્યાવહારિક જ્ઞાન ઉપરાંત ગૃહધર્મ અને પતિવ્રતાધર્મનું જ્ઞાન આપવામા આખુ જીવન ગાળ્યુ હતું. ઘણા વર્ષો સુધી તપ કરીને તે મોક્ષ પામી હતી

# रत्न १२ मुं–सुंदरी



આ સન્નારી પણ જૈનમહાત્મા આદિનાથ શ્રીઋષભદેવની પુત્રી હતી. આગળ વર્ણવેલી સતી બ્રાહ્મીની તે ઓરમાન બેન થાય તેની માતાનુ નામ સુનંદા હતું. એ બાળા પણ ઘણી તીવ્રબુદ્ધિની હતી. તેના પિતાએ તેને ગણિતવિદ્યાનું સારૂ જ્ઞાન આપ્યું હતુ ગણિત વિદ્યામા તેની પારદર્શિતા જોઇને એ સમયના મોટા મોટા વિદ્વાનો પણ આશ્ચર્યચકિત થઈ જતા હતા.

એ જેવી બુદ્ધિશાળી હતી તેવીજ સુશીલ અને પરોપકારી હતી. તેનું સૌન્દર્ય પણ અનુપમ હતું. એ પોતાનો સમય વિદ્યાભ્યાસમાં અને પોતાની ઓછું ભણેલી બેનોને સદ્વિદ્યાનો બોધ આપવામા ગાળતી.

સુંદરીએ પણ પાછળથી પોતાના પિતા પાસેથી જૈનધર્મની દીક્ષા લીધી હતી. તેણે તપસ્યા કરીને પોતાના શુદ્ધ ચારિત્ર્યને વધારે ઉજ્જવલ બનાવ્યું હતું. તેણે પોતાના જીવનમા ઘણા સત્કર્મો કર્યા હતા. શહેરેશહેર અને ગામેગામ પ્રવાસ કરીને તેણે દેશની ભગિનીઓને સારો બોધ આપ્યો હતો. તેનું ચરિત્ર આજદિન સુધી જૈન લોકોમા આદર અને ભક્તિપૂર્વક ગવાય છે.

# रत्न १२ मुं–शिवा



આ મહાસતી વિશાલા નગરીના રાજા ચેટકની પુત્રી હતી. બાલ્યાવસ્થાથીજ તેણે ઘણા ઉચ્ચ પ્રકારનું શિક્ષણ મેળવ્યુ હતું. એ જેવી વિદુષી હતી, તેવીજ નમ્ર અને વિનયી હતી. સર્વની સાથે માયાળુપણે વર્તતી, તથા હમેશા વડીલોનું માન સાચવતી

સતી શિવાનુ લગ્ન ઉજ્જન શહેરના રાજા ચડપ્રદ્યોત સાથે કરવામા આવ્યુ હતુ. સતી શિવાએ પિતાને ઘેર મેળવેલા શિક્ષણનો સદુપયોગ સાસરે કર્યો હતો ઉજ્જન શહેરની બાલિકાઓને જ્ઞાન આપવા સારૂ તેણે ઘણો યત્ન કર્યો હતો તેણે એ નગરમા ઘણી નિશાળો, ધર્મશાળાઓ તથા પુસ્તકાલયોની સ્થાપના કરી હતી.

એક દિવસ કોઈ દેવતાએ તેને પોતાના વ્રતમાંથી ચલિત કરવાને ભારે પ્રયત્ન કર્યો હતો. પણ તે દૃઢ રહી હતી, અને દેવતાને આખરે તેની ક્ષમા માગવી પડી હતી.

એક વખત ઉજ્જયિની નગરીમા આગ લાગી લોકો એ આગના ત્રાસથી ઘણા દુ:ખી થયા હતા રાજા અને પ્રજાએ ઘણાએ ઉપાયો કર્યા પણ એ ભયકર આગ હોલવાઈજ નહિ આથી રાજાએ અભયકુમાર મત્રીની સલાહ લીધી તેણે જણાવ્યું કે ‘ કોઇ સતી સ્ત્રી અહી આવીને અગ્નિ ઉપર પાણી છાટે તો આગ ઝટ હોલવાઈ જાય ’ તે ઉપરથી ઘણી સ્ત્રીઓએ આવીને અગ્નિ ઉપર જળ છાટયું પણ કોઈનાથી આગ શમી નહિ આખરે શિવા સતીએ ત્યા જઇને પાણી છાટયું એટલે તરતજ આગ હોલવાઇ ગઈ. તે વખતથી લોકો શિવાને મહાસતી ગણવા લાગ્યા.

પછી સતી શિવાએ શ્રીવીરપ્રભુ પાસે દીક્ષા લીધી હતી અને પોતાના ચારિત્રધર્મથી ભારતની જૈન પ્રજાપર ભારે ઉપકાર કર્યો હતો. સાધ્વી શિવાએ નગરે નગર અને ગામેગામ વિહાર કરી વિદ્યાદેવીના મંદિરો સ્થાપ્યાં હતાં, અને જૈનબાળાઓને બોધ મળે તેવી અનેક યોજનાઓ ઉભી કરી હતી. તેણે શ્રાવિકાઓના હૃદયમા શીલધર્મની મહત્તા સ્થાપી હતી, અને શીલના મહત્ત્વને માટે અસરકારક ઉપદેશ આપ્યા હતા. તે મહાસતી ઉંચા હાથ

કરી કહેતી કે 'શ્રાવિકાઓ! શીલ એ કલ્પવૃક્ષ છે. તેના રક્ષણથી કુળની ઉન્નતિ, કુળની શોભા, પવિત્રતા, સદાચાર, સદ્ગતિ, અનેક ગુણ પ્રાપ્ત થાય છે. માટે તમારે સર્વદા તન, મન, ધનથી તેનું રક્ષણ કરવું.' મહાનુભાવા શિવા સતીનાં આ વચનો આર્ય શ્રાવિકાઓ ગ્રહણ કરતી અને તે પ્રમાણે વર્તન કરવાને તત્પર થતી હતી.

( જૈન સતીમંડળમાંથી )

# रत्न १४ मुं-रतिसुंदरी



આ સતીનો જન્મ સાકેતપુર નગરમા કેસરી રાજાને ત્યાં રાણી કમળસુંદરીને પેટે થયો હતો. કમળસુંદરી પોતે એક સદ્ગુણી, પતિવ્રતા અને ભણીગણી સ્ત્રી હતી. તેણે પોતાની કન્યાને પણ સારૂં શિક્ષણ આપીને એ બધા સદ્ગુણોથી વિભૂષિત કરી હતી. રાજકુમારી રતિસુંદરી સદા ધર્મકાર્યમા તથા ધર્મગ્રન્થોના અભ્યાસમા તલ્લીન રહેતી હતી.

જૈનમાર્ગી સાધ્વીઓ પાસેથી તેણે જૈનધર્મના સિદ્ધાન્તોનું જ્ઞાન મેળવ્યું હતું અને તેમના ઉપદેશથી પતિવ્રતા ધર્મનો મહિમા તેના કોમળ હૃદયમાં સારી પેઠે ઠસી ગયો હતો.

રાજકુમારી રતિસુંદરી જ્યારે પુખ્ત ઉંમરની થઈ ત્યારે તેના માતપિતાએ તેની સંમતિથી તેનો વિવાહ નંદન નગરના ચન્દ્રરાજા સાથે કરી દીધો. રતિસુંદરીનું અદ્ભુત સૌન્દર્ય, લાવણ્ય અને વિદ્વત્તા જોઈને રાજા ચન્દ્ર ઘણોજ મુગ્ધ થઈ ગયો, અને એવી સતી તથા વિદુષી સ્ત્રીના સમાગમથી પોતાના હૃદયને પણ ધાર્મિક બનાવીને સંપૂર્ણ સુખવૈભવમા દિવસ નિર્ગમન કરવા લાગ્યો.

એ દિવસોમાં કુરૂ દેશનો રાજા મહેન્દ્રસિંહ ઘણો બળવાન અને પરાક્રમી ગણાતો હતો. તેના દરબારમાં જઈને કોઈએ રતિસુંદરીના સૌન્દર્યની ઘણી પ્રશંસા કરી, અને જણાવ્યું કે એવી ખૂબસુરત સ્ત્રી આજકાલ ભારતવર્ષના કોઈ રાજાના અંતઃપુરમાં નથી.

રતિસુંદરીના રૂપની એટલી બધી પ્રશંસા સાંભળીને રાજા મહેન્દ્રસિંહ

કામવિહ્‌વળ થઇ ગયો, અને રતિસુંદરીને પોતાની પત્ની બનાવવાના સાક ૯પથી પોતાના એક દૂતને રાજા ચન્દ્ર પાસે મોકલ્યો. રાજા મહેન્દ્રસિંહના દૂતે નંદન નગરમા જઇને રાજા ચન્દ્રને પોતાના સ્વામીનો સંદેશો કહ્યો અને રાણી રતિસુંદરી સોપી દેવાને ઘણી રીતે સમજાવીને આગ્રહ કર્યો, પણ રાજા ચન્દ્રે એ દૂતનો ઘણો તિરસ્કાર કરીને ત્યાથી કાઢી મૂક્યો, તથા પારકી સ્ત્રી માગવાનો અવિવેક દેખાડવા માટે તેના રાજા માટે પણ ઘણા કડવા વેણ કહ્યા.

દૂતે જઇને રાજા મહેન્દ્રસિંહને બધા સમાચાર કહ્યા. રાજા મહેન્દ્રસિંહ ક્રોધાવેશમાં આવી જઇને ચન્દ્રરાજાના નગર ઉપર મોટું સૈન્ય લઇને ચડી આવ્યો. ચન્દ્રરાજા પણ લડવા માટે સામો ગયો. બન્ને પક્ષ વચ્ચે દારુણ સંગ્રામ મચી રહ્યો પણ રાજા મહેન્દ્રસિંહનું લશ્કર વધારે હોવાથી રાજા ચન્દ્રનો આ યુદ્ધમા પરાજય થયો; અને મહેન્દ્રસિંહે તેને જીવતો પકડીને કેદ કર્યો. રાજા કેદ પકડાયાથી તેનુ સૈન્ય પણ અસ્તવ્યસ્ત થઇ ગયું, એટલે મહેન્દ્રસિંહે રાજા ચન્દ્રના મહેલમા પ્રવેશ કરીને રાણી રતિસુંદરીનું હરણ કર્યું, તથા તેને પોતાની સાથે પોતાના રાજ્યમા લઇ ગયા પછી, રાજા ચન્દ્રને છોડી મૂક્યો.

રાણી રતિસુંદરી, આ પ્રમાણે પતિથી એકાએક વિખૂટી પડવાને લીધે ઘણી શોકાતુર થઇ. તેનું ચિત્ત રાતદિવસ પતિમાજ હતું. ગમે તે થાય તો પણ પોતાનું શિયળ સાચવી રાખવાનો તેણે સંકલ્પ કર્યો હતો.

રાજા મહેન્દ્રસિંહે રતિસુંદરીને એક ભવ્ય રાજમહેલનો ઉતારો આપ્યો હતો. એક વખત કામાતુર રાજા મહેન્દ્રસિંહ રતિસુંદરીના મહેલમા પહોચ્યો અને તેને પ્રેમપૂર્વક કહેવા લાગ્યો ' હે નાજુક સુંદરિ ! તું જાણે છે કે મેં આ યુદ્ધનો પરિશ્રમ કોને માટે કર્યો હતો ? આજે મારી ઇચ્છા પૂર્ણ થઇ છે, તું મને પ્રાપ્ત થઇ છે. હવે તુ મારી રાણી બન અને મારી ઇચ્છા પૂર્ણ કરીને, તારા અને મારા જીવનને સફળ કર. ' રાજાનાં આ વચન સાભળીને રતિસુંદરીને તેને માટે મનમા ને મનમા ઘણોજ તિરસ્કાર ઉપજ્યો. જે સૌન્દર્યને લીધે પોતાની આ દશા થઇ તે સૌન્દર્યને એ મનમા ને મનમા હજારો શાપ દેવા લાગી. તેણે આત્મહત્યા કરવા વિચાર કર્યો; પણ પછીથી સાભળી આવ્યું કે એમ કર્યાથી આ જન્મમા પતિદેવની સાથે ફરીથી મેળાપ થવાની તો કોઇ પણ આશા નહિ રહે, માટે કોઇ એવી યુક્તિ રચવી જોઇએ કે જેથી મારૂ સતીત્વ પણ અખંડિત રહે અને ભવિષ્યમા કોઈ દિવસ પ્રાણપ્રિય

પણ અધિક પ્યારા સ્વામીનાથના દર્શન થાય. આવા વિચારથી દૂર અંદેશ રાણીએ એક યુક્તિ શોધી કાઢી, પોતાના અંતઃકરણનો શોક અને તિરસ્કાર અંદરજ શમાવીને તેણે સ્મિત-હાસ્યપૂર્વક રાજા મહેન્દ્રસિંહને કહ્યું 'તમે મારા ઉપર આટલા બધા પ્રસન્ન થયા છો તો મારે તમારી પાસે કાંઇક માગી લેવાની ઇચ્છા છે. તે આપશો ?' રતિસુંદરીના મુખમાંથી આટલા શબ્દો નીકળવાથી તો રાજાના હર્ષનો પારજ રહ્યો નહિ. તેણે હર્ષ-પૂર્વક કહ્યું 'સુંદરિ ! તારે શું માગવું છે તે ખુશીથી જણાવ. આ સંસારમાં એવી કઇ વસ્તુ છે કે જે હું તને સમર્પણ ન કરી શકું હું ? મારૂં આખું રાજ્ય તારા ઉપર નોછાવર કરવા તૈયાર છું. માટે તારે જે કાંઇ ઇચ્છા હોય તે માગી લે.' રતિસુંદરીએ કહ્યું કે 'હે મહારાજ ! મારી એવી ઇચ્છા છે કે આપણે હમણાં કેવળ શબ્દોથીજ વ્યવહાર રાખવો. મારી ઇચ્છા ચાર મહિના સુધી બ્રહ્મચર્યવ્રત પાળવાની છે. માટે એ ચાર મહિના સુધી આપે મારા બ્રહ્મચર્યનો ભંગ કરવો નહિ.'

કામાંધ રાજાને ચાર મહિનાનો વિલંબ ઘણો અસહ્ય તો લાગ્યો, પણ જરાસરખી વાત માટે રતિસુંદરીને અપ્રસન્ન નહિ કરવાના વિચારથી તેણે એ બાબત વચન આપ્યું.

સતી રતિસુંદરીએ તે દિવસથી જૈનશાસ્ત્રોમા લખેલા 'આંબિલ તપ 'નો આરંભ કર્યો. સુંદર વસ્ત્રાભૂષણોનો ત્યાગ કરીને કઠોર તપશ્ચર્યામાં તે લીન થઇ ગઈ. તપશ્ચર્યાને લીધે એ દિવસે દિવસે વધારે દુર્બળ થવા લાગી.

એક દિવસ રાજા મહેન્દ્રસિંહ તેની પાસે ગયો અને તેને એવી દુબળી પાતળી થઇ ગયેલી જોઇને ઘણુંજ આશ્ચર્ય પામ્યો. તેણે પ્રેમપૂર્વક તેની ખબર અંતર પૂછી, ત્યારે રતિસુંદરીએ જણાવ્યું કે 'મને હવે સંસાર ઉપર વૈરાગ્ય ઉપજ્યો છે. મારે ચાર માસ સુધી આંબિલવ્રતનું તપ કરવું છે. તમે મારા બ્રહ્મચર્યનો ભંગ કરવા યત્ન કરશો તો આપણે બન્નેને નરકમાં પડવું પડશે.' પરન્તુ રતિસુંદરીને આ પ્રમાણે વૈરાગ્ય ઉપજેલો જોઈને રાજાએ ઘણું આશ્ચર્ય બતાવ્યું, ત્યારે સતી રતિસુંદરીએ તેને જ્ઞાનમાર્ગનો ઘણો ઉપદેશ આપ્યો અને સમજાવ્યું કે 'જે દેહના સૌન્દર્ય ઉપર તમે મુગ્ધ થઈ ગયા છો તે દેહ તો મળમૂત્ર વગેરે ગંદી દુર્ગંધીવાળી વસ્તુઓથી ભરપૂર છે. તેના ઉપર મોહ રાખવો એ મૂર્ખતા છે.' પરન્તુ કામાંધ થયેલા મતિભ્રષ્ટ રાજા મહેન્દ્રસિં-હનાં હૃદય ઉપર આવા ઉત્તમ ઉપદેશની કાંઇ પણ અસર થઈ નહિ. તેમણે

તો રતિસુંદરીની ચાર મહિનાની અવધિ પૂરી થયા પછી તેની સાથે રતિવિલાસ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો.

ધીમે ધીમે ચાર માસની અવધિ પૂરી થવા આવી, અને રતિસુંદરીએ જોયું કે રાજાની મતિ જરા પણ સુધરી નથી અને હવે એ અવશ્ય મારૂં પાતિવ્રત્ય ભંગ કરશે એ વખતે એણે પૂર્ણ એકાગ્રચિત્તે શાસનદેવીનું સ્મરણ કર્યું, અને આવી મોટી આપત્તિમાંથી પોતાના સતીધર્મનું રક્ષણ કરવાને પ્રાર્થના કરી. દેવીએ તેની પતિભક્તિ ધ્યાનમા લઇને તેના શિયળના રક્ષણ સારૂ, તેનું બધું સૌન્દર્ય હરી લીધું. એ દિવસથી સુંદરી રતિસુંદરી ઘણીજ કદ્રૂપી થઇ ગઇ, અને તેને કોઢ અને રક્તપિત્ત વગેરે ગંદા રોગ લાગુ પડયા. બીજે દિવસે રાજા જ્યારે સતીની પાસે ગયો ત્યારે તેને આવા ગંદા રોગોથી ભરેલી અને કદ્રૂપી જોઇને ઘણો આશ્ચર્ય પામ્યો. એવી કદ્રૂપી સ્ત્રીનું હરણ કરવા માટે તેને પશ્ચાત્તાપ થવા લાગ્યો. તેના મનમાં ધીમે ધીમે વૈરાગ્યનો સંચાર થયો અને તેણે રતિસુંદરીને તેના પતિ રાજા ચન્દ્રને ઘેર સહીસલામત મોકલી આપી. પતિને ઘેર પહોંચતાવારજ રતિસુંદરી દેવીના આશીર્વાદથી ફરીથી પહેલાનાજ જેવી સુંદર બની ગઈ. રાજા ચન્દ્ર તેની દૃઢતા અને પતિભક્તિ જોઇને ઘણો પ્રસન્ન થયો બન્ને જણાએ ઘણા વર્ષો સુધી પૂર્ણ સુખમા દાંપત્યજીવન ગાળ્યું. સતી રતિસુંદરીની કીર્તિ ચારે દિશામાં ફેલાઇ ગઇ.

---

# रत्न १५ मुं-नंदयंती




સતીનો જન્મ સોપારપુર નગરમાં થયો હતો. તે નાગદત્તની કન્યા અને પોતનપુર નગરના સાગરપોત વણિકના પુત્ર સમુદ્રદત્તની પત્ની હતી બચપણથીજ તેને માતપિતા તરફથી સારૂ શિક્ષણ મળ્યુ હતું, એટલે પતિ સાથેનો તેનો સંસાર ઘણો સુખી હતો. સમુદ્રદત્ત પણ વિદ્વાન અને વેપાર રોજગારમાં એક કુશળ યુવક હતો. એક દિવસ એના મનમા તરંગ આવ્યો કે 'મારે પિતાજીની કમાઈમાંથી ક્યાંસુધી તાગડધિન્ના કરવા ? હવે હું મોટો થયો, મારે જાતે કમાઈ કરવી જોઇએ.' આવા વિચારથી તેણે પોતાના પિતા પાસે દેશાવરમાં વેપાર કરવા જવાની રજા માગી, પરન્તુ એ એકનો એક પુત્ર હોવાથી સ્નેહાળ પિતાએ જણાવ્યું

કે ' બેટા ! આપણે ધનની ક્યાં ખોટ છે કે તું દેશાવર ખેડવા જાય છે ? તારા વૈભવને માટે તો ઘેર બેઠેજ પુષ્કળ ધનસામગ્રી છે; ' પરન્તુ સમુદ્રદત્તના મનમા એ વાત ઉતરી નહિ. તેણે પિતાને ઘણીએ રીતે સમજાવ્યું કે ' પુત્રે તો આપકમાઈ કરવી જોઇએ. દેશાવરમા ગયાથી અનુભવ અને હોંશિયારી વધે છે. ઘેર બેઠે બેઠે મન સાંકડુ થઈ જાય છે. ' વગેરે ઘણી દલીલો આપી; પરન્તુ પુત્રવત્સલ પિતાએ કોઇ પણ ઉપાયે પુત્રને જવાની રજા ન આપી. આખરે સમુદ્રદત્તે છાનામાના નાશી જવાનો નિશ્ચય કર્યો એક દિવસ મધ-રાત્રે સૌ કોઇ ભરનિદ્રામા હતાં ત્યારે એ ઘરની બહાર નીકળ્યો. થોડે દૂર ગયા પછી તેને વિચાર આવ્યો કે ' હું માતપિતાને મળ્યા વગર આવ્યો એ તો ઠીક કર્યું, પણ સ્નેહાળ પત્નીની પાસે છેવટની વિદાય માગવા ન ગયો એ ઠીક ન કર્યું. ' એ વિચારથી એ પાછો પોતાને ઘેર ગયો, અને બહાર ઉભો રહીને કમાડના છિદ્રમાથી નંદયંતીને જોવા લાગ્યો એ વખતે નંદયંની જાગી ઉઠી હતી અને પતિને પોતાની પાસે સૂતેલો નહિ જોવાથી તે ચોધાર આંસુએ રોદન કરી રહી હતી. પતિનો વિયોગ અસહ્ય હોવાથી તેણે ગળે ફાંસો ખાઇને મરી જવાનો નિશ્ચય કર્યો હતો. એવામા સમુદ્રદત્ત બારણા ઉઘાડીને અંદર આવ્યો અને પ્રેમપૂર્વક પત્નીને આલિંગન દઇને પોતાના પરદેશગમનનું કારણ જણાવ્યુ. નંદયંતી સમજુ સ્ત્રી હતી એટલે એણે પતિના શ્રેયમાજ પોતાનું શ્રેય માનીને, વિરહવેદનાને મનમા શમાવીને પ્રસન્ન વદને પતિને દેશાવર જવાની રજા આપી.

સમુદ્રદત્તના ગયા પછી ત્રણ મહિને નંદયંતીને ગર્ભનાં ચિન્હ જણાવા માડયા. આ ઉપરથી તેના સાસુસસરાને શંકા આવી કે, છોકરો તો દેશાવર ગયો છે, અને વહુ સગર્ભા છે. માટે આમાં કાંઇક ગોટાળો છે. તેમને નિર્દોષ નંદયંતીના શુદ્ધ ચરિત્ર માટે શંકા ઉત્પન્ન થઇ અને તેથી તેમણે નિષ્કરુણ નામના એક સેવક મારફતે નંદયંતીને જંગલમાં મોકલાવી દીધી. ત્યાં ગયા પછી નંદયં-તીને જ્યારે પોતાને કહાડી મૂકવાનું કારણ જણાયું, ત્યારે તે ઘણું કલ્પાંત કરવા લાગી, અને ઉચ્ચ સ્વરે કહેવા લાગી કે ' હું નિર્દોષ છું. મારે તો મારા સ્વામી વગર બધા પુરુષો ભાઇ અને બાપ સમાન છે. ' પરન્તુ દુષ્ટ નોકર તેને જંગલમાં મૂકીને ચાલ્યો ગયો. એટલામાં મૃગપુરનો રાજા પદ્મરાજ ત્યાં એકાએક આવી ચડ્યો. નંદયંતીનો વિલાપ સાંભળીને તે તેની પાસે ગયો, અને મધુ વચનોમાં તેને બધી હકીકત પૂછી. તેનો ઇતિહાસ સાંભળીને

રાજાને ઘણી દયા ઉપજી. તેથી એ નંદયંતીને દિલાસો આપીને પોતાની બેન તરીકે ગણીને પોતાની સાથે મૃગપુરમાં લઇ ગયો. ત્યા આગળ તે રાજાની ઇચ્છા મુજબ પુષ્કળ પુણ્યદાન કરતી, વ્રતનિયમ પાળતી અને રાતદિવસ પતિનુ સ્મરણ કર્યા કરતી. યથાસમયે તેને એક પુત્ર અવતર્યો અને રાજા તેનું પુત્ર પ્રમાણે પાલન કરવા લાગ્યો.

થોડાક વર્ષ પછી નંદયતીનો પતિ સમુદ્રદત્ત વેપારમાં પુષ્કળ ધન ઉપાર્જન કરીને ઘેર પાછો આવ્યો. ઘેર આવ્યા પછી તેણે પત્નીની આવી દુર્દશાના સમાચાર સાભળ્યા, ત્યારે તેને ઘણો ખેદ થયો. તેણે માતપિતાને જણાવ્યું કે ‘ તમે ઘણીજ ગભીર ભૂલ કરી છે. નંદયંતી બીલકુલ નિર્દોષ છે. તેને જે ગર્ભ હતો તે મારોજ હતો. ’ આથી બધાને ઘણો પશ્ચાત્તાપ થયો. પત્નીના વિયોગથી વ્યાકુળ થઇને સમુદ્રદત્ત તેની શોધમા નીકળ્યો. તે ફરતો ફરતો જે નગરમા નદયતી હતી ત્યા આવી પહોચ્યો. ત્યા આગળ નંદયતી રાજાની આજ્ઞાથી સર્વદા પુણ્યદાન કર્યા કરતી હતી. તેણે એક મોટું સદાવ્રત ખોલ્યું હતું, અને પોતે પણ પાસેના એક મકાનમા રહીને ગરીબ અને દુ:ખીઓનુ દુ ખ નિવારણ કરતી હતી.

દૈવસયોગે સમુદ્રદત્ત પણ એ નગરમા પેઠો તે વખતે ઘણો ભૂખ્યો તરસ્યો થયો હતો. તેણે પણ એ અન્નક્ષેત્રમા જઇને પોતાની ક્ષુધા નિવારણ કરી. તેણે દૂરથી નદયતીને ઓળખી તો લીધી, પણ આટલા બધા વર્ષ એકલી રહેવાથી તેનામા કાઇ ફરક પડ્યો છે કે કેમ ? તે જાણવા સારૂ તેણે તેના શિયળની પરીક્ષા લેવાનો નિશ્ચય કર્યો. તેણે ગામમાથી એક દૂતીને નંદયંતીની પાસે એ કામ સારૂ મોકલી. તેણે નદયંતીની પાસે જઇને કહ્યું કે ‘ હે સુદરિ ! તું તારૂં જીવન આમ એળે શા સારૂ કહાડે છે ? અહિંયાં એક દેવકુમાર જેવો વણિક્પુત્ર આવ્યો છે અને તે તારા ઉપર ઘણો મોહિત થઇ ગયો છે. તે પુષ્કળ ધનવાન છે. તારી ઇચ્છા હોય તો હું એની સાથે તારૂં ચોકઠું બેસાડી આપુ. ’

દૂતીના આ વચન સાંભળીને નંદયંતીએ કહ્યુ કે ‘ હે મૂર્ખ સ્ત્રી ! આજે તો તું આવું બોલી છે, પણ ફરીથી કોઇ દિવસ મારી આગળ આવાં વેણ ઉચ્ચારીશ નહિ સતીનું તેજ કેટલુ હોય છે તેની તને હજી ખબર નથી. તું વધારે આગ્રહ કરીશ તો હું આત્મહત્યા કરીશ, અને તેનું પાપ તારે શિર ચોંટશે.’ તે દૂતીએ આવીને સમુદ્રદત્તને બધી વાત જણાવી. સમુદ્રદત્ત પત્નીનું

પાતિવ્રત્ય જોઇને ઘણોજ પ્રસન્ન થયો અને એ પોતાનો ખરો વેશ ધારણ કરીને નંદયંતીને જઇને મળ્યો. સતીએ દૂરથી પતિને આવતા જોઇને, વેગથી સામી જઇને દઢ આલિંગન આપ્યું. કેટલીકવાર સુધી બન્ને ચૂપાચૂપ રહ્યાં. તેમની આંખમાંથી આ અણુધાર્યા મિલનને લીધે ચોધાર આનંદાશ્રુ નીકળવા લાગ્યા. બન્નેએ લાંબા વખત સુધી સુખદુઃખની વાતો કરીને પોતાના જીવને શાંત કર્યા. મૃગપુરના રાજાને આ શુભ સમાચાર મળ્યા એટલે એ પણ ઘણો પ્રસન્ન થયો અને તેણે ધામધૂમ સાથે નંદયંતી અને તેના પતિને વિદાય કર્યાં. સતી નંદયતી અને સમુદ્રદત્તે ઘણાં વર્ષો સુધી સુખપૂર્વક ગૃહસંસાર ચલાવ્યો. જૈન શાસ્ત્રકારો કહે છે કે પૂર્વ જન્મમા ભિક્ષા માગવા આવેલા કોઈ સાધુની ઉપેક્ષા કરવાના પાપને લીધે સતી નદયંતીને પતિવિયોગનું આવું દારુણ દુઃખ આટલા વર્ષ સુધી ભોગવવું પડ્યુ હતું.

---

# रत्न १६ मुं-रोहिणी




તી રોહિણીનું લગ્ન પાટલીપુત્ર નગરના એક ધનાવહ નામના શેઠની સાથે થયું હતું. એ ઘણી સદાચારી અને પતિભક્ત હતી.

તેનો ધણી એક સાહસિક વેપારી હતો. એક વખત એ વેપારઅર્થે દૂર દેશાવરમાં પ્રવાસે નીકળ્યો હતો. સતી રોહિણી પતિની ગેર-હાજરીમાં રાતદિવસ તેનું ધ્યાન ધરીને, પતિવ્રતાના ધર્મનું પાલન કરતી અને સરળતાથી જીવન નિર્ગમન કરતી હતી.

એક વખતે ગ્રીષ્મ ઋતુમા સતી રોહિણી પોતાના ઘરના છજામાં બેઠી હતી. તે વખતે પાટલીપુત્ર નગરનો રાજા નંદ ક્રીડાને અર્થે બગીચામાં જઇ રહ્યો હતો. રસ્તામાં તેની નજર છજામાં બેઠેલી રોહિણી ઉપર પડી. રાજા નન્દ બીજી રીતે ઘણો સદ્ગુણી હોવા છતાં પણ ઘણો કામાંધ હતો. રોહિણીનું અપૂર્વ સૌન્દર્ય જોઇને તે અત્યંત કામવિહ્વળ થયો. રોહિણીની સાથે ક્રીડા કરવાને તેનું મન તલપાપડ થઈ ગયું. રાજાએ ઘેર જઇને પોતાની એક દૂતીને તેની પાસે મોકલી. દૂતીએ પોતાના સ્વભાવ પ્રમાણે તેને ઘણા મીઠા શબ્દોમાં લલચાવી; પરન્તુ સતી રોહિણી કાંઇ ભોળવાઈ જાય એવી સ્ત્રી નહોતી. એ સમજી ગઈ કે રાજાનું મન મારૂં શિયળ ભંગ કરવાનું છે. હમણું

હું ના કહીશ તો એ જબરદસ્તી કરીને મારૂં હરણ કરશે. માટે કોઈ બીજી યુક્તિ શોધવી જોઇએ. વિચાર કરીને તેણે દૂતીને જણાવ્યું કે 'રાજાએ મને મળવું હોય તો ગુપ્ત રીતે રાત્રીને સમયે મારે ઘેર આવવું.' એમ કહીને સતી રોહિણીએ, રાજાએ દૂતીની સાથે મોકલેલી ભેટ સ્વીકારી. દૂતીએ જઈને રોહિણીનો સંદેશો રાજાને કહ્યો. રાજા એના ઉત્તરથી ઘણો પ્રસન્ન થઈ ગયો, અને રાતને વખતે એ સુંદર વસ્ત્રાભૂષણ સજીને રોહિણીના ઘરમાં ગયો. રોહિણીએ રાજાને માનપૂર્વક બેઠક આપી સતી રોહિણી ભોંય સામી નજર રાખીને રાજાની સામે બેઠી. પછીથી તેણે પોતાની સખીઓને સ્વાદિષ્ટ રસોઈ બનાવવા કહ્યું, તથા બીજી દાસી પાસે એક કિંમતી થાળમાં ફળફળાદિ મંગાવ્યાં. રાજા એ ફળ ખાઈને ઘણો પ્રસન્ન થયો. પછી રોહિણી તેને મહેલ ઉપરની ચંદ્રશાળામાં લઈ ગઈ. ત્યાં આગળ ચન્દ્રની શીતળ જ્યોત્સ્નામાં રાજાની આંખ મળી ગઇ. થોડી વાર પછી તેની ઉંઘ ઉડી અને તેણે પીવાને પાણી માગ્યું રોહિણીએ પાણી લાવી આપ્યું અને જાતજાતની વાનીઓનું ભોજન કરાવ્યું જમી રહ્યા પછી રાજાએ પૂછયું 'આ રસોઈમાં કેટલીક વાનીઓ સ્વાદિષ્ટ છે અને કેટલીક ફીક્કી છે, તેનું શું કારણ?' રોહિણીએ કહ્યું 'એનો વિવેક તમારે સમજવા જેવો છે જેમ આ વસ્તુઓને વિષે સ્વાદિષ્ટપણું અને બેસ્વાદપણું છે તેમ સ્ત્રીઓને વિષે પણ સરસપણું અને વિરસપણું છે. સુંદર સ્ત્રીને જોઈને પુરુષ ભ્રમમાં પડી જાય છે, પણ અંતે એ પણ નીરસ છે. કામાતુર પુરુષો મૂર્ખતાને લીધે સુંદર સ્ત્રીઓને જોઇને વિકારી થાય છે હે મહારાજ! આપ તો સર્વ પ્રજાના પિતા છો, અને અનીતિને માર્ગે પ્રવર્તવું એ રાજાને માટે મોટું કલંક છે. તેથી આપે એ માર્ગનું ઉલ્લંઘન કરવું ન જોઇએ.' સતી રોહિણીના આવાં વચનો સાંભળીને રાજાનું હૃદય પીગળી ગયું. પોતાની ખરાબ દાનત માટે તેના હૃદયમાં ઘણો પશ્ચાત્તાપ થવા લાગ્યો. તેણે ઉભા થઇને ઘણાજ વિનયપૂર્વક રોહિણીની ક્ષમા માગી, અને તેની પ્રશંસા કરતો કરતો પોતાને મહેલે ગયો.

થોડા સમય પછી રોહિણીનો પતિ ધનાવહ શેઠ દેશાવરમાંથી ઘણું ધન કમાઈને દેશમાં પાછો આવ્યો, ત્યારે રોહિણીએ તેને આ સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો એથી ધનાવહ શેઠના મનમાં રોહિણીને માટે શંકા ઉપજી. તેણે ધાર્યું કે પોતાની ગેરહાજરીમાં એણે જરૂર રાજા સાથે વિષયભોગ કર્યો હશે. એવી ખોટી શંકા આણીને તેણે પત્નીનો ત્યાગ કરવાનો મનમાં વિચાર કર્યો.

એટલામાંજ આકાશમાં વાદળાં ચઢી આવ્યાં, અને તોફાન સાથે મુશળ-ધાર વરસાદ પડયો. એ વરસાદથી નદીનાળા ઉભરાઈ આવ્યાં. તે વખતે પાટલીપુત્ર નગરની પાસેની નદીમા પણ જોસજોર પૂર આવ્યું, અને પાણી શહેર તરફ આવવા માંડયું. આખું શહેર જળમાં ડૂબી જવાનો સમય આવી પહોંચ્યો. આવે વખતે રાજાને સતી રોહિણીનું સ્મરણ થઈ આવ્યું. તેણે તેને બોલાવવા મોકલ્યું અને કહ્યુ કે 'બહેન ! આ પૂરને પાછું વાળ.' રાજાની આજ્ઞા મળતાંવાર સતી રોહિણીએ હાથમા જળ લઈને કહ્યું "જો મે આ જન્મમાં સાચું પતિવ્રત પાળ્યું હોય તો આ જળનો વેગ શમી જજો.' સતી-ના મુખમાંથી એટલા શબ્દો નીકળતાંવારજ નદીનું પાણી આગળ વધતું બંધ થયું. આથી આખા નગરના લોકો તેના સતીત્વનાં વખાણ કરવા લાગ્યા, અને ધનાવહ શેઠના મનમાં પણ પત્નીના શિયળ માટેની શંકા દૂર થઈ ગઈ.

ત્યાર પછી સતી રોહિણીએ પતિસેવા, વ્રત, ઉપવાસ, ધર્માનુષ્ઠાન, સત્સંગ અને પરોપકારમાં બાકીનું જીવન ગાળ્યું. ધન્ય છે એવી સતીને ! *

---



# रत्न १७मुं-नागिला

(મ)ગધ પ્રાન્તમા સુગ્રામ નામક એક ગામમાં એક દંપતી વાસ કરતુ હતુ. સ્વામીનું નામ આર્યવાન્ રાષ્ટ્રકૂટ હતું અને તેની પત્નીનું નામ રેવતી હતું. તેમને ભવદત્ત અને ભવદેવ નામના બે પુત્ર હતા. ભવદત્તે યૌવનાવસ્થામાજ જૈનાચાર્ય સુસ્થિતની પાસે દીક્ષા લઈને સંન્યાસ વ્રત લીધું હતું, અને એ વ્રતને તેણે એવી સરસ રીતે પાળ્યું હતું કે થોડા સમયમાંજ તે આચાર્યનો અત્યંત પ્રિય શિષ્ય થઈ પડયો.

એક દિવસ ભવદત્તવાળા 'ગચ્છ'માના એક સાધુએ આચાર્યને નિવે-દન કર્યું કે 'આચાર્ય ! હુ એકવાર મારાં સગાંઓની પાસે જવાની ઇચ્છા કરૂં છું. ત્યાં આગળ મારો એક નાનો ભાઈ છે, એનો મારા ઉપર ઘણોજ સ્નેહ છે. હુ જો તેની પાસે જઈશ તો મને જોઈને એ પણ અવશ્ય સન્યાસ-વ્રત લેશે, માટે આપ કૃપા કરીને મને જવાની રજા આપો." જગતનો

---

* આ ચરિત્ર " જૈન સતીમંડળ " નામના ઉત્તમ પુસ્તક ઉપરથી ઉતારવામાં આવ્યું છે.

ઉદ્ધાર કરવાની ઈચ્છા ધરાવનાર આચાર્યે બીજા પણ કેટલાક શિષ્યોને સાથે મોકલીને તેને પોતાના ભાઈને મળવા જવાની રજા આપી.

શિષ્ય પોતાના પિતાને ઘેર ગયો. ત્યાં તેણે ભાઇના વિવાહની તૈયારીઓ થતી જોઇ. મહા સમારોહપૂર્વક ત્યાં ઉત્સવ થઇ રહ્યો હતો. એ વિવાહના પ્રસંગે ત્યા જઇ પહોચ્યો, તોપણ વિવાહના આનંદમાં નિમગ્ન થયેલા તેના નાના ભાઇએ તેની કાંઇ ખબરઅંતર પૂછી નહિ.

શિષ્ય ત્યાથી પાછો પોતાના ગુરુ પાસે ગયો અને ગુરુને નાના ભાઇની વર્તણુકના સમાચાર કહ્યા. શિષ્યને મોએ એ વૃત્તાંત સાભળીને ભવદત્તે ઘણા દિલગીર થઇને કહ્યું ‘ અહો ! તારો નાનો ભાઈ કેવો કઠોર છે ! એ પોતે ઘેર હોવા છતા, તારા જેવા ઋષિવ્રતધારી મોટા ભાઇનો તેણે ભાવ પણ ન પૂછ્યો. વિવાહનો આનંદ શું ગુરુભક્તિ કરતા પણ શ્રેષ્ઠ છે, કે તે વિવાહના ખુશીમાં તારો પણ સત્કાર ન કરી શક્યો ?’

આચાર્યદેવના એ વચનો સાભળીને શિષ્યમંડળીમાંથી એક જણ બોલી ઉઠ્યો ‘ ભવદત્ત ! તમે ઘણા વિદ્વાન્ પંડિત ગણાઓ છો, પણ તમે તમારા નાના ભાઇને સંન્યાસી બનાવી શકો તોજ અમે તમને ખરા પંડિત ગણીએ. ભવદત્તે કહ્યુ ‘ ગુરુદેવ જો મગધમા વિહાર કરવા પધારે તો હું તમને એ કૌતુક પણ બતાવીશ.”

હિન્દુ સંન્યાસીઓની પેઠે જૈન શ્રમણો પણ એક સ્થળે ઘણો સમય રહી શકતા નહિ. તેમને ધર્મોપદેશ કરવા સારૂ ઠેકાણે ઠેકાણે પર્યટન કરવું પડતું એક દિવસ પર્યટન કરતા કરતા આચાર્ય સુસ્થિતિ પોતાના શિષ્યો સાથે મગધ દેશમા જઇ પહોચ્યા. આચાર્યના ચરણમાં દંડવત્ પ્રણામ કરીને ભવદત્તે કહ્યું ‘ ગુરુદેવ ! મારા સગાવહાલાઓ અહિંથી ઘણાં પાસે રહે છે માટે ગુરુદેવ રજા આપે તો હુ તેમને એક વખત મળી આવુ . ભવદત્ત સંયતેન્દ્રિય હતો એટલે આચાર્યે તેને એકલાજ ઘેર જવાની રજા આપી તેની સાથે બીજા શિષ્યોને મોકલવાની જરૂર પડી નહિ. ગુરુની રજા લઇને ભવદત્ત નાના ભાઇને સંન્યાસી બનાવવાના સંકલ્પથી ઘર તરફ ગયો.

ત્યા પણ ભવદત્તના પહોચતા પહેલા થોડીકજ વાર અગાઉ તેનો નાનો ભાઈ ભવદેવ, નાગદત્તની કન્યા નાગિલા સાથે પરણ્યો હતો. વિવાહના ઉત્સવમા આવેલા લોકોથી ઘર ભરચક હતું. પૂર્ણ ધામધૂમથી લગ્નનો ઉત્સવ થઇ રહ્યો હતો ભવદત્તને ત્યા અણધાર્યો આવી ચડેલો જોઇને બધાં સગાંસંબં-

ખીઓ પ્રફુલ્લિત થઈ ગયાં; તેના આવ્યાથી એ લોકો ઘણાજ આનંદથી ઉત્સવ કરવા લાગ્યા. ભવદત્તનાં ચરણ પ્રક્ષાલન કરીને સર્વેએ તીર્થોદકની પેઠે તેનું પાન કર્યું; ચારે દિશામાંથી લોકો આવીને તેને પગે લાગવા લાગ્યા. મુનિ ભવદત્તે કહ્યું 'તમે લોકો અત્યારે વિવાહના ઉત્સવમાં નિમગ્ન છો, માટે હું હમણાં બીજી જગ્યાએ જઈશ. આપનું કલ્યાણ થાઓ.' પરન્તુ સગાંવહાલાઓએ તેને નાના પ્રકારનું ભોજન જમાડયા વગર છોડયો નહિ.

તેનો ભાઇ ભવદેવ એ વખતે કુળાચાર મુજબ નવોઢા પત્નીને ચન્દનનો લેપ કરી રહ્યો હતો. અંબોડામાં સુગન્ધિદાર પુષ્પો ગુંથીને તથા કપાળ ઉપર કસ્તૂરીની પત્રપલ્લવીની રચના કરીને, તે બીજા અંગને લેપ કરવાની તૈયારીમાં હતો, એટલામાંજ તેના મોટા ભાઇ મુનિ ભવદત્તના આવ્યાના સમાચાર તેની પાસે પહોંચ્યા. ભાઈને મળવાના હર્ષમાં એ અર્ધાલંકૃત નવોઢા પત્નીને છોડી દઈને એકદમ ઉભો થયો. નાગિલાની સખીઓએ આ કુળાચારને અધુરો મૂકીને અધવચમાં જતા રહેવાનો ઘણોએ નિષેધ કર્યો, પણ ભવદેવે તેમની વાત ઉપર જરા પણ ધ્યાન આપ્યું નહિ તેણે કહ્યું 'મોટા ભાઈના દર્શન કરીને હું હમણા પાછો આવીશ.'

ભવદેવ ભવદત્તની પાસે ગયો અને તેને દંડવત્ પ્રણામ કરીને તેની સન્મુખ ઉભો રહ્યો. ભવદત્ત તેના હાથમાં ઘીનું પાત્ર આપીને ઘરમાંથી બહાર ચાલ્યો ગયો. ભવદેવ પણ એ પાત્રનો સ્વીકાર કરીને મોટા ભાઈની પાછળ જવા તૈયાર થયો. બીજા પણ અનેક સ્રીપુરુષો ભવદત્તની સાથે ચાલ્યા, ભવદત્તે કોઇને પણ એમ કરવાનો નિષેધ કર્યો નહિ કારણ કે એમ કરવું એ તેના કર્તવ્યથી વિરુદ્ધ હતું. ઘણે દૂર ગયા પછી બીજા બધા તો ભવદત્ત મુનિને વળાવીને પાછા ફર્યા, પણ તેના નાના ભાઈ ભવદેવે તેવું કર્યું નહિ તેણે મનમા વિચાર કર્યો 'આ લોકો તો પાછા જઈ શકે. એ લોકો કાંઇ એના સહોદર થોડાજ છે? હું મુનિ ભવદત્તનો સહોદર થઈને પાછો કેવી રીતે જઈ શકું? વળી એમની સાથે રસ્તાના ભાથાનો બોજ ઘણો હોવાથી એ થાકી ગયા છે એટલા માટેજ આ ઘીનું વાસણ મારા હાથમાં પકડાવ્યું છે. એટલે એમને ઠેઠ સુધી વળાવી આવ્યા વગર મારે પાછા જવું ન જોઇએ.' આ પ્રમાણે વિચાર કરીને નાના ભાઇએ મોટા ભાઈનું અનુગમન કર્યું.

રખે ભવદેવ તની સાથે આવવાની ઇચ્છા ન કરે એમ ધારીને ભવદત્તે તેના સાથે ગૃહસ્થાશ્રમની વાત આરંભી. પહેલાં બચપણની બધી વાત

સંભારીને બન્ને ભાઈઓએ ઘણો આનંદ મેળવ્યો. આ પ્રમાણે વાર્તાલાપ કરતાં કરતા તેઓ એક ગામ આગળ આવી પહોંચ્યા. આચાર્ય સુસ્થિતનો મુકામ એ વખતે પોતાના શિષ્યો સાથે એજ ગામમાં હતો.

ક્ષુદ્ર વિચારના શિષ્યો વરરાજાના વેશમા ભવદેવને તેના ભાઇની સાથે આવતો જોઇને પરસ્પર હસવા લાગ્યા અને કહેવા લાગ્યા કે 'પોતાનું વચન પાળવા ખાતર ભવદત્ત પોતાના ભાઇને સંન્યાસ ધર્મમા દીક્ષિત કરવા તેડી લાવ્યો છે ' સુસ્થિત સૂરિ બોલી ઉઠયા, 'ભવદત્ત ! આ યુવક કોણ છે ?' તેણે કહ્યુ 'મહારાજ ! એ મારો નાનો ભાઈ ભવદેવ છે. તે દીક્ષા લેવા આવ્યો છે.'

આચાર્યે ભવદેવને પૂછયુ 'કેમ ભવદેવ ! તું સંન્યાસવ્રત ગ્રહણ કરવાની ઇચ્છા રાખે છે ?'

તેણે ઉત્તર આપ્યો 'મારા ભાઇ મિથ્યાવાદી નથી. '

ત્યાર પછી જૈન આચાર્ય સુસ્થિત સૂરિએ તેજ દિવસે ભવદેવને સંન્યાસવ્રતની દીક્ષા આપી. ભવદેવને એ દિવસે બે સાધુઓની સાથે ભિક્ષા માગવા જવાની આજ્ઞા થઈ

એટલામા ભવદેવના સગાવહાલાઓ ત્યા આવીને ભવદત્તને પૂછવા લાગ્યા કે 'ભવદેવ નવી પરણેલી સ્ત્રીને અર્ધ અલંકૃત દશામા મૂકી ચાલ્યો આવ્યો છે તે કયા ગયો ? તેના ઓચિંતા ચાલ્યા આવ્યાથી ઘેર તો મોટી ગડબડ મચી રહી છે. એ કોઇને પણ પૂછ્યા વગર આમ ઓચિંતો ચાલ્યો આવશે એવી તો અમને સ્વપ્ને પણ આશા નહોતી બોલો, એ કયા ગયો છે?

ભવદત્તે નાના ભાઇના ભાવિ કલ્યાણને લક્ષમાં રાખીને જૂઠું કહ્યુ કે 'એ અહિયં આવ્યો હતો ખરો, પણ પછી કયા ચાલ્યો ગયો તે મને ખબર નથી ' તેમણે તેની ચારે તરફ શોધ કરી પણ કોઈ પણ સ્થળે પત્તો નહિ લાગવાથી તેઓ નિરાશવદને પાછા ફર્યા.

હવે ભવદેવની સ્થિતિ શી થઈ હશે તેનો વાચકો વિચાર કરો. નવોઢા પ્રિય પત્ની નાગિલાનો વિચાર તેના હૃદયમાં આવ્યા કરતો હતો. કેવળ પ્રબળ ભ્રાતૃભક્તિને લીધે એણે સન્યાસવ્રત લીધું હતું. એ વ્રત એને ઘણુંએ સાલતું હતું, પણ હવે તો એને કોઇ પણ પ્રકારે નિભાવ્યા વગર છૂટકોજ નહોતો.

કાળક્રમે તેનો મોટો ભાઈ ભવદત્ત અનશનવ્રત ગ્રહણ કરીને દેહત્યાગપૂર્વક સદ્દગતિને પામ્યો, એટલે ભવદેવ વિચારવા લાગ્યો, ' મેં તો મોટા ભાઈના આગ્રહથી આ સંન્યાસવ્રત આટલા વરસ પાળ્યું છે. એ તો હવે

સ્વર્ગવાસી થયા છે, તો હવે મારે આ પરિશ્રમવાળા વ્રતની શી જરૂર છે ? નાગિલાને મારા વિરહથી જે વેદના થતી હશે તેની સરખામણીમાં મારૂં આ સંન્યાસનું દુ:ખ કાંઇ પણ લેખામા નથી. એ બિચારી અત્યંત દુ:ખી અવસ્થામા હશે. એ પ્રિયતમાને જીવતી જોઈ શકું તો આજેજ ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કરીને તેની સાથે આનંદમા દિવસ નિર્ગમન કરૂં.'

આ ચિન્તામા ભવદેવનું ચિત્ત ઘણું વ્યાકુળ થઇ ગયું. એક દિવસ એ આચાર્યની આજ્ઞા લીધા વગરજ આશ્રમમાથી ચાલ્યો ગયો અને પોતાના જન્મસ્થાન સુગ્રામમા પહોચ્યો. ત્યા આગળ એક ઘરના બંધ કરેલા કમાડ આગળ તે બેઠો. થોડીવાર પછી એક સ્ત્રીએ એક બ્રાહ્મણીની સાથે આવીને સુનિવેશમા બેઠેલા ભવદેવનાં દર્શન કરીને પુષ્પમાળાથી તેની પૂજા કરી. ભવદેવે એ સ્ત્રીઓને પોતાના માતપિતા રાષ્ટ્રકૂટ અને રેવતી જીવે છે કે નહિ તે પૂછ્યું તેમણે કહ્યુ 'તે તો ક્યારનાએ ગુજરી ગયા.' તેમના મૃત્યુસંવાદ સાંભળ્યા પછી ભવદેવે પૂછ્યુ 'એમનો પુત્ર ભવદેવ નવી પરણેલી સ્ત્રીનો ત્યાગ કરીને ચાલ્યો ગયો હતો, તે સ્ત્રી તો જીવે છેને ?' એ સ્ત્રી મનમાં ને મનમા ભવદેવને ઓળખી ગઇ પણ ખાત્રી કરવા સારૂ પૂછવા લાગી 'કેમ મહારાજ ! આપજ ભવદેવ છો કે શું ? આપ અહિં શા સારૂ પધાર્યાં છો ?

ભવદેવે કહ્યું 'હા, હુંજ એ હતભાગી ભવદેવ છું. મારી પોતાની ઇચ્છા નહિ હોવા છતા પણ મોટા ભાઈના આગ્રહથી મેં સંન્યાસવ્રત ગ્રહણ કર્યું હતું. હવે એ મોટા ભાઈ પરલોકવાસી થયા છે. હું હવે નિરંકુશ છુ. મારી પ્રિયતમા નાગિલાની શી દશા છે' તે જોવાને આજે હું આવ્યો છું.'

વાચક બેનો સમજી ગઈ હશે કે ભવદેવની સાથે વાર્તાલાપ કરનાર સ્ત્રી નાગિલાજ હતી. આટલા વર્ષોમા પતિવિયોગથી તેની મુખાકૃતિ એટલી બધી મંદ થઈ ગઇ હતી, કે ભવદેવ તેને ઓળખી શક્યો નહોતો. પતિને પોતાનો પરિચય આપવા સારૂ એ ધીમે સ્વરે બોલી 'હુંજ એ નાગિલા છુ, જેને નવવિવાહિત અવસ્થામાં તજીને આપ જતા રહ્યા છો. હે પુણ્યાત્મા ! જરા વિચાર કરીને જુઓ કે મારામાં હવે શું લાવણ્ય રહ્યું છે. સ્વર્ગના સુખનો પરિત્યાગ કરીને, હે સ્વામી ! હવે તમે મને ગ્રહણ કરશો નહિ. અત્યંત ઘોર નરકમાં નાખનાર વિષયભોગ અને કામવાસનાઓને વશ થશો નહિ. આપના ભાઈએ પ્રપંચ રચીને આપને આ વ્રત ધારણ કરાવ્યું છે, એ વાત ખરી પણ એમનો હેતુ આપનો પરલોક સુધારવાનો હતો. પાપના ભંડારરૂપ આ વ્ર

આ શરીર ઉપર અનુરક્ત થઈને તમે મૂત્ર ભરેલાં માતા ઉપરનો પ્રેમ તજી દેતા નહિ. આપ ફરીથી સંસારમાં પડવાનો વિચાર માંડી વાળીને આજેજ પાછા ફરો અને ગુરુદેવના ચરણમાં જઈને તેમની પાસે આ અનુરાગજનિત પાપબુદ્ધિની ક્ષમા માગો.'

નાગિલા પોતાના પતિ ભવદેવને આ પ્રમાણે બોધ આપી રહી હતી એવામાં તેની પાસે ઉભેલી બ્રાહ્મણીનો છોકરો કોઈ યજમાનને ત્યાંથી પુષ્કળ દૂધપાક જમીને ત્યાં આવ્યો, તથા માને કહેવા લાગ્યો 'મા ! આજે મેં અમૃતના જેવો મીઠો દૂધપાક ખાધો છે. તમે નીચે એક વાસણ ધરો. હું એમાં ઉલટી કરૂં; કારણ કે બીજી જગ્યાએ મારે જમવા જવાનું નિમંત્રણ છે અને વમન કર્યા વગર ફરીથી ભોજન કરી શકાશે નહિ, અને ભોજન કર્યા વગર યજમાન દક્ષિણા પણ નહિ આપે. દક્ષિણા લઈને પાછો આવીને આ દૂધપાક ખાઈ જઈશ. મેં પોતેજ વમન કર્યું છે અને હું પોતેજ તેને ફરીથી ખાઈશ. પોતાનું વમન પોતેજ ખાવામાં શરમ શાની ?'

માતાએ પુત્રને મોંએથી આવી નિન્દિત વાત સાંભળીને કહ્યું 'બેટા ! ઉલટી કરીને ખાધાથી લોકો ઘણી નિંદા કરશે. એવું કામ તે કદિ થાય ?'

ભવદત્તે એ બ્રાહ્મણીના મતને પુષ્ટિ આપીને કહ્યું, 'હે બાળક ! તું જો વમન કરેલું અન્ન ખાઈશ તો તું કૂતરા કરતા પણ નીચ ગણાઈશ.'

નાગિલાએ આવો સરસ લાગ મળેલો જોઈને કહ્યું 'હે તપોધન ! તમે આટલું બધું જ્ઞાન ધરાવો છો તો મને વમન કર્યા પછી, ફરીથી ગ્રહણ કરવાનો વિચાર શામાટે કરો છો ? હું ઘણીજ અધમ છું. માંસ, લોહી, હાડકા વગેરે ઘણા નિકૃષ્ટ પદાર્થોની બનેલી છું, અને વમન કરતાં પણ વધારે ગંદી છું. તો પછી મારી સાથે ફરીથી સંબંધ બાધતાં આપને લજ્જા નહિ આવે ? પર્વત ઉપર આગ સળગે છે તે તો તમે જોઈ શકો છો, પણ તમારા પગની નીચે આગ સળગી રહી છે તે તો તમે જોતાજ નથી, આપ બીજાને ઉપદેશ આપો છો પણ પોતે ઉપદેશ પ્રમાણે ચાલતા નથી, જે આદમી બીજાને ઉપદેશ દેવામાજ શૂરો છે તેની ગણના પુરુષોમાંજ નથી. જે કોઈ પોતાની જાતને સલાહ અને ઉપદેશ આપવામા પ્રવીણ છે, તેજ ખરેખરા પુરુષ છે.'

સતી નાગિલાનો ઉપદેશ સાભળીને ભવદેવે કહ્યું, 'હે દેવિ ! આજે તેં મને અમૂલ્ય ઉપદેશ આપ્યો છે. મોહાન્ધ થઈને હું આજ દિવસ સુધી ઉલટે માર્ગે જતો હતો. આજ તારા ઉપદેશથી ખરે રસ્તે ચડ્યો છું. માટે આજે

હું સ્વજનવર્ગને એકવાર મળી લઇને ગુરુદેવની પાસે જઇશ અને તેમની પાસે મનોવિકારને માટે પશ્ચાત્તાપપૂર્વક ક્ષમા માગીશ તથા તેમના ઉપદેશથી કઠિન તપસ્યાનો આરંભ કરીશ.

ભવદેવે આચાર્ય સુસ્થિતની પાસે જઇને પુનઃ ધર્મસાધનાનો આરંભ કર્યો. સતી નાગિલા પણ યતિની પાસે દીક્ષા લઇને સંન્યાસિની થઈ ધર્મ-ચર્યામાં નિમગ્ન થઈ.

સતી નાગિલાનું દૃષ્ટાંત પણ આર્યશાસ્ત્રમાં એક અનુપમ દૃષ્ટાંત છે. તેનેજ મળતું એક આખ્યાન બોધિસત્ત્વાવદાન કલ્પલતિકામાં (૧૦ મા પલ્લવ) માં મળી આવે છે. એ આખ્યાનમાં નન્દ પણ સુંદરીને માટે એટલો બધો અનુરક્ત થયો હતો, ભાઇના આગ્રહથી ભવદેવે સંન્યાસવ્રત લીધું હતું, તેવી રીતે ભગવાન બુદ્ધદેવના આગ્રહથી નન્દે પણ સંન્યાસવ્રત લીધું હતું. નન્દ પણ આખરે સુન્દરીના વિરહથી વ્યાકુળ થયો હતો. ભગવાન બુદ્ધે છેવટે નન્દનો ઉદ્ધાર કર્યો હતો.

---

# रत्न १८ मुं-कळावती



એ દેવશાળ નગરના રાજા વિજયસેનની પુત્રી હતી. એની માતાનું નામ શ્રીમતી હતું. શ્રીમતી પોતે વિદુષી નારી હતી. કળાવતી એની એકની એક કન્યા હોવાથી એના ઉપર એનો વિશેષ પ્રેમ હતો, અને એ પ્રેમનો ઉપયોગ જૂઠાં લાડ લડાવવામાં ન કરતા, કન્યાને અનેક શાસ્ત્ર તથા કળાઓ, અને નીતિનું ઉચ્ચ શિક્ષણ આપવામાં કર્યો હતો.

કળાવતી જ્યારે વિવાહયોગ્ય વયની થઇ ત્યારે સમજુ માતપિતાએ એ બાબતમાં તેનો અભિપ્રાય પૂછ્યો. તેણે જણાવ્યું, કે 'જે પુરુષ મારા ચાર પ્રશ્નનો ઉત્તર આપશે તેને હું વરીશ.' પુત્રીનો એવો અભિલાષ જાણીને માતપિતા પ્રસન્ન થયાં.

એ સમયમાં જંબુદ્વીપના મંગળા દેશમાં શ્રીશંખરાજ નામનો એક પ્રજાવત્સલ રાજા રાજ્ય કરતો હતો. એક દિવસ તેના રાજ્યમાં એક દત્ત નામનો ચાકુકાર જઈ પહોંચ્યો, અને તેણે પોતાનાં પ્રવાસનું વર્ણન કરતાં, કળાવતીના રૂપ, ગુણ, તથા બુદ્ધિની પ્રશંસા કરી અને પોતાની પાસેથી તેનું

એક ચિત્ર પણ બતાવ્યું. દેવાંગના સમ દીપતી સૌન્દર્યમયી કળાવતીનું ચિત્ર જોતાંજ રાજા મોહ પામી ગયો, અને તેના ગુણોનું વર્ણન સાંભળતાંજ તો એને વરવાની ઉત્કંઠા વધી પડી. કળાવતીએ પોતાના ચાર પ્રશ્નોના ઉત્તર આપનારને વરવાની પ્રતિજ્ઞા લીધી છે તે પણ એણે જાણી લીધું.એના પ્રશ્નોનો ઉત્તર આપવાને યોગ્યતા આવે એટલા સારૂ એણે ઘણો સમય વિદ્વાનો અને સારા ગ્રન્થોની સંગતમાં ગાળ્યો.

કળાવતીના પિતાએ તેના લગ્ન સારૂ સ્વયંવર રચ્યો હતો. અનેક રાજાઓ પરમ સુન્દરી કળાવતીને વરવાની અભિલાષામાં ત્યાં આવ્યા હતા. એક પ્રતિહારીએ ઉંચે સ્વરે જણાવ્યું, કે જે કોઇ રાજકન્યાના ચાર પ્રશ્નનો ઉત્તર આપશે તેને એ વરમાળ પહેરાવશે. એ ચાર પ્રશ્ન આ છે ૧. દેવ કોણ ? ૨ ગુરુ કોણ ? ૩. તત્ત્વ શું અને ૪. સત્ત્વ કોને કહેવું ?

અનેક રાજાઓએ ચારે પ્રશ્નોના ભિન્ન ભિન્નરૂપે ઉત્તર આપ્યા, પણ જૈનધર્મ ઉપર પ્રીતિ રાખનારી રાજબાળાને એ રુચ્યા નહિ. શંખ રાજાએ ઉત્તર આપ્યા કે " વીતરાગ એ પરમ દેવ છે. (૨) પંચમહાવ્રત ધારણ કરનાર પરમ ગુરુ છે. (૩) જીવમાત્ર ઉપર દયા રાખવી એજ તત્ત્વ છે અને (૪) ઇંદ્રિયો ઉપર નિગ્રહ રાખવો એનું નામ સત્ત્વ છે કળાવતી એ ઉત્તરથી પ્રસન્ન થઈ અને શંખરાજાના કંઠમાજ તેણે વરમાળા આરોપી ત્યાર પછી વિધિ-પૂર્વક લગ્નસંસ્કાર થયો રાજાએ મોટી પહેરામણી આપીને શંખરાજાને કળાવતીસહિત વિદાય કર્યા

રાજા શંખ અને કળાવતીનો એક બીજાઉપર પુષ્કળ પ્રેમ હતો. તેમનો સંસાર સુખપૂર્વક વ્યતીત થવા લાગ્યો. થોડા સમય પછી કળાવતી ગર્ભવતી થઈ આઠ માસ વીત્યા પછી એના પિયેરથી માણસો તેડવા આવ્યા. એ માણસોની સાથે એના ભાઇ જયસેને બહેનને ભેટ તરીકે કેટલાક વસ્ત્ર તથા બે બેરખા મોકલ્યા હતા. રાજા શંખે કલાવતીને પિયેર મોકલવાની ના કહી એટલે જય-સેનના સેવકો પેલી ભેટ બારોબાર કળાવતીને આપીને પાછા ગયા.કળાવતીએ ભાઇની એ ભેટને પ્રસન્નતાપૂર્વક ધારણ કરી, અને એક દિવસ ઝરૂખામાં બેઠી બેઠી પોતાની એક સખીને કહેવા લાગી " જોને એનો મારા ઉપર કેવો પ્રેમ છે ? મારે સારૂ કેવા સારા બેરખા મોકલ્યા છે. એનાથી મારા હાથ કેવા શોભી રહ્યા છે ! "

ઝરોખાની નીચે થઇને જતા રાજાએ બે સખીઓની વાત સાંભળી, અને

એના મનમા શંકા એવી ગઇ, કે રાણી કોઇના ઉપર ગુપ્તપણે પ્રેમ રાખે છે. શંકા ઉત્પન્ન થતાવારજ એના રોમેરોમમાં ક્રોધ વ્યાપી ગયો. એણે બે ચંડાળોને આજ્ઞા આપી, કે રાણીને વનમાં મૂકી આવો અને બેરખાસહિત એનાં બે કાંડા કાપીને મારી પાસે લાવો.

ચંડાળો તેને વનમા લઈ ગયા અને રાજાની આજ્ઞા જણાવી. આવુ દુઃખ કર્મના દોષવડેજ પોતાના ઉપર આવી પડયું છે એમ ધારી એણે શાન્તિથી ચંડાળોને પોતાના હાથ કાપવા દીધા.

એ અરણ્યમાંજ કળાવતીને પુત્રપ્રસવ થયો. તેને ધાવણું ઓછું આવ્યું, અને કહેવા લાગી 'ભાઇ, તારો જન્મ પિતાને ઘેર થયો હોત તો આજે વાજાં વાગી રહ્યાં હોત, અને ઘણા ઠાઠથી મહોત્સવ મનાવાતો હોત; પણ હાય ! આજ મારી એવી દશા છે કે શિયાળ આદિ જંગલી જાનવરોના શબ્દથીજ તારા જન્મનો ઉત્સવ થઇ રહ્યો છે.'

એવામાં નદીમા પૂર પુષ્કળ આવ્યું. અનેક ઘર, વૃક્ષ તથા માણસો એમાં તણાવા લાગ્યા. કળાવતી તો પરમેશ્વરનું સ્મરણ કરીને કહેવા લાગી "જો મેં મારો પતિવ્રતા ધર્મ મન, વચન અને કાયાથી પાળ્યો હોય અને શીળવ્રતનું પૂરેપૂરૂં પાલન કર્યું હોય તો મારા બન્ને હાથ સાજા થઇ જજો; અને નદીનો પ્રવાહ અનુકુળ થજો." સતીત્વના પ્રભાવથી એના બન્ને હાથ નવા થઈ ગયા, અને નદીનો પ્રવાહ પણ અનુકૂળ થયો. એવામાં એક તપસ્વી ત્યાં આવ્યો અને કળાવતીને તેના નવા જન્મેલા પુત્રસહિત પોતાના આશ્રમમાં લઇ ગયો. ત્યા આગળ તપસ્વિનીઓસહિત કળાવતી સુખપૂર્વક ધાર્મિક જીવન ગાળવા લાગી.

પેલી તરફ ચડાળો કળાવતીના બે હાથ રાજા પાસે લઇ ગયા, રાજાએ બેરખા હાથમા લઇને જોયા તો એના ઉપર પોતાના સાળા 'જયસેન' નું નામ કોતરેલું હતું. તપાસ કરતાં ખબર પડી કે ભાઈએજ બહેનને એ ભેટ મોકલી હતી અને પતિવ્રતા રાણી પોતાના ભાઇના શુદ્ધ પ્રેમનીજ વાત કરી રહી હતી. રાજાને બહુજ તીવ્ર પશ્ચાત્તાપ થયો, અને ચિતા ખડકીને બળી મરવા તૈયાર થયો, પણ પ્રધાને બોધ આપીને એવું પાપ કરતાં રોક્યો.

રાજાએ ભજન, પૂજન અને ધર્મચર્ચામાંજ સમય ગાળવા માંડયો. તેણે પોતાના વિશ્વાસુ મિત્ર દત્તને રાણીની શોધમાં મોકલ્યો હતો. દત્તને તપસ્વીઓના આશ્રમમાં કળાવતીનો પત્તો લાગ્યો. દત્તને કળાવતી ઓળખતી હતી.

એને જોતાંવારજ એનો શોક તાજો થયો અને એ રુદન કરવા લાગી. હત્તે એને આશ્વાસન આપ્યું તથા પશ્ચાત્તાપથી રાજા અગ્નિપ્રવેશ કરવા તૈયાર થયો હતો, પણ બંધુઓએ તેને રોકી રાખ્યો વગેરે વૃત્તાંત કહી સંભળાવ્યો. કળાવતીને એથી પતિ ઉપર દયા ઉપજી અને એ મુનિવરને નમસ્કાર કરી તેમની રજા લઇ પતિની રાજનગરી ભણી પ્રયાણ કર્યું. રાજાએ વાજતે ગાજતે એને નગરમાં પધરાવી અને કહ્યું કે "હે દેવી ! તું નિર્દોષ છતા મે તારી સાથે આવી ઘાતકી વર્તણુક ચલાવી છે, માટે મારા અપરાધની ક્ષમા આપજે." કળાવતીએ તો કયારનીએ પતિને ક્ષમા આપી દીધી હતી. કુલીન સ્ત્રીઓ સ્નેહાળ પતિના દોષને કદિ હૃદયમાં સ્થાન આપતીજ નથી. ફરીથી એમનો સંસાર સુખમય થયો. પુત્રનું નામ એમણે પુષ્પકળશ પાડયું.

પુત્ર મોટો થયા પછી તેને રાજ્ય સોંપીને રાજારાણીએ દીક્ષા લીધી. લાંબાસમય સુધી ચારિત્ર પાળીને કળાવતી પતિસહિત સ્વર્ગે ગઇ.

---

# रत्न १९ मुं–जयंती



એ રાજા સહસાનીકની પુત્રી, અને કૌશામ્બીના રાજા ઉદાયનની ફોઇ હતી. રાજા તેનું ઘણું સન્માન કરતો હતો

મહાવીરસ્વામી એ સમયમા ભારતવર્ષમા જૈન ધર્મનો પ્રચાર કરી રહ્યા હતા. ફરતા ફરતા એ કૌશામ્બીનગરીમા જઇ પહોચ્યા. ઉદાયન રાજાએ એમના આગમનથી આખી નગરીને ઉત્તમ રીતે સજાવી, અને ઘણીજ શ્રદ્ધાપૂર્વક મહાવીરસ્વામીની પધરામણી કરી, તથા યથાવિધિ એમનું પૂજન કર્યું.

રાજકુટુંબની મહિલાઓ પણ મહાવીરસ્વામીના દર્શને આવી. બીજી બધી સ્ત્રીઓ તો પાછી ગઇ, પણ જયંતી જે પરમ વિદુષી અને જ્ઞાનપિપાસુ હતી તે ત્યાજ બેસી રહી અને સ્વામીનો ઉપદેશ સાંભળવા લાગી, ઉપદેશ પછી તત્ત્વ જ્ઞાનના કેટલાક ગૂઢ પ્રશ્નો સંબંધમા પોતાની શંકાઓનું સમાધાન કરવાના હેતુથી પૂછવા લાગી 'હે ભગવન્ ! જીવ ભાર કર્મી કેવી રીતે થાય છે ?'

મહાવીરસ્વામીએ ઉત્તર આપ્યો 'જયંતી ! અઢાર પાપ કર્મ કર્યાથી

જીવ ભાર કર્મી થાય છે. જીવહિંસા, અસત્ય ભાષણ, ચોરી, વ્યભિચાર, હદ ઉપરાંત ધન, અલંકાર, વસ્ત્ર વગેરે એકઠા કરવાનો લોભ, ક્રોધ, માન અથવા અહંકાર, માયા, છળકપટ, લોભ, અતિશય દ્વેષ, કલહ ક્લેશ, ખોટું આળ ચઢાવવું, ચાડી ખાવી, કોઈના ઉપર આસક્તિ, પરનિંદા, મૃષાવાદ અને મિથ્યાપણું એ અઢાર દોષ ગણાવી તે સંબંધી વિસ્તારથી વિવેચન કર્યું. ત્યાર પછી જયંતીએ પૂછ્યું 'ભવસિદ્ધિપણું જીવોને સ્વભાવથીજ છે કે પરિણામથી? ભવસિદ્ધિવાળા બધા જીવો સિદ્ધિને પામશે કે કેમ? વગેરે પ્રશ્નો પૂછ્યા. તેના મહાવીરસ્વામીએ ખુલાસા કર્યા. પછી એણે પૂછ્યું 'ભગવાન! મનુષ્યો સ્વપ્નાવસ્થા કરતા જાગ્રહવસ્થામાં ઘણા કર્મોનો બોજ બાંધે છે, માટે જીવો સૂતા હોય તો સારા કે જાગતા હોય તો સારા?'

આ પ્રશ્નથી પ્રસન્ન થઇને મહાવીર પ્રભુ બોલ્યા 'જે જીવો ચારિત્રધર્મને અનુસરીને ચાલતા ન હોય, જેઓ વડિલની આજ્ઞા ન માનતા હોય, જેઓ ધર્મનો ઉપદેશ બીજાને ન કરતા હોય, ધર્મના ઉપર જેની ભક્તિ ન હોય, કુળાચારનું જેઓ પાલન ન કરતા હોય, અનીતિ અને દુરાચારનું સેવન કરતા હોય એવા મનુષ્યો પથારીમા પડ્યા પડ્યા ઘોર્યા કરે એજ સારૂં; કેમકે તેઓ જાગતા રહે તો બીજાં પ્રાણીઓને દુઃખનું કારણ થઇ પડે. એથી ઉલટું જેઓ સદાચારી, ધાર્મિક, પરોપકારી, સાધુસંત અને વડિલની સેવા કરનાર, નીતિ અને ધર્મને અનુસરીને ગુજરાન ચલાવનારા છે, તેઓ જાગતાજ સારા; કેમકે તેઓ જનસમાજનું તથા બીજાં પ્રાણીઓનું અનેક પ્રકારનું કલ્યાણ કરી શકે છે.'

ત્યાર પછી જયંતીએ પૂછ્યું 'જીવ બળવાન સારા કે નિર્બળ?' તેનો ઉત્તર પણ ઉપર મુજબજ વિસ્તારથી સ્વામીજીએ આપીને જણાવ્યું, કે પૂર્વે જણાવેલા પાપી જીવો દુર્બળ હોય તેજ સારૂં; કેમકે તેમના દુર્બળ હોવાથી બીજાં પ્રાણીઓ દુઃખથી બચે છે. વળી ઉપર જણાવી ગયો છું તેવા ધર્માત્મા જીવો બળવાન હોય તેજ સારૂં, કેમકે તેઓ પોતાના બળથી બધા પ્રકારના જીવનું રક્ષણ તથા કલ્યાણ કરે છે.

જયંતીએ ફરીથી પ્રશ્ન કર્યો 'જીવો ઉદ્યમી સારા કે આળસુ સારા' તેના ઉત્તરમાં સ્વામીજીએ જણાવ્યું, કે ઉપર જણાવેલા ધાર્મિક જીવો ઉદ્યમી સારા, કેમકે તેઓ આચાર્યો, ઉપાધ્યાય, સ્થવિર, તપસ્વી, વિદ્યાર્થી, સંઘ, તથા જનસમાજની સેવા કરે છે. વળી ઉપર જણાવેલા પાપી જીવો

આળસુ રહે એજ સારૂં છે, કેમકે આળસમા પડયા રહે એટલો વખત તેઓ દુષ્કર્મથી નિવૃત્ત રહે છે.

જયંતીએ જ્ઞાનને લગતા બીજા પણ પ્રશ્નોના સમાધાન કરાવ્યાં હતા. તે ઉપરથી એની અસાધારણ વિદ્વત્તા, અને શાસ્ત્રમા પારંગતતાનો પરિચય મળી આવે છે.

હિંદુઓની મૈત્રેયી અને ગાર્ગીની બ્રહ્મજિજ્ઞાસાનો વારસો જૈન આર્યાઓમા પણ પૂરેપૂરો ઉતરી આવ્યો હતો, એ જાણીને આપણને સગર્વ આનંદ થાય છે.

---

## रत्न २० मुं--श्रीमती



આ સન્નારી પેઢાળપુર નામના નગરના રાજા વિજયની પટ્ટરાણી હતી. એ સન્નારી અનેક સદ્ગુણોથી વિભૂષિત હતી. ધર્મમા તેની મતિ હતી. પ્રજાની સેવા, દાનપુણ્ય ભગવત્ પૂજન વગેરેમા દંપતિનો સમય વ્યતીત થતો હતો. શ્રીમતીને એક પુત્ર થયો તેનું નામ અતિમુક્ત પાડયુ.

માતપિતાના સદ્ગુણો બાળકમા હમેશા ઉતરી આવે છે. એક સમયે ગૌતમ સ્વામી એમને ઘેર ગોચરી કરવા પધાર્યા તેને જોઇને બાળક કહેવા લાગ્યો 'હું આપના જેવો થઇશ.' ગૌતમ સ્વામીએ સાધુનાં કર્તવ્યો ગણાવ્યા અને જણાવ્યુ કે એ તો ખાંડાની ધાર ઉપર ઉભા રહેવા સમાન છે, એ કાંઈ નાના બાળકની રમત નથી. એમ છતાં બાળકે તો કહ્યું "હું તો આપના જેવોજ થઇશ."

ગૌતમ સ્વામી ભિક્ષા લઇને પાછા ફરવા લાગ્યા એટલે બાળકે માતપિતાને જણાવ્યું કે મને દીક્ષા અપાવો. હું પણ સ્વામી બનીશ. પિતાએ તેને ઘણુ સમજાવ્યો કે અમારી ભવિષ્યની બધી આશાઓ તારા ઉપર છે. તારે તો મોટો થઇને રાજપાટ ચલાવવા છે. અત્યારથી તારે સાધુ બનવાની વાત કેવી હોય ? માતા શ્રીમતીએ પણ પ્રેમપૂર્વક એને ઘણી શીખામણ દીધી. તેના ઉત્તરમા પુત્રે જણાવ્યું કે "માતા તમેજ મારામાં ઉંચા પ્રકારના સંસ્કાર પાડયા છે એ વિચારોને અમલમાં મૂકવાનો આજે પ્રસંગ આવ્યો છે, ત્યારે સંસારનો અને રાજવૈભવનો મોહ બતાવીને તમે મને લલચાવો છો. તમે તથા પિતાજીએ વૃદ્ધાવસ્થાની વાત કહી એ પણ મને રુચતી નથી;

કેમકે વૃદ્ધ કોણ અને જુવાન કોણ ? સંસારમાં બધી વસ્તુ અનિત્ય છે. કોણ કોનો પુત્ર ? સંસારચક્રમાં ભ્રમણ કરતા એવા અનેક સંબંધ બંધાય છે અને તૂટે છે. સંસારની વસ્તુઓનું શરણ લીધાથી મનુષ્યને કદિ સુખ મળતું નથી. ભગવાનનાં વચન એજ મનુષ્યને માટે સાચું શરણ છે." પુત્રને મુખેથી જ્ઞાનની વાત સાંભળીને માતપિતા સમજી ગયાં કે એના ચિત્તમાં ખરો વૈરાગ્ય ઉત્પન્ન થયો છે. તેમણે પ્રસન્નતાપૂર્વક પુત્રને દીક્ષા લેવાની રજા આપી

મહાલસાની પેઠે બાળક પુત્રના ઉપર ધર્મના સંસ્કાર પાડે અને નાની વયમાં સંસારના પ્રલોભનમાંથી બચાવી મુક્તિના માર્ગમાં જવા દે એવી શ્રીમતી જેવી માતાઓને ધન્ય છે !

એકના એક પુત્રના સંન્યાસ લીધા પછી શ્રીમતીએ પોતાનું જીવન ધાર્મિક કાર્યોમાંજ ગાળ્યું હતુ. પોતાના રાજ્યમાં દીન, દુઃખી અને નિરાધાર લોકોને આશ્રય આપવા માટે તેણે સંસ્થાઓ સ્થાપી હતી. જૈનશાસ્ત્રોમાં અતિમુક્ત મુનિની માતા તરીકે એની ઘણી વિખ્યાતી છે.

---

# रत्न २१ मुं–सुनन्दा (अभयकुमारनी माता)



જૈન સંસારમાં વિખ્યાતિ પામેલા રાજા શ્રેણિકની પત્ની અને અભયરાજની માતા હતી. બેન્નાતટ નગરમાં ધનપતિ નામના વાણિયાને ઘેર એનો જન્મ થયો હતો. સુનન્દાને માતપિતાએ સારૂં શિક્ષણ આપ્યું હતું, અને યોગ્ય વરની શોધમાં મોટી વય સુધી તેને કુમારી રહેવા દીધી હતી.

એ અરસામાં રાજગૃહ નગરીના રાજાનો પુત્ર શ્રેણિક ધનપતિની દુકાને જઈ ચડયો, અને બન્ને વચ્ચે મિત્રતા થઈ. ધનપતિને ઘેર હવે શ્રેણિક આવજા કરવા લાગ્યો એ પ્રસંગોમાં સુનન્દાને શ્રેણિકના રૂપ અને ગુણનો પરિચય થયો અને તે તેના ઉપર મોહિત થઈ ગઈ પોતાના મનનો અભિલાષ તેણે માતાની આગળ જણાવ્યો. આમ અજાણ્યા પુરુષ સાથે પોતાની પુત્રી પરણવા અભિલાષી થાય એ વાત માતાને રુચતી આવી નહિ. તેણે પુત્રીને ઠપકો આપ્યો. સુનન્દાએ વિનયપૂર્વક કહ્યું "માતા મેં આપની આગળ હૃદયનો સાચો ભાવ પ્રકટ કરી દીધો તેનો અર્થ આપ એવો ન કરશો કે મેં કોઈ રીતે મારા જીવનને કલંકિત કર્યું છે. મારા ચિત્તમાં કોઈ જાતનો વિકાર નથી. એક માત્ર

બાળાને છાજે એવો વિશુદ્ધ પ્રેમ મારો શ્રેણિકકુમાર પ્રત્યે છે. શ્રેણિક મારા હૃદયના નાથ છે. વરીશ તો એમનેજ વરીશ; નહિ તો જન્મપર્યન્ત કુમારી રહી, બ્રહ્મચર્યવ્રતનું પાલન કરીશ.

સુનન્દાના પિતાના જાણવામા એ વાત આવી ત્યારે એ પ્રસન્ન થયા. શ્રેણિકના ગુણોનો પરિચય તેમને થયેલ જ હતો. ભિન્ન ભિન્ન વર્ણમાં એ સમયમા લગ્ન થતાં હતાં, એટલે એમણે એ વિવાહસંબંધમાં સંમતિ આપી.

શ્રેણિકને સુનન્દાનો અભિલાષ જણાવવામાં આવ્યો. શ્રેણિકે સુનન્દાને મળીને પોતાની ખરી સ્થિતિ જણાવી. પોતાના જેવા રમતારામ, અજાણ્યા પુરુષ સાથે લગ્ન કરવામા જોખમ સમાયું છે એ સમજાવ્યું. સુનન્દાએ કોઈ પણ જાતના જોખમની પરવા કરી નહિ. ભાવિપતિ ઉપર જરાયે અણુવિશ્વાસ આણ્યો નહિ. એક આર્ય બાળાને માટે ભૂષણરૂપ ગણાય એવા શબ્દોમાં તેણે ઉત્તર આપ્યો "ભદ્ર ! આપ મને ખોટો ભય બતાવીને મારો વિચાર ફેરવવાની આશા ન રાખશો. મે નિશ્ચય કર્યો છે, કે પરણીશ તો તમનેજ પરણીશ, નહિ તો સંયમપૂર્વક કૌમારી વ્રત ધારણ કરીશ. આપ પરદેશી છો, અને લગ્ન કરીને મને છોડીને ચાલ્યા જશો તો હું પતિવ્રત ધર્મનું પાલન કરતી પિયેરમા બેસી રહીશ અને રાતદિવસ આપના પ્રિય નામનોજ જપ કરીશ."

પરીક્ષામા સુનન્દા પાર ઉતરી. શ્રેણિકે પણ પોતાનું હૃદયદાન તેને કર્યું. શુભ દિવસે બન્નેના લગ્ન થઇ ગયા.

થોડા સમય પછી સુનન્દાને ગર્ભ રહ્યો. એની માતા તેના બધા અભાવા પ્રેમપૂર્વક પૂરા કરવા લાગી. એમ છતા સુનન્દા દુર્બળ થતી જતી હતી. તપાસ કરતાં જણાયું કે એના મનમાં એક દોહદ ઉત્પન્ન થયો છે અને દોહદ પૂર્ણ થવાની આશા નહિ હોવાથી સુનન્દા દિનપ્રતિદિન સોસવાઈ જતી હતી.

ગર્ભાવસ્થામા દરેક સ્ત્રીને દોહદ થાય છે, પણ સુનન્દાનો દોહદ ઘણા ઉંચા પ્રકારનો હતો. એનો દોહદ હાથી ઉપર બેસીને રાજમાર્ગમાં દાન આપતાં જવાનો હતો. એ વખતે રાજા સાથે સાથે ચાલે. પછી એ દેવસ્થાનોમાં પૂજા કરે પોતાના એ દોહદનું વિસ્તારથી વર્ણન કરતાં કહ્યું 'માતા! મારી એવીજ ઈચ્છા છે કે હાથી ઉપર બેસીને વાજતે ગાજતે હું જાઉં; પંચ પરમેષ્ઠીનો મંત્ર ભણું, મનવાંછિત દાન આપું, સ્વધર્મીઓને સંતોષું, દેશમાં અહિંસાવ્રત પળાવું, અને સાધુઓને સાત્ત્વિક ભોજન કરાવું.'

માતા પુત્રીનો આવો દોહદ જાણી પ્રસન્ન તો થઈ, પણ પોતાના ગજ ઉપરાંતની વાત હોવાથી ઉદાસ થઈ. તેણે જમાઈને એ વાત જણાવી. શ્રેણિક પત્નીના ઉચ્ચ અભિલાષથી પ્રસન્ન થયો. શ્રેણિકે એ દોહદ પૂરો થવાનો ઉપાય સૂચવ્યો. એ નગરના રાજાને સુલોચના નામની એક પુત્રી હતી. એનાં નયન સુન્દર અને વિશાળ હોવા છતાં પણ તે તેજહીન હતાં. છતી આંખે તે આંધળી હતી. શ્રેણિકની પાસે એક રત્ન હતું, તે ઘસીને આંખે ચોપડવાથી આંખનું તેજ પાછું આવતું હતું. શ્રેણિકની સૂચનાથી એ રત્ન લઈ ધનપતિ શેઠ રાજાની પાસે ગયો, અને સુલોચનાની આંખનો ઇલાજ કરીને રાજાને પ્રસન્ન કર્યા. રાજાએ મોમાગ્યું ઇનામ આપવા જણાવ્યું, ત્યારે ધનપતિએ પુત્રીના દોહદનો વૃત્તાંત કહ્યો, અને એ દોહદ પૂર્ણ કરવા પ્રાર્થના કરી.

રાજાએ તેની માગણી સ્વીકારી. સુનન્દાનો દોહદ પૂર્ણ થયો.

શ્રેણિક પોતાના પિતાના રાજ્યમાં ગયો. સુનન્દાએ પિયેરમાં પુત્રને જન્મ આપ્યો, તેનું નામ અભયકુમાર પાડવામા આવ્યું. માતાએ તેને ઘણું સારૂ શિક્ષણ આપ્યું હતું. થોડા સમય પછી એ પણ પુત્રસહિત પતિને ઘેર ગઈ હતી. રાજા શ્રેણિકે ધામધૂમસહિત તેનો નગરપ્રવેશ કરાવ્યો.

દીનદરિદ્રીની સેવા, ધર્મોપદેશ, ભગવાનનું પૂજન આદિ સત્કાર્યમાંજ સુનન્દાનું જીવન વ્યતીત થતું હતું. અભયકુમારે મહાવીરસ્વામીના સમયમા ઘણી પ્રસિદ્ધિ મેળવી હતી. ઉત્તરાવસ્થામા એ દીક્ષા લઈ મોક્ષનો અધિકારી બન્યો હતો.

---

## रत्न २२ मुं–शीलवती



આ સન્નારીનો જન્મ મંગળપુરી નગરીના નિવાસી જિનદત્ત શેઠને ઘેર થયો હતો. શીલવતીમાં નામ પ્રમાણેજ ગુણ હતા. પિતાએ ઉંચા પ્રકારનું શિક્ષણ આપી તેની બુદ્ધિને કેળવી હતી. તેની સાથે સાથે તેના હૃદયમાં ધર્મ અને નીતિના ઉચ્ચ સંસ્કાર પણ પાડ્યા હતા. રસોઈ, અતિથિસત્કાર, ગૃહ–રચના આદિમાં પણ એણે વિશેષ પ્રવીણતા મેળવી હતી.

પુખ્ત વયની થયા પછી તેનું લગ્ન જંબુદ્વીપના રત્નાકર શેઠના પુત્ર અજિતસેન સાથે થયું હતું. અજિતસેન પણ સુંદર અને સુશિક્ષિત હતો; એટલે આ સંબંધ સર્વ પ્રકારે યોગ્યજ હતો.

શીલવતીએ સાસરે જઇને પોતાના મીઠા સ્વભાવ, આજ્ઞાપાલન, તથા કાર્યકુશળતાથી બધાને પ્રસન્ન કરી નાખ્યા. રત્નાકર શેઠ તથા તેમનાં પત્ની પણ આવી વિનયવાળી વહુ પોતાને ઘેર આવ્યાથી પોતાના જીવનને સફળ ગણવા લાગ્યા તથા કહેવા લાગ્યાં કે કુળના તેમજ ઘરના દીવા જેવી ઉત્તમ વહુ પ્રાપ્ત કરીને મનુષ્ય ગૃહસ્થાશ્રમને ત્રણે વર્ગના સારરૂપ માને છે તે વ્યાજબીજ છે.

એક દિવસે મધ્ય રાત્રીને સમયે એક શિયાળડીનો અવાજ સાંભળીને શીલવતી માથા ઉપર ઘડો લઇને બહાર ગઇ. એનો સસરો એ વખતે જાગતો હતો. એને તત્કાળ વહુની નીતિ માટે શંકા ગઇ. સ્ત્રીઓની નીતિની બાબતમાં લાંબો વિચાર કર્યા વગર એકદમ અભિપ્રાય બાંધી દેવાની પુરુષોને ટેવજ હોય છે. એ પ્રમાણે રત્નાકર શેઠે પુત્રવધની સુશીલતાનો આટલો બધો અનુભવ હોવા છતાં એકદમ તેને માટે ખરાબ અભિપ્રાય બાંધ્યો. શીલવતી તો નિંદવાયોગ્ય કાંઈ પણ કામ કર્યા વગર થોડી વારમાં તે ઘડાને મૂકીને પાછી આવી અને સૂઇ ગઈ, પણ રત્નાકરશેઠનો સંશય તો દૃઢ થયો. એમણે સવારે પોતાનાં પત્નીનો વહુને માટે અભિપ્રાય પૂછયો. સાસુએ પણ વહુની બધી વર્તણુક મર્યાદાપૂર્વક છે એવી ખાત્રી આપી; પણ શેઠે તો પોતે એને રાતે બહાર જતાં જોએલી એટલે એની અનીતિના પ્રત્યક્ષ પુરાવા તરીકે રજૂ કરીને એને વ્યભિચારણી ઠરાવી. પુત્રના મનમાં પણ તેણે એ વાત ઠસાવી અને એવી વહુને ત્યજી દેવાનો નિશ્ચય કરાવ્યો. પુત્ર પણ સંમત થયો એટલે શેઠ વહુને પિયેરમાં મૂકી આવવાનું બહાનું કહાડીને શીલવતીને રથમાં બેસાડીને બહાર ગામ નીકળી પડયા.

માર્ગમાં નદી આવી એટલે શેઠે વહુને જોડા કહાડીને નદીપાર ઉતરવાની સલાહ આપી. પણ વહુ તો જોડાસહિતજ ઉતરી. થોડું આગળ ચાલતાં મગનું એક ખેતર આવ્યું. શેઠે કહ્યું "આ ખેતરના ધણીને માલની બહુ સારી ઉપજ થશે." વહુએ કહ્યું 'જો એને કોઇ ખાઈ નહિ જાય તો આપનું વચન સાચું ઠરશે." શેઠને લાગ્યું કે આ વહુ નાદાન અને બહુબોલી છે. વળી આગળ જતાં એક સુંદર સમૃદ્ધિશાળી શહેર આવ્યું. સસરાએ તેનાં ઘણા વખાણ કર્યા પણ વહુએ કહ્યું 'જો એ ઉજ્જડ હોત તો વધારે સારૂં.' આગળ જતાં એક યોદ્ધો મળ્યો. તે મારથી લોહીલવાણ થયો હતો. સસરાએ તેની વીરતાની પ્રશંસા કરી, પણ વહુએ તો કહ્યું કે એ તો માર ખાઇને આવ્યો છે. એ બીકણ અને પામર પુરુષ છે. શેઠને વહુના સ્વભાવથી કંટાળો આવતોજ

જતો હતો આગળ જતાં માર્ગમાં એક વડનું વૃક્ષ આવ્યું. શેઠ એની છાયામાં બેઠા, પણ વહુ તો શેઠે બોલાવ્યા છતાં દૂર જઇ બેઠી. ત્યાંથી આગળ પ્રયાણ કરતાં એક સુંદર શહેર આવ્યું. એમાં સાત પોળ હતી. શેઠે એની પ્રશંસા કરી, પણ વહુએ તો તેને ઉજ્જડ ગામડું ગણી કહાડયું. આગળ ઉપર ત્રણ ચાર ઘરવાળું એક ગામડું આવ્યું તેને જોઈ વહુએ કહ્યું આ વસ્તીવાળું ગામ છે. શેઠને શીલવતીના ઉલટા ઉત્તરોથી ક્રોધ વ્યાપતો જતો હતો, એટલામાં શીલવતીના મામા ત્યાં આગળ આવ્યા અને પોતાને ત્યાં લઈ જઇ ઘણો આદરસત્કાર કર્યો. એણે માર્ગમા ખાવા સારૂ ભાતું પણ બાંધી આપ્યું. રસ્તામાં એક વૃક્ષની નીચે શેઠ તો સુઇ ગયા અને વહુ ભાતું ખાવા લાગી. એટલામાં એક કાગડો બોલવા લાગ્યો. ચતુર શીલવતી પક્ષીઓની ભાષા સમજતી હતી પ્રાચીન કાળમા ભારતવર્ષમા પશુપક્ષીઓની ભાષા જાણનારા ઘણા લોકો હતા. એ પણ એક શાસ્ત્ર ગણાતું. હવે તો એ વિદ્યાને પુરાણોની દંતકથાજ માનવામાં આવે છે, પણ યૂરોપમા કેટલાક આગ્રહી વિદ્વાનો પશુઓની ભાષા જાણવાના પ્રયાસમા જીવન ગાળી રહ્યા છે. અસ્તુ ! કાગડાનો શબ્દ સાંભળીને શીલવતી બોલી ઉઠી 'ભાઈ શું કામ વિલાપ કરી રહ્યો છે ? તારા મનની વાત હું જાણું છું.' શેઠ સૂતા સૂતા જાગતા હતા. તેની ખાત્રી થઈ કે શીલવતી પક્ષીઓની ભાષા જાણે છે. કાગડો ફરીથી બોલવા લાગ્યો. એટલે શીલવતીએ કહ્યું 'પુર્વે એકના વચનને લીધે તો મારે પતિવિયોગનું દુઃખ સહન કરવા વારો આવ્યો, હવે ફરીથી તારો વિલાપ સાંભળીને કાંઈ કરવા જાઉં તો પિતાને મળવા જઇ રહી છું તેમાં પણ વિઘ્ન આવે.' એ સાંભળીને સસરાએ એને એવું બોલવાનું કારણ પૂછ્યું. ત્યારે શીલવતીએ જણાવ્યું કે કેટલીક વખત સાચું કહેવા જતાં ગુણ એજ દોષરૂપ થઈ પડે છે. આ સૃષ્ટિમાં જીવોને ઘણીવાર એમના સદ્ગુણની ખાતરજ સજા ખમવી પડે છે. બાલ્યાવસ્થામાં હું પશુપક્ષીઓની ભાષા શીખી હતી, તેને લીધે મને એમના સુખદુઃખનું જ્ઞાન થાય છે, અને દયા ઉપજતાં હું ઘણીવાર એમની સહાયતા કરવા તૈયાર થાઉં છું. આ ખુલાસો સાંભળતાં વાર શેઠને પોતાની ભૂલ માટે પસ્તાવો થયો અને તેણે વહુની ક્ષમા માગી શીલવતીએ વિનયપૂર્વક કહ્યું "આપ વડિલ અને પિતાતુલ્ય છો. ક્ષમા માગીને મને શરમાવો નહિ. આપ સૂતા હતા અને હું ઘડો લઈને બહાર ગઇ હતી, તે વખતે મેં એક શિયાળડીનો સ્વર સાંભળ્યો હતો. તે એમ કહેતી હતી કે

એક મડદું તણાતું આવે છે એના ઉપર લાખ રૂપિયાનાં ઘરેણા છે. હું ત્યા ગઇ અને મડદાની ઉપરથી લાખ રૂપિયાનાં ઘરેણા ઉતારી દાટી આવી. વળી આ કાગડો આપણું ભાથું માગે છે અને કહે છે કે આ વડના વૃક્ષ નીચે દશ લાખ સોનામહોર છે. શેઠને હવે લોભ થયો. કાગડાની તૃષ્ણા તૃપ્ત કરીને શેઠે પોતાની તૃષ્ણા મટાડવા સારૂ જમીન ખોદવા માંડી. એમાથી સુવર્ણના કુંભ નીકળ્યા. તેને શીલવતીની બુદ્ધિને માટે ઘણો સારો અભિપ્રાય બંધાયો અને ઘર તરફ રથ પાછો વાળ્યો. માર્ગમાં શીલવતીએ પોતાના પ્રશ્નોના ઉલટા ઉત્તર આપ્યા હતા તેનો ખુલાસો પૂછયો. શીલવતીએ જણાવ્યું, સાત સાત પોળવાળા ગામને મે ઉજ્જડ એટલા સારૂ કહ્યું હતુ કે જે ગામમાં ઘણી વસ્તી હોય, છતા આપણું તનનું માણસ ત્યાં આગળ કોઇ ન હોય તો તે ઉજ્જડ સમજવુ. એથી ઉલટું ઉજ્જડ અને ઘણીજ ઓછી વસ્તીવાળા ગામડામા આપણા સગાનું ઘર હોય તો એને વસ્તીવાળુ ગણવું. પેલા ઝુંપડીવાળા ગામમાથી પણ મારા મામાએ આવીને આપણો કેટલો બધો સત્કાર કર્યો હતો ! વડના વૃક્ષની છાયામાં હું એટલા માટે નહોતી બેઠી કે વૃક્ષના મૂળ આગળ સાપ આદિ જીવો આવવાનો સંભવ રહે છે. પેલા સુભટને મેં કાયર અને બાયલો એટલા માટે કહ્યો હતો કે એની પીઠ ઉપરજ બધા ઘા હતા. ખરો વીર હોત તો એની છાતી ઉપર ઘા હોત. મગના ખેતરની બાબતમાં મે આપના અભિપ્રાયમાં સુધારો કરીને એમ કહ્યું હતુ કે, જો તે અત્યાર આગમચ ખવાયું ન હોય તો બેશક ઘણા સારા પાકવાળુ છે. એનું કારણ એ કે ખેડુત લોકો એટલા બધા ગરીબ છે કે વાવેતર સારૂ બી અને પોતાના ખોરાક સારૂ અનાજ શાહુકાર પાસે દેવું કરીને લાવે છે, એટલે પાક ઉતરીને તેમના ઘરમા આવે તે પહેલા તો પાકની કીંમત જેટલું દેવું એમના ઉપર ચડી ગયું હોય છે. એવી રીતે શીલવતીએ પોતાના બધી વર્તણુકના સંતોષકારક ઉત્તર આપીને સસરાને પ્રસન્ન કર્યા. ઘેર જઇને શેઠ શીલવતીને ગૃહલક્ષ્મીજ માનવા લાગ્યા.

થોડાક સમય પછી એનાં સાસુસસરા મરી ગયાં, પણ અજિતસેન અને શીલવતી કુટુંબના વડિલ બન્યા. એ દેશના રાજાએ પૂછેલા એક વિકટ પ્રશ્નનો ઉત્તર શીલવતીની બુદ્ધિથી તેના પતિએ રાજાને સંતોષ પમાડે એવી રીતે આપ્યો એથી પ્રસન્ન થઇને રાજાએ તેને પોતાનો મંત્રી બનાવ્યો હતો.

કેટલાક સમય પછી શીલવતીના સૌન્દર્ય અને બુદ્ધિની પ્રશંસા સાંભ-

જીને રાજાના મનમાં વિકાર ઉત્પન્ન થયો. રાજાએ તેના પતિને કામ પ્રસંગે બહાર મોકલ્યો, અને પોતે પોતાના અધમ મિત્રોને શીલવતીને લલચાવવા સારૂ મોકલ્યા. શીલવતી ઘણીજ પતિવ્રતા હતી. શીલવતીએ પોતાની બુદ્ધિથી એના ચારે મિત્રોને કેદ કરીને પેટીમા પૂર્યા, અને રાજા અરિ મર્દનને તેમની દુર્દશા બતાવી. રાજાની ખાત્રી થઈ કે શીલવતી ખરેખર શીલમાં પ્રથમ પંક્તિની છે. એણે એ દિવસથી એ સતીનો ઘણો સત્કાર કરવા માંડયો.

શીલવતી પોતાના સમયમા સતીત્વનો આદર્શ મનાતી હતી. એની અસાધારણ બુદ્ધિનો પરિચય તો વાચકોને મળીજ ચુકયો છે.

શીલવતીને બે પુત્ર હતા. બન્નેને એણે સારૂં શિક્ષણ આપ્યું હતુ. ઉત્તરાવસ્થામાં તેણે ધર્મની દીક્ષા લઇને સંસારનો ત્યાગ કર્યો હતો. જૈનો માને છે કે સતી શીલવતી પતિસહિત પાંચમે દેવલોકે વસે છે.

---

# रत्न २३ मुं–श्रीमती (बीजी)



એનો જન્મ રાજપુરી નગરીમા થયો હતો. એના પિતાનું નામ ધનદત્ત અને માતાનું નામ ધનશ્રી હતું. સાત પુત્ર પછી એક પુત્રીનો જન્મ થયાથી શ્રીમતી માતપિતાનાં બહુ સ્નેહને પાત્ર બની હતી.

એક વખત એ રાજ્ય ઉપર શત્રુએ આક્રમણ કર્યું, અને જીવ બચાવવા સારૂ ગામના લોકોને નાસવું પડયુ. શ્રીમતીની ધાવ એને લઇને નાસી ગઇ, અને એક વનમા વડવાઇની સાથે ઝોળી બાધીને બાળકને સુવાડી પોતે પાણી પીવા ગઈ.

એવામાં રત્નપુરનો એક મોટો શેઠ જિનદત્ત ત્યા આવી ચડયો, અને લાવણ્યમયી બાળાના રૂપ તથા સૌમ્ય મુખથી પ્રસન્ન થઈ, પોતાને ઘેર લઇ ગયો, અને પોતાની કન્યા પેઠેજ ઉછેરવા લાગ્યો.

જિનદત્ત શેઠે તેને સારૂં શિક્ષણ આપ્યુ. સંગીત વિદ્યા ઉપર તેની વિશેષ રુચિ હતી. મૂળે તો તેનો કંઠ મધુર હતો અને પછી શાસ્ત્રવિધિથી સંગીતનું શિક્ષણ મેળવ્યું, એટલે તેના ગીતમાંથી એક અપૂર્વ મધુરતા આવતી.

એક વખત શ્રીમતી પોતાની સખીઓસહિત રમી રહી હતી, અને સ-

ગીતનો વિનોદ ચાલી રહ્યો હતો, એવામાં રત્નપુરનો રાજા ત્યાં જઇ ચડ્યો, અને તેના નુપૂરના ધ્વનિથી એટલો બધો પ્રસન્ન થયો, કે એને પોતાની પુત્રીસમ ગણવા લાગ્યો

વિવાહયોગ્ય વયની થતાં જિનદત્તે મદન નામના એક સુયોગ્ય યુવક સાથે તેનું લગ્ન કરી દીધું. એ લગ્નમા રાજાએ પણ ઘણો સારો ભાગ લીધો અને પુષ્કળ વસ્ત્રાલંકાર ભેટ આપ્યા. એ દિવસથી 'આભૂષણવતી' નામથી તે પ્રસિદ્ધ થઈ.

શ્રીમતીનો ગૃહસંસાર બહુ પ્રશંસનીય હતો. વડિલોની સેવા અને પતિપ્રેમમા તેનો સમય વ્યતીત થતો હતો. ગૃહસ્થાશ્રમમા રહીને ધર્મસાધના કરવામા પણ તે સદા તત્પર રહેતી.

એક દિવસ એક પરમ વિદ્વાન મુનિ રત્નપુરમા પધાર્યા. શ્રીમતીના સસરા પણ ત્યા જઇ ચડ્યા, અને સાધુનો ઉપદેશ સાભળ્યા પછી પોતાની પુત્રવધૂના સદ્‌ગુણોની ઘણી પ્રશંસા કરી અને પૂછ્યુ કે આ શ્રીમતીએ પૂર્વ જન્મમા કયું સત્કાર્ય કર્યું હશે જેના પ્રભાવે એ આવી વિદુષી શીલવતી અને પરોપકારી નીવડી ! ” સાધુએ તેના પૂર્વજન્મનો વૃત્તાત કહી સંભળાવ્યો કે પૂર્વજન્મમા એ અનામિકા નામની તપસ્વિની હતી.

એ વૃત્તાત સાભળ્યા પછી શ્રીમતીની મતિ ધર્મ ઉપર વધારે દૃઢ થઈ. તેણે તપશ્ચર્યા કરવા માડી, વ્રતના ઉદ્યાપન કર્યા, અને સંયમપૂર્વક જીવન ગાળવા લાગી મૃત્યુ પછી તે મુક્તિને પામી

---

## रत्न २४ मुं—अग्निका



એ ઉત્તર મથુરાના નિવાસી જયસિંહ નામના વણિકની બેન હતી. એક દિવસ દેવદત્ત નામનો વણિક પરદેશથી ત્યા આવ્યો તેને અને જયસિંહને મિત્રતા બંધાઈ. મિત્રને ઘેર જમવા જવાને પ્રસંગે અગ્નિકાના રૂપથી મુગ્ધ થઇ દેવદત્તે તેનું માગું કર્યું. જયસિંહે કહ્યું એ બેન મને ઘણીજ પ્રિય છે. એને મારાથી દૂર ખસેડી શકાય એમ નથી. જે કોઇ એને વરીને મારા ઘરમાંજ રહેવાને બંધાય તેની સાથે હું એને પરણા-

વીશ." દેવદત્તે એ વાતનો સ્વીકાર કર્યો અને બન્નેના લગ્ન થયાં.

એક દિવસ દેવદત્તને એના માતપિતા તરફથી તેડાવવાનો પત્ર મળ્યો. એ પત્ર વાચતા દેવદત્તના નેત્રમા આંસુ ભરાઇ આવ્યા. અગ્નિકાએ એ પત્ર વાચ્યો, અને પતિને કહ્યુ "આપના માતપિતા વૃદ્ધ થયા છે. આપણી ફરજ તેમની પાસે જઇને તેમની સેવા કરવાની છે" દેવદત્તે 'કહ્યું' એ બધુ ખરૂં પણ મે તારા ભાઇને વચન આપ્યુ છે, કે હુ તારી સાથે અહિંજ રહીશ. હુ મારી પ્રતિજ્ઞાનો ભંગ કદાપિ નહિ કરૂ. દ્રવ્યનો નાશ થાય, ભાઇબંધુઓ ગુસ્સે થાય, રાજ્યનો નાશ થાય, પ્રાણ જાય તોપણ ડાહ્યા મનુષ્યો પ્રતિજ્ઞાનો ભંગ કરતા નથી. માણસે જેટલું નીભી શકે તેટલુ જ વચન આપવુ જોઇએ. માટે વચનથી બંધાયલો હુ અહિંથી ખસનાર નથી."

અગ્નિકા સમજુ સ્ત્રી હતી. પતિનુ ધર્મસંકટ તે સમજી શકી. પોતાની ખાતર પતિ માતપિતા પ્રત્યેનો ધર્મ બજાવતા ચૂકે છે એ તેને યોગ્ય ન લાગ્યુ તેણે પતિને બોધ આપ્યો "માતપિતા સમાન તીર્થ નથી તો પછી એમની ખાતર પ્રતિજ્ઞાભંગ થાય એમાં પણ દોષ ન કહેવાય." તેણે પોતાના ભાઇને પણ સમજાવ્યો અને પતિની સાથે સાસરે જવાની રજા માગી.

અગ્નિકા સગર્ભા હતી. તેને લઇને દેવદત્ત માતપિતાની પાસે જવા નીકળ્યો. માર્ગમાજ અગ્નિકાએ પુત્રને જન્મ આપ્યો. માર્ગમાં સુવાવડના સમય જેટલું રોકાઇ, અગ્નિકા પતિ સાથે સાસરે પહોંચી, અને સાસુસસરાને વિનયપૂર્વક પગે લાગી. એમણે અગ્નિકાના પુત્રનું નામ સંધીરણ પાડયું. પણ અગ્નિકાના સદ્ગુણ તેનામા ઉતરી આવેલા હોવાથી સંસારમા એ 'અગ્નિકા પુત્ર' નામથી પ્રસિદ્ધ થયો.

અગ્નિકાએ તેનામા ધાર્મિક ભાવ દાખલ કર્યો હતો. તેને લીધે મોટી વયે સંસારના ભોગવિલાસ પ્રત્યે તેને વૈરાગ્ય ઉત્પન્ન થયો, અને દીક્ષા ગ્રહણ કરી શાસ્ત્રનો અભ્યાસ કરવામા તેણે જીવન ગાળ્યું હતું.

# रत्न २५ मुं—भद्रा



ભદ્રા રાજનગરના સુપ્રસિદ્ધ શેઠ ગોભદ્રની પત્ની થતી હતી. ગોભદ્ર શેઠનું રાજ્યમા ઘણુ સારૂ માન હતું ભદ્રા સુશિક્ષિત સન્નારી હતી. દંતકથા એવી છે કે એના જન્મપૂર્વેજ એક જ્યોતિષીએ એની માતાના જન્માક્ષર જોઇને કહ્યુ હતુ, કે આ સન્નારીના ગર્ભમાથી અવતરનાર પુત્રી જેના ઘરમા પરણીને જશે, તેના ઘરમા ભદ્ર—કલ્યાણુજ થશે. આ ઉપરથી ગોભદ્ર શેઠે એ બાલિકાનુ નામ ભદ્રા પાડયુ હતું.

ભદ્રા પરણીને સાસરે ગઇ. માતપિતાને ત્યા મળેલી ઉચ્ચ કેળવણીને પ્રતાપે સાસરામા તેણે સારી છાપ પાડી. એનુ જીવન ધાર્મિક હતું, જૈન ધર્મનું આહ્નિક તે નિયમપૂર્વક કરતી.

યથાસમયે તેને ગર્ભ રહ્યો ગર્ભાવસ્થામા તેણે સ્વપ્નમાં શાળ અર્થાત્ ડાંગરનુ ખેતર જોયું ત્યાર પછી થોડા દિવસમા એને પુત્ર અવતર્યો ગોભદ્ર શેઠે તેનુ નામ શાળિભદ્ર પાડયું આઠ વર્ષની વયે તેને નિશાળે મૂકયો. ત્યા તે સકળ વિદ્યામા પારંગત થયો મોટા થતા એના લગ્ન કરવામા આવ્યા. અનેક સ્ત્રીઓ પરણવાનો મોહ તો પ્રાચીનકાલમા હિન્દુ અને જૈનોમા એકસરખોજ હોય એમ લાગે છે નગરશેઠના પુત્રને એક સ્ત્રીએ ચાલે ! બત્રીશ સુન્દર સ્ત્રીઓ સાથે તેના લગ્ન કરવામા આવ્યા ધનવૈભવની ખોટ તો હતીજ નહિ તેમા આ વનિતાવિલાસ ઉમેરાયો, એટલે શાળિભદ્ર શેઠ સંસારને ઇન્દ્રપુરી બનાવી વૈભવમા જીવન ગાળવા લાગ્યા

પુત્ર મોટો થયો અને એણે ઘરનો તથા દુકાનનો વ્યવહાર સંભાળી લીધો એટલે ગોભદ્ર શેઠે સંસારનો ત્યાગ કરીને દીક્ષા લીધી સતી ભદ્રાએ પણ પતિની સાથેજ જવાનો અભિલાષ જણાવ્યો, પણ ગોભદ્ર શેઠે તેને પુત્રની સાથે રહેવા આગ્રહ કર્યો એટલે એ ઘરમાજ રહી

એક દિવસ કોઇ વેપારી રાજા શ્રેણિકના મહેલમાં રત્નકંબળ વેચવા ગયો, અને સવા લાખ સોના મહોર એના મૂલ્યરૂપે માગી. રાજાનો જીવ ન ચાલ્યો અને વેપારી પાછો ફર્યો, અને નગરમા જઇને ભદ્રાદેવીને લાખ મહોરમા વેચી આવ્યો.

રાણી ચિલ્લણાને ખબર પડી કે રાજાએ વેપારીને પાછો કહાડયો છે.

એને એવી રત્નકંબળનો અભિલાષ હતો. રાણીએ વેપારીને તેડાવી મંગાવ્યો. તેણે કહ્યું કે મેં ભદ્રા શેઠાણીને એ વેચી છે. રાણીએ પૂરેપૂરી કિંમત આપીને ભદ્રા પાસેથી એ રત્નકંબળ ખરીદી લાવવા નોકરને મોકલ્યા તો ભદ્રાએ જણાવ્યું કે "મેં એ સોળ કંબળના ૩૨ કકડા કરીને મારી ૩૨ વહુઓને આપી દીધા હતા. વહુઓએ પણ હાથ પગ લુછીને એ કકડા ફેંકી દીધા. જરૂર હોય તો એ કકડા કહી પડયા હશે, ત્યાથી ઉપાડી જાઓ." નોકરે એ વાત જઈને રાજા તથા રાણીને જણાવી. શેઠ શાહુકારો આટલો બધો વૈભવ ભોગવે છે. પૈસો એમને માટે પાણીથી પણ તુચ્છ છે એ જાણીને તેમને આશ્ચર્ય થયુ, અને શાળિભદ્રને જોવાની રાજાને ઇચ્છા થઇ. રાજાએ શાળિભદ્રને બોલાવવા માણસ મોકલ્યા, પણ ભદ્રાએ કહેવરાવ્યુ કે મારો પુત્ર કોઇને ઘેર જતો નથી. મહારાજા સાહેબ જાતેજ મારે ઘેર પધરામણી કરીને મારૂ ઘર પવિત્ર કરે એવી મારી પ્રાર્થના છે.

રાજાએ આમ ત્રણ સ્વીકાર્યું, અને ભદ્રાએ પ્રસંગને છાજે એવી રીતે રાજમાર્ગ તથા પોતાના મહેલને શણગાર્યો. ઘણી ધામધૂમપૂર્વક રાજાનો સત્કાર કરી ચોથે માળે એક મૂલ્યવાન સિંહાસન ઉપર રાજાને પધરાવ્યા.

શાળિભદ્ર એ સમયે પણ સાતમે માળ બેઠો હતો. માતાએ જઇને તેને બોલાવ્યો અને રાજાના આવ્યાની ખબર કહી. તેણે કહ્યુ 'તેની પાસે જે કાંઇ વેચવાનુ હોય તે ખરીદી લો.' ભદ્રાએ કહ્યું 'ભાઇ એ વેપારી ન હોય. એ તો મગધ દેશના રાજા આપણા માલિક શ્રેણિકરાજ છે, અને તને મળવા આવ્યા છે. શાળિભદ્રને આજે ભાન થયું કે એને માથે પણ કોઇ ધણી છે. એ સ્વતંત્ર નથી. ઈન્દ્રપુરી સમાન વૈભવનો સ્વામી હોવા છતા પણ એ પરાધીન છે. એ ક્ષણેજ એના ચિત્તમા વૈરાગ્ય ઉત્પન્ન થયો, અને દીક્ષા લેવાનો નિશ્ચય કર્યો.

માતાની સલાહ માની રાજાને મળીને એ થોડીવારમા ઉપર ગયો. ભદ્રાએ રાજાનો આદરસત્કાર બહુ સારી રીતે કર્યો. ભાતભાતનાં ભોજન જમાડયા. ઉંચી જાતના વસ્ત્રાલંકાર નજરાણામાં ધર્યા. રાજા પ્રસન્ન થતો, અને પોતાના રાજ્યમા આવા શેઠ તથા આવી વિદુષી અને કુશળ ગૃહિણીઓ વસે છે તે માટે અભિમાન ધરાવતો રાજમહેલમાં પાછો ગયો.

શાળિભદ્રે ઘરબાર તજી દીક્ષા લીધી. પુત્રના હૃદયનો ઉચ્ચ ભાવ સમજી જઇ ભદ્રાએ પુત્રને એ માર્ગે જવા રજા આપી. ભદ્રાના જમાઇએ પણ એજ સમયમાં દીક્ષા ગ્રહણ કરી.

પુત્ર તથા જમાઈના ગૃહત્યાગ પછી ભદ્રાએ ધર્મસાધના અને ચિંતન તથા ધ્યાનમાંજ આયુષ્ય ગાળ્યું પાછળથી એણે પણ વૈરાગ્ય આણીને મહાવીરસ્વામી પાસે દીક્ષા લીધી સાધ્વીરૂપે અનેક નગરો તથા ગામમા વિચરીને તેણે સ્રીઓને ધાર્મિક જીવન ગાળવાનો બોધ આપ્યો હતો તપશ્ચર્યા કરી, સંયમી જીવન ગાળી તે સ્વર્ગે સીધાવી હતી

## रत्न २६ मुं–नागवसु



એ કાશી નગરીના પ્રિયમિત્ર નામના પુરુષની કન્યા હતી તેનું સૌન્દર્ય અનુપમ હતું. તેણે સર્વ કલાનો અભ્યાસ કર્યો હતો. યુવાવસ્થાને પ્રાપ્ત થઇ ત્યાલગી એનુ લગ્ન થયુ નહોતું. એનાં માતપિતાએ એની એક સખીદ્વારા લગ્નસંબંધી એના વિચાર જાણવાનો યત્ન કર્યો. એના ઉત્તરમા નાગવસુએ જણાવ્યું, કે અદત્તાદાનનું મહાવ્રત જેણે લીધું હોય તેને હુ પરણીશ પારકી વસ્તુને એના ધણીની આજ્ઞા સિવાય ન લેવી એ નાગવસુના મનથી બહુ મોટો ગુણ હતો. એ એક ગુણ પૂર્ણરૂપે સાધવા જતાં મનુષ્યમા ધર્મ, નીતિ અને દયાના અનેક સદ્ગુણો આપોઆપ આવશ્યક થઇ પડે છે એજ કારણને લીધે ઉપનિષદોમા ઉપદેશ અપાયો છે કે પારકુ ધન ઓળવવાનો, પરાયા ધનને અધિકાર વગર પ્રાપ્ત કરવાનો અભિલાષ કદાપિ ન કરવો

વારાણસીના કોટવાળે નાગવસુને વરવાની ઈચ્છા પ્રગટ કરી હતી, પણ એનામા તો અદત્તાદાનના વ્રતથી ઉલટા ગુણો હતા. પારકુ ધન કેમ ઓહીઆ કરવું એજ એ પોલીસ કર્મચારીનો મૂળમંત્ર હતો, એટલે નાગવસુએ એની સાથે લગ્ન કરવાની સ્પષ્ટ ના કહી.

સદ્ભાગ્યે એને મનવાઞ્છિત ગુણવાળો એક યુવક મળી આવ્યો. તેનું નામ નાગદત્ત હતું નાગવસુના પિતાએ એની સાથે વિદુષી પુત્રીનું લગ્ન કરી દીધું.

નાગવસુ અને નાગદત્તના વિચાર એકસરખા હતા, એટલે એમનો સંસાર ઘણા સુખમા ચાલવા લાગ્યો. એમનું એ દામ્પત્યસુખ વસુદેવ કોટવાળ જે નાગવસુનો પ્રેમપ્રાપ્ત કરવામા નિષ્ફળ નીવડ્યો હતો, તેનાથી ખમાયુ નહિ. એણે કોઇ રીતે પવિત્ર નાગદત્તને ફસાવવાનો નિશ્ચય કર્યો. એક દિવસ રાજાનું કુંડળ રસ્તામાં પડી ગયું. એ કુંડળ કોટવાળના હાથમાં આવ્યુ. તેણે ગુપ્ત રીતે એ કુંડળને નાગદત્ત કાંઈ કામ કરી રહ્યો હતો તે

સ્થાનમાં એક વસ્ત્રમા વીંટાળીને મૂક્યુ, અને પછી તેનાપર ચોરીનો આરોપ મૂક્યો નાગદત્ત ઉપર મુકર્દમો ચાલ્યો કોટવાળના પૂરાવા ઉપરથી એ નિર્દોષ યુવકને શૂળીએ ચઢાવવાની સજા થઇ. એ હુકમ સાંભળતાજ નાગદત્ત તો આશ્ચર્ય પામ્યો,પણ એની સાધ્વી સ્ત્રીએ ધીરજ આપી કે 'પ્રાણનાથ' રાજાનો હુકમ પુખ્ત વિચાર કર્યા વગરનો અને ન્યાયથી વિપરીત છે પણ એને તાબે થવું એજ આપણું કર્તવ્ય છે. હું જાણુ છુ કે તમે અદત્તાદાનનું વ્રત લીધેલું છે. પારકું ધન તમારે માટે માટી સમાન છે. સત્ય વ્રતનો મહિમા શાસ્ત્રમાં ઘણો કહ્યો છે માટે ધર્મ ઉપર દૃઢ શ્રદ્ધા રાખી આપ રાજાની આજ્ઞાને તાબે થાઓ. ધર્મજ આપનું રક્ષણ કરશે."

નાગદત્ત રાજાની સમીપ ગયો રાજદૂતો જે સમયે એને વધસ્તમ્ભ ઉપર લઇ ગયા તે સમયે એવો ચમત્કાર બન્યો કે એ વધસ્તમ્ભ એક દિવ્ય સિંહાસનમાં બદલાઇ ગયો. વળી આકાશવાણી થઈ, કે નાગદત્ત નિર્દોષ છે. એ પરમ ધાર્મિક પુરુષ છે. એણે અદત્તાદાનનું મહાવ્રત લીધું છે. પારકી વસ્તુ કદિ પણ ન લેવાનો એણે દૃઢ સંકલ્પ કરેલો છે. એના ઉપરનો આરોપ મિથ્યા છે અને દ્વેષને લીધે ઉભો કરવામા આવેલો છે.

સતી નાગવસુને પતિની નિર્દોષતા આ પ્રમાણે દૈવી સહાયતાથી સાબિત થયેલી જોઇને ઘણો આનંદ થયો. રાજાએ પતિપત્નીનો ઘણો સત્કાર કર્યો.

સતી નાગવસુને પોતાના વ્રતની શ્રેષ્ઠતા સિદ્ધ થયાથી ઘણોજ સંતોષ થયો. એ પ્રસંગે એકઠા થયેલા લોકોને એણે ઉપદેશ આપ્યો કે "ધર્મ સર્વ મંગળકાર્યનું મૂળ છે, સર્વ દુઃખ ટાળવાનું ઔષધ છે. અને અતુલ બળરૂપ છે. ધર્મજ મનુષ્યમાત્રનું શરણ છે. જીવદયા, સંયમ, તપ એ ધર્મના ઉત્તમ અંગ છે. જેનું મન નિરંતર ધર્મને વિષે રહે છે, તેને દેવતાઓ પણ નમસ્કાર કરે છે."

નાગદત્તે ઘણાં વર્ષસુધી સંસારસુખ ભોગવીને ઉત્તર વયમાં દીક્ષા ગ્રહણ કરી હતી, અને અન્તે મુક્તિનો અધિકારી બન્યો હતો.

નાગવસુએ વાણારસી નગરીમાં અનેક સત્કાર્ય કર્યાં હતા. દાન પણ તેણે પુષ્કળ કર્યું હતું.

પતિએ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કર્યા પછી સતી નાગવસુએ પોતાનું જીવન જનસેવા, ધર્મચર્ચા અને ઉપદેશ એવાં પુણ્ય કર્મોમાં ગાળ્યું હતું.

# रत्न २७ मुं--लक्ष्मीवती




પાટલીપુત્ર નગરના નવમા નંદ રાજાના મંત્રી શકટાળની પત્ની હતી એના ગર્ભમા પ્રસિદ્ધ જૈન સાધુ સ્થૂલિભદ્ર, તથા યક્ષા, યક્ષદત્તા, ભૂતા, ભૂતદત્તા, સેવા, વેણુા અને રેણુા નામની સાત કન્યાઓનો જન્મ થયો હતો. એ સાતે કન્યાઓ પોતાની વિદ્વત્તા તથા શુદ્ધ આચારને લીધે જૈન ધર્મમા સતી તરીકે પૂજાય છે

લક્ષ્મીવતી ઘણી સદાચારી અને સુશિક્ષિત અનારી હતી શકટાળ રાજ્ય-કાર્યમા કુશળ એક પાકો મુત્સદ્દી હતો પતિપત્નીનો એક બીજા ઉપર ઘણો પ્રેમ હતો, અને એમનો સસાર પરમ સુખમા ચાલતો હતો લક્ષ્મીવતીને સ્થૂલિભદ્ર ઉપરાત શ્રીયક નામનો પણ એક પુત્ર હતો પુત્રો ઘણુંખરૂ પિતાના સહવાસમા તથા એના રાજખટપટી વાતાવરણમા ઉછરતા તેઓ આરભમા માતાના ગૃહશિક્ષણથી વચિત રહ્યા હતા, પરંતુ સાત કન્યાઓના શિક્ષણનો ભાર વિદુષી લક્ષ્મીવતીએ લીધો હતો ધર્મ તથા નીતિના સિદ્ધાન્ત માતાએ શિક્ષણથી તથા પોતાના જીવનના ઉદાહરણથી સચોટપણે પુત્રીઓના હૃદયમા ઠસાવ્યા હતા એની સાતે કન્યાઓ વિચિત્ર સ્મરણશક્તિ ધરાવતી હતી સૌથી મોટીને એકજ વાર સાભળ્યેથી સ્મરણમા રહી જતુ, તો બીજીને બે વાર સાભળેથી એમ અનુક્રમે સાતમીને સાત વાર શ્રવણ કર્યાથી પાઠ યાદ થઈ જતો

કન્યાઓ ઉપર જેવી રીતે માતાની અસર થઈ તેવી અસર પુત્રો ઉપર થઈ નહિ એનો મોટો પુત્ર રાજખટપટી બન્યો, અને નાનો વેશ્યાસક્ત બન્યો [illegible] નામની એક વારાગનાના સહવાસમા રહી એ પોતાના જીવનને ભ્રષ્ટ કરવા લાગ્યો

મોટા પુત્ર શ્રીયકે શકટાળના શત્રુ વરરુચિની પ્રચંડ જાળમા ફસાઈને રાજ્યતત્ત્વના લોભથી પિતાની હત્યા કરી હતી

બન્ને પુત્ર કુપથગામી નીવડવાથી સતી લક્ષ્મીવતીને ઘણો શોક થયો, અને રાતદિવસ પુત્રોને સન્મતિ આપવા સારૂ ભગવાનની પ્રાર્થના કરવા લાગી પતિના સ્મારકરૂપે તથા તેના આત્માના કલ્યાણઅર્થે લક્ષ્મીવતીએ ઘણું પુણ્યદાન કર્યું હતું.

શકટાળના મૃત્યુ પછી રાજાએ શ્રીયકને મંત્રીપદ આપવા માડયું, પણ પિતૃવધના પાપનો પશ્ચાત્તાપ થવાથી એણે ના પાડી, અને પોતાના મોટા ભાઈ સ્થૂલીભદ્રનું નામ સૂચવ્યું સ્થૂલિભદ્ર એ સમયે કોશ્યા વેશ્યાને ઘેર હતો વેશ્યાની રજા લઈ એ માતાને મળ્યો. માતાએ તેને ધર્મોપદેશ આપ્યો. આ વખતના ઉપદેશની એના મન ઉપર અસર થઈ, અને સદ્‌વિચારના અંકુર ફુટવા લાગ્યા એ સદ્‌વિચારના પ્રતાપે સ્થૂલિભદ્રે મંત્રીપદનો અસ્વીકાર કર્યો વેશ્યાનો સંગ પણ છોડયો, અને શુદ્ધ જીવન ગાળવા માડયુ. શ્રીયકને રાજાએ આગ્રહપૂર્વક મંત્રી બનાવ્યો

સતી લક્ષ્મીવતીએ હવે બન્ને પુત્રોને સુબોધ આપવા માડયો એ બોધની એવી અસર થઇ કે સ્થૂલિભદ્રે સંસારત્યાગ કરીને દીક્ષા લીધી, અને શ્રીયકે મંત્રીપદ ઉપર બિરાજી પરોપકારના અનેક કાર્ય કર્યા. એણે પણ પાછલી વયમા દીક્ષા લીધી હતી.

લક્ષ્મીવતીની સાત કન્યાઓએ પણ સાધ્વી વ્રત સ્વીકાર્યું હતું એ સાતે સતીઓ તથા સાધુ સ્થૂલિભદ્ર અને શ્રીયકના નામ જૈન ધર્મમા પ્રસિદ્ધ છે. એમના જીવનના સત્કાર્યનો યશ મોટે ભાગે તેમની માતા લક્ષ્મીવતીન છે.

## रत्न २८ मुं–सरस्वती




મગધ દેશના ધારાવાસ નગરના રાજા વજ્રસિંહની પુત્રી અને પ્રસિદ્ધ જૈન આચાર્ય ત્રીજા કાલિકાચાર્યની બેન હતી બન્ને ભાઈ બેનને માતપિતા તરફનુ સારૂં શિક્ષણ મળ્યું હતું એ શિક્ષણને પ્રતાપે બન્નેની રુચિ ધર્મની તરફ હતી.

એક દિવસ કાલિક કુમારને ગુણધરસુરિ નામના વિદ્વાન સાધુની મુલાકાત થઈ. સાધુએ તેને ઉપદેશ આપ્યો કે 'નરભવ, મનુષ્યક્ષેત્ર, ઉત્તમ જાતિ, શ્રેષ્ઠકુળ, ઉત્તમ રૂપ, આરોગ્ય, લાંબુ આયુષ્ય, ઉત્તમ બુદ્ધિ, ધર્મશ્રવણ, ધર્મનું ગ્રહણ, ધર્મ ઉપર શ્રદ્ધા અને સત્તર પ્રકારનો સંયમ એટલા વાના મળવાં દુર્લભ છે.' મુનિના એ શબ્દોએ કુમારના ચિત્ત ઉપર ઉંડી અસર કરી એ ઘેર આવ્યો, અને બેન સરસ્વતીને એ ઉપદેશ સંભળાવ્યો. એ ઉપદેશ સાંભળતા સરસ્વતીના હૃદયમાં પણ વૈરાગ્ય ઉત્પન્ન થયો. એની ખાત્રી થઇ કે આ સંસાર મોહરૂપ છે. એમા ફસાયાથી જીવની અવનતિજ થાય છે, માટે

એ મોહજાળને તોડીને ધર્મનું ચિંતવન કરવામાંજ આયુષ્ય ગાળવું જોઈએ.

આવા વિચારો ઉત્પન્ન થવાથી કાલિક કુમાર અને સરસ્વતીએ માતા પિતાની આજ્ઞાથી દીક્ષા લીધી દીક્ષા લીધા પછી એણે જ્ઞાનમાં ઘણી ઉન્નતિ કરી હતી, અને ધર્મોપદેશ કરીને ' પ્રવર્તિની " પદ પ્રાપ્ત કર્યું હતુ.

એક દિવસ ધર્મોપદેશ કરતા કાલિકાચાર્ય ઉજ્જન જઈ પહોંચ્યા. દૈવ સંયોગે પ્રવર્તિની સરસ્વતી પણ વિચરતી વિચરતી ત્યાંજ જઈ ચઢી. એક દિવસ નગરબહાર રાજા ગર્દભિલ્લની દૃષ્ટિ એના ઉપર પડી. સરસ્વતીનું રૂપલાવણ્ય જોઈ તે મુગ્ધ થઇ ગયો, અને બળાત્કારથી તેને ઉપાડીને પોતાના મહેલમાં લઈ ગયો. એ અત્યાચારના ખબર ગામમા પહોંચતા ત્રાસ વર્તાઈ રહ્યો નગરના સંઘે જઈ રાજાને પ્રાર્થના કરી પણ કામાન્ધ રાજાએ તેમની પ્રાર્થનાને ગણકારી નહિ, અને સાધ્વી સરસ્વતીને અંતઃપુરમાજ પૂરી રાખી.

રાજાએ મહેલમા જઈને સરસ્વતીને ઘણીજ લાલચ બતાવી. લાલચથી વશ ન થઇ ત્યારે ભય બતાવ્યો, પણ કોઈ પણ પ્રકારે સતી સરસ્વતી એની દુષ્ટ ઇચ્છાને વશ ન થઈ. એણે ધર્મનુંજ શરણ લીધું, અને શીલવ્રતમાં દૃઢ રહી એણે નિશ્ચય કર્યો હતો, કે ' ભલે રાજા મને રીબાવી રીબાવીને મારી નાખે, પણ આ દેહને તો હું ભ્રષ્ટ નહિજ થવા દઉં.'

પેલી તરફ કાલિકાચાર્યથી બેનનું અપમાન સહન થયું નહિ. અહિંસા વ્રતધારી સાધુનો પિત્તો પણ એવે પ્રસંગે વ્યાજબી રીતે ઉકળ્યો. મ્લેચ્છ રાજા શકકુલ અને બીજા ૯૬ રાજાઓની મદદથી તેમણે ઉજ્જયિની નગરી ઉપર ચઢાઈ કરી, અને ત્યાંના રાજાનો પરાજય કર્યો સતી સરસ્વતી અંતઃપુરના બંધનમાંથી મુક્ત થઇ. ધર્મ અને નીતિ ઉપર જે સ્ત્રી આરૂઢ છે તેને હાનિ પહોંચાડવાની શક્તિ ક્રૂરમાં ક્રૂર મનુષ્યમા પણ નથી

સરસ્વતીએ પાછું લોકોમા ધર્મોપદેશ કરવાનું કાર્ય હાથમા લીધું, અને તેમા ઘણો યશ મેળવ્યો. એ સમયના એક વિદ્વાન જૈન એની પ્રશંસામા કહી ગયા છે કે

' સાધ્વી કુળમા દીવા જેવી અને સદ્બુદ્ધિવાળી શ્રીકાલિકાચાર્યની બેન સાધ્વી સરસ્વતી, સાક્ષાત્ સરસ્વતીની પેઠે જય પામે છે.'

## रत्न २९ मुं—ज्वालादेवी



એ ગજપુર નગરના રાજા પદ્મોત્તરની રાણી હતી. જૈનમુનિ સુવ્રતાચાર્યના સમયમા એનો જન્મ થયો હતો. એના ગર્ભથી બે પુત્ર સંતાન ઉત્પન્ન થયા હતાં, વિષ્ણુકુમાર અને મહાપદ્મ બન્ને ભાઇઓ ઘણા વિદ્વાન અને પરાક્રમી હતા. માતા જ્વાલાદેવી તરફથી બન્નેને સારૂં શિક્ષણ મળ્યુ હતું.

જ્વાલાદેવી ઘણી પતિવ્રતા તથા ધર્મપરાયણા હતી. એ ત્રિકાલ ધર્મારાધન કરતી, અને સાત ક્ષેત્રોમા દાન કરતી ગરીબોના દુ ખદારિદ્રય દૂર કરવામા એને વિશેષ આનંદ આવતો. રાજા એની એવી વૃત્તિથી ઘણો પ્રસન્ન રહેતો, અને રાણીની શુભ પ્રવૃત્તિઓને તન, મન, ધનથી ઉત્તેજન આપતો.

સતી જ્વાલાદેવીના મોટા પુત્ર વિષ્ણુકુમારે સુવ્રત સ્વામી પાસે દીક્ષા લઇ ઘરસંસારનો ત્યાગ કર્યો હતો, અને ધર્મોપદેશકનું કાર્ય કરી મહામુનિ તરીકે પ્રસિદ્ધિ મેળવી હતી. પુત્રની કીર્તિ સાભળીને જ્વાલાદેવીને ઘણો આનંદ થતો હતો. એ પોતાનો ઘણો ખરો સમય ધર્મસાધનમાજ ગાળતી હતી. દાન કરવામા એણે પાછુ વાળીને જોયું નહોતું. સ્વધર્મી કે પરધર્મી બધાને એકસરખું દાન કરતી હતી. દાનધર્મનો મહિમા એણે પોતાના ઉદાહરણ તથા ઉપદેશથી ઘણો વધાર્યો હતો.

જૈન ઇતિહાસમાં વિષ્ણુકુમાર અને પદ્મોત્તર ચક્રવર્તીની માતા તરીકે તથા એક પરમ દાનશીલા રાણી તરીકે સતી જ્વાલાવતીનું નામ પ્રસિદ્ધ છે અને સદાકાળ રહેશે.

## रत्न ३० मुं—चिल्लणा



એ વિશાલા નગરીના મહારાજા ચેટકની કન્યા હતી. ચેટક રાજાને સાત પુત્રીઓ હતી. પાચના લગ્ન થઈ ગયાં હતા. ચિલ્લણા અને સુજ્યેષ્ઠા કુમારી હતી. એ બેનો રાજભવનમાં દેવ કુમારી સમ દીપતી. બન્ને સુશિક્ષિત અને ધર્મ કાર્યમા પ્રીતિવાળી હતી, અને સર્વ કળાઓમાં નિપુણ હતી. બન્ને બેનોનો સ્નેહ અપૂર્વજ હતો.

રાજા શ્રેણિક સાથે ચિલ્લણાનું લગ્ન થયું હતું ચિલ્લણા જેવી પત્ની પામ્યાથી રાજા શ્રેણિક પોતાને ભાગ્યશાળી ગણતો હતો બન્નેનો સંસાર સુખી હતો બન્ને હમેશા વિદ્યા, કળા અને ધર્મની ચર્ચા કરત ચિલ્લણા સાહિત્યની પણ અનુરાગી હતી, અને સુંદર સમસ્યા પૂર્તિથી પતિને ઘણી વાર પ્રસન્ન કરતી.

રાજા શ્રેણિકે એને સારૂ એક સ્તભવાળુ ઘર બધાવ્યુ હતુ. ત્યા એક સુદર બગીચો પણ હતો સતી ચિલ્લણા ત્યા બેસી ધર્મનુ આરાધન કરતી ગરીબોને દાન તથા અભણ મનુષ્યોને જ્ઞાન આપવામા એનો ઘણો સમય જતો. એવી સદાચારી અને ઉચ્ચ વિચારની પત્નીના સમાગમથી રાજા શ્રેણિક પણ ધાર્મિક બન્યો હતો

મહાવીર પ્રભુ ચિલ્લણાના સમાગમમા આવ્યા હતા અને તેના સદ્ગુણોને લીધે તેને માટે ઘણું માન ધરાવતા હતા

એક સમયે રાતને વખતે નિદ્રામા રાણી ચિલ્લણા બોલી ઉઠી ‘ એને કેમ હશે ? ’ એનો પતિ એ વખતે જાગતો હતે એણે એ વાકય સાભળ્યુ, અને પત્નીના ચારિત્ર્ય માટે એને શકા ગઇ પુરુષને સ્ત્રી માટે એક વખત શકા ઉપજે પછી એની સારાસારનો વિચાર કરવાની વિવેકબુદ્ધિનો નાશ થઇ જાય છે બુદ્ધિમાન પુરુષ પણ એ સમયે સાહસ કરવા તૈયાર થઇ જાય છે રાજા શ્રેણિકને પણ ઘણો ક્રોધ ઉપજ્યો અને તેણે રાણીને સખ્ત સજા કરવાનો વિચાર કર્યો એવામા સતીના સદ્ભાગ્યે શ્રીમહાવીરસ્વામી એ નગરમા પધાર્યા. રાજાએ તેમનો ઘણો સત્કાર કર્યો, અને પોતાના હૃદયની શકા એમની આગળ જણાવીને પૂછ્યુ ‘ મારી સ્ત્રી સતી છે કે વ્યભિચારિણી ? ’ મહાવીરસ્વામીએ કહ્યુ ‘ તારી સર્વ સ્ત્રીઓની પેઠે ચિલ્લણા પણ સતી છે. એવી પત્ની પામવી એ પૂર્વ જન્મના સત્કર્મનુ ફળ છે એનાથી પ્રસન્ન રહેવાને બદલે તુ એને માટે શકા આણી એ તારો મહાન અપરાધ છે ગઇ કાલે એણે સાધુને નિમત્રણ આપ્યુ હતું એમની પાસે ઓઢવાને કોઇ વસ્ત્ર ન હતુ શિયાળાનો દિવસ હોવાથી ચિલ્લણાને ઘણી દયા ઉપજી હતી, એથીજ સ્વપ્નમા પણ એનો એ વિચાર આવતા એ બોલી ઉઠી હતી, કે એને કેમ હશે ? અર્થાત્ આવી ટાઢમા એ બિચારા સાધુની શી દશા થતી હશે ? ’

મહાવીરસ્વામીએ કરેલા આ ખુલાસાથી રાજાને સતાપ થયો અને

આવી દયાળુ પત્ની માટે સ દેહ આણુવા સારૂ પશ્ચાત્તાપ કરવા લાગ્યો.

ત્યાર પછી ચિલ્લણા ઉપર સ્વામીનો પ્રેમ પહેલાં કરતા પણ અધિક બન્યો હતો પતિની માનીતી સ્ત્રી હોવા છતા સપત્નીઓ સાથે તેનો વ્યવહાર બહુ પ્રેમભર્યો હતો

શ્રીમહાવીરસ્વામી પાસે ચિલ્લણાએ દીક્ષા લીધી હતી અને ધર્મ સાધનામા શેષ જીવન ગાળી મુક્તિની અધિકારી બની હતી

# रत्न ३१ मुं—सुज्येष्ठा




આ સસારી રાજા ચેટકની પુત્રી, અને આગલા ચરિત્રમા વર્ણવેલી ચિલ્લણાની ભગિની હતી બન્ને બેનોમા ઘણો સ પ અને સ્નેહ હતા એથી કરીને જ્યારે શ્રેણિક રાજા પ્રપ ચ કરીને એની બેન ચિલ્લણાને પરણી ગયો, ત્યારે સુજ્યેષ્ઠાને બેનના વિયોગ અને સ સારના પ્રપ ચોને લીધે વૈરાગ્ય ઉત્પ ન્ન થયો સ સારનો ત્યાગ કરી દીક્ષા લઇ ધર્મમય જીવન ગાળવાનો તેણે સ કલ્પ કર્યો

એ ઉદ્દેશથી સુજ્યેષ્ઠા ચ દનબાળા નામની સાધ્વી પાસે ગઈ અને તેની પાસે દીક્ષા લીધી ચ દનબાળા ઘણી વિદુષી હતી, એટલે સુજ્યેષ્ઠાને એની પાસેથી ધર્મનુ સારૂં શિક્ષણ મળ્યું ધર્મજ્ઞાન ઉપરાત દેહદમન કરીને એણે તીવ્ર તપસ્યા પણ કરી હતી. જૈન સાધ્વીઓમા સુજ્યેષ્ઠાની કીર્તિ તપસ્વિની તરીકે ફેલાવા લાગી હતી.

એક સમયે સાધ્વી સુજ્યેષ્ઠા ઉપાશ્રયની અગાશીમાં એકલી બેસીને તડકામા ભક્તિ કરી રહી હતી એવામા પેઢાલ નામનો એક સિદ્ધ વિદ્યાધર ત્યાં થઇને જઇ રહ્યો હતો. એ નિષ્કામ, બ્રહ્મજ્ઞાની અને અનેક વિદ્યાઓનો જાણનારો હતો. સાધ્વી સુજ્યેષ્ઠાને તપશ્ચર્યા કરતી જોઇને એ મોહિત થઇ ગયો. એને વિચાર આવ્યો કે આવી તપસ્વિનીનો હુ ગર્ભ રાખી શકુ, તો એનાથી ઉત્પન્ન થનાર પુત્ર મારી વિદ્યાઓને ગ્રહણ કરી શકશે એ દુષ્ટ વિચારથી અણે ભ્રમરનુ રૂપ લઇને, તપમા લીન થયેલી સાધ્વીના ઉદરમા ગર્ભનો પ્રવેશ કરાવ્યો એ નિર્દોષ બાળાને તો કશી વાતની ખબરજ નહોતી, પરન્તુ ગર્ભ પોતાના નિયમ પ્રમાણે દિનપ્રતિદિન વધવા લાગ્યો, અને સાધુ

તથા સાધ્વી સમાજમા સુજ્યેષ્ઠાની નિંદા થવા લાગી. એમણે અનુમાન કર્યું કે સુજ્યેષ્ઠાએ આશ્રમના નિયમોનો ભંગ કરીને બ્રહ્મચર્યને ખંડિત કર્યું છે. સુજ્યેષ્ઠાએ પોતાનો ઘણોએ બચાવ કર્યો પણ એમના માન્યામાં આવ્યુ નહિ. આખરે બધી સાધ્વીઓ મહાવીરસ્વામી પાસે ગઇ. એ પોતાના યોગબળવડે ભૂતકાળનો વૃત્તાંત પણ સ્પષ્ટ રીતે જાણી શકતા હતા. ભગવાને એમને કહ્યુ 'સાધ્વીઓ ! તમે બિચારી સુજ્યેષ્ઠાના ચારિત્ર્યમાટે શંકા ન આણશો. એ પરમશીલવતી સાધ્વીના શુદ્ધ જીવનને કલંકિત કરીને પાપમા ન પડશો. એ ગર્ભવતી છે એ વાત ખરી પણ એણે સ્વપ્નમા પણ પુરુષ સાથે સંયોગ કર્યો નથી. એ તો એક વિદ્યાધર પોતાની વિદ્યાના બળવડે ગુપ્ત રીતે તેનામા ગર્ભ સંચાર કરી ગયો છે એ બિચારીને એ વિષયની કાંઇ ખબર નથી. એ પોતે તદ્દન નિર્દોષ છે.'

આથી બધી સાધ્વીઓને સંતોષ આવ્યો અને તેમણે શુદ્ધ હૃદયથી સુજ્યેષ્ઠાને ક્ષમા આપી.

યથાસમયે સુજ્યેષ્ઠાએ એક પુત્રને જન્મ આપ્યો. એનુ નામ સાત્યકી પાડવામા આવ્યું જન્મ્યા પછી તરતજ એને કોઇ શ્રાવકને ઘેર મૂકવામા આવ્યો. સુજ્યેષ્ઠા જેવી માતાના ગર્ભમા જન્મ લીધાથી એ ઘણો બુદ્ધિમાન નીવડયો હતો, અને અનેક પ્રકારની વિદ્યાઓ બહુ સહેલાઇથી શીખ્યો હતો. સાત્યકીના જીવનનો વૃત્તાંત લખી અમે વાચકોનો સમય લેવા નથી માગતા. સુજ્યેષ્ઠા કદિ એને મળી નહોતી. ગર્ભધારણના બનાવમા એનો જરા પણ દોષ નહોતો છતા પણ એ પ્રસંગને લીધે સમાજમા એની ચર્ચા થઈ થોડીવાર પણ એના શુદ્ધ ચારિત્ર્યને કલંક લાગ્યુ એ વિચારથી એ કુલીન સન્નારીને ઘણુંજ દુ:ખ થતુ હતુ હવે એણે પોતાનો ઘણો ખરો સમય તપશ્ચર્યામાજ ગાળવા માંડયો હતો તપશ્ચર્યાની સાથે એ પરોપકાર કરતી. પોતાનાથી ઓછા જ્ઞાનવાળા બંધુને જ્ઞાન આપતી.

મહાવીરસ્વામીના દર્શન કરવા સારૂ એ વારવાર જતી. એમના ઉપદેશથી એનો આત્મા સદા ઉચ્ચગામી થતો હતો.

ઉજ્જનના રાજાની રાણી શિવા સુજ્યેષ્ઠાના સમાગમમા આવી હતી, અને સુજ્યેષ્ઠાએ રાણીને પોતાના સ્વધર્મીઓ તથા પ્રજાપ્રત્યેના કર્તવ્યોનો બોધ આપ્યો હતો

આ પ્રમાણે સાધ્વી સુજ્યેષ્ઠાએ અનેક સન્નારીઓને પરોપકારનાં કાર્યમાં

પરોવી હતી. આખરે શ્રીમહાવીરસ્વામીના ઉપદેશથી અનેક પ્રકારના તપદ્વારા કર્મનો ક્ષય કરીને કેવળજ્ઞાન પ્રાપ્ત કરીને સુજયેષ્ઠા મુક્તિ પદને પામી હતી.

# रत्न ३२ मुं–यशोमती



પૃષ્ટચંપા નગરીના રાજા શાલની ભગિની હતી અને કાંપિલપુરના રાજકુમાર પીઠ સાથે તેનું લગ્ન થયું હતું. માત પિતાએ એને તથા એના ભાઈ શાલ અને મહાશાલને ઘણું સારૂં શિક્ષણ આપ્યું

લગ્ન થયા પછી થોડા સમયમાં યશોમતીના પિતા અને સસરા બન્નેનું મૃત્યુ થયું હતું. પીઠ મહારાજા બન્યો અને યશોમતી કાંપિલપુરના મહારાણી પદને શોભાવવા લાગી એ પદ તેણે સત્કાર્યવડે દીપાવ્યું હતું. ધર્મનો પ્રચાર તથા દીનદરિદ્રોને સહાયતા કરવામાં તેનું જીવન વ્યતીત થતું. દંપતિનો સંસાર સુખમાં ચાલતો હતો. પ્રભુએ પ્રેમગ્રન્થી દૃઢ કરવા યશોમતીને એક પુત્ર ઉત્પન્ન કર્યો. એનું નામ ગાગિલ કુમાર પાડવામાં આવ્યું. માતાએ કુમારને સારૂં શિક્ષણ આપવામાં અને ધાર્મિક સંસ્કાર પાડવામાં કચાશ રાખી નહોતી. એ શિક્ષણના પ્રભાવે બાલ્યાવસ્થામાંજ કુમારમાં પ્રૌઢતા આવી હતી.

એ સમયમાં શ્રીમહાવીરસ્વામી ધર્મોપદેશ કરવા સારૂ વિચરી રહ્યા હતા. વિચરતા વિચરતા પોતે યશોમતીના બંધુ શાલની રાજધાનીમાં જઈ પહોચ્યા, અને પોતાની અમૃતમય વાણીથી ધર્મોપદેશ કરવા લાગ્યા. રાજા શાલ ઉપર તેમના ઉપદેશની ઉંડી અસર થઈ અને તેમણે દીક્ષા લીધી. તેના નાના ભાઈએ પણ રાજગાદીના વારસ થવા કરતા સંસારત્યાગી સાધુ થવાનું વધારે પસંદ કર્યું. સતી યશોમતીની એ સમયે બંધુઓએ સલાહ લીધી હતી, અને એણે ભાઈઓના વૈરાગ્યની પૂરી ખાત્રી થતાં એ શુભ કાર્યમાં પોતાની અનુમતિ આપી હતી. યશોમતીનો પુત્ર ગાગિલ મામાની ગાદીએ બેઠો હતો.

કેટલાક સમય પછી શ્રીમહાવીરસ્વામીએ ગૌતમ સ્વામીને રાજગૃહ નગરથી ખાસ પૃષ્ટચંપા નગરમાં યશોમતી અને તેના પુત્રને બોધ આપવા મોકલ્યા. ગૌતમ સ્વામીએ ઉપદેશ આપતાં કહ્યું "સંધ્યા સમયના રંગ, પાણીના પરપોટા, દાભના અગ્રભાગ ઉપર રહેલા પાણીના બિંદુ જેવું આ મનુષ્ય-

જીવન છે, અને આ યૌવન તો નદીના વેગ સમાન છે, છતા હે પાપી જીવ ! તમે બોધ નથી પામતા એ કેવુ આશ્ચર્ય છે ! સંપત્તિ પાણીના પૂર જેવી ચંચળ છે, યૌવન ચાર દિવસનું ચાંદરણું છે અને આયુષ્ય પણ શરદ્ ઋતુના મેઘ જેવું અસ્થિર છે. તો પછી ધન શા કામમા આવશે ? હે ભવ્યજીવો ! હવે તો ધર્મને આદરો ! ધર્મનું આરાધન કરો ”

આ અસરકારક વચનો ક્યા સંસ્કારી જીવને સ્પર્શ કર્યા વગર રહે ! યશોમતિ, તેના પતિ તથા ગાગિલનો સંસાર ઉપરથી મોહ ઉઠી ગયો અને તેમણે ગૌતમ સ્વામી પાસે દીક્ષા લીધી

સદાચારી અને ધાર્મિક સન્નારી પોતાની આસપાસ શુદ્ધ વાતાવરણજ ઉત્પન્ન કરે છે. સતી યશોમતીના સત્સંગની અસર એના બન્ને ભાઇ, પતિ, તથા પુત્ર ગાગિલ ઉપર સારી રીતે થઇ હતી

## रत्न ३३ मुं–नर्मदा सुन्दरी




એ વર્ધમાન નગરના સહદેવ નામના વણિકની પુત્રી હતી એ બાલિકા જે સમયે માતાના ગર્ભમા હતી, તે સમયે તેની માતાને નર્મદા નદીમા જળક્રીડા કરવાનો દોહદ થયો હતો, અને પતિપત્નીએ કેટલોક સમય સુધી નર્મદા નામે એક નગર વસાવી ત્યા વાસ કર્યો હતો ત્યા આગળજ બાલિકાનો જન્મ થવાથી એનું નામ નર્મદા સુન્દરી પાડવામા આવ્યુ શુકલપક્ષના ચન્દ્રમાની પેઠે નર્મદા દિનપ્રતીદિન રૂપ અને ગુણમા વધવા લાગી, અને યથાસમયે યૌવનાવસ્થાને પ્રાપ્ત થઇ.

નર્મદાની ફોઇ ઋષિદત્તાના લગ્ન રુદ્રદત્ત નામના એક વેષધારી વણિક સાથે થયા હતા એમને મહેશ્વરદત્ત નામનો એક પુત્ર હતો. એ યુવક નર્મદાના સૌન્દર્યથી મુગ્ધ થયો અને પરણવાનો અભિલાષ કરવા લાગ્યો. મામાની પુત્રી પરણવાનો એ સમયમા જૈનોમા રિવાજ હતો.

માતાની આજ્ઞા લઈ એ મોસાળ ગયો; મામાને ઘેર બધા ધાર્મિક વૃત્તિનાં હોવાથી મહેશ્વરદત્તે ત્યાં જઇને પોતે સાચો શ્રાવક હોય અને જૈનધર્મ ઉપર બહુજ આસ્થા હોય એવો ઢોંગ કરવા લાગ્યો. પોતાના આચરણથી એણે મોસાળમાં બધાંને પ્રસન્ન કરી દીધા. એક સમયે એના માતામહે બહુ પ્રસન્ન

થઇને જે કાંઇ ઇચ્છા હોય તે માગવાનું કહ્યું. તે ઉપરથી મહેશ્વરે નર્મદા સુન્દરીનું માગું કર્યું માતામહે કહ્યું "તારૂં કહેવું વ્યાજબી છે, પણ તારૂં કુળ ઢોંગીનું છ, માટે એવા ઢોંગીના પુત્રને હું કન્યા આપવા નથી માગતા." માતામહના એ ઉત્તર સાંભળી મહેશ્વરે થોડા દિવસ જૈન ગુરુ પાસે જઇ યોગ્ય ધર્મજ્ઞાન પ્રાપ્ત કર્યું, અને પછી કહ્યું "મારૂ કુળ ભલે ગમે તેવું હોય પણ તમે મારી પ્રાર્થના સ્વીકારો લોકો કમળની ઉત્પત્તિ નથી જોતા, પણ ગુણ અને સૌન્દર્યનેજ જુએ છે! તમારે મારા કુળની સાથે શું લાગે વળગે છે? કન્યા તો મને આપવી છે. હું પોતે જૈનધર્મી છું.

એ વચનોથી પ્રસન્ન થઇ ઋષભસેને પોતાના પુત્ર સહદેવની સંમતિ લઇ નર્મદા સુન્દરીનું લગ્ન મહેશ્વર સાથે કર્યું. નર્મદા જૈન શાસ્ત્રોમાં તથા જૈનધર્મક્રિયાઓ અને સંસ્કારોમા બહુજ પ્રવીણ હતી. એણે પતિને પોતાના ધર્મનું રહસ્ય સમજાવ્યું મહેશ્વરદત્ત પહેલા તો સુન્દરીને પ્રાપ્ત કરવા ખાતરજ જૈન ધર્માવલંબી બન્યો હતો તે હવે સાચો શ્રાવક બન્યો.

સાસરે ગયા પછી નર્મદા સુન્દરીનું વર્તન આદર્શરૂપ હતું વિનય તથા સેવાથી તેણે સાસરામાં બધાને પ્રસન્ન કર્યા, એટલુંજ નહિ પણ પોતાના જ્ઞાનવડે તેમના ધાર્મિક વિચારો બદલીને પોતાના વિચારને મળતા બનાવ્યા. નર્મદાના આવ્યા પછી એનું ઘર સુખનું ધામ બની ગયું.

એક સમયે સતી નર્મદા સુન્દરી ઘરના ઝરૂખામાં બેસીને પાન ચાવતી હતી, અને પોતાનું મુખ દર્પણમાં જોતી હતી. દૈવયોગે એના મુખમાંથી પાન પડી ગયું અને નીચે એક જૈન યતી જતો હતો તેના ઉપર પડયું. એને ક્રોધ ઉત્પન્ન થયો, અને શાપ દીધો કે "તું પતિના વિયોગનું દુઃખ પામીશ." નર્મદાને એ શાપ સાંભળી ઘણો પશ્ચાત્તાપ થયો. એણે જતીની ક્ષમા માગી, અને શાપ પાછો ખેંચી લેવા પ્રાર્થના કરી તેના ઉત્તરમા યતિએ શાન્ત થઇને કહ્યું "હે પુત્રિ! તું ખેદ ન કર. સાધુઓ કદિ શાપ દેતા નથી કેમકે શાસ્ત્રમા કહ્યું છે કે રાગદ્વેષનો ઘાત કરનારા મુનિઓ વંદન કરવાથી પ્રસન્ન થતા નથી, અને અપમાન કર્યાથી ખેદ પામતા નથી. તેઓ તો ચિત્તને દમીનેજ વિચરે છે. આ તો મેં અકસ્માત્ તારૂં ભવિષ્ય કહ્યું છે. દુઃખ કોઇના કહ્યાથી ઉપજતું નથી. એ તો દુષ્ટ કર્મોના ફળરૂપેજ વિયોગ આદિ દુઃખ મનુષ્યોને પ્રાપ્ત થાય છે. પૂર્વ જન્મનાં કર્મ ભોગવ્યેજ છૂટકો છે, તો પછી એમાં ડાહ્યા માણસે ખેદ ન કરવો જોઇએ."

આ ઉપદેશથી નર્મદાને કાંઇક શાન્તિ વળી. પતિએ પણ પ્રેમપૂર્વક આશ્વાસન વચનો કહ્યાં. એટલે નર્મદા એ બનાવને વિસરી જઇ પહેલાની માફક ધર્મકાર્યમા જીવન વ્યતીત કરવા લાગી.

કેટલોક સમય વીતી ગયો. એ સમયમા ભારતવર્ષના વેપારીઓ બહુ સાહસિક હતા. સમુદ્રયાત્રાનો નિષેધ એ કાળમા નહોતો મહેશ્વરદત્ત યવન-દ્વીપમા વેપાર કરવા સારૂ જવા નીકળ્યો. પતિપ્રાણા નર્મદા સુન્દરી પણ તેની સાથે જવા નીકળી. મહાસાગરમા કોઈ બેટમા દૂર કોઇ પુરુષનું સગીત સાભળવામા આવ્યું નર્મદા સુન્દરી એવી ગુપ્ત વિદ્યા જાણી હતી, કે મનુષ્યનો સ્વર સાભળીને એના સ્વરૂપ તથા ગુણનુ યથાર્થ વર્ણન કહી શકાય. એ વિદ્યાનો ચમત્કાર પતિને બતાવવાનો આજ એને શોખ થયો. એણે કહ્યું ' જે પુરુષ આ ગીત ગાય છે, તેનુ શરીર શ્યામ છે, હાથ, પગ, અને કેશ જાડા છે, એ મહા સત્યવાદી છે. વળી તેને ગુપ્ત સ્થાન ઉપર મસ છે અને છાતી ઉપર લાખુ છે એનુ વય આશરે બત્રીશ વર્ષનું છે, આ સાભળીને મહેશ્વરદત્તને પત્નીના ચારિત્ર્યવિષે શંકા ઉપજી કે, "આ સ્ત્રી જરૂર એ પુરુષ ઉપર મોહી ગઇ છે, અને એની સાથે એને પ્રથમ સમાગમ થયેલો લાગે છે; નહિ તો જેનું શરીર દેખાતું નથી તેના રૂપ, ગુણને એ કેવી રીતે પારખી શકે ? આ સ્ત્રીએ મને દગો દીધો હું એને પતિવ્રતા ગણીને ચાહતો હતો, પણ એણે મારા વિશ્વાસનો ભગ કર્યો છે એવી સ્ત્રીનો નાશ કરૂં ત્યારેજ હું ખરો." એટલામા રાક્ષસદ્વીપ આવતા વહાણે ત્યા લંગર નાખ્યુ, અને મહેશ્વર ક્રીડા કરવાને બહાને પત્નીને કિનારા ઉપરના વનમાં લઈ ગયો. ત્યાં નર્મદાને નિદ્રા આવી ગઇ અને એજ અવસ્થામા પતિ એને છોડીને ત્યાંથી ચાલી નીકળ્યો, અને વહાણ ઉપર આવીને કહેવા લાગ્યો, કે વાઘ જંગલમાં મારી પત્નીને ખાઈ ગયો આ પ્રમાણે થોડો વખત મિથ્યા શોક કરી, વહાણ હંકારીને એ ચાલતો થયો, અને દેશાવરમા વેપાર કરી ધન સંપાદન કરી આખરે પોતાને નગર ગયો, તથા બીજીવાર લગ્ન કરી સુખે રહેવા લાગ્યો.

બેટી તરફ નિદ્રામાંથી જાગતાં નર્મદાએ પતિને ન જોયા તેથી એ ઘણા આશ્ચર્યમા પડી. પહેલા તો એ સમજી કે પતિ મારી મશ્કરી કરતા હશે. એણે પતિને ઘાટા પાડીને ઘણીવાર બોલાવ્યો, જગલમાં શોધી વળી, સમુદ્ર-કિનારે જઈ આવી પણ ક્યાંયે પત્તો લાગ્યો નહિ. હવે એની નિરાશાનો પાર રહ્યો નહિ. એ હૃદયવિદારક વિલાપ કરવા લાગી, અને આખરે થાકી ત્યારે

પ્રભુનું જ શરણુ લઇ, પોતેજ પોતાના આત્માને સમજાવવા લાગી. "હે આત્મા ! તેં પૂર્વજન્મમા જે કર્મ કર્યું છે, તે ભોગવ્યેજ છુટકો છે. શોક કરવો મિથ્યા છે." પછી તે સરોવરમા સ્નાન કરી જિનેશ્વરનુ ધ્યાન ધરીને કેવળ ફળાહાર ઉપર રહેવા લાગી. શોકનો ત્યાગ કરીને તે વ્રત પરાયણ થઈ.

એવામા તેનો એક પિતરાઇ કાકો વીરદાસ ત્યાં જઇ ચઢયો, અને તે નર્મદાસુન્દરીને પોતાની સાથે પ્રવાસમા લઇ ગયો. તે બર્બર દેશના રાજાની રાજનગરીમા પહોંચ્યો અને નર્મદાને એક તંબુમાં ઉતારી. એક દિવસ કામ પ્રસંગે બહાર ગયો હતો, તેવામાં એ નગરની એક પ્રસિદ્ધ વેશ્યાએ વીરદાસ તમને બોલાવે છે, એવું મિથ્યા કહેવરાવીને નર્મદા સુન્દરીને પોતાને ઘેર પ્રપંચથી બોલાવી. એનુ ઘર જોતાંજ નર્મદા પ્રપચ સમજી ગઇ અને તેને ઘણો ક્ષોભ થયો. વેશ્યાએ તેને પાપના માર્ગે લઇ જવાને ઘણોયે પ્રયત્ન કર્યો, પુષ્કળ લાલચ બતાવી, પણ સતી ચળી નહિ અને ઉત્તર આપ્યો "જ્યાસુધી આ દેહમાં પ્રાણ છે ત્યાંસુધી મારૂં આ શીળરૂપી માણિક્ય હરવાને કોણ સમર્થ છે ? તમારા અધમ જીવનમાં સુખ માણે અને પરલોકને ભૂલી જાય એવા તે મૂર્ખ લોકો કોણ હશે ? બાળક હોય તેજ માણિકને ચણા સમજીને તેનાથી રમે" આ વચનોથી વેશ્યાને ક્રોધ ઉપજ્યો અને તેણે નર્મદાને મારવા માડી. નર્મદાએ એવે સમયે એકાગ્ર ચિત્તે પંચ પરમેષ્ઠિ નમસ્કારનું સ્મરણ કરવા માડ્યુ. એથી વેશ્યાનું અકસ્માત મરણ નીપજ્યું.

રાજાને એ વાતની ખબર પડતા તેણે નર્મદાને બળાત્કારથી પોતાના મહેલમા બોલાવી મગાવી. ગમે તે જોખમે સતીત્વનું રક્ષણ કરવાનો દૃઢ સંકલ્પ કરીને નર્મદા એના સુખાસનમા બેઠી, અને રસ્તામાં એક મોટો ખાળ આવતા એકદમ એમાં પડી અને ગંદા પદાર્થથી પોતાનું સુન્દર શરીર ખરડી દીધું. બહાર આવીને તે પોતાનાં વસ્ત્ર ફાડવા લાગી અને જાણે ગાંડી થઇ હોય કે ભૂત ભરાયું હોય એવો ઢોંગ કરવા માંડયો. એને જોઇને રસ્તામાં લોકો બીને નાસવા લાગ્યા. રાજાએ તેને જંગલમાજ છોડી દીધી. ત્યાં એ જિનેશ્વરના ગીત ગાતી ફરતી હતી. ત્યા જિનદાસ નામના એક પરોપકારી જૈનની એને મુલાકાત થઇ. જિનદાસે બતાવેલી યુક્તિથી નર્મદાસુન્દરી એ રાજાની કેદમાંથી છૂટવા પામી. એ પરોપકારી નર એને પોતાની સાથે નર્મદાપુર લઇ આવ્યો, અને એ સતીના દુઃખની કહાણી બધાને કહી સંભળાવી. પુત્રીને જીવતી આવેલી જોઇને એનાં માતપિતાને ઘણો આનંદ થયો.

તેમણે એ દિવસે પુષ્કળ પુણ્યદાન કર્યું.

એ નગરીમા એક દિવસ આર્ય સુહસ્તી નામના આચાર્યની કથા સાંભળતા તથા પોતાના પૂર્વ જન્મનો વૃત્તાત જાણવામાં આવતા, નર્મદાને વૈરાગ્ય ઉત્પન્ન થયો. એજ સાધુ પાસે તેણે દીક્ષા લીધી, અને તપશ્ચર્યા કરીને અવધિજ્ઞાન પ્રાપ્ત કર્યું અને પ્રવર્તિની પદ પણ મેળવ્યું.

ધર્મોપદેશ નિમિત્તે પ્રવાસ કરતાં તે ચન્દ્રપુર નગરમાં પહોચી. ત્યાં એના વ્યાખ્યાનમા મહેશ્વરદત્ત પણ ગયો હતો. એણે નર્મદાને ઓળખી નહોતી ઉપદેશ સાભળ્યા પછી તે પૂછવા લાગ્યો "દેવિ ! મેં મારી સ્ત્રીને કલકિની જાણીને છોડી દીધી છે તો તે કલકિત હતી કે શુદ્ધ તે કૃપા કરીને કહો." સાધ્વીએ કહ્યું કે 'એ તો પવિત્ર અને નિષ્કલંક હતી, એથી મહેશ્વરદત્તને ઘણોજ પશ્ચાત્તાપ થવા લાગ્યો એને દુ ખી થતો જોઇને સતીને દયા આવી અને તેણે કહ્યું 'તમારી એ જૂઠા કલકથી કલકિત થયેલી પ્રિયતમા હુજ છું." પતિએ એની ઘણી ક્ષમા માગવા માંડી. નર્મદાએ તેને એમ કરતાં રોકીને કહ્યુ "તમે એવું કહીને મને શરમાવશો નહિ. આપે આપની વર્તણૂક માટે જરા પણ પશ્ચાત્તાપ કરવો ઘટતો નથી. કર્મને અનુસરીનેજ જીવો સુખ દુ.ખ ભોગવે છે" મહેશ્વરદત્તને પણ હવે સસાર ઉપર વૈરાગ્ય ઉપજ્યો. તેણે પણ પત્નીના ગુરુ પાસે દીક્ષા લીધી, અને નર્મદાના તટ ઉપર ધર્મની સાધનામા બને શેષ જીવન ગાળવા લાગ્યા.

# रत्न ३४ मुं—सुलसा



ન ગ્રન્થોમા દશ મહાસતીઓના જે પવિત્ર નામ ગણાવવામા આવ્યા છે, તેમા સુલસાનું નામ પ્રથમ આવે છે.

બુદ્ધદેવ અને શ્રીમહાવીરસ્વામીની ચરણરજથી અનેકવાર પવિત્ર થયેલા રાજગૃહ નગરમા સુલસાનો જન્મ થયો હતો રાજા શ્રેણિક એ નગરનો રાજા હતો.

નાગસારથિ નામના એક ગુણવાન અને સમૃદ્ધિશાળી નર સાથે તેનું લગ્ન થયું હતું. પતિનો સુલસા ઉપર ઘણો પ્રેમ હતો. સુલસા પણ મહા પતિવ્રતા હતી અને પતિને પ્રસન્ન કરવાજ સદા તત્પર રહેતી. એ સમયમાં ભારતવર્ષમા મોટા દરજ્જાના પુરુષોમા એક સ્ત્રીની હયાતીમાં અનેક સ્ત્રી વરવાનો

રિવાજ 'ફેશન' રૂપ થઇ પડયો હતો; છતાં આ દ પતિમાં અન્યોન્ય પ્રેમ એવો દૃઢ હતો કે નાગસારથિએ ફરીથી કદિ નહિ પરણવાનો નિશ્ચય કર્યો હતો.

એક દિવસ નાગસારથિ બહાર જઇ રહ્યો હતો, ત્યાં દેવકુમાર સમ બે સુન્દર બાળક એના દીઠામાં આવ્યા. પોતે નિ:સ તાન હતો, તેથી એને લાગી આવ્યું હતું. નિર્દોષ હાસ્યથી કીલકીલાટ કરી ઘરને ગજાવી મૂકનારાં બાળકો વિનાનું ઘર તે ઘર નહિ પણ વેરાન છે એમ એને લાગ્યું. એ વિચાર આવ-તાજ ચિન્તાએ એના મનમા ગૃહ કર્યું, અને એ દિનપ્રતિદિન સુકાવા લાગ્યો. સતી સુલસાથી પતિનું ગ્લાનિયુક્ત મુખ દેખી શકાયું નહિ. એ સ્નેહાળ પત્ની સમજી શકી કે પતિના હૃદયમા ચિન્તારૂપી શલ્ય છે. તેણે પ્રેમયુક્ત વાણીમા પૂછયું 'સ્વામીનાથ! વિ ધ્યાચલમા એકલા પડી ગયેલા હાથીની પેઠે આપ શો ઊંડો વિચાર કર્યા કરો છો? રાજ્યથી ભ્રષ્ટ થયેલા રાજપુત્રની પેઠે આપનું મુખકમળ શ્યામતા કેમ ધારણ કરતું જાય છે? શું શ્રેણિક રાજાએ આપનુ અપમાન કર્યું છે? લોકોએ આપની વિરુદ્ધ કાંઇ કાવત્રું કર્યું છે? આપની ચિન્તાનું જે કાંઇ કારણ હોય તે મને સત્વર કહો." પત્નીથી કાંઈ પણ ગુપ્ત નહિ રાખવાના વિચારવાળા નાગસારથિએ ખુલ્લે હૃદયે પો-તાની ચિન્તાનું કારણ કહ્યું. સતી સુલસા જ્ઞાની હતી એણે પતિનો શોક નિવારણ કરવા કહ્યું "આપે એવી મિથ્યા ચિન્તા કરવી ઘટતી નથી. પુત્ર વગરનો માણસ નરકમાંજ જાય એવું આપણા શાસ્ત્ર કહેતા નથી. મનુષ્યને સ્વર્ગ કે નરક પોતાના કર્મના ફળરૂપેજ મળે છે. ગમે તેવો ગુણવાન પુત્ર પણ માતપિતાને સ્વર્ગ અપાવી શકતો નથી. એ કાર્ય તો કેવળ ધર્મજ કરી શકે છે. બહુ પુત્રોમાજ ધૃતરાષ્ટ્રનું ગોત્ર ક્ષીણ થઇ ગયું. સાઠ હજાર પુત્ર હોવા છતા સગર રાજા દુ:ખમાજ મરણ પામ્યો. હા, એટલુ ખરૂ કે સદ્ગુણી પુત્રવડે ડાહ્યા મનુષ્યો સંસારને આગળ વધારે છે."

પત્નીનાં આવા વચનોથી નાગસારથિને કાંઇક શાન્તિ વળી પણ એની પુત્ર-લાલસાનો લોપ ન થયો, અને તેણે કહ્યું "વહાલી! તું કહે છે તે બધું ખરૂં, પણ સ સારી જનોને ત્રણ સ્થાન વિશ્રામરૂપ છે. પ્રિય સ્ત્રી, વિનયી પુત્ર અને સર્વ ગુણોમાં ઉત્તમ એવો સત્સ ગ. પુત્રદ્વારા માતપિતા પોતાના સદાચાર અને સદ્ગુણોનો વેલો લ બાવે છે, અને પછીથી જો તેને યોગ્ય શિક્ષણદ્વારા પોષણ આપવામાં આવે તો એ પુત્રદ્વારા એમની કીર્તિ કાયમ રહે છે."

એ સાભળી સુલસાએ કહ્યું "સ્વામિનાથ! મારી ઉંમર મોટી થઇ છે.

મારા ઉદરમાં હવે સંતાનોત્પત્તિ થાય એવું લાગતું નથી. માટે આપ બીજી વાર લગ્ન કરો. ભગવાન આપની અભિલાષા પૂર્ણ કરશે "

પરન્તુ નાગસારથિ એકપત્નીવ્રતધારી પુરુષ હતો સંતાનની ખાતર એ પત્નીને શોક લાવીને દુઃખી કરવા માગતો નહોતો. એણે નિશ્ચયપૂર્વક જણાવ્યું, કે " ભગવાનની ઇચ્છા મને પુત્ર આપવાની હશે તો તારા ગર્ભથીજ આપશે, નહિ તો હું સંતાનહીન જીવન ગાળવા પ્રસન્ન છું. "

સ્વામીના આવા વિચારોથી દેવી સુલસાને આનંદ થયો, પણ પતિની અભિલાષા કોઇપણ રીતે પાર પડે તો સારૂં એવો વિચાર તેને આવ્યો. ધર્મ ઉપર તેને અડગ શ્રદ્ધા હતી. ધર્મના સેવનથી કઠિન કે અસંભવિત જેવાં દેખાતાં કામો પણ જલદી સાધ્ય થઈ જાય છે એવો એનો વિશ્વાસ હતો. એણે દૃઢ ચિત્તથી ધર્મની આરાધના અને પુણ્ય દાનમાં ચિત્તને પરોવ્યું. બ્રહ્મચર્ય, ભૂમિપર શયન અને આબિલ તપ આદિ દ્વારા તેણે આત્મસંયમ પણ સાધવા માંડયું.

એક સમયે ઇન્દ્રે તેની ધર્મશ્રદ્ધાની પ્રશંસા કરી. એ પ્રશંસા સાંભળીને તેની પરીક્ષા લેવા સારૂ હરિણગમેષી દેવ સુલસાને ઘેર ગયા સુલસાએ સાધુવેશધારી એ દેવનો સારી રીતે આદર કર્યો. સાધુએ કહ્યું " મેં સાંભળ્યું છે કે તારા ઘરમાં લક્ષપાક તેલના ઘડા છે. અમારામાંના કેટલાક સાધુઓની દવા સારૂ એની જરૂર છે માટે એ તેલ મને આપ. " સુલસા એક ઘડો બહાર લાવી. સાધુએ તેલ ઢોળી નાખ્યું. ત્યારપછી એકે એકે સુલસાએ ઘરમાં હતા તેટલા બધા ઘડા આગળ ધર્યા, પણ સાધુએ બધા ઘડા ઢોળી નાખ્યા. આમ છતા સુલસાનું ધૈર્ય ચળ્યું નહિ. તેણે ક્રોધ કર્યો નહિ, દેવતા તેના ઉપર પ્રસન્ન થયો,અને તેને બત્રીસ ગોળીઓ આપીને કહેતો ગયો, કે આ ગોળીના સેવનથી તને બત્રીસ પુત્ર થશે.

સુલસાએ વિચાર કર્યો મારે ૩૨ પુત્રની શી જરૂર છે. એકજ પુત્ર સપુત હોય તો ૩૨ ની બરાબર છે. એક ચન્દ્રમા અંધકારનો નાશ કરે છે. તારાઓ ઘણા હોવા છતા એમનાથી અંધકાર જતો નથી. એમ વિચારીને એણે બત્રીસ ગોળીઓ એકસાથે ખાઇ લીધી. બ્રહ્મચર્ય, તથા શુદ્ધ સાત્વિક આહારનું સેવન તો એણે ઘણા દિવસથી કર્યું જ હતું. વંધ્યાપણું નિવારણ કરવાને માટે એ બન્ને બહુ આવશ્યક છે. નિયમિત આહાર તથા બ્રહ્મચર્ય અને સંયમી જીવનવડે શરીરના ઘણા વિકાર દૂર થઈ જાય છે. તેમાં વળી સાધુની

અજમાવેલી સારી દવા પણ મળી ગઈ. ભગવાનનો આશીર્વાદ પણ હતો. સુલસા ગર્ભવતી થઈ, અને બત્રીસ ગોળી એકજસાથે ખાધેલી હોવાથી એને પુષ્કળ વેદના થવા લાગી. હરિણમેષી સાધુને એણે બોલાવીને પૂછ્યું તો એણે કહ્યું કે તે ઘણી ગંભીર ભૂલ કરી છે. એકે એકે ગોળીઓ ખાવાની હતી, તેને બદલે તેં સામટી ખાધી. હવે તો તને સામટા બત્રીસ પુત્ર થશે. હશે જે થવાનું હતું તે થઇ ગયું. હું એવો ઉપાય કરું છું જેથી તને બહુ દુઃખ નહિ થાય.

યથાસમયે સુલસાએ બત્રીસ પુત્રને જન્મ આપ્યો. નાગસારથિએ એ પ્રસંગે ઉત્સવ કર્યો. પુષ્કળ પુણ્યદાન કર્યાં, અને બારમે દિવસે પુત્રોનો નામકરણસંસ્કાર કર્યો.

નાગસારથિ તથા દેવી સુલસાએ પુત્રને સંસારની તથા પરલોકની વિદ્યાનું સારી રીતે જ્ઞાન આપ્યું. યુવાવસ્થાને પ્રાપ્ત થઇ એ બત્રીસે પુત્રો પિતાની પેઠે શ્રેણિક રાજાના સેવક બન્યા. નાગસારથિએ તેમના લગ્ન પણ શેઠ શાહુકારોની પુત્રીઓ સાથે કર્યાં.

રાજા શ્રેણિકને રાજા ચેટક સાથે યુદ્ધ કરવાનો પ્રસંગ આવ્યો. એ યુદ્ધમાં રાણી સુલસાના બત્રીશ પુત્રોને તે પોતાના અંગરક્ષક તરીકે લઈ ગયો હતો. દુર્ભાગ્યે એ યુદ્ધમાં સુલસાના એ બધા પુત્રો હણાયા. રાજાએ પોતાના મંત્રી અભયકુમારની સાથે એ શોકસમાચાર એમનાં માતપિતાને મોકલ્યા. નાગસારથિ અને સુલસાને એ વૃત્તાંત સાંભળતાંજ વજ્ર પડ્યું હોય એવો ઘા થયો. તેઓ મૂર્છિત થઇ ગયાં, અને ભાન આવતાં હૃદયને ફાડી નાખે એવું કલ્પાંત કરવા લાગ્યાં.

મંત્રી અભયકુમાર જ્ઞાની હતો. એણે ધર્મનો ઘણો ઉપદેશ કરીને એ દંપતિને કાંઇક શાન્ત કર્યાં તથા પુત્રોની સદ્‌ગતિ અર્થે તેમની ઉત્તરક્રિયામાં ચિત્તને પરોવવા સલાહ આપી.

એ સમયમાં મહાવીરસ્વામી ચંપાનગરીમાં ઉપદેશ આપી રહ્યા હતા. ત્યાં આગળ અંબડ નામનો એક સાધુ આવી પહોંચ્યો. એ રાજગૃહ જઇ રહ્યો હતો. મહાવીરસ્વામીએ તેને કહ્યું " અંબડ, તું રાજગૃહ જાય છે, ત્યાં સતી સુલસા વાસ કરે છે; તેને મળજે અને મારા ધર્મ લાભ કહેજે." આ પ્રસંગ ઉપરથી ખબર પડે છે કે સુલસા માટે શ્રીમહાવીરસ્વામીને કેટલું બધું માન હશે.

અંબડ પણ મહાવીરસ્વામીની પ્રશંસાથી આશ્ચર્ય પામ્યો અને એની શ્રદ્ધાની પરીક્ષા કરવા સારૂ પોતે વેશ બદલીને સુલસાને ઘેર ગયો. સુલસાએ તેને દાસીદ્વારા ભિક્ષા અપાવી, એ જોઇ સાધુ અંબડે વાંધો લીધો, અને એને હાથે પોતાના પગ ધોવરાવવાનો આગ્રહ કર્યો સતી સુલસાએ એ વાતનો સ્વીકાર ન કર્યો. ત્યાર પછી અંબડે બ્રહ્માનું રૂપ ધારણ કરીને ગામ બહાર ઉપદેશ આપવા માંડચો નગરનાં અનેક સ્રીપુરુષ એની પાસે જવા લાગ્યા, પણ શ્રીમહાવીરસ્વામી ઉપર અનન્ય ભક્તિ હોવાને લીધે સુલસા કદિ પણ ત્યાં ગઇ નહિ. અનેક રીતે પરીક્ષા કર્યા છતા સુલસાની શ્રદ્ધા ડગી નહિ. ત્યારે અંબડ પ્રસન્ન થયો અને પોતાના મૂળ સ્વરૂપમા તેની સેવામા હાજર થયો. આ વખતે સુલસાએ વિધિપૂર્વક તેનો સત્કાર કર્યો અંબડે તેની ઘણીજ પ્રશંસા કરી, અને મહાવીરસ્વામીના ધર્મલાભ જણાવ્યા. મહાવીરસ્વામીનુ નામ સાભળતા સુલસાના હર્ષનો પાર રહ્યો નહિ એકદમ એ ઉભી થઇને હાથ જોડીને પ્રભુની સ્તુતિ કરવા લાગી.

સુલસાએ અંબડને ભોજન કરાવીને વિદાય કર્યો, અને પોતે પાછી ધર્મ-કાર્યમા જોડાઇ.

સુલસા હવે ત્રણ વખત પૂજા કરતી. બે વખત પ્રતિક્રમણ કરતી. સત્-પાત્રને દાન દેતી છઠ, આઠમ આદિ તિથિઓએ અપવાસ કરી દેહનું દમન કરતી તેનો સ્વામી પણ તેને અનુસરીને ધર્મપાલનમા સમય વ્યતીત કરતો હતો

પોતાનો અન્તકાળ પાસે આવતો જોઇને તેણે શ્રીમહાવીરસ્વામી પાસે ‘આરાધના’ લીધી હતી. શ્રીવીરપ્રભુની ભક્તિને હૃદયમાં ધારણ કરીને એ સ્વર્ગે સીધાવી હતી.

જૈનો માને છે કે સુલસાનો જીવાત્મા ભવિષ્યમા તીર્થંકરરૂપે જન્મ લેશે, અને મુક્તિને પામશે.



# रत्न ३५ मुं—श्रीमती (आर्द्रकुमारनी पत्नी)



આ સન્નારી વસન્તપુર નગર નિવાસી ધનદત્ત શ્રેષ્ઠીની પુત્રી હતી ઉચ્ચ શિક્ષણ અને દેખરેખના પ્રભાવે એ સર્વ વિદ્યામા કુશળ નીવડી હતી. એક દિવસ તે પોતાની સાહેલીઓસહિત દેવમંદિરમાં રમવાને ગઈ ત્યાં આગળ આર્દ્રકુમાર નામનો યુવાન યતિ ધ્યાન ધરી રહ્યો હતો. એનું સૌન્દર્ય જોઈને બાલિકા શ્રીમતી મુગ્ધ થઈ ગઈ.

રમતા રમતા એક કન્યા કહેવા લાગી ' આ મંદિરમા જેટલા થાભલા છે તેમાથી એક એકને આપણે પસંદ કરીને વર બનાવીએ. ' તે ઉપરથી બધી કન્યાઓએ એક એક થાભલાને વર ગણીને પકડી લીધો. શ્રીમતીને માટે એકે સ્તંભ રહ્યો નહિ, એટલે એ આર્દ્રકુમાર યતિને વળગી પડી અને બોલી ' મારો વર આ ભટ્ટારક ! ' એ વચન નીકળતાની સાથે આકાશવાણી થઈ કે " સારૂં થયુ ! "

શ્રીમતી યતિને પગે પડીને કહેવા લાગી " આ ભવમાં તમેજ મારા પતિ થજો. " યતિ સમજી ગયો કે આજ જે બનાવ બન્યો છે તેને લીધે મારા યતિપણામા અવશ્ય ભંગ પડવાનો પ્રસંગ આવશે માટે અહિંયાં વધારે રહેવું સારૂં નથી એમ વિચારી એ બીજે સ્થળે વિહાર કરી ગયા.

શ્રીમતી મોટી થઈ. એના રૂપ, ગુણ, તથા એના પિતાના વૈભવથી આકર્ષાઈ અનેક કુળવાન યુવકોએ તેને સારૂ માગા મોકલ્યાં; પણ શ્રીમતી તો આર્દ્રકુમારને પોતાનું હૃદય અર્પણ કરી ચુકી હતી. એણે તો બધાનાં માગા પાછાં ઠેલ્યાં અને જણાવ્યું કે " મેં તો એ દેવમંદિરમાં જે યુવકને સ્વામી તરીકે સ્વીકાર્યો છે તેજ મારો પતિ થશે. એમનો મેળાપ નહિ થાય તો હું આ દેહનો ત્યાગ કરીશ. રાજાઓ એકજ વાર બોલે છે, સાધુપુરુષ એકજ વચની હોય છે, તેવીજ રીતે કન્યા પણ એકજ વાર પરણાવાય છે. " તેના પિતાએ કહ્યું " અજાણ્યા યતિ ઉપર તું મોહી પડી છે. એનું ઠામ ઠેકાણું તને ખબર નથી. એ ક્યાં છે, કેવો છે, કેવા કુળનો છે તેની આપણને લેશમાત્ર ખબર નથી, તો પછી એવા અજાણ્યા પુરુષ સાથે લગ્ન કરવાની હઠ લેવી એ તારા જેવી શાણી છોકરીને ન શોભે. તું તારો દુરાગ્રહ છોડીને, મનપસંદ બીજા કોઈ વરને વર. "

શ્રીમતી એકની બે ન થઇ. એ પોતાના નિશ્ચયમાં દ્દઢ રહી, અને કહ્યું "હું જ્યારે એમને પગે લાગી, ત્યારે મે એમના પગ ઉપર વિજળીના સરખા ચળકાટવાળી ગજ રેખા જોઇ હતી. એવું ચિન્હ બીજા કોઈ યતિને નહિ હોય. એની નિશાની ઉપરથી તમે એને ઓળખી શકશો." પિતાને હવે પુત્રીની ઇચ્છાને આધીન થવું પડયુ. શ્રીમતીએ હવે સાધુઓને જમાડયા વગર કદિ પણ ન જમવાનો નિયમ લીધો. એ દિવસથી હરરોજ અનેક સાધુ એને ઘેર ભિક્ષા અર્થે આવતા. શ્રીમતી એમનાં ચરણને વંદના કરી શુદ્ધ ભોજન જમાડતી.

બાર વર્ષ વીતી ગયા. એક દિવસ આદ્રકુમાર મુનિ ભ્રમણ કરતા ત્યાજ આવી ચડયા. તેનું પૂજન કરતાં શ્રીમતીએ તેને ઓળખી કહાડયો, અને એકદમ બોલી ઉઠી "હું પેલા મંદિરમાં આપને વરી ચુકી છુ. તમે તો મારા સ્વામી છો. મને છેતરીને આટલા દિવસ કયા ચાલ્યા ગયા હતા? હવે તમે ચાલ્યા જશો, તો હું આત્મહત્યા કરીશ તમને સ્ત્રીહત્યાનું પાપ લાગશે અને નરકગામી થશો." રાજાને કાને પણ એ વાત ગઇ અને તેણે પણ આદ્રકુમારને શ્રીમતીનું પાણિગ્રહણ કરવાનીજ સલાહ આપી આદ્રકુમાર સમજ્યો, કે આ તો ઘણી વિષમ અવસ્થા છે. દેવતાઓનું વચન ખરૂં પડયું છે. કર્મના ફળ ભોગવેજ છુટકો છે. મોક્ષને આપનારો સંન્યાસાશ્રમ છોડીને ગૃહસ્થાશ્રમની જંજાળમા ફસાવાનુંજ મારા કર્મમા નિર્માણ થયું હોય એમ લાગે છે! ખેર! વિધાતાની ઇચ્છાજ પૂર્ણ થાઓ."

એણે શ્રીમતીની સાથે લગ્ન કરવાનું સ્વીકાર્યું. શ્રીમતીની અભિલાષા આજે પૂર્ણ થઈ. શુભ મુહૂર્તે બન્નેનો પાણીગ્રહણસંસ્કાર થયો. એ નગરના રાજાએ તથા બીજા પ્રતિષ્ઠિત પુરુષોએ આ યોગ્ય દંપતિને આશીર્વાદ આપ્યા.

શ્રીમતી અને આદ્રકુમાર સુખ અને વિલાસમાં જીવન ગાળવા લાગ્યાં. યથાસમયે શ્રીમતીએ એક સુંદર પુત્રને જન્મ આપ્યો. એ પુત્રે સ્તનપાન છોડયુ, અને જરાક મોટો થયો, એટલે આદ્રકુમારનું ચિત્ત સંસારથી વિરક્ત થઇને પાછુ સન્યાસ તરફ વળ્યું. એણે પત્નીની રજા લઇને ફરીથી દીક્ષા લેવાની ઇચ્છા કરી. શ્રીમતી કાંઇ ન બોલતાં રૂની પૂણીઓ લઇને રેંટીઓ ચલાવવા બેઠી. એટલામા એનો પુત્ર નિશાળેથી આવ્યો, અને કોઈ દિવસ નહિ કરેલું એવું કામ કરતાં માતાને જોઈ આશ્ચર્યપૂર્વક તેનું કારણ પૂછવા લાગ્યો શ્રીમતીએ જણાવ્યું "તારા પિતાજી મને છોડીને દીક્ષા લેવા ધારે

છે, એટલે ચિત્તને કાર્યમાં પરોવવા સારૂ મેં આ કામ આદર્યું છે." નિર્દોષ બાળક બોલ્યો " મા, તું દિલગીર ન થા હું એવું કરીશ કે પિતાજી દીક્ષા લઇજ નહિ શકે. " એમ કહીને એણે રેંટીઆ ઉપરથી સુતરનો તાતણો લઇને સુતેલા પિતાને બાંધી દીધા, અને પછી મલકાતો મલકાતો કહેવા લાગ્યો " હવે કયા જનાર છે ? " આર્દ્રકુમાર સુતા સુતા આ બધું સાંભળી રહ્યા હતા. એમને ખાત્રી થઇ કે પોતે દીક્ષા લેશે તો પુત્ર અને પત્નીનો જીવ દુઃખાશે. એ ઉપરથી એણે શ્રીમતીને જણાવ્યું " પ્રિયે ! મેં દીક્ષા લેવાનો નિશ્ચય કર્યો હતો, પણ આ બાળકે મારે પગે સુતરના બાર તાંતણા વીંટ્યા છે, માટે હું બારવર્ષ લગી ગૃહસ્થાશ્રમમાં રહીશ, અને ત્યાર પછી દીક્ષા લઇશ."

બાર વર્ષને પણ વીતી જતાં વાર લાગી નહિ. કુટુંબમા સુખ,શાન્તિ અને પ્રેમ વસી રહ્યા હોય તો સમય પાણીના પ્રવાહ પેઠે ચાલ્યો જાય છે. વર્ષો મહિના સમાન લાગે છે એ સમય પૂરો થતા આર્દ્રકુમારને પાછું આત્મ-ચિંતવન થવા લાગ્યું. સંસારના ક્ષણભંગુર મોહને છોડી, દીક્ષા લઇ શાશ્વત સુખ પ્રાપ્ત કરવાની ઇચ્છા પ્રબળ થઇ. પત્નીને તેમણે પોતાનો વિચાર જણાવ્યો, અને સંસારના બંધનો કેવાં દુઃખદાયી છે તે સમજાવી, હૃદયના પ્રેમને વિવેકથી શમાવી પોતાને રજા આપવાને કહ્યું.'

શ્રીમતીને પતિથી વિખૂટાં પડતાં સ્વાભાવિકરીતેજ લાગી આવ્યું, છતાં શ્રેય અને પ્રેયનો ભેદ સારી રીતે સમજતી હોવાથી, એણે હૃદય કઠણ કરીને, સ્વામીને ગૃહત્યાગ કરવાની રજા આપી. આર્દ્રકુમારે ધર્મસાધના, તથા તપશ્ચર્યાવડે એ સમયમાં જૈનસાધુઓમાં અગ્રસ્થાન પ્રાપ્ત કર્યું.

શ્રીમતી પોતાના પુત્રની સાથે કેટલોક સમય રહી, અને પછી સાધ્વી-વ્રત સ્વીકારી મોક્ષની અધિકારી બની.

## *रत्न १४९ मुं–कृतराजदुहिता



પ્રાચીન સમયમાં કૃત નામનો એક રાજા થઇ ગયો છે. એ રાજાને સાત કન્યાઓ હતી. એ બધી રાજકન્યાઓ ઘણી સુંદર અને લાવણ્યવતી હતી, પરંતુ પૂર્વજન્મના સંસ્કારના બળે ભોગ, વૈભવ તથા સંસારનાં બીજાં અનેક પ્રલોભનો તરફ તેમનાં ચિત્તનું આકર્ષણ થયું નહોતું. બાલ્યાવસ્થા-

* પ્રથમનાં રત્નો ૧૧૩માં જૈનરત્નો ૩૫ ઉમેરી આ રત્નથી સળંગ આંક ૧૪૯ ગણ્યો છે.

માંથી તેમને વૈરાગ્ય ઉપજ્યો હતો, અને તેમણે રાજમહેલનો ત્યાગ કરીને શ્મશાનમા નિવાસ કરવા માંડયો હતો.

એ પ્રસંગે એ કન્યાઓને તેમના સગાસબંધીઓએ ઘર છોડીને શ્મશાનને સેવવાનું કારણ પૂછયુ હતુ. તેના ઉત્તરમાં એમાંની એક કન્યાએ જણાવ્યું કે 'આ સંસાર મિથ્યા છે; તેમા વળી આ દેહ નકામો છે. આ પ્રિયજનનો મેળાપ વગેરે જે સુખ છે તે સ્વપ્ન સમાન ચંચળ છે. આ સંસારમા સારરૂપ સત્ય વસ્તુ એકજ છે, અને તે પરોપકાર છે. આ શરીર ક્ષણભંગુર છે. આ દેહ પોતાના માનવબંધુઓ, પશુ, પક્ષીઓ, વનસ્પતિ વગેરેની જેટલી સેવા કરી શકે તેટલુંજ એનું સાર્થક છે. આ શરીર ગમે તેટલું સ્વરૂપવાન હોય છતાં બીજા કોઇના કામમાં ન આવે તો તે નિરુપયોગી છે.મે તથા મારી બેનોએ નિશ્ચય કર્યો છે કે જીવતાંસુધી પરોપકાર કરીશું, અને છેવટે આ દેહને પણ શ્મશાનમા માંસાહારી પ્રાણીઓના ખપમાં આવે એવી રીતે ત્યજીશું.

દેહના લાવણ્ય અને સૌન્દર્યને લીધે મનુષ્યને કેવી લાલચોમાં ફસાવાનો પ્રસંગ આવે છે તે સૂચવવા તેમણે એક દષ્ટાંત પણ આપ્યું. એ દષ્ટાંત બોધજનક હોવાથી અમે નીચે ઉતારીએ છીએ.

પ્રાચીનકાળમા એક સુદર રાજકુમાર યુવાવસ્થામાંજ ઘરબાર ત્યજીને સંન્યાસી થયો હતો. એક સમયે તે એક વણિકને ઘેર ભિક્ષા માગવા ગયો. સાધુના કમળસમાન સુન્દર નેત્ર જોઇને વણિક પત્નીના મનમા વિકાર ઉત્પન્ન થયો. એ તરુણ સાધુ ઉપર મોહી પડી અને કહેવા લાગી 'મહારાજ! તમે તો ઘણા સુન્દર છો.આ કોમળ શરીરે સંન્યાસ લેવાની શી જરૂર પડી? તમારાં કમળલોચનની દૃષ્ટિ જે નારી ઉપર પડે તે ખરેખર ઘણી ભાગ્યશાળી ગણાવી જોઈએ.' સાધુને એ સ્ત્રીની દુષ્ટબુદ્ધિ જોઇને દયા આવી. એણે વિચાર્યું કે હાય! મારૂં સૌન્દર્ય આજ એક કુલીન સ્ત્રીનું શિયળ ભંગ કરવાને લલચાવવાનું કારણ થઈ પડયું છે. જોતજોતામાં તેણે પોતાનાં નેત્રને ખેંચીને બહાર કહાડયાં અને એ સ્ત્રીના હાથમાં મૂકયાં, અને કહ્યું કે માતા! જે નેત્રનાં તમે આટલાં બધાં વખાણ કર્યાં તે તો લોહીથી ખરડાયલું છે, તમને ગમે છે તો તમારી પાસે રાખો. બીજું નેત્ર પણ એવુંજ છે.

પેલી વણિકપત્નીને આથી ઘણો પશ્ચાત્તાપ થયો અને સાધુની ઘણી ક્ષમા માગવા લાગી.સાધુએ કહ્યું 'માતા! તમારે પસ્તાવાનું કાંઈ કારણ નથી. તમે તો મારા ઉપર ઉપકાર કર્યો છે. નેત્રહીન થવાથી હું તપસ્યા સારી રીતે

કરી શકીશ. સૌન્દર્યનો નાશ થવાથી મારી ધર્મસાધનામા કોઈ વિઘ્ન નાખવા નહિ આવે.

આ ઉદાહરણ આપીને દૂત રાજાની કન્યાએ કહ્યું, જે શરીર આવું નાશવંત છે, જેની મોહકતા એક ક્ષણભરમા જતી રહે છે, તેના ઉપર માયા શી રાખવી? આવા વિચારથી અમે રાજમહેલના સુખનો ત્યાગ કરીને આ શ્મશાનમાં નિવાસ કરીએ છીએ, અને એમાજ સુખ માનીએ છીએ.

એ સાતે બેનોએ એવા શુદ્ધ વિચારથી પ્રેરાઇ પરોપકારમાંજ જીવન ગાળી શ્મશાનમાં દેહ ત્યાગ કર્યો હતો.

## रत्न १५० मुं—विष्णुमती



પ્રાચીન કાળમાં કોશામ્બી નગરમા પાંડવોનો વંશજ જનમેજય રાજાનો પુત્ર શતાનીક રાજ્ય કરતો હતો. એ રાજા ઘણો પરાક્રમી હતો. વિષ્ણુમતી એ રાજાની રાણી હતી એ ઘણી પતિવ્રતા હતી. રાજાને વિષ્ણુમતીથી કાંઈ સંતાન થયું નહોતું, છતાં રાજાને એના ઉપર એટલો બધો પ્રેમ હતો, કે તેણે બીજી વાર લગ્ન કર્યું નહોતું.

એક દિવસ રાજા શિકાર કરવા ગયો હતો. ત્યા આગળ શાણ્ડિલ્ય મુનિનાં તેને દર્શન થયાં. વાતચીતમાં મુનિ સમજી ગયા કે રાજાને પુત્ર નથી અને તેથી સ્વાભાવિક રીતેજ તેમના મનમાં ગ્લાનિ રહે છે. એથી એ રાજાની સાથે કોશામ્બી નગરીમા ગયો, અને મંત્ર ભણીને ચોખા, દૂધ અને સાકરનો બનાવેલો એક પદાર્થ રાણીને ખવરાવ્યો; એ પદાર્થ ખાધાથી રાણી સગર્ભા થઈ અને તેને પુત્ર અવતર્યો. એ પુત્રનું નામ સહસાનિક પાડવામાં આવ્યું. માતપિતાને હાથે શિક્ષણ મેળવીને સહસાનીક ઘણો વિદ્વાન, પરાક્રમી અને વિનયી નિવડયો. પુત્રને યુવરાજપદ ઉપર સ્થાપી રાજા રાજ્યકાર્યમાંથી નિવૃત્ત થયો હતો.

એક દિવસ ઇન્દ્રને રાક્ષસોની સાથે યુદ્ધ કરવાનો પ્રસંગ આવતાં તેમણે રાજા શતાનીકની સહાયતા માગી. રાજાશતાનીક ઇન્દ્રની સહાયતાર્થે રાક્ષસોની સાથે યુદ્ધ કરવા ગયો. ત્યાં આગળ અનેક અસુરોનો વીરતાથી સંહાર કરીને રાજા યુદ્ધક્ષેત્રમાં મરણ પામ્યો.

ઇન્દ્રનો સારથિ માતલી રાજાના શબને ઉપાડીને રાણી પાસે લાવ્યો. પતિનું શબ જોતાંજ રાણી વિષ્ણુમતિના શોકનો પાર રહ્યો નહિ. પતિ વગરનું જીવન તેને મિથ્યા લાગ્યું, અને પતિના શબને ખોળામાં લઇને તે સતી થઈ ગઈ.

# रत्न १५१ मुं-कल्याणी




ચીનકાળમાં એક ગામડાની બહાર એક નાની સરખી ઝુંપડીમા એક વિધવા વાસ કરતી હતી. તેનું નામ કલ્યાણી હતું. સંસારમાં એના સુખદુ:ખમાં ભાગ પડાવનાર કોઈ નહોતું. એનો બધો આધાર એક બાળક પુત્ર ઉપર હતો. એ બાળકજ વિધવાનુ સર્વસ્વ હતો. વિધવા એની સાથેજ કુટીરમાં રહેતી. બાળકનું નામ જટિલ હતું. એ બાળક ફૂલના જેવો સુન્દર, ઝરણાના જળ જેવો નિર્મળ અને આકાશના જેવો ઉદાર હતો; પણ બાલ્યાવસ્થાથીજ એના માથા ઉપર જટા ઉગી હતી એટલે માતા તેને લાડમાં જટિલ કહેતી હતી.

કલ્યાણીમાં નામ પ્રમાણેજ ગુણ હતા. તેનું કોમળ હૃદય કલ્યાણ અને સ્નેહથી ભરેલું હતુ. ગૃહવ્યવસ્થામાં પણ તે ઘણી કુશળ હતી. એની ઝુંપડી ગામથી એક તરફ છેક એકાન્તમાં હતી. છતાં એની વ્યવસ્થા એવી સારી હતી, કે એના ઘરમા કોઈ વસ્તુનો અભાવ નહોતો. એ કુટીરમાં આનંદપૂર્વક માદીકરો સમય વ્યતીત કરતાં હતાં. એમનો એક સિદ્ધાન્ત હતો કે કોઇની હિંસા કરવી નહિ. અહિંસાના એ વાતાવરણમાં જંગલના અનેક પશુપક્ષી ઝુંપડી આગળ આવીને રમવા લાગતાં. કલ્યાણી તેમને દાણા નાખતી. કલ્યાણી ભગવદ્ભક્ત પણ હતી. સર્વદા ભગવાનનું પવિત્ર નામ કાને પડે એટલા સારૂ એણે કેટલાંક મેના તથા પોપટ પણ પાળ્યા હતાં. ઘરનું કામકાજ કરતાં ભગવાનનું મધુરૂં નામ કાને પડતાં એને ઘણો આનંદ થતો.

કલ્યાણીની ઝુંપડી રસ્તા ઉપરજ હોવાથી એને ઘેર દરરોજ બે એક મહેમાન આવી ચડતા. કલ્યાણી તેમને કુશાસન ઉપર બેસાડીને પોતે તેમના સ્નાન તથા ભોજનની વ્યવસ્થા કરતી, અતિથિઓ તેમના આદરસત્કારથી એટલા બધા પ્રસન્ન થતા કે તેમણે તેનું નામ 'વનલક્ષ્મી' પાડયું હતું.

આસપાસનાં ગામોમાં એ વનલક્ષ્મી નામથીજ ઓળખાતી.

એક દિવસ ત્યાં આગળ એક વૃદ્ધ બ્રાહ્મણ આવ્યો અને બાળક જટિલને રમતો જોઈને પૂછવા લાગ્યો " બેટા ! વનલક્ષ્મીનો આશ્રમ ક્યાં છે ?

“ જટિલ ઘણો આદર કરીને એને માતાની પાસે લઈ ગયો. કલ્યાણીએ આ તિથિ બ્રાહ્મણને બેસવા સારૂ કુશાસન બિછાવી આપ્યું. વૃદ્ધ બેઠો. માતા અને પુત્રે ભક્તિપૂર્વક એને પ્રણામ કર્યા. વૃદ્ધે આશીર્વાદ આપ્યો-“ બેટા વનલક્ષ્મી ! હું ચારે તરફથી તારા અતિથિસત્કારનાં વખાણ સાંભળતો આવ્યો છું. આજ આ રસ્તે જઈ રહ્યો હતો ત્યારે મનમાં વિચાર ઉપજ્યો કે ચાલ વનલક્ષ્મીનો આશ્રમ જોઈ આવું. એટલા માટે આજે અહિં આવ્યો છું.

વનલક્ષ્મીએ તેને આગ્રહ કર્યો કે ‘ મહારાજ ! અમારાં મોટાં ભાગ્ય કે આપે અત્રે પધારી મારી કુટીરને પાવન કરી. આજ તો કૃપા કરી અહીંજ રહી જાઓ. ” વૃદ્ધે હા પાડી. જટિલ ચૂપચાપ પાસે ઉભો હતો. વૃદ્ધ એને ખોળામાં લઈને રમાડવા લાગ્યો. વૃદ્ધે કલ્યાણીને પૂછયું ‘વનલક્ષ્મી ! આ તમારો છોકરો છે ? ” કલ્યાણીએ નમ્રતાપૂર્વક કહ્યું “ હા, મહારાજ, આપનો પ્રસાદ છે.” આ પ્રમાણે નાના પ્રકારની વાતચીત કરીને વૃદ્ધ સ્નાન કરવા ગયો.

એટલીવારમાં કલ્યાણીએ કુટીરના મંદિરમાં બ્રાહ્મણની સારૂ પૂજાની સામગ્રી તૈયાર કરી. ગંગાજળ, ગંધ, પુષ્પ,તુલસી, દુર્વા, અપરાજિતા, પુષ્પ વગેરે થાળીમાં ગોઠવી દીધાં. ધૂપદાનમાં ધૂપ સળગાવ્યો. ઘીનો દીવો કર્યો. સુગન્ધથી કુટીર મહેકી રહી.

સ્નાન કરીને વૃદ્ધ પૂજાના આસન ઉપર બેઠો. ઈષ્ટદેવનું સ્મરણ અને પૂજન કરવા સારૂ પોતાને જોઈતી બધી વસ્તુઓ આવી સરસ રીતે કલ્યાણીએ તૈયાર રાખી હતી એ જોઈને વૃદ્ધ ઘણો સંતુષ્ટ થયો; અને માતા તથા પુત્રને ઘણોજ આશીર્વાદ આપ્યો; તથા ‘ અપરાજિતા ’ સ્તોત્રનો પાઠ તેમને સંભળાવ્યો. એ સ્તોત્રનો પાઠ કરતાં બ્રાહ્મણના ચક્ષુમાંથી જળધારા વહેતી હતી. કલ્યાણી એકીટશે તેની તરફ જોઈ રહી હતી, એની ભક્તિ જોઈને એનું હૃદય પ્રફુલ્લિત થયું.

પૂજા સમાપ્ત થયા પછી વૃદ્ધે અપરાજિતા-રક્ષાકવચ બાળક જટિલના ગળામાં બાંધી દીધું, અને આશીર્વાદ આપ્યો, કે ‘આ બાળક જ્યાં જશે ત્યાં વિજય પ્રાપ્ત કરશે ! ’

વાતચીતમાં વૃદ્ધે જટિલના અભ્યાસવિષે પણ પૂછયું, અને એના નિશાળગરણાનો રીતસર આરંભ નથી થયો એવું જાણવામાં આવતાં સૂચના કરી કે ચારૈના ગામમાં વિપદરૂપ મિત્રની નિશાળ છે, ત્યાં છોકરાને મૂકી

આવજે. ત્યા આગળ પંડિતજી એને વ્યાકરણ,અલંકાર અને કાવ્ય ભણાવશે.

કલ્યાણીએ કહ્યું 'જટિલ તો છેક બાળક છે, જંગલમાં થઇને ગુરુજીને ઘેર આવજા કેવી રીતે કરી શકશે ?'

બ્રાહ્મણે કહ્યુ 'મેં એના ગળામાં જે માદળીઉ બાધ્યું છે તે એની રક્ષા કરશે. સાપ, વાઘ, ચોર, લુંટારા કોઇ તારા બાળકનો વાળ વાંકો નહિ કરી શકે. તું બેધડક રહેજે "

" જેવી આજ્ઞા " કહી કલ્યાણીએ બ્રાહ્મણની ચરણરજ માથે ચડાવી. બ્રાહ્મણ આશીર્વાદ આપીને વિદાય થયો.

બીજે દિવસે સવારેજ કલ્યાણી વનની સામે પાર જઇને જટિલને ગુરુજીને સોપી આવી. પેલા વૃદ્ધે ગુરુજીને ભલામણ કરી હતી, એટલે એમણે ઘણી પ્રસન્નતાપૂર્વક એને ભણાવવાનુ પોતાને માથે લીધું.

બાળકને શિક્ષણ આપવું એ માતપિતાના ઉપર એક મોટો કર્તવ્ય-ભાર હોય છે. એ ભાર હલકો થયાથી કલ્યાણી ઘણી પ્રસન્ન થઈ.

જટિલ સવારે વહેલો ઉઠતો પાઠ કરી રહ્યા પછી, સ્નાન તથા ભોજન કરીને, સામે પાર ગુરુને ઘેર ભણવા જતો, અને આખો દિવસ ત્યા રહી, સાજે માના પાસે આવતો

એક દિવસ જટિલની નિશાળના છોકરાઓ એક બીજાને પૂછી રહ્યા હતા, 'તારે કોણ કોણ છે ?' કોઈએ કહ્યુ, મારે મા છે, બાપ છે; કોઈએ કહ્યુ ,મારે આટલા ભાઇ બહેન છે વગેરે. જટિલનો વારો આવ્યો ત્યારે એણે કહ્યું 'મારે એકલી માજ છે બીજુ કોઇ નથી' એ સાભળી કામંદક નામના એક વિદ્યાર્થીને નવાઇ લાગી, કે એના ઘરમા બીજો કોઇ પુરુષ નથી તો બજારમાથી સીધું, શાક વગેરે લાવવાનુ કામ કોણ કરતું હશે ? જરૂર એને બીજુ કોઇ હશે, પણ ખબર નહિ હોય.

જટિલે કહ્યુ 'ભાઈ ! મને તો ખબર નથી મેં તો આજ દિન સુધી બીજા કોઈને મારા ઘરમા જોયો નથી. છતા આજે માને પૂછીને કાલે તને કહીશ "

જટિલ ઘેર આવવા નીકળ્યો. રસ્તામા તેને ઘણો ભય લાગી રહ્યો હતો. એવામાં એક વૃદ્ધ પુરુષ તેને મળ્યા એ દયા આણીને જટિલને વનની પાર મૂકી આવ્યા.

જટિલ માની પાસે પહોચ્યો. એટલામાં સૂરજ આથમી ગયો હતો.

કલ્યાણી એ વખતે ઘંટ વગાડીને સંધ્યા સમયની આરતિ કરી રહી હતી. જટિલે પણ ઉમરા આગળ બેસીને ભગવાનની સ્તુતિ કરી. એ એનો રોજનો નિયમ હતો. ભગવાનની પ્રાર્થના કર્યા વગર કલ્યાણી એને ભોજન નહોતી આપતી. ઘરનાં બધાં કામથી પરવારીને કલ્યાણી પુત્ર સાથે વાતો કરવા બેઠી. જટિલે પૂછ્યું 'આપણે બીજું કોઇ છે ?' બાળકના આ નિર્દોષ પ્રશ્નનો હેતુ માતા સમજી શકી નહિ. એ ઉપરથી જટિલે કામન્દક સાથે થયેલી પોતાની વાતચીત કહી સંભળાવી.

કલ્યાણીએ કહ્યુ "બેટા ! આપણે બીજુ કોઇ નથી, કેવળ એક દીનબંધુ છે."

જટિલે પૂછ્યું "મા ! દીનબંધુ મારા શા સગા થાય ?"

કલ્યાણી —બેટા ! એ તારા મોટા ભાઈ થાય.

જટિલઃ—મા ! એ ક્યા રહે છે ?

કલ્યાણીઃ—એ આ પૃથ્વીમાં બધી જગ્યાએ રહે છે. આકાશમાંયે રહે છે, અને પાતાળમાયે રહે છે. ફળ, ફૂલ, ઘર, કે જંગલ બધે એનો વાસ છે. આ દુનિયામાં એવું કોઇ સ્થાન નથી કે જ્યા એ ન રહેતો હોય."

જટિલઃ—ત્યારે એ આપણી ઝુંપડીમાંયે રહેતા હશે ને ?

કલ્યાણીઃ—'હા ભાઇ, તે અહિં પણ છે.'

જટિલ.—ત્યારે આપણે એમને જોઇ કેમ નથી શકતાં ?

કલ્યાણીઃ— તેને જોવાનો ઇરાદો કર્યાથી એને મળી શકાતું નથી. એને જોવાને તો પ્રયત્ન કરવો પડે છે. આ ચામડાની આંખોવડે એને જોઇ શકાય નહિ. એને જોવાને માટે તો દિવ્ય આંખો જોઇએ.

જટિલઃ—તમે એમને જોયા છે ?

કલ્યાણીઃ—ના, ભાઈ, મે એને જોયો નથી. હું એને ઘણીએ પોકારૂં છું, પણ એ દર્શન આપતોજ નથી; પણ હું જાણી શકુ છું કે તે મારો પોકાર સાંભળીને આવે છે. સુખદુઃખમા એ મારો સાથી છે. દુઃખથી હું કંટાળીને ગભરાઈ જાઉં છું ત્યારે એજ મને દિલાસો આપે છે.

જટિલઃ—મા ! તમારી આ બધી મોટી મોટી વાતો મારી સમજમા નથી આવતી. તમારે તો મને એકવાર મોટાભાઇ દીનબન્ધુ બતાવવા પડશે. ત્યારેજ હું તમારી વાતને સાચી માનીશ.

કલ્યાણીઃ—બેટા ! તું એને બોલાવજે. બોલાવ્યાથીજ એ આવશે.

જટિલ:—ઠીક, મા હું એને બોલાવીશ, બૂમ પાડીશ, પછી કાંઇ.

કલ્યાણી:—જેવી તેવી રીતે બોલાવ્યાથી એ નહિ આવે. જેવી જોઇએ તેવી સાચી બૂમ પાડીશ તોજ એ સાંભળશે.

નિર્દોષ બાળકે પૂછ્યું "ત્યારે શું બહુ જોરથી ઘાંટો પાડીને એને બોલાવું ?"

એ ઉપરથી કલ્યાણીએ પુત્રને પ્રભુની ભક્તિ અને ઉપાસનાનો માર્ગ સરળતાથી સમજાવ્યો; પણ એટલો નાનો બાળક ભક્તિમાં શું સમજે ! એણે તો કહ્યું "મા ! તમારી એ બધી વાતોમા હું કાંઈ સમજ્યો નથી. હું તો મોટાભાઇ દીનબન્ધુને બોલાવીશ, અને જ્યારે મળશે ત્યારે તમારી પાસે પકડી લાવીશ, અને કહીશ કે તમે કેવા ખરાબ છોકરા છો કે મા બોલાવે તોયે આવતા નથી."

કલ્યાણી:—ભાઇ ! એવું ના કહીએ. એ તો સત્, પવિત્ર અને મંગળમય છે. તું કોઇ પણ જાતની ઈચ્છા કર્યા વગર એકચિત્તે એને બોલાવીશ તો એ સાંભળશે અને તને દેખા દેશે.

એ વાત સાંભળતાંજ જટિલને રસ્તામાં પોતાને મળેલા વૃદ્ધની વાત સાંભળી આવી અને વિસ્તારથી એ વાત માને સંભળાવીને કહ્યું, મા ! હું આ તરફ આવતો રહ્યો ત્યાર પછી એ દોસા દેખાયાજ નહિ કોણ જાણે ક્યાંયે જતા રહ્યા.

એ વૃત્તાંત સાંભળીને કલ્યાણી ભગવાનની દયાનો વિચાર કરીને રોવા લાગી. એને વિચાર આવ્યો, કે ભગવાનજ શું બાળકનો ખરો પોકાર સાંભળી ન શકે ? એવીજ રીતે ધ્રુવે એકવાર ભગવાનને સંભાર્યા હતા, અને એમણે એ નિર્દોષ બાળકને દર્શન દીધાં હતાં. સંભવ છે કે મારા જટિલનું રક્ષણ કરવા સારૂ એ પોતેજ પધાર્યા હોય. એ વિચાર આવતાં કલ્યાણીએ ભક્તિપૂર્વક ભગવાનને ઉદ્દેશીને પ્રણામ કર્યો, અને જટિલને કહ્યું—"બેટા ! હવેથી જ્યારે આફતમાં સપડાય ત્યારે તારા એ 'દીનબંધુ' ભાઇને બોલાવજે. એ વિપત્તિમાંથી તારો ઉદ્ધાર કરશે."

આ વાતમાં ને વાતમાં રાત ઘણી વીતી ગઈ. કલ્યાણી ભગવાનનું મધુરૂં નામ જપતી જપતી જટિલને ખોળામાં લઈને સુઇ ગઈ.

બીજે દિવસથી એ વનમાં થઈને આવતાં જટિલને કોઇને કોઈનો સંગાથ મળી જતો. એની સાથે વાતો કરતાં કરતાં જટિલનો જંગલનો ભયં-

ફર માર્ગ કપાઈ જતો. આશ્ચર્યની વાત તો એ હતી કે વનની પાર નીકળી ગયા પછી જટિલને સાથીનાં દર્શન થતાં નહિ.

આ પ્રમાણે જટિલ નિર્ભયતાપૂર્વક નિશાળે જવા આવવા લાગ્યો. ગુરુના ઉપદેશથી જટિલના જ્ઞાનમાં ઘણો વધારો થયો. રસ્તામાં મળતા વૃદ્ધ સાથીઓની પાસેથી અનુભવની વાતો સાંભળ્યાથી એની બુદ્ધિ બહુ તીવ્ર થઈ ગઈ. ગુરુજીની નિશાળમાં જેટલા છોકરા ભણતા હતા, તેમાં જટિલનો નંબર પહેલો હતો. બધા વિદ્યાર્થીઓ એને ઘણુ ચાહતા હતા. ગુરુનું પણ ભણવામાં એનું ચિત્ત ચોટેલું જોઈ બહુ પ્રસન્ન થતા.

જટિલે એક દિવસ નિશાળમાં સાંભળ્યું કે, ત્રણ દિવસ પછી ગુરુજીના પિતાનું શ્રાદ્ધ છે; એ દિવસે વિદ્યાર્થીઓએ એક એક વસ્તુ પોતાને ઘેરથી લાવવાનો ભાર લેવો પડશે. કોઈએ ચોખા તો કોઈએ દાળ, તો કોઈએ ઘી, તો કોઈએ ખાંડ એમ પોત પોતાની જવાબદારી વહેંચી લીધી. રહ્યો એ કહો બિચારો જટિલ! કામન્દક નામના એક મશ્કરા છોકરાએ જટિલને દહીં લાવવાનું કહ્યું. ગુરુજીએ દયા આણીને કહ્યું—

" જટિલ બિચારો રાંડીરાંડનો છોકરો છે. એ દહીં ક્યાંથી લાવશે!" કામન્દકે કહ્યું 'ના ગુરુજી! એ એક દિવસ મને કહેતો હતો કે મારે દીન-બંધુ નામનો મોટો ભાઈ છે. ગુરુજીએ જટિલને પૂછ્યું તેં આટલા દિવસ મને તારા મોટાભાઈની વાત તો કરીજ નહિ?"

જટિલે કહ્યું 'ગુરુજી! મેં એક પણ દિવસ દિનબંધુ ભાઈને જોયા નથી.'

ગુરુઃ—ત્યારે એ ક્યાં રહે છે?

જટિલઃ—માએ કહ્યું છે કે એ આકાશમાં છે, પાતાળમાં છે, જળમાં છે, સ્થળમાં છે, પૃથ્વીમા બધે છે.

ગુરુજી સમજી ગયા કે જટિલના દીનબંધુ ભાઇ કોણ હતા! તેમણે જટિલને પૂછ્યું 'તેં કોઇ દિવસ એમને દીઠા છે?'

એના ઉત્તરમાં જટિલે માતાની સાથે પોતાને થયેલી વાતચીત, દરરોજ જંગલમાંથી આવતાં પોતે દીનબંધુ ભાઇને કેવી રીતે પોકારે છે, અને જંગલમા એને મૂકવા સારૂ દરરોજ સાથી કેવી રીતે આવે છે વગેરે વૃત્તાંત સવિસ્તર કહી સંભળાવ્યો.

એની વાતથી આશ્ચર્ય પામીને ગુરુજીએ કહ્યું "જટિલ! [illegible] [illegible] જશે તું તારા મોટાભાઈ દીનબંધુને બોલાવજે, અને કહેજે કે આવે

હું તમને વટેમાર્ગુના વેશમાં નથી મળવા માગતો. મને તમારું ખરું રૂપ બતાવો. પછી એ તને કેવા રૂપમાં દર્શન દે છે તે તું મને કાલે જણાવજે; વળી તારા એ મોટાભાઇને એ પણ પૂછજે, કે ગુરુજીના પિતાજીના શ્રાદ્ધમાં દહીં લાવી આપવાનો ભાર તમે લેશોને ?

જટિલે ગુરુજીને પગે લાગીને કહ્યું ' જેવી આજ્ઞા '

રજા લઇને જટિલ ઘેર આવી રહ્યો હતો. રસ્તામાં ભયાનક જંગલમાંથી આવતા એના પગ કાંપવા લાગ્યા. રોજની પેઠે આજે પણ એણે દીન બંધુને બૂમ પાડી. થોડી વારમા જુએ છે તો એની સામે એક શ્યામ વર્ણનો બાળક, પગમાં ઝાંઝર પહેરી, મસ્તક ઉપર મોરપીંછ ધારણ કરી, હાથમા વાંસળી ધારણ કરી, મંદ મંદ હાસ્ય કરતો ઉભો છે. પીતામ્બરધારી એ સુંદર બાળકને જોઈ જટિલ અવાક્ થઈ ગયો, અને પ્રણામ કરીને પૂછવા લાગ્યો ' દીનબંધુ ભાઇ ! તમે આવી પહોચ્યા ? '

આટલા દિવસથી હું તમને બોલાવતો હતો, પણ તમે દેખા દેતાજ નહોતા. દીનબંધુએ કહ્યું ' ભાઇ ! તેં જ્યારે જ્યારે મને બોલાવ્યો ત્યારે ત્યારે હું આવીને ઉભો રહ્યો છું. જટિલે કહ્યું ' વાહ ' મે તો તમને કદી દીઠાજ નથી. " એટલું કહીને જટિલ એકીટશે દીનબંધુના મધુર સ્વરૂપ તરફ જોવા લાગ્યો. એના મુખમાથી એક પણ શબ્દ નીકળ્યો નહિ. આંખની પાપણો પણ સ્થિર રહી. જટિલની ભક્તિથી પ્રસન્ન થઈ દીનબંધુએ કહ્યું ' ભાઈ ' આજ તું ગુરુજી પાસેથી ઉપદેશ લઇને આવ્યો છે. ઉપદેશ વગર કોઇને જ્ઞાન થતું નથી." હવે જટિલને યાદ આવ્યું કે માએ ધ્રુવચરિત્ર સંભળાવતી વખતે કહ્યુ હતું, કે ધ્રુવજીને પહેલા નારદનો ઉપદેશ મળ્યો, ત્યાર પછી તેને ભગવાનનાં દર્શન થયા હતા.

ત્યાર પછી દીનબંધુ જટિલને જંગલની બહાર મૂકી આવવા સારૂ ગયા. રસ્તામા જટિલે ગુરુજીના પિતાના શ્રાદ્ધસંબંધી વાત કરી, અને પૂછ્યું ' મોટાભાઈ ' તમે એ દિવસે દહીં મોકલાવશો કે નહિ. "

દીનબંધુએ કહ્યુ ' હા ! તારા ગુરુજીને કહે જે કે દીનબંધુ એ દિવસે મારી સાથે દહીં મોકલી આપશે.

સન્ધ્યાકાળ હતો. જટિલ માતા કલ્યાણીની પાસે બેસી વાતો કરી રહ્યો હતો. વાતમા ને વાતમા ગુરુજીના શ્રાદ્ધના સંબંધમા છોકરાઓએ કામની કેવી રીતે વહેંચણી કરી હતી, પોતાને માથે દહીંનો ભાર કેવી રીતે સોંપાયો

અને દીનબંધુ ભાઇએ દર્શન આપી દહીં પૂરૂ પાડવાનું પોતાને માથે લીધું એ વૃત્તાત વિસ્તારથી કહી સંભળાવ્યો.

કલ્યાણી એ સમાચાર સાંભળીને ઘણુંજ આશ્ચર્ય પામી, અને કહેવા લાગી 'જટિલ ! તું શું કહે છે ? ખરેખર, તે દીનબંધુને જોયા છે ! ઠીક કહે જોઇએ, તેનું રૂપ કેવું હતું ? "

જટિલે દીનબધુના મધુર ચિત્તાકર્ષ રૂપનુ યથાર્થ વર્ણન કહી સંભળાવ્યું.

કલ્યાણીની સમજમા કાંઇ ન આવ્યું. જે સ્વરૂપનું જટિલે વર્ણન કર્યું હતુ, એ તો ભગવાનના સ્વરૂપનુ વર્ણન હતું; પણ એને ભગવાનનાં દર્શન કયાથી થાય ! સભવ છે કે કોઇ દયાળુ માણસ એને મળ્યો હશે; અને જટિલ એનીજ વાતો કરતો હશે.

ભગવાનની અસીમ દયાનું સ્મરણ કરીને કલ્યાણીએ જટિલને અનેક પ્રકારનો ઉપદેશ આપ્યો.

બીજે દિવસે જટિલે નિશાળમા જઇને જોયું, તો વિદ્યાર્થીઓએ પોતપોતાના ભાગની વસ્તુઓ આણીને ઢગલો કરી દીધો છે. ગુરુજીએ એ વસ્તુઓને ભડારમા મૂકી આવવાનો હુકમ આપ્યો. જટિલે ગુરુજીને પ્રણામ કર્યા. ગુરુજી બોલ્યા " દીકરા જટિલ ! તારા દીનબધુભાઇ મળ્યા હતા કે ? તેમણે શું કહ્યું ?" જટિલે કહ્યું હા, એ મળ્યા હતા, અને વખતસર એ મારી સાથે દહીં મોકલાવી આપશે. " દહીંની ગોઠવણ થઇ ગઇ જાણી ગુરુજી નિશ્ચિન્ત થયા. તેમણે આદરપૂર્વક જટિલને પૂછયું " તારા દીનબંધુ ભાઇ કેવા હતા ? "

જટિલે સ્વરૂપનું વર્ણન કર્યું. ગુરુજી વિસ્મય પામ્યા. ફરી ફરીને તેમણે જટિલને મુખેથી એના દીનબધુના સ્વરૂપનુ વર્ણન સાભળ્યું. ગુરુએ ધાર્યું કે જટિલના દીનબધુભાઇ બીજા કોઇ નહિ, પણ નારાયણ છે. દીન મનુષ્યોના બંધુરૂપે એ જટિલ અને તેની માતાનું રક્ષણ કરે છે.

આજ ગુરુજીના પિતાના શ્રાદ્ધનો દિવસ છે. ઘણા બ્રાહ્મણો નોતરાઇને આવ્યા છે. બપોર વીતવા આવી, પણ જટિલ હજુસુધી દહીં લઇને આવ્યો નહિ. છોકરાઓ ઘણી મશ્કરી કરવા લાગ્યા. ગુરુજી પણ ઘણા ચીડાયા, બ્રાહ્મણો પણ અધીરા થઇ ગયા. બધું ભોજન તૈયાર હતુ. દહીંનીજ વાર હતી.

બ્રાહ્મણોની અધીરાઇ જોઇને ગુરુજીએ ભોજન પીરસવા માંડ્યું. આશા હતી કે પીરસતાં વાર થશે એટલામાં જટિલ આવી પહોંચશે; પરંતુ પણ

એમજ. ઠીક વખતસર જટિલ દહીં લઇને આવી પહોચ્યો. દહીં એક નાની માટલીમા હતું. એટલા દહીંથી શું થશે જાણીને ગુરુજી જટિલ ઉપર બહુ ગુસ્સે થયા. એમણે જટિલનું આણેલું દહીં ફેંકી દીધું.

જટિલ રોવા લાગ્યો. બ્રાહ્મણોને એ જોઇને દયા આવી. તેમણે કહ્યું, એ છોકરાને રોવડાવશો નહિ. એના ઘડામા જેટલું દહીં બાકી રહ્યું હોય તેમાંથી જરા અમને આપો—એટલાથીજ અમને સંતોષ થશે. ગુરુજીએ એ માટલી ઉપાડી તો એ દહીથી ભરેલી હતી. બધા આશ્ચર્ય પામ્યા.

દહીં બ્રાહ્મણોને પીરસવામાં આવ્યું. એ દહીનો સ્વાદ અપૂર્વ હતો. એવું દહીં બ્રાહ્મણોએ આગળ કદિ ખાધું નહોતુ. ફરી ફરીને એમણે દહીં માગ્યું પણ એ પાત્ર કદિ ખાલી થયુજ નહિ.

ભોજન કરી રહ્યા પછી બ્રાહ્મણોએ જટિલની હકિકત પૂછવા માડી. એના દીનબંધુ ભાઇના વૃત્તાતથી બધાને નવાઇ લાગી. તેઓ જટિલને આશીર્વાદ આપીને ચાલ્યા ગયા.

વિદ્યાર્થીઓ પણ જટિલને સાથે બેસાડીને એ દિવસે જમ્યા, અને જટિલે આણેલું દહીં તો એમણે બહુ સ્વાદપૂર્વક ખાધુ.

સાંજ પડવા આવી હતી. વિદ્યાર્થીઓ પોતપોતાને ઘેર ગયા. ગુરુજીએ જટિલને કહ્યું " ચાલ જટિલ ! આજ તારી માની પાસે જઇને એને પ્રણામ કરી આવું. "

ગુરુ મહારાજે હજુ ભોજન કર્યું નહોતુ. આજ એમની ભૂખતરશ મરી ગઇ હતી એમના મનમા સ્વર્ગીય ભાવ રમી રહ્યા હતા, એમનું હૃદયમાં ભક્તિથી મસ્ત અને ડામાડોળ બન્યુ હતું. જટિલને પોતાની સાથે લઇ જતા એ કહેવા લાગ્યા ' જટિલ ! આજ તારા મોટાભાઈ દીનબંધુને મને બતાવવા પડશે. મે આજ પાણી સરખુ એ પીધું નથી. તારા દીનબંધુ મને ખવડાવશે ત્યારેજ હું ખાઈશ, નહિ તો પ્રાણ ત્યજીશ. "

જટિલે કહ્યું ' ગુરુજી ! એમાં તે શી મોટી વાત છે ! આ જંગલમાંજ એ તમને મળશે. "

વનમા રોજની જગ્યાએ આવતાં જટિલે દીનબંધુને બૂમ પાડી, કોઇએ તેને ઉત્તર આપ્યો ' આજ તો તું એકલો નથી. પછી બીહે છે શાનો ! આજ મને શું કામ બોલાવે છે ? " જટિલે કહ્યું "મોટાભાઈ ! આજ મેં ગુરુદેવને વચન આપ્યું છે કે હું તમારી મુલાકાત કરાવીશ, તમારે હવે

દર્શન દેવાં પડશે. ” જોત જોતામાં જટિલની સન્મુખ એક દિવ્ય જ્યોતિ હાજર થઇ. એ જ્યોતિથી સંધ્યાકાળનો અંધકાર જતો રહ્યો. આખું જંગલ ઝગમગી રહ્યુ. એ જ્યોતિમાં એક છાયામૂર્તિ હતી. જટિલે કહ્યું 'મોટાભાઇ ! આજ તમારૂં આવું રૂપ કેમ ? રોજ તો આવા રૂપમાં તમે મને દેખા નહોતા દેતા. છાયામૂર્તિએ કહ્યું " ભાઇ ! આજ 'મારૂં સાચું સ્વરૂપ છે. છતા ભક્ત જે ભાવથી મારો વિચાર કરે છે તેજ ભાવમાં હું એને મળું છું. તારા ગુરુજીને કહે કે મને નીરખે. ”

જટિલે ગુરુજીને દીનબંધુનાં દર્શન કરવાને કહ્યું. ગુરુજી તો કેવળ એક પ્રકાશજ દેખતા હતા. જટિલે જણાવ્યું કે એ પ્રકાશની અંદર એક દિવ્ય મૂર્તિ બિરાજમાન છે; પરન્તુ એમને તો કાંઇજ જણાયું નહિ. એ ઉપરથી જટિલે દીનબંધુને પ્રાર્થના કરી, એણે જણાવ્યુ કે તારા ગુરુ સંસારની મોહજાળમા ફસેલા છે, વળી આજે એમણે તારા ઉપર અવિશ્વાસ આણ્યો હતો માટે એ મને દેખી શકતા નથી

જટિલે આગ્રહજ કર્યો, હઠ લીધી, કે આજે તમારે મારા ગુરુજીને દર્શન દેવાંજ પડશે.

ગુરુજી જટિલને ખોળામાં લઇને બેઠા. ભક્ત જટિલ ઉપર દહીંની બાબતમાં અવિશ્વાસ લાવવા અને અપ્રસન્ન થવા સારૂ એમને પશ્ચાત્તાપ થયો. એમણે શાન્ત નિર્મળ ચિત્તે દીનબંધુનાં દર્શનની ઇચ્છા કરી.

થોડીવારમાં એ દિવ્ય જ્યોતિમાં ગુરુજીને પણ ' દીનબંધુનાં દર્શન થયાં. ગુરુજીએ એ દર્શનથી પોતાનું જીવન સફળ માન્યું. ગુરુજીએ કહ્યું " દીનબંધુ ! જ્યારે આપે આટલી બધી કૃપા કરી છે, તો મને એક વધારે સુખદ દશ્ય બતાવો. તમે બન્ને ભાઇ આજ મારી સાથે ચાલો અને તમારી માતા બતાવો. હું આજે કલ્યાણી દેવીનાં દર્શન કરીને જીવન કૃતાર્થ કરીશ."

દીનબંધુ એ કહ્યું ' ઠીક. તમે જટિલને ખોળામાં લઇને જાઓ, હું થોડી વારમાં પાછળ આવું છું. ”

ગુરુજી જટિલને લઇને કલ્યાણીની કુટીર તરફ ચાલ્યા. રાત પડી ગઇ. જંગલમાં અંધકાર વ્યાપી ગયો. જટિલ આટલી બધી વાર સુધી પોતાનું ઘેર આવ્યો નહિ તેથી કલ્યાણી ઘણી ચિન્તાતુર બની હતી. એવામાં ગુરુજીના ખોળામાં એને આવતો જોયો. એના સ્નેહાળ હૃદયને ફરી શંકા થઇ કે આજ એનું શરીર ઝાંખું તો નહિ હોય ! આજ એ પગે ચાલીને કેમ નથી આવતો !

એટલામા ગુરુજીએ જટિલને ખોળામાંથી નીચે ઉતારી કલ્યાણી દેવીના ચરણમા પ્રણામ કર્યા

જટિલે માને કહ્યુ "મા ! આજ મારા દીનબધુભાઈ તમને મળવાને આવવાના છે."

'ક્યારે આવશે ભાઈ ?' કલ્યાણીએ પૂછયુ

'આ આવ્યો મા'' કહીને જોતજોતામા દીનબંધુ કલ્યાણીના ચરણની રજ લેવા લાગ્યા.

કલ્યાણીએ જોયુ, દીનબધુનું રૂપ અલૌકિક છે એના અંગમા લાખો સૂર્યની જ્યોતિ હતી, એ તેજથી કલ્યાણીના નેત્ર અંજાઇ જવા લાગ્યા. એણે હાથ જોડીને પ્રાર્થના કરી "ભક્તવત્સલ ભગવાન ! તમારૂં આ તેજ શમાવી લો. દયા કરીને મા તરીકે મને મળવા આવ્યા છો તો જે વેશમા યશોદાની પાસે ગયા હતા, તેજ વેશમાં એકવાર મારા ખોળામાં બેસો."

દીનબંધુ ગોપાલનન્દનના વેશમા કલ્યાણીના ખોળામા બેઠા. ગુરુજીએ જટિલને પણ માના ખોળામા બેસાડીને એકાગ્રતાથી ભક્તિપૂર્વક પ્રણામ કરીને કહ્યું 'મા' યશોદારૂપે આજ કૃષ્ણ બળરામને તમે ખોળામાં બેસાડયા છે. આજ એ સ્વરૂપમા આ હતભાગી સન્તાનના પ્રણામ સ્વીકારો."

જટિલ ધીમે ધીમે સર્વ શાસ્ત્રમાં પારંગત થયો. કલ્યાણી જેવી માતાના ઉપદેશ અને સલાહથી સસારમા એ પોતાનુ કર્તવ્ય બરાબર પાલન કરવા લાગ્યો.

# रत्न १५२ मुं–चंगावती




ચીનકાળમા કાન્તિનગરીમાં શૃગાલ નામનો એક મહાપુરુષ થઈ ગયો છે. કોઇ કહે છે તે રાજા હતો, કોઈ કહે છે તે વણિક શેઠ હતો. રાજા હો કે શેઠ હો, પણ તે પુષ્કળ ધનવૈભવનો સ્વામી હતો, એ વાત નિર્વિવાદ છે. પ્રાચીન ગુજરાતી કવિઓએ તેને શેઠ શૃગાળશારૂપે વર્ણવ્યો છે એ અત્યન્ત સત્ય વચની, દાતા, અને ઉદાર હતો. સાધુઓનો પરમ સેવક હતો. શૃગાળશાની પત્ની ચંગાવતી–જેને 'સંખ્યાવતી' 'સગાવતી' મા ગુણા ચાવિ જૂદા જૂદા નામે કવિઓએ ઓળખાવી છે–આ-

દર્શ પત્ની હતી. રમણીઓમા એ રત્નરૂપ હતી. પરમ પતિવ્રતા હોઇ પતિના પ્રત્યેક શુભ કાર્યમા સહાયભૂત થતી. સાધુઓ પ્રત્યે પતિના જેટલીજ એને પણ ભક્તિ હતી. તેમણે એવો સંકલ્પ કર્યો હતો, કે દરરોજ એક સાધુને જમાડીને પછી પોતે જમવું. એ દંપતિની સાધુસેવામા એક દિવસ વિક્ષેપ પડ્યો.

એક વખત વરસાદ પુષ્કળ વરસવા લાગ્યો આઠ દિવસની હેલી મંડાઇ. એવા વરસાદમાં કયો સાધુ બહાર ભિક્ષા કરવા જાય ! આઠ દિવસ સુધી બન્નેએ અપવાસ કર્યા. વરસાદ બંધ પડ્યો ત્યારે ચૂગાલશાએ સેવકોને બોલાવીને કહ્યું કે

" અભ્યાગત વિના મારે અન્ન ન ખપે, તેનો કરો કોઇક ઉપાય રે "

( ભોજલ )

એમ કહેવાય છે કે કૈલાસમા શિવપાર્વતી બેઠા બેઠા વિનોદ કરી રહ્યા હતાં ત્યાં નારદે જઇને મૃત્યુલોકના આ આદર્શ કુટુંબની ઘણી પ્રશંસા કરી હતી. તે ઉપરથી એમના સત્ય, ઉદારતા અને સાધુભક્તિની પરીક્ષા લેવા સારૂ શંકર મૃત્યુલોકમાં આવીને કોઢી સાધુના વેશમાં તળાવકિનારે આવીને બેઠા. ચૂગાલશાએ મોકલેલા નોકરોની દૃષ્ટિએ એ સાધુ પડ્યા અને તેમણે જઇને શેઠને ખબર આપી. ચૂગાલશાના આનંદનો પાર રહ્યો નહિ. સાધુને તેડવા એ સ્હામો ગયો અને

" પરિક્રમા દઇને પાય લાગ્યો, એને હેડે હરખ ન માય રે;
દુર્ગંધ આવે ને ભૂત નાસે, વળી મળે તેમાં ખાય નેક રે
તોયે ડગે ન મન શેઠનું લાઇ, એવી મોટી ટેક રે,
તેનાં ચરણ ધોઇ ચરણામૃત પીધાં, મારા સિધ્યાં તે સર્વ કાજ રે;
કર જોડીને પછે કહેવા તે લાગ્યો, મારે મંદિર પધારો મહારાજ રે."

દેખીતી રીતે ગંદા, ચેપી રોગથી પીડાતા અઘોરી સાધુનો આ પ્રમાણે ખરા પ્રેમથી સત્કાર કરી ચૂગાળશાએ પોતાને ઘેર ભોજન કરવા પધારવા આગ્રહ કર્યો. કવિ ભોજલ વ્યાજબીજ કહે છે કેઃ—

" સત્યવાદીએ સાહેબને ઓળખ્યા. એનો માનવી શું જાણે મર્મ રે."

સાધુએ હઠ લીધી કે તું એકલો મને તેડવા આવ્યો છે. તારી સ્ત્રીનો સ્વભાવ કેવો હોય તેની મને શી ખબર ? ત્યાં ગયા પછી મારો અનાદર થાય તો ? માટે તારી પત્ની મને તેડવા આવે તોજ હું જમવા આવું. ચૂગાળશા તરતજ ઘેર ગયો અને પ્રિય પત્નીને બધો વૃત્તાંત કહ્યો. સાધુસંતની સેવા-

માજ આખું જીવન ગાળનાર સતીને આ પ્રસંગનો મર્મ સમજી જતાં વાર ન લાગી. એણે કહ્યું:—

સ્વામી મારા, તમે ઢીલ ન કરો લગાર રે,
તત્ક્ષણ જઇએ આપણ તેડવા,
એ તો માનવી નહિ છે મોરાર રે.

સામૈયું લઇને શૃગાળશા શેઠ સાધુને તેડવા ગયા. કેવી રીતે એ દુર્ગ-ન્ધથી સડતા કોઢીઆ સાધુને એ ભક્ત દંપતિ ઘેર લાવ્યા, તેનું વર્ણન ભોજભના શબ્દોમાં આપીશું.

" કનક હિંડોળીને કરઢિયો માહી, જુગતે બેસાર્યા જદુવીર રે;
સંધ્યાવતીએ જ્યારે શીરપર લીધા, ત્યારે ભીંજાણાં સતીનાં ચીર રે.
નગરના લોક ટોળે મળ્યા, વળી જોવાને વર્ણ અઢાર રે;
અન્યોઅન્ય વાણી ઉચ્ચરે, માહી હાસી કરે છે હજાર રે.
ઉના જળ મેલીને સ્નાન કરાવ્યાં, વળી પોઢાડયા પલંગ બિછાઇ રે;
ચંદન ચરચે હરિનાં ચરણ તળાસે, વળી વિંજણ ઢોળે છે વાઇ રે. "

આ પ્રમાણે સેવા કર્યા પછી, સતીએ પોતાને હાથે ભાત ભાતનાં સ્વા-દિષ્ઠ ભોજન બનાવીને પીરસ્યા, અને સાધુને જમવાની પ્રાર્થના કરી. સાધુ અઘોરી હતો, એને આ પકવાન્નથી તૃપ્તિ કેમ થાય ? એને તો માંસાહાર જોઇએ. એણે કહ્યું—

' અન્યે કરી દેહ મારો અગ્નિ કરે છે, મારે છે માટી કેરો આહાર રે;
ઉત્તમ વરણ તમે એ કેમ કરશો, મારે એજ મોટો છે વિચાર રે.'

સાધુએ ધાર્યું હતું, કે જીવહિંસાથી સદા દૂર રહેનાર આ દંપતિ માસાહારનું નામ સાભળીનેજ ચમકશે, પરન્તુ સાધુને ગમે તેટલે જોખમે સંતુષ્ટ કરીને વિદાય કરવાનો સંકલ્પ કરનાર ભક્તજને તે પણ કબૂલ કર્યું. લોકલાજની જરાપણ પરવા ન કરતાં કસાઇવાડેથી એ અભક્ષ્ય પદાર્થ પણ મંગાવ્યો, પરન્તુ એ માસ જોઇને પણ સાધુ સંતુષ્ટ થયો નહિ. એને તો શૃગાળશા અને તેની સાધ્વી સ્ત્રીને કસી જોવા હતાં. એણે કહ્યું ' હું અઘોર પન્થી છું. પશુનું માંસ અમે ખાતા નથી. મારે તો નરમાંસ જોઇએ. બીજું કશું મારે ન ખપે. "

શૃગાળશાએ કહ્યું " જેવી આજ્ઞા ! "

સાધુએ કહ્યુ " જેવી આજ્ઞા તો ઝટ કહી દીધુ, પણ યાદ રાખજે મારે

વૃદ્ધ, રોગી, અશક્ત, તથા યુદ્ધમાં ઘાયલ થયેલા મનુષ્યનું માંસ ન ખપે. ”

શૃગાળશાએ કહ્યું ‘ઠીક એવા માંસની વ્યવસ્થા થશે. પછી કાંઈ ? ’

“ હું સમજ્યો. તું કોઈ ચોર, કે કેદી ને પકડીને જબરદસ્તીથી તેને મારીને મારે સારૂ માંસ આણી આપીશ. ”

“ ના, એવું પણ નહિ કરૂં, રાજીખુશીથી જે પોતાનો દેહ આપવા તૈયાર હશે તેનું માંસ આણીશ. પછી કાંઇ ? ”

“ ના, ભાઇ, ના, મારે તો ભાડુતી માણસનું માસ પણ ન ખપે ”

“ તો પછી હું શું કરૂં ? આ દેહ આપને અર્પણ છે. મારા માંસનો આપ આહાર કરી દેહનું સાર્થક કરો. ”

“ ના, તું મહાન્ પરોપકારી નર છે. તારાથી હજારોનું પાલન થાય છે. હજારોનું પાલન કરનાર નરનું માંસ પણ મારે ન ખપે. ”

સતી ચંગાવતીએ તરતજ આગળ આવીને હાથ જોડીને કહ્યું–

“ મહારાજ ! મારૂં માંસ હું આનંદપૂર્વક આપવા તૈયાર છું. ”

સાધુએ કહ્યું ‘ એ પણ નહિ બને પરોપકારમાં તું પણ ક્યાં શૃગાળશા કરતાં ઉતરે એવી છે ? તું ન હોત તો શૃગાળશાની પરોપકાર વૃત્તિ સફળ કદિ ન થાત. તું તો સાક્ષાત્ અન્નપૂર્ણા છે. તું મરણ પામે તો આ અન્નક્ષેત્ર કેવી રીતે ચાલે. ગરીબોને મળતો આશ્રય કાયમી બંધ પડી જાય.’

દંપતિએ કહ્યું “ મહારાજ ! અમે મૂઢ છીએ અમને સ્પષ્ટ સમજાવો આપને કેવું માંસ ખપે ? ”

“ સાંભળ રાજા ! તારે એક સુકુમાર પુત્ર છે ને ? બસ, મારે તેનું માસ ખપે. ”

શૃગાળશાને એ સંતાનમા કેવળ એક પુત્ર હતો એનું નામ ચિલયા ગુજરાતી કવિઓએ તેનું નામ કેલૈયો લખ્યું છે. એ બાળક ઘણો સુંદર, બુદ્ધિમાન અને સદ્ગુણુ હતો. માબાપનો તેના ઉપર પુષ્કળ પ્રેમ હતો.

સાધુને મુખેથી એ લાડકા પુત્રના માંસની ભિક્ષા સાંભળીને શૃગાળશા અને સતી ચંગાવતી ઉપર વજ્રાઘાત થયો.

એ દુઃખદ બનાવની કલ્પના કરતા પણ એમના હૃદયને મોટો આઘાત પહોંચ્યો. તેઓ ભિખાકળાં થઈ ગયાં.

એ જોઈને સાધુ ગર્જના કરીને બોલ્યો “ બસ. જોઇ લીધી તમારી સાધુસેવા ! દુર્ભાગ્ય મારાં, કે આજ આવાં યજમાન સાથે પાનું પડયું.

વાર શામાટે લગાડો છો ! એક નન્નો સોને હશે. સખીથી ભલો સૂત્ર. ચોખ્ખી ના કહી દો, એટલે હુ મારે મુકામે ચાલ્યો જાઉં, તમે કેવાં દાતાર છો તે ખબર પડી ગઇ ”

રાજાએ પત્ની તરફ અર્થ પુરઃસર દૃષ્ટિ નાખી. પત્નીએ આંખના ઈશારામાજ પોતાની સંમતિ દર્શાવી. ચંગાવતીના ધૈર્યનું વર્ણન અમે કયા શબ્દોમા કરીએ ?

તેણે પતિને કહ્યું “ અતિથિ રીસાઇને પાછા જાય એ ઠીક નહિ. એમને આસન ઉપર બેસાડો હુ હમણાંજ આપની ઇચ્છાનુસાર મારા બાળકનું માસ આપની સેવામા રજુ કરૂં છું.”

ચંગાવતી ! ધન્ય છે. તને તો માનવી કહી એ કે દેવી ? ગમે તેવા કઠણ હૈયાની સ્ત્રી ન કરી શકે, એવું કામ કરવા અને પતિનો ટેક નીભાવવા ખાતર તું તૈયાર થઇ !

ચગાવતી બાળકને ખોળવા ગઇ. સુકુમાર બાળક માતાને જોઇને પ્રેમપૂર્વક દોડતો દોડતો સામે આવ્યો અને માતાને વળગી પડ્યો. માતાનું હૈયું ભરાઈ આવ્યું. એણે પુત્રને કહ્યુ “ હાય ! આજ હું તારી માતા નથી, આજ હું રાક્ષસી બની છુ. ધિક્કાર છે મારા જીવનને ! ” નિર્દોષ બાળકે માતાના ઉદ્વેગનું કારણ પૂછ્યુ. માતાએ સાધુની અપ્રસન્નતાથી ડરીને બધો વૃત્તાત એને કહી સંભળાવ્યો.

કેલૈયો સુયોગ્યા માતપિતાનો સુપુત્રજ હતો. સ્વાત્માર્પણનો મહાન ગુણ તો માતાના ગર્ભમાંથીજ એ શીખીને આવ્યો હતો. એણે કહ્યું—

“ કાયા તો રે અંતે પડવાની—

સાધુને હાથે મારૂં મૃત્યુ સુધરશે, ટળશે જન્મમરણની જંજાળરે;
આગે મોરુધ્વજે પિતા ! અંગને વેરાવ્યું, કર્ણે દીધું કાયાનું દાન રે.
શિબિ રાજાની માટી છાબે તોલાણી, ત્યારે રીઝયા ’તા ભગવાન રે;
હરિશ્ચન્દ્રને માથે પિતા ! હેલ પાણીની, એવો દેવે દીધો, તો દંડ રે.
સત્યવાદી બંદા કદી સત્ય ન છોડે,
મરને ભાંગી પડે બ્રહ્માંડ રે.
હિંમત રાખો પિતા હાર મા પામો, તમે જુઓ મોટાના મર્મ રે;
પરમાર્થ સારૂ આગળ પ્રાણ હોમ્યા’તા, તોયે છોડ્યા નો’તા સત્ય ધર્મ રે.
દધિચિ ઋષિને જાચ્યા દેવતા, જેના હાંડકાનું કરવા વજ્ર રે.

કુવાડે અંગને માંડયુ કાપવા, તોય બોલ્યા નહિ બુદ્ધિના સાગર રે;
શિર (તો) મળશે પણ આવો સમય નહિ મળે,
ઘરે મોહન થયા છે મેમાન રે;
અવસર આવ્યો પાછાં પગલાં ન ભરિયે કરિયે
તન મન ધન કુરબાન રે."

આ પ્રમાણે માતપિતાને આશ્વાસન આપીને વીર કેલૈયા કુમારે જોતજોતામા પોતાનું શીર કાપી નાખીને માતાને અર્પણ કર્યું. સાધુ વેશમાં આવેલા શંકર તો આ કુટુંબની પ્રત્યેક વ્યક્તિનું એક બીજાથી ચઢે એવું સાહસ જોઇને આશ્ચર્યચકિત થઈ ગયા, પરન્તુ હજુ એમને ભક્તની વધારે કસણી કસળી હતી. શૃગાળશાએ પુત્રનું માંસ સાધુની આગળ ધર્યું એટલે સાધુએ ગુસ્સે થઇને કહ્યું "કેમ તેં મને વાઘવરુ સમાન પણ ધાર્યો કે કાચું માસ મારી આગળ ધર્યું ? આવું અપમાન શા સારૂ કરે છે; સાફજ કહી દે તો હું મારે ઠેકાણે જાઉં." ચંગાવતીએ હાથ જોડીને કહ્યું "મહારાજ ! મારી ભૂલ થઈ. મને ક્ષમા કરો આપ તો દયાના સાગર છો. આપ મોટું મન કરીને આપની આ પુત્રીને ક્ષમા કરો, અને થોડીવાર થોભો. હું પુત્રના શિરને રાંધીને હમણાં લાવું છું"

સતીએ પુત્રનું શિર કાપીને ખાંડવા માંડયું. એના નેત્રમાંથી આંસુ ટપકતાં હતા. સાધુએ કહ્યું "હું નિસાસો નાખેલુ ભોજન ખાતો નથી. તમે સોળે શણગાર સજીને પ્રસન્ન ચિત્તે ગીત ગાતા ગાતાં શબને સુધારો, તોજ એ ભોજન મારે કામ આવે."

સતી ચંગાવતીએ એ આજ્ઞાને પણ અમલમા મૂકી. હાલરડાં ગાતે ગાતે પુત્રનું શબ સુધાર્યું. આટલી કઠણ પરીક્ષા પણ ભગવાનને માટે અધુરી હતી. સાધુવેશમાં એમણે કહ્યું–

"વાંઝિયાનું અન્ન ખાવું વરજિત છે, એમ શ્રુતિ કહે છે સમજાઈ રે."

સતીએ કહ્યું 'આપ નિરાશ ન થશો હું વાંઝિયણ નથી. મારે પાંચ માસનો ગર્ભ છે, આપને ખાત્રી ન થતી હોય તો પેટ ચીરીને હું બતાવવા તૈયાર છું." સતીએ છરી લઇ પેટ ચીરવાની તૈયારી કરી, એટલે સાધુવેશધારી હરિએ હાથ પકડી લીધા, અને હજારો ધન્યવાદ આપ્યા. એમણે કહ્યું 'તમારા બન્નેની ઉદારતાની પ્રશંસા સાંભળીને એની કસોટી કરવા સારૂ હું આવ્યો હતો. તમારૂં સત્યવ્રત અપૂર્વ સાધુભક્તિ તથા ટેક જો-

ઇને હું પ્રસન્ન થયો છું. તમે જે વરદાન માગો તે આપવા હું તૈયાર છું."

સતીએ કહ્યું

" આવી કસણી ન દેજો રે કોઇને, સ્વામી એ માગું વરદાન રે;

વળી બીજું એ માગું છું, કે પતિ અને અતિથિની સેવામા આ દેહ સદા કામ આવે અને મારી બુદ્ધિ આપની ભકિતમા હમેશાં લાગેલી રહે."

ભગવાને ' તથાસ્તુ ' કહ્યું, અને પોતાના ખરા સ્વરૂપમા પ્રગટ થઇને કેલેયા કુમારને સજીવન કર્યો. બાળકને—

" માતાએ મોતીડે વધાવ્યો, હઇડે હરખ ન માય. "

સતી ચંગાવતીના પતિભકિત, સાધુ શ્રદ્ધા, અપૂર્વ ધૈર્ય આદિ ગુણોની પ્રશંસા કરતાં અમે પણ કવિના શબ્દોવડે પ્રભુને એ પ્રાર્થના કરીશું, કે ' આવી કસણી ન દેજો રે કોઇને '

---

## रत्न १५३ मुं—अम्बरीषनी राणी



પ્રાચીન કાળમાં સૂર્યવંશમા અમ્બરીષ નામનો એક પ્રસિદ્ધ રાજા થઈ ગયો છે. અયોધ્યામા એની રાજધાની હતી. એ એવો પરાક્રમી હતો કે એકલાએ લાખો યોદ્ધાઓ સાથે યુદ્ધ કર્યું હતું, એણે યજ્ઞ પણ ઘણા કર્યા હતા. લિંગ પુરાણમા લખ્યું છે કે એ અત્યંત વિષ્ણુભક્ત હતો. રાજ્યનો કારભાર મંત્રીઓને સોંપી દઇને એણે ઘણા દિવસસુધી વિષ્ણુભગવાનની આરાધના કરી હતી. ભગવાન વિષ્ણુ એક વખત એની ભક્તિની પરીક્ષા લેવા સારૂ ઇન્દ્રના રૂપમા ગયા હતા, અને તેને વરદાન આપવાની ઇચ્છા જણાવી હતી; પરંતુ વિષ્ણુભકત અમ્બરીષે ઇન્દ્ર પાસે કાંઈ પણ વર નહોતો માગ્યો, અને કહ્યું ' કે હું આપને પ્રસન્ન કરવા સારૂ તપસ્યા નથી કરતો અને હું આપનું આપેલું વરદાન પણ નથી લેવાનો. આપ આપને સ્થાને પધારો. મારા પ્રભુ નારાયણ છે અને એમનેજ હું નમસ્કાર કરૂં છું." વિષ્ણુ એટલાથી પ્રસન્ન થયા અને પોતાના ખરા સ્વરૂપમાં એની આગળ પ્રગટ થયા.

એ સમયમા એક રાજાને એક વિદુષી કન્યા હતી. રાજા અમ્બરીષની પ્રેમભકિત જોઇને એ કન્યા ઘણી પ્રસન્ન થઇ, અને તેના સદ્ગુણોને લીધે

એટલી બધી મોહિત થઇ કે એણે સંકલ્પ કર્યો કે 'પરણું તો એવા નરનેજ. એવા ભકતરાજ મને પોતાની દાસી બનાવે તો મારા જેવું ભાગ્યશાળી કોઇ નહિ.' એવો વિચાર કરીને એણે પિતાને કહ્યું 'મે શ્રીઅમ્બરીષ રાજાને આજથી મારા પતિ માન્યા છે. વરીશ તો તેમનેજ, નહિ તો કુંવારી રહીશ. આપ મારી પ્રાર્થના સ્વીકારીને રાજાને એક પત્ર લખો.' કન્યાની પસંદગી યોગ્ય સ્થાને ઉતરી એ જોઇને પિતાને ઘણો સંતોષ થયો. એમણે વિનયપૂર્વક એક પત્ર લખીને બ્રાહ્મણની સાથે અમ્બરીષ રાજાની પાસે મોકલ્યો. બ્રાહ્મણે જલદી જઇને એ પત્ર અમ્બરીષ રાજાને આપ્યો. મહારાજા એ પત્ર વાંચીને બોલી ઉઠયા "રાજકન્યાનો શુભ અભિલાષ હું સમજી શકું છું, પણ મારે બીજી અનેક રાણીઓ છે; સેવાકાર્યને લીધે એમની સાથે વાતચીત કરવાની પણ મને ફુરસદ નથી મળતી, તો પછી હું તમારી રાજકન્યાને પરણીને શું કરૂં ?

'ઉમા ! રામ સુભાવજિન જાના' તિનહિં ભજન તજિ, ભાવ ન આના.
મારૂં મન તો કેવળ ભગવાનની સેવાના રંગમાંજ રંગાયું છે."

બ્રાહ્મણે જઇને રાજકન્યાને બધો વાર્તાલાપ કહી સંભળાવ્યો, અને કહ્યું કે 'બેન ! હું શું કરૂં ? પવનવેગે હું ગયો, રાજાને તમારા રૂપ, ગુણ, તથા એમના પ્રત્યેની ભકિતની ઘણીએ વાત કહી પણ રાજાનું મન પીગળ્યું નહિ. મારો ફેરો સફળ ન થયો." રાજકન્યા એમ નિરાશ થઇને પોતાનો સંકલ્પ તજી દે એવી નહોતી. એણે કહ્યું "મહારાજા અમ્બરીષના અતિ તીવ્ર વૈરાગ્યનું તમે જે વર્ણન કર્યું તેથી હું ઘણી પ્રસન્ન થઇ છું. હું જાણું છું કે એ ઘણાજ ધર્મજ્ઞ છે, તથા એમના શુદ્ધ અંતઃકરણમાં ભકિતલતા એવી સઘન ફેલાઇ છે, કે સ્ત્રીપુત્ર દિકની વાસનાના અંકુરને એમાં સ્થાનજ નથી રહ્યું." એટલું કહેતાં કહેતામા તો ભકતરાજના સ્નેહથી એ સુશીલા રાજકન્યાનું હૈયું ભરાઇ આવ્યું. થોડીવાર પછી તે બોલી ઉઠી "એમની ભગવદ્ભકિતએ મારા અંતઃકરણનું એટલું બધું આકર્ષણ કર્યું છે, તથા મને એટલી બધી રીઝવી છે, કે હું એમનેજ મારા પતિ, મારા આરાધ્ય દેવ માની ચૂકી છું. (મન ભકિતહી રિઝાઇ લિયો, પ્રિયો પતિ, સુખ નહિ દેખો ઔર પિયાકો) હવે હું બીજા કોઇ પુરુષનું મોંસરણું પણ દેખનાર નથી. મહારાજ ! તમે ફરીથી એમની પાસે જાઓ અને કહો કે 'જો આપ મને આપના ચરણની દાસી નહિ બનાવો તો આપને સ્ત્રીહત્યાનું પાપ લાગશે; કેમકે

આપના વગર આ દેહમાં પ્રાણ ટકી શકનાર નથી '

'કૈ અપના વહિ મોહિવેં કૈ મૈં ત્યાગી દેહ
ભકત શિરોમણી નૃપતિ તે, કહે હું વિપ્રવર નેહ!'
(નાભાજી-ભકતમાલ)

બ્રાહ્મણે ફરીથી જઇને અમ્બરીષ રાજાને રાજકન્યાનો એમના પ્રત્યેનો પ્રેમ જણાવ્યો. રાજા એના સાચા પ્રેમની વાત સાંભળીને પ્રસન્ન થયો, અને આ પણ એક ધર્મ સંકટ છે, એમ ધારીને પોતાનું ખાંડુ મોકલીને તેની સાથે લગ્ન કર્યું

લગ્ન થયા પછી રાજકન્યા ઘણાજ ઉત્સાહપૂર્વક સાસરે આવી. પતિ પત્ની બન્ને એક બીજાનો પ્રભુપ્રેમ જોઇને મુગ્ધ થઈ ગયા રાજાએ આજ્ઞા આપી કે "નવું રાજમંદિર સાફસુફ કરીને એમાં રાણીનો નિવાસ રાખો, અને ઠાકોરજીના ભોગની બધી સામગ્રી ત્યાં તૈયાર રખાવો. એમ લાગે છે કે પૂર્વ જન્મમાં એની ભકિતસંબંધી કોઈ વિમળ વાસના અધુરી રહી ગઈ હશે, એ પૂરી કરવા સારૂ મારી સાથે એનું લગ્ન થયું છે."

ભક્તિમતી રાણી પોતાના મહેલમાં રહેવા લાગી એક દિવસ પાછલી રાતે એકલી ઉઠીને પતિના પૂજાભવનમાં પ્રવેશ કર્યો અને મંદિરનો પૂંજો પોતાને હાથે કહાડીને, તથા વાસણ આદિ માંજીને ઠાકોરજીની સેવા કરી ગઈ. દરરોજ એ સેવા કૃત્ય રાજા પોતે કરતા હતા. સવારના પહોરમાં રાજાએ જઈને મંદિર જોયું ત્યારે એને ઘણું આશ્ચર્ય ઉત્પન્ન થયું, કે મારે કરવાનું કાર્ય કયો ચોર કરી જાય છે. ત્રણ દિવસ સુધી એજ પ્રમાણે થયું. ચોથે દિવસે રાજા સંતાઇને બેઠા, તો ભકિતમતી રાણીને સેવા કરતી જોઇને પ્રસન્ન થયા, અને કહ્યું કે 'તમારા મનમાં સેવાની આટલી બધી ઉત્કંઠા અને ભકિત છે તો એમને તમારા મહેલમાંજ કેમ નથી પધરાવતા, કે જેથી એમની પૂજાનો ભાગ તમારે માથેજ રહે.'

શ્રીભકતરાજના શુદ્ધ અંતઃકરણમાંથી પ્રીતિપૂર્વક નીકળેલા આ શબ્દો સાંભળતાવારજ પ્રેમમૂર્તિ રાણીને એટલો બધો આનન્દ થયો કે એણે એ સૂચનાને ગુરુમંત્ર સમાન ગણીને સ્વીકારી. પ્રાત:કાળ થતાજ તેણે ધામધૂમ પૂર્વક પૂજાઅર્ચનાસહિત ઠાકોરજીની મૂર્તિને પોતાના મહેલમાં પધરાવી હવે એણે પોતાનેજ હાથે ઠાકોરજીને શણગાર સજાવવા માંડયા. એના નેત્રોમાંથી પ્રેમાનંદ વરસતો હતો રાણીની ભકિતની પ્રશંસા ચારે દિશામાં છવાઈ ગઈ.

પત્નીના સુયશના વૃત્તાંત રાજાને કાને પણ પડતા જે ઠાકોરજીનું પૂજન રાણી આટલા પ્રેમથી કરી રહી હતી, તેમના દર્શન કરવાની રાજાને પણ ઉત્કંઠા થઇ અને એક દિવસ વ્યાકુળચિત્તે એ રાણીના મંદિર તરફ ચાલી નીકળ્યા. એમણે ધીમે પગે ત્યાં જઇને દ્વારરક્ષકોને કહ્યું કે હું ચુપચાપ રાણીની ભક્તિ જોવા માગું છું, તમે એને મારા આવ્યાની ખબર આપશો નહિ. મંદિરની સમીપ જઇને જુએ છે તો પ્રભુના અનુરાગથી મસ્ત બનેલી સુંદરી પોતાના શરીરનું ભાન ભૂલી જઇને પ્રેમરંગમાં મગ્ન થઇ છે એના નેત્રોમાંથી પ્રેમાનન્દની અમૃતધારા દડદડ વહી રહી છે વીણા વગાડીને કોમળ સ્વરે પ્રભુનો યશ ગાઇને એ ઠાકોરજીને રીઝવી રહી છે. એ સ્થિતિમાં રાણીને જોઇને અમ્બરીષના હૃદયમાં પત્ની માટે ઘણું માન ઉત્પન્ન થયું એ મનમાં વિચારવા લાગ્યા આજની ઘડી ધન્ય છે ! આજનો દિવસ ધન્ય છે !

કોઉ કૈંઆન નવીન સુરનતે મનહું વશીકર આપે.
કોઉ મૃગનયની કોકિલબયની, પંચમ રાગ અલાપે.

नाहं वसामि वैकुण्ठे योगिनां हृदये न च
मद्भक्ता यत्र गायन्ति, तत्र तिष्ठामि ना ।

હવે રાજાથી બારણા આગળ ઝાઝો વખત ન ઉભા રહી શકાયું. જાહેર રીતે એ પત્નીની પાસે ગયા પ્રભુ-પ્રેમનિમગ્ન રાણીનું ધ્યાન હવે સેવામાંથી ભક્તરાજ તરફ ગયું એણે જોયું કે મારા હરિ-પતિદેવ-હિતોપદેશ આપી સન્માર્ગની મારી વૃત્તિઓને પોષનાર ગુરુ રાજા અમ્બરીષ પાસેજ ઉભા છે એમના આદરસત્કાર કરવા રાણી ઉભી થઇ, એટલે રાજાએ કહ્યું "તમારા કાર્યમાં વિક્ષેપ ન પડવા દો. ને 'વૈસેહી બજાવો બીન તાનનિ નવીન લૈકોંઝીન સુર કાનપરૈ, જાતિ મતિ ખોઇએ' પ્રિયે ! તમે તો વીણા વગાડયાજ કરો, અને મધુરસ્વરથી પ્રભુનું યશગાન કર્યાજ કરો, કેમકે એ ભક્તિરૂપી અમૃત વગર મારો પ્રાણ અકળાઇ રહ્યો છે"

રાણીના ઉત્સાહમાં પતિના આ શબ્દોથી વધારો થયો તરતજ એ હાથમાં વીણા લઇને ફરીથી મધુર સ્વર આલાપવા લાગી. ભજન ગાતા ગાતા શ્યામસુંદરની મનમોહક મૂર્તિ તેની આગળ ખડી થઇ ગઇ, અને એ એમાં જ મગ્ન થઇ ગઇ, રાજા પણ ભક્તિરસમાં લીન થઇ ગયો. બન્ને જણાએ એજ પ્રમાણે ભજનમાં રાત્રી ગાળી. એ સુખરાત્રી એમને એક પળ સરખી લાગી. ખરેખર ! એ અપૂર્વ સુખ તો જેણે અનુભવ્યું હોય તેજ જાણે ! એ

સુખમા પડયા પછી મનુષ્ય ભૂખ, તરશ, નિદ્રા બધુ વિસરી જાય છે. જાગૃત, સુષુપ્ત, કે સ્વપ્ન અવસ્થાનું પણ તેને ભાન રહેતુ નથી, અને બાહ્ય ઇન્દ્રિયો પોતાનું શાસન છોડી દે છે.

રાણીની ભક્તિના આ સમાચાર બીજી બધી રાણીઓએ સાભળ્યા, કે આજે તો એના કંઠે પ્રભુના ગુણગાન સાભળવા સારૂ રાજાજીએ આખી રાત એના મહેલમા વ્યતીત કરી, એ તો બધાની શિરોમણિ થઇ ગઈ, એની બરોબરી તો અમારાથી કેવી રીતે થાય ! બધીએ વિચાર કર્યો કે મહારાજા ભગવાનની સેવા અને ભક્તિથીજ પ્રસન્ન થાય છે. માટે અમારે પણ એજ પ્રકારે સેવા અને ભક્તિદ્વારા પતિને વશ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ.

બધી રાણીઓએ એજ પ્રમાણે કર્યું. વિષયો ઉપરથી બુદ્ધિને ખસેડીને કેવળ ભગવત ભજનમાજ રાતદિવસ વ્યતીત કરવા લાગી, રાજા અંબરીષ એમનું વર્તન જોઇને પ્રસન્ન થયા અને બધાના મંદિરોમાં પધારીને, ભજનોમા જોડાઈ, તેમના ઉત્સાહમા વધારો કરવા લાગ્યા. રાણીઓનો દાખલો જોઇને નગરવાસી જનો પણ રાજાને પ્રસન્ન રાખવા સારૂ ભગવદ્ભક્તિમા ચિત્ત પરોવવા લાગ્યા. નિત્ય નવા ઉત્સવો, અને કીર્તન સમારંભ થવા લાગ્યા આ પ્રમાણે એક પરમ વિદુષી અને ભક્તિમતી રાણીના પ્રભાવથી ઘેરે ઘેર ભક્તિની કલ્પલતા ફેલાઇ ગઈ. ધન્ય છે એ રાણીને !



# जुवानी माणवानी रीतो–जुवानोने आमंत्रण

એક ગામડુ છે કાઠી, રાજપૂત કે કોઈ પણ કોમનો એક ગામડીઓ જુવાન માથે લાબા ઓળેલા વાળ રાખે, ઉપર ફરકતા છોગા ખોસી સાફાઓ પહેરે; આડાઅવળા શીવણવાળા કળાવાળા કબજાઓ પહેરે, નાડીએ પાચ પાચ ફુમતાઓ રાખે, આખમા આજણના જાદુ ભરે અને પનીઆરીને કિનારે બેસી વાસળી બજાવે, એમા એ જુવાનીની સફળતા માને છે. જુવાની માણવાની એની એ રીત છે

એક શહેર છે એક શહેરી જુવાન મઝાની બાબરી ઓળે છે, કપાળે નાનો ચાદલો કરે છે, માથે આડી ટોપી મૂકે છે, હાથમા નાનકડી લાકડી રાખે છે, આખે ચશ્મા પહેરી ચશ્મા નીચેથી ઝીણી આખે ઉદ્યાનના બાકડાઓ ઉપરથી અનેક ઈષ્ટાનિષ્ટ દશ્યો જુએ છે, એની જુવાનીની સાર્થકતા એ એમાં માને છે.

એક સેવાભાવી જુવાન છે હાથે ધોએલી જાડી ખાદીનુ પહેરણ, ધોતિયું અને ટોપી પહેરે છે એની આખે ચશ્મા નથી અને નથી આજણ. એના હાથમા નથી વાસળી કે નથી લાકડી એ રસ્તે જતા અજાણ્યાને રસ્તો બતાવે છે, ડોશીઓ કે ડોસાઓને સહાય આપે છે, ગામમા પાણીના પૂર આવે છે ત્યારે પૂરમા તણાતા પ્રજાજનો કે તેમની માલમત્તાનું રક્ષણ કરવા પાણીમા ઝ પલાવે છે, ગામમા આગ લાગે છે, ત્યારે અ દર રોકકળ કરી રહેલા મનુષ્યોને બચાવવા એ ઝપાટાબ ધ ઉપર ચઢી પોતાની ખાધ ઉપર તેમને ઉતારી લાવે છે, ઇન્ફ્લુએનઝા કે પ્લેગના પીડિતોને ઘરે ઘરે જઈ દવા આપે છે–તેમની શુશ્રૂષા કરે છે, મેળાઓ વખતે ભૂલેલાને ઘર બતાવે છે, માંદા રોને દવા આપે છે, યાત્રીઓની સગવડ અર્થે–તેમની માલમત્તાની રક્ષા અર્થે રાત્રીદિવસના ઉજાગરા વેઠે છે.

ખાદી પહેરનાર ઓ જાડી ધાબળીવાળા જુવાન ! તે તારી જુવાની સાચી માણી છે તારી જુવાની સફળ ઉતારી છે તેં તારૂં જીવન જીવી જાણ્યું છે ! વૌઠાના મેળામા એવી જુવાની ઝળકતી હતી

અમારા ઓ જુવાનો ! તમારે જુવાની સાચી માણવી હોય તો આવજો, આ માર્ગે અમારા તમને આમંત્રણ છે !

(સૌરાષ્ટ્ર તા ૧૫-૧૧-૨૪)

# બાળલગ્ન ને ભારે લગ્નખર્ચ

બાળકો જાણે માબાપને લગ્નનો લહાવો લેવા માટેજ ન હોય તેમ આપણે માત્ર એટલોજ વિચાર કરીએ છીએ કે ક્યારે તેમને પરણાવી દેવાય, પરતુ તેમને કેળવણી આપી પોતાની આજીવિકા પેદા કરવાને લાયક કરવાને કંઇ વિચાર કરતા નથી. આનુ પરિણામ એ આવે છે કે તેઓ અજ્ઞાન અને અભણ રહે છે અને મોટપણમાં દુઃખી થાય છે. વળી ઘણી વખત બિચારી બાળકીને કુમળી વયથી વિધવાપણું ભોગવવુ પડે છે અને તેથી તેને તથા તેના બાઇભાઇને આખી જીંદગી દુઃખી થવુ પડે છે માટે બાળલગ્ન ન કરતા કન્યા ઓછામાં ઓછી ચૌદ વર્ષની અને છોકરો ઓછામાં ઓછો વીશ વર્ષનો થાય ત્યાંસુધી તેને કેળવણી આપવા સિવાય બીજો વિચાર કરવો ન જોઇએ. આજકાલ કન્યા–કેળવણી તરફ કંઇક લક્ષ અપાય છે ખરૂ, પણ બાળલગ્ન થતાં હોવાથી કેળવણી અધુરી અગર નહિ જેવીજ અપાય છે પરણ્યા પછી છોકરાઓ તો ભણતર જારી રાખે છે, પણ કન્યાકેળવણી તો લગ્નની સાથેજ બંધ થાય છે. લાયક ઉમ્મરનાં થયા પછીજ પુત્રી અથવા પુત્રનો વિવાહ કરવાનો વિચાર કરવો જોઇએ નાનપણથી વિવાહ કરી રાખવો એ સારૂં નથી, કારણ કે એમ કરવાથી બાળકોના મનમાં ભણવા કરતાં પરણવાની વાત વધારે રમ્યા કરે છે. વળી તેઓ મોટાં થયે લાયક ન નિવડે તો માબાપને પસ્તાવુ પડે છે પુત્રને માટે ગુણવાન ને લાયક કન્યા લેવાને બદલે કયી કન્યા લેવાથી વધારે રૂપીઆ મળશે એટલુંજ જોવાય છે કન્યા માટે ગુણવાન વર જોવાને બદલે માત્ર કહેવાતું કુળ જોવાય છે, અને વરની લાયકી કેવી છે તે જોવાતું નથી. આનું પરિણામ માઠું આવે છે અને દુઃખી થવાય છે, માટે આપણા કઢંગા રિવાજમાં સુધારો થવાની જરૂર છે તે નહિ થાય ત્યાંસુધી આપણી ઉન્નતિ થવાની નથી એમ સમજી આ બાબતમાં ખાસ ધ્યાન આપવા જેવુ છે. લગ્ન પ્રસંગે ગજા ઉપરાંત ખર્ચ કરવામાં આવે છે તેથી આપણી પાયમાલી થાય છે લગ્ન જેવે આનંદને પ્રસંગે શક્તિ પ્રમાણે ખર્ચ કરવા કોઇ ના કહેતુ નથી; પરંતુ શક્તિ ન હોય છતાં પણ ઘરબાર ગીરો મૂકી, દેવું કરી, ગજા ઉપરાંત ખર્ચ કરવું એ મૂર્ખાઇ છે.

સૌ૦ સમજુબા દેસાઈ

# नवुं जगत्

ગરીબી એ કેવો ગુન્હો ! નિર્ધનતા એ કેવુ કલંક ! કોઇ ગરીબ ચોરી કરે અને તેને માટે જેલ તૈયાર છે, કોઇ નિર્ધન ધનને અર્થે ખૂન કરે અને એ ખૂનીને માટે ફાંસીનો માચડો ઉભો છે, અને શ્રીમંત ? કોઇ શ્રીમંત ચોરી કરે, લૂંટો ચલાવે અને દુનિયા તેની ચાતુરીની સ્તુતિઓ ગાવા માડે, તે લક્ષ્મીને અર્થે તેના સ્વદેશમા અને વિદેશમા માનવીના હત્યાકાડો રચે અને એ હત્યારો સ્વદેશસેવકનુ સુનામ પામે, એ ચોરીઓ અને એ લૂંટો અને એ હત્યાઓથી તે દોલતમંદ બને, એટલે તેને ઉમરાવપદે ચડાવવામાં આવે; અને જગત તેની ઝુકી ઝુકીને સલામો લે ! ઓ જગત ! તારો કેટલો અધઃપાત થયો છે ?

પણ હા, આ જૂની દુનિયાના ખંડેર ઉપરજ નવું જગત રચાશે—અને જરૂર રચાશે કોઇ જાદુગર એક રાતમાંજ મહેલાતો ઉભી કરી દે, તેમ આજની પવિત્ર ગરીબીનાં ઉદરમાંથીજ નવી દુનિયા અવતરશે—અને થોડા કાળમાંજ અવતરશે. તે નવા જગતમા સત્યના અજવાળા ચોમેર રેલાઈ રહ્યા હશેઃ પ્રેમની મધુરતા સર્વત્ર મઘમઘી રહી હશેઃ તે દુનિયામા સેવા સર્વની પૂજા પામશે, સર્વ સમાન મનાશે, અને સન્માનના અધિકારી ગણાશે.

આજે પૃથ્વી તેની પ્રથાઓ અને તેના શિષ્ટાચારોના કાદવમા ખદબદી રહી છે, આજે ધરતી ઉપર સત્તાલોભ અને ધનતૃષ્ણાની જ્વાળાઓ સળગી રહી છે, આજે એ યુદ્ધનો સેતાન માનવીઓના અંતરમંદિરમાંથી પ્રભુને પદભ્રષ્ટ કરી રહ્યો છે, આજે શ્રીમંતોની લાલસાતૃપ્તિને અર્થે ગરીબોની જીંદગીની હરરાજીઓ બોલાઈ રહી છે, અને આજે જગત કોઇ કદરૂપા દાનવ જેવું બની ગયું છે ! પણ નવો પ્રકાશ અને નવી દૃષ્ટિ, નવો આદર્શ અને નવી આશા, એ બધી બદીઓને ધોઈ નાખશે; એ બધી કદ્રૂપતાને હરી લેશે અને આ જૂની કાયામા નવા પ્રાણ પૂરશે. શુદ્ધિ પામેલા આ જગતમા પ્રકાશમય, પ્રેમમય અને સુંદર, પ્રભુની પુષ્પવાટિકાસમું એક નવું સ્વર્ગ સર્જાશે. સ્વર્ગના ઓ સુખકર વાયરાઓ ! તમે દેવોના ઉપભોગની એ તમારી વાયુલહરિઓ આ અવનિ ઉપર વર્ષાવો; અમારા પ્રાણમા સ્વર્ગના એ અમૃત ભરો અને આ ખુનીઓ અને હત્યારાઓની એડીતળે ચગદાતા જગતને સેવાની અમીરીથી ઝળહળતું, પ્રેમની ખુશબોથી મહેકતું, માનવીની સ્વાધીનતાનું મહારાજ્ય બનાવો! (મોડર્ન રિવ્યુમાંના એક સંવાદઉપરથી "સૌરાષ્ટ્ર" તા ૧૫-૧૧-૨૪)

# हवे पछी बहार पडनारा ग्रंथो

નીચલામાંના ઘણાખરા ગ્રંથો ચાલુ તેમજ આવતા–૧૯૮૨ ના વર્ષમાં વિવિધ ગ્રંથમાળાદ્વારા તેમજ છૂટા નીકળશે અને તરતમાં લેનારને કિફાયતે મળશે.

રામતીર્થ–ભાગ ૧૨ થી ૧૪ વિસ્તૃત જીવન ચરિત્ર સહિત
પહિયારનાં સ્વર્ગનાં પુસ્તકો
ટુંકી-વાતોના નહિ મળતા ભાગો
ભારતના સંત અને વીર પુરુષો
શ્રીગૌરાંગ મહાપ્રભુનું મોટું ચરિત્ર.
સંતવાણીસંગ્રહ–અનેક ભાગોમાં.
તુલસીકૃત રામાયણ–મૂળ તથા ટીકા.
રાજસ્થાનનો ઇતિહાસ–નવી આવૃત્તિ
યોગવાસિષ્ઠ બને ભાગ–નવી આવૃત્તિ
ભગવતી ભાગવત–નવી આવૃત્તિ
મહાભારતનાં અઢારે પર્વ.

# संपूर्ण महाभारत

આ ગ્રંથ કહાડવાની યોજના અગાઉ આ સંસ્થાએ પડતી મૂકેલી, તે પાછી નવેસરથી શરૂ કરવાની તૈયારી ચાલે છે ઇશ્વરેચ્છા તો ચાલુ ૧૯૮૧માંજ તેની યોજના રજુ કરાઇને ૧૯૮૨ ના એકજ વરસમાં આખો ગ્રંથ રૂ ૨૫)માં બહાર પડી જશે.

# पुस्तको मंगावनारने खास सूचना

૧–પોસ્ટેજ ઉપરાંત રજીસ્ટર તથા વી પી. ખર્ચ પણ રૂ ૧૦)- સુધીનું રૂ. ૦। જૂદું લાગે છે. ૨–બહારથી મંગાવનારે અમદાવાદજ લખવું. ૩–મંગાવેલામાંથી જે પુસ્તક ન આવે તે ખલાસ સમજવું. ૪–રૂ. ૧) થી ઓછાનાં પુસ્તકાદિ જોઇયે તો વી. પી. થી ન માગતાં મ. ઓ કે ટીકીટોજ મોકલવી. ૫–પૂરૂં મૂલ્ય તથા પેકીંગ ૪૦ ટકા ૦। પ્રથમથીજ મોકલીને કોઇક રૂા. નાં સામટાં પુસ્તકાદિ રેલરસ્તે મંગાવનારને ખર્ચ બહુ ઓછો આવશે. ૬–રૂ. ૨૫) યા વધુનાં પુસ્તકાદિ લેવાથી પેકીંગ માફ છે, તથા કમીશન પણ મળશે. ૭–બહારનાં પુસ્તકો લાવીને મોકલાશેનહિ.

# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

અમદાવાદમાં–ત્રણ દરવાજા બહાર, નદીને રસ્તે, સેશન કોર્ટ પાસે.
મુંબઇમાં–કાલબાદેવી રોડ, જુની હનુમાન ગલીને નાકે, કાલબાદેવીના મંદિર સામે